અંદરના ઉપરણા પરના ચિત્રમાં ભગવાન બુદ્ધની માતા માયારાણીને આવેલા સ્વપ્નનું અર્થઘટન રાજા શુદ્ધોધનને કહી સંભળાવતા ત્રણ પંડિતોને આલેખતા શિલ્પની પ્રતિકૃતિ જોવા મળે છે. ચિત્રના નીચેના ભાગમાં પંડિતોના અર્થઘટનને નોંધી લેતો લહિયો નજરે પડે છે. ભારતમાં લેખનકલા અંગેનું આ કદાચ પ્રાચીનતમ ચિત્રાંકન છે.

નાગાર્જુનકોન્ડા (ઇશુની બીજી સદીનું)નું શિલ્પ

નેશનલ મ્યુઝિયમ, નવી દિલ્હીના સૌજન્યથી.



# તિસ્તાકાંઠાનું વૃત્તાંત

લેખક
દેવેશ રાય
અનુવાદિકા
અનિલા દલાલ



સાહિત્ય અકાદેમી

Tistakanthanun Vrittant (तिस्ताकांठानुं वृत्तांत) :
Gujarati translation by Anila Dalal of
Devesh Ray's Akademi Award winning novel
*Tistaparer Brittanta* in Bengali
Sahitya Akademi, New Delhi (1997), Rs. Three Hundred Sixty




First Edition : 1997

**Published by :**
Sahitya Akademi

**Head Office :**
Rabindra Bhavan, 35, Ferozeshah Road, New Delhi 110 001

**Sales Department :**
Basement in 'Swati', Mandir Marg, New Delhi 110 001

**Regional Offices :**
172, M. M. G. S. Marg, Dadar (East), Mumbai 400 014
Jeevan Tara, 23A/44X, Diamond Harbour Road, Calcutta 700 053
Guna, 304-305 Anna Salai, Teynampet, Chennai 600 018
ADA Rangamandira, 109 J. C. Road, Bangalore 560 002

ISBN 81-7201-961-0

Price : Rs. 360/-



**Printed by :**
Rangdwar Software Services,
A-6, Purneshwar, Gulbai Tekra, Ahmedabad 380 015

# પ્રાસ્તાવિક

સરહદને પાર કરવી કે સીમાને ઓળંગવી તે હંમેશાં એક ઉજવણી અને ઉલ્લાસનો અવસર હોય છે. લગભગ બે હજાર કિલોમીટરના અંતરે આવેલી એક ભારતીય ભાષાની નવલકથામાંથી બીજી ભાષામાં અનુવાદ થવો તે સીમા કે સરહદની પાર પહોંચવા જેવું છે. એની ઉજવણી થવી જોઈએ.

મૂળ કૃતિના લેખક તરીકે મેં તો માત્ર કામ કરવા માટેનું એક ઉપાદાન આપ્યું છે. એજન્ડા, મૂળ કાર્ય અને પૂર્ણ થતી રચના એ બધાંનો યશ તો અનુવાદકને, તેમજ ભોળાભાઈ પટેલને ફાળે જાય, જે નમ્રતાપૂર્વક બંગાળી અને ગુજરાતી સાહિત્ય વચ્ચે એક સેતુ બને છે.

આ કૃતિ વિશે કશું કહેવું હું પસંદ નહીં કરું. હું જે કહેવા માગું છું તે જો આઠસો જેટલાં પાનાં કહે નહીં, તો પ્રસ્તાવનાની બે-ત્રણ લીટીઓ કંઈ મદદ કરી શકે નહીં. આ નવલકથામાં લગભગ બધાં જ પાત્રો ઉત્તર-પશ્ચિમ બંગાળ અને દક્ષિણ-પશ્ચિમ અસમના સરહદી વિસ્તારોની વિશિષ્ટ પ્રકારની બોલીઓમાં વાત કરે છે. આ બોલીઓનો વિસ્તાર પશ્ચિમ બંગાળના જલપાઈગુડી, કુચબિહાર અને પશ્ચિમ દિનાજપુર જિલ્લા તથા અસમનો ગોઆલપાડા જિલ્લો છે, અને તે બાંગ્લાદેશના દિનાજપુર અને રંગપુર સુધી પહોંચે છે.

મેં તિસ્તા નદીનો પ્રવાહ પહાડો પરથી નીચે બાંગ્લાદેશમાં પ્રવેશે છે ત્યાં સુધીના કાંઠાના વિસ્તાર સાથે કામ લીધું છે. આ બોલીઓ ગુજરાતીમાં કેવી રીતે ઉતારવામાં આવી હશે તે હું જાણતો નથી અને જાણી શકું પણ નહીં. હું ધારું છું કે મૂળ રચનાનું સત્ત્વ સાદી શિષ્ટ ગુજરાતી ભાષા દ્વારા પણ વાચક સુધી પહોંચાડી શકાય.

મૂળ રચનાનું સત્ત્વ એ જ તો મહત્ત્વની વાત છે. જો કોઈ વાચક મને ગુજરાતમાંથી કંઈ લખશે તો તેને હું મારો ઉત્તમ પુરસ્કાર ગણીશ.

દેવેશ રાય

‘વાલ્મિક’
એફ/એ/ દેશબંધુનગર
કલકત્તા, ૭૦૦૦૫૯

# નવલકથામાં આવતા કેટલાક વિશિષ્ટ શબ્દો

રાજવંશી : એક અનુસૂચિત જનજાતિ. પરશુરામે જ્યારે પૃથ્વી નક્ષત્રી કરી ત્યારે જે ક્ષત્રિયો નાસી છૂટેલા તે આ બધા રાજવંશી, એમ કહેવાય છે. તે ચાના બગીચામાં કામ કરતા નથી. બીજાં બધા પ્રકારનાં કામ કરી શકે, પણ મુખ્યત્વે ખેતમજૂર તરીકે કામ કરે છે.

વાઘારુ : 'વાઘામારુ' એ એક રીતે બિરુદ છે. હાથોહાથની લડાઈમાં કે છરાથી વાઘને મારનાર. નવલકથાનો વાઘારુ રાજવંશી છે. (આવા વાઘારુઓનો લેખકને પ્રત્યક્ષ પરિચય છે).

હલકા કેમ્પ : જમીનવેરો નક્કી કરવા માટેનો સરકારી કેમ્પ.

ઑપરેશન બર્ગા : બંગાળની ડાબેરી મોરચા સરકારે પશ્ચિમ બંગાળમાં અપનાવેલો જમીનમોજણીનો કાર્યક્રમ, જેમાં ખેતીના ભાગિયાઓનાં નામ પણ પાણીપત્રકમાં નોંધવામાં આવે.

બર્ગાદાર : ભાગિયા.

જરિપ : મોજણી.

બુઝારત : પાણીપત્રક.

ડુયાર્સ : ભૂતાનની ટેકરીઓની તળેટીમાં આવેલો પશ્ચિમ બંગાળનો પૂર્વ ભાગ. અક્ષરશઃ અર્થ થાય છે ભૂતાનમાં પ્રવેશવાનાં નવદ્વાર ('door' પરથી 'ડુયાર્સ.)

સુકાનીદાર : ડુયાર્સ વિસ્તારમાં 'લીઝ' પર ખેતી કરતા નાના જમીનદાર.

જોતદાર : જમીનમાલિક — નાનો, મધ્યમ, કે મોટો. મજૂરોને પાકમાંથી ભાગ આપવાનું ઠરાવીને તેમની પાસે જમીન ખેડાવે છે. ગામનો સહજ રીતે જ મુખી. રાજકીય પ્રભાવ ધરાવે છે.

દેઉનિયા : સરકારી કચેરીઓ કે કોર્ટ સાથેના મામલામાં એક વચેટિયા માણસ (દલાલ) તરીકે કામ કરનાર; ઘણીવાર આ સંજ્ઞા નિંદાત્મક અર્થમાં વપરાય છે, પણ મોટે ભાગે ગામનું દરેક જણ તેની પાસેથી સલાહ લે તેવો એક આગેવાન.

હલુયા : હળખેડુ.

ચરુયા : નદીના ભાઠામાં રહેનાર.

બાથાન : ગાય-ભેંસોનું ધણ, જે આખા ચરાઉ જંગલમાં છૂટું ફરતું હોય. ઢોરને રહેવાની એક જગ્યા તરીકે પણ વપરાય છે.

ભામની : કાશ; રાજવંશીઓ કાશફૂલને 'ભામની' કહે છે.

# આ નવલકથા

હિમાલયના નેપાળ-દાર્જિલિંગ પ્રદેશમાંથી નીકળતી તિસ્તા નદીના બન્ને કાંઠા પરના લોકોનું જીવન આ કથામાં ગૂંથવામાં આવ્યું છે. ઉપરથી નીચે વહી આવતી તિસ્તા બંગાળના છેક ઉત્તરના ભાગ શિલિગુડી અને જલપાઈગુડી આગળ થઈ બાંગ્લાદેશમાં પ્રવેશે છે. તિસ્તાના આ કાંઠા-વિસ્તારના મનુષ્યોની, તેમના એકદમ ભિન્ન પ્રકારના અનુભવોની, તેમની મુશ્કેલીઓ અને પ્રશ્નોની આ કથા છે. આ નવલકથા આમ એક વિશિષ્ટ પરિવેશ ધરાવતી અ-સામાન્ય કૃતિ છે.

જાણે કોઈ મહાકાવ્ય હોય તેમ લેખકે આ નવલકથાને છ પર્વોમાં વિભાજિત કરી છે : આદિપર્વ, વનપર્વ, ચરપર્વ, વૃક્ષપર્વ, મિછિલપર્વ અને અંત્યપર્વ. આદિપર્વમાં તિસ્તાના ડાબા કાંઠે આવેલા આપલચાંદ ફૉરેસ્ટ પાસેનાં ગાજોલડોબા ગામે કથાનો આરંભ થાય છે. તેમાં સૅટલમૅન્ટ ઑફિસર તરીકે આવેલો સુહાસ જમીનના સર્વે માટે કૅમ્પ નાંખે છે; નજીકના ક્રાન્તિહાટમાં એ વખતે અઠવાડિક હાટ બેઠેલો છે. પ્રચંડ જળઓઘ લઈને પહાડો પરથી નીચે ધસતી તિસ્તા પોતાનાં વહેણ બદલતી રહે છે, એટલે બૅરેજ બાંધીને એનાં પાણીને નાથવાની યોજના ઘડાઈ છે. તે સાથે જમીનના પ્રશ્નો ઊભા થાય છે : કેટલીક જમીન ડૂબમાં જશે, કેટલેક સ્થળ જળરેખા બદલાશે, ક્યાંક ક્યાંક નવી જમીન બહાર આવશે, જમીનની માલિકીની અલગ વ્યવસ્થા કરવી પડશે. આ બધાંને કારણે સર્વે મૅપ નવેસરથી કરવો પડશે. જોતદારો (મોટા ખેડૂતો) અને ગણોતિયા, ટી-ઍસ્ટેટના ઑફિસરો અને મજૂરો, આદિવાસી ખેતમજૂરો અને બહારથી આવેલા મજૂરો, — દરેકના પ્રશ્નો છે. આ સૌ વચ્ચે કેન્દ્રમાં આવે છે આદિવાસી વાઘારુ : 'શાલગાછેર મતો' — શાલવૃક્ષ જેવો જંગલનો માનવી. વાઘ સાથેની શસ્ત્રહીન હાથે થયેલી લડાઈમાંથી તેને પોતાનું આ બિરુદ મળ્યું છે : ફૉરેસ્ટચંદ્ર વાઘારુ વર્મન; આમ તો ગયાનાથ જોતદારનો એક મજૂર.

વનપર્વમાં તિસ્તાપાર છોડી ગયાનાથના કહેવાથી ડાયના નદીના ટાપુ પર વાઘારુ નિર્વાસિન પામીને નીકળે છે અને ત્યાં તેને ગયાનાથના ધણની સંભાળ રાખવાની છે. જંગલમાં ઢોરો વચ્ચે રહેતા વાઘારુનો દરેક ગાય-ભેંસ સાથેનો આત્મીય સંપર્ક અનન્ય છે. એક પંખીના અવાજના પ્રત્યુત્તરમાં એ પોતે પણ 'રમણઇચ્છુક પાખિર ડાક ડેકે ઊઠે' — તે પણ કામુક પંખીના અવાજે બોલી ઊઠે છે. આખુંય વનપર્વ વાઘારુથી છવાયેલું છે. જંગલ, નદી, પ્રાણીઓ, પંખીઓ, પથ્થરો વગેરે સાથે વાઘારુની રોજની લેણદેણ છે. એ જાણે આ ભૂમિખંડનો એક અભિન્ન અંશ ન હોય! ચરપર્વમાં તિસ્તાનાં ધસતાં જળ અને પૂરનાં વર્ણનો છે. આવી રહેલાં પૂરને જોઈ ચર (ભાઠા) પરના રાજવંશીઓ (આ વિસ્તારની એક પછાત આદિમ જાતિ) સામે કાંઠે પહોંચી નિર્વાસિન

વહોરી લેતા આલેખાયા છે. પોતાની સંપત્તિ સમાં ઢોરને પાણીમાંથી જાળવીને યુક્તિપૂર્વક લઈ જતા લોકોની તિસ્તાનાં વોકળા, વહેણ, ધસમસતાં પ્રવાહની જાણકારી અદ્ભુત ભાસે છે. તેની સાથે, આ જ રીતે વિસ્થાપિત થઈને એક વાર પોતે વસાવેલા ગામને, ખેતરોને, વૃક્ષોને છોડીને જવાની તેમના હૃદયમાં ઊંડી વ્યથા છે. પર્વના અંત ભાગમાં ભારત અને બાંગ્લાદેશની બૉર્ડર પરના સીક્યોરિટી ફોર્સની તિસ્તાના પ્લાવનકારી પૂર સામેની અસહાયતા અને એને પરિણામે એવી વિપન્ન પરિસ્થિતિમાં એકબીજાને સહાયરૂપ થવાની માનવીય વૃત્તિનું માર્મિક વર્ણન છે.

વૃક્ષપર્વમાં ગયાનાથ જોતદારના આદેશથી ચાર વૃક્ષો સાથે વાઘારુને ઊભરાતી તિસ્તાનાં પાણીમાં વહેવું પડે છે. સાગ, અર્જુન જેવાં જંગલનાં મોટાં મોટાં વૃક્ષો કાપી તે બધાંને તિસ્તામાં વહાવી લઈ જતો વાઘારુ જાણે એક અતિમાનવીય કે પછી અમાનુષી કાર્ય આદરે છે. જોકે એ વૃક્ષોને સહીસલામત સ્થાને પહોંચાડી સોંપવાના છે ગયાનાથને! વૃક્ષોનાં થડ-પાન-ડાળી-ડાંખળાંનાં વર્ણનો તેમજ તે બધાંની વચ્ચે પોતાનું આરક્ષિત સ્થાન જમાવી પૂરમાં વહે જતો વાઘારુ — આનું નિરૂપણં લેખકની અજોડ નિરીક્ષણ શક્તિની પ્રતીતિ કરાવે છે. જ્યારે વાઘારુ એક ‘ટાપુ’ પર પહોંચે છે, (હકીકતમાં આ પેલા ચરપર્વનું ભાઠું જ છે) ત્યારે સામે કાંઠેથી આવી લોકો ‘બચાવ’ કામ કરવા લાગે છે. અહીં વાઘારુને બચાવવા પ્રચંડ પૂરમાં સામે પ્રવાહે હોડી લઈ ધસી જતા, વાઘારુ જેવા જ સર્વહારા વર્ગના એક માઝી કાદાખોયાનું અવિસ્મરણીય ચિત્ર આલેખાયું છે. મિછિલ (સરઘસ) પર્વમાં લેખકે એક રાજકીય પ્રશ્ન ગૂંથી લીધો છે, તે છે અલગ ઉત્તરાખંડરાજ્યની માગણી માટે થતાં આંદોલનો, સરઘસો વગેરે. આ દરમ્યાન યોજવામાં આવેલા ઉત્તરખંડીય સાંસ્કૃતિક આયોજનમાં વાઘારુને જોડી દેવામાં આવે છે. અંત્યપર્વ જલપાઈગુડી પાસેના તિસ્તા બૅરેજના ઉદ્‌ઘાટન પ્રસંગને આલેખે છે. કામતાપુરના દાવામાં ઝંડો વાઘારુના હાથમાં પકડાવી તેને સરઘસમાં મોખરે રાખવામાં આવે છે. અંતે બદલાઈ ગયેલો તિસ્તાનો કાંઠો છોડીને વાઘારુ જઈ રહ્યો છે; તે એકલો નથી; ઉદ્‌ઘાટનના દિવસે સરઘસમાં ખોવાયેલો મદારીનો છોકરો તેની સાથે છે. બંધ બંધાયા પછી તિસ્તાકાંઠે હવે માનવી અને કુદરત વચ્ચે એનો એ જ સંબંધ રહેશે નહીં, એટલું જ નહીં, તિસ્તાકાંઠાનાં જંગલોમાં રહેતાં વાઘારુ કે મદારી કે મદારીની મા જેવા મૂળ રહેવાસીઓની હવે અનિશ્ચિત બની જતી નિયતિના કરુણ સંકેત સાથે નવલકથાનું સમાપન થાય છે.

લેખકે પસંદ કરેલા ઉત્તર બંગાળ અને આસપાસના અંચલને જીવંત બનાવ્યો છે. આ પ્રદેશનું ઝીણવટભર્યું નિરીક્ષણ, ધૈર્યપૂર્વકનું આલેખન અને નદી-જંગલ-ભાઠાં પરનાં લોકો સાથેનું તેમનું તાદાત્મ્ય અદ્વિતીય છે. તિસ્તાનાં વિધવિધ રૂપ, પશુપંખીની વિશિષ્ટ સૃષ્ટિ, જંગલનાં વૃક્ષો અને વનરાજી, રસ્તા-ટેકરા પરના પથ્થરો, આસપાસની માનવસૃષ્ટિ કથામાં પ્રતિબિંબિત થાય છે. તો સાથે તિસ્તા બૅરેજનો પ્રોજેક્ટ, ઉત્તરાખંડ આંદોલન અને અન્ય રાજનીતિના પ્રપંચો, ગયાનાથ જોતદાર અને જમીનમાલિકીના પ્રશ્નો વગેરે તત્કાલીન વિષયોને લેખકે ગૂંથી લઈ બદલાતી જતી સામાજિક ચેતનાનું નિરૂપણ કર્યું

છે. આમ છતાં આંચલિક વિશેષતા માત્ર પ્રકટ કરવાનો લેખકનો ઉદ્દેશ નથી. જો એમ હોત તો બંગાળી સમીક્ષક શિવાજી બંધોપાધ્યાય કહે છે તેમ અંચલ એક સ્થાણુ જગતમાં પરિણત થયો હોત. ખરેખર તો વાચકનો એક સક્રિય સહયોગ આ વૃત્તાંતમાં તેને ઇતિહાસની અંદર ખેંચી જાય છે. ભાષા પણ બદ્ધ નથી, તેમાં અનેક વિવર્તનો છે. બંગાળી ભાષાની જુદી જુદી બોલીઓ છે. તેના પર સમયની ગતિની છાપ છે. રવીન્દ્રનાથ અને વિભૂતિભૂષણમાં પ્રકૃતિ જે રીતે પોતાના મહિમાથી સ્વતંત્ર રૂપે દેખાય છે તે રીતે દેવેશ રાયની નવલકથામાં થતું નથી. 'તિસ્તાપારેર વૃત્તાંત'માં પ્રકૃતિ પાર્શ્વભૂ નથી. તે લગાતાર માનવીયમાંથી વધારે માનવીય થતી જાય છે, લગાતાર માણસના ઇતિહાસમાં ભળી જાય છે, માનવના દુ:ખ, દૈન્ય અને વંચનાથી ભરેલા ઇતિહાસમાં ભળી જાય છે.

આ જે નવો ઇતિહાસ રચાય છે, તે ઇતિહાસનો રચયિતા જે હોય તે, પણ વાઘારુ તો નથી. તે તો ચુપચાપ મજૂરી કરતો આવ્યો છે, અને વધારે મજૂરી જ કરતો રહેશે. નદી, અરણ્ય, પ્રકૃતિ વગેરે બદલાતાં જે નવી અર્થવ્યવસ્થા તૈયાર થાય છે, તેની સાથે વાઘારુ તાલ મિલાવી ચાલતો નથી, તે એક આદિમ સ્તરે જ અટકી જાય છે. તિસ્તા નદી જેમ સ્વભાવે પ્રાકૃતિક છે, પાણી સિવાય બીજું કશું નથી તેમ વાઘારુ પ્રાકૃતિક છે, શરીર સિવાય બીજું કશું નથી. નદી પર બંધ બંધાઈ જતાં, માણસ જ્યારે તેને વશમાં લેશે, નક્સલવાદી આંદોલન, વામફ્રન્ટની રાજનીતિ, ઑપરેશન બર્ગા વગેરેના કલ્યાણથી ખેડૂતો, મજૂરો હૃદયમાં આત્મવિશ્વાસ મેળવશે, માથું ઊંચકી જીવવાનું સાહસ કરશે, ચારેબાજુ જ્યારે જગત આગળ વધી રહ્યું છે ત્યારે વાઘારુ જ માત્ર પાછળ પડી રહ્યો છે. નવલકથાના અંતે તે એ જ તિસ્તાના કાંઠા પરની સફેદ રેતીમાં ચાલ્યો જાય છે આપલચાંદ ફૉરેસ્ટ તરફ. તેના જન્મસ્થળમાં વાઘારુ પ્રાગૈતિહાસિક માનવસમાજનો છેલ્લો પ્રતિનિધિ છે, વર્તમાન સાથે જોડાયેલો છતાં તે વર્તમાનનો કોઈ નથી, ચારે તરફ ગમે તેટલાં આંદોલનો-તોફાનો થાય, પણ કશું તેને અડતું નથી. તેમ છતાં વાઘારુના ચરિત્રની પ્રબળતા અને તિસ્તાની લીલા બધાંયને પશ્ચાતભૂમિમાં મૂકી દે છે. નવલકથામાં આપણે જોઈએ છીએ તેમ એક પણ ઘટના એવી નથી જેની સાથે વાઘારુ સંકળાયો ના હોય, પછી તે ઑપેરેશન બર્ગા હોય કે પૂરનાં પાણીમાં વૃક્ષો સાથે વહેવાનું હોય કે ઉત્તરખંડીય આંદોલન કે સાંસ્કૃતિક આયોજન હોય. તે તો પહોંચી જાય છે આ બધા અહીંના પ્રસંગોના કેન્દ્રમાં. ક્યારેક બધી સાર્વજનીનતાની બહાર, આ લગભગ નગ્ન માણસ બીજાંઓની વ્યગ્રતાનું કારણ થઈ પડે છે, તો ક્યારેક આખી મેદનીની તન્મયતાને નષ્ટ કરે છે એની 'શાલ પ્રાંશુ' નગ્નતા. પોતાની અજાણતાં જ તે ક્યારેક પોતાની મૌન હાજરીથી બધાં સંગતિસૂત્રને વિચ્છિન્ન કરે છે. તે સમાજ-ઇતિહાસની બહાર છે, અને એટલે જ તે વારંવાર ઇતિહાસની અંદર ચાલ્યો આવે છે, તે ઇંગિત કરે છે ઇતિહાસના ખુલ્લા મુખ ભણી.

તિસ્તાકાંઠાના વૃત્તાંતમાં વાઘારુ જુદે જુદે નામે આવે છે — પછી તે કાદાખોયા

હોય, ભાદઈ હોય, મદારી કે મદારીની મા હોય. તેઓની વચ્ચે વાત થતી નથી, પણ એકબીજાને ઘનિષ્ઠ ભાવે જાણે છે, સમજી લે છે. આ બધાં સમાજની તળિયેનાં લોકો છે, જીવનધારાના નિમ્નતમ સ્તરે તેઓ ઊભાં છે, આદિવાસી સંસ્કૃતિનું પ્રતિનિધિત્વ કરે છે. લેખકનો આશય આમ તેમના દ્વારા સમાજમાં પ્રવર્તમાન અસમાનતા, ગરીબી, અભાવો, અન્યાયને આલેખવાનો છે. પ્રચંડ શક્તિ ધરાવતો પણ સર્વહારા વાઘારુ જે સમાજમાં કંઈ ન હોય, તે સમાજની કેટલી અવદશા અને કરુણતા કહેવાય? સમાજિક, રાજકીય કે આર્થિક પરિવર્તનોનાં કોઈ ફળદાયી પરિણામોથી શું આટલો મોટો આદિવાસી વર્ગ વંચિત જ રહેશે? એની પ્રચંડ શક્તિનો ઉપયોગ શું ભદ્રલોકો પોતાનાં સ્વાર્થ અને લાભ માટે જ કરશે? વાઘારુના અંતર્જીવનની વાત કથામાં એક સ્થળે સ્વગતોક્તિ રૂપે આવે છે. તેની કેફિયતમાં તેને કેટલો બધો મૂઢ, મ્લાન, મૂક આલેખવામાં આવ્યો છે?

નવલકથામાં વાઘારુ જેવા ભારતવર્ષના ગરીબમાં ગરીબ, છેવાડામાં છેવાડા, નિરક્ષર, સમાજહીન, રાષ્ટ્રહીન માણસનું વૃત્તાંત આલેખાયું છે, શિક્ષિત-સાક્ષર અને આ નિરક્ષર વચ્ચે પ્રત્યાયનનું મોટું વ્યવધાન છે ત્યારે વાઘારુના વિગતપ્રચૂર વર્ણન પરની નિર્ભરતા કેટલે અંશે અને કેવી રીતે પ્રસ્તુત બને? લેખકે તો માની લીધું છે કે પોતે ઉચ્ચવર્ગના હોઈ નિમ્નવર્ગ વિશેની પોતાની ધારણા ધૂંધળી જ રહેવાની. વળી જે જગતનું વૃત્તાન્ત નવલકથામાં છે તેની સાથે લેખકના વર્ગના વાચકોને માટે પણ મુશ્કેલી છે; એને માટે પણ આ જગત દુષ્પ્રવેશ્ય છે એ વાત લેખક ભૂલવા દેતા નથી. તો પછી આવા પાત્ર વિશેની વિચારણા કરવી કેવી રીતે?

નવલકથામાં મધ્યમવર્ગના વાચક માટે એક ટેકો બને છે સુહાસનું પાત્ર. ઑપરેશન બર્ગાના કામ માટે સેટલમેન્ટ ઑફિસર તરીકે એ તિસ્તાના પ્રદેશમાં પ્રવેશ કરે છે. એક વખત એણે નકસલ આંદોલનમાં ભાગ લીધો હતો; અત્યારે તે સરકારી અધિકારી છે. એક વખતે કૃષિ વિપ્લવનું સ્વપ્ન માત્ર જોયું હતું; અત્યારે ભૂમિવ્યવસ્થા માટે સાચુકલો નીતિવાદી બનીને કામની જવાબદારી પૂરી કરવા કૃતનિશ્ચયી બન્યો છે. પણ ગાજોલડોબા ગામમાં પહોંચતાં જ હાટકમિટીના સદસ્યોનું આતિથ્ય કે ગયાનાથ જોતદારની પ્રબળ હાજરી જેવાં પરિબળો એને ઘેરી વળે છે. તેમ છતાં સુહાસ ભૂલતો નથી કે બરાબર તેની પાછળ વર્ષાની તિસ્તા વહી રહી છે, અને તેની સમક્ષ અનેક આદિવાસીઓ ઊભા છે. તે જોઈ શકે છે કે ગયાનાથ જોતદારના હુકમોનું પાલન એક વ્યક્તિ કરી રહી છે — ચુપચાપ : ક્યારેક 'હાકેમ'ને બેસવા 'ચેયર' માથે લઈને આવે છે, તો ક્યારેક મોજામૅપને ઝાડ પરથી ઉતારી ઊંચકીને લઈ આવે છે. દેહ પર એક ચીંથરા સિવાય કંઈ નથી. સુહાસ વિચારે છે કે આ છે કોણ? કથક (લેખક) અને સુહાસ વારેવારે વાઘારુને ઉપમા આપે છે શાલવૃક્ષની : ''તારા માથા થેકે ગા, શાલસેગુનેર દીર્ઘ કાંડેર મતો અનિયમિત, વર્ણશૂન્ય ઓ રુક્ષ.'' એ વર્ણશૂન્ય અને રુક્ષ માણસને ઓળખવાની અને ન ઓળખવાની વચ્ચે છે સુહાસ. કથક (લેખક) પણ 'શાલગાછેર મત્તે' એમ વારેવારે ઉપમા આપે છે : 'સ્રોત નય, સ્રોતાવાહિત; તિસ્તાર સ્રોતેર ટાને એખન ઉપડાનો

શાલગાછ છોટે''. — પ્રવાહી નહીં પણ પ્રવાહમાં વહી જનાર; જાણે તિસ્તાના પ્રવાહની ખેંચથી ઉખડી ગયેલું શાલવૃક્ષ તણાતું જાય છે. આ રીતના પરોક્ષ વર્ણનથી તેનું પાત્ર લેખક ખોલી આપે છે.

વાઘારુ કોણ છે તે બરાબર સમજાતું નથી, પણ 'તે શું નથી' તેની સૂચિ આખી નવલકથામાં વધતી જાય છે, અને એ રીતે એને ઉદ્‌ઘાટિત કરવામાં આવે છે. મોજણી વખતે સુહાસને ઘેરીને ઊભા રહેલા ખેડૂતો વચ્ચે વાઘારુ પણ છે. ભીડમાંનો એક જણ હોવા છતાં તે 'તાદેર કેઉ નય', તે એકદમ 'બેમાનાન' — અલગ - છે. 'એતો બડો એક જન હોયે ઓ વાઘારુ, એખાને ચલે ના' — આવડા મોટા, શરીરવાળો વાઘારુ, પણ એનો અહીં કોઈ મેળ નથી. જે શરીર તેનો એક માત્ર આધાર છે એથી પણ તે ખેડુસમાજમાં સમાવેશ પામતો નથી. ડાયના નદીના ટાપુ પર નિર્વાસનમાં જતી વખતે અજાણતાં જ તે મજૂરોની ટોળીમાં ભેગો થઈ જાય છે. એના મોટા શરીરથી એનું વૈ-સાદૃશ્ય સરઘસમાંથી એકદમ રદ કરી શકાતું નથી, છતાં 'અતટા નગ્નતા એઈ મિછિલે સય ના' — એની આટલી નગ્નતા એ સરઘસમાં સહ્ય બનતી નથી. એનું શરીર જ એનું વેરી બને છે. વૃક્ષો સાથે વહેતો છેવટે તે પેલા ભાઠા પર પહોંચે છે ત્યારે તેના 'બચાવ' વખતે એક સરકારી ઑફિસર તેને નામઠેકાણું પૂછે છે. તેનો જવાબ છે, 'મોર નામઠિકાના નાઈ. ગયાનાથ જોતદાર મોર દેઉનિયા.' તો વાઘારુ ગયાનાથની સંપત્તિ છે? શરીર સુધ્ધાં એનું નથી? તેનું બધુંય ગયાનાથનું છે?

લેખક અને સુહાસ વારંવાર શાલ-સેગુન વૃક્ષોની ઉપમા આપી તેનો સંબંધ જંગલ સાથે જોડે છે. પ્રકૃતિ સાથેની તેની ઘનિષ્ઠતા વાર્તામાં અનેક રીતે પ્રકટ થાય છે, પછી તે તિસ્તા હોય, જંગલનાં વૃક્ષો હોય, પંખીઓ કે પ્રાણીઓ હોય, પથરા અને ટેકરા હોય. બીજી તરફ આ પ્રકૃતિ સાથે માનવીની અંતહીન લડાઈ ચાલે છે. તેમાં માણસની સીમાઓ, અલબત્ત ભૌતિક સુખ-સગવડ-સંપત્તિની દૃષ્ટિઓ વિસ્તરે છે. તે સાથે પ્રાકૃતિક સંપદા માટે સમાજમાં અધિકારના દાવાઓ વધતા જાય છે. પણ વાઘારુ માટે? નવલકથામાં વાઘારુ સમક્ષ ત્રણ વાર 'આત્મપરિચય' આપવાનો — પોતાની ઓળખ આપવાનો — પ્રશ્ન આવે છે. આદિપર્વમાં એક એમ.એલ.એ.ને નદી પાર કરાવતાં વાઘારુ તેને કહે છે, મને એક માણસ તરીકેનું નામ આપો — 'મોર એકખાનિ માનષિર નામ દેન. ઓઈ એમેલિયાબાબુ, કામતેઈ તો નામખાન હય, મોર તો સેઈટાઈ ગોલમાલ. હાજારિયા કામ, હાજારિયા નામ. એક કામેર પર આરેક કામ એક નામેર પર આરેક નામ.... મોર એકખાનિ માનષિર નામ દેન...' તે પછી વૃક્ષપર્વમાં ઑફિસર સાથેના પરિચયમાં પોતાને કોઈ નામ-ઠામ નથી એમ કહી પોતે ગયાનાથનો ગણોતિયો છે એટલું જ જણાવે છે. મિછિલપર્વમાં, નવલકથાના લગભગ અંતમાં, દસ વર્ષ પછી, આત્મપરિચયના જવાબરૂપે માહિતી પ્રાપ્ત થાય છે : 'સે કિછુ નય, રાજવંશી નય, ભાટિયા નય, કોનો પાર્ટિર નય, તાર કોનો ઝાન્ડા નેઈ, દશબાર બછરે માત્ર તિનતિનટે સંલાપ, તારઓ ક્રમઈ નેતિવાચક.' આમ પોતાના જીવનક્રમમાં વાઘારુ પોતાની આગળ જ પોતે અવાન્તર

હોય, ભાદઈ હોય, મદારી કે મદારીની મા હોય. તેઓની વચ્ચે વાત થતી નથી, પણ એકબીજાને ઘનિષ્ઠ ભાવે જાણે છે, સમજી લે છે. આ બધાં સમાજની તળિયેનાં લોકો છે, જીવનધારાના નિમ્નતમ સ્તરે તેઓ ઊભાં છે, આદિવાસી સંસ્કૃતિનું પ્રતિનિધિત્વ કરે છે. લેખકનો આશય આમ તેમના દ્વારા સમાજમાં પ્રવર્તમાન અસમાનતા, ગરીબી, અભાવો, અન્યાયને આલેખવાનો છે. પ્રચંડ શક્તિ ધરાવતો પણ સર્વહારા વાઘારુ જે સમાજમાં કંઈ ન હોય, તે સમાજની કેટલી અવદશા અને કરુણતા કહેવાય? સમાજિક, રાજકીય કે આર્થિક પરિવર્તનોનાં કોઈ ફળદાયી પરિણામોથી શું આટલો મોટો આદિવાસી વર્ગ વંચિત જ રહેશે? એની પ્રચંડ શક્તિનો ઉપયોગ શું ભદ્રલોકો પોતાનાં સ્વાર્થ અને લાભ માટે જ કરશે? વાઘારુના અંતર્જીવનની વાત કથામાં એક સ્થળે સ્વગતોક્તિ રૂપે આવે છે. તેની કેફિયતમાં તેને કેટલો બધો મૂઢ, મ્લાન, મૂક આલેખવામાં આવ્યો છે?

નવલકથામાં વાઘારુ જેવા ભારતવર્ષના ગરીબમાં ગરીબ, છેવાડામાં છેવાડા, નિરક્ષર, સમાજહીન, રાષ્ટ્રહીન માણસનું વૃત્તાંત આલેખાયું છે, શિક્ષિત-સાક્ષર અને આ નિરક્ષર વચ્ચે પ્રત્યાયનનું મોટું વ્યવધાન છે ત્યારે વાઘારુના વિગતપ્રચૂર વર્ણન પરની નિર્ભરતા કેટલે અંશે અને કેવી રીતે પ્રસ્તુત બને? લેખકે તો માની લીધું છે કે પોતે ઉચ્ચવર્ગના હોઈ નિમ્નવર્ગ વિશેની પોતાની ધારણા ધૂંધળી જ રહેવાની. વળી જે જગતનું વૃત્તાન્ત નવલકથામાં છે તેની સાથે લેખકના વર્ગના વાચકોને માટે પણ મુશ્કેલી છે; એને માટે પણ આ જગત દુષ્પ્રવેશ્ય છે એ વાત લેખક ભૂલવા દેતા નથી. તો પછી આવા પાત્ર વિશેની વિચારણા કરવી કેવી રીતે?

નવલકથામાં મધ્યમવર્ગના વાચક માટે એક ટેકો બને છે સુહાસનું પાત્ર. ઑપરેશન બર્ગાના કામ માટે સેટલમેન્ટ ઑફિસર તરીકે એ તિસ્તાના પ્રદેશમાં પ્રવેશ કરે છે. એક વખત એણે નકસલ આંદોલનમાં ભાગ લીધો હતો; અત્યારે તે સરકારી અધિકારી છે. એક વખતે કૃષિ વિપ્લવનું સ્વપ્ન માત્ર જોયું હતું; અત્યારે ભૂમિવ્યવસ્થા માટે સાચુકલો નીતિવાદી બનીને કામની જવાબદારી પૂરી કરવા કૃતનિશ્ચયી બન્યો છે. પણ ગાજોલડોબા ગામમાં પહોંચતાં જ હાટકમિટીના સદસ્યોનું આતિથ્ય કે ગયાનાથ જોતદારની પ્રબળ હાજરી જેવાં પરિબળો એને ઘેરી વળે છે. તેમ છતાં સુહાસ ભૂલતો નથી કે બરાબર તેની પાછળ વર્ષાની તિસ્તા વહી રહી છે, અને તેની સમક્ષ અનેક આદિવાસીઓ ઊભા છે. તે જોઈ શકે છે કે ગયાનાથ જોતદારના હુકમોનું પાલન એક વ્યક્તિ કરી રહી છે — ચુપચાપ : ક્યારેક ‘હાકેમ’ને બેસવા ‘ચેયર’ માથે લઈને આવે છે, તો ક્યારેક મોજામૅપને ઝાડ પરથી ઉતારી ઊંચકીને લઈ આવે છે. દેહ પર એક ચીંથરા સિવાય કંઈ નથી. સુહાસ વિચારે છે કે આ છે કોણ? કથક (લેખક) અને સુહાસ વારેવારે વાઘારુને ઉપમા આપે છે શાલવૃક્ષની : ‘‘તારા માથા થેકે ગા, શાલસેગુનેર દીર્ઘ કાંડેર મતો અનિયમિત, વર્ણશૂન્ય ઓ રુક્ષ.’’ એ વર્ણશૂન્ય અને રુક્ષ માણસને ઓળખવાની અને ન ઓળખવાની વચ્ચે છે સુહાસ. કથક (લેખક) પણ ‘શાલગાછેર મત્તે’ એમ વારેવારે ઉપમા આપે છે : ‘સ્રોત નય, સ્રોતાવાહિત; તિસ્તાર સ્રોતેર ટાને એખન ઉપડાનો

શાલગાછ છોટે''. — પ્રવાહી નહીં પણ પ્રવાહમાં વહી જનાર; જાણે તિસ્તાના પ્રવાહની ખેંચથી ઉખડી ગયેલું શાલવૃક્ષ તણાતું જાય છે. આ રીતના પરોક્ષ વર્ણનથી તેનું પાત્ર લેખક ખોલી આપે છે.

વાઘારુ કોણ છે તે બરાબર સમજાતું નથી, પણ 'તે શું નથી' તેની સૂચિ આખી નવલકથામાં વધતી જાય છે, અને એ રીતે એને ઉદ્‌ઘાટિત કરવામાં આવે છે. મોજણી વખતે સુહાસને ઘેરીને ઊભા રહેલા ખેડૂતો વચ્ચે વાઘારુ પણ છે. ભીડમાંનો એક જણ હોવા છતાં તે 'તાદેર કેઉ નય', તે એકદમ 'બેમાનાન' — અલગ - છે. 'ઍતો બડો ઍક જન હોયે ઓ વાઘારુ, ઍખાને ચલે ના' — આવડા મોટા, શરીરવાળો વાઘારુ, પણ એનો અહીં કોઈ મેળ નથી. જે શરીર તેનો એક માત્ર આધાર છે એથી પણ તે ખેડુસમાજમાં સમાવેશ પામતો નથી. ડાયના નદીના ટાપુ પર નિર્વાસનમાં જતી વખતે અજાણતાં જ તે મજૂરોની ટોળીમાં ભેગો થઈ જાય છે. એના મોટા શરીરથી એનું વૈ-સાદૃશ્ય સરઘસમાંથી એકદમ રદ કરી શકાતું નથી, છતાં 'અતટા નગ્નતા એઈ મિછિલે સય ના' — એની આટલી નગ્નતા એ સરઘસમાં સહ્ય બનતી નથી. એનું શરીર જ એનું વેરી બને છે. વૃક્ષો સાથે વહેતો છેવટે તે પેલા ભાઠા પર પહોંચે છે ત્યારે તેના 'બચાવ' વખતે એક સરકારી ઑફિસર તેને નામઠેકાણું પૂછે છે. તેનો જવાબ છે, 'મોર નામઠિકાના નાઈ. ગયાનાથ જોતદાર મોર દેઉનિયા.' તો વાઘારુ ગયાનાથની સંપત્તિ છે? શરીર સુધ્ધાં એનું નથી? તેનું બધુંય ગયાનાથનું છે?

લેખક અને સુહાસ વારંવાર શાલ-સેગુન વૃક્ષોની ઉપમા આપી તેનો સંબંધ જંગલ સાથે જોડે છે. પ્રકૃતિ સાથેની તેની ઘનિષ્ઠતા વાર્તામાં અનેક રીતે પ્રકટ થાય છે, પછી તે તિસ્તા હોય, જંગલનાં વૃક્ષો હોય, પંખીઓ કે પ્રાણીઓ હોય, પથરા અને ટેકરા હોય. બીજી તરફ આ પ્રકૃતિ સાથે માનવીની અંતહીન લડાઈ ચાલે છે. તેમાં માણસની સીમાઓ, અલબત્ત ભૌતિક સુખ-સગવડ-સંપત્તિની દૃષ્ટિઓ વિસ્તરે છે. તે સાથે પ્રાકૃતિક સંપદા માટે સમાજમાં અધિકારના દાવાઓ વધતા જાય છે. પણ વાઘારુ માટે? નવલકથામાં વાઘારુ સમક્ષ ત્રણ વાર 'આત્મપરિચય' આપવાનો — પોતાની ઓળખ આપવાનો — પ્રશ્ન આવે છે. આદિપર્વમાં એક એમ.એલ.એ.ને નદી પાર કરાવતાં વાઘારુ તેને કહે છે, મને એક માણસ તરીકેનું નામ આપો — 'મોર ઍકખાનિ માનષિર નામ દેન. ઓઈ એમેલિયાબાબુ, કામતેઈ તો નામખાન હય, મોર તો સેઈટાઈ ગોલમાલ. હાજારિયા કામ, હાજારિયા નામ. ઍક કામેર પર આરેક કામ ઍક નામેર પર આરેક નામ.... મોર ઍકખાનિ માનષિર નામ દેન...' તે પછી વૃક્ષપર્વમાં ઑફિસર સાથેના પરિચયમાં પોતાને કોઈ નામ-ઠામ નથી એમ કહી પોતે ગયાનાથનો ગણોતિયો છે એટલું જ જણાવે છે. મિછિલપર્વમાં, નવલકથાના લગભગ અંતમાં, દસ વર્ષ પછી, આત્મપરિચયના જવાબરૂપે માહિતી પ્રાપ્ત થાય છે : 'સે કિછુ નય, રાજવંશી નય, ભાટિયા નય, કોનો પાર્ટિર નય, તાર કોનો ઝાન્ડા નેઈ, દશબાર બછરે માત્ર તિનતિનટે સંલાપ, તારઓ ક્રમઈ નેતિવાચક.' આમ પોતાના જીવનક્રમમાં વાઘારુ પોતાની આગળ જ પોતે અવાન્તર

બની ગયો છે; તિસ્તા પર બંધ બંધાતા છેલ્લો પ્રકૃતિનો આશ્રય પણ એને માટે રહેતો નથી.

લેખકે તિસ્તાકાંઠાના એક પ્રદેશની ભૂમિકા પસંદ કરી છે, તેમ છતાં તિસ્તા કે તે પ્રદેશની પ્રાકૃતિક ભૂમિકાનું આલેખન લેખકનો હેતુ નથી. નદીને કેન્દ્રમાં રાખી લખાયેલી નદી વિસ્તારની બંગાળી નવલકથાઓ કરતાં દેવેશ રાયની આ નવલકથા તદ્દન જુદી છે. આગળ જોયું તેમ કોઈ ખંડવિશેષનું સ્થિર દસ્તાવેજી આલેખન નથી, પણ બદલાતા જતા સમય, એટલે કે બની રહેલા એક ઈતિહાસનું આલેખન લેખક કરી રહ્યા છે અને તે નવલકથાના માધ્યમથી. ભારતની આઝાદી પછી સમાજના દરિદ્ર અને છેક છેવાડેના લોકોને એ આઝાદીનાં ફળ મળે એ વાત તો દૂર, પણ પ્રગતિ-વિકાસ-આયોજન એ બધાંને નામે રાજનીતિક કુટિલતા વચ્ચે તેઓ કેટલાં વંચિત, ઉપેક્ષિત, શોષિત રહે છે એ વાત લેખકે પોતાની આગવી શૈલીમાં રેખાંકિત કરી છે. વાઘારુ કે કાદાખોયા, જે આ ભૂમિના જ વાસી છે, એનાં જ અભિન્ન અંગ છે, તે કેવા એ ભૂમિ પરથી ઉખડી જાય છે અને એક દિશાહીન દિશામાં તેમનો રઝળપાટ શરૂ થાય છે એ વાત બૃહત્ ફલક પર કહેવાયેલા આ વૃત્તાંતમાં અસાધારણ રીતે પ્રકટ થઈ છે.

*

આ અનુવાદ પ્રકટ થાય છે ત્યારે હું કૃતિના લેખક દેવેશ રાયનો આભાર માનું છું. તેમણે નવલકથામાં પ્રયોજાયેલા કેટલાક વિશિષ્ટ શબ્દોના સ્પષ્ટ અર્થ લખી મોકલાવીને મારું કામ સરળ કરી આપ્યું હતું. તેવા કેટલાક વિશિષ્ટ શબ્દોના અર્થ અહીં અન્યત્ર આપ્યા છે. આ ગુજરાતી અનુવાદ માટે તેમણે એક ખાસ ભૂમિકા પણ લખી આપી છે.

નવલકથાનો આ પ્રાસ્તાવિક પરિચયલેખ તૈયાર કરવા માટે શિવાજી બંદ્યોપાધ્યાયના પુસ્તક ''બાગ્લા ઉપન્યાસે ઓરા''નો મુખ્ય આધાર લીધો છે. તેમના પ્રત્યે પણ આભારની લાગણી વ્યક્ત કરું છું.

નવલકથાના ગુજરાતી અનુવાદ વખતે એક પ્રશ્ન એમાં વપરાયેલી તિસ્તાકાંઠાના વિસ્તારોમાં બોલાતી બોલીઓના ગુજરાતી અનુવાદ પરત્વેનો હતો. ગુજરાત પ્રદેશની એકાધિક બોલીઓમાં તે ઢાળવા જતાં વધારે કૃત્રિમતા આવી જવાનો સંભવ હતો. મેં એ બોલીઓનો અનુવાદ પ્રચલિત ગુજરાતીમાં કર્યો છે.

અમદાવાદ
તા. ૨૧-૧૦-૧૯૯૬

**અનિલા દલાલ**

# અનુક્રમ

## ગયાનાથની ખેતીની જમીન



## વનપર્વ
## વાઘારુનું નિર્વાસન

## ચરપર્વ

## નિતાઈ વગેરેનો ગૃહત્યાગ અને સરહદી સૈન્યનો સરહદત્યાગ



## વૃક્ષપર્વ

## વાઘારુનું પ્રત્યાવર્તન

## સરઘસ પર્વ

## ઉત્તરખંડના સ્વતંત્ર રાજ્ય અંગેનો દાવો

## અંતિમ પર્વ
## મદારીની માનું સ્વતંત્ર રાષ્ટ્ર



## પરિશિષ્ટ

# 1

# હાટને માર્ગે

એક જ હાટમાં એકસાથે બે સાઈનબોર્ડ લઈ જવાય છે — પેલું મોટું સાઈન બોર્ડ, એ ...ત્યાં દેખાય!

એક ઘણું લાંબું-પહોળું, મોટું અને નવું છે. પીળા રંગ પર કાળો રંગ છે — સરકારી સાઈનબોર્ડની જેમ. પ્રતીકચિહ્ન પણ દોરેલું છે : 'કૃત્રિમ, ગો-પ્રજનન કેન્દ્ર.' બીજુંય કંઈ કેટલું છે. ઉપાડનારને એ ઉપાડીને લઈ જવામાં ખૂબ મુશ્કેલી પડે છે; એક વાર લટકતું રાખીને લઈ જાય છે, પણ તેથી એ રસ્તા સાથે અથડાય છે. બેએક વાર બગલ તળે રાખીને લે છે, તેથી નમી જતાં એનો છેડો પકડાતો નથી. આખરે માથા પર મૂકીને લઈ જાય છે. એ જ સૌથી વધારે અનુકૂળતાભરેલું છે. એક હાથે માથા પર સાઈનબોર્ડ પકડી બીજા હાથમાં નાયલોનના જોડા લટકાવ્યા છે — પાછળનું ઝરણું પાર કરતાં કાઢી નાખવા પડ્યા હતા; આગળનો તો પગે ચાલવાંનો માર્ગ છે અને પછી ફેરી દ્વારા નદી પાર કરવાની છે — ત્રણચાર વાર. નાયલોનનું પેન્ટ પણ ઢીંચણ સુધી વાળેલું છે — બરાબર વળ પાડી પાડીને, જાણે નદીઓનાં પાણીના ઊંડાણનો એક અંદાજ છે!

બીજું એક સાઈનબોર્ડ નાનું છે. કાળા રંગ પર સફેદ રંગ છે, પણ લાગે છે કે'એ ઘણું જૂનું છે. પ્રતીકચિહ્ન પણ તેના પર આંકેલું છે — બહુ મોટા મોટા અક્ષરોમાં : 'હલકા કેમ્પ'. થેલા સાથે બાંધી પીઠ પર ઝુલાવી બીડી પીતાં પીતાં પણ જઈ શકાય છે. જો બીડી ના પીએ તો બીજે હાથે કરે પણ શું? ધોતિયું તો ઢીંચણનીય ઉપર છે — નદી, નાળાં, કાદવ, રેતી પસાર કરીને જવાનું હોય એમ. પગના નવા ભૂરા રંગના પટ્ટાના હવાઈ સેન્ડલનો સોલ ફક્ત આંગળી સાથે જ વળગેલો છે. આટલું ઘસાવા દરમ્યાન ઘણીવાર નવો પટ્ટો ચઢાવ્યો છે. પગ સાથે એ એવો તો ભળી ગયો છે કે જો તેને કાઢી હાથમાં લટકાવી લઈ જવામાં આવે તો ઊખડીને ટુકડા ટુકડા થઈ જાય. જો પગમાંથી કાઢી નાખવામાં આવે તો પગની ચામડી પણ જાણે થોડી ઊખડી જાય. એટલું ખરું કે એ કાઢી જો ખુલ્લા પગે ચાલે તો આ અવાજ અટકી જાય. પણ તો પછી આગળ ચલાય જ નહિ.

'કૃત્રિમ ગો-પ્રજનન કેન્દ્ર'વાળો હવે તેના જોડા પણ સાઈનબોર્ડ ઉપર મૂકી, બે હાથે સાઈનબોર્ડને બે બાજુથી પકડી, ખૂબ ડોલતો ડોલતો જલદી જલદી ચાલી

પછી કશું વેચવાનું ના હોય, માત્ર ખરીદવા જ જતો હોય. અથવા હાટ છે એટલે જતો હોય — ભાવતાલ જાણવા, ખાસ કંઈ બીજું કામ ના હોય. ચાંલ્લાવાળી એક છોકરીના માથા પર કેળનાં પાંદડાં વાળીને બનાવેલી છાબડીમાં માછલીઓ છે; આખો દિવસ પાણીનાં ખાબોચિયાંમાં રાખી હવે વેચવા જાય છે. મધ્યમ સાઈઝના વાછડાને ક્યારનો ય બાંધી રાખ્યો છે — ગળામાં નવો જ અછોડો છે; એનું નામ જ હાટ. પણ ગાયોનો હાટ તો બેસે છે સવારથી જ. જેઓ વેચે છે અને જેઓ ખરીદે છે તેઓ તો આખો દિવસ લગભગ હરફર કરે છે અને ભાવતાલ કરે છે, નજર રાખે છે કે કોઈ તેમની પસંદગીનું ખરીદી તો નથી લેતું ને. હાટને છેવાડે આવે છે ચોરાયેલા બળદ. કિંમત પણ ઓછી રહે છે. ઘણીવાર તો હાટ સુધી જવું પણ પડતું નથી. રસ્તે જ વેચવાનું-ખરીદવાનું થઈ જાય છે. એ દૃષ્ટિએ ક્રાન્તિહાટ ચોરાયેલા બળદના વેચાણ માટેની સરસ જગ્યા થઈ શકત. પૂર્વમાં હાઈવેથી દસ માઈલ અંદર આવવાનું — વચ્ચે એક વાર હોડીમાં અને ચાર વાર ખાબડાં પાર કરવા પડે. પશ્ચિમમાં વિશાળ એપલચાંદ ફૉરેસ્ટ, ચાના બગીચા, પહાડી ચડાઈ, પેલી બાગરાકોટની કોલસાની ખાણ અને સેવકબ્રિજ સુધી આવવાનું — કોઈ બૉર્ડર પાસ કરી ચોરીછૂપીથી આ રસ્તે ઘૂસી જવું પડે. પણ ત્યાર પછી? આ ચાર ખાબડાં અને એક નદી પાર કરે કેવી રીતે? ‘બળદ વેચવામાં રબારી ખાલીખમ.’ તેથી બૉર્ડરનો ચોરેલો માલ હવે આવતો નથી. આ કે પેલી બાજુએથી બે-એક ચોરેલા બળદને ફૉરેસ્ટમાં બાંધી રાખી સમયની અનુકૂળતા પ્રમાણે હાટના રસ્તે લાવી વેચી દે છે.

હવે આ રસ્તે થઈને પેલા આખરી હાટના પ્રવાસીઓ જઈ રહ્યા છે—

પહેલા હાટમાં ધંધાદારીઓ વેચાણ કરે છે.

વચલા હાટમાં દેઉનિયા વેચાણ કરે છે.

છેલ્લા હાટમાં ઘરઘરૌ વેચાણ થાય છે.

હાટમાં સૌ પ્રથમ ધંધાદારીઓની મોટી-મોટી લે-વેચ પૂરી થાય છે. ત્યારે જ હાટના આખા દિવસના ભાવતાલ બરાબર સ્થિર થાય છે; શણ-તમાકુ એ બધું કેટલે ભાવે જશે... આજકાલ તો ડાંગર-અનાજની તો બહુ મોટી લે-વેચ થતી નથી — તેનો ભાવ પણ આ બધા હાટની ઉપર આધાર રાખીને ચઢ-ઊતર કરતો નથી. મોટી મોટી લે-વેચ જો બળદગાડીમાં જ થઈ જાય, તો આજકાલ તેટલો સમય સુધી ટ્રક પણ આવે છે; આખો દિવસ માલ ભરી પછી જાય છે.

હાટના વચલા ભાગમાં આવે છે દેઉનિયા. જીવન-જરૂરિયાતની વસ્તુઓ પણ ખરીદે છે, અને ખેતીની નીપજ માટેની વસ્તુઓ પણ ખરીદે છે. અને વળી જીવન-જરૂરિયાતની તેમ જ ખેતીની આબાદી વિશેની જુદી જુદી વસ્તુઓ વેચી પણ દે છે. છેક છેલ્લે હાટમાં આવે છે ઘરઘરૌ વસ્તુઓ વેચનારા માણસો — એકાદ કોળું હોય, એકાદ બતક હોય, ચારેક ઈંડાં, એકાદ બકરી — એવું બધું.

હવે તો આ રસ્તે જ પેલો છેલ્લા ભાગનો હાટ ચાલે છે. ચાલતા જાવ તોપણ લાઈન થઈ જાય છે. અને લાઈન થઈ જાય એટલે આકાશ તરફ ઊંચકેલું 'કૃત્રિમ ગો-પ્રજનન કેન્દ્ર' અને પીઠ પર લટકતું 'હલકા કેમ્પ' જાણે આખી લાઈનનો પરિચય બની જવા ઇચ્છે છે. જાણે કે, આ આખી લાઈન જ આગળ જઈ પ્રવેશશે ગો-પ્રજનનની કૃત્રિમ વ્યવસ્થામાં, અથવા તો સેટલમેન્ટના હલકા કેમ્પમાં!

## 2

## નાવડા નદીની હોડી

વૃક્ષઝુંડો અને વનઘટાઓમાંથી પસાર થતો થતો આ પાકો રસ્તો આખરે નદી-કિનારે આવી પહોંચે છે. નદીનું નામ નાવડા. ત્યાંથી હોડી છૂટી રહી છે. પણ એ હોડી સુધી જતાં વચમાં ઢીંચણ સમાણાં પાણી પાર કરવાં પડે. સાઈનબોર્ડ લટકાવવાની લાઈન તોડીને બધાંય ધડ ધડ કરતાં ધડૂમ કરી નીચે ઊતરે છે, હે-ઈ, હે-ઈ કરતાં કરતાં હોડીની દિશામાં દોડવા લાગે છે. પેલો માણસ બકરાને થોડીવાર ખભા પર ઉપાડી લે છે; ખભા પર ચઢતાં જ બકરું પૂંછડી ઊંચી કરી લીંડીઓ પાડે છે — જાણે આની રાહ જ જોતું હતું. પેલો માણસ પણ જાણે જાણતો જ હતો. ખભા ઉપર બકરીના ચાર પગ એવી રીતે ગોઠવાયા કે લીંડીઓ બધી બહાર પડે છે. પેલા માણસના શરીરે કશુંયે અડતું નથી. તેના શરીર પર લીંડીઓ પાડી ન હોવા છતાં બકરી તાર સ્વરે બેં-બેં કરીને શરીર હલાવવાનો એવો પ્રયત્ન કરે છે કે જેથી તે ખભા પરથી છૂટી જઈ શકે. પણ પેલો માણસ બે હાથ વડે ખભા પર બકરીના ચાર પગ પકડી કૂદકો મારી હોડીમાં ચઢે છે. પેલા બે સાઈનબોર્ડ લઈ જતા માણસો પણ એવા દોડે છે કે જાણે એક ક્ષણ એમ લાગે કે તેઓ આ બેય સાઈનબોર્ડ વેચવા જાય છે — હાટમાં, જાણે અત્યારે આ સાઈનબોર્ડ વેચવાની 'સિઝન' ન હોય!

પણ મોટા સાઈનબોર્ડને તો નાવમાં ઊભું રાખતાં અને નાના સાઈનબોર્ડને પીઠ પર જ રાખી પેલો માણસ ઊભો રહેતાં જાણે આખી નાવ 'કૃત્રિમ પ્રજનન કેન્દ્ર' અને 'હલકા કેમ્પ' બની ગઈ.

નાવિકે નાવને પહેલેથી જ ઘાટ પરથી ઉપાડી દીધી હતી. આ લોકોની કિકિયારીઓ સાંભળવા છતાં તે એક નાના વાંસ જેટલું પણ પાછું ઠેલતો નથી. આ લોકો કિનારા પરના પાણી-કાદવ વટાવીને કોઈ પણ રીતે નાવમાં ચઢી ગયા છે. નાવની લાકડાની ડેક ભીની તો હતી જ. એ હવે થોડી વધારે ભીની થાય છે. બધા નાવમાં ચઢી શક્યા નહીં. પણ બહુ લોકો છે એ જોઈ નાવિકે વાંસથી ઠેલો મારી નાવને ઉપાડી દીધી છે. વાંસના એક-બે હડસેલામાં જ પેલે પાર પહોંચી જવાય —

એટલી નાની નદી છે. કદાચ કોઈ કોઈ જગ્યાએથી તો ચાલીને પણ પાર કરી શકાય. પરંતુ બધે સ્થળે બધી વખતે એકસરખું પાણી તો હોય નહીં. વળી ઉપરના ભાગમાંથી નાનું-મોટું પૂર પણ આવી જાય. નાવે ચઢી નદી પાર કરવાનું એ કારણ.

નાવમાં બધાં જ ઊભાં છે. એમની વચ્ચે આ બાજુનો જોતદાર નૌછાર આલમ ઊભો છે. એ વકફ એસ્ટેટનો માલિક છે. હજાર હજાર વીઘાંની ચૂકવણી કરનાર છે. જમીનનો ખાસ કાયદો થયા પછી છેલ્લાં પચીશ-ત્રીશ વર્ષોથી નૌછાર આલમની સાથે સરકારનો કોર્ટમાં ઝઘડો ચાલતો જ રહ્યો છે. સુપ્રિમ કોર્ટ સુધી કેટલાય કેસ ગયા છે; તે બધાય કેસમાં આલમ જીત્યો છે અને સરકાર હારી છે, તે ઉપરાંત કેટલીયે બધી જમીન પર ઇન્જન્કશન થયાં છે — દસ-બાર-પંદર-વીસ વર્ષો. ઇન્જન્કશનનો નિવેડો ના આવે ત્યાં સુધી બધી જ જમીનની ફસલ આલમના કોઠારમાં જ પડે છે. સરકાર આલમની જમીનના તણખલાને પણ અડી શકી નથી — એવું બધાનું માનવું છે. આલમની જમીનના કોઈ કોઈ ભાગમાં ભાગે ખેતી કરનારાઓએ વચ્ચે વચ્ચે ભાગ આપ્યો નથી અથવા સરકાર પાસેથી જમીનનો પટ્ટો માગે છે. ક્યારેક મળ્યો પણ છે. પરંતુ સામાન્ય રીતે એવી વાત બહુ વાર બનતી નથી. નૌછાર આલમ માણસ દેખાવે તો છે વામણો. સફેદ હાફ શર્ટ અને ટૂંકા માપનો એક પાયજામો પહેર્યો છે. હાથમાં છત્રી છે. બધા જ એમને સલામ ભરે છે. નૌછાર પણ તેઓને વળતી સલામ કરે છે. નામ લઈ-લઈને બધાના ખબર-અંતર પૂછે છે. આ બાજુના મોટા મોટા હાટમાં નૌછાર થોડા સમય માટે જઈને બેસે છે. બધાયને મળે છે — વાતો કરે છે, સમાચાર પૂછે છે.

નૌછારની પાસે જ, પણ થોડું દૂરત્વભર્યું અંતર રાખીને ઊભા છે યોગાનંદ મંત્રી. જ્યારે પ્રફુલ્લ ઘોષ ત્રણેક મહિના માટે મુખ્યમંત્રી થયા હતા — પહેલાં સંયુક્ત મોરચા પછી — ત્યારે યોગાનંદ મંત્રી હતા. બનતા સુધી બેએક મહિના માટે. ત્યારથી તો તેમનું નામ જ પડી ગયું છે યોગાનંદ મંત્રી. ધોતી અને ખાદીનું પંજાબી કૂરતું પહેરીને યોગાનંદ પણ હાથમાં છત્રી લઈને ઊભા છે. નૌછાર આલમ યોગાનંદને બૂમ પાડી પૂછે છે, 'ઓ મંત્રીજી પેલાં મોટાં સાઈનબોર્ડ પર શું લખેલું છે?' યોગાનંદે પહેલાં જ જોઈ લીધું હતું. તે બોલ્યા, 'પેલું હરિયાણાના આખલાનું....'

'ઓ,' નૌછાર સમજી જાય છે. આ પ્રદેશમાં એણે જ પહેલું 'કૃત્રિમ ગો-પ્રજનન શરૂ કર્યું હતું — તે પણ કેટલાંક વર્ષ પહેલાં. અત્યારે તેના તબેલામાં તો હરિયાણા સિવાયની બીજી કોઈ ગાયો જ નથી એમ કહીએ તોપણ ચાલે. બસમાં પસાર થતી વખતે પણ ફૉરેસ્ટની જમીનમાં ભેંશની સાઈઝની ગાયો ચરતી જોતાં જ કેટલાંયે બોલી ઊઠતાં, 'નૌછારની ગાયો.' નૌછાર ફરી પ્રશ્ન કરે છે, 'અને ત્યાં શું લખ્યું છે મંત્રીજી, પેલા માણસની પીઠ પર?'

યોગાનંદ ઉત્તર આપે છે, 'કાલથી તો અહીં હલકા કેમ્પ બેસશે—'

'ઓ' — નૌછાર સમજી જાય છે. થોડીવાર ચૂપ થઈ જાય છે. ત્યાર પછી જાણે મનોમન બોલતો હોય એમ કહે છે. 'હલકા કેમ્પમાંથી જો જમીન આપશે અને પશુ-ઇસ્પિતાલમાંથી આખલો આપશે, તો તો મારો અહીંનો સોનાનો સંસાર રગદોળાઈ જશે.' આ વાત કોઈ કોઈ સાંભળી શકે છે, કોઈ કોઈ થોડું હસી પણ લે છે. નૌછારના માથામાં આ બે સાઈનબોર્ડના વિચાર રમી રહ્યા છે, એટલે જ તે આ વાત કરે છે. વાતમાં કંઈ બહુ કડકાઈ નહોતી. દૂરથી એક માણસ આમતેમ કરતાં નૌછારની નજરે પડે છે; ત્યાર પછી તે દૂરથી જ સલામ ભરે છે. નૌછાર આલમ પૂછે છે, 'શા સમાચાર છે? બીબી ઇસ્પિતાલમાંથી ઘેર આવી ગઈ છે?' પેલો માણસ હસીને માથું હલાવે છે. 'સારું, સારું' એમ કહી નૌછાર તેની પાસેના બીજા એક માણસને કશુંક કહેવા મોઢું ફેરવે છે.

નાવ કિનારે નાંગરી ગઈ છે. નૌછારની પાસે કિનારા તરફની દિશામાં જેઓ ઊભા હતા તે બધા ધીમેથી ઊતરી જાય છે, નૌકાને ડોલાવી દઈ કૂદકા મારતા નથી. જે બધા પાછળ હતા તેઓ પણ કોઈ પ્રકારની ધડાધડ કરી ઊતરતા નથી. નૌછાર આલમ ધીમે ધીમે નૌકામાંથી જમીન પર ઊતરે છે. ઊતરીને નૌકા તરફ જોઈ હસીને જાણે ધન્યવાદ આપે છે અને કહે છે, 'બુઢ્ઢો માણસ છું; હવે દોડધામ કરી શકતો નથી; આવો, ઊતરો બધા.' આટલી વારમાં જેનો જે સામાન હતો તે બધાએ ઉપાડી લીધો છે. બધા એક પછી એક ઊતરવાનું શરૂ કરે છે.

યોગાનંદ પાછલી બાજુ હતો. તે ધીરે ધીરે ઊતરે છે. તેમને હાટમાં કશું ખરીદવાનું-વેચવાનું કામ નથી. આમ વચ્ચે વચ્ચે હાટમાં આવવાથી બધાને મળવાનું થાય, વાતચીત થાય, દેશ-ગામના વિચાર-વ્યવહાર સમજાય. તે બધી વાતો તો હોડી-નાવમાં પણ થઈ શકે છે, ઊતરીને પણ થઈ શકે છે.

એ ઉપરાંત યોગાનંદના મનમાં ચોક્કસ એક બીજો ભય હતો. જો નૌછાર આલમ તેમની સાથે ચાલવાનું શરૂ કરે તો તો તે બીજું કંઈ કરી શકે નહીં, પણ હાટ સુધ્ધાંના લોકો જોશે કે યોગાનંદ અહીં નૌછાર આલમની સાથે હાટમાં આવે છે. તેમને તે પસંદ નથી. તે નૌછાર આલમને આગળ જવાનો સમય આપે છે.

પરંતુ કિનારે ઊતરીને તે જુએ છે કે પાકા રસ્તા પર રીક્ષામાં બેસીને નૌછાર આલમ આ તરફ જુએ છે. નજર ફેરવી લેવાનો પણ કોઈ ઉપાય નથી. પાસે જતાં જ નૌછાર કહે છે, 'અરે, ઓ મંત્રીજી, બીજી તો રીક્ષા અહીં છે નહીં; તમે શું મારી સાથે આવશો કે આ તરફનું કંઈ કામકાજ —?'

નૌછાર આલમ પણ તેમની સાથે જવા ઇચ્છતા નથી કે શું? 'ના, ના, તમે જાવ; મને થોડી વાર લાગશે. ખાલપાડાથી એક માણસના અહીં આવવાની વાત છે.'

'અચ્છા, અચ્છા.' નૌછારે જવાબ આપ્યો કે તરત જ રીક્ષાવાળાએ ચલાવવાનું

શરૂ કરી દીધું. નૌછાર આલમ જાણે બધો ય વખત કાયદા પ્રમાણે જ કામ ન કરતો હોય! જો બીજી એક રીક્ષા હોત તો તો તે યોગાનંદ માટે ઊભો રહેત નહીં. પણ તેથી કંઈ તે યોગાનંદને આગ્રહ કરીને રીક્ષામાં ચઢાવત નહીં. પોતાની સાથે રીક્ષામાં જવામાં મંત્રીને જે પ્રતિકૂળતા હતી તે પણ જાણે નૌછાર સમજી ગયો છે. પણ જો પોતે બૂમ પાડે તો તો યોગાનંદ ના કહી શકશે નહીં. તેથી જ વાતની વચ્ચે બારું રહેવા દે છે — ઇચ્છા ના હોય તો યોગાનંદ ના પણ આવે. પણ કેવળ એક જ રીક્ષા છે એ જોતાં નૌછાર આલમ એકદમ ચાલી જઈ શક્યો નહીં — તેને ઊભું રહેવું જ પડે — કેટલાક સમય પહેલાંની ત્રણેક માસ પર્યંતની એક સરકારના બેએક માસ માટેના મંત્રીને ખાતર. આ ઘાટ પરથી હાટમાં જવા થોડો ચાલવાનો માર્ગ છે. પરંતુ આ કિનારે લોકોની ચાલવામાં બહુ ભીડ થતી નથી. આ બાજુનાં જુદાં જુદાં ગામડાઓનાં લોકો હાટની દિશામાં ચાલે જ છે. મેદાનો-ઘાટમાં થઈ કેટલાંય લોકો ચાલતાં દેખાય છે. જુદા જુદા રસ્તા અને જુદા જુદા મેદાનોમાં થઈ બધી બાજુએથી બધા જ જાણે અત્યારે જલદી જલદી પહોંચવાની ઉતાવળમાં છે. જેવી જેની શક્તિ. 'ગો પ્રજનન' અને 'હલકા કેમ્પ' પણ ક્યારના પેલા રસ્તાની ભીડમાં થઈ હાટની દિશા તરફ જ ચાલી નીકળ્યા છે.

## 3

## सत्यमेव जयते

પીઠ પર હલકા કેમ્પનું સાઈનબોર્ડ લટકાવીને પ્રિયનાથે તેની સામેની બાજુએ જોયું કે તેમની જીપ આવી છે કે નહીં, જીપ આવી નથી. સંધ્યાકાળ પહેલાં આવવાની કોઈ વાત પણ થઈ નથી. એટલે તે સાઈનબોર્ડ સાથે, પોતાની થેલી બાજુમાં ઉતારી, ચા-મીઠાઈની દુકાનની રસ્તા પરની બેંચ પર બેઠો. તેની પાછળ ચિતાની સાઈઝના બે મોટા ભઠ્ઠા છે. માણસ તળાઈ જાય એટલી મોટી બે કઢાઈઓમાં પુરીઓ તળીને પાસેના મોટા ટોપલામાં ભરેલી છે. તે ટોપલો જો ઉલટાવી દેવામાં આવે તો તેમાં હાથ-પગ ભેગા કરી ટૂંટિયું વાળી પડી રહેવાય. આ ટોપલો એક માફક સાઈઝના વાસણ પર ગોઠવ્યો છે, જેથી બધું તેલ નીતરી જાય. તળેલી પુરીઓની સુવાસ નાકમાં આવી પહોંચે છે. તેની પાછળના પેલા બે ભઠ્ઠાની આગળના લાંબા ટેબલ પર ચૌદેક વર્ષનો એક છોકરો ઉઘાડા શરીરે ચા બનાવી રહ્યો છે. પ્રિયનાથ તેને ઉદ્દેશીને બોલ્યો, 'અરે ભાઈ, બે પુરી, એક ચા.'

આવતી કાલથી પ્રિયનાથ ચા-પુરી પોતાના પૈસા ખર્ચીને ખાશે નહીં. આવતી કાલથી શા માટે; આજે થોડી વાર પછી હાટમાં ઢોલ વગાડીને જાહેરાત કરવાનું કામ

મળ્યા પછી તેને હવે પોતાના પૈસાથી ચા-મીઠાઈ-સિગારેટ ખાવાનું રહેશે નહીં; કદાચ આ દુકાનવાળા જ તેને બૂમ પાડી પાડીને ખવડાવશે. આજકાલ તો રબારીઓ પણ ઘણી જમીન ખરીદે છે. હમણાં ત્યાં જઈ જો તે આ સાઈનબોર્ડ બતાવે તો ય ચા-પુરી તો વગર પૈસે મળી શકે. પણ તે એવું કરે શા માટે? તે તો સરકારી માણસ છે. સેટલમેન્ટનો પ્યુન છે. તેને તો બેત્રણ દુકાનવાળા બોલાવશે, બે-ત્રણ જણ તેની પાછળ પાછળ ફરશે, પણ તે બહુ બહુ તો એક જણની પાસેથી ચા પી શકે.

કાલથી અહીં હલકા કેમ્પ શરૂ થશે. એ વાત અહીંના તો બધા લોકો જાણે છે. 'ફૉર્મ' — એની જાહેરાત પહેલેથી જ વહેંચી દેવામાં આવી છે, ૫૬ નંબરના કાયદાની નોટિસ પણ આપી દેવામાં આવી છે — 'પોતપોતાના રેકૉર્ડની જમાબંદી હોય તો તે સાથે લઈ ઉલ્લેખિત સ્થળે હાજર થવું....' જમીનના ભાડાપટ્ટાના સમાધાનની નોટિસ પણ આવી છે. આજના હાટમાં ઢોલ પર જાહેરાત પણ કરવામાં આવશે. એટલા માટે જ પ્રિયનાથ વહેલો આવી ગયો છે. સાહેબે તેને કહ્યું હતું; 'અમારી સાથે જીપમાં જ આવજે, અમે કંઈ નહીં તો થોડા વહેલા તો નીકળીશું' — પણ જો તે સાહેબોની જીપમાં આવે તો તેને બસમાં આવવાનું ટી.એ.ના મળે. સાઈનબોર્ડ લઈને આવ્યો છે એટલે રીક્ષાભાડાનો પણ જે એક રૂપિયો તેને મળે, તે પણ ના મળે. અને હાટમાં દાંડી પીટવાના ત્રણ રૂપિયા મળે — બધું મળીને એને રૂપિયા પાંચનું નુકસાન થાય. તે જે રસ્તે બસમાંથી ઊતરીને ચાલવા માંડ્યો હતો તે જ રસ્તે સાહેબો સીધા જઈ ડાબી બાજુ વળી માલઓદલાવાડી થઈ ફરીથી ડાબી તરફ વળી લગભગ વીસેક માઈલનું ચક્કર મારી અહીં આવશે. 

પુરીના તેલથી તેના હાથની આંગળીઓ ચીકણી થઈ હતી. પ્રિયનાથે આંગળીઓ માથામાં ઘસી દીધી. પછી બે હાથ ઘસ્યા. તે બરાબર રસ્તાની બાજુમાં જ બેઠો છે — જેઓ ચા પીને જ નીકળી જવાના હોય તે પણ અને જેઓ પુરી પણ ખાય તે પણ અહીં બેસે છે અથવા ઊભા રહે છે. તે પછી જેઓ અંદરની બેઠકમાં બેસે છે તેઓ તો ચા પીએ છે, પુરીઓ ખાય છે અને જલેબી પણ ખાય છે. તેમની સામે જ ખુલ્લી જગ્યા પર જલેબીનો પહાડ ખડકેલો છે. અને બાજુમાં મોટા મોટા ટીનમાં ચણાચોર છે. વળી જેઓ બહુ બધી મીઠાઈ-બીઠાઈ ખાય છે, ખવડાવે છે — તે બધા તો દુકાનની છેક અંદરના ભાગમાં બેસે છે. ટેબલ-ચેરની હારની હારમાં જે જેટલું અંદર જવું હોય તેટલા અંદર જઈને બેસે છે. અંદરની આ બધી જગ્યાઓમાં જ તો મોટા મોટા હાટને સમયે સાચા અર્થમાં લે-વેચ થાય છે. કેવળ હાટની વસ્તુઓની જ લે-વેચ નહિ, પણ આવતા વર્ષે કોણ કઈ જમીન વેચશે, કોણ ખરીદશે, એ બધીયે વાતો-ચર્ચા અહીંથી જ શરૂ થઈ જાય છે. કાલથી તો કેમ્પ છે. કાલથી જ લોકો તો પ્રિયનાથને દુકાનમાં જેટલું અંદરના ભાગમાં લઈ જઈ શકાય તેટલું લઈ જવા ઇ જો શક્ય હોય તો પેલી બાજુની દીવાલ તોડી નાખી વળી વધારે અંદર લઈ જવ

# 4

# ઢોલને બદલે માઈક

પ્રિયનાથ હવે દાંડી પીટવાનું બંધ રાખી, પાછો જઈ ઓરડો સાફ છે કે નહિ એ જોઈને ત્યાં સાઈનબોર્ડ લટકાવી પણ દઈ શકે. તે એના આ નવા ઑફિસરને હજુ બરાબર સમજી શક્યો નથી. એકદમ નવો જ આવ્યો છે; ખાસ તો 'ઑપરેશન બર્ગા'ને માટે જ સરકારે એને મોકલ્યો છે. પણ તે સી.પી.એમ.નો નથી, નક્સલાઈટ છે. એટલે કે પહેલાં નક્સલાઈટ હતો, તે પછી ઑફિસર થયો છે. ખેડૂત તો એને જોતાં ગાંડો જ થઈ જાય. ખેડૂત પોતે જ ખેતી કરે છે એવું રેકોર્ડ કરાવવા આવે ત્યારે જ આ ઑફિસર કહે છે, હાથ જોઉં તો. હાથનાં ચામેઠાં દબાવે છે. અહીંના કેમ્પમાં પોતે જ હાજર રહેશે. કેટલાક લોકોએ જઈને કહ્યું છે કે અમારે ઘેર રહો, તો ચાના બગીચાના માલિકે કહ્યું છે કે બગીચાના બંગલામાં રહો. આ બાજુની આવી જ પદ્ધતિ છે. પણ સાહેબે કોઈની વાત સાંભળી નથી. અહીં આવીને જો એ જાણે કે દાંડી પીટવામાં આવી નથી, તો તો પોતે પકડાઈ જશે — કોઈ પણ હાટમાં કોઈ દિવસ પ્રિયનાથે કોઈને દાંડી પીટવા કહ્યું નથી. કંઈક વ્યવસ્થા કરવાની જરૂર છે.

હવે વાર કરવાને કોઈ કારણ નથી. પ્રિયનાથે એક વાર અંદાજ લગાવી વિચાર્યું કે મોદી કે મીઠાઈવાળાની દુકાનો કઈ તરફ હોઈ શકે. મીઠાઈની દુકાનની પાસેની મોટી દુકાનની બહાર તેણે પતરાંનું બંડલ જોયું હતું. ત્યાંથી એક પતરું લઈ આવી જલદી જલદી આખા હાટમાં ફરતો ફરતો તે એક વાર દાંડી પીટી શકે. પ્રિયનાથ બહારની પેલી દુકાન આગળ જવા માટે પાછો ફર્યો.

પણ હાટમાંથી બહાર નીકળવાના દરવાજેથી એ જુએ છે કે ડાબી બાજુના મોટા ઊંચા ભાઠા પર મદેશિયાઓનું એક ટોળું છે — એક જણ ઢોલ વગાડે છે અને છોકરીઓની એક ટુકડી હાથ પકડી અને બીજો હાથ કમર ફરતો મૂકી નાચે છે. ત્યાં ઊભા ઊભા પ્રિયનાથ વિચારે છે કે આ સાઈનબોર્ડ બતાવીને તેઓની પાસેથી ઢોલ મેળવી શકાય કે નહીં. તો તો પછી દાંડી પીટવાનું છોકરાને જ કહેવું પડે. તેનો અર્થ એ કે હાથમાંથી પૈસા ઢીલા કરવા. પણ જો એ કહી શકે કે પોતે સેટલમેન્ટનો પ્યુન છે — તમારું ઢોલ આપો, દાંડી પીટીને પાછું આપી દઈશ. એ બધાં નક્કી ચાના બગીચામાં કામ કરે છે. એટલે એકદમ કંઈ સેટલમેન્ટના પ્યુનની એ લોકો બહુ દરકાર ન કરે. પણ એના કરતાં ય મોટી વાત, તેમને સમજાવવું પડે — 'તુમારા ઢોલ દો; હમ દાંડી પીટેગા.' મારે ઢોલવાળાની જરૂર નથી, પણ તેમનું ઢોલ જોઈએ છે — આ પ્રકારની એક મુશ્કેલ વાત સમજાવતા ઘણું બધું હિન્દી બોલવું પડે. અને

આટલી બધી મદેશિયા છોકરીઓ એકસાથે એકદમ ખૂબ હસી પડે. પ્રિયનાથ મોદીની દુકાનની શોધમાં નીકળી પડ્યો.

હવે તો જાણે હાટ આ રસ્તે જ પથરાઈને બેઠું છે. એક વાર નજર નાંખીને એણે જોયું કે તેમની જીપ આવી ગઈ છે કે નહિ. તે પછી તે મારવાડીની દુકાન તરફ ચાલવા લાગ્યો. તેણે જઈને જોયું કે તેનો અંદાજ બરાબર નહોતો; બહાર તો પેલા કેરોસીનના બેરલ હતા. દુકાનવાળો કેરોસીનનો ડીલર હતો — શર્માની દુકાન હતી.

'અચ્છા, ભાઈ, આ બાજુ મોદીની દુકાન કઈ તરફ છે?'

'આ પેલા રસ્તે વળી જજો — જમણે હાથે.'

પ્રિયનાથ પેલે રસ્તે જમણે હાથે વળ્યો. મોદીની દુકાન છે. ઘણાં ટીન છે. પ્રિયનાથે હાશ અનુભવી.

'દાદા, એક ટીન આપશો?'

'શેનું? ડાલડાનું કે બિસ્કીટનું?'

'ગમે તે એક ચાલશે.'

'ફુલ સાઈઝની કિંમત સાત રૂપિયા; હાફ સાઈઝની ચાર રૂપિયા.'

'હેં!....ના, એ તો હું તમને પાછું આપી જઈશ.'

'પાછું આપી જશો? કરશો શું?'

'કાલથી તો અહીં હલકા કેમ્પ બેસશે —'

'કોનો કેમ્પ?'

'સેટલમેન્ટનો —'

વાત પૂરી થાય તે પહેલાં જ પેલો માણસ બોલી ઊઠ્યો, 'એ બધાંની અમને કંઈ પડી નથી, અને પડશે પણ નહિ.' પ્રિયનાથ જરા છોભીલો પડી જાય છે. તે દૂર જઈ ઊભો રહે છે. હાટ વચ્ચે આવી એક દુકાન ચલાવે છે અને આ માણસ અહીં જમીન-ફમીનની વાત કરતો નથી? તો પછી, શું આ માણસ માલિક નથી? કર્મચારી છે? પ્રિયનાથને એક વાર થાય છે કે પોતે તેને પૂછે, 'તમારા માલિક કોણ છે?' તે પાછો ફરીને જુએ છે, પણ સાહસ કરી શકતો નથી. થોડી વધારે વાર ઊભા રહી નિરુપાયે તેણે નક્કી કરવું પડે અને સાહેબને કહેવું પડે કે દાંડી પીટવામાં આવી છે. તે પછી જો સાહેબને શંકા જાય — ત્યારે જોયું જશે. હવે જોકે સાઈનબોર્ડ લટકાવી ઓરડો શોધી ઠીકઠાક કરી લેવું આવશ્યક છે.

આ હાટ-કમિટીના કબજામાં કોઈ કો-ઑપરેટીવના ત્રણ ઓરડા હતા — તેમાંથી બે ઓરડા કેમ્પ માટે મળી ગયા છે. પ્રિયનાથ હવે એ ઓરડો શોધવા નીકળ્યો. જતાં જતાં જ તેને થાય છે કે તે આટલી વાર અમસ્તો જ બીતો હતો. સાહેબને શું બીજું કંઈ કામ નહિ હોય તે આવતાં જ દરેક માણસને પૂછવાનું શરૂ કરશે કે હાટમાં દાંડી પીટવામાં આવી છે કે નહિ? પોતે તો તોયે બે સ્થળે તો સાઈનબોર્ડ ટીપીને બૂમો પાડી છે.

બધું જ નવું. ફક્ત અમારા એક દાદાએ અમને એક નવી વાત શીખવાડી, હલકા, હલકા કૅમ્પ. કાલ સવારથી આ ક્રાન્તિહાટમાં કદાચ આ હલકા કૅમ્પ બેસશે. તમે બધા ચોક્કસ જ એ કૅમ્પમાં આવજો, ફરજો, જોજો. આ પહેલાં અમે ક્યારેય હલકા સાંભળ્યું નથી. તે પ્રમાણે આવતી કાલથી રમતને અંતે તમારા બારણે ટેલિગ્રાફ પ્યુન આવીને કહેશે તમને પશ્ચિમ બંગાળની લૉટરીનું પહેલું ઇનામ મળ્યું છે — ત્યારે તમે જ કહેશો કે કોઈને લૉટરી લાગે છે તે મેં પહેલેથી જ જાણી લીધું. તેથી હું બોલ્યો કે જીવનમાં બધો વખત કંઈ નવું ને નવું થયા કરે છે. કાલનો હલકા કૅમ્પ પણ નવો જ છે. તે જ પ્રમાણે તમારું પહેલું ઇનામ પણ નવું છે. પણ તમારે એક ટિકિટ તો કપાવવી જ પડશે. બોલો દાદા, ચાલશે ને?'

'હા, હા, આ તો તમે ખૂબ સરસ બોલો છો, પણ હલકા એ કોઈ નવી બાબત નથી. એ.....'

'અચ્છા, અચ્છા, એ તો હું મૅનેજ કરી આપીશ.'

'અને પેલું 'કદાચ' બોલશો નહિ ને?'

''કદાચ'? એટલે? કદાચ બોલીશ નહિ!' આ વખતે એવું લાગ્યું કે માઈકમાં કોઈ નાટક થાય છે. અથવા કોઈ ઝઘડો પણ હોઈ શકે. બે-એક જણ તો માથું ફેરવીને જોઈ રહે છે; એક જણ આગળ પણ આવે છે. 'આવો, દાદા, ફક્ત એક રૂપિયામાં એક લાખ.' પરંતુ પેલો માણસ ટિકિટ ખરીદ્યા વિના 'હાં' કરી ઊભો રહે છે. પ્રિયનાથે જોયું કે છોકરો હવે તેની તરફ જોતો નથી. 'આવો, આવો, પશ્ચિમ બંગાળની લૉટરી'—વચ્ચે વચ્ચે પ્રિયનાથ બોલી નાંખે છે, 'પેલું જે તમે કહ્યું ને કે કદાચ હલકા કૅમ્પ બેસશે, ત્યાં એવું કહેવાનું કે હલકા કૅમ્પ બેસશે જ!' છોકરાએ કોઈ જવાબ પણ આપ્યો નહિ. પ્રિયનાથને બીક લાગી કે કદાચ છોકરો એમ તો નહીં કહી દે ને કે માઈકમાં કશુંય બોલી શકાશે નહીં. તેથી તે ઉતાવળે ઉતાવળે 'સારું, સારું' કહી બાજુ પર ખસી જાય છે. પાછળથી છોકરો કહે છે, 'હું કહી દઉં છું. પણ કાલે અમારી રીક્ષા તમારા કૅમ્પ પાસે આવે ત્યારે જોજો કે પોલીસ દ્વારા કોઈ ઝમેલો ન થાય.'

'અરે, હોય કંઈ. તમે મારી પાસે આવજો. હું તો હોઈશ જ ને!' પ્રિયનાથ હાટ-કમિટીની ઑફિસ તરફ જવાનું શરૂ કરે છે. પાછળના માઈકમાંથી તે સાંભળી શકે છે, 'જીવન એટલે તો, કમળપત્ર પરનું પાણી; છતાં જે થવાનું છે તે તો ....'

કૅમ્પ જેવું કાલે તો અહીં કશું જ નહિ હોય. કે.બી.નું (ખાનાપુરી, બુઝારત, ખેતરના નકશા, ફિલ્ડ-સર્વે) કામ તો જે તે સ્થળે થશે. ભલે થાય. આપણે તો ચાલો ત્યારે.

થોડું આગળ જઈ પ્રિયનાથ ઊભો રહી જાય છે — છોકરો ખરેખર કંઈ બોલે છે કે કેમ તે સાંભળવા માટે. જો નહીં બોલે તો કશું કરવાનું નથી, અને બોલે તોપણ

કશું કરવાનું નથી. કૅમ્પમાં લોકોનું ટોળું જામશે એટલે લૉટરીની રીક્ષા આવશે જ ને, પોતાની મેળે આવશે. તેમાં પ્રિયનાથને કશું કરવાનું નથી. છોકરો એક વાર પણ બોલે·છે કે નહિ એ જાણી લઈ પોતે ઓરડો શોધવા જશે.

'કેટલી દાદા?'

'તું કહે ને કેટલી?'

'તું બોલ,' માઈકમાં મદેશિયા તરુણીનો કલકલ કંઠ!

'લે, લે, સાંભળ. તું આંખ બંધ કર. ઉસકે બાદ આ ટિકિટો પર હાથ લગાડ. જેટલી હાથમાં લાગે તેટલી હું ખરીદી લઈશ. લે, હવે આંખ બંધ કર.' માઈકમાં ખિલખિલ·હસવાનો અવાજ પણ આવી જાય છે. ચાના બગીચાના કોઈ છાકટા મજૂર - મજૂરણની આ વાત છે. 'અરે, જુઓ, લૉટરીની ટિકિટો આંખ બંધ કરી જેટલી હાથમાં આવશે તે બધીય આ લોકો ખરીદશે,' એમ કહી છોકરો અટકી જાય છે; 'આવો, આવો, હાં, આંખ બંધ કરો'. ફરીથી માઈકમાં ખિલખિલાટ હાસ્ય!

## 5

# પ્રિયનાથના સાહેબ અને હાટ કમિટી

હાટ-કમિટીના મકાનની સામે જીપ ઊભી છે એ પ્રિયનાથે દૂરથી જોયું. સાહેબો આવી ગયા છે. તે ચાલવાની ગતિ વધારી દે છે. પણ જલદી જલદી ચાલવામાં મુખ્ય પ્રતિકૂળતા તે તેનાં સેન્ડલ છે. પેલા હવાઈ સોલના દરેક ખાંચામાં તેનો પગ એવો તો પેસી જાય છે કે કોઈ પણ રીતે એ ચાલે તોપણ એડીની બહાર સોલનો આગળનો ભાગ તેના પગનાં તળિયાં સાથે પટ્પટ્ કરવા લાગી જાય છે, બહુ જોરપૂર્વક ચાલવા જતાં સેન્ડલ અટકી જાય છે. તે વખતે આંગળીના તળિયે સોલનો જે ભાગ હોય છે તે પણ બહાર આવી જવાનું કરે છે — જાણે કે સેન્ડલ ઊલટું થઈ આંગળીની આગળ જતું રહેશે અથવા બાંધેલો પટ્ટો તળિયામાંથી નીકળી જશે. નીચેનો એ પટ્ટો તળિયામાંથી નીકળી ના જાય તે માટે હવે વળી તેને સેફ્ટીપીન વડે બાંધી દેવું પડે પણ સોલનો એ ભાગ ઊખડી જાય તો સેફ્ટીપીન ખૂલી જાય. એટલે જો બહુ ઉતાવળ હોય તો સેન્ડલ કાઢીને હાથમાં જ લઈ લેવાં સારાં. પણ આ અંતર એટલું બધું નહોતું કે આમ કરવાનું જરૂરી હોય. પોતે તો બધું નિયમ પ્રમાણે જ કામ કરે છે તેથી એને આટલી બધી દોડાદોડી કરવાની શી જરૂર? પણ તેના સેન્ડલને કારણે પ્રિયનાથ જોરથી ચાલી શકતો નથી, છતાં તેના પગલામાં એવી ઝડપી ચાલની ગતિ તો આવી જ જાય છે. આ ખેંચતાણમાં પ્રિયનાથના આ રીતના ચાલવા વખતે તેની કમર આગળ આવી જાય છે અને પગ રહી જાય છે પાછળ. સેન્ડલ સાથે પગના

ખેંચાવાથી ઢીંચણમાં દરેક વખતે એક પ્રકારની મોચ આવે છે — જાણે દરેક વખતે પગ આગળ મૂકતી વખતે બન્ને ઢીંચણ ભેગા થઈ વળ ખાય છે!

પ્રિયનાથના સાહેબ મેદાનમાં એક ચૅર ઉપર બેઠા હતા. તેમની સામે, પણ થોડે દૂર, જીપ ઊભી છે. પ્રિયનાથ પાછળથી જ બોલે છે, 'સર, આપ આવી ગયા છો!'

સાહેબ માથું ફેરવી પ્રિયનાથને જોઈ બોલે છે, 'અરે, પ્રિયનાથબાબુ, તમે એકદમ માઈક-બાઈક વગેરેની વ્યવસ્થા ક્યાંથી કરી?'

પ્રિયનાથ મોં ભરી હસી પડ્યો —'તો તો સર, તમે બહુ વારથી આવી ગયા નથી — તો સર, ઘરબર બધું — કહી વરંડા તરફ જુએ છે. વરંડામાં તેની ઑફિસના માણસો અને બીજા બેએક જણ છે. વરંડામાં જતાં જતાં જ પ્રિયનાથ જુએ છે કે ઘર વગેરે બધું ધોયેલું, સ્વચ્છ અને વ્યવસ્થિત છે. સરસામાન ભોંય પર મૂકેલો છે.

'અરે ઓ પ્રિયનાથદા, તમને વહેલા તો એટલા માટે મોકલ્યા હતા કે તમે બધો બંદોબસ્ત કરી રાખો. અમે તો આવીને જોઈએ છીએ કે પ્રિયનાથદાનો તો કોઈ પત્તો જ નથી. છેવટે અમારે જ બધું કરી લેવું પડ્યું.' અનાથ બોલ્યો.

'પાંચ મિનિટ પહેલાં જ બધું જોઈ ગયો છું, સર, ત્યારે તો તમે આવ્યા નહોતા — અને એટલામાં હૂસ કરતાં આવી પહોંચ્યા!' અનાથની વાતનો જવાબ આપ્યા વિના પ્રિયનાથ સાહેબને જ કહે છે. ત્રણ જુદા જુદા ઓરડા જોઈ આવી પ્રિયનાથ પાછો આવે છે. 'આ તો બધો પાકો બંદોબસ્ત થઈ ગયો છે ને!'

'એ શું? આ બધું તેં કર્યું નથી? અમે તો માનીએ છીએ કે તેં જ આ વ્યવસ્થા કરી રાખી છે.' — વિનોદબાબુએ કહ્યું.

'તે માટે તો મને કાલે મોકલવો પડ્યો હોત, બાબુ આજે તમારી પહેલાં જ બસમાં રવાના થયો અને આવી પહોંચ્યો તો માત્ર એકાદ કલાક પહેલાં જ.'

'પાછા તમારાં પેલાં સેન્ડલ,' આ વખતે પાછળથી આવીને જ્યોત્સનાબાબુ બોલે છે — 'અમે તો માન્યું જ હતું કે કદાચ તમે નહીં આવો પણ તમારાં સેન્ડલ તો આવશે જ.'

'ઊભા રહો, આ સાઈનબોર્ડ આગળ લગાવી દઉં.' એમ કહી પ્રિયનાથ ફરીથી વરંડામાંથી મેદાનમાં જાય છે.

'અચ્છા, રાખો, રાખો, તમારું સાઈનબોર્ડ પછીથી લગાડશો તોપણ ચાલશે. હવે જુઓ, રાત્રિની રસોઈ તો બીજે થશે. કાલની બજારની ખરીદી કરી રાખો. પાછા આવીને પછી બધી વિધિ થશે,' વિનોદબાબુએ કહ્યું.

'હા, હા, ચાલો, હું અને પ્રિયનાથબાબુ હાટમાં ફરી આવીએ.' એમ કહી સાહેબ ચૅર પરથી ઊઠ્યા. જે ત્રણ ભદ્ર માણસો આટલી વાર પાછળ ઊભા રહ્યા હતા, તેઓ આગળ આવીને બોલ્યા, 'અમારી એક વિનંતી સાંભળશો કે? એ તો સર અમારું અહીંનું કામ છે. એ તો અમે બરાબર બધું કરી નાખીશું.'

'ના, ના, તમે તો જે કંઈ કર્યું છે તે જ અમારે માટે વધારે પડતું છે. અમે આટલા જણ છીએ; બરાબર બધું લઈ આવીશું. કદાચ કંઈ અગવડ પડે તો તમને જણાવીશું. આજે હાટનો દિવસ છે; તમારે તો બીજાં ઘણાંય કામ હશે.'

'ના, એ બધું તો થઈ ગયું છે. પણ મારા મનમાં વાત એમ હતી કે આ હાટમાં કોઈ પણ બહારની પાર્ટી આવી હોય, પછી તે સરકારી હોય કે કદાચ ને પ્રાઈવેટ હોય, પણ ક્યારેય એવું ન બને કે એ લોકો તેમનું પોતાનું ખાવાનું પોતે બનાવે. એ તો મારે માટે આબરૂનો સવાલ છે.'

સજ્જન એક પ્રૌઢ, રાજવંશી* હતા. તે જ્યારે વાત કરતા હતા ત્યારે સુહાસ ખૂબ ધ્યાન દઈને એ બધું સાંભળતો હતો, અને સુહાસે તેમને જોયા પણ ખરા. એમણે જે એક ઝાંખો, 'ડલ' બિસ્કીટ રંગનો ઝભ્ભો પહેર્યો હતો એવા ઝભ્ભા પહેરેલા સુહાસે બીજા ઘણા જોયા છે. આ ઝભ્ભા શું આ બાજુ બનાવવામાં આવે છે? અને સસ્તા હોય છે શું? આ ભદ્રલોક, જે તેમને બધી વાત છેક સુધી બોલવા દે છે તે ભદ્રલોકની વાત કહેવાની રીત પણ બરાબર જોઈ લે છે. અહીંના લોકોની આંચલિક ભાષા તે કેવી રીતે 'ભદ્રલોક'ની ભાષા સાથે ભેળવી દઈ શકે છે. એક વાર તો સુહાસને થઈ ગયું કે આજની રાત્રિએ લોકોનું આતિથ્ય સ્વીકારી લઈ કાલથી જ અમારો બંદોબસ્ત કરી લેવો એ શું સારું નહિ? તેમ કરતાં કારણ વિનાનું ટેન્શન પણ થાય નહિ. એ પણ ખુશ થાય, તેની ઑફિસના લોકો પણ ખુશ થાય — પૈસા બચી જાય. વળી એને થાય છે કે તેના મનમાં થોડી ખેંચતાણ છે. સુહાસ કોઈ નીતિવાગીશ હોવાને કારણે તો કંઈ એમના નિમંત્રણનો અસ્વીકાર કરે છે એવું નથી. તેને તો સરકાર ખાવાપીવાના પૈસા આપે જ છે. એ પૈસા ના લે અને એમની સાથે ખાવા જાય. પરંતુ એટલી બધી માથાકૂટ તે શા માટે કરે? મૂળે એને એક ભય છે — એમનું આતિથ્ય સ્વીકારી લે તો પછી એનો પ્રભાવ ના પડે. તે એક પોતાની રસોઈની વ્યવસ્થા કરી બીજાઓની જે ઇચ્છા હોય તેવી વ્યવસ્થા કરવાનું કહી શકે. તેમ હોવા છતાં પણ તેઓ જેમને જેમને ઘરની સહાય કરશે, ખાવાપીવાનું કરશે, તેમને માટેની સગવડ સુહાસ પાસેથી માગી લઈ શકે.

નિરુપાયે તેને કહેવું પડે છે, 'જુઓ, અમારે પણ આબરૂનો સવાલ છે. અમારું કામ તો ચાલશે. અમે તો ઘણા દિવસો અહીં જ છીએ. બધું પતાવ્યા પછી વળી તમે એકાદ દિવસ અમને સરસ જમાડજો. આ મારું વચન છે. હું કેમ્પમાં જ ખાઈશ. તમે બધા એમની સાથે વાત કરી લો. એ જે કહે એ પ્રમાણે જ એમની વ્યવસ્થા થશે. ચલો, પ્રિયનાથબાબુ, હાટમાં ફરી આવીએ.' સુહાસ પાછો ફરી હાટની દિશા

---

રાજવંશી - એક અનુસૂચિત જનજાતિ. પોતાને ક્ષત્રિય કહેવડાવે છે. પરશુરામે જ્યારે પૃથ્વીને નક્ષત્રી કરી ત્યારે જે ક્ષત્રિયો નાસી છૂટેલા તેના પોતે વંશજો છે, એમ માને છે.

તરફ નીકળી જાય છે.

પાછળથી વિનોદબાબુ કહે, 'સર, અનાથ પણ તમારી સાથે ભલે આવતો. એકલો પ્રિયનાથ —' વાતનો જવાબ આપ્યા વિના જ સુહાસ આગળ વધે છે.

## 6

## પ્રિયનાથના સાહેબ અને હાટનો નાચ

'આ હાટ બહુ મોટું હાટ છે, નહિ?' સુહાસ પૂછે છે.

'હા, આ બાજુનું સૌથી મોટું હાટ છે.'

'શું શું વેચાય છે? એટલે કે જથ્થાબંધ શેનું વેચાણ થાય છે?'

'તે તો બરાબર કહી શકતો નથી સર; છતાં પહાડી વિસ્તારોમાં હોય તેવાં સુક્કાં લાલ મરચાં અને શણ તો, જથ્થાબંધ વેપારી સિવાય બીજું કોણ આટલો બધો માલ ખરીદે?'

'સુક્કાં લાલ મરચાં? લાલ મરચાં આ બાજુ ક્યાં તૈયાર થાય છે? — એટલે કે અહીં સુક્કાં મરચાં આટલાં બધાં — કોઈ વાર સાંભળ્યું તો નથી!'

પ્રિયનાથને હાટનો એક અંદાજ મળી ગયો હતો. પેલી દુકાનોની હારવાળો સીધો રસ્તો અને આ હાટ-કમિટીની ઑફિસની લાઈન એ બન્ને પૂર્વ-પશ્ચિમ દિશામાં છે. હવે તેઓ ઉત્તર તરફના મેદાનમાં થઈને જશે, રસ્તો આવશે અને ત્યાંથી હાટમાં પ્રવેશશે. મેદાનમાં થઈને થોડું જતાં જતાં તેમને સમજાય છે કે ઘાસ તો દેખાતું નથી, અંધકાર ઊતરી આવે છે અને થોડું આગળ જતાં મેદાન વચ્ચે બે-ત્રણ કૂપી સળગે છે એવું દેખાય છે. ત્યાં દેશી દારૂ વેચાય છે. તરત જ સાહેબને લઈને પ્રિયનાથ થોડો વધારે ઉત્તર તરફ જાય છે. વળતાં જ ઢોલકનો અવાજ સંભળાય છે. નાચ હજુ પણ ચાલે છે? એ લોકો કેટલી વાર સુધી નાચશે?

'પેલા લોકો નાચે છે, સર.'

'કોણ?'

'પેલા ચાના બગીચાના કૂલી-મજૂરો. હાટના દિવસે પેટ ભરીને દારૂ પીએ છે અને ઢોલક વગાડી નાચે છે.'

'હા, આ બાજુ ચાના બગીચા તો બહુ જ છે અને ટ્રાઈબલ પોપ્યુલેશન પણ—' સુહાસ વાત પૂરી કરતો નથી, અટકી જાય છે. સાહેબ બીજું કંઈ બોલે છે કે કેમ તેની રાહ જોયા પછી પ્રિયનાથ કહે છે, 'હા, સર.'

'ઊભા રહો, જોઈએ.' તેમની સામે જ તે વખતે નાચ ચાલી રહ્યો છે. તેઓ નાચની પાછળના ભાગમાં છે, મોં હાટ તરફ છે. નાચ કરનારાઓનાં મોં પણ હાટની

દિશામાં છે. જેવું ચિત્રમાં, ફોટામાં, સિનેમામાં દેખાય તેવું જ આબેહૂબ દેખાય છે — એકબીજાની કમર પર હાથ જડી દઈ એક સાંકળી જેવું કરી એક તાલે બે પગલાં આગળ જાય છે અને એક પગલું પાછળ જાય છે, અને એ આગળ-પાછળ જવાનું રાખી આખી ટોળી ફરતી જાય છે. એમ કરતાં કરતાં તેઓ આખું ગોળ ફરશે અને ફરતાં જ રહેશે. અને જે માણસ ઢોલક વગાડે છે તે તો પેલી સાંકળીના બે માથાંઓની વચ્ચેની ખાલી જગ્યામાં — ચિત્રમાં, ફોટામાં, સિનેમામાં જેમ હોય છે તેમ. સુહાસલોકોની સામે થોડે દૂર દુકાનનું પાટિયું છે અને ખડના છાપરાવાળું ઝૂંપડું. તેમાં દીવો સળગી રહ્યો છે. ઝૂંપડાની છાયા જાણે પવનમાં પડે છે અને ત્યાં થોડાં ઝાડ પણ છે. ત્યાં માથા પર આકાશ છે. પેલા અસંપૂર્ણ વર્તુળની આગળ-પાછળ જવાના સમયે ક્યારેક આકાશનો છેલ્લો પ્રકાશ આવી પડે છે; ક્યારેક સામેની હાટની છાયામાં પેલું વર્તુળ ખોવાઈ જાય છે. નાચના આવર્તનને બતાવે છે — જાણે કોઈ પ્રાકૃતિક ઘટનાની માફક. આટલી નજીકથી જુએ છે છતાં ઢોલનો અવાજ જાણે પહાડ-ટેકરા-વનની અંદર થઈને આવતો હોય એમ લાગે છે.

'સર, ચાલો ને સામેની બાજુ, નાચ જોઈશું. ચેર લઈને આવું છું.'

સુહાસ જરા ચમકી ઊઠી બોલે છે, 'ના, ના, ચાલો, હાટમાં જઈએ—'

સુહાસ ફરીથી ચાલવાનું શરૂ કરે છે. પ્રિયનાથ એની પાછળ જાય છે.

## 7

## પ્રિયનાથના સાહેબ અને હાટનું માઇક

પેલી મીઠાઈની દુકાનમાં ત્રણ-ચાર પેટ્રોમેક્ષ છે. પ્રિયનાથ જુએ છે કે લૉટરીની રીક્ષામાં પણ મીણબત્તી છે. 'આવો, આવો, એક રૂપિયાની બદલીમાં લાખ રૂપિયા.' સુહાસ થોડો આગળ ગયો છે, એ જોઈ પ્રિયનાથ દોડીને લૉટરીવાળાની આગળ જઈ કહે છે, 'હવે થોડું બોલો ને ભાઈ; અમારા સાહેબ આવ્યા છે.' એટલું કહી ઊભો રહ્યો નહિ. દોડતો ફરી સુહાસની પાછળ પહોંચી જાય છે. 'તમારા આ હાટમાં તો રોજ કંઈ કેટલુંય બની જાય છે. હા, કેટલી? બે? આ લો, દાદા. એ તો કાલે અહીં હલકા કેમ્પ બેસશે —'

પ્રિયનાથ સુહાસને બૂમ પાડે છે, 'સર....'

'બોલો'

'આપણા કેમ્પનું એલાઉઅન્સ કરે છે!' —

'એ કેમ્પમાં તો તમે બધા જ આવશો. તમારી જમીનનો ફેંસલો થશે. પણ આ હાકેમ કરતાં પણ મોટો હાકેમ છે. ત્યાં ફેંસલો થાય છે આપણાં તકદીરનો,

ભાગ્યનો. કોણ જાણે છે, તમારા માટે શો ફેંસલો નક્કી થયો છે?'

'ફક્ત એક રૂપિયામાં તમે એ ફેંસલો જાણી શકો છો. કોણ જાણે છે કદાચ તમે જ એક લાખ રૂપિયાનું પ્રાઈઝ મેળવશો. પણ ટિકિટ ના કપાવો તો તો તે મળે નહિ.'

સુહાસ ઊભો ઊભો સાંભળી રહ્યો હતો. ત્યાર પછી હસી પડ્યો, 'આની તમે ક્યાંથી સગવડ કરી દીધી?'

'સર, મેં જોયું કે અહીં ઢોલવાળો નથી. એટલે સુધી કે કોઈ ટીનવાળો ય મળ્યો નહિ. તેથી નાછૂટકે... સર... એ લોકો પણ રાજી થયા... હા, પણ રેઈટ થોડો હાઈ લીધો.'

'તે તો લે જ ને. માઈકમાં બોલવાની વાત છે.'

'તેઓને દસ રૂપિયા જોઈતા હતા; હું કહી કહીને સાત રૂપિયા સુધી લાવ્યો છું.'

'તો પછી હવે એ ય શું વધારે છે?'

'સર મારી પાસે તો એટલા રૂપિયા હતા નહિ. મેં કહ્યું કે તમે આવશો એટલે આપી દઈશું.'

'વિનોદબાબુ પાસેથી લાવ્યા છો? તો તો આપી આવજો —'

'એ તો હું ભૂલી ગયો, સર.'

પોતાની બેગમાંથી દસ રૂપિયાની નોટ કાઢી સુહાસ બોલ્યો, 'લો, આ આપી આવો. પછી વિનોદબાબુ પાસેથી લઈ મને આપી દેજો —'

'તો તો તમે થોડી વાર ઊભા રહો, સર, હું હમણાં જ આપી આવું.'

સુહાસ ઊભો રહ્યો. તેની સામે જ પ્રિયનાથ લૉટરીની રીક્ષાની પેલી બાજુ જઈને ઊભો રહ્યો. 'એ ભાઈ, અમારા સાહેબ ખૂબ જ ખુશ થયા છે. આ બે રૂપિયા રાખો; ચા-સમોસા ખાજો.'

છોકરો માઈક સામે જ લઈને બૂમ પાડી ઊઠ્યો, 'અરે મશાય, ચા-સમોસા ખવડાવવા હોય તો તમે જ લાવીને ખવડાવો; અમારા હાથમાં રૂપિયા શા સારુ પકડાવી દો છો?' માઈકમાં એટલા જોરથી આ વાત થઈ કે પ્રિયનાથ ચમકી જાય છે. ડોક ફેરવીને જુએ છે તો સુહાસ આ તરફ જ જોઈ રહેલો દેખાય છે.

'સારું ભાઈ, સારું, કશું મનમાં લાવશો નહિ; રૂપિયા છૂટા કરી આવો.'

સામેની ચાની દુકાનમાં જઈ બે રૂપિયા આપી પ્રિયનાથ બોલ્યો, 'એ પેલી લૉટરીની રીક્ષામાં ત્રણ ચા અને સમોસા મોકલાવો ને. રૂપિયા આપી, ૨૦ પૈસા પાછા લઈ, આ બધી લેવડદેવડમાં પ્રિયનાથે સાત રૂપિયા ખિસ્સામાં કર્યા. 'અરે ભાઈ, જલદી મોકલજો' એમ કહી દોડતો સુહાસની પાસે જતાં જતાં તેના સેન્ડલનો આગલો ભાગ વળી જતાં એક ઠોકર ખાધી. સંભાળી લઈ, ચાલતાં ચાલતાં પહોંચી

જઈ બોલ્યો, 'સર, ચા-સમોસા ખાવા હતા' એમ કહી એક રૂપિયો ૨૦ પૈસા સુહાસને પાછા આપ્યા. સુહાસ બોલ્યો, 'એ હવે બીલ નહિ કરે. પેલા સાત રૂપિયા લઈ મને આપી દેજો.'

'તમે જરા કહી દેજો ને સર, એ મારી વાતમાં વિશ્વાસ કરશે નહિ.'

'ના, ના, કરશે, અમે બધાએ દાખલ થતાં જ માઈકમાં સાંભળ્યું હતું ને!'

'સર, આ બાજુ —' પ્રિયનાથ સુહાસને હાટમાં પ્રવેશવાનો રસ્તો બતાવે છે.

## 8

## કેટલી જાતનાં હાટ ?

હાટનું ભરાવું, જામવું અને વીખરાવું — એ બધું એક વિશિષ્ટ રીતે ગોઠવાયેલું હોય છે.

પણ બધાં જ હાટ એક સરખા નથી હોતાં. આ બાજુ ચામારિનું હાટ કે બડોદિઘિનું હાટ સપ્તાહમાં એક વાર ભરાય છે. મોટાભાગે જીવનજરૂરિયાતની વસ્તુઓની લે-વેચ માટે. ગામના કોઈ કોઈ લોકો દુકાન માટે આવે છે. બડોદિઘિના હાટમાં ચાના બગીચાના મજૂરો જ મુખ્યત્વે ખરીદી કરનાર હોય છે. તેમને ખરીદવા લાયક વસ્તુઓ પણ હોય છે. પણ એ બધાં હાટ સાંજને વખતે ભરાય છે. સંધ્યા થયા પછી થોડી જ વારમાં વીખરાઈ જાય છે.

હવે તો ઓદલાવાડિ - લાટાગુડિનું હાટ ઘણું મોટું હોય છે. બસના રસ્તાની ધારે જ એકદમ ભરાઈ જાય છે અને મોડેથી વીખરાય છે. નદીના બંધના કામ માટે બેય બાજુ લગભગ આખું વર્ષ માટી ખોદવા, પથ્થર ભાંગવા માટે ઘણાં લોકો હોય છે. તે ઉપરાંત ફૉરેસ્ટના લોકોની સંખ્યા પણ કંઈ ઓછી હોતી નથી. '૬૮ની સાલનાં પૂરમાં જે બધાં ફૉરેસ્ટનાં ઝાડ-ઝાંખર પડી ગયાં હતાં, અથવા તણાઈ ગયાં હતાં — એ આખું ફૉરેસ્ટ સરકાર પૂરેપૂરું સાફ કરાવી દે છે. કદાચ ત્યાં નવું જ વન તૈયાર કરવામાં આવશે, અથવા હમણાં આમ જ પડી રહેવા દે. પરિણામે લગભગ આખું વર્ષ ફૉરેસ્ટના ઝાડ કાપવાનું કામ ચાલે છે. ગામમાં વીજળી ઉત્પન્ન કરવા માટે શાલના લાકડાના થાંભલા પણ છેલ્લાં કેટલાંક વર્ષોથી વેચવામાં આવે છે. તેને માટે પણ લગભગ આખું વર્ષ ફૉરેસ્ટમાં કામ ચાલે છે. તેથી ઓદલાવાડિ અને લાટાગુડિનું હાટ બહુ મોટું હોય છે. છતાં તે પણ અસલમાં તો લે-વેચ માટેનું જ હાટ હોય છે — વેપારીઓનું હાટ નથી હોતું. એ હાટ બપોરની વેળાએ ભરાય છે અને પછી ચાલ્યા કરે છે. ગયા વર્ષે લાટાગુડિના હાટમાં પતરાનો શેડ ઊભો કરી સાયકલની દુકાન કરી છે. હાટના દિવસો — બુધ અને શનિએ — તે ખોલે છે. ઓદલાવાડિમાં તો પહેલેથી જ સાયકલની અને રેડિયોની

દુકાનો છે. તેમ છતાં આ, હાટ ગમે તેટલાં મોટાં હોય છતાં, આ બધાંને ખરીદી કરનારનાં હાટ કહીએ તો ચાલે. ખરીદનારના હાથમાં રૂપિયા હશે તો હાટ જામ્યું સમજવું. ખરીદનારના હાથમાં રૂપિયા નહીં હોય તો હાટ ખાલી. આ બધાં હાટ બજાર જેવાં હોય છે, દુકાનો જેવાં હોય છે. જો હાટ એમ કહેવું જ હોય તો તો આ ક્રાન્તિહાટ, ધૂપગુડિનું હાટ, ચાલસાનું હાટ. આ બધા હાટમાં ખરીદનાર નથી હોતાં, દુકાનદારો પણ નથી હોતાં, હોય છે માત્ર હાટ. હાટ જામશે પણ હાટની જેમ જ, અને ખરીદનારા તેમ જ દુકાનદારો હાટમાં એકરૂપ થઈ જાય છે. જે લોકો હાટની ભૂગોળ જાણે છે તે લોકો તો ગલીગૂંચીમાં થઈને હાટમાં પ્રવેશી શકે અને બહાર પણ નીકળી જઈ શકે, પણ જેને એ ભૂગોળની ખબર નથી તે તો એક તરફથી જ એમાં પ્રવેશી શકશે — બહાર નીકળતી વખતે બીજો રસ્તો શોધવા જશે તો બહાર જ નીકળી શકશે નહિ. જાણે હાટ તેને ગળી જઈ પછી ઓકી કાઢશે!

આ બધાં હાટ ક્યારે ભરાય છે તેની કોઈને બરાબર ખબર નથી હોતી. હાટની પેલી બાજુ એક બાંધેલું બજાર તો છે જ. તેમાં રોજનું બજાર ચાલે છે. તે ઉપરાંત પણ બાંધેલાં મકાનો, પાકી બાંધેલી દુકાનો, ગોદામોમાં રેશન, મીઠાઈની દુકાન, દવાની દુકાન, કાપડની દુકાન, સૂકાં મસાલાઓની દુકાન-ગોદામ, એફ.સી.આઈ.નાં ગોદામ, ખાતરના એફ.સી.આઈનાં ગોદામ અને દુકાન, ત્રણ-ચાર કૉ-ઑપરેટિવ સ્ટોર્સ, બેએક કિશોર કે યુવા સંઘ — આ બધું તો રોજનું છે જ.

ધૂપગુડિ હાટની થોડું દક્ષિણ તરફ પંજાબી ડ્રાઈવરોનું એક ધાબુ પણ છે. અભારસિંહ રાયના ઘરની પશ્ચિમે પહેલાંના ભભકાદાર ઘરની જગ્યાએ આજે હવે એક લાંબું ખુલ્લું ઘર છે. સામે હારબંધ ખાટલા ઢાળેલાં છે. ખૂબ મોટો એક ચૂલો છે. એ શેડના એક ખૂણે બકરો અને મરઘી બાંધેલાં છે. ધૂપગુડિ થઈને ડાબી બાજુ વળી દૂરપાલ્લાની ટ્રક આસામ તરફ નીકળી જાય છે. અભારસિંહ રાયે જગ્યા ભાડે આપી વાંસની વાડ કરી તેમનું ઘર અલગ કરી દીધું છે. પછી ઘરની ઉત્તરે ભભકાદાર ઘર બાંધી ઘરનું મોં ફેરવી દીધું છે. ક્રાન્તિ, ચાલસા, મેટેલિમાં ધાબા ભલે ના હોય, તેમ છતાં ધાબા સાઈઝની મીઠાઈની દુકાનો છે, અને ટ્રક પણ છે. આ બધામાં તો આ બધાં હાટ હાટવારના દિવસ સિવાય પણ ભરેલો જ હોય છે.

તેથી હાટવારે ખબર પડે નહિ કે ક્યારે હાટ બેસે છે. આગલા દિવસે બપોરથી જ વાંસની ગાડીઓ આવવાનું શરૂ થાય છે. બધી વાર હાટવારના દિવસે ટ્રક નિશ્ચિતપણે આવે જ એવું નથી. પણ હાટવારની પહેલાં ગોદામ તો ભરવાનાં હોય છે. પરિણામે હાટવારની પહેલાંના દિવસે જ કોઈ એક સમયથી બળદગાડીનો ક્યૂક્યૂ અવાજ શરૂ થાય છે. મોટે ભાગે ચોવીસ કલાક સુધી આ અવાજ જ જાણે પછીના હાટવારની પાસે આવે છે. અને ત્યારથી જ થોડું થોડું કરી માણસના અવાજોથી પવન ભારે થતો જાય છે. જેવી રીતે વનમાં વરસાદ પડે છે ત્યારે પવન ભારે થઈ

શરીરે લાગે છે તેવી રીતે આ હાટ ભરાવાની પહેલાં માણસોના અવાજથી ભારે થયેલો પવન સંભળાયા કરે છે. આ અવાજ પ્લેનની જેમ વધતો જાય છે. શરૂઆતમાં ગુંજન; પછી ધીરે ધીરે આ અવાજ વધતો વધતો ભળી જાય છે અને છેવટે ફરીથી ગુંજન રહે છે. પણ પ્લેનની જેમ એ કંઈ ફક્ત થોડી વાર માટે જ રહે છે એવું નથી — એ તો લગભગ ચોવીસ કલાક સુધી રહે છે. પરિણામે ગુંજન શરૂ થાય તેની તો હજુ ખબર પડે, અથવા એ ગુંજન સાંભળવા જેવું બની જાય. પછી તો પેલું ગુંજન અવિરતપણે ચાલુ જ રહે છે, વધતું જ રહે છે. ક્યારે એ મોટું થઈ ગયું તેનું કોઈ ચોક્કસ સમયબિંદુ જોવાતું નથી, પણ કોઈ એક ક્ષણે એવું લાગે છે કે આખી દુનિયા ભરીને હાટનો એ અવાજ ઊઠે છે — માથા પર પ્લેનના જેવો અથવા જંગલની અંદરના તમરાંના અવાજ જેવો. પછીથી કોઈ એક ક્ષણે ચોક્કસ ફરીથી ગુંજન થવાનું શરૂ થાય છે. પણ એ ગુંજન થવાનો સમય કંઈ પકડી શકાતો નથી. ધીરે ધીરે ઘણી વાર સુધી એ ધીમો જ થતો જાય છે. એકાએક જ્યારે ખ્યાલ આવે છે ત્યારે ખબર પડે છે કે તેની પહેલાંથી જ ક્યારનું ય ઘણું બધું ખાલી થઈ ગયું છે — જાણે રોજનો ચહેરો પાછો આવી ગયો છે. ખબર જ પડતી નથી કે આટલું મોટું હાટ ક્યારે આમ તદ્દન ખાલી થઈ ગયું!

લગભગ બધાં જ હાટનો પ્લાન એકસરખો હોય છે. મુખ્ય રસ્તાની બે બાજુએ હારબંધ બાંધેલાં મકાનો અને દુકાનો હોય છે. હાટ દરેક વખતે એ બધાં મકાનોની પાછળના ભાગમાં બેસી જાય છે. બે દુકાનોની વચ્ચેના ખાંચામાં થઈ હાટમાં પ્રવેશવાનું હોય છે. બે માણસ એક સાથે પાસે પાસે રહીને જે ખાંચામાંથી પ્રવેશી ના શકે તે જ ખાંચામાં થઈને હજારહજાર માણસો અંદર પ્રવેશીને બેઠા હોય છે. બળદગાડીઓને અંદર જવા માટે એક બીજો રસ્તો છે — તે ચાલી જાય છે હાટની પાછળના ભાગમાંથી. જે દુકાનો હાટને માટે જ થઈ હોય છે તે બધી હાટને વળોટી જઈ મુખ્ય રસ્તાની બરાબર સામે હોય છે; એ બધી દુકાનો જાણે હાટને ઢાંકી દઈ મુખ્ય બની જવા ઇચ્છે છે. મીઠાઈની દુકાનોની બહાર ખાટલા પર સફેદ ચાદર પાથરી જલેબીનો પહાડ કરવામાં આવ્યો છે. કાપડ-ગમછાની દુકાનોમાં અને વરંડામાં કાપડ-ગમછા લટકે છે. એટલે સુધી કે સાયકલની દુકાનમાં રાખેલી સાયકલો પણ દુકાનને વટાવી રસ્તા પર આવી ગઈ છે. અને આ બધાની ઘનિષ્ટ આડશમાંથી માનવસમુદાયનો એક અવાજ પ્રબળ થઈ ઊઠી આવે છે. એ કંઠમાંથી નીકળતા કોઈ અવાજનો કોઈ અર્થ કરી શકાતો નથી; કોઈ એક ધ્વનિને જુદો જ કરી શકાતો નથી; સઘળું જ જાણે થઈ ઊઠ્યું છે ધ્વનિના પ્રવાહરૂપ — લગભગ નદીના પ્રવાહની જેમ. નદીના પ્રવાહની જેમ જ નેપથ્યમાં રહેલો પેલો પ્રબળ અવાજ તેના ઉચ્ચતમ કોલાહલના જોરે એક અસ્તિત્વ બની, એક એક ધક્કે હાટની બહારની આ દુકાનોની હારને પણ હાટની અંતર્ગત કરી લે છે. દુકાનો પણ હાટની અંદર પ્રવેશી જાય છે.

# 9

# આ હાટ શા માટે ?

સંધ્યાસમય પછી હાટનો એક જુદો ચહેરો ઊપસી આવે છે. આખા દિવસ દરમિયાન હાટ જેટલું થઈ શકે એટલું વિસ્તરતું જાય છે, ખૂલતું જાય છે; સંધ્યા થયા પછી તે જેટલું થઈ શકે તેટલું નાના નાના વિભાગોમાં વિભાજિત થઈ જાય છે, અને એક એક વિભાગ બને છે ઉજજવળ પ્રકાશિત કેન્દ્રોને ઘેરી વળીને.

અત્યારે આ હાટના જથ્થાબંધ બજારની બાજુ લગભગ ખાલી છે. ગો-હાટની બાજુએ તો લગભગ અંધકાર જ છે. માટીની હાંડી-કળશીના વેચાણનો વિશાળ વિભાગ હાટના પશ્ચિમ છેડાને અડીને છે; ત્યાં તો માત્ર ખરીદનારા જ નથી એવું નથી, પણ ઘણા બધા દુકાનદારો ય ઊઠી ગયા છે. શાક-ભાજીના બજારમાં ભીડ છે - છેલ્લા છેડાના ઘરઘરૌ ચીજોના હાટમાં માણસોની ભીડ છે; હવે ઘણી વસ્તુઓ સસ્તી કિંમતે મળી જાય છે. કપડાંની દુકાનોમાં પણ ભીડ જામેલી છે, ખાસ કરીને નાયલોનની ગંજીની દુકાનમાં.

ક્યાંક પ્રકાશ વધારે છે, તો ક્યાંક ઓછો છે, એ કારણે હાટના જાણે કેટલાક વિભાગો પડી ગયા છે. એકદમ ઉત્તરમાં એક ખૂણામાં એક ઘાસના છાપરાવાળી ચાની દુકાનનું મોં હાટ ભણી છે, ત્યાં પેટ્રોમેક્ષ સળગે છે. આ દુકાન આ હાટના જાણે પ્રારંભરૂપ છે. પરંતુ તેનો બહારનો ભાગ જેટલો સ્પષ્ટ દેખાય છે તેટલો સ્પષ્ટ તેનો અંદરનો ભાગ દેખાતો નથી. સામે ઊભા રહેવા છતાં કોઈ માણસને જોઈને થાય કે તે અંદરના અંધકારમાંથી બહારના પ્રકાશની તરફ જોઈ રહ્યો છે. એના ચહેરાનો અને ઝભ્ભાનો થોડો થોડો ભાગ થોડો પ્રકાશિત છે, બાકીનો અંધારામાં ભળી જાય છે. સામે કેટલીક બેંચ છે. તેના પર પણ ઘણા લોકો બેઠા છે. તેઓનો પડછાયો પણ પેલી દુકાનના અંદરના ભાગમાં પડે છે, અને તેથી અંદર વધારે અંધકાર થાય છે.

તેની સામે પણ એવો જ કંઈક અંધકાર વિસ્તરેલો છે, તેથી જાણે એવું લાગે છે કે કોઈ પાણીના વિસ્તારની પેલી પાર પેલી ચાની દુકાન છે. એ અંધકારને થોડો વટાવી જતાં લાંબી હારવાળી પ્રકાશિત બે ગલીઓ છે. બે છે કે ત્રણ તે બરાબર સમજાતું નથી. પરંતુ લગભગ દરેક દુકાનમાં પેટ્રોમેક્ષ હોવાથી લાગે છે કે ત્યાં બહુ ભારે લે-વેચ ચાલી રહી છે. કપડાંની દુકાનો છે. બધી કંઈ પટ્રોમેક્ષના પ્રકાશવાળી નથી; વચ્ચે વચ્ચે ચીમનીનો પ્રકાશ પણ છે. પેટ્રોમેક્ષના લાલ રંગના પ્રકાશના પુંજની વચ્ચે ચીમનીના પ્રકાશની ભૂરી જ્યોત અને એ જ્યોતના વિસ્તરેલા પ્રકાશનું શીતળ

વર્તુળ રંગનું એવું એક ચિત્ર અંકિત કરે છે કે જાણે નીલમનું કમળ ન હોય!

આ પ્રકાશના ભિન્ન ભિન્ન રંગના મિશ્રણ પછી, ફરીથી અંધકારના ચક્ર પછી કૂપી સળગે છે પેલા કાપડના હાટને સમકોણે લાંબા હાંડી હાટમાં. ઊંધી પડેલી હાંડીઓની હારની હાર પર કૂપી મૂકેલી છે — લાઈનબંધ, જાણે પાણીની અંદર થોડે થોડે અંતરે ભાઠાંનાં નિશાન ન હોય! કૂપીના પ્રકાશના વર્તુળમાં પાકી માટીનો લાલ રંગ દેખાય છે. તે જ પ્રમાણે થોડે થોડે અંતરે ખૂબ દૂર સુધી પાકી માટીનાં લાલ કુંડાળાં છે. લાંબી હારની નિર્જનતામાં કૂપીની જ્યોત કંપે છે, માટીની હાંડી પર લાલ કુંડાળાં આંદોલિત થાય છે; ગોળ ગોળ આકારના પડછાયા હાંડીના વર્તુળમાં છલકે, છલકે જાય છે — જાણે કે અંધકાર પણ પાણીના જેવો તરલ છે. પરિણામે એમ થાય છે કે આ દૃશ્ય તો ખૂબ સુંદર છે, અથવા જાણે કે આ દૃશ્ય હાટની અંદરનું નથી.

હાંડીહાટની પછી તરત જ ગો-હાટ છે; અંધકાર છે, કોઈ કોઈ ટોર્ચનો પ્રકાશ અચાનક ચમકી જાય છે. ગાયોના રેંકવાનો અવાજ અંધકારમાંથી ઊઠે છે અને અંધકારમાં જ ફરી ભળી જાય છે. રેંકવાનો અંતિમ ભાગ લંબાઈ જાય એટલે ભળી જઈ શકે. ગાયોના હાટમાં કશું દેખાતું નથી. પણ કદાચ આ હંબારવથી કોણ જાણે એમ થાય છે કે ત્યાં અંધકારમાં કાદવમાં પગ ડુબાડી નીરવતામાં જાણે પેલાં પશુપક્ષીઓ અંધ બની ગયાં છે — ભેંશ, મરઘી, બતક, કબૂતર, બકરો. તેઓ હવે અંધારામાં ક્રમશઃ અંધ અને નીરવ બની રહેશે.

ગો-હાટને જમણી બાજુ મૂકી ડાબી બાજુ ફરીશું તો ફરીથી એક સમકોણે કંઈક ભાઠા જેવા સ્થળમાં ક્રમશઃ દક્ષિણથી દક્ષિણ સુધી વિસ્તરે છે આ હાટનું સૌથી મોટો બજાર — જથ્થાબંધ બજાર. હવે એ વિસ્તાર બરાબર દેખાય છે — લાગે છે કે આ સ્થળ ભાઠાનું છે, એટલે ઉત્તરથી દક્ષિણ તરફ વિસ્તરેલા ભાઠાની જગ્યા છે. હવે એ જ ભાઠું બરાબર દેખાય છે, લાગે છે કે આ સ્થળ એકદમ ખાલી છે, ધીમે ધીમે વધારે ખાલી દેખાય છે અને જેમ જેમ દક્ષિણ તરફ નજર નાખીએ તેમ તેમ વધારે ખાલી દેખાય છે. આ ભાઠાની વચ્ચે અથવા છેડે ક્યાંય હવે વધારે પ્રકાશવાળી કોઈ દુકાનોની હાર કે બજાર નથી. તેથી આ ભાઠા પરની પથરાયેલી થોડી કૂપી, મીણબત્તી અને લેન્ટર્નના પ્રકાશમાં જાણે કે નદીમાં પથરાયેલી પ્રકાશની જ્યોતવાળી નૌકાઓવાળી નદી ન હોય! તેથી એક જ પ્રકારની ઉજ્જ્વળતાવાળો પ્રકાશ આટલી જગ્યા ભરીને ભાઠું થઈ વિસ્તરેલો છે. લાગેલી માટી વારેવારે તગતગે છે, પણ બધું કાળું કાળું છે, અને તેમાં નાના નાના ઢગલા છે — મોટેભાગે તો સુક્કાં લાલ મરચાંના, અને ઘણાં બટાકાના છે. આપણને થાય કે સુક્કાં લાલ મરચાં અને બટાકા જ આ બાજુની મુખ્ય વસ્તુઓ છે. જથ્થાબંધ હાટમાં બટાકા અને મરચાં, બટાટા અને મરચાં, અને ક્યાંક ક્યાંક ડુંગળીના ઢગલા વચ્ચે વચ્ચે રાખેલા છે. એક એક

ઢગલા માટે ઘણી બધી જગ્યા વચ્ચે રાખેલી છે. લે-વેચ માટે ઘણી જગ્યાની જરૂર પડે છે. ક્યાંક ક્યાંક મોટા વાંસની ચાર ખૂંટી પર લાકડાનાં મોટાં મોટાં ત્રાજવાં ઝૂલે છે. એ મોટી સાઈઝનાં ત્રાજવાંની એક બાજુ કાટલાં મૂકેલાં છે, અને બીજી બાજુ હવામાં ઝૂલે છે. મીણબત્તી અને કૂપીની જ્યોતના પ્રકાશમાં આ મોટાં લાકડાનાં ત્રાજવાં અને લાંબી નાઈલોનની દોરી વિશાળકાય પડછાયામાં અમળાય છે. જથ્થાબંધ બજારની પૂર્વ બાજુએ, હાટની દિશા તરફ મોં રાખીને ભરાયું છે શણનું હાટ. આખી હાર એ તરફ મોં રાખીને રહેલી છે. તેની પાછળનો ભાગ ખેતરોમાં જ ભળી જાય છે. ત્યાં બળદગાડીઓની હાર છે અને તેમાં શણનો માલ ભરેલો છે. ગાડી ભરીને જ વેચાણ થાય છે. અહીં ગાડી જ છે. અને બળદગાડીની આજુબાજુ આગળપાછળ લોકોની આવનજાવન ચાલે છે. બળદગાડીનાં પૈડાંનાં બાકોરાંમાંથી દેખાય છે — પેલી બાજુ બેઠેલાં કેટલાંક લોકો અને તેમની હરફર. શણહાટની બળદગાડીઓ ઉપર ફાનસ જ વધારે છે. ફરીથી રસ્તો પકડીને જવાનું છે. વચ્ચે વચ્ચે માત્ર ટોર્ચ ઝબકી જાય છે.

જથ્થાબંધ હાટની દિશા તરફ મોં રાખીને બેસીએ તો શણ-હાટની પહેલી લાઈનની છેડેના દક્ષિણ સીમાડે જમીન ઉપર જ રાખેલાં છે હળ અને હળની સામગ્રી. બહુ જ હળ છે — ફૉરેસ્ટમાં મફતિયા લાકડામાંથી ઘડેલાં — બહુ જ મોટાં, મજબૂત હળ છે. નાના રસ્તા પર રાખેલાં છે ચાના બગીચામાંથી ચોરેલી કલમ કાપવાની છરીઓ, દાવ, કોદાળી, અને કુહાડી. તેની બાજુમાં લુહારની તૈયાર કુહાડી અને હથોડી — બહુ જ મોટી સાઈઝની છે. પણ બહુ સંખ્યામાં નથી. આજકાલ તો લુહારની દુકાનમાંથી ટાટા કંપનીની કોદાળી અને કુહાડી મળી રહે છે — તે ભારે પણ બહુ, તીક્ષ્ણ પણ બહુ અને તેની કિંમત પણ બહુ જ. તેની બાજુમાં લગભગ અંધારામાં થોડી ચેર, ટેબલ, નાની આલમારી — જાળીવાળી, એટલે સુધી કે અરીસો લગાવેલું ડ્રેસિંગ ટેબલ પણ છે. ખૂબ જ ચકચકતી પૉલિશમાં મીણબત્તીનો પ્રકાશ પરાવર્તિત થાય છે. કંઈ નહિ તો એવું તો લાગે જ કે જેને આપણે હાટ કહીએ તે અહીં પૂરું થઈ ગયું. પણ તેનીયે પછી અંધારા ખેતરોમાંથી દુર્ગંધ આવે છે. નજર માંડતાં માણસોની આવ-જા પણ દેખાય છે. ખાતરનો એફ.સી.આઈનો એરિયા અને મિશ્ર ખાતરનો ચોરેલા માલનું બજાર છે. ભરાય છે જ સંધ્યા સમય પછી, અને થોડી વારમાં જ બધું વેચાઈ જાય છે.

ખાતરના હાટની પાસે તો પહોંચી શકાય નહિ, પણ ગંધથી તેનો ખ્યાલ આવી જાય છે. એવું લાગે છે કે હાટ અંધકારમાં ભળી ગયું છે. પણ એ જ અંધકારની દિશામાં, પેલી ગંધ સૂંઘતાં સૂંઘતાં જો બરાબર ધારીને જોઈએ તો લાગે કે દૂર દૂર અંધારામાં, ખેતરે ખેતરે, વળી વધુ દૂર દૂર હાટ વિસ્તરતું વિસ્તરતું જાય છે. એ અંધારા ખેતરમાંથી દબાયેલા પ્રતિધ્વનિ જેવો અવાજ ઊઠી આવે છે, અવિરતપણે

જાણે વાંસના ઢગલા પર ગાડીઓ ભરીને વાંસ નાખવામાં આવે તેવો અવાજ આવે છે. જો એ દબાયેલો અવાજ એક વાર પણ સંભળાઈ જાય તો પછી કાન પર સતત આવ્યા જ કરે છે, અટકતો નથી. શક્ય છે કે ટ્રક પછી ટ્રક વાંસનો લોડ થઈ રહ્યો છે — ટિટાગડના કાગળના કારખાનાને માટે. કદાચને ફૉરેસ્ટનો સપ્લાય, પણ મોટાભાગનો તો કોન્ટ્રેક્ટરનો જ. એ ફૉરેસ્ટમાંથી જ ખરીદે છે, ખેડૂતોની પાસેથી જ ખરીદે છે. નહિ તો તો ગામના બંદરના હાટમાં ક્યારેય વાંસ-હાટ ભરાત નહિ. વળી એ પણ સંભવિત છે કે આ અવાજ વાંસનો અવાજ ના પણ હોય. આવો અવિરત અવાજ તો અંધારામાંથી જુદેજુદે કારણે પણ આવતો હોય. દિવસે પણ કદાચ આવે, પણ અંધકારમાં વધારે સંભળાય છે. તિસ્તા કઈ દિશામાં હશે? કેટલે દૂર હશે? તિસ્તાના પૂરમાં ફૉરેસ્ટના કેટલાય શાલ-સાગ તૂટી ગયા છે. આ અંધકારમાં રાતોરાત તે ટુકડા ટુકડા થઈ બહાર જઈ રહ્યા છે. શક્ય છે કે એ કુહાડીથી કાપવાનો અવાજ હોય. અથવા આ સંધ્યાસમયે પેલા દૂરના નેશનલ હાઈવે પરથી ટ્રક-બસ વગેરેના જવાનો અવાજ જમીન ધ્રુજાવતો આવતો હોય. અથવા પહાડ પરનું કોઈ પૂર નાવડા નદી મારફતે અત્યારે વહી રહ્યું હોય — બન્ને કિનારાને ધક્કા મારી વધારે ને વધારે વેગપૂર્વક વહી રહ્યું હોય. ક્યાં ધડૂમ્ ધડૂમ્ કરતાં પથ્થરો પડે છે? કદાચ ને ચાના બગીચાના જનરેટરનો અવાજ ફૉરેસ્ટમાં નદીમાં પડઘાતો પડઘાતો ઘૂમરાયા કરે છે? કૂપી અને મીણબત્તી ચીમની અને પેટ્રોમેક્ષના પ્રકાશમાં હાટના માણસોની આકૃતિઓ બહુ જ મોટી થઈ ગઈ છે. અંધકાર જ મુખ્ય છે. વચ્ચે વચ્ચે પ્રકાશના ઝબકારા થાય છે, અને વળી ક્યાંક ખુલ્લી જગ્યામાંથી બેએક વાર દિગન્ત, અથવા કોઈ અન્યમનસ્કપણે આકાશ નજરે પડે પછી બધે વ્યાપેલો અંધકાર જ દેખાય છે. પ્રકાશનાં જુદાં જુદાં વર્તુળોમાં પણ ફક્ત ઉજાશ નથી. કોઈ મદેશિયા રમણીની પીઠ પર કાપડમાં બાંધેલા બાળકનું માથું ઝોલાં ખાય છે; તેની ઉપર જ ચમકી ઊઠે છે લાલ, કંઈક ઝાંખા રંગના જંગલી ફૂલોનું ઝૂમખું કાળા વાળમાં. કાળું મોં અંધારાની સાથે કોઈ અનિર્દિષ્ટ પરિપ્રેક્ષ્યમાં જઈ ભળી જાય છે. કોઈ તગડા આદિવાસીની છાતીમાંથી નાઈલોનનો ચળકાટ પરિવર્તિત થાય છે. ધનુષ્યનો ઉપરનો ભાગ દેખાય છે. રાજવંશી રમણીના ફૂમતા ઉપર ઊઠી આવે છે ખુલ્લો નગ્ન હાથ, ગળું, ખભો. અંધારામાં ઝબકી ઊઠે છે ચકચકતી આદિવાસી રમણીના ચળકતા દાંતની હાર. ક્યાંક નિષ્ઠુરતા થઈ જઈ શકે. વડની કૂંપળ જેવું મોંગોલિયન મોં ચામડી પરની અસંખ્ય કરચલીઓને લીધે નદીનાં ભાઠાં જેવું જાગી ઊઠે છે. ક્યાંક જમીનમાં ખેડાણ થઈ ગયું છે. મેદ વગરના અણિયાળા પહાડી ચિબુક પર ઢોળાવની ફરસબંધી છે. ટેકરીની ટોચ પરથી સમથળ દેખાય છે. આ હાટની લે-વેચ હવે પૂરી થતાં જાણે ભીડનો જ ચહેરો દેખાય છે — હજારો વર્ષોના આદિવાસી પ્રકારના મહોરાથી શોભતાં તે મુખ માત્ર વિસ્મય છે અથવા વિસ્મયનો અંત છે. રેખા, રંગ અને અંગસૌષ્ઠવમાં કોઈ

નૂતનત્વ નથી; એક મહોરાથી બીજા મહોરાને અલગ કરી શકાતું નથી; છતાં પ્રત્યેક મહોરું અનિવાર્યપણે અલગ થઈ જાય છે. આ લાંબા લાંબા પડછાયામાં પેલા મહોરાની ક્ષણિકતા, છતાં તેની બહુ બધી નિર્દિષ્ટતામાં વીજળીથી ચમકતાં અરણ્યનો આભાસ જાણે રમતો રમતો ચાલી જાય છે. અથવા ક્યારેક વીજળીના ચમકારા માટે અરણ્યનો અંધકાર પ્રતીક્ષા કરે છે. એ પ્રતીક્ષામાં જ નાચના ગાનમાં પહાડના પ્રતિધ્વનિની ક્ષીણતા આવે છે. એકલા ઢોલમાં નાદ ઊઠે છે. કોઈ વિસરાયેલું ઝરણું વહી જાય છે. અને પાછી આ ભીડ, અને સોદા અને લે-વેચ, અને ભીડ. સોદામાં ભળી જવા છતાં પણ ભળી જઈ શકાતું નથી; ભીડ થવા છતાં ભીડ રહી શકતી નથી; એક વાર મેળામાં આવીને જાણે ખોવાઈ જવા અને પાછા ફરવા જેવા વિષણ્ણ, આત્મવિસ્તૃત, વિચ્છિન્ન ચહેરા, ચહેરા — ચહેરાઓની હારની હાર!

## 10

## હાટની આડશે હાટ

હાટની પૂર્વ દિશાએથી ઉત્તર દિશાને ઘેરી લેતો જે રસ્તો વળી ગયો છે તે ખૂણામાં જ આ હાટ ભરાયું છે. હાટની પાસેની હારબંધ દુકાનો હાટને રસ્તાની આડશે મૂકી દે છે. મોટા ભાગની દુકાનોનું મોં રસ્તા તરફ હોય છે. બે-એક દુકાન પછી તરત એક ખાંચો હોય છે — હાટમાંથી બહાર નીકળવા માટે આવાં તો ઘણાં ખાંચાખૂંચીઓ છે.

એ રીતના એક ખાંચાની પાસે દુકાનોની બે હાર વચ્ચે શણના બજારનીય ઉત્તરે એક લાંબા જમીનના ભાગમાં હાટની આડશે બીજું હાટ છે. ખૂબ જ પાસે પાસે એક લાઈનમાં કૂપી સળગે છે. એક બાજુ એ કૂપીનો પ્રકાશ બહાર પ્રસરી શકતો નથી. નમેલાં માણસોનાં માત્ર મોં-ચહેરાને જ પ્રકાશિત રાખે છે. બીજી બાજુએ જ્વાળાને કોઈ આડશ નથી — જાણે પવનના ઝપાટામાં ઓલવાઈ તો નહિ જાય. સટ્ટો, જુગાર, ડુગડુગીનો ખેલ ચાલે છે. જગ્યા લાંબી છે. જુગારનાં ટેબલ જમીન ઉપર અથવા ટેબલ ઉપર લાઈનબંધ બેસી ગયા છે — જાણે બેસવામાં ય એક પ્રકારની પરિકલ્પના છે. જરાસરખી વાત કે અવાજ સંભળાતો નથી. કોઈ કોઈ ઊભા ઊભા આ ટેબલથી બીજા ટેબલ પર ડોકિયું કરી આવે છે. મોટા ભાગના લોકો નીચું જોઈને રમી રહ્યા છે. જગ્યા જાણે અંધ જેવી છે. કોઈ કશું જોતું નથી. સંધ્યા થવાની સાથે સાથે જ ગેરકાયદેસર હાટ બેસી જાય છે. મુખ્ય હાટ ઊઠી જશે, આ હાટ તો ઇચ્છા પ્રમાણે ચાલ્યા કરશે. પણ ગેરકાયદેસર એટલે એક પ્રકારની ઉતાવળ અનુભવાય છે. બધા જાણે એક સરખી ઉતાવળમાં પોતાની રમત પૂરી કરવા ઇચ્છે છે.

બીજી એક બાજુ હારબંધ એલ્યુમિનિયમની ડેચકી અને ગ્લાસ લઈને સ્ત્રીઓ બેઠી છે. ડેચકી ઉપર ગમછાનું ઢાંકણ કર્યું છે. દરેક ડેચકીની આજુબાજુ ભીડ છે. દારૂ કે તાડી. કોઈ છાકટાની નીકળી જતી રાડારાડ નથી. ખૂબ ધીમા દબાયેલા અવાજે, લગભગ કાનફૂસિયાં જેવું, ત્રૂટક ત્રૂટક સ્વર, વાત બરાબર સમજાતી નથી, પરંતુ અતૃપ્ત આકાંક્ષાના જેવી સંભળાય છે.

કોઈ એક જણ જમીન પરથી ઊઠે છે. આટલી વાર તે ભોંય પર પડેલો હતો. ભાંખડિયું ભરી બે ઢીંચણ પર બે હાથનો ભાર મૂકી ઊઠવા જતાં તે બેસી પડે છે. પણ ફરી સીધો ઊઠે છે, માથું થોડું ડોલે છે, પછી સીધો ઊભો રહી અંધારા તરફ જોઈ બોલે છે : 'જોઈ લે, જો, જો, જો, ભાઈમન ઔર બહિનમન, દેખો, હમ સીધો ઊઠ્યો ને.... સી..ધો.' આમ સીધા જ ઊઠવામાં અને સીધો જ ઊભા ઊભા રહેવાનો ભાવ રાખવામાં તેને થોડી મહેનત પડે છે. પોતાના પગ જેને કારણે ના ડોલે, અને પોતાનું માથું પણ ના ડોલે તે સંભાળી લેવામાં તેને માત્ર કમર જ ડોલાવવી પડે છે; કમરથી ગળા સુધીનો ભાગ પણ ડોલે છે; પરિણામે એ જ અંધારામાં એ જ એકાંતમાં તેનો એકલાનો પ્રયાસ ચાલુ રહે છે — તે ટટ્ટાર અને સીધો જ, પગ પહોળા કરી ઊભો રહે છે; માથું પણ ટટ્ટાર અને સીધું છે; પેટ અને છાતી વચ્ચે વચ્ચે જાણે ફાટી પડવા જેવું થાય છે, પણ કમર ઝુલાવીને તે સંભાળી લેવું પડે છે. આ સંભાળી લેવાના સમયે એક પગ અથવા ઢીંચણ વળી જવા જેવું થાય છે, પણ તે વખતે પેટનો આંચકો જાંઘમાંથી આવી જાંઘને જ એક આંચકો આપી તે પડી જવાનું રોકી રાખે છે. અને એ સાથે જ પેલા સ્થિર માથાના દોષભર્યા ઉચ્ચારણમાં તે ચેલેન્જ ફેંકે છે : 'કૂન કહથે, હું નશામાં ચૂર થયેલો છું? હમ કભિ નશામાં પાગલ થતો નથી. આ જો, બરાબર જો. હું આ બંને પગ પર ઊભો છું. આ જો, મારું આ માથું પણ ટટ્ટાર છે. તો પછી? તોપણ હું પાગલ? કભિ નહિ! આ જો, હમ પરેડ કરેગા. રે-ડિ, વન, ટુ, થ્રી, 'લેફ્ટ રાઈટ' અને એ તેના પગ એકથી વધારે વાર ઊંચે લઈ જઈ શકતો નથી. તેથી તો તેનું આખું શરીર અરબડિયું ખાય છે અને તે ભોંય પર લાંબો થઈ સૂઈ જાય છે. ફરીથી થોડી વારે તે પાસું ફેરવી ઊઠે છે, પણ બેસતો નથી. આળોટતો આળોટતો જ પેલી દારૂની હાર તરફ ખસે છે. પછી એક સ્થળે જઈ અટકે છે. આળોટવાની મુદ્રામાંથી ઊભા પગે બેસે છે. ફરીથી ઊભા થવા બે ઢીંચણ પર બે હાથનો ભાર દે છે, પણ ઊઠી શકતો નથી કે ઊઠવાનો પ્રયત્ન પણ કરતો નથી. ત્યાંથી જ અંધારા તરફ જોતો જોતો બોલે છે. 'દેખ, હમ પરેડ ભિ કરલેક; અભી હમકો ઓર એક ગ્લાસ દે. હમ તો પાગલ નાહિ હોલાક, હે ડાયના, હમ જરૂર ઔર એક ગ્લાસ પીગા, હે ડાયના, હમકો જરૂર.....'

જે છોકરીએ ગ્લાસ ભરી ભરીને દારૂ આપ્યો હતો તેની પાસે જઈ પેલો ઊભો રહે છે. જેમણે પીધો હતો તેઓ તો કોઈ એના તરફ ફરીને જોતાં પણ નથી. તે

છોકરીની પાસે જઈ બેસવાનો પ્રયત્ન કરે છે. પણ બંને પગ વળી જતાં અરબડિયું આવે છે. પછી તો અરબડિયું સંભાળી લઈ ન શકતાં ધપ્ કરતો પડી જાય છે. ભોંય પર સીધો થઈ બેસી તે ફરીથી પેલી છોકરી તરફ હાથ લંબાવી કહે છે, 'એ ડાયના, હમ જરૂર પીએગા, પૈસા લે, દારૂ લે.' પેલી છોકરીએ એની તરફ મોં ફેરવ્યા વિના જ જમણા હાથે એક ધક્કો મારતાં પેલો એકદમ ગબડી જાય છે. ફરી ઊઠતો નથી.

પવનના જેવા સર્‌સર્ સર્‌સર્ અવાજે તે એકદમ રટણ કરવા લાગે છે, 'જાપાની ટેરિલિન, સાંઠિઠ રૂપિયા પેન્ટ પીસ, સીકો ઘડિયાળ,' ડાબા હાથના કાંડા પર પહેરેલી કોઈ ઘડિયાળના રેડિયમના પરદેશી પ્રકાશમાં અંધારામાં આદિવાસી દાઢીનું ડોલન થાય છે. એ માણસ મુઠ્ઠીઓ બંધ કરી દે છે. પ્રકાશ બુઝાઈ જાય છે. દાઢીનું ડોલન અંધારામાં ભળી જાય છે. પવન પડઘાતો જાય છે 'જાપાની હોંગકોંગ, મેઇડ ઇન યુ.એસ.એ.' સટ્ટો અને જુગારની ભીડ ઘૂમરાતી રહે છે. પૈડું અટકે છે, તો ડુગડુગી ઉઠાવે છે, તો કાચની લકટીની જેમ લકટી ફેંકતાં એક સાથે હીસ્ અવાજ ઊઠતાં જ ફરીથી દબાયેલી હિંસ્ર નીરવતા છવાય છે.

જુગારનાં બોર્ડ પર તો કશું દેખાતું નથી. કૂપીની જ્યોત માણસોના ચહેરા પર લપ્‌લપ્ કરતી, દપ્‌દપ્ કરતી પાછળ જતી હતી. હાટનું આ દૂરનું દૃશ્ય હોય એવું નથી — અતિ નિકટનું દૃશ્ય છે. એટલું નિકટનું છે કે માત્ર હાથ-પગ દેખાય એમ નહિ; મોં કે ભમ્મરની રેખા કે કપાળની કરચલીઓ અથવા કાળાં ચકચકતાં નાકની એક બાજુ ય દેખાય છે. સટ્ટાના બોર્ડની કૂપીના પ્રકાશમાં બોર્ડના માલિકનો ચહેરો ઓળખાતો નથી — નેપાળી, રાજવંશી, મેચ, કોચ, રાભા—કોઈ પણ હોઈ શકે છે; પાછળથી જો જોઈએ તો માથાની ખોપરીમાં સાંથાલની લાંબી ચોટલી પણ જાણે દેખાય છે.

## 11

## હાટની સામાજિકતા

સદર રસ્તાની બે બાજુની દુકાનોમાં પેટ્રોમેક્ષના દીવા છે; જમણા હાથ તરફ થોડે દૂર એક ઇન્ટર-પ્રોવિન્શિયલ ટ્રક ઊભી છે. ડાબી બાજુ ચાની દુકાનોમાં લોકોની ઠસોઠસ ભીડ છે. જમણી અને ડાબી બન્ને બાજુ બરાબર જોઈ સુહાસ જાણે હાટનો મૅપ ફરી એક વાર આંકી લે છે.

સુહાસ મીઠાઈ અને ચાની દુકાનો તરફ જાય છે.

બહાર રાખેલી બેંચો પર જ બેસવાની સુહાસને ઇચ્છા થઈ. પરંતુ ત્યાં અત્યારે ગડદા-ગડદી જેવી ભીડ છે. છાપાંના કાગળના ટુકડા પર જલેબી અને પુરી આપે

છે. મોટા ભાગના લોકો તો ચાના બગીચાના મજૂરો અને મજૂરણો જ છે. આ બાજુની ભાષામાં તેમને 'મદેશિયા' કહે છે. ઘણાંબધાં પોતેય ખાય છે અને ખોળામાંના બાળકને પણ ખવડાવે છે — ભાંગી ભાંગીને.

સુહાસને અંદર જઈને જ બેસવું પડે છે. વળી જો અંદર જઈને જ બેસવાનું છે તો એકદમ છેડેના ભાગમાં જઈને જ બેસવું સારું. માઈકાટૉપની હાઈબેંચ છે. સામે બેંચ પણ છે, ક્યાંક ક્યાંક વાળેલી ખુરશી પણ છે. સુહાસ એક વાળેલી ખુરશી પર અલગ જઈને બેસે છે. તેની સામેના, બાજુના, બધા ટેબલ પર લોકો છે. સુહાસને ફક્ત એક કપ ચા પીવાની ઈચ્છા છે. પણ સમજી શકે છે કે આ બરાબર પીવા જેવી નહીં હોય. પણ આટલા અંદર બેસી ફક્ત ચા પીવી એ બરાબર કે નહીં તે તે સમજી શકતો નથી. જ્યારે છોકરો આવ્યો ત્યારે તેણે કહ્યું, 'એક કપ ચા લાવો; પછી કંઈ જોઈશે તો હું કહીશ.'

પરંતુ છોકરો જ્યારે પાછો આવે છે ત્યારે સાથે સાથે ચાની સાથે એક ડીશ ભરીને મીઠાઈ લેતો આવે છે. સુહાસને તો ખબર જ નથી પડતી કે મીઠાઈ તેને જ માટે છે; જો એને માટે ન હોત તો બરાબર તેની જ સામે એ લાવીને આ છોકરો ઊભો રહ્યો ન હોત. સુહાસ કંઈ બોલે તે પહેલાં જ ધોતી-ગંજી પહેરેલો એક સજ્જન સામે આવીને ઊભો રહે છે — એ દુકાનના માલિક છે. આટલો વખત બેસી રહેવાથી ધોતિયાની ગાંઠ પેટની ઘણી નીચે ઊતરી ગઈ છે; ગંજી પેટની ઉપર હોવાથી આ ભાગ ઢાંકી શકતી નથી. ખૂબ ફાઈન ધોતિયું અને ફાઈન ગંજીની વચ્ચે રુવાંટીની એક મોટી લાઈન છે.

છોકરાના હાથમાંથી ડીશ લઈ તે બોલે છે. 'જા, પાણી લઈ આવ.' પછી બે હાથ સુહાસની સામે ધરી કહે છે, 'સર, લો, સર. મારી દુકાનની મીઠાઈ તો સર, કલકત્તા જાય છે; ચાના બગીચાના સાહેબો બાગડોગરાથી પ્લેન લેવા જતી વખતે અહીંથી મીઠાઈનું પૅકેટ લઈ જાય છે, સર. બિકાનીની સ્વીટ્સ, સર.'

જો શક્ય હોત તો સુહાસ ઊઠીને જતો રહેત. પણ પેલા માણસની વાતથી, અને તેની દુકાનની મીઠાઈની પ્રશંસાથી, તેને સારું લાગે છે, કંઈ નહીં તો આટલું તો ખરું. પણ તેની સામે પેલો માણસ બે હાથમાં પેલી ડીશમાં એવી રીતે ગોઠવેલી મીઠાઈ ધરે છે કે એ જોતાં જ શરીરે ગલગલિયાં થાય. તે એકદમ આ બાજુ, પેલી બાજુ જુએ છે. તેને સમજાય છે કે સામેની બેંચ પર જેઓ ખાઈ રહ્યા છે તેઓ આ વાતચીત તરફ જુએ છે. પણ દુકાન ભરીને મદેશિયા અને રાજવંશી મજૂર-ખેડૂતો આં તરફ નજર પણ કરતા નથી.

સુહાસ એકદમ જ વાત ફેરવી નાખવાની ઈચ્છાથી બોલ્યો, 'હું મીઠાઈ ખાતો જ નથી. તમે પોતે જ લાવ્યા છો, તો એક ટુકડો મીઠાઈ આપો.'

'સારું સર, હું જીદ કરીશ નહીં. પણ તમારે ટેસ્ટ તો કરવો જ પડશે. રોજ

એક એક કરીને ટેસ્ટ કરતાં કરતાં મારી બધી મીઠાઈનો ટેસ્ટ થઈ જશે. એય... ડીશ લાવો.'

ડીશ એટલે કંઈ નહીં તો બેત્રણ ટુકડા તો ખરા જ. સુહાસ એકદમ હાથ ધરી પેલા માણસને કહે છે, — 'હાથમાં જ આપો, એક ટુકડો.'

'આ શું, સર, તમને હાથમાં આપું?'

'મને તો હાથમાં ખાવાનું જ ગમે છે.'— સુહાસ મનમાં મનમાં ચિડાય છે. એને એકદમ થાય છે કે દુકાન છોડીને બહાર જતો રહે.

કદાચ ને તેનું મોં જોઈને દુકાનદાર કંઈક ગરબડ કરે છે. તે સૌથી નીચેથી લાંબી, ગોળ સાઈઝની સૌથી મોટી મીઠાઈ બહાર કાઢે છે. સુહાસ ઉપરનો સંદેશ બતાવીને કહે છે, 'આ આપો.'

'એ શું સર, આટલું તો શું થશે સર, એ તો ગાલમાં મૂકતાં જ ઓગળી જશે.'

'બરાબર છે, એ જ આપો.'

એ દરમ્યાન છોકરો ડીશ લાવીને બેન્ચ ઉપર મૂકે છે. તેમાંથી સંદેશ ઉપાડી અને બીજી એક મીઠાઈ ચમચાથી ઉપાડવા જતાં જ સુહાસ ડીશ ખસેડી લઈ કહે છે — 'ઉં- હૂં હૂં—'

દુકાનદાર હો હો કરતો હસી પડે છે, 'સર, ચા મોકલું છું.' કહી જતો રહે છે.

સામેની બેંચ પર જેઓ બેસીને ખાતાં હતાં તેમાંથી એક જણ ઊઠી સુહાસને નમસ્કાર કરી બહાર જાય છે. સુહાસને વળતાં નમસ્કાર કરવાનો સમય જ મળતો નથી. અને ત્યાર પછી, હાટકમિટીના પેલા ઉંમરલાયક ભદ્રલોક આવી તેની સામેની બેંચ પર બેસે છે, 'હાટ જોયું?'

'અત્યારે તો સંધ્યાસમય છે. લાગે છે કે મોડી સાંજે બરાબર જામશે.'

'ના, ના, એ તો અત્યારે જ જામ્યો છે.

ધૂપગુડિના હાટ કરતાં તો ઘણો નાનો છે. ધૂપગુડિનો હાટ તો જથ્થાબંધ હાટ'

સુહાસને સમજાય છે; તે પૂછે છે, 'અચ્છા, અહીં, શું, સુકકાં લાલ મરચાં બને છે કે? હાટમાં તો સુક્કાં મરચાંના પહાડ જોયા.'

છોકરો આવીને ચા મૂકી જાય છે.

'ના, ના, અહીં સુક્કાં મરચાં ક્યાંથી હોય? અહીં તો સુક્કા મરચાં ના હોય. સમજો કે, આ ક્રાન્તિહાટની પણ એકાદ વર્ષ અગાઉથી સુક્કાં મરચાં આવતાં નથી. ત્યારે નારાયણપ્રસાદનું શિલિગુડિમાં ગોડાઉન હતું.'

'નારાયણપ્રસાદ કોણ?'

'કેમ પેલા આસામના તામાન ઈલાકાના, સુક્કાં મરચાંના ડીલર. એમની સુક્કાં મરચાંની માલગાડી તો હવે માલના સ્ટેશને આવે છે.'

'તો એ અહીં શું કરે છે?'

'નારાયણપ્રસાદે ત્રણ વર્ષ પહેલાં અહીંયાં એક ચાનો બગીચો ખરીદી લીધો છે. પણ છ મહિના પછી તો એ બગીચો બંધ થઈ ગયો, નારાયણપ્રસાદે એ બગીચાના ગોડાઉનને બનાવ્યું સુક્કાં મરચાંનું ગોડાઉન. બસ ત્યારથી આસામ અને તામાન-તામાન સ્થળોને બધો જથ્થાબંધ માલ વેચવા-લેવા માટે ભરાય છે આ ક્રાન્તિ હાટ. ક્રાન્તિહાટનું એક નંબરનું નામ છે.'

'અને પેલો ચાનો બગીચો?'

'એ તો એક વર્ષ પહેલાં ખૂલી ગયો છે. પણ ફેક્ટરી તો હવે ચાલતી નથી. ગ્રિનટી વેચાઈ રહી છે. ગોડાઉન તો સુક્કાં મરચાંનું જ છે.'

સુહાસની ચા પિવાઈ ગઈ હતી. તે બોલ્યો, 'અને આલુ?'

'એ તો આ વર્ષે થોડું ઠંડું પડયું છે — પણ ઓદલાવાડિમાં વેચાણની હવા જામી છે.'

'ઓદલાવાડિમાં? તો અહીં શું?'

'એ તો હું ચોક્કસ કહી શકતો નથી. લાગે છે કે અહીં પણ એક ગોદામ રાખી શકે.'

સુહાસ પહેલો જ ઊઠીને ઊભો થયો હતો. હવે એણે ધીમે ધીમે બહાર નીકળવાનું શરૂ કર્યું. ત્યારે પેલા ભદ્રલોક પાછળ પાછળ આવીને બોલ્યા, 'અમારી વાત વિશે થોડો વિચાર કરી જોજો. એમાં તો કોઈ દોષ નથી. અમારા ઘર-ઘરબામાં સગાંવહાલાં છે.'

ભદ્રલોકના અવાજમાં એવી તો અંતરંગતા હતી કે જેને ખાતર સુહાસે થોડું માથું ફેરવીને પણ જોવું જોઈએ. પણ દુકાનના મધ્ય ભાગમાં પુષ્કળ ભીડ હતી. આ બાજુની બેન્ચ પરનું એક મોટું ટોળું ખાઈ લીધા પછી ઊઠીને પૈસા આપવા ગયું હતું — લગભગ લાઈન બનાવીને. એ તો સમજાતું જ હતું કે ટોળું અસલમાં એક જ છે— આ બાજુ થઈને બહાર જશે. પરિણામે સુહાસને ઉતાવળે ઉતાવળે દુકાનમાંથી બહાર નીકળી દુકાનની સામે ઊભું રહેવું પડે છે.

ભદ્રલોક પણ પાછળ પાછળ આવીને ઊભા રહે છે. સુહાસ ત્યારે તેમને કહી શક્યો, 'તમે આ રીતે વાત કરો છો તેથી તો મને શરમ આવે છે. થશે-, હું તો અહીં જ રહીશ.'

ભદ્રલોકે બે હાથ સામે લાવી વિનીતભાવે માથું હલાવ્યું.

પ્રિયનાથ થોડે દૂર ઊભો હતો. જ્યારે સુહાસ સાથે બીજા બે-ચાર માણસો વાતો કરે છે ત્યારે પ્રિયનાથ આગળ આવી એ લોકોની પાછળથી કહે છે, 'સર, હું કેમ્પમાં પેલું બધું મૂકી આવું?'

બધા જ માથું ફેરવીને એક વાર પ્રિયનાથને જોઈ લે છે. અને તે બધાંને જોવામાં સુવિધા કરી આપવા ખાતર જ જાણે કે પ્રિયનાથ તેનું મોં પ્રકાશમાં રાખે

છે. એ પછી તો તેની સાથે જ બધાંને વાત કરવાની છે.

'તમે જાવ, હું આવું છું.' સુહાસે પ્રિયનાથને કહ્યું. પછીથી એકાએક ભીડ ઓછી થઈ ગઈ. સુહાસ વિચારી રહ્યો છે કે તે હવે ચાલી જઈ શકે. પરંતુ ખાંચામાંથી બહાર નીકળવાને જેવો પગ ઉપાડે છે કે એક બહુ વામણો માણસ સામે આવી નમસ્કાર કરી ઊભો રહ્યો, અને ખૂબ જ મૃદુ અવાજે બોલ્યો, 'મારું નામ નૌછાર આલમ'.

'હેં...!' એમ બોલતાં ચકિત થયેલો સુહાસ વળતા નમસ્કાર કરવાનું ભૂલી ગયો. નૌછાર આલમ - આ નામ તો મોટેભાગે ગેઝેટમાં આવી ગયું છે. સરકાર મોટા ભાગના કેસમાં હારી છે — સુપ્રિમ કોર્ટ સુધી. બાકી જમીનમાં ઇન્જન્કશન. નૌછાર આલમ— આ નામ સાંભળી એના વિશે વિચારેલું કે તે કોઈ ડાકુ જેવો પરાક્રમી પ્રચંડ હશે— તે તો કેવો વામનજી જેવો નાનો ભદ્રલોક છે! પણ તે ક્ષણે બીજા બધા તરફ પણ ફરી ફરીને નમસ્કાર કરે છે; બહુ જ સ્વાભાવિક ભાવે 'અચ્છા, જઉં છું.' કહી ભદ્રલોક ભીડમાંથી બહાર ચાલી જાય છે.

## 12

## હાટના છેવાડેથી હાટનો અંત

એક ચરમબિંદુ આવે છે જ્યારે કશુંય હવે હાટની બહાર હોતું નથી. ત્યારે હાટના રસ્તા પર જે હોય છે તે હાટમાં આવી પહોંચતું નથી, તે પણ દૂરથી જ હાટની અંદર પ્રવેશી જાય છે. આ એક એવો સમય હોય છે જ્યારે હાટ જાણે તેની નિઃસીમ ચારે દિશાઓની અનિર્દિષ્ટ સીમાઓ ઉપર ઊપસી આવે છે. ચાલી જવાની અને ઊઠી જવાની પેલી અસ્પષ્ટતામાં હાટ જાણે હવે હાટ જેવું રહેતું નથી. એવે સમયે ઊતરી આવે છે ગોરજ. માણસોની પગની ધૂળ પણ બહુ ઊડે છે. ક્યાંક ક્યાંક લાંબી કૂપી સળગી ઊઠતાં અતિ દીર્ઘ પડછાયાઓમાં હાટની ભીડ જાણે એકદમ થોડી ઘણી વધી જાય છે, અને આ સ્થિતિ થોડી વાર ચાલતાં ન ચાલતાંમાં જ દેખાય છે કે એક સીમથી બીજી સીમની દિશામાં ચાલી જતાં ચહેરાઓ હવે આ તરફ ફરવાના નથી; મોઢાં જ ફરી ગયાં છે; દિગન્ત સુધીના માર્ગમાં-મેદાનમાં માણસોની હારનો ચહેરો હવે કેન્દ્રથી ઊલટી દિશામાં છે, દિગન્તની દિશામાં છે— હાટમાં છેવટનું ઊઠી જવાનું શરૂ થાય છે. ક્યારે જાણે હાટ ચરમ સીમાએ પહોંચી વીખરાઈ ગયું! અને માણસોનાં પગચિહ્નો ઉલટાઈ ગયાં!

હાટમાં જવાને રસ્તે લોકો જેટલી વાતો કરે છે તેનાથી હાટમાંથી પાછા ફરવાને રસ્તે અનેક ગણી વધી ગઈ છે. કદાચ હાટમાંથી પાછા ફરતી વખતે તો લગભગ

બધો વખત અંધારું જ હોય છે; ત્યારે લોકો હવે એકબીજાને જોઈ શકતા નથી, તેથી વાતો કરી કરીને એકબીજાનો અંદાજ મેળવી લે છે. વાતો કરી કરીને રસ્તો કાપતા જાય છે. કદાચ હાટ વીખરાયું એટલે સમગ્રપણે એકઠા થયેલા ધ્વનિનું પેલું કેન્દ્ર પણ વીખરાઈ જાય, તેના ટુકડા ટુકડા ચારે તરફ વેરાયેલા વિખરાયેલા પડી રહે છે. અંધારી રાતના ધ્વનિભર્યા માર્ગે અથડાતું અથડાતું હાટ છેવટે આકાશમાં ધૂળ ઉડાડતું ઉડાડતું પૂરું થાય છે.

હાટનો આરંભ પણ થાય છે દૂરનાં લોકોને કારણે અને હાટનો અંત પણ આવે છે દૂરનાં લોકો દ્વારા. જે લોકોને બસ પકડવાની છે તે લોકો બધાં કરતાં સૌથી પહેલાં હાટ છોડી દે છે. જે લોકોની બસ હાટ પરથી જ ઉપડે છે તેઓ પેલા લોકોની પછી નીકળે છે. જેઓની રીક્ષા ઊભી છે તેઓ તેમની ય પછી નીકળે છે. તેઓ પછી વારો આવે છે સાયકલ-પ્રવાસીઓનો. પદ-યાત્રીઓ આ બધોય સમય ચાલે છે— જો તેમની સંખ્યા વધી જાય છે તો તે ક્રમે ક્રમે વધે છે. અને દૂર દૂરના રસ્તાની દૂરતામાંથી આવતો માણસોનો કંઠસ્વર સમયની સાથે સાથે વળોટાઈ ધીમે ધીમે છેક સુધી હાટની ચારે તરફના ઘેરાવામાં ભળી જાય છે. તે બધાયથી છેલ્લે આવે છે અને છેલ્લે જાય છે.

લોકો જે ભાવથી હાટમાં આવે છે તે જ ભાવથી પાછા ફરે છે વસ્તુઓનો ભાર લઈને, પશુપંખીઓને ઝુલાવીને કે ખેંચીને. દરમ્યાન હાટમાં હાથબદલી થઈ જાય છે. ધીરે ધીરે સાંજના અંધારામાં પશુપંખીઓની નજરને ટેવાયેલા પ્રકાશ અને અંધકાર બદલાઈ જાય છે. બધી પ્રકારની અનભ્યસ્તતાનો જ પશુપંખીઓને ભય હોય છે. પરંતુ એ અનિવાર્ય અંધકારમાં ટેવની એક માત્ર ધારા વહે છે- માનવીના કંઠસ્વરની અથવા માનવીના સ્પર્શની. હાટમાં આવવા-જવાનો માર્ગ આ પશુપંખીઓની અનિશ્ચિતતાની બૂમાબૂમથી મુખરિત થઈ જાય છે, અથવા બકરો બતક મરઘીની અ-ચોક્કસ નીરવતામાં છવાઈ જાય છે. 'હાસ્વા'નો સાદ સાંભળી શું કહેવું? કોઈ ગાયનું વેચાણ નથી થયું તેથી રોજના, ટેવાયેલા હાથની ખેંચમાં પાછી જાય છે, અથવા તો કોઈ ગાયને દોરી વડે કોઈ નવો હાથ નવી જ રીતે ખેંચી લઈ જઈ રહ્યો છે?

પેલો અશ્વારોહી અને તેનો ઘોડો અત્યારે શૂન્ય હાટમાં ડોલી રહ્યા છે. ઘોડાનો પાછલો ભાગ જાણે તોફાની પવનમાં ઝોલાં ખાતાં છાપરાવાળાં ઝૂંપડા જેવો લાગે છે, વળી ભારે ભારે ઝોલાં ખાય છે. એ પછી થોડે સમયે તે પૂરેપૂરો નીચે પડશે. ઘોડાનો માત્ર પાછળનો ભાગ જ દેખાય છે — તેના બે પગની ઘણી બધી કરચલીઓ અને પાછળનાં બે ઊંચાં હાડકાં, પૂંછડી તો બે પગની વચ્ચે નમાવી હલાવે છે — માખી ઉડાડવા માટે પણ તે હવે ઊંચી થશે નહીં એટલી. ઘોડાનો આગલો ભાગ હવે ઘોડાનો નથી. અશ્વારોહી બે હાથે ઘોડાની કાંધ પર ભાર દઈ માથું નમાવીને બેઠો છે. તે દબાણથી ઘોડાનું ગળું લાંબું થઈ નમી ગયું છે. ક્રમશઃ ગળું વધારે લાંબું

થઈ જાય છે. ઘોડો ગળું લાંબું કરી હલાવે છે, છતાં ઘાસમાં મોં પહોંચતું નથી. અશ્વારોહી તેની પીઠ પર પોતાના જ શરીરમાં માથું ગોઠવી દે છે, અને લાંબા થયેલા ગળાની તુલનામાં ઘોડાનો ઊંચોનીચો પાછલો ભાગ હલકો લાગે છે — જાણે માથા-ધડ સહિત ઘોડો કોઈ ફાંસો ગળા પર ખમે છે અને અત્યારે માત્ર પાછળનો ભાગ જ તેનો પોતાનો હોય તેમ મહેસૂસ કરે છે.

પેલો ઘોડો અને તેનો આરોહી અત્યારે આ નિર્જન હાટની ગલીકૂંચીઓમાં ફરતાં ફરતાં જાય છે — જાણે હજુય ત્યાં હાટ છે, જાણે હજુય તેમને માનવગણ ઠેલતો ઠેલતો આગળ વધે છે. પરંતુ હવે અશ્વારોહી તેની ભિક્ષાની થેલી લાકડીને છેડે લટકાવી આગળ ધરતો નથી. હવે ઘોડાને પાછળથી ધક્કો ખાઈ ચમકી ઊઠવાનું રહ્યું નથી. અને ઝાંખી ઝાંખી ચાંદનીમાં પેલો ઘોડો અને અશ્વારોહી ઘૂમતાં ઘૂમતાં લગભગ નિર્જન થઈ ગયેલા હાટની ગલીઓમાં થઈ વળોટતા વળોટતા જાણે એક મેદાન પછી બીજું મેદાન પાર કરતાં લોકોની વસ્તીની દિશા તરફ જઈ રહ્યા છે. હોઈ શકે કે આ અશ્વારોહી અંધ હોય. હોઈ શકે કે આ ઘોડો અંધ હોય. હોઈ શકે કે આ ઘોડો અને અશ્વારોહી બે જણ જ ઘૂમવા નીકળી પડ્યા હોય. એક વાર માર્ગ મળી જશે, પછી તો આકાશની પટભૂમિમાંથી નદીની રેત અને અરણ્યની દૂરતાને આ ઘોડો અને તેનો આરોહી દિગન્તની ક્ષિતિજની ધારે ધારે ઉતારી લાવશે. ભાદ્રપદના આકાશની ધૂસરતામાં, નીલરંગી અને સીમાડાની હરિયાળીમાં, અરણ્યના ઘેરા લીલા રંગમાં આ ઘોડો અને તેનો આરોહી કોઈ એક સમયે એકરૂપ થઈ જશે, કોઈ વાર ઘોડાની દીર્ઘ ગર્દન નમી જશે, ક્યારેક ધડમાં નમી ગયેલા માથાવાળા આરોહીનો પડછાયો વહેવા લાગશે, ક્યારેક ઘોડાનો પાછલો ભાગ એક તૂટેલા મશીનની માફક દોડતો દોડતો જશે — જાણે કોઈ ખેંચી લઈ જઈ રહ્યું છે, ક્યારેક નદીના બે કિનારે પડછાયા પડશે — નદીના પાણીમાં પણ તેઓનો પડછાયો પડશે, ક્યારેક પાણી વિનાનો નદીનો ભાગ જાણે ઘોડાના ચાર પગની ક્ષણભંગુરતાથી ઊખડ્યો છે, ક્યારેક નદીના બંધ પર છાયા-પ્રકાશમાં, નદીની અંદર અને રેતવાળા કિનારે જાડી કરકર રેતી તૂટે છે; અથવા અરણ્યના કોઈ વૃક્ષની નીચે પડે છે. અત્યારે મધરાતે આ નિર્જન હાટમાં સમજાતું નથી કે આ ઘોડો અને તેના આરોહીનું ક્યાં અવતરણ છે.

બપોર પછીનાં અને સંધ્યાસમયનાં બધાં દૃશ્યો હવે રાત્રિની ગંભીરતામાં છાયામૂર્તિ બની ગયાં છે. જાણે નદી, પહાડ-પર્વત કે વન-જંગલની જેમ આ ખુલ્લું હાટ પણ પ્રકૃતિનો જ ભાગ લાગે છે. જ્યાં સુધી આ ખુલ્લા હાટમાં લોકો હતાં, પ્રકાશ હતો, ચંચળ પડછાયા હતા, પશુઓ અને માનવીઓનો ઘોંઘાટ હતો, ત્યાં સુધી તેનો વિસ્તાર નહોતો. જાણે સમગ્ર દૃશ્ય જ હતું સંહત, એકાંત. અત્યારે મધરાત પછી પણ આ જનહીનતામાં, આ નિઃશબ્દતામાં આ ખુલ્લા હાટનો પ્રદેશ જાણે તેના પ્રાકૃતિક વિસ્તારમાં ફેરવાઈ ગયો છે — ધીમે ધીમે. કોઈ સજીવ અસ્તિત્વની

અનિવાર્યતામાં ફેરવાઈ ગયો છે. અત્યારે આ રાત અને અંધકાર આખા દિવસની પેલી વ્યસ્તતાને કેવી તો જુદી પાડી દઈ શકે છે.

તેમ છતાં હાટ હજુ સંપૂર્ણ જનશૂન્ય પણ નથી. આટલો બધો પહાડ-પહાડ જેટલો માલ શું ફેરવાઈ જાય? થોડો હજુ છે, કાલે સવારે જશે, અને પેલી અંતહીન માટીની હાંડીની હારમાળા! અને અંધકારમાંથી ગોહાટની ગાયોનો હાસ્વા રવ! આખા હાટમાં પેલા હાટની આડશમાં બેઠેલા ગોપિત હાટમાં અહીં-તહીં બેએક નશામાં ચૂર થયેલા માણસો ટપકી જાય છે — અત્યારે અંધારામાં તેમના શરીરની ચામડીનો તામ્ર કે કાળો રંગ ભળી ગયો છે; નાકની મોંગોલિયન તીક્ષ્ણતા અને ઑસ્ટ્રીક ધાર જતાં રહ્યાં છે; તેમના વાંકડિયા, થોડા સીધા વાળમાં ઢંકાયેલી માથાની ખોપરીનો આકાર અંધકારથી અલગ તારવી શકાતો નથી. આજે આખી રાત તેમના પર ઠંડીનો અવિરત મારો ચાલુ રહેશે. એકદમ અંદરથી તપેલું શરીર ઠંડી વધતાં ઠંડું થશે. કાલે સવારે અથવા ક્યારેક તો રાત્રે જ આ માણસો તેમના નશામાંથી મુક્ત થયેલા પગે ફરીથી પહાડ પર કે નદીની રેતમાં કે વનની ભીતર પાછા ચાલી જશે.

હવે ચારે બાજુની પ્રકૃતિ અંધારામાં છાયાચિત્ર જેવી છે — જેમ ચંદ્રના ઊગતાં પહેલાં આકાશ નીચે જેવું હોય છે, જેમ ચંદ્રને પાછળ રાખતો રાખતો કોઈ પહાડ કે ટેકરો એકદમ ઊંચો ઊઠી આવે અને જેવું હોય છે, અથવા વચ્ચે પ્રત્યેક માઈલે ફૉરેસ્ટની પેલી પારની અવવાહિકામાં ચંદ્ર હોય અને જેવું હોય છે તેમ ચારે બાજુ છાયાચિત્રમય છે.

## 13

## સાહેબનું આત્મચિંતન

સુહાસે કહી દીધું કે જે થાય તે, પણ રસોઈ તો કેમ્પમાં થશે — એટલે તો છેક સુધી જ્યોત્સનાબાબુ-વિનોદબાબુએ પણ એ માની લીધું. એ જાણે કે મંત્રીઓની જેમ બે તગારાં માટી ખોદી સખત મહેનત કરનાર મનુષ્યને પ્રણામ કરવા જેવું અપમાન હતું. જ્યોત્સનાબાબુ તો તેમના સ્ટાફ પર નથી. પ્રાઈવેટ આમેજ કરવામાં આવ્યા છે. વિનોદબાબુ વગેરે તો પરિચિત માણસો છે. એ જો સાથે હોય તો કામ બહુ જલદી આગળ વધે છે. પાર્ટીવાળા એમને માટે કાગળ-પત્ર તૈયાર કરતા નથી. પણ કર્મચારીઓની સામે આ બાબત જે એક પ્રકારના ઉદાહરણ રૂપે આવી રહી, તેથી જ સુહાસ પોતા પર આટલો ઉદાસ છે. અને આ બાબતે આવી 'આલોચિત-પ્રચારિત' હવામાં જાણે એક નૈતિક કર્મનો, અથવા કહો કે 'એન્ટી-કરપ્શન ડ્રાઈવ'નો ચહેરો ઉપસાવ્યો. જાણે સુહાસે કોઈ નૈતિકતા અથવા સંસ્કારિતાના હેતુથી આવા

વ્યવહારની વાત કરી હતી!

પણ સુહાસની ઉદાસીનતા વધે છે એ કારણે કે તે કોઈ બીજા વિકલ્પનેય સમજી શકતો નથી. તે હાટ-કમિટીના મોટા ખેડૂતો અને ચાના બગીચાના મૅનેજરોને ઘેર અથવા બંગલામાં ગેસ્ટ બની અહીંની જમીનની ગેરકાયદેસરની કે કાયદેસરની દખલ અથવા જમીનના કાયદાગત પરિમાણ — એ બધાનો શું હવે એ નિર્ણય કરશે? વળી અહીં જ સુહાસ બીજા એક સકંજામાં ફસાઈ જાય — તે શું સેટલમેન્ટના ઑફિસરરૂપે આવી, આ ઇલાકામાં ભૂમિ-વિપ્લવ જન્માવશે? તેનું કામ તો રેકૉર્ડ કરવાનું છે. રેકૉર્ડ કરતી વખતે બે-એક સ્થળે કદાચ સાચા નિર્ણયોને વખતે તેની બુદ્ધિ કે તર્કશક્તિ અથવા તેના કરતાં ય કંઈક વધારે તો ઇચ્છાશક્તિની જરૂરિયાત હોઈ શકે. આ વખતે બર્ગાઓનું રેકૉર્ડિંગ છે. પણ કોઈ રેકૉર્ડ કરાવવા ઇચ્છે તો તે રેકૉર્ડ કરશે. સુહાસને બહુ સ્પષ્ટપણે ખબર છે કે જ્યાં જમીન પર ભાગે ખેડનારની માલિકી જમીનદાર પર જ નિર્ભર છે — પોતાની કે પોતા જેવા જ બીજા ઘણાઓની દખલ-જાણકારી પર નથી — ત્યાં બર્ગાઓનું રેકૉર્ડિંગ કરાવવા જમીનદાર પણ આવતો નથી, બર્ગાદાર પણ આવતો નથી. ઑપરેશન બર્ગા તો એક સરકારી કાયદો માત્ર છે — જે હવે તો બીજા અનેક કાયદાઓની જેમ ફેંકી દેવા જેવો છે.

આટલું જાણવા સાંભળવા સમજવા છતાં સુહાસ આ માલ-ઇલાકાને માટે મૅપ જુએ છે, આંકે છે, સેન્સસ રિપોર્ટનો ખરડો તૈયાર કરે છે — આટલી બધી તૈયારી કરી શા માટે?

આ મધરાતે સુહાસનું પોતાની પાસે જ પોતાના બેવડા આચરણનું પકડાઈ જવું થયું છે તે કારણે જ તે ઉદાસ થઈ ગયો છે. તે કંઈ જ કરી શકે તેમ નથી તે જાણવા છતાં પણ, અને આ બધું રેકૉર્ડિંગ કરીને ય કશું સમાધાન નથી તે જાણવા છતાં પણ, તે તો જો કશું કરવાનું આવે તે માટે તૈયારી કરી લે છે.

સુહાસ શું એમાંથી બચી જાત, જો તે પોતાના ખાવાની વ્યવસ્થા પોતે જ કરી લેત અને ઑફિસના કર્મચારીઓ લાંબા સમયથી જે થતું આવે છે તે જ વ્યવસ્થા સ્વીકારી લેત? પણ જોતદાર કે ચાના બગીચાવાળા તો કોઈ બીજા સ્વાર્થ વિના એ લોકોને ખવડાવત નહિ; અને તો તો આ કર્મચારીઓ જ તેના દ્વારા ચાના બગીચાવાળા અને જોતદારોનાં કામો કરાવી લેત. બધાં જ ઉપર, સરકાર-સંગઠન-કાયદા પર અને તેની પોતાની વ્યક્તિગત ભૂમિકા પર, સુહાસ જેટલો અવિશ્વાસ કરે તેટલું જ તેના દ્વારા જોતદાર અને ચાના બગીચાવાળા લાંચ ખાશે એ તે કેવી રીતે માની લે?

પરંતુ એના સત્વેડાથી આ ઓછી આવકવાળા કર્મચારીઓ તેમના ડેઈલી એલાઉન્સના રૂપિયા કશાય બચાવી શકશે નહિ. તેમ છતાં એક સાથે આટલા બધા રૂપિયા મળશે એટલે કદાચ ખરચનો એક પ્લાન પણ તેઓએ પરિવાર આગળ બતાવી રાખ્યો છે. આ આત્મત્યાગ કરવા માટે આદર્શનો જે ડોઝ સતત આપવાની જરૂરિયાત

છે તે સુહાસ મેળવશે ક્યાંથી? અને આપશે પણ કેવી રીતે? તો પછી એ લોકોને આટલું નુકસાન કરવામાં શું યોગ્ય કર્યું છે? સુહાસને તો એમના કરતાં ઘણો વધારે પગાર મળે છે. તેનું ડેઈલી એલાઉન્સ જ ઘણું વધારે છે. પોતાના મોટા પગારની વધારે સુવિધાઓ અને સગવડોમાં અને ઓછા પારિવારિક ખર્ચને કારણે વધારે રૂપિયા છે તેથી શું સુહાસ તેના નીચી કક્ષાના કર્મચારીઓ સમક્ષ નૈતિકતામાં આદર્શરૂપ હોવાનો દંભ બતાવે?

એની સાથે સાથે સુહાસ બીજા એક સંદેહમાં ફસાઈ પડે છે. ઑફિસના કર્મચારીઓ 'એન્ટી-કરપ્શન ડ્રાઈવ'માં જે રીતે તેને સમર્થન આપવા બાધ્ય છે તે રીતે, તે જ કારણે જે આર્થિક નુકસાન થશે તે પોષી, પૂરવાની બીજી કોઈ વ્યવસ્થા તેણે ઊભી કરવી જોઈએ નહિ? માત્ર ખાઈ લે એટલું જ નહિ પણ ગૃહકર્તાનું કામ કરી આપવાની સામે કંઈક જવાબદારી પણ હોય. નહિ તો લાંચ વધારે વ્યાપક નહિ થઈ જાય? એટલે કે સુહાસને નિમિત્તે ઘણી વધારે લાંચ ખાવાનો ઉપક્રમ થશે નહિ? તો પછી સુહાસે કેટલી દિશાઓમાં ધ્યાન રાખવું પડશે? કઈ કઈ દિશાઓમાં? એક તરફની જવાબદારી અદા કરવા જતાં સુહાસ પોતાને બીજા કેટલા ફંદામાં પૂરી દેશે? વળી, જેનાથી સુહાસનું શરીર-મન વ્યાકુળ થઈ ઊઠે છે એવી પેલી વ્યક્તિગત નીતિમત્તામાં જ શું તે તેની ઑફિસ વગેરે સાથે સપડાઈ જશે? પણ એ તો હવે એક ઑફિસરને નાતે પણ તેને માટે કરણીય છે, તેનું એ કર્તવ્ય છે — બેંગાલ સર્વિસ રુલ અથવા ફાઈનાન્સ ડિપાર્ટમેન્ટ હેન્ડબુકમાં નિર્ધારિત કરેલું છે. અંતે, સુહાસ શું તેની વ્યક્તિગત નીતિવિચારણાના પોતાના દ્વંદ્વને મિટાવવામાં બ્યુરોક્રસીના નીતિતંત્રની નિર્વૈયક્તિતામાં શરણ શોધશે, આ મધરાતે, ખાટ્ટા મને? જાણે, ઑફિસર એટલે જ શું તેનાં આચાર-આચરણ દ્વારા સત્-અસત્, સાચું-ખોટું બધુ નક્કી થશે? પોતે જાતે રસોઈ બનાવી ખાશે એટલે પેલા લોકો પણ શું રસોઈ કરી ખાશે? અમલદારીની આવી છિદ્ર વિનાની વ્યવસ્થામાં સુહાસ આટલો બધો 'ફીટ' થઈ જાય છે કેવી રીતે? કે પછી સાહેબોની તૈયાર વ્યવસ્થામાં આ રીતે જ શું 'ફીટ' થઈ જવાનું હોય? સુહાસની નોકરીના આ પહેલા કેમ્પમાં જ.

## 14

## ફૉરેસ્ટર ચંદ્રની આત્મઘોષણા

હવે આ મેદાન ચોખ્ખું દેખાય છે. ખુલ્લા હાટનાં છાપરાં અને ઘર મળીને છાયાચિત્રનો એક નકશો પણ બનતો જાય છે. એ નકશો ધીમે ધીમે બનતો ગયો છે — આકાશની પટભૂમિમાં. ધીમે ધીમે એ નકશાની કારીગરી વધે છે, વિસ્તાર

વધે છે — ઝાડ-ઝાંખરાં, ગલીકૂંચી — એ પણ નકશામાં આવી જાય છે. ધીરે ધીરે આવી જાય છે દૂરના, ક્ષિતિજ પરનાં વૃક્ષોની હાર. અને તેની પણ પછી મોટાં મોટાં ઝાડની ટોચ. અત્યારે આ સમગ્ર પરિવેશને જ જુદા જુદા પ્રકારની અને દૂરનાં છાયાચિત્ર આપી આપીને અંદાજ લગાવવાનો છે. છાયાચિત્ર એટલું ધીમે ધીમે વધે છે અને વિસ્તરે છે, ધીરેથી આટલું બંધું દૂરત્વ એક પછી એક છાયામાં લપેટાય છે — જાણે કોઈ એક ક્ષણે આ સ્થિર છાયા ચંચળ થઈ ઊઠી શકે, અથવા આ સ્થિર છાયાઓમાંથી કોઈ ચલિત છાયા ચાલી જઈ છાયામય પરિસ્થિતિને જીવંત કરી દઈ શકે.

જુદી જુદી ઊંચાઈ પરની અને ઊંડાઈની છાયા જેટલી સ્પષ્ટ થઈ હતી, તેટલી જ જાણે નીચેની અસ્પષ્ટ, અંધકારભરી થઈ ઊઠી હતી. પેલું નૃત્યનું મેદાન, મુખ્ય રસ્તો અને હાટમાં પ્રવેશવાની અનેક ગલીગૂંચીઓમાં અંધકાર ઘણો જામ્યો હતો. ઊંચે, દિગન્તમાં એટલાં બધાં નવાં નવાં છાયાઓનાં માથાં છે કે પેલો મૂળનો અંધકાર જાણે વધારે ઘટ્ટ થઈ નીચે બેસતો જાય છે.

ખેતરમાં પેલો જામેલો અંધકાર વધારે હાલકડોલક થતો હતો. આકાશના, દિગન્તના શબ્દહીન છતાં ઝડપી છાયામય પરિવર્તનની સાથે સાથે જ મનમાં થાય કે નીચેનો આ અંધકાર પણ'પરિવર્તિત થયો છે. રાત્રિ અને અંધકાર તો સમગ્રતાને આવરી રહ્યાં છે. તેથી તેના એક સીમાડે થતી હલનચલન કદાચ બીજા સીમાડે મોજાં ઉછાળે છે.

પાણીમાં થતું કોઈ હલનચલન જેમ તે સ્થળમાંનાં પાણીને સ્પંદિત કરે છે તેમ અંધકારમાં પણ થયું હતું. એક પ્રકારના કણસવાનો અવાજ પણ જાણે સંભળાય છે — તેથી રાત્રિમાં તો કેટલીય પ્રકારના અવાજ ઊઠી આવે છે.

હલનચલન અંધકારનાં નથી અને અવાજ પણ માત્ર રાત્રિનો નથી એ સમજાતાં જ પેલો અંધકાર ધીરે ધીરે એક ઘટ્ટ હલનચલનનો આકાર ધારણ કરે છે — જેમ ગભીર એકાન્તમાં વાઘણનું એકલું એકલું રમવાનું ઝાડીમાં હલનચલન જગાવે છે તેમ. ત્યાર પછી પેલો અંધકાર ભેદીને એક માણસના ઊભા રહેવાનો પ્રયત્ન અને વારે વારે પડી જવાનું થયા કરે છે — જેમ નદીના પ્રવાહમાં તણાઈ જતાં ડૂબતા માણસની ડૂબકીઓ દેખાય તેમ. તેને માટે ઊભા થઈ ઊઠવાનું કામ ખૂબ મુશ્કેલ બની ગયું છે — જાણે સર્કસમાં દેખાડવામાં આવતું કોઈ ચારપગું પશુ ના હોય! કેટલા કઠિન પ્રયત્નો કરી કરીને તે બે પગ ઉપર ઊભા રહેવાનો પ્રયાસ કરે છે - પણ વળી પાછું પોતાનાં સૂતેલા અસ્તિત્વમાં જ પડી જવાનું થાય છે.

એમ કરતાં કરતાં એક વાર એ માણસ ઊભો થઈ જાય છે. ઊભા થતાં જ તેના શરીર પર અંધારાનું એક પૂરેપૂરું પ્લાસ્ટર થઈ ગયું છે; ઊભો થાય છે અને હાલે છે. તેથી અંધારું હાલતું તો નથી, પણ અંધારાની ગાઢતાનું વધતા-ઓછાપણું

થાય છે. ઓછાવત્તાપણાના એ સામાન્ય ભેદથી જ પેલા માણસના દેખાવનો આભાસ થાય છે — તે સિવાય બધુંય છાયાચિત્ર છે. પટભૂમિની છાયાની લાઈનની તિરાડમાંથી વચ્ચે થોડુંક આકાશ દેખાય છે; તેના માથા પર ઊંચા કરેલા બે હાથની દસ આંગળીઓ અને માથાના વાળની છાયાચિત્ર જેવી રેખાઓને ધાર આપી છે. ત્યાં જ ડૂબતા માણસની જેમ પેલો માણસ હાથ જ હલાવે છે.

પેલો માણસ ઊભો થયા પછી હવે કોઈ કણસવાનો અવાજ સંભળાતો નથી. જાણે કે કણસવું એ આટલી વાર તેના ઊભા થવાના પ્રયત્નોનું આનુષંગિક હતું અને ઊઠ્યા પછી ઊભા રહેવાના પ્રયત્નમાં તે કોઈ અવાજ જ કરતો નહોતો.

ઘણી વાર પછી માટી તરફ જોઈ વાત કરતાં જેમ સ્વગત અવાજ ગળામાંથી બહાર આવે તેવા અવાજે તે માણસ બૂમ પાડે છે 'હુ-જૂ-ર'. એ બૂમ પાડે તે પહેલાં જ તેના ગળામાંથી એક ઘરડ્ ઘરડ્ અવાજ નીકળ્યો. બૂમ પૂરી થયા પછી પણ પેલો અવાજ ચાલુ રહ્યો છે. જોરથી ઘૂંટડો ગળે ઉતારતાં પેલો અવાજ બંધ થાય છે. જોરથી ઘૂંટડો ગળવા જતાં તેને ગળામાં જે વધારે પડતું જોર કરવું પડે છે તેનાથી તેનું માથું તેની છાતી પર નમી પડે છે. એ રીતે નમેલું જ રહે છે — જાણે માથું એનું માથું નહિ, પણ ગળાનું લૉકિટ ન હોય!

આમતેમ ખોંખારો કરી ગળાને ટટ્ટાર કરી તે ઊંચું કરે છે. વધારે પાછું હલાવતો નથી — કદાચ ને ફરી પાછું નમી જાય. ટટ્ટાર સ્થિતિમાં જ સામે જોરથી બૂમ પાડે છે 'હા...કિ...મ.' બીજી બૂમ પાડી શકતો નથી. તેમ કરવા જતાં જ માથું વળીને નમી પડશે; માથાને ટટ્ટાર રાખવાની ચિંતા છે. પરંતુ હવે માથું કેટલી વાર ટટ્ટાર રાખી શકાય? તે જ્યારે તેના પોતાના ભારથી જ નમી છાતી પર ઝૂલી પડવા જાય ત્યારે પેલો માણસ માથાને જોરપૂર્વક પાછલી બાજુ નાખે છે અને આકાશ તરફ જોઈ બૂમ પાડે છે, 'સા-હે-બ.'

પેલો માણસ જાણે તેના હુજૂર-હાકિમ-સાહેબના આકાશમાંથી નીચે ઊતરી આવવાનાને નિહાળે છે. બહુ બધો સમય લાગત તો આકાશમાંથી ઊતરત. પણ તેનો હાકિમ માટી પર પગ ફેલાવતાંની સાથે જ તો વળી તે માથું સીધું કરી દે છે, હાકિમને જોઈ શકતો નથી. તેને માથું ઊંચું કરવામાં સમય જાય છે. ઊંચું કરે છે તો તે અંધકારમાં હુજૂરને શોધે છે — આ દિશામાં - પેલી દિશામાં, આ ખૂણે - પેલે ખૂણે; ત્યાર પછી એક બાજુ સીધો થોડાં પગલાં આગળ જઈ ઊભો રહીને બોલે છે, 'હુજૂર, હું આવી ગયો છું, હું ફૉરેસ્ટર ચંદ્ર વાઘારુ વર્મન.'

ફૉરેસ્ટર તેના બે હાથ જોડવા ઇચ્છે છે. પરંતુ તે કોઈ પણ રીતે ઊંચા કરી શકતો નથી. બે હાથની જાણે બે પ્રકારની ગતિ અને ભાર છે. ડાબો હાથ ઊંચે ઊઠે છે તો જમણો હાથ ઊંચો ઊઠતો જ નથી. ડાબા હાથને નમસ્કારની મુદ્રામાં ઘણી વાર સુધી ઊંચે રાખી ફૉરેસ્ટર આંખ ત્રાંસી કરીને જુએ છે તો તેનો જમણો હાથ

નથી; આંખ વધારે ત્રાંસી કરીને તે જાણે સમજી જવા ઇચ્છે છે કે જમણો હાથ ગયો ક્યાં? ત્યાર પછી આ બાજુ-પેલી બાજુ જોઈ છેવટે આકસ્મિક રીતે તેની જમણી બાજુ પેલા હાથને શોધી શકે છે. ત્યારે પેલા હાથને ડાબા હાથની પાસે લાવવા માટે ઊંચો કરે છે. જોઈ જોઈને થોડો થોડો ઊંચો કરે છે — આ તરફ ડાબો હાથ ફરીથી નીચો પડી જાય છે. કંઈક નમી ગયા પછી તે જ ફૉરેસ્ટરની નજરે પડે છે. તે ત્યારે બે હાથને જ સ્થિર કરી એક વાર ડાબા અને એક વાર જમણા હાથ તરફ જુએ છે. આ પ્રમાણે બેએક વાર જોયા પછી જરાયે વાર કર્યા વિના તે એકદમ બે હાથને નમસ્કાર કરવાને સ્થળે ખેંચી લાવે છે. થોડા વાંકાચૂકા બે હાથ જોડાઈ જતાં ફૉરેસ્ટર પેલા જોડેલા હાથ તરફ જોઈ ખૂબ હસે છે — જાણે તે બે હાથની ગોલમાલને ઠપકારી બે હાથને ખૂબ જપ્ત કરી શક્યો છે. પોતાના મનમાં મનમાં હસતાં હસતાં જોડેલા હાથ તરફ જોઈ ફૉરેસ્ટર કહે છે, 'અરે ઓ!' એમ કહી ફરીથી હસે છે.

આ વખતે ફરીથી જોડેલા હાથને કપાળે ના લઈ જતાં તે કપાળ જ જોડેલા હાથ પર નમાવી દે છે. નમાવતાં તેને સમય લાગે છે. કપાળ એકસરખું નમતું નથી — હાલીડોલી નમી જાય છે. પણ ફૉરેસ્ટર હવે એને હાલી જવા દેતો નથી. તે ધીરે ધીરે માથાને જોડેલા હાથની પાસે ખેંચી લાવવા ઇચ્છે છે. બે હાથ થોડા આમતેમ થવા લાગ્યા હતા, આંગળીઓ નમતી હતી, કાંડું ઉપરની બાજુ રહેતું હતું. કાંડા પર ફૉરેસ્ટર કપાળ ટેકવે છે. પછી બે હાથ જોડેલા જ રાખીને તે માથું સીધું કરે છે. ધીરેથી સીધું કરતાં કરતાં એકદમ સીધું થાય છે — જાણે કે માથું ફીટ થઈ જવાનો ખટ્ કરતો અવાજ પણ થયો. તે પછી ફૉરેસ્ટર વાત શરૂ કરે છે, 'હુ....જૂ...ર..., હું ફૉરેસ્ટર ચંદ્ર આવી ગયો છું.' આટલું બોલતાં જ તેની નજર જોડેલા હાથ તરફ પડે છે. ત્યારે, જાણે ખેંચીને અલગ કરવાના હોય એ રીતે ફૉરેસ્ટર બે હાથને એકબીજાથી છૂટા કરી સીધા રાખે છે. ફરીથી હસીને કહે છે, 'હુજૂર, આવી ગયો છું. હું ફૉરેસ્ટર ચંદ્ર. ફૉરેસ્ટર ચંદ્ર વાઘારુ વર્મન. જોઈ લો, મારું મોઢું, મારું શરીર, જોઈ લો. ટોર્ચ ફેંકો કે માચીસની સળી સળગાવો. જોઈ લો. વન—ટુ—થ્રી—'

જાણે ખરેખર એક ટોર્ચ સળગી એ રીતે ફૉરેસ્ટર ચંદ્ર ઊભો રહે છે. તેની બન્ને આંખો હસવાને કારણે મીંચાઈ ગઈ છે, તેના મોટા મોટા દાંત બહાર આવ્યા છે. તે પેલું હસતું મોઢું ફેરવી ફેરવીને બતાવે છે. જાણે તેનો ફોટો ખેંચવાનો ન હોય! ડાબી બાજુ એક વાર, જમણી બાજુ એક વાર, માથું હલાવી સીધો થઈ ફૉરેસ્ટર પૂછે છે, 'હુજૂર, તો મને જોઈ લીધો ને? બરાબર જોઈ લીધો ને? મારું નામ ફોર્મમાં રાખજો, હુજૂર — ફૉરેસ્ટર ચંદ્ર વાઘારુ વર્મન. બાપનું નામ હતું.... પણ બાપની વાત હવે છોડી દો. બાપ વિષે તો ઘણી વાતો છે. મારી પોતાની વાતો હવે પછી તમને સંભળાવીશ.'

એ વાત શરૂ કરવા જતાં જ ફૉરેસ્ટર અટકી જાય છે. એકદમ બે હથેળીઓ વડે આંખો ઢાંકી દે છે : 'તમારી ટોર્ચનો પ્રકાશ મારી આંખોને આંજી નાખે છે, હુજૂર.

આંખની પાંપણો પર પ્રકાશના તારા ટમટમે છે, ટમટમે છે — જાણે તિસ્તા ભાઠાની રેત ન ચમકતી હોય. એ હુજૂર, આ ઝળહળ ઝળહળ ઓછું કરી દો.'

બે હથેળીઓ વડે આંખો ઢાંકી દઈ, ફૉરેસ્ટરે અંધકારને વધુ ગાઢ અંધકારમાં ફેરવ્યો. સંપૂર્ણપણે નીરવતા હતી. એ નીરવતામાં આટલી વારની વાતો પણ ભળી ગઈ હતી. અંતે, એ જ નીરવતામાંથી ફૉરેસ્ટર શરૂ કરે છે, 'સાંભળો, હે હુજૂર, મારી એક વાત. ના ના, એ એક વાત નથી, બે વાત છે. વાત મારી બે છે. કઈ બે વાત? એક વાત તો એ થઈ કે તમે તો જમીનના હાકેમ છો. તો તમે મારું નામ કાઢી નાખો. મારી જમીનમાંથી મારું નામ તમે કાઢી નાખો. મારી એક જમીન હતી. આપલચાંદ ફૉરેસ્ટને બરાબર અડીને. મને ગયાનાથ જોતદારે ત્યાં મોકલ્યો. હળ, બળદ, બીજું બધું જ એમનું. હું કેટલાંક વર્ષો સુધી હળ ચલાવનાર હતો — પણ હવે નથી. મારું નામ કાઢી નાખો. એ જમીન લખી દો ગયાનાથ જોતદારના નામે. જેનો બળદ હોય, જેનું હળ હોય, જેનું બિયારણ હોય — જમીન તો તેની જ હોવી જોઈએ ને, હુજૂર! તો એ જમીન, હું, ફૉરેસ્ટર ચંદ્ર વાઘારુ વર્મન છોડી દઉં '. લખી લો — શ્રી ફૉરેસ્ટર ચંદ્ર વાઘારુ વર્મનનો આ જમીન પરથી હક્ક વિચ્છે' ગયો.....'

હાક પૂરી કરીને ફૉરેસ્ટર હસી પડે છે. હસવાના ઝુકાવથી શરીરને સંભાળવાનું શિથિલ બની જાય છે પણ હસતાં હસતાં મુશ્કેલીનો સામનો કરી લે છે. હાસ્ય પૂરું થતાં ફૉરેસ્ટર સંતોષભર્યો અવાજ કાઢીને બોલે છે, 'બસ, હુજૂર. આટલું ધ્યાનમાં રાખજો. આપલચાંદના ફૉરેસ્ટર ચંદ્ર વાઘારુ વર્મને એના દેઉનિયા જોતદાર ગયાનાથ રાયવર્મનને હક્ક આપી દીધો. ગયાનાથ બધું શીખવા ઇચ્છે છે. કહે છે કે, ફૉરેસ્ટર, મને હળ ચલાવતાં શીખવી દે. બાપદાદાનું કામ હું ભૂલી ગયો છું, મને શિખવાડી દે. તો હું ચોક્કસ શિખવાડીશ. હુજૂર, કાલે હું ગયાનાથને બધું શિખવાડી દઈશ - હળ ચલાવ, જમીનનાં ઢેફાં તોડતાં, નકામું ઘાસ ઉખાડી નાખતાં, કોદાળીથી ખોદતાં, બી વાવતાં — બધું શિખવાડીશ— કાલે સવારે. બસ કાલ સવારથી ગયાનાથ જ જોતદાર, ગયાનાથ જ હળ-પતિ. હું જાઉં છું — ગયાનાથના જ ઘેર — એમને હળ ચલાવતાં અને બીજું બધું ખેતીકામ શિખવાડવા.'

ફૉરેસ્ટર જવા માટે પગ ઉપાડે છે. પછી ફરીને ઊભો રહી બોલે છે, 'પણ મારી તો બે વાત છે. એક વાત મેં, ફૉરેસ્ટર ચંદ્રે ઓલા ગયાનાથ જોતદારની પૂરી કરી છે. યાદ રાખજો હુજૂર, ફૉરેસ્ટર ચંદ્ર વાઘારુ વર્મન. એમ તો અહીં ઘણાંય ફૉરેસ્ટર છે. ઘણાય વર્મન છે. . કોણ સાચો ને કોણ જુઠ્ઠો? હુજૂર, જોઈ લો. જે જે ફૉરેસ્ટર ચંદ્રને ડાબે પડખે અને જમણે પડખે વાઘના પંજાના નિશાન છે તે તે ખરા ફૉરેસ્ટર ચંદ્ર. તો બતાવો. બધા પાછલું વસ્ત્ર ઊંચું કરીને બતાવો. ઊંચું કરો રે, ઊંચું કરો. પાછલું વસ્ત્ર ઊંચું કરો અને પીઠ ફેરવો.' ફૉરેસ્ટર નૃત્યની મુદ્રામાં કૂદડી ફરે

છે અને ખીલખીલ હાસ્યથી જાણે તેની ચારે તરફના અનુપસ્થિત લોકોમાંના દરેક તરફ આંગળી ધરે છે, 'ઊંચું કરો, ઊંચું કરો.' એક બાજુનું ફરવાનું પૂરું થયે ફૉરેસ્ટર માથું ઝુકાવીને કહે છે, 'કોઈ પણ દેખાડી શકશે નહિ, હુજૂર. બધાની પીઠ ઢાંકેલી રહેશે. બધાની પાછળ ગાંડ છે, કોઈને ય વાઘના પંજા નથી. પણ હું સાચો ફૉરેસ્ટર ચંદ્ર વાઘારુ વર્મન — અસલી! હું તો મારો પાછલો ભાગ હમણાં ખુલ્લો કરી દઈશ. ઊભા રહો, હુજૂર. તમારી ટોર્ચ હવે આંખ પર ના ફેંકો. હાં, રેડિ, વન-ટૂ-થ્રી.'

ફૉરેસ્ટર તેના પહેરણનો છેડો ખસેડી પાછલો ભાગ ખુલ્લો કરી દે છે અને જાણે ટોર્ચનો પ્રકાશ ખરેખર પડે છે એવા ભાવે ફરી ફરીને બતાવે છે, ફૂદડી ફરે છે, તેની ચારે બાજુ જાણે ખરેખર જોવા માટે લોકોની ભીડ ન હોય!

ફરવાનું પૂરું કરી સીધો ઊભો રહી ફૉરેસ્ટર કહે છે, 'બસ, હુજૂર; તેઓ તો જાણી ગયા છે કે જે વાઘારુ તે જ સાચો ફૉરેસ્ટર ચંદ્ર. એમ તો અહીં ઘણાંય ફૉરેસ્ટર ચંદ્ર છે — વર્મન પણ, હુજૂર ઘણાં છે. રાયવર્મન પણ થોડા-ઘણા છે. પણ વાઘારુ વર્મન તો આ એકલો જ. તો હું જાઉં છું, હુજૂર. ગયાનાથને ખેતીકામ શીખવવા જાઉં છું, તમે કાલે સલાહ આપી દેજો — વાઘારુએ તેની જમીન ગયાનાથ જોતદારને આપી દીધી છે; હવે ગયાનાથ જ હળ-પતિ બની હળ ચલાવશે....'

'તો હું જાઉં છું, હુજૂર' વાઘારુ થોડાં ડગલાં જઈ ઊભો રહી જાય છે, 'હુજૂર, એક સિગારેટ પીને જઉં છું.' ડાબા કાન પરથી એક સિગારેટ કાઢી વાઘારુ હોઠમાં મૂકે છે. બળેલી સિગારેટનું ઠૂંઠું છે. જમણા કાનની પાછળથી દિવાસળીની સળી અને કાનની અંદરથી દિવાસળી સળગાવવા માટેની એક ગંધક લગાડેલી પટ્ટી બહાર કાઢે છે. પછી હોઠમાં દાબેલી સિગારેટવાળા અવાજે કહે છે, 'સાહેબ વિચારો છો કે હું દારૂ પીઉં છું. દેખો છો ને? કેવી ફસ્ કરતી સળી સળગાવું છું! વન-ટુ-થ્રી!' પહેલી વાર સળગી નહિ, બીજી વાર સળગી. જ્યોતને જલતી રાખવા તેના બે પંજાથી ઢાંકે છે. એ જલતી રહેતાં જ તેના મજબૂત પંજાથી ખેંચી રાખે છે — જાણે તૂટી જશે! પંજા પર ઢળેલા-નમેલા ચહેરામાં પેલા અંધકારમાં કોરાઈ જાય છે, અડગ દૃઢ મોંગોલ સ્થાપત્ય! સિગારેટ પકડી, સળી ફેંકી દઈ, નાક-મોં દ્વારા વાઘારુ જે બધો ધુમાડો કાઢે છે તેથી એમ લાગે છે કે સિગારેટ એક કસમાં જ પૂરી થઈ ગઈ છે. સિગારેટ નમાવી વાઘારુ ટીકી ટીકીને આગ જુએ છે.

## 15

## સર્વેપાર્ટીની યાત્રા

સુહાસને તરત સમજાઈ ગયું કે પેલા બધા જાગી ગયા છે અને તૈયાર થઈ

ગયા છે. પરંતુ આખી રાતની ઊંઘ જાણે તે વખતે જ એની આંખોને ઢાળી દે છે. તે પાસું ફેરવીને સૂઈ જાય છે. પરંતુ બાજુના ઓરડાનો અવાજ વળી વધારે વધી જાય છે. સવારના છથી કામ શરૂ થશે પેલી તિસ્તા નદીની પેલે પાર — ત્યાર પછી આપલચાંદના દક્ષિણ કિનારેથી ઉત્તર-પૂર્વ તરફ આગળ વધશે. ત્યાંથી બેત્રણ માઈલ ચાલવું પડશે. હમણાં જ જો ના ઊઠે તો મોડું થઈ જશે.

એ વાત વિચારતાં વિચારતાં જ બારણે ટકોરા પડે છે — 'સર.' વિનોદબાબુનો અવાજ છે.

'હૂં' કરીને સુહાસને ઊઠવું પડે છે. આંખો તો ખૂલી શકતી નથી એટલી બધી બળે છે. પરિણામે, પગ કોઈ પણ પ્રકારે સેન્ડલમાં નાખી શકાતા નથી. બારણું ખોલીને સુહાસ બહાર જુએ છે : તેના ઓરડાની સામે વરંડામાં એક મોટી ડોલમાં પાણી, બાજુમાં ટમ્બલર.

મોઢું ધોવાનું પૂરું થતાં થતાંમાં તો પ્રિયનાથ એક કપમાં ચા લાવી સુહાસના ટેબલ પર મૂકી દે છે. આ વખતે સુહાસ સમજી ગયો કે તેની પાર્ટીના બધા જ એકદમ તૈયાર થઈ ગયા છે, માત્ર તેની વારે વાર છે. તે હમણાં તૈયાર થઈ જશે, પણ પહેલે દિવસે જ પોતે બધાથી છેલ્લો તૈયાર થાય છે એ વિચારથી સુહાસને શરમ આવી. છતાં જેમ કોઈએ એને તગાદો કર્યો નહોતો તેમ વિનોદબાબુ કે અનાથ-પ્રિયનાથ કોઈ બહુ દોડાદોડ પણ કરતા નથી. તેઓ જાણે જાણે જ છે કે સુહાસને વાર થશે; અથવા સુહાસ જ્યારે બહાર આવશે ત્યારે જ કામ થશે — તેથી તેઓને કોઈ ઉતાવળ નથી.

ચા પીતાં પીતાં જ સુહાસ જલદીથી પાણી લઈ આવ્યો અને એણે દાઢી પર સાબુ ઘસવાનું શરૂ કર્યું. સુહાસ વિચારતો હતો કે બે ઘૂંટડા ચા પીતાં પીતાં જ બે લસરકામાં દાઢી કરી નાખશે. શરૂ પણ કરી ખરી, પણ મૂછ આગળ અટકી ગયો. જો મૂછ કરવામાં ઉતાવળ કરશે તો વળી વધારે સમય લાગશે. તેથી સુહાસ બ્લેડ ધીમેથી ચલાવવા ઇચ્છે છે. પણ જાણે આંગળી બરાબર રહેતી નથી. સુહાસે જલદી જલદી બ્લેડ ઉપાડી લીધી; અરીસામાં પોતાની મૂછ તરફ જોઈ વિચારવા લાગ્યો, રોજે જ આ મૂછ તેને બાળે છે અને બાળશે. અત્યારે તો તે કાઢી દઈ શકે. વિનોદબાબુ, પ્રિયનાથબાબુ અને અનાથબાબુ તો તે સમજી જશે. અને વળી બીજાઓએ તો તેને પહેલાં જોયો જ નથી. જ્યારે ઑફિસે પાછો ફરે ત્યારે .... એવો સુયોગ તો તેને બીજી વાર ના પણ મળે. આજ જ બધા મૂછવાળા હાકિમને જોઈ જશે. તો તો તે મૂછ કાઢી દઈ શકે નહિ. છેક સુધી સુહાસ બ્લેડ લઈ નીચેની લાઈન સીધી કરી દે છે. અને ઉપરના ભાગમાં તો બ્લેડને જરા ફેરવે જ છે. છતાં, ટેવવશ અરીસામાં જોઈ લેવાય છે. અને જુએ તો તો તે નાનાસરખા વાળને પણ ખેંચી લે. લાઈન જરા બરાબર કરી અરીસામાંથી જલદી જલદી આંખ ફેરવી લે છે. વિનોદબાબુ બારીમાં

આવી કહે છે, 'તમે તૈયાર થાવ; હું તો પેલાઓને લઈને આગળ જાઉં છું. જ્યોત્સનાબાબુ તમને લઈ જશે.'

'મારું તો બધું થઈ ગયું છે,' કહી ચાના કપમાંથી છેલ્લો ઘૂંટડો ભરી સુહાસ 'બાથરૂમ કઈ બાજુ છે?' એમ બોલી મુશ્કેલીમાં પડ્યો. કાલે સાંજે જ બે-એક વાર યાદ આવ્યું હતું પણ પૂછી શક્યો નહિ. વિનોદબાબુ બારી પાસેથી ખસી ગયા હતા; ત્યાંથી જ તે બોલ્યો, 'પાયખાનું છે? જોઉં છું —'

એનો અર્થ એ કે એ બધાં અંધારું હતું ત્યારે જ ઊઠી ખેતરમાં અથવા ઝાડઝાંખર પાછળ ક્યાંક જઈને કામ પતાવી આવ્યા છે. હવે સમય થઈ ગયો છે. ખેતરમાં જવાની સંભાવના નથી. તે ઉપરાંત, સુહાસ શું ખેતરમાં જઈ શકશે? એ બાબતે તો સુહાસ પહેલેથી જ અચોક્કસ છે હજુ પણ એ દ્વિધા ગઈ નથી; તે વિચારે છે, એ લોકોની જેમ પાછલી રાતે ઊઠીને કદાચ તેને માટે ખેતરે જવું શક્ય બન્યું હોત. પણ હવે બહાર નીકળ્યા પછી બપોરના બાર-એક વાગ્યા સુધી કામ છે. તૈયાર થયા વિના બહાર જઈને ય શું કરે? બપોરે પાછા આવીને પણ અહીં બાથરૂમ તૈયાર થઈ જવાની નથી. થોડી અવઢવમાં સુહાસ ઓરડામાંથી બહાર નીકળે છે. તેની બાથરૂમની વાત માટે આખી પાર્ટીને રવાના થવામાં મોડું થઈ જશે — એ પણ એને સારું લાગતું નથી. એ કરતાં તો વિનોદબાબુએ જે કહ્યું તે જ બરાબર છે — પ્રિયનાથબાબુ અને અનાથબાબુને લઈને વિનોદબાબુ જઈ પહોંચે; જ્યોત્સનાબાબુની સાથે તે કંઈ નહિ તો થોડો મોડો પહોંચશે. વરંડામાં કોઈને ના જોતાં સુહાસ દાદરને મથાળે આવી જુએ છે, તો કૂવાકાંઠાની પાસે વિનોદબાબુ અને પ્રિયનાથબાબુ ઊભા છે, અને જ્યોત્સનાબાબુ કોઈ એક માણસની સાથે કંઈક વાત કરે છે. સુહાસ કંઈ બોલે તે પહેલાં જ વિનોદબાબુએ કહ્યું, 'સર, પાયખાનું તો ગંદું થઈ ગયું છે; અંદર જંગલ જ થયું છે; હમણાં કહ્યું છે, સાફ કરી રાખશે. તમે —' વિનોદબાબુ વાત પૂરી કરી શક્યા નહિ. એટલી વારમાં જ્યોત્સનાબાબુ પેલા માણસ સાથે વાત પતાવી વિનોદબાબુની વાતના અનુસંધાનમાં જ સુહાસ તરફ જોઈ બોલ્યા, 'ગિરિજાબાબુની સાથે સંદેશો મોકલ્યો છે; આપણે પાછા ફરીશું તે પહેલાં જ બધું બરાબર કરાવી રાખશે.'

'હા, હા, ચલો; આપણે અહીંથી ઊપડી જઈએ; પછી જોયું જશે.' એમ કહીને સુહાસ ખમીસ-પેન્ટ પહેરવા ઓરડામાં જાય છે. જતાં જતાં વિચારે છે, જો ખેતરમાં જવાની જરૂર જ હોય તો તો તે કરતાં જ્યાં જઈએ છીએ ત્યાં જ વધારે સગવડ રહે. અલબત્ત, આખા ગામના લોકો ઊભા હશે અને સાહેબ ખેતરે જશે - તે કેવું લાગશે! સર્વે તો બપોરે બાર-એક સુધી ચાલશે. જોયું જશે. સુહાસ બહાર આવીને બોલે છે, 'ચલો, મોડું થયું, નહિ? ગિરિજાબાબુ કોણ?'

'અહીંની હાટ-કમિટીવાળા; પેલા જે કાલે તમને મળવા આવ્યા હતા તે. ના,

ના, મોડું શું થયું છે એમાં? જોતજોતામાં પહોંચી જઈશું.'

કાલે સાંજે સુહાસે જેમના નિમંત્રણને પાછું વાળ્યું હતું, આજ સવારે જ તેમની મદદની જરૂર ઊભી થઈ — એથી જાણે સુહાસને શરમ આવે છે. હવે વળી ભદ્રલોક સાંજે આવી બીજે કશે લઈ જવા ન ઇચ્છે, જ્યાં એટેચ્ડ... સામે જ તો ચાના બગીચા અને તેમનો ઇન્સ્પેક્શન બંગલો છે. સુહાસ ખેતરે જઈ શક્યો નહિ તેથી જાણે તેની નબળાઈ પકડાઈ ગઈ.

તેઓ પાકા રસ્તે પહોંચીને ઊભા હતા. પ્રિયનાથે પાછળથી આવી વિનોદબાબુના હાથમાં બે ચાવી મૂકી — તાળું વાસી દીધું હતું. ત્યાર પછી તેઓ દક્ષિણ દિશા તરફ ચાલે છે. સુહાસ કે. બી. નું (ખાનાપુરી કમ બુઝારત) કામ એકદમ તિસ્તાને કિનારેથી શરૂ કરે છે — બરાબર જ્યાં આપલચાંદ ફૉરેસ્ટની દક્ષિણ-પશ્ચિમ સીમા છે; ગાજોલડોબાનો ચાનો બગીચો છે. પશ્ચિમમાં તિસ્તા છે. ગાજોલડોબાની થોડી દક્ષિણેથી એક નાની નદી, ખાના, નીકળે છે અને દક્ષિણમાં જઈ તિસ્તાને મળે છે. ત્યાંથી જ '૬૮ની સાલનાં પૂરમાં તિસ્તાનાં વહેણ પ્રવેશ્યાં છે. ગાજોલડોબાના ચાના બગીચાનો અને ત્યાં આપલચાંદ ફૉરેસ્ટનો ઘણો બધો ભાગ એકદમ તણાઈ ગયો છે. પરિણામે ત્યાં મૅપિંગની વધારે ગરબડ છે. એટલે કે, અત્યારે તિસ્તા ક્યાં થઈને વહે છે, ભાઠું થયું છે કે નહિ, ગાજોલડોબાનું કેટલું નદીમાં અને કેટલું હાલ સ્થિર છે, '૬૮ના પૂર પછીનાં છેલ્લાં દસ-પંદર વર્ષોમાં અને તે પહેલાંના મૅપની સ્થિતિમાં ફેરફાર થયો છે કે નહિ, આપલચાંદની સધર્ન અને સાઉથ ઈસ્ટર્ન બૉર્ડર ક્યાંથી પકડાશે — એ બધાની થોડી ચર્ચા-વિચારણા કરવી પડશે. તે પછી આપલચાંદ ફૉરેસ્ટની ડાબી તરફ, ઉત્તરમાં રાખી તેઓ સીધા ધીરે ધીરે ઉત્તર-પશ્ચિમ મુખ ધરાવતા આનંદપુરના ચાના બગીચાની ખેતીલાયક લૅન્ડ સુધી પહોંચશે. ત્યાં મૅપિંગની ગરબડ ઓછી છે અને ફૉરેસ્ટ લૅન્ડના તો 'મૌજા' મૅપ વગેરે ડીપાર્ટમેન્ટમાંથી જ તૈયાર કરવામાં આવે છે; ચાના બગીચાઓનું પણ તેમ જ છે. તેથી ફૉરેસ્ટને ડાબે હાથે રાખી પેલી પટ્ટીનો સર્વે પૂરો કરી, પછીની વાર રાજાડાંગા થઈને પાછા ફરશે; એની નીચેની પટ્ટી પાસે થઈને દક્ષિણ-પશ્ચિમ દિશામાં તે એકદમ ખાલપાડ સુધી જશે. આ પ્લાનને અનુસરીને જ નોટિસ અને મૌજા-સર્ક્યુલર પહોંચાડવામાં આવ્યો છે.

પાકો રસ્તો છોડીને એ લોકો મેદાનમાં ઊતરે છે. બે ટેકરી પર ઢાળિયા પરથી જવાનું થયું છે એટલે એક લાઈન પણ થઈ ગઈ છે. સૌથી પહેલાં અનાથ છે - એના ખભા પર ફોલ્ડિંગ સર્વે ટેબલ છે. તેની ઘણી પાછળ પ્રિયનાથ છે — સાંકળ ભરેલો થેલો તેના જમણા ખભે છે, પણ ડાબા અને જમણા બન્ને હાથ વડે એને પકડી રાખ્યો છે. ભારના દબાણથી પ્રિયનાથનું માથું ડાબી તરફ વળેલું છે. તેની પાછળ જ્યોત્સનાબાબુ છે — તેને ખભે પણ લટકાવવાની બૅગ છે, અને હાથમાં પણ પોટલું છે. તેની પોતાની વસ્તુઓ બૅગમાં છે, અને હાથમાં લાલ કપડામાં બાંધેલો

'મૌજા'નો એક અંશ છે. તેની પાછળ સુહાસ છે. એના બન્ને હાથ ખાલી છે. પાછળ વિનોદબાબુ છે — તેમના હાથમાં પણ 'મૌજા' છે. એ લોકોએ સુહાસને કશું પણ લેવા માટે કહ્યું નથી; સુહાસે પણ કશું માગ્યું નથી. કારણ કે સુહાસને સમજાતું નથી કે એ લોકોમાંથી તે કોની પાસે માગી શકે. કેવળ 'મૌજા'ની એક-બે ચોપડી તે લઈ શકત. પણ એ લોકોએ પોટલાં એવી રીતે બાંધી દીધાં છે કે તે કંઈ માગી શકે એવું જ નથી. પણ સુહાસને પોતાને એટલું ખરાબ લાગે છે કે બીજાં ચાર જણ, અથવા કહો કે ત્રણ જણ, (કારણ કે જ્યોત્સનાબાબુ તો એની પાર્ટીના માણસ નથી.) જ્યારે બહુ ભારે ભારે વજન ઉપાડીને લઈ જાય છે ત્યારે તે એકલો તદ્દન ખાલી હાથે છે. જ્યોત્સનાબાબુને પણ કંઈ પણ ઊંચકવાની વાત નથી. પણ તે આ પાર્ટી સાથે છે અને પ્રાઈવેટ પ્રેક્ટિસ કરે છે એટલે તેમને આટલું ઊંચકવાનું આવે. એમાં કદાચ એમની પ્રેક્ટિસની પણ સુવિધા છે.

'જ્યોત્સનાબાબુ, મને તમારા ખભા પરની બૅગ આપો ને.' — પાછળથી સુહાસ બોલે છે.

તેની વાત પૂરી થાય તે પહેલાં જ જાણે જ્યોત્સનાબાબુ બોલી ઊઠ્યા, 'ના સર, ના સર, એ તો મારી બૅગ છે.'

નિરુપાયે સુહાસને ચૂપ જ રહેવું પડે છે — એક વાર માત્ર, તે પાછળ વિનોદબાબુ તરફ જુએ છે — બે હાથમાં મોટા મોટા 'મૌજા' લઈને ચાલે છે. સુહાસ એ 'મૌજા'ની સાઈઝ જોઈને સમજે છે, કે તેને માટે એ રીતે ઝુલાવીને લેવાનું શક્ય બનત નહિ — ખભા પર મૂકવું પડે. અને પોતાના 'મૌજા' પોતાના ખભે લઈ સર્વે-ઑફિસર હાજર થાય તો તેને પછી સર્વે કરવાનો રહે નહિ!

## 16

## ગયાનાથની હળ-પ્રેક્ટિસ

હળ સાથે બળદ જોડી ખેતરમાં ઊતરી વાઘારુ બહારથી જ ગયાનાથને બૂમ પાડે છે — 'અરે એ દેઉનિયા, ઊઠ ને હવે; સરસ પવન વાય છે.'

ગયાનાથ ઊઠીને પથારીમાં બેસી ખાંસી ખાય છે; ખાંસી ખાશે, પછી થોડી વાર હાંફશે, તે પછી ગયાનાથ ઊતરશે.

વાઘારુ ઘરમાં પેસી ગોખલામાં બીડી શોધે છે, પણ તેને તે મળતી નથી. બહાર આવીને જુએ છે કે 'ફટફટિયું' બહાર લાવી રાખી હમણાં આસિન્દિર જમાઈ ઊભો ઊભો સિગારેટ પીએ છે. 'અરે એ જમાઈબાબુ, સિગારેટ તો પિવડાવો એકાદ.' પોતાની સિગારેટનો એક લાંબો કસ લઈ આસિન્દિર હાથ લંબાવી તે સિગારેટ

વાઘારુને આપે છે. વાઘારુ સિગારેટ હાથમાં પકડી રાખી કસ ખેંચતો જાય છે. સિગારેટની નહીં, પણ આસિન્દિરની વાસ. 'જમાઈબાબુના શરીરમાંથી કંઈ પેટ્રોલની ખરાબ વાસ આવે છે અને આ બુઢ્ઢાના શરીરમાંથી કાદવની ગંધ આવે છે.'

'અરે, એય, કંઈ કહે છે તું?'

'કંઈ નહીં, કંઈ નહીં, ગંધની વાત છે,' વાઘારુ ખેતરની દિશા તરફ જોઈ અરધી સિગારેટને તર્જની અને મોટી આંગળીની વચ્ચે પકડી કસ ખેંચે છે. પણ તેની આંગળીઓ એટલી બધી જાડી ખરબચડી છે કે પેલી અરધી સિગારેટ લગભગ ઢંકાઈ જાય છે. વાઘારુ હોઠ ફુલાવે છે — તેના હોઠ જાડા નથી. ખેતરની વચ્ચે ઊભેલા સફેદ અને કાબરચીતરા બળદની જોડી ચારેબાજુ તાકી તાકીને જોઈ રહી છે — દરેક બાજુ ઘણી વધારે વાર સુધી તાકી રહે છે.

ગયાનાથ હળ ચલાવશે માટે જ બે બે બળદ જોડવામાં આવ્યા છે, બળદ જ ખેંચશે, બુઢ્ઢો તો પકડી રાખશે. સર્વે કરનાર આ સાહેબ કદાચ નક્સલાઈટ વિચારણાવાળા છે. જે ખેડૂત પોતાની ખેડ કરેલી જમીન બતાવશે તો ત્યારે કદાચ એ કહેશે : હળ ચલાવો, હળ ચલાવો, અને પછી કદાચ બે હાથ જોવા પણ માગે, હાથ પોચા છે કે કઠણ, ખરબચડા છે કે ખરબચડા નથી, શરીર પર હાથ ફેરવીને બાવળિયાના કાંટા વાગે છે કે નહીં, અને જે હળ ચલાવી શકશે નહીં તેને સાહેબ કેન્સલ કરી દેશે — ભાગિયાના નામે જમીન રેકૉર્ડ કરી દેશે.

તેથી તો ગયાનાથ ખેડ કરતાં શીખે છે. આપલચાંદ ફૉરેસ્ટની પાસે, ફૉરેસ્ટની જમીનની સાથે તેની ખેતરાઉ જમીન છે. પોતાની ખેડની જ. ત્યાં ક્યારેક વાઘારુ ખેતી કરે. એ જમીનને પોતે ખેડે છે એવો રેકૉર્ડ કરાવવાને વખતે સાહેબ જો ગયાનાથને હળ ચલાવી બતાવવાનું કહે કે તે ખરેખર હળ ચલાવે છે કે નહીં! ગયાનાથના હાથ એટલા નરમ પણ નથી અને એટલા સુંવાળા પણ નથી. પણ હળ તો બળદ ખેંચશે. બળદ તો ઓળખે છે વાઘારુને. બળદને તો કંઈ એવી ખબર નથી કે કોણ ખેડમાં કુશળ છે, કોણ હળ-ખેડુ છે, અને કોણ સાહેબ છે. અંતે, સાહેબ જો તેને જમીન પર ઉતારે, ત્યારે જો બળદ તેની વાત ના સાંભળે તો? તેથી ગયાનાથ વાઘારુને કહે છે, 'વાઘારુ, બળદ મને ઓળખે એવું કંઈ કરી દે; મારો અવાજ એ ઓળખે એવું કંઈ કરી દે.'

આસિન્દિર કહે છે, 'એય વાઘારુ, તારા બુઢ્ઢાનું મગજ કંઈ ફરી તો નથી ગયું ને? એને હળ ડ્રાઈવ કરવાનું મન થયું છે? વાઘારુ આ વાતનો જવાબ આપવા પાછો ફરી જોતો નથી. તે ખેતર તરફ, બળદ તરફ થોડી વાર જોઈ રહે છે. પછી કહે છે, 'કોણ જાણે છે? કાલિહાટમાંથી સાંભળ્યું છે કે સાહેબ કદાચ હાથ દબાવી જોશે, શરીર દબાવી જોશે, માથું દબાવી જોશે.'—

વાત પૂરી થાય તે પહેલાં જ આસિન્દિર જોરથી હસી પડે છે; આ ભળભાંખળા

વખતે એ બહુ મોટો અવાજ લાગે છે; 'પણ તારા આ બળદને તો એક જ પ્રકારની સમજણ છે; સૅટલમૅન્ટના સાહેબ શું તેની સાથે લગન કરવાના છે? કન્યાના શરીરને દબાવી જોશે, ગાલ દબાવી જોશે?' પછી આસિન્દિરને કંઈક યાદ આવ્યું હોય તેમ તે હા-હા કરતો હસી પડીને ગયાનાથ તરફ ઈશારો કરી કહે છે, 'જો આ બુઢ્ઢાના ગાલ દબાવશે તો જીભડી બહાર નીકળી જશે, અને શરીર દબાવશે તો હાડકાં તડતડ કરતાં તૂટી જશે.'

બારણું ખોલીને ગયાનાથ બહાર આવે છે અને ચાખડી ખટ્ખટ્ કરતો કૂવાકાંઠા તરફ જાય છે; તેના શરીર પર ધોતીની ગાંઠ છે. મોં-આંખ પર પાણી છાંટી ફરીથી ઝડપથી ખટ્ખટ્ કરતો પાછો આવે છે, ઘરમાં જઈ શરીર પર ગંજી પહેરી, ધોતી ઢીંચણ ઉપર ચઢાવી, પગમાં ચાખડી રાખી જાણે તૈયાર થઈને બહાર આવે છે. આસિન્દિર ટીકી ટીકીને જોઈ રહે છે. બુઢ્ઢો જ્યારે બારણા પાસે ચાખડી કાઢી આંગણામાં ઊતરે છે, ત્યારે આસિન્દિર કહે છે : 'તમારું કામ શું આ ખેતરમાં જવાનું છે? છોડી દો આ વાત. વકીલબાબુને બોલાવી મંગાવો; અહીંનો જે કાયદો છે તે પ્રમાણે જે કરવાનું છે તે તે કરશે; તમે હવે હળ ચલાવવા જવાના છો?'

ગયાનાથ હસીને જવાબ આપે છે, 'અરે, કેમ રે બાબુ, ખેડૂતના જમાઈ થવાના વિચારે શરમ આવે છે?' પછી ખેતર તરફ જલદી ઊતરતાં ઊતરતાં કહે છે, 'અરે વાઘારુ, ચલ ને હવે.'

આસિન્દિર પણ પાછળ પાછળ જાય છે, પણ ખેતરમાં નીચે ઊતરતો નથી. ઉપરથી જ કહે છે, 'તમારી બુદ્ધિને શું થયું છે? સાહેબ શું તમને ડ્રાઈવિંગ લાયસન્સ આપવાના છે કે શું?'

'અરે, કાલે હાટમાં સાંભળ્યું છે કે આ સાલના સર્વે-સાહેબ નક્સલાઈટ વિચારણાવાળા છે. હાથ દબાવી જોશે, શરીર પણ દબાવી જોશે.'

'અરે તમારું મગજ ફરી ગયું છે કે શું? સૅટલમૅન્ટના સાહેબ આવીને શું તમારા હાથ જોઈ જમીન રેકૉર્ડ કરશે? આ બધું તમારું કામ છે? છોડી દો, છોડી દો. હું જ જઉં છું કૅમ્પમાં, અને જોઉં છું કે શું છે.'

'અરે બાપ રે, તેં તો તારા જીવનમાં એકેય સૅટલમૅન્ટ જોઈ નથી, બાપ. જ્યાંનો જે નિયમ, તે પાળે જ છુટકો. ચોપડા પણ ખરા, અને વળી આ પરેકટિસ પણ ખરી.'

'શેની પ્રેક્ટિસ?'

'અરે આ હળ હાંકવાની. જો મને આજે હળ હાંકવાનું કહે તો?'

'તમને વળી કોણ હળ હાંકવાનું કહેશે?'

'આ ફૉરેસ્ટરની જમીન પર —'

'તો તમે ચાલી જાવ ને કંઈ; હું જ પ્રેક્ટિસ કરું છું. જો સાહેબ પૂછે તો તમારે

કહેવાનું, હું બુઢ્ઢો થયો છું, એટલે મારો જમાઈ હળ ચલાવી આપે છે.' — આસિન્દિર ઊભો રહે છે.

'અરે બાબુ, શું કામ ઊભા રહો છો?' એમ કહી ગયાનાથ જલદી જલદી જઈને બળદની પાછળ હળ જોડે છે.

આસિન્દિર બૂમ પાડી ઊઠે છે, 'હે બાપા, મને આપી દો ને, હું ખેડ કરું છું.'

ગયાનાથ એક વાર હટ્ અવાજ કરે છે. બન્ને બળદ પૂંછડી હલાવે છે; મોં પણ થોડું ફેરવે છે, પણ જરાય હાલતા નથી. 'હટ્' કહી ફરી એક વાર ગયાનાથ સાદ દે છે, પણ બળદ તો હાલતા જ નથી. વાઘારુ બાજુમાં રહ્યો રહ્યો જીભથી બે ડચકારા કરે છે અને બન્ને બળદ અવાજ થતાં જ પગલાં ભરતાં આગળ જાય છે.

આસિન્દિર બૂમ પાડી ઊઠે છે, 'અરે બાપા,, તમે તો મને જ આપી દો, છોડી દો. હું જઉં છું, મને આપો.'

ગયાનાથ આ વખતે ધમકાવતો હોય એમ કહે છે, 'અરે એય, ચૂપ મરે છે કે નહિ, બકરીના બચ્ચા. તારી વાત સાંભળી મારી જમીન આજે શું ખર્ચા કરવા માટે ધરી દઉં?'

## 17

# હળ, બળદ અને મોટર-સાઇકલ

આપલચાંદ ફૉરેસ્ટને અડીને આવેલી જમીનને માટે આ બધો ઝમેલો છે. ફૉરેસ્ટ સાથે એ જમીન એવી અડેલી છે કે જોતાં જ લાગે કે આ જમીન ફૉરેસ્ટની જ છે, પણ કોઈએ ખેતી કરી પાક લીધો છે. એ જમીન ફૉરેસ્ટનો જ એક ભાગ હતો — ગયાનાથના પિતા પદ્મનાથ, પદ્મનાથના પિતા ભદ્રનાથના સમય દરમ્યાન. ભદ્રનાથનું મૂળ નામ ભાદઈ રાય હતું. તેના સમયથી જ એ લોકો ભદ્ર અને નાથ થયા છે. પછીથી, એટલે કે આજથી પચાસ વર્ષ પહેલાં સેટલમેન્ટ વખતે દાગ નંબરમાં જ ફૉરેસ્ટની ખાસ જમીન પણ આવી જાય છે. એવું થયું જ હોય એમ નથી; ના પણ થયું હોય. પણ થઈ ગયા પછી તેમની પોતાની જમીન જે કારણે ફૉરેસ્ટની જમીનમાં પેસી ગઈ છે અને એ ભૂલ જ થઈ છે એમ ભદ્રનાથ રાય, પદ્મનાથ રાય અને ગયાનાથ રાય — એ ત્રણ પેઢી ધ્યાનપૂર્વક જોતી આવી છે, તે દિવસોમાં જમીનની સંભાળ ખેડનાર કે ભાગે ખેડનાર ભાગિયા રાખતા નહિ. પરિણામે બધા જાણતા કે ભાદઈ રાયની જમીન જ ફૉરેસ્ટ ડીપાર્ટમેન્ટે પડાવી લીધી છે, પણ ભાદઈ રાયની જમીનનો ભાગ ભાદઈ રાયનો જ છે, અને ફૉરેસ્ટ ડીપાર્ટમેન્ટના લોકો પણ ક્યારેય ખેડેલી જમીનમાં શાલનાં વૃક્ષો રોપવા ગયા નથી, અથવા તો એ લોકો વૃક્ષો ના

રોપે એવું ભદ્રનાથ, પદ્મનાથ, ગયાનાથ — ત્રણે પેઢી ધ્યાન રાખતી આવી છે. પરિણામે ફૉરેસ્ટની ઘણી બધી જમીનને પણ ગયાનાથ પોતાની જ જમીન કરી ખેતી કરે છે.

પણ આ વખતે કોઈ મુશ્કેલી આવે. હવે બધા હળખેડુ અને ભાગિયા જમીન વિશે જાણે છે; માપ વગેરે પણ જાણે છે. તદુપરાંત આ જમીનની જોડેની આનંદપુરની વેસ્ટ જમીન પર રાધાવલ્લભના દળની ભારે દખલ છે. તેઓ વકીલ-મુખતિયારને બોલાવે છે, નકશો જોઈ શકે છે, જમીનના પ્લોટનો કયો નંબર ક્યાં થઈને જાય છે તે પણ કહી દઈ શકે છે. તે લોકો જો હવે જમીનમોજણીની સુવિધાને કારણે 'ઇનક્લિાબ' બોલી એકદમ ઝંડો લહેરાવી દે તો? એટલે ગયાનાથ કોઈ ઝમેલો ઊભો જ નહીં કરે. જો તેને પોતાને તેની જમીન પર હળ ચલાવી બતાવવાનું આવશે તો તે તે પણ કરી બતાવશે.

ગયાનાથ જમીનની દક્ષિણેથી સીધો તેના ઘર તરફ આવ્યો હતો — હળ જોડી જમીન પર લાકડી વડે ખોદેલું હોય તેમ એક સીધી લાઈન બનાવતો બનાવતો. આસિન્દિર તેની મોટરસાઇકલના સ્ટાર્ટરને કિક મારવાને બદલે કાન સરવા કરી જાણે ઊભો રહી જાય છે. ગયાનાથ બૂમ પાડી ધમકાવી દે છે, 'એ-ય સાલા, જમાઈ, ફટફટિયું બંધ કર.' આવી બૂમ પાડતાં ગયાનાથનો અવાજ જંગલના કૂકડા જેવો નીકળે છે. આસિન્દિર પગ નીચે ઉતારી હે-હે કરતો હસે છે. 'પાછા આવી જાવ છો કે નહીં! આવી જાવ, નહીં તો હું તમને પાડી નાંખીશ — એ...બાપા.' ગયાનાથ પોતાના ઘરને પાછળ રાખી ડાબી બાજુ વળે છે. પાછળથી તેની દીકરી બૂમ મારે છે, 'બાબા—, ચા લાવું છું.'

જ્યારે ગયાનાથ જમીનને છેડે ગયો છે ત્યારે આસિન્દિર મોટર-સાઇકલને સ્ટાર્ટ કરી એક્સિલરેટર પૂરેપૂરું ફેરવી દે છે. ભોં ભોં અવાજથી કાન અને પૂંછડી ઊભાં કરી બે બળદ બે બાજુ દોડવા લાગ્યા. ગયાનાથને હળની ચકલી ખોલવા જેટલોય સમય મળ્યો નહીં; તે જમીન પર ઊંધો થઈને પડ્યો. કાંધ પર ધૂંસરી અને પાછળ હળ લઈને બે બળદ બે બાજુ દોડવા જતાં જ ઊભા રહી જાય છે. ડાબી તરફના કાબરચીતરા બળદનો પગ લંગડાતો હતો. જમણી બાજુનો ધોળો બળદ આંચકાભર્યા ખેંચાણે પાસેની કિનારાની જમીન તરફ દોડે છે તેથી હળ એક ઝાટકે તેના શરીર પર પડે છે. અને કાબરચીતરો બળદ પાછો ફરી દોડવા જતાં પહેલાં રસ્સીમાં ફસાય છે, અને પછી ધોળા બળદના વિરુદ્ધ ખેંચાણથી. ધૂંસરી રસ્સી-ફસ્સી બધુંય લઈને ધબાક્ કરતો માટી પર પડે છે. ધૂંસરી સાથે બાંધેલું તેનું ગળું મચડાય છે. કાબરચીતરો બળદ પડી જવાના આંચકાના ખેંચાણથી ધોળા બળદના પાછળના બે પગ સામેની ઊંચી જમીનની ધાર પરથી ખસી જાય છે. ત્યારે બળદ આગળના બે પગ વડે માટી ખોદી ખોદીને ઊભો થવા જાય છે.

ગયાનાથને પડતો જોઈ વાઘારુ ગયાનાથ તરફ એક ડગલું મૂકી પાછો ફરી, 'હે-ઈ હે-ઈ' કહી બે બળદને પકડવા દોડે છે. બે બળદ પડી ના ગયા હોત તો તે પકડી શકત કે કેમ તેમાં સંદેહ છે! વાઘારુ જઈને આગલી ધૂંસરીની રસ્સી ખેંચી બહાર લાવી કાબરચીતરા બળદ તરફ ઢીલ મૂકે છે. અને બળદ ઊભો થઈ ઊઠીને કાન પટ્પટ્ કરી આ બાજુ-પેલી બાજુ જોઈ જાણે પેલો અવાજ ક્યાંથી આવ્યો તેને શોધે છે.

કાબરચીતરો બળદ છુટ્ટો થતાં જ ધોળો બળદ ધૂંસરીને ખેંચતો ખેંચતો ઉપરની જમીનની ધાર પરથી આગળના બે પગ ઊંચકી ઊભો થાય છે. પાછળ ધૂંસરી અને ભાર લઈને તે ઝટ્ લઈને ઊભો થઈ શકતો નથી. વાઘારુ દોડી જઈ તેની રસ્સી પકડી લે છે. પછી બંને લાંબી રસ્સી ધૂંસરીમાંથી છૂટી કરવાનું શરૂ કરે છે.

તે દરમિયાન ગયાનાથ ભાંખડિયું ભરી જમીન પરથી ઊઠી ઊભો થાય છે. તેના કપાળ-નાક-મોં, ગંજી-ઘૂંટણ-કપડાં બધાં પર કાદવ કાદવ છે. ગયાનાથ ઊભો થઈને પોતાને ય જોતો નથી, તેમ જ બળદોને ય જોતો નથી. તેણે જ્યાં હળ ચલાવ્યું હતું તેની જ એ ખોબલો માટી ઉપાડી નાના ગોળા જેવું કરી તે તેના ઘર તરફ ફેંકે છે. તે તેની સામે જ સર્સર્ કરતી સરી જાય છે. ત્યારે ગયાનાથ, 'સાલો જમાઈ,...' એમ બોલી ઘર તરફ દોડવાનું શરૂ કરે છે. આસિન્દિરે એક્સિલરેટર એક વાર ફેરવીને જ બંધ કરી દીધું હતું. અને તેના હસવાના અવાજથી ગયાનાથની વહુ અને દીકરી દોડતા આવી ઊભા રહી ગયા છે. ત્યારે પણ ગયાનાથ માટી પર જ પડેલો છે. ત્રણ જણ ભેગાં થઈને જે હસ્યાં કરે છે તે ગયાનાથ ઊઠીને ઊભો થાય છે તે પછી પણ અટકતું નથી. ગયાનાથે માટીના ગોળા ફેંક્યા પછી તો હસવાનું વધી જાય છે. અને ગયાનાથ તેમની તરફ દોડવાનું શરૂ કરતાં જ એ ત્રણે જણાં માટીનાં ઢેફાંનો માર ખાતી મરઘીની જેમ જુદી જુદી તરફ નાસી જાય છે. આટલું દોડવાથી અને ઘર તરફનો ઢાળ ચઢવાથી ગયાનાથ હાંફી ગયો હતો. તે પહોંચતાં જ મોટર-સાઈકલને એક લાત મારે છે. મોટર-સાઈકલ જરા પણ હાલતી નથી. તેનાં પૈડાં પાસે એક લાકડીનો ટુકડો પડ્યો હતો તે ઉપાડી મોટર-સાઈકલ પર મારે છે 'હેઈ, શું કરવા માંડ્યું છે?' ગયાનાથની વહુ આવીને ઊભી રહે છે, 'ચા ઠંડી પડવા આવી છે, પી લો ને.' એ સાંભળી ગયાનાથની દીકરી પણ ઘરમાંથી બહાર આવી, 'બાબા, તમને કોણે કહ્યું છે હળ હાંકવાનું?'

'તારા બાપે કહ્યું છે. ક્યાં ગયો પેલો શિયાળનો બેટો, સાલો, બકરીનો બચ્ચો?'

એ સાંભળી ગયાનાથની વહુ મોઢે છેડો દબાવી દે છે. અને બરાબર પાછળ ઘરની નીચે, ખેતરની પાસેથી આસિન્દિર હાથ જોડી બૂમ પાડે છે, 'હે બાપા, મને માફ કરી દો ને, મને માફ કરી દો ને, બાપા,' પણ બોલતાં જ હસી પડાય છે. આસિન્દિરનો અવાજ સાંભળી ગયાનાથ પાછો ફરી જંગલી કૂકડા જેવો અવાજ કરી

ઊઠે છે, 'સાલો, હું હળ હાંકું છું, અને તું ફટ્ફટ્ કરે છે. સાલા.'

'માફ કરો ને બાપ; મારી વાત કેમ સાંભળી નહિ? મેં તો તમને વૉર્નિંગ આપી.' થોડે દૂરથી જ આસિન્દિર હાથ જોડે છે.

'સા-લો, તારી વૉર્નિંગને મારો લાત.' ચાનો કપ લઈ દીકરી આવી ગયાનાથની સામે ઊભી રહે છે — હોઠ પર છેડો દબાવી દઈને અને આસિન્દિરની ઊલટી દિશામાં જોઈને. ચાનો કપ ગયાનાથ જેવો હાથમાં લે છે કે દીકરી વરંડામાં લાકડાની બેઠક મૂકી કહે છે, 'બેસીને ચા પીઓને બાપા.' તે દરમ્યાન ગયાનાથે એક ઘૂંટડો ભર્યો છે.

બેઠક પર બેસીને તે ગુસ્સાનો છેલ્લો ભાગ ભેળવીને ચિત્કાર કરે છે, 'સાલો, બકરીનો બચ્ચો, જા હવે, તું જ હળ હાથમાં લે, હું મોજણી કરનારા પાસે જવાનો નથી; તારે જ હળ ચલાવવું પડશે.'

## 18

## આસિન્દિરનું હળ હાંકવું

આ રીતે આસિન્દિર જાણે બચી જાય છે. તે 'હું જઉં છું બાપ, જઉં છું, મારે તો જવાની ઇચ્છા છે જ.' કહેતો તે સીધો ખેતર તરફ દોડે છે, જ્યાં વાઘારુ હળ લઈને ઊભો છે. તેનું આ દોડીને જવાનું જોતાં જોતાં ગયાનાથ ધોતિયાનો છેડો ખોલી મોંનો કાદવ લૂછે છે. ત્યાર પછી ચાનો ઘૂંટડો ભરે છે. ગયાનાથની વહુ અને દીકરી આવી તેની પાછળ ઊભા રહી ટીકી ટીકીને જુએ છે કે આસિન્દિરે વાઘારુના હાથમાંથી રાશ વગેરે લઈ લીધું, અને વાઘારુ બે બળદની કાંધે ધૂંસરી જોતરે છે. મુંજરો બળદ ખસવા ઇચ્છતો નથી. વાઘારુ તેના ગળે, ડોકે હાથ ફેરવી નિર્ભય કરી પેલા ધોળા બળદ પાસે આવી ઊભો રહે છે. જાણે હમણાં ક્યાંકથી મોટરસાઇકલનો અવાજ આવશે — એવા ભાવથી જમણો બળદ ડાબી તરફ વારેવારે માથું ફેરવીને ગયાનાથના ઘર તરફ જોતો રહે છે. ધૂંસરી જોતરાઈ ગયા પછી આસિન્દિર વાઘારુના હાથમાંથી રાશ ખેંચી લઈ હળની ચકલી દબાવી રાખે છે. તે પછી કહે છે, 'અલ્યા, સ્ટાર્ટ કરું છું, હે વાઘારુ.'

'હે જમાઈ, આડુંઅવળું ના કર; બળદને ડર લાગે છે.' કહી વાઘારુ કશી રાહ જોયા વિના જીભ વડે ડચકારા કરી ખૂબ ધીમો અવાજ કાઢે છે.

બે બળદ હાલતા નથી. પણ અવાજ સાંભળતાં જમણો બળદ જાણે મોં વધારે ફેરવે છે. ત્યારે વાઘારુ ધીમેથી થોડી થોડી વારે બબ્બે વાર 'ટ...ટ્ર..ર' 'ટ....ટ્ર...ર' અવાજ કરી સામે જઈ બન્ને બળદનાં શીંગડાંની વચ્ચે હાથ રાખી થોડું પંપાળે છે.

બન્ને બળદ ડોક ઊંચી કરે છે. ગળાની ગોદડીને થોડાં ગલગલિયાં કરી વાઘારુ કહે છે, 'દો ને જમાઈ, સ્ટાર્ટ દો ને.'

આસિન્દિર ધ્યાનપૂર્વક હંકારે છે, અને બન્ને બળદ ચાલવાનું શરૂ કરે છે. હળની ચકલી તેના હાથમાં મજબૂત રીતે પકડી છે અને હળની કોશ માટીમાં નાખી ખોદતો જાય છે. બહુ મોટાં મોટાં માટીનાં પોપડાં ઊખડીને બે બાજુ પડતાં જાય છે. થોડી વારમાં જ બન્ને બળદ સમજી જાય છે કે તેઓ બહુ મજબૂત એવા બે સમર્થ હાથમાં છે. ધૂંસરી પર એકસરખું ખેંચાણ આવે છે. બન્ને બળદની ડોક ધીરે ધીરે સીધી થાય છે અને આસિન્દિર તેના ડચકારાના અવાજથી બન્ને બળદની ગતિ વધારે છે. જેણે કોઈ દિવસ હળ પકડ્યું પણ નથી તેના માંસલ શક્ત સમર્થ શરીરમાં આ અચાનક હળ ચલાવવાથી જાણે એક રીતે શારીરિક આરામ જ મળે છે — પરસેવાનું વિમોચન કરવાનો આરામ. ટેવ નથી એટલે આસિન્દિરના હાથનો દબાવ એકસરખો રહેતો નથી, કોઈક વાર ઓછો, કોઈક વાર વધારે થઈ જાય છે. ત્યારે હળ પણ કૂદે છે, ધૂંસરી પણ કૂદે છે, બળદ પણ થોડો આંચકો ખાય છે. પણ એ તો ફક્ત બે-એક વાર. તેની ધોતી અને ગંજીમાં આસિન્દિર આ ધરતી સાથે જોડાયેલો હોય એવું લાગતું નથી; તેને પણ થાય છે કે તે શોખનું હળ ચલાવે છે. પણ જોતજોતામાં તો તેની હળખેડથી ઊંડા ચાસ પડતા જાય છે, અને હળની કોશની બે બાજુ કાળી કાળી પોચી માટી ઝર્ઝર્ કરતી ઊખડી જાય છે — તેથી તેના શરીરનાં જોર અને તેની યોગ્યતાના પ્રમાણમાં હળ હાંકવાનો વિષય જ બદલાઈ ગયો. દૂરની દિશા તરફ જોતાં લાગે છે કે હજુ ધુમ્મસ ઘણું ગાઢ છે. નજર સમક્ષનું ધુમ્મસ વીખરાઈ રહ્યું છે. સામેના વાંસનાં વૃક્ષોની ટોચ પર કરોળિયાના જાળાં જેવું ધુમ્મસનું જાળું છે. ચારપાંચ માણસો ફૉરેસ્ટની પાસે થઈને આવી રહ્યા છે. બેએક જણના માથા પર એક એક પોટલું છે. દિગન્ત પર્યન્ત અહીંથી ઓળખાય છે — એટલે સુધી કે આકાશની રેખા પણ! વાઘારુને એક નજર નાંખી આ દૃશ્યને રોકી રાખવું છે. 'હે જમાઈ, જુએ છે ને?' — આસિન્દિરને વાઘારુ બૂમ પાડે છે. આસિન્દિર હળ છોડી આવતાં તે તેને બતાવે છે, 'જુએ છે ને?' એક નજર નાખી જોતાં આસિન્દિર દોડીને ખેતરમાંથી જ ગયાનાથને કહે છે, 'હે બાપા, તમારી સર્વે પાર્ટી તો જાય છે એ સર્વેની જગ્યાએ.' વાઘારુ જઈને હળની રાશ પકડી લે છે. 'હાં..' કહી ગયાનાથ કૂદી પડે છે, 'વાઘારુ...ઉ..' વાઘારુ ખેતરમાંથી જ જુએ છે. 'પેલી ચેર લઈને દોડતો જા સર્વેની જગ્યાએ, જા, દોડતો જા,' કહી ગયાનાથ દોડીને કૂવાકાંઠે પહોંચે છે. આસિન્દિર જલ્દી જલ્દી જઈ વાઘારુના હાથમાંથી રાશ વગેરે લઈ લઈ કહે છે, 'કોઈને જલદી મોકલી દે, અને ચેર લઈને તું જા.'

વાઘારુ દોડતો દોડતો મુખ્ય ઘરમાં થઈ પાછળના ગોવાળના ઘરે જઈને બૂમ પાડે છે, 'હે...ઈ ભોચકુ, જા ને, પેલા બે બળદને લઈ આવ ને.' ત્યાર પછી ફરીથી

દોડતો પાછો આવી જુએ છે તો ગયાનાથની દીકરી ચેરમાં બેઠી છે, 'ઊઠો ને, ઊઠો ને.' ગયાનાથની દીકરી કૂદકો ભરી ઊઠે છે. ચેર ઊલટી કરી માથા પર મૂકી વાઘારુ સીધો પશ્ચિમ દિશાએ — ઊતરી જાય છે. આ દિશાએથી એક ટૂંકો રસ્તો જાય છે. અત્યારે તેણે માત્ર ટૂંકી પોતડી પહેરેલી છે; આખા શરીર પર બીજું એક પણ કાપડનું ચીંથરુંય નથી; માથા પર ઊલટી કરેલી ચેર છે, જેના પાયા ઉપરની તરફ ઊંચા થયેલા છે. વાઘારુ ખૂબ જલદી જલદી દોડે છે, આ શેઢે, પેલા શેઢે થઈને તેણે સર્વે પાર્ટીની પહેલાં પહોંચવું જ પડે. ચેર કોઈ ઝાડ નીચે ઠીકઠાક કરીને રાખશે, હાકિમ તેના પર બેસશે. અને હાકિમ જો આગળ જશે તો બેસશે ક્યાં? હાકિમ છે, ને ચેર નથી — આવી અસંભવિત બાબતને દૂર કરવાનો ભાર લઈ વાઘારુ તેને અતિ પરિચિત આ ખેતર-મેદાન, વન-વગડે થઈ, ટૂંકાથી ય વધુ ટૂંકા રસ્તે દોડે જાય છે.

ગયાનાથ પહેરણ પહેરી આવતાં ત્યાંથી જ બૂમ પાડે છે, 'હે જમાઈ, ફટફટિયું આંગણામાંથી બહાર કાઢ; લેટ થઈ રહ્યું છે; મને ત્યાં મૂકી જા.' આસિન્દિર ભોચકુને દોડતો આવતો જોઈ બન્ને બળદને છોડી લૂંગી-ગંજીમાં જ મોટર-સાઇકલને ધક્કા મારી મારી આંગણામાંથી બહાર લઈ જાય છે — ખેતરના મોટા શેઢે. ગયાનાથ ઘરમાંથી અમેરિકન કપડા વડે બાંધેલી એક પોટલી ચટઈની બૅગમાં મૂકતો મૂકતો બહાર આવે છે. તે હાથ લંબાવીને આગળ ધરે છે; આસિન્દિર ટૅંક પર રાખે છે. ગયાનાથ પાછળ બેસી જાય છે. ગયાનાથની વહુ અને દીકરી જલદીથી બહાર આવે છે, પણ તેની પહેલાં જ મોટરસાઇકલને સ્ટાર્ટ કરવાનો અવાજ આવે છે. તેઓ ખેતરના મોટા શેઢે થઈ હૂ...સ કરતાં બહાર નીકળી જાય છે.

## 19

## વનને માર્ગે આકાશ-પવન

સુહાસને આગળ જ્યોત્સનાબાબુના પ્રાઈવેટ અને પબ્લિક બોજાનો ભાર જોવાનો છે અને પાછળ વિનોદબાબુની વધતી જતી હાંફ સાંભળવાની છે. પ્રિયનાથ અને અનાથ તેમની કાંધ પર આથીયે વધારે બોજ ઊંચકી ઘણા આગળ નીકળી ગયા છે — તેઓનું ટેબલ અને સાંકળવાળી બૅગ ઝૂલતી ઝૂલતી આગળ જાય છે — જાણે કે એ ભારના વજનથી જ તેમના પગની ગતિ પણ વધે છે.

ભાદરવા મહિનાનો અંતિમ સમય છે. વર્ષાનું એકદમ મધ્યપર્વ છે. જોકે આ સવારે વરસાદ નથી, વાદળાં પણ નથી. પરિણામે તડકાને કારણે તાપ વધે છે. આ સવારને સમયે પણ. એ કંઈ જલદી જલદી ચાલવાને કારણે લાગે છે એવું જ નથી; આટલી સવારના આ ગાઢ તડકાની તીવ્રતાને કારણે પણ એમ થાય છે. તેનો કોઈ

ઉપાય નથી.

અહીં આ વૃષ્ટિહીન, મેઘહીન વહેલી સવારે જાણે કોઈના મનમાં એવું થાય કે આ સાલનો વરસાદ હવે પૂરો થયો. મેદાનોનું ઘાસ, ખેતર, ફૉરેસ્ટ અને ચાના બગીચાનાં છોડ-વનસ્પતિ, ઝાડઝાંખરાંનાં ઝુંડ, વૃક્ષોનો રંગ એકદમ મોટા કોઠાના પાંદડાની માફક ઘેરો લીલો છે. ઝાડી અને નજીક નજીક વીંટળાયેલી બધી જંગલી છોડ-વનસ્પતિ વરસાદના પાણીમાં એટલાં બધાં પાણીથી ફૂલીને ભારે થયાં છે કે હવે ઊભાં રહી શકતાં નથી; પોતાના ભારથી પોતે જ માટી પર ઢગલો થઈને નમી પડ્યાં છે — જાણે એ બધાં માટીની અંદરના પાણીમાંથી ફેણાકાર થઈ ઊઠ્યાં છે. પણ અત્યારે, આ સવારના તડકામાં પેલાં બધાં ઝાડ-ઝાંખરની ઉપર થઈને પણ વધારાનું પાણી ભરાતું જાય છે. આગળ એક ફૉરેસ્ટ શરૂ થાય છે. થોડી ઊંચાઈ પર. આ નીચાઈએથી ફૉરેસ્ટની ઉપર જળબિંદુઓના બાષ્પીભવનનો ધુમાડો દેખાય છે — ફૉરેસ્ટની અંદરથી માથામાંથી ધગધગતી આગના ધુમાડાની જેમ, જાણે પાતળાં વાદળાં વહી જાય છે કોનાકનિ — ઓદલાવાડિની દિશામાં — તેનો અર્થ એ કે પવન અત્યારે પૂર્વ દિશામાંથી જ વહે છે — કયું ફૉરેસ્ટ છે આ! એ જ નામનો એક ચાનો બગીચો પણ છે. કંઈ નહિ તો સર્કલ મૅપ તો સુહાસ સાથે રાખી શક્યો હોત. ‘કયું ફૉરેસ્ટ છે આ તો?’

‘માલહાટિ’, જ્યોત્સનાબાબુએ જોયા વિના જ જવાબ આપ્યો.

માલહાટિ, માલહાટિ. માલહાટિ ફૉરેસ્ટ અને માલહાટિ ટી એસ્ટેટ.

તેઓ એક ટેકરા જેવા કિનારા વરમતલથી નીચે ઊતર્યા. આગળ સામે ફરીથી ચઢાઈએ ચઢતાં લાગે છે કે થોડી સમતલ જમીન આવે છે — તે પછી ફૉરેસ્ટ. એ નીચી જમીન પર એક જણ બળદની ડોકે હળ બાંધી હળ ચલાવે છે. એ માણસને ઘણા લાંબા સમય સુધી જોવાનું થાય છે — પેલા કાંઠાના માથા પરથી સામેની દિશાની ચઢાઈની વચ્ચેની જમીન સુધી. સામેની ચઢાઈ આવતાં વચ્ચેની જમીન પસાર કરતાં જ ફૉરેસ્ટ પર નજર અટકે છે. ત્યારે પ્રિયનાથ અને અનાથ લગભગ ફૉરેસ્ટ સુધી પહોંચી ગયા છે. અહીં આ સમતલ જગ્યાએથી દેખાય છે કે ફૉરેસ્ટનાં વૃક્ષોની ટોચ પર તડકો ચમકી રહ્યો છે. વૃક્ષનાં પાંદડાં પર કે પવનમાં ક્યાંય ધૂળની રજકણો નથી, એટલે સુધી કે આકાશમાં પણ વાદળ નથી; પરિણામે તડકાને એક ધાર મળી હોય એવું જણાય છે. અને તેથી ફૉરેસ્ટનો ઉપરનો ભાગ ચકચકી રહ્યો છે. અનાથ અને પ્રિયનાથ હજુ ફૉરેસ્ટની અંદર પ્રવેશ્યા નથી; ફૉરેસ્ટને ડાબી બાજુ રાખી જમણી બાજુ વળે છે. જેમ જેમ ફૉરેસ્ટની નજીક પહોંચતા જઈએ તેમ તેમ વૃક્ષોની ટોચ અદશ્ય થતી જાય છે. જાણે કે દૃષ્ટિ ધીરે ધીરે ફૉરેસ્ટની ટોચ પરથી થડિયે થઈને નીચી ઊતરી આવે છે. તે પછી જ ફૉરેસ્ટની દીર્ઘ છાયામાં પ્રવેશવાનું થાય છે.

તે છાયામાં આગળ વધતાં, ફૉરેસ્ટને ડાબી બાજુ રાખી, જમણી બાજુ વળી

ફૉરેસ્ટને ઘસાતાં ઘસાતાં જવાનું છે. તેથી તો તડકો લાગતો નથી. પરંતુ વરસાદના પાણીમાં ફૉરેસ્ટના આ તડકા વિનાના ભાગમાં ઢીંચણ સમાણું ઊંચું ઘાસ છે. પગમાં પાણી અડે છે અને આ રીતે થોડું ચાલતાં ચાલતાં જ ઘાસ ધીરે ધીરે સુકાઈ જાય છે; આરામ લાગે છે. શ્વાસ સ્વાભાવિક બની જાય છે. પરંતુ તે પછીનો થોડો જ આગળનો તડકો એવો ઝલમલ થાય છે કે જાણે શરદનું આકાશ યાદ જ ના આવે! લાગે છે કે ચારે બાજુ વરસાદ પડે છે — તેઓ ફૉરેસ્ટનાં વૃક્ષોની પાસે થઈને જાય છે એટલે પાણીના છાંટા અડતા નથી. જમણી બાજુ જુઓ તો ત્યાં ઘેરા લીલા ગાઢ ઘાસનો પ્રદેશ છે, અને ડાબી બાજુ જુઓ તો સંપૂર્ણ અંધારભર્યું જંગલ છે — વૃક્ષનાં થડિયાં પણ જંગલના લીલા રંગથી ઢંકાઈ ગયાં છે — શેવાળથી અથવા લતાઓથી.

એ વખતે ઠંડી લાગવા માંડે છે, અને એ ઠંડીની વચ્ચે પણ ચામડી કોઈ રીતે ચીકણી થઈ જાય છે. ફૉરેસ્ટમાંથી ગરમ બાષ્પની વરાળ વહી રહી છે. એક બાજુ ઠંડી છે, બીજી બીજુ પેલી વરાળની ગરમીનો ઘામ છે. છાતી, પીઠ ભારે થઈ જાય છે. શ્વાસ પણ ભારે થઈ જાય છે.

ધરતી પર ફૂલેલુંફાલેલું આ જલીય જંગલ જાણે ધરતીનો જ ઊભરો છે. પાણીના દરેક ભાગમાં લતા-પાંદડાંનાં માટી તળેનાં મૂળિયાં એટલાં બધાં ફેલાયેલાં છે કે એ બધાં જાણે બીજી માટીને પકડી શકતાં નથી. શાલ-સાગ-નાસપતિ પોતાના શરીરના ભારથી જ પેસી જાય છે માટીની અંદર. વર્ષાનાં આટલાં બધાં પાણીમાં આ વૃક્ષોનાં પાંદડાં પણ મોટાં અને ગાઢ થઈ ફેલાઈ ગયાં છે — ડાળડાંખળીઓનાં એ ભારથી શાલવૃક્ષની દીર્ઘતા પણ હવે દીર્ઘ લાગતી નથી.

કેટલાક મહિનાઓનાં વર્ષાનાં સતત પાણીમાં બધું જાણે નાનું બનીને સંકોચાઈ ગયું છે. બન્ને બાજુનાં મોટામસ ઘાસ નીચે પગે ચાલવાનો રસ્તો લપસણો થઈ ગયો છે. જમણી તરફ તો નીચી જમીનમાંથી ઘાસ અને જંગલ વધી વધીને જાણે કિનારો થઈ ગયો છે. નાના ટેકરા પર નાનાં નાનાં જંગલી ઝાડની ટોચ આકાશમાં ચમકી જાય છે. એ બધાં વૃક્ષોની ટોચ પર હવે આકાશની પટભૂમિ છે. પરિણામે આકાશ પણ જાણે ઘણું નીચું ઊતરી આવ્યું છે! છતાં આ થોડે આગળ આકાશ કેવું નીલું અને ગોળ દેખાયું હતું! ટેકરા પર દૃષ્ટિ કરતાં કોઈ બરછટ વૃક્ષની ટોચ પર આકાશનો ભૂરો રંગ છે. વૃક્ષ હવે માટીના તળિયેનાં પાણી શોષી જીવે છે, વધે છે. પણ શું એની અંદર પણ વર્ષા પછીની આ પ્રક્રિયા શરૂ થઈ ગઈ છે? એ પછી શરદના તડકામાં માટી સુકાઈ જતાં, માટીની તળેનું પાણી વધારે ને વધારે નીચે ચાલી જતાં, જળબિંદુઓ સરકાવીને પવન ખરખરાટ કરતો થવાથી, આ બધાં ઝાડ-ઝાંખર-પાન ધીમે ધીમે સુકાવાનું શરૂ કરશે. પગ નીચેની માટી હવે આશ્ચર્ય આપે છે. દિવસે દિવસે આ પાણી માટીની વધારે નીચે જતું રહેશે — ત્યારે ધીરે ધીરે માટી કાઠી થશે, કાઠી થતાં થતાં કેટલીક જગ્યાએ પથ્થરના જેવી થઈ જશે. ક્યાંક ક્યાંક! કારણ

કે ફૉરેસ્ટની અંદરની માટી સડતાં પાંદડાંઓથી આખું વર્ષ પોચી જ રહે છે. જેને ઝાડઝાંખર કહે છે, અને જે મોટે ભાગે સ્થિર હોય છે, પણ ઉચ્છ્વાસિત થતાં જલાશયની માફક મોજાંઓ પર મોજાંઓ ઉછાળે છે તેવાં ઝાડઝાંખર દૂર દૂર સુધી મોટાં વિશાળકાય વૃક્ષો વચ્ચેની ફાટોમાં ભળી ગયાં છે. એમાં માણસ ખૂંપી જાય, ડૂબી જાય. એક વાર ડૂબી જતાં ફરીથી મોં ઊંચું કરી શકશે નહિ — હજુ નીચે લતા-પાંદડાં એટલાં જટિલ અને માથા પરનું આચ્છાદન એટલું કઠણ હોય છે!

આ બધું મળીને હવે જાણે ચારે બાજુએથી કોઈ ઢાંકણ ઊંચું થયું હોય એવો ભાવ જાગે છે. આકાશ નીલું, અને તડકો એટલો બધો પ્રચંડ હોવાથી જ આ ખુલ્લાપણાનો ભાવ તો બાજુએ રહ્યો, પણ પેલું ઢાંકણું હજુ પણ ખસ્યું નથી. આકાશમાંથી પડતું પાણી અને જમીનની નીચેનું પાણી — એમ બંને બાજુએ અત્યારે તો એકઠું થયેલું પાણી સડે છે. આકાશનું પાણી બંધ થશે ત્યારે માટી નીચેનાં પાણીને ઝાડપાન ચૂસી લેશે. શું આ ભરપૂર વર્ષામાં પણ પેલી પ્રક્રિયા શરૂ થઈ ગઈ છે? પવન પણ એટલો જ અનિશ્ચિત છે — ક્યારેક પૂર્વ તરફથી, તો વળી ક્યારેક ઉત્તરમાંથી ખેંચાઈને આવતો લાગે છે. તડકો પણ એટલો જ અનિશ્ચિત છે — ક્યારેક આરામનો ભાવ જાગે છે, તો વળી ક્યારેક શરીરનો બધો રસ સુકાઈ જતો હોય એવો ભાવ જાગે છે. છાયાનું પણ એમ જ છે — ક્યારેક ઠંડી લાગે છે, તો ક્યારેક હીમ જેવી લાગે છે.

આકાશ-પવનનો આવો બે પ્રકારનો ભાવ સૌથી વધારે તો સમજાય છે ડાંગરનાં ખેતરોમાં. નવા છોડવાનો કાચો તાજો લીલો રંગ જાણે ઊપટી ગયો છે — બધાં જ ખેતરોનો ચહેરો અત્યારે કાબરચીતરો ફિક્કો લીલો છે. પવનમાં ડાંગરનાં ખેતરો ઝૂલે છે - આટલાં પાતળાં પાંદડાંથી ડાંગરનાં ખેતરો તો લગભગ પાણીનાં જેવાં જ છે. પરંતુ આ ઝૂલવામાં એક રંગનો રૌદ્ર છાયાપાતનો પ્રવાહ રમી રહ્યો નથી; એવું લાગે છે કે ફિક્કું મડદું એક ખેતરમાં વિસ્તરીને પડ્યું છે. હવે ધીરે ધીરે ખેતરનું પાણી સુકાશે. ત્યાર પછી માટી સુકાશે. તે પછી માટી કઠણ થશે. અને આવતા ત્રણ મહિનાની આ પ્રક્રિયાની સાથે સાથે ડાંગરના છોડ પરથી લીલા રંગની છેલ્લી આભા પણ ચાલી જશે. પવનમાં ડાંગરના છોડનો હિલ્લોલિત રંગ જોઈને જ સમજાઈ જાય છે કે માટીમાં અને પવનમાં ત્યારે કેટલો રસ રહેલો હશે. એ રસ જેટલો સુકાશે - તેટલો ડાંગરના છોડનો લીલો રંગ ઝરી જશે, ઝાંખો થશે. ઝાંખો થતાં થતાં અંતે બીજા જ રંગની દિશામાં ફેરવાઈ જશે.

પછી ડાંગરના છોડના શરીરનો બધો રસ સુકાઈને ડાંગરનું દૂધ ઘટ્ટ થશે. જેટલું સુકાશે, ડાંગરનું દૂધ તેટલું જામશે. જેટલું જામશે — ડાંગરનો છોડ તેટલો પીળો થશે. જેટલો પીળો થશે — ડાંગરની અંદરનો ચોખો તેટલો તૈયાર થશે. તે પછી પવન, માટી, અને શરીરનું બધું પાણી ઝરી જઈને આખું ડાંગરનું ખેતર સોનારંગી

થઈ જશે. સોનેરી પીળો રંગ. ડાંગરના ખેતરને મરણનો રોગ થશે. જેટલું સુકાશે તેટલું સોનેરી થશે અને ડાંગર એટલી પાકશે. તે પછી એક વખત તે રસ વગરનાં સુક્કાં પાંદડાંની સરખામણીમાં ચોખા ભરેલું ડૂંડું ઘણું ભારે બની જશે, ડાંગરનું ખેતર નમી જશે, ઝૂકી પડશે, ડાંગરના માથે રહેલું ડાંગરનું ડૂંડું માટીમાં પાછું જવા ઇચ્છશે અને માટીમાં નમતાં જ પાણેઠી ખડ્ખડ્ કરતાં સીધાં-ટટ્ટાર થઈ જશે અને પવનમાં ઝૂલશે. તે વખતે ડાંગરનું ખેતર પવનમાં જલાશયની જેમ હિલ્લોળા લેતું નથી. મેદાનમાં ફેલાઈ જાય છે — જોતાં એવું લાગે, ડાંગરનું ખેતર નથી, પરાળનું ખેતર છે.

સામે જ ફૉરેસ્ટનો છેડો આવી જાય છે. ફૉરેસ્ટની છાયાની અંદરથી તેઓ સામે જુએ છે. ઘાસ અને ઝાડ-ઝાંખર ઉપર એ જ પુરાણો ચોખ્ખો તડકો છે. જાણે તે તડકાના આભાસથી જ અહીં ફૉરેસ્ટની છાયાચ્છન્નતા પણ દૂર થઈ જાય છે. ફૉરેસ્ટ પાર કરીને તેઓ ડાબી દિશામાં વળે છે — ત્યાં છે ડાંગરનું ખેતર.

ડાંગરના ખેતરમાંથી પેલા તડકામાં જતાં જતાં ફરી એક વાર વર્ષા ભૂતકાળની વાત લાગે છે. જાણે શરદ શરૂ થઈ ગઈ છે. જમણી તરફ એક ગામડું છે. વાંસની વાડની લાઈન અને તેને એકદમ અડીને આવેલાં ઘરોની પાછળ તરફ ચણેલી દીવાલથી જ સમજાઈ જાય છે કે એ મુસલમાનોનો વાસ છે. પાસેથી તેઓ વધુ ત્રાંસમાં ફંટાય છે. થોડી વાર પછી તિસ્તાનો ઠંડો પવન આવે છે. પવન તિસ્તા પર થઈને આવે છે — પવનની શીતળતા એટલી તાજી અને નવીન છે, છતાં ભેજવાળી છે. ફૉરેસ્ટની અંદરનો જે પવન બહાર આવતો હતો તે પણ ભેજવાળો હતો, પણ ફૉરેસ્ટની બાજુએ થઈને આવવાના સમયે તેની પાણીવાળી, ચીકાશવાળી, ભેજવાળી છાયામાં પણ પરસેવો થતો હતો, ડાંગરનાં ખેતરના તડકામાં પણ તે જાણે પૂરેપૂરો સુકાયો નથી; અદૃશ્ય તિસ્તાની એક ઝલકથી જ તે લુછાઈ જાય છે. તેઓ બીજા એક સીધા પાકા રસ્તા પર આવે છે. તેમની ટુકડી જમણી બાજુ વળે છે. વિનોદબાબુ પાછળથી બોલે છે, 'આ પાછળવાળો રસ્તો ચામારિ હાટનો રસ્તો છે.'

ચામારિ પણ સુહાસના હલકામાં આવશે. સુહાસે જે કાર્યની પરિકલ્પના કરી છે તેમાં એકદમ છેલ્લે આ પ્રદેશને લેવામાં આવશે. હવે જે લાઈન શરૂ કરશે તે પછી તેની નીચે પૂર્વ-પશ્ચિમે બીજી લાઈન હશે ચામારિમાં. ત્યારે ચામારિથી આદાવાડિ, ચૉક મૌલાનિ, દક્ષિણ ચૉક મૌલાનિ, દક્ષિણ માટિયાલિ, ઝાડ માટિયાલિ, લાટાગુડિ અને ઉત્તર માટિયાલિ — આ 'મૌજા' પછીથી કામ પૂરું થશે. એ બધા ગયા સેટલમેન્ટ પછી માલ સર્કલમાં આવ્યા છે; તેની પહેલાં માટિયાલિ સર્કલમાં હતા. સુહાસ જરા ઊભો રહે છે. વિનોદબાબુ તેની પાસે થઈને આગળ નીકળે છે. ટુકડી તરફ પીઠ કરી સુહાસ આ રસ્તેથી ચામારિ હાટની દિશામાં જુએ છે. પછી ફરીથી પાછો ફરી ટુકડીની પાછળ પાછળ ચાલે છે. થોડું ચાલતાં જ સામે દેખાય છે ફૉરેસ્ટ અને તિસ્તા

— ફૉરેસ્ટ એકાએક એક સ્થળે પૂરું થઈ ગયું છે; ત્યાંથી એક ઘાસહીન, કાદવહીન ભીની રેતીના પ્રદેશ જેવી નદી છે. પવનમાં પાણીનું ગર્જન છે — થોડું વધારે આગળ જતાં તિસ્તાનો પ્રવાહ અને ફીણ દેખાય છે. ત્યારે મનમાં થાય છે, તિસ્તા ફૉરેસ્ટને ગળી જાય છે — ફૉરેસ્ટની ધારે એટલી બધી તૂટેલી જમીન અને ઊખડી ગયેલાં ઝાડ છે!

## 20

## તિસ્તાકાંઠે જમીનમોજણીનું આયોજન

સુહાસ વગેરેને આવતાં જોઈને જ એકદમ ભીડ જામી ગઈ.

એ ભીડની વચ્ચે પ્રિયનાથ અને અનાથ પહોંચી ગયા હતા. તેઓએ સર્વે-ટેબલ એક શાલવૃક્ષની નીચે ગોઠવી દીધું છે. તેનાથી થોડે દૂર એક ચૅર દેખાય છે, ખાલી છે, તે પણ ઝાડ નીચે છે. એ ચૅર અને ટેબલની ચારે બાજુ અનેક જાતના લોકોનું ટોળું એકઠું થયું છે. થોડે દૂર બીજા એક ઝાડ નીચે એક એક ઝાડને પોલીથીનની ચાદર બાંધીને ચાની દુકાન ગોઠવી છે; આ બાજુનાં બધાં હાટમાં જે છોકરો ચાની દુકાન ગોઠવે છે, તેની જ આ દુકાન છે.

આ જગ્યા પર આ પાર્ટીએ પડાવ નાંખ્યો. તે પહેલાં વિનોદબાબુ અને જ્યોત્સનાબાબુએ પોતાનો ભાર જમીન પર મૂકી દીધો છે — સર્વે-ટેબલની પાસે. પેલી બાજુ જઈ જ્યોત્સનાબાબુએ હવે ભારને હાથ લગાડ્યો નહિ; પોતાની લટકતી બૅગ લઈ ભીડમાંથી પેલી બાજુએ ચાલી ગયા, જે તરફ ચાની દુકાન છે. હાફ શર્ટ, ધોતી અને પગમાં કેન્વાસના પમ્પશુ પહેરેલા ગયાનાથે આગળ આવી નમસ્કાર કર્યા, ‘આવો સર, આવો.’ પછી પેલી ચૅર બતાવીને કહ્યું, ‘બેસો સર.’ આમ તો સુહાસે બેસવાની ઇચ્છા રાખી હતી. એના બોલવા માત્રથી પેલી ખાલી ચૅર પાસે જઈ બેસશે તો મનમાં થશે, કે સુહાસ અહીં અતિથિ છે, વધારે સમય રહેશે નહિ, આ ભદ્રલોક જ ગૃહકર્તા છે. પણ સર્વે પાર્ટી તો સુહાસની જ છે. તેના સિવાય બીજી એકે ચૅર નથી. બેસવાની જરૂર હોવા છતાં, થોડો સમય જવા દેવો સારો.

વિનોદબાબુના હાથ લગભગ યંત્રની માફક નિશ્ચિત અને વ્યસ્તતા વિનાના છે. તેમણે તો સુહાસને કોઈ પ્રશ્ન પણ કર્યો નહિ. લાલ રંગના કાપડવાળી પોટલી ખોલી આ ‘મૌજા’ નો મૅપ સુહાસને આપ્યો. તે પછી અહીંની જમીનનો ટેક્નિકલ મૅન્યુઅલ ખોલી, તેમાં આ સેટલમેન્ટના ખરડાનું ફૉર્મ દાખલ કરી દીધું, આ ‘મૌજા’ના એક દાગ નંબરથી શરૂ કરી આગળ જતા જશે. અને આ જગ્યામાં મૅપિંગની ગરબડ છે. તે કારણે જ કે. જી. વન અહીંથી જ કામ શરૂ કરે છે. ખાતાવહી અને કંપાસ

હાથમાં લઈ વિનોદબાબુએ ઊભા ઊભા અનાથ અને પ્રિયનાથને શોધ્યા. અનાથને જોતાં જ બોલ્યા, 'પ્રિયનાથને બોલાવ, જલદી જલદી સાંકળ પકડો, અત્યારે તડકો છે. જેટલું પાર આવે તેટલું કરે રાખો; પેલી નદીને કિનારે બરાબર ચેઈન લંબાવો.' વિનોદબાબુ સુહાસની પાસે આવી બોલ્યા, 'તમે તો મૅપ જોયેલો છે. અહીં જ ફ્લડને કારણે એક નવું જ મૅપિંગ કરવાનું છે. હું ચેઈન લંબાવું છું.'

વિનોદબાબુએ નદી તરફ પગ ઉપાડ્યો કે અનાથે આવીને કહ્યું, 'પ્રિયનાથ તો દેખાતો નથી.' વિનોદબાબુએ એની વાતનો કોઈ જવાબ આપ્યા વિના કહ્યું, 'તેને શું એટલામાં જ વાઘ ખાઈ ગયો? જલદી જલદી ચેઈન પકડવાનું કહે. વરસાદ પડશે તો તમારે-અમારે ફરીથી અહીં એક દિવસ કામ માટે આવવું પડશે. વધારે દિવસો થશે, તમને-અમને કોઈને લાભ નથી. ઑફિસર નથી કે ઍલાઉન્સ મળે.'

વિનોદબાબુ જાણે છે કે પ્રિયનાથ આ ભીડમાં કોઈ ગ્રાહક પકડવા ગયો છે. વસ્તી કે મોટી જમીનના કામમાં બહુ સમય જાય છે, કોઈ ભાગીદારીનો મામલો હોય છે, ગ્રાહક જ પ્રિયનાથને શોધીને બહાર લાવશે. અહીં તિસ્તા નદીનાં ધોવાણ અને શાલવનનાં ફૉરેસ્ટમાં મોજણી જોવા તો આવ્યા છે દુનિયાના 'મોટા ખેરખાંઓનું દળ', પછી તે રાજવંશી હોય કે મદેશિયા હોય કે નેપાળી હોય. આખાયે તાલુકામાં જેમનું એક ટુકડો જમીનમાં પણ કામ થયું નથી, અને એટલે સુધી કે ફૉરેસ્ટની જમીન પર ગેરકાયદેસર ખેતી કરવા છતાં પણ જેમનું, આ ગાજોલડોબા-સિદાવાડીની તિસ્તાના કાંઠા સુધી આવવાનું થયું છે, તેમનામાં બીજો ગ્રાહક મળશે ક્યાંથી?

એક ગયાનાથ જોતદાર છે. પણ તે તો આવી ભીડમાં ભળેલો કોઈ સામાન્ય ગ્રાહક નથી. દરેક 'મૌજા'ની જમીનમાં તેનો કારભાર છે. કામકાજ બરાબર પૂરું થશે તો બધાયને રાજી કરશે. અહીંનું કામ જલદી જલદી પૂરું કરી દેવામાં જ લાભ છે. પ્રિયનાથ આમાં કોઈ દેઉનિયાનો કોઈ ઝઘડો છે કે નહિ તેની તપાસ કરવા ગયો છે. નદીની પાસે થઈ પાછળ ફરી વિનોદબાબુ બૂમ પાડે છે; 'પ્રિ-ય-ના-થ-!' તેનો અવાજ તિસ્તાની હવાના અવાજમાં ભલે ડૂબી જતો હોય, તેમ છતાં તેનાથી સુહાસ પણ ચમકી જાય છે — વિનોદબાબુના અવાજનું આટલું જોર જોઈને! 'મૌજા'નો મૅપ ખુલ્લો રાખીને સુહાસ ચૅર તરફ આગળ વધે છે.

'સર, એક વાત હતી, સર; વાત નહિ, એક વિનંતી હતી, સર એક વિનંતી' — પેલો જ ભદ્રલોક.

'આ મોજણી એટલે કે સર્વે તો સર તમારે રોજે જ કરવાનો છે. ઘણો સમય પણ લાગશે જ સર, પણ આ રોજ રોજ, શું આ ટેબલ અને ખાતાપત્ર, સર, શું તમારે માટે? તમારે માટે તો નહિ જ, સર, પણ પેલાઓને માટે પણ ખેંચાખેંચી કરવી એ શું ઉચિત છે, સર?'

'તે તો બીજું શું કરી શકાય, સર્વે કરવો હોય તો આ બધું હોય જ.' મૅપ

તરફ જોતાં જોતાં સુહાસ ચૅર આગળ જઈ ઊભો રહે છે.

'એ બાબતે જ સર, મારી એક વિનંતી સાંભળવાની હતી. એ તો અમારું તો આ કામ, આટલું તો તમારે માનવું જ પડશે, સર,' સુહાસ જેવો ચૅર પર બેસવા જાય છે કે ગયાનાથ તેને રોકીને બોલ્યો, 'બેસશો નહિ, સર; થોડી વાર થોભી જાવ.'

સુહાસ તો મૅપનું ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરતો હતો. એ પછી એ જ મૅપની ઉપર નવા મૅપની લાઈન ક્યાંથી દોરવી પડશે તે નક્કી કરતાં પહેલાં આઉટલાઈન જોઈ લીધી. જો આ સેક્શનની એક એન્લાર્જ્ડ આઉટલાઈન આંકેલી હોત તો તો બહુ જ સગવડ થઈ જાત. પેલા માણસની વાતથી તે જરા ચમકી આંખ ઊંચી કરે ત્યાં તો બૂમ પડી 'એ...ઈ...વાઘારુ!' જે ભીડ આઘી-પાછી થઈ હતી, તેની વચ્ચેથી એક જણ આવીને ઊભો છે. સુહાસના બંને હાથમાં મૅપ પકડેલો છે — નીલા રંગના કાગળ પર સફેદ રેખાનો મૅપ. અને આ માણસ પણ જાણે બીજો એક મૅપ — 'રિલિફ' વડે અંકિત, એટલો નિષ્પ્રાણ વસ્તુની માફક સામે આવીને ઊભો છે. તેના માથાથી પગ સુધી શાલ-સાગના લાંબા થડિયા જેવો અનિયમિત, વર્ણશૂન્ય અને રુક્ષ. બે આંખ કંઈક ઊંડી — કીકી તો દેખાતી નથી; નાક ચપટું છે. પહેરવામાં એક લંગોટી — તેનો રંગ પણ શરીરના રંગ સાથે ભળી જાય છે. ગયાનાથ એટલા જોરથી બૂમ પાડી ઊઠ્યો હતો! — જાણે ફૉરેસ્ટમાંથી જંગલી કૂકડાનું કૂકરે કૂક. આ માણસ આવીને ઊભો રહ્યા પછી, ઊભો ને ઊભો રહ્યા પછી, સમજાય છે કે તેને જ માટે આ બૂમ પડી છે.

'ચૅર લૂછી આપ.'

સુહાસને ફરી પેલા હાફ શર્ટ પહેરેલા માણસ તરફ જોવાનું થાય છે.

'બરાબર છે,' કહી સુહાસ ચૅર પર બેસી જાય છે — ચૅર હોય તો તે આ માણસે જ લાવી રાખી છે — અને બે ઢીંચણ પર મૅપ પસારે છે. ત્યારે સુહાસને ખબર પડે છે કે પોતે બેસી ગયો હોવા છતાં પણ પેલો 'રિલિફ' જેવો માણસ ચૅરનો ઉપરનો ભાગ, પાછલો ભાગ, પાયા વગેરે હાથ દઈ દઈને લૂછી રહ્યો છે. સુક્કા લાકડા સાથે તેનો સુક્કો હાથ ઘસાતાં ખસ્‌ખસ્‌ અવાજ થાય છે.

'તેથી સર, આ ટેબલ, સાંકળ એ બધું સર, મારા માણસો લઈ જઈ બરાબર જગ્યાએ વ્યવસ્થિત રાખી આવશે. અને દરરોજ લાવી આપશે. અને આ ખાતાપત્ર વગેરે લાવવા માટે એક માણસને સવારે તમારા કૅમ્પમાં મોકલી આપીશ.'

સુહાસ હવે મોં ઊંચું કરીને જોતો નથી. તે એક પેન્સિલ વડે તિસ્તાના કિનારાનો જે ભાગ આજના કામકાજમાં છે તેને અંકિત કરે છે.

'સર, આ જગ્યાએ અમારું થોડું નામ છે; હાકેમ-ઑફિસર-નેતાગણ વગેરેની અમે સેવા કરતા આવ્યા છીએ. તે કારણે આપને આ નિવેદન.'

ગયાનાથ અટક્યો તે પછી સુહાસ સમજ્યો કે તે અટક્યો છે; સુહાસ આંખ ઊંચી કરતો નથી. પણ આંખ ઊંચી કર્યા વિના સમજી શકતો નથી કે પેલો માણસ છે કે ચાલી ગયો છે.

થોડી વાર પછી સુહાસ સમજી શકે છે કે એ માણસ ગયો નથી. તે એક વાર પણ સીધું તાકીને જોતો નથી — દૂરના લોકો અને તેની વચ્ચે આ એક માણસ જ ઊભો છે. સુહાસને એક વાર ઇચ્છા થાય છે કે તે એને ચાલી જવા માટે કહે. પણ કહેવા જતાં જ તે અટકી જાય છે. જાણે કે સુહાસને થોડો ગુસ્સો કરવાની ઇચ્છા થઈ છે — એ વાત જાણતાં જ સુહાસને પોતાને સારું લાગતું નથી. એ માણસ તો અત્યાર સુધી કશું વાંધાજનક બોલ્યો નથી, તે ખોટો ખોટો ગુસ્સે કેમ થાય છે? સુહાસ ફરીથી મૅપ પર ઝૂકે છે.

'સર' — પેલા માણસનો અવાજ. થોડો સમય પસાર થાય છે. એ માણસ ફરીથી બોલે છે, 'સર.'

સુહાસ માથું ઊંચું કર્યા વિના કહે છે, 'કહો ને, બોલે જાવ — હું સાંભળી શકું છું.'

'હાં, સર, આપના કામમાં ડખલ આપવી એ અમારે માટે યોગ્ય નથી —'

સુહાસ નમાવેલું માથું જ હલાવે છે. પણ અટકતો નથી, હલાવતો જ જાય છે. પેલો માણસ બીજી કંઈ વાત કરતો નથી એ જોઈ સુહાસ માથું હલાવે જ રાખે છે. અને મૅપ તરફ તાકી તાકીને તે મૅપને એટલો તો આત્મસાત્ કરવા ઇચ્છે છે કે જાણે આની પછી તે મૅપ ન જોવા છતાંય જમીનને ઓળખી જઈ શકે.

'આપની સગવડ ખાતર, સર, આટલી તક અમને આપજો જ...' થોડી ચુપકીદી પછી પેલાનો અવાજ જાણે રીસભર્યો થઈ ઊઠે છે, 'ઇ તો સર, અમારા અંચલનું અપમાન છે.'

સુહાસને મનોમન કુતૂહલ-આશ્ચર્ય થાય છે. હાકેમ એવી જ ચીજ છે કે જેની સાથે માતૃભાષામાં વાત કરવા સુધ્ધાંનું ચાલે નહિ. સુહાસ આંખ ઊંચી કરી જુએ છે, નદીને કિનારે અનાથબાબુ સાંકળનો એક છેડો પકડી ઊભા છે, અને બીજી બાજુ ચોક્કસ તિસ્તાના કિનારાને અડીને વનમાં જાય છે. લાગે છે કે વિનોદબાબુ એ તરફ છે.

તે ચેર પરથી ઊભો થાય છે. પેલો માણસ હજુ પણ બેઠો બેઠો ચેરના પાયા લૂછ્યા કરે છે. સુહાસ નદીના કિનારા તરફ જાય છે.

# 21

# ઝાડની ટોચ પર 'મૌજા'નો મૅપ

અનાથને બાજુએ છોડી સુહાસ નદીની વધારે પાસે તિસ્તાના કાંઠાની ધારે ધારે સીધો ઉત્તર તરફ જુએ છે. અહીં આ કાંઠો રાઈટ ઍંગલે ઉત્તરે જાય છે. સુહાસ જ્યાં ઊભો છે તે જ ફૉરેસ્ટ મૌજા મૅપમાં જે.એલ. નં.૮૭ અને ૮૮ના સિદાવાડિ-ગોચાવાડિ બૉર્ડર લાઈનથી ઉત્તરે, થોડા પૂર્વમાં ખસેલું છે. ત્યાં જ અત્યારે નદી છે. એની બરાબર પશ્ચિમે હતો — આ સિદાવાડિ-ગોચાવાડિનો જ એક ભાગ અને આપલચાંદનો એક નાનો ટુકડો, અને તેની ઉત્તરે આ સર્કલના સૌથી મોટા જે. એલ. ૮૪ નં. નું આપલચાંદ ફૉરેસ્ટ.

તેની પશ્ચિમે ૮૫ નં. ગાજોલડોબા, અને તેની પણ ઉત્તરે મૌજા હાંસખાલિનો જ ૨૧ નં. જે.એલ. આ ૨૧ નં. જે.એલ.થી ૮૪ નં.ની પશ્ચિમ સીમા, ૮૫ નં. ગાજોલડોબા અને તે જ્યાં ઊભો છે તેની પણ ડાબી તરફની પશ્ચિમે સિદાવાડિ-ગોચાવાડિ બધું જ અત્યારે તિસ્તાની અંદર આવેલું છે. એની નીચે ૮૬ નંબરમાં આપલચાંદનો એક ટુકડો હતો, તે પણ મૅપમાંથી સમજી જવાય છે — જોકે તે બીજા મૌજાનું છે. પણ તેની ય નીચે આ ૮૪નો જ બીજો એક થોડો ટુકડો હતો. તેથી અત્યારે જે ૮૨ નં. ઉત્તર અને ૮૩ નં. દક્ષિણ હાંસખાલિ તેની પણ ઉત્તરે, આપલચાંદની ય ઉત્તરે હતું મૂળ હાંસખાલિ. હવે હાલની આ બધી જમીનના નીચાણ સુધી હતું આપલચાંદ. નહિ તો એક જ જે.એલ. નંબરમાં આટલી જમીન આવી જાય કેવી રીતે? મૌજા મૅપ જમીન પર જ પાથરી તેની ઉપર નીચો નમી બેસીને સુહાસ મોટી હાંસખાલિ ૨૧ નંબરમાં, ૮૫ નંબરમાં, ૮૬ નંબરમાં, ૮૭ નંબરમાં, અને ૮૮ નંબરના પશ્ચિમ ભાગમાં એક એક ચોકડી મારે છે. ૮૭ અને ૮૮ નંબરની પૂર્વે એક લાંબો દાગ આપે છે. એ પછી એક રસ્તો છે — સીધો આપલચાંદની અંદર થઈને ગયો છે. આ ગામડાં જો બાદ થાય તો જ એક નવી આઉટ લાઈન બહાર આવે. પણ નદીએ તો કંઈ જે.એલ. નંબર પ્રમાણે ભંગાણ કર્યું નહિ. તેથી ૮૪ નંબરની પશ્ચિમ સીમા તેણે બરાબર કરવી પડશે.

દરેક ચોકડીમાં દરેક ગામનો હિસાબ પતાવી, સુહાસ મૅપ ઊંચો કરી સીધો ઊભો રહેતાં જ, જાણે તિસ્તામાંથી એક વા-વંટોળ ચઢી આવે છે, અને તેના હાથમાંથી આટલો મોટો અને ભારે મૌજા મૅપ એક ફાટેલા કાગળની માફક ઊડી જાય છે. 'હે...એ..એ...' કહી બૂમ પાડી મૅપની પાછળ સુહાસ દોડે છે. ત્યાં સુધી તો મૅપ એક ગોથું ખાઈને માટીમાં પડ્યો છે. અનાથ સાંકળ મૂકી દઈને મૅપ પકડવા દોડે

છે, પણ મૅપની પેલી બાજુ તેના જવાની પહેલાં જ ફરીથી મૅપ ઊડે છે; આ વખતે હવે તે સીધો નથી, પણ વાંકોચૂકો થઈ ઉપર ઝાડની ટોચ તરફ જાય છે — પ્લેનના આકાશના ઉડાણની જેમ. ત્યારે સુહાસ ઊભો રહી ગયો છે, પણ અનાથ હાથ ઊંચો કરી પકડવાનો પ્રયત્ન કરે છે. મૅપ જાણે કોઈ ઉસ્તાદની બૉબીનની દોરી વડે બંધેલો પતંગ ન હોય, એવો નિશ્ચિતતાથી વધારે ઉપર ઊડ્યો અને એક વચલી સાઈઝની ડાળ પર ભરાઈને ઝૂલવા લાગ્યો. આટલી વાર સુધી આળસમાં પડેલા લોકોમાં જાણે એક ક્ષણમાં જીવ આવે છે અને બધાં જ ભેગાં થઈ પેલા મૅપની પાછળ દોડે છે. સુહાસને પણ વિચાર આવ્યો કે પવનનો ઝપાટો ચાલી જતાં જ મૅપ ઝપ્ કરતો પડશે. પણ પડ્યો નહિ. ઊલટું, બીજો એક ઝપાટો ઝાડ પરથી એને નીચે લાવશે એવી આશા નિરુપાયે કરવાની રહી.

હવે સુહાસ નદીના કાંઠે નદી તરફ પાછો ફરે છે. તેની સામે થોડે દૂર સર્વે ટેબલ છે. ત્યાંથી થોડે દૂર ઝાડ નીચે પેલી ચૅર છે. ત્યાંથીય થોડે દૂર ડાબી તરફ આ બધી લોકોની ભીડ જમા થઈ છે એક ઝાડ નીચે. સુહાસ આંગળીમાં પકડેલી પેન્સિલ તરફ જોઈ હસી પડ્યો. પછી પોતાની મૂર્ખાઈ જોતાં થોડો અન્યમનસ્કપણે દિગન્તની ય દિગન્ત સુધી વિસ્તરેલી ધૂસર જળભૂમિ તરફ જુએ છે. તેની ઉપર થઈને જાણે કેવળ પવન જ વહેતો આવે છે — ધારાવાહિક, પણ વધારે પ્રબળ. 'હે - એ — વાઘારુ' — બૂમમાં જાણે ફરીથી કૂકડો બોલી ઊઠ્યો. સુહાસ ફરીથી ડોક ફેરવીને જુએ છે, ઝાડ નીચે પેલી ભીડની પાછળ પેલો જ દૂબળો, સુક્કો માણસ બૂમ મારે છે. તેની બૂમથી ભીડમાં કશું આંદોલન થાય છે કે નહિ તે સુહાસ જોઈ શકતો નથી. પણ કંઈક થાય છે એવું અનુમાન કરે છે. થોડે આગળ જતાં જ પેલો માણસ તેની પાસે આવી કહે છે, 'સર, પવન તો ઘણો જ છે, પણ નીચે ઉતારી આપું છું.' સુહાસ જુએ છે કે એક માણસ સડસડાટ કરતો ઝાડ પર ચઢી જાય છે. એ શું પેલો જ માણસ છે જેણે ચૅર લૂછી હતી? એ માણસે જાણે એ રીતે જ બૂમ પાડી.

જે માણસ ઝાડ ઉપર ચઢ્યો હતો તે તો એ રીતે ઝાડ પર ચઢે છે જાણે ચાલવા કરતાં પણ ઝાડ પર ચઢવાની ટેવ એને વધારે છે. પણ તે ડાળના વાંકડામાંથી મૅપ બહાર કાઢવા છતાં સમજી શકતો નથી કે આ મૅપથી કરશે શું. જો તે ઉપરથી છોડી દે તો તો પવનમાં ફરીથી ઊડી જશે. જો તે હાથમાં પકડી નીચે ઊતરશે તો ઝાડ સાથેના ઘસારાથી મૅપ ફાટી પણ જઈ શકે. પણ સુહાસ, તેની પાસેનો પેલો હાફ શર્ટ પહેરેલો માણસ, અને ઝાડ નીચેની પેલી ભીડ — એ સમસ્યા સમજતાં હોવા છતાં પણ એ માણસ તે મિટાવવા કશું કરતો નથી. તે એક હાથે ઝાડને પકડી રાખી, અને બીજા હાથમાં મૅપ પકડી રાખે છે. પવનના ધક્કામાં ત્યાં જ મૅપ ફડ્ફડ્ કરે છે.

'એ ય વાઘારુ, મોંમાં પકડીને નીચે ઊતર ને; મોંમાં પકડી ઊતર—' પેલો

માણસ જાણે જાણતો જ હોય કે આ રીતનું કોઈ સૂચન આવશે જ. એક જ ક્ષણમાં તે આટલા મોટા મૅપને દાંત વચ્ચે દબાવી ઝુલાવતો સર્‌સર્‌ કરતો નીચે ઊતરવાનું શરૂ કરે છે — જાણે પવનના વેગમાં ઝાડ પોતે જ નમી જમીન પર ઊતરી આવે છે. - ડાળાં-પાંદડાંમાં પંખીના માળા કીડીઓનાં ઈંડાં, એટલે સુધી કે સાપ વગેરે પણ હોય. જમીન પર પહોંચતાં પહેલાં જ મૅપનો એક છેડો માટીને અડે છે. લોકો તે પકડી લે છે. પેલો માણસ દાંતની પકડ છોડી દે છે અને બીજાં મૅપ લઈ સુહાસ ભણી જાય છે. પરંતુ સુહાસ પાસે પહોંચે તે પહેલાં પેલો શર્ટ પહેરેલો માણસ તે લઈ લે છે. પછી તે સુહાસ તરફ જાય છે, મૅપ આપીને કહે છે — 'દબાવીને પકડી રાખો, ખૂબ પવન છે.' જાણે મૅપ તેના પ્રેમનો ઉપહાર ન હોય! નદીની પાસે સર્વે ટેબલની નજીક સુહાસ, અને પેલી તરફ ભીડ, તેનીયે પાછળ પેલો માણસ ક્યાં છે તે દેખાતું નથી — જે માણસ ઝાડ પર ચઢ્યો હતો તે. પેલી ભીડ અને સુહાસની વચ્ચે આ હાફ શર્ટ પહેરેલો માણસ જાણે જોડાણ કરી જાય છે. પણ આ માણસ છે કોણ? કોઈ એક જોતદાર છે એ તો સમજાઈ જાય છે. એની મુશ્કેલી શું છે?

## 22

## જંગલની ભીતર

ફૉરેસ્ટના અંદરના ભાગમાંથી પ્રિયનાથ બહાર આવે છે, 'સર, જરા આ બાજુ આવો ને, વિનોદબાબુ ઊભા છે.'

'હા, ચાલો,' પ્રિયનાથની સાથે શાલવનમાં પ્રવેશતાં પ્રવેશતાં સુહાસ હસીને કહે છે, 'મૅપ હાથમાંથી ઊડી ગયો હતો.'

'કેવો પવન છે! સર, મને આપી દો,' પ્રિયનાથ હાથ લંબાવીને મૅપ લે છે. સુહાસે જોયું કે પેલો જ હાફ શર્ટ પહેરેલો માણસ તેની સાથે સાથે ચાલે છે. એક વાર તો એને વિચાર આવી ગયો કે કહી દઉં, તમે શા માટે આવો છો? પણ તે કહેતો નથી. શી જરૂર છે? એની સાથે જ્યારે કોઈ મોજણીની બાબતની વાત આવશે ત્યારે જોયું જશે. પરંતુ ત્યારેય જોયું જશે એવું શા માટે? સુહાસ વિચાર જ શા માટે કર્યા કરે છે? એ માણસ કોઈ બદ-દાનતથી ફરી રહ્યો છે? આ સંદેહને સુહાસ મનમાંથી દૂર કરવા ઇચ્છે છે, પણ એ તો મનમાં આવ્યા જ કરે છે. અને એ કારણથી જ જાણે તે અટકી, પાછો ફરીને પેલાની તરફ જોઈ પ્રશ્ન કરી બેસે છે, 'તમે લોકો તો આ બાજુ ઘણા વખતથી છો કેમ?'

પ્રશ્ન સાંભળીને પ્રિયનાથ પણ અટકી જાય છે, પેલો પણ અટકી જાય છે. પ્રિયનાથ થોડો ચૂપ બની સુહાસ તરફ જોઈ રહે છે. હજુ તો થોડું જ અંતર ચાલ્યા

છે — પણ એટલામાં સુહાસના મનમાં થાય છે કે જાણે ફૉરેસ્ટમાં કેટલા બધા અંદર આવ્યા છીએ. તિસ્તા પણ દેખાતી નથી. તેઓની પેલી મોજણી માટેની જગ્યા પણ દેખાતી નથી.

વળી ચારે બાજુ વર્ષાના ફૉરેસ્ટનાં ગાઢાં લીલાં જંગલોનો ઘેરાવો છે. શાલવૃક્ષનાં થડિયે થડિયે ઘેરી લેતી શેવાળ છે. એ બધાંની અંદર પેલા બે જણ અટકી જતાં સુહાસને પણ અટકી જવું પડે છે.

પ્રિયનાથ પ્રશ્ન કરે છે, 'કોણ સર?'

સુહાસ કહે છે, 'ના, ના, તમને નહિ, પેલાને પૂછું છું — તમે તો અહીં ઘણા દિવસોથી છો ને?'

પ્રિયનાથ ફર્યા વિના જ કહે છે, 'એ તો સર, ગયાનાથ જોતદાર.' વાત એવી રીતે સંભળાઈ કે જાણે 'સર' ગયાનાથ માટે ઉપાધિરૂપ છે. સાંભળીને ગયાનાથ તેના બે હાથ છાતી પાસે ઊંચા કરી નમસ્કારની મુદ્રામાં માથું નમાવી દે છે - જાણે અહીં માત્ર સુહાસ અને પ્રિયનાથ જ નથી; બીજાં ઘણાંય લોકો છે, જાણે આ ઝાડ-પાંદડાંની સમક્ષ પણ તેના આ પરિચયનો એક અર્થ છે. લગભગ એક જ મુદ્રા રાખી ગયાનાથ કહે છે, 'હો, હો, મું છું ગયાનાથ.' લાગ્યું કે એ માણસે આ પહેલી વાર તેની પોતાની ભાષામાં પૂરેપૂરી વાત કરી. સુહાસની નજરમાં આ વાતનો કશો અર્થ ન હોવા છતાં પણ તે કહે છે, 'ઓ! અચ્છા.' ત્યાર પછી તે પગ ઉપાડે છે.

પણ ગયાનાથ સુહાસ અને પ્રિયનાથની પાછળ જ રહે છે, તે પાસે આવતો નથી. ત્યાંથી જ પ્રશ્ન પૂછે છે, 'સર, તમે શું કહ્યું હતું?'

'તમે તો અહીં ઘણા દિવસોથી છો?'

'હાં, સર, અમે તો અહીં જ રહીએ છીએ'

'ના, તે તો ખરું, પણ નાનપણમાં પણ અહીં રહેતા હતા? એટલે પૂછવાનું એ કે તિસ્તા શું બરાબર આટલી જ નજીક હતી?'

'તિસ્તાની તો સર, '૬૮ની સાલ બાદ કરીને વાત કરીએ, તો તો એક રીતે વાત કરવી પડે —' ગયાનાથ સુહાસના પહેલા પ્રશ્નનો કશો જવાબ આપતો નથી.

'એટલે કે, '૬૮ના ફ્લડમાં બધું બદલાઈ ગયું?'

'ના, ના, તે તો બદલાતું જ રહેતું હતું. નદી કંઈ માણસનું પાકું બાંધેલું ઘર નથી, જે, કાયમ સ્થિર રહે અને ફેરફાર જ થાય નહિ. બદલાતું તો રહે જ છે — હોવું ય જોઈએ.'

ખરેખર તો સુહાસ એની પાસેથી એ જાણવા માગતો હતો કે મૅપ સાથે મેળવવાથી જે બદલાયેલી સ્થિતિ દેખાય છે તેમાંનું કેટલું એણે નજરે જોયેલું છે. પણ ગયાનાથને આટલી દાર્શનિકતામાં પહોંચી ગયેલો જોઈ તેણે ફરી વાત આગળ વધારી નહિ. ગયાનાથને થોડી વાર પ્રતીક્ષા હતી કે સુહાસ કશું બોલશે, પણ એ ય ન થતાં

તમરાંના તીક્ષ્ણતર અવાજમાં અને તિસ્તાના પડઘાતા ગર્જનમાં આ ફૉરેસ્ટ વધારે ગાઢું અને નિઃસ્તબ્ધતામાં વધારે પ્રસરતું બની જાય છે.

ગયાનાથ જાણે સ્વચિંતનમાં હોય એમ ફરીથી વાત જોડીને બોલે છે, 'પણ હવે તો નદીનોય સ્થિર ખ્યાલ છે. અ,... જેટલું તૂટવાનું સરકવાનું થાય છે તેટલું અંતે બરાબર જ થાય છે.'

ગયાનાથ થોડો થંભી જાય છે. શું ઉદાહરણ આપવું તે તેને જાણે વિચારવું પડે તેમ છે. અને સુહાસ પણ અનુમાનનો પ્રયત્ન કરે છે — ગયાનાથ તેના પોતાના કેટલાંક વર્ષોના જે કંઈ અનુભવો છે તેને નિશ્ચિત સિદ્ધાંતની જેમ ગોઠવીને કહે છે. નદીનો કાંઠો એકદમ બદલાઈ જાય છે, નદી જૂના પ્રવાહને રસ્તે પાછી ફરી જતી નથી, એવી પરિસ્થિતિ ગયાનાથે જોઈ નથી, પણ તેવું જ કહે તો તે કંઈ ખોટું નથી. સુહાસ જાણે સમજી જાય છે કે ગયાનાથની પાસેથી તેના મૅપની સાક્ષીનું જે સમર્થન તેને જોઈતું હતું તે મળવાનું નથી.

આ નિઃસ્તબ્ધતામાં તેઓ ભીનાં-પોચાં-સડેલાં પાંદડાં પર થઈને ચાલી જાય છે. સુહાસ પ્રિયનાથને પૂછે છે, 'કઈ તરફ?' પ્રિયનાથ ત્રાંસી દિશામાં હાથ લંબાવીને એક અંદાજ આપે છે. એ વખતે ગયાનાથ બોલે છે 'જેમકે, આ '૬૮નાં પૂરનો જ દાખલો લો, તિસ્તા તો, સમજો કે, અહીંથી સીધી ડાબી બાજુ વળી જાય છે, તિસ્તા હવે ધરલાની અંદર જે વિશાળ જગ્યા છે તેને ભાંગી ઘસડી ચાલી ગઈ છે. અમે પણ વિચારેલું કે એવું થયું હશે કે અહીંથી ધરલાનો પ્રવાહ તિસ્તાના પ્રવાહનો માર્ગ થઈ જશે. પણ તિસ્તા તો ફરીથી તેના જૂના પ્રવાહ-માર્ગે જ ફરી ગઈ. હજુ પણ જાય છે.'

આ થોડે જ આગળ જે જગ્યાને મૅપમાંથી બાદ કરી દેવી છે એટલે એ ભાગ છેકી નાખ્યો છે તેની જ વાત મનમાં રાખીને સુહાસ કહે છે, 'પણ તમારા લોકોનાં તો કેટલાંય ગામ તણાઈ ગયાં છે!' તેને બધાં નામ યાદ આવતાં નથી; જે યાદ આવે છે તે જ તે બોલે છે, 'આ ફૉરેસ્ટનો જ કેટલો બધો ભાગ તણાઈ ગયો છે. એની ઉત્તરે હાંસખાલિ છે.'

'પણ સર, નદી એટલે જ તોડફોડ. જેનો કાંઠો ભાંગે છે અને નવો કાંઠો થાય છે તેનું નામ જ નદી. અને જેનો કાંઠો તૂટતો ય નથી અને નવો થતો ય નથી તે તો છે ખાબોચિયું.'

નદીની આવી વ્યાખ્યાથી સુહાસને આશ્ચર્ય થાય છે. તે કંઈ કહેવા જતો હતો પણ તે પહેલાં જ ગયાનાથે ફરીથી શરૂ કરી દીધું છે, 'પણ આપલચાંદની જેટલી તૂટી છે, તેટલી જ ફરીથી બનાવી દેવાની ધારણા છે.'

'ક્યાં?'

'જે જગ્યાએ ભાંગી છે તે જ જગ્યાએ, નવું ભાઠું, નવું જંગલ.'

'સર, આ બાજુ.' પ્રિયનાથ ડાબી બાજુ ફરે છે. અને તે સાથે જ તિસ્તાનું ગર્જન જાણે વધી જાય છે. એક ઝાડી પસાર કરતાં જ સામેનાં કેટલાંક વૃક્ષોની વચ્ચેની ખાલી જગ્યામાં દેખાય છે — તિસ્તા. વિનોદબાબુ એક સ્થળે તૂટેલા વૃક્ષની ઉપર બેસી ચોપડામાં નોટ કરે છે. સુહાસ વગેરે આવ્યા તે જોઈ ઊભા થાય છે.

# 23

## નદીના મૅપની આંકણી

'સર, તમે મૅપ કમ્પેર કર્યો કે?'

'હા, આ જુઓ ને. જે બધા પર ક્રોસ છે તે બાદ થઈ જશે, અને તેમ થવાથી એક આઉટલાઈન મળી જશે ખરી, પણ ફૉરેસ્ટની, એટલે કે આ વિલેજની ટોટલ એકરેજની જરૂરિયાત છે. એમ થશે તો આગળની એકરેજની સાથે એની એક કમ્પેરિઝન કરવી પડે. જુઓ, મારું ડીમાર્કેશન.' સુહાસ પ્રિયનાથ તરફ હાથ લંબાવે છે. પ્રિયનાથ મૅપ ખોલવાનું શરૂ કરે છે. સુહાસ કહે છે, 'સાવધાનીપૂર્વક ખોલજો.' પછી વનોદબાબુ તરફ જોઈ, હસીને કહે છે, 'મારા હાથમાંથી મૅપ ઊડી ગયો હતો, એ... ત્યાં...' વિનોદબાબુ તો જરા હસવા જેવું કરે છે. સુહાસ ત્યારે પોતે જ હસીને કહે છે, 'એકદમ ઝાડની ટોચ પર.'

જમીન પર મૅપ પહોળો કરી દીધો હતો. સુહાસ પેલા પડી ગયેલા ઝાડ પર બેસે છે. વિનોદબાબુ જમીન પર ઊંધા પડીને મૅપની ચોકડી મારેલી જગ્યાઓની ઉપરથી આંગળી પસાર કરતાં કરતાં સમજી લે છે. પ્રિયનાથ એક તરફથી મૅપને દબાવી રાખે છે. અને ગયાનાથ થોડો દૂર ઊભો રહીને માથું નીચું કરી મૅપની દિશા તરફ જોઈ રહે છે, પણ સમજી જવાય કે ત્યાંથી તે કશું જોઈ શકતો નથી.

આખી વાત સમજી લઈ વિનોદબાબુ ઊઠી ઊભા થઈ પ્રિયનાથને કહે છે, 'પ્રિયનાથ સાંકળ થોડી ડાબી તરફ ખસેડવાનું અનાથને કહો ને. અને તમે થોડા જમણી તરફ ખસો. એટલે ત્રાંસમાં થશે. તેથી તો એને જ પોઈન્ટ માનું ને સર, જ્યાંથી તમે જોયું હતું?'

'ધારી લો, એ તો સારું પોઈન્ટ જ થશે.'

પ્રિયનાથ સાંકળને થોડી ખસેડી મોટેથી કશુંક બૂમ પાડીને બોલે છે. તિસ્તાના પવનમાં એ બૂમ વહી જાય છે. પરંતુ એ જ પ્રકારની વહી આવે છે અનાથની પણ બૂમ. વિનોદબાબુ માપીને કહે છે, 'હા, બરાબર છે, કે પછી થોડું છોડી દેવું છે, સર?'

વાતનો જવાબ આપતાં સુહાસ એકદમ કાંઠે જઈ તિસ્તાની ગતિનો અંદાજ

કાઢવાનો પ્રયત્ન કરે છે. નદી તરફ જોવું એટલે જ તો પેલી પારની દિશામાં જોવું, નીલાન્ત દિગન્ત સીમા તરફ. પરંતુ સુહાસ જોઈ રહે છે આ બાજુના કિનારાની રેખા તરફ, તેના પગની નીચે.

અહીં કાંઠો ઘણો જ સીધો છે. અને એક સાથે કાંઠામાંથી વાંકડી ટોચવાળાં વિરાટ વૃક્ષ, નાસ્પતિ, પરચૂરણ ઝાડ ઊભાં રહી શકે છે. શાલ હોત તો પોતાના વજનથી જ ભાગી પડત. તેઓ જ્યાં ઊભા છે તેની કેટલાક હાથ અંદર એક વિશાળ ખેરનું વૃક્ષ ડાળી-પાંદડાં સમેત ઊંધું પડીને પાણીની વચ્ચે પડ્યું છે. પાણીની વચ્ચે હોવાને કારણે તેનાં ડાળી-પાંદડાં બધું પાણી ઉપર જ છે — નીચે તરફનો થોડો ભાગ પાણીમાં ડૂબી ગયો છે. સુહાસ થોડો નીચો નમીને જુએ છે કે તળિયાની માટી પણ કહોવાયેલી છે. તે કહે છે, 'આ તરફ તો કાંઠો વધારે ધોવાશે એવું લાગે છે; થોડું વધારે છોડીશું કે નહિ?'

'સર, આપણે અહીં એને જ પોઇન્ટ ગણીને રાખીએ. ત્યાર પછી એકરેજ જોઈ અને નોર્થના હલકાનો મૅપ જોઈ એલાઇનમેન્ટ બરાબર કરતાં જઈએ.'

'સારું. તો તેમ જ કરો.' આ મૌજાના મૅપ પર વિનોદબાબુ પેન્સિલની નવી લાઈન દોરે છે અને પ્રિયનાથની બાજુએથી પૂરી સાંકળની લાઈન જોતાં જોતાં લઈ જાય છે.

'ગયાનાથબાબુ, આના પછી તો ઓદલાવાડિનો ચાનો બગીચો ને?' વિનોદબાબુ ગયાનાથને પૂછે છે.

'હા, પણ નદી અને વન, કેટલા તણાશે, કેટલા રહેશે, તેનો હિસાબ મૅપમાં કરશો કેવી રીતે?' ગયાનાથ તેના પ્રત્યક્ષ અનુભવને એ લોકોનાં અનુમાનની વિરુદ્ધ લાવીને રાખે છે — જે અનુમાન હવે માપ-મોજણીમાં નિશ્ચિત છે — લગભગ અદાલતના ન્યાયની માફક. વિનોદબાબુએ કશો જવાબ આપ્યો નહિ.

તે દરમ્યાન સુહાસ પેલી ખુલ્લી જગામાંથી એક દૃશ્ય તરફ જ જુએ છે — તિસ્તાના દિગન્તથી દિગન્તને જાણે કે એ જળપ્રવાહ નથી, પણ એક કઠણ જળભૂમિનો વિસ્તાર છે. થોડી ક્ષણો જોયા પછી થાય છે કે તિસ્તા ચાલતી નથી, આ કિનારાની ભૂમિ જ ચાલે છે. ત્યારે ફરી આંખ મીંચી વહેવાના વિભ્રમને દૂર કરવો પડે છે. તિસ્તાનો પ્રવાહ એટલો પ્રખર છે કે લગભગ કોઈ તરંગો ઊઠતા નથી, સ્ટીલના પતરાની જેમ એક જ સ્તરે નદી વિસ્તૃત થઈ છે. ક્યારેક વચ્ચે વચ્ચે કોઈ લાકડાનાં થડિયાંની વહેતી ટોચ ઘાસની માફક વહી જતાં સમજાય છે કે નદીનાં પ્રવાહમાં કેટલો વેગ છે. પરંતુ નદીનાં ગર્જનને તેની ચારે બાજુએથી છૂટો પાડ્યા વિના સાંભળી શકાય નહિ; ખાસ કરીને ફૉરેસ્ટમાં ઊભા રહીએ ત્યારે તો ચારે દિશાઓના બધા અવાજની સાથે નદીનો અવાજ એટલો તો ભળી જાય છે! પણ નદી તરફ જોતાં જોતાં, પ્રવાહને નિહાળતાં નિહાળતાં, નદીના અવાજને ચારે બાજુના અવાજથી જુદો

કરવા જતાં, સિનેમામાં જેમ સ્મૃતિભ્રંશ પછી નષ્ટસ્મૃતિનું પુનરાગમન સમજાવવા સાયરનનો અવાજ ક્રમશઃ મોટો થઈ ઊઠે છે, બરાબર જાણે એમ જ તિસ્તાનું ગર્જન વધતું વધતું મુખ્ય થઈ જાય છે. ત્યારે લાગે છે કે આ પ્રચંડ પરિવ્યાપ્ત અવાજને સાંભળ્યા વિના કેવી રીતે રહી શકાય? તેમ છતાં અવાજમાં વિરતિહીન મેઘગર્જનાની માફક એક દૂરત્વનું ઈંગિત છે — જાણે તે તણાતો આવી રહ્યો છે. પરંતુ અવરુદ્ધ ઘુમ્‌ઘુમ્ ધ્વનિ પાણીના તળિયેથી વધારે નીચેના તળિયે ચાલી જાય છે. પહાડ પરથી મોટા મોટા બોલ્ડર જળપ્રવાહમાં તણાતાં તણાતાં પાણીના તળિયે થઈ ગગડતા ગગડતા જાય છે. ખેંચાવાના ગડડ ગડડ અવાજમાં જાણે પહાડમાંથી ખસી પડતી જમીન નીચે આવતી લાગે છે. પાણીને તળિયે જ્યારે એક બોલ્ડર બીજા બોલ્ડરને અથડાય છે ત્યારે પાણીને તળિયેથી જાણે તોપના ગોળા જેવો અવાજ આવે છે. લોકમોંએ આ અવાજનું નામ તેથી જ 'તિસ્તાની તોપ' છે. સુહાસ જ્યારે જળપ્રવાહ તરફ જોતાં જોતાં દૃશ્ય-અવાજ, અવાજની ભીતરનો અવાજ સાંભળી શક્યો ત્યારે તે બીજું કશું સાંભળી શક્યો નહિ, જોઈ પણ શક્યો નહિ. અને આ જ દૃશ્યે અને શબ્દે તેની સમગ્રતા સાથે તેને જાણે સંપૂર્ણ અવશ કરી દીધો. તે જોઈ શક્યો કે તિસ્તા અહીંથી ઉત્તરમાં, પશ્ચિમ તરફ વળી ગઈ છે ત્યાં પેલા ડહોળાયેલાં પાણીનો પ્રવાહ ઘણુંખરું એક તૈયાર કરેલા સ્રોતની જેમ સુરેખ રીતે ઉપરવાસ ભણી વળાંક લે છે. એ વળાંકથી પાણી વહી આવે છે સુહાસની દિશામાં, અને સુહાસ આંખ વડે સ્રોતની સાથે સાથે, ઉપર જતો, તે વળાંક સુધી પહોંચે છે. તેની દૃષ્ટિને ઘેન ચઢે છે — આ સ્રોતની પ્રબળતા દૃષ્ટિમાં લાવવા છતાં તે ઘેન દૂર થતું નથી. સુહાસ આ ઘેનથી બચવા પહેલાં આંખ બંધ કરે છે, અને એ પછી બેસી જાય છે.

## 24

## નદી છે કે નહિ : ગયાનાથી તર્ક

આંખ બંધ કરતાં જ નદી અને નદીનો અવાજ બન્ને પરિવેશ સાથે મળી જાય છે. આ ભાવે નદીની સામે બેસતાં નદીથી પોતાને અલગ કરી લઈ કે નદીને ફરી તેના પરિવેશની સાથે મેળવી અસ્પષ્ટ કરી લઈ સુહાસ સ્વસ્થતાનો અનુભવ કરે છે. તે નદી તરફ પીઠ કરી જોતાં જુએ છે કે વિનોદબાબુ નોટમાં નોંધે છે, ગયાનાથ તેની તરફ જુએ છે, પ્રિયનાથબાબુ નથી.

'પ્રિયનાથબાબુ ક્યાં છે?'

'ચેઈન વીંટાળે છે.'

આ વખતે ગયાનાથ સુહાસ તરફ આગળ આવે છે, 'સર, અહીં તમે લોકોએ

આ માપ-મોજણી દ્વારા શું મેળવ્યું? નદી શું તૂટી પડી છે? માપ-મોજણીમાં!'

સુહાસ બેઠો બેઠો જ કહે છે, 'તમે જે જુઓ છો તે જ અમે પણ જોઈએ છીએ. માત્ર અમે આ બધું મૅપ-બૅપમાં આંકી રાખીએ છીએ.'

'તે જ મારે કહેવું છે, સર. '૬૮ના ફ્લડમાં નદીનો પ્રવાહ આ સ્થળે આવી ગયો હતો, ફરી વળ્યો હતો, એ તો બરાબર. પણ તે પછી ફરી તૂટ્યો નથી, વળ્યો નથી. પેલું ફૉરેસ્ટ પણ આ બાજુ, નદીની બાજુએ છે; એ પછી આગળ વધી જશે.'

'તે જ્યારે વધી જશે ત્યારે જશે; અત્યારે તો હવે જવાનું નથી,' વિનોદબાબુએ તેમના ચોપડામાંથી આંખ ખસેડ્યા વિના જ કહ્યું.

'પણ, સર, આ ભર વર્ષામાં તો નદી બધી જગ્યાએ ફરી વળશે. જ્યાં જશે તેય શું બાદ કરી દેશો? એ રીતે તો તમામ મૌજા બાદ કરી દેશો —' ગયાનાથ ઉત્તેજિત થઈ ગયો, અને ત્યારે તે શિષ્ટ ભાષા બોલી શકતો નથી. ક્ષણ પછી જ સુહાસને લાગે છે કે ગયાનાથની વાતમાં આ ગામમાં આખું જીવન રહેવાથી અહીંની નદી જોઈ જોઈને જ કોઈ સર્વજનીન દાર્શનિકતાની વાત તે ગબડાવતો નથી; તેને કંઈ બીજું ચોક્કસપણે કહેવું છે. તેથી તેણે ગયાનાથને પૂછ્યું : 'તેમ હોય તો તમારે શું કહેવું છે? એટલે કે તમે કંઈ કહો છો?'

'ના, સર, હું કહું છું કે તમારા આ મૌજાના મૅપમાં ફેરફાર કરવાનું તો કંઈ છે નહિ. જે મૅપ છે, તે જ રહેવા દો —' ગયાનાથ વાત પૂરી કરી શકતો નથી. પણ લાગે છે કે તે તે પૂરી કરવા ઇચ્છે છે.

સુહાસ પૂછે છે, 'એટલે કે અમે જોઈએ છીએ કે ગાજોલડોબા નથી, હાંસખાલિ નથી, ચૉરાશી નંબર નથી — આટલાં બધાં નિશાન નથી અને અમે આ મૌજા મૅપમાં લખી દઈએ કે બધું બરાબર છે!'

'ના, ના, તે લખવાની શી જરૂર છે, સર; કશુંય લખશો નહિ; જે છે તેમનું તેમ રહેવા દો.'

'તે હોય તો તે રેકૉર્ડ કરવો પડે. હું જમીનના પ્લૉટને નંબર કેવી રીતે આપું, અને ખરું તો પ્લૉટના નંબર શરૂ જ કેવી રીતે કરું?'

'એ તો કરજો — જ્યાં જ્યાં ફૉરેસ્ટની જમીન કબજામાં આવી છે ત્યાં ત્યાં.'

'ફૉરેસ્ટની જમીનનો કબજો થયો છે, એટલે શું?'

'એટલે, પહેલાં ફૉરેસ્ટ હતું, જે લોકોએ ખેતી કરવા લીધી છે તે જમીનને તો તમે ખેતીલાયક જમીન જ ગણશો ને?'

'કોણ ખેતી કરે છે? ફૉરેસ્ટની જમીન તો ફૉરેસ્ટની. કોણે ખેતી કરવા આપી છે? એને બદલે ઊલટું હોઈ શકે — પહેલાં સમૃદ્ધ હતી, હવે ફૉરેસ્ટ થયું છે.'

'હા, હા, તે પણ હોઈ શકે. પણ અહીં તો બધી જ જમીન ફૉરેસ્ટની હતી; તેમાંથી ખેતી માટે લીધી છે.'

વિનોદબાબુએ આટલી વારે મોં ઊંચું કરીને કહ્યું, 'પુરાણા જમાનાની વાત કાઢવાથી શું લાભ? તે જ્યારે ફૉરેસ્ટ તરીકે હતું ત્યારે હતું. હવે અમે જોઈએ છીએ કે નદી આટલી દૂર આવી છે — એ તો લખીશું ને?' વિનોદબાબુ ઊઠીને ઊભા થયા; તે પછી તેમણે સુહાસને કહ્યું, 'તમે સમજ્યા ને સર, ફૉરેસ્ટની જમીન પર જ્યારે ગયાનાથબાબુ ખેતી કરશે ત્યારે તે ખેતીવિષયક તરીકે બતાવવાની રહેશે, અને ગયાનાથબાબુની જમીન જ્યારે નદીની અંદર જશે ત્યારે ગયાનાથબાબુની જ રહેશે. શું કહો છો ગયાનાથબાબુ?'

'વાત તો તમે સીધીસટ કહી, અમીનબાબુ, પણ બરાબર જ છે. જમીનને તો બીજી પાંખ નથી કે તે ઊડી જશે; જ્યાંની જમીન તે ત્યાંની ત્યાં જ રહેશે — તે જમીનની ઉપર પછી જંગલ હોય કે પછી પાણી હોય.'

સુહાસ સમજી શકે છે કે પાસે રહીને, પાછળ પાછળ આવીને, પહેલાં અન્યમનસ્કભાવથી, હવે વધારે જોર દઈને ગયાનાથબાબુ કોઈ વાત પ્રમાણિત કરવા ઇચ્છે છે. એ વાતના સમર્થનમાં કાયદાનું પ્રકટરૂપે કોઈ વિધાન નથી થયું, એટલે તેની વાત કદાચ આટલી ગોળ ગોળ-પેચીલી લાગે છે. પણ કદાચ કાયદાનું સમર્થન અંદર હોય અથવા હોઈ શકે. સુહાસની આગળ જ વાત કરે છે એટલે આ રીતે વિચારીને બોલે છે. 'પણ તેથી તમને શો લાભ? એટલે કે તમને બધાને? અમે જ્યારે નદી અંકિત કરી લઈએ જ નહિ, ત્યારે પણ નદી અહીં જ રહેશે.'

'પણ નદી તો અહીંથી સરી જશે, સર, અને બે મહિનામાં જ નદી વહી જશે.'

'ના, તે તો જશે જ; વર્ષામાં નદી જેટલી ઊભરાઈ આવે છે તેટલી શિયાળામાં તો રહેશે નહિ; પણ તમે માત્ર શિયાળાની નદીને જ નદી કહેશો, ખરું? વર્ષાની નદી પણ નદી જ છે; વર્ષાનું પાણી જશે ક્યાં?'

'એ તો સર, જો તમે એને નદી કહી ડીકલેર કરી દો, નોટિસ આપી દો, તે પછીયે નદી તો વધારે વિશાળ થઈ શકે, વરસાદ વધારે પડવાથી પણ જર-જમીનમાં પ્રવેશી જઈ શકે; ત્યારે શું કહેશો? જ્યાં જ્યાં પ્રવેશેલું નદીનું પાણી ભરાયું છે તે બધી જગ્યા નદીની થઈ ગઈ?' ગયાનાથની આ વાત સાંભળી સુહાસ સમજી શક્યો - જેનો ઉત્તર આપવો મુશ્કેલ છે તે વાત ના સાંભળવી, અને પોતાના પક્ષની જોરદાર વાત વારે વારે કહેવી — તર્કના આ બહુ અભિજ્ઞ દાવ-પેચ પર ગયાનાથનું સારું પ્રભુત્વ છે. સુહાસનો પેલો સંદેહ દૂર થઈ જાય છે કે ગયાનાથ તેની વાત કદાચ કરી શકતો નથી. વિનોદબાબુ બોલી ઊઠે છે, 'અમે અહીં જે જોઈએ છીએ તે જ લખીએ છીએ. એ પછી એટેસ્ટેશનને વખતે કહેજો; ત્યારે તો વર્ષા હશે નહિ; તપાસને વખતે કહેજો; જો ભૂલ થઈ હશે તો ભૂલનું લિસ્ટ બહાર આવશે. ચાલો સર, આપણને બહુ મોડું થશે. એક જગ્યાએ જ સમય ગાળી દેવો પાલવશે નહિ.'

'તે તો થશે જ અમીનબાબુ. પણ અહીંયાં તો સરની પાસે મારી વાત કહીશ.

કહેવાય કે ના કહેવાય?'

સુહાસ તરત જ કહે છે, 'ચોક્કસ, ચોક્કસ; તમે તમારે બોલો ને. હું તો તમારી વાત સાંભળું જ છું ને!'

સુહાસને લાગે છે કે ગયાનાથે તેનો મત આપી કાયદાનું વિધાન સંભળાવી દીધું. વિનોદબાબુ પણ ચૂપ થઈ જાય છે. ત્યારે ગયાનાથ કહે છે, 'મારી વાત તો સીધી જ છે, સર; તમે લોકોએ જ્યાં નદી આંકી છે ત્યાં નદી નથી; એ તો વર્ષાનું પાણી છે.'

જાણે ગયાનાથની વાત ચકાસી જોવા માટે સુહાસ નદી તરફ ફરે છે. નદીની વધારે નજીક જાય છે. તે પછી નીચો નમી તે કિનારાની માટી તૂટેલી, તે લાઈન જુએ છે. તે હવે એ લાઈનની સમાંતર ઉત્તરે ચાલે છે — નીચો થઈને કિનારો તૂટવાની લાઈન જોતો જોતો, પરીક્ષા કરતો કરતો. વચ્ચે પેલા ઊખડી ગયેલા વૃક્ષનો અવરોધ આવે છે, પરિણામે તે વૃક્ષને ફરીને બીજી બાજુ જવું પડે છે. ગયાનાથ અને વિનોદબાબુ પાછળ જ છે. સુહાસ સમજી ગયો છે કે ગયાનાથ કાયદાના જોરે જ વાત કહેવા માગે છે; તેથી સુહાસ પણ તેની યુક્તિને વધારે ચકાસવા ઇચ્છે છે. તે એક વળાંક સુધી જોવા ઇચ્છે છે — જે વળાંક એના જોતાં જોતાંમાં નદીને જમણી તરફ લઈ ગયો છે. આ કિનારાની લાઈન નિશ્ચિતરૂપે નદીનો કિનારો તૂટવાની લાઈન છે. વર્ષાના પાણીમાં નદી જો આટલી ભરાઈ હોય તો શું આ રીતે કિનારો ભાંગત? સુહાસે નદીના કિનારા તૂટવાનું બહુ જોયું નથી. સામાન્ય જોયું હોવા છતાં પણ તેમના પાયામાં આટલું વર્ષાનું પાણી તેને માટે તો ધારણાની બહારનું છે. સુહાસ સીધો થઈ ઊભો રહી તિસ્તા તરફ એક વાર જુએ છે. તેની સામે એકાદ આછા ઝાડ-ઝાંખરું છે. તેની ફાટમાંથી દેખાય છે તિસ્તા. દૂર કાદવમાં તિસ્તા પર આકાશના અને પ્રકાશના ભિન્ન ભિન્ન રીતે પડવાથી છાયા અને તડકાનો પણ કેટલો બધો અજસ્ર વિન્યાસ થયો છે! તે વિન્યાસમાં ક્યાંય પ્રવાહ નથી, ધોવાણ નથી, આક્રમણ નથી, અવાજ નથી. સુહાસને ઇચ્છા થઈ આવી કે તે તિસ્તાનો અવાજ સાંભળે. આંખ મીંચીને તે તિસ્તા તરફ ધ્યાન આપે છે. પહેલાં તો ફૉરેસ્ટનાં તમરાંના અવાજ સાથે ભળી ગયેલો સંભળાય છે. ત્યાર પછી ધીરે ધીરે પેલો અવાજ અલગ થઈ જાય છે. અલગ થતાં થતાં જાણે જળના તળિયાનો ઘોષ પ્રવાહની ઉપર ઊઠી આવે છે. તિસ્તા જાણે ફરીથી જળસ્રોતમાંથી ધ્વનિસ્રોત બની જાય છે; અવિરત ધ્વનિ. બોલ્ડર સાથે બોલ્ડરના અથડાવાનું તોપ-ગર્જન માટીને ભેદીને ઉપર ઊઠી આવે છે.

અદૃશ્ય જળગર્ભ જીવંત થઈ જાય છે. સુહાસ આંખો ઉઘાડે છે. અવાજ ઘણો બધો મળી જાય છે.

સુહાસ પાછો ફરે છે. તે તેનો તર્ક બરાબર ગોઠવે છે. જો કોઈ પ્રમાણ હાજર કરી શકે તો ગયાનાથ એમ કરે. નહિ તો તેણે જે લખ્યું તે જ પાકું.

અથવા ધોવાય છે તે બધી ગયાનાથની જમીન છે. તિસ્તાનાં પાણીતળિયેની માટી હવે પ્રાકૃતિક રહી નથી, પાણીના તળિયાનું રહસ્ય રહ્યું નથી, અંતર્સ્રોતમાં અને બાહ્યસ્રોતમાં જાણે અમાનવીય શક્તિ નથી. તિસ્તાનું પાણી, વિશેષ આ તીરવર્તી પાણી, તિસ્તાની માટી, વિશેષ આ તીરવર્તી માટી ખૂબ પ્રાકૃત માનવીય શક્તિ બની ગઈ છે. ઝૂપ્ ઝૂપ્ કરતી જે માટી પડે છે અથવા પ્રવાહના દરેક આઘાતથી કાંઠાનાં તળિયે જે ફાટ થતી જાય છે તે બધી માટી અને તીરભૂમિ ગયાનાથની છે.

સુહાસ તિસ્તા તરફ એકીટસે જોઈ રહે છે. પરંતુ દૂરના વિસ્તારની અતિ અનિર્દિષ્ટતામાંથી નજર પાછી વાળી લાવે છે આંખ તળેની નજીકની નિર્દિષ્ટતામાં - તિસ્તાનું પાણી જ્યાં ઘનિષ્ઠ મિત્ર છે. સુહાસની ખૂબ પાસે કાદવવાળા પાણીમાં ફીણની પાતળી સફેદ રેખા હાલી રહી છે; થોડાક હાથ દૂર પહાડમાંથી ધસતા તિસ્તાના પ્રવાહનું ખેંચાણ અહીં સુધી પહોંચતું નથી. માટીમાંથી ઘાસ લઈ સુહાસ એ પાણીમાં નાખી દે છે, જાણે પરિચિત આત્મીયતામાં. તે પછી વિનોદબાબુને કહે છે, 'તો, એમનું જે પ્રમાણ છે તે તો ત્યાં પણ આપી શકે છે; અહીં આવવાની શી જરૂર છે?'

વિનોદબાબુ પણ થોડી વાર ચૂપ રહ્યા પછી વિહ્વળતાથી કહે છે, 'હા, તેમ જ સર, તમે કહ્યું, હું પણ હવે વિચારતો નથી.' અટકીને ફરી કહે છે, 'હવે આપણે જઈ શકીએ; પેલા તો ત્યાં આવશે.'

'બરાબર અહીં જ આવશે, જ્યારે ગયા છે —' કહી સુહાસ પેલા ઝાડ પર બેસે છે અને હસીને વિનોદબાબુને કહે છે, 'શું આ મૌજાનું નામ બદલી નાખશે કે? શું કહેતા હતા, 'ગયાનાથની જમીન?'

'ના સર, અમસ્તો જ બોલ્યો હતો.' જાણે વિનોદબાબુ પોતાની કેફિયત આપે છે. પણ સુહાસ ફરીથી કહે છે, 'નામ ખોટું તો નથી, 'ગયાનાથની જમીન'. આ બાજુ તો આ રીતનાં નામ હોય છે.'

'હા, સર, હોય છે.' —

ત્યારે શું સુહાસના મનમાં આવેલું નામ જાણે તેનું સાંભળેલું છે? બહુ દિવસ પહેલાં કંઈ સાંભળ્યું હતું? સ્મૃતિમાં ક્યાં છે? — નક્ષલવાડિ, બુડાની જમીન; મંગલવાડિ જમીન, કાલીની જમીન? તે દિવસે આમ ક્યાંય ચાલી જવાને બદલે, દસ-બાર વરસ પછી, અહીં સુહાસ બેઠો છે એવા એક સ્થળનું નામ હોઈ શકે છે — 'ગયાનાથની જમીન'. તે ઇચ્છા કરે તો એ નામ આપી દઈ શકશે, આપી દઈ શકે છે. અને ગયાનાથ જોતદાર ગયો છે તેની સમક્ષ રજૂ કરવા માટેનું પ્રમાણ લઈ આવવા. હવે સુહાસ જોતદારનો ન્યાયાધીશ છે. એ તો સુહાસની જીત જ છે, ઘણી મોટી જીત. પણ સુહાસ વિજયનો અનુભવ કરી શકતો નથી. 'ગયાનાથની જમીન' એવા એક નામની સાથે જ વિજયનો બોધ તેના મનમાંથી અદૃશ્ય થઈ જાય છે. તે

રાહ જોઈ રહ્યો છે ગયાનાથની. ગયાનાથ તેને બેસાડીને ગયો છે; ફરીથી પાછો આવવાનો છે, દસ વર્ષ પછી તેને જોઈને ગયાનાથે છુપાઈ છુપાઈને તેને ન્યાયકર્તા તરીકે માની લીધો છે. હમણાં ગયાનાથ, તેના હાથ દ્વારા આ નદી અને નદીનું પાણી અને નદીના તળિયેની માટી અને આ જંગલ બધું જ ગયાનાથનું છે એમ મનાવી દેવા આવે છે. માની નહીં લે તો અપીલ થશે. અપીલની અપીલ થશે. અપીલની અપીલની અપીલ થશે. ત્યારે તો સુહાસ એક નિમિત્તમાત્ર હશે. આત્મદયામાંથી પોતાને બચાવવા સુહાસ ફરીથી નદી તરફ જુએ છે. તેય નસીબ છે કે તિસ્તાએ ગયાનાથની આટલી જમીન મેળવી છે — તેથી સુહાસ કંઈ નહિ તોયે જોતદારનો ન્યાયાધીશ બની બેસી શક્યો છે. સુહાસ ફરીથી પાણીમાં તણખલું ફેંકે છે. 'જોતદાર વિરોધી મિત્રશક્તિ', ના, 'શ્રેણી સંગ્રામની મિત્રશક્તિ', વળી 'વામફ્રન્ટ સરકાર ખેડૂતોની મિત્રસરકાર', વળી 'સુહાસ ખેડૂતોનો મિત્રહાકેમ', ચારે બાજુ મિત્ર. પરંતુ જેનો મિત્ર છે, તેને જ શોધી શકાતો નથી.

## 26

## ભીડ અને ગયાનાથ

અનેક માણસોના પગના દાબથી સડેલાં ભીનાં પાંદડાં કચરાતાં હતાં. તેનો એક પ્રકારનો હિસ્ હિસ્ અવાજ સંભળાય છે. સુહાસ જુએ છે તો બહુ લોકો આવી રહ્યા છે. વિનોદબાબુ કહે છે, 'આ વળી શું? આ તરફનાં બધાંય લોકોને લઈને તો નથી આવ્યો ને?'

'એવું જ લાગે છે.' એમ કહી સુહાસ વિચારે છે કે પહેલેથી જ બધી તૈયારી કરી દીધી હશે કે શું? તો તો સવારથી જ સર્વેની પેલી જગ્યાએ આટલા બધા લોકો એકઠાં થયાં હતાં તે બધાં જ શું ગયાનાથનાં જ માણસો હતાં? જાણે ગયાનાથનો શું કોઈ વિરોધી પક્ષ છે? એમ સુહાસ વિચારે છે. કોઈ નદીનાં માણસો નથી?

સુહાસ તૂટેલા ઝાડ પર બેઠેલો જ હતો. સઘળું ટોળું સામે આવીને ઊભું રહી જાય છે. સુહાસ બેઠો બેઠો જ જોઈ રહે છે. ગયાનાથ જોવામાં આવતો નથી. તેથી જાણે એક જાતના ઝઘડાનો વિચાર આવે છે. અહીં આ વનમાં છૂટાછવાયા થવાની તો જગ્યા નથી. છૂટાછવાયા થવા માટે બધાય અહીં આવ્યા પણ નથી. બેસવાની જગ્યા નથી — વર્ષાનાં આ જંગલમાં. આખું ટોળું ઊભું રહીને ભીડ કરી રહ્યું છે. તેથી નિરુપાયે લોકોની ભીડને કેટલીક લાઈનમાં ઊભા રહેવાનું છે, અને આ ભીડની બરાબર સામે સુહાસ એકલો જ છે; પાછળ નદી છે અને એ બેઠો છે. વિનોદબાબુ સુહાસથી થોડે દૂર ઊભા છે, પણ ભીડની સામે જ. અત્યારે આ રીતે ઊભા રહેવાનું

થયું છે તેથી બધાંનાં મોઢાં ભળી ગયાં છે. વ્યવસ્થિત સજ્જ થઈને, લગભગ કેલેન્ડરમાં દેખાતી રાષ્ટ્રીય સંહતિના ચિત્રની જેમ વ્યવસ્થિત સજ્જ થઈને — તાંબાવર્ણા મોંગોલિયન મોઢાંની પાસે જ મૂળ નેપાળી મોઢાંની તીક્ષ્ણતા અને પાછળ સાંથાલીઓનાં લાંબાં મોઢાં ગોઠવાયાં છે. સુહાસ અહીં નવો નવો છે એટલે, અને આ પ્રદેશ સાથેની માહિતી અને મૅપ અને રિપોર્ટ વિશેનો જ તેનો પરિચય છે એટલે, આ મોઢાઓની ભિન્નતા તેની આગળ સહજ જ પકડાઈ જાય છે. નહિ તો તો આ ભીડમાં પહેરવા-ઓઢવાનું વૈચિત્ર્ય એટલું ઓછું છે કે લોકોને 'ભીડ' એમ જ કહેવાનું થાય; જુદી જુદી આદિવાસીઓની જાતિ-ઉપજાતિ એવું તો કહેવાનું થાય જ નહિ.

પણ આટલા માણસો આટલા પાસેપાસે ભીડ કરીને જંગલની વચ્ચે સુહાસની સામે ઊભા છે એ જાણે કે ગયાનાથ, લોકોને ભેગાં કરી તેને ભય બતાવતો હોય એવું લાગે છે. સુહાસ ઊઠીને ઊભો થાય છે; પછી થોડા કડક અવાજે પૂછે છે, 'ગયાનાથબાબુ ક્યાં છે?' એકાએક જાણે સુહાસ વિચારમાં પડી ગયો હોય એવું લાગે છે — આ જંગલમાં તેને અને વિનોદબાબુને આટલા અલગ કરી દઈ શું ગયાનાથ કોઈ જાળ પાથરી રહ્યો છે? સુહાસ વિનોદબાબુ તરફ જોતો નથી, પણ સમજી તો શકે છે કે તેની ભાવભંગિમાં પણ એક અનિશ્ચિતતા છે. સુહાસ ભૂલી શકતો નથી કે તેની બરાબર પાછળ જ તિસ્તા છે, વર્ષાઋતુની તિસ્તા છે. અને સામે આટલા બધા માણસો છે, આદિવાસીઓ છે.

આટલી અનિશ્ચિતતા અને અસ્થિરતા હોવા છતાં પણ સુહાસ સામેના આ ચહેરાઓ તરફ એવી રીતે જુએ છે કે જાણે દસ-બાર વર્ષ પહેલાં કોઈ સ્વપ્નમાં ના જોયા હોય! અત્યારે પરીકથામાં જોતો હોય એવા લાગે છે! વ્યક્તિત્વ નહિ, સમષ્ટિ જ જે મુખની રેખાઓ અને આકારમાં, નાક-મુખ-આંખ-કાનની જેમ વ્યક્તિગત બધી જ દૈહિકતામાં પણ કોરેલી હોય તે પ્રમાણે આટલા મોઢાંની હાર સુહાસને કોઈ એક લુપ્ત સમુદાય સમક્ષ હાજર કરે છે. કોણ જાણતું હતું કે આવા પ્રતિપક્ષમાં તેને પ્રકટ થવું પડશે?

'એ ખસી જા, ખસી જા' — જંગલી કૂકડાના અવાજવાળી ગયાનાથબાબુની બૂમ લોકોના ટોળામાં થઈ આગળ સંભળાય છે. પછી સામેની હારમાં ઊભેલા લોકો ખસી જઈ જગ્યા કરે છે અને એ જગ્યામાંથી પાછળથી ગયાનાથ આ તરફ આવવા જતાં જ અટકી જાય છે. તેને નહિ જોતાં સામેનો એક જણ ડાબી તરફ ખસી, પડેલી જગ્યાને બંધ કરી દે છે. ગયાનાથને નમીને, આગળ માથું બહાર કરી પછી પાછળથી બહાર આવવું પડે છે. તેના ધોતિયાનો એક છેડો ભીડમાં ક્યાંક ભરાઈ જવાથી તેની સાથળ સુધીનો ભાગ ખૂલી જાય છે. કદાચ ધોતિયું જ નીકળી જાય એ ખ્યાલથી ગયાનાથ ધોતિયાને પકડી રાખે છે. ભીડમાં કોઈને ખબર પડતી નથી કે ધોતિયું ક્યાં ભરાઈ ગયું છે, અને એ અવસ્થામાં ગયાનાથ જંગલી કૂકડાના અવાજે રાડ નાખે

છે, 'સા-લા, ચૂતમારીના; સા-લાઓ, જંગલમાં આવી જંગલિયત કરો છો? જાણે જોતા નથી કે શું છે, ને શું નથી? અહીં શું સર્કસ આવવાનું છે? કે નવટંકી થવાનું છે?'

એટલામાં ધોતિયું ગયાનાથની પાસે પાછું આવે છે. ગયાનાથ સુહાસની આગળ ઊભો રહી દંગલને ફરીથી ધમકી આપે છે. તેની ફજેતીને કારણે ભીડ સામે જોતાં જોતાં તેની ડોક ખૂબ હાલે છે. જેટલું હલાવે તેટલો ગુસ્સો કરતો નથી. અથવા તો, માથું હલાવી ગળામાંથી અવાજ બહાર કાઢવાનું તેને માટે સંભવિત નથી. તેથી ભીડની સામે ઊભો રહી, માથું ડોલાવી, માટી તરફ જોઈ, ગળામાંથી જેટલું વધારે જોર કાઢવાનું સંભવિત છે તેટલું જોર લગાવી, ગયાનાથ બધાને ધમકાવે છે — 'કોણે તમને આવવાનું કહ્યું હતું? સાલું ભૂતનું ટોળું બધુંય ભેગું થયું છે — સાલાઓ, કીડીની જેમ લાઈન લગાવો, લાઈન. સાલા બળદિયાઓ!'

ગયાનાથની પહેલી બૂમથી બધા થોડા ગભરાઈ ગયા હતા. પણ ધોતિયું ખેંચાવાની વાતથી બધા જ બીજી તરફ દોરવાયા હતા, બીજા કામમાં ગૂંથાયા હતા, અને ક્યાં જતું રહ્યું છે તે શોધી નહિ શકતા એ જ કામ વધ્યું હતું. આમાં ધોતિયું પૂરેપૂરું ખૂલી જઈ શકે એવો ગયાનાથનો ભય જોઈ બધાને મજાક પણ મળે. હવે ગયાનાથના માથું ફોડી નાખે એવા ચિત્કાર ઉપર લોકો એના શરીરે ધક્કા મારી હસે છે. પણ હસી જવાથી એ લોકો એની આડશમાં મોઢું છુપાવવાનો પ્રયત્ન કરે છે. ભીડમાં કોઈ ગયાનાથને જોઈ શક્યા નહિ અને ગયાનાથ ભીડની આડશમાંથી સામે બહાર નીકળી શક્યો નહિ — એનાથી વધારે મોટી મજા લોકોને માટે બીજી કઈ હોઈ શકે?

ગયાનાથ યાક્ થૂ કરી અવાજ સાથે થૂંક્યો. ધોતિયા વડે મોં અને હોઠ લૂછી લઈ ઝડપથી પાટલીનો છેડો ફરી ઉલટાવી ઊંચો લઈ શર્ટની નીચે ખોસી દે છે. પછી, ફરીથી મોઢું નમાવી પાટલીનો છેડો થોડો ઊંચો કરી લૂછે છે. આ બધું જ તે સુહાસ તરફ પીઠ ફેરવી, ભીડની સામે ઊભો રહી — જાણે ભીડ તેની અંદર છે — એ રીતે કરે છે. છેવટે ભીડ તરફ પીઠ ફેરવી સુહાસની મુખોમુખ ઊભા રહેવા પહેલાં તે સામેની હરોળના લોકોની આંખમાં આંખ રાખી પોતાના મૂળ અવાજમાં રાડ પાડી ઊઠે છે, 'ભેંસોનું ધણ!'

સુહાસ બેઠેલો હતો. બેઠેલો જ રહે છે. તે ગયાનાથને કંઈ પૂછતો નથી. તેને પૂછવાનું કંઈ છે જ નહિ. તે ઉપરાંત સુહાસ સમજે છે કે ગયાનાથે થોડી વાર પહેલાં એકલા એકલા, ધીરે ધીરે વાત કરી સુહાસ વગેરેની સમક્ષ પોતાને ખૂબ સારી રીતે પ્રતિષ્ઠિત કર્યો હતો અને પરિણામે થોડું બળ પણ મેળવ્યું હતું. અત્યારે જે ભીડ તેની સાક્ષી-પ્રમાણ છે તેના વડે જ તે દબાઈ જઈ તેનો આ પ્રયત્ન નાશ પામ્યો. અત્યારે સુહાસ પણ તેને વધારે બળ ફરીથી મેળવવા સમય આપશે નહિ. તેને તેનું

પ્રમાણ સીધું જ હાજર કરવું પડશે. જે કોઈ પણ પ્રમાણ હશે, ત્યારે સુહાસ શું બોલશે તે બરાબર ગોઠવી લે છે — તમારી વાત સાંભળી, અમને જે લાગશે એ પ્રમાણે ડ્રાફ્ટમાં રહેશે. ત્યારે જોઉં કે જો તમને કોઈ વાંધો હોય તો તેની અરજી કરજો.

ગયાનાથ કહે છે, 'સર!'

'હાં, શું કંઈ લાવ્યા છો?' સુહાસ હાથ લંબાવે છે.

'પ્રમાણ દેખાડું સર?' ગયાનાથ પૂછે છે.

'પ્રમાણ બતાવીશ એમ તમે કહ્યું છે; બતાવવું કે નહિ એ તો તમારી બાબત છે.' સુહાસ કાયદાની ભાષામાં વાત કરે છે.

'સર, મેં બે માણસો બોલાવ્યા છે; તેઓ આવી ગયા છે.'

'તે આવ્યા હશે. જે બતાવવાના છો તે બતાવો ને!'

'તમે કશું મનમાં લેશો નહિ ને, સર?'

'શા માટે?'

'આ જંગલિયત આ જંગલમાં ચાલી આવી છે.'

'તેથી અમારા કામમાં તો કોઈ અસુવિધા થવાની નથી — તમારે શું બતાવવાનું છે? બતાવો ને!'

'બતાવું છું, સર, પણ મને કંઈ દોષ દેશો નહિ.'

'દોષ-ગુણની કંઈ વાત જ નથી. આ તો કાયદાની બાબત છે.'

'ના, આ જંગલિયત આવી ગઈ છે.'

'ભલે; આપો ને, શું બતાવવાનું છે —'

'હે-એ-એ- વાઘારુ', ફરીથી જંગલી કૂકડાના અવાજે ગયાનાથ ચિત્કાર કરે છે.

ગયાનાથની બૂમ સાંભળી, ભીડને ઠેલી એક માણસ સામે આવી ઊભો રહે છે. ભીડને પાછળ રાખી તે વધારે આગળ આવીને ના બોલે તો સમજાય નહિ કે તે ગયાનાથની બૂમ સાંભળીને આગળ આવ્યો કે નહિ. ગયાનાથ કહે છે, 'જા, જા; જલદી જા; આ પ્રદેશની લાઈનદોરી કરી આવ, સમજ્યો?' ચૂપચાપ એ માણસ ઉત્તર દિશા તરફ ચાલી જાય છે; નદીના કિનારે ઘસાઈ, નદી તૂટેલી તેની લાઈનની પરીક્ષા કરતો થોડો આગળ જાય છે, જ્યાં સુહાસ ગયો હતો. એ માણસના આ રીતે ચાલી ગયા પછી થોડી વારે સુહાસને થાય છે કે પહેલાં શું આ માણસે જ ચેર લૂછી હતી અને ઝાડ પર ચઢ્યો હતો? પણ એ માણસ કોણ? ભીડ તરફ જોતાં સુહાસ સમજી શકતો નથી. આટલી વાર ગયાનાથબાબુના મોંએ આ નામ ઉચ્ચારાયેલું સાંભળવા છતાં તે જેમ એ માણસનું નામ સમજી શકતો નથી, તેમ આટલું લોક સામે જ ભીડ કરી ઊભું રહ્યું હોવા છતાં પણ તે ઓળખી શકતો નથી — એક ચહેરો પણ ઓળખી શકતો નથી - અથવા તો એક ચહેરાથી બીજા ચહેરાને અલગ

કરી શકતો નથી.

પેલા માણસના ગયા પછી ભીડ થોડી છૂટી પડે છે. ઘણાં તો એની સાથે સાથે ઉત્તર દિશા તરફ ઝાડીની ધારે ધારે ચાલી જાય છે — અને બીજાં ઘણાં એ જગ્યાએ જ બેસી પડે છે, ઢીંચણ જોડી હલાવે છે, અને કોઈ કોઈ ઊભા ઊભા વિનોદબાબુ, સુહાસ અને ગયાનાથ સામે જોયા કરે છે.

'સર, તમે તો આ જિલ્લાનો મૅપ-બૅપ બધું જોઈ લીધું છે ને?'

'જિલ્લાનો? હા, કેમ?'

'ના, એમ જ; જાણો છો ને કે આપણે તો તિસ્તાની ખૂબ જ નજીક ઊભા છીએ; આપણી પાછળ, તમને કદાચ ખબર હશે કે કેમ, પણ વધુ ઉત્તરે અને પૂર્વે ચાલસા, હયહય પાણીનો વિસ્તાર છે.'

'હા, એ તો જાણું છું.'

'એ તો જાણતા જ હશો, સર. તમે નહિ જાણો તો કોણ જાણશે? અને આ જે તિસ્તા નદી, એની સમાંતર પેલી બાજુ પશ્ચિમે વૈકુંઠપુર ફૉરેસ્ટ છે. આ ગાઢ વન હતું — પેલા ચાલસાથી અહીં બોદાગંજ સુધી.'

'ત્યારે શું નદી નહોતી?'

'એ જ તો કહું છું, સર, નદી પણ છે, ફૉરેસ્ટ પણ છે, મૌજા પણ છે, કશુંય જતું નથી —'

## 27

## જમીનમોજણી : ગયાનાથી પદ્ધતિ

ગયાનાથ નદી તરફ આંગળી ચીંધે છે. અને સુહાસ જુએ છે કે દૂર નદીમાં બે માણસો ઘાસના ઢગલાની માફક વહે જાય છે. સુહાસ એક અચાનક બૂમ પાડી ઊઠે છે, 'અરે! અરે!'

'મૂકો ને સર, એ તો વાઘારુ છે.'

'એટલે?' પૂછવા છતાં સુહાસ જાણે સમજી ગયો. 'શી વાત છે? પેલા શું નદીમાં ઊતર્યા છે કે શું?'

'હા, સર. જ્યાં પેલા બે વહી રહ્યા છે ત્યાં તો મારો મૌજા શરૂ થાય છે.'

'એટલે શું તમે આ વર્ષાની તિસ્તામાં પેલા બેને નદીમાં ઉતાર્યા?'

'એ તો વાઘારુ છે સર, એ તો બહાર નીકળી જશે. મને તો એક વાઘારુનું નામ ખબર છે. બીજા પેલાનું શું નામ છે રે?' ગયાનાથ અવાજ મોટો કરીને પૂછે છે.

'મોઈનુદ્દિન — ડોયા-ડાબરિનો.'

'ઓ? મોઈનુદ્દિન! એ તો ચેમ્પિયન તરવૈયો છે, સર. ઓ મારી વાત સાંભળો સર. એ... જ્યાં વાઘારુ અને મોઈનુદ્દિન વળે છે ત્યાં વૈકુંઠપુરનું બોદાગંજ અને આ આપલચાંદ એક થઈ ગયા હતા. મારો જૂના સમયનો વ્યવહાર ચાલે છે, એટલે કે મારા ઠાકુરબાબાનો, એટલે કે ઠાકુરદાદાનો ગ્રામપ્રદેશ ત્યાં હતો. પણ હું શી રીતે કહું કે એ જે પ્રદેશ છે તે મારે નામે લખી આપો? મારે એ વિષે બરાબર દલીલ છે. પણ ત્યાં તો નદી છે. તિસ્તા નદી છે. એ નદીપ્રદેશને તો હું સ્વીકારી લઉં છું. પણ એટલે કંઈ આને ય નદી માની લેવાની?' એમ કહી તે કાંઠાના તળિયાનું પાણી બતાવે છે — 'અહીં નદી ના હોય, આ તો વર્ષાનું પાણી. વાઘારુ અહીં આવી જતાં તમે જોશો કે અહીં પાણી નથી, પ્રવાહ પણ નથી. જેનું પાણી નથી, પ્રવાહ નથી - તે શું નદી હોઈ શકે? આ નદી નથી. અહીં તમારો દાગ નંબર આપવાનો રહેશે.'

આટલી વાર બધી ભીડ નદીને કિનારે અથડાઅથડી કરી પેલા બે તરવૈયાઓને જુએ છે. સુહાસને થોડું જુદું જુદું લાગે છે.

ગયાનાથ તેને તરવૈયાઓમાં ફસાવશે એવું તો તે વિચારી પણ શક્યો નહિ. વિનોદબાબુ પણ સમજી શક્યા નહિ? અથવા તો તેની સાથે ગયાનાથની કોઈ સમજૂતી થઈ ગઈ છે! આ બે જણને તેની સમક્ષ નદીમાં ઉતારવા પાછળ ગયાનાથનું કોઈ પ્રયોજન હોઈ શકે. પણ જો આ બે જણનું જ કશું હોય તો? ગયાનાથનું શું પ્રયોજન? સરકારી ઑફિસરની રૂએ તેને શું કોઈની કશી સાક્ષી રાખવા ઇચ્છે છે? પણ તેથી શું સુહાસ અહીંથી ચાલી જશે? એવી રીતે ચાલી જવાય? પેલા બેના બહાર આવ્યા પહેલાં?

સુહાસની ડાબી બાજુએ ગયાનાથ છે. સુહાસ તેને કહે છે, 'તમે આ રીતે શા માટે સમય વ્યય કરો છો? અમારા સર્વેનો આજે પહેલો દિવસ છે. અમારો ડ્રાફ્ટ બહાર આવે ત્યારે તમારે જે કંઈ પ્રમાણ-સાક્ષી આપવાના હોય તે આપી શકો છો. પેલાઓને નીકળી જવા કહો.'

'એ તો બહાર નીકળી આવશે. પણ તેનો ટાઈમ તો આપવો પડે. તેઓ શું હવે પ્રવાહ કાપીને આવી શકશે? પ્રવાહની સમાંતર આવવું પડશે.'

આ તિસ્તાને આજ સવારથી કેટલીય વાર સુહાસે જોઈ છે! વચ્ચે વચ્ચે તો એ આમ જ ટીકી ટીકીને જોતો. પણ તિસ્તાના પેટાળમાં ગયાનાથની જમીન પર ગયાનાથે જ્યારથી તેની માલિકીના પ્રમાણની વાત ઉપાડી છે, જાણે આ નદી અસલમાં નદી નથી, પણ ગયાનાથની જમીન છે એ વાત આવી છે, ત્યારથી તિસ્તા જાણે બીજું કશું દૃશ્ય રહ્યું નથી, પણ માત્ર સર્વેનું જ ઘટનાસ્થળ બની ગયું હતું. વળી, અત્યારે તિસ્તા નદીના આ દિગન્તવ્યાપી વિસ્તારમાં પેલા બે લગભગ અદૃશ્ય માણસોએ પાણીના ફીણની જેમ વહેતાં જતાં જતાં તિસ્તાને જાણે સર્વે મૅપની લાઈનમાં

ઢાંકી દીધી હતી. સુહાસ ફરીથી કહે છે, 'પેલાઓને કિનારે આવવાનું કહો.'

'ચાલી આવવાનું કહેવાથી શું ચાલી આવી શકશે, સર? એ તો પ્રવાહમાં તરતાં તરતાં ફરી ફરી બહાર આવશે. ઉપરવાસ ભણી જઈને નદીમાં ઊતરી શરીર વહેવા દે છે. એ તો ઉતરાણ તરફ જઈ — લગભગ માઈલ જેટલું જઈ, ડાબી બાજુ વળાંક લઈ શકશે; ત્યાં એક ભાઠું છે. તે સ્થળ તરવૈયા પાર કરી અહીં આવશે.'

સુહાસ જુએ છે કે તિસ્તામાં પેલા બે જણ હવે દેખાતા નથી. તે તેમનાં માથાંના વાળ પણ જોઈ શકતો નથી. પણ તેની પાસેની અને પાછળની પેલી ભીડમાંથી કોઈ આંગળી ઊંચી કરી બતાવે છે —

'એ ત્યાં, એ ત્યાં', 'તરતા જાય છે.' 'આગળ વાઘારુ છે.'

'હે..ઈ ડૂબ્યા કે શું..એ..' એ આંગળીને આધારે જોતાં સુહાસ બે-એક વાર બે કાળાં ટપકાં જોઈ શકે છે ખરો, પણ જોતાં જ પેલાં બે કાળાં ટપકાં એટલે દૂર વહી જાય છે કે તે હવે નજર બરાબર રાખી શકતો નથી. પણ જ્યારે બે-એક ક્ષણ માટે જુએ છે ત્યારે એને તો થાય છે કે પેલા ક્યારેય પાછા ફરશે નહિ અથવા પાછા ફરવાની કોઈ સંભાવના જ લાગતી નથી — તિસ્તાના આ ધૂસર વિસ્તારમાં એ બે કાળાં ટપકાં એટલાં અવાન્તર લાગે છે! 'હે....એ... હવે દેખાતા નથી,' 'ભાઠું આવી ગયું લાગે છે.'

કોઈ એક માણસે મદેશિયા ભાષામાં પૂછ્યું, 'બે જણ ભાઠા સુધી આવી ગયાં?'

'હા, બન્ને જણ આવી ગયા છે.'

'એ લોકો પાછા આવશે.'

'થોડી વાર આરામ તો કરશે ને!'

'શરીર ઢીલું મૂકી દેશે; બેસી જઈ શરીર ઢીલું મૂકી દેશે.'

'આરામ વળી શેનો? ગયા ત્યારે તો પ્રવાહમાં તણાતા વહેતા ગયા છે?'

'પ્રવાહ તો વહેવા માટે હોય અને શક્તિ ના ખર્ચવી પડે; ખરું કે નહિ? વહેતો તરતો...'

'રહો, રહો. રવાના થયા.'

'ક્યાં ક્યાં?' ભમ્મર ઉપર હાથ ઢાંકી ઘણાંઓ જોવાનો પ્રયત્ન કરે છે. થોડી વારની સ્તબ્ધતા પછી કોઈ બોલે છે, 'ના હે, લાકડું તરી રહ્યું છે.' 'લાકડું તરી રહ્યું છે તો પેલા લોકો ક્યાં તરે છે?' મદેશિયાના અવાજની ઉત્તેજના વિનાની મજાક લાગે છે, 'નદીનું પાણી પી ડૂબ્યા કે શું?' નદીમાં પેલા બે જણાના તણાયે જવા તરફ નજર રાખતાં દૃષ્ટિ ને મન એવા ખેંચાણમાં બંધાયાં હતાં કે તે હવે નરમ થઈ ગયાં છે. પેલા બે જણ નદીની વચ્ચેના કોઈ એક ભાઠામાં જે રીતે શરીર-પગ-હાથ ફેલાવી આરામ કરે છે તે રીતે આટલા બધા લોક પણ જ્યાં સુધી પેલા બે જણને નદીની અંદર જોઈ નહિ શકે ત્યાં સુધી વાતો વાતોમાં સમય પસાર કરે છે.

એક ગયાનાથ આરામ કરી શકતો નથી. તે ભમ્મર ઉપર એક વાર જમણા હાથનું ઢાંકણ, અને બીજી વાર ડાબા હાથનું ઢાંકણ કરી કોઈ એક બિંદુએ પેલા બે જણાને શોધવાનો પ્રયાસ કરે છે. ગયાનાથ જો ભમ્મર પર એક હાથ દઈને ઢાંકતો હોત તો તો કદાચ તે આટલો અસ્થિર દેખાત નહિ. પણ એક વાર જમણો, અને બીજી વાર ડાબો હાથ ઊંચો અને નીચો કરવાને કારણે, લાગે છે કે, તે તિસ્તાના પૂરેપૂરા વિસ્તાર પર નજર ફેરવે છે. આટલા તીવ્ર પ્રવાહના આ આટલા વિસ્તાર તરફ આટલી વાર એક નજરે જોઈ રહેતાં એવું લાગે કે આ કિનારો જ જહાજની માફક વહી રહ્યો છે, અને ગયાનાથ ડેક પર ઊભા રહી સમુદ્રના દૂરના દ્વીપમાં કોઈને શોધી રહ્યો છે.

બધા જ ચૂપ થઈ ગયા હતા — જાણે અભાન અવસ્થામાં! ફૉરેસ્ટના આટલા ઊંડાણમાં, નદીના આવા કાંઠે ચુપકીદી થઈ જતાં આ જગ્યા તેની સ્વાભાવિક સ્તબ્ધતા જ પાછી મેળવે છે. તેથી માત્ર આટલા બધા લોકોનો ભેગો શ્વાસોચ્છ્વાસ જ જોડાય છે. એ દરમ્યાન તિસ્તા ઉપરથી પવન નાચતો-કૂદતો ઝાડ-ઝાંખરામાં થઈ અતિ ઊંડા વનાંચલમાં વહી જવાને માર્ગે જાણે શાલવૃક્ષને પણ મચડી નાખવા ઇચ્છે છે!

'પાછા આવી રહ્યા છે એમ લાગે છે.' ખૂબ દબાયેલા અવાજે કોઈ બોલે છે. બધાયને વાત માની લેવી પડે એ રીતે વાત કહેવાઈ છે. પછી નિઃશબ્દતામાં જ શોધખોળ ચાલે છે. સુહાસ પણ તેની આંખો તીણી કરીને જુએ છે. પણ તેને તો ખબર જ નથી કે કઈ દિશા તરફ જોવાનું હશે! માત્ર આ ધૂસર સમતલ પર કાળું બિંદુ સ્થિર દેખાશે, ત્યારે સુહાસ સમજી શકશે — તરવૈયાઓ માર્ગ કાપી આગળ આવે છે.

'ઓ પેણે, ઓ પેણે, આવે છે, આવે છે.' — સુહાસ જુએ છે કે બધાય તેની ડાબી તરફ આંગળીથી બતાવે છે. ટીકી ટીકીને જોવા છતાં પણ તે કશું જોઈ શકતો નથી. આ બે જણને સામા પ્રવાહમાં કેટલું તરવું પડશે?

સુહાસની બાજુમાંથી જ ગયાનાથ કહે છે, 'હે-એ મવામારિની સીમમાં આવી પહોંચ્યા. ખરું ને!' સુહાસથી બોલાઈ ગયું, 'હં?'

ત્યારે ગયાનાથ સુહાસને પૂછે છે, 'જુઓ છો ને, પેલાઓ આવી રહ્યા છે?'

'ક્યાં?'

'આ... ડાબી બાજુએ', ગયાનાથ તેનો જમણો હાથ સુહાસના મોઢાની જમણી તરફ આડશ કરી કહે છે, 'આ વખતે હવે ડાબી તરફ ડોક ધીરે ધીરે ફેરવો... બસ, જુઓ.' ગયાનાથ સુહાસને સમય આપે છે, 'જોઈ શકો છો ને?'

સુહાસ જાણે બરાબર ચોક્કસ ના હોય એ રીતે કહે છે, 'હાં...'

ગયાનાથ સુહાસને બીજો થોડો સમય આપે છે. પછી પ્રશ્ન પૂછે છે, 'જોઈ શકો છો ને સર?'

'હાં, હાં,! હાં!' સુહાસ તેની નજર સ્થિર રાખે છે. હવે તો એ લોકો તરતાં

તરતાં આ તરફ આવે છે — તેથી કાળું ટપકું નજરમાંથી ખસી જતું નથી; એક વાર જોઈ લીધા પછી એ જ લાગે છે.

'આ જ્યાં તરવૈયા તરી રહ્યા છે તેની ડાબી તરફ, મારી ડાબી તરફ, આ બાજુએ.' એમ કહી ડાબો હાથ ઊંચો કરી 'અઢાર નંબરનો દાગ મવામારિ મૌજાનો અને જમણી તરફ, આ બાજુ, પાંચ નંબરનો હાંસખાલિ મૌજા. બન્ને ય મારા દાગ નંબર છે. પૂરેપૂરા મારી ખાતાવહીમાં છે. તો મવામારિ બાદ આપો. એટલે સુધી મવામારિ પૂરી થઈ ગઈ છે. પણ હાંસખાલિ ચાલુ થાય છે. હાંસખાલિ ત્યાંથી શરૂ થઈ આ બાજુ ફરી ફરી ચાલી આવી છે.' પેલાં બે જણ હવે ખૂબ સ્પષ્ટ દેખાય છે. તેમના હાથ અને પગનું કોઈ હલનચલન હજુ તો સમજાતું નથી, પણ ધીરે ધીરે તેઓનાં માથાં અને ડોકનું હલનચલન સ્પષ્ટ બને છે. ગયાનાથ તેના જંગલી કૂકડા જેવા અવાજને સૌથી વધારે ઊંચે લઈ જઈ કહે છે, 'હે...એ...વાઘારુ; ડાબે હાથે સરક, સરક તો' કહી જમણો હાથ હલાવી સરી જવાની સૂચના આપે છે. ગયાનાથના આવા ચિત્કાર તિસ્તાના પવનમાં વૃક્ષોની ટોચ પર ઘૂમરાય છે.

'ઓ દેઉનિયા, પેલે કિનારે રંધામાલિના બંધ પર જઈને બૂમ પાડો, તો સાંભળી શકશે; આ કિનારેથી બૂમ પાડશો તો તમારા હાથીઓનું ટોળું વળી પાછું ડાબા-જમણી શરૂ કરશે···' ખૂબ ભારે ઊંચા અવાજે પૂર્વ બંગાળના ઉચ્ચારોવાળી વાત સરતી સરતી કાને પડે છે.

ગયાનાથ કાને ધરતો નથી. દરમ્યાન પેલા બે તરવૈયાઓ હાથમાં તિસ્તાનું પાણી લઈ છાંટતા નજરે પડે છે. ગયાનાથ ફરીથી ચિત્કાર કરે છે — 'સરકી જા, ડાબી બાજુ સરકી જા; સત્તર નંબરના દાગ તરફ જા, જા.' — બેમાંથી જે આગળ હતો તે સાચે જ થોડું ડાબી બાજુ વળે છે; પહેલાં સમજાતું નથી, પણ તેનું માથું નિશ્ચિતપણે ડાબી તરફ વળે છે — 'ત્યાં એક તળાવ છે; ફૉરેસ્ટ ડીપાર્ટમેન્ટની સાથે થોડો આંશિક બંદોબસ્ત છે, ત્યાં હાથીઓનું ટોળું પાણી પીવા આવશે તો અમારાથી કશું થઈ શકશે નહીં. એ-ય વાઘારુ, જમણી તરફ ફર; જમણી તરફ, સીધો આવ.'

ગયાનાથ જાણે સુહાસને પેલાં બે તરતાં જણનાં વળવાનું જોવાનો અને તેનું એક અંદાજી માપ લેવાનો સમય આપે છે. ત્યાર પછી કહે છે, 'ત્યાંથી શરૂ થયું, સર - સિદાડોબા, હાતિડોબા, વાઘાડોબા.'

'ગયાડોબા' — અવાજ સાંભળી સુહાસ સમજી શકે છે કે તે પૂર્વ બંગાળની ટુકડીનો હશે. પણ આ ટુકડી આવી ક્યારે, તે સુહાસે તો જોયું ય નહિ, કે પછી પહેલેથી જ ત્યાં હતી — આડશમાં રહેલી?

'સા-લ્લા, તારા બાપા ડોબા', સુહાસની પાસેથી જ ગયાનાથ પાછળ ડોક ફેરવી ચીસ પાડે છે. પરિણામે બધાયનું એક સાથે જે હાસ્ય ઊઠે છે, તેથી સમજાય છે કે ગયાનાથનો આવો અચાનક ગુસ્સો બધાને સ્ફૂર્તિમાં લાવે છે.

# 28

# ગયાનાથી પ્રમાણ

હવે નદી તરફ કોઈનું બહુ મન નહોતું. પેલા બે જણ પાસે આવી ગયા છે. ગયાનાથ કહે છે, 'આ વખતે જુઓ સર, તમને બે મૌજા બતાવું છું. પેલું જુઓ; એ વિભાગનું કેટલું તમે બધાએ નદીએ મૂકેલું ગણ્યું છે — હે-ઈ, વાઘારુ, સીધો ડાબી બાજુ ચાલી જા.' વાઘારુ સીધો ડાબી તરફ ચાલવા લાગે છે, ચાલ્યા કરે છે. સુહાસ ગયાનાથ તરફ જોઈને કહે છે, 'તમે એ લોકોને બહાર આવવા કહો; હું તમારું પોઈન્ટ સમજ્યો છું.' પણ સમજે છે કે તે એ જગ્યા જ્યાં સુધી છોડી દેશે નહિ ત્યાં સુધી ગયાનાથ પણ તેને છોડશે નહિ, 'અમે પાછા જઈશું.' અને પાછા જાય છે એ સમજાવવા નદી તરફ પાછો ફરી બૂમ પાડે છે, 'વિનોદબાબુ..!'

સુહાસને પાછો ફરતો જોતાં જ ભીડ વચ્ચે માર્ગ થઈ ગયો હતો. વિનોદબાબુનો અવાજ સંભળાયો, 'હાં, સર.'

'ચલો, આપણે પાછા જઈએ છીએ.'

'હાં, સર.'

'પણ, હજૂર, મેં તો હજુ પ્રમાણ બતાવ્યું નથી, અસલ પ્રમાણ?'

'બતાવ્યું તો ખરું બધું; હવે બીજું શું પ્રમાણ?' સુહાસ બે ડગલાં ચાલતો જાય છે, લોકો પણ જાય છે, ગયાનાથ પણ ચાલે છે. તિસ્તામાં પેલા બે જણ તરી રહ્યા છે. કદાચ, ગયાનાથ અને બીજા બધા ભૂલી જાય છે એમ માની સુહાસ કહે છે, 'તેઓને બહાર આવવા કહો.'

'પણ સર તમે તો નદીને જ જોઈ; મારો દાગનંબર તો જોયો નહિ.'

પાછળથી પૂર્વ બંગાળની પેલી ટુકડી કહે છે, 'વળાંક સુધી બતાવીને જ છોડશે -'

સુહાસની સામે રહીને જ ગયાનાથ ઠંડા અવાજે જવાબ આપે છે, 'તારા બાપનું ઘર બાકી છે રે..'

ખાસ રીતથી કે ઠંડા અવાજથી કે વાતથી જ આ વખતે ગયાનાથ જીતી જાય છે. એવા જ હાસ્યથી તેને અનુમોદન મળે છે. સુહાસ થોડો આમતેમ થઈ સમજે છે કે તેના એક પર પણ હાસ્ય કરાયું છે. કહેવાની રીત સારી બની છે.

'એક મિનિટ સર, એક મિનિટ, એ વાઘારુ, અહીં આવી ઊભો રહે, અહીં આવ' સામેના બાયને ખસેડી દઈ ગયાનાથ સુહાસ માટે દૃશ્ય ખુલ્લું મૂકે છે. સુહાસ તેની જગ્યાએથી ખસતો નથી. માથું ફેરવીને જોઈ રહે છે. પાણીની અંદર

ગયાનાથનો વાઘારુ ઊભો છે. એની છાતી સુધી પાણી છે. માથાના વાળ ચોંટી ગયા છે. આ જ માણસ શું? અને બીજો તરવૈયો લાગે છે કે, બહાર નીકળી ગયો છે.

'વાઘારુ, હવે થોડો ચાલવા લાગ, સીધો ચાલ.' પાણીની અંદર છાટકા માફક વાઘારુ ચાલે છે— તે કદાચ પાણીનું તળિયું અસમતલ હોવાને કારણે ય હોય, અને વાઘારુ થાક્યો હોય એટલે પણ હોય.

પાછળથી અવાજ આવે છે, 'લેફ્ટ રાઈટ, લેફ્ટ રાઈટ'.જાણે વાઘારુને ચાલવાનો નિર્દેશ આપે છે, 'લેફ્ટ રાઈટ.'

વાઘારુ એક જગ્યાએ તો પાણીના તળિયે ડૂબકી મારી દઈ પાછો તરવા લાગે છે. ગયાનાથ તેના પૉકેટમાંથી એક દસ્તાવેજ બહાર કાઢી કહે છે, 'આ જુઓ સર, મારી ખાતાવહી, સોળ આનીવાળી ખાતાવહી.' એની ગડ ખોલી સુહાસ જુએ છે. આ મૌજાનો જે ઈલાકો અત્યારે નદીના તળિયે છે તેના જુદા જુદા દાગનંબરની ખાતાવહી છે. તે ઝડપથી તેને ઉલટાવી કહે છે, 'ઠીક છે; મેં તો જોયું.'

'શું જોયું, સર?'

'મારે જે જોવું હતું તે જોયું.'

'જોયું ને સર, આ વિશાલિયા નદી; અને ત્યાં કંઈક ઢીંચણ સમાણું કે છાતી સમાણું પાણી. ત્યાં વરસાદનું પાણી આવી એકઠું થયું છે — એ નદી નથી.'

'સારું. તમે તમારી ખાતાવહી વગેરે વિનોદબાબુને બતાવજો. મેં તો જોઈ લીધું છે. પેલા માણસને ખોટેખોટો એટલે દૂર ફેરવ્યો શા માટે? અહીંથી જ વાંસ નાખ્યો હોત તો તમારી વાત સમજી જાત - નદી નથી, પાણી છે.'

'પણ સર, તમે તો મૅપને આધારે બધું સમજવાના છો, તેથી આ વિસ્તારની મૂળ જગ્યાએથી શરૂ કર્યું. ક્યાં માથું છે અને ક્યાં પૂંછડી છે!'

સુહાસ ચાલવાનું શરૂ કરે છે. તેને ઘેરી વળેલી ભીડ પણ તેની સાથે સાથે વળે છે. બે ડગલાં ચાલતાં જ સુહાસને સમજાય છે કે તે ભીડ વચ્ચે છે; ભીડ ખસશે તો જ તે ખસી શકશે. ભીડ આગળ વધે તે કારણે તે પોતે જ આગળ જવાનો દેખાવ કરે છે. તે વખતે તેની ડાબી બાજુથી ગળું ખોંખારી એક માણસ બોલી ઊઠે છે, 'સર, તમારી સમક્ષ અમારે કશુંક કહેવાનું છે.'

સુહાસ તે તરફ માથું ઊંચું કરે છે. 'અરે, એ ય, જગ્યા કરી આપો, જગ્યા કરી આપો —' કહી કેટલાંક ભીડ ઓછી કરી ખસે છે. એ જગ્યામાંથી એક માણસ આવીને ઊભો રહે છે — દૂબળોપાતળો, કોરા કાપડનો પંજાબી છે, ઘેર ધોયેલું ધોતિયું છે, બગલમાં છત્રી છે, વાળ ઓળવેલા નથી, મોઢા પર બળિયાનાં ચાઠાં છે, ગળામાં તુલસીની માળા છે, તે માણસ તેને માટે નિર્ધારિત જગ્યાએ આવી આંખો બંધ કરી માથું ઢાળી ચૂપચાપ ઊભો રહે છે, હોઠ પર હાસ્યનો એક ભાવ પણ આવે છે. ઢાળેલું માથું જ જરા હલાવી આંખો બંધ જ રાખી એ માણસ બોલે છે, 'એક

વાત છે — અમારું કહેવાનું એ છે કે માલ થાણાના ક્રાન્તિ પ્રદેશમાં કેટલાક કુખ્યાત જોતદારો છે, જેવા કે આ ગયાનાથ વર્મન —'

''ખબરદાર, રાધાવલ્લભ', ગયાનાથ હવે જમીન તરફ જોઈ ચિત્કાર કરી ઊઠે છે, 'મને જોતદાર કહેવો હોય તો કહો, પણ મને કુખ્યાત કહેશો નહિ.'

રાધાવલ્લભ આંખો ખોલ્યા વિના તેની તરફ કેવળ માથું ફેરવી અને જરા હસી કહે છે, 'કેમ ના કહું?' ત્યાર પછી આસપાસના લોકો તરફ માથું ફેરવી પ્રશ્નભાવે તેના હાસ્યથી વાંકા થયેલા મુખ પર બંધ રાખેલી આંખોની ભમ્મરો નચાવે છે.

'હા, કહો,' સુહાસ બોલે છે, 'ચલો ને, ત્યાં જઈને એક પછી એકને સાંભળીશું. આ રીતે જ સાંભળવાથી કશો લાભ નથી; દાગનંબર લઈ લઈને કામ શરૂ કરીએ; તમે બધા તમારી વાત કરજો.' સુહાસ આ વખતે બહાર જવા માટે ચાલવાનું શરૂ કરે છે. ભીડ પણ તેની સાથે સાથે ચાલે છે. પાછળથી રાધાવલ્લભનો અવાજ સંભળાય છે. 'અમારે તેનો કોઈ વાંધો નથી. પણ આ બધા કુખ્યાત જોતદારો જેવા કે ગયાનાથ વર્મન, નગેન મજુમદાર, તારાનાથ બસુ અને નૌછાર અલિ — એ લોકોની વાતને અનુસરી જો સેટલમેન્ટ થશે, તો અમે અમારી જમીન માપવા દઈશું નહિ.'

આટલા બધા લોકો જલદી જલદી ચાલી શકતા નહોતા. રાધાવલ્લભ લગભગ સુહાસના માથાની પાછળ બોલે જાય છે. તેણે જે વાત શરૂ કરી હતી, તે પૂરી કરી અટકી જાય છે.

'બધા કુખ્યાત અને એક રાધાવલ્લભ સાહા સાચો! — સર, આ ડાકુ જેવા માણસની વાત સાંભળશો નહિ!' ગયાનાથ બોલે છે.

સુહાસ થોડો મૂંઝાય છે. ખરેખર શું આ લોકોની બળજબરીથી માલિકી કરેલી જમીન છે? તેથી માપવા દેવા ઇચ્છતા નથી, એમ કહીને, એક બહાનું જ બતાવ્યા કરે છે? પણ વાત ઉપાડવા ઇચ્છતો નથી એટલે એણે કશો પ્રશ્ન કર્યો નહિ. આ વખતે ચોક્કસ જ સરકાર જોર દં, અનુમતિ દં, બર્ગા દં બધું જ રેકૉર્ડ કરાવે છે. માત્ર 'ખાસ' જમીનનો જોર દં રેકૉર્ડ નહિ કરવાનો ઑર્ડર કર્યો છે. સુહાસની ધારણા છે કે આ ઑર્ડર પણ બદલાશે. પ્રાઈવેટ લૅન્ડની જોર દખલ જો રેકૉર્ડ થાય તો ખાસ જમીનની શા માટે ના થાય? તેથી તેણે નક્કી જ કર્યું છે કે સાદા કાગળમાં ખાસ જમીનની જબર દખલ કરનારાઓનું લિસ્ટ રાખશે.

સુહાસને ઘેરી વળી ચાલતી ભીડમાંથી 'કૉમરેડ' 'કૉમરેડ' એવા બે-એક શબ્દો સંભળાય છે. પણ સુહાસ સમજી શકતો નથી કે કોણ કોને કહે છે. રાધાવલ્લભ કોઈ પાર્ટીનો માણસ તો ચોક્કસ લાગે છે. પણ કઈ? એક તો હોઈ શકે કોંગ્રેસ - આઈ. બીજી એક હોઈ શકે કૉમ્યુનિસ્ટોની. સરકારી પાર્ટી સિવાય આટલું બળ મળે ક્યાંથી કે એ બોલે : સેટલમેન્ટની સાંકળી ફેંકી દેશે? પણ જો કૉમરેડ શબ્દ ઉચ્ચારે તો તો

કોંગ્રેસ-આઈ નહિ હોય, જોકે નિશ્ચિતપણે તેઓ રાધાવલ્લભને જ બૂમ પાડતા હતા. તો શું અહીં ઘણી બધી પાર્ટી છે? કે પછી કોંગ્રેસ-આઈ આજકાલ 'કૉમરેડ' કહેવાનું પણ રાખે છે.

આ સમગ્ર ટુકડીનો માર્ગ રોકી, પેલો માણસ એકદમ બરાબર સુહાસની સામે આવીને ઊભો રહે છે — પગના નખથી માથાના વાળ સુધી ભીનો છે; આખા શરીરે પાણી છે; પહેરણનો છેડો સાથળ સાથે ચોંટી ગયો છે. એ માણસ એક ભીના શાલવૃક્ષની જેમ ઊભો છે — પૂરતું પાણી ઊતરી ગયા પછી કિનારે અલગ પડેલા શાલવૃક્ષની માફક આ ભીડની સામે ઊભો છે. તેની પાસે થઈને લોકો આગળ જાય છે.

## 29

## જનસમુદાય

આદિવાસી - ઉપજાતિઓના લોકોને લઈ સર્વે પાર્ટી જ્યારે વનમાંથી બહાર આવે છે ત્યારે સર્વે ટેબલ અને ગયાનાથની ચૅર જ્યાં મૂકેલી છે ત્યાં ખૂબ વ્યવસ્થિત રીતે જનસમુદાય ભેગો થયો છે. સમુદાય દૂરની લંબાઈમાં વિસ્તરેલો છે. આ જગ્યા કાંઠાની ઉપરની બાજુની છે; પૂર્વે તરફ ઢાળ હોઈને નીચે જમીન છે; થોડે દૂરથી કાદવવાળી છે. અહીંથી કાંઠો વનની પાસે થઈને વળાંક લેતો લેતો સીધો ઉત્તર-પૂર્વમાં ગયો છે. એ જોતાં લાગે છે કે આ જાણે ફૉરેસ્ટની જ બૉર્ડર છે, જાણે આ દસ-પંદર હાથ જમીન છોડીને ફૉરેસ્ટ ડીપાર્ટમેન્ટે ફૉરેસ્ટ બનાવ્યું છે.

આ રસ્તાની માફક જમીન ઉપર મોટુંમસ ઘાસ આડુંઅવળું ઊગી નીકળ્યું છે. પરિણામે ક્યાંક ઘાસનું સ્તર પાતળું છે. તળિયાની માટી જ લગભગ બહાર આવી ગઈ છે. અને ક્યાંક આ સ્તર એવું ઊંચું છે કે બેસીએ તો ઘાસમાં રહેલાં પાણીથી પાછળનું વસ્ત્ર ભીનું થઈ ચોંટી જાય. આ રસ્તાની જેમ કિનારાની ઉપરનો ભાગ સ્વચ્છ છે, જાણે કે જતનપૂર્વક નિયમિત રીતે સ્વચ્છ રાખ્યું ન હોય! બે બાજુ - જમણી તરફની નીચી જમીનમાં અને ડાબી તરફની નાના નાળાની પેલી બાજુ વનનાં ઝાડઝાંખરાની વચ્ચે ઊંચા ઘાસનું જંગલ ગાઢ અને મોટું થઈ ગયું છે. આ બધા ઘાસવનમાં વાઘ રહે છે. ઝાડી-ઝાંખર-જંગલમાં પણ માટી ચોંટી ગઈ છે; ઝાડ ચોંટીને બહાર આવ્યાં છે અને વધ્યાં છે. છતાં રસ્તાની ઉપર કોઈ ઝાડઝાડી કે ઘાસવન નથી. હાથીઓનું ટોળું અહીંથી પાણી પીવા આવે છે. ફૉરેસ્ટની જુદી જુદી જગ્યાઓએથી સલ્ટ લીક આવીને આ રસ્તે ભળી જાય છે. અત્યારે વર્ષાઋતુ છે. ફૉરેસ્ટની અંદર પણ પાણી જોવા મળે છે. પણ હાથીનું ટોળું ટેવને કારણે ક્યારેક ક્યારેક આવન-જાવન

કરે છે. અને એ આવન-જાવનને કારણે આ રસ્તાની જેમ કાંઠો ચોખ્ખો છે — હાથીનું ટોળું ઊંચું ઘાસ ખાય છે અને ઝાડી-ઝાંખરાં કચડી દઈ સાફસૂથરું કરી દે છે. પણ હાથીની સૂંઢની પહોંચ બહાર એક બાજુ ફૉરેસ્ટનું અને બીજી બાજુ નીચી જમીનના ઢાળ પર પેલું લાંબું-ઊંચું નાળાનું ઘાસ વધી ગયું છે. હાથીનું ટોળું એ નાળું વટાવી દઈ શકતુંય નથી અને ઢાળ પરથી નીચે ઊતરી પણ શકતું નથી.

અત્યારે આ હાથી-લાઈનને અડીને પેલા માણસો દૂર સુધી વીખરાઈને ઊભા છે. થોડે દૂર આપલચાંદની અંદર થઈ જે રસ્તો ઓદલાવાડિ થઈ નેશનલ હાઈવેની સાથે મળી જાય છે તે પાકા રસ્તા ઉપર જ એક જીપગાડી ઊભી છે — આનંદપુરના ચાના બગીચાઓની, અને ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટની એમ્બેસેડર થોડી આગળ છે. બન્ને ગાડીના બાબુઓ અને સાહેબોમાંથી કેટલાક ગાડીમાં બેઠા છે; કેટલાક ગાડીમાંથી વળી રહ્યા છે. કેટલાક ગાડીને ટેકે બહાર ઊભા છે. બે ગાડીની વચ્ચેની જગ્યામાં ઢાળ પર પગ ફેલાવી ડ્રાઈવરો અને એક ગાર્ડ વાતો કરે છે. ગાર્ડની પીઠ પર બંદૂક લટકે છે. બે ગાડીની ઊભા રહેવાની જગ્યામાંથી ફૉરેસ્ટ તરફ આ પ્રમાણેનું પરિષ્કૃત સલ્ટ લીક અંદર ચાલી જાય છે — એ વચ્ચેની જગ્યામાં એક-બે તૂટેલાં ઝાડ સિવાય ઝાડઝાંખરાં કશું નથી — બહુ જરા જરા ઝાંખરાં ક્યાંક ક્યાંક દેખાય છે. ઘણે દૂર સુધી આ આટલી બધી ગાઢ લીલી શૂન્યતા જોતાં જાણે કેવું લાગે! બરાબર સલ્ટ લીકના મોં આગળ મદેશિયાની ટોળી બેઠી છે — વર્તુળ બનાવીને બેઠી છે. તેમાંના કેટલાંકે ગમછા જેવું રંગીન લીટીઓવાળું કપડું પહેર્યું છે, કેટલાકે હાફ પેન્ટ પહેર્યું છે, કેટલાકનું શરીર ખુલ્લું છે, કેટલાકે સૅન્ડો ગંજી પહેરી છે — ધોળી; બે-એક જણની ગોળ ગળાની નાયલોનની છે; ઘણાંના હાથમાં નાનીસરખી લાકડી છે. બે જણાંની કાંધે નાની કુહાડી લટકે છે — કુહાડી ડોક પર લગાવી છે.

આ મદેશિયાની ટોળી ખરેખર તો લોકોની ભીડથી થોડે દૂર જ છે — સામે જ્યાં મૅપ-ચેર-ટેબલ છે ત્યાંથી. તે પછી થોડાં ઝાડવાં વટાવી પેલી જગ્યા આવે છે, જ્યાંથી સર્વે પાર્ટી દાખલ થઈ હતી. આટલા બધા માણસોના પગના દાબથી પાણીભીનાં ઘાસ ઉપર પણ જાણે પગે ચાલવાનો માર્ગ તૈયાર થઈ ગયો છે. નેપાળીઓનું એક ટોળું ગલીની પાસે જ ઊભું હતું; અત્યારે એ ત્યાંથી ખસી ઊલટી દિશામાં આવ્યું છે. સવારે શરૂમાં લોકો હતાં નહિ. ત્યારે જાણે ચાની દુકાન બહુ દૂર હતી. પણ અત્યારે ચાની દુકાનની સામે — પાસે બે બાજુએ માણસો જ માણસો છે. જ્યોત્સનાબાબુ પણ બરાબર એની પાસે જ તેમની રેકોર્ડ ઑફિસ ખોલીને બેઠા છે. પરિણામે સૌથી વધારે ભીડ આ જગ્યાએ જ છે. પહોળી જગ્યાની બરાબર વચ્ચે ભાઠાના ખેડૂતોનું એક મોટું ટોળું બેઠું છે. ચા પીએ છે, બિસ્કીટ ખાય છે. એ જોઈ એમ લાગે કે જાણે તેઓ અહીં આખો દિવસ રહેવા આવ્યા છે.

# 30

# કૃષક સમિતિનો 'પ્રોગ્રામ'

પોતાના દળ સાથે રાધાવલ્લભ આ ભીડની વચ્ચે ઊભા રહે છે.

તેની ડાબી બગલમાં છત્રી છે, જમણો હાથ કોણીએથી વાળી કપાળ પર મૂકેલો છે, બે આંખો તો લગભગ બધો વખત બંધ છે; લાગે છે કે તેમને કોઈ માંદગી છે. આંખને ખૂણે કાળાશ છે.

સવારે દળ સાથે સર્વેની જગ્યાએ પહોંચતાં મોડું થતાં જાણે રાધાવલ્લભને બરાબર ભૂમિકા મળતી નથી. એટલે સુધી કે પગ રાખી જરા ઊભા રહેવાની જગ્યા પણ મળતી નથી. સારું થયું, સવારે અહીંયાં ઝંડો ફરકાવી, મતદાનના દિવસે બુથ ઑફિસરની માફક એક ઑફિસ ખૂલશે, ચટાઈ-પાથરણું પથરાશે. કંઈ નહીં તો એક વકીલ અથવા મોક્તારબાબુ પોતે જરૂર આવે છે, કાળો કોટ અને સફેદ પેન્ટ પહેરીને, પેલી વ્યવસ્થા કરવા શહેરની પાર્ટીઑફિસે બે દિવસ પહેલાં લોકો ગયાં હતાં. શહેરમાંથી કહેવડાવ્યું જ હતું, ચોક્કસ માણસો આવશે. સવારે અહીં ઝંડોબંડો લઈ ઑફિસ કરીને બેસે તો પછી તો વકીલ અથવા મોક્તાર પણ રહે, લોકોને ખબર પડે કે એ લોકોની સત્તા પણ છે, કાયદો પણ છે.

સારું થયું, સર્વે શરૂ થવાની પહેલાં જ સ્લોગન બ્લોગન બોલાવી રાધાવલ્લભ એક ભાષણ આપશે. ભાષણમાં તે અહીંના 'કુખ્યાત' જોતદારોનાં નામ કહેશે અને ઑફિસરોને સાવધાન કરી દેશે કે એઓની સાથે તેમણે કોઈ મેળ-સમાધાન કરવાનું નથી. જો એમ થશે તો કૃષક સમિતિને આ મોજણીની વિરુદ્ધમાં સીધું જ આંદોલન ઉપાડવાની ફરજ પડશે. એટલે કે આ સેટલમેન્ટને ખેડૂતોના અને આધિયારાઓના પક્ષે પહેલેથી જ લઈ આવવા પડશે. અને સમગ્ર ભાષણમાં આખો દિવસ અહીંના ચાના બગીચાની ખેતી, ફૉરેસ્ટની ખેતી, ખાસ જમીનની માલિકી વિશે બહુ બધી વાત કહેશે — પણ ધીમે ધીમે કરશે. પહેલાં તો માત્ર સાવધાન કરી દેશે; ત્યાર પછી ફરીથી સ્લોગન ઉચ્ચારશે. ઋષિકેશે કહ્યું હતું, માત્ર સ્લોગન તો કોઈ સાંભળે નહિ, સાથે સાથે ગાન પણ થવું જોઈએ. 'તો એ ય કરો, તું ગાનની રચના કર અને તે ગા પણ ખરો. એ ય સારું, ઑફિસર સમજશે કે આપણને ગાતાં પણ આવડે છે.'

પરંતુ તેમને પહોંચતાં પહોંચતાં ઘણું જ મોડું થઈ ગયું. ભગતનો રેલ્લો કાલ રાતે પાછો ફર્યો નથી — સંધ્યા-સમયે લેવા ગયા ત્યારે અછોડો તોડી નાસી ગયો; એને શોધી ના કાઢે, તો અહીં સર્વેના સ્થળે આવે કેવી રીતે? બળદ પાસેના ઘરના એક ગોવાળને મળી તો ગયો. ભગતના બળદને ઓળખી લઈ રાત્રે રસ્તેથી બાંધી

લાવી દીધો છે. પણ જો મોડું થયું જ છે ત્યારે જલપાઈગુડીની પહેલી બસમાં, વકીલ-મોક્તાર જે કોઈ શહેરથી આવે તેને લઈને જ કેમ્પમાં જવાનું સારું. તે બસમાં કોઈ પણ આવ્યું નહિ. ઋષિકેશ ઠઠ્ઠો કરીને બોલ્યો, 'ભગતનો કોટ હું પહેરીને જાઉં છું; વકીલના જેવો લાગીશ.' ભગતનો એક કાળો કોટ છે — આખો શિયાળો તે લંગોટની ઉપર એ જ કોટ પહેરી રાખે છે.

એ લોકો એમની ટુકડી લઈને જ્યારે કેમ્પમાં પહોંચ્યા ત્યારે કેમ્પ પાર્ટી વનની અંદર પ્રવેશી ગઈ હતી. એમનો ઝંડો ફરકાવવાનું ય ના થયું; ભાષણ પણ ના થયું; સ્લોગન પણ ના ઉચ્ચારાયા, ગાન પણ ના થયું. ગયાનાથ જ્યારે વાઘારુને બૂમ પાડતો આવ્યો ત્યારે આટલી વાર સુધી રાહ જોયા પછી તેઓના હાથમાં શિકાર આવ્યો — વનમાં ગયાનાથ સાથે ઑફિસર એકલા એકલા શું કરે છે! તેઓ પણ બધાની સાથે વનમાં દાખલ થયા. પછી ત્યાં જ રાધાવલ્લભે તેનું ભાષણ શરૂ કર્યું હતું, પ્રોગ્રામના ભાષણનો એક અંશ તો છેવટે થઈ જાય; પણ ત્યારે બધા વેરાવા લાગ્યા હતા. ભાષણ પૂરું થયું નહિ. વનમાંથી બહાર નીકળવાના દરવાજે ફરીથી પેલું જ ભાષણ થોડું શરૂ કર્યું હતું. પણ તેઓની પાસે થઈને બીજા બધા પોતપોતાની રીતે વનની બહાર નીકળી જાય છે. ત્યારેય ભાષણ પૂરું થયું નહિ. અત્યારે હવે ટુકડી લઈ રાધાવલ્લભ આ મૂળ જગ્યાએ આવ્યો. ઉપર નીચે બધી જગ્યાએ એ પૂરેપૂરું જોઈ તે તિસ્તાના કિનારાથી પેલા ઓદલાવાડિ રોડ સુધી એક વાર જુએ છે — પેલે છેડે મોટરગાડી, જીપગાડી છે અને આ છેડે સર્વેના ટેબલ-ચૅર છે.

ચાની દુકાનની સામે આવી એ લોકોનું ટોળું ઊભું રહે છે. એક તો ચાની દુકાનની ભીડ વધી હતી, તે ઉપર વળી ભાઠાના લોકો પણ આવીને તેમની સામે બેઠા છે. એ બધાની ઉપરાંત — જ્યોત્સનાબાબુ — અમીન! પરિણામે તેઓ વધારે આગળ તો જઈ શકતા નથી. રાધાવલ્લભ ચાની દુકાનો તરફ પીઠ ફેરવીને જમીનના ઢાળ પાસે સીધો પૂર્વ દિશામાં જુએ છે. તેની બગલ તળેની છત્રી નીચે ઉતારતો નથી. જમણા હાથ વડે એક વાર આંખ લૂછે છે. બુદ્ધિમાન આ તરફ - પેલી તરફ ફરી રાધાવલ્લભની પાછળ આવી બોલે છે — 'કૉમરેડ, લેક્ચર અહીંયાં જ આપો; આટલું લોક બરાબર સાંભળી શકશે; ચા પણ પીએ છે, કોઈ પણ ખસશે નહિ, સાંભળવું પડશે.' કહી બુદ્ધિમાન ફરી હે-હે કરી હસી હાથતાળી આપે છે — જાણે એણે જ આટલા બધા લોકોને પેલી બુદ્ધિપૂર્વક અહીં લઈ આવી રોકી રાખ્યા છે — હવે કૉમરેડે ભાષણ શરૂ કરવું જ પડે. બુદ્ધિમાનની બૂમથી રાધાવલ્લભ ફરતો નથી. રાવણ એક ગ્લાસ ચા લાવી રાધાવલ્લભને ધરે છે. રાધાવલ્લભ જમણે હાથે ચા લઈ ઘૂંટડો ભરે છે. ત્યાર પછી બગલમાંથી છત્રી નીચે સરકાવ્યા વિના જ ડાબે હાથે પૉકેટ ફંફોસી જુએ છે કે પૈસા છે કે નહિ; એક પાન પણ ખાવું છે. ડોક ફેરવીને જુએ છે કે આલવિશ ભગત અને ઋષિકેશ ચા પીએ છે. ઋષિકેશ તો ક્યાંય ચૂપ

રહી શકતો નથી; ત્યાંય કચપંચ શરૂ કરે છે.

ચા પીવાનું પૂરું થયા પછી આલવિશ આવીને રાધાવલ્લભની પાસે ઊભો રહે છે. આલવિશ ભગત પુરોહિત. તેથી મચ્છી-માંસ ખાતો નથી; વાળ બધા કાનની બે બાજુ થઈ ખભા પર થોકે થોકે પડ્યા છે. કપાળ મોટું છે. વાળમાં નિયમિત રીતે તેલ નાંખી કાંસકો ફેરવે છે. લાગે છે કે દાઢી વધારવાનો પ્રયાસ કરે છે, પણ ઓછી રહેતી હોવાથી દેખાવા જેવું કંઈ થતું નથી. કાનસ પાસેથી થોડી નીચે આવે છે અને હોઠ આગળ છૂટી છૂટી આછીપાતળી લટકે છે — આલવિશની બે આંખો અને આગળના દાંત મોટા મોટા છે. તે જ્યારે વાત કરે છે ત્યારે તેની ડોક આગળ નમાવી, દાંત બહાર કરી આંખો નચાવે છે. 'હે કૉમરેડ, તો હવે અહીં એ લેક્ચર ઠોકી દો.' આલવિશ ફરી ડોક ઝુલાવી હસે છે, 'લેક્ચર ઠોકી દઈ, ઘેર ચલો.'

આલવિશ તરફ મોં ફેરવી રાધાવલ્લભ કહે છે, 'તમારે તો બસ આ એક જ વાત છે. ઘેર જઈશું તો અહીં શું થશે? અમસ્તા જ આપણે મોડું કરી દીધું? હજી તો આપણું ભાષાણ જ થયું નથી.'

'તો, બોલી નાંખો ને! ભાષણ કરી દો ને,' કહી ભગત થોડો ખ઼સી જાય છે. એટલામાં બુદ્ધિમાન અને ઋષિકેશ આવે છે. બુદ્ધિમાન કહે છે, 'કૉમરેડ, અહીં હવે મીટિંગ શરૂ કરી દો.' ઋષિકેશ કોઈ પણ વાત છૂપી કરતો નથી, ઘાંટા પાડી ચારે બાજુ જોઈ, એક હથેળી પર બીજા હાથની મુઠ્ઠી મારી કહે છે, 'કૉમરેડ મીટિંગ શરૂ કરી દો.'

ઋષિકેશનો દેખાવ શોખીન માણસ જેવો છે. તેણે શર્ટ અને નાઈલોનનું પેન્ટ પહેર્યું છે. પગમાં સેન્ડલ છે — ચામડાના. ચાના બગીચાના એક બાબુ પાસેથી સિલાઈનું મશીન મેળવી લાટાગુડિના હાટમાં ઋષિકેશે એક દરજીની દુકાન કરી છે. અત્યારે એ જ એનો મુખ્ય ધંધો છે. બેન્કની લોન મેળવી એક મશીન ખરીદશે અને શિલિગુડીથી કારીગર લાવશે. વીસ-પચ્ચીસ વર્ષ પહેલાં લાટાગુડિની 'ખાસ' જમીનની માલિકીમાં ઋષિકેશના બાપા હતા. ઋષિકેશના બાપાનું મૃત્યુ ઘણાં વરસ પહેલાં થયું છે; પેલી જમીનની માલિકી ચોક્કસપણે ઋષિકેશ અને તેના મોટાભાઈ બેની વચ્ચે વહેંચાઈ છે. ઋષિકેશના ભાગમાં અત્યારે અર્ધી છે. તે ભલે ખેતી ના કરે, પણ તેથી કંઈ કૃષક સમિતિએ તેને જવા દીધો નથી. કૉમરેડની સાથે સર્વે કેમ્પમાં આવ્યો છે - કૃષક સમિતિ પાસેથી મંજૂરી-રજાચિઠ્ઠી લેવા. એક ગાન પણ તૈયાર હતું. નાટક અને ગાયનનો શોખ ઋષિકેશ માટે ખૂબ નશો છે. પણ આજે હવે ગાન ગાવાનો કોઈ સુયોગ મળે એવું લાગતું નથી. ઋષિકેશ રાધાવલ્લભને કહે છે, 'ત્યાં જે કંઈ બોલાઈ ગયું છે, તેની પછીની વાત કરો.'

રાધાવલ્લભે પૂછ્યું, 'બોલું?'

બુદ્ધિમાન કહે છે, 'બોલો, બોલો, જલદીથી બોલો. બધાં ચા પીએ છે; અહીં બેઠાં બેઠાં સાંભળશે. બોલો...'

# 31

# રાધાવલ્લભનું ભાષણ

રાધાવલ્લભ ચાની દુકાન તરફ પીઠ ફેરવીને ઊભો હતો. તે ચાની દુકાન તરફ ફર્યો. તેની ડાબી બગલમાં છત્રી તો દબાયેલી જ છે. જમણો હાથ ઊંચો કરી કોણીનો ભાગ વાળી કપાળે રાખી આંગળીઓ માથા પાછળ ડોક પર લાવ્યો. રાધાવલ્લભ આંખો બંધ કરી, ઘડિયાળ એક બાજુ ખસેડતાં જ, ઋષિકેશ પાસેથી કહે છે, 'રિપિટ કરશો નહિ, જે કંઈ બોલાઈ ગયું છે તે પછીનું બોલો—'

જાણે આ વાતના જવાબ રૂપે રાધાવલ્લભ શરૂ કરે છે, 'વાત એમ છે આપણા આ માલ-લાટાગુડિ-ક્રાન્તિ પ્રદેશના બહુ કુખ્યાત...'

'આ પાર્ટ તો આવી ગયો છે, કૉમરેડ.'

રાધાવલ્લભ આંખો ખોલે છે, 'મને બોલવા દો, ઋષિકેશ.'

'બોલો, પણ રિપિટ ના કરશો.'

રાધાવલ્લભ ફરીથી આંખો બંધ કરે છે. થોડી વારે ડોક હલાવી શરૂ કરે છે, 'વાત એમ છે કે આપણા આ માલ-લાટાગુડિ-ક્રાન્તિ પ્રદેશમાં બહુ કુખ્યાત જોતદારો છે. તેઓનો એકમાત્ર ઉદ્દેશ્ય ખેડૂતોનું શોષણ કરવાનો છે. પણ આવું બને છે કેમ? સમજો કે આનંદપુરના ચાના બગીચાની ખેતીલાયક જમીન પણ છે અને ચાની જમીન પણ છે. પણ આ માલિકો ચાની જમીનમાં ડાંગરની ખેતી કરે છે અને ડાંગરની જમીનમાં ચાની ખેતી કરે છે. આ માલિકો ચાના બગીચાના મજૂરોની પાસે ડાંગરની ખેતી કરાવે અને જમીનના ઉધડિયા ખેડૂતો પાસે ચાના બગીચાનું કામ કરાવે. પણ આ ખેડૂતો મજૂરોની જેમ મહિનાનું વેતન પામતા નથી; છૂટક મજૂરી મેળવે છે. અને મજૂરો પણ ખેડૂતોની જેમ અર્ધો ભાગ મેળવતા નથી. ખાલી મજૂરીના જ પૈસા મળે છે, કંપનીને તો બધી બાજુથી લાભ છે — ખેતી કરાવવામાં ય લાભ અને ડિરેક્ટરીમાં પણ લાભ. અને મજૂર-ખેડૂતોને બધી બાજુથી નુકસાન છે — મજૂરીમાં ય નુકસાન, ખેતી કરવામાં ય નુકસાન —' લાગે છે કે રાધાવલ્લભ શ્વાસ લેવા માટે જ થોડો અટકે છે; એ વચ્ચેના સમયે ઋષિકેશ કહે છે, 'આ કેવું લેક્ચર આપો છો, કૉમરેડ, આ તો મજૂર-ખેડૂતોની મીટિંગ નથી, સર્વેની છે, જમીનનો સર્વે છે, જમીનની વાત કહો.' ઋષિકેશની વાત સાંભળતાં જ કદાચ, અથવા કદાચ જમીનની કોઈ વાત ના આવી શકી એટલે, રાધાવલ્લભ બળપૂર્વક અટક્યો, અને ફરીથી શરૂ કરતાં જ તે સીધો જમીનની વાત કરવા જ ઇચ્છે છે; — આગળની વાતનું અનુસંધાન છોડી દઈને પણ.

'અમે કૃષક સમિતિના પક્ષ તરફથી સમગ્ર જમીનનો બંદોબસ્ત ખેડૂતોના લાભ માટે ઇચ્છીએ છીએ. જે ખેડૂતોએ ખાસ-જમીનની માલિકી રાખી ખેતી કરી છે, તેઓએ ખેતમાલિકનો-જોતદારનો લાઠીમાર, પોલીસનો અત્યાચાર, જેલ-મામલા-મુકદ્દમા સહન કર્યા છે; જ્યાં માત્ર ખરબચડા પથ્થરો જ હતા, ત્યાં ભર્યાભર્યા ડાંગરનાં ખેતરો ઉગાડી દીધાં છે — તે બધાં જમીનની માલિકી ધરાવનાર ખેડૂતોને નામે કરી દેવાનાં છે. પણ ફૉરેસ્ટની જમીન પર જે બધા જોતદારો ખેતી કરે છે તેઓના હાથમાંથી એ બધી જમીન પડાવી લઈ ગણોતિયા, ભાગિયા, ખેડૂતોની વચ્ચે વહેંચી દેવાની છે.' રાધાવલ્લભની વાતોમાં આવેગ સંચરિત થતો જતો હતો — તેમની કૃષક સમિતિની અનેક પ્રત્યક્ષ અભિજ્ઞતાની સ્મૃતિઓનો એ આવેગ હતો. તે જ આવેગના ખેંચાણમાં અને સ્મૃતિની પ્રબળતામાં તે કેવા બીજી અવાંતર વાતોમાં પડી જાય છે તે તેમના ભાષણથી વિરુદ્ધ જતી સંભાવ્ય દલીલો છે. તેમની જે તે વાતને રાધાવલ્લભ ખૂબ ભારપૂર્વક સામે લાવી દે છે — દલીલોની પરંપરાઓ દ્વારા નહિ, પણ જાણકારીના પ્રબળ દબાણથી. તે જરા અટકે છે; કદાચ, એવું લાગે છે કે, શ્વાસ લેવા અટકે છે. વાત સાંભળતાં સમજાઈ જાય છે કે તે બીજી એક સમસ્યાની મુખોમુખ આવી ઊભો છે.



'વળી અમારું વિશેષ ભાષણ તો છે ભાઠાના ખેડૂતભાઈઓ અંગે. આપણી આ તિસ્તા નદીનો પ્રવાહ આખો વખત બદલાય છે. આજે જે કાયમી જમીન છે, તે કાલે ભાઠું થઈ જાય છે. તેથી જોતદારો તેમની જમીન તિસ્તામાં ચાલી જવા છતાં ય ત્યાં માલિકી રાખે છે. ભાઠાની જમીન પર પણ સામાન્ય ખેડૂત માલિકી મેળવી શકતો નથી. ઉપરાંત બીજાં સ્થળોએ પણ તિસ્તાનાં એટલાં બધાં ભાઠાં છે! જે મજબૂત અને પાક્કાં છે તે બધાં નદીમાં તણાઈ જવાનો કોઈ ભય નથી, કાયમી જમીન કાયમી છે. પણ સરકારનો નિયમ છે કે પચાસ વર્ષ સુધી ભાઠું ભાઠું ના રહે તો તો કાયમનું કહી ડીકલેર થશે નહિ. તે અનુકૂળતાથી આપણા પૂર્વ બંગાળના હિંદુ ભાઈઓએ આવીને આ ફળદ્રુપ ભાઠાની જમીન પર ખેતી કરવા માંડી છે. જ્યાં ભામનિ વન હતું અને વાઘનો વાસ હતો ત્યાં અત્યારે ડાંગર, શણ, શાકભાજી, તરબૂચ જ થાય છે. પણ પૂર્વ બંગાળના ભાઈઓ આપણા અહીંના રાજવંશી અને મદેશિયાઓને ભાઠા પર પેસવા જ દેતા નથી. જાણે ભાઠું એક—'

જે વિશાળ મેદની પથરાઈને બેઠી બેઠી ચા પીતી હતી તેઓમાંથી એક જણ કૂદકો ભરી ઊભો થઈ ઘાંટો પાડી ઊઠે છે, 'એ - સાલા સાહા, ભાઠાની વાત અહીં ઉપાડનાર તું કોણ?'

ઋષિકેશ આ બાજુથી હુંકાર કરી ઊઠે છે, 'ખબરદાર લેક્ચર અટકાવશો તે ચાલશે નહિ.' ઋષિકેશની રાડ બંધ થઈ ના થઈ ત્યાં બુદ્ધિમાન બૂમ પાડી સ્લોગન ઉચ્ચારે છે, 'ઈન-કિ-લા-બ', અને આટલી ભીડમાંથી અનેક ઠેકાણેથી અનેક હાથ

ઊંચા ઊઠે છે, કોઈ કોઈ હાથમાં તો ચાનો ગ્લાસ પકડેલો છે, — 'જિ-નદા-બાદ'.

ભાઠાવાળાઓનાં દળમાંથી એક જણ એક કૂદકે બુદ્ધિમાનની સામે આવી પહોંચે છે — 'સાલા!' બુદ્ધિમાન વળતા આક્રમણમાં લગભગ તેની ઉપર જઈને પડે છે — 'સા-લો' પણ કોઈ કોઈના શરીરે હાથ અડાડતું નથી. બે જણ સામસામે છે, લગભગ શરીરને શરીર અડાડીને, દુર્ગા ઠાકુરના અસુરની મુદ્રામાં એકબીજા તરફ નજર તાકીને ઊભા છે. જાણે ગમે તે ક્ષણે મારામારી થઈ જશે!

આ બધી ગોલમાલ દરમ્યાન રાધાવલ્લભ આંખ ઉઘાડે છે, મૃદુ હાસ્યથી જમણો હાથ ઊંચો કરી બધાને કહે છે, 'તમે બધા શાંત થાવ, શાંત થાવ; એમ છે કે આ મારામારીથી કોને લાભ થશે? વાત એમ છે કે આપણા આ માલ - લાટાગુડિ - ક્રાન્તિ પ્રદેશમાં ઘણાં કુખ્યાત ખેતમાલિકો-જોતદારો—'

જે માણસે બુદ્ધિમાનની સામે કૂદકો ભર્યો હતો તે ઊલટા કૂદકે રાધાવલ્લભ તરફ ફરી કહે છે, 'એ— એ ખેતમાલિક-ફાલિક વિશે જે કહેવું હોય તે કહો. ભાઠા સંબંધે કશુંય કહેશો તો તે ચાલશે નહિ. ભાઠા પર ખેતમાલિકો નથી, ભાગિયા ય નથી, સેટલમેન્ટ પણ નથી, પટ્ટો પણ નથી.'

રાધાવલ્લભ ફરીથી તેનો જમણો હાથ ઊંચો કરે છે, 'તમે બધા શાંત થાવ; વાત કંઈ ભાઠાની કે બગીચાની નથી. વાત તો છે ગત સેટલમેન્ટ પછી આપણા આ માલ-લાટાગુડિ-ક્રાન્તિ પ્રદેશોમાં જે ઘણું બધું થયું છે તેની ફ્લડ આવ્યાં છે, ભાઠાં પણ નીકળ્યાં છે, ફૉરેસ્ટ પણ બન્યું છે, જમીન પણ થઈ છે, નદી પણ થઈ છે —'

'હાં, એ બધું કહો, સાહા; ફૉરેસ્ટ કહો, ખેતમાલિક કહો; ભાઠા-ફાઠાની વાત કાઢશો નહિ — ભાઠામાં, સાલા, તમારી કૃષિક સમિતિનું કંઈ ચાલશે નહિ.'

'ભાઠામાં જમીન છે અને ખેતી થઈ છે.' ભાઠાવાળાઓમાંથી બૂમ પાડીને એક જણ બોલે છે

'ખબરદાર! કૃષક સમિતિની વાત લાવશો તો જીભ જ ખેંચી કાઢીશ.' કહી ઋષિકેશ એક કૂદકે પેલા દળની સામે આવી ઊભો રહે છે. સાથે સાથે આલવિશ લાંબો હાથ લંબાવી તેની ચટીપટીવાળી બાબરીને અડતાં જ બેસી જાય છે.

'સાલો, કોઈની વાત, કશી યે વાત, કશું જ સાંભળીશું નહિ, પાડ પાડવી હોય એટલી રાડો.'

જે માણસે કૃષક સમિતિની વાત ઉઠાવી હતી તેના માથા પર ભાઠાવાળાની ટુકડીમાંથી એક જણ ટપલી મારે છે, 'બરાબર છે, સાહા, બોલો બોલો.'

'તમે જાણો છો તેમ વાત એમ છે કે આ વખતનું સેટલમેન્ટ ખેડૂતોના લાભાર્થે થવું જોઈશે.'

'બરાબર છે, સાહા, સાલા ખેતમાલિકોના ટાંગા તોડો અને જમીન નાબૂદ કરો.'

રાધાવલ્લભ એકદમ અટકી જાય છે — જાણે તેણે તેનું ભાષણ જ અટકાવી દીધું! પણ તે હજુ ભાષણ અટકાવી દેવાને સ્થળે આવ્યો જ નહોતો. બધા રાધાવલ્લભના મોઢા તરફ જુવે છે. રાધાવલ્લભે હસવાનો પ્રયત્ન કર્યો.

રાધાવલ્લભ જોરથી હસી શકતો નથી. તેના ઘાવાળા અને શીતળાનાં ચાઠાંવાળા ચહેરા પર અસંખ્ય કરચલીઓ દેખાઈ જાય છે. પછી તેનો નીચેનો હોઠ પહોળો થાય છે. પાન ખાધેલી જીભ અને દાંત બહાર દેખાઈ જાય છે. રાધાવલ્લભ તેના મોં પર જમણો હાથ ઢાંકી બોલે છે. 'આ તો ખૂબ મજાની વાત થઈ છે.' મજામાંથી તેને એટલું બધું હસવું આવે છે કે તેને ફરીથી મોં-આંખ પર હાથ ફેરવવો પડે છે, 'ખેતમાલિકો કહે છે, ભાઠાની વાત કહો; અને ભાઠાવાળા કહે છે, ખેતમાલિકોની વાત કહો—'

હસવું આવવાને કારણે રાધાવલ્લભ આંખ ઢાંકી માથું ફેરવે છે. અને ભાઠાવાળાઓનું દળ તાળીઓ પાડે છે.

ભાષણનું અટકવું, રાધાવલ્લભનો અવાજ ધીમો પડવો, હસાહસ અને તાળી-તેથી આલવિશને થાય છે કે ભાષણ પૂરું થયું. તે જલ્દી જલ્દી એક પાન લાવી પાછળથી હાથ લંબાવી રાધાવલ્લભને આપે છે. રાધાવલ્લભ પાન મોંમાં રાખીને પણ હસતો રહે છે. તેના આવા નાના સુકાયેલા આવડાઅમથા મોંમાં આટલું મોટું પાન અને આટલું હાસ્ય એક સાથે સમાતું નથી. અટક્યો છે લેક્ચર શરૂ કરવા, પૂરું હાસ્ય હસવા અને પાનને ચાવી ચૂરો કરી એક ગલોફામાં ભરી રાખવા — એ દરમ્યાન જે થોડો સમય જાય છે તેમાં બધા જાણે રાધાવલ્લભનું લેક્ચર પૂરું થઈ ગયું એમ સમજી લે છે. ફરીથી જો તે શરૂ કરે તો રાધાવલ્લભને પહેલેથી શરૂ કરવું પડશે.

રાધાવલ્લભ હાસ્ય ભેળવીને પાન ચાવે છે.

## 32

## ઋષિકેશનું ગાન

ઋષિકેશ નીચે બેસી ગયો હતો અને ઊભો નહોતો થયો, ત્યાં જ ઊંધા પગ નાંખી બેઠો છે. આવી નિર્લિપ્તતાના અને ઉદાસીનતાના સમયે તે મોં ઊંચું કરી રાડ પાડી ઊઠ્યો : 'ભાઠાની જમીન પર ખેતમાલિક પણ નથી, ભાગિયા પણ નથી, છે માત્ર ગોળ; અરે, બધા ચાટો જ ચાટો, ચાટો જ ચાટો —'

બોલતાં બોલતાં જ તે ઊભો થઈ જાત્રાની કુબ્જા મંથરાની માફક બે-ચાર પગલાં ચાલે છે. તેથી બધા સમજે છે કે ઋષિકેશ નાટક કરશે; બધા એકદમ વ્યવસ્થિત થઈને બેસે છે. પીઠ નમાવી ઠમકાં લેતો ચાલતો ચાલતો ઋષિકેશ પેલા ભાઠાવાળાના

દળ આગળ જઈ ઊભો રહે છે અને તેમની સામે લાંબી જીભ બહાર કાઢી હાથ ચાટવાની મુદ્રામાં જીભ ઊંચીનીચી કરે છે. જે બધા ઊભા થઈ ગયા હતા તે બેસી જાય છે. 'આ ઋષિકેશ ફેરફૂદડી ફરે છે.' ઋષિકેશ એકદમ તેનો પાછળનો ભાગ ખૂબ ઊંચો કરી તે ઊંચી પાછળની પીઠને નમાવે છે, માથું વધારે નીચે, પણ મોં ઊંચું અને તેમાંથી જીભ બહાર કાઢેલી. આ હનુમાનની લંકાદહનની મુદ્રા છે. ત્યારે એક મોટી પૂંછડી હોય છે — પરાળમાંથી વણીવણીને બનાવેલી. ઋષિકેશ તેની ઊંચી પીઠને વધારે ઊંચી કરતો કે બે તાલમાં નાચી શકે છે — એક વાર ડાબી તરફ, બીજી વાર જમણી તરફ, બેએક વાર બેય તરફ સાથે સાથે. આમ કરવામાં તે જાણીતો છે. ઋષિકેશ આ વખતે તેના પાછલા ભાગને ભાઠાવાળાના દળની સામે લઈ જઈ એકદમ પ્રચંડપણે હાલી કૂદીને ફરે છે અને હાથ જીભ આગળ આ-તે બાજુ ચાટવાની મુદ્રામાં ફેરવે છે. ભાઠાવાળા દળનો એક માણસ ઋષિકેશના પાછળના ભાગને ઠોકવા માટે એક લાંબા વાળવાળા પગ વડે લાત મારે છે, પણ ઋષિકેશ એવો ખસી જાય છે કે લાત તેને વાગતી નથી. પેલા માણસનો પગ વળી જાય છે. ઋષિકેશ તેની જ આગળ પાછળનો ભાગ ફેરવી દે છે. બધાના એક સાથેના હાસ્યથી અને તાળીઓથી લડાઈ બરાબર જામે છે. અને, પેલા માણસના પગ ચાલવા, અને તેના મોં પર ઋષિકેશની પીઠનું ફરવું એથી આખી ઘટનામાં જાણે નાટકીયતા દેખાય છે. ઋષિકેશ એકદમ મોં ઊંચું કરી બધાયને પૂછે છે, 'તમે બધા કહો, આ શું મેં ચાટવા માટે જ લીધું છે ને? આ બાજુ એક ચાટણ, પછી પેલી બાજુ એક ચાટણ, કહો, તમે, કહો.'

ઋષિકેશ ફરીથી હાથથી ચાટવાની મુદ્રામાં તેની ચારે બાજુ એકઠી થયેલી ભીડને ફરીફરીને બતાવે છે. અને વચ્ચે વચ્ચે બોલે છે, 'કહો, તમે કહો; આ કોનું ચાટણ છે?' દરેક વખતે પ્રશ્ન કરે છે અને એનો પાછળનો ભાગ ઊંચો થઈ ડોલે છે. અંતે ભાઠાવાળા દળની આગળ એક વાર ચાટણ બતાવી, બીજી એક વાર પાછળ નાચી ઋષિકેશ કહે છે,

*એઈઠે ચાટિલેઓ મિષ્ટિ, ઓઈઠે ચાટિલેઓ મિષ્ટિ, યેનં મોર*
*આખિ ગુડેર ગજા આર? આર? કહેન આર કિ?*

અહીંથી ચાટો તોપણ ગળ્યું, ત્યાંથી ચાટો તોપણ ગળ્યો;
જાણે, હું તો આખું ગોળનું દડબું છું; અને? અને? કહો બીજું શું?

ઋષિકેશ ગાનના નશામાં સીધો થઈ એક બાજુ ફરે છે અને પ્રશ્ન કરે છે. અને આ પ્રમાણે ફરતાં ફરતાં તે ગીતની પછીની લાઈનનો લય શોધે છે. દર્શકો અને શ્રોતાઓમાં એક પ્રત્યાશા તૈયાર થઈ ગઈ છે — એક યોગ્ય લયવાળી પછીની લાઈનમાં ગાન પૂરેપૂરું જામી જશે. ઋષિકેશ ફરતો ફરતો ફરીથી ભાઠાવાળા દળની આગળ આવી પડે છે.

ઋષિકેશ સીધો ઊભો રહે છે, એક હાથ કાનની પાસે રાખી અને બીજા હાથે હોઠ ઢાંકી ભાઠાવાળા દળની સામે ટીકીને ગળું ફાડી નાખે તેવા અવાજે ગાય છે,

ઓ, ઓ આમાર ચરુયા - હાલુયા ભાઈ
તોર ગુણેર સીમા નાઈ
તોર એતોખાન જમિતે ભોખો ના મેટે
તોર પેટેર સીમા નાઈ.

ઓ, ઓ આમાર ચરુયા-હાલુયા ભાઈ
તોર પેટેર સીમા નાઈ
તોર ગલાર તલાય પેટખાન શુરૂ
હાંટૂર તલાય જાય.

ઓ, ઓ રે, મારા ભાઠાવાળા-હળ હાંકવાવાળા ભાઈ, તારા ગુણની સીમા નથી;
તારી આવડી જમીનથી ભૂખ ના મીટે, તારા પેટની સીમા નથી!

ઓ, ઓ રે, મારા ભાઠાવાળા-હળ હાંકવાવાળા ભાઈ, તારા પેટની સીમા નથી;
તારા ગળા તળિયેથી પેટ શરૂ, જે ઢીંચણ નીચે જાય.

ચારે તરફ તાળીના તાલથી ખૂબ સમર્થન મળે છે. ઋષિકેશ અટકી બધાય લોકો તરફ જોઈ માથું થોડું ઝુકાવી અભિનંદન ઝીલે છે. ચટીપટી પાડેલી બાબરી વાળ, ચકચકતા દાંત, ભરેલું મોં — આ બધાથી તે ખૂબ ધંધાદારી ગાયક લાગે છે, તે રાજવંશીઓના પ્રચલિત સૂરને ખૂબ મીંડ દઈને જ ગાન શરૂ કરે છે — પ્રત્યેક શ્વાસના ઝોકે ઝોકે ભાઠાવાળા દળમાંથી જ એક જણ સિગારેટ ફેંકે છે. ઋષિકેશ ઝીલી લઈ બોલે છે, 'થેંક યુ.'

આ રીતે એક ગાનની અસર જામી જવાથી બધા જ ઘેરી વળી ઊભા છે. તે ભીડમાં રાધાવલ્લભ, આલવિશ પણ ઊભા ઊભા સાંભળતા હતા. પાછળથી કોઈએ લાઠી વડે આલવિશને ઠોંસો મારતાં જ આલવિશ પાછો ફરીને જુએ છે. એ માણસ રાધાવલ્લભને જોઈ આલવિશ અને રાધાવલ્લભને બહાર આવવા કહે છે. એ બે જણ 'જોઈએ' 'જોઈએ' કહી બહાર નીકળે છે ત્યારે ઋષિકેશ તેઓનો અવાજ સાંભળી ઊભો થઈ જઈ જુએ છે કે તરત જ ભાઠાવાળા દળનો એક જણ ઊઠી ઋષિકેશનો હાથ દબાવી પકડી બૂમ પાડે છે. 'એ.. ભાઈ, અટકશો નહિ; જ્યારે ગાન શરૂ કર્યું જ છે ત્યારે તે પૂરું કરો.' ઋષિકેશ જુએ છે કે આલવિશ અને રાધાવલ્લભ ભીડમાંથી બહાર નીકળી ગયા છે ત્યારે તે કંઈ બોલ્યો નહિ. તે ફરીથી

બધાની આગળ પોતાનો પ્રસરાવેલો હાથ ફેરવી એક ફેરો ફરી લે છે.

*આ-આ મુઈ એકિ કરલુ રે*
*મોર ચરુયા-હાલુયા ભાઈ*
*તોર સાથે મુઈ વિયા વસિલું*
*વાસર હઈલ નાઈ.*

આ - આ - મેં આ શું કર્યું રે
મારા ભાઠાવાળા - હળ હાંકવાવાળા ભાઈ!
તારી સાથે મારો વિવાહ તો થયો,
પણ વાસર થયો નહિ રે!

ચારે બાજુની ભીડ અકડેઠઠ્ઠ જામી ગઈ છે. ટેવવશ તેઓ જાણી જાય છે કે ઋષિકેશ ગાનના નિયમને અનુસરીને જ ચરમ બિંદુ તરફ જાય છે. ઋષિકેશ અંતિમ લાઈન બે વાર, બે રીતે ગાઈ અને ગાનના મુખડા તરફ પાછો ફરી કુતૂહલ - આશ્ચર્યને ખૂબ વધારે છે. આ વખતે ખૂબ મોટું પેટ કરી ચાલવાની મુદ્રા કરે છે અને પહેલી કડી ફરીથી ગાય છે. ત્યાર પછી જરા પણ વિરામ લીધા વિના એકદમ ચાલુ કરે છે,

*ઓ-ઓ-રે નિઠૂર ચરુયા-હાલુયા રે-એ.*
*તોર પેટેર તલાય પેટ ડંડંગાછે*
*ખાડા કિછુઈ નાઈ.*

ઓ રે, નિષ્ઠુર ભાઠાવાળા-હળ હાંકવાવાળા ભાઈ રે....
તારા પેટ નીચે પેટ દડાદૂમ દડાદૂમ થયું છે;
ખાડો જરાય નથી.

આટલી વારે હવે જાણે આખું ગાન તેના પ્રત્યાશિત ચરમ બિંદુએ પહોંચે છે. ઋષિકેશ જમણો હાથ આગળ લાવી કોણીથી આંગળી સુધી ઝુલાવી ડોલાવે છે અને ફરતો ફરતો ગાય છે —

*તોર પેટેર તલાય પેટ ડંડંગાછે*
*ખાડા કિછુઈ નાઈ,*

તારા પેટ નીચે પેટ દાડાદૂમ દડાદૂમ થયું છે;
ખાડો જરાય નથી.

અને તેના એક ફેરા ફરવા દરમ્યાન જ્યારે હાસ્ય ફૂટી નીકળે છે અને ઊંચે પહોંચે છે ત્યારે પેલા ભાઠાવાળા દળની પાસે પહોંચી ઋષિકેશ પોતાના બે પેટ પર બે હાથ વડે ચરમ દુઃખના અભિનયમાં પોકારી ઊઠે છે.

*ઓ-ઓ રે મોર ચરુયા-હાલુયા રે...*
*મોર પેટેર ભોખો તો મિટાઈલિ રે*
*(કિન્તુક) મોર તલપેટ ભરે નાઈ—*

ઓ રે મારા ભાઠાવાળા - હળવાળા ભાઈ રે...
મારા પેટની ભૂખ તો તેં મિટાવી રે,
પણ મારું નીચેનું પેટ ભરાયું નથી રે...

પેઢું દબાવી મોટેથી રડવાના અવાજે ઋષિકેશ ફરી જાય છે 'મોર તલપેટ ભરે નાઈ' અને એવી જ રીતે થોડું ફરી એકદમ સીધો થઈ એક હાથ માથા પર અને એક હાથ કમર પર રાખી કમર હલાવતો હલાવતો ગાતો જાય છે, 'મોર તલપેટ ભરે નાઈ', 'મોર તલપેટ ભરે નાઈ'; ત્યાર પછી ધપ્ કરતો ભોંય પર બેસી પડી એક પગ ઢીંચણમાંથી વાળી આગળ રાખે છે અને એક પગ પૂરો વાળી કવ્વાલીના ઢંગે ડાબો હાથ કાનની પાસે લઈ જઈ જમણો હાથ સામે ધરી ખભાથી કોણી સુધી હલાવતો હલાવતો દ્રુત લયમાં ગાઈ ઊઠે છે, 'તલપેટ ભરે નાઈ', 'તલપેટ ભરે નાઈ'. ચારે બાજુનાં બધાં જ લોકો તેનાં ગાન અને મુદ્રાના તાલમાં તાલીઓ દેતાં દેતાં દ્રુતથી દ્રુત લય વધારતાં જાય છે. વધારતાં વધારતાં એક ક્ષણે સૂર ચરમ સીમાએ પહોંચી એક ચીસમાં અંત પામી જાય છે. ઋષિકેશ ભોંય પરથી ઊઠી પૉકેટમાંથી પેલી સિગારેટ બહાર કાઢી સળગાવે છે. ત્યાર પછી મોં ભરી હસી લઈ ભાઠાવાળા દળના લોકો તરફ જોઈ ધુમાડો કાઢે છે.

## 33

## કૃષક-મજૂર : ચર્ચા

ઋષિકેશનું ગાન જ્યારે શરૂ થાય છે, એટલે કે, જ્યારે રાધાવલ્લભનું ભાષણ અટકી ગયું છે ત્યારે આનંદપુરના વીરેનબાબુ અને ફાગુ ઓંરાવ રાધાવલ્લભને ભીડમાંથી બહાર લઈ આવે છે. સાથે છે આલવિશ. પછી પેલી બે ગાડીઓ તરફ ચાલવા લાગે છે. રાધાવલ્લભ કહે છે, 'અહીંયાં જ વાતચીત કરો; તમારી સાથે બહુ દૂર જઈશ તો આ બાજુ બધા શોધાશોધ કરશે.'

'અરે, ચલો ને. અહીંથી શું કોઈ જોઈ શકવાના છે કે તમે ત્યાં વાત કરો છો?'

આલવિશ માથું હલાવીને કહે છે, 'ચલો, કૉમરેડ, ચલો, જવાનું કહે છે તો જઈએ.'

બધાં મળીને સલ્ટ લીકને પાર કરી જઈને બેસે છે. થોડે દૂર ગાડીમાં ફૉરેસ્ટના

બાબુઓ છે. સલ્ટ લીકના મુખ આગળ મદેશિયાઓનું જે ટોળું બેઠું હતું તેમાંથી કોઈ પણ આ બાજુ આવતુંય નથી અને જોતુંય નથી.

વીરેનબાબુ જ પહેલાં વાત શરૂ કરે છે, 'સાંભળો, રાધાવલ્લભ, સર્વે તો શરૂ થયો છે. હવે તો ખેતર વિશેના ખરડાનું કામ રોજે જ આગળ વધશે. તમારા લોકોની જમીન તો લાગે છે કે આજકાલ જ પડશે. બેએક દિવસમાં તો બગીચામાં પણ પહોંચશે. તો તમે શું કરશો — બગીચાના મામલા સંબંધે?'

'વાત તો એમ' છે કે કશું કરવાનું નથી. તમારી ખેતીલાયક લૅન્ડની વેસ્ટ જમીન પર અમારા ખેડૂતો માલિકી લઈ આટલા દિવસોથી ખેતી કરે છે. અમારે સરકાર પાસેથી ભાડાપટ્ટો જોઈએ.'

'પટ્ટો તો હવે તમારા સેટલમેન્ટમાં થશે નહિ; — તમે જ્યાં કોઈ પણ જગ્યાએથી ઇચ્છશો ત્યાંથી. પણ તમે હવે કોઈ સમજૂતીનો માર્ગ નહિ લો તો ઝઘડો વધશે.'

'ઝઘડો થશે તો તેથી તમને જ સગવડ છે ને. તમને જ ફાયદો છે. તમે તો તમારા મજૂરોને સમજાવ્યું છે કે અમે જેવા જમીન છોડી દઈશું કે તમે તેઓની વ્યવસ્થા કરી દેશો. તે ઉપરાંત, કહેવા લાગ્યા છો કે તમારો બગીચો હવે વધારે વધી શકે નહિ — આ જમીન સિવાય. તે એટલે ને કે પર્મેનન લેબર પણ લઈ શકો નહિ. જો તમારું કામ આટલું થોડું જ હોય તો બગીચો છોડી દો ને!'

'એ પણ વેસ્ટ કરી દઈશું? તો કહો, અમને તમે નોકરી-બોકરી આપશો?' વીરેનબાબુ થોડું હસીને વાતને નરમ પાડવાનો પ્રયાસ કરે છે. રાધાવલ્લભ પણ ચૂપ રહે છે. થોડી વાર રહીને વીરેનબાબુ ફરીથી શરૂ કરે છે, 'આ વખતની સેટલમેન્ટ તો તમારે પક્ષે જ આવશે. હમણાં જ જે વ્યવસ્થા કરવાની હોય તે કરી લો. એ પછીની ચૂંટણીમાં જો સી.પી.એમ. હારી જશે તો ફરીથી તમારે મુશ્કેલીઓ. અત્યારે જ બધું પતાવી દો તો સારું. કંપની પણ ગેરકાયદેસર છે, રાજી થઈ જશે. અને સરકાર તો હાલ તમારા લોકોને પક્ષે જ છે. આ ઑફિસર પણ, નક્ષલવાદી છે એમ સાંભળ્યું, એટલે કે નક્ષલવાદી હતા. તે પણ તમારે જ પક્ષે. અત્યારે જ કોઈ વ્યવસ્થા કરી લેવામાં તમારી જ સગવડો છે.'

આલવિશ થોડો પાછળ બેઠો હતો. તે ગળુ લંબાવીને સાંભળતો હતો, અને માથું ડોલાવતો હતો — જાણે એવું લાગે કે બધી વાતોમાં એમની સંમતિ છે. વચ્ચે વચ્ચે 'હાં-હાં' પણ કરતો હતો. વીરેનબાબુની વાત પૂરી થતાં જ તે બોલી ઊઠે છે, 'હે...એ બાબુ, તોંય કહથે કિ હમનિમન (અમે) સબ જમિ છોડ દૂં? ઑર બાગાનિયા લોક એ સબ જમિ દખલ લે લિબે? તો હમનિયન કાંહા જાબે?'

એમ લાગે છે કે એ એટલો બધો નમી નમીને બોલે છે કે વાતની શરૂઆતથી જ તેના મોંમાંથી લાળ પડવી શરૂ થાય છે. વારે વારે એ લાળ અંદર ખેંચી લેતાં લેતાં તે ફરીથી બોલે છે, 'તોંહાર માલકિકાર (માલિકો) એતના ઠિકા મજદૂરકો

કામમે લેતા રોજ, લેકિન કોઈકો પાર્માનેન કરનેસે તો બુઝ આતા હાય, કિયા, ના-ઈ બાગાનપર કામ હાય બહુત, ઈસકો ઔર જમિકો જરૂરત હાય.' વાત કરવાની આલવિશને એટલી બધી ટેવ પણ નથી. પણ તેનો લાંબો ચહેરો, લાંબા વાળ અને મોટા માથાથી લાગે છે કે જાણે તેની પણ વાત છે. ઉપરાંત મદેશિયા હોવા છતાં પણ બંગાળી અને રાજવંશી ભેળવીને એક અદ્ભુત ભાષા તૈયાર કરી દઈ, વીરેનબાબુ વગેરે સાથે વાતો બરાબર રીતે કરી લે છે.

આલવિશની વાતના જવાબમાં પેલો ફાગુ ઓંરાવ છોકરો ગુસ્સે થઈને કહે છે, 'માલિકોનો દોષ નથી. બગીચા વધારવાની જમીન ના હોય તો પાર્માનેન કામ કેવી રીતે આપી શકે?'

આલવિશ ખૂબ જોર જોરથી માથું હલાવે છે, અને 'હાં, હાં' કરે છે, જાણે આટલી વાર પછી આ છોકરો વાતનું મૂળ તથ્ય બરાબર રીતે સમજી શક્યો. છોકરો પણ ખૂબ ગુસ્સામાં વાત કરે છે. વીરેનબાબુ હાથ ઊંચો કરી કહે છે, 'ફાગુ, આટલો બધો ગુસ્સો શા માટે કરે છે? આમાં કંઈ કોઈ ઝઘડાની તો વાત નથી.' ફાગુ તેની લાકડી વડે ઘાસ પર ધીરે ધીરે ઠોકવા લાગે છે અને મોં થોડું આઘું રાખે છે. આલવિશને ફરીથી વાત શરૂ કરવી છે. તેનો જમણો હાથ તે આગળ લાવી પહેલાં ઉપાડે છે — પાંચે આંગળીઓ પહોળી છે, પછીથી ચત્તી કરે છે — પાંચે આંગળીઓ જોડેલી છે. એક વાર મુઠ્ઠી પણ વાળે છે. તે જ્યારે ખૂલી જાય છે ત્યારે તેના પહોળા કપાળ પર લાંબી લાંબી કરચલીઓ પડે છે, ઊંડી. વાત કહેવાનો પ્રયત્ન કરતાં જ એ એટલો શ્રમ લે છે; અંતે આલવિશ બોલી શકે છે, 'ઠીક બાત, તો ઠીક બાત. લેકિન બાગાનેર કામ બેશિ (વધારે), ફાયદા બેશિ, મુનાફા બેશિ, તો પાર્માનેન મજૂર ભી બેશિ હોગા, હાં? તો હોતે હોતે તો કોંમાની કહતે શેકે જે, કિ? ના, બાગાનકો એતના કામ, ઔર બાડાને હોગા, તો હમકો જમીન નાહિ હાય! હાં? કોમ્પનીકો હિશાબ લાગાને બોલો, કૂન સાલ પર કેતના પાર્માનેન લેબર — 'હાં...આ...આ', આ અંતિમ હાં...આ... એટલો લંબાવી આલવિશ ડોક હલાવી દે છે કે જેથી તેના મોઢામાંથી લાળ ટપકી તેના પોતાના જ હાથ પર પડે છે, પડ્યા પછી તેને ખબર પડે છે. ખબર પડ્યા પછી 'હાં...આ...' બોલવા માટે મોઢું પહોળું કર્યું હતું તે બંધ કરે છે. રસાનો સબડકો લેતાં અવાજ થાય તેના જેવો અવાજ કરી તે લાળ ખેંચી લે છે. હાથ ઉલટાવીને ઘાસ પર લૂછી નાખે છે. પછી હથેળી વડે હોઠ લૂછી લે છે.

આલવિશની વાત પછી બધા જ થોડી વાર ચૂપ થઈ જાય છે. અહીં જે બધા છે તે બધા જ આ બાબત એટલી સારી રીતે જાણે છે કે વાત ઊઠતાં જ બધા સમજી જાય છે કે આ વાતનો જવાબ આપવો મુશ્કેલ છે. કંપનીનું બહાનું છે કે ચાના બગીચાનો ઇલાકો જો ના વધારવામાં આવે તો નવા મજૂરોની ભરતી કરવામાં આવે નહિ; તેથી આનંદપુરની ખેતલૅન્ડનો જે અંશ વેસ્ટ પડ્યો છે તે આનંદપુર ચા-કંપની

જ સરકાર પાસેથી ચાના બગીચા મોટા કરવા માટે લીઝ પર લેશે. એનો અર્થ એ કે વેસ્ટ ખેત લૅન્ડ હવે તેના ખેતમાલિકો પાસેથી ઇન્ડસ્ટ્રિયલ લૅન્ડમાં પરિવર્તિત થશે. તેથી તે વેસ્ટ જમીન જે ખેડૂતોની માલિકીની છે તેમણે તે છોડી દેવી પડશે. પણ, કંપનીના પર્મેનન્ટ મજૂરો દર વર્ષે ઘટતા જાય છે. સૌ પ્રથમ કંપની તેના પર્મેન્ટ મજૂરોની જે સંખ્યા પાંચ-સાત વર્ષો પહેલાં હતી તેની બરોબર કરે, તો પછી જ સમજાય કે બીજા કેટલા નવા મજૂરોની જરૂર છે. રીટાયરમૅન્ટ, રજાઓ વગેરે, મૃત્યુ - એ બધું તો કંપની ખાલી પડેલી જગ્યામાં પર્મેનન્ટ મજૂરોની ભરતી કરીને કરતી નથી. બધું કામ ઠેકા મજૂર દ્વારા કરાવવામાં આવે છે. તો પછી હવે આ રીતે વેસ્ટ જમીન પરના ખેડૂતોને તગેડી મૂકવાની આ કેવી યુક્તિ?

આલવિશની વાતનો દોર કાપી નાખતાં કેટલીક વાર લાગે છે; તે પછી વીરેનબાબુ કહે છે, ‘પણ તમારે થોડી વિચારણા તો કરવી પડશે. નહિ તો બગીચાના મજૂરો પણ તેમનો હક્ક છોડશે શેના?’

રાધાવલ્લભ તેના જમણા હાથ વડે મોં લૂછીને કહે છે, ‘પણ આટલી એક વાત તમે બધા કેમ સમજતા નથી? — ચાના બગીચાના મજૂરોનો હક્ક કંપની સાથે છે; અને અમારો આ વેસ્ટ જમીનનો હક્ક સરકારની સાથે છે. તમે અમારી અંદરોઅંદર આવો ઝઘડો કેમ કરાવો છો?’

રાધાવલ્લભની વાતના જવાબમાં વીરેનબાબુ થોડો ગુસ્સો કરીને કહે છે, ‘આ બધી વાત કહેવામાં કોઈ લાભ નથી, રાધાવલ્લભ. તે કંપની સાથે તેમને જે કરવાનું હશે તે મજૂરો કંપની સાથે કરશે, પણ કંપની કહેતાં જ તો કહે છે કે અમને જમીન આપો, અમે બગીચા વધારીશું, બગીચા વધતાં જ મજૂરોને લાભ થશે.’

વીરેનબાબુ ગુસ્સે થતાં, રાધાવલ્લભ એથી યે વધારે ગુસ્સે થઈને જવાબ આપે છે, ‘જુઓ વીરેનબાબુ, તમે તો કંઈ કંપની નથી?’

‘તે તો નથી જ. હું તો કંપનીમાં નોકરી કરું છું.’

‘એટલે તમે કંપની છો એવી રીતે વાત શા માટે કરો છો?’

‘તમે પણ, રાધાવલ્લભ, રાજવંશી છો ને? એટલે જ તો તમે રાજવંશીઓને લઈને આટલી વાત કરો છો ને?’

રાધાવલ્લભ ઊભો થઈ જાય છે, ‘એ આલવિશ, ચલો. એ લોકોની સાથે હવે શી વાત કરવાની? ભલે, તમારે જે કરવું હોય તે કરો. હવે હાટે હાટે ઢોલ પીટો કે રાધાવલ્લભ ભાટિયા છે, અને એ કેમ રાજવંશીઓ માટે જમીનમાલિકી કરે છે? ત્યાર પછી ફંડ ઉઘરાવી માણસો દ્વારા એક ઉત્તરખંડ પાર્ટી રચો.’

# 34

# કૃષક-મજૂર : લેણદેણ

વીરેનબાબુ સમજે છે કે એક ખોટી વાત બોલાઈ ગઈ. પણ જો અત્યારે ચર્ચાનું સૂત્ર ચાલુ કરવામાં આવે તો બધા જ ખેતરોમાં મરી જશે. એ વાત કહેવાની રહી ગઈ. મૂળે તો રાધાવલ્લભે તેમની નોકરીની વાત કાઢીને તેમનું માથું ગરમ કરી દીધું. વીરેનબાબુ ફાગુને એક ઠૂંસો મારીને કહે છે, 'એ પકડી લાવ, સમજાવી-પટાવીને, જા, જલદી જલદી જા.'

ફાગુ દોડતો જઈ આલવિશ અને રાધાવલ્લભનો રસ્તો રોકે છે. સલ્ટલીક પાસેની ભીડમાંથી પણ બે-ચાર જણ ગોલમાલના આભાસથી આવી પહોંચે છે. ફાગુ તેઓ તરફ ફરી ધમકી આપીને કહે છે, 'કશુંય નથી; ભાગી જાઓ.' ફાગુની વાત સાંભળી તે બધા આગળ જતા નથી, પણ ઊભા રહી જાય છે.

ફાગુ રાધાવલ્લભને પકડીને કહે છે, 'અરે, કૉમરેડ, ચલો, ચલો; બાતચીતમેં ઐસા તો હોતા હિ હૈ. તોમકો ભી કૃષક સમિતિ લાલ ઝાંડા, હામકો ભિ મજદૂર યુનિયન લાલ ઝાંડા. તો બાતચીત તો હોના હિ ચાહે.'

રાધાવલ્લભનો ગુસ્સો એટલો બધો નહોતો, તેમ છતાં એક પ્રકારની કલાન્તિ તો હતી; તે કહે છે, 'અરે ભાઈ, આવી વાત કરવાથી શું કામ થશે? તમે ક્યારે અમારા વતી કંપનીને કહેશો કે ખાસ જમીનના ખેડૂતોનો ઉચ્છેદ કરશો તે ચાલશે નહિ, તે નહિ જ ચાલે; ઊલટું. કંપની તમારા દ્વારા અમારો ઉચ્છેદ કરે છે. આ પછી એક દિવસ ધનુષ્ય-બાણ વડે મારામારી કરીશું અને તમને પણ તે વાગશે.'

આલવિશ રાધાવલ્લભની વાતનો તંતુ પકડી કહે છે, 'અને બસ, દેશિયા અને મદેશિયા વચ્ચે ફાઈટ થઈ જશે, બસ, પોલીસ આયગા — ફટાફટ બન્ને ટુકડીઓનાં કૉમરેડમૅન ઍરેસ્ટ.' ફાગુ કહે છે, 'અરે, છોડ દો ઓ-સબ બાત. કાય ના જાને, તમારી ખાસ જમીન પર દેશિયા-ભાટિયા-મદેશિયા સબ કોઈ હય; ચલો, ચલો, બાત ખતમ કરો —'

રાધાવલ્લભ ફરતો ફરતો કહે છે, 'એ જ તો છે તમારી કંપનીની મુંશ્કેલી; નહીં તો ઝઘડો થવાનો.'

આલવિશ રાધાવલ્લભને સમર્થન આપતો કહે છે, 'ત્યા-રે વળી?' પછી બન્ને બેસે છે.

ફાગુ તેનો પ્રયત્ન છોડી દેતો નથી. તે વીરેનબાબુને કહે છે, 'તમે આ બધી જુદી જાતની વાતો કરશો નહિ. એ તો રાધા-કૉમરેડ બોલ્યા, અમે લેબરર્સ બોલીશું,

ખાસ જમીન પરથી કૃષકલોગકો હઠાના નાહિ ચલેગા. ઔર ઓ લોક ભિ હામકો બાત બોલેગા, ક્યા, ઠીક હૈ ના રાધા-કૉમરેડ?'

રાધાવલ્લભ જણાવે છે, 'ઠીક તો છે, પણ બોલશે શું?'

આલવિશ કહે છે, 'હાં... બોલો, તમારો મતલબ શું છે? બોલો.'

ફાગુ વીરેનબાબુને પૂછે છે, 'ક્યા વીરેનબાબુ ઠીક હૈ ના?'

વીરેનબાબુ કહે છે, 'હાં, હવે તમે નક્કી કરો કે શું કહેવાનું છે. તમે જો બે પક્ષો ભેગા થઈને કંઈ બોલો, તો સરકાર પણ તે માનવા બંધાશે. અને આ તમારા સેટલમેન્ટમાં પણ તે રેકૉર્ડ થઈ જશે.'

ફાગુ કહે છે, 'તો બોલો, ક્યિા બોલેગા?'

ફાગુ વાત કોની સાથે કરે છે તે સમજાતું નથી, કારણ કે વાત એણે જ ઉપાડી છે અને જવાબ પણ તેણે જ આપવાની વાત છે. પણ હવે એ પણ સમજાય છે કે તે આ વાતનો જવાબ વીરેનબાબુ પાસેથી પણ જાણી લેવા ઇચ્છે છે. વીરેનબાબુ જ તેઓના ખરા મુખી છે, પણ તેની વાતના જવાબમાં જ વીરેનબાબુ બીજી કોઈ શરત આપી શકતા નથી. તેથી તેને ચૂપ રહેવું પડે છે. જાણે બધા જ આ બાબત પર વિચાર કરે છે, વીરેનબાબુ પણ! આખરે વીરેનબાબુ શરૂ કરે છે, 'જેઓએ જમીનની માલિકી કરી છે, એટલે કે રાધાવલ્લભના લોકો —'

વચમાં જ અટકાવીને રાધાવલ્લભ કહે છે, 'અમારા કોઈ લોકો નથી, વીરેનબાબુ; લોકો તો છે ભદ્રલોકોના અને ખેતમાલિકોના. હું તો ભદ્રલોક પણ નથી, અને ખેતમાલિક પણ નથી.'

'કેમ, કેમ? તમને તો બધા બાબુ કહીને જ બોલાવે છે, — તે જે હોય તે — જેઓએ જમીનની માલિકી કરી છે તેઓનો જે તે જમીનમાંથી સંપૂર્ણ ઉચ્છેદ ના થાય તે જોવાનું છે, એમ જ ને?'

'સાંભળું છું ને; તમારા બધાની વાત સાંભળું છું.'

'ફાગુ લોકો શું કહેવાના છે, કહો. શું ફાગુ?'

'ના, એ તો બોલનેઈ હોગા, જરૂર.'

'ક્યિા?' વીરેનબાબુ જ ફરીથી પ્રશ્ન કરે છે.

'એ જ તો — રાધાવલ્લભમેનકો ઉચ્છેદ નાહિ ચલેગા.'

'નાહિ તો ચલેગા, પણ જમીન તો તમારે લોકોને ય જોઈએ જ છે ને?'

'જરૂર. ચા-બાગાનકો ખાસ, બાગાનકો દેના હોગા.'

'સબઈ તો હોગા. પણ તે થશે કેવી રીતે એ તો કહો!'

'તે તો જરૂર બોલને હોગા —' કહી ફાગુ અટકી જાય છે. થોડી વારની ચુપકીદી પછી વીરેનબાબુ ફરીથી બોલે છે, 'તો તો તમારી જમીનની પહેલાં મોજણી થવા દો.'

આ વખતે રાધાવલ્લભ બોલી ઊઠે છે, 'એટલે, અમારી જમીનની ફરીથી

મોજણી શા માટે? સરકારની વેસ્ટ જમીન છે. સરકારે મોજણી કરી દાગનંબર પાડીને માલિકી કરી છે. બસ, સરકારનું ફૉર્મ જોઈ સેટલમેન્ટમાં દાગનંબર મેળવી લેશે. અમને કંઈ ભાડાપટ્ટો આપતા નથી. અમે પણ મોજણી કરવા નહીં દઈએ. પટ્ટો આપે તો મોજણી થશે; પટ્ટો નહિ તો મોજણી નહિ.'

'વાહ! તમે જો બધી જમીનમાં કોની કેટલી માલિકી છે તેનો હિસાબ કરવા ના દો તો પછી ચર્ચા-વિચારણા શી રીતે થશે?'

'કાય હિસાબ કિયેગા? હામ તો જાનેથે કિસકો કેતના જમિન.'

આલવિશે વાત શરૂ કરી એટલે રાધાવલ્લભ તેને અટકાવીને કહે છે, 'ચૂપ રહે, ભગત; ચૂપ રહે. વીરેનબાબુ અમારી જમીનની મોજણી કરવા ઇચ્છે છે, તો ઇચ્છા રાખવા દો; જેનાથી થાય તે માપણી કરે!'

'રાધાવલ્લભ, સાંભળો. જો તમારી વાત માની પણ લઈએ, તોપણ એ જોવું તો પડશે ને કે કોણે કેટલી જમીનની માલિકી કરી છે? તો તો કંપની પણ સરકારને કહી શકે કે તમારા કાયદા પ્રમાણે ખેડૂતોને પટ્ટો આપો. ત્યાર પછી, આપ્યા-મૂક્યા પછી જે બાકી રહેશે તે જમીન કંપની બગીચા માટે લીઝ પર લેશે. ફાગુ લોકો પણ એ જ વાત કરશે. કેમ ફાગુ?'

'જરૂર. હામનિમેન બોલેગા સબ પાટ્ટા દો; ઉસકે બાદ કંપની કો દો.'

'એટલે, વીરેનબાબુ, શું તમે લોકો અમને એમ કહો છો કે અમે બે વીઘાં જમીન અમારી પોતાની માલિકીની રાખી બાકીની જમીન તમને આપી દઈએ?'

'સરકારનો તો એ નિયમ છે. જે નિયમ હોય તે પાળવો પડે. નહિ તોયે તમારે બધાને ત્યાં એક હળની જમીન તો છે. ઋષિકેશ તો દરજીગીરી કરે છે. એની કેવી રીતે જમીન હોય?'

'એ બધી વાત પછી. અમે વીસ વર્ષથી જમીનની માલિકી રાખી છે. તમે તો અમને ગોળીઓ છોડી છે. માથા કે છાતીમાં ન વાગે તો હાથ પર વાગી,' રાધાવલ્લભ જમણા હાથ વડે તેના ડાબા હાથને પકડી રાખે છે - ડાબી બગલ તળે જ છત્રી છે, 'એ હવે જમીન છોડી દેવા માટે નથી.'

'રાધાવલ્લભ, તને ગોળી શું અમે મારી છે? આ બધી વાત શા માટે કહે છે?'

'સારું, સારું; તેની કંઈ વાત નથી. વાત તો એ છે કે જો તમારી આ જ વાત હોય તો પછી આપણી વાતચીત અહીં જ પૂરી થાય છે. અમે જમીન છોડીશું પણ નહિ; મોજણી પણ કરવા દઈશું નહિ. વેસ્ટ જમીન તો ખાસ જમીન છે. ખાસ જમીનની ખાતાવહી અલગ હોય છે. તેની વળી મોજણી શેની?'

વીરેનબાબુ સમજી જાય છે કે તેમનો મૂળ પ્રસ્તાવ રાધાવલ્લભે નકારી કાઢ્યો હતો. તે એટલે કહે છે, 'વાહ, ભાઈ, વાહ, તમે ખાસ જમીનમાં ભાગિયાગીરી

ચલાવશો અને મજૂરો બગીચાની જમીન પર પોતાનો હક્ક મેળવશે નહિ, શું વાત છે?'

'એ કંઈ બગીચાની જમીન નથી, સરકારની જમીન છે. ત્યાં મજૂરોનો કોઈ હક્ક નથી. તમે મજૂરો સાથે અમારો ઝઘડો કરાવ્યો છે —' રાધાવલ્લભ ઊઠીને ઊભો થયો. સાથે સાથે આલવિશ પણ. ફાગુ પણ ઊઠીને ઊભો થાય છે. વીરેનબાબુ બેસી રહીને જ કહે છે, 'ઝઘડો કંઈ અમે કરવા જવાના નથી — તમારી પાર્ટીનું યુનિયન જ જશે. તેથી તેમની સાથે સમાધાન કરો. બગીચાના વર્કર્સ પણ હક્ક કરે છે કે આ ખાસ જમીન કેટલી કોની માલિકીની છે તેની મોજણી થવી જોઈએ.'

'બરાબર સમજો — અમે તો જમીન પર જ છીએ. તમે ઑફિસમાં બેઠા છો. જોઈએ છીએ કોણ કોની જમીન માપે છે —' રાધાવલ્લભ ઊઠી જાય છે.

## 35

# કૃષક-મજૂર : વર્ગસંઘર્ષ

બહાર આવીને તરત જ રાધાવલ્લભ કહે છે, 'ભગત, જલદીથી જમીન તરફ જાવ, કંઈ ગોલમાલ થવાની સંભાવના છે.' પછી પેલા ગીતના જલસા તરફ જોઈ કહે છે, 'બુદ્ધિમાનને બોલાવી લાવો.' રાધાવલ્લભ ઊભો રહેતો નથી; તે ઊલટી દિશામાં સીધો ચાલવાનું શરૂ કરે છે. આલવિશ ભીડ તરફ ઊપડે છે. તેને ઉંમર થઈ છે. જલદી જલદી ચાલવા જતાં પીઠ નમી જાય છે; જાણે કે પગ બરાબર રીતે જલદી ઊપડતા નથી; પગની ખામી પૂરવા તે કમર આગળથી માથું આગળ લાવે છે. આલવિશ ભીડમાં બુદ્ધિમાનને શોધી રહ્યો છે. એક ચક્કર ફરીને જુએ છે કે ચાની દુકાનમાં બેસી તે ઋષિકેશના ગીતને તાલ આપી રહ્યો છે.

'એ...ઈ, બુદ્ધિમાન, ઊઠ ઊઠ.'

બુદ્ધિમાન જોયા વિના જ કહે છે, 'અરે ભગત, બેસી જાઓ ને હવે! જુઓ ને સાલા ઋષિકેશે કેવી કવિતા રચી છે, ભાઠાવાળાઓની કવિતા.' ભીડમાંથી ઋષિકેશનો તારસ્વર વહી આવે છે. ભગતને હવે વધારે મોડું કરવું નથી. રાધાવલ્લભ અત્યારે એકલો જ ગયો છે. તે બુદ્ધિમાનની પીઠમાં પોતાના ઢીંચણ વડે એક ઠૂંસો મારે છે. આ વખતે બુદ્ધિમાન આલવિશના મોઢા તરફ જુએ છે; આલવિશ હાથના ઇશારાથી તેને ઊઠી જવા કહે છે.

છેલ્લા લગભગ પંદર વર્ષથી બુદ્ધિમાન કૃષક સમિતિની સાથે છે. અને અહીં કૃષક સમિતિ એટલે જ આ ખાસ જમીનની માલિકી રાખવી, ખેતી કરવી, લોન મેળવવી, કોર્ટ-કચેરી, આ બધું. દરેક ચૂંટણીમાં સરકાર જુદી જાતના કાયદા દાખલ

કરે છે. પણ આ ખાસ જમીનની માલિકી વિશે કોઈ ચર્ચા થતી નથી. માલિકી રાખવી એ તો કાયદાની બાર આની છે. આવી એક સમજણથી બુદ્ધિમાન એક જ ક્ષણમાં સમજી ગયો — શું કંઈ ગોલમાલ થઈ છે? તે એકદમ એક કૂદકે ઊઠી આલવિશના કાનમાં કહે છે, 'શું થયું?'

'કૉમરેડે તને જમીન તરફ જવાનું કહ્યું છે.'

'શા માટે? શું કંઈ ગોલમાલ થઈ ગઈ?'

'મને ખબર નથી. બહાર નીકળ.'

આલવિશ અને બુદ્ધિમાન જલદી જલદી ચાલવાનું શરૂ કરે છે. બુદ્ધિમાન એકદમ ઊભો રહી જઈ કહે છે, 'ઋષિકેશને બોલાવીએ —'

આલવિશ ઊભો રહી જાય છે, પણ કશું વિચારી શકતો નથી. ઋષિકેશને બોલાવવો એટલે અત્યારે આ ગીતના જલસામાં ભંગ. એટલે, આ આટલા બધા લોકો જાણી જશે. અને ગોલમાલની વાત વધારે પાકી થઈ જશે. પણ ગોલમાલ તો હજુ શરૂ જ થઈ નથી, થઈ શકે — 'વીરેનબાબુ સાલો ધમકીથી વાત કરતો હતો. કૉમરેડ એકલા છે — ના, છોડી દે, આગળ જઈએ.'

બુદ્ધિમાન પગ ઉપાડીને કહે છે, 'ચલો, ચલો.'

તેઓ જલદી જલદી ચાલતા હતા. બુદ્ધિમાન ઠીંગણો હતો, અને આલવિશ લંગડો, ઊંચો હતો. પરિણામે બુદ્ધિમાનનાં વાંકાચૂકા પગલાં પડવા સાથે આલવિશના લાંબાં પગલાં ભળી જતાં હતાં.

આલવિશે બુદ્ધિમાનને કહ્યું, 'સા-લો, વીરેનબાબુડો—'

'કોણ વીરેનબાબુ?'

'અરે, સાલો આનંદપુરકો.'

'ઓ, એ સાલાને તો આપણા વિનાશ માટે નોકરીએ રાખ્યો છે — વકીલ.'

'કાય વકીલ હો?'

'પેલો સાલો વીરેન - વીરેન વકીલ.'

'ધત્ — વકીલ તો કોર્ટમેં જાયે — કાલા કોટ પહિનકે. વકીલ હોકે બાગાનમે કિયા કરથે!?'

'તારું માથું કરશે. એ મોટો વકીલ છે કે જેની પાસે એકે અસીલ નથી. તેથી તો ચા-કંપની તેને નોકરી આપીને લઈ આવી છે — અલ્યા, આ ખાસ જમીનના હળ હાંકનાર-ભાગિયા ખેડૂતોને તગેડી મૂકો; શેનો મોટો બગીચાનો ઑફિસર થયો છે? શું કહે છે સા-લો?'

'કહિછે કિ તોમલોગ દૂ-વિઘા કરકે લેકે, બાકિ જમીન છોડ દો.'

'શેનું? વહુના ધોકા ખાવા છે?'

આલવિશ ગુસ્સામાં ઊભો રહી જાય છે, 'અરે, આગારિ તો વાત ઠો સૂનેગા

ના, ઐસા બાત કરો જાયગા?'

'એ સાલાએ તને આ વાત ક્યારે કરી વળી?'

'એ જબ કૉમરેડકો લેક્ચર —'

'કયું લેક્ચર? કૉમરેડે તો પેલે વખતે લેકચર આપ્યું છે; ઊંઘમાં ય કહે છે કે કુખ્યાત જોતદાર ....'

એ વખતે આલવિશ હસી પડે છે, 'અરે એઈ, ગાના બાજના કો આગારિ...'

'શું? તમને બોલાવીને લઈ ગયા?'

'હા.'

'કોણે બોલાવી લીધા?'

'ફાગુ અને વીરેનબાબુએ. તો હામનિમન્ તો ગાઇહૂં. ઉસકે બાત, બૈઠકે બૈઠકે ઉમનિમનકો સાથ વાતચીત હોથે લાગેલ્.'

'એકદમ બેઠા બેઠા જ વાતચીત? ઊભા રહીને નહિ?'

તેઓ હાથીના રસ્તાના પેલા જ વળાંકની પાસે આવી ગયા હતા; ડાબી બાજુ વળતાં જ સામે, જમણી તરફ પેલી ખાસ જમીનનો ઇલાકો શરૂ થાય છે; ડાબી તરફ ફૉરેસ્ટ જાય છે. ચાનો બગીચો ઘણે દૂર છે.

વળાંક લેતાં જ એ લોકો જુએ છે કે પેલી જમીનમાં અને હાથીના રસ્તા પર કેટલાક લોકો છે. પેલા સર્વેના માણસો પણ દેખાય છે. એ બે જણ ઊભા રહી જાય છે. 'સાલો, ચેઈન પાથરે છે — જમીન માપવા માગે છે —?'

બુદ્ધિમાન ડાબી તરફનો ઢાળ વટાવી ખેતર વચ્ચે થઈ શેઢા પર સીધો દોડવાનું શરૂ કરે છે. આલવિશ પણ તેની ચાલવાની ગતિ વધારે છે, પણ તે ઢાળ વટાવી શેઢા પર ઊતરતો નથી. નવું જ વાવેલું ખેતર કાંપથી ખદખદે છે; શેઢાની ધારે ધારે આલવિશ આટલો જલદી જઈ શકશે નહિ.

પણ ઘટનાસ્થળે કોઈ ઉત્તેજના નથી, કોઈ ઘટના જ નથી. સર્વેની લાંબી ચેઈન આ જમીન પર થઈ મરી ગયેલા સાપની જેમ પડી છે. તેની ઉપર બેઠા છે બાબલા-બેબલી, મદેશિયા-છોરા, છોકરા-છોકરી. સામે રાધાવલ્લભ કેટલાક લોકો સાથે ઊભો છે. આ જમીનના એક ઢાળ પર, થોડે દૂર ચાના બગીચાના મજૂરોની ભીડ જામી છે — કોઈ કોઈ બેઠા છે, કોઈ ઊભા છે. અને ડાબી તરફ હાથીના રસ્તાના વળાંક પર સુહાસ, વિનોદબાબુ, પ્રિયનાથ, અનાથ ઊભા રહીને વીરેનબાબુ અને બીજા કેટલાક લોકોની સાથે વાતો કરે છે.

બુદ્ધિમાન આવતાં જ રાધાવલ્લભની સામે ઊભો રહે છે. લાંબો શ્વાસ લેતાં પૂછે છે, 'શું થયું છે, કૉમરેડ?' પછી શ્વાસ છોડે છે. લાગે છે કે બુદ્ધિમાનના આવા શ્વાસોચ્છ્વાસના દાબથી તેનું ગંજી ફાટી જશે. હાલ એ એટલું ચાલીને અને એટલું દોડીને આવ્યા છે કે તેની આંખ નીચેના ઊંચા ગાલના ભાગ પર જાણે પરસેવો

ચકચકે છે; એ બન્ને હજુ વધારે પ્રખર થઈ ઊઠી શકે. શ્વાસોચ્છ્વાસમાં આંદોલિત છાતીને કારણે કે ગમે તે, સમજાતું નથી, પણ બુદ્ધિમાનના બે હાથ પણ તેના શરીરની બાજુએ પહોળા થઈને હાલે છે, ડોલે છે.

આટલી વારમાં આલવિશ પણ આવી પહોંચ્યો છે. રાધાવલ્લભ આંખો બંધ કરી, જમણો હાથ માથા પર કોણીએથી વાળી આંગળીઓને ડોક પાસે લઈ જાય છે, પછી દૂબળી છાતી ફેલાવીને ભાષણના જેવી શરૂઆત કરે છે, 'વાત એમ છે કે અમે જ્યારે આજે સર્વેના ઑફિસરની પાસે કૃષક સમિતિનું ભાષણ આપવાના હતા ત્યારે મને અને આલવિશ ભગતને આનંદપુર ચા-બગીચાના બાબુ વીરેનબાબુ અને પેલો યુનિયનનો ફાગુ બન્ને જણ બોલાવીને ચર્ચા કરવા ઇચ્છતા હતા. અમે ચર્ચા કરવા બેઠા. તેમણે એલફેલ જેવી બહુ જ વાતો કરી છે. તે બધી વાત અત્યારે ફરી કહેવાની કોઈ જરૂર નથી. તે જે હોય તે, વીરેનબાબુ કહે છે કે આપણે આપણી જમીન છોડવી પડશે; માથા દીઠ બે વીઘાં જમીન રહેશે અને આ જમીનની માપણી-મોજણી કરવી પડશે.'

આ વાતથી ચારે બાજુ ખૂબ કલબલાટ ઊઠતાં રાધાવલ્લભને રોકવો પડે છે. તે હાથ ઊંચો કરી તેમને અટકાવતાં કહે છે, 'પણ એ ય કોઈ વાત નથી. અમે એ બધી વાતમાં પેલા ચર્ચા-વિચારણાના સ્થળને છોડી દઈએ છીએ. પણ એ ય કોઈ વાત નથી. અમે જે ટાઈમે પેલી બધી વાતચીત કરી રહ્યા છીએ, ટીકા-ટિપ્પણ-વાતો ચાલે છે, અને આપણો કોઈ માણસ જ્યારે જમીન પર નથી, બધા સર્વેની જગ્યાએ ગયા છે, ઋષિકેશ ગાન ગાવામાં પડ્યો છે, ત્યારે સા-લા, આ વીરેનબાબુના માણસો, આ કંપનીના માણસો, અમારી પાછળ થઈ છુપાઈને આમિનબાબુ દ્વારા અહીં આપણી જમીન પર ચેઈન પાથરે છે.'

શ્વાસ લેવા માટે રાધાવલ્લભને થોભવું પડે છે. તે વખતે તેના ગળાની બધી નસો ફૂલી જાય છે. જે કંઠસ્વરે અને જે ઘૃણાથી તે આ વાતો કહેવા માગે છે તે બધું જાણે તે પ્રકટ કરી શકતો નથી. તેથી તેનું મોઢું થોડું જમણી તરફ વાંકું થયું છે — જોકે તેના ઘણા ભાગના શ્રોતાઓ ડાબી તરફ છે. અને તેનો નીચેનો હોઠ લબડી પડે છે. તેથી તેના ખવાઈ ગયેલા દાંતના કાળા મૂળમાં જમા થયેલું થૂંક દેખાઈ જાય છે. રાધાવલ્લભ ધિક્કારપૂર્વક બોલી ઊઠે છે, 'વીરેનબાબુ આનંદપુર ચા-કંપનીમાં નોકરી કરે છે. તે ચર્ચાને બહાને અમને વનની આડશે લઈ ગયા, અને એ દરમ્યાન આ આમિનને ચેઈન વડે અહીંની જમીનની માપણીના કામમાં મોકલે છે. અહીં આપણાં છોડી-છોકરા, નાનાં-મોટાં તે ચેઈન દબાવી રાખી અહીં બેસી ગયાં છે. અને એ વખતે ચા-બગીચાના યુનિયનના આ મજૂરો અહીં આવી લાઈન કરી આ બધાં છોકરા-છોકરીઓ અને નાનાં-મોટાંને ભય દેખાડે છે. હું જ્યારે અહીં આવી પહોંચું છું ત્યારે આ સ્થિતિ જોઉં છું. તમે બધા જ હાજર રહો. આપણે આપણી માલિકીની

વચ્ચે ઊભો છે. પાછળથી સ્લોગન અટકતાં, સુહાસ રાધાવલ્લભને કહે છે, 'જુઓ, હું તો સર્વે કરવા આવ્યો છું. તમારા લોકોની જમીન અમે માપીશું નહિ એ માટે શું હું તમારું વક્તવ્ય સાંભળું? ફક્ત સર્વે વિષે કોઈ કશું ચલાવવા ઇચ્છે, અથવા ઉત્તરાધિકાર કે કોઈ અંશને માટે, માલિકી માટે કંઈ હોય, તો તે બધું હું સાંભળું.'

સુહાસે પહેલેથી જ અંદાજ લગાવ્યો હતો કે આ દળના બધાએ જ એક વિસ્તારમાં એક સાથે ખાસ જમીનની માલિકી કરી છે. તેથી લગભગ દરેકની પાસે એક-દોઢ-બે વીઘાં જમીન છે. અત્યારે મોજણી કરવા જતાં તે પકડાઈ જશે. ત્યારે વેસ્ટ જમીન ફરીથી વેસ્ટ થશે. તેથી એ લોકો પહેલેથી જ વિરોધ નોંધાવે છે કે જમીન માપવા દેશે નહિ. જે ખેડૂતોએ ખાસ જમીનની માલિકી રાખી છે તે તો જોકે કે જલદી જલદી રેકૉર્ડ કરાવવા ઇચ્છે છે — પહેલાં ગવર્નમેન્ટનો ઑર્ડર હતો કે ખાસ જમીન માપવાની છે અને માલિક લોકોનાં નામ રેકૉર્ડ કરવાનાં છે. પછીથી ઑર્ડર આવ્યો છે કે હવે એ બધાની ચિંતા કરવી નહિ. બીજા ઑર્ડરને કારણે જ ચોક્કસ આ પ્રકારની બધી ઘટના બની છે.

અત્યાર સુધીના આનંદપુરના ઍસ્ટેટ-ઑફિસરના રજિસ્ટર અને મૌજા-મૅપ જોઈ સુહાસની આ ધારણાને પ્રમાણ મળ્યું છે. ચા-કંપનીનો ઇરાદો પણ સુહાસ સમજી શક્યો છે. પણ પેલી વિવાદ-ચર્ચાવિચારણામાં તેની કોઈ ભૂમિકા નથી. ઊલટું, તે થોડો નારાજ જ રહે છે; વિનોદબાબુએ તેને કહ્યા વિના આ જમીન પર સાંકળ પાથરીને પહેલે દિવસે જ આ પ્રકારના એક ઝઘડામાં શા માટે જોડી દીધો?

જે ટુકડી ઢાળની ઉપર આવીને ઊભી હતી તે બધાએ કંઈક ચુપકીદીથી સુહાસ અને રાધાવલ્લભની વાત સાંભળી હતી. સુહાસની વાત પછી ચાના બગીચાના મજૂરોનાં દળમાંથી ભાષણ શરૂ થઈ જાય છે, 'સાથીમૅન, ચા-બાગાનકો લેબરલોક ઔર કિસાનલોક દુશમન નાખે. ભાઈ-ભાઈ હૈ, સાથી-સાથી હૈ; એક્કો દુ:ખ ઔરકો બુઝના પડલેક. નાહિ બુઝલે તોં માલિકમૅનને મજૂરકો ઔર કિસાનકો ખતમ કરવા પડે. લેકિન સાથીમૅન, હામાર એઈ ખેતી પર એક ખરાબ કામ થયું છે; શું? ના, ચિયા-બાગાનકો વેસ્ટ લૅન્ડ પર કિસાનલોકો જબરદખલ કાયેમ કરતા થે. ઈતના જબર દખલ કિ એ ગવરમેન્ટકો સેટલમેન્ટ ભી ઓ હોના નાહિ દેગા. લેકિન વામફ્રન્ટ સરકાર જનગણકો સાથી સરકાર હાય. ઈસકો સબ કામ ઠીક ઠીક કરના પડેક. તો હામ બોલે કિ સરકારકો જો ઑફિસર હાય, હિયા, ઓ ઑફિસરકો સરકારકો કાનૂન તો સાફ સાફ કરને હોગા. હામનિમૅનકો ઈ ડિમાન્ડ હાય કિ જો ઈ-વેસ્ટ જમીનકો પૂરા માપ કરને હોગા, ઔર કૌનં કો પાશ કેતના જમીન હાય ઈસકો લિસ્ટ બહાર કરને હોગા, સાથીમૅન, મજૂરોં ઔર કિસાનો દુશમન નાખે, મજૂરકો યુનિયનકો લાલ ઝાંડા લાલ, લાલ પાર્ટી આર કિસાન સમિતિકો ભિ ઓહી ઝાંડા ઓહિ પાર્ટી. હામલોગ સાથી હાય. ઓ હિ દફે હમનિમનકી ડિમાન્ડ ઈ હાય જે સબ ખાસજમિકો તાલાશ

કરને હોગા, કરને હોગા, ઈ ઑફિસર લોગો ઔર જોતદારલોગોકો જો કલ કબ્જા હોતા હાય, જો કેપાસીટી હોતા હાય ઓ ખતમ કરને હોગા. ઇનકિલાબ જિન્દાબાદ.' ફાગુ પેલાનું ભાષણ પૂરું થતાં ફરીથી સ્લોગન ઉચ્ચારે છે 'ઇ-ન-કિ-લા-બ', પણ આ શ્લોગનના જવાબમાં ક્યાંક જાણે મજાક પણ ભળેલી છે. મદેશિયા છોકરીઓના અકારણ હાસ્યથી સ્લોગનનો સૂર રણઝણ થઈ ઊઠે છે, થઈ રહે છે. તેથી સ્લોગનનું એક આદિવાસી સ્વરૂપ પકડાય છે — ક્યાંયે કશું જાણે ગાન સિવાય કે નાચ સિવાય થતું નથી એ રીતે ફરીથી સંદેહ જાગે છે કે આ સ્લોગનનું દળ લડાઈ માટે આવ્યું નથી, આ સ્લોગનના આવવા-જવા સાથે તેઓના જીવવા-મરવાનો ખૂબ ઘનિષ્ઠ સંબંધ નથી.

સુહાસ રાધાવલ્લભ તરફ પીઠ ફેરવી, બગીચાના દળને કહે છે, 'તમારા એસ્ટેટ ઑફિસરને આવવા માટે કહો!'

'કૌન કો?'

'એસ્ટેટ ઑફિસર, એસ્ટેટ ઑફિસર; અમારી સાથે જેમણે વાત કરી હતી, ત્યાં તે.'

ફાગુ હુકમ કરે છે, 'વીરેનકો બોલો, વીરેન એસ્ટેટ ઑફિસર.'

'ઓ વીરેનબાબુ, વીરેનબાબુ ઓ...ઓ', બૂમ બગીચાના દળની આગળથી પાછળ ચાલી જાય છે.

રાધાવલ્લભ તરફ જોઈ સુહાસ કહે છે, 'જુઓ, હવે તો અમારે રોજે જ સર્વે કરવો પડશે. કામ જલદી જલદી નહિ થાય તો તમને જ મુશ્કેલી છે. પણ આ બધો ઝઘડો તો અમે પતાવી શકીશું નહિ, એટલે કે એ કંઈ અમારું કામ નથી.'

'શું એ કામ તમારું નથી, સર? વામફ્રન્ટ સરકાર જનગણની બંધુ સરકાર, તેથી —'

'ના, એ વાત તો બરાબર છે — પણ જેનું જે કામ છે તે તો તે જ કરશે. હું તો સમજો કે ફૉરેસ્ટ રેન્જરનું કામ કરી શકીશ નહિ; એટલે કે એ અમારા સેટલમેન્ટનું કામ નથી.'

'તમારું કયું કામ નથી, સર?'

'આ જે છે ને, આ ખાસ જમીન દરેકે કેટલી કેટલી માલિકી કરી છે, તેમને મળશે કે ચા-કંપનીને મળશે, એ તો હું નક્કી કરી શકીશ નહિ.'

રાધાવલ્લભ કહે છે, 'સર, જો તમે અમારી જમીન માપવા ઇચ્છતા હો, તો ચાલો સર, માપી લો; અમે સાંકળ માથા પર લઈ તમને માપી આપીશું. માપવું એ જ તમારું કામ છે ને! અમે પણ મપાવવા ઇચ્છીએ છીએ.'

'સાંભળો, આ વેસ્ટ જમીન તો બધી દરેક દાગ પ્રમાણે મેળવીને સરકાર માપે છે, પછી માલિકી આપે છે; અમે જ આપીએ છીએ; તેથી આ જમીનનું

ખાનાપૂરી-બુઝારતનું કામ થાય છે; અમારા મૌજા-મૅપમાં પણ છે. અને, કોની માલિકીમાં કોણે કેટલી રાખી છે તેનો રેકૉર્ડ કરવાની સરકારે મના કરી છે. ઘણી જગ્યાઓએ એનું એક લિસ્ટ અમે લઈ ગયા છીએ. જો સરકાર ઇચ્છે, તો અમે નોંધી લઈશું. તમે જો ઇચ્છો તો એ રીતનું એક લિસ્ટ બનાવીને અમને આપી શકો.'

ભગત કહે છે, 'તે તો અમે ચોક્કસ આપીશું જ; તમે ઇચ્છતા હો તો આપીશું, સર; અમારે તો સરકાર સાથે બધી વ્યવસ્થા કરવી છે, સર; પણ ખાસ જમીન માપવાને વખતે બગીચાના મજૂરોનો હક્ક શેનો, સર; એ માપ-બાપથી એઓને તો કોઈ ફાયદો નથી. ખરેખર તો, પેલા વીરેનબાબુની મારફતે કંપનીએ ઝઘડો કરવા માંડ્યો છે, સર.'

'તમે શું મને બોલાવો છો?' વીરેનબાબુ ઢાળ પરથી બોલે છે, નીચે ઊતરતા નથી. સુહાસને આશા હતી કે નીચે ઊતરશે, પણ સમજી જાય છે કે નીચે કૃષક સમિતિના લોકોની વચ્ચે ઊતરતાં તેને ભય લાગે છે. સુહાસની આ આશા અને સમજણની વચ્ચેના સમયમાં રાધાવલ્લભ કહે છે, 'સર, આ વીરેનબાબુ માણસ અમારા ફૉરેસ્ટની અંદર અનેક વાતોને છુપાવી રાખી, આમિનબાબુની સાથે આ બધું ષડ્યંત્ર રચી અહીંયાં ચેઈન પાથરી છે અને પેલા બગીચાના મજૂરો અને વસ્તીના ખેડૂતોની વચ્ચે ઝઘડો કરવાનો તાલ કર્યો છે.'

વીરેનબાબુ ઉપરથી જોરથી બૂમ પાડે છે, 'રાધાવલ્લભ, બી કેરફૂલ —' એ પણ એક સ્લોગન જેવું સંભળાય છે. બગીચાનું દળ જાણે તેના પ્રત્યુત્તરમાં જ બોલી ઊઠે છે, 'નાહિ ચલેગા, નાહિ ચલેગા.'

સુહાસ કૃષક સમિતિ તરફ પીઠ ફેરવી વીરેનબાબુને ધમકાવતો હોય એમ કહે છે, 'સાંભળો, તમારે તો અહીં કોઈ ઇન્ટરેસ્ટ નથી, તો પછી તમે શા માટે અમારા કામમાં આટલા ઇન્વોલ્વ્ડ થયા છો, અને એક પ્રકારની લૉ-ઍન્ડ-ઑર્ડર સિચ્યુએશન ઊભી કરો છો?'

'મેં તમારા કામમાં કોઈ હિસાબે અડચણ કરી નથી.'

'તમે તો એઓની સાથે કૉમ્પ્રોમાઇઝનો પ્રયત્ન કર્યો હતો, જ્યારે ત્યાં ચેઈન પાથરી હતી.' — અને બરાબર તે જ વખતે કૃષક સમિતિનું દળ પાછળથી અચાનક જ 'જિન્દાબાદ' સ્લોગન ઉચ્ચારે છે અને હાંક દેતાં દેતાં ઋષિકેશ અને બુદ્ધિમાન પાછળથી દોડતા આવે છે.

# 37

# કૃષક-મજૂર : સન્મુખસંગ્રામ

ઋષિકેશ મોજથી સિગારેટનો ધુમાડો છોડતો હતો. પણ ભાઠાનું દળ એકસાથે ઊભું થઈ જાય છે. પછી ઋષિકેશને કહે છે, 'અલ્યા હવે સિગારેટ ફૂંકવાની નથી, જલદી દોડવા લાગો. આનંદપુરની જમીન પર કામે લાગી ગયા છે. ચલો-ચલો.'

ઋષિકેશ કૂદકો મારે છે. એકદમ વિહ્વળ બનીને ચારે તરફ જુએ છે. — તેમના દળનું તો કોઈ નથી. જેઓ આટલી વાર સુધી ગાન સાંભળતા હતા તેઓમાંના કોઈ કોઈ ચાની દુકાન પાસે છે; કેટલાક જણ જ્યોત્સના આમિનની આગળ છે. ઘણા બધા તો સીધા પેલા હાથીના રસ્તે ઉત્તરમાં આનંદપુર તરફ ખૂબ જલદીથી જઈ રહ્યા છે — જાણે અહીંના ગાનના જલસાને અંતે ત્યાં બીજો લાંબો જલસો છે. ઋષિકેશ થોડાં ડગલાં ધીમે ધીમે ચાલે છે. ફરીથી આજુબાજુ જુએ છે. જાણે તે વિશ્વાસ જ કરી શકતો નથી કે તેમના દળનું કોઈ ત્યાં નથી. ભાઠાના દળના કોઈ કોઈ તેને છોડીને આગળ જાય છે. ઋષિકેશ પાછો ફરીને એક વાર તિસ્તા તરફ જોઈ લે છે. પેલી ચેર ખાલી પડી છે, અને થોડે દૂર પેલું જ ટેબલ. ઋષિકેશને આટલું સમજતાં વાર લાગે છે કે તે જે ભીડમાં આટલી વાર સુધી હતો તે ભીડમાં તે હવે નથી. આટલી વાર તેણે સિગારેટ પીધી નથી. આ વખતે જોર જોરથી બે કસ ખેંચી તે ફેંકી દે છે. ચાની દુકાન તરફ જોઈને પૂછે છે, 'અરે, આ શું બધું બન્યું છે?' ભીડમાંથી એક જણ તીણા અવાજે જવાબ આપે છે, 'તમને ખબર નથી શું થયું છે? — અહીં તો બધા જ, હાકિમ આમિન બધા જ — સાંભળ્યું છે કે તમારી સમિતિના લોકો સાથે બગીચાના મદેશિયા લોકો મારામારી કરવાના છે.'

'હાં?' — આ એક વાતથી ઋષિકેશનું સંવિત પાછું આવે છે. આ રીતની મારામારી થવાની આશંકા તો બધો જ વખત રહે છે. આજે સર્વેની બાબતે એ મારામારી થઈ શકે. પણ ઋષિકેશ વિના મારામારી થશે કેવી રીતે? ઋષિકેશ એ સાથે જ જેટલા જોરથી દોડી શકાય તેટલા જોરથી દોડવાનું શરૂ કરે છે. કૉમરેડ તો મારામારી કરી શકશે નહિ. આલવિશ પણ કરી શકશે નહિ. અને બીજા બધા તો રેંજી-પેંજીનું દળ છે. તેઓએ શું કરવાનું છે તે ઋષિકેશ વિના બીજું-કોઈ બરાબર રીતે કહી શકશે નહિ. એક બુદ્ધિમાન છે. પણ બુદ્ધિમાન તો એકલો પડી જશે. ઋષિકેશ ભાઠાના લોકોને વટાવીને આગળ ચાલી જાય છે. 'એ..ઈ ઊભો રહે, ઊભો રહે; અમે પણ જઈએ જ છીએ ને.' ઋષિકેશ ઊભો રહેતો નથી; દોડતાં દોડતાં જ વિચારે છે કે મદેશિયાઓએ જો વસ્તીમાં આવી ઘરબારને આગ લગાડી દીધી હોય

તો? તો તો...! ઋષિકેશ અંદાજ લગાવે છે કે તીર-ધનુષ્ય ચલાવનારાઓનું દળ તેઓમાંથી ઊભું કરતાં કેટલો સમય લાગશે? પણ બધું ય નિર્ભર છે કોણ કેટલું વધારે તૈયાર છે તેના પર. આનંદપુરમાં સમિતિ સાથે મારામારી થઈ છે અને તે અહીં ગાન કરે છે, છતાં તેને એક વાર પણ બોલાવ્યા વિના બધા જતા રહ્યા! બોલાવવાનો ટાઈમ નહિ મળ્યો હોય? એક જ બૂમ પાડવાની હતી — ઋષિકેશ ચાલી આવ—અત્યારે જ દોડતાં દોડતાં. ઋષિકેશ એ બૂમ સાંભળવાનો પ્રયાસ કરે છે. અથવા તો, બૂમ પાડી હતી અને ઋષિકેશ તે સાંભળી શક્યો નહિ, અને એ લોકો વિચારે છે કે ઋષિકેશ તો આવે જ છે. તો તો... અથવા કોઈને કંઈ ખબર જ ના પડી? એકાએક જ શરૂ થઈ ગયું છે? પણ ઋષિકેશ વિના આટલી વાર મારામારી ચાલે છે કેમ કરીને? તે વખતે ઋષિકેશ આનંદપુરની જમીનની નજીકમાં પહોંચી જાય છે. આ હાથીનો રસ્તો આગળ ડાબી તરફ વળે છે — એ વળાંકથી જ આનંદપુરની વેસ્ટ જમીનનો ઇલાકો છે. જમીન પાસે આવતાં ઋષિકેશ સમજે છે કે તે એટલા જોરથી દોડ્યો છે કે જમીન સુધી પહોંચતાં તેનો દમ ભરાઈ જશે. તે એકદમ તેની દોડની ગતિ ઘટાડી દે છે. ઘટાડી દેતાં જ તેની છાતી અને કાનની પાસેની શિરાઓનો ધમ્ ધમ્ અવાજ જાણે કાનમાં ધાક પાડે છે.

જ્યારે ઋષિકેશ વળાંકની પાસે આવ્યો ત્યારે તે જુએ છે કે તેની ઊલટી દિશાએથી બુદ્ધિમાન દોડતો આવે છે. ઋષિકેશને જોઈ બુદ્ધિમાન ઊભો રહી જઈ બૂમ પાડે છે, 'ઋ-ષિ-કે-શ, ઋ-ષિ-કે-શ, લ-ડા-ઈ, લ-ડા-ઈ;' બુદ્ધિમાન એક કૂદકે નાળું પાર કરી જંગલમાં જઈ પહોંચે છે. તે એક નાની ડાળ લઈ ફરીથી કૂદકો મારી નાળું પાર કરતાં જ ઋષિકેશ કૂદકો મારી જંગલમાં આવે છે. આ બાજુ, પેલી બાજુ જોતાં ઋષિકેશને ડાળફાળ કંઈ મળતું નથી. તે એક ઝાડની નીચી ડાળને જ નમાવીને તોડે છે. ડાળ તૂટે તો છે, પણ તેને ઝાડથી છૂટી કરાતી નથી. સમગ્ર શરીરનું જોર દઈ ડાળને ખેંચી નમાવવાનો પ્રયત્ન કરી રહ્યો છે. ઋષિકેશ, તે વખતે બહારથી બુદ્ધિમાન બૂમ પાડે છે, 'હે...એ...ઋષિકેશ, ચાલી આવ, આ લાકડી લે!'

બુદ્ધિમાનનો અવાજ સાંભળી ઋષિકેશ નાળું એક કૂદકે પાર કરી જુએ છે તો બરાબર સાઈઝની એક ડાળ ત્યાં રાખી મૂકી બુદ્ધિમાન સીધો દોડે જાય છે. ઋષિકેશ ડાળ ઉપાડી લઈ એક મોટી હાંક મારે છે 'રે...એ...એ...' અને સામેના હાથીના રસ્તા પરની ભીડ તરફ દોડ્યો. બુદ્ધિમાન પણ હાંક મારવાનું શરૂ કરે છે. અને હાથીનો રસ્તો તે લોકોના દોડતા પગના દબાણથી ધમ્ ધમ્ કરી ઊઠે છે. એ દોડ, એ હાક અને બે લાકડીઓની મુદ્રામાં આગળ ગંજી પહેરેલો બુદ્ધિમાન અને પાછળ પહેરણ પહેરેલો ઋષિકેશ — તે બંનેની માંસલ દેહની પેશીઓનું જાણે નર્તન પણ દેખાય છે.

સામે હાથીના રસ્તા પર જ ભીડ છે — ત્યાંથી જમણી તરફ જમીન ઢળી

ગયેલી છે. ત્યાં પણ ભીડ છે. દોડતાં દોડતાં તો સમજાતું નથી કે કોણ કઈ દિશામાં ઊભું છે. પણ બુદ્ધિમાન આ જગ્યાએથી જ ગયો હતો; વળી તેઓ જાણે છે કે ક્યું દળ ક્યાં ઊભું રહેલું હોય. હાથીના રસ્તા પરની ભીડ પેલા બે જણના જોરદાર આક્રમણની સામે બે ભાગમાં વહેંચાઈ ગઈ હતી — તેઓ જો જાય તો વચ્ચેથી જતા રહી શકે. પણ તે પહેલાં, પહેલાં બુદ્ધિમાન અને પછી ઋષિકેશ ઢાળ ઊતરી નીચે ચાલી જાય છે. સામે જ લદબદ કાદવવાળી જમીન હતી; કૂદકો મારીને તેના શેઢે ચઢી જાય છે. પછી બે-ચાર શેઢા વટાવી ફરીથી એક મેદાન છે. એ લોકો એ વખતે લગભગ ભીડની પાસે પહોંચી ગયા છે, બુદ્ધિમાન અને ઋષિકેશ બે લાઠીઓ માથા પર ઊંચી કરી 'સા....લા, માથું ફોડી નાખીશું, સા...લા', કહી વધારે જોરથી હાંક મારતાં ભીડમાંથી 'ઈન-કિલાબ' હાંક ઊઠી આવી એમના અવાજ સાથે ભળી જાય છે. બધા જાણે વ્યવસ્થિત તૈયાર થઈને ઋષિકેશ અને બુદ્ધિમાનની જ રાહ જોતા હતા. તેમનો અવાજ સાંભળતાં જ લોકોએ ખસી જઈ તેમને પ્રવેશ આપવા જગ્યા કરી દીધી હતી. તેઓ પાછળથી ભીડ વચ્ચે પ્રવેશે છે; એક કૂદકે મોટા ઢાળિયા પર ચઢી સામેના બગીચાના મદેશિયાઓ તરફ વેગપૂર્વક ચાલે છે. તે બે જણના આટલા ઊંચા અવાજથી અને વેગપૂર્વકના ચાલવાથી વીરેનબાબુ એક કૂદકે મદેશિયાઓની લાઈનમાં જતા રહે છે. તેથી મદેશિયાઓમાં જે આગળ હતા તેઓ એકદમ બે ડગલાં પાછળ જાય છે. તેઓ પાછળ જતાં તેમની આજુબાજુ જેઓ હતા તેઓ પણ બે-એક ડગલાં પાછળ જાય છે. પરિણામે મદેશિયાઓની લાઈન અવ્યવસ્થિત થઈ જાય છે. જાણે કે કૃષક સમિતિ આની જ રાહ જોવામાં હતી. રાધાવલ્લભનો ચિત્કાર સંભળાય છે, 'ઈ-ન-કિ-લા-બ'; એક દીર્ઘ પ્રલમ્બિત 'જિ-ન્દા-બા-દ' અવાજની સાથે, જાણે સ્લોગન પૂરો કરતાં કરતાં શ્વાસ પૂરો થઈ જશે; કૃષક સમિતિ સરઘસના આકારે મોટા ઢાળિયા પર ચઢી મદેશિયાઓની લાઈન સાથે લગભગ અથડાઈ પડે છે. બધા મદેશિયાઓ પહેલાં એક ડગલું, બે ડગલાં કરે છે; પછી લગભગ જાણે દોડતાં હોય એમ પાછળ જાય છે. આટલું બરાબર થતાં રાધાવલ્લભ ફરીથી રણધ્વનિ ઉચ્ચારે છે, — 'ઈ-ન-કિ-લા-બ.'

પણ એકદમ અચાનક જ તેમને અટકી જવું પડે છે. મદેશિયાઓ પાછળ જુએ છે કે તેમની પાછળના એક ટેકરા પરથી ત્રણ મજૂરોએ રાધાવલ્લભ તરફ ધનુષ્ય પર બાણ ચઢાવી રાખ્યાં છે. બુદ્ધિમાન જોરથી બૂમ પાડે છે, 'ખબરદાર!' ઋષિકેશ માથું ફેરવી તેના દળના લોકોને જોરથી કહે છે, 'ધનુષ્ય-બાણ જોડો, ધનુષ્ય-બાણ જોડો.' પણ લાગે છે કે કૃષક સમિતિને ધનુષ્ય બહાર કાઢવાનો સમય મળતો નથી. રાધાવલ્લભ અને ઋષિકેશ બે જણ પાછળ ફરી આમતેમ જોઈ લે છે કે તેમના દળના ધનુષ્ય-બાણ બહાર નીકળ્યા છે કે નહિ. કેટલુંયે શોધતાં મળતાં નથી. આ તરફ મદેશિયાઓએ ધનુષ્ય પર બાણ ચઢાવી દીધાં છે. એક જ ઉપાય છે : બધા જ

મળી એકસાથે વધારે વેગથી જઈ બાણ છૂટે તે પહેલાં જ એ લોકો પર હુમલો કરે. બુદ્ધિમાન હાંક દે છે, 'ઈ-ન-કિ-લા-બ.' કૃષક સમિતિનું દળ નવા જોમથી ચાલવાનું શરૂ કરતાં જ — આ વખતે બંધ તૂટતાં પૂરનાં પાણી છૂટે તેમ છૂટવાનું નથી, આ વખતના છૂટવામાં જાણે એક ક્ષણમાં હિસાબ ચૂકવવાનો છે, ત્રણ બાણ એક જ વાર છૂટતાં ત્રણ જણ મરી જશે, તેઓની પાસે પહોંચતાં સુધી છૂટતાં જશે તો કેટલાય જણ માર્યા જશે — આલવિશ ભગત પાછળથી દોડી આગળ આવી, મદેશિયાઓ તરફ મોં કરી બે હાથ ઊંચા કરી ઊભો રહે છે. કૃષક સમિતિનું દળ પણ સાથે સાથે જ ઊભું રહી જાય છે, છાતી સામે ધરીને આલવિશની જ મુદ્રામાં.

તે વખતે આલવિશની બે આંખો પહોળી થઈ ગઈ છે; કપાળની રેખાઓ જાણે વધારે ઊંડી ગઈ છે, વાળની બાબરીની થોકબંધ લટો ગળા પર પડી છે અને 'હાં' કરતાં જ તેના મોટા મોટા દાંત, પાન-ચાવેલી લાલ જીભ બહાર નીકળી આવે છે.

સામેના ટેકરા પર જેઓ ધનુષ્ય-બાણ લઈને ઊભા હતા તેઓ બૂમ મારે છે, 'ભગત, બાજુએ ખસી જાવ,' પણ ભગત બાજુએ ખસતા નથી, અને કોઈ વાત પણ કરતા નથી. આલવિશ ઓરાંઓના એક ગોત્રના એક ભાગનો પુરોહિત છે. પણ પુરોહિત એટલે પુરોહિત, ભગત એટલે ભગત. કૃષક સમિતિના હોવા છતાં પણ ભગત. લાલ ઝંડો હોવા છતાં પણ ભગત. રાધાવલ્લભ દાંત સાથે દાંત ચીપીને બુદ્ધિમાનને કહે છે, 'બુદ્ધિમાન, સ્લોગન ઉચ્ચારશો નહિ.' ધનુષ્ય-બાણવાળું દળ ભગત પર તીર છોડતાં અચકાઈ રહ્યું છે, કારણ કે એવા સામસામે છે કે જાણે તેમ કરતાં ભગત જ માર્યા જાય. આ વખતે સ્લોગન ઉચ્ચારે તો પેલાઓને બાણ છોડવાનો મોકો મળી જશે. પણ ઋષિકેશ અને રાધાવલ્લભ એ પણ સમજે છે કે અત્યારે જો પેલાઓ બાણ છોડશે તો ત્રણને બદલે ત્રીસ માણસો માર્યા જશે. અત્યારે હવે દોડીને એમની ઉપર હુમલો પણ કરાશે નહિ. જો કૃષક સમિતિના બધા લોકો જેમ ઊભા છે તેમ લાઈનમાં ઊભા રહે તો બાણ છૂટવા છતાં ત્રણ જણ પડશે. સામે દોડતાં દોડતાં બાણ કે ગોળીનો ઘા ખમતાં પણ ટુકડી તો સામે જ દોડશે. પણ ઊભા ઊભા એક જણ મરી જતાં, આખું દળ પાછું ફરી દોડવા લાગશે. ત્યારે એક પછી એક જણ પડે એવું બને. રાધાવલ્લભ અને ઋષિકેશ તેમની છાતી અને માથાની નસોમાં ધબ્ધબ્ અવાજમાં જાણે ગણતરી કરતા જાય છે કે બે-ત્રણ જણના મૃત્યુથી તેઓ જે જીતી શકે, તે જ અનેકનાં મૃત્યુથી અત્યારે હારી જવું પડે એમ છે. છાતીના પ્રત્યેક ધબકારે જાણે એક એક જણ મરે છે.

પણ આલવિશ કશુંક સમજી જાય છે. તે તેનાં ઓરાંઓને સ્વભાવથી સમજી લે છે — બાણ છોડવાની ચરમ ક્ષણ ચાલી ગઈ — એ પછી હવે બાણ છોડવામાં આવશે નહિ. પણ દળ, ચઢાવેલું બાણ નીચું ઉતારી શકતું નથી — તેથી તો તેમની હાર થઈ ગણાય. આલવિશ ઝડપથી મદેશિયાઓ તરફ પીઠ ફેરવી બે હાથ ઊંચા

કરી કૃષક સમિતિના દળ તરફ ફરી જોરથી બોલે છે, 'બૈઠ કરો, સબ કોઈ બૈઠ કરો, બૈઠ કરો'. રાધાવલ્લભ અને ઋષિકેશ બધાથી આગળ જઈને બેસી જાય છે. તેઓ પાછળથી બુદ્ધિમાનને બેસવા બોલાવે છે. કૃષક સમિતિનું દળ ફટાફટ કરતું બેસી જાય છે — આલવિશ સિવાય.

## 38

# કૃષક-મજૂર : ઐક્યનો સંગ્રામ

ખેતરમાં સુહાસ એકલો ઊભો છે.

તરતનાં વાવેલાં ડાંગરનાં ખેતરમાં બધે જ કાદવ માટી છે. બધો ધરુ કાદવમાં ઢંકાઈ ગયો છે. એટલાં બધાં માણસોના પગ વડે ખેડેલી જમીન કચડાઈ છે કે માટીમાંથી પાણી ઉપર આવ્યું છે. એ કાદવભર્યા પાણીમાં કોઈક ધરુ તરે છે.

સર્વેની લોખંડની ચેઈન લાંબી થઈને પડી છે — પેલી તરફના ખેતરામાંથી અહીં કાદવ-માટીની અંદર થઈ, પેલી તરફ હાથીના રસ્તા સુધી. મોટા ઢાળિયાની નીચે જમીનમોજણી માટેની ચેઈનનો ઉદ્ધાર કરવા સુહાસ એકલો ઊભો છે. તેની વાત વચ્ચે બૂમો પાડીને બે જણ આવી પડ્યાં પછી જે ઝઘડો શરૂ થયો, તેમાં ઊભા ઊભા જોયા સિવાય સુહાસને બીજું કશું કરવાનું નહોતું. પરંતુ સિનેમાની જેમ જોવા છતાં સુહાસ બરાબર સમજી શક્યો નહોતો કે પેલા લોકોએ વૃદ્ધ સાંથાલને જોઈને જ તીર-ધનુષ્ય નીચાં નમાવ્યાં હતાં કે પછી માત્ર ભય બતાવવા જ ઉપાડ્યાં હતાં — છોડવા માટે ચઢાવ્યાં નહોતાં?

આજથી માત્ર દસ વર્ષ પહેલાં ધનુષ, સાંથાલ, આદિવાસી, જમીન, લડાઈ, — 'ટોટા', 'તીર'.... એ બધાં વિશે સુહાસ જે કંઈ સાંભળતો, વિચારતો, જોતો, એ બધું અત્યારે જ, તેને માથેથી, તેની સામે જ બની રહ્યું છે, બની ગયું. છતાં, પોતે આ ઘટનાનું એકદમ કેન્દ્રબિંદુ હોવા છતાં પણ પેલી અતીતની, માત્ર દસ વર્ષના અતીતની, કોઈ ઝલક તેના મનમાં ક્યાંય પણ રમી ગઈ નહિ. આટલા બધા આદિવાસીઓના ચહેરાઓની ભીડ હોવા છતાં પણ નહિ.

તો પછી તો, કદાચ દસ વર્ષ પછી સ્મૃતિમાં આજની આ ઘટનામાં પેલી પરીકથા ફરીથી ઝલક દઈ જશે, સ્મૃતિમાં આ ભીડ ઓળખાશે — આદિવાસીઓની, આ લડાઈ ઓળખાશે — જમીનની. દસ વર્ષના અતીતનું સ્વપ્ન અને દસ વર્ષ પછીની સંભાવ્ય સ્મૃતિમાંના વર્તમાનમાં સુહાસ ડાબી તરફ જોતાં જુએ છે કે વિનોદબાબુ અનાથબાબુ, પ્રિયનાથબાબુ હાથીના રસ્તે થઈને તેની તરફ આવી રહ્યા છે. સુહાસ આગળ જાય છે, કૂદીને ઢાળિયા પર ચઢે છે. ત્યાર પછી તેઓ તરફ ચાલવા લાગે

છે. દૂરથી જ વિનોદબાબુ પૂછે છે, 'સર, તમને તો કંઈ થયું નથી ને?'

'ના, એવું કંઈ થયું નથી, પણ તમે ચેઈન પાથરી, છતાં આટલી વાર હતા ક્યાં?'

'સર, જે રીતની મારામારી જોઈ તેથી અમે સાહસ કરી શક્યા નહિ.' —

'ના, હું મારે માટે નથી કહેતો. પણ તમારે ચેઈનને વાળી લેવી પડશે ને? અને હું સમજી શકતો નથી, વિનોદબાબુ, કે આ જમીન પર ચેઈન પાથરવાનું તમને કહ્યું કોણે?'

'કેમ સર, આપણે એક પછી એક એમ આગળ જઈએ છીએ—'

'ના, ના; તમે કરે જાવ છો, એટલું. પણ આ કંઈ બૉર્ડર લાઈન નથી, એકદમ જ વેસ્ટેડ લૅન્ડની અંદર. આપણે વેસ્ટેડ લૅન્ડ તો માપતા જ નથી, માપવાની કોઈ વાત પણ થઈ નથી.'

'મેં તો કંઈ જોયું નહિ સર; શું પ્રિયનાથ, તમે —' વિનોદબાબુ કહે છે. પ્રિયનાથ જવાબ આપે છે, 'અમે તો દાગનંબર ઓળખી શકતા નથી, સર; અમે તો જેમ લાઈનબંધ ચેઈન ખેંચતા હતા તેમ ખેંચીએ છીએ.'

અનાથ કૂદી નીચે ઊતરી ચેઈન વાળવાનું શરૂ કરે છે.

સુહાસ એ ત્રણ જણની સામે જ જોઈને બોલે છે, 'જુઓ, આ રીતની ભૂલ હવે પછી ના થાય; આટલો મોટો ઝઘડો થઈ ગયો આ એક ભૂલને કારણે!'

વિનોદબાબુ થોડા ચૂપ રહીને કહે છે, 'તમે કંઈ કહ્યું છે, સર?'

'ના, પણ એવું કંઈ હોત તો બોલત પણ ખરો; તેથી આ રીતની મોટી ભૂલ કરવી એ સલામતીભર્યું નથી.'

'એ તો સર આજે તમારા માટે ડેન્જર જ ઊભી થઈ હતી. તો હવે તો કેમ્પમાં પાછા ફરીશું ને, સર?'

'હા, ચલો.'

આગળ આગળ સુહાસ અને પાછળ પાછળ વિનોદબાબુ ચાલવાનું શરૂ કરતાં જ 'સર' 'સર' એમ કરતી પાછળથી બૂમાબૂમ શરૂ થાય છે. સુહાસ ઊભો રહી જાય છે. રાધાવલ્લભ, પેલો વૃદ્ધ સાંથાલ, હાફપેન્ટ પહેરેલો એક જણ ચોક્કસ બગીચાનો લાગે છે, અને તે બધાની પાછળ વીરેનબાબુ, ઉપરથી આ ઢાળિયે ઊતરી આ તરફ આવે છે. નજીક આવી રાધાવલ્લભ કહે છે, 'સર, અમે તો તમારે માટે બેઠા છીએ, સર.'

'મારે માટે કેમ?'

'ના, એ વખતે તમે કંઈ વાત કરતા હતા; તેમાં એક મીસઅન્ડરસ્ટેન્ડિંગ, એટલે કે, પેલા બે જણ, ઋષિકેશ અને બુદ્ધિમાન,' વીરેનબાબુ કહે છે. સુહાસ સમજી શકે છે કે તેમના યુદ્ધની સમાપ્તિ ઘોષણાનું એમનું લક્ષ્ય છે. તેથી બંને પક્ષો એવી

યુક્તિ શોધે કાઢે છે કે સરકારી ઑફિસરની વાતને અનુસરી તેઓ ફેંસલો કરશે. નહિ તો તો તેમના પોતા પર જ જય-પરાજયના નિર્ણયની જવાબદારી આવે.'

સુહાસ કહે છે, 'હું તો મારી ચેઈનનો ઉદ્ધાર કરવા ગયો હતો. હવે કૅમ્પમાં પાછો જઈશ. તમારે શું કંઈ મેળ-બેળ થઈ ગયો?'

ફાગુ જરા હસીને કહે છે, 'મિલમિશ તો હોના હોગા, કિસાન ઔર મજદૂરકો એક પાર્ટી, એક ઝાંડા. કિસાન ઔર મજદૂર કો એકાઈ—'

ફાગુને અટકાવી દઈ ભગત હાથીના રસ્તા તરફ જોઈ કહે છે, 'અરે, અરે, એમ.એલ.એ. આવી ગયા, એમ.એલ.એ.!'

બધાં જ પાછાં ફરીને જુએ છે.

વિનોદબાબુ કહે છે, 'આપણે તો આગળ જઈએ, સર. તમે—'

સુહાસ ઊભો રહે છે. એમ.એલ.એ. આવી પહોંચતા હવે તે કેવી રીતે જઈ શકે?

## 39

## કૃષક કે મજૂર ?

મોટા ઢાળિયાને માર્ગે વીરેન્દ્રનાથ રાયવર્મન એમ.એલ.એ. આવી રહ્યા છે — ધોતી-પંજાબીમાં સજ્જ માણસના ચાલવામાં એક સ્ફૂર્તિ છે. પાછળ ગયાનાથ છે. ગયાનાથની પાછળ પેલો સર્વે કૅમ્પની ચૅર ઊલટી કરી માથે લઈ જતો વાઘારુ છે.

એમ.એલ.એ.ને જોતાં ઉપરનાં લોકો ઊઠી ઊભાં થાય છે અને મારામારી થતાં થતાં રહી જવાને કારણે જે એક વ્યવસ્થિત સ્થિતિ સ્થપાઈ હતી તે તૂટી જાય છે. એ નજીક આવતાં જ ગયાનાથ પાછો ફરી વાઘારુને કહે છે, 'જા પેલી બાજુથી જઈ પહેલાં ચૅર ગોઠવી દે.'

વાઘારુ ઢાળિયા પરથી કૂદકો મારી નીચે ઊતરે છે — પેલાં વિધ્વસ્ત ડાંગરના ખેતરમાં; પછી શેઢેથી આગળ જઈ ફરીથી મોટા ઢાળિયા પર ચઢી પેલી ભીડ પાસે પહોંચી જાય છે. વાઘારુ ભીડની પાછળથી દાખલ થાય છે. તે વખતે લોકોએ સીધા જ એમ.એલ.એ. તરફ ચહેરા ફેરવેલા છે. પરિણામે વાઘારુને પાછળથી ચૅર માથે લઈ ઠેલી ઠેલીને બરાબર માથે રાખીને જ લોકોની ભીડ સામે પહોંચવાનું છે — એમ.એલ.એ. પહોંચે તે પહેલાં જ. આ તરફ ભીડની પાછળથી વાઘારુ જેને ઠેલે તે પેલું 'હે...ઈ' કહી બૂમ પાડે છે. પણ વાઘારુને હજુ અંદર દાખલ થવાની જગ્યા મળતી નથી. તે જોઈ શકે છે કે 'એમેલિયા' પેલી તરફ થઈ ચઢવાનું શરૂ કરે છે. અત્યાર સુધી વાઘારુ ચૅર માથે રાખી દાખલ થવાનો માર્ગ શોધતો હતો, કારણ કે

જો વચ્ચે જગ્યા ના મળે તો લોકોનાં માથે-ખભે ચેરના ધક્કા વાગી જાય. પણ હવે જ્યારે દેઉનિયા 'એમેલિયા'ને લઈ લગભગ એ સ્થળે પહોંચી ગયો છે ત્યારે તેને હવે કંઈ કરવાનું રહેતું નથી. તે ચેર માથે રાખીને જ પાછળથી દાખલ થઈ જાય છે. 'હે-ઈ, હે-ઈ', 'કાય રે, હે-ઈ હેઈ' બોલતાં બોલતાં જ થોડી ધમાલ થઈ જાય છે. પણ તેની સાથે જ બધાં ચેર જોતાં આઘા ખસી જગ્યા કરી આપે છે. લોકો એક વાર પાછળ ચેર તરફ અને બીજી વાર આગળ એમ.એલ.એ. તરફ ડોકાં ફેરવે છે. વાઘારુ જ્યારે બેએક હાથ દૂર છે ત્યારે એમ.એલ.એ. ઊભા રહી ગયા છે, અને બેએક હાથ દૂરથી જ વાઘારુ ચેર માથેથી ઉતારી નીચો વળી એમ.એલ.એ.ની સામે જ ચેર જમીન પર મૂકે છે. એમ.એલ.એ. ચમકીને બે ડગલાં પાછા પડી જાય છે.

'સાલો, બળદિયો, ચેર ઉપર માણસ બેસશે, કે માણસ પર ચેર રાખે છે?' ચેર પર હાથ રાખી એમ.એલ.એ. ઊભા રહે છે અને વાઘારુ, જ્યાં ઊભા રહી ચેર ઉતારી હતી ત્યાં જ ઊભો રહે છે — તેના લંગોટ પહેરેલા ધીંગા શરીર સાથે. જો વાઘારુ નાના કદનો હોત, અથવા થોડો દૂબળોપાતળો હોત, તો તો ભીડમાં ઊભા રહેવા છતાં પણ એ દેખાત નહિ, કદાચને ભીડમાં ભળી જઈ શક્યો હોત, તો તો તેને કંઈ વિચાર કરવાનો રહેત નહિ. પણ આ વાઘારુ તો એક પુરાણા શાલવૃક્ષ જેવો છે - તેના શામળા છત્ર જેમ રાખેલા શરીરથી તેને બધાંને જ આડશ કરીને ઊભા રહેવું પડે છે. એટલે સુધી કે તેની લંગોટ પણ તેના શરીર સાથે એવી તો ભળી જાય છે કે વાઘારુ જાણે ખરેખર એક ઝાડ જ છે! કૃષક-મજૂરના સમૂહમાં પણ વાઘારુ અલગ છે. અહીં ચાના બગીચાના મજૂરો છે. તેઓએ હાફપેન્ટ-ગંજી પહેરેલાં છે. કોઈ કોઈના તો નાઈલોનનાં પણ છે. માથામાં તેલ છે અને કાળા વાળ ઓળવેલા છે. જેઓએ ધોતી પહેરેલી છે, અને જે થોડાં વયસ્ક છે તેમનું હાફ શર્ટ ખાખી છે, અને ધોતી સફેદ છે. અહીં કૃષક સમિતિના દળના બધાં જ કંઈ ઋષિકેશ નથી — એટલે સુધી કે બુદ્ધિમાન પણ નથી. આલવિશ જ છે — તેણે પહેરેલી તો છે લંગોટ જ. પરંતુ તેની પણ તેલ ભરેલી બાબરી ડોક પર ઝૂલ્યા કરે છે. છતાં પણ આટલો મોટો વાઘારુ — તેના શરીરનું ચામડું ઝાડના વલ્કલ જેવું છે, મોં-આંખમાં કોઈ ભાષા નથી, માથાના વાળનો કોઈ વિશેષ રંગ નથી. ખરેખર આ અહીં ચાલે નહિ. અહીં પણ ચાલે નહિ!

'અરે એ વાઘારુ, ખસી જા ને!'

'હે ડુંગરા ખસી જા ભાઈ!'

'હે...ઈ...'

વાઘારુને કંઈ ખબર પડતી નથી. ત્યારે એમ.એલ.એ. બરાબર તેના નાક આગળ જ આ જાતના એક દીવાલ જેવા માણસને ઊભો રહેલો જોતાં, બે વાર ગળું ખોંખારી લે છે, પણ બોલી શકતો નથી. ગયાનાથ પાછળથી એમ.એલ.એ.ની

પાસે આવી, આંગળી દ્વારા નીચેના ખેતરને બતાવી કહે છે, 'હે—ઈ, બળદિયા, ત્યાં જઈને ઊભો રહે; ઊભો જ રહેજે.'

વાઘારુ એ સાથે જ સીધો ચાલી એમ.એલ.એ.ને ઘસાઈ, ગયાનાથની પાછળ થઈ બીજા બેએક જણને ઠેલા મારી નીચે ઊતરી જાય છે. તેની કાયા જ એવી છે કે બહુ બધી જગ્યા ના હોય તો તેનું ચાલે નહિ. પરિણામે, તેના ચાલી ગયા પછી આટલા બધા માણસો હોવા છતાં પણ એ જગ્યા થોડી વાર માટે જરા ખાલી લાગે છે.

એ તક ઝડપી સુહાસ એમ.એલ.એ.ની સમક્ષ આવી નમસ્કાર કરી કહે છે, 'હું અહીંના હલકા કૅમ્પના ચાર્જમાં —'

'અચ્છા, અચ્છા! તમે તો હાટમાં કૅમ્પ કર્યો છે, હું જોઈ આવ્યો છું : અહીં કોઈ પ્રોબ્લેમ તો નથી ને? સાંભળ્યું કે મારામારી —'

સુહાસ જલદીથી કહે છે, 'ના, મારે કોઈ પ્રોબ્લેમ નથી' કહી બધા તરફ મોં ફેરવી કહેવાનું ચાલુ રાખે છે, 'એ લોકોને કંઈ હશે તો તેઓ કહેશે. તો પછી હું તો જઉં છું; અમારા કૅમ્પના માણસો વેઈટ કરે છે; એમને તો જઈને રાંધવા કરવાનું —' 'હાં, હાં,' એમ.એલ.એ. ઘડિયાળ જુએ છે, 'લગભગ બે તો થવામાં છે. હું પણ રોકાઈ શકીશ નહિ. હું પેલી ફૂલવાડી વસ્તી તરફ જઈશ; વચ્ચે ફૉરેસ્ટ આવે છે, જલદી જવું પડશે; ત્યાં કૅલ્વર્ટને કારણે કંઈ ગરબડ થઈ છે.'

'બગીચાની જીપ માટે વાત કરું છું.' વીરેનબાબુ બોલે છે. 'ફૂલવાડી વસ્તીમાં જીપ પણ જતી નથી. નદી આવે છે, ચાલવું જ પડશે. અને તમે બહુ જીપગાડીમાં બેસવા લાગો તો ચાલવાનું જ ભૂલી જાવ. પછી તમે જીપ આપશો કે —?' એમ.એલ.એ. હસે છે. સુહાસને શંકા પડે છે કે ખરેખર તો આ માણસ બગીચાની જીપની શોધમાં જ આવ્યો હતો; કંઈ નહિ તો નદી સુધી તો જઈ જ શકત, પણ હવે અહીં જીપ લાવી શકાય નહિ. જ્યારે એમ.એલ.એ. હોય, શા માટે ના લાવે?

'પણ તમે અમારા અહીંના કૅમ્પમાં રાંધવામાં બધાંને રોકશો? એ તો અમારી અપકીર્તિ કહેવાય.'

'ના, ના; બધું બરાબર છે; અચ્છા, તો હું જઉં છું, નમસ્કાર.'

'હાં, નમસ્કાર.'

એ વખતે એમ.એલ.એ. સીધું જોઈને કહે છે. 'સાંભળો, અમારી સરકારના શાસનકાળમાં તો કંઈ નહિ તો ભાગિયાના રેકૉર્ડ કરવા માટે આ સેટલમેન્ટની વ્યવસ્થા છે. જલપાઈગુડિથી તિસ્તા બૅરેજને માટે આ ઇલાકાના સેટલમેન્ટની ખૂબ જરૂર છે. અહીં ભાગિયા એટલે ભાગિયા જ છે, તે તો સમજી જઈ શકાય. પણ ખેતી કોણ કરે છે તેનો રેકૉર્ડ કરવાની પણ જરૂર છે. તે અનુમતિ દંગમાં પણ જો હોય, તો રહેવા દેજો. પણ રાખજો, જોકે આ બધાંને કારણે અનેક પ્રકારની ગોલમાલ વધવાના

પ્રયત્નો થાય છે. અત્યારે આપણી અંદર જો ગોલમાલ થાય, મારામારી થાય, તો તેની પછી ટીકા કરવામાં આવશે. તમે લોકો કોઈ ગોલમાલ કરશો નહિ. કેમ, રાધાવલ્લભદા—'

રાધાવલ્લભ હસી, આંખ મીંચી, ડોક ઢાળે છે. પછી બોલે છે, 'વાત એમ છે કે તમે આવ્યા છો એ તો અમારા સૌભાગ્યની વાત છે. પણ તમે તો રહી શકશો નહિ. એક દિવસ અમારે ત્યાં આવજો, બેસીને અમારી બધી સમસ્યાઓ સાંભળજો, એનો ઉકેલ લાવજો, તો પછી મારામારી થશે નહિ.'

'હાં, એક વાર તેમ કરીશું, તમારી અનુકૂળતાએ એક દિવસ — જ્યારે અમારું સેશન બંધ હોય, ત્યારે શાંતિથી બેસવું છે.'

'અમારે તો રોજે જ અનુકૂળ છે. તમે સમયની અનુકૂળતા કરીને આવજો; અગાઉથી ખબર આપજો અને એક દિવસને એક આખી રાત રહેજો. આવ્યા ને ગયા, એવું નહિ.'

'સારું સારું; તે થશે, હું ખબર આપીશ,' ચૅર પરથી એમ.એલ.એ. હાથ ઉપાડી લે છે; 'શું, બોલ ફાગુ; તો મારે તો આજે ફરીથી ફૂલવાડી જવાનું છે.' ગયાનાથ પાસેથી ખસી જાય છે.

'ઓત ઠિકો બાત ખે, સબ કરને હોગા.', ફાગુ માથું હલાવે છે.

'પણ વાત એમ છે, તમે બીજી એક બાબત વિશે પણ જાણી લો તે સારું છે.' રાધાવલ્લભ કહે છે.

'હાં, હાં, બોલો ને', એમ.એલ.એ. એક ડગલું આગળ આવે છે.

'વાત છે બગીચાની, ચાના બગીચાની; કંપની કોણ ઑફિસર રાખે, તેનું શું કામ હોય — તે બધો તો કંઈ આપણી ચર્ચા-વિચારણાનો વિષય નથી, પણ કંપની સાથે તમે એક વાત તો કરજો કે શું ઍસ્ટેટ-ઑફિસરનું કામ યુનિયન કરવાનું છે?'

વીરેનબાબુ સામે જ હતા, એમ.એલ.એ.ની પાસે. તે એકાએક દબાયેલા અવાજે બોલી ઊઠે છે, 'હાઈલી ઑબ્જેક્શનેબલ. ફાગુ —'

ફાગુ વાત સમજી શકતો નથી. તે માથું હલાવે છે. એમ.એલ.એ. ડોક લંબાવી, બીજા દબાયેલા અવાજે કહે છે, 'તે તો રાધાવલ્લભદા, યુનિયન પોતે સમજશે; તમે-હું તો એવું કહી શકીએ નહિ. પણ એને પરિણામે જો આપણને નુકસાન થતું હોય, તો યુનિયન સાથે બેસવું પડશે, વાત કરવી પડશે. તમે તમારી પોતાની વચ્ચે બેસી શકો. વળી હું જે દિવસે આવું તે દિવસે જ આની વાત કરી લઈશું. કેમ ને?' થોડું અટકી આગળ ચલાવે છે, 'પણ હવે આજ તો હું રોકાઈ શકું તેમ નથી; હમણાં રવાના થઉં તોપણ ફૂલવાડી પહોંચતાં સાંજ થઈ જશે.' 'હાં, હાં, હવે લેઈટ થવું તે બરાબર નથી.' — રાધાવલ્લભની વાત આમ તો બધા લોકોના મનની વાતનું જ પ્રગટીકરણ હતું; અહીંની સમજણ પ્રમાણે તો એ વિશે કોઈ જુદો મત હોઈ શકે જ નહિ.

# 40

# વાઘારુનું જીપારોહણ

ઘણાં લોકોએ એમ.એલ.એ.ને આગળ જવા દીધા. રાધાવલ્લભ મોટા ઢાળિયા પરથી ઊતરે છે, સાથે ભગત પણ. ઋષિકેશ મોટા ઢાળિયે જ ઊભો રહે છે, રાધાવલ્લભની સાથે હવે આગળ જતો નથી. ફાગુ એમ.એલ.એ.ની નજીકમાં જ ચાલે છે. વીરેનબાબુ થોડા પાછળ છે. ફાગુ સમજાવતો હતો, 'આપ કુછ શોચથે માત. ઈ તો હામરા ઘરકા મામલા, ઘરમે ફયશાલા હોના, કિયા રાધાદાદા?'

રાધાવલ્લભ પાછળથી કહે છે, 'તમે તો બધું બહુ સમજવા જેવું કહો છો. એ જ મુશ્કેલી છે, જે જે કંઈ સમજાવે તે જ સમજવું.' સાંભળી એમ.એલ.એ. માથું ફેરવી રાધાવલ્લભ તરફ જોઈ હસે છે.

ફાગુ માથું નમાવી સૂર પુરાવી કહે છે, 'ઈ તો ઠીક બાત —'

એમ.એલ.એ. એ વખતે ફાગુનો હાથ દબાવી પકડીને કહે છે, 'એય, ફાગુ કૉમરેડ, સાંભળો. બધી વાત તો બરાબર, પણ તમારે એ વિચારવું પડશે કે તમારી પાર્ટીને માટે કઈ વાત બરાબર છે. તે જ સૌથી ખરેખરી વાત છે.'

'હાં, જરૂર', ફાગુ માથું હલાવે છે. એમ.એલ.એ. સહિત બધાં એકસાથે હસી પડે છે.

'ના, સાંભળો; આ જો આજે અમારી પાર્ટીની વચ્ચે ઝઘડો થાત, મારામારી, ખૂના-મરકી થાત, પોલીસ આવત, છાપામાં સમાચાર છપાત — એ તો અમારી સરકારની બદનામી થાત —'

'જરૂર, લેકિન ઓઈ રિશિકો માથા ગરમાગરમ. ઓ કાંહાસે લાઠી લેકે જિન્દાબાદ દેકે, — અરે બાબા.' કહી ફાગુ હસી લઈ વાત બંધ કરે છે.

'હાં, ચોક્કસ ઋષિકેશનો દોષ. ઋષિકેશ' — એમ.એલ.એ. પાછળ ફરી જુએ છે તો ઋષિકેશ નથી. રાધાવલ્લભ હસે છે, 'હવે બોલે શેના — એક બાજુ ઋષિકેશ, બધાંથી વધારે કંઈ હોય તો લાઠી; અને બીજી બાજુ અમારો ફાગુ બધાંથી વધારે કંઈ હોય તો વાત — એઓનું તો જેને જે સમજાય તે સમજે,' રાધાવલ્લભ વીરેનબાબુ તરફ જુએ છે. એમ.એલ.એ. નજર ચુકાવી દે છે — જાણે આ સંકેત તે સમજવા માગતા નથી.

તેઓ હાથીના રસ્તે આવી પહોંચ્યા હતા. રાધાવલ્લભ લોકો ઊભા રહી ગયા, 'અમે હવે આગળ આવીશું નહિ — તો તમે તો આવશો, ત્યારે જ બધી વાત —'

'હાં હાં, બરાબર છે, તમે લોકો જાવ. થોડું મગજ ઠંડું રાખીને ચલાવજો. હું

આવવા પહેલાં પત્ર લખીશ.'

'તમે શું ફૉરેસ્ટમાં થઈને એકલા એકલા જશો?' પાછળથી જ રાધાવલ્લભ પ્રશ્ન કરે છે. એમ.એલ.એ. પણ ફર્યા વિના જ હાથ ઊંચો કરી કહે છે, 'ના ના, તે તો કોઈ આવશે.' — ફાગુનો હાથ એમ.એલ.એ.ના હાથમાં પકડેલો જ હતો. એટલે લાગે છે કે જાણે એમ.એલ.એ. ઇચ્છે છે કે તે તેમની સાથે થોડું વધારે ચાલે. હાથ ના છોડે તોપણ ના જાય એવું કેવી રીતે બને? વીરેનબાબુ થોડા પાછળ પાછળ જ આવતા હતા. પણ રાધાવલ્લભ વગેરે ચાલી ગયા પછી લાગે છે કે તે આ દળ સાથે જ જાય છે.

તેઓ ઓદલાવાડિ જવાના રસ્તાના મુખ તરફ આવી ગયા હતા — ફૉરેસ્ટમાં થઈને જે મોટો રસ્તો ઓદલાવાડિ જાય છે તે. દૂરથી દેખાઈ જતું હતું કે રસ્તાના મુખ આગળ આનંદપુરની જીપ ઊભી છે. ગયાનાથ જોતદાર પણ પાસે જ ઊભેલો હતો. તે એમ.એલ.એ.ને આવતાં જોઈ બે ડગલાં આગળ આવી ઊભો રહે છે.

પેલો વળાંક, જીપગાડી અને ગયાનાથ પાસે આવતાં જ પાછળથી વીરેનબાબુ બોલે છે, 'એ શું ફાગુ, બગીચાની જીપ તો ઊભી જ છે!?'

ફાગુ એ જ વખતે પાછો ફરી વીરેનબાબુને કહે છે, 'હાં, કૉમરેડને પહોંચાડી દો - ફૂલવાડી વસ્તી.' આ ફરવાને કારણે ફાગુના હાથમાંથી એમ.એલ.એ.નો હાથ ખસી જાય છે.

વીરેનબાબુ થોડું હસીને કહે છે, 'તો પછી બહાદુરને બોલાવો.'

બહાદુર જીપની પાસે જમીન પર બેઠો હતો એટલે તે જોઈ શકાયો નહિ. તે ઊભો થતાં જ વીરેનબાબુ કહે છે, 'વીરેનબાબુને (એમ.એલ.એ.) ફૂલવાડી છોડી આવો.'

એમ.એલ.એ. બોલી ઊઠે છે, 'અરે, એટલું તો ચાલી નંખાશે, અને વળી વસ્તી સુધી તો ગાડી જવાની નથી, વચ્ચે નદી આવે છે.'

ગયાનાથ જીપની સામેની સીટ તરફ આંગળી ચીંધી કહે છે, 'ચઢી જાવ, ચઢી જાવ; એ નદી સુધી ગાડીમાં જાવ; તે પછી નદી પાર કરાવશે — હે-એ વાઘારુ.'

જ્યારે ગયાનાથે આંગળી ઊંચી કરી ત્યારે લાગ્યું કે ગયાનાથ જીપનો માલિક છે; જ્યારે વાત કરી ત્યારે લાગ્યું કે એમ.એલ.એ.નો માલિક છે, અને જ્યારે વાઘારુને બૂમ પાડી ત્યારે લાગ્યું કે વાઘારુનો માલિક છે.

ગાડી ફરીને રસ્તા પર આવી ત્યારે વીરેનબાબુ સામેની સીટ બતાવી કહે છે, 'ચાલો, બેસો; શું ફાગુ પણ જશે ને?'

'હાં, જરૂર' — એમ.એલ.એ. જીપમાં ચઢી બ્રિફકેસ ખોળામાં મૂકી થોડા ડાબી તરફ ખસી જગ્યા આપે છે, ફાગુ સામેની સીટ પર બેસે છે. ગયાનાથ આગળ આવીને કહે છે, 'આ જાય છે મારો માણસ. તમને નદી પાર કરાવી, ફૂલવાડી

પહોંચાડી દઈ પાછો આવશે.'

એમ.એલ.એ.એ વાઘારુને બરાબર જોયો કે નહિ તેની ખબર ના પડી. ગયાનાથ કહે છે, 'હે...એ વાઘારુ. પાછળથી ચઢી જા ને!'

જીપગાડી તે વખતે સ્ટાર્ટ થવાની તૈયારીમાં છે. વાઘારુ એટલો લાંબો છે કે તે જમીન પરથી પગ ઊંચા લેતાં જ જીપની અંદર દાખલ થઈ જઈ શકત. પણ પગની લંબાઈ અને જીપની ઊંચાઈની તુલના તો ક્યારેય તેની સમજમાં આવેલી નહોતી. તેથી, જીપગાડી જાણે પહાડ હોય તેમ તેમાં ચઢવા વાઘારુ પાછળના લોખંડના સળિયા પર બે હાથથી શરીરનો ભાર મૂકી અંદર સરકી જવા ઇચ્છે છે, પણ તેનું માથું છત સાથે અથડાય છે. અને તે જ વખતે ગાડીએ ચાલવાનું શરૂ કરતાં વાઘારુ લગભગ ગોઠીમડું ખાઈ પેલા ઢાંકણા ઉપર જ પડે છે. પણ પડતાં પડતાં જ જલદીથી હાથના ટેકાથી ઊઠી બે પગ ઊંચા કરી, જમણો ઘૂંટણ પેલી રેલિંગ પર ઊંચકી લઈ શકે છે. પરિણામે, રેલિંગ ઉપર જ બેસી જાય છે. ડાબા પગનું તળિયું રસ્તા સાથે ઘસાય છે. પણ એ જ વખતે તે જીપની અંદર સરકી જાય છે. તેનો લાંબો, પેશીઓવાળો, નગ્ન, રુવાંટી વિનાનો ડાબો પગ જીપની પાછળ શૂન્યતાની ફ્રેમ સાથે ઘણીવાર પડી રહે છે. તેના માટીથી ખરડાયેલા, ખરબચડા, વાળાના ફૂટવાથી ડાઘાવાળા પગનું તળિયું એકદમ સાદુંસીધું ત્યાં લટકે છે, પોસ્ટરની જેમ! જ્યાં સુધી તેનું માથું સામેની સીટની પાછળ જઈ અથડાઈ ના જાય, ત્યાં સુધી વાઘારુ પોતાને ખેંચી હીંચી અંદર દાખલ થાય છે. વર્ષાના રસ્તાના ખાડા-ટેકરામાં કૂદતી ડોલતી વાંકીચૂકી વળતી જીપગાડી પહાડના ઢાળ પરથી ગગડીને જતાં બોલ્ડરની જેમ ગગડતી જતી હતી. તેથી વાઘારુના આ ડોલવાની અને ગગડવાની કોઈને ખબર પડતી નથી. માત્ર બહાદુરે એક વાર વળીને જોઈ લીધું હતું. જીપની આટલી જગ્યામાં તે પોતાના આટલા મોટા શરીરને દબાવીને, વાળીને ઊંધું નાંખીને, ઢીંચણ, અને હાથનાં તળિયાં પર ટેકો દઈને ઊઠે છે, બેસે છે, અંતે ફરીથી પાછો વળી બહારની દિશા તરફ જુએ છે — એટલી બધી મહેનત અને કુશળતાની વાત છે! અંતે જીપની વચ્ચે નીચે બેસે છે, પાછળ તરફ મોં રાખીને બેસે છે, પાછળથી ફૉરેસ્ટ તરફ પણ વાઘારુ જોઈ શકે છે.

એ ભાવથી તો હવે તે ફૉરેસ્ટને જોતો નથી; ફૉરેસ્ટ બધો સમય સાથે છે — પહેલાં વાઘારુની સામે, પછી તે પોતે ફૉરેસ્ટની અંદર છે, પછી ફૉરેસ્ટ તેની બધી બાજુએ છે — ઉપર-નીચે, ડાબે-જમણે, આગળ-પાછળ છેક સુધી ફૉરેસ્ટ તેના શરીર સાથે ભળી જાય છે. બરાબર એવું જ થાય. પણ પાછળ બેસી ફૉરેસ્ટનાં ઊંચાં-નીચાં, ટોચ-મૂળિયાં—કશું જ, કંઈ જ જોવા પામતો નથી. પેલી આડશમાંથી ફૉરેસ્ટ બન્ને બાજુએ હૂ...હૂ... ખસી જઈ રસ્તો બનાવી દે છે. ફૉરેસ્ટ સ્થિર રહે છે — પહાડની માફક, અને વાઘારુ જ ત્યાં દાખલ થાય છે. જીપની પાછળ પેલું સ્થિર ફૉરેસ્ટ તેની બન્ને બાજું થઈ ખસી જાય છે. જાણે તે ફૉરેસ્ટમાં દાખલ થતો નથી — ફૉરેસ્ટની

અંદર આ કાળો રસ્તો બનતો જાય છે. પાછળ જેટલે દૂર સુધી નજર જાય છે ત્યાં સુધી કાળો રસ્તો વધારે ને વધારે લાંબો થતો જાય છે, એથીયે વધારે લાંબો થાય છે. વાઘારુ થોડો વધારે લાંબો છે એટલે કદાચ તેની નજર અથડાય છે સામેની પોલી જગ્યા પર. તેથી તે ઝાડની ટોચ જોઈ શકતો નથી. માત્ર એટલું જ નહિ તેને મનમાં થતું હતું કે જાણે આ વનની નીચેનાં જંગલમાં થઈ પાતાળ જેવા વનમાં તે દાખલ થાય છે. પાતાળ જેવા વનમાં — જ્યાં વનની ટોચ દેખાતી નથી, ફક્ત તળિયું જ દેખાય છે.

આ શું ફૉરેસ્ટર ચંદ્ર વાઘારુ-વર્મનનું ફૉરેસ્ટ છે? એનું તો હવે તે કશું ય ઓળખી શકતો નથી; કોઈ દિવસ તે આ ફૉરેસ્ટમાં હતો તે પણ જાણે તેને યાદ નથી આવતું. છતાં પણ આંખો બાંધી દીધી હોય તોપણ તે વર્ષાના આ જંગલમાં અને લતાઓમાં પગલાં પાડીને જઈ તો શકે, અને કોઈ મોટા પુરાણા ઝાડની સાથે ચોક્કસપણે જ અથડાય તો નહિ જ. અત્યારે જીપની અંદરથી પાછળ બેસી તે સમજી શકતો નથી કે કઈ દિશામાંથી તે ક્યાં જઈ રહ્યો છે.

જીપગાડીના પાછલા ભાગમાં બેસી ઊછળી ઊછળી, પછડાઈ પછડાઈ, વાઘારુ આ ચિરકાળના ફૉરેસ્ટને અજાણ્યું થઈ જતું જુએ છે — જ્યારે કોઈ એક વાર દેઉનિયાએ તેને આ રીતે ગાડીમાં ઉપાડી લીધો હતો ત્યારે જેમ જોતો હતો તેમ. આસિન્દિરના ફટફટિયાની પાછળ જ્યારે તેને બેસાડે છે ત્યારે આવું લાગતું નથી. ત્યારે તો બધુંય સામે જ હોય છે, તેની છાતીની સામે હોય છે. તેથી ગાડી ઊભી રહ્યા પછી, સૌ પહેલો ફાગુ કૂદકો મારે છે અને તે પછી એમ.એલ.એ. બ્રિફકેસ લઈ જરા ઘસાતો ઊતરી ગયા પછી પણ વાઘારુ ઊતરી શકતો નથી. ફાગુ અને એમ.એલ.એ. ઊતરી ગયા એટલે તેને પણ ઊતરવાનું — એ ટેવભરી સમજણ પણ તે ભૂલી જાય છે — મોટરગાડીમાં ગતિ દ્વારા પાર કરેલા અંતરને સમજવાની. આટલું જલદી શું ફૂલવાડીની નદીને કિનારે પહોંચી જઈ શકાય? એ જાણે ફૉરેસ્ટને ખેંચીને ફૂલવાડીની નદીની પાસે લાવવા જેવું છે. ચારે બાજુના વનજંગલનો જે પરિચય વાઘારુને કંઈક આશ્વાસન આપી શકતો તે પણ આ જીપની આડશને લીધે અદૃશ્ય થાય છે.

બહાદુર એકદમ ગીઅર બદલી સાં-સાં કરતો જીપ પાછી વાળે છે. ત્યારે ફૉરેસ્ટ વાઘારુની સામે આવે છે — બધું જોઈ શકતો ન હોવા છતાં પણ સામે તો આવે જ છે. ફૉરેસ્ટની અંદર તે પ્રવેશે છે, ફૉરેસ્ટ સ્થિર જ છે — કંઈ નહિ તો આટલો ખ્યાલ તો એને પાછો આવે છે. પણ બીજી જ ક્ષણે બહાદુર ફરીથી એક ધક્કે સામે આગળ જાય છે. વાઘારુ ગબડી પડે છે. ગાડી આખી ફેરવી આનંદપુર પાછા જવા માટે ઊભી રાખી બહાદુર માથું ફેરવ્યા વિના જ કહે છે, 'ઊતરો'

ત્યારે વાઘારુની સામે થોડે દૂર બ્રિફકેસ હાથમાં લીધેલા એમ.એલ.એ. અને ફાગુ દેખાય છે. ગાડી ફરીને ઊભી રહેતાં ફાગુ દોડતો આવી, આગળની સીટ પર

બેઠા પછી પણ, વાઘારુનું જીપમાંથી ઊતરવાનું પૂરું થતું નથી. તે બહાદુરની વાત સાંભળતાં જ ઊભો થઈ ગયો હતો. માથું અથડાતાં બેસી પડે છે. તે પછી ઘસાતો ઘસાતો પેલા પાછળના પાટા પાસે આવી એક પગ બહાર કાઢે છે. પણ તે હજુ પગ જમીન પર મૂકે તે પહેલાં જ જીપગાડી હૂ-સ કરતી બહાર નીકળી જાય છે. ફાગુ પાછળ ફરી 'લાલ સલામ' કહી આમતેમ માથું ફેરવે છે, પણ એમ.એલ.એ.ને જોતો નથી. તે વખતે રસ્તો રોકીને વાઘારુ ઊભો છે. પાછળથી એમ.એલ.એ. બોલાવે છે, 'ચલો ને ભાઈ, ઝટ લઈને નદી પાર કરાવી દો.'

જીપગાડી જ્યારે દેખાતી નથી, પણ તેનો અવાજ આવે છે, પવનમાં પેટ્રોલની વાસ આવે છે, વાઘારુ ચાલવાનું શરૂ કરે છે. પાછળ એમ.એલ.એ. છે. વાઘારુ એક નાની ડાળની લાકડી બનાવે છે. તેના વડે બંને બાજુનાં જંગલને તે ખસેડતો રહે છે. આ થોડો ભાગ વનનો પાર કરતાં જ મેદાન આવે છે, મેદાન પાર કરતાં જ નદી આવે છે, નદી પાર કરતાં જ ફૂલવાડી!

## 41

## માતાનો વાઘારુપ્રસવ

કેટલાંક ડગલાં જતાં જ વનની ગંધ સમગ્ર શરીરમાં ભરાઈ જાય છે. તમરાંનો અવાજ ધીમે ધીમે વધે છે. બે માણસો પોતાના શ્વાસોચ્છ્વાસના અવાજને સાંભળી શકે છે. જાણે કે આ રીતે તેઓને ઘણી વાર સુધી ચાલવું પડશે — જેવું હોય તેવા વનમાં.

એમ.એલ.એ. પાછળથી પૂછે છે, 'અરે, એ, તારું નામ શું?'

વાઘારુ તેની હાથની લાકડી વડે આગળના જંગલને ખસેડતો કહે છે, 'ત્યાં જ તો બહુ મોટી શરમની વાત છે, બાબુ.'

'ક્યાં?'

'પેલી. મારા નામની વાતમાં.'

'ધત્, નામમાં વળી શરમ શી છે? નામ તો નામ જ.'

'મારું નામ મોટું થતું જાય છે.'

'કેમ મોટું થતું જાય છે?'

'જેટલો ટાઈમ જાય છે તેમાં મારું નામ સર્સર્ કરતું મોટું થતું જાય છે. અરે ભાઈ, એટલું તો મોટું થઈ ગયું છે કે એ નામને હું ધરી શકતો નથી; લબડી પડે છે.'

'તો નામ છે શું, કહે તો ખરો. હું સાંભળું.'

'કહું છું, એમેલિયા બાબુ. પણ તમારે મારું નામ નાનું કરી દેવાનું નહિ. એવું છે ને કે બધાંનાં નામ નાનાં થવાની સંભાવના હોય છે. મારું નામ પણ નાનું ના

થઈ જાય!'

વાઘારુ ખૂબ નીચા અવાજે વાત કરતો હતો, અને લાકડી વડે આગળ આવતા જંગલને ખસેડતો ખસેડતો આગળ જતો હતો. એમ.એલ.એ. એ જોયું કે જંગલ ક્યારેય વાઘારુની કમરને અડતું નથી. તે જાણે મેદાન પર થઈને ચાલતો હોય એવું તેનું ચાલવાનું છે — ધીમે ધીમે. વાઘારુને ચાલતો રાખી એમ.એલ.એ. થોડા અન્યમનસ્ક ભાવવાળા અવાજે કહે છે, 'નામ વળી કોઈનું નાનું થતું હશે?'

'બધાંયનું નાનું થાય છે, બાબુ; મારું જ એકલાનું મોટું થતું જાય છે — જુઓ ને, મારા દેઉનિયા ગયાનાથ રામવર્મન થઈ ગયા છે, ગયા - જોતદાર —'

એમ.એલ.એ. ખક્ હસી પડે છે, 'બીજું?'

'જુઓ ને, રાધાવલ્લભ થઈ ગયા છે રાધુ-લિડર—'

એમ.એલ.એ.ને આ વખતે વળી વધારે હસવું આવે છે, 'બીજું?'

'જુઓ ને, તમારું નામ પણ નાનું થવાનું છે. નાનું થઈ જાય, પછી મોટું થતું નથી.'

'કેમ, કેમ?'

'પહેલાં હતા વીરેન્દ્રમોહન રાયવર્મન; તે હવે છે એમેલિયા.'

'ધત્, એ તે કંઈ નામ છે? એ તો કામ છે!'

'એ જ, એ જ, બાબુ; કામમાંથી જ નામ થાય છે ને. મારો તો એ જ ગોટાળો છે ને. હજાર કામ. હજાર નામ. કામ પણ બદલાય છે, નામ પણ મોટું થાય છે. એક કામ પછી બીજું કામ, એક નામ પછી વળી બીજું એક નામ.'

એમ.એલ.એ. બોલી ઊઠે છે, 'તો તને માણસો તો વાઘારુ જ કહે છે?'

મોઢું ફેરવ્યા વિના, ચાલતાં ચાલતાં વાઘારુ કહે છે, 'માણસોએ તો મને વાઘારુ નામ દીધું જ છે, પણ હું જન્મ્યો કેવી રીતે? માણસો તે જાણતા નથી, મારે એક બીજું નામ પણ હતું. ગયાનાથે આપ્યું છે.'

'ગયાનાથે નામ આપ્યું છે?'

'હા, ગયાનાથે મને નામ આપ્યું છે, બાબુ. ગયાનાથ મારી માના દેઉનિયા, મારા દેઉનિયા, જમીનના દેઉનિયા, ફૉરેસ્ટના દેઉનિયા, તિસ્તા નદીના દેઉનિયા, વોટના દેઉનિયા. તો સમજો, એણે એક ચૂંટણી પહેલાં કહ્યું હતું, હે ભાઉ, ચૂંટણીમાં તારું નામ આપી દીધું છે. ત્યારે મેં પૂછ્યું, મારું કયું નામ? તેણે કહ્યું, ફૉરેસ્ટ ચંદ્ર વર્મન; યાદ રાખજે, ફૉરેસ્ટ ચંદ્ર વર્મન. તો મેં યાદ રાખી લીધું છે — ફૉરેસ્ટ ચંદ્ર વર્મન. યાદ રાખીને વોટ આપ્યો છે — ગયાનાથનો વોટ. પણ તે પછી એક દિવસ સાહેબને જોયા — પગમાં ગમબૂટ, માથા પર ટોપી, મિલિટરીના ફૉરેસ્ટર સાહેબ ફૉરેસ્ટમાં ચાલે છે — જાણે માતેલો હાથી. તો મેં મારું નામ બદલી ફૉરેસ્ટર કરી દીધું, મારું પાકું નામ — લખેલું છે ફૉરેસ્ટ ચંદ્ર વર્મન. પણ હું કહું છું ફૉરેસ્ટર ચંદ્ર

વર્મન.' એમ.એલ.એ. એટલી વાર વાઘારુની પાછળ હતા. ટીકીને જોતાં તે જોઈ શક્યા કે વાઘારુની પીઠ અને કુલા પર અનેક ડાઘ છે — ઝાડના થડિયે જેમ અનેક ડાઘ હોય તેમ.

'પણ તો પછી છેવટે તારું નામ રહ્યું કયું?'

'એ જ તો વાત છે. મેં તો બધાં નામ રાખ્યાં છે — ફૉરેસ્ટર ચંદ્ર વાઘારુ વર્મન. અહીં વર્મન તો ઘણાં મળશે; ફૉરેસ્ટર ચંદ્ર પણ ઘણાં મળશે; રાય-વર્મન પણ છે, પણ વાઘારુ વર્મન તો આ એકલો જ. આમ નામ મોટું થઈ ગયું છે જે લબડી લબડી જાય છે, ખળખળી જાય છે, ખૂલી ખૂલી જાય છે.'

'પણ ત્યારે લોકો તો તારું નામ કાપીકૂપી ટાઈટ કરી લે છે?'

'શા માટે?'

'બધાય તને વાઘારુ જ કહીને બોલાવે છે; તું જ તારા નામને મોટું કરવા વિચારી રહ્યો છે.'

'હે—એ, એમેલિયા બાબુ; તમારી તે વળી કેવી વાત? અરે, વાઘારુ તો મારું નામ હતું જ નહિ. લોકોએ આપ્યું—'

'તેની પહેલાં શું હતું?'

'કહું છું ને, ફૉરેસ્ટર ચંદ્ર વર્મન — તેની પણ પહેલાં એક હતું.'

'તેની પહેલાં પણ તારું એક નામ હતું?'

'હતું જ ને, વળી. મારા જન્મ પહેલાં ય મારું એક નામ હતું.'

'જન્મ પહેલાં?'

'હા, હા, હવે. મારી એક મા હતી.'

'હેં! તે તો હોય જ ને, અલ્યા.'

'હું તો અહીં આ ચાના બગીચાની ફેક્ટરીનો માણસ છું. એ વખતે મારી મા ના હોય તે ચાલે? મા ના હોત તો હું આવું ક્યાંથી?'

'એ તો બરાબર. તારી મા ક્યાં આવી?'

'મારી મા તો ગયાનાથ પાસે જ આવી. કામકાજ કરવા. ખવાઈ જવા. અને ફૉરેસ્ટની છેક અંદર જઈ સુક્કાં લાકડાં, ડાળખાં ભેગાં કરી લાવવા જતી. આખી આખી ડાળીઓ, આખાં ઝાડ લાવી ગયાનાથના વાડામાં ઢગલા કરી રાખતી. દિવસ નહિ, રાત નહિ, લાકડાં વીણે જાય છે, ભેગાં કરે જાય છે. મને યાદ છે ઢગલા પહાડ જેટલા ઊંચા થતા અને પછી ગયાનાથ એક ટ્રક લઈ આવી વેચી દેતો. મને યાદ છે મારી માના પેટમાં આવ્યો છું, પેટની અંદર આવી ગયો છું, માનું પેટ મોટું થાય છે, બધા જાણી ગયા છે કે હું આવવાનો છું, સાલા બધા મને બોલાવવા ઇચ્છે છે —'કઠિયારણનો છોકરો—'

'તો આ તારું પહેલું નામ.'

'તેની પહેલાં તો મારું નામ આવે ક્યાં? પણ હું માના પેટમાં મોટો થવા લાગુ છું અને માનું પેટ નગારા જેવું થાય છે, ફાટી જશે કે શું, એવે સમયે એક દિવસ —' વાઘારુ ફરીને એમ.એલ.એ.ની મુખોમુખ ઊભો રહે છે, 'માને મારા પ્રસવની વેદના ઊપડે છે, હું જન્મવા ઇચ્છું છું. માનું પેટ ફોડીને બહાર આવવા ઇચ્છું છું, અને મારી મા જમીન પર આળોટ્યા કરે છે, આળોટે છે —'

વાઘારુ તેની કમર બરાબર જંગલની દિશામાં તાકે છે, જાણે ત્યાં એની મા અત્યારે તરફડી રહી ન હોય. તેની એ દૃષ્ટિ ચાલી જાય છે પોતાના જન્મને દેખવા સુધી. તેનાથી થોડા હાથ દૂર એમ.એલ.એ. એ જ જગ્યા તરફ તાકી રહે છે.

'હું તો બહાર આવી ગયો છું. માના પેટમાંથી બહાર આવી ગયો છું.'

ફરીથી તે ચૂપ થઈ જાય છે — જમીન પર શ્રાન્ત મા અને નવજાત શિશુને જોતો જોતો. જોવાનું પૂરું થતાં ફિસ્ ફિસ્ કરતો કહે છે, 'હું તો એવું રડવા લાગુ છું કે જંગલનાં ઝાડ પરનાં પંખીઓ ઊડી જાય છે' — પેલા જ શાલવૃક્ષ પરથી ઊડતાં પંખીઓને જોતાં જ આકાશ તરફ નજર જાય છે. એમ.એલ.એ. પણ ડોક વાળીને ઉપર જુએ છે, જ્યાંથી આકાશ ફોડીને વનસ્પતિ પૃથ્વી પર નીચે આવે છે. વાઘારુ જુએ છે કે પંખીઓ આકાશમાં ચક્કર લે છે, શાલવૃક્ષની ઊંચી ડાળે બેસે છે, ફરીથી ઊડે છે, ચક્કર લે છે. એ જ પંખીઓની તીક્ષ્ણ ચીસ ઉપર અને એ જ શિશુનું રુદન નીચે. પેલો નિઃસ્તબ્ધ તમરાંનો અવાજ. વાઘારુ ખૂબ છૂપી રીતે બોલે છે, 'હું રડું છું અને પંખી આનંદ પામે છે. પંખી આનંદ પામે છે અને હું રડું છું. પણ નાળ કાપશે કેવી રીતે? કેમ કરી?' વાઘારુ આંખ ઊંચી કરતો નથી. વનમાં નાળથી જોડાયેલી એક મા અને એક શિશુ વિચ્છિન્ન થઈ જાય છે.

'મારી મા પાસે એક નાની કુહાડી હતી. એ ડાળ કાપવા માટે રાખી હતી. આખો દિવસ કાપવાનું કામ ચાલતું. ધાર પણ ચકચકતી હતી. એ નાની કુહાડી વડે માએ પોતાની નાળ કાપી નાખી. બસ, કાપી દીધી.' વાઘારુ તેની છાતી અને ભુજા તરફ જુએ છે, ફરી ફરી જુએ છે અને એમ.એલ.એ.ને બતાવે છે કે જાણે તેનું બાળકપણું આ હમણાંનું છે, પેલી નાળ કાપ્યા પછી તરતનું. ત્યાર પછી કહે છે, — થોડું હાસ્ય ભેળવીને — 'આ કારણે તો બધાં મને કહેતાં, 'કુહાડીથી કપાયેલો.' તો જુઓ છો ને કે જન્મ્યા પહેલાંથી મારે માટે એક જોડકણું તૈયાર થયું છે — 'કુડાનિયાય છોયા. કુડાલિયા કોટા —' (કઠિયારણનો છોકરો; કુહાડીથી કપાયેલો).

વાઘારુ ફરીથી ચાલતો ચાલતો જંગલ સેરવતો સેરવતો બોલવાનું શરૂ કરે છે, 'રાવણની જેવી ગાય અને ભેંસ, તેવું જ ગયાનાથનું ધણ. ગયાનાથનું એવું જ ગાયોનું ધણ, ભેંસોનું ધણ, એવું જ ગયાનાથનું માણસોનું ધણ. એવું જ ગયાનાથનું જમીનનું ધણ. આ પૃથ્વીના તમામ માણસો તે બધા ગયાનાથના ભાગિયા અને હળ હાંકનારા; આ પૃથ્વીની તમામ ગાયો અને ભેંસો તે બધી ગયાનાથના ધણની ગાયો અને ભેંસો,

અને વળી આ પૃથ્વીની તમામ જમીન તે બધી ગયાનાથની જમીન, તમામ ફૉરેસ્ટ તે ગયાનાથનું ફૉરેસ્ટ, ફૉરેસ્ટની અંદર પેલા હાથી અને વાઘ તે બધાય ગયાનાથના હાથી અને વાઘ —'

'તો આમ એક દિવસ આપલચાંદ ફૉરેસ્ટની અંદર બપોરના ટાઈમે હું આવી પહોંચું છું. યાદ તો નથી કે ક્યાંથી આવું છું. ક્યાં જાઉં છું. પણ ક્યાંક ને ક્યાંક તો જાઉં જ છું. આપલચાંદ ફૉરેસ્ટ તો મને ખબર છે ને કે ગયાનાથનો ખુલ્લો વાડો છે. ત્યાં તો કેટલાં કામ થાય છે : ત્યાં ગયાનાથની ખેડલાયક જમીન છે; ખેડવા માટે બળદ છે; હળ હાંકનારા અને રખેવાળો છે; હું પણ છું; પણ સમજાતું નથી કે ક્યાંથી ક્યાં જાઉં છું. પણ એકાએક એક શાલવૃક્ષની આડશમાં —ના, ના, વાત બરાબર ના કહેવાઈ. મારા હાથમાં એક ગાંઠોવાળી લાકડી આવી. સમજો કે આ દોઢ હાથ એક ગાંઠોવાળી લાકડી છે; એ લાકડીનો ટેકો નાનો છે. હું તો જઉં છું. અને એક વાર આ તરફ, એક વાર પેલી તરફ ઝાડી પર લાકડી ચલાઉં છું. આમ આમ કરું છું.'

વાઘારુ ઊભો ઊભો એક વાર ડાબી તરફ અને એક વાર જમણી તરફ ઘૂમી નાચવાની રીતે પોતાને હલાવે છે. અને એ જ નાચની સંગતિમાં એક વાર ડાબી અને એક વાર જમણી તરફ 'આમ આમ કરું છું', કહેતો કહેતો હાથની લાકડી વડે જંગલને મારે છે, વર્ષાનું જંગલ તૂટી તૂટી જાય છે. પણ વાઘારુ જે છંદે ડાબી-જમણી બાજુ ડોલે છે અને જે છંદે તેના હાથ ઊંચાનીચા કરે છે તે દ્રુત નથી. વાઘારુ તેના ચાલવાનાને સમજાવવા માટે જલદી જલદી ચાલે છે — થોડું દોડી દોડી જવાનો ભાવ લાવીને, એમ.એલ.એ.ની સાથે દૂરત્વ વધારીને કોઈ એક ઝાડની આડશમાં તે ચાલી જાય છે. ત્યાર પછી ઊભો રહી જાય છે. પછી એ જ વૃક્ષોની અંદરના એક વૃક્ષની માફક એકદમ સીધો ઊભો રહી જાય છે — બે પગ પહોળા, કમરથી છાતી ઊંચી રાખે છે, ફરીથી બે ખભા ઊંચાઈએથી નમી પડે છે પેલી છાતીની પહોળાઈમાં. થોડી ક્ષણો માટે વાઘારુનો પૂરો આકાર જાણે એ જંગલમાં વૃક્ષોની વચ્ચે કોરાઈ જાય છે. પણ પછીની ક્ષણોમાં તે જ કોરાયેલી મૂર્તિ તોડીને તે કમર નમાવી નીચો થઈ કહે છે, 'આમ કરતાં કરતાં હું એક શાલવૃક્ષની નીચેના ભાગની ઝાડીને આમ કરી ગોદો મારું છું, મારીને પાછો ચાલવાનું શરૂ કરું છું.' વાઘારુ એક ડગ ભરીને સમજાવે છે — તે ચાલ્યે જતો હતો, 'આમ કરતાં પાછળથી આમ કરતો એક વાઘ આવી મારી પીઠ પર એક પગ અને ખભા પર એક પગ મૂકીને મારા ખભા પાસે પહોળું કરેલું મોઢું લઈ આવે છે — હું...હું... શી ગંધ હતી વાઘના મોઢામાં!' એમ.એલ.એ. વાર્તા સાંભળવામાં મગ્ન હતા, તે ઊભા રહી ગયા.

વાઘારુ નાકે હાથ મૂકે છે; બીજી જ ક્ષણે ફરીથી સીધો થઈ કહે છે, 'વાઘે મને ધક્કો મારવા પકડ્યો છે, ફેંકી દેવા ઇચ્છે છે, અને હું બંને પગ ખાડો કરી માટીમાં સ્થિર કરવા ઇચ્છું છું; પડેલાં પાંદડાં પર મારા બે પગ લપસતા નથી; જો

પડું તો તો સર્વનાશ, અને એમ કરી પાછો ફરી જઈ મારી પેલી દોઢ હાથની લાકડી વાઘના મોંમાં ભરાવી દઈ બે હાથથી ધક્કો મારું છું — કોણ કોને પાડી દઈ શકે છે — વાઘ મને કે હું વાઘને.' લગભગ શ્વાસ બંધ કરી વાઘારુ કહે છે, 'ચાલે છે, ઠેલાઠેલી, ધક્કાધક્કી ચાલે છે.' અને પછી તે કોઈ યુક્તિથી ફરી જાય છે, જાણે તેની પાછળ, તેની પીઠની ઉપર અત્યારે ખરેખર વાઘ પંજા મારે છે, અને તેના પેલા વાળી દીધેલા શરીર પર તે બંને હાથે બે બાજુએથી વાઘના મોંમાં આડી ભરાવેલી લાકડી હડસેલે જાય છે, ઠેલતો જાય છે. ફૉરેસ્ટની આ છાયામાં તેની પેલી સ્થિર છતાં પ્રચંડ વેગવાળી મૂર્તિ જાણે દુર્ગાપ્રતિમાની અસુરની મૂર્તિ જેવી લાગે છે - પણ અસુરની માફક તેની પાસે પીઠ વાંકી કરી દેવા જેટલું જોર નથી, અસુરની માફક તે છાતી ફુલાવીને ઊભો રહી શકતો નથી. બન્ને હાથ ઉપર તેના વળેલા શરીરનું વજન છે, 'લાકડી જરા ઢીલી થતાં જ વાઘ મારા ખભામાં દાંત બેસાડશે' અને બે પગ જાણે જરા પણ ડગતા નથી, 'હું તો જાણું છું કે આપલચાંદ ફૉરેસ્ટની જમીન ઘણી પોચી છે — પાણી-કાદવથી અને સડતાં પાંદડાંઓથી. વાઘ તો આપલચાંદની જમીનને ઓળખતો નથી. હું ઓળખું છું. પણ બે પગ લપસી પડે પછી તો — તેથી કાંડાં મજબૂત કરી દઉં છું.' ફરીથી પેલા મજબૂત, જોરદાર પગના દબાણથી માટી કંપે છે, 'વાઘ તેનું મોં આ બાજુ તે બાજુ ફેરવે છે,' વાઘારુ પોતાનું માથું હલાવી સમજાવે છે, 'પણ હું તો હવે થાક્યો હતો, મારા ઢીંચણ ભાંગી પડે છે.' જાણે ઢીંચણ ભાંગી પડે છે એવા એક વળના જેવો આભાસ કમ્મર પર આવે છે, 'વાત એ હતી કે કોણ પહેલું પડી જશે — હું કે વાઘ. જે પડશે તે હારશે, બસ, મેં એને પકડી રાખ્યો છે, પણ હું આ મારા ઢીંચણોને કારણે પડવામાં છું — જમણો ઢીંચણ તો ભાંગી ગયો, ભાંગી ગયો, અને બચી શક્યો નહિ, રે; હું વાઘના પેટમાં ગયો, પેટમાં ગયો હે; સાલો, ઠીક છે; વાઘે મારી ડોક અને પીઠ પરના પંજા ચટ્ કરતા નીચા લીધા અને મારા બંને હાથે મારી દોઢ હાથની લાકડી પકડી; મારા હાથ પણ નમી જાય છે, નમી જાય છે,' વાઘારુ નીચો થતો થતો બતાવે છે કે તે કેવી રીતે વાઘની દિશામાં નમ્યો હતો. 'સાલો, હું સમજી ગયો; અરે, અરે, વાઘ તો મને છોડી દે છે બસ, સમજી લો — સડાક કરતો કૂદકો ભરી હું સામેના ઝાડ પર ચડી ગયો, ચડી ગયો.'

વાઘારુ કૂદકો મારી ઝાડની ડાળ પકડી ઝૂલે છે; જમણો પગ ઊંચકી ડાળની ઉપર રાખી ડાબો પગ ઊંચો કરવાનો અભિનય કરે છે, 'તે પછી વધારે ઉપર પહોંચવા જાઉં છું,' નીચો થઈને બતાવે છે કે ફટ્ ફટ્ કરતો ડાળ પકડી ઉપર પહોંચ્યો, 'એકદમ ઉપર જઈને જોઉં છું', થોડો ઝૂકી, બતાવવાનો અભિનય કરી, જાણે નીચે વાઘ અને એ જ ડાળની ઉપર બેસી હસી હસીને હેઠો પડે છે, જે હાસ્ય અટકતું નથી; 'મારી પેલી દોઢ હાથની લાકડી એવી રીતે વાઘના મોંમાં ભરાઈ ગઈ

છે કે વાઘના દાંતના પોલાણમાં લાકડી બરાબર પેસી ગઈ છે. અને વાઘ બહાર કાઢી શકતો નથી; માત્ર માથું હલાવ્યા જ કરે છે, આમ આમ કરી,' વાઘારુ દાંતમાં લાકડી પકડી વાઘની જેમ માથું હલાવે છે, 'સાલા, મેં ઉપરની ડાળીએથી એક મોટા વાઘના જેવો અવાજ કાઢ્યો — ધ-ડૂ-મ- સાલો પેલો વાઘ દાંતમાં લાકડી લઈ ઓં ઓં કરતો દોડે જાય છે, દોડે જ જાય છે.' વાઘારુ ફરી જરા હસી લે છે.

'બસ, વાઘ ગયો એને ઘેર, અને હું ગયો જલપાઈગુડિની ઇસ્પિતાલમાં — કોણ જાણે છ મહિના કે બે મહિના! એક મોસમની ખેતી પણ ચાલી ગઈ, મારું હળ પણ જતું રહ્યું —' તે બતાવે છે કે તે કેવી રીતે સૂઈ ગયો હતો.

''ત્યારથી મારું નામ પડી ગયું વાઘારુ. વાઘને મેં હરાવી દીધો છે, સા-લો; મારું નામ એટલે થયું વાઘારુ. જે જીતે તેનું નામ રેકૉર્ડ થાય. જો વાઘે મને માર્યો હોત તો એ જગ્યાનું નામ પડ્યું હોત 'વાઘેખાધું'. તો સમજ્યા ને, પૂરા એક વેશનું ગાન તૈયાર થઈ ગયું — 'કુડાનિર છોયા, કુડાલિયા કોટા, વાઘારુયા, ફૉરેસ્ટુયા, ચંદ્ર વર્મન.'

વાઘારુ પાછો ફરી માર્ગ જોઈ જ્યારે ફરીથી ચાલવાનું શરૂ કરે છે ત્યારે તેના વિસ્તારનો એમ.એલ.એ. પણ જુએ છે કે વાઘારુની પીઠ અને કુલા પર માંસનો લોચો કાઢ્યા પછીનું વાઘના પંજાનું ચાઠું છે — શાલવૃક્ષને થડિયે ય આટલાં ચાઠાં ના હોય. ડોક ફેરવ્યા વિના વાઘારુ બોલે છે. 'એમેલિયાબાબુ!'

'કહે ને!'

'મારું એક નાનું નામ કરી આપો.'

'તેં તો કહ્યું કે વેશના ગીત જેવું નામ છે. હું ગીત બનાવી શકતો નથી.'

'મારે નથી જોઈતું વેશનું ગીત. મને એક માણસનું નામ આપો.'

એમ.એલ.એ. કશો જવાબ આપતા નથી. ચાલતાં ચાલતાં વાઘારુ ફરીથી બોલે છે, 'તમે એક એમેલિયા છો, બગીચાના માણસોને ઝંડો આપો છો, વસ્તીના માણસોને જમીન આપો છો અને મને એક નામ આપી શકતા નથી? આવા કેવા હાકિમ થવાના છો તમે, એમેલિયા?'

જંગલ પૂરું કરીને એ લોકો પથ્થરના રસ્તે આવે છે. ખૂબ ગીચ પથ્થરો છે. ઊંચો કાંઠો, ઊંડું તળ, પથ્થરો, પથ્થરો પાર નદી — બ્રિજ વગરની.

વાઘારુ કહે છે, 'આવો એમેલિયાબાબુ, પેલે પાર જવાનું છે ને?'

એમ.એલ.એ. પૂછે છે 'કેમ કરીને?'

વાઘારુ જવાબ આપે છે. 'મારી કાંધે ચઢી જવાનું!'

એમ.એલ.એ. એક વાર ચારે બાજુ જુએ છે. જંગલ, પથ્થરો, આકાશ અને આ નદી. વાઘારુ નદીકાંઠે બેસી જઈ, કહે છે, 'ચઢી જાવ.'

બ્રિફકેસ ભોંય પર રાખી, જોડા કાઢી ડાબા હાથમાં લઈ વાઘારુની જમણી કાંધ પર જઈ એમ.એલ.એ. પગ લટકાવે છે. ડાબે હાથે માથું પકડી રાખી ડાબો પગ પણ

વાઘારુની ડાબી કાંધેથી લટકાવે છે. જૂતાં જમણા હાથમાં ફેરવી લઈ નીચો થઈ ડાબા હાથે બ્રિફકેસ ઊંચકી લે છે. એક હાથમાં બ્રિફકેસ અને એક હાથમાં જોડા સાથે તે વાઘારુના માથાને પકડી રાખે છે. વાઘારુ પૂછે છે, 'ટાઈટ થઈને બેઠા છો ને?'

'બેઠો છું.'

'ઊભો થઉં ને?'

'બરાબર! થાવ.'

એમ.એલ.એ.ને કાંધે લઈ વાઘારુ ઊભો થઈ બે ડગલાં ચાલતાં જ જોડા-બ્રિફકેસ સહિત વાઘારુનું માથું પકડી રાખતાં એમ.એલ.એ. બૂમ પાડી ઊઠે છે, 'પડી જાય છે, મારી બ્રિફકેસ પડી જાય છે.' પાછળ આવી વાઘારુ બેસી જાય છે. પહેલાં જૂતાં ભોંય પર ફેંકી દઈ બ્રિફકેસ સાથે એમ.એલ.એ. નીચે ઊતરે છે, 'હું તો આ રીતે પેલે પાર આવી શકું નહિ —'

'મને ગયાનાથે કહ્યું છે. તમને પાર કરી દઈશ.'

'કેમ કરી પેલે પાર જઈશું? હું તરી શકું છું. તરી જઈશું? પહેરણ લૂગડાં કાઢી —'

'ના થાય, ના થાય. ભીનાં શરીરે ફરીથી લૂગડાં પહેરશો કેવી રીતે? શરીર સૂકવવા સમય લાગે. મારી પીઠ પર ઝૂલી જાવ. કેમ ઝૂલી જતા નથી?'

'આ જોડા? બૅગ?'

'મને આપી દો —' વાઘારુ એક હાથમાં જોડા અને બીજા એક હાથમાં બૅગ લે છે. પણ એમ.એલ.એ. વાઘારુની પીઠ પર બેસવા જતાં જ જમીન પર તેમનો પાછલો ભાગ અથડાઈ જાય છે. વાઘારુ તે વખતે કાંઠાની નીચે, પીઠ ધરીને ઊભો છે. અને એમ.એલ.એ. તેનું ગળું પકડી પાછળથી ઝૂલીને બેસે છે : બે પગ વડે વાઘારુની કમર પકડે છે.

'બરાબર છે ને? ચાલવા માંડું?'

'હા, ચાલ.'

વાઘારુ જોડા અને બ્રિફકેસ ડોલાવતો ડોલાવતો, પાછળ એમ.એલ.એ.ને ઝુલાવતો પાણીમાં પગ મૂકે છે ત્યાં જ એમ.એલ.એ. બોલી ઊઠે છે, 'હે વાઘારુ, ના રે, ના —'

'કેમ?' વાંઘારુ ઊભો રહી જાય છે.

'હાથ છૂટી જાય છે. મને નીચો ઉતારી દે.' વાઘારુ ફરીથી પાછો આવી કાંઠા પાસે નીચો નમે છે. એમ.એલ.એ. તેની પીઠ પરથી ઊતરી જાય છે. જોડા અને બ્રિફકેસ પાછી આપતાં આપતાં વાઘારુ કહે છે, 'પોતાનું વજને નથી ઊંચકી શકતા? તો ઊભા થઈ જાવ ને. ઊભા થાવ.'

એમ.એલ.એ. સીધો થઈ ઊભો રહી જાય છે.

'જોડા અને બોક્સ બે હાથમાં ટાઈટ પકડો.'

વાઘારુ તેના પગથી માથા સુધીના લંગોટીભર શરીરની સાથે બે હાથે એમ.એલ.એ.ને ઊંચકી લે છે. વાઘારુના શરીરની ઉપર તેના શરીરનો પૂરો ભાર નાખી, જોડા અને બ્રિફકેસ સાથે એમ.એલ.એ. વાઘારુના ગળાને પણ પકડી લે છે. ધોતી, પંજાબી, જોડા, બ્રિફકેસ સહ એક પૂરા એમ.એલ.એ. જાણે વિસર્જન માટેના ઠાકોરજી, વાઘારુની કાંધ સિવાયના પાણીની બરાબર ઉપર જ. નદીના પાણીમાં ધીરે ધીરે વાઘારુના ઢીંચણ ડૂબે છે, કમર ડૂબે છે. ત્યારે એમ.એલ.એ.ની પીઠ અને જોડા-બ્રિફકેસ લગભગ પાણીને અડું અડું છે, અને બે-એક ડગલાં જતાં જ પેલું ઊંડું પાણી, ત્યાં વાઘારુ તળિયે જશે — બીજી ક્ષણે ભારમુક્ત થયેલો તે તરી આવશે.

પણ વાઘારુને ખબર છે, બીજાં બે ડગલાં જતાં જ પાણી ફરીથી ઓછું થવાનું શરૂ કરશે. આ નદી સાથે કોઈ બરફ ઓગળતા ધોધનો સંબંધ નથી — વાઘારુ જાણે છે.

કંઈ નહિ તો યે નદી તો ખરી ને! આકાશ સિવાય બીજું કોઈ ઢાંકણ નથી.

નદી તો ખરી ને! પ્રવાહ આવી વાઘારુને અથડાતાં જ તે ઊંચો થાય છે — પૂરમાં ધોવાતાં ફૉરેસ્ટમાં દરેક શાલવૃક્ષનાં મૂળિયાં જેમ થાય છે તેમ.

ચાલતાં શાલવૃક્ષની માફક નદીની વચ્ચોવચ્ચ વાઘારુ ઊભો રહી જાય છે. તે પછી ફરીથી પ્રવાહને સંભાળી લઈ એમ.એલ.એ. કાંધ પર પગ લંબાવે છે.

તિસ્તાના કાંઠાના આ વૃત્તાંતનું આદિપર્વ અહીં આ નદીની વચ્ચોવચ્ચ, અત્યારે તો પૂરું કરીએ. થોડાં કેટલાંક ડગલાં જતાં જ પેલી પારે ફૂલવાડિ વસ્તી છે. નદી બ્રિજ વિનાની હોવા છતાં ફૂલવાડિ વસ્તી અને તેની આસપાસ બીજા બધા વસ્તી-ઈલાકાઓમાં, ખેતીમાં, ચાના બગીચામાં નાના નાના ધોધ કે પ્રવાહમાં ઘણી બધી જગ્યાએ કેલવર્ટ છે, જેવું હોય છે તેવું. અત્યારે વચ્ચે વચ્ચે બે-એક તૈયાર પણ થયા છે, — જેવા હોય છે તેવા. એ રીતના એક કેલવર્ટ તૈયાર કરવાની બાબતે ડિપાર્ટમેન્ટની સાથે સ્થાનીય લોકોની ગોલમાલની બાબતે જ એમ.એલ.એ. જાય છે — એટલે કે, એન્જીનીઅર, કૉન્ટ્રાક્ટર, ઓવરસીઅર, સીમેન્ટનું મિક્ષ્ચર, લોઢું, રેતી, પર્સન્ટેજ, યુનિયન, કૃષક, મજૂર, લિડર, ઑફિસરથી માંડી એમ.એલ.એ., અને ફરીથી એમ.એલ.એ.થી .... મીટિંગ, મીટિંગ — ઈત્યાદિ. ત્યાં તો હવે ફૉરેસ્ટર ચંદ્ર વાઘારુ વર્મન ફરી એક વાર અવાંતર; અત્યારે આટલી વાર તો એક પથહીન ફૉરેસ્ટ અને બ્રિજહીન નદી માર્ગમાં આવે છે.

પણ તે તો વળી બીજું એક વૃત્તાંત —

# 42

# એમ.એલ.એ. પાછા આવ્યા

ક્રાન્તિહાટની હાટડીઓ પર સંધ્યા નમી ગઈ છે. રસ્તા ઉપરની મીઠાઈની દુકાનોના પેટ્રોમેક્ષના પ્રકાશમાં મેદાનનો પેલો છેડો પ્રકાશિત દેખાય છે. બીજી દુકાનોમાં પણ પ્રકાશ કરવામાં આવ્યો છે. પરિણામે, સુહાસના આ વરંડામાંથી રસ્તાની ઉપરનો ભાગ, દુકાનોનાં છાપરાંઓની ઉપરથી વધારે પ્રકાશિત દેખાય છે. ધીમે ધીમે રસ્તાની ધાર પરનાં વૃક્ષોની નીચેનાં પાંદડાંઓ પર પણ પ્રકાશની છાંટ લાગી જાય છે.

સુહાસના વરંડામાંથી રસ્તાનો એક ભાગ દેખાતો નથી, પણ ઉપરના પ્રકાશની આભાથી સમજાઈ જાય છે. એટલું બાદ કરતાં હાટનો બાકીનો ભાગ સંધ્યાના અંધકારમાં અસ્પષ્ટ રહ્યો છે. સંધ્યા જેમ જેમ નમે છે તેમ તેમ જમીન અને આકાશ વચ્ચેનું પોલાણ પણ વધે છે.

લોકોની એક ટુકડી મેદાન પાર કરીને હલકા કેમ્પની આ ધાર તરફ આવે છે. સુહાસ વરંડામાં બેઠો હતો. આટલા લોકોને એક સાથે આવતાં જોઈ સુહાસ અનુમાન કરે છે કે સર્વેની બાબતે કશું કહેવાનું હોવાને કારણે ટુકડી થઈને આવી રહ્યા છે. તે બરાબર વ્યવસ્થિત થાય છે — વાત કરવાની હોય તો તે સર્વેના સમયે જ કરવી અને કોઈ મુશ્કેલી હોય તો લેખિતરૂપે આપવાનું રહેશે — એ સરકારી ટુકડી હોય કે પછી વિરોધી ટુકડી હોય. પહેલેથી જ સુહાસ આ બાબતમાં કાયદાને અનુસરીને ચાલવા માગે છે, જેથી કોઈને કશું કહેવાનું રહે નહિ.

ટુકડી જ્યારે મેદાનની વચ્ચે હતી, ત્યારે સુહાસ સાંભળી શકે છે, 'તમે અહીં થોડી વાર બેસો.'

સાંભળીને પહેલાં તો સુહાસ સમજી શકતો નથી. ચૅર પરથી ઊઠી સીડી તરફ થોડો આગળ જાય છે. અંધકારમાં ત્યારે પણ તે ઓળખી શકતો નથી કે કોણ છે. પછી એકદમ ચાલવાની રીત જોઈને સમજી જાય છે — એમ.એલ.એ.

ઓરડામાંથી આવીને પ્રિયનાથ પહેલેથી જ ઊભો હતો. તે આ વખતે લૅન્ટર્ન લાવી દરવાજાની બહાર રાખે છે. અને એમ.એલ.એ. સીડી ઉપર થઈ ઉપર આવતાં આવતાં કહે છે : 'તમે અહીં થોડી વાર બેસો.'

'અરે, હાં, હાં, આવો, આવો,' કહી સુહાસ પ્રિયનાથ તરફ જુએ છે કે તરત જ પ્રિયનાથ ઓરડામાંથી એક ચૅર લાવી બહાર આપે છે. ચૅર બહાર લાવતાં લાવતાંમાં

જ એમ.એલ.એ. આવી પહોંચે છે. બારણાની સામે જ ઊભા રહી વાત કરે છે, તેથી ચૅર આપશે ક્યાંથી? એમ.એલ.એ. જ ખસી જઈને જગ્યા કરી આપે છે. પ્રિયનાથ પહેલાં સીડીને મથાળે જ ચૅર રાખે છે. પણ તેને લાગે છે કે તેથી તો ચઢવા-ઊતરવામાં મુશ્કેલી પડશે. તેથી થોડી ખસેડી દે છે.

એમ.એલ.એ. ચૅર જુએ છે — ત્યાર પછી એને વળી જરા આમતેમ કરીને બેસે છે — પાસે જમીન પર તેની બ્રિફકેસ રાખે છે. બેસતાં જ એમ.એલ.એ.ની જમણી તરફ સીડી, ડાબી તરફ ઓરડાનું બારણું, સામે વરંડો અને આમતેમ મેદાન પડે છે. બરાબર ક્યાં બેસવાથી બધું ય તેની સામે આવે એ જાણે એમ.એલ.એ. ટેવ અનુસાર બરાબર કરી લઈ શકે છે.

સુહાસ પ્રિયનાથને કહે છે, 'જરા ચા આપી જશો, પ્રિયનાથબાબુ?' તે તેના ઓરડા તરફ પૈસા લાવવા જાય છે. પ્રિયનાથ તેની પાછળ પાછળ બારણા પાસે સુહાસને રોકી કહે છે, 'સર, સ્ટવ સળગાવી બનાવી દઉં, સર? આપણું ખાવાનું પણ બનાવવાનું છે.'

'જ્યોત્સનાબાબુ, વિનોદબાબુ અને બીજા ક્યાં છે? તમને ખબર છે?'

'અહીં પાસે જ છે ક્યાંક, સર; હમણાં આવી પહોંચશે. અનાથ જરા કાંઠાલગુડિના વળાંક તરફ ગયો છે; એ લોકોના દેશની એક ટુકડીના લોકો ત્યાં રહે છે ને, એટલે.'

'અચ્છા, તો ચા કરો.'

'તમે પણ પીશો ને સર?'

'આપજો એક કપ;' સુહાસ કંઈક વિચારી પ્રિયનાથ પાછો જવા ફર્યો ત્યારે કહે છે, 'હમણાં જ રાંધવાનું શરૂ ના કરશો, પેલા આવ્યા છે ને —'

પ્રિયનાથ થોડો ચૂપ થઈ જઈ પછી કહે છે, 'કેમ, સર?'

'તે કેમ આવ્યા છે તે હું સમજી શકતો નથી; આપણું જ કંઈ કામકાજ હોય!'

પ્રિયનાથ થોડું હસીને કહે છે, 'સર, એમ તો પછી તમારે કોઈ દિવસ ખાવાનું - ઊંઘવાનું થશે જ નહિ; એ તો ચાલુ જ રહેશે.'

પ્રિયનાથના હાસ્યમાં સમજણની એવી છાપ હતી કે સુહાસને તે માની લેવું પડે છે.

પ્રિયનાથ પાછો જાય છે.

સુહાસ બરાબર સમજી શકતો નથી કે તેણે કેવી રીતે તૈયાર રહેવું. હોઈ શકે કે એમ.એલ.એ. તેને કોઈ કાગળ-પત્ર આપીને જાય. સુહાસ રાખી લેશે. પછી સુહાસ વિચારે છે રસીદ પણ આપશે. આ કાગળ-પત્રની એક અલાયદી ફાઈલ પણ બનાવશે. પણ અહીંયાં ઑફિસનું બીજું કોઈ છે નહિ; પોતે જ ફાઈલ રાખશે. જ્યારે જવાબ આપવાનો થશે, ત્યારે જવાબ પણ આપશે. સુહાસ જાણે સમજી શકે છે કે આ રીતે નિયમો અને કાયદાઓની વાડ વિના તે પોતાને બચાવી શકશે નહિ. સુહાસ પાછો

આવે છે. પ્રિયનાથે મૂકેલા દીવાના લાલ પ્રકાશમાં ફરસ ચકચકે છે; એમ.એલ.એ.ની ચેરના પાયા અને એમ.એલ.એ.ના ડાબા પગની ઉપર, ઊંચા કરેલા જમણા પગની આંગળીઓ પર પ્રકાશ પડે છે. એમ.એલ.એ. પગને નચાવે છે, એટલે વરંડાની સીલિંગ પર દીવાના પ્રકાશને કારણે છાયા પડે છે અને અજવાળું થાય છે. એમ.એલ.એ.ના મોઢાનો પડછાયો દીવાલના ખૂણામાં જરા પડીને બહાર ચાલી ગયો છે.

## 43

# જમીનનો ઢાળિયો અને ઍસેમ્બલીનું માથું ખાવું

એમ.એલ.એ. સુહાસને પૂછે છે, 'તમારે અહીં તો કોઈ ગોલમાલ નથી થઈ ને?'

સુહાસ જરા અલગ ઊભો હતો. ચેર લઈને તે એમ.એલ.એ.ની પાસે બેસતો નથી. ઉપરાંત, ચેર અત્યારે જ્યાં છે ત્યાં પણ જતો નથી. ચેર અને એમ.એલ.એ.ની ચેરની વચ્ચે ઊભો રહે છે — ઊભા રહેવાની તેની ભંગિમાં એક આત્મવિશ્વાસ સાથે. કદાચને એમ.એલ.એ. તેની પાસે આવે તેથી તે આગળ બોલે. એમ.એલ.એ.ના જવાબમાં સુહાસ કહે છે, 'ના...આ...', પછી લાગે છે કે બીજું કંઈ બોલવાની જરૂર છે, એટલે જોડીને કહે છે, 'અમારી સાથે વળી કોઈની શી ગોલમાલ હોય?'

એમ.એલ.એ. જોરથી હસી પડે છે, 'એ તો તમે વિચારો છો ને? તમારી સાથે જ તો ગોલમાલ.'

'શા માટે? અમારી સાથે હવે ગોલમાલ એવી થશે કે —' એમ.એલ.એ. એ જે હળવી રીતે વાત કહે છે તે રીત સુહાસને પણ સ્પર્શે છે, 'જેવું જોઈશું તેવી લાઈન મારશું — અહીં ઢાળિયો, અહીં રસ્તો, અહીં ઝાડ.'

'એ ઢાળિયો, ઝાડ એ બધાંયને દાગનંબર શા માટે આપશો?' બહુ જ હસતા ચહેરે એમ.એલ.એ. પૂછે છે.

'છે, તે દઈશું.'

'હાં.. એ જ મજા. એ કંઈ ના હોય તો તો કોઈ એક જણ કહી શકે કે એ જગ્યાએ ઝાડ નથી.'

'નહીં હોય તો કહેશે, નથી.'

'નહિ થાય, નહિ થાય. જેની સંપત્તિની સીમા એ ઝાડ સુધી પડતી હશે તો તે ઇચ્છશે કે ઝાડ ના હોય.'

'શા માટે?'

'એ કહી શકશે કે ઝાડ નથી, તો મારી જમીનને પણ સીમા નથી.'

સુહાસ હસી પડે છે, 'તે જરૂર કહી શકે છે.'

અને એકાંત વાતચીતના અવાજે એમ.એલ.એ. કહે છે, 'તો તો તમારી પાસે આવીને કહેશે કે મૅપમાં ઝાડ મૂકશો નહિ.'

સુહાસ ફરીથી હસીને કહે છે, 'હાં, તે થઈ શકે.—'

એમ.એલ.એ. ત્યારે ય હસીને કહે છે, 'જુઓ છો ને, એક વીઘા જમીન માટે ખૂનામરકી સુધી થાય છે? અને તમે તો આ બધી જમીનની સીમા ખેંચી ખેંચીને પાડી છે —'

સુહાસ હાસ્યભર્યા ચહેરે જોઈ રહે છે. એમ.એલ.એ. થોડી વાર ચૂપ રહીને પછી કહે છે, 'ગોલમાલ તો તમારી સાથે જ થશે, કેટલી ગોલમાલ!'

એમ.એલ.એ.ની વાતમાં અંગત એકાંત વાતચીતનો ભાવ હતો. તેનું એક કારણ છે; વાતચીત ખરેખર એકાંતમાં હતી. બીજું પણ એક કારણ છે — સુહાસ અનુમાન કરી શકે છે કે આ એકાંત વાતચીતમાં એમ.એલ.એ. તેને કંઈક સમર્થન પણ આપી જવા ઇચ્છતો હોય! વિચારી લેવા છતાં પણ સુહાસ સાવધાન થાય છે. આ સમર્થનના બદલામાં કદાચ જવાની પહેલાં તેને કોઈ વ્યક્તિગત અને દળગત કામની વાત કહે. સુહાસ ખરેખર શું છે તે સમજી શકતો નથી — એમ.એલ.એ. તેના જ વરંડામાં આવીને બેઠો શા માટે? તે જ્યાં સુધી એ નહિ સમજે ત્યાં સુધી તેની અસ્વસ્થતા જશે નહિ.

પ્રિયનાથ કાચના ગ્લાસમાં ચા લાવીને મૂકે છે. પછી પૂછે છે, એક વાર એમ.એલ.એ. તરફ, બીજી એક વાર સુહાસ તરફ જોઈને, 'થોડાં બિસ્કીટ લાવું?'

'લાવો, થોડાં બિસ્કીટ લાવો.' એમ.એલ.એ. ડાબા હાથમાં ચાનો ગ્લાસ લઈ જમણો હાથ લંબાવી રાખે છે. પ્રિયનાથ બિસ્કીટ લેવા જાય છે. સુહાસ એકદમ જલદી જલદી પૂછે છે, 'તમારા માટે બીજું કંઈ ખાવાનું લાવે?'

'અરે, ના, ના,' પ્રિયનાથ બિસ્કીટ લઈને આવતાં એમ.એલ.એ. ગ્લાસની ચામાં નરમ કરી કરીને ખાય છે. સુહાસ બિસ્કીટ લેતો નથી. ચાનો ઘૂંટડો ભરી એમ.એલ.એ. પૂછે છે, 'તમે તો આ પહેલી જ વાર આ કામ માટે આવો છો, ખરું ને?'

જવાબ આપવા છતાં પણ સુહાસ બરાબર સમજી શકતો નથી કે એ માણસ એને પસંદ છે કે નથી. એ માણસની વાતની ભાષા આવી છે — રાજવંશી ભાષા સાથે બોલચાલની બંગાળી ભેળવી દેવામાં એને કોઈ વાંધો નથી આવતો. બોલતાં-બોલતાં, બોલતાં-બોલતાં, તેની પોતાની આ ભાષા તૈયાર થઈ ગઈ છે. તેને કારણે તે બધાંની સાથે બધી જગ્યાએ વાત કરી શકે છે — કલકત્તામાં, તેની પાર્ટી-ફાર્ટીમાં, અને તેનાં આ બધાં ગામોમાં પણ, અવશ્ય. એ માણસ બહુ કામવાળો

માણસ છે એમ તેના મોંએ વાત સાંભળીને જ લાગે. વળી ચૅર ભરીને એકદમ પાઈકાર-દેઉનિયાની માફક બેઠો છે, પગ પર પગ મૂકીને, ડોક પાછળ નાખી દઈને. ચાનો ઘૂંટડો ભરી એમ.એલ.એ. ફરીથી બોલે છે, 'ગામમાં જમીન-બમીન કોઈની હોય તો માલિકી થાય છે કાયદેસર. જેની જમીન તેની માલિકી. તમે જો એક લાઈન દોરી દઈ અમારી જમીનનો ભાગ નક્કી કરો, તો બીજા કોઈ માણસની જમીનને પણ અંદર દાખલ કરી દો, તો તો હું બીજે દિવસે લોકો-લાકડી સાથે લઈ એ જમીનની માલિકી લઈ લઈશ. બસ —' વાત પૂરી કરી એમ.એલ.એ. કહે છે, 'તો તમારી સાથે ગોલમાલ નહિ થાય? દરરોજ તમારી આ મોજણીને કારણે ગોલમાલ થશે. છતાં પણ તમે તો કડક ઑફિસર છો. જોતદારોના ઘરમાં ખાશો નહિ એમ કહી દીધું છે. જોતદારોને ભય લાગ્યો છે.' એમ.એલ.એ. આ વખતે ખૂબ જોરજોરથી હસી પડે છે.

સુહાસ જાણે પોતાની વાત સમજાવવા માટે કહે છે, 'અમે કંઈ પ્રોપર્ટી રાઈટ, એટલે સંપત્તિ કોની, એ બધું કરતા નથી, એ બધું તો સિવિલ કોર્ટનું જ કાર્ય છે.'

'પ્રોપર્ટી રાઈટ-ફાઈટ તો તમારા ગયાનાથ જોતદાર, ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટ અને આનંદપુરના ચાના બગીચાનો મામલો. બીજાં બધાં માણસોનો રાઈટ એટલે તો એક વર્ષાની ખેતી. બસ. કોર્ટે જતાં અમારાં બધાં લોકો બીએ છે. એવે વખતે ગામના પ્રતિષ્ઠિત માણસ પાસે જાય, અથવા તો પાર્ટીના નેતા પાસે જાય, અથવા તમારા જેવા ઑફિસર પાસે, જે જે હુકમ કરે તે બધા જ માની લે. કંઈ નહિ તો માની લેવા ઇચ્છે તો ખરા. સામાન્ય માણસ માટે તો સરકાર એટલે સરકારી ઑફિસર — એ પછી હોય ડી.સી., એસ.ડી.ઓ., જે.એલ.આર.ઓ., થાણાનો ફોજદાર અને તમારા જેવા બીજા બધા ઑફિસર. ઑફિસર સારો ના હોય તો સરકાર તેને બદલી આપે. આ જુઓ છો ને, સાંતાલડીનો મામલો. બધા એન્જીનીઅરો ભેગા થઈને શેતાની કરે છે.

સુહાસ થોડો આશ્ચર્ય પામી સમજે છે કે આ માણસ અહીંનો જ એમ.એલ.એ. ભલે હોય, પણ ખરેખર એની પાસે સમજણની એટલી મોટી ભૂમિકા છે, કે જેમાંથી તે ક્યારે ય જરા પણ ખસતો નથી. અને એ જ કારણે આટલી વાર સુહાસ તેની વાતમાં આટલી ઘનિષ્ઠતા અનુભવતો હતો. આ માણસ શું એ જ કારણસર સુહાસ પાસે આવીને બેઠો? સુહાસ તો અહીંનો માણસ નથી, તેથી તેમની વચ્ચે અહીંની સમજણપૂર્વકની આ બધી વાતનો વિનિમય થઈ શકે.

સુહાસ પૂછે છે, 'તમારે તો અવશ્ય એસેમ્બલીમાં વારે વારે બોલવાનું થતું હશે?'

'વચ્ચે વચ્ચે બોલવાનું થાય છે — લોકલ કામકાજ હોય ત્યારે, અને બે-એક વાર ક્વેશ્ચન પૂછવાના હોય છે. અમારા બીજાં ઘણાં કૉમરેડ્ઝ છે, તેઓ પણ બોલે

ને!'

એ માણસ અટકી જતાં સુહાસ પૂછી બેસે છે, 'તમને એસેમ્બલી ગમે છે?' એમ.એલ.એ. ચૂપ થઈ જાય છે. સુહાસ સમજે છે કે તે વિચારી લે છે — પ્રશ્નનો જવાબ આપવો કે નહિ. કે પછી ખરેખર જવાબનો જ વિચાર કરે છે? એવું હોય તો તેણે પહેલાં વિચાર્યું નહિ હોય? અથવા કેટલું બોલવું ને કેટલું ના બોલવું, તેની સૂક્ષ્મ ગણતરી કરતો હશે?

એમ.એલ.એ. ચૂપચાપ થોડું હસે છે, 'તમે તો બહુ ભારે પ્રશ્ન પૂછી દીધો.' પછી થોડી વાર ચૂપ રહી કહે છે, 'હોય તો સાચો જવાબ આપીશ, ના હોય તો ચૂપ રહીશ.' ફરી પાછો મૌન રાખી કહે છે, 'હું પણ તમને પૂછી શકું કે તમે આવી વાતનો કેમ પ્રશ્ન પૂછ્યો?' સુહાસને ખબર પડતી નથી કે આ ભાષામાં ખરેખર પ્રશ્ન કરાય કે નહિ. એમ.એલ.એ. કહે છે, 'પણ તે તો હું જાણું છું, તમે શા માટે આ વાત પૂછો છો તે હું જાણું છું; હું સાચો જવાબ આપીશ.'

થોડી વાર પછી એમ.એલ.એ. કહે છે, 'પહેલાં જ કહી દઉં છું — ત્યાં બહુ ઊંઘ આવે છે.'

સુહાસ હસે છે, 'અમે એવું સાંભળીએ તો છીએ — એસેમ્બલીમાં સરસ ઊંઘ આવે છે.'

'હાં, ઍરકન્ડિશન હોય ને! અને કલકત્તામાં કેટલી ગરમી હોય! અહીં તો કેટલું ઠંડું! શરીરને છટ્ટ લઈને આરામ કરવાનું મન થાય. પહેલાં પહેલાં તો બે આંખો ખુલ્લી રાખવા ખૂબ તકલીફ લીધી. પછી જેવો જઉં તેવો ઊંઘી જઉં. ત્યાર પછી તો ભાતને બદલે રોટી ખાવા માંડ્યો.'

'એસેમ્બલીને ખાતર ખાવાનું બદલી નાંખ્યું?'

'ના બદલું તો કરું શું? અમે તો ભાત ખાઈએ, તમે જાણતા હશો, આટલો ભાત ખાઈને પેલા હૉલમાં પ્રવેશ્યા પછી મરી જવા જેવી ઊંઘ આવે. હવે ઊંઘ ઓછી થઈ છે. ઇચ્છા કરું તો ઊંઘી શકું, અને ઇચ્છા કરું તો જાગતો રહી શકું. પણ મારો માથાનો દુઃખાવો હજી પણ ખસતો નથી.'

'માથું દુઃખે?'

'હાં...'

'ભાષણોથી?'

'ના, ના, પેલા ઍરકન્ડિશનથી. જ્યારે બહાર આવું ત્યારે શરીર કેવું તો જકડાઈ જાય, માથું દુઃખે અને છાતી ઠંડી થઈ જાય!'

'તો પછી જાવ છો શા માટે? તમારે તો એટલું વારે વારે બોલવાનું હોતું નથી!'

'મારે બોલવાનું હોતું નથી, પણ અમારા બધાં પ્રોફેસર કૉમરેડ્ઝ છે, વકીલો

કૉમરેડ્ઝ છે. સરસ બોલે છે. યુનિયનના નેતાઓ પણ સરસ બોલે છે. તેમનાં બધાં જ પોઈન્ટ રજૂ કરે છે — જાણે કોઈ કેસ સમજાવતા હોય, કોર્ટની જેમ, બીજું શું!'

'કોર્ટની જેમ?'

'ત્યારે બીજું શું? તમે ને હું હવે કોર્ટમાં જઈને સવાલો કરી શકીએ? તેને માટે તો વકીલ જોઈએ. કાળો કોટ પહેરે. એ બધા કોર્ટના કાયદા જાણે. તેવી રીતે એસેમ્બલીના પણ બધા નિયમો છે — ક્યારે શું બોલવું. બોલો તો સારું લાગે. ક્યારેક કોઈ વાત ઉપાડવાની હોય. તે બધું જે લોકો જાણે તેઓ જ બોલે, ચર્ચા કરે.'

'તમે પણ વકીલ છો. મેમ્બર —'

'જૂનિયર, જૂનિયર' કહી એમ.એલ.એ. હો...હો..કરતાં હસી પડી કહે છે, 'તમે મારા વોટર નથી તેથી કહી દીધું. વોટરને હું કહું કે જો હું ના જઉં તો એસેમ્બલી બંધ —' કહી એમ.એલ.એ. વધારે હસે છે. સુહાસ પણ તેની સાથે જોડાય છે. પછી પૂછે છે, 'તો પછી ત્યાં જાવ છો શા માટે?'

'એ તમે શું કહો છો?' એમ.એલ.એ. હસવાનું ઓછું કરતાં કરતાં કહે છે, 'પાર્ટી કરું છું, એટલે તો બળ જોઈએ. એસેમ્બલીમાં જે પાર્ટીના મેમ્બરો વધારે તે પાર્ટીનું જોર વધારે. અમારું પણ જોર છે. પાર્ટી કરો પણ બળ એકઠું કરો નહિ એ કેવી રીતે બને? લગ્ન કરવા બેસો, પણ વહુની સાથે સૂઓ નહિ — એ કેવું કહેવાય? એ તો હીજડાઓ પણ કરી શકે — એમ.એલ.એ.નું અટ્ટહાસ્ય ઊઠે છે. સુહાસને જાણે પોતે પરાજિત થયો હોય એવું સ્મિત રાખવું પડે છે.

## 44

# એમ.એલ.એ.નું ચા પીવું

એમ.એલ.એ.ની સાથે જે દળ આવ્યું હતું તેમાંથી કોઈ કોઈ ચાની દુકાનમાં જાય છે અને કોઈ કોઈ સીડી પર ટેકો દઈ બેસે છે. પ્રિયનાથના લેન્ટર્નમાં એટલી મેશ જામે છે કે તેના પ્રકાશમાં બીજું કશું દેખાતું નથી; માત્ર તે લેન્ટર્ન જ દેખાય છે. પણ ક્રાન્તિહાટ જેવા સ્થળના એક ધરખમ એમ.એલ.એ. આ રીતે અંધકારમાં એક વરંડામાં બેસી રહે — એ તો કંઈ બહુ સામાન્ય બાબત નથી. પરંતુ એમ.એલ.એ. આજે બપોરે જ સર્વે કેમ્પ જુએ છે; ત્યાં બધાંની સમક્ષ ભાષણ આપી, ક્રાન્તિહાટ થઈ, આપલચાંદ ફૉરેસ્ટમાં થઈને પેલી ફૂલવાડી વસ્તીમાં ચાલી ગયા હતા. ફરીથી સંધ્યાસમયે પાછા આવ્યા છે. સાથે છે ફૂલવાડીના લોકો. લોકો, અલબત્ત, એમ.એલ.એ.ની સાથે બધો વખત રહે છે. પણ બપોરે ક્રાન્તિહાટથી જઈ ફરીથી સાંજે ક્રાન્તિ હાટમાં પાછા આવે, એ કંઈ બહુ સામાન્ય બાબત નથી. બધા એમ.એલ.એ.

બધો વખત દોડાદોડી - ધમાધમી કરતા જાય છે. આ બાજુથી દાખલ થાય છે તો પેલી બાજુથી બહાર નીકળે છે. આ વીરેનબાબુ એમ.એલ.એ. ફૂલવાડીથી માનાવાડી - ઓદલાવાડિ થઈ તેમની આ 'ટૂર' પર નીકળ્યા — જગ્યા પણ જોઈ લેવાય, અને લોકો સાથે મોઢામોઢ વાતચીત પણ કરી શકાય. એમ ન કરતાં, તે પાછા આવ્યા છે ત્યારે ઘટના જરૂર મહત્ત્વની બની જાય છે. આવીને પાછા વરંડામાં બેઠા છે! એમ.એલ.એ. ક્યારે ય એક સ્થળે બેસી રહે નહિ — મીટિંગ સિવાય. એમ.એલ.એ. એટલે જ ચાલવું ફરવું તે — કાં તો ચાલતા હોય, નહિ તો ગાડીમાં; કાં તો પ્લેનમાં અને કાં તો ટ્રેનમાં. મીટિંગ વિના એમ.એલ.એ. એકલા એકલા બેસી રહે, એટલે ઘટના પણ બેસી રહેવા જેવી હોય.

આવી એક ઘટના ક્રાન્તિહાટમાં જ બની જશે, આજે સંધ્યાસમયે, એ માટે તો કોઈ તૈયાર હતું નહિ. એમ.એલ.એ.એ કોઈને ખબર આપ્યા નથી. જવાને વખતે કહીને પણ ગયા નથી કે પોતે પાછા આવશે. સીધા હલકા કૅમ્પમાં જઈ વરંડામાં બેસે છે, અંધારામાં. અને, અહીંના લોકોને એ ખબર પડે છે — ફૂલવાડી વસ્તીના જે લોકો એમ.એલ.એ.ની સાથે આવ્યા છે તેમની પાસેથી, ચાની દુકાનમાં તેમની કોઈ કોઈ વાતમાંથી. હાટવાર સિવાય ક્રાન્તિહાટની આ ચાની દુકાનમાં આટલા બધા અજાણ્યા ચહેરાવાળા લોકો એક સાથે બેસીને ચા પીએ, તો તો તેમની વાતચીતમાં કાન ધરવો જ પડે, અને તેમાંથી જ સમાચાર જાણી લેવાય. ત્યારે તેમની સાથે સીધા પ્રશ્નો પણ કરી શકાય — શા માટે આવ્યા છે, ક્યાં છે, શું બન્યું છે? ઈત્યાદિ. ફૂલવાડીના ફૂલપ્રપાતની ઉપર જે કેલ્વર્ટ તૈયાર થયો હતો તેને કારણે કોઈ ગરબડ થઈ છે. એમ.એલ.એ. રેલિંગને એક લાત મારી, અને રેલિંગ તૂટી ગઈ છે. એન્જીનિયરને બોલાવવા લોકો માલબજાર ગયા છે. એન્જીનિયરને લઈને અહીં આવશે.

દુકાનમાં અને તેની આસપાસ જે લોકો બેઠા હતા તે બધા હાટકમિટીની રૂમ તરફ, અત્યારે હલકા કૅમ્પ તરફ ફરી આવીને એમ.એલ.એ.ની પાર્ટીના લોકોના સમાચાર આપવા માટે પણ કોઈ કોઈ ચાલી નીકળે છે, અને કોઈ કોઈ તેઓના દેઉનિયાઓને જણાવવા જાય છે. ગેરુઆ રંગનો જામો પહેરેલો એક ભદ્રલોક સીડી ચઢી વચ્ચે ઊભો રહી કહે છે, 'અહીં ક્યારના આવીને બેઠા છો?'

'એ તો હમણાં જ આવ્યો છું.'

'ફૂલવાડીથી?'

'હા.'

'ત્યાં શું લાત મારીને બ્રિજ તોડી નાંખ્યો છે.'

'હોય કંઈ એવું?' કહી એમ.એલ.એ. હસે છે.

'તો પછી ચલો ને, ઘેર ચલો, હાથ-મોં ધોઈ લો; તે પછી આવીને બેસજો; અહીં આજે મીટિંગ ભરવાની છે?'

'ના, ના; મીટિંગ શા માટે ભરું?'

'કેમ, માલબજારથી એન્જીનિયર આવશે એમ કહ્યું ને?'

'આવશે. મારી સાથે વાત કરવાની છે.'

રસ્તા પરથી એક ટોળું મેદાનમાં ઊતરે છે. તેઓની પાછળ એક બહુ મોટો દીવો ઝુલાવીને કોઈ આવે છે. એકાએક વિચાર કરતાં સમજાય છે કે પેટ્રોમેક્ષ. મેદાનના લોકોના લાંબા લાંબા પડછાયા વરંડાની અને ઘરની દીવાલના પ્રકાશમાં અંધકારમાં થઈ વિસ્તરતા વિસ્તરતા ક્રમશઃ ઉપર ચાલ્યા જાય છે. પેલો જ માણસ, અને તેમની પાછળનો એક જણ એક ટિનની થાળીમાં કેટલાક કપ ચા અને એક ડીશમાં મીઠાઈ અને સમોસા લઈ, આવીને ઊભો રહે છે. જેના હાથમાં પેટ્રોમેક્ષ હતું તે પાછળથી આગળ આવીને વરંડાની ઉપર પ્રકાશ રાખે છે, તેથી લોકોના ઊભા પડછાયા વરંડાની દીવાલથી વરંડામાં થઈ મેદાનમાં લાંબા થઈ જાય છે. પેટ્રોમેક્ષની પાસે જ ચા-મીઠાઈનો થાળ મૂકી રાખી ખુલ્લા શરીરવાળો છોકરો અંગૂઠાથી ચપટી વગાડી અવાજ મોટો કરીને કહે છે, 'પેલી દુકાનથી મોકલ્યું છે, આટલું —'

પેલા ગેરુઆ-પહેરણ વાળા ભદ્રલોક આટલી વારમાં વરંડામાં આવી, મીઠાઈની ડીશ ઉપાડી એમ.એલ.એ.ની સામે ધરી કહે છે, 'લો ને, ખાવ તો ખરા.' એક સમોસું લેતાં લેતાં એમ.એલ.એ. સુહાસ તરફ આંગળી કરી કહે છે, 'સાહેબને આપો.'

ભદ્રલોક સુહાસની સામે લઈ જાય છે. સુહાસ મીઠાઈનો એક નાનો ટુકડો ઉપાડી લે છે. ભદ્રલોક ફરીથી એમ.એલ.એ.ની સામે ધરી બોલે છે, 'તમે ખાવ ને વીરેન! રાત્રે અહીં રહેશો ને?'

'અરે, હોય કંઈ; મારે કાલે જલપાઈગુડિ જવાનું છે, મીટિંગ છે.' કહી, એમ.એલ.એ. એક મીઠાઈ ઉપાડી મોંમાં મૂકી આંગળી પગ પર લૂછી કહે છે, 'હું હવે ખાઈશ નહિ.' ત્યાર પછી મીઠાઈનો ટુકડો ગળી જઈ કહે છે, 'અરે, વળી ચા ક્યાં છે?'

ગેરુઆ રંગનું પહેરણ પહેરેલો ભદ્રલોક મીઠાઈની ડીશમાંથી એક એક કરી મીઠાઈનો ભાગ કરી વહેંચતાં વહેંચતાં કહે છે, 'આપું છું, ઊભા રહો.' પછી જલદી જલદી આવી પેલા થાળા પર ડીશ મૂકી દઈ, થાળામાં ઢોળાયેલા ચાના પાણીમાં આંગળી ધોઈ, એક કપ લઈને એમ.એલ.એને આપે છે. એમ.એલ.એ ચાના કપમાંથી એક ઘૂંટડો ભરતાં જ બોલી ઊઠે છે, 'અરે, આ તો ઠંડી થઈ ગઈ છે —' એમ કહી એક ઘૂંટડે ચાનો કપ ખાલી કરી દે છે.

સુહાસ બાજુએ જઈ તેના પોતાના ઓરડા તરફ ગયો હતો. એમ.એલ.એ ચા પીને જે વાત બોલી ઊઠે છે એથી જાણે તે બે જણની વચ્ચે એક સમજૂતીનો વિનિમય થઈ જાય છે, નાગરિક અભિજ્ઞતાનો. તે પૂછે છે, 'શું, ચા પીશો ને બીજો એક કપ?'

સુહાસની વાતની અંદર જ સંકેત હતો — તે બનાવવાની વાત કરે છે, દુકાનમાંથી લાવવાની વાત નહિ.

'તમે પીશો? તો તો હું પણ પીશ.' કહી એમ.એલ.એ હસે છે.

સુહાસ તેના ઓરડા પાસેથી આગળ આવી પ્રિયનાથના ઓરડામાં જાય છે. પ્રિયનાથે ત્યારે રાંધવાનું ચઢાવી દીધું છે; 'પ્રિયનાથબાબુ, તમારા હાથની ચા તો અમને બહુ ભાવી ગઈ છે.'

'બેસો ને સર. હું કરી આપું છું.' પ્રિયનાથ શાક સમારતાં સમારતાં કહે છે.

'તમે એકલા રાંધો છો?'

'એ લોકો આવી પહોંચશે, સર. એ તો મને બરાબર ફાવી ગયું છે, સર—'

સુહાસ બહાર નીકળી ફરીથી તેના ઓરડાની સામે ચૅરમાં બેસી જાય છે. આનો અર્થ એ કે, આ એમ.એલ.એની રુચિ-સ્વભાવમાં કલકત્તાનો સ્પર્શ થઈ ગયો છે? આ પ્રદેશમાંથી મોકલેલા આ માણસના સ્વાદમાં અને ટેવમાં નાગરિકતા આવી ગઈ છે? કલકત્તા અને નાગરિકતાના પેલા ખેંચાણથી જ શું માણસ ફૂલવાડિ વસ્તીમાંથી આવી અહીં તેની પાસે બેસે છે — એક માત્ર અભિજ્ઞતા વિનિમયના લોભે?

આમ થોડું બાજુએ રહી સુહાસ મનમાં પ્રશ્નો ઉઠાવી, એમ.એલ.એની તરફ જુએ છે. એમ.એલ.એ ત્યારે તો પગ નચાવતાં-નચાવતાં, હસતાં-હસતાં સામે મેદાનમાં અને પાછળ સીડી પર ઊભેલા લોકો સાથે વાતોમાં મશગૂલ બની ગયા છે.

## 45

## એમ.એલ.એ. અને ગયાનાથ

પ્રકાશ ફેંકતી એક ગાડી આવી રસ્તા પર ઊભી રહે છે. પણ એનો અવાજ આવવાથી સમજાય છે કે એ મોટરસાઇકલ છે. મોટરસાઇકલ ચાલતી વખતે જેટલો અવાજ કરે છે તેનાથી વધારે અવાજ જ્યારે તે ઊભી હોય છે ત્યારે કરે છે. કેટલીક વાર આંચકો ખાઈ મોટરસાઇકલ ફરીથી ચાલવાનું શરૂ કરે છે. ધીમે ધીમે ચાલે છે એટલે હેન્ડલ વળે છે અને પ્રકાશ ડાબી તરફના જંગલ અને જમણી તરફના ઘરને અથડાય છે — જાણે કંઈ શોધખોળ ના ચાલતી હોય! પ્રકાશ મેદાનમાં થોડો થોડો આવે છે, અને ફરીથી વળી જાય છે. મોટરસાઇકલનો અવાજ પણ વધે છે અને ઘટે છે. ત્યાર પછી જ મોટરસાઇકલનો પ્રકાશ આ વરંડા તરફ પડે છે અને વધારે મોટો અવાજ કરી આ તરફ દોડી આવે છે. હેડલાઈટનો પ્રકાશ વરંડામાં પડતાં ઓરડાની અંદર પ્રવેશે છે — પેટ્રોમેક્ષના અજવાળાને ઢાંકી દઈને. પણ મોટરસાઇકલ એકાએક અટકી જાય છે. અવાજ વધે છે, પ્રકાશ વધે છે, પણ મોટરસાઇકલ હવે વધારે

આગળ આવતી નથી. સીડી પરથી કોઈ બોલે છે, 'ફસાઈ ગઈ છે.' એમ.એલ.એ. એકદમ કહે છે, 'જુઓ ને શું થયું છે; થોડા ધક્કા મારી આવો ને.' બે જણ કૂદકો મારી નીચે જઈ મોટરસાઈકલના પ્રકાશની દિશા તરફ દોડે છે, પેલા બળદની ગાડી કાદવમાં ફસાઈ ગઈ છે, ધક્કા મારો' — એક મોટો અવાજ થઈને પ્રકાશ બુઝાઈ જાય છે.

ત્યારે વરંડાના પેટ્રોમેક્ષના પ્રકાશમાં દેખાય છે કે મોટરસાઈકલની ઉપર એક જણ બેઠો છે, અને બીજો એક ઠીંગણા જેવો માણસ, સામે ઊભો રહી બૂમો પાડવાનું શરૂ કરે છે. ગયાનાથ જોતદારને ઓળખવામાં આટલા પ્રકાશની પણ જરૂર નથી; ફક્ત અવાજ સાંભળીને જ ઓળખી લેવાય. સીડી પરથી કોઈ બોલે છે, 'બસ, ફટફટી જોતદાર આવી ગયા.'

આનો અર્થ એ થાય કે અત્યારે આ ભીડમાં માત્ર ફૂલવાડી વસ્તીના લોકો જ નથી, અહીંના પણ કોઈ કોઈ લોકો છે, જેમણે સવારે ગયાનાથને ફટફટિયા પર બેસી સર્વેની જગ્યાએ જતા જોયા છે. ગયાનાથનું આ નામકરણ આ પહેલાં ક્યારેય થયું નથી. જમાઈના ફટફટિયા પર તે સામાન્ય રીતે બેસતા નથી, એટલે સુધી કે જલપાઈગુડિ જવાની બસ પકડવા માટે પણ નહિ. પણ સવારે સર્વેપાર્ટી પહોંચી ગઈ છે એ જોઈ બેસવું પડ્યું હતું. અને, અત્યારે આ સાંજને સમયે આસિન્દિરે જ જઈને સમાચાર આપ્યા કે એમ.એલ.એ ફરીથી આવીને બેઠા છે. એક જ દિવસમાં બબ્બે વાર ફટફટિયા પર ચડી એક જ જનસમૂહમાં આવે તો એક નામકરણ તો થઈ જ જાય. પણ નામ ટકશે કે કેમ તે તો ફટફટિયા સંપર્કે ગયાનાથના પછીના વ્યવહાર પર નિર્ભર છે.

ગયાનાથ ત્યારે એક હાથે તેનું ધોતિયું ઊંચું લે છે અને બીજો હાથ હલાવી આસિન્દિરને ધમકાવે છે, 'સાલો, ફટફટિયું તારી ગાંડમાં પેંસાડી દઉં. ખેતરમાં ખેતી કરવા લાવ્યો છું આ બે પૈડાંવાળું. કહું છું મને રસ્તા પર ઉતારી દે, ઉતારી દે. ના, ચલો ને, ચલો ને, તમારે સાસરે જઉં છું — સા-લો, તારો ક્યો બાપ ખેતરમાં થઈને હાઈવે બનાવવાનો છે? સા-લો, ડાંગો, ઢેંમણો —' સીડી પર અને મેદાનમાં જે બધા ઊભા હતા અને બેઠા હતા તેઓ હાથથી તાળીઓ વગાડે છે.

એમ.એલ.એ. બૂમ પાડીને બોલાવે છે, 'એ ગયાનાથકાકા, અહીં આવી જાવ ને; એ તો એને ધક્કા મારશે; તમે આવો ને.'

એ અવાજે ગયાનાથ એ તરફ જવાનું શરૂ તો કરે છે, પણ બે ડગલાં આવતાં જ પાછો વળી ઊભો રહી ફરીથી બૂમ પાડે છે, 'સાલો ઢેંમણો.' પછી સડસડાટ કરતા આગળ આવે છે, જાણે આટલી ગાળાગાળી જ બાકી રહી ગઈ હતી.

ગયાનાથ પાસે આવતાં જ કોઈ કહે છે, 'આસિન્દિરની ગાંડ કેટલી પહોળી છે કે આ મોટું ફટફટિયું એમાં પેસી જશે?'

ગયાનાથ એ તરફ જોઈને ફરીથી બૂમો પાડે છે. 'તારા બાપની ગાંડમાં પેસશે.'

એમ.એલ.એ. જોરથી કહે છે, 'હે કાકા, તમારી તે કેવી બુદ્ધિ છે? જમાઈને આવું એલફેલ કહો છો?'

ગયાનાથ ત્યારે સીડી પર ચઢી રહ્યો છે. જોરજોરથી કહી દે છે, 'શું કહ્યું પેલા મારા ડોંગા જમાઈને? હું તો એને તલ્લાક આપવાનો.'

પાછળ ફરીથી હાથતાળી અને સાથે બુમરાણ. એમ.એલ.એ. હો-હો- કરતા હસે છે. ગયાનાથ ચડીને વરંડામાં જાય છે. તે જ વખતે મોટરસાઇકલનો પ્રકાશ ગર્જના સાથે સળગી હૂ-સ કરી વરંડાની સામે પડે છે; અવાજને બે-ચાર વાર વધારી-ઘટાડી હો-હો કરતો હસી, બાઈકને ફેરવી, આસિન્દિર રસ્તા તરફ ચાલી જાય છે. આસિન્દિર પરના ગુસ્સાના ભારથી ગયાનાથ છન્ છન્ કરતો વરંડા પર આવી ગયો હતો. હવે એને સમજાય છે કે વરંડામાં તો તેને બેસવાની કે ઊભા રહેવાની જગ્યા જ નથી. ગયાનાથ સામેની ઑફિસમાં પણ જઈ શકતો નથી; ફરસ પર ધપ્ કરતો બેસી પણ જઈ શકતો નથી. બેસી તો શકે, પણ કોઈ એવી રીતે બેસતું નથી. તેને થાય છે કે મેદાનમાં કે રસ્તા પર આમતેમ ફર્યા કરવું જ સારું હતું — એમ.એલ.એને એક વાર મોં બતાવીને. પણ એમ.એલ.એ પાછા આવી આ હલકા કેમ્પમાં કેમ બેઠા છે — તે જાણવું તેના માટે જરૂરી છે. એ વખતે ગયાનાથને વાઘારુની વાત યાદ આવે છે. એક વાર જુએ છે — તે ક્યાંક દેખાય છે કે કેમ. તો તો એની સાથે વાત કરી જાણી શકત કે ફૂલવાડી વસ્તીમાં શું થયું છે. પણ વાઘારુ ક્યાંય દેખાતો નથી. વાઘારુ યાદ આવતાં જ ગયાનાથ વિચારે છે કે તેને તો એમ.એલ.એને સારું-ખોટું શું થયું છે તેના સમાચાર મેળવવાનો હક્ક છે, કારણ કે નદી પાર કરાવવા માટે તો તેનો જ માણસ સાથે હતો. ગયાનાથ ઊભો ઊભો જ પૂછે છે,

'તમને કશી અગવડ તો નહોતી પડી ને?'

'શા માટે? શી અગવડ?' એમ.એલ.એ. સામે પૂછે છે.

'એ પેલી, ફૂલવાડી ગયા, અને પાછા પાછા આવ્યા?'

'એ વળી અગવડ શેની? પેલા એન્જીનિયરને સમાચાર આપવા ગયા છે. અહીં બેસવાની સગવડ છે, તેથી બેઠો છું.'

'પેલાએ તમને સારી રીતે નદી પાર કરાવી દીધી ને?'

'કોણે?'

'કેમ રે, પેલા બળદે. ફૂલવાડી ગયા ત્યારે તમારી સાથે આવ્યો 'તો તે.'

'હા, હા;' એમ.એલ.એ.ને યાદ આવી જાય છે. 'વાઘારુ... વાઘારુ, ખરું ને?' એમ.એલ.એ. યાદ કરવાનો પ્રયત્ન કરે છે.

ગયાનાથ પૂછે છે, 'હા, હા, વાઘારુ, એવો એ તમારી સાથે પાછો આવ્યો કે

નહિ?'

'તે તો હું કહી શકતો નથી. પાછો આવ્યો ય હોય. પાછા આવતી વખતે તો નાવ હતી. આહા, કહો ને કાકા —'

'શું?'

'તમારા પેલા માણસનું નામ શું હતું? વાઘારુ-વર્મન ને?'

'વર્મન? તેના બાપા વર્મન?!'

'અરે, એનું એક પૂરું નામ; લાંબુ નામ છે ને —?'

'વાઘારુનું એક નામ છે? તમને એણે કહ્યું છે?'

'કહી છે તો બધી કેટલીયે વાત. એને તો વાઘે પકડ્યો હતો?'

'હા... તમને એણે એ વાત કહી છે ત્યારે?'

'એ શું એક વાત છે? કેટલી વાતો? એની જન્મ કથા અને માની વાત. માણસ તમારો છે બહુ સારો, કાકા —'

'બળદ.'

'એને તમે ભાગિયો ભાગ આપો છો?'

'કોને?'

'એ પેલાને?'

'વાઘારુ ને?'

'હા.'

'વાઘારુ ને ભાગિયો?'

'હા, એ કામનો માણસ —'

'એણે તમને કહ્યું છે? ભાગિયા થવાની વાત?'

'ના, ના એ તો હું કહું છું.'

'એ તો હળની આગળ રહે. હળની પાછળ જોડીએ તો ઊંધી ખેતી થવાની.'

'શું કહો છો? ચારે બાજુ તમારી આટલી જમીન અને એ માણસને એક ભાગિયારી ન આપી શકો?'

'અરે તમે તો મને જ એક ભાગિયો બનાવી શકો છો. હું વળી કોઈને ભાગિયારી આપું? ઊભા કેમ છો? ઘેર ચલો. હાથ-મોં ધુઓ. પછી અહીં આવીને મીટિંગ ભરો. આસિન્દિરને કહું છું, ફટફટિયું લઈ આવે.' ગયાનાથ કદાચ વાત ફેરવી દેવા, કદાચ સામાજિકતાના દાવે, વરંડામાંથી નીચે ઊતરી રસ્તા પર સડસડાટ ચાલે છે. એમ.એલ.એ. પાછળથી તીણા અવાજે બોલે છે, 'હે કાકા, સાંભળો ને... હેં....'

# 46

# એમ.એલ.એ.ની લાત

ગાડીનો અવાજ પહેલેથી જ આવી ગયો હતો. તે ધીમે ધીમે વધતો જાય છે. ત્યાર પછી ઉત્તરે કાંઠાલગુડિના વળાંક આગળ આ તરફ વળ્યો; એ પણ અવાજથી સમજાઈ, પછી, એ અજવાળું અને અવાજ વધતો જાય છે. આ વરંડામાં બેસી, આ મેદાન પાર કરી રસ્તા પરથી ગાડીને આવતી જોવી એ જાણે નદીના ભરતી-ઓટ જોવા જેવું છે. કોઈ એક જણ બોલી પણ બેસે છે, 'આવી ગઈ છે.'

ગાડી થોડી આગળ આવી બાજુએ જાય છે, એ થવાની વાત છે. પેલી મીઠાઈની દુકાનોની સામે ઊભી રહી ચોક્કસ પૂછી લે છે, જે કરવાની વાત છે. એમ.એલ.એ.એ ફક્ત એટલું કહ્યું હતું, ક્રાન્તિહાટનો હલકા કેમ્પ.

ગાડીનો અવાજ ઓછો-વત્તો થવાનું શરૂ થાય છે. ત્યાર પછી અજવાળું દેખાય છે, વચ્ચેની ખાલી જગ્યામાંથી હાટમાં પડે છે અને ખસી જાય છે. અંતે આ વરંડાને પણ જરા સ્પર્શી ફરી જાય છે. આ વખતે ગાડી થોડા જોરથી મોટો અવાજ કરી મેદાન તરફ વળે છે. હેડલાઈટનો પ્રકાશ વરંડામાં ધસી આવે છે.

જે રીતે ગાડીએ મેદાન અંદર સીધો વળાંક લીધો હતો તેથી હૂ-સ્ કરતી મેદાન વટાવી વરંડાની સામે આવીને ઊભા રહેવાની વાત હોય. તેને બદલે બ્રેક મારી ગોં-ગોં કર્યા કરે છે અને ફક્ત મેદાનમાં જ વધારે અજવાળું પડે છે.

ગાડીમાંથી એક જણ, બે જણ, ત્રણ જણ, ચાર જણ, પાંચ જણ, ઊતરે છે. તેઓ મેદાન પસાર કરી સીધા ચાલવાનું શરૂ કરે છે. ગાડી રસ્તા પર ઊભી રાખવા માટે પાછા જઈએ, પણ એમનામાંથી બે જણ હાથ ઊંચો કરી 'ના' કહે છે. વરંડામાંથી એ હાથ ઊંચો કરવાનો નિષેધ છાયા જેવો દેખાય છે. અજવાળામાં મેદાનનાં કાદવ-પાણી જોતાં જોતાં તેઓ સાવધાનીપૂર્વક આ ઘરના વરંડા તરફ આગળ વધે છે.

આવી રીતે જોતાં જોતાં આવવું, એટલે સમય તો જાય. અથવા, એઓનું આવવું આ રીતે જોવાનું થાય છે એટલે જાણે સમય લાગે છે એવું થાય. તે ઉપરાંત, પાંચ જણ કોણ કોણ એ પણ આ વરંડામાંથી બધા જ સમજી લેવા ઇચ્છે છે. વરંડા પર તો એક ખૂણામાં એમ.એલ.એ. ચૅરમાં છે, બીજે ખૂણે સુહાસ ચૅરમાં છે. પ્રિયનાથ પણ બારણામાં છે. સીડી પર જે હતા તે ઉપર આવીને ઊભા છે. અને, પેલા પાંચ જણની પાછળ પાછળ બીજા ઘણાય આ તરફની દુકાનોમાંથી બહાર નીકળી આવી રહ્યા છે. આટલી વાર બધા જુદી જુદી જગ્યાએ છૂટાછવાયા રાહ જોતા હતા, હવે

ભેગા થતા જાય છે.

પેલા પાંચ જણના દળમાંથી કોઈ એક જણ બૂમ પાડે છે, 'એ-ઈ વીરેનદા, તમને શું મીટિંગ ભરવાની બીજી કોઈ જગ્યા ના મળી તે આ કાદવવાળા મેદાન—?' 'અરે, મણિદા આવ્યા છે કે શું?' એમ.એલ.એ. ઝડપથી પગ નીચે ઉતારી સીધા થાય છે, પછી ઊઠી વરંડાના ખૂણામાં જઈ ઊભા રહે છે. આ વખતે એમ.એલ.એ. જ બૂમ પાડે છે, 'અરે, મણિદા, તમે વળી ક્યાંથી આવી પહોંચ્યા છો?'

'વાહ, વાહ,' હવે પાંચ જણનું દળ એકદમ પાસે આવી જાય છે; સીડી પાસેના લોકો ખસી જઈ રસ્તો કરી આપે છે, જેથી કરીને પેલા લોકોનું દળ વરંડામાં જઈ શકે. 'તમે જઈને લાત મારી બધું કેલ્વર્ટ તોડી શકો અને હું આટલુંય ના આવી શકું?'

એમ.એલ.એ. હા-હા- કરતા હસી પડે છે, પણ એ હાસ્યનો અવાજ થોડો જુદી પ્રકારનો સંભળાય છે. તે પાછો ફરી પ્રિયનાથને બોલાવે છે, 'કંઈ બિછાનું ચાદર-ફાદર મળશે, અહીં બેસવા માટે?' પ્રિયનાથ ઓરડામાં જાય છે. સુહાસને તેના ઓરડા આગળની ચૅર છોડી દઈ ઊભા રહેવું પડે છે. તે એક વાર વિચારે છે કે ચૅર આગળ ખસેડી પોતે ઓરડામાં જતો રહે. આ મીટિંગ સાથે એને કોઈ સંબંધ જ નથી. તેનું ત્યાં હોવું યોગ્ય નથી લાગતું.

પ્રિયનાથ ઓરડામાંથી કેટલીક ચટાઈ બહાર લાવે છે. એ બધી તેને એકલો એકલો પાથરતો જોઈ એમ.એલ.એ. સીડી પરના લોકો તરફ જોઈ કહે છે, 'અરે, આ તમે પથરાવો ને!' બે જણ જલદીથી ઊભા થઈ ચટાઈ પથરાવે છે. ગાડીને આ વખતે રસ્તા પર લઈ જવા માટે પાછી ફેરવવાનું શરૂ કરતાં મેદાન અને વરંડામાં થોડો અંધકાર થાય છે. એક માણસ પેટ્રોમેક્ષના પંપ મારવાનું શરૂ કરે છે.

એમ.એલ.એ. વિચારતા હતા કે તે ચૅર પર બેસી રહેશે અને એન્જીનિયર-ઑફિસરો બેસવાની જગ્યા ન મળતાં ઊભા રહેશે? એમ તો ન થાય; પોતે વરંડામાં બેસવાની વ્યવસ્થા માટે પહેલેથી જ કહી શકત.

મણિ જ પહેલા વરંડામાં આવી પહોંચે છે — 'હું તમારે માટે માલબજારમાં બેઠો છું અને તમે અહીં બધી મીટિંગો ભરો છો —' મણિ પૉકેટમાંથી સિગારેટ-દિવાસળીની પેટી બહાર કાઢે છે.

'અરે, મેં તો વિચાર્યું હતું કે ઓદલાવાડિમાં સાંજનો સમય થોડું મળવા-હળવામાં ગાળી રાત્રે માલબજાર ચાલ્યો જઈશ. તમે તો આજે માલબજારમાં જ આવવાની વાત હતી — કાલે જલપાઈગુડિ જવાનું છે ને?'

'એટલા માટે તો આવ્યો — આવતાં જ સાંભળું છું કે તમે નથી.'

'અરે, ફૂલવાડીની પેલી જગ્યા માટે ગોલમાલ ચાલી છે. હું તો બે-ત્રણ મહિના માટે આવી શકીશ નહિ, તેથી વિચાર્યું કે ગોલમાલનો આજે જ ફેંસલો કરી દઉં.'

'તે કરી દો, પણ એ પછી તમારે સર્કસની ટુકડીમાં જવું પડશે — તમે લાત મારીને કેલ્વર્ટની રેલિંગ તોડી નાંખી?'

સીડી પાસેની ભીડમાંથી કોઈ એક જણ બૂમ પાડી ઊઠે છે, 'સીમેન્ટને બદલે રેત નાખે તો લાત મારવાથી તૂટી જ જાય ને! તો સમજો કે બ્રિજ શેના વડે બનાવવામાં આવ્યો છે?'

મણિ સિગારેટ પીતાં પીતાં જ સીડી પરના લોકોની વાત સાંભળે છે. પછી આસ્તેથી એમ.એલ.એ.ને પૂછે છે, જરા સમય જવા દઈ, પણ બધાય સાંભળે તેમ, 'મેં તો ધાર્યું કે તમારો પગ ભાંગ્યો છે. એટલે અહીં રહ્યા છો, અને લઈ જવાના છે. ત્યાં એ લોકો કહે છે કે એ તો સારા છે, — પણ કેલ્વર્ટ ભાંગ્યો છે!'

એમ.એલ.એ.ને ફરીથી હસવું આવે જ. તે કહે છે, 'મારી વાત છોડી દો. ફૂલવાડીના લોકો સાથે એન્જીનિયરોને ભેગા કરવાનું-મળવાનું અતિ આવશ્યક છે.'

'એન્જીનિયરો તો ઑફિસમાં છે —'

'એ ઑફિસ-બોફિસ બધું ગયું, મણિદા; એ લોકો ફૂલવાડીના લોક સાંભળતાં જ મળવા જ આવશે નહિ.' સીડી પરથી એક જણ બૂમ પાડે છે.

'એ તો કહે છે કે એ લોકો આવ્યા છે; આટલી ચીસો શા માટે પાડો છો?' મણિ સીડી તરફ બે ડગલાં જઈને થોડા કડક અવાજે બોલે છે.

'એ ય, ચૂપ થઈ જા, ચૂપ થઈ જા; મીટિંગ શરૂ કરો.'

'ના, ના, મેં તો એ ઘટના વિશેની વાત જ કહી છે.'

'જોઉં છું, જોઉં છું' કહેતા પેલા ગેરુઆ રંગનું પહેરણ પહેરેલા ભદ્રલોક દાખલ થાય છે; પાછળ એક માણસ માથા પર શેત્રંજી મૂકીને આવે છે. તેઓ વરંડામાં જઈ ઊભેલા લોકોને કહે છે, 'ખેંચી ખેંચીને પાથરી દો.' આટલા બધા લોકો ઊભા રહી જવાને કારણે સીડીના મોં આગળ થોડી ભીડ થાય છે. હાટ-કમિટીના મેમ્બર ઉપર આવે છે. મણિ ઊતરી જાય છે. એમ.એલ.એ. ઊતરી જાય છે. અને એક જણ સીડીના બે પગથિયે બોલી ઊઠે છે, 'નમસ્કાર મણિબાબુ.'

'અરે ગયાનાથબાબુ, તમે પણ આવી ગયા છો?'

'આવવું તો પડે ને, બોલો? અમારા ક્રાન્તિહાટનું આજે કેટલું સૌભાગ્ય!'

'શું થયું? આટલું સૌભાગ્ય!?'

'એ કે તમે બધાએ મીટિંગ ભરવાનું આ સેન્ટર બનાવ્યું; એ શું સૌભાગ્ય નહિ?' કહી ગયાનાથ એન્જીનિયરોનો પણ નિર્દેશ કરે છે. તેઓ બધા થોડા દૂર એક જગ્યાએ ઊભા છે. તેમને વિશે કંઈ કહેવાનું થયું છે એ જોઈ એક જણ હસીને પ્રશ્ન કરે છે, 'કંઈ બોલ્યા?'

મણિ સિગારેટ ઊંચી કરી 'ના' કહે છે.

ગયાનાથ મણિને કહે છે, 'એ ય, મણિબાબુ, સાંભળો જરા.' સીડી પરથી

નીચે જઈ થોડો ખસીને ઊભો રહી ગયાનાથ પૂછે છે,' રાત્રે કેટલા લોકો રહેશો? રંધાવવાનું શરૂ કરીએ?'

'અરે, ના રે ના, અમે તો હમણાં જ જઈશું, હમણાં જ. એ બધું કરશો નહિ.'

# 47

## ભાષણ અને ચિંતન

હાટકમિટીની શેત્રંજી એટલી મોટી છે કે તે લગભગ સુહાસના બારણા સુધી પહોંચી જાય છે. પહોળાઈ બાજુએથી તો વાળી દીધી છે. સુહાસના બારણા પાસે શેત્રંજી ઉપર બે ચેર પાસેપાસે ગોઠવી છે. પેટ્રોમેક્ષ બે ચેરની પાસે રાખ્યું છે. હાટ-કમિટીના મેમ્બર ભદ્રલોક સીડીના માથેથી ઊભા રહીને બોલે છે, 'મણિબાબુ, અહીં બેસો. પહેલેથી ખબર આપી હોત તો ટેબલ-ચેર આવી જાત, પણ અત્યારે તો સ્કૂલ બંધ છે અને માસ્તર તો રહે છે છેક માનાવાડિ —'

'અરે, ના, ના; ટેબલ-ચેર શા માટે મૂકવાના? એ તો તમે જનસભાની વ્યવસ્થા કરો છો. અમારી તો કેટલી વારની મીટિંગ? કેમ? વીરેનદા?'

'હા, આ કંઈ મીટિંગ નથી; આ તો વાતચીત કરવા માટે,' કહેતાં કહેતાં એમ.એલ.એ. વરંડામાં જાય છે. જોડા કાઢી હાથમાં લઈ એકદમ પેટ્રોમેક્ષની સામે બેસે છે. અને એમ.એલ.એ.ની પાછળ પાછળ બધા ય વરંડામાં આવવાનું શરૂ કરે છે. દરેક પોતાના જોડા કાઢી હાથમાં લઈ લે છે. એક દળ પેટ્રોમેક્ષની આગળ બરાબર એમ.એલ.એ.ની સામેથી જાય છે, પણ વરંડાના ખૂણામાં જઈને બેસે છે. બધાય બેસી ગયા પછી દેખાય છે કે જગ્યાની સરખામણીમાં લોકો એટલા વધારે નથી. એમ.એલ.એ. બૂમ પાડે છે, 'ઓ મણિદા, આવો; હવે મોડું કરવું નથી.'

મણિ સેંડલ વરંડાની ઉપર કાઢી, ત્યાં રાખી આવે છે. પાછળથી એન્જીનિયરોમાંથી એક જણ કહે છે,

'તમારે જરૂર હોય ત્યારે બોલાવજો; અમે તો અહીં છીએ.'

'કેમ, કેમ? વાત તો થશે તમારી સાથે અને તમે ત્યાં શા માટે રહેશો?' એમ.એલ.એ. એન્જીનિયરોની સામે જોઈને કહે છે, પછી આગળ કહે છે, 'મોઢું પાછળ રાખીને વાત કહેવાનું કરશો?'

આ વખતે એન્જીનિયરો એક પછી એક ઊભા થવાનું શરૂ કરે છે. તેમનામાંના પહેલા માણસના પગમાં દોરીવાળા જોડા હોવાથી તેને નીચા નમીને ખોલવા પડે છે. થોડો સમય જાય છે. પાછળના બે જણ ઊભા ઊભા જ પગ ઊંચા કરી જોડાના બેલ્ટ ખોલી નાખે છે. અને એકના પગમાં સેન્ડલ છે. મણિબાબુના જોડાની પાસે બધા જોડા

કાઢી, તેઓ થોડા આગળ જઈ, બધાની પાછળ દીવાલને અઢેલીને બેસે છે.

એકાએક ગયાનાથ સીડી પરથી કૂદી વરંડામાં આવી પહોંચે છે, પછી અવાજ ઊંચો કરી પૂછે છે, 'મણિબાબુ અને અમારા એમ.એલ.એ. મેમ્બર, મારો એક પ્રશ્ન હતો.' બધાએ ગયાનાથ તરફ જોયું ત્યારે તે બોલી રહ્યો છે, 'પ્રશ્ન એમ છે કે આ મીટિંગ પ્રાઈવેટ છે કે જનસભા છે? જો પ્રાઈવેટ મીટિંગ ભરવાની હોય તો હું હાજર રહીશ નહીં. શા માટે? ના, હું તમારી પાર્ટીનો માણસ નથી. અને જો જનસભા ભરવાની હોય તો હું હાજર રહેવા ઈચ્છું છું. શા માટે? કે હું જનસભાનો મેમ્બર છું અને મણિબાબુ તેમ જ આપણા એમ.એલ.એ. મેમ્બરનાં ભાષણ સાંભળવા ઈચ્છું છું. કેમ? —'

ગયાનાથને વચ્ચે જ અટકાવી દઈ મણિ બોલી ઊઠે છે, 'શું કહો છો, વીરેનદા?'

એમ.એલ.એ. ગયાનાથને કહે છે, 'અરે બેસો ને હવે; આ તો બધાની વાત જ છે; તમે હાજર રહેશો તો સારું જ છે. હું કહી પણ શકીશ કે ગયાનાથબાબુ પણ આ મીટિંગમાં હાજર હતા — અરે, જેના ઘરમાં આવી બેઠો, તે જ કેમ નથી.' એમ.એલ.એ. બારણા તરફ ડોક ફેરવી બોલાવે છે, 'અરે, તમે પણ આવો ને!?'

સુહાસ ઓરડામાંથી બહાર આવી કહે છે, 'હું વળી અહીં શા માટે—'

'અરે, બેસો ને, બેસો' મણિ જમણો હાથ જમણી તરફ લંબાવી જાણે એન્જીનિયરોની તરફ જગ્યા બતાવે છે. સુહાસ એમ.એલ.એ.ની આગળ થઈ, પાછો પહેલી ટુકડી પાસેથી પસાર થઈ, એન્જીનિયરોની પાસે દીવાલને અઢેલીને બેસે છે.

ગયાનાથ ફરીથી કહે છે, 'સારું, સારું. તમે વાર્તાલાપ શરૂ કરો. મારી સંમતિ તો રહેશે. તમારા લોકોની ચાની વ્યવસ્થા જોઈ આવું, પછી બેસું.'

એમ.એલ.એ. એવા ભાવે મોં ઊંચું કરે છે કે બધાંને લાગે છે કે આ વખતે તો તે કશું બોલશે. પણ એમ.એલ.એ. એકાએક પાસે જોઈ, ડોક ઊંચી કરી સીડી તરફ જોઈ, ડોક પાછી ફેરવી ચેર પર જોઈ, બોલી ઊઠે છે, 'મારી બ્રિફકેસ ક્યાં?' બધા જ જાણે એકસાથે શોધવા લાગે છે. પ્રિયનાથ ઓરડામાંથી હાથ લંબાવી બ્રિફકેસ આપે છે.

બ્રિફકેસ પાસે રાખી એમ.એલ.એ. કહે છે, 'સાંભળો, હવે વાત શરૂ કરવી જરૂરી છે. આ વાત થવી તો જોઈતી હતી ફૂલવાડીમાં. પણ ત્યાં આપણા આસિસ્ટન્ટ એન્જીનિયર સાહેબ હતા નહિ. અને માલબજારની તેમની ઑફિસે પણ હું વાત કરી શકત. પણ થોડી મોઢામોઢ વાત કરવાની જરૂર લાગી. તેથી મેં અહીં આવવા માટે કહ્યું તેઓ કૃપા કરીને આવ્યા છે. આપણા જિલ્લાની કૃષક સમિતિના સંપાદક કૉમરેડ મણિ બાગચિ પણ આવ્યા છે — તેથી હવે ચર્ચા થઈ શકે. તો મારી વિનંતી છે કે ફૂલવાડિના જે લોકો છે, અહીં જે લોકો હાજર છે, તેઓમાંથી જ કોઈ પહેલાં શરૂ કરે તે યોગ્ય છે. તેમને શું કહેવાનું છે? તે પછી અમે એન્જીનિયર સાહેબોની વાત

સાંભળીશું. તો હવે, ફૂલવાડીના કૉમરેડમાંથી કોઈ કાંઈ કહે.'

જે દળ એમ.એલ.એ.ની સામે જ વરંડાના ખૂણામાં એક સાથે બેઠું હતું, તેઓમાં હલચલ થવા લાગે છે. આગળના એક જણને ધક્કો મારીને કહે છે, 'એ— એ ય, નકુલિયા, તું જ કંઈ કહે ને?'

તે ડોક ફેરવીને કહે છે, 'કાકા બોલે છે.'

જેને કાકા કહે છે તે વચ્ચોવચ્ચ બેઠા હતા. તે બેસી રહીને, એમ.એલ.એ. તરફ જોઈ ઊંચા અવાજે શરૂ કરે છે, 'આમાં એટલું કહેવાનું - સાંભળવાનું શું છે તેની મને ખબર નથી. જ્યારથી ફૂલવાડીના ફૂલઝરા ઉપર એક બ્રિજ થશે એવું નક્કી થયું છે ત્યારથી જ અનેક ગોલમાલ થવા લાગી છે. મેં જઈને તપાસ કરી, તો કહે છે, કોણ કહે છે બ્રિજ થશે?' એ માણસ એક વાર એમ.એલ.એ.ની તરફ, એક વાર મણિની તરફ અને એક વાર માથું વાળી એન્જીનિયરોની તરફ જુએ છે. પછી માથું ઝકઝોરી ફરીથી પ્રશ્ન કરે છે, 'કોણે કહ્યું છે બ્રિજ થશે, હેં, કોણે કહ્યું છે? ના, બાબા, હું તો સાત હાથ ઊંડા પાણીને તળિયે પડ્યો અને બચી ગયો; એ ફૂલઝરાના બ્રિજને કારણે તો છેલ્લા ત્રીસ વર્ષ દરમ્યાન કેટલી ધમાલો પણ થઈ છે! જ્યારે હું વીસ વર્ષનો યુવાન હતો ત્યારે ખગેન દાસગુપ્ત મંત્રી હતા. અને એ શું કહે છે, અરે, માલબજારની ત્યારે જનરલ સીટ હતી, એ એમ.એલ.એ.નું શું નામ હતું — ત્યારે તેમણે તો કહ્યું જ કે થઈ ગયો, આ સમજો ને ચોમાસા પહેલાં જ થઈ જશે ને, એક વાર તો ધમાલ —'

એ માણસ વાત કરતાં કરતાં એક વાર એમ.એલ.એ.ની તરફ, એક વાર મણિની તરફ, અને એક વાર એન્જીનિયરોની તરફ વારંવાર ડોક ફેરવતો ફેરવતો પોતે જ ધીરે ધીરે ફરી જાય છે. હવે તેનું મોં મણિ તરફ છે. મણિ બીજી એક સિગારેટ પકડી થોડા આરામથી બેઠા છે - મણિ શરીરે લાંબા છે. પરિણામે લાગે છે કે પોતાને ભાંગીતોડીને બેઠા છે જાણે! તે તેમના મોં-આંખ પરનો કંટાળાનો ભાવ સિગારેટના ધુમાડાના છળથી છુપાવવાનો પ્રયાસ કરે છે. ત્યાં પેલો માણસ બોલવાનું શરૂ કરે છે, 'થયું શું? અમે તો તે વખતના પુરવઠા મંત્રીને બધાએ ભેગા મળીને કહ્યું કે જો બ્રિજ નહિ તો મત નહિ. તે સાંભળી મંત્રી કહે છે કે, એ શું? બ્રિજ થશે નહિ? અમને તો સમાચાર મળ્યા છે કે બ્રિજ તો થઈ ગયો છે; તેના હિસાબ-કિતાબ સુદ્ધાં થઈ, લેવાનું-આપવાનું ય પૂરું થયું છે. અમે વિચાર્યું, ખવાઈ ગયું છે. જૂઠું કહીને જો એક વાર બ્રિજ માટેના પૈસા બહાર ચાલી ગયા તો હવે ફરીથી બ્રિજ થશે ક્યાંથી? બસ, શોધાશોધ! ક્યાં ગયો બ્રિજ? ઑફિસરોએ શોધવા માંડ્યો જલપાઈગુડિની ઑફિસના કાગળોમાં — ક્યાં ગયો બ્રિજ? મંત્રીએ શોધવા માંડ્યું કલકત્તાના કાગળોમાં — ક્યાં ગયો બ્રિજ? અને અમે શોધવા લાગ્યા એ સ્થળે; ક્યાં ગયો બ્રિજ?' એ માણસ જરા અટકે છે. એ સમજે છે કે અહીં બધાં જ હસવામાં

થોડો સમય લે છે. તે પોતે થોડું હસી એ સમય આપે છે. મણિ એમ.એલ.એ.ની તરફ જોઈ હથેળી એક વાર ઊંધી ફેરવે છે. એમ.એલ.એ.ની નજર જોતાં સમજાતું નથી કે તે એમણે જોયું કે નહિ. પણ જેણે બધી વાર્તા કરી હતી તે જોઈ લઈને એકદમ બોલી ઊઠે છે 'મણિબાબુ, મેં તો જલ્દી જલ્દી કહી દીધું છે. સારું ત્યારે, હવે છોડી દો ને એ વાત. હવે વાત હતી કે —'

પાછળથી એક છોકરો ઊંચા અવાજે કહે છે, 'કાકા, હું કહું? આ વખતની વાત કહું?'

કાકા ફરીથી બધાની તરફ જોઈને બોલી દે છે, 'કહે ને, કહે. હું તો તમને જ બોલવા કહું છું. મને વાત શરૂ કરતાં કહેવાની વાત યાદ આવે છે. અને તમારું કામ છે આ કહેવાનું. ખબર છે ને, એ સમયે આપણા નેતા હતા નરેશ ચક્રવર્તી — પટલ ઘોષ, અને હવે આપણા મણિબાબુ લીડર, પછી શું કહું, વીરેનબાબુ એમ.એલ.એ. કાયદો તો તે જ કહેશે —'

કાકાનો અવાજ થોડો ઊંચો થયો છે. તે ખેંચી ખેંચીને, જુદી જુદી ઢબે, અવાજ ઊંચો કરી નીચો કરીને જ્યારે વાત કરતા હતા ત્યારે પણ ધીરે ધીરે એ વાતની એક આબોહવા તૈયાર થઈ હતી. એટલે સુધી કે અહીં જે ભદ્રલોક, સુહાસ અને એન્જીનિયરો અને પ્રિયનાથ હતા, કદાચ મણિને એમાં ના ગણીએ, તેઓએ પણ વાતના એક ખેંચાણનો અનુભવ કર્યો હતો. એમ.એલ.એ. એવી રીતે બેઠા હતા, જેથી એમ લાગે કે આ વાત આખી રાત ચાલે તોપણ તેમને કોઈ વાંધો નથી, અથવા હમણાં બંધ થઈ જાય તોપણ તેમને કોઈ વાંધો નથી, અથવા તો માત્ર તે જ જાણે છે કે ક્યારે વાતો આપોઆપ બંધ થઈ જશે. ફક્ત મણિ બાગચિ જ અધીરાઈમાં વારેવારે સિગારેટ પીતા હતા. પણ આ ઇલાકો વીરેનનો છે. વીરેનના અહીં બેસવાથી આસિસ્ટન્ટ એન્જીનિયરોને બોલાવી મંગાવ્યા છે. તેથી શું થશે ને શું નહિ થાય તે તો વીરેન જ બરાબર કરશે. પછી ચોક્કસ વીરેનને તે કહેશે કે આ રીતે જો ઑફિસરોને હૅરેસ કરવામાં આવે તો તો કોઈ ઑફિસર ને કોઈ કામ કરવાનો ઉત્સાહ રહેશે જ નહિ. પણ મણિ જાણે છે કે વીરેન પણ તેને પૂછી દઈ શકે છે કે આસિસ્ટન્ટ એન્જીનિયરો ગયા પછી બોલ્યા અને મણિ આમ ચાલતી ગાડીમાં કેમ બેસી ગયા — એ જાણી વિચારી વીરેન પોતે ક્રાન્તિહાટમાં બેઠા છે. તેથી બધાની તો ધારણા હતી કે પાર્ટીમાં ઑફિસરોને ટેકો છે મણિબાબુનો. પણ એવી આશંકા છે એટલે જ મણિએ વિચારી રાખી છે પોતાની કેફિયત. વીરેનબાબુ લોકોને ખાતર ક્રાન્તિહાટમાં બેસી રહી જો એન્જીનિયરોને બોલાવી મંગાવી અને તેઓ જો 'પેનિકિ' બની મણિની સહાય માગે, તો તો ઑફિસરોનો 'મૉરલ' જાળવવા માટે પણ મણિને ઑફિસરો સાથે આવવું પડે. મણિ જાણે છે કે તેઓની પાર્ટીની સૌથી મોટી ચિંતા એ છે કે ઑફિસરો 'ડીમૉરલાઈઝ' ના થાય, તેથી બે-એક સ્થળે લોકો જરા ભૂલ સમજે, સમજશે. મણિનું

અનુમાન છે કે પાર્ટીની અંદરનું આ વલણ વીરેન સમજી શકશે નહિ. પણ એનો અર્થ થાય કે મણિ તો પછી વીરેનના ઇલાકામાં જરા પણ ચંચુપાત કરી શકે નહિ.

# 48

# એમ.એલ.એ. અને ઑફિસર : વાર્તાલાપની બીજી એક રીત

ત્યારે પેલો છોકરો ઊભો થઈને બોલવાનું શરૂ કરે છે, 'કૉમરેડમૅન —'

એમ.એલ.એ. હાથ ઊંચો કરી કહે છે, 'બેઠા બેઠા બોલો હેમેન, બેઠા બેઠા બોલો.'

કાકા મોં ભરી હસીને હાથ ઊંચો કરી હલાવે છે. પણ હસવાના જોરમાં બોલી શકતા નથી. કાકાની ઢબથી કે એમ.એલ.એ.ની વાતથી આ દળના લોકો હસી પડે છે. દળમાં એક ભારે ઉત્તેજના જામી ગઈ હતી તે છતાં બધાં હસી પડે છે. હાસ્યને પરિણામે ઉત્તેજના થોડી હળવી થઈ જાય, એટલે જ હસી પડે છે. અને હેમેન બે હાથે મોં ઢાંકી બેસી જાય છે.

'અરે, અરે; થયું શું? થયું શું? બોલો, હેમેન,' મણિ સીધા થઈને કહે છે. મણિના દાંત બહુ મોટા મોટા છે. પરિણામે તેમની બધી વાતો રેંગીપેંગી સંભળાય છે. અને એમાં કામની વાત તો શરૂ જ થતી નથી, એટલે મણિ થોડો કંટાળેલો પણ હતો. એન્જીનિયરો પાસેથી એણે વાત સાંભળી છે, પણ આ લોકો તરફની વાત તો એણે સાંભળી નથી. ભલે ના સાંભળી હોય પણ એ સમજી તો શકે છે કે ઘટના શી બની છે. ઑફિસરોની વાતમાંથી જ સાચી વાત સમજાશે. મણિ સમજી શકતો નથી કે વીરેનને આ ઘટનામાં કેટલો ઊંડો રસ છે. એ સ્વાભાવિક હતું કે માલબજારમાં જઈને એન્જીનિયરો સાથે વાત કરે. હવે જ્યારે વીરેને એ પ્રમાણે કર્યું નથી ત્યારે મણિને વીરેનનું મન અગાઉથી સમજી લેવું પડે. મણિની વાતમાં થોડો કંટાળો હોવાને કારણે દળના લોકોનું હાસ્ય અટકી જાય છે. કાકા પણ હસવાનું બંધ કરીને કહે છે, 'અરે, એ તો તોતડો છે. વાત બોલી શકતો નથી. તોપણ ઊભો થઈને ભાષણ કરવા માગે છે. ભાષણ આપતાં જો હેમેન આપણી સમક્ષ તોતડાય નહીં.' કાકાની વાતથી ફરીથી હાસ્ય ચમકી ઊઠે છે. પણ હેમેન હાથમાંથી મોઢું ઊંચું કરતો નથી.

'છોડી દે, હું કહું છું.' જબ્બર ઊભો થાય છે. ફૂલવાડીના સૌથી મોટા ખેતમાલિકનો નાનો છોકરો. કોંગ્રેસ પક્ષના—બધા મોટા ભાઈઓ પણ કોંગ્રેસમાં. જબ્બર '૬૭માં પહેલી વાર સી. પી. આઈ. બન્યો. ત્યાર પછી બે વર્ષ સુધી વારાફરતી પાર્ટી બદલતાં બદલતાં ફરીથી વામફ્રન્ટમાં ફરીને આવ્યો છે. ટેરીલીનનું પેન્ટ અને

ટેરીલીનનું ગંજી પહેરેલો જબ્બર ઊભો થઈ બોલવાનું શરૂ કરે છે, 'સાંભળો, વાત તો બધાંયની જાણમાં છે. આપણા ફૂલઝરાનો કેલ્વર્ટ તૈયાર થઈ ગયો છે. પણ આપણે પહેલેથી જ એ ઠેકેદારનાં કામથી સંતુષ્ઠ થઈ શકતા નથી. આપણે કોઈ થઈ શકતા નથી — મારા બાપા પણ નહિ, હવે જગદીશ કાકા પણ નહિ. આ પાર્ટીની વાત નથી. આપણા બધાંયની વાત છે. આપણને ભય હતો કે બ્રિજ ભાંગી પડશે. તો આજે આપણાં એમ.એલ.એ.સાહેબના પગના આઘાતથી જ એવું થયું. એ તો આપણું પરમ સૌભાગ્ય. કારણ —'

જબ્બરની વાતમાં વિક્ષેપ પાડી એન્જીનિયરોમાંથી કોઈ બોલે છે, 'થોડું જોરથી બોલો, સાંભળી શકતા નથી.'

જબ્બર જેટલા જોરથી આંગળીઓ હલાવે છે તેટલા જોરથી બોલી શકતો નથી. અવાજ ઊંચો કરીને તે કહે છે, 'આજે આપણું એ સૌભાગ્ય છે કે એમ.એલ.એ.સાહેબ ફૂલવાડીમાં ગયા હતા; અને આપણો આક્ષેપ સાચો છે કે નહિ, બ્રિજ ભાંગી જઈ શકે કે નહિ, એની ચકાસણી કરવા બ્રિજની રેલિંગ પર તેમણે પોતે જ લાત મારી અને બ્રિજની રેલિંગ તૂટી ગઈ. એનો અર્થ એ કે જો અમે પછીથી કહેત તો ફૂલઝરાના માણસોનો જ બધો દોષ આવત કે તેમણે પોતે જ બ્રિજ તોડ્યો છે; સમજો છો? અમારો બ્રિજ અમે જ તોડી નાખીશું? જે બ્રિજને ખાતર અમારા કેટલા માણસોએ કેટલું કષ્ટ ઉઠાવ્યું છે —' જબ્બરનો ઘાંટો મોટો થતાં એમ.એલ.એ. હાથ ઊંચો કરી તેને અટકાવે છે.

'સારું' — કહી જબ્બર બેસી જાય છે. એમ.એલ.એ. ગળું સાફ કરવા બે ત્રણ વાર ખોંખારા ખાય છે. મોં પર બે-એક વાર હાથ ફેરવે છે. લાગે છે કે પોતે જ હવે બોલશે. એન્જીનિયરો દીવાલથી પીઠ ખસેડી સીધાં થાય છે. મણિ બીજી એક સિગારેટ પકડી પગ છૂટા કરી સીધો બેસે છે. મણિને જાણવું છે કે વીરેનની શી ઇચ્છા છે. અને ઘટનામાં આટલો અચાનક મગ્ન થતાં, મણિ જલદીથી સમાધાન કરી લેવા ઇચ્છે છે. વીરેન સમાધાન કરવા ઇચ્છે કે વાતને આગળ વધારવા ઇચ્છે છે — તેની મણિને ચોક્કસ ખબર નથી. વળી હમણાં આ છોકરા જબ્બરની વાત સાંભળતાં સાંભળતાં મણિને લાગ્યું છે કે સબ-આસિસ્ટન્ટ એન્જીનિયરોની પાસેથી વાત મેળવી અચાનક અહીં આવ્યો હતો એટલે આસિસ્ટન્ટ એન્જીનિયરે તેને સમજાવ્યું છે કે તે વાત રોળી નાખવા માગે છે, મણિ લોકોની જેમ જ, ભલે પછી મણિ લોકોની પાર્ટીની વાત બરાબર ના હોય. આજની આ મીટિંગ એક વાર પાર થઈ જતાં પેલા ઑફિસર જ જુદા જુદા દાવપેચ લગાવશે. જો દાવપેચ ચાલે તો વિરેનનો જ દાવપેચ ભલે આગળ આવે. મણિ, તેના સ્વભાવ પ્રમાણે, અત્યાર સુધી જે વિચારતો આવ્યો હતો તેનાથી વિપરીત સિદ્ધાંત લાવવા તરફ વળી રહ્યો છે. દરમ્યાન એમ.એલ.એ. એ વાત શરૂ કરી દીધી છે. ગયાનાથ, હાટ-કમિટીના મેમ્બર સાથે બીજાં ઘણાં સીડી

પરથી ઉપર આવી શેતરંજી પર વચ્ચે બેસે છે — સુહાસની પાસે, ફૂલવાડી વસ્તીના દળની પાછળ.

'આ ફૂલવાડી વસ્તીના બધાં જ કહી શકે છે કે તેમણે આ કૉન્ટ્રેક્ટરોની બાબતે મને, સરકારને અને ડિપાર્ટમેન્ટને અનેક પત્રો લખ્યા છે. મારા તરફથી કહી દઉં કે હું એ બધા જ પત્રોના જવાબ આપી શક્યો નથી. પણ મેં સ્થાનીય પી.ડબલ્યુ.ડી.ના આસિસ્ટન્ટ એન્જીનિયરની ઑફિસે એ બધા જ પત્રો મોકલ્યા છે. શું અમને આસીસ્ટન્ટ એન્જીનિયરસાહેબ થોડી વિગતે ચર્ચા કરી કહેશે કે એ બધા પત્રો તેમને મળ્યા છે કે નહિ? એ બધા વિષયમાં શું કર્યું?'

આસીસ્ટન્ટ એન્જીનિયર આ પ્રકારની મીટિંગથી ટેવાયેલા તો નથી જ; તે ઉપરાંત તેમને થોડો ભય પણ લાગે છે. ઊઠીને ઊભા થાય છે. એમ.એલ.એ. કહે છે, 'તમે બેસો; અમે સાંભળી શકીશું; બેઠાં બેઠાં જ બોલો ને.'

શી રીતે વાત શરૂ કરવી એ નક્કી કરતાં એન્જીનિયરને થોડો સમય લાગે છે - 'સભાપતિ મહાશય', કે 'બંધુગણ' કે 'કૉમરેડ્ઝ' કહેવું તો ચાલશે નહિ, કારણ કે સમજાય એવું છે કે અહીં બધી જ પાર્ટીના લોકો બેઠા છે. અને, જીવનમાં ક્યારે ય એન્જીનિયરને 'બંધુગણ' કહેવાનું આવ્યું નથી; બેઠાં બેઠાં 'બંધુગણ' કહેવાય કે નહિ તે ય સમજી શકતા નથી. 'સભાપતિ મહાશય' એમ તો જરૂર કહી શકાય, પણ આ સભાપતિની સભા છે કે એમ.એલ.એ.ની સભા છે? ખૂબ જ થોડા સમયમાં આટલી વાત તેણે વિચારી લેવાની છે. અને ત્યાં જ સાંભળે છે કે એમ.એલ.એ.એ તેને પ્રશ્ન કર્યો છે, 'તમને આ લોકોનું ડેપ્યુટેશન અને મેં મોકલેલા પત્રો તો મળ્યા છે ને?'

'હા, એ બાબત તો અમારા એસ. એ. ઈ. મિસ્ટર મંડલ ડીલ કરે છે. એ કહી શકશે.'

'એમની સાથે તો અમારી વાત થઈ ગઈ છે. એમણે જ તો તમને સમાચાર આપ્યા છે. મારે જાણવું છે કે તમે ક્યારેય એ પત્રો જોયા છે, કે જોયા નથી?' એમ.એલ.એ. ઠંડા કલેજે પ્રશ્ન કરે છે. પણ ફૂલવાડીના લોકો આ વાતથી જે રીતે એક સાથે માથાં હલાવે છે તેનાથી લાગે છે કે પ્રશ્ન ખૂબ અગત્યનો છે.

તે વખતે એન્જીનિયર કહેવાનું શરૂ કરે છે, 'મૂળે, સરકારી ઑફિસમાં દરેક ઑફિસર જુદા જુદા કામના ચાર્જમાં હોય છે; એ બધાં કામોના કોરસપૉન્ડન્સની ફાઈલો તેઓ જ જુએ છે. મને જ્યારે જણાવે ત્યારે જ ખબર પડે.'

આ વાતથી એમ.એલ.એ. જરા હસી પડે છે, પછી કહે છે, 'તમારા ઑફિસરો માટે આ નિયમ ખરો, પણ તમારો નિયમ સારો છે. એ હું જાણતો નથી. એટલે જ બધો ગોટાળો થયો છે. પણ જુદી જુદી સરકારી ઑફિસમાં જુદા જુદા નિયમ હોય તો અમારા જેવા લોકોને તો બહુ મુશ્કેલી પડે !'

'લગભગ બધી જ સરકારી ઑફિસોમાં આ નિયમ જ છે; એક ફાઈલ એક ઑફિસરના ચાર્જમાં. હું તો ફૂલઝરા કેલ્વર્ટની ફાઈલ મારી સાથે લઈને આવ્યો છું.'

'એ તો આજે અહીં લાવશો; અમે બધા અહીં બેઠા છીએ એટલે લાવશો. પણ તમે જેમ સરકારી ઑફિસનો કાયદો જાણો છો, તેમ અમે પણ બે-એક જાણીએ છીએ. હું એવી સરકારી ઑફિસની વાત જાણું છું જ્યાં ઑફિસની કોઈ નવ વિવાહિત-છોકરીનો પત્ર આવતાં જ ઑફિસર પોતે જ વાંચી લે છે —'

એક દબાયેલા હાસ્યનું મોજું ફરી વળે છે. ગયાનાથ વારે વારે માથું હલાવે છે — જાણે આવું તો બધું એ ઘણું ય જાણે છે. હાટકમિટીના મેમ્બર ચૂપચાપ હસે છે. અને મણિ થોડો અવાક્ બની જઈ વીરેનની તરફ જુએ છે. વીરેન આટલો અટકી અટકીને, આવી સફાઈપૂર્વક એન્જીનિયરને મૂંઝવણમાં મૂકી દે છે? એસેમ્બલીમાં વીરેને જરૂર બે કે ત્રણ ભાષણો આપ્યાં છે, છાપામાં આવ્યું હતું. ભાષણ તો સારું જ કરે છે. અને એમ.એલ.એ. પણ થયો બધાથી સારો. પણ એનો અર્થ કે આટલો બધો બદલાઈ ગયો છે?'

મણિને જાણે યાદ રહેતું નથી કે તે એન્જીનિયરો પાસે સાંભળી પછી અહીં આવ્યો છે, તેને તો લાગે છે — વીરેનનું આ પરિવર્તન દેખાડવાનું જ એનું લક્ષ્ય હતું.

એમ.એલ.એ. કહે છે, 'તો પછી આ વાત આ મીટિંગમાં હવે ઉપાડવાની જરૂર નથી કે અમે અમારા પત્રોના જવાબ કેમ મેળવતા નથી.'

'ના, એ તમે જરૂર કહો. પણ અમારી ઑફિસમાં ક્લેરિકલ સ્ટાફમાં માત્ર બે જણ છે, અને એક ટાઈપિસ્ટ છે. તેમણે મેટર્નીટી લીવ લેતાં નવો રીલીવિંગ હેન્ડ હજુ આવ્યો નથી. અમારો એક આસિસ્ટન્ટ, તેનાથી ટાઈપનું કામ ચલાવી લેતા હતા. તે પણ તે કૉઑર્ડિનેશન કમિટીના મેમ્બર, એટલે —'

'એ તો ઠીક છે. પણ હું તો તમારા અહીંનો એમ.એલ.એ. છું.'

આ વખતના હાસ્યમાં એન્જીનિયરો પણ જોડાય છે, મણિ પણ હસી પડે છે. પછી એમ.એલ.એ. કહે છે, 'મારે શું અમારા આ ઈલાકાનું જે બધું કામ હોય તેને માટે કોઈ વાત જાણવાની હોય તો પહેલેથી જાણી લેવાનું રહેશે કે કયો ઑફિસર કયા કામના ચાર્જમાં છે; તે પછી તેને લખવાનું?'

'ના, ના; એવું શેનું થાય; તમારે મને જ લખવાનું.'

'પણ તમે તો મારા પત્રોનો કોઈ જવાબ જ આપતા નથી. મેં તમને પહેલાં પત્રથી જણાવ્યું હતું કે આજે હું ફૂલવાડીનો પેલો બ્રિજ જોવા જવાનો છું. પણ ત્યાં જોઉં છું કે તમારા પેલા મિસ્ટર મંડલ છે. પણ વાત તો હતી તમારી સાથેની.'

'એ હું સમજ્યો નહિ. મેં વિચાર્યું કે મિસ્ટર મંડલ એ કામના ચાર્જમાં છે એટલે એ હાજર રહે તો ચાલે.'

'મારે જો તમારી સાથે વાત કરવાની હોત તો હું તમારી ઑફિસે આવત. પણ અસલમાં આ વાત પેલા બ્રિજની આગળ જ કરવાની જરૂર હતી. કારણ કે એવી ફરિયાદ થઈ છે કે કોન્ટ્રેક્ટરે એ કામ સારું કર્યું નથી —'

## 49

## ઠેકેદાર અને એન્જીનિયર

'જો આ બધી કમ્પ્લેન થોડી સ્પેસિફિક ના હોય, કઈ પર્ટીક્યુલર કમ્પ્લેન છે, તો તો ડિપાર્ટમેન્ટને માટે ઈન્કવાયરી કરવી મુશ્કેલ છે. એનાથી હવે બધા કામોનો પ્રોગ્રેસ હેમ્પર થશે. કોન્ટ્રેક્ટરો ડી-મોરલાઈઝ્ડ થશે.'

'એ તો, જો ફૂલવાડી વસ્તીના લોકો તમને કહી શકે છે કે શું શું દોષ થયા છે, તો તો પછી એ લોકો જ એન્જીનિયર હોત. પણ એક વાત તો વારેવારે કરવામાં આવી કે કોન્ટ્રેક્ટર રેતી અને સીમેન્ટનું પ્રમાણ બરાબર જાળવતો નથી. ફૂલઝરામાંથી વર્ષામાં તો મોટો સ્રોત જાય છે. આ રીતનું પાતળું મિશ્રણ ધોવાઈ જશે. એ શું તમારા લોકોના સાંભળવામાં આવતું નથી?'

'હા, અમે સાંભળ્યું છે, પણ સ્પેસિફિક કમ્પ્લેન તો હતી નહિ, તેથી —'

'પ્રમાણની —'

ફૂલવાડી વસ્તીની ભીડમાંથી એક જણ કહે છે, 'મિશ્રણની.'

'હા, હા, મિશ્રણના પ્રમાણની તમે કોઈએ પરીક્ષા કરી છે?'

'ના, તેમ કરવું એ બરાબર નથી. પણ આ પ્રકારે તો ક્યારેય કરવામાં આવતું નથી. એક કોન્ટ્રેક્ટર શા માટે આ રીતે કરે —' એકસાથે બધાંના હસવાથી એન્જીનિયરની વાત દબાઈ જાય છે. એન્જીનિયર થોડો છોભીલો પડી અટકી જાય છે.

'એ, તમે શું કહ્યું? કોન્ટ્રેક્ટરો કામમાં શા માટે ચૂક કરે છે અથવા ચોરી કરે છે તે તમે જાણતા નથી?' મણિ ખૂબ હસીને સિગારેટનો કસ ખેંચે છે.

'ઠેકેદાર અને એન્જીનિયર
દેશને કર્યો ખાનાખરાબ.'

'આ વર્ષાઋતુ આવી, ક્યાં કોણ ફૉરેસ્ટમાં કઈ નદીએ પાળ ભાંગી, — બસ, પથ્થર નાખો. કોના પથ્થર, કોણ નાખે છે અને કોણ હિસાબ રાખે છે, કોણ! એક એક પથ્થર પાણીમાં પડે ત્યારે ઠેકેદારની બાર આની અને સાહેબની ચાર આની. અને જે પથ્થરો ઉપાડ્યા પણ ના હોય, તોડ્યા પણ ના હોય — તે પથ્થરોની ચૌદ આની સાહેબની, બે આની ઠેકેદારની.'

'આવું જો બને તો તો ખૂબ મુશ્કેલી.'

'કાકા, ચૂપ રહો ને; આ બધી વાત કરવી નહિ, જો એ કહે છે એ સમજો નહિ તો,' એમ.એલ.એ.ની વાતથી ફૂલવાડિના કાકા હો-હો કરતાં હસી પડે છે, 'આટલી સારી વાત કહે છે તો તો તિસ્તાબૂઢી પાસેથી હિસાબ લેવો છે કે નહિ, કે બૂઢીને કેટલા પથ્થર મળ્યા છે?'

'આજે સવારે ચણતર થયું. હું ધારું છું કે હું સાંજ થતાં થતાં તેની પાસે પહોંચ્યો છું. મેં તો ચકાસણી કરવા માટે પગ વડે એક ધક્કો માર્યો. તમારા પેલા મિસ્ટર મંડલ પણ હતા, પણ આખી રેલિંગ ધડ્ ધડ્ કરતી પડી ગઈ. એ જ શું પ્રમાણ નથી? તમારા મિસ્ટર મંડલ ત્યારે મને સમજાવે છે કે આવું કંઈ બધી જગ્યાએ એકસરખું ના હોય —' એમ.એલ.એ. કહે છે.

મિસ્ટર મંડલ કંઈક કહેવા જાય છે, પણ એન્જીનિયર હાથ ઊંચો કરી તેને અટકાવે છે, 'કોઈ પણ ચણતર ચોવીસ કલાક પહેલાં જામે નહિ — પછી ભલે ને ગમે તેટલો સીમેન્ટ નાંખ્યો હોય. બાર કલાકમાં જ પગ વડે ધક્કો મારવામાં આવે તો હિંદુસ્તાન કન્સ્ટ્રક્શનની બનાવેલી રેલિંગ પણ તૂટી જશે —' એન્જીનિયરને આ વખત હસવાની તક મળે છે. બીજા એન્જીનિયરો તેની સાથે ભલે હસતા ન હોય, પણ સમજાય છે કે એ દળમાં એક સમર્થનની સમજૂતી છે. આટલી વાર એમ.એલ.એ. જે રીતે ઠંડા અવાજે વાત કરતા હતા તે જ રીતે એન્જીનિયરના અવાજમાં પણ ઠંડાપણાનો ભાવ છે. તેની વાત કરવાની રીતથી સમજાય છે કે આ વિષય તેની જાણકારીમાં છે અને એ બાબતે તેને કશું આઘુંપાછું કરવાનું નથી.

એમ.એલ.એ. જાણતા હતા કે તેને માટે આ મુશ્કેલી આવવાની છે અને વાત અહીં આવી પહોંચશે જ. તેની સમજણથી તે જાણે છે કે આ લઈને ચર્ચા જેટલી આગળ વધશે તેટલી વધારે એન્જીનિયરોને અનુકૂળતા મળશે. અને આ એમ.એલ.એ. તેના કામ માટે વારંવાર આટલે આવી અટકી જાય છે. તેને અટકવાની બીજી ઘણી જગ્યાઓ છે, પણ એ બધી જગ્યાઓમાંથી આ સ્થળે આવીએ જાણે પૂરો અટકે છે. એમ.એલ.એ. માથું ઠંડું રાખીને કહે છે, 'સાંભળો, આવી દલીલ કરીને તો વાતચીત થશે નહિ. અમારી શંકા બરાબર છે કે નહિ તેની એક ચકાસણી કરવાનો નિયમ છે. એ જ નિયમ તમે કહો, અમે સાંભળીએ.'

એન્જીનિયર ઠંડા અવાજે જવાબ આપે છે, 'પેલા મિક્ષ્ચરનું સેમ્પલ લઈ સ્ટેટ ટેસ્ટિંગ લેબોરેટરીમાં મોકલવું પડે. તેઓ રિપોર્ટ આપશે.'

'આ કેસમાં તમે એ કરવા ખુશી છો?'

'અમારી ખુશી-નાખુશીની કોઈ વાત જ નથી. તમે જો એ પ્રમાણે કરવાનું કહો તો અમે મોકલીશું. પણ તો તો જેટલા દિવસ રિપોર્ટ નહિ આવે તેટલા દિવસ કામ બંધ રાખવું પડશે ને?'

'કામ શું બંધ કરવું પડશે? રેલિંગ બનાવશો નહિ, એમ જ ને? શું? તમને શું રેલિંગ વિના બહુ જ મુશ્કેલી થશે?'

'એ બ્રિજ તમે નહિ બનાવો તો અમને કંઈ મુશ્કેલી નથી; આજે નહિ તો કાલે એ તૂટી પડશે જ — ભલે ને ઇજનેરો ગમે તે કહેતા હોય.' ફૂલવાડીના દળમાંથી કોઈ બોલે છે.

એમ.એલ.એ. ધમકાવી દેતાં કહે છે, 'આવી ખોટી ખોટી વાતો છોડી દો; અમે જે પૂછીએ છીએ તેનો જ જવાબ આપો.'

એ દરમિયાન એન્જીનિયરોની વચ્ચે કશી વાતચીત ચાલે છે. એન્જીનિયર કહે છે, 'તમે માત્ર રેલિંગની જ વાત શા માટે કરો છો — પ્લેટફૉર્મ અને રોડ પર અર્થ વર્ક બાકી છે, તે પણ થશે નહિ. બધા પાર્ટમાંથી લેવું પડશે.'

'ઊભા રહો, એક એક શા માટે? એટલે, રસ્તો અને બ્રિજની વચ્ચેની જગ્યા પૂરવી પડશે ને?'

'હા.'

'તમે એક વેળા કામ કરીને એ પૂરી દઈ શકશો નહિ?' ફૂલવાડિના દળને એમ.એલ.એ. પૂછે છે.

'હા. કૉન્ટ્રાક્ટર પુરાવશે તોપણ અમારા વડે જ કરાવશે. એટલું તો અમે જ કરીશું, વિના પૈસા.'

મણિને સમજાતું નથી કે વીરેન કઈ તરફ જાય છે અને શા માટે જાય છે. ફૂલઝરામાંથી એક-બે મૂઠી કેલ્વર્ટ લઈ ક્યાંક સેમ્પલ મોકલશે, અને એ અનુકૂળતા મળતાં ઑફિસર અને ઠેકેદાર મળી આ બાજુનું બધું જ કામ બંધ કરી દેશે. તે ઉપરાંત, આ બાબતમાં શા માટે આટલે દૂર જવું પડે તે પણ મણિ સમજી શકતો નથી. ફૂલવાડીમાં તેમની પાર્ટીના લોકો કોઈ લાંબા સમયના નથી; આ સરકાર બન્યા પછી થયા છે; સરકાર ચાલી જતાં જ એ ચાલી જશે. અને વીરેન આટલો દૂર જાય છે જ શા માટે? એની સાથે તો નીતિનો પ્રશ્ન જોડાયેલો છે. પાર્ટીની અંદર વારેવારે ટીકા થાય છે, એટલે સુધી કે ક્યારેય કોઈ કશું કરે નહિ. તોપણ લોકલ થાણા કે એડમિનિસ્ટ્રેશન, કે ગવર્નમેન્ટ ઑફિસરો અભડાઈ જાય છે, મણિ સમજે છે, કે તેણે કંઈક કહેવું જરૂરી છે. પણ તે બરાબર કહી શકતો નથી કે અત્યારે જે થાય તે થવા દેવું અને પછી, એટલે કે, અહીંથી ગયા પછી, માલબજારમાં જ એન્જીનિયર અને વીરેન સાથે બેસી થોડી વાતચીત કરી લેવી, અથવા અહીં જ તે વાત કરે. પણ વીરેન સાથે પહેલાં તો કોઈ વાત થઈ નથી. તે જાણતો નથી કે વીરેન આટલો બધો ગુસ્સે કેમ થયો છે.

તે કારણે, આજે રાત્રે વીરેન સાથે વાત કરી લે, પછી કાલે સવારે એન્જીનિયર આવે એટલે વાત કરી શકે.

'બીજી વાત શી કરી હતી?'
'સેમ્પલ તો બધી જગ્યાએથી લેવા પડે, એ વાત.'
'તેને માટે શું આખો બ્રિજ તોડવો પડશે, શું?
'ના ના, એવું શા માટે? થોડું તોડી લેવાથી કામ થશે.'
'તો શું એ બરાબર કહેવાશે?' એમ.એલ.એ. બધાં તરફ જોઈ પ્રશ્ન કરે છે.

## 50

## એમ.એલ.એ.નો ગુસ્સો અને મીટિંગનો અંત

'કોન્ટ્રેક્ટરો તરફથી આ માણસ કંઈક કહેવા માગે છે.' — એન્જીનિયર તેમના દળની વચ્ચે બેઠેલા એક જણને બતાવીને કહે છે.

'હા, કહો ; ઠેકેદારના માણસ છો?' એમ.એલ.એ. પૂછે છે.

એ માણસ ઊભો થયો હતો, તે બોલ્યો, 'હા, સર; તમે આ મીટિંગમાં જે નક્કી કરશો તે મારા માલિક સમજશે; હું કાલે જલપાઈગુડિ જઈને માલિકને જણાવીશ. પણ અમારા વિશે તો અહીં ઘણી વાતો થઈ. અમે પણ તેથી કંઈક કહેવા ઇચ્છીએ છીએ, તો તમે કહેવા દો.'

'કહો, તમે શું કહેવા ઇચ્છો છો, કહો.' એમ.એલ.એ. કહે છે.

'તમે તો કૉન્ટ્રેક્ટર વિષે એ બધી વાતો કરી પણ કૉન્ટ્રેક્ટર કંઈ એક જ પ્રકારના હોતા નથી. મારા માલિક મોટા કૉન્ટ્રેક્ટર છે. આ બધાં નાનાં કામ કરતા નથી. તે આ સાહેબો જાણે છે. મણિબાબુ જાણે છે. એમ.એલ.એ.બાબુ પણ જાણે છે. પણ થયું એમ કે હું એમની સાથે સાઈટ પર પાંચ-છ વરસથી જુદા જુદા કામ કરું છું. આ જાતનું નાનું કામ હું માલિકને કહીને એમના નામે ટેન્ડર ભરું છું. મારું તો બીજા લિસ્ટમાં નામ નથી. મારા માલિકનું ટેન્ડર હશે તે તો બધા જાણશે જ. અને રેટ ઘણો લો હતો. હું પોતે જ કડિયાનું કામ જાણું છું. મારા બે ભાઈઓ છે, તેઓ પણ જાણે છે. અને બીજા કેટલાક માણસોને કામે લગાડીએ છીએ. તેથી અમે લો રેટમાં કામ લઈ લઈ સારો એવો લાભ કરી શકીએ. હવે થયું શું છે કે માલિક જો જુએ કે તેમની કંપનીના નામે આ બધી ગોલમાલ થાય છે, તો માલિક બદનામ થઈ જશે, માલિક અમને છૂટા કરી દેશે. એટલે નોકરી જશે એમ તો નહિ, કારણ કે હું માલિકનો વિશ્વાસુ માણસ છું. પણ આ જે હું નાનાં નાનાં કામો કરી મારું પોતાનું કામ કરું છું એ એકદમ મારે માટે બંધ થઈ જશે.' એ માણસ વાત પૂરી કરી ઊભો રહી જાય છે. એમ.એલ.એ. પણ તેના તરફ જોઈ રહે છે. લાગે છે કે આ માણસની વાતથી પરિસ્થિતિ ફરીથી બીજી તરફ જવા જાય છે. મણિ વિચારે

છે કે આ તકને તે ઝડપી લેશે. તે સિગારેટનો કસ ખેંચી વાત શરૂ કરે તે પહેલાં જ એમ.એલ.એ. બોલી ઊઠે છે, 'તે તમે ઑફિસરોને કહો. અમે તો તેમને ક્યારનુંય કહ્યું છે કે આ બ્રિજને કારણે એક ગોલમાલ થવાની જ છે. ત્યારે ઑફિસર અમારી વાતની કંઈ કિંમત જ આંકતા નથી. તે જે હોય તે — ટેસ્ટ-ફેસ્ટ થવા દો —'

પેલો માણસ કહે છે, 'એને માટે જ મારી વાત છે. હું આટલા દિવસ બોલતો નથી. પણ હવે તો મારે મુશ્કેલી આવી પડી છે. તેથી બોલવું જ છે. હું કોઈનું નામ કહીશ નહિ. તમે પણ પૂછશો નહિ. અમે જ્યારે સૌ પ્રથમ અહીંનું કામ ઉપાડ્યું, એટલે કે સાઇટ પર આવ્યા, ત્યારથી જ અહીંના કેટલાક માણસો આવીને કહે છે કે અમે સરકારની પાર્ટીના માણસો છીએ, અમને પાંચ થેલી સીમેન્ટ આપવો પડશે. હું કેવી રીતે કામ કરું છું તે તો તમે સાંભળ્યું. પાંચ થેલી સીમેન્ટ આપી દેતાં મારી પાસે બાકી શું રહેશે? મેં કહ્યું, ભાઈ, એકાદ લઈ જાઓ ને; હું આટલો બધો સીમેન્ટ ક્યાંથી આપી શકું? પણ તેઓ નાખુશ થયા. તેઓ એમના એક ઘરની બહારની જગ્યામાં ઈંટ-સીમેન્ટથી ચણતર કરાવવા માગતા હતા. એ માટે હું કબૂલ થયો નહિ એટલે મારી આ દશા. પહેલેથી આવી ખબર હોત તો મેં આપી દીધી હોત. પણ ત્યારે સમજણ ના પડી કે આવો મોટો વિવાદ થશે. હું આટલા દિવસ આ વાત બોલ્યો નથી. પણ આજેય હું ના બોલું તો મારી મોટી મુશ્કેલી છે, એટલે બોલ્યો.' એ માણસ બેસી જાય છે. ફૂલવાડીના દળમાં હલચલ શરૂ થાય છે. પણ મણિ તે પહેલાં જ એમ.એલ.એ.ને ધીમેથી કહે છે, 'હું થોડું કહેવા માગું છું.' પછી ઊભા થાય છે.

પણ સાથે સાથે જ ગયાનાથ ઊભો થઈને બોલે છે, 'મણિબાબુ અમારું તો એક સૌભાગ્ય છે કે તમે બધા જ — એમ.એલ.એ. અને પેલા બધા એન્જીનિયરો મારા આ ક્રાન્તિહાટમાં આવ્યા છો. તો અમે તમને ચા પિવડાવવા માગીએ છીએ. જો કહો તો પેલાને લાવવા કહું.'

'લાવો, લાવો, ચા પિવડાવશો એ તો બહુ સારું.' એમ કહી મણિબાબુ, ગયાનાથ અને હાટકમિટીના મેમ્બર ઊઠીને નીચે જાય છે એટલી વાર, રાહ જુએ છે, પછી કહે છે, 'મારે તો આમાં કંઈ વાત કરવી એ યોગ્ય નથી; હું તો અચાનક જ આવી પડ્યો છું. પણ મને લાગ્યું કે ક્યાંક ભૂલ, ગેરસમજ થઈ છે, નહિ તો આવી ઘટના બને જ શેની; બ્રિજ તૈયાર થાય છે, રસ્તો તૈયાર થાય છે. પહેલેથી જ થોડી સાવધાની રાખી હોત તો આટલી ગોલમાલ થાત નહિ. અમારા એન્જીનિયરે જો અમારા એમ.એલ.એ.ના પત્રોના જવાબ આપ્યા હોત અથવા તેઓને જો મળવાનું થયું હોત, તો તો ઘણું પહેલાં જ આ બધું પતી ગયું હોત. શું કહો છો, એન્જીનિયરસાહેબ?'

એન્જીનિયર થયેલા ઇશારાને સમજી લે છે, એ કહે છે, 'મારી ચોક્કસ ભૂલ થઈ છે. પણ મેં વિચાર્યું હતું કે મિસ્ટર મંડલ —'

એન્જીનિયરને અટકાવી એમ.એલ.એ. એકદમ બૂમ પાડે છે, 'તમારા માણસોને પ્રેસ્ટિજનો સવાલ થાય છે, કેમ ? આ શિડ્યુલ સીટના એમ.એલ.એ.ને માહિતી આપવામાં?'

મણિ એકદમ આશ્ચર્ય પામી બોલે છે, 'એ વીરેનદા, શું બોલો છો?' એમ.એલ.એ.એ મણિને કહી દીધું, 'તમે ચૂપ રહો. તમે આ બધું સમજશો નહિ; તમારી સાથે તો એ લોકો આવો વ્યવહાર કરતા નથી. તમે અંગ્રેજીમાં બોલો તો તેઓ અંગ્રેજી બોલી શકે છે. મને પણ આવી બધી ખબર નહોતી — એમ.એલ.એ. નહોતો ત્યારે. એ તો જાણે મોટા માલબજારના આસિસ્ટન્ટ એન્જીનિયર; એમની હિંમત તો જુઓ, કેટલી છે? મારો પત્ર પહેલેથી મળ્યો છે છતાં પણ ત્યાં હાજર રહેતા નથી? અને જો પેલા જલપાઈગુડિ કે ધૂપગુડિના એમ.એલ.એ.એ કાગળ લખ્યો હોત તો તે પછી દસ વાર જઈને સર, સર, કરી આવત. તો થયું શા માટે, ન્યાય કરો. જાઓ, મિશ્રણ ટેસ્ટ કરવા. પણ જો કોઈ દોષ બહાર આવશે, તો પેલા બિચારા ગરીબ ઠેકેદાર અને પેલા બિચારા શિડ્યુલ કાસ્ટના મંડલ પર દોષ ઢોળી દેવો તે ચાલશે નહિ; એન્જીનિયર જ જવાબદાર ગણાશે.'

આ વાતના જવાબમાં એન્જીનિયર કંઈક કહેવા જાય છે, પણ મણિ હાથ ઊંચો કરી તેને રોકે છે. મણિ ઊભા જ રહેલા છે. એ ઊભા છે માત્ર એટલા જ માટે કે વીરેનદા ચૂપ થાય. મણિ પેલા એન્જીનિયરને અટકાવે છે એ જોઈ એમ.એલ.એ. ફરી બોલી ઊઠે છે, 'એમને રોકો છો શા માટે? કહેવા દો; હવે નવું શું કહેવાનું છે? તેમણે જોયું કે એ બધી ટેસ્ટ-ફેસ્ટની વાતથી હું ગભરાઈ ગયો નથી; સાલા ઠેકેદારના માણસ દ્વારા કહેવડાવે છે કે આ ફૂલવાડીના લોકો જ ચોર છે.'

ફૂલવાડિના લોકોનું દળ એક સાથે ઊભું થઈ જાય છે, 'નામ બોલો, નામ બોલો, અમે તેને બોલાવી લાવીશું.' દળમાંથી બેચાર જણ ઊભા થઈ એન્જીનિયરોના દળ તરફ ચીસો પાડે છે. મણિ તેમના તરફ હાથ લંબાવી કહે છે, 'બેસો હવે, બધાં બેસી જાવ.'

બરાબર એ વખતે એમ.એલ.એ.નો ગુસ્સો ચરમ સીમાએ પહોંચે છે, 'કરશે શું? ઠેકેદારની ચોરી પકડાતાં તમને ચોર બનાવશે, એન્જીનિયરોનો દોષ પકડાતાં તમને ઠગ બનાવશે, કાયદો લઈ ચાલવા રાજી થશો તો તમને ગેરકાયદેસર બનાવશે, કાલે છાપામાં ને વિડિયોમાં પ્રચાર કરશે — વળી ડુયાર્સમાં લોકઅદાલત એન્જીનિયરોનો ન્યાય.'

મણિ નીચો નમીને એમ.એલ.એ.ને ખૂબ જલદી કંઈક કહે છે, પછી સીધો ઊભો રહી બૂમ પાડતો હોય તેમ બોલે છે, 'સાંભળો, તમે જો નહિ બેસો તો હું આ મીટિંગ હમણાં જ બરખાસ્ત કરીશ; બેસો, બેસો.'

ધમકીથી ફૂલવાડીનું દળ બેસી જતાં જ મણિ જોરજોરથી બોલવાનું શરૂ કરે

છે, 'સાંભળો, એવું કંઈ થયું નથી કે અહીં ઝઘડા-ધમાલ વધી જાય. અહીંના એન્જીનિયરોના વ્યવહારથી આપણા એમ.એલ.એ. ખૂબ દુઃખી થયા છે. એમ.એલ.એ. આપણાં બધાંયના વોટ દ્વારા ચૂંટાયેલા જનપ્રતિનિધિ છે. એટલે એમ.એલ.એ.નું દુઃખ આપણાં બધાંનું દુઃખ છે. તેમનું દુઃખ આપણે દૂર કરવાનું છે. પણ તેમને કંઈ કોઈ વ્યક્તિગત કારણથી દુઃખ થયું નથી. દેશના એક કામમાં આ પ્રકારની ગોલમાલ થઈ છે એટલે એમને દુઃખ થયું છે. સરકારી કામકાજના નિયમો જ અલાયદા હોય છે. એ નિયમ પ્રમાણે કદાચ એન્જીનિયરસાહેબ વિચારે છે કે નાનો એન્જીનિયર જ બધું સમજાવી દઈ શકશે. પણ એન્જીનિયરસાહેબે એમ.એલ.એ.સાહેબને મળવું ઉચિત હતું. આમ ગુસ્સો-આક્રોશ કરવાથી તો આપણા આ પ્રદેશનું કામકાજ થશે નહિ. તે ઉપરાંત આપણે ઠેકેદારોની વાત પણ સાંભળી. તે પણ એક ઘણો નાનો ઠેકેદાર છે. તે જો આજે કાયદાના ફંદામાં ફસાઈ જશે તો મોટો ઠેકેદાર તેને બચાવવા આવશે નહિ — એ પણ આપણે જોવાનું છે. તેથી હું પ્રસ્તાવ મૂકું છું કે આ સભામાં બધી ચર્ચા-વિચારણા ખુલ્લેખુલ્લી થઈ છે. હવે આ એક બ્રિજને કારણે ધમાલ કરવાની જરૂર નથી. માલબજારમાં એક દિવસ એમ.એલ.એ., એન્જીનિયર, ઠેકેદાર અને તમે ફૂલવાડીના બે માણસ મળી, બધી ચર્ચા કરી લેજો. તેથી, બ્રિજનો કોઈ અંશ ભાંગતા જો એને ફરીથી બનાવવાનો હોય તો તે તૈયાર કરી આપવો પડશે, અને બે-એક વર્ષાઋતુમાં બ્રિજને કંઈ નુકસાન થાય કે નહિ તેની પરીક્ષા કરવા માટે પણ સમય તો આપવો પડશે.'

બરાબર એ વખતે, ગયાનાથ અને હાટકમિટીના મેમ્બર આગળ અને એક છોકરો એક મોટી કીટલી, બીજો એક છોકરો એક થેલી અને બીજો એક બીજી થેલી લઈ સીડી પર થઈ વરંડામાં આવી શેત્રંજીની વચ્ચે ચાલતાં, જાણે મીટિંગ લગભગ બરખાસ્ત થવા જેવું થાય છે. એ બરખાસ્ત થયેલી મીટિંગ સામે બે હાથ ઊંચા કરી મણિ પૂછે છે, 'તો પછી આ બરાબર છે ને? તો પછી આ જ પાકું ને?'

ગયાનાથ અને મેમ્બર મળીને હાથોહાથ ચા આપે છે, ચા નહિ, ચાના ગ્લાસ. અને હાથમાં કીટલીવાળો છોકરો ગ્લાસમાં ચા રેડે છે, 'એ...ઈ, જરા જો ને; ઉપર ઢોળે નહિ! આવડા છોકરાની આટલી મોટી કીટલી વાળવાની પદ્ધતિ એવી છે કે તે કોઈ પણ ગ્લાસમાં એવી રીતે ચા રેડતો નથી કે ચા છલકાઈ બહાર પડે. ગ્લાસ આપવાનું થઈ જતાં ગયાનાથ અને મેમ્બર મળીને એક થેલીમાંથી દરેક્ને એક એક સમોસું અને બીજીમાંથી ખારી બિસ્કીટ હાથોહાથ આપવાનું શરૂ કરે છે.

આ પ્રકારની બધી મીટિંગો જે રીતે બરખાસ્ત થઈ જાય છે, એ જ રીતે આ મીટિંગ પણ બરખાસ્ત થઈ જવાનું શરૂ થાય છે. વાતચીત, ધાંધલ-ધમાલ, ક્રોધ-દ્વેષ, મળવું-છૂટવું — એ બધામાં એક પ્રકારના ખૂબ સંતોષનો ભાવ છે. ખૂબ જ વિશિષ્ટ પ્રકારના ઉદ્દેશ્ય વિના આટલી રાતે આટલા લોકો એક સાથે એક જગ્યાએથી છૂટા

પડે એવી ઘટના ક્રાન્તિહાટમાં બહુ વાર બનતી નથી. પરિણામે, મીટિંગ બરખાસ્ત થઈ જવામાં એક નવી જ અભિજ્ઞતાનો સંતોષ પણ જોડાય છે.

ગાડી દ્વારા જે લોકો માલબજાર પાછા ગયા — મણિ, એમ.એલ.એ., અને એન્જીનિયર, ઠેકેદાર — અને અહીં સુહાસ, તે લોકો આ સંતોષના ભાગીદાર નથી. અને નથી ગયાનાથ, કેટલેક અંશે.

# 51

# એક મીટિંગનાં ત્રણ પરિણામ

ચા-સમોસાં ખાતાં ખાતાં મીટિંગ બરખાસ્ત થયા પછી બધા નાની નાની ટુકડીમાં વહેંચાઈ જાય છે. ક્રાન્તિહાટનું દળ માલબજારની ગાડી ચાલી જતાં જેનું જ્યાં ઘર છે ત્યાં ચાલી જશે. ગયાનાથ અને હાટ-કમિટીના મેમ્બરને એમ.એલ.એ. કહે છે કે શેત્રંજી રાખી જાવ તો ફૂલવાડીના લોકો રાત્રે ઊંઘી શક્યા હોત; સુહાસને વારેવારે પોતાનું દુઃખ જણાવી કહે છે કે તમારે માથે આવી મીટિંગ ભરી. મીઠાઈનો દુકાનદાર પેટ્રોમેક્ષ લઈ જવા એક માણસને મોકલે છે. એ જ માણસ પેટ્રોમેક્ષ ધરી માર્ગ બતાવતો એમ.એલ.એ., એન્જીનિયર અને મણિબાબુને જીપગાડીની સામે લઈ જાય છે. ગાડી સ્ટાર્ટ કરીને તૈયાર જ હોવાથી વિદાય આપવામાં વાર થઈ નહિ.

ગાડી બે-ચાર મિનિટ ચાલ્યા પછી તરત જ એન્જીનિયર એમ.એલ.એ.ને કહે છે, 'વીરેનબાબુ, મને ખબર નથી કે મેં તમારા સેન્ટીમેન્ટને કેવો આઘાત આપ્યો છે. વિશ્વાસ રાખજો. સાચું કહું છું કે મેં આ પ્રકારનો કોઈ વિચાર કરી કશું કર્યું નથી. તમે કશું મનમાં લેશો નહિ. અને આ બ્રિજની બાબતમાં તમે ચિંતા કરશો નહિ; હું સંભાળી લઈશ.'

'તમે પહેલાં મળ્યા હોત તો આવી ગોલમાલ થાત નહિ. હું પણ જાણું છું કે આ તો લોકલ ઘટના છે. જુઓ ને, પેલા જબ્બરના ભાઈઓ પણ કૉન્ટ્રાક્ટરી કરે છે. તેમણે જે બધું બતાવ્યું છે એ બધું કામ શરૂ થયું છે — એમ બોલવા-કહેવાનું શરૂ કરી દે છે કે લોકલ કૉન્ટ્રાક્ટરો દ્વારા કામ કરાવશે. આ મીટિંગમાં જ એ વાત આવત, પણ તેમને તક મળી નહિ. અને આ ભદ્રલોકે જે બધું કહ્યું એને કારણે ખૂબ વાતો થશે.'

'મને સર સમજાયું નહિ; ઘેનભર્યા મગજથી બોલી નાખ્યું.'

'ના, પેલી વાત તમે કહેવા ગયા તો ખરા, પણ તમે પછી નામઠામ કહેતાં નથી; એ વાત હવે શું દસ માણસોની આગળ કહેવાની હોય—' સબ-આસિસ્ટન્ટ એન્જીનિયર મંડલ કહે છે.

'જવા દો; છોડી દો; ખરેખર તો આ બધા લોકલ ઇસ્યુ વધારવા જતાં જ વધે છે. તે ઉપરાંત અનેક પ્રકારના લોકોના ઇન્ટરેસ્ટ હોય છે. પોલિટિકલ ઇન્ટરેસ્ટ શું ઓછો હોય છે? તમે થોડા ટેક્ટફૂલી કામ લેજો. વીરેનદા જ જ્યારે તમારા પર ગુસ્સે થાય ત્યારે પછી તમે કામ કરશો કોને માટે? વીરેનદા પણ આટલા ગુસ્સે થયા શા માટે? ફરી જાવ લાત મારી રેલિંગ તોડવા — હવે પગે દુ:ખે છે?'

'અરે ના, ના; હું શું જોરથી લાત મારવા ગયો હતો? તેથી તમે જે કહો છો કે એ પ્રકારની મજબૂત લાકડા જેવી રેલિંગ તો કોઈ બ્રિજની હોય નહિ.'

'તમે પણ ચિંતા કરશો નહિ, સર; હું કાલે સવારે ઠેકેદાર અને મંડલ બન્નેને લઈ જઈ, જોઈ, કઈ રીતે શું કરી શકાય તે બધું નક્કી કરી આવીશ. હું તમને જણાવી દઈશ.'

*

જે મીટિંગમાં સુહાસ માત્ર દર્શક અને શ્રોતા હતો, તેને વિશેની જાણકારી તે પોતા પાસે પ્રકટ કરવા ઇચ્છે છે, પણ કરી શકતો નથી. વાત પૂરી થતાં તો એને સમજાય છે કે ગામમાં આવેલી કોઈ નાની નદી પર તૈયાર કરેલા કૅલ્વર્ટમાં નિયમ પ્રમાણે સીમેન્ટ-રેતી-લોઢું એ બધું બરાબર મિશ્રણ છે કે નહિ તેને માટે એમ.એલ.એ.નો આટલો ઊંડો ઉદ્વેગ વાતના મૂળમાં હતો, અને વળી એનો પત્ર મળવા છતાં આસિસ્ટન્ટ એન્જીનિયર ના આવ્યા અને સબ આસિસ્ટન્ટ કેમ આવ્યા તેથી તેને 'સર' કહીને કેમ ના બોલાવ્યો તે વાત હતી. જો એન્જીનિયર ફૂલવાડીમાં જાત તો તો આવી એક મીટિંગ થાત નહિ. જો ક્યાંક કોઈ ગોલમાલ થઈ હોત તો તો પેલા એન્જીનિયરની ઑફિસમાં જ મળવા-કરવાનું થાત — જે હવે થશે. જે નિયમ અને કાયદા-કાનૂનની વાત વારંવાર એન્જીનિયર ભદ્રલોક કરતા હતા, તે સુહાસ માની લઈ શકતો નથી એમ નથી, પણ માત્ર આવા વ્યક્તિગત કારણને લીધે તેના કામમાં જો આ રીતનો હસ્તક્ષેપ થાય તો તેને માટેના રક્ષણની વ્યવસ્થા પણ પેલા સરકારી કાયદા-કાનૂનમાં જ રહેલી છે. આવી આટલી મીટિંગ હોવા છતાં પણ બધાંની નજર સમક્ષ જ એન્જીનિયર તેઓની કૃષકસમિતિના સંપાદકને તો ગાડી કરીને લઈ આવ્યા. એ કોણ નહિ સમજે કે પેલા ભદ્રલોક એન્જીનિયરોની આપત્તિ ટાળવાની કેવળ એક ગેરંટી જ હતી! એટલે સુધી કે એમ.એલ.એ. સાથેના ઝઘડામાં પણ તે જ એક માત્ર ચર્ચા-ટીકા કરનાર હતા!

આ સરકારી નોકરીમાં પ્રવેશ લીધા પહેલાં સુહાસ ગામડું અને ખેડૂત — તેને માટેની જાગૃતિ માટેની અનિશ્ચિત છતાં સંભાવ્ય એવી એક વિચારણામાં ડૂબેલો હતો. અનિશ્ચિત કહેવા છતાં પણ સુહાસ આ બધી નક્કર વાસ્તવિક ઘટનાઓને સ્થાન આપી શકતો નથી કે સરકારી પાર્ટીના માણસો હોવાને નાતે કૉન્ટ્રેક્ટરોની પાસેથી

પડે એવી ઘટના ક્રાન્તિહાટમાં બહુ વાર બનતી નથી. પરિણામે, મીટિંગ બરખાસ્ત થઈ જવામાં એક નવી જ અભિજ્ઞતાનો સંતોષ પણ જોડાય છે.

ગાડી દ્વારા જે લોકો માલબજાર પાછા ગયા — મણિ, એમ.એલ.એ., અને એન્જીનિયર, ઠેકેદાર — અને અહીં સુહાસ, તે લોકો આ સંતોષના ભાગીદાર નથી. અને નથી ગયાનાથ, કેટલેક અંશે.

## 51

## એક મીટિંગનાં ત્રણ પરિણામ

ચા-સમોસાં ખાતાં ખાતાં મીટિંગ બરખાસ્ત થયા પછી બધા નાની નાની ટુકડીમાં વહેંચાઈ જાય છે. ક્રાન્તિહાટનું દળ માલબજારની ગાડી ચાલી જતાં જેનું જ્યાં ઘર છે ત્યાં ચાલી જશે. ગયાનાથ અને હાટ-કમિટીના મેમ્બરને એમ.એલ.એ. કહે છે કે શેત્રંજી રાખી જાવ તો ફૂલવાડીના લોકો રાત્રે ઊંઘી શક્યા હોત; સુહાસને વારેવારે પોતાનું દુ:ખ જણાવી કહે છે કે તમારે માથે આવી મીટિંગ ભરી. મીઠાઈનો દુકાનદાર પેટ્રોમેક્ષ લઈ જવા એક માણસને મોકલે છે. એ જ માણસ પેટ્રોમેક્ષ ધરી માર્ગ બતાવતો એમ.એલ.એ., એન્જીનિયર અને મણિબાબુને જીપગાડીની સામે લઈ જાય છે. ગાડી સ્ટાર્ટ કરીને તૈયાર જ હોવાથી વિદાય આપવામાં વાર થઈ નહિ.

ગાડી બે-ચાર મિનિટ ચાલ્યા પછી તરત જ એન્જીનિયર એમ.એલ.એ.ને કહે છે, 'વીરેનબાબુ, મને ખબર નથી કે મેં તમારા સેન્ટીમેન્ટને કેવો આઘાત આપ્યો છે. વિશ્વાસ રાખજો. સાચું કહું છું કે મેં આ પ્રકારનો કોઈ વિચાર કરી કશું કર્યું નથી. તમે કશું મનમાં લેશો નહિ. અને આ બ્રિજની બાબતમાં તમે ચિંતા કરશો નહિ; હું સંભાળી લઈશ.'

'તમે પહેલાં મળ્યા હોત તો આવી ગોલમાલ થાત નહિ. હું પણ જાણું છું કે આ તો લોકલ ઘટના છે. જુઓ ને, પેલા જબ્બરના ભાઈઓ પણ કૉન્ટ્રાક્ટરી કરે છે. તેમણે જે બધું બતાવ્યું છે એ બધું કામ શરૂ થયું છે — એમ બોલવા-કહેવાનું શરૂ કરી દે છે કે લોકલ કૉન્ટ્રાક્ટરો દ્વારા કામ કરાવશે. આ મીટિંગમાં જ એ વાત આવત, પણ તેમને તક મળી નહિ. અને આ ભદ્રલોકે જે બધું કહ્યું એને કારણે ખૂબ વાતો થશે.'

'મને સર સમજાયું નહિ; ઘેનભર્યા મગજથી બોલી નાખ્યું.'

'ના, પેલી વાત તમે કહેવા ગયા તો ખરા, પણ તમે પછી નામઠામ કહેતાં નથી; એ વાત હવે શું દસ માણસોની આગળ કહેવાની હોય—' સબ-આસિસ્ટન્ટ એન્જીનિયર મંડલ કહે છે.

'જવા દો; છોડી દો; ખરેખર તો આ બધા લોકલ ઈસ્યુ વધારવા જતાં જ વધે છે. તે ઉપરાંત અનેક પ્રકારના લોકોના ઈન્ટરેસ્ટ હોય છે. પોલિટિકલ ઈન્ટરેસ્ટ શું ઓછો હોય છે? તમે થોડા ટેક્ટફૂલી કામ લેજો. વીરેનદા જ જ્યારે તમારા પર ગુસ્સે થાય ત્યારે પછી તમે કામ કરશો કોને માટે? વીરેનદા પણ આટલા ગુસ્સે થયા શા માટે? ફરી જાવ લાત મારી રેલિંગ તોડવા — હવે પગે દુઃખે છે?'

'અરે ના, ના; હું શું જોરથી લાત મારવા ગયો હતો? તેથી તમે જે કહો છો કે એ પ્રકારની મજબૂત લાકડા જેવી રેલિંગ તો કોઈ બ્રિજની હોય નહિ.'

'તમે પણ ચિંતા કરશો નહિ, સર; હું કાલે સવારે ઠેકેદાર અને મંડલ બન્નેને લઈ જઈ, જોઈ, કઈ રીતે શું કરી શકાય તે બધું નક્કી કરી આવીશ. હું તમને જણાવી દઈશ.'

*

જે મીટિંગમાં સુહાસ માત્ર દર્શક અને શ્રોતા હતો, તેને વિશેની જાણકારી તે પોતા પાસે પ્રકટ કરવા ઈચ્છે છે, પણ કરી શકતો નથી. વાત પૂરી થતાં તો એને સમજાય છે કે ગામમાં આવેલી કોઈ નાની નદી પર તૈયાર કરેલા કેલ્વર્ટમાં નિયમ પ્રમાણે સીમેન્ટ-રેતી-લોઢું એ બધું બરાબર મિશ્રણ છે કે નહિ તેને માટે એમ.એલ.એ.નો આટલો ઊંડો ઉદ્વેગ વાતના મૂળમાં હતો, અને વળી એનો પત્ર મળવા છતાં આસિસ્ટન્ટ એન્જીનિયર ના આવ્યા અને સબ આસિસ્ટન્ટ કેમ આવ્યા તેથી તેને 'સર' કહીને કેમ ના બોલાવ્યો તે વાત હતી. જો એન્જીનિયર ફૂલવાડીમાં જાત તો તો આવી એક મીટિંગ થાત નહિ. જો ક્યાંક કોઈ ગોલમાલ થઈ હોત તો તો પેલા એન્જીનિયરની ઑફિસમાં જ મળવા-કરવાનું થાત — જે હવે થશે. જે નિયમ અને કાયદા-કાનૂનની વાત વારંવાર એન્જીનિયર ભદ્રલોક કરતા હતા, તે સુહાસ માની લઈ શકતો નથી એમ નથી, પણ માત્ર આવા વ્યક્તિગત કારણને લીધે તેના કામમાં જો આ રીતનો હસ્તક્ષેપ થાય તો તેને માટેના રક્ષણની વ્યવસ્થા પણ પેલા સરકારી કાયદા-કાનૂનમાં જ રહેલી છે. આવી આટલી મીટિંગ હોવા છતાં પણ બધાંની નજર સમક્ષ જ એન્જીનિયર તેઓની કૃષકસમિતિના સંપાદકને તો ગાડી કરીને લઈ આવ્યા. એ કોણ નહિ સમજે કે પેલા ભદ્રલોક એન્જીનિયરોની આપત્તિ ટાળવાની કેવળ એક ગેરંટી જ હતી! એટલે સુધી કે એમ.એલ.એ. સાથેના ઝઘડામાં પણ તે જ એક માત્ર ચર્ચા-ટીકા કરનાર હતા!

આ સરકારી નોકરીમાં પ્રવેશ લીધા પહેલાં સુહાસ ગામડું અને ખેડૂત — તેને માટેની જાગૃતિ માટેની અનિશ્ચિત છતાં સંભાવ્ય એવી એક વિચારણામાં ડૂબેલો હતો. અનિશ્ચિત કહેવા છતાં પણ સુહાસ આ બધી નક્કર વાસ્તવિક ઘટનાઓને સ્થાન આપી શકતો નથી કે સરકારી પાર્ટીના માણસો હોવાને નાતે કોન્ટ્રેક્ટરોની પાસેથી

કોઈનો સીમેન્ટ લેવાનો પ્રયાસ અને ઠેકેદારો પર આ રીતે નજર રાખવાનું — એ બન્ને એક સાથે બની શકે. વાસ્તવમાં, ઘટનાની જોડે બીજી ઘટના એવી રીતે જોડાયેલી છે કે કાર્યકારણ શૃંખલા ના હોય તોપણ તે જોડાઈ રહે, વળી એ એક જ ઘટનાની ભૂમિકા બધો સમય બીજી ભૂમિકા પર નિર્ભર ના રહે, કોઈ કોઈ વાર અલગ અને સ્વતંત્ર પણ થઈ જઈ શકે, એવી સંભાવનાની વાત સુહાસને ગળે ઊતરતી નથી. તેથી તેની વ્યક્તિનિરપેક્ષ, મહત્તર, બૃહત્તર તૃષ્ણાનો સ્વીકાર જ રહે છે સુહાસનો. વીરેન્દ્રનાથ રાયવર્મન જેવા એક સ્થાનિક એમ.એલ.એ.ની સાથે સરકારી નોકરીની પરંપરાવાળા એન્જીનિયરોના આ મુકાબલામાં, એમ.એલ.એ.એ એન્જીનિયર પાસે ટેસ્ટ હાઉસમાં પરીક્ષા કરવા મોકલવાની અરજી કરાવી લઈ, તેઓની જ રમતના નિયમમાં તેમને હરાવી દીધા હતા, તેમાં તો સુહાસને એક ચાતુરીનું કામ દેખાય છે. જે ચાતુરીનો એમ.એલ.એ. ઉપયોગ કરી શક્યા છે તેની સુહાસને ખબર પડતી નથી. આટલા બધા પરિવેશ- નિરપેક્ષ હોવાથી સુહાસને પોતાની જ ચારે બાજુ ચક્કર લગાવવું પડશે.

ગયાનાથ તેના ઘરની બહાર આંગણામાં પહોંચતાં પહોંચતાં જ ઘાંટા પાડે છે, 'હે-ઈ વાઘારુ, હે-ઈ વાઘારુ'. ગયાનાથનો અવાજ સાંભળી અંદરથી એક જણ એક ફાનસ લઈને આવે છે. એ ફાનસના પ્રકાશમાં ગયાનાથનું આ ઘર-બહાર લાંબું થઈને જમીન પર ઝોલાં ખાય છે.

ગયાનાથની વહુ અંદર રાડ પાડી ઊઠે છે, 'તમારા ઘરમાં જ શું ધાડ પાડવા આવ્યા છો?'

આસિન્દિર મોટરસાઈકલને ધક્કા મારી મારીને અંદર લઈ જાય છે. તે બૂમ પાડે છે, 'એઈ, કોણ છે તું? આ તરફ ફાનસ ધર ને!?' જે આણસ ફાનસ લઈને આવ્યો હતો તે ઊભો રહી જાય છે; ત્યાર પછી રસ્તો બતાવવા ઊંચું લઈને પકડી રાખે છે.

ગયાનાથ ફરીથી રાડ પાડે છે, 'હે...ઈ.. વાઘારુ, વાઘારુ.' પછી એકાએક તેની એકદમ સામે, લગભગ તેની ઉપર, વાઘારુને જોઈને તે ચમકી ઊઠે છે. 'સાલ્લો, બળદ, જવાબ આપી શકતો નથી? સા-લા, બોબડો હોય તે ય હામ્બા બૂમ પાડી શકે ને? જા, અહીંથી દૂર થા, દૂર થા.'

વાઘારુ જરા દૂર ખસી જાય છે. પણ ત્યારે ગયાનાથ તેની આંખમાં આંખ માંડી શકતો નથી. 'બેસ ત્યાં, સાલો બળદ, બેસ ને હવે. ઊભો છે જાણે ફૉરેસ્ટના શાલ જેવો!'

ગયાનાથની વાત સાંભળી વાઘારુ બેસી જાય છે — જમીન ઉપર જ. કદાચ રાત છે એટલે બેઠા પછી તો વાઘારુની આગળ ગયાનાથ વધારે નાનો દેખાય છે. ગયાનાથ તેના ચીરેલા વાંસના જેવા અવાજે, છતાં પાતળા અવાજે બૂમ પાડે છે,

'એમ.એલ.એ.ને શું કહ્યું છે તેં?'

વાઘારુ જવાબ આપે છે, 'કંઈ કહ્યું નથી.'

'કંઈ કહ્યું નથી? જ્યારે તું એમને ફૂલવાડી લઈ ગયો હતો ત્યારે શું કહ્યું હતું?'

'મારું નામ કહ્યું છે.'

'બહુ નામો શોધવામાં પડ્યો છું ને કંઈ?'

'મારી જન્મકથાની વાત કહી છે.'

'તું સાલો અવતાર થવાનો છું? પોતાની જન્મકથા પોતે જ સંભળાવનાર માણસ કેવો? ભાગિયાગીરીની વાત કહી નથી તેં એમ.એલ.એ.ને?'

'શેની વાત?'

'ભાગિયાગીરીની વાત. એમ.એલ.એ.એ મને કહ્યું કે તેં તેમને ભાગિયાની વાત કરી. એમ.એલ.એ.એ મને કહ્યું કે એને ભાગિયો કેમ કરતા નથી? સાલો, જમીન મારી છે કે તારા એમ.એલ.એ.ની?'

'મેં કહ્યું નથી.'

'કહ્યું હોય કે ના કહ્યું હોય, પણ એ સમજી લે. તારે કાલે સૂર્ય ઊગવાની પહેલાં આ તિસ્તા નદીનો કિનારો છોડી ચાલી જવાનું છે. પેલા નાગરાકાટની જમણી તરફના નદીના ભાઠા પર ભેંસોનું ધણ છે; ત્યાં રહેજે. સમજ્યો? અને કાંદુરા ત્યાં છે. તેને મોકલી દેજે, સમજ્યો?'

## 52

## વાઘારુ અને ચંદ્ર

બીજે દિવસે રાત હજુ તો પૂરી નથી થઈ તે પહેલાં ઘરમાંથી ઊતરી જઈ વાઘારુ જુએ છે કે પ્રકાશ બધે ફૂટું ફૂટું થઈ રહ્યો છે, આકાશ ચકચકતું લીલું છે, તેની વચ્ચે એક ધોળો ચંદ્રમા છે.

વાઘારુ કાંઠા પરથી કૂદકો મારી નીચે ઊતરે છે, અને ચંદ્રમા પણ તડાક્ કરતો કૂદકો ભરી આપલચાંદ ફૉરેસ્ટના માથા પરથી તેના માથા પર આવી પહોંચે છે. નીચે ઊતરીને વાઘારુ ઊભો રહી જાય છે. ચંદ્રમા પણ આકાશમાં થોભી જાય છે. વાઘારુ ખેતરમાં થઈ દક્ષિણ હાંસખાલિ તરફ ચાલવાનું શરૂ કરે છે. ચંદ્રમા પણ જાણે રગડતો રગડતો ચાલે છે. ચંદ્રમા સિક્કાની છાપ જેવો લાગે છે. ચારે તરફ પ્રકાશ ફેલાશે એટલે તે દેખાશે નહિ. આકાશ એટલું ઝક્ઝક્ થતું લીલું છે! પ્રકાશ પ્રસરી જવામાં હવે વાર નહિ થાય.

અત્યારે તિસ્તા તેની પાછળ છે. તેને તિસ્તાને કિનારેથી ચાલી જવાનું છે. દેઉનિયા હજુ ઊંઘમાંથી ઊઠ્યો નથી. આસિન્દિર જમાઈ પણ ઊઠ્યો નથી. તેઓ ઊઠશે ત્યારે જોશે કે વાઘારુ નથી. તેમને ખબર છે કે વાઘારુ હશે નહિ. તે વાઘારુને બોલાવશે નહિ.

હવે તેની નજરની તરત સામેનું બધું સ્વચ્છ સ્પષ્ટ દેખાય છે. એક વીઘા દૂરની જમીન દેખાતી નથી. દૂર ઘરબાર જળસિંચિત ધુમ્મસથી ઢંકાયેલાં છે. આ ધૂંધળાપણાનો ભાવ દૂર થતાં વાર લાગે છે. આખો દિવસ ઝાડની ટોચે કંઈને કંઈ લાગેલું હોય છે. એ બધું આકાશનું ધુમ્મસ નથી — વનનું અથવા નદીનું ધુમ્મસ છે. સીધું જોઈ ચાલતાં લાગે છે કે ચંદ્રમા પણ ચાલે છે; સામે શું છે તે તે જાણતો નથી. આકાશ તરફ જોઈ ચાલતાં બહુ દૂર દૂર દેખાય છે. વાઘારુ ડોક ઊંચી કરી આકાશમાં જ જુએ છે.

ગોચિમારિથી હાંસખાલિ સુધી ઘણી બધી ઢાળવાળી જમીન છે — ત્રણે બાજુની બધી જમીન ઊંચી છે; કોઈ કોઈ જગ્યાએ તો બહુ જ ઊંચી છે. આ ઢાળ પર આ લીલું આકાશ જાણે ઢાંકણ જેવું છે. ગોચિમારિના ઢાળની વચ્ચેનો ભાગ કઢાઈના જેવો લાગે છે. ત્યાં નીચે ઊતરતાં ચંદ્રમા એક કૂદકે તેને માથે આવી પડે છે. ચારે બાજુ ઊંચા કિનારા હોવાને કારણે બીજું કશું દેખાતું નથી. દૂરના ફૉરેસ્ટનાં ઝાડ-ઝાંખર જોતાં લાગે છે કે પહાડની ઉપર જંગલ છે. ત્યાં વાઘારુ આકાશના ચંદ્રમાની મુખોમુખ આવે છે.

વાઘારુ ચંદ્રમા તરફ જોઈ હસી પડે છે. હસીને ડાબી તરફ મોઢું ફેરવે છે — ચંદ્રમા જમણી તરફ સરે છે. જમણી તરફ મોઢું ફેરવે છે તો ચંદ્રમા ડાબી તરફ સરે છે. વાઘારુ એક ઢેફું ઉપાડે છે. તે ચંદ્ર તરફ ફેંકવા માટે કેટલાંક ડગલાં દોડે છે ત્યાં જ ચંદ્ર પણ જલદી જલદી ખસી જાય છે. ઢેફું ફેંકી વાઘારુ ઊભો રહી જાય છે. ચંદ્રમા પણ થોભી જાય છે. થોડે દૂર ઢેફું પડવાનો ધપ્ અવાજ થાય છે. ચંદ્ર તરફ માથું ફેરવી જોતાં જોતાં વાઘારુ ફરીથી ચાલવાનું શરૂ કરે છે હાંસખાલિના બંધ તરફ. ચંદ્ર પણ ખસતો જાય છે આપલચાંદ તરફ. હવે વાઘારુને ફરીથી થોડું થોડું ઊંચે જવાનું થાય છે — કઢાઈ જેવા ભાગની પાસેથી પસાર થઈને. ચંદ્ર પણ થોડો થોડો ઉપર જાય છે — વધારે ઉત્તરમાં. હવે ફરીથી કિનારા પરના ઝાડ-ઝાંખરાં દેખાવા લાગે છે. ફૉરેસ્ટ જમીન પર નીચે ઊતરી આવે છે. તે વચ્ચેના સમયે ચંદ્ર આડશે ખસી જાય છે. વાઘારુને ખબર છે કે દેખાતો નથી, છતાં પણ તે ક્યાંક છે. તે હાંસખાલિના બંધ પર પહોંચવામાં છે. તે જુએ છે કે બંધ બરાબર સીધો ઉત્તર પૂર્વમાં છે અને એકદમ તેની બરાબર સામે ચંદ્ર આકાશને વળગેલો છે. આ હાંસખાલિ બંધ અથવા હાથીનો રસ્તો સીધો આનંદપુરના બગીચામાં પહોંચે છે. આપલચાંદની અંદર થઈ જે રસ્તો ઓદલાવાડિ તરફ જાય છે તેને ડાબી તરફ રાખી વાઘારુ સીધો ચાલવા

લાગે છે. ચંદ્ર વધારે ડાબી તરફ ફૉરેસ્ટની ટોચ પર ચાલી જાય છે. વાઘારુ ફૉરેસ્ટની ટોચની વચ્ચે વચ્ચેથી ચંદ્રને જુએ છે. ફૉરેસ્ટની અંદર તો અત્યારે અંધારું છે — રાત્રિનો છેલ્લો પ્રહર છે. તે અંધારામાંથી આકાશ વધારે લીલું અને ચંદ્ર વધારે સ્પષ્ટ દેખાય છે — સવારનો ધોળો ચંદ્ર નથી, રાતનો ચકચકતો ચંદ્ર છે. અત્યારે જો તે આ હાથીનો રસ્તો છોડી દઈ ફૉરેસ્ટની અંદર પ્રવેશે તો ચંદ્રનો પેલો પ્રકાશ મળી જશે. ફૉરેસ્ટમાં તો આ રાત્રિની આડશે ચંદ્ર ઘણો આગળ નીકળી જઈ શકે. વચ્ચે એક દીવાવાળી સડક આવે છે — તે ફૉરેસ્ટના બે ભાગ કરે છે. જે દીવાવાળા રસ્તા તરફ મોં રાખી વાઘારુ ઊભો છે ત્યાં ઝાડપાન નથી. તેથી થોડો પ્રકાશ જ છે. થોડે દૂર જઈને એ પ્રકાશ ફરીથી અદૃશ્ય થાય છે. અત્યારે આકાશમાં દિવસનો પ્રકાશ એટલો પથરાયો નથી કે આ દીવાની લાઈન પૂરેપૂરી જોઈ શકાય. વચ્ચેના પેલા અંધકારની પછી પેલી દીવાની લાઈનના અંતિમ છેડાનો આભાસ જોવા મળે છે — આકાશના લીલા અને નદીની રેતીના ધોળા રંગ પર. લાગે છે કે ત્યાં જલદીથી સવાર થઈ ગઈ છે.

વાઘારુ જે રીતે પેલા રસ્તાની સામે ઊભો છે એ રીતે સામાન્ય રીતે વનના પશુઓ ઊભા રહે છે, જાણે રસ્તો નક્કી કરી શકતા નથી! બે લાંબા હાથ વાળીને - હલાવીને ફૉરેસ્ટના પવનને પકડી જાણે વાઘારુ ગંધ સૂંઘે છે — ફૉરેસ્ટની. એક વાર જમણી તરફ માથું ફેરવી હાથીના રસ્તે આનંદપુરની દિશામાં જુએ છે. પછી વળી માથું ઊંચું કરી આકાશના ચંદ્રને જુએ છે. પછી એક વાર ફૉરેસ્ટની ભીતર જુએ છે. આખરે, જમણી તરફ ફરી સીધો ચાલવાનું શરૂ કરે છે બગીચાની દિશામાં.

હવે વાઘારુ જેટલો બગીચા તરફ આગળ વધે છે તેટલો જ ચંદ્ર ઝાડની ડાળે ડાળે તિસ્તા તરફ પાછળ જાય છે. વચ્ચે વચ્ચે ધારી ધારીને વાઘારુ ચંદ્રને જોઈ લે છે. તેને વારંવાર ડોક ખૂબ વાળવી પડે છે. આનંદપુર પહોંચ્યા પછી તો માથું ફેરવવા છતાં પણ કદાચ તે ચંદ્રમાને હવે જોઈ શકશે નહિ. હવે થોડું ભળભાંખળું — સવાર તો થઈ હતી — વધારે વાર આકાશ લીલું રહેશે નહિ. પ્રકાશ પડતાં જ પહેલાં નીલું, પછી ધોળું થવાનું શરૂ કરશે. ત્યારે પેલો જલછાપ ચંદ્ર દેખાશે નહિ. વાઘારુના ચાલવાની દિશાથી ચંદ્રની ગતિ આજે જ્યારે ઊલટી જ દિશામાં છે ત્યારે તો ચંદ્ર તિસ્તા પર જઈને પડશે. ઉપર ભૂરું ધોળું આકાશ છે, નીચે તિસ્તાનું ધોળું પણ ડહોળું પાણી છે — ત્યારે ચંદ્ર ક્યાં જઈને ભળી જશે!

અત્યારે આ ફૉરેસ્ટ, ખેતીવાડી, નદી, હાટ, વાડી-વસ્તી, આ પવન, ભીનું ઘાસ, ઢાળિયાનો રસ્તો, વાંસનાં ઝાડ, ચાના બગીચાની ફેક્ટરીના નળ — એ બધાંથી કશાકને કારણે વળી એક દિવસ માટે નવી જ દુનિયા તૈયાર થઈ ગઈ છે.

એ નવી દુનિયામાં હજુ સુધી તો એક વાઘારુ છે અને પેલો ચંદ્ર છે.

# 53

# સવાર પહેલાંનો ચાનો બગીચો

વાઘારુ જે રીતે મેદાનોમાં, ખેતરવાડીઓમાં, જંગલવાડીમાં, ડાંગરવાડીમાં ચાલે છે તે જ રીતે હવે ચાલવા માંડે છે. નદીનાં કે ફૉરેસ્ટનાં જંગલમાં ચાલવાનું જરા જુદું હોય છે — અટકાતાં, અથડાતાં. બીજું બધું ચાલવાનું એ જ રીતનું — આકાશમાં ઘણે ઊંચે પંખીઓનાં પાંખો દ્વારા તરાતાં ઉડાણ જેવું તરતાં તરતાં ચાલવું; ડગલે ડગલે બહુ ધૂળ ઊડતી નથી, વધારે દબાણ કરવું પડતું નથી — જમીન પરના પોતાના વજન સિવાય તિસ્તાના ધસમસતા પ્રવાહમાં જેમ શાલવૃક્ષ હલકું થઈને ચાલી જાય, તેમ, આ ખૂબ દૂર સુધી વિસ્તરેલા મેદાનના ખેંચાણમાં વાઘારુનું લાંબું શરીર, પહોળી છાતી-પીઠ, લાંબા-પહોળા બાહુ, મજબૂત કાંધ અને બે લાંબા પગ — એ બધો ભાર વહે જાય છે.

પણ ખેતરનો ય પ્રવાહ છે અને વાઘારુ પણ શાલવૃક્ષ છે, એટલે ચાલવાનું જમીન સાથે ગૂંથાઈ જાય છે. એટલે સુધી કે જાણે જમીન ચાલે છે — ફૉરેસ્ટ, હાટ, વાડી સાથેની આ જમીન! તેથી સામે કોઈ ભલે આવે ને, ગતિને અવરુદ્ધ કરવામાં આવતી નથી. કાં તો વાઘારુને ધક્કો ખાઈ પડીને નમવાનું થશે, અથવા તો સામેનું વિઘ્ન જ ભાંગી ભુક્કો થઈ જશે.

વાઘારુને તો બીજે રસ્તેથી જવું નથી. રસ્તામાં સામે ઘણું દેખાય છે; રસ્તો પણ બે બાજુ સાથે ભળી જતો નથી, અલગ જ રહે છે; બે બાજુઓ બદલાય છે.

પણ તેથી કંઈ મેદાન-જંગલ ભાંગી હાથીનાં ટોળાં કે ભેંસનાં ટોળાંની જેમ વાઘારુને જવાનું નથી. તેના પગનો એક અંદાજ છે — નિર્ભૂલ! તેને જો ચાલસાની પૂર્વે જમણી તરફના નદીના ભાઠામાં પહોંચવાનું હોય તો તો એને લગભગ સીધા ઉત્તર-પૂર્વમાં ચાલવું પડે. અહીંથી સીધો કોનોકૂની તરફ ચાલે તો રસ્તો ટૂંકો થઈ જાય, પણ રસ્તો ટૂંકો કરવા ખાતર વાઘારુ હવે તેને પરિચિત લાઈન, પરિચિત જગ્યા છોડી દેશે નહિ.

આનંદપુરના ચાના બગીચામાં પ્રવેશવા એક ગેટ આવે છે. ગેટની આગળ એક મોટા પાણીનો નિકાલ કરનારા નાળા ઉપર લોખંડના પાઈપોને થોડી થોડી જગ્યા રાખી ગોઠવીને કેલ્વર્ટ તૈયાર કરવામાં આવ્યો છે. ગાય-બકરી પેસી શકતા નથી; પાઈપમાં પાછલા પોલાણમાં પગ અટવાઈ જાય છે. પહોળા નીચા ગેટની પાસે માણસો આવનજાવન કરી શકે એવી વ્યવસ્થા છે, ગેટ બંધ હોય તોપણ. ત્યાંથી જ બગીચાને ચારે બાજુ ફરતી તારની વાડ છે. આનંદપુરનો ગેટ પાર થતાં જ જાણે

સવાર પડી જાય છે; કેમ, તેની વાઘારુને ખબર પડતી નથી. આટલી વાર વાઘારુ જે ચાલીને આવ્યો તે ચાલવામાં આકાશ, પ્રકાશ, ઝાડપાન, હવા બધું એક બનીને હળીભળી ગયું હતું. આનંદપુરમાં બધું જ વ્યવસ્થિત, ગોઠવેલું, જુદું જુદું લાગે છે. બન્ને બાજુ ચાના બગીચાની કાપેલી એકસરખી હારો છે. તેની ઉપર છાયા આપે તેવી ઝાડની એકસરખી ટોચો છે. ખેતરના જેવી જ, એકસરખી; ચાના બગીચાની હારો ઉપર છત્રી જેવી એક સરખી ઝાડની ટોચો છે. હારો ફરતી તારની વાડ છે, પેલી બાજુ ઊંડું નાળું છે. જવું હોય તેટલું પાણી જાય, પણ આ નાળાને કારણે વાડની અંદર હાથી જઈ શકતો નથી. માણસોને જવા-આવવા માટે વચ્ચે વચ્ચે ઈંટનાં પગથિયાં છે; ક્યાંક વળી લાકડાનાં પણ છે; બે-એક જગ્યાએ ફરીથી જવા-આવવાની પેલી ખાસ વ્યવસ્થા છે.

વાટ-ઘાટ, વન-પાદર વટાવીને આવેલા વાઘારુને અહીં ચાના બગીચાવાળા આનંદપુરમાં જ ફક્ત રંગ જોવા મળે છે. બાબુઓનાં ઘરનાં પતરાંનાં છાપરાં લીલાં છે; બંગલાના બીજા માળનું છાપરું લીલું છે; બારી-બારણાંનો રંગ પણ લીલો છે — ચારે બાજુના આટલા લીલા રંગની વચ્ચે આ લીલું લીલું જુદું જ પડી જાય છે. રસ્તામાં પ્રત્યેક વળાંક વખતે લાલ-સફેદ રંગની થાંભલીઓનો વળાંક ઘણે દૂરથી દેખાય છે. અને વળાંકનો તો જાણે અંત જ નથી. એક વળાંક વટાવતી વખતે ડાબી-જમણી, આગળ-પાછળ જોતાં ચારે તરફ દેખાય છે લાઈનબંધ વળાંક પછી વળાંક, વળાંક પછી વળાંક. અને વળાંક હોય એટલે તો રસ્તો પણ ખરો, રસ્તા પછી રસ્તો. એક જ પ્રકારનાં શિરીષવૃક્ષોની નીચેથી, એક જ પ્રકારના ચાના બગીચામાંથી એક જ જાતના રસ્તેથી, અને ત્યાર પછી એક જ જાતના વળાંકોમાં થઈને જવામાં સીધાસાદા રસ્તાની ય એક ભુલભુલામણી બની જાય છે. આવા રસ્તેથી કેટલાંય લોકો ચાલે છે; આવાં ઘરોમાં પણ કેટલાંય લોકો રહે છે : નાના નાના વરંડાવાળાં ઘર, લાંબા લાંબા વરંડાવાળાં ઘર, છાપરાંવાળાં ઘર, પતરાંવાળાં ઘર, ભામની ઘાસનાં ઘર, લાકડાંનાં ઘર, ઈંટનાં ઘર, વાડવાળાં ઘર.

આનંદપુરના લોકો હજુ ઊઠ્યા નથી; કંઈ નહિ તો ફેક્ટરીમાં અને ઑફિસના કોઈ લોકો આ રસ્તે આવ્યા નથી. પણ ગોચાવાડિથી બહાર આવ્યા પછીનાં ખેતરોમાં, હાંસખાલિના બંધ પાસે, હાથીના રસ્તે, આકાશના અને જમીનના રંગે સવાર જે રીતે ઊઘડ્યું હતું તે આનંદપુરમાં બદલાઈ જાય છે. શિરીષનાં વૃક્ષોની ઘટા અને ચાના ઝાડની ટોચ વચ્ચે બીજું કંઈ નથી — સમગ્રપણે ખાલી છે. આકાશ નથી, જમીન નથી; આકાશ-જમીન વચ્ચેની પેલી જગ્યા ખાલી છે. અને ચાના બગીચામાં તો પેલી વચ્ચેની જગ્યા જ અસલ છે. એ ખાલી જગ્યામાંથી પ્રકાશ, આકાશની જેમ જ પ્રસરી જઈ શકે છે. વાઘારુ એવી સવારમાં ડાબે-જમણે કરતો કરતો બગીચાના છેલ્લા સીમાડા સુધી ચાલે છે — બહાર નીકળી જવા માટે. વાઘારુએ ધાર્યું હતું કે

પૂર્વના ગેટથી બહાર નીકળી જમણી તરફ વળતાં ખેતરની સમાંતર જ બારઘરિયા પહોંચશે. પણ એક વળાંકથી જમણી તરફ જોઈ તે વળી જાય છે — એને લાગે છે કે આ તરફની વાડ પૂરી કરી પેલી તરફના ખેતરમાં ઊતરી જઈ શકાશે.

પણ આગળ જઈને જુવે છે તો વાડ પૂરી થતી નથી; બહાર નીકળવાનો એક રસ્તો જરૂર છે — પેલી લોઢાની થાંભલાઓની ખાસ વ્યવસ્થાવાળો.

બહાર જવાનો રસ્તો આવી વર્ષા પછી પણ કઠણ છે. પગે ચાલવાને રસ્તે પણ ઘાસ ઊગેલું નથી. રસ્તા પછી રસ્તો, વળાંક પછી વળાંક, વળાંકમાંથી વળાંક દ્વારા ઘેરાયેલો ચૉક, ચૉકમાં ખેતરનાં જેવાં એકસરખાં ચાનાં ઝાડ અને છત્રીનાં જેવાં એકસરખાં શિરીષનાં ઝાડ — આ રીતે ચાના બગીચાને છોડી વાઘારુ હવે ઢાળિયો વટાવી બીજાં ઘણાં શેઢાથી ચોરસ બનેલાં, અનેક શેઢાં દ્વારા અ-સમાન ચોરસ બનેલાં ખેતરમાં ઊતરે છે. આ જરાસરખી ઊંચાઈને કારણે વાઘારુને થાય છે કે ખેતરનાં શેઢાં શિયાળાની નદી જેવાં છે — ક્યાંથી શરૂ થાય; ક્યાંથી વહે; ક્યાંક પાતળી, ક્યાંક પહોળી!

ખેતરમાં ઊતર્યા પછી હવે તેને એવું લાગતું નથી. તે વખતે ખેતરનો જ દૂરનો એક ભાગ તેનાથી ઊંચો છે, અને સામેનો ઢાળિયો પણ એક નાનું ઝાડ વટાવી ઊંચો બનેલો છે. બગીચાને અડેલી જમીનમાં ઢાળ છે. તે પછી કાંઠો છે. ઢાળવાળી જમીન પર સરસ ડાંગર થયેલી છે. પણ ત્યાર પછી પથરાળ વરમતલા. અહીંથી હવે ચાના બગીચા અને ફૉરેસ્ટ શરૂ થશે. ખેતીલાયક જમીન ઓછી આવશે. ખેતીવાડી તો તિસ્તાની પેલે પાર જ સારી!

પેલી નીચી જમીનના ઢાળિયેથી ચાલતાં ચાલતાં વાઘારુ જુએ છે કે સામેના કિનારા પરનું આકાશ લાલ લાલ થઈ ગયું છે — જાણે એ કાંઠો આકાશનો જ ઢાળ ન હોય! વાઘારુ ખુશ થઈ જાય છે. ગોચામારિથી વાડીમાંથી બહાર આવતાં આવતાં જ જો સૂર્ય ઊગી જાત તો તો તે તેની પાછળ રહી જાત; તે સૂર્યોદય જોઈ શકત નહિ — જરૂર, આકાશ પણ ઘણી વાર સુધી તેના માથા પર હતું — ત્યાં રંગની રમત જોઈ શકત. પણ અહીં તો તેની સામે જ સૂર્યોદય—આ ઢાળ વટાવી પેલે કિનારે પહોંચતાં જ! જાણે કે આ સૂર્યોદયને ખાતર જ આ બારઘરિયાના ખેતરે વાઘારુનું આવવું થયું છે — એટલો બધો કૂદતો કૂદતો તે કાંઠા તરફ દોડે છે!

કાંઠે પહોંચી ઊભો રહી જાય છે. તેની સામે કંઈ કેટલાંય બારઘરિયાનાં ખેતરો, પેલી પૂર્વે-દક્ષિણે કાન્તદિઘિ-કુમારપાડા સુધી પથરાયેલાં છે. કાન્તદિઘિ-કુમારપાડાની પેલી બાજુએથી સૂર્ય ઊગે છે. હવે, વાઘારુને જવાનું છે સૂર્યને જમણી તરફ રાખી જરા ઉત્તર દિશાની સમાંતર. પણ આવા સૂર્યોદયની સન્મુખ આવેલો વાઘારુ જાણે ત્યાંથી ખસી શકતો નથી. કાંઠા પર પહોંચતાં જ તે ઊભો રહી જાય છે. પછી એક સુંદર જગ્યા શોધી, શીમળાના ઝાડ નીચે જઈને ઊભો રહે છે. તેની સામે અર્ધવર્તુળાકાર

સીમાડાને છેડે દિગન્તમાં સૂર્યોદયની દૈનંદિન ધારાવાહિકતા શરૂ થઈ ગઈ છે.

## 54

# વાઘારુ અને સૂર્યોદય

કાન્તદિઘિ-કુમારપાડા તરફ મોં રાખી વાઘારુ ઊભો છે. તેની પૂર્વમાં કુમલાઈ છે, તેની પૂર્વમાં માથાચૂલકા છે, માથાચૂલકાની પૂર્વે ધૂપઝરા છે. આ સૂર્યોદયની ભૂગોળ વાઘારુને આટલે સુધીની ખબર છે. તે જ્યાં જાય છે તે જમણી તરફની નદીનાં જંગલમાં તો પૂર્વ દિશા છે. તે બધી પૂર્વ દિશાનાં નામ તેને ખબર નથી. સૂર્ય તો ત્યાંથી જ ઊગે છે. પૂર્વનો રસ્તો ત્યાં વધારે પૂર્વમાં, આસામ તરફ ગયો છે. એ બધી પૂર્વ દિશામાં પણ આ એક જ સૂર્યોદય છે. અત્યારે વાઘારુ પેલી અજાણી પૂર્વ દિશા તરફ ચાલે છે એટલે સૂર્યોદય આકાશમાં વ્યાપી જવાની સાથે સાથે પેલી જાણીતી-અજાણી ભળી ગયેલી સઘળી પૂર્વ દિશા વાઘારુની સામે ઊઘડી જાય છે.

કાન્તદિઘિ-કુમારપાડા અને કુમલાઈ — એ બધાં સ્થળોનું આકાશ અગ્નિ જેવા સોનેરી રંગનું છે. એ જ આગે ફૉરેસ્ટનાં મોટાં મોટાં વૃક્ષોની ટોચને સ્પર્શી લીધી છે. આટલે દૂરથી ફૉરેસ્ટ લીલું તો નથી દેખાતું, થોડું ધૂંધળું ધૂંધળું લાગે છે. જે જે જગ્યાએ આગ સ્પર્શી ગઈ છે તે તે જગ્યાએ ધૂંધળાપણું ઓગળી જઈ બીજો રંગ બહાર આવે છે. દૂરથી જોઈ શકાય છે કે ફૉરેસ્ટમાં દરેક જુદા જુદા ઝાડ પર પેલી આગ લાગી છે — જાણે કે એક એક ઝાડ પર બાજ ન પડ્યું હોય!

ફૉરેસ્ટનો ભૂખરો ભૂખરો રંગ અને નદી પરનો તથા ખેતરના છેડાના દિગન્તનું ભૂખરાપણું એવું તો એકબીજામાં ભળી ગયું છે કે કયું ફૉરેસ્ટ એ સમજાતું નથી; અત્યારે ખૂબ દૂર દૂર સુધી પેલો અગ્નિનો સોનેરી રંગ લાગી ગયો છે એટલે વાઘારુની નજર સામે ઝાડ-ઝાંખર, જળ-જંગલના રંગ ભિન્ન ભિન્ન થયેલા દેખાય છે.

પણ સૂર્યના સોનેરી રંગે રંગાયેલો પ્રકાશ આકાશમાં તો એકસરખી રીતે પ્રસરેલો નથી. ગયાનાથના ઘરથી તેને માથે જે આકાશ ચાલતું આવે છે, 'લીલુંછમ', તે આકાશની બહુ દૂર સુધી સોનેરી રંગની પટ્ટી ચાલી જવાથી તેમાંથી બીજી ઘણી રેખાઓ બહાર નીકળી આવે છે. આકાશના લીલા રંગની નીચે, ક્યાંક ક્યાંક તો વાદળ પણ હતાં. એ બધી જ જગ્યાઓએ આકાશનો રંગ, વાદળનો રંગ, પ્રકાશનો રંગ ભળી જાય છે અને અનેક જાતના રંગો તેમાંથી તૈયાર થયેલા છે.

ક્યો રંગ ક્યારે ફૂટી આવે અને ક્યારે ભળી જાય છે તે દેખાતું પણ નથી, અને સમજાતું પણ નથી. આંખના એક પલકારામાં તો આકાશની ઝલક બદલાઈ જાય છે. અગ્નિનો સોનેરી રંગ દૂર દૂર સુધી ચાલી જાય છે; આ પશ્ચિમ બાજુ

તિસ્તા નદીને પાર કરી, તેની પશ્ચિમે જલપાઈગુડિ સુધી, તેની પશ્ચિમે ક્યાંક કોટગંજ—એ બધાનું આકાશ લાલચટક બની ગયું છે. પેલા કુમલાઈની પૂર્વે રંગ થોડો આછો છે. ક્યાંક એ લાલ રંગ ધોવાઈ ગયો છે. અને હો...ઈ, તિસ્તા પારની પશ્ચિમ બાજુ સુધી ઝાંખો થયેલો છે. ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે!

પૂરવાળી તિસ્તામાં ડૂબકી મારતાં પહેલાં જેમ સામે, બાજુએ માથું ફેરવી ફેરવીને વાઘારુ જગ્યા જાણી લે છે, પાણીની રીત જોઈ લે છે અને પોતાના મનમાં એક નકશો વિચારી લે છે, તે રીતે જમણી તરફ આપલચાંદની દિશામાં જુએ છે — 'ઊંચી ઊંચી ઝાડની ટોચ પર આગ લાગી ગઈ છે.' — પાછો ફરીને માથા પર શીમળાના ઝાડને જુએ છે — 'પાંદડાં ખરતાં ખર્‌ખર્‌ થાય છે અને મીઠી હવા વાય છે.' — વાઘારુ તેના પોતાના શરીર તરફ જુએ છે — 'આખા શરીરે કેવો રંગ રંગાઈ ગયો છે.' — વાઘારુ પગના તળિયેના ઘાસ તરફ જુએ છે — 'ઘાસ ભીનું થતાં બધું આયના જેવું થઈ ગયું છે —'

વાઘારુ એ પ્રકાશમાં ડૂબકી મારતો ઊભો છે — સીધો ઊભો છે. આટલું આવી ગતિએ ચાલ્યા પછી તેના શરીરમાંથી પરસેવો છૂટવાનું શરૂ થાય છે. પેલા બ્રહ્મભાંગાના એક સીમાડે ઊભો રહી બીજા એક સીમાડે અદૃશ્ય, પાછળથી ઊગી આવેલા સૂર્યોદયને જોતો જોતો વાઘારુ પસીને રેબઝેબ થાય છે, બારઘરિયાના ખેતરે બરાબર આ વખતે એ નથી પહોંચ્યો તેથી તો વાઘારુ આ સૂર્યોદયને પામી શક્યો છે. ગોત્રિમારિથી હાંસખાલિના રસ્તે ગયો હોત તો સૂર્યોદય પાછળ હોત. હાથીના રસ્તેથી ગયો હોત તો કોનાકોનીમાં હોત. આનંદપુર બગીચામાંથી જતાં જમણી તરફ રહેત. બારઘરિયાના ખેતરે તે જ્યારે પહોંચશે, જો સૂર્યોદય એટલી વાર સ્થિર રહી જાય તો તો વાઘારુને ઊભા ઊભા જોવું જ છે; જોવા માટે ઊભા ઊભા પસીને રેબઝેબ પણ થવું છે.

એ જોવાના અને પસીનો થવાનાની વચ્ચે વાઘારુને એક વાર એ સમજી લેવું છે, 'હું ખાલી ખાલી ઊભો છું.' અને એ ખરું છે કે તે કેવળ તેના ખુલ્લા મોટા શરીર સાથે ઊભો છે તે, તેના શરીરની ભારહીનતા દ્વારા તેણે સમજી લેવાનું છે. તેની કાંધે હળ નથી — ગયાનાથનું હળ છે. 'મારે ખભે ઝાડ નથી — ગયાનાથનું ઝાડ છે.' ગયાનાથે વાઘારુને નિર્વાસિત કર્યો છે. ડાયના નદીના જંગલમાં ભેંસોનું ધણ છે — વાઘારુ ત્યાં જ જાય છે. પણ જાય છે તો ફક્ત તેનું આ શરીર લઈને જ. વરમતલામાં એ સૂર્યોદય સમક્ષ નિર્વાસનના માર્ગે વાઘારુનાં શરીર-મનમાં કેવી તો મુક્તિનો બોધ અનુભવાય છે! અને એ બોધને પોતે જ સમજી લઈ, પોતે જ પોતાના શરીર તરફ ફરી ફરીને જુએ છે.

કોઈ અદૃષ્ટ આડશમાંથી ફેંકાઈ રહેલા રંગોના આ આકાશ-ધરતીવ્યાપી પ્રસ્ફુટનમાં અને પોતાના શરીરની આ મુક્તિમાં વાઘારુ હસે છે. વાઘારુ તેનાં અંગ-પ્રત્યાંગો દ્વારા જુદાં જુદાં કામો કરી શકતો નથી. તે જે કંઈ કરે છે તે તેના

સમગ્ર શરીર વડે કરે છે. માત્ર હોઠ દ્વારા જ વાઘારુ હસી શકતો નથી, તેથી પેલા પ્રકાશના રંગના સ્પર્શથી વાઘારુનું આખું શરીર હસી ઊઠી કંપવા લાગે છે — પવનમાં કંપતા શિરીષવૃક્ષની માફક. વાઘારુ પાસે તેના શરીર સિવાય તો બીજું કશું નથી — તે પણ વળી એવડું મોટું શરીર છે કે ફક્ત શરીર છે એમ કહેવાથી તેને જાણે તેટલો સર્વસ્વહીન — સમજવાનો નથી. આવડું મોટું શરીર રંગીન પ્રકાશના આઘાતથી થથરી ઊઠે છે, રોમાંચિત થઈ ઊઠે છે.

શરીરનું આ કંપન વાઘારુને પરિચિત નથી. અથવા, એવું કશું તેને પરિચિત નથી જે આ કંપનની માફક વ્યક્તિગત છે. તેથી વાઘારુ તેના પોતાના શરીરના કંપનથી પોતે જ હે-હે કરતો હસે છે. આમ એકલા એકલા હસવાના પોતાના હાસ્યના અવાજમાં વાઘારુ વધારે હસી પડે છે, અને વળી તેથી તેને એથીયે વધારે હસવું આવે છે. પોતાના હાસ્યનો અવાજ વાઘારુને બહુ પરિચિત નથી.

બે હાથ વડે મોં ઢાંકીને વાઘારુ હાસ્યને છુપાવવા માગે છે. તેનો હાથ એટલો મજબૂત છે કે હવે બીજી આંગળીઓ વાળી શકાતી નથી. છતાં જ્યારે હાથ છે, ત્યારે હાથની હથેળીઓ છે, અને હથેળીઓ છે તો ખોબા થાય છે. વાઘારુએ મોં ઢાંકવા બે હાથ ઊંચા કર્યા, એટલે હથેળીઓ પ્રકાશથી અને રંગથી ભરાઈ જાય છે, જાણે કે વાઘારુ નીચો નમી ખેતરમાંથી ખોબલા ભરી પ્રકાશ અને રંગ ના ભરી લાવ્યો હોય! હવે તેની નજર સમક્ષ બે અંજલિમાંથી પેલો રંગીન પ્રકાશ ઝર્ઝર્ ઝરી પડે છે તેના શરીરે.

પોતાના હાથના ખોબામાં, પોતાના શરીર પર, વાઘારુ પ્રથમવાર રંગ-પ્રકાશ ઢોળે છે. જાણે આ પ્રથમ વાર શરીર તેનું પોતાનું થયું છે!

બે હાથ માથા પર લઈ ડાબા હાથથી જમણા હાથનું કાંડું સખત પકડી વાઘારુ પીઠને ધનુષ્યની જેમ વાળે છે, પાછળ. કાચા વાંસની જેમ તેનું શરીર આ રીતે વળેલું રહે છે, અને વળાંકનો ભાર વહે છે. તેની પગની એડી, સાથળ, અને પેટ-છાતીની પેશીઓ ફૂલી ઊઠે છે. ફરી, પાછો ફરી બે હાથ માથા પર લઈ ધનુષ્યની માફક વળે છે, આગળ. તેની પથ્થરની સખતાઈ જેવી પીઠની ઢાલ જમીન તરફ નમી જતાં નાડીઓના સાંધા પ્રખરપણે જાગી ઊઠે છે — જાણે એ પ્રબળતા વહી હમણાં જ કોઈ ઝરણું ફૂટશે! કાંધ, માથું, પીઠ, બાહુ, કમર, સાથળ, કટિ — વગેરે પર પ્રકાશનો સ્વાદ પામતાં વાઘારુને ખૂબ સારું લાગે છે — પ્રકાશનો ઉષ્ણ સ્વાદ! તે જરા ફરીને ઊભો થાય છે, ડાબી તરફ; પ્રકાશ તેની ડાબી બાજુની પાંસળીઓ પર થઈ, ડાબી નીચેની છાતી અને પેટ પર ચાલી જાય છે. થોડી વાર આ પ્રમાણે રહ્યા પછી વાઘારુ જમણી તરફ ફરે છે. પ્રકાશ તેની જમણી બાજુની પાંસળીઓ પર થઈ જમણા નીચેના પેટ સુધી લેપાઈ જાય છે.

સીધો થઈ ઊભો થતાં વાઘારુ જુએ છે કે સૂર્યનો પ્રથમ પ્રકાશ તીક્ષ્ણ રેખામાં

સીમાડાના પેલે સીમાડેથી વાઘારુ તરફ દોડતો આવે છે, સાં...સાં... કરતો. વાઘારુ પ્રકાશ તરફ દોડે છે, પણ તે પહોંચે તે પહેલાં જ પ્રકાશની તીક્ષ્ણ રેખા ફૂટી જાય છે અને પ્રકાશ ફેલાઈ જાય છે ખેતર ભરીને. વાઘારુ માટી પર આળોટી પડી માટીમાંથી પ્રકાશને તેના શરીરે ચોપડે છે.

## 55

## વાઘારુનો સંગીતલાભ

બારઘરિયાનું મેદાન છોડી વાઘારુ નિપુછાપુર તરફ ચાલવાનું શરૂ કરે છે. જમણી તરફ થઈ રહેલા સૂર્યોદયની તરત પછીના મેદાન તરફ જોઈ વાઘારુ ઝીણું ઝીણું ગણગણ કરે છે. એક વાર ગણગણ કરીને થંભી જતો નથી. વારંવાર આમતેમ હરફર કરે છે, અને ચાલતાં ચાલતાં પણ ડોલે છે.

*ઉઠેન ઉઠેન વેલા ઠાકુર ચિકચિકેનિ દિયા*
*ઉઠેન ઉઠેન વેલા ઠાકુર આગુન ટફ્ટફ હયા*
*ખુલિ દિછુ દેહવાઙિ છેંકા દિયા યાન*
*જલ યાઉક હિમ યાઉક, ખાડાઉક શરીલખાન.*

સૂર્ય ઊગે છે ચક્ચક્ કરતો
સૂર્ય ઊગે છે પ્રકાશ પ્રસરાવતો
ઉઘાડી દઉં છું શરીર તેલ વડે ઘસેલું,
પાણી જજો, ઠંડી જજો, શરીર ખડું રહેજો....

આ જોડકણું ખોળામાંનાં બાળકોને ઘસી ઘસીને તેલ ચોપડી, સૂર્ય તરફ ધરીને ઝુલાવતાં ઝુલાવતાં માતાઓ ગાય છે. વાઘારુના બે હાથમાં ક્યારેય કોઈ શિશુ હીંચ્યું નથી. અને અત્યારે જ્યારે સૂર્ય તરફ હરીફરી ઝુલાવવા માટે વાઘારુના હાથમાં શિશુ નથી, ત્યારે વાઘારુ પોતાને જ ઝુલાવે છે. આ રીતે ચાલતાં ચાલતાં જેટલું ડોલાય છે તેટલું ડોલે છે. અને જેટલું ગુનગુન કરાય છે તેટલું કરે છે. વાઘારુ અત્યારે તેનો પોતાનો જ શિશુ છે!

પણ એક વાર બોલ્યા પછી વાઘારુ અટકી જઈ શકતો નથી — એટલે સુધી કે કેટલીયે વાર બોલ્યા પછી અટકતો નથી. આ જોડકણું એક વાર માથામાં ઘુસાડ્યા પછી કેમેય નીકળી જતું નથી. ઉપરાંત વળી ચાલવાનું ડોલન પણ જોડકણા સાથે ભળી ગયું છે. ચાલવાનું અટકશે નહિ તો આ ગુનગુન પણ અટકશે નહિ. આ ડોલન અને આ ગાન, પેલા જન્મસમયથી વાઘારુના મગજમાં પેસી ગયું છે — તેના ચિંતા વિનાના નિર્જન માથામાં. તે પછી પંખીનું ગાન, જીવજન્તુનું મોં, અને પ્રકાશ-છાયાની

ગતિ એક ક્ષણમાં જેમ ઓળખી લેવાય છે, તેમ જ્યારે એવો સમય આવે છે ત્યારે જ આ 'જોડકણાં ચાલી આવે છે લાંબી ચાલમાં — કામ વગર, શરીર વગર આ લાંબી ચાલ, જોડકણાં-ગાન, કીડીઓની જેમ ચાલી આવે છે એક એક કરી લાઈનબંધ, એક પછી એક, ક્યાંથી આવે છે ને ક્યાં જાય છે તેની કોઈને ખબર નથી.'

વાઘારુ ચાલતાં ચાલતાં ડોલે છે અને ડોલતાં ડોલતાં બોલે છે —

*વેલા ઠાકુરેર માઈ ગે*
*સિંદૂર ફેલેન કેને, સિંદૂર ફેલેન કેને?*
*ના ફેલિછુ, ના ફેલિછુ, કૌટા ઉલટિ ગેઈ છે*
*દાવા લાલાઈછે તાય.*

સૂર્યઠાકુરની મા, તું કેમ સિંદૂર ઢોળે છે? હું ઢોળતી નથી, હું સિંદૂર ઢોળતી નથી; સિંદૂરનો ડબ્બો ઊંધો પડી ગયો છે. તેથી આકાશ લાલ છે.

*વેલા ઠાકુરેર માઈ ગે*
*જલ ઢાલિછેન કેને, જલ ઢાલિછેન કેને?*
*ના ઢાલિછુ, ના ઢાલિછુ છોયાક નોહાઈછુ*
*માટી ભિજેન તાય.*

સૂર્યઠાકુરની મા, આટલું બધું પાણી શા માટે ઢોળે છે? હું ઢોળતી નથી, હું પાણી ઢોળતી નથી; છોકરાને નવરાવું છું, તે પાણીથી જમીન ભીની છે.

*વેલા ઠાકુરેર માઈ ગે*
*ઝાંટા ઝાડિછેન કેને, ઝાંટા છાડિછેન કેને?*
*ના-ઝાડિછુ, ના-ઝાડિછુ, છોયાક શુકાઈછુ*
*વા ઓ ઉઠેન તાય.*

સૂર્યઠાકુરની મા, સવારે સવારે આટલું ઝાટકે છે શા માટે? હિમભર્યો પવન' વહાવે છે શા માટે? હું ઝાટકતી નથી, ઝાટકતી નથી; છેડાના પવન દ્વારા છોકરાના શરીર પરનું પાણી સૂકવું છું, તેથી પવન વાય છે.

*વેલા ઠાકુરેર માઈ ગે*
*ઘર ધોયા કઈચિછિસ કેને, ઘર ધોયા કઈચિછિસ કેને?*
*ના કરિછુ, ના કરિછુ છોયાક છાડિ દિમ*
*એગિના ધૂછિ તાઈ.*

સૂર્યઠાકુરની મા, ઘરઆંગણનું આટલું ધોવા-લૂછવાનું કરી આકાશને આટલું ચોખ્ખુંચણક શા માટે કરે છે? હું લૂછતી નથી, ઘર લૂછતી નથી; છોકરાને રમવા છોડી દઈશ, માટે હું આંગણ, આકાશ ધોઉં છું.

*વેલા ઠાકુરેર માઈ ગે*
*છોયાક છાડેન કેને, છોયાક છાડેન કેને?*
*મોર છોયાટાર છેંક નાગિલે તોર છોયાટા ઉઠે*
*છોયાક છાડિછુ તાઈ.*

સૂર્યઠાકુરની મા, છોકરાને છોડી કેમ દે છે? મારો છોકરો છીંકો ખાશે એટલે તારો છોકરો ઊઠશે, તેથી છોડી દઉં છું.

*હેઈ ગે મોર બેટાખાન*
*હેઈ ગે મોર છોયાખાન*
*હેઈ ગે મોર છાવા-છોયર ઘરખાન*
*નિન્દ ભાંગી ઉઠિ ગેઈછે*
*હાઁ કરિછે, ભાઁ કરિછે*

આર તોર છોયાખાનેક દેખિ પુરપુટાઈયા હાસિવાર ધઈરેછે...

મારો છોકરો ઊઠી ગયો, મારા છોકરાની ઊંઘ ઊડી ગઈ, તે બગાસાં ખાય છે, રડે છે અને તારો છોકરો સૂર્ય તરફ જોઈ હસે છે.

*ઉઠેન ઉઠેન વેલા ઠાકુર ચિકમિકેનિ દિયા....*

વાઘારુની કવિતાના તાલે તાલે આકાશનો રંગ ધોવાઈ જઈ એમાંથી ચકચકતો નીલ રંગ બહાર આવી ગયો છે. અને કાન્તદિઘિ-કુમારપાડા, કુમલાઈ, માથાચૂલકાની આડશે આડશે જે સૂર્ય ઊગ્યો હતો તે અત્યારે સમગ્ર દુનિયામાં ઊગી ગયો છે; કંઈ નહિ તો વાઘારુની સમગ્ર દુનિયામાં તો ઊગ્યો છે; નિપુછાપુરની ફૅક્ટરીની લાંબી વ્હિસલમાં તો તે વાગે છે.

એ દુનિયાના એક સીમાડેથી બીજા એક સીમાડા તરફ વાઘારુના આ ચાલવાની સામે હવે બારઘરિયાના સીમાડાનો ઢાળ આવે છે. ઢાળ ઊતરતાં શિશુની માફક ગબડતો જતો વાઘારુ તેના શરીરનું ડોલન અને જોડકણાંનું દોલન ગુમાવી દે છે.

જોડકણાંમાં શિશુ સિવાય સવાર નથી. શિશુ સિવાય કવિતા નથી. તેથી અત્યારે વાઘારુ પોતે જ પોતાનો શિશુ છે.

## 56

## મજૂરોનો દૈનિક ઉત્સવ

વ્હિસલ સાંભળી નિપુછાપુરના ચાના બગીચાની લાઈનમાંથી બધાં જ બહાર નીકળી પડે છે. બધાંની કાંધ પર એક છત્રી છે. દરેકની કાંધ પર રૂમાલના જેવી

થેલી છે; લાંબી દાંડીને છેડે નાની ચપટી કોદાળી છે; હાથની આંગળીઓ કાપેલી હોય એવી કોદાળી છે; વાંકી દાતરડી અને લાંબી છરી છે. જેની કાંધે જેવી રીતે ઝૂલે છે કે લટકે છે તે તે રીતે ચાલે છે. જેની કાંધ પર રૂમાલ ઝૂલે છે તે પોતાની મરજી પ્રમાણે તેને ઝુલાવી શકે છે. જેમની કાંધે કોદાળીઓ છે તેઓ પણ થોડું ડોલે છે. પણ જેમની કાંધે દાતરડું અને છરી છે તેઓ એ કાંધ વાળતા નથી.

મરદોના મોટા ભાગના લોકોએ સાથળ સુધી રહેતું નાનું હાફ પેન્ટ પહેર્યું છે — આગળ-પાછળ ઘણી સિલાઈ અને પૉકેટ છે. અને શરીર પર જાતજાતની ગંજી છે — ગોળ ગળાવાળી, કૉલરવાળી, વી-કૉલરવાળી, કૉલરની આગળ-પાછળ છાપવાળી, છાતી-પીઠ પર નકશાવાળી. ગંજીના રંગ પણ અનેક જાતના છે. પણ બધાય રંગ ઝાંખા થઈ ગયા છે — વચ્ચે વચ્ચે એકાએક દેખાઈ જતા તાજા રંગ સિવાય. કેટલાક ઉંમરલાયક માણસોએ ધોતિયું પહેર્યું છે — ઢીંચણ સુધી ખેંચી ઊંચું લીધું છે — અને ગંજી. કેટલાકોએ ખાખી પેન્ટની અંદર હાફ શર્ટ ખોસેલું છે. મોટા ભાગના લોકોના પગ ખુલ્લા છે. કોઈ બે-એક જણના પગમાં મોજાં-બૂટ ચક્ચકે છે. એ પ્રમાણે બેએક જણના હાથમાં નાની સ્ટીક પણ છે. કેટલાક જણે કેડ્ઝ પણ પહેરેલાં છે. તેઓ એવી રીતે ચાલે છે કે જાણે તેઓ રમતાં રમતાં જાય છે. તેલથી ચળક ચળક થતાં કાળા વાળ ચોટલીઓમાં વાળેલા જુદા જુદા સુંદર આકાર — પાછળ બાબરી, બે બાજુ બાબરી, આગળ શિંગોડાનો આકાર, વચ્ચેથી બે ભાગ કરી બે બાજુ શિંગોડાના આકાર, વચ્ચેથી સરખા ભાગ કરી ફરીથી ભેગા કરી દીધેલા, કપાળ પર થોડા આગળ લાવેલા, — ફેલ્ટ કૅપના જેવા; ફરીથી કપાળ પર એકદમ ભમ્મર સુધી વાળી નીચે લાવી ગોળાકારમાં ઊંચે લીધેલા છે. પણ સુંદર આકાર માત્ર આગળ જ નથી, પાછળ પણ છે. કોઈને માથે બાબરી છે, કોઈને માથે બૉબ્ડ છે, કેટલાકના માથે વેરવિખેર છે, કેટલાકના અંગ્રેજી 'યુ' આકારના જેવા છે, કેટલાકના અંગ્રેજી 'વી'ના જેવા છે, કેટલાકના બે કાન પૂરેપૂરા ઢાંકેલા છે, કેટલાકના અર્ધા ઢાંકેલા છે, કેટલાકને પાછળથી પણ સેંથાની જેમ બે ભાગ કરેલા છે. આમાં જ બે-એક જણ સંપૂર્ણ બોડા છે.

છોકરીઓની સાડીનો પાકો રંગ છે. સાડી થોડી ઊંચી પહેરેલી છે. પાલવ નથી. આગળની બાજુએ થોડી વધારે ઊંચી લઈ પાલવ છાતી પરથી નીચે આવે છે. કોઈ કોઈને તો માત્ર પાલવ જ નહિ, પણ આખી સાડી જ છાતી પરથી ગોળ થઈ નીચે આવે છે. વાળની સુંદરતા પહેરવેશની સુંદરતાને હરાવી દે છે. કેટલીકના વાળની વચ્ચેથી સેંથાની બે બાજુ ચોટલી કરેલી છે; કેટલીકે વળી બે ચોટલા માથા પર ઊંચે લઈ ગાંઠ વાળી છે. કેટલીકે વળી ટૂંકા વાળની માથા પાસે ગાંઠ વાળી છે. કેટલીકે થોડે ઊંચે અંબોડો બાંધ્યો છે. લગભગ બધાયના વાળમાં ફૂલ છે. સવારે જેના હાથમાં જે ફૂલ આવે છે તે ફૂલ તેમણે વાળમાં ગૂંથી દીધા છે. બે-એક જણના

માથે તો મોટા મોટા ગલગોટા છે. કાલે રાત્રે બંગલામાંથી તોડી લાવ્યા છે. જાંબુડિયા રંગનાં નાનાં નાનાં ફૂલ પણ કોઈકે સળીઓમાં ગૂંથીને માથે ભરાવ્યાં છે. ફૂલની દાંડી માથા ઉપર દેખાય છે અને ચાલતી વખતે હાલે છે. ઘણી સ્ત્રીઓની પીઠ પર ઝોળીમાં બાળકો છે. ઝોળીની બહાર બાળકનું બોડિયું માથું બહાર નીકળી આવે છે. ચાલવાના તાલે એ ડોલે છે. પગ અને હાથ બંને બહાર નીકળી ઝૂલે છે. લાગે છે કે ચાલવાના ડોલનથી-ઝૂલણથી જ બધાં બાળકો લગભગ ઊંઘી ગયાં છે.

સ્ત્રીઓ આવી રંગીન છે, એટલે કદાચ બે-એક વયસ્ક સ્ત્રીઓની સફેદ સાડી પણ વચ્ચે રંગીન જ દેખાય છે.

પણ સ્ત્રી-પુરુષને, ડોસી-ડોસા, છોકરી-છોકરાને આ રીતે જુદા જુદા વિભાગમાં જોઈએ તો થાય કે કૂલીની લાઈનને રસ્તે બધાં જ એકસાથે સવારમાં વ્હિસલ સાંભળી કામે ચાલ્યાં જાય છે; એ એક સાથે જવાનું બરાબર સમજાતું નથી. અત્યારે આ વ્હિસલ સાંભળી, આ સવારે-એક સાથે જવાનું જ સૌથી મોટું થઈ ગયું છે. તેથી કોઈને અલગ કરી શકાતું નથી; બધાં હળીભળીને એક ઘટના અને એક દૃશ્ય જેવાં થઈ ગયાં છે. પોશાકમાં કે હલનચલનમાં કોઈ જો જુદું પડી જાય તો તે પણ જાણે આ સમગ્રતાને સ્પષ્ટ કરી દે છે. કેટલીયે પ્રકારના ચાલવામાંથી જ આ ચાલ તૈયાર થઈ છે, જલદી જલદી પગ ઉપાડવા જતાં કોઈ ડોલી ડોલીને ચાલે છે, કોઈ વળી કમર વધારે નચાવી દે છે, વાળના ગુચ્છાના ડોલવાથી કેટલાકના ચાલવાની રીત વળી કંઈ જુદી જાતની લાગે છે; ઢીંચણ પાસે ઝૂલતા હાફ પેન્ટ પહેરેલા કોઈ પ્રૌઢ જમીન તરફ જોતાં જોતાં નાનાં નાનાં પગલાં ભરતાં આગળ વધે છે. આટલી ભિન્ન ભિન્ન ચાલવાની રીત હોવા છતાં પણ કામને સ્થળે પહોંચવાની ઉતાવળ જે ગતિ લાવે છે તે જ મુખ્ય બાબત છે — આટલું વૈવિધ્ય હોવા છતાં પણ!

બે જણ નવી સાઇકલ ઠેલી ઠેલીને લઈ જાય છે — આટલી ભીડમાંથી પણ. વચ્ચે વચ્ચે બેલ વગાડે છે. સાઇકલના હેન્ડલ પર પ્લાસ્ટિકની દોરીનું ગૂંચળું છે, ચાલતી વખતે એ ઊડે છે. આટલો રસ્તો તો ચલાવીને જતાંમાં જ પૂરો થઈ જાય. તેના કરતાં બધાંની સાથે ચાલતાં ચાલતાં સાઇકલ ખેંચીને લઈ જવાથી તો ઘણો સમય લાગે. એટલો સમય સાઇકલ નવી નવી લાગે. આમ થોડા દિવસ ચાલશે — ઠેલી ઠેલીને કામને સ્થળે લઈ જઈ પાછી ઠેલી ઠેલીને પાછી લાવવાનું. સાઇકલ છે એટલે બાબુ તેને કોઈ જરૂરી કામે મોકલી પણ શકે. એમ થાય તો તો આખા બાગમાં ટહેલ મારીને આવી શકે. ત્યારે સાવ એકલા જ સાઇકલ ચલાવવાનું ખૂબ સારું લાગે. જેઓ બે બાજુની વાડમાં કે રસ્તા પર કામ કરે છે તેઓ તાકીને જુએ છે કે કોણે સાઇકલ ખરીદી છે? ઓળખીતા લોકો તો બોલાવે પણ છે. છોકરીઓ ખિલખિલ હસે છે. અને આ બધાથી પેડલ પરનું જોર વધી જાય છે. બે બાજુનાં ગાઢ લીલાં ચાનાં ઝાડોની વચ્ચે થઈને ચકચકતી લીલી સાઇકલ ચાલી જાય છે. ફક્ત રંગને

ખાતર પંચોતેર રૂપિયા વધારે છે. હેન્ડલની લાલ ઝાલરો પવનમાં બે બાજુ ઊડે છે. હેન્ડલ સાથે જોડેલા બબ્બે અરીસામાં પાછળની ચાની વાડ આગળ દેખાઈ જાય છે. બે અરીસાને માટે પચાસ રૂપિયા વધારે છે. પાછળનો લાલ પ્રકાશ ચારે તરફના લીલા રંગની વચ્ચે ચળકે છે. જાણે કે પ્રકાશ જોઈને જ ઓળખી લેવાય કે કોની સાઈકલ છે. ચલાવવી હોય તો આ રીતે ચલાવવામાં જ આનંદ છે — જાણે કે સરકસનો ખેલાડી ખેલ બતાવે છે — ચારે બાજુ ગેલેરી, અવાજ, તાળીઓ. અને જો એવું થાય કે જ્યારે સાઈકલ ચલાવે ત્યારે બે બાજુ કોઈ ના હોય તોપણ પોતાના કાનની બે બાજુને પોતાના જ ચાલવાની હવા અડે છે — જેટલી અડે છે તેટલી સાઈકલની ગતિ વધે છે. ચલાવવી હોય તો એ રીતે સાઈકલ ચલાવવાની, નહિ તો ભોં ભોં સાંભળી બધાંની સાથે ચાલતા જવું જ સારું — સાઈકલ પણ જાણે કામે જાય છે.

આખા સરઘસમાં સંભળાય તેમ ટ્રાન્જીસ્ટર વાગે છે — ચામડાની બૅગમાં કોઈની કાંધે લટકે છે, બૅગ વિના, કોઈના હાથમાં ઝૂલે છે, કોઈના હાથના કાંડે આંટા મારેલા છે, કોઈએ કાન સાથે અડાડેલા છે. દરેકે પોતપોતાનાં સેન્ટર પર મૂકેલા છે — વિવિધ ભારતી, સિલોન, કરાંચી. બહુ બધાં ગીતો વાગી રહ્યાં છે. દરેક ગીતની પાસે ટુકડી થઈને શ્રોતાઓ દોડે છે. કોઈ કોઈ સાથે સાથે ગાય છે. કોઈ પ્રત્યેક તાલે તાળી પાડે છે. કોઈ વળી બે હાથ ઉપર ઊંચે લઈ જાય છે, તો કોઈ બે હાથે જ ચપટી વગાડે છે.

આ ગીતો એકસાથે એટલા જોરથી વગાડે છે કે એ બધું મળી એક અર્થહીન કોલાહલનો અવાજ ધીમે ધીમે વધી જાય છે. આટલાં બધાં લોકોનું એક સાથે ચાલવું, દોડવું, વાતો કરવી, ગીત ગાવાં, હસાહસી — વગેરેને પરિણામે પેલો અવાજ મોટો થતો જાય છે. આંખો બંધ કરીને સાંભળીએ તો લાગે કે એક અર્થહીન, ઉદ્દેશ્યહીન કોલાહલ બગીચાના આ રસ્તે દોડી રહ્યો છે. એ અવાજનો કોઈ હેતુ નથી એટલે તેનાથી કોઈ આશ્ચર્ય થતું નથી. અને થતું નથી એટલે વચ્ચે વચ્ચે કૃત્રિમ નાટકીયતાના ઊંચે સૂરે જઈ ફરીથી અચાનક નીચો થઈ જાય છે.

પણ જેઓ આ કોલાહલની બરાબર વચ્ચે છે તેઓ તો પોતપોતાનું ગીત સાંભળે છે, અથવા તો કશું સાંભળતા નથી. દરેક પોતાને મનપસંદ ગીત વગાડી દઈ શકે છે. એક ગીત પૂરું થતાં, બીજા રેડિયાનું બીજું ગીત સરસ લાગતાં થોડું એ તરફ ખસી જાય છે અને પોતાને આ સારું લાગ્યું એ વાત કોઈ ને કોઈ રીતે જણાવી પણ દે છે — ગાઈને અથવા તાળીથી અથવા ચપટીથી અથવા આનંદ વ્યક્ત કરીને. સરસ બાબત જો પોતે કોઈ રીતે તૈયાર કરી ના હોય તો તે સરસ લાગવામાં જાણે તેમનું પૂરું સ્વ-ત્વ સ્થાપિત થતું નથી.

આવું હોવા પછી પણ, આ આટલા લોકોના આ રીતે ચાલવાની ટેવ અને

રોજિંદાપણાનો એક લય રહેલો છે. ક્યારેય એવું નથી થતું કે આ રજાનો દિવસ છે. એવું પણ ક્યારેય નથી થતું કે કામ પર જતાં પહેલાંની છેલ્લી ક્ષણ સુધી પોતાના જીવનની સ્વાભાવિકતા આસ્વાદિતા શ્વાસ રુંધે એવી ઉતાવળમાં જ આ હૈ-હલ્લા થાય છે. ચાના બગીચાના કામકાજમાં ચોક્કસપણે ખેતીકામનો થોડો અવકાશ પડેલો છે. તેથી બગીચાની પાસે જ આ સાઇકલ ઊભી રાખી દેશે, રેડિયો ચાના છોડ પર સૂતેલો રહેશે. આ રંગ, આ સાજસજ્જા, આ ગીત, આ તાલ દ્વારા — એ બધાં કામે જાય છે — રોજિંદા કામે, બગીચાની વ્હિસલની સાથે સાથે. જાણે કોઈ ઉત્સવ ન હોય! કામે જવું એ તો મજૂરોનો રોજનો ઉત્સવ!

## 57

## વાઘારુ અને મજૂરવર્ગ

વાઘારુ આ ઉત્સવમાં કોઈ નથી. બારઘરિયાના મેદાનમાંથી નીચે ઊતરી નિપૂછાપુરમાં પ્રવેશી તે આ ઉત્સવના માર્ગે જાય છે, ત્યારે ઉત્સવમાં અટવાઈ જાય છે. બારઘરિયાનું મેદાન નીચે જતાં ઢળી પડે છે નિપૂછાપુરના જ બગીચાની બહારની જમીન પર. કંપનીએ આ બધી જમીન થોડેઘણે કરીને મજૂરોને ભાગે આપી છે. એ ડાંગરની જમીન ફરતી તારની વાડમાંથી વાઘારુ મજૂરોની લાઈનની અંદરના રસ્તે નીકળી પડે છે. પહેલાં એને ખ્યાલ ના આવ્યો કે તે અટવાઈ જશે. ભોં ભોં અવાજ સાંભળી બધા જે રીતે ચાલવા માંડે છે એ રીતે વાઘારુ પણ ચાલવા માંડે છે. પણ આમ થોડાં ડગલાં ચાલતાં ચાલતાં જ રસ્તાની બે બાજુ પરનાં ઘરબાર, ઝાડી-ઝૂંપડાં, પેલી તરફનાં ઘર, અંદરનાં ઝાડી-ઝૂંપડાં — એ બધાંમાંથી કલબલ કરતાં લોકો બહાર નીકળે છે. જો ખબર હોત તો વાઘારુ એ જ વખતે એક બાજુએ ખસી ઊભો રહી શકત. એ લોકો ચાલી ગયા પછી તે તેને પોતાને માર્ગે પડત. પણ એટલી વારમાં તો આ ભીડ જામી ગઈ છે અને આ લોકો તો ચાલે છે તેમની પોતાની ઝડપે, તેમના પોતાના નિયમ પ્રમાણે. વાઘારુ પોતાને સમજાવી શકે છે કે આગળના અને પાછળના લોકો જે ઝડપે ચાલે છે, જે રીતે ડગલાં માંડે છે તે જ ગતિએ તેને પણ ચાલવાનું અને તે જ રીતે પગલાં ઉપાડવાનાં. વાઘારુ બે-એક વાર થોભી જવા ઇચ્છે છે, પણ થોભી શક્યો નહિ. એમ પોતાના વિચાર પ્રમાણે થોભી જવાનું તે શીખ્યો પણ નથી, શીખી શકતો પણ નથી. જો તે પડી જાય અને તેના પર થઈ એ લોકો ચાલી જાય, અથવા તો બધાંયે ભેગાં મળી તેને ધક્કા મારી, તે આ લાઈનનો માણસ નથી એમ કરી બહાર કાઢી મૂકે, તોપણ વાઘારુ આ સરઘસમાંથી અલગ થઈ શકત. પણ વાઘારુ કોઈ દિવસ કોઈ ઘટના પોતે ઉપજાવી શકતો નથી. પણ તેની ઉપર ઘટના માત્ર ઘટી જાય છે. જ્યાં સુધી તે

નહિ ઘટે ત્યાં સુધી વાઘારુને આ ભીડની અને આ સરઘસની ચાલ સાથે ચાલવાનું છે, તે લોકો જે દિશા તરફ જાય એ દિશા તરફ.

તેથી પણ કશું બનત નહિ. વાઘારુ તો આ વિચિત્ર સરઘસમાં ભળી જઈ શકત. વાઘારુ જો થોડો નાનોસરખો હોત તો કોઈની નજર પણ તેના પર પડત નહિ. અથવા વાઘારુનું આટલું મોટું શરીર જરા ઢાંકેલું હોત! વાઘારુ આ ભીડમાં જઈ પડે છે, અને જ્યારે તે ભીડના લોકોની ગતિએ જ ચાલે છે ત્યારે તે પેલી ભીડના કૂવાથંભ જેવો દેખાય છે. ઘણો પાછળનો માણસ પણ વાઘારુનું માથું જોઈને દિશા નક્કી કરશે. પણ ખરેખર તો કૂવાથંભ પર પણ કંઈ નહિ તો ડામરનું અથવા તો રંગનું એક આવરણ હોય છે; વાઘારુને તો એય નથી. એક નાની લંગોટ તેની કમરે બાંધેલી છે. ઝાડનાં પાંદડાં પણ આનાથી વધારે સારી રીતે ઢાંકે. પરિણામે, એ એકતરફી મોં વાળી ભીડ સાથે પ્રવાહના વેગ પ્રમાણે ચાલવા છતાં પણ વાઘારુ એ પ્રવાહ બની જઈ શકતો નથી. તે પ્રવાહ નથી, પ્રવાહથી ઘસડાતો માણસ છે — જે રીતે તિસ્તાના પ્રવાહના ખેંચાણમાં ઊખડી ગયેલું શાલવૃક્ષ ઘસડાયે જાય તેમ. સ્ત્રીઓનું જે ટોળું વાઘારુની પાછળ પહોંચ્યું છે તે બધી તો વાઘારુને જોતાં જ એકદમ હસવાનું શરૂ કરી દે છે. આવા ઉત્સવને માર્ગે હાસ્ય તો ચેપી હોય છે; જોતજોતામાં હાસ્ય ઘણેબધે પ્રસરી જાય છે. જેઓ નજીકમાં જ છે તેઓ તો હાસ્યનું કારણ આંખ સામે જ જોઈ લે છે. જરા વધારે સારી રીતે જોવા તેઓ નજીક આવવા ઇચ્છે છે. સ્ત્રીઓમાં તો અંદરોઅંદર પડાપડી શરૂ થાય છે. તેઓ એને ઠેલો મારી આગળ જવા ઇચ્છે છે, પણ તેમ કરી શકતી નથી. વાઘારુની પાછળ જેઓ પહેલી હરોળમાં હતા તેઓ કોઈ રીતે એ જગ્યા છોડતા નથી. પાછળથી ધીરે રહીને કોઈ કોઈ તે લાઈનમાં જ ઠેલાઠેલી કરીને ઘૂસી જાય છે. જોતજોતામાં વાઘારુની આસપાસ ઘેરો રચાઈ જાય છે, મુખ્યત્વે સ્ત્રીઓનો.

જેવી રીતે પાણીમાં એક નાનો પથ્થર પડતાં તરંગો ઊપસી આવે છે, તેવી રીતે આ ભીડમાં વાઘારુને કારણે હાસ્યનાં તરંગો ફેલાઈ જાય છે. જેઓ ઘણે દૂર છે તેઓ વાઘારુને સારી રીતે જોઈ શકતા નથી છતાં પણ હસ્યા કરે છે. કોઈ કોઈ તો આંગળી ઊંચી કરી વાઘારુને બતાવે પણ છે, અને હાસ્ય વધારે દૂર દૂર સુધી પ્રસરે છે. છેવટે વાઘારુ આ સંપૂર્ણ છતાં ક્રમશઃ વધતા સરઘસની અંતર્ગત ચાલતું દૃશ્ય બની રહે છે.

દરરોજ કામે જતા માણસોના આ સરઘસની ભીડમાં પોતે આવી પડ્યો છે, એટલે જાણે વાઘારુને થોડું અડવું અડવું લાગે છે. તેના વાળ ધૂળ-માટીથી ખરડાયેલા છે; તેના આખા શરીરે ધૂળ-માટીનો જ રંગ છે — જાણે કે ધૂળ-માટીમાંથી સીધો ઊઠીને જ એ આ લાઈનમાં ના આવી ગયો હોય! આટલી મોટી એક લાઈનના આટલા માણસોને વાઘારુમાં જાણે એક ગાંડોઘેલો મળી જાય છે. સંરઘસનો એક ભાગ તેને ઘેરી વળીને ગાંડપણ કરતાં કરતાં ચાલે છે.

એક માણસ બહુ કૂદતો કૂદતો જતો હતો — ટાઈટ ટૂંકું પેન્ટ, અને ટાઈટ ગોળ ગળાનું ગંજી, પગમાં મોજાં સાથે કેડ્ઝ; હાથમાં ટોચેથી બાંધેલી એક સ્ટીક છે. તે વચ્ચે વચ્ચે સ્ટીક વડે કેડ્ઝને ઠોકતો હતો અને પોતે જ કૂદી પડતો હતો. એ માણસ જાણે તેની લાકડીનો વધારે સારો ઉપયોગ કરવાનું શોધી કાઢતો હોય તેમ વાઘારુની સામે આવીને ઊભો રહે છે. તે પછી તે પાછળ પગ રાખી માર્ચ કરતો ચાલતો હોય એ રીતે પગ ઊંચા કરી કરીને ચાલે છે. તે વખતે વાઘારુના આખા શરીરને સરઘસના ચાલવાની કે દોડવાની ગતિ ધક્કો મારે છે. આ દળબદ્ધ રીતે ચાલવાની તેને ટેવ નથી. અને તેના આટલા મોટા શરીરને દોડવાની એક ગતિ આવી જતાં, શરીરનો ભાર પણ ક્રમશઃ એ ગતિને વધારી દે છે — પહાડ પરથી ગબડતા પથ્થરની માફક. પેલો માણસ વાઘારુની કમર સુધી આવે છે. જ્યારે તે વાઘારુની આગળ આ રીતે કદમે કદમે પગ પાછળ લાવે છે ત્યારે લાગે છે કે વાઘારુ એક ઊંચી મૂર્તિ છે, પેલો માણસ તે જુએ છે. એ જોવાની યુક્તિ દ્વારા જ તે તેની સ્ટીક ઊંચી કરી વાઘારુના ડાબા હાથે મારે છે. હાથથી ટીપે છે, પણ એમ ન થતાં સ્ટીક વડે ટીપે છે. જમણા હાથ પર પણ એ જ રીતે મારે છે. વાઘારુના પેટ પર એક ઠૂંસા જેવું મારતાં જ, જે સ્ત્રીઓ વાઘારુને ઘેરી વળેલી હતી તે બધી હાથ ઊંચા કરી નાચી ઊઠે છે, કૌતુકથી બે હાથ એકસાથે હોઠ પર મૂકે છે અને અચાનક જ પવનથી હાલી ઊઠતાં ઝાડની માફક તે બધી હાસ્યની છોળોમાં હાલી ઊઠે છે.

માથામાં ફૂલ ગૂંથેલાં છે, રંગરંગીન સાડી પહેરેલી છે, એવું સ્ત્રીઓનું એક ટોળું જ્યારે હારબંધ ઊભું રહી જાય અને એક તરફ હેલો ખાય ત્યારે તેઓને એકબીજાનો હાથ હાથમાં પકડવો જ પડે. અને એ રીતે હાથ પકડતાં જ નાચનો તાલ તેમના પગમાં આવી જાય. વાઘારુને ઘેરી વળેલી આ સ્ત્રીઓની હાર પોતે જ સમજી શકે તે પહેલાં એકબીજાની કમ્મર પર હાથ મૂકી નૃત્યના તાલે તાલે પગ ભરે છે. અને પોતે પોતાના મનથી જ ખિલખિલાટ હસતી પેલા નાચમાં સંગત આપે છે.

*'આરે ઓ રાખોયાલ, તાડાતાડિ એસો,*
*પાહાડ થેકે એક બૂનો ભાલુક નેમે એસે*
*આમાદેર નાચેર સારિ ભેંગે દિલ.'*

અરે ઓ રખેવાળ, જલદી જલદી આવ
પહાડ પરથી એક જંગલી રીંછ નીચે આવ્યું છે
અમારા નૃત્યની હાર તોડી દીધી છે.

આ ગીતની સંગતમાં પેલો માણસ ચટ્ કરતો વાઘારુની પાછળ આવી જાય છે; વાઘારુ હવે સ્ત્રીઓની હાર વચ્ચે છે. સ્ત્રીઓના ગીતના તાલે તાલે પગ ભરતો તે વાઘારુની પાછળ પાછળ ચાલે છે. વાઘારુના આટલા મોટા શરીરની પાછળ પેલા

માણસનું આટલું નાનું શરીર અને ટાઈટ ટૂંકું પેન્ટ, તેની કમરનું આટલું ઝડપી ડોલન નૃત્ય, ગાન અને અભિનયમાં કોઈ નવટંકી કે તમાશાની જેમ જામી પડે છે. પેલો માણસ તેની સ્ટીક ઊંચી કરી વાઘારુની પાછળ પાછળ ચાલે છે; એક વાર ડાબા પગની ડાબી તરફ જમણો પગ મૂકે છે, અને બીજી વાર જમણા પગની જમણી તરફ ડાબો પગ મૂકે છે. એ માણસ સ્ટીક વડે વાઘારુના પગની એડી પર મારે છે - ડાબી-જમણી; સાથળ પર મારે છે — ડાબે-જમણે; પાછળ મારે છે — ડાબા-જમણી. છેવટે લાકડીને એવી સીધી કરી પકડે છે કે જાણે તે વાઘારુની ગાંડમાં ખોસશે!

આ કારણથી હાસ્યને કાબૂમાં રાખવા સ્ત્રીઓને હાથની જરૂર ઊભી થાય છે, એટલે નૃત્યની હાર તૂટી જાય છે, ગીત થંભી જાય છે, અને પેલા માણસની પાછળ આખુંયે સરઘસ હો હો એમ ખડખડાટ હસવામાં, ખિલખિલાટ હસવામાં ફાટી પડે છે. વાઘારુ સરઘસની વચ્ચે આવી પડ્યો છે, તેની આગળ પણ લોકો છે. તેઓ પણ પાછા ફરીને જુએ છે, ને વાઘારુને જોતાં જ સમજી લે છે કે પાછળના આટલા હુલ્લાગુલ્લાનું કારણ શું છે.

તેને ઘેરીવળીને આ સરઘસ ગાંડું થઈ ગયું છે — વાઘારુને ખ્યાલ આવે છે. તેને ઘેરીવળીને આખુંય સરઘસ હસવામાં પડી ગયું છે — વાઘારુ તે સમજે છે. તેને ઘેરીને સ્ત્રીઓનું ટોળું નાચવાનું શરૂ કરે છે — વાઘારુ એ પણ થોડી વાર જુએ છે. પેલો ઠીંગણો માણસ આવીને તેને ગોદા મારે છે. આગળથી પછી પાછળ ખસી જાય છે. પણ વાઘારુને કંઈ સમજણ જ પડતી નથી કે એ શું કરશે. વાઘારુ આ ભીડમાંથી દોડીને બહાર નીકળી જઈ શકે, પણ જશે ક્યાં? આ સરઘસની પાસે જ તો ઘરબાર, ઘરને આંગણે છોકરાંછૈયાં, અને મરઘાં-બકરી છે. સરઘસને તડફડ તોડી નાંખી તે બહાર જઈ ઊભો રહેશે ક્યાં? સરઘસની બહાર? સરઘસ ચાલી જશે એવી આશામાં? પૂરથી ઊખડી ગયેલા શાલવૃક્ષની માફક વાઘારુ નિરુપાયે સરઘસના ખેંચાણમાં ચાલે છે — તેને ઘેરી વળેલા હાથતાળી અને નાચગાનનાં હુલ્લડની સાથે સાથે.

તેને તો એક નજરે જોતાં જ સમજાઈ ગયું હતું કે તે આ ભીડનો કોઈ નથી. આ વહેલી સવારના કામે જતાં લોકોના સરઘસમાં વાઘારુનું શરીર બહુ બધું નગ્ન થઈ ગયું છે. આટલી નગ્નતા આ સરઘસને પણ સહ્ય નથી. સરઘસ હુલ્લડ વધવાથી વાઘારુથી પોતાને અલગ કરી લે છે; વાઘારુના આ નગ્ન શરીરથી પોતાને દૂર કરે છે.

છતાં વાઘારુના પગનાં બે તળિયાં એટલાં લાંબાં-પહોળાં છે કે એમ લાગે કે આ સરઘસમાં ખૂંપેલાં છે; માટીમાંથી નીકળી માટી સાથે ચાલે છે. તેનું આખું શરીર ફક્ત પેલાં નમી પડેલાં મૂળિયાંની ખેંચ જેવું છે. કેટલાક દસકાઓથી મોટા થયેલા મહિરુહ (ઝાડ)ના થડિયાની માફક તેની પીઠ ક્યાંક ચીકણી છે, ક્યાંક લીલવાળી, તો ક્યાંક રુક્ષ. છતાં કરોડરજ્જુની બે બાજુની પાંસળીઓ એવી તો ઝરણાની જેમ નાચતી નાચતી ઊંચી-નીચી થાય છે કે એમ લાગે કે આ શરીરમાં વૃક્ષની પ્રાચીનતા

છે છતાં તેની સ્થાણુતા નથી. કમરથી પગનું સીધું અવતરણ મૂર્તિનો આકાર ધરે છે — ક્યાંય કશું ઢાંકેલું નથી એટલે. જાણે કે નિર્માણ થનાર બ્રિજના સદ્ય તૈયાર થયેલા બે પિલર નદીમાંથી ઉપર આવી આ સરઘસમાં દોડે છે. છતાં, આ સરઘસમાં મોકલેલું આ શરીર આ સરઘસનું નથી. વાઘારુનું શરીર અત્યારે વાઘારુનું વેરી છે.

વાઘારુને ઘેરી વળી નાચતાં-નાચતાં, ગાતાં-ગાતાં, વાઘારુને ઠોંસા મારતાં મારતાં આ સરઘસના લોકો એક ચઢાઈ ચઢી જાય છે. વાઘારુને ચઢાઈ દેખાઈ નહિ — એની આગળ એટલાં બધાં લોકો છે. પણ ડગલેપગલે પગની નસોનાં ખેંચાણ અને આંગળીઓના ભારથી એને તે સમજાઈ જાય છે. ચઢાણ ઉપર આવી પહોંચતાં જ આ સરઘસમાંથી થોડાં લોકો છૂટાં પડી જમણી તરફ વળે છે. વાઘારુ ખસીને ઊભો રહેવા જતાં ફરીથી પેલું સરઘસ તેને ખેંચી લાવે છે, તે હવે બહાર નીકળી શકતો નથી. ફેક્ટરી જમણી તરફ છે. પાંદડાં સૂકવવાના શેડ છે. વાઘારુને લઈને સરઘસ આગળ જાય છે અને સરઘસમાંથી ટોળેટોળાં લોકો ખસી જાય છે — જ્યાં જેનું કામ છે તે જગ્યાએ. હવે વાઘારુ જોઈ શકે છે કે તેની સામે જ આનંદપુરના ગેટ જેવો જ એક ગેટ અને તેની પેલી તરફ ચાનો બગીચો. સાઇકલ અને ટ્રાન્ઝીસ્ટર લઈને પેલું બાકીનું સરઘસ ચાના બગીચામાં ઊતરે છે.

હવે સરઘસ વાઘારુને માટે બહુ આતુર નથી, પણ વાઘારુ સરઘસમાં અટવાઈ ગયો છે. આ ઊંચાઈએથી વાઘારુ જોતો જોતો નીચે ઊતરી જાય છે — તારની વાડથી ઘેરાયેલો ચાનો બગીચો, રસ્તા પછી રસ્તો, વળાંક પછી વળાંક, મેદાન જેવા એકસરખા ચાના છોડના માથા પર છત્રી જેવી એકસરખી શિરીષનાં વૃક્ષોની ટોચો. અને આ બગીચામાં જાતજાતનાં લોકો, જાતજાતના રંગવાળા માણસો કામ કરે છે.

પણ જોતજોતામાં તો સરઘસ બગીચાની અંદર ઊતરી પડે છે એટલે વાઘારુ હવે કશું જોઈ શકતો નથી. એ એકસરખી ગતિથી ચાલે છે — તેના શરીરને ઘેરી વળેલા સરઘસને ખસેડતો ખસેડતો.

## 58

## વાઘારુ અને બાબુ

બન્ને બાજુ ચાના બગીચાની હાર છે; વચ્ચે પહોળો રસ્તો છે; વાઘારુ ઊભો છે — એકલો — છાલ ઉખાડી લીધેલા અર્જુન વૃક્ષની જેમ : સરઘસ આખુંયે વીખરાઈ ગયું છે.

વાઘારુની સામેની બધી જ જગ્યાઓ પર કામ ચાલે છે. ચાના છોડમાં સ્ત્રીઓની છાતી સુધીનો ભાગ ઢાંકેલો છો — જાણે સ્નાન કરવા ઊતરી છે. સ્ત્રીઓ પટ્પટ્

પાંદડીઓ ચૂંટી હાથમાં જ રાખે છે; હાથ ભરાઈ જતાં કાંધ પર ઝૂલતા થેલામાં નાખે છે; આંગળીઓ ફરીથી છોડ પર વળે છે. કશું શોધવા કરવાનું નથી; આંગળીઓને ખબર છે કે પાંદડીઓ ક્યાં છે. દરેક ક્ષણે પટ્પટ્ અવાજ થાય છે. ડાંગરનાં ખેતરોમાં નકામાં ઘાસને નીંદતી વખતે આ પ્રકારનો અવાજ આખા ખેતરમાં ફેલાઈ જાય છે. ડાંગરનાં ખેતરોની વાત યાદ આવતાં જ બગીચાનું આ કામ અને તેના પોતાના કામમાં કેવી રીતે એક સમાનતા શોધી કઢાય, ઊભા ઊભા જ, અને તે પોતાના બે હાથ પોતાની નજર સમક્ષ ધરે છે. તેને જો પાંદડીઓ ચૂંટવાની હોય તો શું તે એક પાંદડી પણ ચૂંટી શકશે ? કે પછી તેની આંગળીઓ સાંઢની જીભની જેમ એક ઝૂડી પાંદડીઓ કચડી નાખશે? તે જમણો હાથ નજર આગળ રાખી, અંગૂઠો વાળી, અંદર તરફ લાવવાનો પ્રયત્ન કરે છે; અંગૂઠો વળતો નથી. અંગૂઠા નીચેના માંસ પર એક-બે ડાઘ પડે છે. તે વખતે વાઘારુ તેના અંગૂઠા વડે બાકીની ચાર આંગળીઓની ટોચને અડે છે. તે સમજવાનો પ્રયાસ કરે છે — સ્પર્શને તે સમજી શકે છે કે નહિ.

ડાબી બાજુ પુરુષોની એક ટુકડી વાળેલું દાતરડું લઈ ચાની ઝાડીઓની ડાળીઓ કાપતી હતી. દાતરડું છરી જેવું પાતળું છે, હાથો નાનો છે. વાઘારુ શું તેની મૂઠીમાં આટલો નાનો હાથો પકડી શકે? વાઘારુ ફરીથી તેનો જમણો હાથ ઊંચો કરી આંખ આગળ ધરી ચકાસણી કરે છે. જાણકાર નજર પકડી પાડે છે કે તેની મૂઠીનું પોલાણ એટલું મોટું છે કે કુહાડી, કોદાળી કે હળ પકડી શકાય, પણ છરી જેટલાં દાતરડાનો હાથો અલગ થઈ ખસી પડે. વાઘારુ જમણા હાથની મૂઠીને દબાવે છે. અવલંબન વિનાની તેની આંગળીઓ ગૂંથાઈ જઈ શકતી નથી, છૂટી છૂટી રહે છે. ડાબી તરફ બીજી એક પુરુષોની ટુકડી નાળામાં ઊતરી કોદાળી વડે નાળામાંથી ભીની માટી ઉખેડી ઉખેડીને ઉપર નાખતી હતી. માથા પર કોદાળી ઊંચી કરી પકડવાની રીત વાઘારુને પરિચિત છે. ઉખેડેલી એ માટીનો કાળો રંગ વાઘારુને પરિચિત છે. વર્ષાના જંગલમાં બંધ નાળાના એક નાના ભાગનું ધીરેધીરે સાફ થવું વાઘારુને પરિચિત છે.

સામેની બાજુ જુએ છે તો ત્યાં વળાંક પર કેટલાક બાબુઓ છે. તેને અહીં રાખી સરઘસ વીખરાઈ ગયા પછી, ફરીથી તેને તેની પોતાની પાસે જ ગ્રાહ્ય થઈ ઊઠવામાં વાઘારુને વાર લાગે છે. ચાના બગીચાની ચારે બાજુનું આ બધું અર્ધપરિચિત કામકાજ અને એ બધાંની સાથે તેની પોતાની કામ કરવાની સમજણનો વિનિમય — એ બધામાં થઈને વાઘારુ તેની પોતાની પાસે પાછો આવે છે.

સામે બાબુઓને જોતાં તેને જાણે ક્યાંક જવાનું સ્થાન મળે છે. બાબુઓ હતા નહિ એટલે વાઘારુ આટલી વાર સરઘસમાં બંદી થયો હતો. બાબુઓ છે એટલે તો હવે વાઘારુને કોઈ એક કામે પણ વળગાડી દઈ શકે — આ જાતનું નાળામાંથી ખોદવાનું કે કોદાળી-કુહાડી ચલાવવાનું કામ. જો કામ હોય તો સરઘસ તેને આ રીતે ઉતાવળે હાંકત નહિ; અને પછી તેને એકલો છોડી ખસી જાત નહિ. વાઘારુ શું

સરઘસમાં જ દાખલ થવા માગે છે? બાબુઓ આગળ વાઘારુ પહોંચી તો જાય, પણ તે પછી મુશ્કેલીઓ વધશે. વાઘારુ આમ તો અહીંતહીં એકલો ઊભો રહી શકે છે, પણ અત્યારે જ્યારે તેને આટલે ઊંચેથી નજર નમાવી બાબુઓ તરફ જોઈ વાત કરવાની હોય તો તે મોટી મુશ્કેલીની બાબત છે. વાઘારુનું શરીર જ એવડું છે કે ફક્ત ઊભા રહેવાથી પણ તે ના દેખાય એવો કોઈ ઉપાય નથી. બાબુ જ તેને પ્રશ્ન પૂછે છે, 'અરે, એય, શું? કંઈ કહે છે?'

'ના, ના, બાબુ' કહી દીધા પછી તેને યાદ આવે છે કે એટલું કહેવા ઇચ્છતો હતો કે તે કોદાળી-કુહાડી ચલાવવાનું કામ કરી શકે. તે એકદમ બોલે છે, 'હા, બાબુ —'

લાગે છે કે બાબુને થોડો સમય હતો, બાબુઓને જેમ હોય છે તેમ. તે પૂછે છે, 'શું છે?'

વાઘારુ હવે મૂંઝાઈ જાય છે. બાબુઓ ક્યારેય વાઘારુને કશું પૂછતા નથી. પણ બીજાઓને પૂછે તો તે તો વાઘારુ સાંભળે છે. ક્યારેક તો કોઈ કોઈ બાબુ તેની સાથે વાત કરે છે — જેમ કે એમેલિયાબાબુ. પણ ક્યારેય કોઈ બાબુની વાતનો કોઈ જવાબ તેના મગજમાં આવ્યો નથી. બાબુઓ શું જાણવા માટે શું પૂછે છે તેનો અંદાજ વાઘારુ કરી શકતો નથી. એકદમ બોલી નાંખે છે, 'ના, નથી, બાબુ.'

જવાબ સાંભળીને બાબુ ખુશ થયા છે એવું તે સમજી શકે છે. હસે પણ છે. જાણે આ જ જવાબ તે માગતા હતા. વાઘારુ કહેવા માગે છે કે તે પાંદડી ચૂંટવાનું કામ જાણતો નથી, છરી ચલાવવાનું કામ પણ જાણતો નથી. એ પછી તે કહેવા ઇચ્છે છે કે તેને કોદાળી ચલાવવાનું કામ ફાવે છે; તેને કુહાડી ચલાવવાનું કામ ફાવે છે. તેનીયે પછી તે કહેવા માગે છે કે બાબુ તેને એક કોદાળી કે કુહાડી આપે.

પણ આ ત્રણ વાતમાંથી કઈ પહેલી અને કઈ પછી બોલવી તેને વિશે વાઘારુના મનની શંકાનો અંત આવતો નથી. તેને યાદ પણ રહેતું નથી કે કઈ આગળ અને કઈ પાછળ, જોકે વાઘારુએ પોતે જ ક્રમ નક્કી કર્યો છે તેમ છતાં. વાઘારુની પોતાની પાસે વાત જેમ એક પછી એક આવે છે તેમ કદાચ બાબુની પાસે વાત આવતી નથી. આ એક 'કદાચ'માં વાઘારુ મૂંઝાઈ જાય છે.

'બાબુ, હું પાંદડીઓ ચૂંટી શકતો નથી.'

એ સાંભળી બાબુ મોં ઊંચું કરીને જુએ છે. વાઘારુ ડોક ફેરવી પેલી જગ્યા શોધે છે જ્યાં સ્ત્રીઓ પાંદડીઓ ચૂંટતી હતી — એવી રીતે કે તેમની છાતી નમી જાય. તે તે સ્થળ જોઈ શકતો નથી. પરિણામે વાઘારુને ફરીને ઊભા રહેવું પડે છે; બાબુને પૂરેપૂરા ભૂલી જાય છે, છતાં તેની વાતના પ્રમાણ માટે બાબુ સમક્ષ પેલું પાંદડાં ચૂંટવાનું કામ બતાવવા માગે છે. વાઘારુ શબ્દોથી કામ સમજાવી શકતો નથી; કામ દ્વારા વાત સમજાવે છે. પેલી સ્ત્રીઓને જોતાં જ આંગળી ઊંચી કરી કહે છે, 'પેલું છે તે, બાબુ.'

'શું?'

'પાંદડી ચૂંટે છે પેલી સ્ત્રીઓ તે. તે હું કરી શકું નહિ.'

'હૂં.' બાબુ આંખ ફેરવી લે છે. એ આંખ ફેરવવામાં કોઈ અવજ્ઞા પણ નથી. પાગલ મજૂરના આવા દાર્શનિક સંલાપમાં તેની થોડી અભિજ્ઞતા જ પ્રકટ થાય છે.

'બાબુ!'

'હૂં'

'હું ડાંખળીઓ કાપી શકું નહિ.' કહી વાઘારુ બાબુ સમક્ષ તેનો હાથ ઊંચો કરે છે; બાબુને પાર કરી તેનો હાથ થોડો આગળ જાય છે — તેનો હાથ એટલો લાંબો છે — 'ત્યાં, પેણે, બાબુ!'

'હૂં...'

'ત્યાં પેણે છરીથી કામ કરે છે. તે હું કરી શકતો નથી, બાબુ.'

'હૂં...'

ડાળીઓ કાપી શકે છે, પણ પેલી નાની છરી હાથમાં પકડશે નહિ એ મુશ્કેલીની વાત વાઘારુ કઈ ભાષામાં સમજાવે?

વાઘારુ ચૂપ થઈ જાય છે, તેને હવે કંઈ યાદ આવતું નથી. પણ એને એટલી ખબર છે કે તેની વાત હજુ બાકી છે. વાઘારુની સાઈઝનો એક માણસ આટલી પાસે ઊભો રહે તો તેનો પડછાયો પડે. બાબુને જાણે એવી અપેક્ષા હતી કે તે પડછાયો ચાલી જશે. પણ એ જતો નથી તેથી મોં ફેરવી કહે છે, 'તો થયું હવે, તો હવે જાવ.'

'ક્યાં, બાબુ?'

'જ્યાં જતો હતો ત્યાં.'

'ક્યાં, બાબુ?'

'એ હું કેવી રીતે કહું, બાબા. અહીં તો પાંદડી ચૂંટવાનું, ડાળીઓ તોડવાનું એ બધું થાય છે. પણ એ તો તમારું કામ નહિ. તો હવે જાઓ.'

બાબુની આ વાતથી વાઘારુને ફરીથી યાદ આવે છે; તે જલદી બોલી નાંખે છે — મનમાં ઊઠેલા આનંદથી ઉદ્ભાસિત થઈને — 'હું કોદાળી ચલાવી શકું છું બાબુ; કુહાડી ચલાવી શકું છું.' જે કરી શકે છે તે બોલી નાખ્યા પછી આ વખતે તેનું પ્રમાણ આપવા બે પગ પહોળા કરી વાઘારુ બે હાથ ઉપર ઊંચે લઈ જઈ કુહાડી-કોદાળી નીચે નમાવવાની ભંગિમાં કહે છે, 'આ, બાબુ.'

'હૂં.'

'આ - આ -' જાણે કોદાળી-કુહાડી ચલાવવાની વાત કરીને વાઘારુ બાબુને પૂરેપૂરું સમજાવી શકતો નથી, તેથી તેને બતાવીને સમજાવવું છે.

'ચલાવો તો ખરા.'

વાઘારુ તે જ વખતે સીધો ઊભો રહે છે. પછી પેલા નાળામાંથી કુહાડી-કોદાળી

વડે માટી ઉખેડનાર લોકો પર તે તેની નજર સ્થિર કરે છે. વાઘારુ તેઓ જ્યાં છે તે તરફ દોડી જાય છે.

વાડ અને રસ્તાની વચ્ચેનું સીધું નાળું એટલું ઊંડું છે કે તેમાં ઊતરી જેઓ કામ કરતા હતા તેમનું માથું જ ઉપર છે; એટલું પહોળું છે કે લાઈનબંધ એ ટુકડીના લોકોને કોદાળીથી ખોદકામ કરવામાં કોઈ પણ તકલીફ પડતી નથી; એટલે સુધી કે ફરીને ઊભા રહી દીવાલને પણ ખોદી શકે છે. પણ ઊંડાણ એટલું બધું છે કે પહોળાઈ દેખાતી નથી. ટેવવાળા કામની સહેલાઈને કારણે અંદરની કાળી માટી ખોદી ઉપર ઢગલો કર્યો હતો અને કોદાળીની ધાર ઊંચી કરી પછી માથેથી નીચે ખાડાના અંધકારમાં નમાવતા હતા.

વાઘારુ સીધો ઘણું બધું ચાલી નાખે છે — જાણે કે તેને માટે એક કોદાળી બહાર રાખેલી જ છે, તે લઈ તે ખાડામાં ઊતરી જશે — એવી નિશ્ચિતતાથી તે કોદાળી શોધવા લાગે છે, ત્યાં પહોંચી જરા વાર પછી ફરતો ફરતો તે બોલવાનું શરૂ કરે છે, 'મારી કોદાળી ક્યાં છે? બાબુએ મને કહ્યું છે. મારી કોદાળી —?'

એ વખતે બાબુ એને જોરથી બૂમ પાડે છે, 'એ ય, એ ય, ત્યાં શું છે? એ ય, આ બાજુ આવ, અરે એ ય!'

મોં ફેરવીને જુએ છે તો બાબુ તેને જ બોલાવે છે, 'આ બાજુ આવ, ત્યાં શું છે?'

ફરી બાબુ પાસે પાછા જવાનું શરૂ કરે છે. પાસે આવતાં જ બાબુ ગુસ્સે થઈ બોલી ઊઠે છે. 'ત્યાં શું કરે છે? કામ ચાલે છે, જા.' બાબુ ડાબો હાથ ઊંચો કરી ડાબી તરફ — વાઘારુ ઊભો રહ્યો છે તે રસ્તો જ સીધો — બતાવી દે છે; તે જ વાઘારુનો બહાર નીકળવાનો એક માત્ર રસ્તો છે, અને વાઘારુ એ જ રસ્તો પકડી તરત જ ચાલવાનું શરૂ કરે છે — આવા હુકમપાલનની એની શારીરિક ટેવ છે! બાબુ પાછળથી બોલે છે, 'આ તો બુલડોઝર છે, બાબા —'

વાઘારુ બાબુ પાસેથી ખસી જઈ ફરીથી પેલાં ઝાડ-ઝાંખર-ઝાડપાનનો એક ભાગ બની જાય છે. ચાના બગીચામાં ઝાડ-પાન ખૂબ છે, કેટલીયે જગ્યાએ કામ ચાલે છે. પણ આટલાં વ્યવસ્થિત, સજાવેલાં કાપેલાં ઝાડ-પાન, અને સીધા પહોળા રસ્તા પર વાઘારુનું આ આટલું લાંબું-પહોળું શરીર મેળમાં બેસતું નથી!

## 59

## માથાઢાંક પાંદડાં

થોડે દૂર સામે ચાના બગીચાને છેડે વિશાળ ઝાડીની લાઈન શરૂ થાય છે; ત્યાં રસ્તાનો ય છેડો આવે છે, એ તરફ ચોક્કસ ઝરો છે, અથવા ખાડાની લાઈન છે.

બગીચાની સરહદ પૂરી થાય છે. એ ઝાડીના પોલાણમાંથી વાઘારુ બહાર નીકળી જઈ શકશે. આ બાજુ પેલી બાજુ — બહુ બહુ તો એવું કરવું પડશે.

અચાનક ભીડની વચ્ચે આવી પહોંચી, ભીડના ખેંચાણે ખેંચાણે વાઘારુ આટલું ચાલીને આવ્યો છે — અહીં, આ એકદમ ચાના બગીચાની વચ્ચોવચ્ચ. પછી પેલી ભીડ વાઘારુને ફરીથી એકલો મૂકી ખસી જાય છે.

આટલી ગાઢ અને આટલી લાંબી ભીડ તેને ઘેરી વળી, આટલે દૂર સુધી ખેંચી લાવે છે, એટલે શું વાઘારુને અત્યારે આ ચાના બગીચાની આવી નિર્જનતામાં પણ પોતે 'લંગોટિયો' લાગે છે? ખેતરમાં, ફૉરેસ્ટમાં, નદીમાં, નદીકાંઠે તો વાઘારુને આવું લાગતું નથી. ત્યાં તો તેનું શરીર એક ઝાડ જેવું છે, નાગચંપાના ઝાડ જેવું — પવનને પકડવા માટે — ઊભેલું છે; ફૂલની સુવાસ ફેલાવીને પવનનો સંકેત કરવા માટે — ઊભેલું છે; અથવા પ્રવાહોનો સંકેત કરવા માટે સૂતેલું. વાઘારુનું શરીર જાણે પેલા સંકેતો ખોઈ બેસે છે — માનવીના હાથે રોપેલા પેલા હજાર હજારં ચાના છોડ, અને હારબંધ શિરીષનાં વૃક્ષો, અને ઝાડ-ઝાંખર-પાનની વચ્ચે. ખેતરના જેવા એકસરખા ચાના છોડની ટોચ અને છત્રી જેવાં એકસરખા શિરીષ વૃક્ષોની ટોચની વચ્ચે માનવીએ બનાવેલા આકાશમાંથી પવન આવી વાઘારુના શરીરે અડતાં તે સંકોચાઈ જાય છે — તેનું શરીર થોડું નાનું થઈ શકે, અથવા તેની લંગોટ થોડી મોટી; આ ચાના બગીચામાંથી ચાલવા જેટલું નાનું કે મોટું!

ડાબે કે જમણે વળ્યા વિના વાઘારુ સીધો પેલાં ઝાડી-ઝાંખરાંની દિશામાં ચાલે છે. પેલું સરઘસ તેને ઘણો ઉત્તરે લઈ આવ્યું છે. બહાર નીકળીને દક્ષિણ તરફ જઈ તેને ડેમકા ઝોરાનો રસ્તો પકડવો પડશે. દિશાના નિશાન જો બરાબર હશે તો એ રસ્તે જતાં પહોંચાશે.

સામે તરિકા વૃક્ષોની હારથી કરેલી વાડ દેખાય છે. અનનસના જેવાં મોટાં-જાડાં, પણ વધારે મોટાં ચપટાં પાંદડાં ફેલાયેલાં છે! મોટાં મોટાં વૃક્ષોમાં એક ડાળમાંથી બીજી ડાળ બહાર આવે છે. માથું નીચું કરી વાઘારુ ફળ શોધે છે; તોડી લેશે. જરા આમતેમ જુએ છે. હાલ ફળનો સમય તો નથી, છતાં ઝાડ જોતાં જ ફળ શોધવાનું થઈ જાય છે — 'વૃક્ષ જુઓ, ફળ શોધો.'

ફળ ના દેખાતાં વાઘારુ પાંદડાં જુએ છે. અહીં કોઈ આ પાંદડાં કાપતું નથી. કોઈ હોય એવું લાગતું પણ નથી. અહીંના મજૂરોને તો ઘર છે. તેથી આ પાંદડાં વડે વળી ઢાંકવાનું શું? અને આ કંઈ એમ ને એમ તો થયાં નથી — લાઈનબંધ. ચાના બગીચાની સીમાએ વાવવામાં આવ્યાં છે — કાંટાળી વાડ કરવા માટે.

— વાઘારુને તો આ પાંદડાં લેવાં છે. વાઘારુ જ્યાં જઈ રહ્યો છે ત્યાં આવાં મોટાં મોટાં તરિકાનાં પાંદડાં ના મળે તો? એને ત્યાં ટીન નથી, તો તરિકા પાંદડાં જોયા પછી તેને છોડીને વાઘારુ જઈ કેવી રીતે શકે? છોડી દેવાય? આ સાઈઝનાં પાંદડાં લે ને; એક પાંદડું સિક્કાવાળા દસ ટીનની ગરજ સારશે. તો લઈ લે ને; ચાર

પાંદડાં જોડી દેશે તો એક ટીન થઈ જશે. અને બે ટીન બાજુમાં રાખજે — બસ, આ બે પગ બાદ કરતાં વાઘારુના બાકીના શરીર ઉપર છાપરું બની જશે —

પોતાના શરીરને અર્ધું ઢાંકી દે તેવું આ ઢાંકણ હાથે લાગતાં વાઘારુ કેવી રીતે છોડી દે?

પણ આવાં મોટાં લાંબાં પાંદડાં વાળીને-મચડીને તોડી શકાશે નહિ, તેને તો કાપવાં પડશે. દાતરડી કે કુહાડી લાવે ક્યાંથી? નીચો નમીને ઝાડીને તળિયે અનુકૂળ પડે એવો પથ્થર શોધવા લાગે છે. આ પાંદડાંની ડાળીઓમાં રસ ઝરે છે. ચપટો ધારવાળો પથ્થર મળે તો તેના વડે મારી મારી, કચડી કચડી પાંદડાં કાપી લઈ શકે. પણ તેવો અનુકૂળ આવે એવો પથ્થર મળે ક્યાંથી? અને તે પણ આ બાજુએ? બગીચાની અંદર? અહીં વળી પથ્થર આવે ક્યાંથી? આવે તોય ઊંચકીને ફેંકી દે — બગીચો ચોખ્ખો રાખવાનો. વાડની પેલી બાજુ જાય તો કદાચ ચપટો, ધારવાળો પથ્થર મળે ખરો.

વાઘારુ ઝાડીમાં પોલી જગ્યા શોધે છે — બહાર જવા માટેની જગ્યા. વર્ષાનું પાણી અને માટીનો રસ પીને ઝાડઝાંખરનાં મૂળિયાં એટલાં ફૂલી ગયાં છે કે એકબીજાં સાથે ભરાઈ ગયેલાં છે. તળિયે પણ ઘણા ફણગા ફૂટી નીકળ્યા છે. ઝાડના મૂળમાં પહેલાંની જેમ માટી ઊંચી કરી ગોઠવેલી છે — જેથી કોઈ પોલાણ ના રહે. તેમ છતાં વાઘારુ એવી એક પોલાણની જગ્યા જ શોધી રહ્યો છે — શિયાળે તૈયાર કરેલું પોલાણ. શિયાળ આગળના બે પગના નખ વડે માટી ખસેડી-ખોદી પછી ચાર પગના નખ વડે વાડના તળિયામાં ખાડો બનાવે છે. ખાડાની પાછળ ખેંચાઈ ખેંચાઈને સૂઈ જાય અને પેટે ઘસીને ગળું ખાડાની વચ્ચે નમાવે છે, 'માટીનો ઉંદર' તો નથી ને! પછી ખાડાનો ઢાળ વટાવી વાડની બીજી બાજુ ગળું ઊંચું કરે છે — જાણે કે શિયાળ કોઈ ચારપગું પ્રાણી નથી, પેટે ઘસાતું પ્રાણી છે. પાછલો ભાગ એક વાર બહાર આવી જતાં કૂદકો ભરી ચાર પગે ઊભું થઈ જાય છે; શરીરને ખંખેરી ધૂળ-માટી ખંખેરી નાંખે છે. શિયાળે ખોદેલો એવો ખાડો મળે તો વાઘારુ પોતાના બે હાથે તેને થોડો વધારે ઊંડો કરી નીકળી જાય? આની પહેલાં જે વાઘારુ પોતાના શરીરની વિશાળતા અને નગ્નતાને લીધે દોડતા દોડતા સંકોચાઈ ગયો હતો તે હવે વાડ વટાવવાને માટે પોતાના શરીરને શિયાળના જેવું પોચું અને નમનીય વિચારી લઈ શકે છે?

પણ વાઘારુ કરી બેઠો ઊંધું જ. પથ્થર કે પોલાણ શોધતાં કમર તોડી જમણી તરફની ઝાડીને તળિયે જોતો જોતો આગળ ગયો — જાણે તેના પૈસા ના ખોવાઈ ગયા હોય! એક સ્થળે આવીને જુએ છે તો ઝાડનાં મૂળિયાં એટલાં મોટાં અને જાડાં નથી લાગતાં. તેથી તે ઊંચાં થયાં નથી. ઊભો થઈ જુએ છે. ઊભો થતાં જ બે હાથમાં પાંદડાં બે બાજુ વાળી-મચડી, પોતે થોડો વળી પહેલાં ડાબો પગ બહાર મૂકે છે, પછી જમણો ખેંચે છે. હાથી આ રીતે પોલી જગ્યામાંથી કાંટાળાં ઝાડઝાડીને

ઓળંગે છે; નીચેની કાંટાળી ઝાડી જરા પણ અડતી નથી.

વાઘારુએ ડાબો પગ ઝાડ નીચે ઊંચો કરીને બાજુની માટી પર રાખ્યો હતો. પણ એ વખતે શરીરનું વજન બગીચાની અંદર રહેલા તેના જમણા પગ પર છે. જેવો જમણો પગ ઊંચકી છાતીનો ભાગ ઝાડીના પોલાણમાં સરકાવે છે કે એમ ને એમ જ પોતાના શરીરના ભારથી પગના તળિયેની માટી ખસી જાય છે, અને નદીનો કાંઠો તૂટે એમ, વાઘારુ એકદમ ધડૂમ્ કરતો ધસતો જાય છે.

ચકરી ખાતો, ગબડતો ગબડતો વાઘારુ એક સ્થળે અટકી જાય છે. માથું ઊંચું કરવા જતાં ફરીથી ગબડે છે, પણ એટલી વારે તો લતા જેવા લાંબા અને પથ્થર જેવા મજબૂત પગની કાચીંડા જેવી આંગળીઓ માટીનો આધાર લે છે.

એ પગનો ભાર આપી વાઘારુ પહેલાં ઊભો થઈ બેસે છે. ચારે તરફ જુએ છે. એવું કંઈ નથી. ચાનો બગીચો સામે ઊભો છે; માટી ધસતાં ઢાળ વટાવી વાઘારુ નીચે પડી ગયો છે. આ ઢાળની સામે એક ખુલ્લું મેદાન છે.

ફરી એક વાર જોતાં વાઘારુને સમજાય છે કે ઢાળ પથ્થરોવાળો છે. આ આટલા બધા પથ્થરો જોઈ તેને યાદ આવે છે કે તે પથ્થર શોધતો હતો. અચાનક પડી જવાથી તે ભૂલી ગયો હતો. યાદ આવ્યા પછી તે પડ્યો હતો એ ભૂલી જઈ ઊભો થઈ જાય છે. વાઘારુના વાળથી એડી સુધી પથ્થરોની અસંખ્ય કરચો લાગેલી છે — જાણે તે હવે વાઘારુ નથી, વાઘારુની પથ્થરની મૂર્તિ છે! તેનું શરીર પેશીએ પેશીએ એવું ખાડાવાળું છે અને પરસેવા પરસેવાથી એવું ચીકણું છે કે પથ્થરની કપચી તેના આખા શરીરે ચોંટી છે, ત્યાં રહી શકે એમ છે.

ઊભો થઈ વાઘારુ જમીન પર નજર નાખી એક વાર પથ્થરો જોઈ લે છે. જે બધા પથ્થરો છે એ બધા ઢાળ પર જ લાગેલા છે. મોટા મોટા પથ્થરો તો ઢાળ વટાવ્યા પછી છેક નીચે છે. તે સિવાય, બોલ્ડર અને મોટી સાઈઝના પથ્થરો પણ ઘણા છે. પેલું પોલાણ પથ્થરની કપચીથી ભરેલું છે. મોટા પથ્થરોનાં તળિયાના ભાગ કાળા છે, બહુ દિવસોથી અહીં પડી રહ્યા છે. નાના પથ્થરો હળદી રંગના છે, કેટલાક સફેદ પણ છે. ચાના બગીચાની સીમા પરનો આ ઢાળ છે. કદાચ આ જમીન પણ ચાના બગીચાની જ હોય, પણ ચાનાં ખેતર તો કદાચ અહીં પૂરાં થાય છે. માટી તણાઈ ના જાય તેને માટે કંપની દર વર્ષે પથ્થરો નંખાવે છે.

## 60

## વાઘારુની પથ્થરશોધ

વાઘારુ ઊભો ઊભો નજર ફેરવી તેનો પથ્થર શોધે છે. કોઈ પથ્થર હાથમાં

પકડી શકાય એવડો અને કાપી શકાય એવી ધારવાળો છે કે કેમ. એક લાંબા પથ્થરનો ટુકડો તેની નજરે પડે છે — લાકડાના ટુકડા જેવો, પકડવામાં અનુકૂળ પડે તેવો. પણ એ ચકચક કરે છે. તેનો અર્થ એ કે તે રેતીનો પથ્થર છે, ભાંગી જ જાય.

ત્યાંથી નજર ઉપાડી તે આ બાજુ પેલી બાજુ જોતો જોતો ફરીથી તેને જ પાછો જોઈ લે છે. અહીંથી જોતાં તો, તેના કામ માટે સૌથી સારો પથ્થર એને એ જ લાગે છે. પણ એટલો બધો ચકચક કરે છે, એટલે વાઘારુ સમજી જાય છે કે એ રેતનો પથ્થર છે. તેમ છતાં એક વાર ચકાસણી કરી નહિ લે ત્યાં સુધી તેની નજર ફરી ફરી ત્યાં જ જશે. વાઘારુ એ પથ્થરની દિશામાં પગ ઉપાડે છે. તેનાં પગલાં ભરવાનાં ડોલનથી તેના શરીર પર લાગી રહેલી પથ્થરની કરચો પથ્થર પર ખરી પડે છે.

તે પથ્થર ઊંચકીને જુએ છે — ગોળ નથી, એક તરફ ખૂણેખાંચે ભાંગેલો છે અને એ જ તરફ જરા તૂટી ગયો છે. પરિણામે એ જ તરફ ધાર છે. એ લાગવાથી કપાઈ જશે. પણ પકડવાની જગ્યા નથી. નથી એટલે બે હાથે જ પકડવો પડે. વાઘારુ બે હાથે પકડી જુએ છે. એને લાગે છે કે પથ્થરનો ઉપરનો ભાગ જાણે કોઈએ ફોડી રાખ્યો છે. રેતિયા પથ્થર ઊંચકતાં આવું જ લાગે છે. બોલ્ડર પથ્થરો એકદમ ચકચકતા ગોળ હોય છે. કોઈ જગ્યાએ ઊંચો-નીચો નથી હોતો.

બે હાથે ઊંચકી ઝાડના મૂળમાં મારવાથી પથ્થર ભાંગશે કે કેમ તેની ચકાસણી કરવા વાઘારુ બે હાથમાં પકડી બે તરફ દબાણ આપે છે. ડાબા હાથમાં પથ્થર લંબાઈમાં તૂટી જાય છે. વાઘારુ બંને હાથમાંથી પથ્થરને ખસેડી દેતાં પથ્થર તેના પગ પાસે જ પડે છે. તેથી તો વળી એક નાનો લાંબો ટુકડો થાય છે. વાઘારુ જુએ છે કે તેના પગની પાસે એક તૂટેલી મૂર્તિ પડેલી છે; પીઠના વળાંકની પાસે જરા બાકોરું છે અને ગળું લાંબું છે. નાના છોકરાની છે. વાઘારુ એ મૂર્તિ પરથી નજર ઉપાડી લે છે. વાઘારુ ઝાડ નીચે બેસવા માટેનો પથ્થર શોધતો નથી, તે તો ડાળી કાપવા માટે અસ્ત્ર શોધે છે.

બીજો એક પથ્થર જોઈને આગળ વધે છે. તેના શરીર પરથી પથ્થરની કરચો પથ્થર પર ઝરઝર કરતી પડે છે. પાસે જઈને જુએ છે તો લાગે છે કે તે પથ્થર ખૂંપેલો છે. પગ વડે પથ્થરને ફેરવે છે પણ ફરતો નથી; તેનો અર્થ એ કે માટીમાં ઘણે ઊંડે સુધી તે ખૂંપેલો છં. બહાર જેટલો દેખાય છે તેથી કશું જ સમજાતું નથી. એ પથ્થર પર જ પગ રાખી વાઘારુ ફરીથી પથ્થર શોધે છે.

પગ પાસે એક નાનો નારંગી સાઈઝનો પથ્થર પડ્યો હતો તે તે ઉપાડી લે છે. બે હાથની હથેળીમાં ફેરવી ફેરવીને તે ગોળમટોળ પથ્થરને જુએ છે. દેખાવમાં કેટલો સુંદર છે! 'એ ...ઈ, મેલો મેલો સફેદ, ઠંડો નથી, અને ઈંડા, જેવો નથી — એક તરફ ગોળ અને બીજી તરફ ચપટો.' વાઘારુ ચપટ બાજુથી એક હાથે પકડી સીધો કરે છે — 'માણસનું માથું તો નથી!'

એને ફેરવી ફેરવીને વાઘારુ જુએ છે કે એમાંથી કેટલા સરસ ટુકડા બહાર પાડી શકાય. હાથથી કાપતાં અંદરના ટુકડા એકદમ છરી જેવા થઈ જાત. વાઘારુ તેના હાથનું સમગ્ર જોર આપી સામેના એક મોટા પથ્થર પર મારે છે. અગ્નિના તણખાની સાથે સાથે કોઈ બંદૂકનો અવાજ તરત જ થાય છે. દારૂની ગંધ જ્યારે વાઘારુના નાકમાં આવે છે ત્યારે પ્રતિધ્વનિ આવે છે બગીચાની દિશામાંથી. પથ્થર ત્યારે તો ગગડી ગયો છે.

વાઘારુ જાણે છે, અને પહેલાંય જાણ્યું હતું, હવે વિચારે છે કે જો તે પથ્થરોમાંથી શોધી કંઈક બહાર લાવવા ઈચ્છતો હોય તો તેણે થોડા નીચે ઊતરવું જોઈએ, જ્યાં ઢાળ પૂરો થાય છે ત્યાં છૂટાછવાયા પથ્થરોમાંથી સહજપણે તે શોધીને બહાર કાઢી લઈ શકે. તેથી વાઘારુ નીચે ઊતરવા લાગે છે. એક મોટા પથ્થર પરથી બીજા એક મોટા પથ્થર પર કૂદકો ભરી, ઝીણા પથ્થર પર એક પગ મૂકી બીજા એક પથ્થર પર પહોંચે છે. વાઘારુ આમ કૂદી કૂદીને ઢાળને તળિયે ઊતરી જાય છે. તેના પગના ધક્કાથી અને તેના પ્રત્યેક કૂદકે ઝીણા પથ્થર અને ઢેફાં ઝર્ ઝર્ કરતાં, ગડ્ ગડ્ કરતાં ગબડી જઈ શકે છે અને જે બે જગ્યાએ તે પગ રાખે છે ત્યાંના પથરા માટીમાં ખૂંપી જાય છે.

તે જ્યાં કૂદીને ઊતર્યો છે ત્યાં તેની આગળ જ વાઘારુ એક મોટા ઊંચા માણસના માથાને રફેદફે પડેલું જુએ છે. ઘાસ, રેતી અને જાળું બનેલી ઝાડીની વચ્ચે જાણે કોઈ મૂકી ગયું છે. વાઘારુ નીચો નમી માથાને સીધું કરી દેવા ઈચ્છે છે, પણ કરી શકતો નથી — એટલું ભારે છે. ત્યારે બે હાથથી પથ્થરને ખેંચે છે. માટી અને પથ્થરની રેખાથી વાઘારુ સમજે છે કે અહીં વર્ષાનું પાણી ઊતરે છે, જમા થાય છે અને પાછું બહાર નીકળી જાય છે. અને સાથે લઈ આવે છે નાની નાની પાતળી પથ્થરની કાંકરીઓ. માટી સાથે ભળી મજબૂત બનીને આ માણસનું માથું તૈયાર થયું છે. હવે વાઘારુ એને ઊલટું કરે છે તો માણસના માથા જેવું લાગતું નથી. વાઘારુ બે હાથે તેને ઊંચકી સામેના ઊંચા પથ્થર પર બેસાડી દે છે અને જોઈ જોઈ હસી પડે છે. 'હતું તો ખેતરમાં સૂતેલું; હવે છે પથ્થર પર બેઠેલું.' વાઘારુ જાણે સમજે છે કે એ મૂર્તિ તેણે ત્યાં ચિરકાળ માટે સ્થાપી દીધી!

# 61

## પથ્થર કે ધાતુ કે.....

આટલી વાર વાઘારુ ઝાડ તરફ પીઠ ફેરવી નીચો નમી પથ્થર શોધતો ફરે છે તેટલી વારે જ તેને વિચાર આવવા લાગે છે કે તે ખોટો ખોટો પથ્થર શોધ્યે જાય છે. તરિકા વૃક્ષની ડાળીઓ તો કેટલી બધી જાડી હોય છે — તેને આમળી દઈ તોડી દઈ શકાય ને! અથવા ખેંચીને ઉપાડી લવાય ને!

તે એ સ્થળેથી જ ચાના બગીચાની હારો તરફ જુએ છે. અહીંથી વધારે સારું દેખાય છે; આ બધાં આપમેળે ઊગેલાં ઝાડ નથી; મહેનત કરીને હારબંધ ઉગાડેલાં ઝાડ છે. કોઈ દિવસ બીજું કોઈ આ ઝાડોમાંથી પાંદડાં કાપતું નથી એમ લાગે છે. ઝાડનાં પાંદડાં ટીનનાં છાપરાંની માફક ઢાંકણ બનાવે છે — અહીંથી વધારે તો પાંદડાં જ દેખાય છે. એટલે એવું લાગે છે કે એ પાંદડાંઓની નીચે ઘરસંસાર વસાવી દેવાય. બે પાંદડાં બે તરફ બે નાના વાંસમાં બાંધી દેવાથી નાનાં છોકરાંછૈયાંનો ઓરડો બની જાય. 'એમ જ રાખવાનું નહિ, વરસાદના છાંટા પડી જાય. બે લાંબાં અને બે આડાં લગાવવાથી છોકરાંછૈયાંને ઢાંકી દેવાશે.' અને તેની સાથે બીજાં બે પાંદડાં લંબાવવાથી વાઘારુની કમર સુધી તો પૂરેપૂરું ઢાંકી દેશે. તો તો વાઘારુને હવે તરિકા ઝાડનાં છ-છ પાંદડાં કાપવાનાં? એક નહિ, બે નહિ, છ-છ પાંદડાં?

પાંદડાંની સાઈઝ જોઈ વિચાર કરતાં વાઘારુ નક્કી કરી લે છે કે આ પાંદડાં કાપવા માટે તેને દાતરડું અથવા કુહાડીની જરૂર પડશે, આમળીને લેવા અસંભવિત છે. એવો કોઈ પથ્થર મળી જાય તો કદાચ પ્રયત્ન કરી શકાય, પણ તેથી કેટલી વાર કાપકૂપ કરવી પડે તેનો અત્યારે અંદાજ લગાવી શકાતો નથી. એટલે, આમળીને લેવા તો સંભવિત જ નથી. પથ્થર જ છેલ્લું અસ્ત્ર રહ્યું. એટલે વાઘારુને પાછા ફરી પેલા મેદાનમાં આગળ જઈ પથ્થર શોધવો પડશે.

વાઘારુ થોડો થાકેલો જ આગળ વધે છે. તેને પથ્થર મળ્યો નહિ એ બાબત તો જાણે કોઈ જગ્યાએ ય પૂરી થતી નથી. તે શોધતો શોધતો આ રીતે ડગલાં ભરતો ચાલશે. તેની ચાલ સાથે પેલી શોધ ભળી જશે. પછી ચાલવાના નિયમ પ્રમાણે કોઈ એક વખતે શોધ પૂરી થઈ જશે. ત્યારે ચાલશે, પણ બીજું કંઈ શોધશે નહિ. તેની પછીથી તે શોધવાના નિયમ પ્રમાણે મેળવી પણ શકે, છતાં હવે તે પાછો ફરશે નહિ. ત્યાંથી પાછા ફરી પછી કાપવાનું થાય નહિ.

વાઘારુ લોખંડના પતરાનું એક નાનું બંડલ જુએ છે. ચાના બોક્સને આ પતરા વડે વાળીને બાંધી દીધેલું છે. તે દોડતો જઈને ઉપાડે છે. તેના હાથમાં આવતાં જ કંઈક ખરી પડે છે. કાટમાંથી ઝરૂઝરૂ કરતું ખરી પડે છે. છતાં વાઘારુ ઊભો ઊભો જ બંડલ ખોલે છે — થોડોઘણો ભાગ પણ જો ઉપયોગમાં આવે!

નાની પતરીના બંડલનો એક છેડો આગળ ખસી ગયો છે. કેટલુંક ગંઠાઈ ગોળ વળ્યું છે, બીજો છેડો અંદર છે. વાઘારુ પહેલાં ગાંઠોને ખોલી સીધી કરે છે. તેમાંથી એક ટુકડો, ભલે ને ખૂબ નાનો હોય, પણ લોખંડ તો ખરું ને, એને બહાર કાઢવા ઈચ્છે છે. પણ ગાંઠની બે તરફની પતરીને પકડી ખેંચતાં જ ઝરૂઝરૂ કરતું ખસી જાય છે. પછી વાઘારુ ગાંઠ ખોલવાને બદલે તાકીને જુએ છે કે અંદરની બાજુ કોઈ થોડો અંશ પણ આખો છે કે નહિ. નથી. એટલે તે તેના હાથની મુઠ્ઠીમાં લોખંડની પેલી પતરીના બંડલને મસળી મસળી ચૂરો કરી ફેંકી દે છે.

જો કાટ લાગેલું લોખંડનું પતરું આમ મળી જાય, તો તો અહીં કાટ નહિ લાગેલો તાર પણ જો વાઘારુને મળી જાય! અથવા બીજી સારી પતરી જ, અથવા પતરીનો ટુકડો પણ! બગીચાની સીમાની જમીન પર બગીચાનું મેલું-ગંદું-નકામું અહીંતહીં ફેંકેલું છે. તેમાંથી નાનું, આખું લોખંડનું પતરું જેને કાટ નથી ચઢ્યો એટલું ય વાઘારુ માટે રહ્યું ના હોય? અથવા કંઈ નહિ તો તાર? દોરી જેવો ટુકડો તાર?

તારની વાત મનમાં આવતાં, પતરા કરતાં તાર જ તેને વધારે ઉપયોગનો છે એમ લાગે છે. જો મજબૂત નવો તાર હોય તો ઝાડનાં મૂળ પર વીંટાળી બે છેડા પકડી વાઘારુ તાણે, ઝાડના પોચા પડેલા થડની અંદર તાર પેસી જશે અને ઝાડ કપાઈ જશે. જો થડ ઘણું વધારે જાડું હોય તો પછી એક એક કરીને પાંદડાં કાપી લેવાં પડશે.

પથરાવાળો ભાગ પૂરો થતાં હવે ઘાસ, ઝાડ-ઝાંખર આવે છે. વાઘારુ લોખંડના પતરા અને તારની સાથે સાથે કાચના ટુકડાઓ પણ શોધે છે. બગીચાના લોકો કાચનો ઉપયોગ કરે છે. તેથી અહીં તૂટેલા કાચના ટુકડાઓ પણ મળી જઈ શકે. તૂટેલી બોટલના કાચના ખૂણાઓ બધો વખત ધારદાર હોય છે. બોટલનો કાચ તો લંબાઈમાં જ તૂટે છે —એક બાજુથી પકડી બીજી બાજુથી કાપી લેવાય. જો ગોળાકારમાં તૂટેલો હોય તોપણ ઘસીઘસીને કાપવાનું થઈ શકે. તેથી વાઘારુ કાચ પણ શોધે છે.

લોખંડનું પતરું, અથવા તાર, અથવા કાચ — એમાંથી કોઈ પણથી વાઘારુને કોઈ મુશ્કેલી નહિ રહે. ખેંચીને, અથવા ઘસીઘસીને કાપતાં એ તાર અથવા કાચ તેની હથેળીને પણ કાપી દઈ ના શકે!

પથરાઓ પૂરા થઈ જાય છે.

વાઘારુ ધીમે ધીમે મેદાનની બરાબર વચ્ચે ચાલી આવ્યો છે. વચ્ચે વચ્ચે ઝાડ-ઝાંખર છે. પણ ક્યાંય એવું કશું નથી જેનો માણસે ઉપયોગ કરી ફેંકી દીધું છે,

અને હવે વાઘારુ તેનો ઉપયોગ કરી શકે, અથવા એક પથ્થર, જેનો વાઘારુ જ પહેલો ઉપયોગ કરશે.

## 62

## વાઘારુને થયેલો અસ્ત્રલાભ

છેવટે વાઘારુને તેનો પથ્થર મળી જાય છે — તેને જ માટે બનાવેલો પથ્થર. અથવા તો પથ્થર જ વાઘારુને પામે છે.

એને પથ્થર મળ્યો એટલે એમ નહીં કે પથ્થરથી બાંધેલા ઢાળ પરથી પથ્થર મળી ગયો! ઢાળને છેડેય ખેતરની અંદર પતરું કે તાર કે કાચ કશુંય મળ્યું નહિ. વાઘારુ ત્યારે ડગલું ડગલું ભરતો ચાલે જાય છે. ચાલે જાય છે અને મનોમન યોજના શરૂ કરે છે કે મેદાન કોનાકૂની જશે, ત્યાં ડેમકાઝોરા મળશે, ત્યાં જ કાંઠો હશે, પછી પેલી તરફ જઈ તે પોતાનો રસ્તો પકડશે. આ પ્રમાણે વિચારતાં તેને બે-એક વાર ડોક ઊંચી કરી મેદાનનો છેડો જોવાનું બન્યું છે. લાગે છે કે પથ્થર શોધવાનું અને માર્ગ શોધવાનું, મેદાન જોવાનું અને મેદાનનો છેડો જોવાનું — આ બધાની વચ્ચે એનો જ તે ધીરે ધીરે એક ભાગ બની જતો હતો, ત્યાં તેના ડાબા પગની ડાબી બાજુ અચાનક કશીક ધારવાળી વસ્તુ પર પડી. એને થયું કે તેના પગના માંસમાં ધાર એકદમ પેસી ગઈ. તે પણ પાછો વાઘારુનો પગ, જેના દબાણથી પથ્થર પણ છૂંદો થઈ જાય. વાઘારુને સમજાય છે કે તેના પગના માંસમાં ધાર કાઢેલી કોઈ લોખંડની ધાર પેસી ગઈ છે, છતાં, દુ:ખથી બેસી ગયા પછી પણ, તે પહેલાં પગ જોતો નથી, પણ શેનાથી ઘા પડ્યો તે શોધે છે.

કુહાડીના આગળના ભાગ જેવા પહોળા એક પથ્થરની ધારવાળી બાજુ માટીમાંથી ઊંચી આવી ગઈ છે. બરાબર તેની ઉપર તેનો પગ પડ્યો છે. વાઘારુ પગ જુએ છે, કપાઈ ગયો નથી, છતાં બહુ દુ:ખે છે. પગ છોડી દઈ વાઘારુ બે હાથ વડે પથ્થરને હલાવે છે, ઢીલો કરી લઈ માટીમાંથી ખેંચી લેશે. પથ્થર બહુ ખૂંપેલો નહોતો. વાઘારુ જે જોરપૂર્વક હલાવે છે તેનાથી જ ઊખડી જાય છે, અને વાઘારુ ગબડી પડે છે. સંભાળી લઈ, બે હાથે પથ્થરને પકડી વાઘારુ જુએ છે. પછી ઊઠીને ઊભો થાય છે. ઊભો ઊભો પથ્થરને વધારે સારી રીતે જુએ છે; જે બાજુ માટીની અંદર હતી તે જાડો મોટો ભાગ ભીનો અને માટીવાળો હતો. ઉપરની તરફ ચકચકતો ધારવાળો — પથ્થર માટે જેટલા ઘરવાળા હોવું સંભવિત છે તેટલું — માણસના હાથથી ઘસીને ધાર પાડેલી હોય તે સિવાય. માણસના હાથ વડે ઘસાતાં તો આ પથ્થર પર લોખંડની ધાર આવે.

વાઘારુ પથ્થરના આકારને ઓળખી લેવા ઇચ્છે છે. 'હાથ-દાવ માટે છે? કે પછી ખાડા માટે? ખાડો ખોદવા?' પણ આકાર તો જાણે તેનો પરિચિત લાગે છે. તળિયાની બાજુ પાતળી છે, એક મૂઠીમાં જ પકડી લેવાય. જમણા હાથની મૂઠીમાં પથ્થર લટકાવી હાથ હલાવે છે. પથ્થર ડોલે છે. ડોલાવતો ડોલાવતો તે હાથની ગતિ વધારે છે. પછી પથ્થર સાથે હાથને વેગપૂર્વક માથા પર ઊંચો લે છે. જાણે કોઈ કશાકની ઉપર નાંખે છે એ રીતે પથ્થરને જ્યારે હવા કાપી નમાવે છે ત્યારે વાઘારુના મનમાં ઝબકારો થાય છે, 'પહાડી માણસોની ખૂરપી જેવો છે?'

વાઘારુના નીચા નમાવવાના વેગમાં હાથ પથ્થર સાથે ફરીથી ઝોલા ખાય છે. ડોલવાનું અટકી જતાં બે હાથે પથ્થરને પકડે છે. તે પછી ફરીથી પથ્થરને જુએ છે — આ પથ્થર હોવાથી વાઘારુનું કામ ચાલી જશે, પાંદડાં નહિ હોય તોપણ. ગમે તે રીતે તે પથ્થરનો ઉપયોગ કરશે, એમ વિચારી બે હાથમાં પથ્થરને માથા પર ખેંચી ઊંચે લાવે છે. ઊંચા કરેલા પથ્થરને જોવા પોતે જ ડોક વાળીને જુએ છે.

વાઘારુની ડોક એટલી બધી હાલે છે કે તે માત્ર આકાશનો ભૂરો રંગ જોઈ શકે છે; જાણે ઉપરથી તેને ઢાંકી દીધો છે, બે હાથમાં પકડેલો પથ્થર પેલી ભૂરાશમાં ફેંકાયેલો છે. વાઘારુ જુએ છે કે પેલા પથ્થરના છેડેથી વાઘારુની મૂઠી, કાંડું, આખો હાથ, અને હાથ સુધી જાણે એક જ પથ્થર ના હોય! જોવાનું એવી રીતે બની જાય છે કે પેલી ભૂરાશમાં ખૂંપેલા પથ્થરના આકારને વાઘારુ ઓળખી લઈ શકે છે — તેના હાથ, આખા હાથ, કાંડું, અને બે હાથ નમસ્કારની માફક જોડેલો પથ્થર જાણે! 'પરણામિયા પથ્થર.'

વાઘારુ પથ્થર સાથે બે હાથ નીચે ઉતારે છે. પછી એક હાથની મૂઠીમાં જાણે એક જોડેલા હાથે પકડી હલાવતો હલાવતો તરિકા ઝાડના ઝુંડ તરફ ચાલી જાય છે.

ઢાળ વટાવી ઉપર પહોંચતાં વાઘારુને થોડી મુશ્કેલી પડે છે. તે જે રીતે તેના શરીરના ભારથી સહજપણે જ ચઢી જઈ શકે તેમ એ ભારને કારણે જ પથ્થર-કાંકરા વાળો ઢાળ ચઢી શકતો નથી; પથ્થર વગેરે ગબડી જાય છે. ઢાળની ટોચે પહોંચી કશુંક પકડવાની જરૂર પડે છે. ના હોય તો, તરિકા ઝાડનાં મૂળ પર એક પગ ઉઠાવી બીજા પગે જો તે ટેકો દે તોપણ તે લપસી જાય. વાઘારુ ઢાળની ટોચ પર પથ્થર મૂકે છે. પછી માટીનો એક ખાંચો પકડી, આંચકો મારી ઊંચે ચઢી પથ્થર લઈ ઊભો થાય છે.

વાઘારુ પાંદડાં પસંદ કરવાનું શરૂ કરે છે. પાંદડાં મોટાં હોય તોપણ ચાલે નહિ, સીધાં હોવાં જોઈએ. તરિકા પાંદડાંની ખૂબી જ એ છે — ટીનની માફક ખાંચા કાપેલા છે. એક પાંદડાના આવા ખાંચામાં બીજું પાંદડું બંધ બેસી જઈ શકે. વરસાદનું પાણી એ ખાંચામાં થઈ રળી પડે છે. પાંદડું જો વાંકુંચૂકું હોય, ખચકે-ખચકે ના મળેલું હોય તો પાણી અંદર રળી પડે છે. પાંદડું ખૂબ મોટું હોય તો બાજુના ભાગ ફાટી

પડે — કેળના પાંદડાની જેમ, અને પોતાના ભારથી જ વળી, ફાટી જાય. વાઘારુ તેથી જ એવું પાંદડું શોધે છે જે મોટું હોય પણ ઘરડું ના હોય. એવું એક પાન, જેની અંદરના ખાંચા મૂળથી છેડા સુધી પૂર્ણ હોય!

તરિકા ઝાડની આવી હારમાં, આવા તગ્તગ્ ઊગી નીકળેલાં પાંદડાંઓના ઢગલામાં વાઘારુ તેનું પાન અથવા પાંદડાં શોધી શકતો નથી; થોડી વાર જાણે દિશા-હારા બની જાય, અને થોડી વાર પાછો ઇચ્છા કરવા લાગે, એવી પસંદગીની સ્વાધીનતા તેની પાસે છે.

આવા દિશા-હારા ભાવમાં હોય કે સ્વાધીન ભાવમાં હોય, પણ વાઘારુની આવી પસંદગી-ના પસંદગી પાછળવળી એક ભયભરી ઉતાવળ પણ છે.

આ હારની પેલી બાજુ જ ચાનો બગીચો છે. મેદાન જેવો લાંબો લાંબો રસ્તો, રસ્તે રસ્તે વળાંક, મેદાનની જેમ જ એકસરખા શિરીષનાં વૃક્ષોની ટોચ. ત્યાં શણ તોળાય છે, નળીઓ કપાય છે, લાકડાં ફડાય છે. શિયાળ પણ જેમાં પેસી ના શકે તે માટે આ તરિકા ઝાડની હારને તળિયે માટી દબાવવામાં આવી છે. હાથીનું ટોળું જેથી કરીને પેસી ના જાય તે માટે તરિકા ઝાડને ફરતી કાંટાળા પાંદડાંની હાર છે. પાંદડાં જેથી કરીને મોટાં થાય, વિસ્તાર પામે, તે માટે આ વૃક્ષોની દેખભાળ પણ ચોક્કસ થતી હોય! જે પાંદડાં આટલાં બધાં કામો માટે રાખ્યાં હોય તે પાંદડાં વાઘારુ કાપી લે! વાઘારુને જો પકડી પાડવામાં આવે!

પકડાઈ જાય તો શું થાય તે વિશે તેના મનમાં કોઈ ચોક્કસ ખ્યાલ નથી. ભય પણ નથી. પણ પકડવા આવતાં જ માણસ નાસી જાય એ નિયમ અનુસાર વાઘારુ ડોક ફેરવી જોઈ લેવા માગે છે કે મેદાનની અંદર ચાના બગીચાની સીમા કેટલે સુધી છે. જાણે તેની ઉપર જ તેના પકડાવા ના પકડાવાનું નિર્ભર ના હોય!

હવે વાર કરતો નથી. પહેલું પાંદડું શોધી લેવામાં જ આટલી વાર કરી છે, છતાં તેને તો એક નહિ, છ-છ પાંદડાં બહાર કાઢવાં પડશે.

એક પાંદડું તો વાઘારુને મળી જાય છે. તે જાણે કપાઈને પડવા માટે જ સીધું ઊભું હતું. કાચું પણ મોટું, અંદરના ખાંચા પૂરેપૂરા! પણ પાંદડાનો મૂળ છેડો ઝાડની પેલી બાજુએ છે. આ તરફથી કાપવા જતાં હાથ લંબાવી પેલી તરફથી કાપવું પડે. તે દાતરડા જેવાથી તો એ કરી શકે, પણ પથ્થરને તો ઉપરથી નમાવવો પડે. વાઘારુ છોડી દે છે.

વાડની આ તરફ એક પાંદડું મળી જાય છે. મૂળ આગળ જરા કપાયેલું છે, પણ વાઘારુ બરાબર કરી એને કાપશે. પછી શોધવા પડશે, બીજા પાંચ શોધવા પડશે. પાંદડું ડાળની સૌથી નીચેના ભાગમાં છે, આ તરફ જ ફેલાયેલું છે — વાઘારુ તરફ જાણે ગળું લંબાવીને પડ્યું છે. ડાળની જે જગ્યાએથી પાંદડું બહાર આવે છે ત્યાં ઘા પણ અવરોધ વગર દઈ શકાય.

પથ્થરની એક વાર ચકાસણી કરી લે છે — લોખંડના અસ્ત્રની ધારની જેમ. પછી પાતળી બાજુ બે હાથની મૂઠીમાં દબાવી માથા પર ઊંચે લઈ જાય છે. શ્વાસ બરાબર ભરી આખી ધાર અને ભાર નમાવે છે પાંદડા પર — પોતાના શરીરનો ભાર પણ લગાડીને. પાંદડું તૂટીને છૂટું થઈ પડી જાય છે. વાઘારુ જુએ છે કે ઝાડના કાંટાની ધાર પણ ઘણી બધી ઓછી થઈ ગઈ છે. પથ્થર પરથી રસ અને ઝાડની કાચી છાલ લૂછી વાઘારુ બીજો એક ઘા મારે છે.

## 63

# કૂતરા વાઘારુને રોકે છે

વાઘારુના માથા પર એક પર એક લંબાઈમાં મૂકેલાં તરિકા ઝાડનાં પાંદડાં છે. ખાંચે-ખાંચા મળી ગયા છે. તે પછી બરાબર વાઘારુના માથા પર પથ્થર છે. પથ્થર આમતેમ થાય તોપણ પથ્થરના ભારથી પાંદડાં ભાંગી-તૂટી ના જાય. આટલી વાર એક હાથે જ પાંદડાં પકડીને તે ચાલતો હતો. હવે, બે હાથે પકડી ડેમકાઝોરામાં ઊતરે છે.

ડેમકાઝોરા નાની નહેરના જેવી નદી છે, પણ કાંઠા ખૂબ ઊંચા છે. માથે પાંદડાં અને પથ્થર લઈ વાઘારુને પગ દબાવી દબાવી ઊતરવાનું છે. પાણીમાં ઊતરતાં પહેલાં તે જમીન પર બેસી જાય છે. જમણા પગ વડે પાણીમાં ઊતરવાની જગ્યાની તપાસ કરી લે છે; પાછો ફરી ઊભો થઈ ડાબા હાથે કાંઠો અને જમણા હાથે પાંદડાં પકડી ડાબો પગ ધીરેથી ઉતારે છે અને પાછો ફરી જાય છે. પાણીમાં એક વાર ઊતરી પડ્યા પછી બે હાથે પાંદડાં પકડી વાઘારુ ધીરે ધીરે આગળ વધે છે.

જો એક ગમછો કે ટુવાલ હોત, અથવા રસ્તે થોડું પરાળ મળી જાત તો તો એક બીડું વાળી માથા પર પાંદડાં અને તેની પર પથ્થર રાખી, બે હાથ છૂટા રાખીને ચાલી શકત. એક હાથે પાંદડાં અને બીજા હાથમાં પથ્થર લટકાવી ચાલી શકાય નહિ — બન્ને હાથ રોકાઈ જાય. માર્ગમાં જો કોઈ ભામનિ વન આવે તો તો બીડું વાળી લેશે.

જો પાણી કોઈ જગ્યાએ અચાનક જ વધી જાય તો તો મોટી વિપત્તિ. એ કારણે જ વાઘારુ બે હાથે પાંદડાં મજબૂત રીતે પકડી રાખે છે, જેથી એવું થાય તો પાંદડાં ઉતારી આગળ તરાવે અને પથ્થરને એક હાથમાં લઈ તે થોડું તરી જઈ શકે.

આ વખતે પાણી કમર સુધી ઊંચે આવે છે. વાઘારુ એક એક ડગલું ભરતો આગળ વધે છે. અચાનક પથ્થર જો પાણીમાં પડી જાય તો તો ડૂબી ડૂબીને બહાર કાઢવો પડશે. પાળ તો સામે આવી ગઈ છે. એટલી વારમાં પાણી હવે અચાનક વધશે નહિ. છતાં પાણીનો વિશ્વાસ નહિ; પાળ પાસે જ કદાચ એક ઊંડો ખાડો થયો

હોય. સામેની પાળ આવી ગઈ.

વાઘારુ પહેલાં પાંદડાં અને પથ્થર ઉતારી દે છે, તે પછી પોતે કાંઠા પર ચઢે છે. તે ઊભો રહેતાં જ તેના શરીર પરના પાણીથી એ જગ્યા કાદવવાળી બની જાય છે. વાઘારુ બે હાથે શરીરનું પાણી નિતારે છે. આમતેમ જુએ છે. તે ફરીથી એક વાર તેના શરીર પરનું પાણી ખંખેરી દે છે. પછી પાંદડાં અને પથ્થર માથા પર મૂકી, બે હાથે બરાબર ઠીક કરી લઈ, ફરીથી ચાલવાનું શરૂ કરે છે.

હાટના લોકોની આવનજાવનથી ડેમકાઝોરાથી હાયહાયપાથર જવાનો એક નાનો કાચો રસ્તો બની ગયો છે. એ રસ્તે આગળ એક મોટી તાડીની દુકાન પણ દેખાય છે. તો તો શું વાઘારુ ત્યાંથી શણની દોરડી માગી લેશે ને? ના હોય તો થોડી પરાળ? પાંદડાં અને પથ્થર બાંધી લેશે, બીડું વાળી દેશે.

જે કાચા રસ્તેથી વાઘારુ પેલી તાડીની દુકાનમાં પેઠો હતો, તેની ઉપર એક કૂતરું સૂતેલું હતું. સામે જ એક ટીનના છાપરાવાળું મોટું મકાન હતું. એ મકાનમાં જ વાઘારુ પેસશે.

વાઘારુના પગનો અવાજ સાંભળી કૂતરો સૂતેલો રહીને જ, આંખો ખોલ્યા વિના જ એક વાર 'ભોં' 'ભોં' કરતો ભસે છે. તેના અવાજથી વાઘારુના પગનો અવાજ અટકી જતો ના જોઈ તે ફરીથી 'ભોં' 'ભોં' કરે છે. વાઘારુ તેની પાસેથી હટ્‌હટ્‌ કરતો ચાલી જાય છે. વાઘારુની જમીન કંપાવી દેતી ચાલથી કૂતરો ચમકી જઈ ડોક ફેરવે છે. એ પછી પણ 'ભોં' 'ભોં' અવાજે આકાશ ફાડીને વાઘારુને ભગાડવાનું કરે છે. કૂતરો વાઘારુ પાસેથી દોડી જઈ આગળ વધી ઊભો રહે છે. અને તેનો માર્ગ રોકી આકાશ ફાડતો જોરથી ભસ્યા કરે છે. વાઘારુ તેની ગતિ જરા પણ ઓછી કર્યા વિના હટ્‌હટ્‌ કરતો આગળ જાય છે, કૂતરો દોડીને ખસી જાય છે, ફરીથી પાછો આવી ઊભો રહી ચિત્કાર કરતો ભસે છે. સામે જમણી તરફ પેલું મોટું મકાન છે, વાઘારુ તેમાં પેસશે. પણ પહેલાં કૂતરાના ભસવાની બૂમોથી હોય કે વાઘારુના ચાલવાની ગતિથી હોય, પેલા મકાનમાંથી એક સાથે દસબાર કૂતરાં એક સાથે બહાર નીકળી વાઘારુને ઘેરી વળી એવી ચીસોથી ભસવાનું શરૂ કરે છે કે જાણે અંધારી રાતે શેરીમાં ડાકુઓ ત્રાટક્યા ન હોય! કૂતરાઓ વાઘારુને એવી જ રીતે ઘેરેલો રાખી કોઈ પણ રીતે આગળ જવા દેતા નથી. હવે જો વાઘારુને પેલા મકાનના બહારના આંગણામાં પહોંચવું હોય તો તો કૂતરાઓને હડસેલીને જવું પડે. વાઘારુ હવે આ ધમાલમાં પડ્યા વિના સીધો ચાલતો થાય છે — એક જ ગતિએ વાઘારુ ચાલવાની ગતિ જરાય ઓછી કરતો નથી એ જોઈને કૂતરાઓ સામેનો રસ્તો છોડી દઈ તેને ત્રણ બાજુએથી ઘેરી વળી ભસ્યા કરે છે. તાડીની દુકાનને છેડે વાંસનું ઝાડ છે. જમણી તરફ વાળો રસ્તો ડાબી તરફ વળ્યો છે. તેની ડાબી બાજુએ શણ-લાકડી વડે બનાવેલી તાડીની જૂની દુકાન છે. કૂતરાઓ ત્યાં ઊભા રહી જાય છે અને વાઘારુ

વળાંક લે છે. એક કૂતરો ત્યારે ય ભસ્યા કરે છે. વાઘારુ વાંસના ઝાડને જમણી તરફ રાખી જમણો વળાંક લઈ આડશે ગયો હોવાથી, થોડી વારે બધા કૂતરાઓને એક સાથે ધીમેથી ભસતા સાંભળી શકે છે, ધીરેથી એક પછી એક બંધ કરવાનું શરૂ કરે છે. વચ્ચે વચ્ચે કોઈ કૂતરાની 'ભોં' એવી બૂમ ઊઠે છે. પછી તો એ પણ બંધ થઈ જાય છે.

વાઘારુ ઊભો રહી બે હાથે માથાનાં પાંદડાં જરા ખસેડી જુએ છે કે ડાબી તરફ તેની પાછળ હાયહાયપાથર ચા-બગીચાની સીમા છે. સમજી લઈને વાઘારુને હજુ જરા જોઈ લેવાનું છે. ડેમકાઝોરા નદીએ ચોક્કસ જ અહીં એક વળાંક લીધો છે. નદીને ડાબી તરફ રાખે તો આ રસ્તો જમણી તરફ વળે છે, અને ફરીથી ડાબી તરફ ફરી ચાના બગીચા તરફ ગયો છે. વાઘારુ કોઈ પણ રીતે ચાના બગીચામાં પ્રવેશશે નહિ. એ રસ્તો છોડી મેદાનમાં ઊતરી પડે છે. સીધો જઈ હાયહાયપાથરનો કાંઠો પાર કરી ઉત્તર તરફ ચાલે તો શાલવાડીએ પહોંચશે. શાલવાડી ના પણ પહોંચી શકે; દક્ષિણ તરફથી ફૉરેસ્ટમાં પ્રવેશી ફૉરેસ્ટની અંદર અંદર થઈને હાઈવે પર નીકળશે. તે પછી હાઈવે પકડીને ચાલસા થઈ નવો રોડ લઈ શકે. વળી, ફૉરેસ્ટની અંદર થઈને પણ જઈ શકે. એ તો ત્યારની વાત ત્યારે. અત્યારે તો સામે માલ નદી છે. પાંદડાં અને પથ્થર તેણે આગળ જઈને બાંધવા તો પડશે.

વાઘારુ ઊંચાઈએ ચડી જાય છે. હાયહાયપાથરનો પેલો નિર્જન કાંઠો જાણે તગડા ગાંડા સૂવર જેવો લાગે છે — પૂંછડી જમીનમાં ખોસી માથું સીધું લઈ જઈ ઉત્તરના પહાડ તરફ દોડતો જાય છે. ઘાસ નથી, ઝાડ નથી, ખેતી નથી, ઘર નથી. સૂવરનું ડાબું પડખું વટાવી વાઘારુ, પાછળના ડાબા પગની પાસે થઈને, ઊંચે ચઢ્યો હતો.

વાઘારુની નજર અત્યારે પગ તરફ છે. લાલ લાલ પથ્થરોથી છવાયેલી ચઢાઈ છે. આ જાતના પથ્થરો આ તરફ જોવામાં આવતા નથી. એ પથ્થરો પહાડ પરથી નદીમાં થઈ ગગડતા ગગડતા ગોળ થઈ ઊતર્યા નથી. લાગે છે કે અહીં ખૂબ ભાંગતોડ થઈ હશે. બધા પથ્થરો ધારદાર છે. વાઘારુ વિચારે છે કે અહીં ધારદાર પથ્થર શોધવો પડતો નથી; હાથ અડાડતાં જ મળી જાય છે. પથ્થરની વાત આવતાં તેને એકદમ પોતાનો પથ્થર યાદ આવે છે — 'જે એક પરણામિયા પથ્થર મને મળી ગયો છે, એવો પથ્થર ક્યાં મળશે?'

સૂવરની પીઠની જમણી તરફનો ઢાળ વટાવી નદી તરફ ઊતરવાને વખતે વાઘારુ પગ દઈ દઈને બે-એક પથરા ગગડાવવા ઇચ્છે છે; જોઈને મજા પડશે. પણ એકેય પથ્થર તે હલાવી શકતો નથી — એક-બે છૂટા પથ્થરો સિવાય. 'એ બધા શું પથ્થરનાં ઝાડ છે? બધાએ જમીનમાંથી માથું ઊંચક્યું છે?!' ઊંચાઈએથી ઊતરે છે એટલે વાઘારુ ઘણાં દશ્યો જોઈ શકે છે — આ પથરાઓનો છેડો, લીલા રંગની

શરૂઆત, પાણીની રેખા, ચાના બગીચાની સીમા, ઘરદુકાનનાં ઝાડઝાંખર, અને માલ નદીની પેલી પાર ફૉરેસ્ટની રાખોડી રંગવાળી દીવાલ છે; દૂરથી ફૉરેસ્ટને બધું જે રીતે અડેલું છે તેથી એમ લાગે કે અંદર પેસી શકાશે નહિ. માલ નદીની પેલી પારે આ જે ફૉરેસ્ટ શરૂ થયું હતું એનો હવે છેડો નથી. વચ્ચે હાઈવે છે, ચાનો બગીચો છે, રેલ લાઈન છે, નદી છે, નદીનાં ભાઠાં પણ છે — પણ એ બધુંય ફૉરેસ્ટની અંદર. આ ફૉરેસ્ટની અંદર જ એક સ્થળે વાઘારુને પહોંચવાનું થશે — ડાયના ફૉરેસ્ટમાં.

ઊતરતાં ઊતરતાં ફરીથી હવે દૃશ્યો ઓછાં દેખાવા લાગે છે. પણ વાઘારુને કશુંક શોધવું પડશે — આ પાંદડાં અને પથ્થરને બાંધવા. તેણે જરા જોવું પડશે કે ક્યાંક દોરીના જેવું કંઈક મળે છે કે નહીં.

વાઘારુ ઊભો રહી માથા પરથી પથ્થર જમણા હાથમાં લે છે. ડાબા હાથે પાંદડાં અને જમણા હાથમાં પથ્થર ઝુલાવતો તે ઊતરવાનું શરૂ કરે છે.

## 64

## કૂતરાનો ઉત્તર

નદીની થોડે ઉપર, ઢાળને અડીને વાઘારુ જમીન પર પાંદડાં રાખી તેના પર પથ્થર દબાવી દે છે. તે પછી ખાલી હાથે ઊતરે છે. ડોક ફેરવી જરા જોઈ લે છે કે પાંદડાં-પથ્થર બરાબર તો છે ને! દોરડી કે પરાળ કે કોઈ વેલો મળે છે કે નહિ તે જોવા વાઘારુ આમતેમ ફરશે. એ બધું જો બાંધી ના લે તો તે માલ નદી પાર કરી શકશે નહિ.

નીચે ઊતરીને પાછો ફરી જોતાં વાઘારુ જુએ છે કે આ સૂવર જેવા કાંઠાના આ ઢાળની ઉપર તરફ એક કૂતરો ઊભો ઊભો પૂંછડી હલાવે છે. કાંઠાની ટોચ તરફ કૂતરાની પૂંછડી છે, અને કાંઠાના છેડા તરફ કૂતરાનું માથું છે. અત્યારે તે મોં આ તરફ ફેરવે છે — પેલી પાર ફૉરેસ્ટ તરફ, આ પાર વાઘારુ તરફ; એટલે સુધી કે આ બંને વચ્ચે નદીના ભાગ તરફ પણ.

એ એટલું સમજ્યો છે કે વાઘારુએ તેને જોયો — એ જણાવવા કૂતરો માથાની સાથે આગળના બે પગ પણ જરા આ તરફ ફેરવે છે — નદી તરફ જ નજર રાખીને. પૂંછડી પણ જરા પટપટાવે છે. ભાવ પણ એવો લાગે છે કે તેને પણ પેલી પાર જવું છે.

પણ આ કાંઠા પર કૂતરો આવે ક્યાંથી? રસ્તો ભૂલી ગયો છે? ‘કૂતરા રસ્તા ભૂલતા નથી.’ બગીચા તરફથી આવ્યો છે? ‘આવી શકે, પણ શા માટે?’ તો તો શું વાઘારુની જ પાછળ પાછળ ક્યાંકથી ચાલી આવ્યો છે? ‘ક્યાંથી?’ વાઘારુને તો

ખબર જ નથી. માથા પર પાંદડાં હોવાથી વાઘારુ જરૂર પગની આગળના ભાગ સિવાયનું કશું ઘણી વાર સુધી જોઈ શકતો નથી. પણ કૂતરો શું એક વાર પણ તેની સામે આવ્યો નહિ? 'ભસવા પણ લાગ્યો નહિ — એક વાર પણ?' ના ય ભસી શકે. પાછળ પાછળ આવ્યો હોય તો પછી ભસે શેને માટે? વાઘારુએય શું એક વાર પણ પાછળ ફરીને જોયું નહોતું? 'પાછળ જોયું જ નહિ?' છેલ્લે ક્યારે વાઘારુએ પાછળ જોયું હશે?

આટલે દૂર એકલો ચાલી આવી, આવા કાંઠે ફૉરેસ્ટમાં પેસતાં પહેલાં છેલ્લી નદી પર અને પેલી પારના ફૉરેસ્ટની ગાઢ નિર્જનતાની આગળ જાણે વાઘારુને જરૂર ઊભી થઈ છે — પોતાની પાસે જ એનું પ્રમાણ ધરવા કૂતરો તેની જ પાછળ પાછળ આવ્યો છે. 'કૂતરો અને ગાય જે કહીએ તે કરે.'

ડેમકાઝોરા પાર કરી, કાંઠા પર પાંદડાં અને પથ્થર મૂકી, વાઘારુ ચારે તરફ જોઈ રહ્યો છે — ઊભો ઊભો. પછી ફરીથી માથે લઈ ચાલવા માંડ્યું છે. 'ચાલી આવ્યો છું, ચાલી આવ્યો છું.' પાછળ ફરીને તો જોયું નથી. 'ફરી તો પાછળ જોયું નથી.' પેલી તાડીની દુકાન આગળ એક મોટા કૂતરાના ટોળાએ વાઘારુને ઘેરી લીધો હતો.

આટલે સુધી વિચારતાં જ જાણે વાઘારુ અટકી પડે છે. ત્યારે ય શું આ કૂતરો તેની પાછળ હતો? એ કારણે તાડી-વાડીના કૂતરાઓનું ટોળું ગાંડું થયું હતું? — તો પછી વાઘારુને જોઈને પેલું ટોળું ભસવા કેમ લાગ્યું હશે? વાઘારુ સાહેબ તો નથી, વાઘારુને માથે ટોપી નથી, વાઘારુનું ફટફટિયું નથી, વાઘારુ તો પોતાના આ બે પગ પર ઊભો રહેતો એક માણસ છે. કૂતરાઓ તો ઓળખી જઈ શકે. તો પેલા ભસવા કેમ લાગ્યાં?

ચોક્કસ આ કૂતરો પણ ત્યારે પાછળ હતો અને તાડી આગળનું ટોળું આ ટોળાથી વિખૂટા પડેલા કૂતરાને ભગાડી રહ્યું હતું.

— 'આ તો એક વાર પણ ભસ્યો નહિ? તાડીવાળાથી અલગ કૂતરા ભસે નહિ. આ તો એક વાર પણ સામે આવ્યો નથી? સામે કેવી રીતે આવે? બે પગની વચ્ચે પોતે ભરાઈ મારા બે પગની અંદર સંતાયું છે? તો મેં જોયું નહિ? ક્યા કૂતરા ભગાડે છે અને ક્યા કૂતરા ભાગે છે? શી ખબર પડે? જોઉં છું પણ સમજી શકાતું નથી.'

પોતા સાથેની આ વાતચીતને અંતે વાઘારુ હાયહાયપાથરના પેલા સૂવરના કાંઠાને તળિયેથી કૂતરા તરફ હાથ લંબાવીને 'સી, સી' કરે છે.

ક્ષણમાં જ કૂતરો સીધો થઈ જાય છે — જાણે તપાસ કરવા માગે છે કે બૂમ પડી તે ખરી છે કે ખોટી. સીધો થઈ પૂંછડી-કાન પટપટાવવાનું બંધ કરી પેલી પારના ફૉરેસ્ટ તરફ ડોક ઊંચી કરી જુએ છે. 'મને ડોક દેખાડે છે?' ચહેરો બતાવે છે — વાઘારુને. વાઘારુને જોવાનું જરૂર સારું લાગે છે. કાન ખડા, ડોક સીધી, પગ પાતળા-લાંબા, છાતી મોટી. 'સાલો, કૂદી પડશે.' કૂદી તો પડી શકશે. પણ દોડ?

વાઘારુએ તો હજુ એની પીઠ કુલા જોયા નથી.

વાઘારુ ફરી તેનો જમણો હાથ ઊંચો કરી દે છે, 'સી, સી.' આ બીજી બૂમ સાંભળી કૂતરો હવે હાલ્યા વિના રહી શકતો નથી. બે પગ નમાવી ઊભો થઈ જાય છે. બીજી તરફ જોઈ પૂંછડી પટપટાવે છે. જાણે હવે વાઘારુએ જ આગળ આવવાની વાત છે. વાઘારુ અને આ કૂતરાને તો એક વાર પણ નજરોનજર થવાનું થયું નથી; તેમનાં શરીર–ચામડી એક વાર પણ એકબીજાને અડક્યાં-ઘસાયાં નથી. હજુ તો તેઓ બે જણની ભાષા જાણતા નથી. કંઈ નહિ તો એક વાર જાણી લેવાની જરૂર છે. માત્ર એક વાર. 'કૂતરો અને ગાય, જે કહીએ તે કરે.'

વાઘારુ કૂતરા તરફ જવાનું શરૂ કરે છે.

કૂતરો બીજી તરફ મોં ફેરવીને ઊભો રહે છે. એક નવો અજાણ્યો માણસ તેની તરફ આવી રહ્યો છે અને તે ઊભો જ રહે છે એ અનિશ્ચિતતામાં તેને માટે અસહ્ય છે, એટલે જાણે ડોક ફેરવે છે. પણ વાઘારુ તે દરમ્યાન આવી પહોંચ્યો છે એ જોઈ તે વાઘારુને જોયા વિના રહી શકતો નથી. એટલી વારે પૂંછડી-કાન-ડોક હલાવવાનું શરૂ થઈ ગયું છે. ખૂબ દુર્બળ-દુઃખી ભાવે એક વાર સૂવરના કાંઠાની પીઠને જોઈ લે છે — પાછા નાસી જવાનો રસ્તો. વાઘારુ કૂતરા પાસે આવી ગયો છે. કૂતરો તેનું ગળું માટી તરફ અને વાઘારુ તરફ લંબાવી બે પગ પાછળ લઈ જાય છે. વાઘારુ હવે બે ડગલાં વટાવતાં જ એકદમ તેની નજીક આવી પહોંચ્યો છે.

હવે વાઘારુ કૂતરાને પકડી લઈ શકે છે, પણ પકડતો નથી. હવે કૂતરો કૂદીને નાસી જઈ શકવાનો નથી. પૂંછડી પગની વચ્ચે લઈ જઈ કૂતરો 'ઊંઈ' 'ઊંઈ' શરૂ કરે છે. હાલ્યા વિના, માત્ર હાથ લંબાવીને વાઘારુ એનું ગળું પકડે તો 'ઊંઇ, ઊંઇ' કરતો કરતો જરા ખસી જાય. વાઘારુ વધારે આગળ જતો નથી. તે સીધો થઈને ઊભો રહે છે, બે હાથ આગળ લંબાવી 'સી...સી...' બૂમ પાડે છે. બૂમ પાડે છે ફસ્ ફસ્ કરતો.

ડોક, પૂંછડી નીચી રાખીને જ વાંકુંચૂકું જોઈ કૂતરો જાણે છેલ્લી વાર સ્વાધીન ભાવે વાઘારુને ઓળખી લેવા ઇચ્છે છે. હવે તો તે આખોય વાઘારુના હાથની સીમામાં છે. પણ વાઘારુ આગળ જતો નથી. કૂતરો એક વાર આગળ આવે તો તેને પકડી લેતાં તેને પાછા ફરવાનો બીજો કોઈ રસ્તો રહેશે નહિ. તેની ગૃહહીનતાનું ખેંચાણ કૂતરો જાણે છેલ્લી વાર અનુભવ કરે છે. તે વાઘારુને ઓળખતો નથી એ ભય જ અત્યારે તેની ચરમ સીમાએ આવ્યો છે. બન્ને એકસાથે જ છૂટી જશે. છૂટી જવાની એ સૌથી છેલ્લી ક્ષણે કૂતરો માટીમાં લેટી ગયો.

પણ કૂતરો જાણતો જ હતો કે તેને જ એક પગ આ વખતે આગળ લંબાવવો પડશે — ભલે ને ગમે તેટલો ભય હોય. આ વખતે ડોક પણ લંબાવવી પડશે — માટીમાં આળોટતો હતો છતાં પણ.

'ઊંઈ, ઊંઈ' કરતો કરતો બે ડગલાં આવે છે. વાઘારુ કમર પર હાથ દઈને

ઊભો છે. ઊભો ઊભો કૂતરો પૂંછડી પટપટાવે છે. વાઘારુ એને અડતો નથી. કૂતરો સમજે છે કે અડવાનો સમય પસાર થઈ રહ્યો છે. ત્યારે તે પુષ્કળ ધીરે ધીરે તેનું મોં ઊંચું રાખે છે — પહેલાં વાઘારુના બે પગના પોલાણમાંથી પેલાં નદી-ફૉરેસ્ટનાં પરિચિત દૃશ્ય તરફ, અને પછી તેની તદ્દન સામેના અજાણ્યા-અપરિચિત દૃશ્યના શરીર તરફ. પરંતુ ત્યારેય વાઘારુ તેનો હાથ કે પગ કૂતરાના શરીરને અડકાડતો નથી. કોઈ પશુને માટે આટલો સમય પોતાની ક્ષમતાનો પ્રયોગ કરવાની સીમાની એકદમ બહાર હોવાનો સંભવ નથી. પૂંછડી પટપટાવવાનું બંધ કરી કૂતરો વાઘારુની કમર તરફ મોં ઊંચું કરે છે. પાછળના બે પગ વડે માટી ખોદે છે. કેટલાંક કાંકરા-કાંકરી ઝર્‌ઝર્ કરતાં ઝરી પડે છે. કૂતરાના મોં તરફ હસતા હસતા ચહેરે જોઈ વાઘારુ જમણા હાથે ખૂબ નરમાશથી કૂતરાના મોંને દબાવે છે. હથેળી કૂતરાના હોઠની ઉપર છે.

તે આ ઈંગિત મેળવવાની રાહ જોતો હતો, તેના ભીના હોઠ તે વાઘારુની મૂઠીમાં વધારે પેસાડી દે છે. વાઘારુની હથેળીમાં કૂતરાની લાળ પડે છે. વાઘારુ આ ઈંગિત મેળવવાની રાહ જોતો હતો. તે બે હાથ વડે કૂતરાના બે ગાલે સ્નેહભરી લપડાક મારે છે.

## 65

## વાઘારુનો સંગીલાભ

આટલો વખત સુધી તેને ડોક-માથું-પૂંછડી નમાવી ભોંય પર આળોટતા રહેવાનું થયું છે તે ભૂલી જતાં જ એક ક્ષણમાં કૂતરો વાઘારુની મૂઠીમાંથી છટકી સરી જાય છે અને પાછળના બે પગ પર ટેકો રાખી આગળના બે પગ વાઘારુની છાતી પર ઊંચા કરી મોં લંબાવી દે છે વાઘારુના મોં તરફ. વાઘારુ માથું ખસેડે છે. નાકમાં કૂતરાના શરીરની વાસ આવે છે. કૂતરો વાઘારુના ગળાની પાસે નાક લઈ જઈ વાઘારુના શરીરની વાસ તેના નાના નાના શ્વાસમાં લેતો રહે છે.

કૂતરો તેની છાતી પર ટેકો દઈ ઊભા રહેવાથી વાઘારુના પગ ખસી જવા લાગે છે. તે કમર અને ડાબો પગ જરા આગળ લાવી શરીરની સમતુલા બરાબર ગોઠવે છે. ઉદ્વેગ અને અનિશ્ચિતતામાંથી આટલી વારે છુટકારો પામી કૂતરો તેની વશ થવાની સંપૂર્ણ શારીરિક તૃપ્તિ વિના શાંત થશે નહિ.

વાઘારુ ઉતાવળે કૂતરાના આગળના બે પગની નીચે બે હાથ મૂકી થોડું સંભાળી લેવા ઇચ્છે છે. પછી ડાબો હાથ કૂતરાની ડોકની રુવાંટીમાં પૂરેપરો નાંખી દઈ ડોકની ચામડીમાં નખ મારે છે. 'હો-ય, હો-ય; સી, સી' — એ શાંત કરવાના ધ્વનિમાં

પણ વાઘારુના શ્વાસનો ગરમાવો લાગે છે.

ડાબો હાથ કૂતરાની ડોક પર નાંખવાથી વાઘારુનો આખો ડાબો હાથ અને ડોક એના મોંની ખૂબ જ નજીકમાં આવી જાય છે. કૂતરો વાઘારુના બાહુને હાં કરીને બચકામાં પકડી લે છે. વાઘારુ તેના બાહુમાં દાંતની ધાર અનુભવે છે. જમણા હાથ વડે જરા હડસેલી રાખી તપેલા શ્વાસથી વાઘારુ કહે છે, 'ઊભો રહે, જરા ઊભો રહે!' વાઘારુને જમણો પગ ખસેડવો પડે છે. અને ત્યારે જ કૂતરો આવી તીવ્રતામાં જમણામાંથી ડાબામાં તેનું માથું ફેરવી દે છે જેથી વાઘારુનો પગ ખસી પડી, તે ચત્તોપાટ થઈને ભોંય પર પડે છે. કૂતરો પાસે પડી જાય છે, પણ ચાર પગ પર બરાબર ઊભો થઈ જાય છે. આ વખતે જાણે બહુ વાગ્યું છે એવા ભાવે વાઘારુની ડોકના પોલાણમાં હાં કરતાં મોં આગળ ધરે છે. 'ઊભો રહે, ઊભો રહે', કહી વાઘારુ એને ધમકાવવા જાય છે. પણ તેમ છતાંય જોર મારતો જોઈ હસી પડી વાઘારુ બે હાથે એની ડોક પકડી 'સા-લો' કહી ધકેલી દે છે.

કૂતરો વાઘારુના પગ આગળ ગબડે છે, પણ તરત જ ઊભો થાય છે. એ વખતે વાઘારુ ઊઠવા માટે માથાથી પગ સુધી આકાશ તરફ ધનુષ્યની જેમ ઊંચો થાય છે. એ ભંગિને આહ્વાન સમજી તેના બે પગના પોલાણ દ્વારા કૂતરો વાઘારુ પર કૂદી પડે છે. પણ એ નીચેથી કૂદકો મારે છે એટલે ધપ્ કરતો વાઘારુની છાતી પર પડી જાય છે અને વાઘારુ ફરીથી ચત્તોપાટ પડે છે. આ વખતે કૂતરો તેની ઉપર છે.

'સા-લો, વારેવારે કહું છું કે ઊભો રહે; તે તો સાંભળવા જ માગતો નથી,' વાઘારુ તેના બે મજબૂત હાથમાં જકડી કૂતરાને બાજુમાં ભોંય ભેગો કરવા લે છે. કૂતરો પણ તેના શરીરના વજનથી વાઘારુને દબાવી રાખી શકે છે. વાઘારુ તેના બે ઢીંચણ સાંણસી જેવા કરી દઈ કૂતરાને વાળે છે. પછી એ જ ઝાપટમાં એને વધારે શિક્ષા આપવા ચત્તોપાટ કરી દે છે. કૂતરાની પાસે ઊંધો પડી બેસી વાઘારુ હાથ અને પગના જોરથી કૂતરાને ચત્તો દબાવી રાખે છે. આકાશ તરફ ચાર પગ ઊંચા રાખી અને મોં એક વાર જમણે અને બીજી વાર ડાબે ફેરવતો ફેરવતો કૂતરો 'ઊંઈ-ઊંઈ' શરૂ કરે છે, છૂટવા માટે શરીર વાળે છે. 'સાલો, વારેવારે કહું છું, ઊભો રહે, ઊભો રહે; સાંભળતો જ નથી. બહુ ગરમી લાગે છે? હવે રહે આમ ચત્તો—'

જાણે તેના જવાબમાં જ કૂતરો ઊં ઊં કરે છે — 'હજુ તો ઊં ઊં કરે છે —!' વાઘારુ ડાબા હાથના અને ડાબા પગના દબાણથી એને ચત્તો રાખે છે; પોતે જાણે આરામ માટે પોતાની જમણી કોણી વાળી કપાળે ટેકવે છે. કૂતરો વધારે કરુણ ભાવે ઊંઈ ઊંઈ શરૂ કરે છે અને શરીરને ઝાટકો મારી ઊઠી જવા જાય છે. 'સા-લો', કહી વાઘારુ હાથ અને પગનો દબાવ ઢીલો કરતાં જ કૂતરો એક સપાટે સરકી જાય છે. વાઘારુના હાથ અને પગ ત્યાં જ પડી રહે છે. તે હવે આંખો ખોલતો નથી.

માથું વાળી ઊંધો થઈને પડી રહે છે.

છુટકારો મળતાં જ કૂતરો કેટલીક વાર શરીર ઝાટક્યા કરે છે. એક વાર ભોં ભોં કરી બૂમ મારે છે. ચૂપચાપ ઊભો રહે છે, જાણે વાઘારુ ત્યાં નથી. છેવટે વાઘારુ તરફ જુએ છે. વાઘારુ આટલો ચૂપચાપ ઊંધો સૂઈ રહેવાથી, હાલતો-ચાલતો નહિ હોવાથી અને તેનો ડાબો હાથ અને પગ એ રીતે પહોળા રાખવાથી કૂતરાને જાણે કશીક શંકા આવે છે. તે નરમ અવાજે ભોં ભોં કરે છે — વાઘારુને બોલાવતો. છતાં પણ વાઘારુ હાલતો નથી એ જોઈ માટી સૂંઘતો સૂંઘતો વાઘારુના હાથની પાસે આવે છે. હાથ સૂંઘે છે. બે ડગલાં આગળ આવી વાઘારુની પીઠ પણ સૂંઘવા લાગે છે. એના હોઠનો ભીનો સ્પર્શ વાઘારુ આખી પીઠ પર અનુભવે છે!

પછી એકાએક કશુંક જોઈને કૂતરો વાઘારુની પીઠેથી મોં ઊંચું કરે છે; જાણે ભય પામ્યો છે એવા અવાજે દબાયેલો ગર્-ર્-ર્ અવાજ કરે છે. પછી ફરીથી વાઘારુની જમણી પીઠ ઉપરની જગ્યા સૂંઘવા લાગે છે. સૂંઘતા સૂંઘતા ગર્-ર્-ર્ અવાજ કાઢે છે. પછી હોઠ અડાડે છે, અવાજ બંધ થાય છે. પાછલા પગના નખથી માટી ઉખેડે છે. કૂતરાનો શ્વાસ જોરજોરથી ચાલે છે. વાઘારુ સમજી જાય છે કે કૂતરો તેની પીઠ પરનો વાઘના પંજાનો ડાઘ ઓળખી શક્યો છે.

વાઘારુને લાગે છે કે હવે ચાટવાનું શરૂ કર્યું : ગરમ ખરબચડા ચાટવામાં વાઘારુને આરામ મળે છે. જીભના ઘર્ષણથી જૂના ઘાની જગ્યાએ ચમ્ચમ્ થાય છે, અને લાળથી ભીનો થાય છે. ચાટી ચાટી સાફ કરી લઈ, કૂતરો બીજા એક પ્રાણીના આખા પંજાનો ડાઘ પંજા વિનાના માણસના શરીર પર ઓળખી લેવા માગે છે.

## 66

## નિર્વાસન તરફ

કૂતરાને જોયા પહેલાં વાઘારુ જે તરફ જતો હતો તે જ ઝાડ-ઝાંખર, ઝાડ-પાંદડાં તરફ વાઘારુ હવે કૂતરાને લઈને જાય છે. કૂતરો વાઘારુના પગલાંને અનુસરતો જતો નહોતો; પોતાની રીતે ચાલતો હતો. વચ્ચે વચ્ચે પોતાની પૂંછડી પકડવા પોતાની ચારે બાજુ ચક્કર પણ લગાવી દેતો હતો.

પાંદડાં અને પથ્થરને બાંધવા માટે કશુંક હોવું જ જોઈએ — નદી પાર કરવા. એ પાર ગયા પછી તો ફૉરેસ્ટ છે. એક ઝાડી પર એક લંબાયેલા પાંદડાને જોઈ વાઘારુ ખેંચીને જોવા જતાં જ તે તૂટી જાય છે. આવા કશાકની જરૂર જ નહોતી, જો થોડું પરાળ મળી ગયું હોત તો. પણ તેને તે ય મળ્યું નથી, કે આખે રસ્તે ભામનિનું વન પણ આવ્યું નથી.

એક જૂના ઝાડમાંથી પાતળું ઉપરનું મૂળિયું નીચે નમી આવ્યું છે. એ જોઈ વાઘારુ ઊભો રહે છે. સુક્કું છે. મજબૂત હશે. વળ લાગેલો નથી. તો તો કદાચ તૂટી પણ જાય.

તૂટી જાય કે ન જાય તેની પરીક્ષા કરવા વાઘારુ એક હાથે મૂળિયું પકડી હલાવીને ખેંચે છે. ખેંચ આખી તેના હાથમાં જ લાગે છે. વાઘારુ ફરીથી તેના હાથમાં વળ દે છે. ખેંચીને તોડી નહીં શકે તો પેલો પથ્થર લાવી તેનાથી કાપી લેશે. બીજો એક પથ્થર લાવી તેના પર રાખે છે.

વાઘારુ આ વખતની ખેંચ વધારે હચમચાવીને મારે છે. તેને લાગે છે કે તેથી તૂટી જઈ શકે. આટલી વારે કંઈ નહિ તો આટલું મજબૂત લતા જેવું મૂળિયું જ્યારે મળી ગયું છે, ત્યારે વાઘારુ છોડતો નથી.

વાઘારુ ફરીથી બે હાથે પકડી પેલા મૂળિયાને વળ દે છે અને બંને હાથ માથા પર લઈ જાય છે. પરિણામે મૂળિયું ઢીલું પડી જાય છે. હવે અચાનક એક આંચકા સાથેની ખેંચ મારતાં લગભગ ઝૂલી પડે છે. પેલી બાજુ પટ્પટ્ અવાજ ઊઠે છે. વાઘારુને થાય છે કે નીચે આવ્યું. હવે બે-એક ખેંચમાં જ તૂટી જશે. વાઘારુ ઢીલ મૂકે છે.

ફરીથી બે હાથમાં વળ દઈ હાથ માથા પર લઈ જઈ. અચાનક આંચકો અને ખેંચ દે છે; વાઘારુ પેલા મૂળિયે જ લટકી પડે છે. તેના શરીરના ભારથી મૂળિયું નીચે આવશે એવું તેને સમજાય છે. તે તેના શરીરનું વજન દઈ લટકી રહે છે. બહુ જોર અને બેએક ખેંચ લગાવવી પડશે. વાઘારુ મૂળિયેથી ઊતરતો નથી, લટકી રહે છે. પટ્પટ્ અવાજ કરી મૂળિયું ડાળથી છૂટા પડવાનું શરૂ કરે છે. પણ છૂટા થતાં પહેલાં જ તૂટી જાય છે, અને વાઘારુ પેલા મૂળિયા સાથે ભોંય પર ધબાક્ કરતો પડે છે. વાઘારુ ભોંય પર પહેલો પડે છે, અને મૂળ તેની ઉપર પડે છે. તેને દબાવી દે છે.

કૂતરો આટલી વાર જરા દૂર ઊભો રહી હાં કરતો ચૂપચાપ કૂદતો કૂદતો હવામાંથી જીવડાં મારતો હતો. વાઘારુને પડી જતો જોઈ ‘ભોં’ કરી બૂમ મારે છે અને કૂદકો ભરી સામે આવી જાય છે. ‘સાલો, ખાલી ખાલી ભસે છે, સાલો ‘ભોખા’, ઊભો રહે!’

વાઘારુ પછી મૂળિયા સાથે ઊભો થાય છે. અને માથું-ડોક પરથી પેલા મૂળિયાને ખસેડે છે. બહુ લાંબુ મૂળિયું છે. વચ્ચે તૂટી ગયેલું છે. જોતજોતામાં એને તે ડાબા હાથના કાંડા પર જમણા હાથથી વીંટાળે છે. ઘણું બધું છે. વાઘારુ આવીને પથ્થર અને પાંદડાં પાસે બેસે છે.

વાઘારુ વિચાર કરે છે કે કેવી રીતે બાંધશે. સુક્કું મૂળિયું મજબૂત હોવાથી તૂટશે નહિ, પણ વળી મજબૂત એટલે જોરથી ગાંઠ વાળી શકાશે નહિ. વિચાર કરીને પથ્થર બાજુએ મૂકે છે. પછી પાંદડાં જુએ છે અને હાથ પરનું મૂળિયું જુએ છે. જો લંબાઈમાં બે વળ મારે તો પાણીના ધક્કાથી પાંદડાં બંધનમાંથી સરકી બહાર નીકળી જઈ શકે. જો પહોળાઈ બાંધે તો તળિયેથી સરકી જાય. મૂળિયું હાથમાં લઈ અને

પાંદડાંની થપ્પી આગળ રાખી વાઘારુ એક વાર હાથ તરફ અને બીજી વાર પાંદડાં તરફ ફરી ફરીને જુએ છે. એ પ્રક્રિયા દરમ્યાન તેનો હાથ જાણે બાંધવાની પદ્ધતિ નક્કી કરી લે છે. વાઘારુ એક વાર ડોક ફેરવી નદીના પ્રવાહ તરફ જુએ છે — કેટલા જોરથી પાણી ધક્કા મારશે તેનો પણ અંદાજ લઈ લેવા.

વાઘારુ પાંદડાં પહોળાઈમાં બાંધે છે — મૂળ પાસે. અહીં પાંદડાં સૌથી ઓછા પહોળા છે, એટલે બંધન તો દેવાઈ જાય, પણ જોરથી ગાંઠ ન મરાય. મૂળિયાને કારણે હોય, કે પાંદડાંને કારણે હોય, પણ પાંદડાં તો તો તૂટી જશે. આ બંધન દીધા પછી વાઘારુ થોડી વાર તાકી તાકીને જુએ છે — મૂળિયું કાપતો નથી, જાણે બરાબર નક્કી કરી લેવા માગે છે. પછી પથ્થર ઉપાડે છે. મૂળિયાની નીચે એક ટુકડો પથ્થર લાવી રાખ્યો છે. એક હાથે 'પરણામિયા' પથ્થર ઉપાડી મૂળિયા પર ઠોકે છે. વાઘારુના મોં પર હાસ્ય ફૂટે છે. એના પથ્થરની એવી તો ધાર છે કે એક ઘાથી જ તૂટી જાય. વાઘારુ એક ખેંચે કચરાયેલી જગ્યાને તોડી નાખે છે. હવે, બીજી એક ગાંઠ મારશે છેડા તરફ.

છેવટે તે લઈને વાઘારુ ઊભો થાય છે. ઊભો રહી લટકાવે છે. લટકાવીને જોઈ લે છે. મૂળ આગળ અને છેડે બન્ને તરફ પહોળાઈમાં ગાંઠ મારી છે, અને બન્ને ગાંઠોને જોડતી લંબાઈમાં એક ગાંઠ મારી છે. એક પિંજરા જેવું થઈ ગયું છે. પાંદડાં પ્રવાહના ધક્કાથી બહાર નીકળી જશે નહિ. પણ ઢીલું થયું છે, એક વિશ્વાસ છે કે પેલા અંદરોઅંદરના ખાંચાઓમાં પાંદડાં ભરાયેલાં છે. વળી પાંદડાં પોચાં, ચીકણાં નથી.

'પણ પાંદડાં તો લટકાવવા પડશે — હાથ બરાબર કાંધ પરથી.' કાંધથી લટકાવવા માટેનો ગાળિયો હવે વાઘારુ બનાવે છે.

પથ્થરને વીંટવામાં વાઘારુને આટલું બધું વિચારવું પડતું નથી. તે અંદાજે થોડો ભાગ કાપી લઈ ચપટા પથ્થરને પહોળાઈ અને લંબાઈમાં વળ દઈ વીંટી એક ગાંઠ મારી થોડી ફાંક વડે એક ગાળિયો બનાવી લે છે. બસ, માળા જેવું થઈ ગયું. વાઘારુ ઊભો થઈ ગાળિયો હાથમાં લઈ લટકાવે છે. 'બસ, લટકાવી દઈ શકીશ.' વાઘારુ ગાળિયો ગળામાં પહેરી લે છે. પથ્થર તેની છાતી આગળ લટકે છે. તે લટકતી-હાલતો છાતીને વાગશે કે કેમ તે જોવા તે થોડાં ડગલાં ચાલે છે. 'પણ નદીમાં પથ્થર ડોલશે કેવી રીતે? કદાચને તરવું પણ પડે.' વાઘારુ અટકી જાય છે. પણ પછી તેને થાય છે કે કાંઠે ચઢીને પાંદડાં કાંધે અને પથ્થર ગળામાં લટકાવી તે ચાલી શકે, વાઘારુ પથ્થર ગળામાંથી કાઢી ગાળિયો થોડો નાનો કરી દે છે, જેથી પથ્થર હાલી છાતી પર વાગવાને બદલે વળગીને રહે છે.

તોપણ વધુ મૂળિયું બચ્યું છે. વાઘારુ કૂતરા તરફ જુએ છે. ત્યારે તે પોતાની પૂંછડી પકડવા માટે પાછળના બે પગની વચ્ચે થઈ મોં સરકાવવા જતાં ગબડી પડે છે. 'સાલો, ભસતો નથી; મૂર્ખો છે; હે બોકા, અહીં આય.' કૂતરો તેની વાત સાંભળતો નથી. વાઘારુ બૂમ પાડે છે, 'આટલે આય બોકા.' પછી ડાબે હાથે કૂતરાની ડોક

પકડી લઈ તેના ગળામાં બાકીનું મૂળિયું વીંટાળી દે છે. 'ઊભો રહે, ક્યારેક વળી કોઈ કામમાં આવી જાય, કોણ જાણે છે.'

હવે વાઘારુ નદી તરફ ચાલે છે. છાતી પર પથ્થર ઝૂલે છે, કાંધે પાંદડાં. તેની બાજુએ ગળે મૂળિયું વીંટાળેલો કૂતરો. વાઘારુ સીધો જ નદીને કાંઠે ચાલી આવે છે. પછી કાંઠો જોતો જોતો ચાલે છે — ક્યાંથી ઊતરવું જોઈએ. કાંઠો ઊંચો અને તૂટેલો છે. પણ પથ્થર છે — નાના-મોટા અનેક સાઈઝના પથ્થરો છે. પગલું પગલું મૂકીને નીચે ઊતરી જવાય.

એવી એક જગ્યા જડતાં વાઘારુ ઊભો રહે છે. પછી કાંઠાના પથ્થર પરથી પગ વડે એક કૂદકે પાણીના કિનારાના પથ્થર પર પહોંચી ઊભો રહે છે. પછી જરાયે ઊભા રહ્યા વિના વધારે નીચેના પાણીના કિનારાના બીજા પથ્થર પર પગ મૂકે છે. પછી જ પાણીમાં પગ ઢીંચણ સુધી ડૂબી જાય છે અને પાંદડાં હાથ તરફ તણાઈ કાંધે રહે છે; તરતી વખતે જમણો હાથ હલાવી શકશે નહિ. ક્ષણમાં જ વાઘારુ ગાળિયામાંથી હાથ બહાર કાઢી લઈ ગાળિયો ગળામાં પહેરી લે છે — પાંદડાં પીઠ પર તણાતાં રહેશે. એક વાર એકદમ વિચારે છે કે પથ્થર કમર પર બાંધ્યો હોત તો સારું થાત, પણ હવે એનો સમય નથી. જે જનપદ-ગ્રામવિસ્તાર તે વટાવીને આવ્યો તે તરફ એક વાર પણ જોયા વિના વાઘારુ પાણીમાં પેસી જાય છે — જે રીતે પેસવાનો વાઘારુનો સ્વભાવ છે, જાણે તે પાણી પર થઈને ચાલી જઈ શકે, આ પથ્થર તરાવવાના પ્રવાહ પર થઈને. પેલે પાર અરણ્ય છે. એ અરણ્યનો છેડો વાઘારુએ જોયો નથી, જાણ્યો નથી. ત્યાં તેનું નિર્વાસન છે. માલ નદીમાં વેગીલું વહેણ હતું. વહેણ આવીને વાઘારુના શરીરે ધક્કો લગાવે છે. વાઘારુ એ વહેણમાં શરીરને તરતું મૂકે દે છે. વાઘારુએ પાછળ ફરીને જોયું નથી કે પેલો તેનો કૂતરો પાણીમાં ઊતર્યો કે ન ઊતર્યો. તરતાં તરતાં સમજી જાય છે કે કૂતરો — ભોખાબોકા — તેના પાતળા શરીરે વહેણના ધક્કે વાઘારુને છોડીને આગળ નીકળી ગયો છે. તે પછી જ સામે જોઈ શકે છે કે ભોખાબોકા માથું વહેણ પર તરાવી રાખી ડાબે-જમણે ફેરવે છે. વાઘારુના માથાની પાછળ પીઠ પર પાંદડાંની થપ્પી તરે છે, ગળામાં પથ્થર ડૂબ્યો છે અને ભોખાબોકાની જેમ જ વહેણમાં તરતો રહી વાઘારુ પેલે પાર, ફૉરેસ્ટમાં, તેના નિર્વાસનમાં ચાલી જાય છે.

## 67

## અર્થનીતિનું થોડું પ્રક્ષિપ્ત

સરકારી ફૉરેસ્ટમાં ગાયભેંસ ચરાવવા માટે એક વ્યવસ્થા હોય છે. તેને માટે

ગાયભેંસ પાછળ થોડા પૈસા ભરી લાયસન્સ લેવું પડે છે.

શિયાળાને અંતે આગ લગાડી જંગલ સાફ કરવામાં આવે છે, જેથી વરસાદ પહેલાં નવાં ઝાડ રોપી શકાય. કોઈ કોઈ જગ્યાએ સુકાઈ ગયેલાં ઝાડ કાપી નાંખ્યાં છે. કોઈ કોઈ ઝાડ એટલાં સુકાયેલાં છે કે કાપવાનો ખર્ચ પોસાતો નથી. એ બધાં ઝાડ પણ બાળી નાંખવામાં આવે છે.

આ બધી આગ લગાડી જ્યારે ફૉરેસ્ટ સાફસૂથરું કરવાનું હોય ત્યારે જ ગાયભેંસ ચરાવવાનું લાયસન્સ કરાવી લેવાનું હોય છે. આ બધાં લાયસન્સ આપે છે બિટ ઑફિસ. છતાં ત્યાંથી રેન્જ ઑફિસે જઈ સિલ લગાવી લાવવાનું હોય છે.

આગ લગાડી દીધા પછી આખું ફૉરેસ્ટ એવું તો ખાલી ખાલી લાગે છે! ભોંય પરથી બહુ દૂર સુધી નજર જઈ શકે છે — એક નદીની પારથી બીજી એક નદીની બીજી એક પાર સુધી. વર્ષાના શરૂઆતના કેટલાક દિવસો ફૉરેસ્ટના બળેલા ડાઘ ધોઈ નાંખવામાં જાય છે. જોતજોતામાં બધું સાફ થઈ જાય છે. પેલા આકાશની છાયામાં રહેલાં વૃક્ષોના તળિયે આખા ફૉરેસ્ટનું આંગણું ખૂબ ચળકતું, ચકચકતું લાગે છે.

કોઈ એક વખતે નવું ઘાસ ફૂટી નીકળવાનું શરૂ થાય છે. ફૉરેસ્ટની જમીન જોતજોતામાં કૂમળાં કૂમળાં ઘાસથી ભરાઈ જાય છે. જોતજોતામાં આખા બળેલા જંગલને ભરી દઈ આ લીલું નવું ઘાસ ફરૂફરૂ કરી ઊઠે છે. એ વખતે ગાય અને ભેંસનાં ધણથી જુદાં જુદાં સ્થળો ભરાઈ જાય છે.

ધણ રખેવાળ લગભગ આખું વર્ષ ફૉરેસ્ટમાં ગાળે છે. શિયાળાને અંતે વસંતની શરૂઆતમાં તેમના લાયસન્સની મર્યાદા કાયદા પ્રમાણે પૂરી થઈ જાય છે. તેમને ઢોરો લઈને ફૉરેસ્ટની બહાર ચાલી જવાનું હોય છે — એ જ કાયદો. કારણ કે ત્યારે જંગલ સાફ કરવાનો સમય હોય છે. પણ ઢોરોને લઈને બહાર જવાનું લગભગ અસંભવ છે. પચીસ-પચાસ-સો ગાય-ભેંશ લઈ શું ફૉરેસ્ટમાંથી બહાર નીકળી ગામડે પાછા ફરવાનું શક્ય છે? આ બધી ગાય-ભેંશની સાથે ગામડાનો કોઈ સંપર્ક જ નથી. તેથી રખેવાળ પેલે વખતે પણ ફૉરેસ્ટમાં જ રહે છે. તે જાણી પણ શકે કે ક્યારે કયું જંગલ સાફ થશે. એને અનુસરીને ખસતા જાય છે. જો એવી અનુકૂળતા રહે તો ફૉરેસ્ટમાં ફૉરેસ્ટની જ ખાલી જમીન પર, અથવા નદીનાં ભાઠાંમાં, અથવા કોઈ ચાના બગીચાના મોટા મેદાનમાં પેલા કેટલાક દિવસો તો કાઢી નાખે. ફૉરેસ્ટની વચ્ચે જ જો ચાના બગીચાની ખૂબ ખુલ્લી જમીન હોય તો ત્યાં આ કેટલાક દિવસો માટે મોટો ઢોરહાટ બેસી જાય છે. કેટલાંક ધણ કેટલાક દિવસો એક સાથે રહે છે. એવી અનુકૂળતા થાય તો માલિકો પણ એ વખતે આવી તેમનાં ઢોરોને જોઈ જાય છે. કોઈ કોઈ વેચાણ-ખરીદ પણ ચાલે. વરસ પછી વરસ આ એક નિયમે ચાલતાં ચાલતાં હવે બધુંય બધાને જાણીતું થઈ ગયું છે — ક્યારે કયું ધણ ક્યાં છે તે.

આખું વરસ શા માટે આટલાં બધાં ઢોર - ગાયભેંશ ફૉરેસ્ટની અંદરને અંદર રહે?

તેનાં બે તરફથી બે કારણો છે. એક કારણ તો ફૉરેસ્ટનું. આટલી ગાય-ભેંસ ખાય-ચરે તે પછી પણ ફૉરેસ્ટમાં એટલું નકામું ઘાસ ઊગી નીકળે છે કે નવો ચારો ઊગી શકતો નથી. જૂનાં વૃક્ષોનાં શરીર ખાક થઈ જાય છે — ખાસ કરીને જલપાઈગુડિના આ ફૉરેસ્ટમાં, જ્યાં બાર મહિનામાંથી સાત મહિના વરસાદ પડે છે. આ કારણની અંદર બીજાં ઘણાં નાનાં નાનાં કારણો જન્મે છે — કેટલાય દિવસોથી. આખું વરસ ગાયભેંસ ચરાવવાની લાયસન્સ ફી માથા દીઠ દસ-વીસ પૈસા છે. જેમની પાસે વીસ હોય તે દસ માટે, જેમની પાસે પચાસ હોય તે પચ્ચીસ માટે, જેમની પાસે સો હોય તે પચાસ માટે, લાયસન્સ ફી ભરે છે. તે ઉપરાંત, ગાયભેંસને માટે ફૉરેસ્ટ ગાર્ડ, બિટ ઑફિસર, મોટાંમોટાં ધણ હોય તો એટલે સુધી કે રેન્જ ઑફિસર પણ, થોડા પૈસા લે છે. એટલે ફૉરેસ્ટમાં ગાય-ભેંસ ચરાવવામાં ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટનો જેટલો સ્વાર્થ છે તેટલો જ કર્મચારીઓનો પણ સ્વાર્થ છે.

ફૉરેસ્ટમાં ધણ રાખવાનું એક કારણ છે તેના માલિકો. ફૉરેસ્ટની અંદર ધણ રાખી લેવાથી ઘણું સસ્તું પડે છે. ગાયભેંસને ખવડાવવાના ચારાનો ખર્ચ બચી જાય છે, એટલું જ નથી; આટલી બધી ગાય-ભેંસ રાખવામાં જેટલા પ્રમાણમાં જમીન ખરાબ થાત, ગોવાળઘર રાખવામાં અને દરેક વર્ષે એને સંચવામાં જે ખર્ચ થાત તે બધું બચી જાય છે.

પણ માલિકોના આ મુખ્ય કારણની સાથે બીજાં અનેક નાનાં નાનાં કારણો જોડાયેલાં છે — કેટલાયે દિવસોથી. ઘણે સ્થળે એ નાનાં કારણોનાં પરિણામ રૂપ ફળ, મુખ્ય કારણ કરતાં પણ વધારે હોય છે.

ફૉરેસ્ટની જમીન તો બધે જ પથરાયેલી છે. ઝડ-ઝાંખરના જંગલમાં, બહાર, અનેક જગ્યા પડી રહી છે. ક્યાંક ક્યાંક તો ફૉરેસ્ટના બ્લૉકના કરતાંયે આ ખાલી જગ્યા વધારે મોટી હોય છે. ધણનો માલિક એ રીતના ખેતરવાળા બ્લૉકના લાયસન્સની વ્યવસ્થા કરી શકે તો રખેવાળ હળ વગેરે પણ લઈને આવે છે. ધણ ધણની જેમ જ રહે અને રખેવાળ ફૉરેસ્ટની જમીન પર જોતદારને માટે ખેતી કરે. ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટના જે લોકો આ તરફ હોય છે તે બધા પણ ખેતીમાં સહાય કરે છે, કારણ કે ફસલનો થોડો ભાગ તેમને પણ મળે છે.

ફૉરેસ્ટની જમીન પર ખેતી કરવાની, એટલે કે જમીન ફૉરેસ્ટની અને હળ-બળદ જોતદારના, બીજી એક પદ્ધતિ પણ છે. ફૉરેસ્ટમાં 'ફૉરેસ્ટ વિલેજર' કહેવાતી એક એક ટુકડીને રહેવા દેવામાં આવે છે. તેઓ સુક્કાં પાંદડાં, લાકડાં, સૂકું ઘાસ અને જમીન પર થોડી ખેતી કરવાના બદલામાં અને રહેવાના અધિકારના બદલામાં ફૉરેસ્ટમાં પહેરો ભરે છે — મુખ્યત્વે લાકડાં-ઘાસની ચોરીની ખબર બિટ ઑફિસમાં પહોંચાડે છે. એ લોકો બધાય એટલા ગરીબ હોય છે કે ગરીબ રાજવંશી ગામડાંમાં

પણ એમનો નિભાવ થઈ શકતો નથી. પણ ફૉરેસ્ટ વિલેજર હિસાબે હવે એમની જરૂર વધે છે બહારના જોતદારોની સમક્ષ. આ ફૉરેસ્ટ વિલેજરોનો સામાન્ય કાયદેસરનો અધિકાર છે ફૉરેસ્ટની જમીન પર. પણ એટલા અધિકારની અનુકૂળતામાં પણ જો તેમને રખેવાળો દ્વારા, હળ-બળદ વગેરે આપવામાં આવે અને તેમનાં ઘરને અડેલી જમીન ખેતી માટે આપવામાં આવે તો તો તે કાયદેસરની જ ખેતી કહેવાય. જોતદાર-દેઉનિયા તેમનો ન્યાયી ભાગ લે તો તે પણ કાયદેસરનો જ ભાગ કહેવાય.

આ બાબતને બે દૃષ્ટિએ જોઈ શકાય — ફૉરેસ્ટની જમીન પર જોતદારોની ભાગિયાગીરી, અથવા તો ડૂયાર્સના ઊંડા અરણ્યમાં ખેતીનાં કામકાજનો વિસ્તાર.

જુદી જુદી રીતે આ જ પ્રક્રિયા ભારતના બધા જ વનાંચલમાં શરૂ થઈ છે. ફૉરેસ્ટની ખેતીલાયક જમીન પર ફૉરેસ્ટ બીજી કોઈ દખલ કરી શકતું નથી. પોલીસ દ્વારા આ બધા 'જબરદખલ' કરનારાઓને કાઢી મૂકવાના હોય છે. પણ જોતજોતામાં છેલ્લાં કેટલાંક વર્ષોથી છાપાંઓમાં 'ફૉરેસ્ટ સ્કૉટર્સ' શબ્દ બનાવી દેવામાં આવ્યો છે.

ફૉરેસ્ટમાં જતાં જ પુષ્કળ જમીન અને પુષ્કળ ફસલ હોય છે; જો વાત આ જ હોત તો તો ફૉરેસ્ટમાં જ ગામ વસી જાત. કદાચ જાત. પણ હવે તો એ સંભવિત નથી. હવે ફૉરેસ્ટનો વ્યવસાય જોતદારની ખેતીના વ્યવસાય કરતાં તો અનેક ગણા લાભનો વ્યવસાય છે. જોતદાર, કે કોઈ પણ વ્યવસાયીની પાસે, જે વ્યવસાયના રૂપિયા તેના ઘરમાં આવે નહિ તે વ્યવસાય અર્થહીન છે. 'શું કરવાનું? આટલા પહાડ પહાડ અને જિલ્લા જિલ્લા જેટલી જમીન રાખીને? જ્યાં માણસો રહી શકે નહિ તે તો ઝાડ! ત્યાં હવે વાઘને જિવાડવામાં આવે, મગરોને જિવાડવામાં આવે. માણસો પકડી પકડી વાઘ જ રાખ ને! રહ્યું તારું વન-જંગલ અને વાઘ-હાથી!'

પોતાને ફૉરેસ્ટ બનાવવાનો અને લાકડાં વેચવાનો જો કાયદો હોત તો તો તેઓ પણ ડાંગર અને ઘઉં ઉગાડતી ખેતી છોડી દઈ માત્ર વન-ખેતી કરત.

પણ બીજી તરફ, હવે અર્થનીતિનો વ્યવહાર એવો સરળ નથી કે ધણ રાખી, વનમાં પ્રવેશી, જુદા જુદા કાયદાઓ છતાં બેકાયદેસર જોતદારી કરવી, એ બધો ધણનો ઉદ્દેશ હોય. ધણ રાખવાનું સીધું મોટું કારણ છે — દૂધ વેચીને વિના મહેનત, વિના ખર્ચ, રોજનો લાભ મળે છે તે. પણ તેની સાથે ક્યારેક આ બેકાયદેસર જોતદારી પણ ભળી જાય છે. ઘણો સમય જાય પણ નહિ, અને જબરદસ્તીથી વનની અંદર ધણ રાખી દેવાની સુવિધા છે, એટલી રાખી દેવાય છે. વાત માત્ર આ છે કે વનની જમીન પર ગાયભેંસનો વાડો રાખવો એ જેમ એક વ્યવસાય કે રીત છે, તેમ વનની જમીન પર બેકાયદેસર જોતદારી પણ એક રીત છે — પહેલી તો ઘણી પ્રાચીન રીત છે; હવે ફરી નવી રીતે શરૂ થઈ છે. બીજી, એકદમ જ નવી રીત છે — એટલી નવી છે કે હજુય રીત હિસાબે પ્રતિષ્ઠિત થઈ ગઈ છે એમ કહેવાય નહિ. ફૉરેસ્ટની અંદર એટલાં પશુઓનો ખોરાક છે જે બહાર મળે નહિ, અને ધણ રાખી રહેતા

લોકોનું પેટ એટલું નાનું છે જે બહાર ભરાતું નથી. તેથી ધણ અને એનો રખેવાળ ઝાડ-ઝાંખર-પશુ-પક્ષી, એટલે સુધી કે વાઘ-હાથી જેવાં પશુઓ પણ, એક સાથે સંપથી રહી શકે. એ સંવાદિતા સત્તાને કારણે નષ્ટ થતી જાય છે.

## 68

# કૃષિવિજ્ઞાનનું થોડું પ્રક્ષિપ્ત

સંવાદિતા નષ્ટ થાય છે ખેતીવાડીની આધુનિકતાના પરિણામે.

માત્ર હળ-બળદથી ખેતી થઈ શકે; ભેંસ હોય તોપણ ફસલ થઈ શકે. ફસલ થાય એટલે કંઈ ફલન જ એવું નથી. પાકે અને કાપે ત્યાં સુધી તો એ ફસલ ખેતરમાં રાખવાની હોય છે.

ફૉરેસ્ટની અંદરની જમીન પર ફૉરેસ્ટ-વિલેજરો પહેલાં હળ વિના, બળદ વિના જેટલી જમીન બે હાથથી ખેડી શકતા તેટલાની ફસલ બે હાથે પાકે ત્યાં સુધી રાખી શકતા. પણ ફૉરેસ્ટમાં હળ-બળદની ખેતી બે હાથે સાચવી શકાય નહિ. મુખ્ય વિપત્તિ બે તરફથી આવી શકે.

એક : વનનાં પંખીઓએ આટલી ખુલ્લી જગ્યામાં આટલી ગાઢ ડાંગર-ખેતી જોઈ નથી. ફસલ પાકી કે ના પાકી, તેઓ તો ટોળેટોળાં નીચે આવી થોડા જ દિવસમાં ડાંગર ખાઈ જાય. ડાંગર વિનાના છોડ ઊભા ઊભા થોડા દિવસમાં સાંઠા થઈ જતાં ઊડાઊડ કરવાની તેમને તેથી કોઈ પ્રતિકૂળતા પણ ના રહે.

બે : ડાંગરના છોડ પણ આગ જેવા છે — પોતાની જીવાત પોતે જ લાવે છે. જે જીવાત મૂઠીભર જમીન પરના પાક પર વીંટળાઈ જાય તે જીવાતને બે આંગળી દબાવીને મારી નંખાય. પણ હળ-બળદની ખેતીમાં ડાંગરની જીવાત તો ઔષધ છાંટીને ચારી નંખાય. એ જીવાત મારવાની દવાઓની કોઈ મુશ્કેલીઓ પણ આજકાલ નથી. દેઉનિયા, જોતદારના ઘરમાં કોઠીઓ અને પ્લાસ્ટિકના થેલા ભરેલાં છે. શણ, ડાંગર અને બટાટાની જીવાત મારવા ઉપરાંત તે દવાઓ જોતદારનાં બીજાં કામોમાં પણ ક્યારેક વપરાય છે. ઘરમાં કામ આવે છે, બહાર પણ કામ આવે છે. તે ઉપરાંત ચાના બગીચા છે. ત્યાં તો આ બધી દવાઓનાં ગોદામ છે. ચા-છોડની પાંદડીઓનું મૂલ્ય તો અનેકગણું છે. એવી જરૂર હોય તો ફૉરેસ્ટમાં જ છૂટાછવાયા ચાના બગીચાઓમાંથી એ બધી દવાઓ લાવવામાં આવે છે. લાવ્યા પણ છે. ફૉરેસ્ટમાં હળ-બળદથી ખેડેલાં ખેતરમાં આ બધી દવાઓ છાંટેલી જોઈ છે. કેટલી દવા કેટલી કિંમતે છાંટવામાં આવે છે તે બધાનો તો અંદાજ માત્ર છે. કશું ય જાણવામાં આવ્યું નથી.

હરણાં, હાથી, ગેંડા — એ બધાંને ડાંગર ખાવાનું બહુ ગમે છે. ડાંગરની શોધમાં ટોળું બનીને ફૉરેસ્ટની બહાર પણ ચાલી જાય છે. ફૉરેસ્ટમાં જો કદાચ તેમના આવવા જવાના રસ્તે આવાં ડાંગરનાં ખેતરો જુએ તો તેઓ પણ આવે છે — હરણાં ટોળું બનાવીને, હાથીઓ દળ બનાવીને, અને મોટા ભાગે ગેંડો એકલો એકલો.

દવા છાંટ્યા પછી જો તેઓ આવે તો તો ડાંગરની સાથે સાથે પેલી બધી દવાઓ પણ ઘણા પ્રમાણમાં ગળી જાય છે. પરિણામે આ પશુઓનું દળ વનમાં પાછું ગયા પછી આ દવાઓનું ઝેર ચઢવાનું શરૂ થાય છે. તેમણે કેટલા પ્રમાણમાં ઝેર ખાધું છે તે પ્રમાણે મરી જાય છે. એ મરેલાં પશુઓનું માંસ શિયાળ, જંગલી કૂતરા અને પંખીઓ ખાય છે — તે બધાં પણ મરવા માંડે છે. પરિણામે અચાનક જ દરેક ફૉરેસ્ટની દરેક જગ્યાએ જાણે મહામારીનો ઉપદ્રવ થાય છે. આજકાલ, આ મહામારી ફેલાઈ ના જાય તેને માટે પણ અનેક પ્રકારની વ્યવસ્થા થઈ છે — પણ એ બધી વ્યવસ્થા તો કીટનાશક અને જંતુનાશક દવાઓ દ્વારા જ. કીટ અને જીવાણુનાશક ખાઈને જે મહામારી શરૂ થાય છે તેના પ્રતિરોધમાં ઉપાય નથી. એક આશા હોય છે કે નજીકમાં જ સ્રોતવતી નદી ના હોત તો મડદાંને બહુ દૂર ફેંકી દઈ શકત નહીં. છે એટલે સ્રોતની સાથે ઝેર ઘણું નીચે ઊતરી જાય છે. બીજી પણ એક આશા છે; જો ખૂબ જોરદાર પ્રચૂર વરસાદ થાય તો તો આટલાં બધાં પાણીમાં ઝેરની ક્રિયાશીલતા ઓછી થઈ જાય. પણ ફસલ તો વર્ષાને અંતે તડકામાં જ પાકે છે. એ વખતે જ જીવાણુ બહુ થાય છે, પશુપંખીઓ પણ બહુ ડાંગર ખાય છે અને દવાઓ પણ પુષ્કળ પ્રમાણમાં છંટાય છે.

દાક્ષિણાત્યના કોઈ કોઈ ફૉરેસ્ટમાં ધણની ગાય-ભેંસને વાઘ મારીને લઈ જાય તો રખેવાળ એ મરેલા પશુને શોધી જંગલની વચ્ચે બહાર લાવે છે. વાઘ તો કંઈ એક વારમાં બધું ખાઈ શકતો નથી; પછી ખાઈશ એમ વિચારી છોડી દઈને જાય છે. એ મડદાની અંદર આ બીજાણુનાશક અને કીટનાશક દવાઓ ગ્રામવાસીઓ ભરી દે છે. પછી એ માંસ ખાઈ વાઘ તો મરે જ, પણ ગીધડાંશિયાળ પણ મરે. પોતાનાં ધણનાં ગાય-ભેંસને ફૉરેસ્ટમાં આપત્તિ વિના ચરાવવા માટે ફૉરેસ્ટના માંસાહારીઓનું પેલી દવાઓના ઝેરથી નિરાકરણ કરાય છે. ૧૯૭૬ની સાલમાં કેનેથ ઍન્ડરસને કહ્યું છે કે એના પરિણામે આજે દાક્ષિણાત્યનાં આ બધાં વનમાં કોઈ વાઘ નથી, શિયાળ નથી, ગીધડાં નથી.

જલપાઈગુડિના ડૂયાર્સમાં હજુય સ્થિતિ એટલી ખરાબ નથી. પણ લક્ષણો દેખાવા માંડ્યાં છે. કેટલાંક વર્ષો પહેલાં ફૉરેસ્ટના એક બ્લોકમાં એક રાત્રે હરણાંનું એક ટોળું આખુંયે સૉલ્ટ લિકને અડીને સુક્કાં પાંદડાંની માફક આમતેમ છૂટુંછવાયું પડ્યું હતું. શરીરની અંદરની વિષક્રિયાથી શરીરના જ કોઈ અજાણ્યા નિયમ વડે જીભ બહાર કાઢી ભોંયની માટી-મીઠું ચાટતાં ચાટતાં જ મરી જાય છે. આ મૃત્યુની તપાસ થઈ

હતી. કલકત્તાથી વિશેષજ્ઞો આવ્યા હતા. પોસ્ટમૉર્ટમ પણ થયું હતું. એ પછી કશું જાણવા મળ્યું નહિ.

કેટલાંક વર્ષો પહેલાં ફાલાકાટાની પાસે જે ગેંડા મરી જતા, તેનું કારણ પણ વિષ જ. કોઈ કોઈએ શંકા પણ કરી હતી કે તે ઝેર ઉઠાવગીરોએ ભેળવ્યું હતું. બે ગેંડા નિયમિત રીતે બાજુના ખેતરમાં ડાંગર ખાવા આવતા. સવાર થતાં પહેલાં જતા રહેતા. ચાંદની રાતે ઘણાંઓએ જોયું પણ છે કે બે ગેંડા સીમાડા પર ઊભા છે — જોઈને લાગે છે કે કોઈ કાપેલા ઝાડનું જાડું થડ પડેલું છે. જેઓ એ ખેતરની ચોવીસ કલાક સંભાળ રાખે છે તેઓ જાણે છે કે ત્યાં કોઈ ઝાડનું થડ નથી. શરૂશરૂમાં તો બે ગેંડાને ભગાડી દેવાનો પણ પ્રયત્ન થયો. પણ કંઈ પરિણામ આવ્યું નહિ. છેવટે ધીરે ધીરે એ ટેવ પડી જાય છે — રસ્તાનો અથવા શેરીનો સાંઢ જે રીતે ઓળખીતો થઈ જાય તે રીતે. એક વાર ટેવ પડી ગયા પછી આ બે ગેંડા એ બધી રાતો માટે એ ગામના જ રહેવાસી બની જાય છે.

પણ ટેવની બીજી એક બાજુ પણ છે. બે ગેંડાનું આવવું જ્યારે લગભગ નિયમ જ થઈ ગયો છે, અને બધાને તેની જાણકારી થઈ ગઈ છે ત્યારે તે પ્રમાણે એક દિવસ દેખાયું કે એક ગેંડો મરેલો પડ્યો છે. એમ કહેવું જોઈએ કે સાંભળવામાં આવ્યું. કારણ, પાછલી રાતે બીજા ગેંડાના તીવ્ર ચિત્કારે બધાયની ઊંઘ ઊડી જાય છે. પહેલાં તો કોઈ એ ચિત્કારને ઓળખી શક્યું નહિ. પણ નિયમિત સમયના અંતરે એક જ સ્થળેથી ચિત્કાર વારે વારે આવવાથી લોકોને બહાર નીકળવું જ પડે છે. બહાર નીકળ્યા પછી સમજાય છે કે ચિત્કાર એક ગેંડાનો નથી, પણ બે ગેંડાનો છે. તે વખતે એક ગેંડો ખેતરની અંદર એવો દોડે છે કે જાણે ભૂકંપ થઈ રહ્યો ન હોય! બીજો ગેંડો દોડતો નથી, ઊભો રહે છે. આખું દૃશ્ય દૂર દૂરથી જોવાનું હોય છે. એક ગેંડાનો મૃતદેહ સવારે નીકળ્યો. પણ માદા ગેંડો ત્યારેય ઊભો છે. માત્ર ત્યારે જ એમ નહિ પણ દિવસ પછી દિવસ! એ જગ્યા છોડી હરેફરેય નહિ. પેલી તરફ વારે વારે ચિચિયારીઓ કરી હતી; પછી, વચ્ચે વચ્ચે એ ચિત્કાર જમીન ફાડી નાખશે એમ થતું. માદા ગેંડાને વનમાં પાછો મોકલવા અને મૃત ગેંડાના મૃત્યુની તપાસ કરવા કલકત્તાથી વિશેષજ્ઞો આવ્યા હતા. ગેંડાનું પેટ કાપવા ઇલેક્ટ્રિક કરવત લાવ્યા હતા. એ કરવત ચલાવવા જનરેટરવાળી ગાડી લાવ્યા હતા. તેના પરિણામે શું જાણવામાં આવ્યું તે જાણ્યું નથી.

સાંભળવામાં આવે છે કે એ ગેંડો પેલી જંતુનાશક દવા ખાવાથી મર્યો હતો. એ ઝેર ઉઠાવગીરોએ ભેળવ્યું હતું. તેઓ એ જમીન પર એટલી દવા ઢોળતા કે એ જમીન એકદમ બળી જાય. પણ બે ગેંડાને બદલે એક ગેંડો ધાન ખાવા કેમ ગયો? એવું તો ઘણીયે વાર બની શકે છે. કેમ બને છે તે તો પશુઓ જ જાણે.

ઘણાં કહે છે, જેની જમીન છે તેની ભૂલથી આ થયું છે. બીજા કહે છે, તેના

જ ઉઠાવગીર હોય તો પછી અવરોધ ક્યાંથી હોય? અથવા ઉઠાવગીરો થઈ આવું કામ કરી આપે?

છતાં ગેંડાનું મૃત્યુ આ કીટનાશકથી થઈ શકે કે નહિ એને વિશે અનેક તર્કવિતર્ક થયા છે. પણ જો કીટનાશક દ્વારા મૃત્યુ ના થયું હોય છતાં કેટલાક લોકો જો એને જ મૃત્યુનું કારણ માની લે, તો તો સમજવું પડે કે આ એક સામાજિક વાસ્તવના હિસાબે સ્વીકૃત થઈ જાય છે — પશુપંખી, ઝાડપાન, નદીનાળાં, માણસો વચ્ચે ફૉરેસ્ટનો જે એક સંવાદ છે તે નષ્ટ થતો જાય છે, એવા જ એક સામાજિક વાસ્તવના હિસાબે.

## 69

# રાજનીતિનું થોડું પ્રક્ષિપ્ત

જૂની જોતદારીની નવી ખેતીની માફક ધણની રીત પણ નવી શરૂ થઈ છે.

જલપાઈગુડિ, ડૂયાર્સ અને દાર્જિલિંગ પહાડની તળેટી તરફની ઘણી જગ્યાઓનાં નામ જ 'બાથાન' (ધણ) દ્વારા અપાયાં છે. 'ગરુ બાથાન', 'મહિષ બાથાન' એ તો બહુ જાણીતાં નામ છે. બીજી ઘણી નાની જગ્યાઓએ ય નામ આ રીતનાં છે. શા માટે આ નામ આ પ્રમાણે બન્યાં છે તેને માટે કંઈ કંઈ વાતો છે. એ બધી જગ્યાઓની લોકવસ્તી બહુ લાંબા સમયની તો નથી. તેથી એ બધી વાતોમાં કદાચ હજુ સુધી ઈતિહાસ જ છે.

પણ અહીંના આ ધણ રાખવાનું શરૂ થયું છે બહુ તો પંદર વરસથી. જો બરાબર કહેવું હોય તો દસ-બાર વર્ષ જ હોઈ શકે.

જ્યારે ૧૯૬૨માં ચીન-ભારત યુદ્ધ શરૂ થયું ત્યારે સવાર-સાંજ રેડિયોમાં નવી નવી જગ્યાઓનાં નામ સાંભળવા સિવાય ડૂયાર્સના લોકો યુદ્ધ વિશે કશું સમજ્યા નહિ. હાઈવેની પાસે જે લોકો રહે છે તેમણે જોયું છે કે મિલિટરીની ગાડીઓની આવનજાવનનો જાણે અંત નથી. પણ બધા તો એ પણ જોઈ શક્યા નહિ. તેઓ પણ દેશની બીજી જગ્યાઓના લોકોની માફક રેડિયોમાં સાંભળે છે, જેઓ ભણેલાં છે તેઓ છાપાં વાંચે છે. એ યુદ્ધ તો કેટલાક મહિનાઓ પછી બંધ પણ થયું.

યુદ્ધ બંધ થયા પછી આખા ડૂયાર્સમાં અનેક ઘટનાઓ ઘટવી શરૂ થઈ - વર્ષ પછી વર્ષ. સાંકડા રસ્તાઓ પહોળા થઈ ગયા. લાકડાનાં કેલ્વર્ટો લોઢાના થઈ ગયા. નાની નાની નદીઓ પર પાકા બ્રિજ થયા. જલપાઈગુડિ પર તિસ્તાનો બ્રિજ થયો. હવે વળી શિવક બ્રિજ થઈ જતાં ફરીને જવું પડશે નહિ. વળી, શિલિગુડિની ઉત્તરે દાર્જિલિંગ પહાડની તળેટીથી આસામ સુધી હાઈવેની બન્ને બાજુ વનનાં જંગલો સાફ

કરી મિલિટરી કેમ્પ બેઠા. એ કેમ્પોનો તો જાણે હવે અંત જ નથી. વનની અંદર સાફસૂફી કરી પાકાં ઘર, પાકા રસ્તા, અગણિત ગાડીઓ અને અગણિત માણસો! ફોરેસ્ટનાં મોટાં મોટાં વૃક્ષો પાડી નાખવામાં આવ્યાં; ભોંય સાફ કરી લેવામાં આવી.

માત્ર જંગલમાં જ નહિ, પણ ક્યાંક ક્યાંક તો શહેરની બહાર બીજું એક શહેર મિલિટરીવાળાઓએ ઊભું કરી દીધું. એ બધાં શહેર ક્યાંથી શરૂ થાય અને ક્યાં પૂરાં થાય તે કોઈ સમજે નહિ. સમગ્ર જગ્યા ક્યાંક દીવાલ વડે, ક્યાંક કાંટાની તાર વડે ઘેરી લેવામાં આવી. ક્યારેક એ બધી ઘેરી લીધેલી જગ્યાની અંદર પ્લેન ઊતરે છે. ઉપરાંત, ગાડીઓની હાર તો લાગેલી જ રહે છે. દાર્જિલિંગ પહાડની તળેટીમાં શિલિગુડિની ઉત્તર તરફથી હાઈવે તરફ જઈ આસામ સુધી આ જાતનાં ઘેરાવાળાં કેટલાંય શહેરો બની ગયાં છે. પણ આવાં વિસ્તરેલાં અને લગભગ વ્યવસ્થિત નવાં યુદ્ધને કારણે બનેલાં શહેરોનો સ્થાનીય લોકોને પરિચય ન હોવા છતાં બહુ દૂર દૂરનાં સ્થળો એના જ સૂત્રથી એકત્રિત થઈ જાય છે. ક્યાંક કોઈ પહાડની આડશે તોપના ગોળાની શક્તિની પરીક્ષામાં કે તોપ ચલાવવાની પ્રેક્ટિસમાં કેટલે દૂર સુધી કંપી કંપી ઊઠે છે. આટલા દિવસે એ કંપનથી લોકો ટેવાઈ ગયાં છે. તોપના ગોળાના ધ્વનિ પ્રતિધ્વનિત થવા સિવાય આ વ્યાપક પ્રદેશમાં આટલી યુદ્ધવિષયક ઘટનાઓની કોઈ પ્રતિક્રિયા ઊઠી નથી. એનું એક ચોક્કસ કારણ એ છે કે આ આખા ઈલાકામાં જમીનની તુલનામાં વસતી ઘણી ઓછી છે અને વસ્તીની તુલનામાં પહાડ, નદી, વન ઘણાં બધાં છે. તેથી આટલે દૂર વિસ્તૃત પ્રદેશમાં સ્વાધીનપણે સેનાનગર ઊભું કરી દઈ શકે. કોઈ પણ સ્થાનીય વ્યાપાર પર તેની કોઈ પ્રતિક્રિયા થઈ નહિ. માત્ર માલબજારમાં અને હાસિમારામાં જૂના અને નકામા યુનિફોર્મની બે દુકાન હતી. એ બે જગ્યાએ ઘણી બધી ફોટોની દુકાન થઈ. આ બે જગ્યાએ તો ખરું જ, પણ બીજી કોઈ કોઈ જગ્યાની નાની નાની ચોપડીની અને પત્રિકાઓની દુકાન ઘણી બધી વધી ગઈ. માલબજાર અને હાસિમારા જેવી જગ્યાઓએ હિન્દી-અંગ્રેજી તો ખરું જ, પણ તામિલ, તેલુગુ, મલયાલમ ભાષાનાં છાપાંઓ સુધ્ધાં દુકાન પર ટીંગાડી રાખવામાં આવે. આટલી ભાષાનાં આટલાં છાપાંઓ હોવા છતાં પણ બધાં છાપાંઓની ઉપર એક સ્ત્રીનું ચિત્ર! વીરપાડામાં એક મોટી દુકાન હતી — તેમાં દવાઓથી શરૂ કરી સૂટ-કેસ, સાઈકલ, દારૂ બધું જ મળી જાય છે.

પણ સામાન્ય આવી કેટલીક દુકાનો સિવાય, આ જે આટલા બધા કેમ્પ યત્રતત્ર નંખાઈ ગયા — સાંભળવામાં આવે છે કે બિન્નાગુડિમાં તો લગભગ એક પૂરો કેન્ટોનમેન્ટ જ થઈ ગયો છે, માત્ર હજુ કેન્ટોનમેન્ટ કહી ઘોષણા કરવામાં આવી નથી એટલું જ — તેની કોઈ પ્રતિક્રિયા સ્થાનીય બજાર પર થઈ નથી. અર્થાત્, બજારમાં ચીજવસ્તુનું વેચાણ વધશે, આવક વધશે, લોકોના હાથમાં પૈસા આવશે એ બધું થયું નહિ. લોકોનાં ભાગ્યમાં તો રહ્યો પેલો ફાટેલો પોશાક અને છાપાંની દુકાને

ઊભા ઊભા મિલિટરીની વાદે વિના પૈસે જુદી જુદી ભાષામાં અને જુદા જુદા રંગમાં એક સ્ત્રીનું જ અર્ધું નગ્ન ચિત્ર પૂંઠા પર જોવાનું!

આટલા બધા કેમ્પનું આટલું બધું ખાવાનું કૉન્ટ્રેક્ટરો ટ્રકો ભરી ભરીને બધું બહારથી લાવે છે. શિલિગુડિમાં એક ડેપો છે. કાચી શાકભાજી વગેરે ત્યાંથી કેટલીક આવે છે. પણ બકરાનું માંસ આવે છે બિહારથી, એક સાથે ટ્રકો ભરી ભરીને. હવે જોકે કિશનગંજની પછી એક સ્થળે અને પેલી તરફ બાલુરઘાટે ડેપો થયા છે. બાલુરઘાટના ડેપોનું કારણ બાંગ્લાદેશમાં થઈ ચોરી ચલાવવા. મિલિટરીનું કામકાજ આખા દેશ સાથે જોડાયેલું હોય છે, અને આ બધા કૉન્ટ્રેક્ટરોનો કારભાર પણ જાણે તે જ છે. અહીં જે કંપની બદલી થઈને આવે છે તેની સાથે સાથે કંપનીના કૉન્ટ્રેક્ટરો પણ આવે છે — તે ભારતની ઉત્તર-પશ્ચિમ સીમાએથી હોય કે ભારતની પશ્ચિમ સમુદ્રની પેલે પારથી હોય. આટલે વખતે કદાચ આ બધા કૉન્ટ્રેક્ટરો અહીં, ખાસ કરીને શિલિગુડિમાં, અહીંના લોકોને પણ કોઈ કોઈ સબ-કૉન્ટ્રેક્ટરી આપે છે, પણ ખરેખર તો કૉન્ટ્રેક્ટરના વ્યાપારમાં કોઈની ચાંચ ડૂબી શકતી નથી. એટલે, '૬૨ના યુદ્ધ પછી, આખો ઇલાકો ભરી મિલિટરીની આટલી ધાંધલ-ધમાલ થઈ જવા છતાં પણ સ્થાનીય લોકોની આવકજાવક પર તેની કોઈ અસર પડી નથી. મિલિટરી રાષ્ટ્રીય પ્રવૃત્તિ છે એટલે કદાચ તેની પ્રતિક્રિયા પણ રાષ્ટ્રીય સ્તરે જ હોય; આટલે નીચે ઊતરી શકે નહિ.

પણ એક ચીજનો કૉન્ટ્રેક્ટરોને સ્થાનીય રીતે જ સંગ્રહ કરવો પડે — દૂધનો. પાવડર મિલ્ક!

## 70

## નિર્વાસનભૂમિ

વાઘારુની આ નિર્વાસનભૂમિ દિગંત સુધી વ્યાપ્ત ધનુષ્યના જેવી વળાંકવાળી અને નદીને આ કાંઠેથી પેલા કાંઠાના જેવી ધૂસર છે.

કલકત્તાથી આસામનો નેશનલ હાઈવે ચાલસા પાસે દક્ષિણ તરફ વળે છે, પછી મયનાગુડિ થઈ ઉત્તર તરફ જાય છે. જે વિશાળ ફૉરેસ્ટ લગભગ પચાસ માઈલ લાંબા આ U-આકારમાં બે છૂટા પડેલા સીમાડાને ઘેરીને પડ્યું છે તે ફૉરેસ્ટના મૅપમાં જુદીજુદી જગ્યાઓનાં નામ છે — ઉપર ચાલસા અને નીચે ચાલસા, ઉપર અને નીચે તંડુ, ડાયના રેન્જ, ડાયના ચર, ગુરુમારા, ખુંટિમારિ. ફૉરેસ્ટના મૅપના આ જુદાં જુદાં નામોમાં એક નિયમ છે — મોટામાંથી નાનું થતું જાય છે નામ. એ ચાલસાથી એક લેટરલ રોડ નીકળી જો આ પચાસ માઈલના U-આકારની બે ટોચને જોડે તો

લગભગ સિત્તેર-એંશી માઈલ મોટો એક ગોળ 'O' તૈયાર થઈ જાય છે.

વાઘારુની નિર્વાસનભૂમિ જે ધનુષ્યના જેવા વળાંકની છે તે જ ધનુષ્યની પણછ એ આ લેટરલ રોડ. ડાયના નદીનો બ્રિજ પેલી પણછનું મધ્યબિંદુ છે. પણછ અને ધનુષ્યની વચ્ચેની ખાલી જગ્યાને જોડે છે ડાયના નદી. ડાયના–ચર તો જંગલ છે. તેની પાછળ પહાડને ઘસાઈને ફૉરેસ્ટ ઊભું થઈ ગયું છે અને તે ધનુષ્યના વળાંકનું છે. તેની પેલી બાજુ ભુતાન પહાડ છે. આ ડાયના નદીને કોઈ કાંઠો નથી — નીચે તિસ્તાને જેમ કાંઠા છે તેમ. આ નદીની ત્રણ દિશાઓને જોડે છે પહાડ — આપલચાંદની તિસ્તામાં આવું નથી. આ નદી કરતાં આપલચાંદની નદીનો પટ પહોળો છે. આ ડાયનાના પટના માત્ર એક જ ખુલ્લા ભાગ દ્વારા પથ્થરે પથ્થરે ધક્કા ખાતી આ નદી એવા વેગથી દોડે છે! — પાણી કે માટીને તો જાણે અડી જ શકતી નથી! આટલા પથ્થરના ધક્કા ખાતી આટલી બધી વાર વળાંક લઈ આ ડાયના નદી વળે છે અને દોડે છે કે એમ લાગે કે નદીમાં પાણી નથી, પણ માત્ર બુદ્‌બુદ્ જ છે. વાઘારુની તિસ્તામાં ફીણ નથી, બુદ્‌બુદ્ નથી — જમીનનાં ઊંડાણ સુધી પાણી છે; તિસ્તાના પટની અંદર પાણી સમાતું નથી, ઊભરાઈ જાય છે. તિસ્તાની જેમ આ પાર-પેલે પાર કરતી નથી; ડાયના જોવામાં છીછરી છે — તળિયેથી ઉપર સુધી. છીછરી હોવા છતાં પણ ડાયનાનો ઘણો ભાગ એક સાથે જોઈ શકાતો નથી; પથ્થર અને પહાડની નદી આ રીતે હમેશાં આડશમાં હોય છે.

નદીના પટનો કેટલોક ભાગ અને પાણીની બે બાજુએ રેતી છે. તે પછી ક્યાંય સુધી માત્ર પથ્થરો જ છે. એમ લાગે કે પહાડના પહાડ તોડીને કદાચ ત્યાં પથ્થરો નાંખવામાં આવ્યા છે. નાના નાના પહાડ જેવા આવડા મોટા મોટા પથ્થરો નદીની વચ્ચે જુદા પડી જાય છે. તેની ટોચ પર ચઢવા માટે મનુષ્યની બુદ્ધિ, અને વાઘ કે કૂતરાના નખની જરૂર પડે. આવા મોટા પથ્થરની ઊભી ટોચ જમીન તરફ ઝૂકી પોતાના જ દેહમાં એવો ખાડો બનાવે છે કે જ્યાં તોફાન-વરસાદને વખતે માનવી અને પશુ આશરો લઈ શકે. કોઈ કોઈ પથ્થર આકાશ તરફ સૂચ્યગ્રપણે રહ્યા છે. ઢોળાવ પર ગબડતો ગબડતો કોઈ પથ્થર ઝૂલી રહ્યો છે, જાણે આ જ ક્ષણે ગબડીને નીચે આવશે. પણ એ પથ્થરની આડશમાંથી વળી આવતા પ્રવાહના ધક્કાઓથી તેનું તળિયું પૂરેપૂરું શેવાળથી ભરાઈ ગયું છે. ક્યાંક ક્યાંક તો કોઈ આવા પથ્થર ફરતું માથોડા જેટલું ઘાસનું જંગલ થઈ ગયું છે. એકસરખા સપાટ પથ્થરની વેદી પર વાંકાચૂકા ખાડા પડીને થઈ ગયું છે સફેદ પથ્થરનું સ્થાપત્ય — ધૂસર લીલા રંગની આગળ, પ્રવાહનાં ફીણપુંજની પાછળ, રેતી અને કાંકરીઓની વચ્ચે.

પહાડ જેવા આટલા બધા પથ્થરો કાંકરાની જેમ પથરાયેલા છે એટલે ઝટ સમજાતું નથી કે નદીનો આખો પટ બોલ્ડરોથી કેમ ઠસોઠસ છે — જાણે બંધાઈ ગયેલો. રેતી અને નદીને જોડતાં એટલાં બોલ્ડર છે કે એમ વિચારી શકાય કે આ

પહાડ જેવડા પથ્થરોથી નદીના પ્રવાહને જાણે રોકી દેવાનો લાગે છે.

આ મોટા પથ્થરો અને બોલ્ડર ઉપરાંત લગભગ રેતીની જેમ જ કાંકરા-પથ્થર પથરાયેલા છે — જુદા જુદા આકારના, જુદા જુદા રંગના. ડાયનામાં પૂર આવવા વખતે પાણી આ બધા કાંકરા-પથ્થરોની ઉપર થઈને ચાલી જાય છે — લગભગ તોડી નાખે એવી ખેંચથી. પછી પાણી ઓછું થવાનું શરૂ થાય ત્યારે પાણીમાં મેઘધનૂના રંગો આ કાંકરાઓના વિસ્તારમાં ચમક ચમક થવા લાગે છે. ડાયનાના સહસા વિસ્તૃત જળરાશિમાં જાણે કે આકાશની છાયા પડે છે — એટલો ઊંડો અને એટલો રંગીન હોય છે પેલો કાંકરા-પથ્થરોનો જળમાર્ગ!

આપલચાંદની તિસ્તાના પથ્થરોનો આવો વિસ્તાર નથી. ત્યાં તો મધરાતે તિસ્તાના ઊંડાણમાંથી તોપોની ગર્જના સંભળાય છે. લોકો કહે છે, 'તિસ્તાની તોપ'. તિસ્તાના તળિયાની જમીનમાં પથ્થરોને ધક્કા વાગે છે. પાણી એટલું ઊંડું હોય છે, નદીનો પટ એટલો વિશાળ છે કે પથ્થરો માથું ઊંચું કરી શકતા નથી. આપલચાંદ તો નીચે સમથલ છે, ત્યાં જમીનનો ઢાળ આવો સીધો નથી.

ડાયના નદીના આ ભાગમાં જ આમ બન્યું છે, કારણ કે અહીં જ, ડાયના પહાડમાંથી ઊતરી આવે છે; ડાયના થોડી ડાબી બાજુ વળી સપાટ ભૂમિ પર વહી જાય છે! પશ્ચિમમાં ગાંટિયા, અને વધારે પશ્ચિમે જલટાકા પણ, નીચે વહીને ડાયનાને મળી જાય છે. ડાયનાના બ્રિજ પર ઊભા રહી દક્ષિણ તરફ જોઈએ તો પેલી સપાટ સમતલ ભૂમિ દેખાય છે. ઘણે દૂર સુધી ડાયનાનું ભાઠું છે. તે પછી જ લોઅર તંડુના ફૉરેસ્ટની નદી-સીમા વૃક્ષોની દીવાલ કરીને નિર્ણિત કરી છે. ડાયનાનો પટ ક્રમશઃ વધુ ને વધુ પહોળો થતો નીચે તરફ વહી જાય છે — ત્રણ ત્રણ મોટી નદીનાં પાણી, અને ઘણાં ઝરણાં, નાળાંનાં પાણી પણ આ પટમાં સમાઈ જાય છે. ત્યાંથી જ જલટાકા-ગાંટિયા-ડાયના, તિસ્તાથી પૂર્વમાં, વધુ પૂર્વમાં ખસી જાય છે, અને અંતે છેક કુચબિહારની પાસે થઈને વહે છે, તેની નીચે દક્ષિણ-પૂર્વમાં વળાંક લઈ રંગપુર પાસે તોરસા સાથે મળી તિસ્તામાં જઈ પડે છે. ડાયનાની પૂર્વે બીજી કોઈ નદી નીચે તિસ્તામાં જઈને પડી નથી. પશ્ચિમે તિસ્તા અને પૂર્વે ડાયના — આ તો સંભાવ્ય વિસ્તૃત તિસ્તાપાર!

ડાયનાના આ ભાઠામાં ગયાનાથનું ધણ છે. આ ભાઠાનું ધણ ગયાનાથને તેના જમાઈ આસિન્દિરને કારણે મળ્યું છે; ફૉરેસ્ટની ઑફિસમાં તદબીર કરવી પડી હતી. ગયાનાથે આ તરફ ધણ રાખવું જ પડે. તેના કૉન્ટ્રેક્ટર આ લેટરલ રોડ પર, બિન્નાગુડિ તરફ દૂધ સપ્લાય કરે છે. તે તો હવે ટ્રકનું તેલ બાળી આપલચાંદ સુધી જઈ દૂધ લે નહિ. તદ્દન ઊલટી બાજુ આપલચાંદમાં ધણ હોય તો ગયાનાથ ઓદલાવાડિ તરફના કોઈ કૉન્ટ્રેક્ટરનો બંદોબસ્ત કરત. પણ એ બાજુ એ પણ ગયાનાથનું ધણ નથી તે નક્કી કેમ કહેવાય? તિસ્તાપારની પૂર્વ સીમાના શિવક અને પશ્ચિમ સીમાની

આ ડાયનાની વચ્ચે ગયાનાથ ક્યાં છે અને ક્યાં નથી, તેની શું બધો વખત ગયાનાથને પણ ખબર છે?

ડાયનાનાં આ ભાઠાંનાં ધણ માટે પસંદગીનાં એક સાથે એટલાં બધાં કારણો છે કે તેની અંદર કોણ પહેલાં અને કોણ પછી એ નક્કી કરવું મુશ્કેલ છે.

અહીં જ ડાયના પહાડ પરથી ઊતરી સપાટ ભૂમિ તરફ ચાલી જાય છે. એટલે બ્રિજ પછી પાણી જાણે ઊભરાઈ ઊભરાઈને દોડે છે. તેમ છતાં રેતી અને પથ્થરને કારણે તો આટલો વિશાળ પટ પણ અ-સમાન છે. પરિણામે ડાયનાના ભાઠાને વચ્ચે રાખી ઘણે દૂર દૂર સુધી બે મોટા પ્રવાહો પડી ગયા છે. કોઈ કોઈ ધારા ફરીથી ભાઠામાં પ્રવેશી પણ ગઈ છે. આની વચ્ચેના ભાઠામાં જો ધણ હોય તો બે પ્રવાહોનું પાણી તેને ઘણું બધું જીવંત રાખે.

આ વચમાં રહેવામાં બીજી તો કોઈ મુશ્કેલી નથી, કારણ કે ભાઠું ઊંચા ઘાસના જંગલથી છવાયેલું છે. જો જુદી જુદી જાતનું ઘાસ ખાવાની પણ ઇચ્છા થાય, તો ભાઠાની અંદર ફરી લેતાં ગાયભેંસ પોતાની પસંદગી પ્રમાણેનું ઘાસ મેળવી લઈ શકે. તે ઉપરાંત આ ઘાસવનની પછી જ જંગલ-વાડી છે. ત્યાં નાનાંમોટાં જુદી જુદી જાતનાં ઝાડપાન, છોડ, લતા, ઝાડ-ઝાંખર છે. માથું નમાવી નમાવી ઘાસ ખાતાં ખાતાં જો ગાયભેંસને એક ઘરેડ જેવું લાગે તો તેમને જંગલમાં એક ચક્કર મારી આવવાનું પણ મળે. તે પછી પથ્થર અને રેતી પસાર કરી પહાડને અડીને ફૉરેસ્ટ શરૂ થાય છે. આખું ધણ પેલા ધનુ આકારના ફૉરેસ્ટની ડાબી તરફ થઈ સવારમાં પ્રવેશે, જમણી તરફ થઈ બહાર નીકળી સાંજ થતાં ભાઠામાં પાછું આવી જાય.

ફૉરેસ્ટની કેટલીક જગ્યા જેમ કેટલાંક કાર્યો માટે જ નિશ્ચિત છે, તેમ આ જગ્યા જાણે ધણ માટે જ નક્કી કરેલી છે. આ સમગ્ર ભાઠાની જંગલવાડી-ઘાસવાડીમાં એકમાત્ર ભય છે વાઘનો. પણ એમ તો કોઈ વાઘ છે કે નહિ, એની ખબર પહેલેથી જ મળી જાય છે. તે સિવાય પણ આટલી બધી ભેંસોને લીધે વાઘ મોઢામોઢ આવવાનું સાહસ ના કરતો હોય તો પછી બીજે ધણ રાખવાની જરૂર શી? લેટરલ રોડ વચ્ચેથી જાય છે એટલે પણ ગાડી-ઘોડાના અવાજથી વાઘ આ બાજુ આવતો નથી. છતાં આ રસ્તો છે એટલે સવારે કૉન્ટ્રેક્ટરની ગાડી આવી ઊભી રહી શકે છે.

## 71

## પંખી જાગે છે, વાઘારુ જાગે છે

આ ઇતિહાસ અને ભૂગોળની વચ્ચે નિર્વાસિત થયેલો વાઘારુ, કોઈ એક રાતના અંતભાગે, પહાડ અને બ્રિજની વચ્ચેના પોલાણમાં નદીના કિનારે એક નાના ટેકરા

જેવા પથ્થરની ઉપર ઊંઘી ગયો છે.

ત્રણ દિશાએથી ત્રણ જંગલી કૂકડાઓ કૂકડે કૂક કરી રાત્રિના અંતની ઘોષણા કરે છે. ત્રણ કૂકડાઓમાંથી એક વાઘારુની જમણી તરફ, બીજો ડાબી તરફ જંગલની અંદર છે. તે બેના કૂકડે કૂક અવાજ ભળી જાય છે, પણ બે પડઘા ભળી જતા નથી. બીજા એક કૂકડાની કૂક બ્રિજની દક્ષિણ તરફના ભાઠાની વચ્ચેથી આવે છે. તેની કૂક હળવી છે; પડઘો પડતો જ નથી. પરિણામે માત્ર ત્રણ જંગલી કૂકડાઓના અવાજથી સાત-આઠ જાતના અવાજોથી એ સ્થળ એકાએક ભરાઈ જાય છે. આ બધા અવાજો ધીમે ધીમે વિલીન થતાં થોડો સમય લાગે છે. પૂર્ણપણે વિલીન થઈ જવા પહેલાં ભાઠાની અને ફોરેસ્ટની અંદરના જુદા જુદા અવાજ તેની સાથે ભળી જાય છે.

કોઈ કોઈ પંખી પાંખો પ્રસરાવી ઊંઘ ઉડાડે છે; ઝાડનાં પાંદડે પાંદડે મર્મર અવાજ ઊઠે છે; એ અવાજ એક ઝાડથી બીજા ઝાડ તરફ ચાલી જાય છે. કોઈ કોઈ પંખીનો અવાજ નીકળવાની અપેક્ષાથી ગળામાં એક સ્વગત ધ્વનિ ઊઠે છે — ગળામાં ઊઠેલો એ ધ્વનિ ગળામાં જ ચાલી જાય છે. ભેંસના ધણની એક તરફથી બીજી તરફ સુધી કાન અને પૂંછડી પટપટાવવાનો અવાજ ઊઠે છે. ઘાસવનમાં સર્ સર્ કરતો અવાજ દૂર સુધી ખેંચાઈ જાય છે — માટીથી ઘસાઈને, પવનનો હોય કે હિંસ્ર પ્રાણીનો. તમરાંનો અવાજ વચ્ચે વચ્ચે અટકી જઈ પેલી નિઃશબ્દતાને વધુ નિઃશબ્દ બનાવી દે છે.

એ પંખી જાગી જાય છે — ડાયના નદી પર, જંગલમાં, કોઈ ઊંચી ડાળી પર. તેની પાંખોના ફફડાટનો ખૂબ મોટો અવાજ નદીમાર્ગેથી નીચે ઊતરી આવે છે. પંખી ડાળીઓ બદલે છે. ઝાડનાં કેટલાંક પાંદડાં ખૂબ અવાજ કરતાં ખરી પડે છે. પંખીના શરીર સાથે પાંદડાંનાં ઘર્ષણથી થતો અવાજ પણ નદીમાર્ગે નીચે ઊતરી આવે છે. એ બેસતાં બેસતાં પણ એક વાર પાંખો ફફડાવે છે. તે પછી પેલા અર્ધઅંધકારમાં એક દુઃખભર્યો ‘ક....ક’ - ધ્વનિ કરવા સાથે, નદીપથના આકાશમાં થઈ તેની પાંખોના પ્રબળ ફફડાટ સાથે આ પોલાણ પર ઊડીને આવી પહોંચે છે. આ જ પોલાણમાં તે બે વાર ચક્કર લગાવે છે — વાઘારુના પથ્થરનું પણ ચક્કર લે છે. તે પછી જાણે ઝપ્ કરતું નદી ઉપર જ નમી જાય છે. પણ વળતા ઊડવા વખતે આવીને બેસે છે વાઘારુવાળા જ પથ્થરને કિનારે. આ પથ્થર પર ઊડીને આવવા માટે જ જાણે તેને નદી પર એક સહેલ લઈ લેવાની જરૂર હતી.

પણ બેસતાં જ વાઘારુને જુએ છે; હવે પાંખો વધારે બીડતું નથી; જાણે ફરીથી ઊડી જવા માટે હાલે છે, પણ ઊડતું નથી. પેલા ઊંચા પથ્થરના કિનારા પર પાંખો પ્રસરાવી રાખી બે સીધા પગે ઉપર બેસે છે. પાંખો પ્રસરાવવાથી શરીરના ભારથી બે પગ કંપે છે, પંખી ડોલે છે. કંપન અને દોલન અટકાવવા પંખી ફરે છે. પગે પગે એક તરફ, બીજી તરફ. પછી પાંખ ફેલાવેલી જ રાખીને બે નાના નાના કૂદકા ભરી

તે વાઘારુ તરફ વળે છે. ફરીને પાંખો બંધ કરતું નથી. ખુલ્લી પાંખો રાખી સ્થિર રહી વાઘારુને જોવા ઇચ્છે છે. આ સ્થિરતા માટે જ પાંખો ધીરેથી બંધ કરી શરીરમાં ભેળવી લઈ પછી લાંબા શરીરને હલાવી વાઘારુ તરફ બે ડગલાં આગળ વધે છે. પહેલાં પાંખો શરીર સાથે પૂરેપૂરી ભળી ગઈ નહોતી તે હવે ભળી જાય છે. ડાળ પર બેસવાથી પૂંછડી ઝુલાવી રાખી શકે છે તે હવે અહીં પથ્થર પર ઊભી રાખવાની છે.

પંખી પાંખો ફફડાવી પોતાના શરીરની લંબાઈ સ્પષ્ટ કરી વાઘારુના માથા બાજુ ઊભું રહે છે. પથ્થર પર બીજા એક પથ્થરની જેમ વાઘારુ સૂતો છે. વાઘારુના માથા પર પંખીએ ડોક ઊંચી કરી રાખી છે. પરિણામે વાઘારુના માથાની રેખા પંખીના શરીરની રેખા સાથે ભળી જાય છે. જાણે વાઘારુનું માથું જ ઊંચી રેખામાં પંખીની ડોકનો ઢાળ બની હોઠ સુધી આવી રહે છે. એ રેખા ભૂંસી નાખીને પંખી જમણી તરફ માથું ફેરવે છે. બે પગ ફેરવે છે. તે પછી ધાર સુધી જઈ વાઘારુની ઊલટી તરફના પહાડ તરફ મોં રાખે છે. પૂંછડી વાઘારુના માથે અડી જતાં ઊંચી કરે છે. છાતી એવી રીતે નીચે રાખી છે કે જાણે તે જ વખતે ઊડી જશે. પણ તે ઊડતું નથી. પૂંછડી વાઘારુના કપાળ પર ફેલાવી રાખી ઊડવાની ભંગિમાં સ્થિર બની જાય છે.

વાઘારુ જાગી જાય છે, આંખો ઉઘાડે છે, પણ હાલતો નથી. પંખીની પૂંછડી તેના કપાળ પરથી આંખ પર આવી પડે છે. છતાં પણ આ અસ્પષ્ટતામાં વાઘારુ સમજી શકતો નથી કે પૂંછડી કેટલી મોટી છે, કેવી છે, છેડેથી ચિરાયેલી છે, પૂંછડીના છેડાના ભાગે શું કોઈ બીજો રંગ છે? પંખી તેને જે રીતે નિષ્પ્રાણ ધારીને કપાળ પર પૂંછડી ટેકવી રાખે છે તે જ રીતે વાઘારુ નિષ્પ્રાણ પડી રહે છે. નહીં તો પંખી એક ક્ષણમાં ઊડી જશે. અને જ્યારે વાઘારુ પથ્થર પર પથ્થરની જેમ જ પડી રહે છે તો પંખી ફરીને આ રીતે ક્યાંય પણ ઊભું રહી શકે જેથી વાઘારુ તેને પૂરેપૂરું જોવા પામે. ત્રણ દિવસથી વાઘારુ પંખીને એક વાર જોવા ઇચ્છી રહ્યો છે, હજુ જોઈ શક્યો નથી.

વાઘારુના કપાળ પર પૂંછડી જરા હાલી, ગલીપચી થઈ; તે પંખી થોડું ફર્યું; ગલીપચી થાય છે. પૂંછડીએ હવે વાઘારુની જમણી આંખને ઢાંકી દીધી છે. ડાબા હાથ વડે એક ઝાટકે વાઘારુ પંખીને પકડી લઈ શકે. પૂંછડી વાઘારુના કપાળ પરથી ખસી જાય છે.

વાઘારુને પાંખોનો કોઈ અવાજ સંભળાતો નથી. તો ઊડી ગયું નથી? વાઘારુ તેના આ પથ્થર પર પંખીના પાતળા નખનો કોઈ સ્પર્શ અનુભવતો નથી. તો શું હાલતું નથી?

તે પછી જ, વાઘારુના મોં પર પાંખોની એક ઝાપટ મારી પંખી વાઘારુના પગ તરફના આકાશમાં ઊડી ચાલી જાય છે, બ્રિજની પાસે. વાઘારુ પડછાયો માત્ર ઊડી

જતો હોય એમ સમજી શકે છે. બંને આંખો ખોલીને વાઘારુ જુએ છે કે આકાશમાં એક પણ તારો નથી. તે એ આશા રાખી રહ્યો છે કે પંખી ફરી ક્યારે ઊડશે. તેટલી વારમાં પંખી ડાબી તરફ વળી ફરી નદી પરની ખાલી જગ્યામાં ચાલી જાય છે. વાઘારુ ઊંધો પડી જાય છે. તે જુએ છે કે તેની ઊલટી દિશામાં પાણીની પેલી પાર અણીદાર મોટા પથ્થર પર જઈને બેઠું.

પથ્થર અણીદાર હોવાથી, 'પંખીનો પડછાયો દેખાય છે — જાણે એક પથ્થરનું પંખી. માથું ફેરવે છે. સમજી જવાય છે કે આ પથ્થર નથી, પંખી છે. પડછાયો કૂકડાના જેવો છે. માથા પર કલગી છે કે નહિ તે સમજાતું નથી —' ઊંધો થઈ વાઘારુ બે હાથ પર દાઢી રાખી જોઈ રહે છે. વાઘારુને એક વાર પંખીને જોવાની ઇચ્છા છે; પૂરેપૂરું જોવા ઇચ્છે છે.

પંખી તો પેલા પથ્થર પરથી ઊડી ફરીથી આ પથ્થર પર આવી શકે છે. અથવા, ''નદીને રસ્તે ફરીથી ફરી પેલી બાજુ જંગલમાં જાય.' પાછળના ઘાસવનમાં પણ ઊતરી જઈ શકે. 'નહિ, નહિ. એ પંખીને હવે ખોઈ દેવાનું મન નથી. સંગી જોઈએ છે, સંગી જોઈએ છે!''

તો પછી તે બૂમ પાડી ઊઠે — અત્યારે વાઘારુની સામેની પેલી છાયામૂર્તિમાંથી જ. તો કંઈ નહિ તો વાઘારુ એક વાર સમજી શકશે કે છેલ્લા ત્રણ દિવસથી જે અવાજે રાતને અંતે અને દિવસને અંતે 'પાગલ કરી દેવાનું નક્કી કર્યું છે તે અવાજ આ પંખી કેવી રીતે કરે છે.' ત્રણ દિવસથી પંખીના અવાજના ઉત્તરમાં વાઘારુ બોલી ઊઠે છે. વાઘારુ એ જ સૂરમાં બોલતાં પંખી ચૂપ થઈ જાય છે. પછી તો ઘણી વાર સુધી ચૂપ જ રહે છે. એ બધો સમય પસાર થઈ ગયા પછી ગુસ્સામાં બળી બળીને વધારે તીક્ષ્ણ અવાજે વારંવાર બોલી ઊઠે છે. 'પંખી સમજી જાય છે, એનો સંગી અહીં જ છે; બૂમ પાડે છે, પણ આવતું કેમ નથી?' પંખીનું આખું શરીર સંગી માટે બોલી ઊઠે છે. જ્યારે તે બૂમ પાડે છે ત્યારે એના અવાજના કંપનમાં અને શરીરમાં કંપન સમજી શકાય છે. શરીરના કંપનમાં એટલું બધું વિહ્વળ છે કે વાઘારુની બૂમને જ તે સંગીની બૂમ ધારી લે છે?

પણ ખરેખર શું એ જ સમજે છે? જો વાઘારુને ખરેખર જ સંગી સમજતું હોય તો તો 'હજુ વધારે વિહ્વળ બનીને તે વનની અંદર ચાલ્યું આવત.' પણ વાઘારુ એનું સંગી નથી એ સમજી લઈને જ શું વાઘારુની બૂમ પછી આટલું ચૂપ થઈ જઈ આટલી તીક્ષ્ણતાથી વારંવાર બોલી ઊઠે છે?

રાત પૂરી થતાં ન થતાંમાં તો પંખી પેલી ખુલ્લી જગ્યામાં ઊડી ઊડીને ફરે છે. સવારની હવાની પહેલાં જ પાંખો ફફડાવી ચાલી જશે — જંગલની અંદર થઈ વધુ અંદર જશે, જ્યાં બધોય વખત કેવળ અંધકાર હશે. સાંજનો પ્રકાશ ચાલી જતાં ફરીથી પંખી પાંખો ફફડાવતું ઊડીને અહીંના અંધારામાં આવશે. જંગલમાંથી નદીમાં,

પથ્થર પર, અંધારે અંધારે પંખી તેના સંગીને શોધી રહ્યું છે. વાઘારુની બૂમથી એ સંગીનો ઈશારો મેળવી એ શોધી રહ્યું છે?

વાઘારુના ગળાની અંદર એક અવાજ ઊઠી ફરીથી પાછો અંદર ચાલી જાય છે. 'બોલી ઊઠશે?' વાઘારુ વિચારે છે, પંખી શું તેને જ સંગી સમજે છે? પંખી વિચારે છે કે તેનો સંગી જ બૂમ પાડી રહ્યો છે છતાં આવતું કેમ નથી? "પેલા વાંસ જેવા અણીદાર પથ્થર પર બેસી નદીના પથ્થરની છાતી જોવા ઈચ્છે છે — કેટલી કેટલી વાર સુધી —" આ મોટા પથ્થરનું આખું શરીર જાણે એક પંખીનું! ઊડી જતાં એ જગ્યા ખાલી ખાલી થઈ જશે!

હવે પંખી સીધેસીધું વાઘારુના આ પથ્થર તરફ જુએ છે. તેથી એનાં હોઠ, માથું, કલગી વગેરેની છાયા હવે જુદી જુદી તારવી શકાતી નથી. પંખીના પથ્થર પરથી વાઘારુના પથ્થરની ટોચનો ભાગ પૂરેપૂરો દેખાશે નહિ. તેથી પંખી વાઘારુને જોઈ શકતું નથી, પણ પથ્થરને જુએ છે. એકદમ ઉડ્ડયન કરીને તેથી તે એ પથ્થર પર આવી જઈ શકે. વાઘારુ સ્થિર રહે છે, જરા પણ હાલતો નથી. દાઢીની નીચે તેના બે હાથ છે. કોણી સુધી બન્ને બાજુ એકસરખી રીતે પથરાયેલા છે. વાઘારુ ધીરે ધીરે તેનો શ્વાસોચ્છ્વાસ ઓછો કરી નાખે છે. અને એ સ્થિરતાને જોઈ-સ્થિર સમજી, શરીરને થોડું આગળ લાવી, ગળાને લંબાવી, બંને પાંખો પહોળી કરી, વચ્ચેની ખાલી જગ્યાને ભરી, પંખી આ પથ્થર પરથી પેલા પથ્થરની ટોચે ધીરેથી ઊડીને આવી બેસશે. વાઘારુ તેનું આ સંપૂર્ણ ઊડવાનું જોઈ શકશે — આ પહેલી વાર. પાંખોનો પ્રસાર જોઈ સમજી શકાશે કે કેટલી લાંબી છે, હોઠની ફાડ જોઈ સમજી શકશે કે પાતળી છે કે જાડી. અને જો આ પથ્થર પર વાઘારુની સામે જ આવીને બેસે તો તો વાઘારુ ખૂબ ધીમા અવાજે પેલી "બૂમ ધીરે ધીરે પાડી ઊઠશે. જોઈ શકશે કે તેની બૂમ સાંભળી પંખી શું કરે છે, કેવી રીતે ચૂપ થઈ જાય છે, કઈ દિશામાં જુએ છે, માથું કેવી રીતે હલાવે છે." વાઘારુ સમજી શકે છે કે ગડ્ગડ્ કરતો એક અવાજ તેના ગળાની અંદર ઊઠી શરીરમાં વધારે અંદર ચાલી જાય છે. લગભગ પોતાનો શ્વાસ રોકી લઈ વાઘારુ વિચારે છે — ભોખા અત્યારે એકદમ ના ઊઠી જાય તો સારું. એ ક્યાં છે તેની ખબર નથી. જો વાઘારુના પગની દિશામાં નીચેના પથ્થર પર હશે તો તો બોલશે નહિ. પણ જો, એ એવી જગ્યાએ હશે જ્યાં પંખી તેને જોઈ જઈ શકે તો?!

પંખી તો એકદમ ઊડ્યું, પણ સીધું જ આકાશ તરફ — જાણે કોઈએ એને દોરી બાંધી ખેંચીને ઊંચું કર્યું, મોટે ભાગે તો વાઘારુની સમાન ઊંચાઈથી. વાઘારુ ઊંધો પડેલો છે એટલે તે જોઈ શકતો નથી કે પંખી આ બાજુ આવે છે કે નહિ. તે પછી હવામાં ઝાપટ મારી નદીની પેલે પાર વનની અંદર તરફ ચાલી જાય છે -- વાઘારુની નજર સામે એનું ઊડતું શરીર પાછલા વન સાથે ભળી જાય છે. વાઘારુ

હાલતો નથી; ફરીથી પાછું આવશે. વિચારતાં વિચારતાંમાં જ ફરીથી નદી પર થઈ પાછું આવ્યું. આ વખતે પાણીમાં ડૂબકી દઈ, ઊડી, વાઘારુની ડાબી તરફના ફૉરેસ્ટ તરફ ઊડી ગયું અને ફરીથી અંધારામાંથી બહાર આવી વાઘારુના પથ્થર પર થઈ, ફરી, નીચે ઊતરી ગયું. ''સાલું — પથ્થરના વનમાં સંગી શોધવા નીકળ્યું છે? માણસને તો જોઈ શકતું નથી?''

## 72

# નદી જાગે છે...

વાઘારુ એટલી વાર જાણે જાગ્યો હોવા છતાં જાગ્યો નહોતો, તે હવે જાગે છે. પંખીને ખાતર શરીરને આટલી વાર સ્થિર કરી રાખવા માટે ખેંચાઈને પડ્યો હતો; તે હવે ચત્તો થઈ બે હાથ અને બે પગ પથ્થરની માફક પડી રહેવા દઈ, પછી બે હાથની મુઠ્ઠી વાળી માથા પાછળ રાખી, ડોક જરા વાળી, છાતી પથ્થરથી ઊંચી કરી, વાઘારુ ક્યાંય સુધી આળસ મરડ્યા કરે છે. એ આળસ મરડવાને કારણે શરીર શિથિલ થઈ જાય છે. વાઘારુ જમણો પગ ખેંચી, ઊંચો કરે છે; ડાબો હાથ લંબાવી દે છે. ડાબી બાજુ ડોક વાળીને રાખે છે. જાણે કે પંખી વાઘારુની છેલ્લી ઊંઘને સમયે આવ્યું હતું અને ચાલી ગયું છે. વાઘારુ આશ્ચર્યપૂર્વક જુએ છે કે આકાશમાં એક પણ તારો નથી. વાઘારુ નવી જ ભંગિમાં બૂમ પાડી ઊઠે છે, 'ભોખા...'

નહિ જોવા છતાં વાઘારુ સમજી જાય છે કે ભોખા ઊઠીને આવ્યો છે, અત્યારે તેના પગ પાસે છે. વિચારતાં વિચારતાં તો તેના જમણા પગની આંગળી ભોખાના મોઢાને અડી જાય છે. પગ હવામાં હલાવી ભોખાને શોધે છે. તે સમજે છે કે ભોખા થોડો આગળ છે. અને ભોખાની પીઠ પર વાઘારુ તેનો ડાબો પગ રાખે છે. એથી તો ભોખા એકદમ ઊભો થઈ બેસી પડે છે. વાઘારુના પગ પાસે ફરીથી ટૂંટિયું વળી જાય છે. વાઘારુ ખૂબ ઊંચે આકાશમાં જોઈ ખફ્ કરતો હસે છે, 'સા...લા... એદી!'

રાત્રિના અંત અને સવારના આરંભ વચ્ચેના આ સમયે સૌથી વધારે અંધારું છે. ચંદ્ર અને તારાઓનો પ્રકાશ આકાશમાં નથી, સવારનો પ્રકાશ હજુ પ્રગટ્યો નથી. ફૉરેસ્ટના મોટાં મોટાં વૃક્ષોની ટોચ આકાશ સુધી પહોંચે છે; ઝાડઝાંખર જમીન પર લેટી ગયાં છે. છાયાચિત્રો પણ સ્પષ્ટપણે દેખાતા નથી. '— અલ્યા એ પડછાયા જાગતો નથી —' ભોખાની પીઠ પર વાઘારુ ડાબો પગ અથડાવે છે — ''સા-લો, એદી! ઊઠવું જ નથી એને, — ઊંઘી જવા જ ઇચ્છે છે. એ ... ઊંઘણશી! ઊંઘણશી શેનો? સા-લા, ઊંઘના કૂતરા, ઊંઘણશી!''

વાઘારુ પગ ખેંચી લઈ ઊઠીને બેસે છે. બે હાથ વડે ઢીંચણ પકડીને બેઠા પછી

તે જુએ છે કે પંખી બે પીંછાં છોડતું ગયું છે. હાથ લંબાવી તે પીંછાં પકડવા જતાં તેનો ડાબો પગ ખસી જાય છે. હવે તે તેના જમણા ઢીંચણ પરનો હાથ રાખી, ડાબા હાથમાં બે પીંછાં પકડી ડાબો પગ ઉપર રાખે છે. યાદ રાખવું, ભૂલી જવું, ફરીથી યાદ કરવું, ભૂલથી રહી જવું — એ બધી માનસિક ક્રિયા-પ્રક્રિયાથી તો વાઘારુ ટેવાયેલો નથી. પંખીના એ અનતિક્રમ્ય પ્રમાણ તરફ જોઈ તે માત્ર મનમાં વિચારી શકે છે — ''કાલે પણ બે ખેરવતું ગયું છે, તેના પહેલાંના દિવસે પણ બીજું એક ખેરવી ગયું છે.'' વાઘારુ એ પીંછાં હાથમાં રાખી ફરીથી નદી તરફ જુએ છે. બરાબર નદી તરફ ના કહેવાય, પણ તેના ઢોરવાડા તરફ જુએ છે, અથવા કહો કે ઢોરવાડા સાથે નદી તરફ જુએ છે. અને આ જોવાની ક્રિયાની સાથે સાથે જ તેના કાનમાં પાણીના વહે જવાનો અવાજ આવે છે. અને પાણીની અંદર કાંકરા-પથ્થરનો ખડંગ-ખડિંગ. બરાબર આ જ વખતે આ અવાજ ઊઠે છે. રાત્રે વનના જુદા જુદા અવાજ કાનમાં આવતા નથી. દિવસ દરમિયાન પણ એમજ હોય છે. રાત અને દિવસ વચ્ચેના આ સમયે પાણીના પ્રવાહને તળિયેના કાંકરા-પથ્થરનો ધ્વનિ થોડા સમય માટે બજ્યા કરે છે. આ ધ્વનિ ઘણી વાર ઊંઘ ઉડાડીને કાનમાં પેસે છે. અને કાનમાં આવતાં જ વાઘારુ સમજે છે કે હવે સવાર થવાની તૈયારી છે.

એક પછી એક અવાજ સાંભળી લઈ વાઘારુ નદી પરથી નજર ખસેડી ગાયભેંસ તરફ નજર માંડે છે. આ કારણે જ વાઘારુએ આ પથ્થર પસંદ કર્યો છે. બધાથી ઊંચા પથ્થરની ત્રણે બાજુ ગાયભેંસને રેત અને પથરા પર છૂટી મૂકી દે છે. જોતાં જ લગભગ બધાં દેખાઈ જાય છે. જો વરસાદ-વાદળ ના હોય તો તો વાઘારુ આ પથ્થર પર જ સૂઈ જાય છે. વરસાદ-વાદળ હોય તો તે માટે સામેના જંગલની અંદર એક ઝાડની છેક નીચેની ડાળ ઉપર વાંસ અને લાકડાના ટુકડા ટુકડા ગોઠવી માચડો બનાવ્યો છે અને તેની ઉપર એ જ રીતે પેલાં તરિકાનાં પાંદડાં ગોઠવી કરીને, ઝુલાવીને-જોડીને-સાંધીને એક છાપરું બનાવ્યું છે. ઝાડનાં ગાઢ પાંદડાંઓમાં પાંદડાંના આ છાપરાની નીચે હાથ-પગ વાળી - ટૂંટિયું વાળી વાઘારુ સૂઈ જઈ પણ શકે છે.

ભેંસો તરફ જોતાં જ વાગોળવાનો અવાજ કાને પડે છે. આ અવાજ પણ આખી રાત દરમ્યાન વધતો રહે છે પણ ફૉરેસ્ટના બીજા બધા અવાજ અટકી જતા નહિ હોવાથી એ સંભળાતો નથી. જો સંભળાય છે તો લાગે છે કે જંગલની અંદર કોઈ એક જગ્યાએ જાણે માટીનો ખાડો બની રહ્યો છે. આટલી બધી ભેંસોના પોતાના ગળામાં રહેલું ઘાસ, જે મોઢું ખોલ્યા વિના જ પોતે ચાવે છે તેના અવાજનો પણ એક દેહ બને છે જે ફૉરેસ્ટની અંદર ભળી જાય છે — તમરાંના અવાજની જેમ. જ્યારે જ્યારે આ ધણ વીંધીને વનમાં ફરતાં હોઈએ છીએ ત્યારે ત્યારે એ જગ્યા અલાયદી લાગે છે, જેવી વનની સીમાની બહાર આ ભાઠામાં રાત વીતી સવાર પડે છે ત્યારે જ તે જગ્યા ફૉરેસ્ટની સાથે ભળી જાય છે.

ધણના સ્થળને જ બરાબર જોવા માટે વાઘારુ ઊઠીને ઊભો થાય છે. એવું લાગે છે કે જાણે પથ્થર થોડો વધારે લાંબો થઈ ગયો છે. વાઘારુ એક છાયાચિત્રની જેમ ઊભો રહેલો લાગ્યો તેનું કારણ એ કે વાઘારુની આજુબાજુ ઘેરીવળીને આકાશ અને અવકાશ સિવાય બીજું કશું જ નહોતું.

આ વનમાં આખો દિવસ અને રાત પ્રકાશ અને પડછાયાનું પડવું બદલાયા કરે છે. પથ્થરનું, ઝાડનું, ક્યારેક વળી માણસનું માથું — જેટલું આકાશ ફોડીને ઊઠે છે તેનો જ આકાર બદલાય છે. આકાશરેખાના આવા સહજ પરિવર્તન માત્રથી સમય-પ્રવાહ સમજી શકાય છે.

વાઘારુ જુએ છે કે ધણમાં બધું બરાબર જ છે. ભોખાએ બૂમ પાડી નથી એટલે જ બધું બરાબર છે. ભોખા ઊંઘી રહ્યો છે એટલે જ બધું બરાબર છે. વાઘારુ ભોખાની આગળ જઈ ભોખાના પોચા પેટ પર તેના પગની આંગળીઓ ખોસી તેની રુવાંટીઓ જરા ઘસે છે, 'સા-લો, આળસુ, ઊંઘણશી!' ભોખા જરા પણ અવાજ કર્યા વિના એ પગ પકડી લઈ વધારે ટૂંટિયું વાળે છે. કાદવમાં પગ ખૂંપે ત્યારે જે રીતે પગ ઊંચકવો પડે છે તે રીતે પગ ખેંચી લેતાં વાઘારુ હસી પડે છે, પણ ભોખા છોડતો નથી.

''છોડી દે ને..'' વાઘારુને ભોખાના પેટની નરમ સુંવાળી રુવાંટી તેના પોતાના પગને તળિયે સુંવાળી લાગે છે અને એડી આગળ ભોખાના નખ છે.

પગ ખેંચી લઈ, પંખીનાં પીંછાં પકડેલો હાથ માથા પર લઈ, વાઘારુ પથ્થર પરથી કૂદકો ભરી તેની નીચેના પથ્થર પર ઊતરે છે. ત્યાં ફરીને ઊભો રહે છે, એથીયે નીચેના પથ્થર પર. આકાશમાં રહેલું વાઘારુનું છાયાચિત્ર ધીરે ધીરે અંધકારમાં ડૂબી જાય છે. બધાથી છેલ્લે ડૂબે છે તેના હાથનું પંખીનું પીંછું. વાઘારુની રાત્રિ પૂરી થઈ. ધણ હજુ જાગ્યું નથી. ફોરેસ્ટમાં હજુ પણ સૌથી વધારે ગાઢ અંધકાર છે.

સૌથી નીચેના પથ્થર પર પગ રાખી એક નાનો કૂદકો ભરી વાઘારુ નદીકાંઠે ઊતરે છે. આટલી વાર પથ્થર પરની જે પ્રકૃતિમાં વાઘારુ હતો, તે પૂરેપૂરી બદલાઈ જાય છે. અત્યારે હવે સામે ફીણ ફીણનો રાશિ છે, નદીનો કલધ્વનિ ચારે તરફ ફેલાઈ રહ્યો છે.

જે પથ્થર પરથી વાઘારુ નીચે ઊતર્યો છે તેની નીચે લગભગ એક પર એક એમ એક મોટો પથ્થર છે. ટેકરી જેવા પથ્થરની સાથે પોલાણમાં કંઈક આશ્રયસ્થાન જેવું બન્યું છે. વાઘારુ એ પોલાણમાં પ્રવેશી નીચો નમી બીજા એક પથ્થરના સંયોગથી થયેલા અવકાશમાં પંખીનાં બે પીંછાં મૂકે છે. ત્યાં બીજાં ત્રણ પીંછાં છે અને વળી છે વાઘારુનો પેલો 'પરણામિયા પથ્થર.'

આ વખતે વાઘારુ નદીને કાંઠે ઊતરે છે — પથ્થર અને રેતી પર, તેનાં ધણની વચ્ચે. ભેંસોની પીઠ, પેટ, મોં, શીંગડાંને અડતો પંપાળતો વાંકોચૂકો મળો કરતો કરતો

વાઘારુ પાણી તરફ જાય છે. ભેંસો ફોંસ ફોંસ કરતી શ્વાસ છોડતી વાઘારુને જાણે જણાવે છે કે તે તેને ઓળખે છે. ડોકની દિશા બદલી કાન અને પૂંછડીની ઝાપટ પટ્પટ્ કરતી શરીર પર મારે છે. પથ્થરના તળિયેથી પાણીના કિનારા સુધીના પ્રત્યેક અવાજથી ભેંસો જાણી લે છે કે વાઘારુ ઊઠી ગયો છે. રાત્રે પાડેલા છાણમાં વાઘારુના બે પગ પડે છે. ધણની ગંધ પાછલી રાતના ભારે પવનમાં આવી જાય છે. વાઘારુના પગમાં તે છાણ સાથે ભીની થયેલી રેતી પણ લાગે છે. ભેંસના શરીર પરથી કશું હાથમાં ચોંટી જાય છે. ડાયના નદીના પાણીના કિનારે આવી પહોંચી વાઘારુ ઊભો છે.

પાણી હોવા છતાં પણ એ સ્થળ એકદમ ચોખ્ખું લાગે છે. પાણી પર પ્રકાશ રમત કરશે જ, અને ડાયનાનું ફીણ ફીણવાળું પાણી પોતે તો એક પ્રકારનો પ્રકાશ ફેંકશે જ. વાઘારુ તાકી તાકીને જુએ છે. વધારે નીચેની સપાટ મેદાનની તિસ્તાપારનો એ માણસ છે. ઉપરની આવી નદી જોવાની એને ટેવ નથી. તેથી ભૂલી ભૂલી જાય છે. તિસ્તા તો ફૉરેસ્ટ જેવી, કે એક મોટા કિનારા જેવી, કે એક ખુલ્લા આકાશ જેવી છે. — 'તે તો અહીં રહી જ જાય છે, જુઓ કે ન જુઓ.' ત્યાં તો કોઈ ટેવ પાડવાની વાત નથી — તમે જ તો એ નદીની અંદર છો, જાણો કે ના જાણો. પરંતુ પાણીમાં ફીણ ઉછાળી આવો અવાજ કરી ડાયનાનું આમ વહી જવું, તે એમ લાગે છે કે, જ્યારે હું જોઈશ નહિ ત્યારે આ દૃશ્ય પણ રહેશે નહિ. સવાર થવાની પહેલાં, રોજે જ, વાઘારુને આમ થોડો સમય ડાયનાને સમજવા આપવો પડે છે; ડાયનાના દોડતા ફીણરાશિ તરફ જોતાં સમજી જવાય છે કે ડાયના આખી રાત આ જ રીતે વહે જાય છે.

થોડી વધારે વાર જોઈ લીધા પછી પેલો કલધ્વનિ અને પ્રવાહ વાઘારુને કોઠે પડે છે. વાઘારુ જરા હસે છે — 'કેમ, નદી રે ડાયના, કેમ છું? ડૂબવા ઇચ્છો તોપણ ડૂબી શકાતું નથી, પણ દિન-રાત, રાત-દિન પાણી વહ્યા જ કરે છે.

વાઘારુ નદીમાં ઊતરે છે. પગનું તળિયું છપકારતાં પાણી ઊડે છે. પ્રવાહ પગને વહાવીને પણ થોડી વાર ઊઠવા ચાહે છે! વાઘારુ પગ પાણીમાં મૂકતાં જ પ્રવાહની ખેંચ સમજી શકે છે. વાઘારુનો પગ પડતાં જ પ્રવાહ જરા સંકુલ થઈ ઊઠે છે, અવાજ થોડો બદલાય છે. આખી રાતની પાણીની ઉષ્ણતા વાઘારુના પગને સ્પર્શી આખા શરીરમાં ફેલાય છે. વાઘારુ પગ પ્રસરાવે છે. પગમાં કાંકરા ચીટકી જાય છે. નદીની વચ્ચે એક પહોળા પથ્થર પર વાઘારુ ઊભો રહે છે.

વાઘારુ રોજે આ જ પથ્થર પર ઊભો રહે છે. તે પછી પથ્થર પર જ ફરી ફરીને મોં ડાયનાની દિશામાં ફરે છે. પહાડ અને જંગલની અંદરથી બહાર આવી ડાયના બરાબર જે સ્થળે લગભગ સમકોણે ડાબી તરફ વળે છે, બરાબર તે સ્થળે પેલો પથ્થર છે. પ્રવાહની ઊલટી દિશા તરફ મોં રાખી ઊભેલા વાઘારુની ડાબી તરફ

અત્યારે પેલો અણીદાર પથ્થર છે જેના પર પંખી બેઠું હતું, અને જમણી તરફ થોડેક દૂર વાઘારુનો પથ્થર છે.

પાણીની અંદર રહેલો આ પથ્થર બહુ સ્થિર નથી. એ પથ્થર કાંકરા ઉપર છે — પ્રવાહના ધક્કામાં દરેક વખતે તે હાલે છે. વાઘારુ જેટલું વજન હોવા છતાં પણ હાલે છે. તેમ છતાં આટલા બધા દિવસ ગયા તોપણ વાઘારુ રોજ આ પથ્થર પર આવીને જ ઊભો રહે છે. એક દિવસ એની અંદર રાતના પહેલા પહોરે જ બહુ મોટી ભરતી આવી. વાઘારુ પથ્થરના ટેકરા પર હતો. ભેંસોને લગભગ ઢીંચણ સમાણાં પાણી આવી ગયાં હતાં. પાણીના પ્રવાહે આવી પથ્થરના ટેકરાને તળિયા પર ધક્કા લગાવ્યા હતા. છતાં પણ સવારે આ પથ્થર અહીં જ હતો. પ્રવાહના આવા ધક્કાથી પણ તે ખસ્યો નહિ.

તેના બે મોટા પગથી ભરાઈ જતાં પથ્થર પર વાઘારુ ઊભો તો છે ટટ્ટાર, સીધો, જરા પણ હલન-ચલન-ડોલન નથી. અહીંથી જ વાઘારુ ડાયનાને થોડી વાર એક સાથે જોઈ શકે છે. તે જે રોજ જુએ છે તે જ જુએ છે, છતાં દરરોજ જાણે તેને ડાયનાને પહેલી વાર જોઈ હતી તેવું જ નવીન દૃશ્ય લાગે છે — ''અંધારામાં જ આ ભાઠા પર ડાયનાનો પ્રવાહ રમવા માટે વહી આવ્યો છે — ધોળો, એકદમ ધોળો!'' — અંધારા આકાશમાં ચમકતી વીજળીની માફક વહેતાં ધોળા ફીણની ચાલતી એક રેખામાં ડાયના વેગથી નીચે જઈ રહી છે. માટી સાથેના પાણીના ઘર્ષણથી પાણીનો જે કલકલ ધ્વનિ ઊઠ્યો હતો તે યાદ આવે છે. તેની પાછળ પ્રવાહનો એવો જ પ્રબળ ધક્કો છે તે ડાયનાના આ પ્રપાતની જેમ પ્રચંડ. પંખી આ પ્રવાહ પર થઈ એના માળા તરફ જાય છે અને બૂમ પાડે છે. 'અલ્યા, પંખી, બૂમ પાડીશ?' વાઘારુ ડાયનાને જ જુએ છે. ડાયના વાઘારુની નદી નથી. પણ દરરોજ આ એક જ સમયે ડાયનાની વચ્ચે ઊભા રહી અને થોડી વાર જોઈ લેતાં વાઘારુને જાણે ક્યાંક એક આકર્ષણનો પણ અનુભવ થાય છે; સામેનાં પેલાં જંગલ-પહાડ અને ઊભો માર્ગ વાઘારુને જાણે આશરો આપી શકે.

પથ્થર પર ઊભા ઊભા વાઘારુ પાણી પર ઝૂકી પડે છે; પેલા ફીણના ઢગલામાં બે હાથ બોળી દે છે. હાથમાં આવેલું પાણી વાઘારુનાં આંખ-મોં-છાતી પર લાગે છે.

## 73

## ધણ જાગે છે

નદીની ધારે વાઘારુ જરા ઉપર તરફ જાય છે. પછી નદી છોડીને ચાલી જાય છે. તે હવે એક છેડેથી ભેંસોને એક વાર જોઈ લેશે. માત્ર જોશે જ નહિ; તૈયાર

બીજી ભેંસોને ઉઠાડી દેશે.

દરમ્યાન પછીની બે ભેંસો પણ ઊઠીને ઊભી થઈ છે. પહેલી ભેંસની પાછળ પાછળ એ બે પણ ચાલવાનું શરૂ કરે છે. વાઘારુ તેની જમણી-ડાબી બાજુ આ ભેંસની પૂંછડી આમળે છે, પેલી ભેંસને ગોદો મારે છે તો બીજી એકને થપ્પડ લગાવે છે, 'હે-ઈ, ઊઠ, ઊઠ, ટ..ર્‌...ર્‌...ર્‌..અ, ટર્‌..ર્‌...ર્‌..અ' અવાજ કરતો કરતો આગળ જાય છે. એક ભેંસ ઊઠે, એટલે જાણે આખું ધણ ઊભું થઈ જશે. અને પાછળથી ભેંસ જ્યારે ચાલવાનું શરૂ કરે છે ત્યારે એ ચાલવાના ધક્કાથી જ આગળની ભેંસો ચાલશે, પણ તેની પહેલાં વાઘારુ આગળ જઈ ઊભો રહેશે; પછી દૂઝણીઓને આગળ છોડશે, એક લાઈન કરીને.

આગળ જતાં જતાં વાઘારુ ઘરડીની પાસે આવી પહોંચે છે. સામે ઊભો રહી તેનાં બે શિંગડાંની વચ્ચે હથેળીથી સ્પર્શે છે. વાઘારુની આવડી મોટી હથેળી પણ ભેંસના કપાળમાં કેવડી નાની દેખાય છે! વાઘારુનો સ્પર્શ પામતાં ભેંસ તેની ડોક લંબાવી દે છે; વાઘારુના ખભા પર તેની ડોક રાખે છે. પોતાના માથા પાસે ભેંસનું માથું લઈ વાઘારુ બે હાથ વડે તેની ડોક પકડી લે છે અને ધીરે ધીરે કાનની પાસે, ગળાની ગોદડી નીચે બે હાથ વડે ભેંસને પંપાળે છે. વાઘારુ ઘરડીના ગળામાંથી એક પ્રકારના ગુડ્‌ ગડ્‌ ગુડ્‌ અવાજ ઊઠીને આવતો સાંભળે છે, 'ઊભી રહે ને, ઊભી રહે; હવે તો સવાર થયું.' વાઘારુ ફરીથી તેના કાનની પાછળ હાથ લગાડી ગલીપચી કરે છે.

પાછળ રહેલી ભેંસો વાઘારુ અને ઘરડીને વચ્ચે રાખી, બે બાજુ થઈને આગળ જવાનું શરૂ કરે છે. ઘરડીની ડોક પર ગલી કરતાં કરતાં જ વાઘારુ જુએ છે કે પેલી ગર્ભવતી છેલ્લા દિવસોવાળી ભેંસ પણ ડોલતી ડોલતી ચાલે છે — 'આજે વિયાશે કે કાલે..' ધણમાં લગભગ બધી જ ઊઠી ગઈ છે. હવે ચાલવાનું શરૂ કરશે. ઘરડી જશે નહિ. અહીં જ ઊભી રહી જશે. વાઘારુ હવે આગળ જઈને ઊભો રહેશે. વાઘારુ ઘરડીને માથે બે થાપટો લગાવી, 'અરે, કેમ રે, આવું છું.' કહી ખૂબ ધીમે ચાલતી ભેંસની ટુકડીની પાછળથી જલદી જલદી આગળ નીકળી જાય છે.

પણ આગળ જતાં જતાં વાઘારુ દરેકે દરેક ભેંસના ગળે ધક્કો લગાવી આગળ કરી પાછળની કોઈ ભેંસને જગ્યા કરી આપે છે. એ ખાલી જગ્યામાં પ્રવેશી જાય એટલે આગળની ભેંસને છોડી દે છે. અત્યારે દૂઝણી ભેંસોની જરૂર છે. બાકીની બધી ત્યાં જ રહે છે. વચ્ચે એક મોટો વાછડો ભેંસોની વચ્ચેથી જાણે માર્ગ ભૂલ્યો હોય એમ ચાલે છે. વાઘારુ એની પૂંછડી ઉપાડી એવી આમળે છે કે તે પાછળના બે પગ ઊંચકી લઈ એક કૂદકો મારી દોડવાનું શરૂ કરે છે. અને આગળની ટુકડી હરતીફરતી છૂટી છૂટી જાય છે. વાઘારુ હસી પડી તાળી દઈને બોલે છે, 'ચલ ને રે, ટર્‌ -ર્‌-ર્‌—'.

## 74

# દૂધની ટ્રકની અપેક્ષામાં ગાન

હવે વાઘારુ ડાયનાના બ્રિજ ઉપર છે — રેલિંગને ટેકો દઈને ઊભો છે. બે ભેંસો પણ બ્રિજ પર ચઢી આવી છે. બરાબર વચ્ચે શીંગડાં ઊંચાં કરી વાઘારુની માફક પૂર્વ દિશામાં સીધી જોઈ રહી છે. એ તરફ લિન્નાગુડિ છે. એ તરફથી જ દૂધની ગાડી આવશે. આવવાનો સમય લગભગ થઈ ગયો છે. સમયમાં બહુ ખાસ ફેરફાર થતો નથી.

અત્યારે વાઘારુને કશું કામ નથી — ગાડીને માટે રાહ જોવા સિવાય. તેથી તેનું ગાવાનું શરૂ થાય છે. વાઘારુનું ગાન પહેલેથી નક્કી કરેલું છે. સૂર્યોદય અને સૂર્યાસ્તની જેમ કોઈ વ્યસ્તતા વિનાના નિયમમાં બંધાયેલા તેના કામમાં આ ગાન યોગસૂત્ર તરીકે જ તૈયાર થયું છે. એક કામમાંથી બીજા કામમાં વાઘારુને એટલી વિચ્છિન્નતા ક્યારેય અનુભવાતી નથી, જેને, ગાન દ્વારા જોડી દઈ શકાય નહિ. જે રીતે વાઘારુનું શરીર એક કામમાંથી બીજા કામમાં નદી કે ઝાડની જેમ ચાલી જાય છે તે રીતે એ જવાના દરમ્યાન ગાન પણ આવી જાય છે. દરેક કામમાં અવિચ્છિન્નતાના પેલા ગીતમાં આટલો વિરહ આવે છે ક્યાંથી?

*બાથાન બાથાન કરિસેન મઈષાલ રે...એ...એ*
*(અ તોર) બાથાન કરિલેન ઘર*
*બાથાન હઈલેન આઉલા-ઝાઉલા રે...એ...એ*
*(અ તોર) બાથાન ભરા ગોબર!*
*અ મોર મઈષાલ બંધુ રે...એ...એ...*

(એ ગોવાળિયા, ધણ ધણ કરે છે; આ તારા ધણને ઘર બનાવ્યું;
ધણ ગંદું ગોબરું બન્યું રે; આ તારું ધણ છાણે ભર્યું રે!
એ મારા ગોવાળ વહાલા રે....)

વાઘારુ સૂર ખેંચે જ જાય છે. વાઘારુ પોતે જ ગોવાળ છે. પોતે જ તેની વિરહિણી નાયિકાનું ગાન ગાય છે — અત્યારે દૂધની ગાડી માટે ડાયનાના બ્રિજ પર રાહ જોવાની એક સામાન્ય સવારનો સમય છે. ચાલવાનું કે બોલવાનું શીખવાના જેવું, આ બધું ગીત જણાય છે — આવે વખતે ગાવા માટે. ગોવાલણીનો વિરહ વાઘારુનો છે અને વાઘારુ જ ગોવાલણી છે: તેનો વિરહ ગોવાળિયા વાઘારુ માટે જ છે. ધણ વાઘારુને પરિચિત છે, ભેંસ પણ વાઘારુને પરિચિત છે. ગોવાળિયો તો વાઘારુ પોતે જ છે. આટલું બધું જાણ્યા પછી હવે ગોવાલણી હોવાનું ના જાણવું તે કેવી

રીતે હોઈ શકે?

ત્યારે વાઘારુ ન વાગતા બે-તારા પર નમી નમીને ગાય છે :—

*બાથાને બારોશ મહિષ*
*ઓ મોર મહિષાલ એકેલા ધૂરેન*
*ઘરત્ મોર એઈ યૈવનખાન્*
*કાપડે બાંધિ રાખેન!*
*અ-મોર મહિષાલ બંધુ રે-એ-એ—*

(ધણમાં બારસો ભેંસો છે, અને મારો ગોવાળ એકલો ફરે છે. ઘરમાં મારું આ યૌવન કપડામાં બાંધી રાખ્યું છે, હે મારા ગોવાળ વહાલા રે....)

વાઘારુ પોતે જ પોતાની વિરહિણી.

વાઘારુના ગાનના જવાબમાં નીચેના ભાઠામાંથી ભોખા જોર જોરથી ભસે છે. વાઘારુ ગીત બંધ કરી દઈ હસી પડી બોલી ઊઠે છે, 'સા-લો'. વાઘારુ ચૂપ થઈ ગયા પછી ભોખા વધારે જોરથી નીચેથી દોડતો ઉપર આવી બ્રિજની વચ્ચે ઊભો રહી પેલી ટ્રકના રસ્તા તરફ જુએ છે.

ભોખાના ઊભા રહેવાની ભંગિથી જ સંદેહ ઊઠ્યો હતો. વાઘારુ અટકીને કાન ઊંચા કરે છે — બહુ જ દૂરથી ટ્રકનો અવાજ આવી રહ્યો છે. પહેલાં એ બાબતે વાઘારુને કશું સમજાતું નહોતું. પણ હવે ફૉરેસ્ટના અવાજો પરિચિત થઈ ગયા છે. કયો અવાજ ફૉરેસ્ટની અંદરનો અને કયો બહારનો એ બધું હવે તે એકદમ સમજી જઈ શકે છે. તેની ડાબી બાજુએ હૃદયપુર ગામ છે. તેની ઉપરના ફૉરેસ્ટની પેલે પારથી ટ્રક આવવાનો અવાજ સંભળાય છે. હવે થોડી વારમાં તે આવી પહોંચશે.

વાઘારુને અવાજ જેટલો પરિચિત છે તેના કરતાં ભોખાને ઓછો પરિચિત છે એવું નથી; કદાચ થોડો વધારે પરિચિત છે. તેથી ભોખા જ પહેલાં સાંભળતાંવેંત બ્રિજ પર આવીને ઊભો રહી ગયો હતો. પણ લાગે છે કે ભેંસોને પણ એ અવાજ જાણીતો છે. આગળની બે ભેંસો માથાં એવાં તો પવનમાં હલાવે છે કે જાણે ગંધ સૂંઘી રહી ન હોય! એમની ગોદડી ટટ્ટાર થઈ જાય છે.

વાઘારુ ઊભો રહેતો નથી. હજુ વાર છે. અહીંથી એકાદ માઈલ દૂરના રસ્તા પર આવ્યા પછી ટ્રક આ તરફ વળશે. થોડી વાર પહેલાં જે અવાજ આવ્યો હતો તેનું કારણ તો એ હતું કે એ બાજુના રસ્તાની એક જગ્યાએ ખૂણો છે — ત્યાં હૃદયપુર ગામ છે, — એક થોડો ભેજવાળો ભૂભાગ અને પેલી બાજુનું જંગલ વટાવીને સીધું જ. અવાજ આવવાના માર્ગમાં કોઈ અવરોધ નથી. પણ તે પછી અવાજ બંધ થઈ જાય છે. એ પછી ફરીથી અવાજ સંભળાશે, જ્યારે ટ્રક આ રસ્તા પર આવી

પહોંચશે. તે વખતે તો અવાજ જરૂર ક્રમશઃ વધતો જશે. ચારે બાજુથી પડઘા પણ પડશે. વાઘારુએ જે ભૂગોળ જોઈ નથી તેને તે અવાજ સાંભળીને જ અનુભવી લઈ શકે છે.

એ અવાજની પાછળ પાછળ ટ્રક આવીને લગભગ આ બ્રિજ પર જ પહોંચશે. ટ્રકનું અટકવું, ઊભા રહેવું, વગેરે ભોખા અને ભેંસોને એટલું બધું પરિચિત છે કે ટ્રક આટલા વેગથી આવે છે એ જોવા છતાં પણ તેઓ બ્રિજ પરથી ખસતા નથી. થોડા બાજુએ ખસી જાય છે એટલું જ.

ભોખા તો ઘણું પહેલેથી ટ્રકની દિશામાં જોઈને ભસ્યો હતો. ટ્રક જેટલી નજીક આવતી જતી હતી, તેટલા જોરથી તે ભસતો જતો હતો. આખરે જ્યારે ટ્રક અટકી ત્યારે ભોખા ભસતો ભસતો લગભગ ટ્રકની ઉપર જ કૂદી પડે છે.

ડ્રાઈવર અને દૂધવાળા, આગળથી એક જણ અને પાછળથી એક જણ નીચે ઊતરી આવતાં જ ભોખાનું ભસવાનું અટકે છે. તે પણ પાછો રેલિંગની પાસે જઈને અચાનક જ ભસી ઊઠે છે.

બે ભેંસો આગળ ઊભી રહી માથું હલાવતી હતી. ટ્રક અટકી ગયા પછી તે બ્રિજ પર ઊતરી જાય છે — બન્ને લગભગ એકસાથે જ. પછી ઢાળ તરફ ચાલી જાય છે, જ્યાં બીજી દૂઝણી ભેંસોને વાઘારુ બરાબર કરીને રાખી આવ્યો છે.

ટ્રક ઊભી રહેતાં એક જણ પેલી પાઈપ લઈને આગળ આવે છે. હવે તો વાઘારુ પણ શીખી ગયો છે. તેને દૂધવાળાએ પાઈપ ધરવા છતાં પણ તે ઊભો રહે છે.

'લો, પેટ્રોલ ચલાવો,' પેલો માણસ હસીને બોલે છે.

વાઘારુ ખસ્યા વિના હસીને જવાબ આપે છે, 'મારું પેટ્રોલ પહેલાં આપો ને!'

'અરે, જરૂર, જરૂર' એ માણસ તેના પેન્ટના પૉકેટમાંથી સિગારેટનું પૅકેટ કાઢી એક સિગારેટ આપતાં આપતાં કહે છે, 'અચ્છા, તને હું એક પૅકેટ જ આપીને જઈશ, બસ, તેથી તારે રોજ પેટ્રોલની જરૂર પડશે નહિ.'

'પાકિટ? શેનું પાકિટ?'

'આ! તારા પેટ્રોલનું.'

ડ્રાઈવર બારણું ખોલીને બહાર આવ્યો છે, 'જા બાબા જા, જલદી કર. આ પૂરી ટ્રીપ મારીને આવતાં જ દસ વાગશે.' ડ્રાઈવર રેલિંગ પરથી નમીને ડાયનાને જુએ છે.

'મને પાકિટ આપશો? પૂરું, એક આખું? સિગારેટનું?'

'હા, પૂરું પેટ્રોલ.' વાઘારુ એક સિગારેટ બહાર કાઢી લઈ પૅકેટ બંધ કરવાનો પ્રયત્ન કરે છે. પણ હાથની મુઠ્ઠીમાં સિગારેટ વળી ના જાય એ રીતે પેલા કાગળના પૅકેટને વાઘારુ બંધ કરે કેવી રીતે? પરિણામે તે વિહ્વળ બની જાય છે — ડાબા

હાથમાં સિગારેટ અને જમણા હાથમાં પૅકેટ લઈને. પેલો માણસ આગળ આવી દિવાસળીનું બૉક્સ આપે તો વાઘારુને અનુકૂળ થાય — પૅકેટ ખુલ્લી જ સ્થિતિમાં તે તેને પાછું આપે — પણ ત્યાંયે, દિવાસળીનું બૉક્સ પહેલાં લેવું કે પૅકેટ પહેલાં આપવું, એને માટે બીજી એક ચિંતા ઊભી થાય છે. પેલો દરમ્યાન બૉક્સમાંથી દિવાસળી કાઢી પોતે જ સળગાવે છે. તે એ કેવી રીતે સળગાવશે એ બાબતે પણ ઘારુ તૈયાર નહોતો. તેથી તે તેની સિગારેટ જલદી જલદી મોં પર મૂકી શકતો નથી. દિવાસળી ઓલવાઈ જતાં પેલો બીજી દિવાસળી સળગાવે છે. તેટલી વાર વાઘારુ સિગારેટ હોઠ પર લઈ જઈ શકે છે. જ્યોત પર નમતાં નમતાં વાઘારુ સમજે છે કે પવનમાં દિવાસળી ફરીથી ઓલવાઈ જશે. ત્યારે તે એક સાથે આ જટિલ પ્રક્રિયાનું સમાધાન કરે છે — પીઠ દઈને પવન રોકવાનો, હાથ લંબાવીને ખુલ્લું પૅકેટ પાછું આપવું અને જ્યોત પર નમીને સિગારેટ ધરી સળગાવવી.

સિગારેટ સળગાવવા માટે વાઘારુ જે કસ ખેંચે તેથી સળગાવવા જતાં જ સિગારેટ એકદમ જાણે પૂરી થઈ જઈ શકે! સિગારેટ સળગી જાય અને દિવાસળી ઓલવાઈ જાય પછી પણ તેનો કસ ચાલુ રહે. અને પછી શ્વાસ બંધ કરી ધુમાડો અંદર લઈ તે જ્યારે પાછો છોડે ત્યારે, એને થાય છે કે એના મોંમાં થોડું થોડું ગરમ લાગે છે. ધુમાડો બહાર કાઢવાનું પૂરું થાય તે પહેલાં જ વાઘારુ બીજો એક કસ ખેંચે છે. ડ્રાઈવર હસીને કહે છે, ‘તારો આ કસ દેખીને તો અમારો શ્વાસ બંધ થઈ જાય, બાબા!’

એ વખતે વાઘારુની આંખો સિગારેટના નશામાં બંધ હતી.

## 75

## નાગરિકતામાં થોડું પ્રક્ષિપ્ત

આ સમયે ટ્રકનો ક્લિનર પેલી બાજુ ભોખા સાથે રમવા લાગ્યો છે. ભોખાના નાકની આગળ જ તે કશુંક ડોલાવે છે! ભોખા તેને પકડવા જતાં જ ભોખાની પીઠ પર સરકાવી લે છે. ભોખા પોતાનું મોઢું પોતાની પીઠ તરફ લઈ જવા માટે ફરીને કૂદકો ભરે છે અને કૂદતાં કૂદતાં, ગોળ ગોળ થતાં માટી પર સૂઈ જાય છે. છોકરો તે વખતે હો હો કરતો હસી પડે છે. તેના હાસ્યમાં અને પેલી લાલ વસ્તુ ઝૂલવાનું બંધ થવામાં, ભોખા તેની રમત છોડી દઈ કૂતરાને સૌથી પરિચિત ભંગિમાં સીધો થઈને ભોંય પર બેસી જાય છે. ક્લિનર ડ્રાઈવરને કહે છે, ‘સાલા, સરસ ક્વોલિટીની વસ્તુ છે, દાદા. ક્યાંથી લાવે છે આ બધું? કહીશ ને? જરા પકડી રાખ ને?’

‘ફૉરેસ્ટમાંથી જો લાવે તો તો વાઘબાઘ લાવે. ફૉરેસ્ટમાંથી કોઈ કૂતરો લાવે?

ગાંડા —' ડ્રાઈવર નદી તરફ જોઈને જ બોલે છે.

'મારા દાદાને એ આલ્સેશિયનનો બહુ શોખ હતો. માલબજારના બકુલદાએ કહ્યું છે કે તે એક આપશે.'

'ક્યાંથી?'

'તે તો જાણતો નથી. પણ બકુલદા તો ભાઈ લિડર કહેવાય. એ કોઈ બગીચામાંથી વ્યવસ્થા કરી આપશે.'

'એ આશામાં જ રહેજે. બેટા, આલ્સેશિયનના એક બચ્ચાની કિંમત તું જાણે છે?'

'હા, હા, જાણું છું.'

'તારા કરતાં ય વધારે.'

'વધારે તો વધારે.'

'એવી વસ્તુ મેળવીને બકુલ મિત્તર એ તને શું કરવા આપી દેશે?'

'મધરાતે જ્યારે ગાડી લઈને બગીચામાં જવાનું હોય, તો તું જઈશ?'

'હું શા માટે જઉં? મને આલ્સેશિયનની ય પડી નથી, અને જવાની યે પડી નથી. તેં શું એ બધું શરૂ કર્યું છે કે શું?'

'શું?'

'બકુલ મિત્તરની સાથે ગાડી લઈને જાય છે? રાત્રે? ગાડી લાવે છે ક્યાંથી?'

'ગાડી તો બકુલદાની પોતાની જ છે. આટલી રાતે ગાડી ચલાવનાર કોઈ મળતું નથી. હું એક વાર જ ગયો હતો.'

'તારી પાસે તો ગાડી ચલાવવાનું લાયસન્સ નથી, હજુ તો, અને ત્યાં ગાડી લઈને રાત્રે? જઈશ નહિ.'

'બકુલદાએ મને કહ્યું છે કે તે મને આલ્સેશિયનનું એક બચ્ચું આપશે.'

- 'જેલમાં બેસીને આલ્સેશિયનને પોષીશ-પાળીશ?'

'કેમ? કેમ?'

'બકુલ મિત્તર રાત્રે ગાડી લઈ મર્ડર સુધી જઈ શકે એ તું જાણે છે?'

'કોણે કહ્યું?'

'તારે તેની શી ફિકર? એ રીતે રાત વેળાએ જઈશ નહિ.'

છોકરો થોડો ચૂપ થઈ જાય છે. એક કૂતરાની વાતમાંથી આટલે સુધી વાત આવશે એવું તો એણે કલ્પ્યું પણ નહોતું. તેથી વિચારી લેવામાં તેને થોડું ચૂપ જ થઈ જવું પડે. એને કંઈ સમજાતું નથી — આલ્સેશિયન કૂતરો નહિ મળવાનું દુઃખ, અને બકુલ મિત્તરની સાથે રાત્રે ગાડી ચલાવવાની આપત્તિ — આ બેમાંથી તે કોને માટે વધારે ચિંતિત છે? છોકરો જાણે આ વાત છોડી દેવા માટે જ બ્રિજના મુખ્ય ભાગ તરફ ચાલવાનું શરૂ કરે છે. પણ કેટલાંક ડગલાં ભર્યાં પછી તે પાછો આવે

છે. છોકરા સાથે વાત કરતાં - કર્યા પછી ડ્રાઈવર રેલિંગ પાછળ ફરી ઊભો હતો. છોકરો તેની પાસે જઈ પૂછે છે, 'બકુલદા તો મારી રહેવા માટેની જગ્યા જાણી ગયા છે.'

'શું થયું છે?'

'જો પછી ફરીથી આવે તો?'

'કહી દેવાનું, હું આવીશ નહિ.'

'વાહ, પહેલા દિવસે ગયો હતો —'

'કહેજે, મારી પાસે લાયસન્સ નથી; રોજરોજ આવીશ નહિ.'

'મારે તો?'

'ખાઈ લેવાનો —'

બકુલદા એને આલ્સેશિયન આપશે એ વાતમાંથી બકુલદા તેને મધરાતે પકડીને મારશે, અને તે માર ખાશે — એ સત્ય માની લેવામાં પોતાને અને પોતાની ચારે બાજુઓને ઊંધી થયેલી જોવા જેવું છે; માત્ર આટલી થોડી વારમાં જ. આ છોકરા માટે એ એટલું તો કષ્ટદાયક છે કે તે તેને સહજ સ્વાભાવિક કરી લે છે. બકુલદા તેને મારશે જ, કંઈ નહિ તોયે એક લાફો તો જરૂર, એ તે જાણે છે. અને તેથી આ ક્ષણથી જ પેલો લાફો ખાવાનું શરૂ કરે છે. પાછળથી ડ્રાઈવર તેને ફરીથી બોલાવે છે, 'એ—ઈ—'

છોકરો ઊભો રહી પાછો ફરી જોઈ રહે છે.

'સાંભળ —'

છોકરાને ફરીથી પાછા જવું પડે છે. ડ્રાઈવર રેલિંગનો ટેકો છોડી સીધો ઊભો રહી કહે છે, 'સાંભળ, બકુલબાબુ આ પછી કોઈ દિવસ આવે તો કહેજે કે લાયસન્સ વિના ગાડી ચલાવું છું એટલે મને થાણાના દારોગાએ ખૂબ માર્યો છે, અને પૂછ્યું છે કે બકુલબાબુની ગાડી ચલાવે છે કે શું? માત્ર આટલું જ બોલજે. તો તું જોઈશ કે તે તને ફરી લઈ જશે નહિ.'

'દારોગાની વાત કરું?'

'હાં, એ જ કહેજે, દારોગાએ તારી પાસે બકુલબાબુની વાતની પૃચ્છા કરી છે એમ.'

હવે છોકરો દૂધ દોહવાની જગ્યા તરફ જાય છે. તેના હાથમાં લાલ રૂમાલ તો હતો જ. તે એક વાર ઉડાડે છે. એ જોતાં જ ભોખા કૂદકો ભરી તેની આગળ આવી જાય છે. પણ તે હવે ભોખા સાથે રમતો નથી.

# 76

# દૂધદોહન

પહેલે દિવસે પાઈપ વડે દૂધ દોહવાનું શીખતાં શીખતાં વાઘારુની ત્રણચાર ભેંસોને વાગ્યું હતું. પછી સમજાઈ ગયું; શીખવા ગયો એટલે પેલી ગરબડ વધી ગઈ. ખરેખર તો શીખવાનું કંઈ છે જ નહિ; એવું એક યંત્ર છે જે જોડી દેવાથી થઈ જાય છે. હાથના જેવી એક રબ્બરની હથેળી છે. તેમાં હાથની પાંચ આંગળીઓને બદલે થોડે થોડે અંતરે ચાર આંગળીઓ છે. આંગળીઓનું માથું ખુલ્લું છે. ભેંસોના આંચળમાં થોડું પહોળું કરી એ બલૂન જેવું ભરાવી દેવાનું હોય છે. પેલી ટ્રકમાં પંપ તો હોય છે જ. દૂધનું માપવાળું ડ્રમ ભરવાનું હોય છે. પાઈપ કાચ જેવા પ્લાસ્ટિકની હોય છે. તેમાંથી જોઈ શકાય છે કે દૂધ પાઈપમાં ભરાઈને આગળ જાય છે. જાણે દૂધ પાણી જેવી વસ્તુ નથી, ઢળતી નથી. જાણે દૂધ ઘન વસ્તુ છે. એ આંચળમાંથી પેલા ડ્રમ સુધી લાગેલી રહે છે. અને પેલી ટ્રકની ઉપરથી કંઈ એક પંપ ચલાવે છે, તેથી આંચળની ઉપર જોડેલી પેલી બલુન જેવી વસ્તુ એક વાર ચોંટી જાય છે અને બીજી વાર પહોળી થાય છે — બરાબર આંગળીઓ વડે દોહીએ એના જેવું.

પહેલાં પહેલાં વાઘારુ એક ભેંસના આંચળમાં પાઈપ જોડી તેની પછીની ભેંસના આંચળ જરા ખેંચવાથી દૂધ આવતું. હવે તો એવું પણ કરતો નથી. વાછડાના ચૂસવાથી જ આવી જાય છે.

કોઢમાં પાડાં નથી રહેતાં. પણ પાડું ના જોતાં, અને કોઈ વાર પાડું આંચળ ના ખેંચે તો, અને કોઈ વાર પાડાની પીઠ ના ચાટે તો ભેંસનું દૂધ આવવાનું બંધ થઈ જાય છે, એ કામ એક પાડું જ કરી શકે છે. પણ એક પાડું આટલાં બધાં આંચળ ચૂસે તો તેનાં જડબાં સજ્જડ થઈ જાય. વળી, આટલી બધી ભેંસો મળી એક પાડાને ચાટે તો તેનું ચામડું ઊઠી જાય. તેથી કોઢમાં ચાર પાડાં સાથે રહે છે.

બ્રિજ પર વાઘારુ રસ્તા પર જ બેઠો છે. તેથી કામમાં થોડી મુશ્કેલી પડે છે. પેલી બાજુથી થોડું ચઢાણ ચઢીને ભેંસોને ઉપર ચઢવાનું હોય છે. ઘણી બધી ભેંસને એમ કરવું હોતું નથી. નીચે જ ઊભી રહે છે. કોઈ કોઈ ભેંસ તો પાછી ફરી પાછળ ચાલી જાય છે. એ બાજુ જો કોઈ હોય તો ત્યાં બેસીને કામ કરવાની સગવડ રહે — નીચેથી એ મોકલી આપે, અહીં દોહવાઈ જાય, વાઘારુ ફરી પાછો તળિયે પાછા મોકલી દે. ભોખા દ્વારા વાઘારુ થોડું જરૂર કરાવે છે; ભેંસો પણ ભોખાની વાત સાંભળે છે. પણ જો કોઈ ગરબડ કરે તો તો ભેંસ-ભોખા એ બધામાં તોફાન મચી જાય. તે કારણે વાઘારુ ભોખાને પણ મોટેથી બૂમ પાડતો નથી. આ મોટા રસ્તા પર

બેસી વાઘારુ જે કેટલીકને નજીક હાથ પાસે મેળવે છે તેને દોહી લે છે. પછી એક વાર ઊઠી બાકીની બધીને ઉપર લઈ આવે છે. જ્યારે કોઈ ભેંસ જડે નહિ ત્યારે જ મુશ્કેલી થાય છે. આ સ્થળની એ સગવડ છે કે અહીંતહીં અલગ થઈ જવાની સંભાવના ઓછી છે.

આખા દિવસમાં એકમાત્ર દૂધ દોહવાના સમયે જ આખા ધણને એક કામ શરૂ કરવાનું અને પૂરું કરવાનું હોય છે. તેથી આ વખતે ધણમાં જે એક પ્રકારનો ભાવ હોય છે તેવો આખા દિવસમાં બીજી કોઈ વાર હોતો નથી. અત્યારે દૂઝણી બધી બધાથી આગળ છે. તેઓ જાણે છે કે એક પછી એક જઈને દૂધ દઈ આવવાનું છે. ધણનાં પાડરાંની ભૂખ ઓછી હોય છે. અથવા દૂધ પીધા પછી વધારે કંઈ બાકી રહેતું નથી. આટલાં બધાં આંચળ! દરેક આંચળને એક વાર પણ ચૂસે તોપણ ચાર પાડાંનું પેટ ભરાઈ જાય. તે કારણે ભેંસોનાં આંચળ ફૂલી જઈ તેમને વેદના થતી લાગે. પંપ વડે દૂધ ખેંચી લેવાય તો ચોક્કસ તેમનાં શરીરને આરામ મળી જાય છે. એટલે જ્યારે ભેંસોને ખબર પડે કે હવે દોહવાનું થશે ત્યારે તેઓ નજીકમાં જ રહે — જાણે તેઓ ઇચ્છે છે કે દોહવાની ક્રિયા પહેલી થાય.

પાડાં તો હવે ભૂખ ન હોવાથી ચાટતાં પણ નથી. આંચળ ચૂસવાનો નશો તો બેચાર આંચળ ચૂસતાં જ મટી જાય છે. પછી આ ચારે પાડાં ભેગાં થઈને આખી લાઈનમાં ગરબડ કરે છે. આ દૂઝણીની પાછળના ભાગે માથું મારે છે. બીજી ભેંસના પેટમાં ધક્કા મારે છે. એવી દોડાદોડ કરે છે કે જાણે આગળ કોઈ અવરોધ જ નથી. પછી કોઈ કોઈના મારથી બેસી પડે છે. ફરી વળી શરીર ઝટકાવી લઈ ઊભા થઈ દોડવા લાગે છે.

પાડાં અને દૂઝણી સિવાય આ વખતે બીજી ભેંસોનું તો કોઈ કામ જ નથી. તેઓમાં કોઈ કોઈ — ખાસ કરીને ઘરડી, બળદ અને બેએક બુઢ્ઢી ભેંસો નીચે જ રહે છે; પણ કોઈ નાની નાની ભેંસો આ રસ્તા પર ચઢી આવે છે અને કેટલીક આજુબાજુ જતી રહે છે. કરેટના રસ્તે થઈને જો ભેંસો ચાલવા લાગે તો તેમના પગ ભાંગી જાય છે. તેથી જ ભેંસો રસ્તા પર ઊભી રહે છે, પણ ચાલે તો છે રસ્તાની બાજુએથી.

વાઘારુનું માથું ભેંસના પેટની નીચે છે. અહીં બેઠો બેઠો તે પેટની નીચેથી ઘણું બધું જોઈ શકે છે. પેશાબ અને છાણની ગંધ નાકમાં ઘણી પેસી જાય, જો વાઘારુ એ ગંધને અલગ કરીને ઓળખી શકે. આવી ગંધની વચ્ચે તે એક આંચળને પાઈપ જોડી બીજાના આંચળને હાથ લગાડે છે. હાથ લગાડતાં જ તે સમજી જાય છે કે પાડાએ ચાટ્યું છે કે નહિ, કઠણ છે કે પોચું, સૂકું છે કે ભીનું. વાઘારુ જીભના ડચકારાથી જુદો જ જાતનો અવાજ કાઢે છે, અને એકબે પાડાં તેની પાસે આવી પહોંચે છે. પાડાનું માથું પકડી વાઘારુ આંચળમાં ઘાલી દે છે. જો પાડું આંચળમાંથી

મોઢું કાઢી લેવાનું કરે તો તે પાડાનો કાન આમળે છે. પછી એક હાથમાં આંચળ અને બીજા હાથમાં પાડાનું માથું પકડી પાસે પાસે ખેંચી લાવે છે. જેના આંચળ માટે ખેંચાખેંચી છે તે 'દૂઝણી' જીભ બહાર કાઢી શરીર ચાટવા ઇચ્છે છે, પણ મળતું નથી. જમણી બાજુથી ડાબી બાજુ ડોક ફેરવે છે; આંચળમાં ખેંચ અનુભવે છે. સંતોષ થયો એ બતાવવાનો બીજો કોઈ ઉપાય ના જડતાં દૂઝણી એક લાંબી આં....આં....આં...બૂમ પાડે છે — તેની સ્તન્યપાયીને માટે, જે ત્યારે તેના સ્તનને વળગેલું છે. દૂઝણીના પાછલા બે પગ થોડા પહોળા થાય છે, જેથી સારી રીતે ખેંચી લઈ શકાય. એ દરમ્યાન આગલી ભેંસનું દોહવાનું પૂરું થઈ જતાં વાઘારુ ડાબા હાથે પેલી પાઈપ ખોલી જમણા હાથે પાડાને આંચળથી ખસેડી લઈ પાઈપ લગાડવા જાય છે. આંચળે એક વાર અનિચ્છાએ પણ મોં લગાડ્યા પછી પાડું મોં ખસેડી લેવા ઇચ્છતું નથી. વાઘારુ તેને ધક્કો મારીને ખસેડે છે અને પાઈપ લગાડે છે. દૂઝણી પાછળના બે પગ પહોળા જ રાખે છે. પાઈપમાં થઈને આવતી સ્પંદિત થતી ખેંચ આંચળમાં અનુભવતી અનુભવતી તે પેલા સ્તન્યપાયી, જે ખરેખર હવે તેના સ્તન સાથે વળગેલું નથી તેને કારણે થતાં સંતોષને દર્શાવવા એક લાંબી આં આં આં બૂમ કાઢે છે. આ દૂઝણીને માટે સૌથી વધારે આરામનો સમય આ જ છે, જ્યારે તેનાં આંચળ ખેંચવાથી તેના શરીરનો ભાર હલકો થઈ જાય છે. વાઘારુ તેના બે રુક્ષ હાથ વડે તેના નીચેના પેટને પંપાળે છે, ડોક આગળ ગલીગલી કરે છે અને પેટ પર ખણી આપે છે. દૂઝણીના પાછળના પગ આગળ જઈ હલી કંપી જાય છે. તેની પીઠની ચામડી પણ ચમકી જાય છે. એક વાર પાછળનો ડાબો પગ માટીમાં ઠોકે છે. દરમ્યાન વાઘારુ પછીની દૂઝણીનાં આંચળને હાથ વડે સ્પર્શી લઈ જુએ છે કે વાછડાએ તે ચાટ્યાં છે કે નહિ.

આ રીતે દૂધ દોહવામાં ઘણી વાર થાય છે. વાઘારુ ટ્રક પાસે આવીને ઊભો રહે છે. પેલો માણસ એક કાગળ પાછળ વાઘારુના અંગૂઠાનું નિશાન લે છે. અંગૂઠાના નિશાનનું સ્ટેમ્પપેડ તેના પૉકેટમાં જ છે. એ કાગળમાં શું હિસાબ લખેલો છે અને વાઘારુએ તેમાં શું નિશાન પાડ્યું — તે કશું જ વાઘારુ માટે સમજવું સંભવ નથી. તે એટલું સમજે છે કે કેટલું દૂધ દોહવામાં આવ્યું તેની તે એક રસીદ છે જે કૉન્ટ્રેક્ટર જોતદારને આપશે. એક મહિનાને અંતે એ કાગળ દ્વારા જ હિસાબ થશે. આ કંઈ બે-ચાર શેર દૂધનો વેપાર નથી કે તેમાં પાશેર-અર્ધોશેર દૂધના હિસાબની ગોલમાલ થાય. દરરોજ એક જ ભેંસનું દૂધ અમુક માપનું હોવાનું. એમાં ત્રણેક દિવસ વાઘારુએ એક દૂઝણીને દોહી નહોતી. તેનાં આંચળમાં ઘા પડ્યો હતો. કેટલાક દિવસથી વાઘારુ પેલી રસીદ પાછળ એક નિશાની કરવાનું કહે છે. તેની નીચે તે અંગૂઠાનું નિશાન આપે છે. તે મોઢે કહે તો દેઉનિયા કદાચ વિશ્વાસ ના પણ કરે. પણ અવિશ્વાસય શા માટે કરશે? એક ભેંસનું દૂધ ના દોહ્યું તો તેમાં વાઘારુ શું કરી શકે? — "પીશે?

વાઘારુ કેટલું પીશે? વેચશે? કોને વેચશે? પહાડને?'' તે સિવાય કૉન્ટ્રેક્ટરના માણસો તો રોજનો હિસાબ સમજી લે છે. તે તો જોશે ને કે કેટલી ભેંસોને દોહી, કેટલીને ના દોહી, કેમ ના દોહી. પણ એ તો બધી 'વાર્તાની વાર્તા. વાઘારુ એક નિશાન કરી અંગૂઠો પાડે છે જેમાં એક દિવસ દોહવામાં આવ્યું નથી —'

દૂધ લઈને ટ્રક તો સીધી ચાલી જાય છે. ડ્રાઈવર અને પેલો માણસ હાથ લંબાવીને વાઘારુને વિદાય આપે છે. ટ્રકની પાછળ એક છાબડા પર પેલો ક્લિનર છોકરો બેસે છે. તેની તરફ જોઈ ડોક ઊંચી કરી ઘોં ઘોં, ભોં ભોં કરતો ભોખા ભસતો ભસતો જાય છે. છોકરાનો લાલ રૂમાલ અત્યારે તેના દાંતમાં પકડેલો છે. તે ભોખાની બૂમ સાંભળતાં જાણે નથી સાંભળી એમ કરી ઉદાસ ચહેરો ફેરવી લે છે — ભોખા, ડાયના બ્રિજ, આ ભેંસોનું ધણ, વાઘારુ, ફૉરેસ્ટ અને પહાડથી સીધું, જે તરફ ટ્રક ચાલે છે તે દિશામાં. આ સવારના પ્રકાશમાં તેની આંખોમાં શું મધરાતની ગોપન હત્યા છુપાઈ ગઈ છે?

ટ્રકના ચાલી જવાને વાઘારુ અને ભેંસો ઊભાં ઊભાં જુએ છે. ઘણી વાર સુધી જોયા કરે છે — ઍરોપ્લેનની જેમ નાની થઈ છેવટે ભળી જાય ત્યાં સુધી. તે પછી પણ અવાજ તો સંભળાય છે. એ તરફ પહાડ, વન, નદી, ચાના બગીચા છે. તેથી આ નાની ટ્રકનો આવડો અમથો અવાજ એ બધી જુદી જુદી જગ્યાઓએ થઈને, ધક્કા ખાતો ખાતો ગબડીને, પ્રતિધ્વનિત થઈને, ચારે બાજુના એથીયે નાના અવાજોની સાથે ભળી જાય છે.

આખા દિવસમાં આ કામ સૌથી વધારે ચિંતાનું અને જરૂરનું કામ છે. અને આખા દિવસમાં આ એક વાર જ વાઘારુ આટલા બધા લોકોનાં મોઢાં જોઈ શકે છે. વાઘારુ ઉપરાંત આ બધા લોકોનાં મોઢાં જુએ છે આ બધી ભેંસો. તેથી તેઓના ચાલ્યા ગયા પછી થોડી વાર તો એવો ભાવ ઊઠે છે કે હવે ફરીથી આવતી કાલે સવારે આ કામ કરવાનું છે. પણ એવો ભાવ તો એટલા થોડા સમય માટે આવે છે કે અવાજ ભળી જવાની પહેલાં જ ભળી જાય છે.

વાઘારુ બ્રિજના રેલિંગની પાસે બાંધેલી ઊંચી બેઠક પર બેસે છે. તે તો આ ચળકતા કાળા બાંધેલા રસ્તે અને સફેદ ફટાફટ બંધાયેલા બ્રિજ પર દિવસમાં એક જ વાર આવે છે. તેથી તેને એવું લાગે છે કે તે કેટલે દૂર આવ્યો છે.

જે ડાબી તરફથી જમણી તરફ જતો રસ્તો એકદમ સીધો ચાલી જઈ વનના બે ભાગ કરે છે, તેમાં કંઈક ગરબડ લાગે છે. કોઈ એક દિશા અટકી જતી હતી તેને આ રસ્તાએ જાણે ખોલી દીધી છે. જોકે આ રસ્તેથી જોતાં દિગન્ત સુધી જોઈ શકાતું નથી, છતાં વાઘારુ સમજે છે કે આ રસ્તાની બે બાજુ બે દિગન્ત છે.

વાઘારુ જ્યાં છે તે ડાયનાના વનમાં દિશા કે દિગન્ત કશું નથી. એક આકાશ છે, અને બીજી ધરતી છે. વાઘારુ આ બધું સારી રીતે સમજી શકે છે એવું તો નથી.

પણ આ બ્રિજની જ નીચે, અથવા સામેના જંગલમાં અથવા પાછળના ભાઠામાં, ચોવીસ કલાક સુધી રહેવા છતાંય સવારે આ થોડી વાર માટે આ રસ્તે અને બ્રિજ પર આવતાં, ક્યાંક બહુ દૂર આવ્યો છું એવો ભાવ એના મનમાં આવે છે. જે કંઈ આપણી ટેવની બહારની વાત છે તે તો દૂર જ છે!

77

## ઘણ : કોઈ કોઈનું નથી, બધાં બધાંનાં છે

વાઘારુ હવે વાડા તરફ જવા ડાયનાના ફૉરેસ્ટમાં આવ્યો છે.

પેલી ઘરડી પર વાઘારુ આડો પડ્યો છે. ઘરડી ડોલતી ડોલતી ચાલે છે, અને ઘરડીની પીઠ પર વાઘારુ પણ ડોલે છે. ડોલતો ડોલતો વાઘારુ ફૉરેસ્ટને ઊંધી દિશાએથી જુએ છે — જે સામાન્ય રીતે જોવા મળતું નથી. જાણે આ ઝાડનાં પોલાણમાંથી આકાશ જે રીતે ખંડ ખંડમાં દેખાય છે, તે આકાશમાં વૃક્ષોનાં ડાળાં-પાંદડાં રોપેલાં છે અને મૂળિયાં બધાં ઉપર તરફ છે. વાઘારુ જમીન પરના જંગલને તો જોઈ શકતો નથી. માથા પરના ઝાડનાં પાંદડાંનું ગોળ છાપરું તો ખૂબ ઉપર છે. વચ્ચે જુદી જુદી ઊંચાઈનાં જુદાં જુદાં ઝાડનાં પાંદડાં વિખરાયેલાં છે ખરાં, પણ ક્યારેય તે જમીન પરના જંગલ જેવાં ગાઢ નથી. ગોચર તરફ જવાનો વાઘારુનો આ સમય એવો આરામમાં વીતે છે કે પોતે ફૉરેસ્ટમાં છે, છતાં એ ફૉરેસ્ટને સામે સીધું બરાબર જોતો નથી.

ઘરડી એક નાના હાથીની સાઈઝની ભેંસ છે — ઘરડી વિરાટ જંગલી ભેંસ છે. હવે એને બચ્ચાં થવાનાં નથી. તે દૂધ આપતી નથી. આમ તો એ કોઈ કામમાં પણ આવતી નથી. પણ જો ઘણમાં આવી એક ભેંસ ના હોય તો તે વાડો વાડો કહેવાય નહિ. સીધાં શિંગડાં છે. જ્યારે તે ફૉરેસ્ટમાં થઈને જાય છે ત્યારે નીચાં પાંદડાં-લતાઓ-ડાળીઓ એ શિંગડાંમાં ભરાઈ જાય છે. એનાં બે શિંગડાં ઊંચાં રાખી સામે ઊભી રહે તો એમ જ લાગે કે નાની સાઈઝના કોઈ વાઘને ધક્કો મારી બે શિંગડાંમાં ભરાવી ગોળ ગોળ ફેરવી દઈ શકે. શરીર પરના વાળ લાલ રંગના છે. બે આંખો વચ્ચે એટલી બધી જગ્યા છે કે જાણે વચ્ચેથી ડાયના નદી વહી જઈ શકે! મોં પૂરેપૂરું લાંબું થાય તે પહેલાં જ ચપટું થઈ ગયું છે. એક વાર હાં કરતી જીભ ફેરવે કે લાકડાનું જંગલ સાફ કરી દે. કપાળમાં બે આંખો બે બાજુ નાકથી એટલા બધા અંતરે છે કે જાણે બધો વખત એક સાથે બે વસ્તુ જુએ છે. એક વસ્તુને જ બે આંખો વડે જોવા માટે બંને આંખોનો લાલ મણિ ચક્કર લઈ નાકની પાસે આવી જાય છે. હાથીનું ટોળું, કે વાઘ, કે એકલો ગેંડો કે હાથી જો આવી ઊભો રહે તો

આખા ધણમાં આ એક ઘરડી ઊંચાં કરેલાં શિંગડાં અને ફુલાયેલી છાતી રાખીને ઊભી રહી શકે. વાઘારુએ જોયું છે કે જ્યારે તે આવી રીતે ઊભી રહે છે ત્યારે તેની ડોક નીચે આગળના બે પગ વચ્ચે એટલી જગ્યા થઈ જાય છે કે આખુંયે ધણ ત્યાં પ્રવેશી શરીર બચાવી લઈ શકે.

'આ ધણ તો ખરીદીને દેઉનિયાએ બનાવ્યું છે. આ ધણની કોઈ ભેંસ કોઈ ભેંસની કશુંય નથી. પણ આમ જોઈએ તો લાગે છે કે જાણે બધાં ઘરડીનાં બચ્ચાં છે, ઘરડી જ્યારે ઊભી રહે છે ત્યારે થાય છે કે આ બધી ભેંસ પેલી ઘરડીના પેટમાંથી બહાર આવી છે.'

ધણમાં જેમ ઘરડી છે — 'કોઈ પણ એનું બચ્ચું નથી અને એ બધાંની મા પણ છે.' — તેમ હવે બબ્બે ઘરડા (પાડા) નર-ભેંસ છે જે પહેલાં બાપ-મહિષ હતા, હવે ઘરડા અને નકામા થયા છે!

'—કોઈ ભેંસના પેટમાંથી પાડું જન્મી શકે નહિ — તોયે તે વાડામાં રહે. એ રીતે નકામી ઘરડી ભેંસો (નર) જોતાં થાય કે આ વાડો જાણે ફૉરેસ્ટનાં વૃક્ષો જેટલો પુરાણો છે. ફૉરેસ્ટની અંદર જેમ ઘરડાં પ્રાણીઓ રહે છે, તેવું જ વાડાનું છે. એ બધું દેઉનિયાએ ખરીદી લીધું છે. આ બધી (નર) ભેંસોની કિંમત સાવ ઓછી છે. પણ વાડામાં રાખવાની છે. કોઈ કોઈ વાર તો કામમાં આવે. જ્યારે ફૉરેસ્ટ વચ્ચે કોઈ મોટું શાલવૃક્ષ પડી જાય છે, ત્યારે આ બધી (નર) ભેંસોનાં ગળામાં દોરી બાંધી દઈ પેલું ઝાડ ખેંચીને રસ્તા પર લઈ જવાય છે. અને એક શાલવૃક્ષ વેચી દેવામાં આવે તો વાડાનું દૂધ વેચવાની કોઈ ચિંતા રહે નહિ. અહીં, આ ડાયના ફૉરેસ્ટમાં એની સગવડ નથી. પહાડી સ્થળે તો ઝાડ ખેંચી લઈ જવાનું મુશ્કેલ બને છે. ખેંચીને લઈ ગયા પછી પણ રસ્તાની ધારેથી કોણ ટ્રકમાં ઊંચકીને નાંખશે? અહીં આખા દિવસમાં કેટલી ટ્રક જાય છે? એ બધી સગવડ તો લાટાગુડિ — ઓદલાવાડિ તરફ છે. પણ ગયાનાથનો આ વાડો આવતા વર્ષે પણ અહીં જ હશે તે કોણ કહી શકે? અથવા એવું થાય તોયે આ ઘરડી ભેંસોને ગયાનાથ લાટાગુડિ — ઓદલાવાડિ પાસે લઈ જઈ શકે. ત્યાં એક ચોરેલું શાલવૃક્ષ રસ્તા પર પડી રાખે તો [illegible]ચી દેતાં કેટલી વાર? તેથી વાડામાં બે બે ઘરડી (નર) ભેંસો — કોઈનેય [illegible] થવાનાં નથી, એ તો બધાંયના બાપ!'

આખા ધણમાં આ એક ઘરડી ઊંચાં કરેલાં શિંગડાં અને ફુલાયેલી છાતી રાખીને ઊભી રહી શકે. વાઘારુએ જોયું છે કે જ્યારે તે આવી રીતે ઊભી રહે છે ત્યારે તેની ડોક નીચે આગળના બે પગ વચ્ચે એટલી જગ્યા થઈ જાય છે કે આખુંયે ધણ ત્યાં પ્રવેશી શરીર બચાવી લઈ શકે.

'આ ધણ તો ખરીદીને દેઉનિયાએ બનાવ્યું છે. આ ધણની કોઈ ભેંસ કોઈ ભેંસની કશુંય નથી. પણ આમ જોઈએ તો લાગે છે કે જાણે બધાં ઘરડીનાં બચ્ચાં છે, ઘરડી જ્યારે ઊભી રહે છે ત્યારે થાય છે કે આ બધી ભેંસ પેલી ઘરડીના પેટમાંથી બહાર આવી છે.'

ધણમાં જેમ ઘરડી છે — 'કોઈ પણ એનું બચ્ચું નથી અને એ બધાંની મા પણ છે.' — તેમ હવે બબ્બે ઘરડા (પાડા) નર-ભેંસ છે જે પહેલાં બાપ-મહિષ હતા, હવે ઘરડા અને નકામા થયા છે!

'—કોઈ ભેંસના પેટમાંથી પાડું જન્મી શકે નહિ — તોયે તે વાડામાં રહે. એ રીતે નકામી ઘરડી ભેંસો (નર) જોતાં થાય કે આ વાડો જાણે ફૉરેસ્ટનાં વૃક્ષો જેટલો પુરાણો છે. ફૉરેસ્ટની અંદર જેમ ઘરડાં પ્રાણીઓ રહે છે, તેવું જ વાડાનું છે. એ બધું દેઉનિયાએ ખરીદી લીધું છે. આ બધી (નર) ભેંસોની કિંમત સાવ ઓછી છે. પણ વાડામાં રાખવાની છે. કોઈ કોઈ વાર તો કામમાં આવે. જ્યારે ફૉરેસ્ટ વચ્ચે કોઈ મોટું શાલવૃક્ષ પડી જાય છે, ત્યારે આ બધી (નર) ભેંસોનાં ગળામાં દોરી બાંધી દઈ પેલું ઝાડ ખેંચીને રસ્તા પર લઈ જવાય છે. અને એક શાલવૃક્ષ વેચી દેવામાં આવે તો વાડાનું દૂધ વેચવાની કોઈ ચિંતા રહે નહિ. અહીં, આ ડાયના ફૉરેસ્ટમાં એની સગવડ નથી. પહાડી સ્થળે તો ઝાડ ખેંચી લઈ જવાનું મુશ્કેલ બને છે. ખેંચીને લઈ ગયા પછી પણ રસ્તાની ધારેથી કોણ ટ્રકમાં ઊંચકીને નાંખશે? અહીં આખા દિવસમાં કેટલી ટ્રક જાય છે? એ બધી સગવડ તો લાટાગુડિ — આંદલાવાડિ તરફ છે. પણ ગયાનાથનો આ વાડો આવતા વર્ષે પણ અહીં જ હશે તે કોણ કહી શકે? અથવા એવું થાય તોયે આ ઘરડી ભેંસોને ગયાનાથ લાટાગુડિ — ઓદલાવાડિ પાસે લઈ જઈ શકે. ત્યાં એક ચોરેલું શાલવૃક્ષ રસ્તા પર પડી રાખે તો એને વેચી દેતાં કેટલી વાર? તેથી વાડામાં બે બે ઘરડી (નર) ભેંસો — કોઈનેય એમનાં બચ્ચાં થવાનાં નથી, એ તો બધાંયના બાપ!'

ચાર પાડાં તો છે જ — ના હોય તો આંચળ ચાટીને દૂધ આવશે ક્યાંથી? આ ચાર પાડાંમાંથી એક પણ આ વાડાનું નથી. કદાચ પાડાં પણ દેઉનિયા ખરીદીને લાવ્યો છે. અથવા, કદાચ ઘરમાં તેની જે ભેંસ છે તેમનાં જ આ પાડાં હોય. અહીં વાડામાં મોકલી દીધાં છે. વાડામાં ભેંસોની સંખ્યા જલદી જલદી વધે છે. વાડામાં બચ્ચું થાય તો દેઉનિયા લઈ જાય છે. વધારે પાડાં રાખવા કરતાં વેચી દેવામાં ઘણો લાભ છે. માત્ર પોતાનો વાડો જેનાથી ભરાય, ભરેલો રહે તેને માટે જેટલાં પાડાં

રાખવાં હોય તેટલાં રાખે, બાકીનાંને વેચી દે — 'આ પાડાં કોઈનાય વાડાનાં પાડાં નથી, પણ બધી ભેંસોના આ ચાર જ પાડાં છે, આ ચાર જ.'

દૂઝણી ભેંસો જ ધણની અસલ વસ્તુ છે. 'આખો વાડો જ એમને કારણે છે. વાઘારુ પણ એમને જ કારણે છે. જેટલું ખવડાવે તેટલું સારું દૂધ આપે.' પણ દૂધ બનવામાં ય એક નિયમ નક્કી કરવો પડે છે. બધી ભેંસો જ્યારે એક સાથે દૂધ દે તો દૂધ બંધ પણ એક સાથે થઈ જાય. તેથી બધીને એક સાથે બચ્ચાં થાય તે ચાલે નહિ. પરંતુ જે દૂધ દે છે તેમનું ચાલુ રાખવાનું વાડાનું મુખ્ય કામ છે. જો ક્યાંક કોઈક વિપત્તિ આવે તો બધી ભેંસોને છોડીને પેલી કેટલીક ભેંસોને જ વાઘારુએ પહેલી બચાવી લેવી પડે. ધણની બધી ભેંસો દૂઝણી નથી, પણ દૂઝણી જ ધણનું સર્વસ્વ છે.

'— આજે તો જાણે દૂઝણીથી બધું ચાલે છે, કાલે શું થશે? શું થઈ શકે?' કાલે શું થશે? ધણ તો વર્ષ પ્રતિવર્ષ રહેવાનું છે, વર્ષ પ્રતિવર્ષ દૂધ દેશે. તારે તો માત્ર હમણાંનો, આ મહિનાનો કે આ વર્ષનો હિસાબ કરવાથી ચાલશે નહિ. દૂધ તો કોઈ એકલી દૂઝણીનું નથી. દૂધ તો આખા ધણનું છે. તેથી જેટલી દૂઝણી છે, તે બધી તો છે, અથવા તેથી વધારે પણ હોય — જેમ કે 'જોટું', જેનું પહેલું બચ્ચું હજુ થયું નથી. એ 'જુવાન જોટાં' વાડામાં હોય તે જ ધણ ચાલુ રાખવાનો એકમાત્ર ઉપાય છે. એ સંખ્યાનો લગભગ બધો વખત હિસાબ હોય છે — કેટલી ભેંસ ગાભણી થઈ, કેટલી હવે થશે, તે ક્યારે વિયાવાની છે, ક્યારથી દૂધ દેતી થશે, તેમાંથી કેટલીનું દૂધ દેવું બંધ થશે, પછીના વર્ષે ફરીથી કેટલી ગાભણી થશે.

''એ ભેંસોને ગાભણી કરવા માટે સાથે છે એક 'પાડો'. તે સાલાને તો બીજું કંઈ કામ નથી, ઘાસ ખાય છે અને પડી રહે છે; પડી રહે છે અને ઘાસ ખાય છે. ચાલવા કહે તો ચાલતો ચાલતો ઊંઘે છે, અને જાગ્યો કે એમ જ જઈ એક ભેંસની પાછળ બે પગ ઊંચા કરી દીધા. સાલાને આ ત્રણ જ કામ — ખાવું, ઊંઘવું અને —'' વાઘારુને આ એક બાબતે સાવધાન પણ રહેવું પડે છે. તે જાણે છે કે આ ધણ કેવી રીતે વધારી શકાય — સંખ્યામાં અને દૂધની બાબતે. અને તે પ્રમાણે પેલા 'પાડા'ને પ્રવૃત્ત કરવાનો હોય છે — ક્યારે કોના પેટમાં બચ્ચું જન્માવવાનું છે તે.

પણ સાવધાન રહેવાનું બીજું એક મુખ્ય કારણ પણ છે. વાડામાં આવો 'પાડો' એકથી વધારે રાખી શકાય નહિ. પણ આ ફૉરેસ્ટની પાસે ક્યાંક બીજું કોઈ ધણ હોઈ શકે. તેમનો 'પાડો' આ ટુકડીમાં ઘૂસી જઈ શકે. પછી એકબે 'જોટાં'ને ભગાડીને લઈ જઈ શકે. અથવા ક્યાંક નજીકમાં, જો કોઈ એક 'જંગલી પાડો' હોય, તો તે આ ધણની ભેંસોને ભગાડી લઈ જઈ પોતાનું દળ બનાવી શકે. ધણમાં પાડા, ભેંસ એક સાથે રહે છે — એકલા રહેવામાં ભય લાગે છે. પણ પેલા સાહસનો યોગ જો બીજી કોઈ ભેંસ તેને કરી આપે તો તે તેની સાથે ચાલી જાય. '—ભેંસ જ્યારે ધણ

છોડી જવાનું ઇચ્છે ત્યારે કોઈ રખેવાળની કોઈ જ તાકાત નથી કે તે તેને રોકી શકે.' એટલા માટે જ સાવધ નજર રાખવાની કે કોઈ ભેંસનું શરીર જ્યારે 'ગરમ' થાય ત્યારે તે 'ગરમી' નકામી ના જાય.

વળી એની સાથે બીજો એક લોભ પણ હોય છે. એવા 'ગરમી'ના સમયે જો કોઈ ભેંસ કોઈ 'જંગલી પાડા' સાથે સમાગમ કરે તો તેના પેટમાં 'દોમાચા' (વર્ણશંકર) બચ્ચું થાય — તેનું શરીર બહુ જ જોરવાળું હોય, દૂધ વધારે મળે. વાડાની ભેંસ વાડામાં જ બાંધેલી રહે, પણ જંગલી પાડાનું બચ્ચું ભલે પેટમાં રાખે.

આ તો ધણ. 'કોઈ કોઈનું નથી — બધાં બધાંનાં. જેનું એક પણ બચ્ચું નથી, તે પણ બધાંની મા. જે પાડાની એક પણ મા નથી તે બધાંનું બચ્ચું. જે ભેંસને હજુ પણ બચ્ચું નથી, તે 'જંગલી પાડા'નો સમાગમ કરશે, પણ ધણમાં રહેશે. અને આ બધુંય ગયાનાથનું.

આ 'પાડો' કે 'જંગલી પાડો' — બધા ગયાનાથના. જે ભેંસ આ ધણમાં છે, જે ભેંસ પેલા હાટમાં છે, જે ભેંસ કોઢમાં છે — બધી ગયાનાથની.

'જેનો જન્મ થયો છે, જેનો જન્મ થયો નથી, જે જન્મશે, જે મરી જશે.' — બધી ગયાનાથની.

## 78

## વાઘારુવાડિ

'— બધાંય ગયાનાથનાં. આ ડાયનાનું જંગલ ગયાનાથનું. પેલું આપલચાંદનું જંગલ ગયાનાથનું. આ ડાયના નદી ગયાનાથની. પેલી તિસ્તા નદી ગયાનાથની. ત્યાંની જમીન ગયાનાથની. અહીંનું જંગલ ગયાનાથનું. આ ઘરડી ગયાનાથની, દૂઝણી ગયાનાથની, ગાભણી ગયાનાથની. આ વાઘારુ ગોવાળ ગયાનાથનો —' વાઘારુ આકાશ ભરેલા ફૉરેસ્ટ તરફ જોઈને વિચારે છે. ઘરડીની પીઠ પર ચત્તો પડી રહ્યો છે — બે પગ ઘરડીના પેટ પરથી ડેંગ ડેંગ કરતાં નીચે ડોલે છે. અને આ ફૉરેસ્ટનાં પાંદડાંના, ઝાડની ટોચના જુદા જુદા નકશા, આકારો, નજર સામે જ બદલાતા જાય છે, પાંદડાંમાંથી ખૂબ ઉપર ખંડ ખંડ આકાશ દેખાય છે — વાઘારુ ઝાડનાં પાંદડાં તરફ જોઈ સમજી જાય છે કે તેઓ પેલા બળતા વનની ('પોડાવન') દક્ષિણેથી જઈ રહ્યા છે. હવે જો વાઘારુ જમણી તરફ જુએ તો પેલાં ('પોડા') બળેલાં વૃક્ષોની લાઈન જોઈ શકે. તેની પેલી તરફ ડાયના; કે બાઈના; નદીનો સુકાયેલો પટ.

'કોઈ વાર વનમાં આગ સળગી ઊઠી પેલાં વૃક્ષોને કદાચ બાળી નાખે છે. બળી જવાથી ક્ષાર થઈ ગયો હશે. પેલા બળેલા વનની જમીન ખુલ્લી થઈ ગઈ છે. તે પછી

ફૉરેસ્ટના માણસોએ આગ લગાડી બાળી દીધું છે. શા માટે ? ના, ત્યાં હવે નવી માટી અને જમીન થશે નહિ તો નવું જંગલ વધશે નહિ. તો બાળી નાખો. જે વન મટીને આગથી બળી જાય છે એમને આગ લગાડી બાળી નાખો. તેથી ત્યાં પુરાણું ઘર—'

પણ આ સ્થળે તો ભર્યું ભર્યું વન છે, આ સ્થળ જ્યાં ભેંસની પીઠ પર ચત્તો પડીને વાઘારુ આકાશના વન જોઈને જમીનના વનની ઝાંખી મેળવે છે.

'ગયાનાથે મને અહીં મોકલ્યો છે. ધણ સાચવવા. મને જરાયે ઇચ્છા નહોતી. મને ધણ આપ્યું છે. અહીં મને કોઈ પણ શોધી શકશે નહિ. હું પણ કોઈને મળતો નથી. હું અહીં પહેલાં આવ્યો નથી, રે. હું અહીંના વનને જાણતો નથી રે. ગયાનાથે મને અહીં મોકલ્યો છે. મને અજાણી એવી જગ્યાએ મોકલ્યો છે. મને દુઃખી કરવા માટે મોકલ્યો છે —'

ઘરડી ડાબી તરફ એક નાળીમાં આગલો ડાબો પગ મૂકી વળી જાય છે. વાઘારુ હાલી જાય છે, પણ ઊઠીને બેસતો નથી. તે જાણે છે કે ચાલીને જતાં પણ આવા આંચકા તે ખમી શકે છે. ઘરડી જાણે છે કે વાઘારુ તેની પીઠ ઉપર બેસીને ઢોરવાડા તરફ પાછો ફરે છે એ જ ઘરડીની સૌથી મોટી વાત છે. તેથી ઘરડી બરાબર સંભાળી લેશે.

ઘરડી જરા અટકી જાય છે. પાછળ એક નાની ભેંસ હતી. તે જ્યારે પાસેથી જાય છે ત્યારે વાઘારુના પગને ઘસાઈને જાય છે. વાઘારુ ડાબો હાથ લંબાવી ભેંસનો સ્પર્શ કરવા ઇચ્છે છે, પણ તેમ કરી શકતો નથી.

દરમ્યાન ઘરડી પાછળના બે પગ ખસેડે છે, આગળનો ડાબો પગ ઉપાડી બરાબર સરખા થાય છે. આકાશ સાથે જોડાયેલા વન તરફ જોઈ વાઘારુને પોતા વિશે કોઈ વાતો યાદ આવે છે, જેને માટેની ભાષા તે જાણતો નથી. છતાં તે આ રીતે વિચારે છે, ''આ ઘરડી ગયાનાથની છે. આ વાઘારુ ગયાનાથનો છે. આ જંગલ ગયાનાથનું છે. ઘરડીની પીઠ પર વાઘારુ પડી રહે છે. ઝાડ જુએ છે, આકાશ જુએ છે, અને ડોલતો જાય છે. ડોલન! ઘરડીની આવડી મોટી પહોળી પીઠ ત્યારે બીજા કોની છે? કોઈની નથી. કોઈની નથી.'' વાઘારુ આકાશ તરફ જોઈ વનનાં વૃક્ષો જુએ છે અને ઓળખે છે : અહીંથી કોશલવાડી (હરડેનાં વૃક્ષોનું જંગલ) શરૂ થઈ ગયું. એ વનમાં અત્યારે ફક્ત માની લો કે પચીસ-ત્રીસ કોશલ વૃક્ષો છે. બીજે ક્યાંય નથી. વાંકાંચૂકાં પાંદડાં, અને વળી વળી ગયેલી ડાળીઓ. પાંદડાં અને ડાળીઓ ત્યાં ભેગી મળીને એક નાનું ગોળ ચક્કર —''

વાઘારુ તો નીચેથી પાંદડાં જોઈ રહ્યો છે.

વાઘારુ જાણે છે કે જો તે નીચે ઊતરી શોધે તો એટલા કોશલ મળે કે જે રાખવાની જગ્યા શોધી જડે નહિ. શહેરમાં લઈ જાય તો ગાંધીની દુકાનમાં વેચી શકાય. હાટમાં લઈને બેસે તોપણ વેચાઈ જાય — કથ્થઈ રંગ બનાવવા માટે. પણ વાઘારુને તેવી કંઈ પડી નથી. વાઘારુએ આ જગ્યાને નામ આપ્યું છે 'કોશલવાડિ'.

'હે ગયાનાથ, તેં મને અહીં અજાણ્યા દેશમાં મોકલ્યો છે. અને મેં અહીં એક ઘર બનાવી લીધું છે : 'વાઘારુવાડિ'. ક્યાંથી જાય છે? ના, કોશલવાડિ. કઈ કોશલવાડિ? ના, પેલી પોરાલિવાડિની દક્ષિણે જે 'ગર્જાલિવાડિ' (વર્ષાનું ઘાસજંગલ) થઈ એની પશ્ચિમ તરફ — નદીનું નામ ડાયના, થાણાનું નામ નાગરાકોટા, ગામનું નામ વાઘારુવાડિ.

વાઘારુ પોતે મનમાં મનમાં ખિલખિલ કરતો હસે છે. વધુ હસવાના જોરમાં જમણી એડી વડે ઘરડીના પેટમાં ગોદો મારે છે, અને ઘરડી તેના ઉત્તર રૂપે પોતાની પૂંછડી વડે એ જ પગમાં ઝાપટ મારે છે.

''સા-લા, ગયાનાથને જઈને કહીશ; હે દેઉનિયા, તારો ઢોરવાડો છે, અહીં આવ ને — ડાયના નદીની જમણી તરફ ઘાસવન છે, તેની પશ્ચિમ તરફના પહાડને અડીને જઈ જમણી તરફ ફરી જજે. તે પછી જોઈશ એક અર્ધું આછુંપાતળું જંગલ. તેની પછી વાઘારુવાડિનો પહાડ. તેમાં કોશલવાડિ, તેની પછી—''

વાઘારુ આ વખતે હસી પડી ઘરડી પર પીઠ નચાવી દે છે. ગયાનાથનું મોં તેની સામે દેખાય છે. આ ફૉરેસ્ટ ગયાનાથનું, ઢોરવાડો ગયાનાથનો, વાઘારુ ગયાનાથનો. પણ ગયાનાથ જો અત્યારે આ ફૉરેસ્ટમાં આ ઢોરવાડામાં, આ વાઘારુને શોધી કાઢવા ઇચ્છે છે ખરો? આમતેમ કમર નચાવી વાઘારુ એટલું તો હસે છે! ''સા-લો, ક્યાંથી શોધશે મારો દેઉનિયા મને? અને આ ઢોરવાડાને?

આવું એક વાર મનમાં આવ્યા પછી જાણે વાઘારુનું હસવાનું બંધ થવા ઇચ્છતું નથી. શિયાળની લાળીની જેમ ખક્ ઉ, ખક્ ઉ કરતું હસવાનું ચાલે જાય છે. વાઘારુ એવું તો કશું બોલી શકતો નથી જે તે જોઈ શકતો નથી. વાઘારુ એવું કશું વિચારી શકતો નથી જે તે શરીર વડે કરી શકતો નથી. તેથી વાઘારુનું આવું હાસ્ય, અટકવા નહિ ઇચ્છતું હાસ્ય! કારણ, ત્યારે તો તે જોઈ રહ્યો છે ગયા— દેઉનિયાને, ''પેલી ડાયનાના બ્રિજ પરથી આ તરફ જુએ તો જંગલ છે, પેલી તરફ જુએ તો નદી છે, પેલી બાજુ જુએ તો પથ્થર છે, આ તરફ જુએ તો બાલુવાડિ. ગયા-જોતદાર જાણે છે કે અહીં તેનું ધણ છે. પણ બ્રિજ પરથી નીચે ઊતરવાનો રસ્તો તેને જડે નહિ. તો શોધી કાઢ ને, શોધી કાઢ ને! બ્રિજ પરથી, રસ્તા પરથી તારું ધણ શોધી કાઢ ને!''

આ દૃશ્યથી તો વાઘારુનું હસવાનું અટકતું નથી, કારણ કે ધણ સાથે વાઘારુ કેટલું લહેરથી ફરી રહ્યો છે, અને ગયાનાથ તેના પોતાના ''જંગલવાડિ અને બાથાનવાડિ અને વાઘારુ ગોવાળને શોધી શકતો નથી, શોધી શકતો નથી.''

''શોધ ને, શોધ, શોધી શોધીને જો, ક્યાં ગયો તારો ગોવાળ અને ધણ.'' વાઘારુ જુએ છે કે તેઓ તે વખતે ચાલતા વનમાં થઈને જઈ રહ્યા છે! 'આરે...રે...રે, ર્-ર્-ર્-ર્....ર્' બૂમ પાડતાં પાડતાં વાઘારુ બેઠો થઈ જાય છે. ઘરડીની પીઠ પર બે બાજુ પગ લટકાવીને બેસી શકાતું નથી — એનું પેટ એટલું પહોળું છે. વાઘારુ

વાઘારુના માથા નીચે ડાળાં-પાંદડાં વાગે છે. વાઘારુ એક વાર જમણા હાથે, બીજી વાર ડાબા હાથે એ બધાંને ખસેડતો ખસેડતો જાય છે. કોઈ વાર શિંગડાં પકડે છે, કોઈ વાર પકડતો નથી. ભોખા બહુ આગળ ક્યાંક હતો. વાઘારુની બૂમ સાંભળીને આ બાજુ દોડીને આવતાં તેની નજર પડી જાય છે કે પેલી ગાભણી ભેંસને 'પાડો' જંગલમાં એવી રીતે દોડાવી ઉતાવળ કરે છે કે ભેંસ જમીન પર પડી ગઈ. વાઘારુ દૂરથી જ ભોખાને ચીસ પાડીને કહે છે, 'સંભાળ, સંભાળ'. ભોખા એ દોડમાં થોડો ઊભો રહી જાય છે. પછી તેની ડાબી તરફ વળી, ફરી થોડો પાછળ પેલા 'પાડા' તરફ ધસી જાય છે. એ સ્થળે પહોંચીને ભોખા પહેલાં તો વેગથી 'પાડા' અને 'ભેંસ'ની વચ્ચે ભસતો ભસતો પેસી જાય છે. પણ તેનાં શિંગડાં ફેરવી લેતાં, તે ભેંસના પેટ નીચે થઈ બહાર નીકળી સામેની દિશામાં જઈ લગભગ કૂદવા જેવી ભંગિ કરે છે અને ચિત્કાર કરી 'પાડા'ને રોકવા મથે છે. પાડાને ભોખા તરફ બે વાર શિંગડાં નમાવવાં પડે છે તેથી ભેંસ પોતાના પગ પર સીધી થઈ થોડી દૂર ખસી જવાનો સમય મેળવે છે.

તે વખતે પીઠ પર વાઘારુને લઈને ઘરડી પણ ઘણી આગળ આવી ગઈ છે. વનની અંદર તો કોઈ એક રસ્તો લઈને આખું ધણ ગયું નથી. કોઈ એક જગ્યા છોડી દેતાં આ તરફ પેલી તરફ એમ ફરતું હતું, ચરતું હતું. તેથી જ્યારે વાઘારુની નજર પડે કે પેલો 'પાડો' પેલી ભેંસને માટે શું શરૂ કરે છે ત્યારે એ એ તરફ જલદીથી જઈ શકત અને એક જગ્યાએ પહોંચતાં ય તેને સમય તો લાગે.

વાઘારુની બૂમ, ભોખાની નાસભાગ અને ભસવાનું, અને છેલ્લે વાઘારુને લઈને ઘરડીનું આ દોડી આવવું — એ બધું આસપાસ નજીકની બધી ભેંસો ડોક ઊંચી કરીને જોઈ રહે છે. જે ભેંસો દૂર અથવા તો બાજુએ ચાલી ગઈ છે તે આ જોઈ શકતી નથી, પણ સાંભળી તો શકે છે. તે બધીએ પણ દૂરથી 'આં-આં-આં-ફ્' 'આં-આં-આં-ફ્' અવાજ કરવાનું શરૂ કરી દીધું છે. પરિણામે ઘરડીની પીઠ પર વાઘારુ ત્યાં પહોંચે તે પહેલાં જ પેલી જગ્યાએ ચિચિયારી, હોઈ-હુલ્લા શરૂ થઈ ગયા છે. ઘરડી તેનું કર્તવ્ય ઘણી પહેલેથી સમજી જાય છે. આ કર્તવ્ય માત્ર તેની આટલા દિવસની સમજણ અને શક્તિના જોરે જ કરે છે એવું નથી, પણ તેની પહોળી પીઠ પર જે સવાર બે શિંગડાંની વચ્ચે શાલવૃક્ષની જેમ ઊભો છે તેનાં સાહસ, શરીર અને શક્તિના જોરે જ સાર્થક કરે છે. ઘરડીની આટલી પહોળી પીઠ, આટલાં સીધાં ઊભેલાં શિંગડાં અને આ પહોળી છાતી — આવા સવારને તેની યુવાનીમાં મેળવી શક્યાં નહિ. તેની ચારે બાજુની દુનિયામાં આ સાહસ, શરીર અને શક્તિને માપી માપીને પશુઓને તેમનાં જન્મથી સ્વેચ્છામૃત્યુના વાર્ધક્ય તરફ પહોંચવાનું હોય છે.

આટલે દૂરથી ચાલી આવવાને કારણે તેના આટલા મોટા શરીરમાં જે ગતિ ચાલી આવે છે તેને જરા પણ ઓછી થવા દીધા વિના ઘરડી વાઘારુને પીઠ પર લઈ પેલા

'પાડા' અને ભેંસની વચ્ચે પેસી જાય છે. વાઘારુ બૂમો પાડતો જાય છે. તેનાથી શક્ય તેટલા જોરપૂર્વક, 'હે-ઈ, હે-એ-ઈ, હે-એ, હેટ્ર્ હેટ્ર્ હે-ઈ'. વાઘારુ અને ઘરડી પહોંચી ગયાં છે એ જોઈ ભોખા પણ જોર કરતો લગભગ પાડાના ગળાની નીચે સુધી ચાલી જાય છે — ભોં ભોં કરતો કરતો. એકસાથે આટલી બાજુઓનાં આક્રમણથી 'પાડો' તેનાં શિંગડાં હવામાં ઉછાળી ડોક ફેરવી લે છે — ભેંસને છોડી દઈને.

ઘરડી આ રીતે બે જણ — 'પાડા' અને ભેંસની વચ્ચે પ્રવેશી જશે એવું તો વાઘારુએ વિચાર્યું નહોતું. તેણે વિચાર્યું હતું કે જઈને ઊભી રહી ઘરડી તેને—પોતાને નીચે ઉતારી પાડશે. પણ નજીકમાં આવતાં જ ઘરડી જ્યારે તેની ગતિ વધારે છે ત્યારે વાઘારુ તેની પીઠ પરથી ઊતરતો નથી. વાઘારુ પણ સમજે છે કે આ ચહેરામાં અને શિંગડાંમાં તેના શરીરના જોરથી દોડીને બેની વચ્ચે જો તે પડે તો પેલા પાડાને પહેલાં પાછા જ હઠવું પડે. એક વાર પાછો પડે પછી આગળ જાય નહિ. આવું કંઈક વિચાર્યું હોવાથી જ વાઘારુ ઘરડીની પીઠ પર પણ જમણું શિંગડું પકડીને જમણી તરફ નમેલો રહે છે, જેથી, જો પેલો પાડો ઘરડી પર આક્રમણ કરે તો વાઘારુ જમણી તરફ કૂદી પડી શકે.

પાડો શિંગડાં ઊંચાં રાખી ડોક ફેરવે છે અને ઘરડી એ બેની વચ્ચેથી પસાર થઈ જાય છે કે તરત જ વાઘારુ કૂદીને નીચે ઊતરે છે. જમીનમાં હાથ નાંખતાં જે ડાળી મેળવે છે તેને બે હાથમાં ઊંચકે છે; 'સા-લો' કહી સીધો જ પેલા પાડાના ડાબા જડબા પર મારે છે. ડાળી તૂટી જાય છે. પોતાના હાથમાંનો ટુકડો ફેંકી દઈ વાઘારુ દોડતો જઈ બીજી એક ડાળી ઉપાડે છે. વાઘારુના એ હાથનો સખત માર પેલા પાડા માટે સહન કરવો શક્ય નથી. તે તેનું મોઢું વધારે ને વધારે ડાબી તરફ ફેરવે છે. એટલી વારે તો વાઘારુના હાથની ડાળી સખત જોરથી એના પર તૂટી પડે છે, પણ જડબું ઊંચું હતું એટલે એકદમ મોં પર. પાડો બે પગ પાછળ હઠ્યો હતો; આગળના બે પગ થોડા ઊંચા કરી ડોક ઊંચી કરી તે મોઢું બચાવી લે છે. બીજી વાર માર ખાધા પછી મોઢું નીચું કર્યા વિના જેટલું ફરી જઈ શકે છે તેટલું ફરી તે દોડવા લાગે છે. વાઘારુ તેના પગલે પગલે કેટલાંક પગલાં દોડે છે; પછી 'સા-લો, જતો'તો ને, જંગલી ભેંસની પાછળ પડ', કહી ઊભો રહી જાય છે. ભોખા પેલા પાડાની પાછળ પાછળ દોડતો જ રહે છે.

વાઘારુ હવે પેલી ભેંસ પાસે આવે છે. ભેંસ એક જગ્યાએ જ ઊભી હતી. કોઈ ઠેકાણે ઘા થયો છે કે કેમ તે જોવા વાઘારુ શિંગડાં પકડી, ફેરવી ફેરવીને મોં જુએ છે, બે આંખો તપાસે છે. તેના પગ જમણી-ડાબી તરફ ફેરવી જડબું અને ડોકની જોડાણની જગ્યાએ પોચા માંસવાળા ભાગને જોઈ લે છે. ભેંસના શરીરે બીજે ક્યાંય વાગ્યું હોય તો દેખાયા વિના રહે નહિ.

વાઘારુના હાથનો સ્પર્શ મળતાં જ ભેંસને જાણે આનંદ આનંદ થઈ જાય છે.

વાઘારુના માથા નીચે ડાળાં-પાંદડાં વાગે છે. વાઘારુ એક વાર જમણા હાથે, બીજી વાર ડાબા હાથે એ બધાંને ખસેડતો ખસેડતો જાય છે. કોઈ વાર શિંગડાં પકડે છે, કોઈ વાર પકડતો નથી. ભોખા બહુ આગળ ક્યાંક હતો. વાઘારુની બૂમ સાંભળીને આ બાજુ દોડીને આવતાં તેની નજર પડી જાય છે કે પેલી ગાભણી ભેંસને 'પાડો' જંગલમાં એવી રીતે દોડાવી ઉતાવળ કરે છે કે ભેંસ જમીન પર પડી ગઈ. વાઘારુ દૂરથી જ ભોખાને ચીસ પાડીને કહે છે, 'સંભાળ, સંભાળ'. ભોખા એ દોડમાં થોડો ઊભો રહી જાય છે. પછી તેની ડાબી તરફ વળી, ફરી થોડો પાછળ પેલા 'પાડા' તરફ ધસી જાય છે. એ સ્થળે પહોંચીને ભોખા પહેલાં તો વેગથી 'પાડા' અને 'ભેંસ'ની વચ્ચે ભસતો ભસતો પેસી જાય છે. પણ તેનાં શિંગડાં ફેરવી લેતાં, તે ભેંસના પેટ નીચે થઈ બહાર નીકળી સામેની દિશામાં જઈ લગભગ કૂદવા જેવી ભંગિ કરે છે અને ચિત્કાર કરી 'પાડા'ને રોકવા મથે છે. પાડાને ભોખા તરફ બે વાર શિંગડાં નમાવવાં પડે છે તેથી ભેંસ પોતાના પગ પર સીધી થઈ થોડી દૂર ખસી જવાનો સમય મેળવે છે.

તે વખતે પીઠ પર વાઘારુને લઈને ઘરડી પણ ઘણી આગળ આવી ગઈ છે. વનની અંદર તો કોઈ એક રસ્તો લઈને આખું ધણ ગયું નથી. કોઈ એક જગ્યા છોડી દેતાં આ તરફ પેલી તરફ એમ ફરતું હતું, ચરતું હતું. તેથી જ્યારે વાઘારુની નજર પડે કે પેલો 'પાડો' પેલી ભેંસને માટે શું શરૂ કરે છે ત્યારે એ એ તરફ જલદીથી જઈ શકત અને એક જગ્યાએ પહોંચતાં ય તેને સમય તો લાગે.

વાઘારુની બૂમ, ભોખાની નાસભાગ અને ભસવાનું, અને છેલ્લે વાઘારુને લઈને ઘરડીનું આ દોડી આવવું — એ બધું આસપાસ નજીકની બધી ભેંસો ડોક ઊંચી કરીને જોઈ રહે છે. જે ભેંસો દૂર અથવા તો બાજુએ ચાલી ગઈ છે તે આ જોઈ શકતી નથી, પણ સાંભળી તો શકે છે. તે બધીએ પણ દૂરથી 'આં-આં-આં-ફ્' 'આં-આં-આં-ફ્' અવાજ કરવાનું શરૂ કરી દીધું છે. પરિણામે ઘરડીની પીઠ પર વાઘારુ ત્યાં પહોંચે તે પહેલાં જ પેલી જગ્યાએ ચિચિયારી, હોઈ-હુલ્લા શરૂ થઈ ગયા છે. ઘરડી તેનું કર્તવ્ય ઘણી પહેલેથી સમજી જાય છે. આ કર્તવ્ય માત્ર તેની આટલા દિવસની સમજણ અને શક્તિના જોરે જ કરે છે એવું નથી, પણ તેની પહોળી પીઠ પર જે સવાર બે શિંગડાંની વચ્ચે શાલવૃક્ષની જેમ ઊભો છે તેનાં સાહસ, શરીર અને શક્તિના જોરે જ સાર્થક કરે છે. ઘરડીની આટલી પહોળી પીઠ, આટલાં સીધાં ઊભેલાં શિંગડાં અને આ પહોળી છાતી — આવા સવારને તેની યુવાનીમાં મેળવી શક્યાં નહિ. તેની ચારે બાજુની દુનિયામાં આ સાહસ, શરીર અને શક્તિને માપી માપીને પશુઓને તેમનાં જન્મથી સ્વેચ્છામૃત્યુના વાર્ધક્ય તરફ પહોંચવાનું હોય છે.

આટલે દૂરથી ચાલી આવવાને કારણે તેના આટલા મોટા શરીરમાં જે ગતિ ચાલી આવે છે તેને જરા પણ ઓછી થવા દીધા વિના ઘરડી વાઘારુને પીઠ પર લઈ પેલા

'પાડા' અને ભેંસની વચ્ચે પેસી જાય છે. વાઘારુ બૂમો પાડતો જાય છે. તેનાથી શક્ય તેટલા જોરપૂર્વક, 'હે-ઈ, હે-એ-ઈ, હે-એ, હેટ્ હેટ્ હે-ઈ'. વાઘારુ અને ઘરડી પહોંચી ગયાં છે એ જોઈ ભોખા પણ જોર કરતો લગભગ પાડાના ગળાની નીચે સુધી ચાલી જાય છે — ભોં ભોં કરતો કરતો. એકસાથે આટલી બાજુઓનાં આક્રમણથી 'પાડો' તેનાં શિંગડાં હવામાં ઉછાળી ડોક ફેરવી લે છે — ભેંસને છોડી દઈને.

ઘરડી આ રીતે બે જણ — 'પાડા' અને ભેંસની વચ્ચે પ્રવેશી જશે એવું તો વાઘારુએ વિચાર્યું નહોતું. તેણે વિચાર્યું હતું કે જઈને ઊભી રહી ઘરડી તેને—પોતાને નીચે ઉતારી પાડશે. પણ નજીકમાં આવતાં જ ઘરડી જ્યારે તેની ગતિ વધારે છે ત્યારે વાઘારુ તેની પીઠ પરથી ઊતરતો નથી. વાઘારુ પણ સમજે છે કે આ ચહેરામાં અને શિંગડાંમાં તેના શરીરના જોરથી દોડીને બેની વચ્ચે જો તે પડે તો પેલા પાડાને પહેલાં પાછા જ હઠવું પડે. એક વાર પાછો પડે પછી આગળ જાય નહિ. આવું કંઈક વિચાર્યું હોવાથી જ વાઘારુ ઘરડીની પીઠ પર પણ જમણું શિંગડું પકડીને જમણી તરફ નમેલો રહે છે, જેથી, જો પેલો પાડો ઘરડી પર આક્રમણ કરે તો વાઘારુ જમણી તરફ કૂદી પડી શકે.

પાડો શિંગડાં ઊંચાં રાખી ડોક ફેરવે છે અને ઘરડી એ બેની વચ્ચેથી પસાર થઈ જાય છે કે તરત જ વાઘારુ કૂદીને નીચે ઊતરે છે. જમીનમાં હાથ નાંખતાં જે ડાળી મેળવે છે તેને બે હાથમાં ઊંચકે છે; 'સા-લો' કહી સીધો જ પેલા પાડાના ડાબા જડબા પર મારે છે. ડાળી તૂટી જાય છે. પોતાના હાથમાંનો ટુકડો ફેંકી દઈ વાઘારુ દોડતો જઈ બીજી એક ડાળી ઉપાડે છે. વાઘારુના એ હાથનો સખત માર પેલા પાડા માટે સહન કરવો શક્ય નથી. તે તેનું મોઢું વધારે ને વધારે ડાબી તરફ ફેરવે છે. એટલી વારે તો વાઘારુના હાથની ડાળી સખત જોરથી એના પર તૂટી પડે છે, પણ જડબું ઊંચું હતું એટલે એકદમ મોં પર. પાડો બે પગ પાછળ હઠ્યો હતો; આગળના બે પગ થોડા ઊંચા કરી ડોક ઊંચી કરી તે મોઢું બચાવી લે છે. બીજી વાર માર ખાધા પછી મોઢું નીચું કર્યા વિના જેટલું ફરી જઈ શકે છે તેટલું ફરી તે દોડવા લાગે છે. વાઘારુ તેના પગલે પગલે કેટલાંક પગલાં દોડે છે; પછી 'સા-લો, જતો'તો ને, જંગલી ભેંસની પાછળ પડ', કહી ઊભો રહી જાય છે. ભોખા પેલા પાડાની પાછળ પાછળ દોડતો જ રહે છે.

વાઘારુ હવે પેલી ભેંસ પાસે આવે છે. ભેંસ એક જગ્યાએ જ ઊભી હતી. કોઈ ઠેકાણે ઘા થયો છે કે કેમ તે જોવા વાઘારુ શિંગડાં પકડી, ફેરવી ફેરવીને મોં જુએ છે, બે આંખો તપાસે છે. તેના પગ જમણી-ડાબી તરફ ફેરવી જડબું અને ડોકની જોડાણની જગ્યાએ પોચા માંસવાળા ભાગને જોઈ લે છે. ભેંસના શરીરે બીજે ક્યાંય વાગ્યું હોય તો દેખાયા વિના રહે નહિ.

વાઘારુના હાથનો સ્પર્શ મળતાં જ ભેંસને જાણે આનંદ આનંદ થઈ જાય છે.

તે તેની ડોક ધીરે ધીરે ઊંચે લાવી રાખે છે, ધીમેથી. નાની ભેંસ છે. ડોક જરા લંબાવતાં જ વાઘારુના માથાને અડે છે. વાઘારુ તેના ગળા આગળની ગોદડી પર હાથથી પંપાળ્યા કરે છે, 'હોય, હોય'.

પાસેની તેમ જ પાછળની ભેંસો સમજી લે છે કે મુશ્કેલી ટળી ગઈ છે. દરમ્યાન તેમાંની કેટલીક બેસી ગઈ છે, જાણે અહીં લાંબા સમય સુધી રહેવાનું ના હોય! કોઈ કોઈ ચૂપચાપ ઊભી જ રહે છે. કોઈ કોઈ જમીનની ગંધ સૂંઘે છે અને મોંમાં ઘાસ નાખે છે.

ધણ ફરીથી ધણ જેવું થઈ ગયું છે.

વાઘારુ થોડું ચાલી જોવા માટે આગળ જાય છે.

80

## ધણ દ્વારા સમાજસેવા

અવાજ સાંભળીને વાઘારુ સમજી શકે છે કે ક્યાંક ખૂબ કાપવા કરવાનું ચાલી રહ્યું છે. ફૉરેસ્ટમાં અવાજ સાંભળીને દિશા નક્કી કરવી લગભગ અસંભવ છે. પણ વાઘારુ જાણે છે કે લાકડાં કાપતાં ડાબી તરફના વનમાં કંઈ બન્યું હશે. ત્યાં એક રસ્તો છે — ફૉરેસ્ટની અંદર જેવો રસ્તો હોય તેવો પથ્થરો પાથરેલો — પણ તેની ઉપર પાંદડાં પડી પડીને પોચાં થઈ ગયાં છે. એ રસ્તેથી ટ્રકગાડી અંદર સુધી આવી શકે છે. વાઘારુ જોવા માટે એ દિશા તરફ જ આગળ વધે છે.

ફૉરેસ્ટની જે બધી જગ્યાએ કેટલાય દિવસોથી કેટલાંય ઝાડ કાપવામાં આવ્યાં છે ત્યાં તળિયેનું જંગલ પહેલાં કાપી કરીને સાફ કરી લે છે. એ બધી જગ્યા ઘણે દૂરથી જોઈ શકાય છે. એ જ રીતે વાઘારુ જોઈ શકે છે કે તેની આગળનું ઘણું બધું જંગલ વટાવ્યા પછી ઘણા બધા લોકો ભેગા થઈ ઝાડ કાપે છે. ફક્ત ઝાડને કાપે છે એટલું જ નહિ, પણ કાપેલાં ઝાડનાં ડાળાં-પાંદડાં જુદાં કરે છે. કુહાડી મારવાનો, હાં-ઈ હાં-ઈ અવાજ, અહીં સુધી સંભળાય છે. ત્યાં ઊભો ઊભો જ વાઘારુ આ બધું જુએ છે.

ઊભો ઊભો તે જુએ છે કે માત્ર ડાળાં-પાંદડાં જુદાં પાડે છે એટલું જ નથી, પણ પછી ખૂબ મોટાં આખાં ઝાડનાં થડિયે દોરી બાંધી ખેંચીને લઈ જવાં પડે છે. વાઘારુ એક ઝાડને ખેંચી જતાં જુએ છે. કેવી રીતે ખેંચીને લઈ જાય છે તેમાં હવે વાઘારુને કંઈ નવું નહોતું. એ તરફ ક્યાંકથી કદાચ ટ્રકગાડી આવે છે.

પરંતુ આ બધા લોકો ભેગા થઈને વાઘારુને જુએ છે. પહેલાં તો જ્યારે જેની દૃષ્ટિ પડે ત્યારે જોઈ લે છે, પણ હવે વારે વારે, ફરી ફરીને જુએ છે. જાણે વાત તો જોવાની જ છે. આવા વનમાં વાઘારુ જેવો એકલો માણસ! વાઘારુની આસપાસ કોઈ ગાયભેંસ

તો છે નહિ. હોત તો પેલા એટલે દૂરથી પણ સમજત કે વાઘારુ કોણ છે.

છેક સુધી પેલા એટલી બધી વાર વાઘારુને જો જો કરતા રહ્યા કે પછી વાઘારુ ત્યાં ઊભો જ રહેતો નથી. પણ પાછા જવા ફરતાં જ પેલી જગ્યાએથી બૂમો શરૂ થઈ જાય છે, 'હે-એ-ઈ, એ-ઈ, સાંભળો, એય સાંભળો.' બૂમોમાં એવી એક ઉતાવળ હતી કે વાઘારુને થાય છે કે ઊભા રહી જવું બરાબર નથી. વાઘારુ જલદી જલદી ચાલવાનું શરૂ કરે છે. ત્યાં તેની પાછળ કોઈ દોડતું હોય એવું લાગે છે. વાઘારુ પણ દોડવા જતાં પહેલાં ડોક ફેરવીને જોઈ લે છે — ખાખી પોશાકમાં ફૉરેસ્ટ ગાર્ડ છે તે ઊભો રહી જાય છે.

તેને ઊભો રહી ગયેલો જોઈ ફૉરેસ્ટ ગાર્ડ પણ હવે દોડતો નથી, ચાલે છે. થોડું ચાલ્યા પછી જ્યારે તે વાઘારુને પૂરેપૂરો જોઈ શકે છે ત્યારે તેય ચાલતો નથી ત્યાં જ ઊભો રહી હાથ ઊંચો કરી વાઘારુને બૂમ પાડે છે.

જ્યાં લાકડાં કાપવાનું ચાલતું હતું ત્યાંના લોકો તાકીતાકીને જુએ છે. વાઘારુ ફૉરેસ્ટ ગાર્ડની તરફ આગળ વધે છે. ડાયનાના આ જંગલમાં આવ્યા પછી આવા એકલા એકલા વાઘારુને લગભગ કોઈ દિવસેય આટલા અપરિચિત માણસની આગળ એક વિદેશીની જેમ ઊભું રહેવું પડ્યું નથી. તેની સાથે ધણ તો રહે છે જ. બધા જ તેને તાકીને જોતાં 'મહિષાલ' - ગોવાળ - કહીને ઓળખી લઈ શકે છે, વાઘારુને પોતાને આશ્ચર્ય થાય છે કે તેઓ તેને ઓળખી શકતા નથી. માત્ર આ કેટલાક દિવસનો આ પરિચય તેની પોતાની પાસે એટલો પરિચિત બની ગયો છે! વાઘારુના કામના પરિચયથી પણ તે પોતે શું એવો ટેવાઈ ગયો છે કે એ પરિચય સિવાય આ એક માણસની સન્મુખ થવામાં પણ તેને સંકોચ થાય છે?

વાઘારુ જેમ જેમ તેની પાસે આવે છે તેમ તેમ ફૉરેસ્ટ ગાર્ડ વાઘારુને પૂરેપૂરો જુએ છે. અને જ્યારે વાઘારુ તેની સામે જઈને ઊભો રહે છે ત્યારે જોવાનું કશું બાકી રહ્યું નથી. ફૉરેસ્ટ ગાર્ડ તેને ઊભો જ રાખે છે; થોડી વાર પછી તે તેને પૂછે છે, 'તું અહીં ક્યાંથી આવ્યો છે?'

'મારો ઢોરવાડો છે, ત્યાં પણે.'

'ઢોરવાડો? કોનો ઢોરવાડો?'

'ગયાનાથ જોતદારનો.'

'ઓ! ક્યાં આવ્યો છે તારો ઢોરવાડો?'

'ઓ પેલી બાજુ', વાઘારુ હાથ ઊંચો કરીને દિશા બતાવે છે.

'અહીં શું કરે છે?'

'કશું નહિ.'

'ઢોરવાડો ત્યાં; તમે અહીં; અને કશું નહિ?'

'ના. એ બાજુએ ઝાડ કાપવાનો અવાજ સાંભળ્યો તેથી—'

'તેથી શું?'

'જોવા આવ્યો છું — કોણ કાપે છે, શું કાપે છે.'

'રાતે ક્યાં રહે છે? અહીં?'

'ડાયના નદીના ભાઠામાં —'

'ઓ....સારું....'' ગાર્ડને જાણે શાંતિ થાય છે. 'આજે અહીંથી જલદી જતો રહે.'

ફૉરેસ્ટ ગાર્ડ આકાશ બતાવે છે, 'જલદી જતા રહો, ગ્રહણ થવાનું છે.'

'ગરહણ? આજે? હમણાં?'

'હાં — લગભગ બપોરના બે પછી.'

'બપોર તો થઈ ગઈ ને?'

ફૉરેસ્ટ ગાર્ડ ફરીથી આકાશ તરફ જુએ છે, 'ના ના, હજુ તો બાકી છે.'

'ના, હું તો હમણાં જ જઉં છું. મને નીચે ઊતરતાં ટાઈમ લાગશે. ગરહણ થશે? આજે?'

ફૉરેસ્ટ ગાર્ડ સાથે જ્યારે વાઘારુની વાતચીત ચાલી રહી છે ત્યારે લાકડાં કાપનારાઓની અંદરથી એક જણ આગળ આવે છે. તેના પોશાક પરથી સમજી જવાય છે કે તે લાકડાં કાપનાર માણસ નથી, તેના માણસો લાકડાં કાપે છે — તે તો કૉન્ટ્રેક્ટર છે. તે વાતચીત સાંભળીને ગાર્ડને કહે છે, 'એની પાસે તો ભેંસો છે.'

'હાં — ગાય-ભેંસનું ધણ.'

'અમારાં ઝાડ-પાન ખેંચી આપ ને. જે પૈસા થશે તે આપીશું. તો અમારું કામ જલદી જલદી થઈ જશે.'

ગાર્ડ આ વાત સાંભળી વાઘારુને પૂછે છે, 'શું? કરીશ ને?'

'શું?'

'તારી બેચાર ભેંસને લઈ આવ. આ કાપેલાં ઝાડ-ઝાંખર તે ખેંચી જશે.'

'પૈસા મળશે. પૈસા!'

'તમે કહ્યું ને ગરહણ થવાનું છે. મારે તો ઢોરવાડા સુધી નીચે જવાનું છે — છેક ડાયનાના ભાઠામાં. નીચે.'

'અરે સાલાને જવાની ઉતાવળ છે. આ માણસ ગ્રહણ પહેલાં વન છોડીને જતો રહેવા માગે છે. કાપેલાં ઝાડની હારની હાર શું અહીં મૂકીને જઈશું? લાકડાં ચોરનાર ચોરી નહિ કરી જાય? તું લાકડાંચોર છે?'

'હું લાકડાંચોર નથી કંઈ. તો લઈ આવું? ભેંસ?'

ગાર્ડ આ વખતે કૉન્ટ્રેક્ટરને પૂછે છે, 'શું? લાવશો?' કૉન્ટ્રેક્ટર વાઘારુને પૂછે છે, 'કેટલે દૂર છે તારી ભેંસો?'

'એ તો પેલી બાજુ, પે...લી બાજુ'

'લઈ આવી શકીશ? ઝટ ઝટ કરીને લાવીશ?'

'હમણાં જ જઉં છું. લઈ આવું છું. તમારે બાબુ કેટલી લાવવી છે?'

'અરે, બેચાર તો લાવવી જ પડશે. અમારે હવે વધારે ઝાડ તો બાકી નથી. ખેંચીને પેલી તરફની નાળીમાં નાખવાનાં છે. તે પછી અમે પૈસા ફૈસા આપી જતા રહીશું. કાલે સવારે જ ફરી આવીશું. આજની રાત પૂરતું જ સાવધાન થવાનું છે.'

'ઓ — અહીંથી તાણી ત્યાં નાખવાનું છે? ટ્રકમાં નાખીને નહિ લઈ જાવ? હું આવું છું અહીં, ઊભા રહો.' — વાઘારુ જવા માટે તૈયાર થતાં જ ગાર્ડ કહે છે, ''તું આજની રાત અહીં રહી જા ને; લાકડાંનો પહેરો ભરજે, પૈસા મળશે.'

વાઘારુ થોડો વિચારમાં પડી જાય છે. 'ના, બાબુ ના, એ હું ના કરી શકું.'

'શા માટે ના કરી શકે? તને પૈસા મળશે.'

'ના બાબુ, ગરહણ થશે. વનમાં મારી ભેંસોને શું થાય, શું ના થાય!''

'શું વળી થવાનું છે? રહી જા, રહી જા ને!'

વાઘારુ લગભગ રહી જવા તૈયાર થઈ જવામાં છે, ત્યાં જ તેને યાદ આવે છે કે સવારે તો દૂધની ગાડી આવશે.

'ના બાબુ, હું રહી શકીશ નહિ. સવારે તો દૂધની ગાડી આવશે. દૂધ દોહી આપવું પડશે. હું મારી ભેંસો લાવી દઈશ. તમારાં ઝાડ ખેંચી આપીશ. ઊભા રહો લાવું છું.' વાઘારુ હવે વધારે ઊભો રહેતો નથી. પાછો વળીને જલદી જલદી તેના ધણ ભણી ચાલવા માંડે છે. તેઓ વાઘારુને જોઈ શકે છે — તે એવો જલદી ચાલે છે કે તે પહેલાં જ્યાં ઊભો હતો તે પણ પાર કરી જઈ દૂરના જંગલની પાછળ ચાલી જતો દેખાતો નથી. તે પછી તેમને વાઘારુનો અવાજ સંભળાય છે, —'એ ઈ, ટ-ર્-ર્-ર્-એ, ટ-ર્-ર્-ર્-એ'.

એનો એ અવાજ કેટલીયે વાર જુદો જુદો થઈ ઊઠે છે, ઘડીક નીચો થાય છે. વળી પાછો ઊંચો, વળી નીચો. તે પછી તો આવતો જ નથી. પણ થોડી વારમાં જ વાઘારુ એક ભેંસ પર બેઠેલો દેખાય છે, અને તેની પાછળ બીજી ત્રણ ભેંસો છે. વાઘારુ જે રસ્તો વટાવીને એક વાર આવ્યો છે અને એક વાર ગયો છે તે રસ્તો જાણે તેને કેટલોય જાણીતો થઈ ગયો છે. વાઘારુ એ જાણીતા રસ્તે ચાર ભેંસો લઈને બધા લોકોની વચ્ચે ચાલી આવે છે. ચાલી આવે છે એકદમ લાકડાં કાપનારાઓની ટુકડી વચ્ચે.

લાકડાં કાપનારાઓની સંખ્યા કંઈ ઓછી નથી. એક ટુકડી કાપેલાં ઝાડનાં ડાળાં-પાંદડાં સાફ કરે છે. અને બીજી ટુકડી એ સાફ કરેલાં ઝાડને તાણીને લઈ જાય છે. પણ ચાર ચાર ભેંસો સાથે અહીં વાઘારુ આવી પહોંચતા લાગે છે કે જાણે આખી જગ્યાને વાઘારુએ જ ભરી દીધી — આટલી વારના આ લાકોને નગણ્ય કરીને. 'બાબુ, દોરી લાવો, દોરી' — વાઘારુ ભેંસની પીઠ પરથી નીચે ઊતરી બોલે છે,

અને બધાંય પોતાનું કામ રોકી વાઘારુના કામને જોવાનું શરૂ કરે છે.

વાઘારુ પેલા 'પાડા'ને લાવ્યો છે, બુઢ્ઢા બળદ અને ભેંસને લાવ્યો છે, અને એક તગડી ભેંસ લાવ્યો છે. વાઘારુ દોરીનો એક છેડો પડેલા ઝાડના ઉપરના સારા પોલાણમાં બાંધી દે છે. બીજો છેડો બાંધી દે છે બે ભેંસની છાતી નીચે, પગની ઉપરની બાજુએ. બહુ દૂર સુધી તો ખેંચવાનું નથી. થોડે જ દૂર લાંબી નાળીમાં નાંખવાનું છે. એની પાસે નાંખી દે તો ય લોકો ઠેલા મારી ગબડાવી દેશે. અહીં તો કંઈ ધૂંસરી નથી. છાતીની આસપાસ બાંધી દેવાથી જાણે ડોક હલાવીને લઈ જાય છે એ રીતે ખેંચીને લઈ જશે. બે ભેંસની વચ્ચે ઝાડને જમીનથી થોડું ઊંચું કરી લેવું પડે છે.

વાઘારુ પેલા પાડા સાથે એક બુઢ્ઢાની અને મહિષાણીની સાથે બીજા બુઢ્ઢાની જોડ કરી દે છે. બન્ને જોડાંનાં ગળામાં ઝાડ બાંધી દઈ તે ટ-ર્-ર્-ર્ અવાજ કરતો પાછળ જાય છે. ફૉરેસ્ટની જમીન ઉપરથી કશું પણ ખેંચીને લઈ જવામાં મુશ્કેલી છે. ઊંચું-નીચું, કાપેલાં ઝાડનો કચરો, ઠૂંઠાં, ખાડાં — એ બધાંને લીધે અવરોધ ઊભા થાય છે. વાઘારુ એમની પાછળ ને પાછળ રહી એક વાર એકનો અવરોધ ખસેડી દે છે, બીજી વાર બીજું અટકી જતાં તે ખસેડી દે છે.

આમ ઠેકતાં ઠેકતાં જાય તો દોરીના ફાંસામાં ભરાયેલા ઝાડને લઈ જવા માટે છ-આઠ માણસોને અર્ધો કલાક — પિસ્તાલીસ મિનિટ થઈ જાય; વાઘારુને તેની બે જોડ ભેંસ દ્વારા તે લઈ જવામાં અર્ધો જ સમય લાગે છે, તે પણ એક સાથે બે. પરિણામે બે વારમાં ચાર ઝાડ ખસેડ્યાં પછી સમગ્ર ઘટના જાણે વાઘારુના નેતૃત્વ હેઠળ ઘટી હોય એવું દેખાય છે.

અત્યારે વાઘારુ અને તેની ચાર ભેંસો સિવાય આ લાકડાં ખસેડવાનું બન્યું જ હોત કેવી રીતે?

## 81

## ધણનું પ્રત્યાવર્તન

વાઘારુ હવે તેનું આખું ધણ લઈને ફૉરેસ્ટનું ચઢાણ છોડીને નદીના કિનારે ઝડપી ગતિએ નીચે ઊતરી આવે છે. ઘરડીની પીઠ પર બેઠેલો તે બધામાં છેક છેડે છે. ઢીંચણ વાળીને બેસી તે એક વાર જમણી તરફ, બીજી વાર ડાબી તરફ, વળી આગળની બાજુ એમ માત્ર જીભ અને ડચકારા દ્વારા અવાજ કરતો જાય છે — 'ટ-ર્-ર્-ર્-અ, 'ટર્-ર્-ર્-ર્-અ, 'ટર્-ર્-ર્-ર્-અ'. આ અવાજની સંગતિમાં જાણે આખું ધણ એક સૈન્યની ટુકડીની માફક, ઝાડ-ઝાંખર, ડાળાં-પાંદડાં ભાંગતું, ઢાળ

વટાવતું સીધું ચાલી જાય છે. તેઓ ઉપર ચઢ્યા હતા પહાડની જમણી તરફ ચઢીને હવે ઊતરે છે પહાડના ડાબા ઢાળ પર થઈને. ઘરડી સમજી જાય છે કે ઢોરવાડામ જલદી જલદી જવાનું છે. તે વચ્ચે વચ્ચે ડોક સીધી ઊંચી કરી આકાશમાં અવા કાઢે છે — 'આં આં આંફ્ફ્ આં આં આં ફ્!' ભોખા ઘરડીની પાસે જ ડોલત ડોલતો દોડતો દોડતો ચાલે છે. ચાર વાછડાં કોઈ વાર પાછળ પડી જાય છે. મોટે ભાગે તો બધો વખત વાઘારુ અને ઘરડી આગળ હોય છે. અને વાઘારુ બે હાથ બે બાજુ ઊંચકી ઘરડીની પીઠ પરથી આખા ધણને હાંકે છે, 'ટ-ર્-ર્-ર્-અ, 'ટ-ર્-ર્-ર્-અ!'

'ઝટઝટ ચલ, ઝટઝટ; ગ્રહણ થવાનું છે, ગ્રહણ; આકાશમાં અંધારું થઈ જશે, પંખીનું ટોળું સંધ્યા થતાં પહેલાં માળા તરફ પાછું ફરશે; વાઘ, હાથી, ગેંડો — રાત પહેલાં બહાર આવી પહોંચશે; દિવસ પૂરો થાય તે પહેલાં વનમાં રાત ઊતરી આવશે, 'ટ-ર્-ર્-ર્-અ, 'ટર્-ર્-ર્-ર્-અ'.

ઘરડી આગળ જઈ શકતી નથી. આગળની ભેંસો ઊભી રહી ગઈ છે. ડોક ઊંચી કરીને ઘરડી જુએ છે કે શું થયું છે! તેનાં શિંગડાં પકડી વાઘારુ ઊભો રહે છે. ઊભા રહેવાનું થયું એટલે ભોખા હાઉ હાઉ કરીને બૂમો પાડી ઊઠે છે. પણ પછી ફરીથી ડગલું ડગલું ચાલવાનું શરૂ થાય છે. ગતિ ઓછી થઈ જાય છે. વાઘારુ ઘરડીની પીઠ પરથી કૂદીને નીચે ઊતરી ગોચરની દિશામાં દોડે છે. ભોખા તે સાથે જ તેની પાછળ દોડે છે. ધણ એકદમ ભેગું થઈ જવાથી વચ્ચેથી જવાનો રસ્તો બંધ છે. વાઘારુએ બાજુએથી દોડવાનું છે.

ધણના મોં આગળ જઈને જુએ છે તો ઢાળની જે તરફથી ધણ જમણી તરફ વળે છે એ ફૉરેસ્ટ અને તળિયેસ્સી નદીના કાંઠાની વચ્ચે જંગલમાં જ્યાંથી દાખલ થવાનું છે ત્યાં એક મોટો ખાડો થઈ ગયો છે. પણ તેથી કોઈ ભેંસ અટકી જતી નથી. તેઓ બાજુની સપાટ જમીન પર સાવધાનીથી પગ મૂકી ડાબી તરફની માટી પથ્થરની દીવાલને શરીર ઘસી પાર થઈ જાય છે. એટલે, જેટલા જોરથી નીચે ઊતર્યા હતા તેટલા જોરપૂર્વક હવે નીચે ઊતરી શકતા નથી. ઘણી બધી ભેંસો પાર થઈ ગઈ છે. વાઘારુ પાછળ ફરી જોઈ લે છે કે કેટલી બાકી છે. વળી જે બધી પાર કરી ગઈ છે તે પાછી અલગ પડી જાય તો! તેમાં વળી ગ્રહણનું અંધારુ થઈ જાય તો એ બધી ભયની મારી આમ-તેમ થઈ જશે. 'ગ્રહણનો ભય છે, બહુ ભય છે! વાઘારુ ભોખાને આગળના રસ્તે આંગળી દર્શાવી ચીસ પાડે છે, 'સાંભળ, સાંભળ.' ભોખો કૂદકો ભરી પેલો ખાડો વટાવી સામે જતો રહે છે. ભોખો જોશે એટલે જાણશે કે વાઘારુ છે. વાઘારુ ખાડાની બે બાજુ પગ રાખીને ઊભો છે. પછી જે ભેંસ પાર કરે છે તેના શરીરને થોડો ઠેલો દેતો રહે છે. એટલે ભેંસોનો ભય ટળી જાય છે — વાઘારુનો સ્પર્શ થાય એટલે, અથવા તો પેલા ખાડાની પાસેથી થોડીસરખી મદદ એમને એ વટાવવામાં સહજ બની જાય છે. તેથી જલદી જલદી પાર કરી દેવાનું

શરૂ કરી દે છે. પાછળ ઘરડીના હાંકોટા સંભળાય છે, 'આં આં આં ફ્!' વાઘારુ ડોક ફેરવીને વળતો અવાજ કરે છે, 'એઈ રે...અ...અ.'

પેલા 'પાડા'ને વાઘારુ રોકી દે છે. ધણની વચ્ચે જો કોઈ ગરબડ થઈ હોય? સાંકડા રસ્તા પર? એના કરતાં એને તેની સામે જ રાખવો વધારે સારું.

પણ પેલા 'પાડા'ને અને પછી ઘરડીને પાર કરાવવાનું મુશ્કેલ બની જાય છે. 'પાડા'ને તો તોય ખેંચીને ચલાવી લઈ શકે છે — વાઘારુ તેને બીજી તરફની ચડાઈ સાથે ઠેલી પકડી રાખે, તોપણ ઘરડીને પાર કરી શકે નહિ, તેનું પેટ બેય બાજુ એટલું મોટું છે કે પેલા ખાડાની બાજુએ ઘસાઈને જવું તેના માટે અસંભવ છે. વાઘારુ એક વાર પ્રયત્ન કરે છે કે બે હાથ વડે તે ઘરડીને એક બાજુ ઊંચકી દઈ શકે છે કે નહિ, પણ ઘરડીનું વજન તો પહાડ કરતાંય વધારે છે.

બધી ભેંસો પાર કરી ગઈ છે. પેલા વળાંક પરના ખાડા આગળ માત્ર ઘરડી અને વાઘારુ છે. ઘરડી તેના આટલા દિવસની અભિજ્ઞતાથી સમજી જાય છે — પાછળ કોઈ વિપત્તિ આવી પડી છે. વાઘારુના મનમાં એક ગણતરી થઈ જાય છે — ઘરડીનું તો આમેય ધણમાં કોઈ કામ નથી, અને એ અહીં એકલી રહેશે તોપણ ગોચરમાં કોઈ નુકસાન થવાનું નથી. કાલે સવારે આવીને ઘરડીને શોધી લઈ જવાની. વાઘારુ ઘરડીની પીઠ પર એવો શીતળ હાથ ફેરવે છે કે જાણે તેની આ ગણતરીની વાત જણાવી દેવાય છે. ઘરડી આકાશ તરફ મોં ઊંચું કરે છે — 'આં-આં-આંફ્' અવાજથી તે બૂમ પાડે છે. ઘરડી આકાશ તરફ મોં ઊંચું કરે છે ત્યારે લાગે છે કે આકાશ તૂટી પડશે.

આ તરફ ધણ નીચે ઊતરતું જાય છે. વાઘારુ આકાશ તરફ જુએ છે, શું ગ્રહણ શરૂ થઈ ગયું? તે કૂદકો ભરી ઉપર આવી દોડે છે — થોડી મોટી મોટી ડાળીઓ છે કે નહિ. ઘરડી અસ્થિર પગલે આકાશ તરફ મોં ઊંચું કરી વાઘારુ તરફ ફરે છે.

વાઘારુ પોતાના હાથમાં જેટલી ડાળીઓ આવે છે તે લઈને દોડતો આવી ખાડા પર નાખી દઈ લગભગ આડો પડી જાય છે; બે હાથ વડે એ બધી ડાળીઓને પકડી રાખી કેલ્વર્ટ જેવું કરી ડચકારાથી બૂમ પાડે છે — 'ટર્-ર્-ર્-ર્-અ, 'ટર્-ર્-ર્-ર્-અ'.

ઘરડી તેની આગળ જમણો પગ લાવે છે. લાવીને થોડી રાહ જુએ છે. પછી જમણો પગ થોડો વધારે આગળ લઈ જાય છે. લઈ જઈને ફરીથી થોડી રાહ જુએ છે. તે વખતે તેનો પાછળનો જમણો પગ ખાડાની એકદમ પાસે છે, અને આગળનો ડાબો પગ માટીમાં બરાબર મજબૂત છે; પાછળનો ડાબો પગ હવામાં સહેજ આગળ છે. ઘરડી જાણે વાઘારુને હજી થોડો સમય આપે છે. ડાળીઓને વધારે જોરથી પાસે પાસે પકડી રાખી વાઘારુ આ વખતે તેનો છેલ્લો સંકેત આપે છે, ''ટ-ર્-ર્-ર્-અ, 'ટ-ર્-ર્-ર્-અ'. સંકેત પૂરો થતાં ન થતાંમાં તો ઘરડીનો આગળનો જમણો પગ જાણે કાદવને વટાવી જાય છે અને પાછળનો જમણો ડાળીઓને અડ્યો ના અડ્યો ને

આગળ ચાલી જાય છે.

વાઘારુ કૂદીને ઊભો થઈ જાય છે. ધરડી ઊભી હતી. તેની પીઠ પર બે હાથ મૂકી વાઘારુ તેના શરીરને હલાવતાં જ તે ચાલવાનું શરૂ કરી દે છે. વાઘારુ પછી બેસી શકે છે. ધરડી જેટલું શક્ય છે તેટલું જલદી ચાલવાનું શરૂ કરે છે. ઢોરવાડામાં જવું એ એટલું દૂર જવાની વાત નથી. વાઘારુ એક વાર ઊંચે અવાજે ચીસ પાડી ઊઠે છે, 'હે એ...એ... ભોખા'. તેની બૂમ પૂરી થતાં પહેલાં જ ધરડી તેની ડોક આકાશ તરફ ઊંચી કરી ફેંકે છે — 'આં-આં-આં-ફ્'. જવાબમાં ભોખાનું ભોં ભોં સંભળાય છે — પાસેથી જ, કદાચ એકબે વળાંક જ નીચે છે, હવે તો જંગલમાં ઊતરી ગયા છે. વચ્ચેનાં કોઈ કોઈ પોલાણમાંથી નદીનો કાંઠો પણ દેખાઈ જાય છે. વાઘારુ આકાશમાં તાકીને જુએ છે; તેની સામેના પશ્ચિમના પહાડની ઉપર હવે સૂર્ય ગોળ રહ્યો નથી; 'ચંદ્રના પડછાયાથી ગ્રહણ થયું છે, ગ્રહણ થઈ ગયું છે, 'ટર્-ર્-ર્-અ. 'ટર્-ર્-ર્-અ. ધરડી તેનાથી શક્ય તેટલી તેની ગતિ વધારે છે.

સૂર્ય તરફ જોવાથી વાઘારુની આંખમાં અંધારાં આવ્યાં છે, તે કશું જોઈ શકતો નથી. તે આંખો બંધ કરી દે છે, અંદાજે ધરડીનાં બે શિંગડાં શોધે છે, પકડી લે છે. પણ તે સાથે જ વિચારે છે કે આ વખતે શિંગડાં પકડી લેતાં ધરડીને ઊતરવામાં મુશ્કેલી પડશે. ધરડી કાનની ઝાપટ મારી વાઘારુને આશ્વાસન આપે છે અને તેનું ડોલવાનું વધારે છે.

આંખો બંધ રાખીને જ વાઘારુ 'આં-આં-આં —' બૂમ સાંભળે છે. તે આંખો ઉઘાડી દે છે. થોડું ઝાંખું ઝાંખું. પણ હવે દેખાય છે. એક ભેંસ બૂમ પાડે છે. એક? કે પછી પછીની પણ? કે ભોખા? ના, ભોખાની બૂમ નથી. તો શું તેઓ પણ સૂર્યગ્રહણ જોઈ રહ્યા છે? વાઘારુને ખબર છે કે એ સંભવિત છે. ફરીથી પેલી 'આં-આં-આં' — બૂમ. એકલી જ. 'કઈ એકલી ભેંસ અત્યારે બૂમ પાડી રહી છે? પડી ગઈ હશે?' વાઘારુ જુએ છે કે સામે ભોખા ઊભો છે, ડોક ઊંચી કરીને ઊભો છે, પણ પૂંછડી પટપટાવે છે. તેને બીક લાગી નથી. 'પણ કંઈક થયું છે; ભોખા મૂંગો થઈ ગયો છે, કેમ? કેમ?' એકદમ વાઘારુને શંકા પડે છે કે ગાભણી ભેંસને બચ્ચું આવ્યું કે શું?

૬૨

## ધણમાં જન્મ

વળાંક લેતાં જ વાઘારુ જુએ છે કે જે વિચાર્યું છે તે જ થયું છે. પેલી ગાભણી ભેંસ પાછળના બે પગ પહોળા કરીને ઊભી છે અને તેને વચ્ચે રાખી બે બાજુએ

શરૂ કરી દે છે. પાછળ ઘરડીના હાંકોટા સંભળાય છે, 'આં આં આં ફ્!' વાઘારુ ડોક ફેરવીને વળતો અવાજ કરે છે, 'એઈ રે...અ...અ.'

પેલા 'પાડા'ને વાઘારુ રોકી દે છે. ધણની વચ્ચે જો કોઈ ગરબડ થઈ હોય? સાંકડા રસ્તા પર? એના કરતાં એને તેની સામે જ રાખવો વધારે સારું.

પણ પેલા 'પાડા'ને અને પછી ઘરડીને પાર કરાવવાનું મુશ્કેલ બની જાય છે. 'પાડા'ને તો તોય ખેંચીને ચલાવી લઈ શકે છે — વાઘારુ તેને બીજી તરફની ચડાઈ સાથે ઠેલી પકડી રાખે, તોપણ ઘરડીને પાર કરી શકે નહિ, તેનું પેટ બેય બાજુ એટલું મોટું છે કે પેલા ખાડાની બાજુએ ઘસાઈને જવું તેના માટે અસંભવ છે. વાઘારુ એક વાર પ્રયત્ન કરે છે કે બે હાથ વડે તે ઘરડીને એક બાજુ ઊંચકી દઈ શકે છે કે નહિ, પણ ઘરડીનું વજન તો પહાડ કરતાંય વધારે છે.

બધી ભેંસો પાર કરી ગઈ છે. પેલા વળાંક પરના ખાડા આગળ માત્ર ઘરડી અને વાઘારુ છે. ઘરડી તેના આટલા દિવસની અભિજ્ઞતાથી સમજી જાય છે — પાછળ કોઈ વિપત્તિ આવી પડી છે. વાઘારુના મનમાં એક ગણતરી થઈ જાય છે — ઘરડીનું તો આમેય ધણમાં કોઈ કામ નથી, અને એ અહીં એકલી રહેશે તોપણ ગોચરમાં કોઈ નુકસાન થવાનું નથી. કાલે સવારે આવીને ઘરડીને શોધી લઈ જવાની. વાઘારુ ઘરડીની પીઠ પર એવો શીતળ હાથ ફેરવે છે કે જાણે તેની આ ગણતરીની વાત જણાવી દેવાય છે. ઘરડી આકાશ તરફ મોં ઊંચું કરે છે — 'આં-આં-આંફ્' અવાજથી તે બૂમ પાડે છે. ઘરડી આકાશ તરફ મોં ઊંચું કરે છે ત્યારે લાગે છે કે આકાશ તૂટી પડશે.

આ તરફ ધણ નીચે ઊતરતું જાય છે. વાઘારુ આકાશ તરફ જુએ છે, શું ગ્રહણ શરૂ થઈ ગયું? તે કૂદકો ભરી ઉપર આવી દોડે છે — થોડી મોટી મોટી ડાળીઓ છે કે નહિ. ઘરડી અસ્થિર પગલે આકાશ તરફ મોં ઊંચું કરી વાઘારુ તરફ ફરે છે.

વાઘારુ પોતાના હાથમાં જેટલી ડાળીઓ આવે છે તે લઈને દોડતો આવી ખાડા પર નાખી દઈ લગભગ આડો પડી જાય છે; બે હાથ વડે એ બધી ડાળીઓને પકડી રાખી કેલ્વર્ટ જેવું કરી ડચકારાથી બૂમ પાડે છે — 'ટર્-ર્-ર્-ર્-અ, 'ટર્-ર્-ર્-ર્-અ'.

ઘરડી તેની આગળ જમણો પગ લાવે છે. લાવીને થોડી રાહ જુએ છે. પછી જમણો પગ થોડો વધારે આગળ લઈ જાય છે. લઈ જઈને ફરીથી થોડી રાહ જુએ છે. તે વખતે તેનો પાછળનો જમણો પગ ખાડાની એકદમ પાસે છે, અને આગળનો ડાબો પગ માટીમાં બરાબર મજબૂત છે; પાછળનો ડાબો પગ હવામાં સહેજ આગળ છે. ઘરડી જાણે વાઘારુને હજી થોડો સમય આપે છે. ડાળીઓને વધારે જોરથી પાસે પાસે પકડી રાખી વાઘારુ આ વખતે તેનો છેલ્લો સંકેત આપે છે, ''ટ-ર્-ર્-ર્-અ, 'ટ-ર્-ર્-ર્-અ'. સંકેત પૂરો થતાં ન થતાંમાં તો ઘરડીનો આંગળનો જમણો પગ જાણે કાદવને વટાવી જાય છે અને પાછળનો જમણો ડાળીઓને અડ્યો ના અડ્યો ને

આગળ ચાલી જાય છે.

વાઘારુ કૂદીને ઊભો થઈ જાય છે. ઘરડી ઊભી હતી. તેની પીઠ પર બે હાથ મૂકી વાઘારુ તેના શરીરને હલાવતાં જ તે ચાલવાનું શરૂ કરી દે છે. વાઘારુ પછી બેસી શકે છે. ઘરડી જેટલું શક્ય છે તેટલું જલદી ચાલવાનું શરૂ કરે છે. ઢોરવાડામાં જવું એ એટલું દૂર જવાની વાત નથી. વાઘારુ એક વાર ઊંચે અવાજે ચીસ પાડી ઊઠે છે, 'હે એ...એ... ભોખા'. તેની બૂમ પૂરી થતાં પહેલાં જ ઘરડી તેની ડોક આકાશ તરફ ઊંચી કરી રેંકે છે — 'આં-આં-આં-ફ્'. જવાબમાં ભોખાનું ભોં ભોં સંભળાય છે — પાસેથી જ, કદાચ એકબે વળાંક જ નીચે છે, હવે તો જંગલમાં ઊતરી ગયા છે. વચ્ચેનાં કોઈ કોઈ પોલાણમાંથી નદીનો કાંઠો પણ દેખાઈ જાય છે. વાઘારુ આકાશમાં તાકીને જુએ છે; તેની સામેના પશ્ચિમના પહાડની ઉપર હવે સૂર્ય ગોળ રહ્યો નથી; 'ચંદ્રના પડછાયાથી ગ્રહણ થયું છે, ગ્રહણ થઈ ગયું છે, 'ટર્-ર્-ર્-અ, 'ટર્-ર્-ર્-અ. ઘરડી તેનાથી શક્ય તેટલી તેની ગતિ વધારે છે.

સૂર્ય તરફ જોવાથી વાઘારુની આંખમાં અંધારાં આવ્યાં છે, તે કશું જોઈ શકતો નથી. તે આંખો બંધ કરી દે છે, અંદાજે ઘરડીનાં બે શિંગડાં શોધે છે, પકડી લે છે. પણ તે સાથે જ વિચારે છે કે આ વખતે શિંગડાં પકડી લેતાં ઘરડીને ઊતરવામાં મુશ્કેલી પડશે. ઘરડી કાનની ઝાપટ મારી વાઘારુને આશ્વાસન આપે છે અને તેનું ડોલવાનું વધારે છે.

આંખો બંધ રાખીને જ વાઘારુ 'આં-આં-આં —' બૂમ સાંભળે છે. તે આંખો ઉઘાડી દે છે. થોડું ઝાંખું ઝાંખું. પણ હવે દેખાય છે. એક ભેંસ બૂમ પાડે છે. એક? કે પછી પછીની પણ? કે ભોખા? ના, ભોખાની બૂમ નથી. તો શું તેઓ પણ સૂર્યગ્રહણ જોઈ રહ્યા છે? વાઘારુને ખબર છે કે એ સંભવિત છે. ફરીથી પેલી 'આં-આં-આં' — બૂમ. એકલી જ. 'કઈ એકલી ભેંસ અત્યારે બૂમ પાડી રહી છે? પડી ગઈ હશે?' વાઘારુ જુએ છે કે સામે ભોખા ઊભો છે, ડોક ઊંચી કરીને ઊભો છે, પણ પૂંછડી પટપટાવે છે. તેને બીક લાગી નથી. 'પણ કંઈક થયું છે; ભોખા મૂંગો થઈ ગયો છે, કેમ? કેમ?' એકદમ વાઘારુને શંકા પડે છે કે ગાભણી ભેંસને બચ્ચું આવ્યું કે શું?

## 82

## ધણમાં જન્મ

વળાંક લેતાં જ વાઘારુ જુએ છે કે જે વિચાર્યું છે તે જ થયું છે. પેલી ગાભણી ભેંસ પાછળના બે પગ પહોળા કરીને ઊભી છે અને તેને વચ્ચે રાખાં બે

બીજી ભેંસોએ હાર કરી દીધી છે. કેટલીક ભેંસો થોડી આગળ નમી ગઈ છે. અહીંથી સ્પષ્ટ દેખાય છે કે નદી, બ્રિજ, વાઘારુના પેલા પથ્થર, બીજા એકબે વળાંક વટાવતાં જ તેઓ નદી પર ઊતરી જઈ શકત.

ઘરડીની પીઠ પરથી કૂદીને ઊતરતાં વાઘારુ એક વાર જોઈ લે છે કે બહાર પ્રકાશનો રંગ ઝાંખો થયો છે કે નહિ. સૂર્યનું ગ્રહણ થવાનું શરૂ થયું છે તે તો વાઘારુએ જોયું છે. પ્રકાશ ઝાંખો થશે હજુ પછી. પડછાયા લાંબા થતાં થતાં એકદમ ક્યાંક ભળી જશે. પણ હજુ તો શિયાળ કે વનકૂકડા બોલી ઊઠ્યાં નથી. શું કોઈ રીતે પેલા બધાને બીજા બે વળાંક ઠેલી ઠેલીને લઈ નહિ જવાય? કંઈ નહિ તો નદી સુધી તો?

વાઘારુ દોડીને ભેંસની પાસે દોડી જાય છે. તે ડોક ફેરવીને ફરીથી પેલી એક બૂમ પાડે છે. વાઘારુ એનાં શરીરે, ગળા પર, મોં પર હાથ પસારી પાછળ આવીને જુએ છે, 'આં, આં, થઈ રહ્યું છે; વાછડાનું માથું દેખાય છે'; વાઘારુ દોડતો જઈ કેટલાંક ઝાડ-ઝાંખરાં તોડી લાવી નીચે પાથરી દે છે. ઘરડી આગળ આવી ઊંચેથી તેની મસ્ત ડોક પશ્ચિમના પહાડની ટોચ તરફ લંબાવી રાખે છે — જાણે પથ્થરની બનેલી ન હોય! તેની નીચે પેલી ભેંસ જમીનમાં પાછળના બે પગ ઠોકી 'આં...આં...' કરતી આકાશે પહોંચે એવી રાડ પાડે છે. વાઘારુ તેના બે હાથમાં ભેંસના બે પગ વધારે પહોળા કરી દઈ તેની પીઠ બે બાજુ ઠેલીને રાખે છે. પેલું પોલાણ પૂરેપૂરું ભરાઈ જાય છે — વાછડાના નાના ગોળ માથાથી. ભેંસ ફરીથી બૂમ પાડે છે — 'આં...આં..' અને તેના આગળના બે પગ પર ટેકો દઈ પાછી ફરવા માગે છે. પોલાણને થોડું વધારે મોટું કરી વાછડાનું માથું થોડું વધારે બહાર નીકળે છે. પણ અત્યારે જો વાઘારુ છોડી દે તો માથું ફરીથી અંદર ચાલી જાય. વાઘારુ તેની સઘળી શક્તિ દઈ વાછડાના બહાર નીકળવાનો માર્ગ વધારે પહોળો કરવા માગે છે, જેથી વાછડાનું માથું, કંઈ નહિ તો એટલું બહાર આવે કે તે બે હાથમાં પકડી લઈ શકે. એક વાર પકડી શકે તો તો વાઘારુ ખેંચીને બહાર લાવશે.

તે દરમ્યાન ભેંસના બે પગ પરથી લોહી, પાણી અને ચીકણો પદાર્થ પાતળો થઈ પીગળીને પડે છે. વાઘારુના બે હાથનાં કાંડાં પરથી પેલો તરલ પદાર્થ હાથ પર થઈ કોણી સુધી જઈ ટપ્ ટપ્ કરતો જમીન પર પડે છે. વાઘારુ તેના બે હાથનું જોર રાખવા માટે પોતાના બે પગ પહોળા કરી જમીન પર ઊભો રહે છે, અને સામે જોઈ રહે છે કે નદી અને ફૉરેસ્ટ પર હજુ પથરાયેલો પ્રકાશ ઝાંખો થઈ ગયો કે નહિ. આશ્ચર્યપૂર્વક એક વાર વાઘારુ વિચારી લે છે કે ઢોરોને ઠેલી ઠેલીને નીચે મોકલવાં કે નહિ; અહીંથી દેખાય તો છે; સાથે ભોખા જાય; કોઈ કોઈ તો ચાલી પણ ગઈ છે. બે હાથ વડે ભેંસનો પાછલો ભાગ પહોળો કરી પકડી રાખીને વાઘારુ બે બાજુ જુએ છે — ભોખા સુધ્ધાં ચૂપચાપ પૂંછડી પટપટાવે છે; ઘરડી સુધ્ધાં ઊભી

રહી ગઈ છે; 'સમગ્ર ધણે ડોક સીધી ઊભી રાખી છે' — ઘાસમાં પણ મોં નાખતી નથી કે બૂમ પણ પાડતી નથી. 'એ તો ઢોરવાડાને ઢોરવાડો થવા ધારે છે. એક ગાભણી ભેંસ વાછડું જન્માવવામાં છે. આ તો એક ખરીદેલું ધણ છે, ગયાનાથે ખરીદ્યું છે. આ હાટ પેલે હાટ ઘૂમીઘૂમીને ખરીદ્યું છે. ઘરડી ખરીદેલી છે, બૂઢો સાંઢ ખરીદેલો છે. માલિકને ખરીદ્યો છે. તે પછી તો ધણમાં પણ વાછડું થવા દીધું. વાછડું થવા દેશે તો ધણ વધશે; વાડો ચાલુ રહેશે; વાછડું થવામાં છે, વાછડું, વાડામાં વાછડું —'

એ વખતે ભેંસની પાછળનું પોલાણ વાછડાના માથાથી પૂરેપૂરું ભરાઈ ગયું છે. હવે વાઘારુ છોડી દે તોપણ માથું ફરીથી પાછું અંદર જશે નહિ. વાઘારુ તેનો ડાબો પગ દઈ ભેંસના નીચેના પેટ પર એક હલકો ગોદો મારે છે, 'જોર કર, જોર કર, કર...'

પેલા ગોદાથી ભેંસ 'આં...આં....' આર્તનાદ કરી ઊઠે છે. આગળના બે પગ દબાવે છે. આ ભેંસ જેટલી રેંકે છે તેટલું તેનું ગળું લાંબું થાય છે. બીજી ભેંસો રેંકતી નથી, પણ તેમનાં ગળાં પણ ક્રમશઃ લાંબાં થાય છે. અત્યારે આ જંગલમાં વાઘારુની ડાબી તરફ ઘરડીની ખૂબ લાંબી લંબાવેલી ડોક છે અને જમણી તરફ હારબંધ ઊભેલી ભેંસોનાં લંબાવેલાં ગળાંની હાર છે, અને સામે નીચે પેલી નદીનો પટ છે — વાઘારુને થાય છે કે 'હવે ગ્રહણ બરાબર થશે. બરાબર થશે.' થઈ જશે તોય હવે એવી કોઈ મુશ્કેલી નથી. કારણ કે ફૉરેસ્ટમાંથી તે બહાર આવી ગયો છે — પણ આવા સ્થળે ભેંસોનું ધણ જો આઘુંપાછું થઈ જાય તો!

વાછડાનું માથું વધારે ઠેલાઈને બહાર આવ્યું છે, છતાં હજુય વાઘારુ બે હાથે પકડી શકશે નહિ. વાઘારુ તેના ડાબા હાથની તર્જની વડે ભેંસના પોલાણની ચામડી જરા ખેંચી જુએ છે. પછી બે હાથની તર્જની અને મધ્યમા ભેંસના પોલાણમાં નાંખવાનો પ્રયત્ન કરે છે. ચામડીના તળિયેના ભાગ દ્વારા આંગળીઓ નાંખી, દબાવી, વાળી દેવાની છે. ભેંસની ચામડી ઊતરી જાય, ફાટી જાય. હવે એને એ બધું કંઈ સમજાતું નથી. બે હાથની ચાર આંગળીઓ એક વાર અંદર પેસે તો બહારના બે અંગૂઠા વાછડાના માથાને અડાડી વાઘારુ માથું સાણસીની માફક પકડી રાખે.

પકડી જ રાખે છે, ખેંચતો નથી. એક વાર પાછલી આંગળી બહાર નીકળી જાય તો તેને ફરીથી નાંખવી મુશ્કેલ છે. આ બધો અંદાજ વાઘારુએ સૂઝ-સમજથી કરી લેવાનો છે : બરાબર પકડાયું છે કે નહિ, પાછું જશે તો ખરું ને!

નિશ્ચિંત બન્યા પછી વાઘારુ હવે ધીમે ધીમે ખેંચવાનું શરૂ કરે છે; ધીરે ધીરે ખેંચવાનું જોર વધારે છે, ખૂબ ધીમે ધીમે. હવે વાઘારુની બે હથેળીઓમાં માથું આવી જાય છે. તેથી તેણે ફરીથી નક્કી કરવું પડે છે કે હાથ પાછો જશે કે નહિ! હવે જો હાથ એક વાર પાછો જાય તો માથાને હાથ વડે બેસાડી રાખવું પડશે. જ્યારે નીકળશે ત્યારે વાછડું જ નીકળશે. વાઘારુ જ્યારે નિશ્ચિંત થાય છે કે તેના બે હાથની મુઠ્ઠીની અંદર વાછડાનું પેલું નાનું માથું બરાબર પકડાઈ ગયું છે ત્યારે તે ધીરે ધીરે શરીરનું

સઘળું જોર દઈ વાછડાને ખેંચે છે. વાઘારુની જાણે કે એક ગણતરી છે : ક્યારે, કેટલું ધીમેથી અને ક્યારે કેટલું જલદી ખેંચવાનું, જેથી પેટની અંદરનું આખું વાછડું, પાણી-લોહીથી ખરડાયેલું બહાર નીકળી આવી બે પગ પર ઊભું રહી શકે. એ વખતે આકાશમાં લાખો ગ્રહનક્ષત્રના અસંખ્ય આકર્ષણ-વિકર્ષણ દ્વારા બનેલી કક્ષાની અપેક્ષાએ સૂર્યનું જે અંધારુ થતું હતું, એક સેકન્ડની પણ ભૂલ વિના, તે જ પ્રમાણે વાઘારુના હાથનું માપ, કદાચ તેનાથી યે વધારે, ભૂલ વિનાનું હતું.

માથાનો મોટો ભાગ તો બહાર આવ્યો હતો. હવે તો વાઘારુ બે હાથની મુઠ્ઠીમાં કપાળને અનુભવી પણ શકે છે, વાછડાના શરીરના અને આ ભેંસના પેટના એકે-એક સળને વાઘારુ એટલી તો ઓળખે છે કે તે ડાબા હાથમાં વાછડાની ડોક પકડી જરા વાળી લેતાં અને જમણે હાથે માથાને જરા ડાબી તરફ ફેરવતાં જ કપાળ હાથમાં આવે છે. માથું એટલે જ ડોક અને કપાળ. વાઘારુ ડાબા હાથે ડોક દબાવી રાખે છે, જમણા હાથે કપાળ પકડી એક વાર નીચે તરફ એક આંચકો દઈ પછીના આંચકે જ ઉપર તરફ ઠેલતાં કપાળનું હાડકું થોડું વધારે બહાર આવે છે. વાઘારુના આંચકાથી ભેંસ પાછળનો એક પગ ખસેડવા ઇચ્છે છે; તે તો ભલે એમ કરે પણ વાઘારુ તેની મુઠ્ઠી ખસેડશે નહિ. તે જમીન પર બે એડીનો ભાર દઈ તેના શરીરનો ઝોક પાછળ નાંખી બે હાથ વડે ડોક અને કપાળ પકડી વાછડાના માથાને હલાવી હલાવી આંખ પરનું હાડકું, આંખ પાસેનું હાડકું બહાર લાવતાં જ — એટલો જ મોં માટેનો છેલ્લો અવરોધ — સડાક્ કરીને બાકીનું આખું મોં ગળા સુધી બહાર આવે છે અને ભેંસની પાછળ વાછડાનું માથું લટકી રહે છે. ભેંસ થોડી હળવાશ અનુભવે છે; તે તેનો પાછલો એક પગ ખસેડવા જાય છે — હવે વધારે પહોળા રાખી શકતી નથી. વાઘારુ એક ક્ષણનો સમય પણ જવા દેતો નથી. તે ડાબા હાથે વાછડાનું માથું પકડી રાખી જમણા હાથે તેના ગળાના પોલાણમાંથી ભેંસની અંદર નાંખી દે છે. આંગળી ફેરવી જોઈ લે છે કે ભેંસની અંદર વાછડાના આગળના પગનો વળ બરાબર છે કે નહિ. પછી જમણા હાથે બે પગને અંદર દબાવી બે હાથે ફરીથી ખેંચવા લાગે છે — ધીમે ધીમે, પણ નિશ્ચિતપણે — વાઘારુ આખા શરીરનું વજન લગાવી જાણે વાછડાને ખેંચીને બહાર લઈ આવશે.

જો એંડે — નર-વાછડું — હશે તો આ આગળના પગ અને કાંધની જગ્યા સૌથી વધારે પહોળી હશે, અને 'ગાઈ' — નારી વાછડું — હશે તો પાછલા પગ અને કમર પહોળી હશે. વાઘારુ વાછડાનું માથું છોડી ડાબો હાથ પણ અંદર નાખી દે છે, પણ વધારે અંદર નહિ, જરા નાખતાં જ તેને ડોક મળી જાય છે. વાછડાનું માથું બહાર લટકી રહ્યું છે. અને વાઘારુ જમણા હાથે ભેંસના પેટની અંદર આગળના બે પગ વાળી છાતી અને બહાર ડાબા હાથે ડોક પકડી, જમીન પર બે ઢીંચણનો ટેકો દઈ લટકી પડે છે. ભેંસના ગળામાંથી કોઈ ગોં... ગાં.... અવાજ નીકળી જાય

છે. વાઘારુના ડાબા હાથની આંગળીની ગાંઠ ભેંસના પોલાણમાં ઠોકતાં જ તે લગભગ એ જ વખતે ડાબો હાથ ડોક પરથી લઈ લઈ આંગળીઓ સીધી કરી ખેંચીને બહાર કાઢે છે અને જમણા હાથે પૂરેપૂરી ખેંચ લગાવે છે. સડાક્ કરતું માથું બહાર આવી જાય છે અને વાછડાનું માથું વધારે લટકવા લાગે છે. સડ્ સડ્ કરતી વાછડાની ડોક - છાતી-પગ નીચે નમી આવે છે — લગભગ ભેંસનાં ઢીંચણ સુધી લટકી પડે છે. પણ આગળના બે પગ પૂરેપૂરા બહાર આવવા પહેલાં જ વાઘારુ ડાબા હાથે ડોક પકડી અટકાવી દે છે. જે રીતે નીકળી રહ્યું છે તે રીતે તો પાછળના પગ કદાચ અટકી જાય. વાઘારુ જમણો હાથ ફરીથી અંદર નાખે છે. ત્યારે વાછડાનું શરીર પણ નીચે નમવાની ખેંચ પામી ગયું છે. હડ્ હડ્ કરતું નીચે નમી જાય છે. ડાબા હાથે તેને જરા ટેકવી વાઘારુ જમણા હાથે વાછડાના પાછળના બે પગ એક વાર જ મુઠ્ઠી કરીને પકડી શકે છે. પછી તે બે પગ પકડી સર્ સર્ કરતું ખેંચી કાઢે છે. કમરના હાડકા આગળ અટકી જાય છે. પણ તે દરમ્યાન પાછળના બે પગના તળિયાં બહાર આવી ગયાં છે. એક આંચકો દેતાં જ વાછડાની પૂરેપૂરી પૂંઠ બહાર આવી પેલા પડદામાં ઝૂલતી ઝૂલતી નીચે ઘાસ પર આવી પડે છે. વાઘારુ હાથ વડે વાછડાને સુવાડી દે છે. ભેંસના પેટમાંથી પડદો, પાણી, લોહી બહાર નીકળતું રહે છે.

83

## ધણમાં એક વધુ જણ

તે વખતે ભેંસ થરથર કરતી કંપી રહી છે, અને વારેવારે મોં પાછળ તરફ લઈ જવા માગે છે, પણ કોણ જાણે લાવતી નથી. વાઘારુ આ વખતે સામે જુએ છે — પ્રકાશમાં કોઈ પડછાયો થયો છે? વાઘારુ પશ્ચિમના પહાડ તરફ જુએ છે. પહાડનો પડછાયો કેવો અદ્ભુત રીતે પડ્યો છે! જાણે વાઘારુએ ક્યારેય જોયો નથી! ઢોર પણ એવું કશું સમજે છે કે કેમ તે કોણ જાણે? એકાએક કેટલી બધી ભેંસો એક સાથે ભાંભરી ઊઠે છે. જમીન પર પગ ઠોકવાનો અવાજ કાઢે છે. ભોખા થોડી વાર પછી આકાશ તરફ માથું ઊંચું કરી એક લાંબી ખેંચાયેલી ભસવાની ચીસ શરૂ કરે છે; ઘરડી તેના બે મોટા કાન વડે એક વાર જમણી પીઠ તરફ, અને બીજી વાર ડાબી પીઠ તરફ ખંખેરે છે. 'ગ્રહણ થઈ ગયું છે; મારા ઢોરવાડે ગ્રહણ થઈ ગયું છે. 'વાઘારુ હવે એક ક્ષણની પણ વાર કરતો નથી. તે બે હાથે ભેંસના પેટમાંથી પેલી લોહી-પાણીની કોથળીનો બાકી અંશ ખેંચીને બહાર કાઢે છે. 'ઓર પડી કે ના પડી?' પછી નાળ કાપી દઈ એક ગાંઠ વાળી વાઘારુ વાછડાને અલગ કરી દે છે. ત્યારે વાછડું તેના ચાર પગ પહોળા કરી ડોક ઊંચી કરે છે અને પ્રસરાવે છે. વાઘારુ

ડચકારામાં 'ટર્‌....ર્‌....ર્‌' કરે છે. આગળની ભેંસો ચાલવાનું શરૂ કરી દે છે. પરંતુ તેમનાં શિંગડાં ઊંચાં છે. પૂંછડી કડક છે. 'ભય લાગે છે? ભય? મારા ઢોરવાડામાં ગ્રહણ આવી ગયું રે, આવી ગયું.' વાઘારુ ડચકારા કરી ફરીથી અવાજ કાઢે છે, 'ટરરરર... ટર્‌ર્‌ર્‌...' મોઢેથી એવો અવાજ કરે છે. 'જલદી કરો, જલદી કરો. હેં-ટ્ર હેંટ્ર ટર્‌...ર્‌....'

આ બધું કરતાં કરતાં વાઘારુ ઘરડીની ડોકને ફક્ત એક વાર સ્પર્શી શક્યો છે. તેથી જ ઘરડી સમજી લે છે કે તેણે કશું કરવાનું છે. તે કેટલાંક ડગલાં આગળ આવે છે. વિયાયેલી ભેંસ વાછડાને નહિ જોઈ શકતાં 'આં...આં....' કરી રડી ઊઠે છે. 'રડે છે શેની? પછી રડજે.' વાઘારુ થોડાં પાંદડાં-ઘાસ તોડી લાવી વાછડાના શરીર પરથી ગંદું લૂછી નાંખે છે — એક વારમાં જેટલું થાય તેટલું. તેનાં ઢોર રવાના થઈ ગયાં છે. વાઘારુ વાછડાને ખોળામાં લે છે. ત્યારે તો વાછડું ગર્ભમાં જેવું હતું તેવી ભંગિમાં જ ચાર પગ ભેગા કરી ડોક ભરાવી ગોળ થઈ ગયેલું છે. ફક્ત બેએક વાર ડોક ઊંચી કરે છે. વાઘારુના બે હાથમાં વાઘારુની છાતી પર એ એ રીતે જ રહે છે. જાણે વાઘારુની છાતી તેનો બીજો ગર્ભ. વાઘારુ ખોળામાં, છાતી પર, બે હાથે ઊંચું કરી વાછડાને ઊંચકી લે છે. ઊંચકીને ઘરડીને પગના ધક્કા વડે 'ટ ર્‌....ર્‌...ર...' કરે છે. ઘરડી ચાલવાનું શરૂ કરે છે. વાઘારુ વાછડાને છાતીએ લઈ ઘરડીની તરત પાસે ચાલવાનું શરૂ કરે છે. તે વખતે વિયાયેલી ભેંસને છોડીને ઘરડી આગળ ગઈ છે, અને વિયાયેલી ભેંસ ઘરડીની પાસે જ પાછળ પાછળ ચાલતી ચાલતી જીભ બહાર કાઢી વાઘારુના ખોળામાં રહેલા વાછડાના શરીરનો જેટલો ભાગ ચાટી શકે તેટલો ચાટે છે. તેથી વાઘારુના હાથે પણ કેટલીયે વાર ચાટવાનું થઈ જાય છે.

'ટ ર ર....ર...' કરતો વાઘારુ ઘરડીની જમણી બાજુથી ચાલતો થાય છે. 'આખું ધણ ઊતરી ગયું છે; ચલ, ચલ, ગ્રહણ થયું છે, ગ્રહણ થઈ ગયું છે..' 'ચિં..ઈ.. ચિં...ઈ' અવાજ કરતું પંખીનું એક ટોળું વનમાંથી ઊડી આવે છે, સામેના કોઈ અચોક્કસ આકાશ તરફ ચાલી જતાં, આ ટોળાને જોઈ અચાનક ચક્કર લગાવી વાઘારુના ખોળામાં પેલા નવા વાછડા તરફ ઊતરી આવી, ફરી ઊંચે જઈ, ઘરડી પર નીચે નમી, નદી પર ચાલી જાય છે.

'ગ્રહણ, ગ્રહણ; પંખીઓ બહાર નીકળ્યાં છે; રોકાઈ શકે — ભોખા ભોખા.' ભોખા પાછળથી વાઘારુના ચાલતા બે પગની વચ્ચે મોં ઘાલી દે છે. વાઘારુ ચાલતો ચાલતો ઘરડીની પીઠ તરફ ડોક ફેરવી ભોખાને કહે છે, 'ઊઠ, ઊઠ', કહેતો નીચો નમી ઢીંચણ વાળે છે. ચાલતો ચાલતો જ ભોખા વાઘારુની નમેલી પીઠ પર આગલા બે પગનો ટેકો દઈ ઊઠે છે, અને વાઘારુ સીધો થતાં જ ભોખા ટપ્‌ કરતો ઘરડીની પીઠ પર ચઢી જાય છે. પોતાના પાછલા બે પગ પર બેસી જઈ આકાશ તરફ મોં ફેરવી ભોં ભોં કરતો પંખીઓને ભગાડવાનું શરૂ કરે છે. 'ટ-ર્‌-ર્‌—', 'ટ-ર્‌-ર્‌—'

ઢોરને છેક છેડે વાઘારુ છે; ગ્રહણ થઈ ગયું છે, ગ્રહણ થઈ ગયું છે, નીચે ઊતરી જાવ, 'ટ-ર્-ર્....ર...અ....અ....'.

વાઘારુ લગભગ પહોંચી જાય છે. સીધો ઊતરી જતાં તો હવે બીજાં થોડાં જ ડગલાં. પછી નદીની અંદર થઈ ચાલીને તે પોતાના ઢોરવાડાને સ્થળે પહોંચી જઈ શકે. પણ વાઘારુ વગેરે અને નદીની વચ્ચે પેલું ગાઢ ઘાસનું જંગલ 'ખોપ' છે — ત્યાંથી જલદી ના જવાય; કદાચ અંદર ક્યાંક કોઈ પથ્થર જુદો પડી ગયો હોય, પગલું મૂકતાં જ ખસી જવાશે; અથવા ઘાસથી ઢંકાયેલા ખાડામાં પગ પેસી જાય. એના કરતાં સીધું જ જવું સારું — કોઈ વળાંકથી ઘૂમી ફરીને. 'ટ-ર્-ર્—' 'ટ-ર્-ર્—'.

પ્રકાશ પર કેટલું ગ્રહણ આવ્યું છે તે માપી લેતો વાઘારુ ચાલતો ચાલતો જોઈ લે છે. અસમયની ગોધૂલિથી પશ્ચિમપહાડનો એક અજાણ્યો પડછાયો ડાયના નદીના ભાઠા પર અંધારુ પાથરી દે છે. 'પેલી દૂધની ગાડી દક્ષિણ-પશ્ચિમનું ચક્કર દઈ જંગલમાંથી આવે છે' આ ઊંચેથી એ દેખાય છે, 'એ જંગલને માથે, એ-ઈ માઈલો સુધી પડછાયો પથરાઈ જાય છે, હે... પથરાઈ જાય છે. પ્રકાશ પર કાળાશ આવી ગઈ છે, આવી ગઈ છે — અંધારું, અંધારું; ગ્રહણ, ગ્રહણ!'

વાઘારુ છેલ્લો વળાંક લે છે.

બાજુમાં ઘરડી છે! વાઘારુના ખોળામાં નવજાત વાછડું છે — પાણી, લોહી, ચીકણા પદાર્થથી ખરડાયેલું. એક વાર વાઘારુએ ઘાસથી લૂછ્યું હતું. એટલે એના શરીર પર ઘાસ, પાંદડાં ચોંટેલાં છે. જાણે એ બધાં જન્મનાં ચિહ્નો છે — 'ટપકાંવાળી ભેંસ'. ઘરડીની પીઠ પર ઊભેલો ભોખા લંબાયેલું ભસવાનું ભોં...ભોં... કરતો જાય છે. ઘરડીની ડાબી તરફ વિયાયેલી ભેંસ છે — જેનું આ વાછડું છે — તે ઘરડીની પાછળ શરીર ઘસતી જલદી ચાલે છે, તેની ડોક લંબાવી શક્ય તેટલી વાછડાને ચાટે છે. ભેંસની પાછળ પાછળના બે પગની વચ્ચેથી લોહી-પાણી થર્ થર્ કરતું પડે છે. ઘરડીની જમણી તરફ વાઘારુ છે. ચાલતાં ચાલતાં ક્યારેક ઘરડીના શરીરને ધક્કો વાગે છે. ઘરડી જાણે નવજાત વાછડા સાથે વાઘારુને ચાલતાં ચાલતાં ય ઢાંકેલો રાખે છે. વાઘારુની દાઢી, ગળું, છાતી, પેટ અને બગલથી આંગળીઓ સુધી બે હાથ, લોહી-પાણીથી લથબથ થયેલાં છે.

84

## પંખીપર્વ : બીજા વૃત્તાંતની શરૂઆત

સૂર્યનો પ્રકાશ ધીમે ધીમે ઓછો થતો જાય છે. જંગલ, પહાડ, પથ્થર, પડછાયા બધું બદલાઈ જાય છે. પ્રકાશમાં એક આછો રંગ ભળેલો છે. ડાયનાનાં પાણી પર

અસંખ્ય પથ્થર-કાંકરાની અજસ્ર રંગોની છાયા લાંબી લાંબી થઈને પડી છે. કોઈ સૂર્યોદય કે સૂર્યાસ્ત સમયે રંગોનો આવો કોણાકાર પ્રપાત થતો નથી. ડાયનાનાં પાણી પર આ બધા પથ્થર-કાંકરાની રંગીન છાયા પર વિશાળ પથ્થરની કાળી છાયા પડે છે.

ધણ અત્યારે ઢોરવાડાના સ્થળે જ છે. પણ કોઈ ભેંસ બેઠી નથી. શરીરને શરીર અડાડી, ડોક પર ડોક લંબાવી બધી ભેંસો ઊભી છે — જાણે તે પાછી ફરી છે કે નહિ તેની નિશ્ચિતતા નથી, જાણે તે વખતે જ તેમને ફરીથી અહીંથી જવાનું ન હોય!

વાછડું પેલા ઢોરવાડામાં લંગડાતા પગે ઊભા રહેવાનો પ્રયત્ન કરે છે, પણ પગ વળી જતાં પડી જાય છે.

પ્રકાશ વધારે ઓછો થાય છે; લગભગ અંધારું ઊતરી આવ્યું છે. મોટાં મોટાં ઝાડનાં પાંદડાં વળી ગયાં છે. ઝાડની છાયા એકદમ લાંબી થઈ જાય છે. સૂર્યના પ્રકાશ વિના વાઘારુને ઠંડી લાગવી શરૂ થાય છે. સૂર્ય તરફ જોતાં દેખાય છે કે લગભગ આખો સૂર્ય કાળો થઈ ગયો છે; સૂતરના તાર જેવી એક પટ્ટી બાકી છે. 'ગ્રહણ, ગ્રહણ.'

પૂર્ણ ગ્રહણ તરફ ભેંસો ડોક ઊંચી કરી 'આં-આં-આં-' કરી બૂમ પાડવાનું શરૂ કરે છે. પૂંછડી-માથું બંનેય જમીન તરફ નમાવી ભોખા રડવા જેવો અવાજ કાઢે છે.

માત્ર પેલી તરતમાં વિયાયેલી ભેંસ તેના વાછડાનું શરીર ચાટતી જ જાય છે. અને વાછડું ડોક હલાવતું હલાવતું ઊઠી ઊભું રહે છે. પછી પગ, ડોક વળી વળીને તે પડી જાય છે. ફરીથી સીધા થવાનું શરૂ કરે છે. અરે, હમણાં જ ડોક ઊંચી કરી કેટલાંક પગલાં ચાલી ના શકે તો જાણે એનો જન્મ પૂરો થાય નહિ!

વનમાં ડાળીઓ પરથી પંખીઓનાં ઊડવાનો, પાંખોનો ફફડાટ આવે છે. ઘાસવનમાં એક હાર આગિયા ચમકી પાણીના તરંગની માફક ચક્કર ખાય છે. જંગલમાં હરણાંના જેવું એક ટોળું દોડતું જાય છે. ગ્રહણથી થયેલા આકાશના અંધારામાંથી ટોળેટોળાં ચામાચીડિયાં નીચે આવી ઊડીને જતાં રહે છે. શિયાળ અને જંગલી કૂકડો એક સાથે પ્રહરની ઘોષણા કરી દે છે. એટલે, ભોખા જમીન તરફ મોં નીચું કરી ફરીથી રડવાનું શરૂ કરે છે. જાણે કે અવાજ માટી ખોદીને અંદર ચાલી જશે. 'ગ્રહણ, ગ્રહણ, ગ્રહણ પૂરું થઈ ગયું, પૂરું થઈ ગયું.' — તેના પથ્થર નીચે, ઢોરવાડામાં વાઘારુ જોઈ રહ્યો છે — તે જેવી આશા રાખતો હતો તેવી રીતે જાણે બીજો સૂર્યોદય શરૂ થાય છે!

પહેલી વાર તો વાઘારુને ખ્યાલ આવતો નથી. બીજી વાર પણ, આટલા અવાજમાં જાણે કંઈ સ્પષ્ટ થતું નથી. પણ તે પછીની વાર એકદમ સ્પષ્ટ, જાણે વાઘારુને સંભળાવવા તીક્ષ્ણ પણ, એવો અવાજ આવે છે. આખા શરીર વડે પંખીઓ

સાદ દે છે, 'ક-અ-અ-ક્' 'ક-અ-અ-ક્'. અંતભાગનું સંભળાતું નથી. અવાજ જંપી જાય છે. ''પંખીઓ જંગલમાં ખૂબ અંદર હતાં. એ ગ્રહણનું અંધારું જોઈ દોડી દોડી જવા ઇચ્છે છે.'' વાઘારુ તેણે નહિ જોયેલા પંખીના શરીરનું પેલું કંપન જોવા પામે છે. પંખી ફરીથી ઘેરા સ્પંદિત સ્વરે કૂજન કરી ઊઠે છે, 'ક-અ-અ-ક્'.

ત્યારે પણ વાઘારુનો શ્વાસોચ્છ્વાસ સ્વાભાવિક થયો નથી, પરસેવો ત્યારેય ગયો નથી. હાથપગની લાલ માટી ધોઈ નથી. લોહી-પરસેવાવાળા બે હાથ મોં પાસે લઈ જઈ વાઘારુ ખૂબ દબાયેલા અવાજે, ડોક ઊંચી કર્યા વિના જ પંખીના સાદનો જવાબ આપે છે — એક વાર.

પંખી ફરી જવાબ આપતું નથી. 'એ ચૂપ થઈ ગયું છે. ચૂપચાપ બેસી રહે છે.' વાઘારુ ફરી એક વાર દબાયેલા અવાજે બૂમ પાડે છે. તેનાં થાકેલા શ્વાસમાં પેલા દબાયેલા પોલાણનો સ્વર કંપી ઊઠે છે. ગળામાંથી નહિ, પણ શરીરથી વાઘારુ બૂમ પાડે છે, શરીરનો પરસેવો અને શ્વાસ દઈને. પંખી આ વખતે ચૂપ રહેવાનું.

વાઘારુને પહેલાં તો સંભળાતું નથી, પણ પછી તે સાંભળે છે — ચારે તરફ ગ્રહણના પેલા અવાજમાં પંખીનો વધુ કોમળ જવાબી ધ્વનિ ઊઠે છે — 'ક-અ-અ-ક્', 'ક-અ-અ-ક્'. અત્યારે જાણે ખુલ્લું બનીને પૂરેપૂરો સાદ પાડતું નથી. બૂમ પાડવા જતાં જ અવાજ ધીમો પડી જાય છે. વાઘારુ જોઈ શકે છે કે પેલી ડાળ પર બે પગમાં શરીર લઈ લઈને ડોક લંબાવે છે તેના સંગીની રાહ જોવામાં. તે ક્યાં છે તેનો સંકેત પણ જાણવા ગળામાંથી અવાજ બહાર કાઢ્યા કરે છે. એક વાર સંકેત જાણીને આ અંધારામાં તે ઊડી આવશે.

વાઘારુ બંને હાથ મોં પાસે લાવી દબાયેલા સ્વરે, ઊંડાણમાંથી પેલો અવાજ કાઢે છે, બુંદ બુંદ ગડ્ ગડ્ થાય તેમ. વાઘારુ ફરીથી બૂમ પાડે છે; પછી ફરી બૂમ પાડ્યા કરે છે.

બન્ને હાથ મોં પાસે રાખી બૂમ પાડતાં પાડતાં વાઘારુ ડાયના તરફ આગળ જાય છે. ગ્રહણના અંધારામાં ડાયનાનું ફીણ પથ્થર પરથી અથડાઈ અથડાઈને ઊડે છે, વાઘારુ પાણીમાં પગ મૂકીને બૂમ પાડતો પાડતો જરા આગળ વધે છે.

જે વળાંક પર નદી ફૉરેસ્ટના અંધકારમાં ભળી ગઈ છે, ત્યાં વાઘારુ ઉપરવાસે ઊભો છે. ડાયનાનાં પાણીમાં ભળી જઈ, ડાયના પર થઈ પેલા પંખીનું કૂજન આવી રહ્યું છે. જાણે કે પંખીનું આખું શરીર અવાજ કાઢે છે એટલું ગહન છે પેલું કૂજન. વાઘારુ તેના સુકાયેલા લોહીવાળા બે હાથ હોઠ પાસે લાવી ગંભીર-ઊંડાણમાંથી સાદ પાડે છે. એ બૂમથી હાંફ ચઢી જાય છે. વાઘારુ પણ પેલા પંખીની જેમ, જાણે પૂરેપૂરી બૂમ પાડી શકતો નથી. પંખી અને વાઘારુના સાદ-પ્રતિસાદને ઘેરી વળીને ગ્રહણનો અકાળ અંધકાર જંગલના અવાજમાં સમાઈ જાય છે. હમણાં હવે ગ્રહણ પૂરું થશે, એટલે ફરીથી સૂર્યોદય થશે.

## 85
# વનપર્વનો અંતિમ અધ્યાય

એ સવારે વાઘારુ તેના ગોચરથી પહાડ પર પશ્ચિમની ચડાઈએથી ચડ્યો હતો. અત્યારે સાંજને સમયે પૂર્વનો ઢાળ ઊતરીને આવ્યો. સૂર્યનું ગ્રહણ થવાથી સાંજ કે સંધ્યા બે વાર થઈ જાય છે, જે આજે થયું છે. નદીનાં પાણી પરથી ઢોરને લઈ બહાર આવી વાઘારુ ફરીથી નદીનાં પાણીમાં પાછો આવે છે — દરમ્યાન તેના ગોચરમાં એક ભેંસ વધે છે. એના આવવાથી એક પૂર્ણતાનો અનુભવ થાય છે.

આવી કોઈ ઘટના વાઘારુ માટે તો નથી, જે ક્યાંક શરૂ થાય અને ક્યાંક પૂરી થાય. પ્રકૃતિનું કશુંય એવું હોતું નથી.

વાઘારુની બધી ઘટના તેની પહેલાં બની ગઈ છે, અને તેની પછી પણ થવાની છે. માનવજીવનની બધી ઘટનાઓ તો આમ વ્યક્તિનિરપેક્ષ હોય છે.

વાઘારુના બધા દિવસો તો હૂબહૂ એકસરખા છે. તે એવા દિવસો વ્યતીત કરતો નથી કે જે એક પછી એક દિવસો ભળીને તેનું જીવન તૈયાર થાય. વાઘારુ જીવન વ્યતીત કરે છે, પૂરું લાંબું જીવન. એક દિવસ તો એ જીવનનું અત્યંત તુચ્છ માપ માત્ર છે.

વાઘારુનો પ્રત્યેક દિવસ જ એક પૂરું જીવન છે. પ્રત્યેક ભંગિ જ વીરત્વની ભંગિ છે — તે પછી નદી તરી જવાની હોય કે પથ્થર પર સૂઈ રહેવાનું હોય, ભોખાની સાથે રમવાનું હોય કે ઘરડીની પીઠ પર ઊભા રહેવાનું હોય. એ ભેંસના બચ્ચાનો પ્રસવ કરાવવાનો હોય કે પંખીને પ્રતિસાદ પાડવાનો હોય.

ભાષા એટલે જ અર્થ. વાઘારુ માટે તો કોઈ અર્થ નથી. વાઘારુ તો માત્ર જીવે છે એટલે જીવે છે; તે તો માત્ર જીવન અને જીવન છે.

ભાષા એટલે તો કંઈક ને કંઈક અલંકાર. માથાના વાળથી માંડી પગના નખ સુધી વાઘારુના આખા શરીર પર, વચ્ચે એક માત્ર લંગોટ છે — સામાન્યમાં સામાન્ય ઢાંકણ પણ નથી. વાઘારુના જેવી આટલી નગ્ન ભાષા મળશે ક્યાં?

ભાષા એટલે જ નામ. વાઘારુને તો કોઈ નામ નથી. એ તો દરેક કામ વખતે બદલાતું જાય છે — કૂડાનિયા, વાઘારુ, પાથરિયા, મહિષાલ.... તેનાં આમ નામ પડતાં જવાને કોઈ અંત નથી.

# 86

## બ્રિજ પર પ્રકાશ કેમ ?

નરેશ તેની લાલ ટૉર્ચ કરી હાથની ઘડિયાળમાં જુએ છે. ટૉર્ચનો પ્રકાશ ભીની જમીન પર ગોળ થઈને પથરાયેલો રહે છે. એ પ્રકાશના વર્તુળમાં માત્ર પગ છે — માથા વગરના, ધડ વગરના પગ છે; ઢીંચણ સુધીના, ઘૂંટી સુધીના ખાલી પગ. પાણી-કાદવમાં મોટો ભાગ તો પગના ઢીંચણ સુધી ખરડાયેલો છે.

નરેશ ટૉર્ચ બુઝાવી દે છે. તેથી જમીન પર અંધારું થઈ જાય છે, પણ ત્યાં ટૉર્ચનો પ્રકાશ પડ્યો નહોતો. પેલા ધૂંધળા ધુમ્મસ જેવા અજવાળામાં થઈ નરેશ તિસ્તાબ્રિજ તરફ તેની બુઝાયેલી ટૉર્ચ ઊંચી કરીને બતાવે છે — બુઝાયેલી ટૉર્ચ સાથેનો હાથ ખેંચી ખેંચીને ઊંચો કરી બતાવે છે — જાણે એ ટૉર્ચ નથી, બંદૂક છે, અથવા રિવોલ્વર છે; હિંદી ફિલ્મમાં વીલનના હાથમાં દેખાતી એકમાત્ર રિવોલ્વર. રિવોલ્વરની વાત એક વાર મનમાં આવે તો તે વખતે નરેશની ટૉર્ચ જાણે ખરેખર રિવોલ્વર જેવી જ દેખાવા લાગે; સિનેમામાં જોયેલી રિવોલ્વર સાથે મેળવીને જોવાનું એક વાર મનમાં શરૂ થાય એટલે ફરી એમ લાગે કે નરેશની ટૉર્ચ કદાચ ઊંધી રિવોલ્વર જેવી દેખાય છે — નળી નરેશની છાતી પર, ટૉર્ચનું હૅન્ડલ અને ઘોડો, તે કાચથી ઢંકાયેલો બલ્બ. પણ પેલી ઊંધી ટૉર્ચમાંથી અત્યારે અંધકાર જ પથરાય છે. તિસ્તાના બ્રિજ તરફ.

નરેશ કહે છે : 'રાતના દસ થયા છે; હજુય તિસ્તાના બ્રિજ પર પ્રકાશ બુઝાયો નથી?'

બધા તિસ્તાના બ્રિજ તરફ ફરીને ઊભા રહે છે.

નરેશની ટૉર્ચના ઈંગિતથી એ બધાય તિસ્તાબ્રિજની દિશા તરફ ફરીને ઊભા છે. ફરીને ઊભા રહેવાની જરૂર નહોતી, ફક્ત ડોક ફેરવીને પણ જોઈ શકાત, અને જોવા માટે ડોક ફેરવવાનું પણ કોઈ બંધન નહોતું; એકદમ ઊલટી તરફ જોઈએ તો પણ સમજી જવાય કે પાછળ તિસ્તાબ્રિજ પર પ્રકાશ હજુ છે. પણ, હવે નરેશની વાતથી, જરા વળી જાણે રિવોલ્વરની જેમ રહેલી નરેશની ટૉર્ચના બુઝાવાના નિર્દેશથી જ, તેઓ ફરીને ઊભા રહે છે અને જુએ છે, તિસ્તાબ્રિજનો પ્રકાશ બુઝાયો નથી. ઘડિયાળ જોવા માટે નરેશની ટૉર્ચનો પ્રકાશ થોડે આગળ ભીની માટીમાં પગની ઘણી બધી માટીમાંથી ઉપર આવ્યો હતો અને એ પગના લાંબા, વાંકાચૂંકા પડછાયાઓએ

એકબીજાને કાપીકૂપીને માટી પર એવી ગૂંથણી બિછાવી દીધી હતી, અથવા શરીર પર આવી શરીર પરના અંધકારમાં એવી ભળી ગઈ હતી કે જાણે તે વખતે નરેશની ટૉર્ચની ચારે પાસ, માણસોનું વન તો કદાચ ના પણ હોત, પણ છેવટે દિગન્ત - આકાશમાં મનુષ્યોની ભીડ હતી. પણ હવે, આ નદીમાંથી આકાશપર્યંત ધુમ્મસમય આચ્છન્નતાની નીચે દેખાય છે કે તેઓ માત્ર થોડાઘણા મનુષ્યો છે — જાણે આકાશ અને ધરતીમાં વિસ્તરેલા આ ધુમ્મસમાં માર્ગ ભૂલી ગયા છે, જાણે તેઓ જ્યાં ઊભા છે તે કોઈ ધરતી નથી, ભાઠું નથી, પણ એક નૌકા છે, નદીના મુખ આગળ ભૂલી પડેલી નૌકા. તેવી એક નૌકામાં યાત્રીઓ, માછીમારો જેમ એક એવા નાના લાકડાના ટુકડા પર કોઈપણ પ્રકારે ઊભા રહી નજર માંડી, — ફક્ત બે આંખ માંડીને — કિનારો શોધે છે, અને એ પાણીના પ્રદેશમાં તેમના વહી જવાને જ સૌથી મોટી મુશ્કેલી ગણે છે, તેમ આ ભાઠા પરના થોડા માણસો સામેના તિસ્તાબ્રિજના પ્રકાશ તરફ તાકી રહે છે —ભાઠું વહેતું વહેતું આ બ્રિજ આગળ પહોંચી ધક્કો ખાઈ તૂટી જશે એવો જ એક ભય અનુભવે છે. ત્યારે પણ તેમના આ ભાઠાના ઉત્તર કિનારે તિસ્તાનું પાણી આવી અથડાઈ અથડાઈ જમણી તરફ વળે છે અને શહેર તરફના કિનારે અથડાયા કરે છે. પણ અત્યારે એમને કાને પેલો અવાજ આવતો નથી — પાણીનો લોઢું અફળાવા જેવો અવાજ — કારણ કે છેલ્લા ત્રણ દિવસથી તેઓ એ અવાજથી ટેવાઈ ગયા છે. અત્યારે પોતાનો અવાજ ઊંચો કરીને વાત કરવી પડે છે, નહિ તો સંભળાતી નથી. પવનમાં તો અવાજ ઊડી જાય છે, પણ પાણીના પેલા અવાજને કારણેય દબાઈ જાય છે. વાત કહેતી વખતે પોતાની સ્વરપેટી ઊંચા સૂરે લઈ જઈ તેઓ નદીના પૂરના અવાજને દબાવી દેવા ઇચ્છે છે — એ શું દબાવી શકે?

કોઈ એક જણ કહે છે — 'ભૂલી ગયા છે.'

'ભૂલી તો જાય છે રોજ સંધ્યા સમયે. અત્યારે એકદમ મધરાત સુધી ય ભૂલી ગયા?'

'સિનેમા જોવા ગયા છે, પાછા ફર્યા નથી.' —બોલવાની રીતથી રાવણને ઓળખી લેવાય.

'સાસરે ગયા છે, સા-લા! ત્રણ ત્રણ રાત સુધી જાગતા રહ્યા છે; કહે છે, સિનેમામાં ગયા છે?' જગદીશ બારુઈ મોટેથી બોલી ઊઠે છે. થોડા હાસ્યનું મોજું ફરી વળે છે. રાવણ જગદીશને ઉશ્કેરવા માટે જ બોલ્યો હતો, અને જગદીશ ઉશ્કેરાઈ પણ ગયો છે. 'આંખો ચોખ્ખી કરીને ત્યાં જો; બ્રિજ પર ગાડીબાડી છે કે નહિ?' નરેશ કહે છે, અને જમણા પગની આંગળી પર ટેકો દઈ સીધો થઈ આંખ નીકળી તો નહિ જાય ને, એ રીતે તે બ્રિજ તરફ તાકીને જુએ છે.

'અવાજ સંભળાયો નહિ? ટ્રકનો?' જગદીશ જમીન પર ઊભા પગે બેસી

બીડી હાથમાં પકડે છે. તેની આંખમાં છારી છે; દિવસને સમયે અહીંથી આટલો મોટો બ્રિજ એને પેલી પારના ઝાડઝાડી જેવો લાગે છે. જો બરાબર જોઈ શકાતું જ નથી, તો પછી ખોટું ખોટું ઊભા રહેવાથી લાભ શો? એના કરતાં તો આ ભીડમાં બેસી જવાથી જાણે કે તિસ્તાના બ્રિજના તેજનો અવરોધ થોડો ઓછો થઈ જશે.

એ જ ભીડમાં નીચેથી જગદીશની બૂમ આવે છે, 'શું? શું? કંઈ દેખાય છે? વાંકુંચૂકું?' થોડો સમય જાય છે; જાણે જગદીશે કરેલા નિર્દેશને અનુસરી તેઓ સારી રીતે જુએ છે ખરેખર કંઈ દેખાય છે કે નહિ. પછી બૂમ પાડી ઊઠે છે, 'ઓય, ઓય... દેખાય છે, દેખાય છે.' ફરીથી થોડો સમય જાય છે, તર્જની અને વચ્ચેની આંગળી વચ્ચેની બીડી અંગૂઠાના ટેરવા તરફ છે. મૂઠી વાળી રાખી જગદીશ કસ ખેંચતો નથી — ઉત્તેજનામાં છે. પછી ગુસ્સે થઈ જાય છે, 'સા-લ્લા, સૂવરના બચ્ચા, દેખાય છે તો કહેવાતું નથી?'

બધા ફરીથી હસી પડે છે. જગદીશને ગુસ્સે કરવા ગજેને વાત કરી છે, અને જગદીશ પણ ગુસ્સે થાય છે.

'એ જગદીશ, તું આવ ને અહીં, જો જો, નજર નાંખીને જો તો ખરો, બ્રિજ છે કે નહિ; મને તો મનમાં થાય છે કે બ્રિજ જ નથી —' જગદીશની જ ઉંમરના રાવણનો અવાજ સંભળાય છે, પણ જગદીશની છારી માટેના આ ઠઠ્ઠાથી પણ તે ચિડાતો નથી; મનમાં મનમાં ચિડાતો હોવા છતાં પણ મોઢેથી કશું બોલતો નથી. થોડો સમય ગયા પછી નરેશ તેની ટૉર્ચ માથે ઊંચી કરી બ્રિજ તરફ ફેંકે છે, પ્રકાશ પાડે છે; જાણે, આટલી વાર પકડી એ વિચારે છે કે ટૉર્ચ ચાલુ કરતાં પ્રકાશ કેટલો દૂર જશે.

નરેશને શંકા જાય છે કે ટૉર્ચમાં પ્રકાશ આવ્યો જ નથી. તે સ્વીચ ઑફ કરી ફરીથી ચાલુ કરે છે, પણ તેને ફરીથી ઑફ કરવી પડે છે. આ વખતે નીચેની તરફ વળી થોડો ઝટકો આપી ટૉર્ચ પોતાના મોં તરફ ફેરવી ઑન કરે છે અને તે સાથે જ તેની આંખો બંધ થઈ જાય છે — પ્રકાશમાં તેની આંખો અંજાઈ જાય છે.

'અરે, નરેશને જુઓ તો ખરા, તેની ટૉર્ચને શરમ આવે છે, હે....' રાવણની આ વાતથી બધા હસી પડે છે. ભીડમાં જગદીશ એકદમ ભોંય પરથી ખાંસવા લાગે છે, તેનું એક કારણ એ હોઈ શકે કે તે પણ હસી પડ્યો હતો; કદાચ પછી બીડીના ધુમાડામાં ખાંસવા લાગે છે, અને કદાચ આટલા હસવામાં તે ખાંસી ખાઈને થોડું જણાવવા માગતો હોય કે તે પણ છે, તે પણ બેઠેલો છે.

નરેશ માથા પર ઊંચી લીધેલી બ્રિજ તરફ તાકેલી ટૉર્ચને ફરીથી ચાલુ કરે છે. હવે સમજાઈ જશે કે તેની ટૉર્ચનો પ્રકાશ પડે છે કે નહિ, તેની બરાબર સમજણ પડતી નથી — ધુમ્મસ અને પવન એટલાં જામેલાં જોરદાર છે. જાણે પવન એ ટૉર્ચના પ્રકાશને પણ એક ક્ષણમાં ભૂંસી નાખે છે. તેની ટૉર્ચનો પ્રકાશ આ પવન-પાણીને

ભેદી થોડો પણ જઈ શકતો નથી, તેથી નરેશનું જાણે અપમાન થાય છે — પોતા પાસે પોતાનું અપમાન. થોડી ક્ષણ શંકા પણ ખરી. કારણ કે આ ટૉર્ચે છેલ્લા કેટલાક દિવસોથી તેને એક સીમા આપી હતી; છેવટે રાત્રે તેને છોડીને તે જતો નહોતો. પણ અત્યારે નજર સામે તિસ્તાબ્રિજનો એક રેખામાં જતો પ્રકાશ હોવા છતાં પણ તે ત્યાં તેની ટૉર્ચથી જરા પણ તાકી શક્યો નહિ; ચારે બાજુમાં પાણી-ભેજભર્યો પવન છે, તેથી તે ટૉર્ચ પરની તેની આ પહેલાંની બધી નિર્ભરતા થોડી ઓછી પણ થઈ જાય છે. નિતાઈ ચીસ પાડી ઊઠે છે, 'અરે એ કોણ છે? જા તો, ઝટ કરતાં દેઉનિયાનો રેડિયો લઈ આવ.'

જગદીશ 'રે - રે' કરતો ઊભો થઈ જાય છે — 'એઈ એઈ, વરસાદના પાણીમાં બેટરી ડાઉન થઈ જશે, ડાઉન થઈ જશે, હવે તો એક રેડિયા પર જ ભરોસો રખાય; કાનકટ્ટા માસ્ટર તો પહેલાં જ ગયા છે; રેડિયો લાવો ને, રેડિયો લાવો ને!'

તે પછી જગદીશ બે હાથ આગળ ડોલાવીને કહે છે, 'કહો ને? કોઈ જતું નથી કે? અરે, કોઈ કશી વાત કેમ કરતું નથી?'

નિતાઈ બૂમ પાડી ઊઠે છે, 'હવે વળી શી વાત કહેવાની? તારે તો બધું સાવધાનીભર્યું. બ્રિજ પર આટલી રાતે પ્રકાશ પડી રહ્યો છે, તેથી કોઈએ લાલ સિગ્નલ આપ્યું, પછી રેડિયોમાં સાંભળવાનું હોય કંઈ? કે કાકી સાથે સિનેમાનાં ગાન સાંભળવાનાં છે?'

'ચૂપ થા, હરામજાદા', જગદીશ પણ બૂમ પાડે છે, 'સાંભળવા હોય તો ઘેર જઈ સાંભળી આવ, તો વળી અહીં રેડિયો લાવવાનું શું પ્રયોજન! હવે શું 'પ્રતિઘાતિની સતી'નો વેશ થશે કે? જેટલું બધા —'

જગદીશ ઊભો થયો હતો. તે લગભગ કશું જ જોઈ શકતો નથી એટલે ઊભો રહી એક તરફ મોં રાખી ચીસો પાડ્યા કરે છે. તેની ડોક ફેરવવાની ભંગિમાં જરા અનિશ્ચિતતા હતી — તે જેને ઉદ્દેશીને બોલ્યો છે તે તેની સામે છે કે નહિ! વાત પૂરી કર્યા પછી જગદીશ હાથની મુઠ્ઠી કરી ખૂબ જોરથી કસ ખેંચે છે, પણ સમજે છે કે આગ તો બુઝાઈ ગઈ છે. તે હાથના એક ઝાટકે બીડી ફેંકી દે છે. બીડી પડતી નથી, તેના હાથમાં જ લાગી રહે છે. જગદીશે માથા પર હાથ મૂકતાં જ તેના માથાના વાળમાં ભરાઈ જાય છે. 'તો જા ને, નકૂ, રેડિયો સાંભળી આય; પૂરના સિગ્નલને સાંભળીને ચાલ્યો આવજે —' જગદીશ કહે છે.

નકૂ કહે છે, 'અહીં ઊભો ઊભો ગાઉં નહિ, તે ત્યાં જઉં ? હવે તો સિગ્નલ મળવાનું જ છે; મારા ગયા પછી જો ફરીથી આપે તો?'

'એવું થશે તો તને સંદેશો મોકલીશું, વાત એમ છે કે તું જા બાબા; અમે અહીં ઊભા ઊભા બ્રિજના પ્રકાશનો વૃત્તાંત જોઈએ છીએ.' જગદીશ બોલે છે.

'ઓય, ઓય, જગદીશની આંખોમાં તો ફોકસની લાઈટ પડે છે.' રાવણ

સાવધાનીથી બોલે છે. નકૂ ચાલી જાય છે. જગદીશ તેના ધોતિયાની વળમાંથી બે બીડી અને દિવાસળી બહાર કાઢે છે. એક બીડી લંબાવીને ધરતાં કહે છે, 'શું પીશે ને? લે.'

રાવણ બીડી લઈ કહે છે, 'બાપાના તાડવૃક્ષ આગળ બેઠા છીએ. કોઈ જોનાર તો નથી ને?'

જગદીશ દિવાસળી સળગાવવા જાય છે, પણ સળગાવી શકતો નથી. પછી ફરીથી તે પેલી ભીડમાં બેસી જાય છે. આ વખતે હથેળીની આડશમાં જ્યોત બચાવીને બીડીને પકડી રાખી શકે છે. રાવણ પણ થોડો ઉભડક બેસી તેના હાથના સ્પર્શથી સમજાવે છે કે તેને પણ જ્યોતની જરૂર છે. જગદીશ જ્યોત આગળ તો ધરતો નથી, પણ હથેળીની આડશ પરથી મોં ખસેડી લઈ રાવણ માટે જગ્યા કરી આપે છે. દિવાસળીની જ્યોતમાંથી જગદીશની ઝીણી આંખો પર, નાકની બે બાજુ અને ડોક પર પ્રકાશ પડે છે. તે ભૂંસીને રાવણ તેનું મોઢું આગળ ધરે છે.

## 87

## જગદીશનો ગુસ્સો

એ લોકો હાથની મૂઠી વચ્ચે બીડી રાખીને બીડી પીતા હતા. દરમ્યાન બીજા બે-એક જણ પણ જગદીશ અને રાવણની આસપાસ બેસી પડ્યા છે. તેઓમાંથી પણ બે-એક જણના હાથમાં બીડી પકડેલી છે. એ બધા લોકો જેટલી વાર તિસ્તાબ્રિજના પ્રકાશ તરફ તાકીને ઊભા હતા તેટલી વાર તેમને પવન અને પાણીનાં છંટકાવની વાત ખ્યાલમાં આવી નહોતી. પણ જમીન પર ઊભા પગે બેઠા પછી પવન અને પાણીથી બચવા માથું છાતી પર ઢાળી દે છે. જાણે કે ડોક અને પીઠ તેમના શરીરનો ભાગ નથી! જાણે ડોક અને પીઠ પર બોજો વહેતા વહેતા, તે વખતે પ્રતિરોધ કરવાની ક્ષમતા આપમેળે જ આવી જાય છે.

નરેશની ટૉર્ચના પ્રકાશમાં થાંભલાનું સ્થાપત્ય દેખાઈ ગયું હતું. તિસ્તાબ્રિજ તરફ તેમની બરાબર સમવેત જોતાં, આ પટભૂમિની સાથે ભળી જતાં રંગભંગમાં, તે બધા બરાબર એકબીજાને અડી અડીને રહેલા દેખાઈ ગયા હતા; અત્યારે તેમનો દેખાવ જાણે કોઈ મૂર્તિના ધ્વંસ-સ્તૂપના જેવો લાગતો હતો — ત્યાં પવનનો ઝપાટો એટલો છે કે એ મૂર્તિની મુદ્રાઓ બદલાતી જાય છે. જ્યારે નકૂ જગદીશના ઘેર રેડિયો પર સમાચાર સાંભળવા ગયો છે ત્યારે તેની રાહ જોવી જ રહી. રાતના દસ પછી પણ તિસ્તાબ્રિજનો દીવો બળતો જોઈ એક વાર રેડિયો ના સાંભળી લે તે કેવી રીતે બને? રેડિયો બંધ થયા પછી પણ આખી રાત તો રહેવાની જ, પણ શિલિગુડિથી

છેલ્લા સમાચારમાં કશું નવું ન હોય તો કેટલું બધું આશ્વાસન મળશે! લાગશે કે હવે નવી કોઈ આપત્તિ આવશે નહિ. પણ નવી આપત્તિની ચિંતા ક્યાં કરવાની? જૂની વિપત્તિ જ જો થોડી આગળ આવે તો તે તેમને માટે અત્યંત ભારે બની જાય અને વળી એકદમ નવી વિપત્તિને આવતાં પણ વાર કેટલી?

'હે નિતાઈ, તમારી પાર્ટીમાં પૂરની વાત કરી? પૂર આવશે કે નહિ આવે?' નિતાઈ તેની પાર્ટીમાંથી આ ભાઠાની ગ્રામસભાનો સભ્ય છે. આ ભાઠાને પેલી તરફની દોમોહનિની ગ્રામસભા સાથે જોડી દેવામાં આવ્યું છે. આ ભાઠું એક ગામ છે, બીજાં બધાં છે કિનારા પર જ. પંચાયતની ઑફિસ પણ ત્યાં જ છે.

'કહેજે ને, કૉમરેડ, કે જો પૂર આવશે તોપણ તમે નહિ આવો, અને જો પૂર નહિ આવે તોપણ તમે નહિ આવો.' ગજેન ધીમે રહીને કહે છે. અહીં આટલી ધીમેથી બોલાયેલી વાત સંભળાતી નથી. પણ એ બધાય માથું નીચું રાખીને બેઠા હતા એટલે સંભળાઈ લાગે છે. એ લોકો માથું છાતી તરફ નમાવી એ રીતે ચૂપચાપ વાતો કરે જાય તો એકબીજાને સારી રીતે સાંભળી શકે, ગજેનની વાતનો ઉત્તર આપ્યા વિના નિતાઈ કહે છે, 'પાર્ટીને વળી હવે કહેવાનું શું? હેં! પાર્ટીને શું કહેવાનું? વરસાદ તો પંદર દિવસથી પડ્યા જ કરે છે, અને એની સાથે પવન છે; પહાડ પરથી પૂર નીચે આવી રહ્યું છે; તો હવે પાર્ટીને શું કહેવાનું છે? કહો જોઉં'.

'એ ય પણ એક વાત થઈ, હોં નિતાઈ! આવડી મોટી તારી પાર્ટી છે, તને પૂછ્યા વિના પહાડ પરથી પૂર આવી, હડસેલા મારી દે એટલું તેનું સાહસ? તું પૂરની બદલી કરી દે; ટ્રાન્સફર કરી દે.'

નિતાઈ થોડી વાર ચૂપ રહે છે, જાણે કે એ વાતનો જવાબ શોધી રહ્યો ન હોય! પછી કહે છે, 'હું તો કહીને આવ્યો છું; મેં તો પાર્ટીને કહી દીધું છે.'

'શું? શું કહ્યું છે તેં?'

'કહી દીધું છે, કે આપણું ભાઠું જો તણાઈ જશે તો આપણા માટે કંઈ મિલિટરી મોકલશે નહિ, કૅમ્પ મંડાશે નહિ, રિલિફ આપવાનું પણ બનશે નહિ — કહી દીધું છે.'

'ગુસ્સે શેનો થાય છે, અલ્યા મૂર્ખા, ચૂપ થા, ચૂપ.' જગદીશ જાણે ગુપ્ત સલાહ આપે છે. 'અરે હું તો ચૂપ જ છું; પણ મોઢું બંધ રાખીએ તો બધા પીઠ પાછળ વાતો કરે —' નિતાઈ જવાબ આપે છે.

'પીઠ પાછળ તો કૂતરાય ભસે; એ વાત સાંભળવાની ચિંતા શી કરવી?' જગદીશ જમીન તરફ જોઈ ચીસ પાડતો હોય એમ મોટેથી કહે છે, જેથી બધા સાંભળી શકે; પછી બધાનું હસવું સાંભળવા માટે થોડી વાર રાહ જુએ છે. પણ કોઈ હસતું નથી. એટલે સુધી કે નિતાઈ પણ નહિ. જગદીશને પોતાને હસવાનો સમય પણ વીતી જાય છે. તેથી હવે ફરી બોલે, તો ફરી હસવાનું થાય. સા-લા નિતાઈ,

બધાની લાતો એને સારી લાગે છે; એનો પક્ષ લઈ હું વાત બોલ્યો — સા-લો, ચૂપ જ મર્યો.'

જગદીશ ગુસ્સામાં એકદમ ડોક ફેરવી થૂંકે છે — કોઈને શરીરે પડશે તો તેને ખુશી થશે. તે રાત્રે કશું જ જોઈ શકતો નથી તેની બધાને ખબર છે, અને એટલે જ આટલી વાર તેને કારણે ઠઠ્ઠામશ્કરી કર્યા હતા. હવે એ સુયોગનો લાભ લઈ શકે — તે તો જોઈ શકતો જ નથી; કોને શરીરે પડ્યું તે તે કેવી રીતે જોવાનો છે?

છતાં પણ કોઈ કશો અવાજ કરતું નથી. જગદીશને એવી ઇચ્છા થઈ આવી કે ઊઠીને એક લાત મારી જોવે, કોઈ છે કે નહિ — એક જોરદાર લાત!

જગદીશના મનમાં આવી ઇચ્છા થવાની સાથે સાથે જ એકાએક બધા હો હો કરતા હસી પડે છે. નિતાઈ હસતાં હસતાં રાડ પાડે છે, 'એ નરેશ, શું તારા હથોડાથી ઘા મારીશ કે?'

નરેશ પણ હસતો હસતો બૂમ મારે છે, 'અમને તો ગજેને ધક્કો દીધો છે,' પણ હાસ્યના વેગમાં તે બીજું કશું બોલી શકતો નથી. કંઈ કહેવાની કોઈ જરૂર પણ નહોતી. તે સાથે જ ગજેન મોટેથી કહે છે, 'અમને તો અષાઢે ધક્કો દીધો છે,' ગજેનની વાત પૂરી થાય તે પહેલાં જ બીજો કોઈ બોલી ઊઠે છે, અરે 'સાંઢ ગરમ થયો છે; હોં હોં કરતો તૈયાર થયો છે. ફીણ કાઢવા તૈયાર થયો છે.'

કેટલાક ભેગા થઈ રાડો પાડે છે, 'ગાયને લાવો, ગાયને લાવો.'

અને, જગદીશ ઊઠીને ઊભો થાય છે, 'સા-લાઓ, આવજો ફરી વાર, બીજી વાર તક મળે હું જોઈ લઈશ.' એમ બોલી પેલી ભીડમાંથી છટકી બહાર જાય છે. બહાર નીકળીને ય ઊભો રહેતો નથી; છન્ છન્ કરતો ચાલવા લાગે છે. તેનાં ડગલાં માંડવાની ચોક્કસાઈથી ય વધારે તો પવન મુખ્ય બની જાય છે; આ પવનના ઠેલા સંભાળીને તેણે આગળ જવાનું છે. બધાય જમીન પર ઊભા પગે માથું છાતી પર નમાવીને — ડોક અને પીઠ પવન અને પાણીની ઝાપટોમાં ખૂલી રાખી, એવી રીતે બેઠા હતા કે જાણે પથ્થર ! ત્યાંથી જગદીશના છટકીને ચાલી જવાથી હવે લાગે છે કે જાણે પથ્થર પડ્યો છે અને તે લઈને એક માણસ તિસ્તાના પ્રવાહ કરતાં પણ વધારે પ્રબળ વેગે ચાલી જાય છે. તિસ્તાના પ્રવાહનો ધક્કો એક જ પ્રકારનો હોય છે; એ ધક્કા મારતાં મારતાં આગળ જાય છે — જાણે માથા પર વિષમણિ પથ્થર છે; માથા પર એ લઈને જવું જ પડશે અથવા પેલા પથ્થરના દબાણથી બેસી જવું પડશે. અને આ પવન તો જાણે શિલાનો વરસાદ — તે ક્યાં વાગશે તેનો તો કોઈ અંદાજ જ કરી શકાતો નથી.

રાવણ આ દંગલમાંથી ઊઠીને ઊભો થાય છે અને પછી જગદીશની દિશામાં ચાલવાનું શરૂ કરે છે. એ એક વાર બૂમ પણ પાડે છે, 'હે —ઈ, જગદીશ....' પણ તેની બૂમ ઊલટી દિશામાં ઊડી જાય છે. રાવણ ફરી બૂમ પાડતો નથી, પણ જરા

ઉતાવળે ચાલી જગદીશને પકડી પાડવા માગે છે. પવનના ધક્કાથી તેઓ એકબીજાથી થોડે દૂર જ રહી જાય છે. જગદીશને બોલાવવા માટે જ રાવણ એક વાર હાથ ઊંચો કરે છે. પવનના ઝપાટાથી તેનો હાથ જાણે ભાંગી નીચે આવે છે. અત્યારે જે રીતનો પવન અને પવનમાં પાણીનાં બિંદુઓ છે તેથી જગદીશ અને રાવણને જોવાની કે મળવાની વાત તો બાજુએ રહી, પણ તેમનું આ પાણી-ધુમ્મસની આડશમાં ચાલ્યા જવાની જ મુખ્ય વાત છે. પણ હમણાં તેઓ જે રીતે દેખાય છે તેમાં તો જાણે બે ઝાડની જેમ તેઓ ઊભેલા છે અને પવન તેમને ઉખેડી નાખવા ઇચ્છે છે; પણ તેથી સમજાય છે કે તેઓ બહુ દૂર નીકળી શક્યા નથી, અને બે જણ વચ્ચેનું અંતર પવનમાં જેટલું છે તેટલું જ છે. રાવણ ફરીથી હાથ ઊંચા કરે છે — જાણે પવન જ એક ધક્કે તેના હાથને પાછળથી મરડી ઉપર ઊંચકે છે અને સાથે સાથે જ ફરી મરડીને નીચે નાખી દે છે. રાવણ હાથ ઊંચો કરે છે, પણ બૂમ પાડતો નથી. તેની બૂમ પવનમાં ઊંધી દિશામાં ચાલી જશે, પણ હાથ ઊંચો શા માટે કરે છે? જગદીશ તો તેને જોઈ શકતો નથી. એવું લાગે છે કે જેમ પાણીમાં ડૂબી જતો માણસ હાથ ઊંચા કરી બચી જવા ઇચ્છે છે તેમ આ પવનમાંથી બચવા રાવણ વચ્ચે વચ્ચે હાથ ઊંચા કરી નાખે છે.

આ તરફ, કોઈ પૂછે છે, ‘શું, ઊભો થાય છે કે જાય છે?’

‘જવા દે, જવા દે; ત્યારનું કહ્યું હતું. તમારે અહીં આ રાતવેળાએ ફેરો ખાવાનું શું કામ છે? બેસી રહો, રેડિયો સાંભળો, કંઈ સમાચાર જણાવે છે કે કેમ? તે ના કહે, શા માટે? હું પણ જઈશ; ચલ, અહીં કશું દેખી તો શકતો નથી, પણ બધું જાણવા માગશે. જવા દે, જવા દે.

‘રાવણ શું ફરી પાછળ પાછળ જાય છે? શા માટે?’

‘રાવણ શું જતો રહેશે કે જગદીશને સમજાવી પાછો લાવશે?’

‘આવવા દો, આવવા દો, પવન બહુ ખરાબ છે; બધાએ એક સાથે રહેવું એવું મનમાં થાય છે.’

વરસાદ જોરથી પડી રહ્યો છે, જોરજોરથી, જો પવન ના હોત તો તો આખું શરીર ને માથું ભીનાં થઈ જાત. પણ અત્યારે પવનના વેગમાં વરસાદ સીધો પડતો નથી, વંકાઈ જાય છે. એ પાણીનાં બાણ આ ટુકડીની પીઠે અને ડોક પર પડે છે.

## 88

## એક નદીની ભીતર અનેક નદીઓ

આ પવનનું વાવાઝોડું, આ વરસાદ, આ પૂર-ની વચ્ચે પણ આકાશમાંથી થોડો

પ્રકાશ પ્રસરી રહ્યો છે; એવો પ્રકાશ છે કે જે દેખાતો નથી. પણ ઘણી વાર સુધી આ આકાશ નીચે નદીના કિનારે ફરતાં ફરતાં તે સમજી જવાય છે. એ પ્રકાશ એવો નથી જે ખૂબ દૂર સુધી દેખાય, ઊલટું, એ પ્રકાશ એવો છે જે આંખોની સામે એક આડશ ઊભી કરે છે; એવો ઘેરાયેલો છે જેથી કશું ય જુદું કરી શકાતું નથી. એ પ્રકાશ એવો છે જેથી કશું જ સ્પષ્ટ થતું નથી, છતાં બધાંયની બહારની રેખા દેખાય છે. બધાંયની એટલે કે નક્કી કરેલી એક દૃષ્ટિની સીમાની અંદરનું બધુંય. એ પ્રકાશમાં જમીન દેખાતી નથી, છતાં જમીનનું અસ્તિત્વ સમજાય છે, પગની નીચેની જમીનનું અસ્તિત્વ પણ; બહુ બહુ તો આગળ પગલું માંડવાની જગ્યાનું. એ પ્રકાશમાં નજર સામે ચાલી આવે તોપણ માણસના મોંની રેખાઓ સ્પષ્ટ થતી નથી, છતાં બાણ ફેંકાતાં હોય એ રીતે વરસાદના છાંટા આવી ડોક અને પીઠ પર વીંધાતા લાગે તો તે જળબિંદુઓ એક નિષ્પ્રભ ઉજ્જ્વળતામાં પીઠને અને ડોકને પણ ધૂંધળાં કરી મૂકે છે. હવે પીઠ-ડોક વાળી ધૂંધળી ઉજ્જ્વળતામાં આ ટોળું ઘણું ચોખ્ખું લાગે છે — પાણીથી ધોઈ ધોઈને જે રીતે પથ્થર ચોખ્ખો કરાયો હોય તેવું. પણ તેમાંય જેઓ વરસાદની દિશામાં પાછળ ફરી બેઠા હતા તે પૂર્વની અને દક્ષિણના લોકોની પીઠ ઘણી ભીંજાઈ ગઈ છે; ઊલટી દિશામાં બેઠેલા માણસોની પીઠ લગભગ સુક્કી છે.

પ્રકાશ આવે છે તો આકાશમાંથી જ — છેલ્લા ત્રણ દિવસથી સંપૂર્ણપણે છુપાઈ ઢંકાઈ ગયેલા આકાશમાંથી. પહેલેથી જ પવન તો વાવાનો શરૂ થયો છે, પછી વરસાદ આવ્યો છે. જાણે ત્રણ દિવસ પહેલાં બુધવારે અહીંના આકાશમાં પવન જ કોણ જાણે ક્યાંથી વાદળાં ખેંચીને લઈ આવ્યો. પછી તો પવને જ તે વાદળાંને વાળી, ફેરવી, ખેંચી આકાશ અને તિસ્તા વચ્ચેની જગ્યા સંપૂર્ણપણે ભરી દીધી. દિવસની વેળાએ સૂર્ય દેખાતો નથી — પ્રકાશ પણ વચ્ચે વચ્ચે એટલો ઓછો આવે છે કે જાણે લગભગ અ-કાળે સંધ્યા ઘેરી બની ગઈ છે. ઉપર વાદળાં અને નીચે નદીનાં પાણીની વચ્ચેના આખા અવકાશને વ્યાપી પવન એકદમ પ્રબળ વેગે વહે છે. આ પવનમાં પાણી વધે છે. આ પવન અહીંના પૂરનો પવન નથી. ઉપર, પહાડની ભીતર ક્યાંક વરસાદ શરૂ થયો છે — તે જ વરસાદ જે જમીનને તળિયે પેસી જાય છે; પછી ત્યાંથી માટી ખોદાય છે, ઝાડ ઊખડે છે, પથ્થર ગબડી નદીને એકાએક બે ગણી, ત્રણ ગણી પહોળી કરતાં કરતાં નીચે આવે છે, હવે તો તિસ્તાના લગભગ મૂળથી મુખ સુધી બંધથી વળાંક કર્યા છે. પણ બંધ કંઈ માટીને ઊંડેથી ઉખેડી શકે નહિ. જવા માટેનો ખાડો કે બીજો માર્ગ ના મળે તો પાણી ઊભરાઈ જઈ બંધને ધક્કા મારવા લાગે છે. પછી ફરી ઊલટા આક્રોશમાં થોડી માટી ઘસડી પાછાં આવે છે. તેથી બંધમાંથી લાંબા લાંબા સ્પાર નદીમાં ચાલી આવ્યાં છે, જેથી પાણી સીધું કિનારે જઈ અથડાઈ શકે નહિ.

વર્ષાની તિસ્તામાં આ રીતે ક્યારે ને ક્યારે, ક્યાંક ને ક્યાંક, થવાનું જ. ક્યાં

થશે તેનો આધાર પહાડ પર ક્યાં વરસાદ થયો છે તેના પર છે. અહીં તો આ એક નદીને જ તિસ્તા કહે છે — અહીં આ સમતલ ભૂમિ પર. પણ ઉપર પહાડમાં તો તિસ્તા કોઈ એક નદી નથી. ક્યાંયથી કેટલાંય ઝરણાં, કેટલી નાની નદીઓ ઊતરી આવી તિસ્તામાં ભળે છે.

આટલી જગ્યામાં આટલો પ્રવાહ તિસ્તામાં થઈને જાય છે એટલે જ તિસ્તા પણ જાણે પોતાને એ રીતે છોડી દઈ વહે છે. એટલે સુધી કે આ સમતલ પર, જ્યાં તિસ્તા તિસ્તા જ છે ત્યાં પણ પશ્ચિમને કિનારે બોદાગંજ - રંધામાલિ-જલપાઈગુડિ-હલદિવાડિ અને પૂર્વ કિનારે માલ - લાટાગુડિ - દોમોહનિ - મયનાગુડિ - વાર્નશઘાટ - વાકાલિ - મેખલિગંજ આ બે કિનારાની વચ્ચે તિસ્તા માઈલ માઈલે પથરાયેલી હોય છે. જેને તિસ્તા કહેવાય છે, જે જગ્યાને તિસ્તા કહી બધો વખત જોવામાં આવે છે, બતાવવામાં આવે છે, ત્યાં બધે ક્યારેય પાણી હોતું નથી. તિસ્તા કોઈ નદી નથી, એ એક ભૂખંડ છે. શિયાળામાં આ ભૂખંડની વચ્ચે પથ્થરના ટેકરા ઊપસી આવે છે, તેને ઘેરીને સૂતરની જેમ પાતળી પણ સ્થિર જળરેખા સોનેરી રંગની રેતીને બધોય વખત ભીની રાખે છે, અને ભીની રેતીમાં પેલા ટેકરાનો જીવંત પડછાયો સવારથી સાંજ સુધી ફર્યા કરે છે. આ ભૂખંડના કોઈ ભાગમાં પોચું લીલું તાજું ઘાસ માઈલો સુધીના વિસ્તારમાં હોય છે; તેમાં ગાયભેંસનાં ધણ ફરી ફરીને ચક્કર લીધાં કરે છે અને આકાશ નીચે ઊભાં ઊભાં જ દિગન્ત તરફ જોઈ વાગોળ્યાં કરે છે. આ ભૂખંડના કોઈ ભાગમાં નવું જ અરણ્ય ઊપસી આવે છે. કાશ-ફૂલના માઈલો લાંબા વિસ્તારને દૂરથી શરદના તડકામાં પાણી કહેવાનો ભ્રમ થાય છે.

વર્ષામાં આ બધું ફરીથી નાશ પામે છે. તિસ્તાના કયા માર્ગેથી ક્યારે પાણી નીકળશે તે કોઈ જ જાણતું નથી. કોઈ વર્ષામાં જમણી તરફના પશ્ચિમ કાંઠાને તોડે, તો તે પછીની વર્ષામાં ડાબી તરફના પૂર્વ કાંઠાને તોડે. એટલે સુધી કે એક જ વર્ષાકાળ દરમ્યાન પણ એના માર્ગ બદલાતા રહે છે. વર્ષાનાં પાણીથી તળિયે આવી અદલાબદલી પછી ફરીથી શરદથી ધીમે ધીમે તિસ્તાના ભૂખંડનો નવો ચહેરો દેખાય છે. જ્યાં પાણી નહોતું ત્યાં સ્થાયી પ્રવાહ ભીની રેતીમાં થઈને વહે છે. જ્યાં ઘણા દિવસોથી નદી વહેતી હતી, ત્યાં પાણી એકાએક લીલું થઈ જવાનું શરૂ થાય છે; ક્યાંક મૂળ નદીના પ્રવાહનો સંગમ અટકી ગયો છે, ત્યાં એકાએક ઊપસી આવે છે પથ્થરનો ટેકરો — માથા પર વનનો એક નાનો ટુકડો લઈને; એ ટુકડાની ઉપર લગભગ પંચવટી વનના જેવાં જાણે છાયાદાર ઝાડ; ક્યાંક માટીનું ભાઠું ઊપસી આવે છે — હળ, બળદ, વૃક્ષ અને ઘાસનાં ઘર વડે ત્યાં જોતજોતામાં એક જનવસ્તી ઊભી થઈ જાય છે; તિસ્તાના મોટા માર્ગમાંથી અર્ધા જેટલું પાણી બીજા એક માર્ગે વહેવાનું શરૂ કરે છે; નૌકા ભાઠામાં અટકી જાય છે; પછી નદી બદલે છે, નદીની અંદર નદી બદલે છે. તિસ્તા એક નદી નથી — એક નદીની અંદર અનેક નદી છે.

વરસમાં ઘણુંખરું છ મહિના ભૂખંડથી જોડાયેલી અનેક નદીઓનો પરસ્પર યોગ-વિયોગ ચાલે છે.

કોઈ નદી કે ઝરણું, તેના બહુ વખતના માર્ગમાંથી ફૂટીને વહેવા લાગે છે —જાણે માટીમાં આળોટી પડી રહેલો હાથી એકાએક તેની સૂંઢ પહેલાં આકાશમાં નચાવી, પછી બેત્રણ ધક્કે ધૂળની ડમરી ઉડાડી જાગી ઊઠી, પોતાની આટલી વારની ઊંઘનું નુકસાન ભરપાઈ કરવા, જે દિશા તરફ નજર જાય તે દિશામાં થોડું દોડી ફરીથી પાછો આવે છે; તેના પગના દાબથી ધૂળની ડમરી ઊડે છે, તેના શરીરમાંથી ધૂળની ડમરી ઝરે છે, તેની સૂંઢની ઝાપટમાં સુક્કી ડમરી એકદમ જમીનમાંથી આકાશમાં ઊડી ઊડી જાય છે. પછી એવું પણ બને કે તે ફરીથી તેના પુરાણા માર્ગે પાછો જશે —ખૂબ ખેડેલા પુરાણા માર્ગે. વળી, એવું પણ થઈ શકે, દોડતાં દોડતાં, રમનાં રમતાં, ફરતાં ફરતાં પોતે ઉડાડેલી ધૂળની ડમરીમાં તેની પોતાની જ આંખો આધળી થઈ જાય. હવે તે તેનો પુરાણો માર્ગ ઓળખી શકે નહિ.

કોઈ નદી કે ઝરણું, તેમની મૂળ ધારામાંથી છટકીને ચાલી જાય — એક મોટા હાથીના ટોળાં કે ફરતાં ગાયભેંસના ધણમાંથી જેવી રીતે કોઈ વાછડું વધારે પડતી સ્વતંત્રતાથી આમતેમ હરતુંફરતું ટુકડીમાંથી છૂટું પડી જાય. દળમાંથી છૂટા પડવાના પહેલા આનંદમાં તો તે જાણે તેની સ્વતંત્રતાનો સ્વાદ ચાખે છે ચારે બાજુનાં આકાશ અને પવનમાંથી. જમીન કેવા પ્રકારની છે, કેવી જમીનમાં કેવી રીતે ચાલવાનું હોય એ બધું દળની પાસેથી જેણે શીખી લીધું નથી તે તેની જાતે જાતે જમીનને ઓળખતું નથી; નાની સૂંઢ કે લાલ લાલ નાક ઊંચું કરી પવનમાંથી અજાણી બધી ગંધ લેતાં શીખે છે. જાણે તે જાણે છે કે આ રીતે ફરીથી ટોળામાં કે ધણમાં પાછા જવાય. પણ પછી તે તરુણ હાથી કે પાડો એકાએક ઊભો રહી પોતાની પોચી ડોક એક વાર પાછળ ફેરવે છે. ત્યારે એ ડોકે વટાવી દીધેલા માર્ગને જોવાની સમજણની છાપ પડી નથી; ત્યારે તે નાની સૂંઢમાં પોતે પાર કરેલા પવનને સૂંઘી શકતો નથી. એક વાર, માત્ર એક વાર પોતાનાં લુપ્ત પદચિહ્નો માટે તીવ્ર કરુણ સાદ પાડે છે. પછી પ્રતિધ્વનિને પ્રત્યુત્તર સમજી ટોળા કે ધણમાં પાછા જવા માટે ભયથી ઉતાવળે દોડે છે. એ તરુણ પશુ ત્યારે ધ્વનિ-પ્રતિધ્વનિના નિયમો શીખ્યું નથી. પેલી નદી કે ઝરણું સદા કાળ માટે તેના મૂળ માર્ગથી વિખૂટું પડી જાય છે — પાછા ફરવાના બધા માર્ગ ભૂંસી નાંખીને.

અથવા, ત્યાં સુધી નદીની મૂળ ધારા અવિચ્છિન્ન ગતિએ તેના વિશાળ વિસ્તાર સાથે કુદરતના નિયમ પ્રમાણે વહે જાય છે, ક્યાંક થોડી પ્રસરી જાય છે — જે એનો સ્વભાવ છે, જાણે હાથીના એક મોટા ટોળા કે ગાયભેંસના કોઈ મોટા ધણના જેવો. એ તો પેલા ટોળા કે ધણની નિયમિત હરેલી-ફરેલી, ઓળખીતી-જાણીતી જગ્યાએ પોતાના જ અભ્યસ્ત પગની છાપને અનુસરી, પોતાનાં જ અભ્યસ્ત ઝાડ-લતા-

પાંદડાંની ગંધ સૂંઘતાં સૂંઘતાં, પોતે જ ઉખાડેલી કે ખોદેલી, ઝાડ કે માટીને જરા વધારેપડતા વિચાર વિના જ, કેવળ અભ્યાસ અને ટેવથી જ વધારે ખોદે છે, તોડે છે તેની જેમ. પણ એકદમ યુથપતિના બે કાન ઊભા થઈ જાય છે, ઝાડની જેમ આકાશ તરફ વિશાળ માથું એકદમ ઊંચે ઊઠે છે, બે દાંત જાણે પવન ખોદશે એટલા ધારદાર તૈયાર થાય છે, સૂંઢ ત્યારે એક અનિશ્ચિતતામાં માટી પર ડોલે છે અને એ ડોલનની રેખા જોઈ માટી પર નિઃશ્વાસ છોડે છે; ઘાસ ડોલી ઊઠે છે; કચરો ઊડે છે; અથવા તો નાકના ગરમ નિશ્વાસમાં સામેથી જંતું ઊડી જાય છે; ધીરે ધીરે પેલી સૂંઢનું આંદોલન વધતું રહે છે; જમણી તરફના બે પગ જરાક આગળ રહે છે; પેલા વિશાળ વૃક્ષની જેમ શરીરના ઢાળમાં એક ઉત્કટતા આવે છે; પછી એ યુથપતિ સૂંઢ પવનમાં ઊંચી કરી એક પ્રચંડ ગર્જન દ્વારા વનને કંપાવે છે; અથવા શિંગડાં પવનમાં ઊંચે રાખી આર્ત આહ્વાનને પ્રતિધ્વનિમય કરી પોતાના બે કાન બે બાજુ પ્રસારી દોડવા લાગે છે; આ વૃદ્ધના શ્રવણમાં કાનમાં આવી પહોંચ્યો છે કોઈ સંતાનનો માર્ગ ભૂલ્યાનો સંકેત; ક્ષણવારમાં આખું ધણ અથવા ટોળું તૈયાર થઈ જાય છે; વચ્ચે વચ્ચે આકાશમાં એવા જ આહ્વાનનો સંકેત ઊંચે ઉપાડી પેલા ભૂલા પડેલા બચ્ચાની શોધમાં આ આખું ટોળું અથવા ધણ દોડવા લાગે છે — ખૂબ જ ટૂંકા માર્ગે, માર્ગમાં જેટલી લતાઓ, પાંદડાં, ઝાડ-ઝાડીઓ — તે બધાંને ક્ષણવારમાં ધૂળ ભેગાં કરી, પરિણામે સમગ્ર પવનમાં પિસાયેલાં પાંદડાંની ગંધ ભેળવતાં ભેળવતાં. એ ટોળું, અથવા ધણ, તેના સંતાનને કદાચ ફરી વાર ક્યારેય મેળવતું નથી, પણ તેની શોધમાં તે તેની ચરિયાણ ભૂમિ જ બદલી નાંખે છે; એ ટોળું કે ધણ, હવે પેલી જૂની જગ્યાએ પાછું ફરતું નથી.

પણ માત્ર નદી જ માર્ગ બદલે છે એવું તો નથી; ભૂખંડ પણ વર્ષના છ મહિનામાં બદલાઈ જાય છે. અને તેથી તો નદી પણ બદલાય છે, નદીઓ બદલાય છે. અદેશ્ય એવાં પાણીનાં તળિયે ક્યાંક રેતી પર લદબદ કાંપ કચરો પડે જાય છે, એક સાથે સાત-આઠ સ્તર પૂરા — એક શિયાળાના તડકામાં સખત થઈ પછીની વર્ષામાં તે પાકને લાયક જમીન બની જાય. અને એ જ રીતે બે-ત્રણ, અથવા એટલે સુધી કે દસ-પંદર વર્ષની પુરાણી ખેતીલાયક જમીન અને વસ્તીને, કેળ અને અન્ય વૃક્ષોને ડુબાડી દેતું પાણી રેતીના પહાડમાં ઢાંકી દે — જાણે નદીને તળિયે ક્યાંક એક રણરેતનો પ્રવાહ વહેતો હોય છે. પાણી ચાલી જતાં શિયાળામાં પાંદડાં વિનાની બેએક વૃક્ષોની સુક્કી ડાળીઓ દેખાશે —જેનું સુકાઈ જવું ત્યાં સુધી પૂરું થયું નથી, બે-એક છુટ્ટા વાંસ — જાણે રેતની નિશાનીઓને કારણે હમણાં જ દટાયેલા વાવેલા લાગે, પણ મૂળે તો રેતીના તળિયાની માટીમાં એ બધા દટાયેલા, વાવેલા જ છે. એ જ રેતી ઉપર ઊંધા થઈને કોઈ ઘરના છાપરાના એક ટુકડાની જેમ રહે છે. શિયાળામાં આમ જોતાં થાય કે પાણીથી નહીં પણ વાવાઝોડામાં ઊડી ગયાં છે, છાપરું માત્ર મોં

દબાઈને ચપટું થયું છે.

હવે વર્ષાના આ છ મહિના તિસ્તાની ભીતર નદીઓના યોગ-વિયોગ તીવ્ર છતાં અનિશ્ચિત વેગમાં ચાલી રહ્યા છે. પાણીનાં તળિયે તિસ્તા-ભૂખંડની ભીતર પણ પેલી ગતિ સંચરિત થઈ ગઈ છે — નાટકીય ઘનઘટાથી, પણ એટલી દ્રુતપણે કે જ્યાં કોઈ નાટકીય પરિકલ્પના નથી.

# 89

# ભૂગોળની અંદર ઇતિહાસ

ઉપર તરફ પેલા માલબજાર - ઓદલાવાડિની પાસે મઉ્યાનાદિના [illegible] શરૂ કરી નીચે હલદિવાડિના કાશિયાવાડિ સુધી તિસ્તાની, એટલે કે [illegible] જે ભૂખંડ સમજીએ છીએ તેની, એકદમ વચ્ચે ઘણા દિવસોથી લોક-[illegible] હતી. પણ એ ઘણા દિવસોમાં એક ઈતિહાસ છે.

રાજવંશીઓ સામાન્ય રીતે તિસ્તાનાં ભાઠાંમાં વસ્તી જમાવતા [illegible] પણ નથી. ઊલટું, તેઓ તો તિસ્તાકાંઠાથી, જંગલની મધ્યમાં [illegible] એ જંગલ તેમને ખેતીની જમીન આપતું, જરૂરી ખાતર આપતું, ઘર [illegible] ડાળાં-પાંદડાં આપતું.

નથી, કોઈ બીજો પક્ષ નથી, કોઈ સંઘર્ષ નથી. એ અર્થમાં રાજવંશીઓ સાથેનો તિસ્તાનો કોઈ સંપર્ક નથી. કારણ કે સંપર્ક બોલતાં જ બે અલાયદી વસ્તુઓ વચ્ચેનો એક સંયોગ સમજાય. રાજવંશી સમાજ અને તિસ્તા બે અલાયદી વસ્તુઓ નથી કે જેથી ત્યાં એક સંયોગની જરૂર હોય.

એ સંયોગની જરૂર પડી, જ્યારે દેશ સ્વતંત્ર થયો તે પછી 'ભાટિયા'ઓ અહીં ખૂબ મોટી સંખ્યામાં આવવા લાગ્યા, અને જનસંખ્યાનું જૂનું પ્રમાણ ટક્યું નહિ. આ 'ભાટિયા'ઓમાં કેટલાક બીજા 'ભાટિયા' હતા જે અહીં આવ્યા જાણે તેમની સાથે પદ્મા-મેઘના એ બધાં સ્થળોનાં પાણીની ગંધ લઈને. તેમનો નદી સાથેનો સંબંધ આક્રમણનો છે, સંઘર્ષનો છે, જય-પરાજયનો છે, માલિકી-નહિ માલિકીનો છે. આ નદીને તેઓ ઓળખતા નથી. તેઓ જે નદીને ઓળખે છે તેનું તળિયું દેખાતું નથી, અને આ નદી તો જાણે તેના તલપ્રદેશના રંગીન પથ્થરોને ઢાંકી રાખવા માટે જ વહ્યા કરે છે. તેઓ જે નદીને જાણે છે તેનો રંગ કાળો છે, માટીનો રંગ કાળો છે. અને આ નદીનું પાણી તડકાની જેમ ઝલમલે છે, ખૂબ ખૂબ છે કાદવ-માટી. તેઓ જે નદીને ઓળખે છે તેની સીમાઓ ખૂબ જ આંકેલી છે અને એ સીમાઓમાં મનુષ્યો સાથે નદીની જીવન-મરણની લડાઈ છે. અને, આ નદીને કોઈ સીમાઓ નથી — ક્યારેક વૃક્ષોનાં માથે ચઢીને, ક્યારેક વૃક્ષો નદીમાં માથું ડુબાડીને, સ્નાન કરે છે. તેમ છતાં, ગમે તેટલું પાર્થક્ય હોય છતાં નદી તો નદી જ. અને તેઓ પણ આટલે ઉત્તરમાં આવીનેય પેલી નદીમાં પેલી અજાણી નદીની ભીતર પણ પોતાને અભ્યસ્ત એવી જીવનયાત્રાનો સંબંધ શોધી લે છે. પાણીમાં પાણીની પરિચિત ગંધ પામી લે છે.

પૂર્વ બંગાળના નમશૂદ્રો જ તિસ્તાનાં ભાઠાંઓમાં મુખ્યત્વે પહેલવહેલો નિવાસ કરી વસ્તી બનાવે છે. ટુકડી ટુકડીમાં વસ્તી વસાવે છે. એની પહેલાં તિસ્તાનાં ભાઠાના કાશવનની અંદર વાંસ રોપી-ઠોકી વાંસનાં માથાં પર ઘર બનાવી ક્યારેક બેચાર જણ રહેતા, પણ તેમણે ક્યારેય વાસ કર્યો નહોતો, વાસ કરવા જેવું પણ કર્યું નહોતું. પણ નમશૂદ્રોએ આ ભાઠાંઓમાં જ પેલી જમીનને સ્વચ્છ કરી અને જેને ખાતર, જેની માલિકીને ખાતર તેમને કોઈની સાથે ઝઘડાઝઘડી પણ કરવાની નહિ. ભાઠાની જમીનને તેઓ જાણે છે — પોતાની પસંદગી પ્રમાણેની જમીન તેઓ પસંદ કરી લઈ શક્યા. પછી કાશવન કાપી પોતાના નિવાસ માટેની જમીન અને આબાદી માટેની જમીન — બન્ને તૈયાર કરવા લાગ્યા. તેમણે રાજવંશીઓની જેમ વાંસનાં માથાં પર ઘર બનાવ્યાં નહિ — પણ પાયા મજબૂત કર્યા, વરંડો બનાવ્યો, પછી તિસ્તાનાં ભાઠાંનાં ઘાસમાંથી અને કાંઠા પરના ફૉરેસ્ટમાંથી વાંસ લાવી ભાટિયા-બંગાળીઓનાં જેવાં જ ઘાસના છાપરાવાળાં ઘર બનાવ્યાં. તિસ્તાનાં ભાઠાંમાં એટલું ઘાસ અને તિસ્તાના કાંઠે એટલા વાંસ છે કે આ પ્રકારનાં ઘરબાર તો માત્ર અહીં જ બનવા સંભવ છે.

નમશૂદ્રોએ એક સેનાની માફક સ્વયં સંપૂર્ણતાથી એવો તો આ ભાઠાંઓનો કબજો લીધો! ઉપર મઉયામારિથી નીચે કાશિયાવાડિ સુધી તિસ્તાની એકદમ વચલા ભાગનાં આ ભાઠાંનો કબજો એવી રીતે લીધો કે જાણે તેઓ એકદમ અહીંના જ છે, જેમ સૈન્ય માટે કોઈ જગ્યા વિદેશ નથી તેમ — સૈન્ય યુદ્ધ ના કરે તોપણ એક અજાણ્યા, અપરિચિત સ્થળને પોતાનાં રોજબરોજના રુટિનમાં બાંધી લે છે.

ભય તો ચોક્કસ હતો — તિસ્તાનો ભય. પણ ત્યાં આશ્વાસન પણ હતું નવો વાસ અને આબાદી કરવાનું, ક્યાંક ને ક્યાંક તો કાંઠા ઊઠશે જ; બધું તો કંઈ તણાઈ જાય એવું ના બને. તદુપરાંત, એ વખતે, એ ક્ષણે તો કોઈ એક સ્થળે ખીંટી ઠોકી રહેવાની જ મુખ્ય ચિંતા હતી. તિસ્તા જેવી નદીના સ્વ-ભાવની બીક રાખી ભાઠામાં નહિ જવા કરતાં ય વધારે પ્રબળ તો હતું — એ ભયાનક સ્વભાવની મુખોમુખ હોવાની આશંકા હોવા છતાં પણ — ક્યાંક એક ઘર બનાવવાનું અને આબાદ થવાનું પ્રયોજન.

પુસ્તકોને માનીએ તો ૧૯૫૦ની સાલમાં તિસ્તામાં જે પૂર આવ્યું તેની સાથે જાણીતા ઇતિહાસની કોઈ વાતની તુલના થઈ શકે નહિ. તિસ્તાનું ભાઠું-બાઠું તો ક્યાંયે ઊડી ગયું. કાંઠા પરના ફૉરેસ્ટના ફૉરેસ્ટ પ્રવાહની સાથે અદૃશ્ય થઈ ગયાં. એ પહેલી જ વાર જલપાઈગુડિ શહેરની અંદર તિસ્તાનાં પાણી પેઠા.

અત્યારે જો તિસ્તાનાં ભાઠાંની આ જનવસ્તીની વાતનો વિચાર કરીએ તો લાગે કે ૧૯૫૦ની સાલનું એ પૂર આવવાથી બધી જ દૃષ્ટિએ સારું થયું છે.

એ વખતે બધાં જ ભાઠાંમાં કંઈ વસવાટ હતો નહિ. ઘણાં બધાંએ મઉયામારિના ભાઠામાં થોડી જગ્યાનો કબજો લઈ વસવાટ શરૂ કર્યો હતો, ખેતી-આબાદી પણ થોડી થોડી હતી. બરાબર એ સમયે ત્યાંના પેલા મઉયામારિના નમશૂદ્રો સમજી શક્યા હતા કે તિસ્તાની અનિશ્ચિતતા મૂળે કેવા પ્રકારની અનિશ્ચિતતા છે. પાણી આમ એકાએક આવી જાય, તેય વળી આટલા પ્રબળ વેગથી, તે તો તેઓ કલ્પી પણ શક્યા નહોતા. નૌકા તો માત્ર એક જ હતી. ઉસ્તાદ નાવિકનું અભ્યસ્ત હલેસું નૌકાને મુશ્કેલીમાંથી પાર કરાવી શકે ભલે, પણ પાણીના તળિયે મોટા મોટા પથ્થરો સાથે અથડાઈ જતાં એ નૌકાનું તળિયું જ ફાટી જાય એવું એમણે કદી જાણ્યું નથી. પૂર ઊતરી જતાં એ ભાઠામાં જ ઘર બાંધવાનું અને ખેતીનું કામ શરૂ થયું.

અને પહેલી જ વાર તિસ્તાને થોડી નાથવા માટેની વ્યવસ્થા થઈ. બધી દિશાઓમાં ખુલ્લી તિસ્તા વર્ષાકાળે શેવક પહાડના તળિયેથી હલદિવાડિ-દેખલિગંજ સુધી સંપૂર્ણ સ્વાધીન હતી અને ત્યાંથી ઉલ્લાસપૂર્વક વહ્યે જતી. પચાસની સાલનાં પૂર પછી શહેરને ઘેરતો બંધ બન્યો, પછી તિસ્તાના બન્ને કાંઠે બંધ વધતો જવા લાગ્યો. લાંબો થતો થતો તે ઓદલાવાડિથી કાશિયાવાડિ સુધી તિસ્તાના બંને કાંઠા બંધથી બંધાતા ગયા.

તે દરમ્યાન તિસ્તા પર બે બ્રિજ બંધાયા — એક રોડ બ્રિજ, અને એક રેલ બ્રિજ. ૧૯૬૮ની સાલમાં તિસ્તાનું પૂર આ બ્રિજની પાસેના બંધને તોડી શહેરમાં પેઠું. તે પહેલાં ઓદલાવાડિના વનને ઉખાડી દીધું છે; નેવડા અને ધરલાની વચ્ચેના ત્રિભેટાને જમીનમાંથી ખોદી કાઢ્યા છે; મઉયામારિનાં ભાઠાંમાંથી બોયાલમારિનાં ભાઠાં સુધીની બધી જ જગ્યાએ તિસ્તા તેના જૂના કાદવ-કાંપ પૂરમાં ઘસડી લઈ ગઈ છે. ૧૯૬૮નું પૂર કેમ આવ્યું તેનું કારણ શોધવાના અનેક મત છે. એ મતની ભિન્નતાનો આધાર પૂરની સાથે સંકળાયેલી સરકારી વિભાગની સંખ્યા પર છે. કંઈ નહિ તો એથી એટલું તો પ્રમાણિત થાય છે કે દરેક વિભાગનું પૂર આવવાનું યોગ્ય કારણ હતું. અહીં ૧૯૬૮ના પૂરની ચર્ચા કરવી નથી. એની વિચારણા કરવાની છે કે તિસ્તાને ૧૯૬૮ના પૂરમાં એવું પ્રમાણ મળ્યું કે બંધ બાંધવાને પરિણામે તિસ્તા વધારે અનિયંત્રિત અનિશ્ચિત થઈ જઈ શકે. એ ય જોકે સાચું છે કે બાવનથી અડસઠ તો સોળ વર્ષ થયાં. આ સોળ વર્ષમાં તિસ્તાનાં અનેક પૂરને નાથવામાં આવ્યાં છે.' ૫૦ પછી એ પ્રકારનાં અથવા એનાથી વધારે ભારે પૂર માટે પણ '૬૮ સુધી રાહ જોવી પડી છે. '૬૮ના પૂર પછી ચોક્કસ બીજા વીસ વર્ષ પૂરાં થતાં પહેલાં જ તિસ્તા સંબંધે બીજી કોઈ વૈજ્ઞાનિક અને સંગઠિત વ્યવસ્થા કરવામાં આવશે. એની વચ્ચે તિસ્તા બૅરેજના કામનો પહેલો ભાગ પૂરો થઈ ગયો છે. જોકે હજુ એટલું ચોક્કસ કહી શકાય નહિ, અને હજુ પૂરનો ભય તો બધો વખત છે જ, છતાં તિસ્તાનું પાણી પહાડમાંથી અચાનક જ નીચે ઊતરી સપાટ ભૂમિ પર વહેવા માંડી શકે નહિ તેને માટે તો તિસ્તામાં વચ્ચે વચ્ચે બૅરેજ બંધાયા છે.

તિસ્તાના ભાઠામાં સ્થિરપણે, નિશ્ચિંતપણે વસવાટ કરી શકાય, ખેતી-પાક લઈ શકાય તે '૫૦ની સાલમાં પુરવાર થયું નહિ. નિરાશ્રિત બનેલા નમશૂદ્રોએ ત્યારે તિસ્તાનાં ભાઠાંમાં બધાએ આશ્રય લીધો છે. એક પૂર તેમને માટે ખાલી કરી જવા માટે પૂરતું નહોતું. એટલે સુધી કે બાવન અને ચોપનની સાલનાં પૂરમાં પણ તેઓ તણાતાં તણાતાં ફરી ભાઠાંમાં પાછા આવ્યા હતા. જોકે ત્યારે તેમણે ભાઠામાં પોતાનાં મૂળિયાં રોપ્યાં નહોતાં.

પણ '૬૮ની સાલના પૂરમાં ભાઠાની જમીન સુધ્ધાં ઊખડી ગઈ હોવા છતાં પણ ભાઠાના માણસોને ભાઠામાં પાછા આવવા સિવાય બીજો કોઈ ઉપાય નહોતો. કારણ કે ત્યાં સુધીમાં, લગભગ બે દસકામાં તિસ્તાનું ભાઠું મઉયામારિથી કાશિયાવાડિ સુધી વસ્તીના હિસાબે પૂરેપૂરું વસી ગયું હતું. તેમાં ભાઠાના ખેડૂતો માટે કૉઑપરેટીવની ચોરી-ચપાટી જેમ થાય છે તેમ ભાઠાના ખેડૂતોના સ્વતંત્ર ઉદ્યોગોમાં, સરકારી સહાય વિનાના સ્વતંત્ર ઉદ્યોગોમાં, અનાજ અને શાકભાજીના ઉત્પન્નમાં જિલ્લાની કૃષિ-અર્થનીતિ અને વેચાણનો ચહેરો બદલાઈ ગયો છે. '૬૮ના પૂરને સમયે ભાઠાના ખેડૂતો જલપાઈગુડિની જનવસ્તીનો એક મોટો ભાગ બની ગયો છે — ભાઠાની

ફસલ અને ફલન આર્થિક જીવનમાં અપરિહાર્ય ભાગ છે.

તેથી '૬૮ના પૂર પછી ભાઠાના રહેવાસીઓને ફરીથી ભાઠામાં પાછા આવ્યા સિવાય બીજી ગતિ નહોતી. પૂરમાં તિસ્તાનો ભૂખંડ ઊલટો થઈ ગયો હતો. પૂર પછી એ બદલાઈ ગયેલા ભૂખંડમાં એ લોકોએ પણ પોતાને ઠીક લાગે તો તેમ ફરીથી પોતાનો પુનઃ વાસ કરી લીધો છે. આથી કદાચ દેખાશે કે કોઈ ભાઠું તો હવે છે જ નહિ, અને બીજું નવું ભાઠું તૈયાર થયું છે; આથી કદાચ દેખાશે કે તિસ્તાની સીમાની વચ્ચે તિસ્તા જેમ પોતાને બદલે છે તેમ આ ખેડૂતો પણ પોતાને એ રીતે બદલી લે છે. પણ '૬૮ના પૂરમાં પણ તિસ્તાની અંદરથી જેમનો ઉચ્છેદ થયો નથી, તેમનો હવે ઉચ્છેદ થવાનો નથી. '૬૮ના પૂરે જાણે તિસ્તાના ભાઠાને અને એ ભાઠાના ખેડૂતોની મોટા ભાગની જમીનના ભાગ કરી દીધા.

દેશના ભાગલા પછી પૂર્વ બંગાળના નિર્વાસિત નમશૂદ્ર ખેડૂતોએ ઉત્તર બંગાળની આ પહાડી નદીને એક રીતે જીતી લીધી. ભૂગોળ પર ઇતિહાસનો વિજય થયો.

# 90

# ભાઠાની અંદર ભાઠાવાળા

તિસ્તાના આ ભાઠાને મુખ્યત્વે પૂર્વ બંગાળના નમશૂદ્ર ખેડૂતોએ જ તૈયાર કર્યું છે, સમૃદ્ધ બનાવ્યું છે. સરકારી નિયમને આધીન ભાઠાની જમીન પર સામાન્ય રીતે કાયદાકાનૂન લાગુ પડતાં નથી. કારણ કે નદીના ભાઠાને, આ પ્રકારના અનિશ્ચિત ભાઠાને, લોકોની વસ્તીના સ્થળ પ્રમાણે સરકાર ગણી લઈ શકતી નથી. તેથી, અલબત્ત, તેઓ કોઈ અધિકારમાંથી વંચિત રહ્યા નથી. દરેક ચૂંટણીમાં વોટ આપ્યો છે; આ વખતે તો એટલે સુધી કે પંચાયતમાં સભ્ય પણ મોકલ્યો છે. સરકારી કાયદામાંથી જ મુક્ત થવાને કારણે ભાઠામાં લગભગ બધા જ ખેતમાલિક છે; કોઈ પણ માત્ર હળ હાંકનાર નથી. અથવા તો આ વાતને બીજી રીતે પણ કહી શકાય, ભાઠામાં બધા જ હળ હાંકનાર છે, કોઈ પણ માત્ર ખેતમાલિક નથી. જમીનના માલિકીપણામાંથી જમીન ઉપર, ખેતી ઉપર, ફસલ ઉપર—બધું જ વંશપરંપરાગત અને કાયદા પ્રમાણેની માલિકી તૈયાર થાય છે; ભાઠામાં હવે એવો કોઈ માલિકી ઉપભોગ કરવાનો કોઈ સુયોગ નથી. તેથી, ભાગિયા-ખેતમાલિકીનો કોઈ વ્યવહાર ભાઠામાં જાણે રહી શકતો નથી.

રહી શકતો નથી, પણ વળી એક રીતે રહી પણ શકે. બધાની આર્થિક ક્ષમતા એકસરખી નથી; બધાના ઘરમાં કામ કરનાર સરખા નથી. ક્યારેક તો ઘણાને પૈસા ઉધાર લેવાના હોય છે; — કોઈને થોડા સમય માટે તો કોઈને વધારે સમય માટે.

એ વખતે પૈસા ધીરનાર દેઉનિયાની જરૂર પડે છે. ભાઠામાં આ બધું દેવું મોટે ભાગે રોકડ નાણાંમાં ચૂકવાય છે. જેમને પોતાને પણ રૂપિયાની ક્ષમતા હોય છે, તે રૂપિયા વ્યાજ સાથે ચૂકવે છે. પણ એમાંય કોઈ કોઈને ફળ અનાજમાં ચૂકવે તો વધારે સગવડ થતી હોય છે. તેમનું રૂપિયાનું બળ ઓછું હોય છે. ત્યારે જેમ ખેત-માલિકીમાં તેમ ભાઠામાં પણ જ્યારે ચૂકવવાના હોય છે ત્યારે તે વખતના સસ્તા દરે નહિ, પણ જ્યારે ઉધાર લેવામાં આવ્યા હતા ત્યારના ઊંચા દરે ઋણ ભરપાઈ કરવાનું હોય છે. કોઈ કોઈ જમીનમાં ખેડૂત પોતે જ ખેતી કરવા શક્તિમાન હોતો નથી — ત્યારે તેઓ કોઈ કોઈ જમીનના કામ માટે ચાકર રાખે છે. એવા ચાકરો સહજ જ મળી જાય છે — રાજવંશી લોકો હળ ચલાવવાના સમયે આવે છે, બી રોપવાના સમયે આવે છે, અનાજ લણવાના સમયે કામ કરી આપે છે. સામાન્ય રીતે ભાઠાની અર્થનીતિમાં 'ભાગિયાગીરી' ચાલતી નથી. પણ મજૂરી જમા કરાવી કરાવીને ઊપજના ભાગમાં મજૂરીના પૈસા દ્વારા વવડાવવાની પદ્ધતિ ચાલે છે. એથી જાણે રાજવંશી હળ ચલાવનારની છેવટે ભાગિયાગીરીની મર્યાદા નક્કી થાય છે.

આ બધાં ભાઠાઓમાં એક અંતર્ગત ગણતંત્રની પદ્ધતિ ચાલે છે — ઉત્પાદનની મિકામાંથી તૈયાર થયેલું ગણતંત્ર. રાજવંશીઓએ કોઈ દિવસ સમૂહમાં ભાઠામાં વસાવી નથી, તેથી નમશૂદ્રોએ ભાઠાને વસવા યોગ્ય કર્યા પછી રાજવંશીઓએ ત્યાં પોતાનો અધિકાર જમાવ્યો પણ નથી; એને માટે કોઈ ઝઘડો પણ થયો નથી. છતાં, જેને કાયમી ઇલાકો કહેવામાં આવે છે, એટલે કે સરકાર જે જમીનની સેટલમેન્ટ દ્વારા મોજણી કરી શકે તે કાયદેસરની જમીન પર નમશૂદ્રોએ જ્યાં વસ્તી જમાવી છે, ત્યાં કોઈ કોઈ વાર પુરાણા રાજવંશીઓની વસ્તી સાથે ઝઘડાઝઘડી થાય છે. આ રીતની સૌથી ખરાબ ઘટના ચૌદ-પંદર વર્ષ પહેલાં તિસ્તાની પેલે પારની ક્રાન્તિ થાણાના ઝાડમાઝગ્રામ ઇલાકામાં બની હતી. ત્યાં આગ લગાડવાનું, આગમાં બળીને મરી જવાનું — એ બધું જ બન્યું હતું. પણ ભાઠામાં હવે આ પ્રકારની કોઈ ઘટના બનતી નથી; સાંપ્રદાયિક ઝઘડાની પણ કોઈ ઘટના નથી! પહેલી નજરે જો કંઈ કહેવાનું હોય તો એમ કહેવાય કે નમશૂદ્રો ભાઠામાં પોતાના લોકો સિવાય કોઈને 'વસવા' દેતા નથી — એમ તો કોઈ કોઈ 'વસવા' ઇચ્છ્યું છે — પણ પછી જ્યારે ભાઠું નિવાસયોગ્ય અને ખેતીલાયક જગ્યા તરીકે સામાન્યપણે સ્વીકૃત થઈ ગયું, ત્યારે મુખ્યત્વે નમશૂદ્રો હોવા છતાં પણ રાજવંશીઓના પણ ઘણા મોટા ભાગના લોકો એક સાથે ભાઠામાં આવી વસ્તી જમાવે છે, અને સ્થિર થાય છે.

વાત ત્યાં આવીને ઊભી રહી છે કે ભાઠામાં નમશૂદ્રો જ જશે એવું નથી; ભાઠું જ્યારે છે જ, ત્યારે બધા મળીને ત્યાં જવાના. આ રીતે એક પરિવેશ તૈયાર થઈ ગયો હતો. વિશેષે, તિસ્તાના બન્ને કાંઠે તો રાજવંશીની જનવસ્તી છે. તેમનાં એ બધાં ગામ-બંદરોમાં થઈને જ ભાઠાના લોકોને આવવા-જવાનું છે. તેને પરિણામે

એક પ્રકારનો પરિચય, હળવા-મળવાનું થઈ જ જાય છે. સ્વાતંત્ર્ય પછીના પહેલા પ્રતિભાવમાં જે થવાનું તે થયું છે, પણ પછીથી તિસ્તાનાં ભાઠાઓમાં નમશૂદ્રો અને રાજવંશીઓની મિશ્ર જનવસ્તી તૈયાર થઈ છે. એટલે, કદાચ મોટા ભાગની જગ્યામાં નમશૂદ્રોનું જ પ્રાધાન્ય હોય, છતાં કોઈ કોઈ જગ્યાએ રાજવંશીઓની પણ સંખ્યા વધારે છે.

સામાજિક દૃષ્ટિએ, કંઈ નહિ તો સમાજની બાહ્ય દૃષ્ટિએ, અથવા બરાબર કહેવું હોય તો, આ સમગ્ર ભાઠાના જનસંગઠનની દૃષ્ટિએ નમશૂદ્રો અને રાજવંશીઓનું સહ-જીવનજાપન જ મુખ્ય છે; ત્યાં, બહુમતી-લઘુમતી એ પ્રશ્ન જ અવાંતર છે. જગદીશ બારુઈના જેવો નમશૂદ્ર મહાજન દરેક ભાઠામાં ચોક્કસ છે, પણ ભાઠાના ખેડૂતો ય હવે વંશપરંપરાથી દેવાદાર નથી તેથી તે બારુઈ લોકો પાસેથી પૈસા ઉધાર લઈ શકે, પણ ભાત ખાય નહિ. જનસંગઠનના આ ગણતંત્રમાંથી જ, લાગે છે કે ભાઠાના ખેડૂતોની ભાષામાં પણ પૂર્વ બંગાળની અને રાજવંશી ભાષાનું એક મિશ્રણ થયું છે. અંધારામાં જો ભાષા સાંભળીએ તો સમજવું મુશ્કેલ છે — ભાઠામાં મુખ્ય કોણ? 'ભાટિયા' કે 'દેશિયા'? આ જગદીશ બારુઈ જે ભાષામાં ગાળો આપી ઊઠી જાય છે, તેને રાવણ રાયવર્મન લગભગ એ જ ભાષામાં સમજાવી પાછો લાવવા જાય છે.

# 91

# ફ્લડ આવતાં કેટલી વાર ? — ચાર કલાક કે છ ?

પરંતુ આ પવનને ઠેલીને જગદીશ પણ આગળ જઈ શકતો નથી, રાવણ પણ જગદીશની પાસે પહોંચી શકતો નથી. તેઓ લગભગ ગોળગોળ થઈ પવનના ઝપાટામાં ધારદાર વરસાદનાં બાણ પીઠ-ડોક-માથા પર ઝીલતાં ઝીલતાં જુએ છે કે તેમના અહીંથી ઊઠી જવા છતાં જગદીશ કે રાવણ ક્યાંય જઈ શકતા નથી.

વરસાદભર્યા પવનના ધુમ્મસમાં પેલી તરફથી પવનની અનુકૂળતામાં નકૂ ધીમેથી દોડી પાસે આવે છે. તે જગદીશને આ રીતે દળથી અલગ એકલો જોશે એવું એણે વિચાર્યું નહોતું. વિચાર્યું નહોતું એટલે જ જાણે જગદીશને જોવા છતાં ના જોયો કરી ચાલવા લાગે છે. જગદીશ નકૂને ઓળખી શકતો નથી; પણ તેને લાગે છે કે જાણે ઊલટી દિશામાંથી એકઠું થયેલું ધુમ્મસ ફરતું ફરતું આ તરફ આવે છે. પેલી તરફથી તો એક નકૂ જ આવવાનો. પણ તે તેની પાસે જ હોવા છતાં પણ ધુમ્મસની અંદર ચાલી જતો જોઈ જગદીશ બૂમ પાડી બોલી ઊઠે છે, 'એ - ઈ નકૂ!' એ

બૂમમાં આહ્વાનની સાથે ધમકી પણ હતી, અથવા કદાચ એ જ જગદીશના અવાજની મૂળ રીત હોય — તે વાત કહેતાં જ જરા જોરથી બોલી નાખે છે. પણ જોર અત્યારે તેના સ્વભાવ કરતાં ય ઘણું વધારે હતું — નહિ તો તો આ પવનમાં પેલો અવાજ રાવણની પાસે અને તેનીયે પાછળ પેલા ટોળા સુધી આટલો પડઘાઈ પડઘાઈને આવત નહિ —'એ-ઈ નકૂ !'

નકૂ ઊભો રહી જાય છે. જગદીશ બૂમ પાડે છે, 'રેડિયોમાં શું કહ્યું?'

અત્યારે આ ભાઠા પર ધુમ્મસમાં ત્રણ ઊભેલી આકૃતિઓ છે — રાવણ, નકૂ અને જગદીશ. થોડે દૂર પેલું ટોળું ગોળ થઈને બેઠું છે — માથું નીચું રાખીને. નકૂને જગદીશે જેવો બોલાવ્યો કે તરત જ પેલા ટોળામાંથી બે-એક જણ ઊભા થઈ જાય છે. નકૂ જગદીશની દિશામાં ફરી ગળાનું બધું જોર દઈ રાડ પાડે છે —'લાલ સિગ્નલ દઈ દીધું છે, લાલ સિગ્નલ' — નકૂની બૂમ પેલા પવનમાં ઘસડાઈ જાય છે અને અવાજો પૂર્વથી પશ્ચિમ તરફ ચાલી જાય છે. અવાજો એવા ખંડ-ખંડમાં વેરાઈ જાય છે કે એ લોકો સિવાય બીજા કોઈને માટે એ બધાનો કોઈ સંયોગ જોડાણ કરવો અસંભવિત બનત — એ બધાને પવનનો જ અવાજ લાગત.

ત્રણ ત્રણ જણને ઊભા રાખી પવન તેમને ઘેરી વળી વધારે ઊંચો બની શકે. જગદીશ પાછો ફરી પેલા ટોળા તરફ પાછા જવાનું શરૂ કરે છે. આટલી વાર જગદીશ પવનને હડસેલી આગળ જઈ શક્યો નહિ અને હવે કદાચ પવન તેને પાછળથી ધક્કા મારી મારી આગળ ઠેલી દે છે. તેથી તેનું શરીર ખૂબ હળવું બને છે — પ્રવાહની ઊલટી દિશામાં તરવૈયો તરી એકાએક પ્રવાહના મુખ તરફ શરીર છોડી દે તેની જેમ.

નકૂની વાત પેલા ટોળાને એક ક્ષણમાં જ વિખેરી દે છે. બધાય એક સાથે ગોળ થઈ માથું નીચું રાખી વરસાદ અને પવનથી બચતા હતા. તે બચવાનો પ્રયત્ન નકૂની બૂમથી તુચ્છ થઈ જાય છે. બધા ઊભા થઈ જાય છે અને કંઈક અસ્તવ્યસ્ત ભાવે આડાઅવળા થઈ જાય છે. પવન આટલી વાર એક રીતે વહેતો હતો — જાણે પાણીના પ્રવાહના ઢાળની જેમ, અને જાણે તેઓ કોઈ ક્રમે પેલા ઢાળની નીચે માથું બચાવી બેઠા હતા. હવે તેઓ ઊભા થતાં જ પવન તેમનાં શરીર પર એટલો તો ઝપાટો મારતો લાગ્યો! તેથી પવનનો અવાજ જાણે એકાએક ખૂબ વધી ગયો. એ અવાજની વચ્ચે તેઓ હાંફવા લાગ્યા.

આ ટોળાના બધા જ પવનને ઠેલી નકૂ, જગદીશ અને રાવણની દિશામાં આગળ જવા ઇચ્છતા હતા. પણ તે પહેલાં જ પવનના ઠેલાથી તેઓ તેમની પાસે પહોંચી જાય છે.

આ પુનર્ગઠિત ટુકડીની બરોબર વચ્ચે નકૂ જ છે, 'કહ્યું કે લાલ સિગ્નલ આપી દેવામાં આવ્યું છે, બધા રેડી રહે. નદીને કાંઠે જે બધા છે તે બધા કાંઠો છોડીને ચાલી

જાયં, છોડીને ચાલી જાય. જે માણસો હજુય જતા નથી, તેઓની જવાબદારી સરકાર લેશે નહિ. જે માણસો ભાઠા પર છે એ બધાય આ રાતમાં ઉપર ચાલી જાય, કિનારા ઉપર ચાલી જાય, પહાડ પરથી પૂર નીચે ઊતરવું શરૂ થયું છે, શિવક પહાડને તળિયે રેલનો બ્રિજ તૂટી પણ જાય; એ કારણે આસામની બધી રેલ કૅન્સલ કરી છે, કૅન્સલ, કૅન્સલ —' નકૂનો દમ પૂરો થઈ જાય છે. તેના અટક્યા પછી, તેની વાતનો બાકીનો ભાગ પૂરો કરતાં તો જાણે પવન એકદમ ગર્જના કરી જમીન પરથી આકાશમાં કૂદકો મારી દે છે. નકૂની વાત આમ એકદમ પૂરી થઈ છતાં, તે કોઈ સમજ્યું નહિ. એટલે નકૂની વાત પૂરી થયા પછી કોઈ કશી વાત બોલી શકતું નથી. પેલા આકાશને અડે એટલા પવનના સુસવાટા છે.

નરેશ બ્રિજ તરફ મોં રાખી કહે છે —'સિગ્નલ પહેલાં જ આવી ગયું છે; બ્રિજનો દીવો આખી રાત સળગતો રાખ્યો છે —'

નિતાઈ બોલી ઊઠે છે, 'આ બ્રિજ વિશે કશું કહ્યું?'

નકૂ ફરીથી પેલા પુરાણા અવાજે બૂમ પાડી કહે છે, 'આ બ્રિજ વિશે કશું કહ્યું નથી; ભાઠાના માણસો ટેકરે ખસી જાવ, ટેકરે ખસી જાવ; કોઈ પણ નદીના કિનારે રહે નહિ, કોઈ રહે નહિ —'

ગજેન પૂછે છે, 'પૂર પહાડ પરથી નીચે ઊતરશે એમ કહ્યું કે ઊતરી રહ્યું છે એમ કહ્યું, નકૂ?'

જાણે નકૂ પહાડ પરથી હમણાં જ નીચે આવ્યો! તેઓ તેની પાસેથી પ્રત્યક્ષ વિવરણ જાણવા માગે છે. વાતનો જવાબ નકૂ એકદમ આપી શકતો નથી. તે પવનના સુસવાટા વચ્ચે, પોતાની નીરવતામાં, મનમાં લાવવાનો પ્રયત્ન કરે છે — જે પહેલાં રેડિયોમાં સાંભળ્યું છે તેની યથાતથ ભાષા.

'મને લાગે છે — નીચે ઊતર્યું છે એમ કહ્યું. નીચે ઊતર્યું છે, શિવક પહાડનો રેલ બ્રિજ બંધ કરી દીધો છે; હા, હા, નીચે ઊતર્યું છે એમ કહ્યું, નીચે ઊતર્યું છે, નીચે ઊતર્યું છે.' નકૂ પુનરાવૃત્તિ દ્વારા પોતાની વાતનું સત્ય પોતે જ ચકાસી લેતો જાય છે.

રાવણ ઊંચેથી નીચે પ્રશ્ન પૂછે છે, 'રાત્રે શું ફરીથી ન્યૂઝ આપશે?'

'નહિ આપે. કહી દીધું છે — આ જ છેલ્લા ન્યૂઝ, એ પછી બીજા કોઈ ન્યૂઝ નથી અને કહ્યું કે સાયરન વગાડવામાં આવી રહી છે —'

'સાયરન? વગાડવામાં આવી રહી છે? સાંભળી તો નહિ? કોઈએ સાંભળી ખરી?' ગજેન બોલી ઊઠે છે.

જગદીશ એકદમ ધમકાવે છે, 'ચૂપ મર, ચૂપ બળદિયા; પવન કેવી સાયરન વગાડે છે, સાંભળી નહિ? તારા લગન પછી શરણાઈ વગાડવાનું રાખજે; સા-લો, પોતાનો અવાજ પોતે સાંભળી શકતો નથી ને સાયરન સાંભળશે? જલદી જલદી

કરો, જલદી કરો —' જગદીશ ચૂપ થયા પછી ફરીથી બોલી ઊઠે છે, 'હે-ઈ નકૂ, નકૂ, નકૂ ક્યાં છે?' જગદીશની છારીવાળી આંખો પટપટ્ કર્યા કરે છે.

'કહો ને, અહીં છું.'

'તારી કાકીએ રેડિયો ચાલુ રાખ્યો હતો? બંધ કરવા કહ્યું નહિ?'

'શું બોલો છો? એ કાકી ગીતો સાંભળવા બેસશે, શું?'

'ચૂપ થા, સૂવર! જો ફરીથી ન્યૂઝ આપે....'

'જયહિંદ કહી દીધું છે, હવે ન્યૂઝ આપશે?'

'જયહિંદ કહી દીધું છે? એટલે શું? શું બંધ થશે? એ-ઈ નિતાઈ....' કોઈ જવાબ દેતું નથી. જગદીશ ફરી હાંક મારે છે, 'એ...નિતાઈ....., નિતાઈ અહીં નથી?'

નિતાઈ જાણે ધમકાવે છે, 'અરે ચૂપ થા જોઉં, બસ, બૂમો જ પાડતા આવડે છે! એ-ઈ નરેશ, કેટલા વાગ્યા છે? જો તો!'

નરેશની ટૉર્ચના પ્રકાશમાં આટલા બધા લોકોનાં શરીર પર સમય ઝબકી જાય છે —'અગિયાર - બાવીસ'.

'હે - એ, અગિયાર - બાવીસ! સા-લો, આકાશવાણી શિલિગુડિનો ટાઈમ આપી રહ્યો છે.' ગજેન બોલે છે.

'તો ટાઈમ પૂછ્યો હતો, ખોટો ટાઈમ કહું શું?'

'ચૂપ થા, ચૂપ થા' — નિતાઈ ભીડની બરાબર વચ્ચે ઊભો છે. નિતાઈના વાળ વાંકડિયા છે. પવનમાં બધા વાળ તેના માથા પર ઊભા થઈ વચ્ચે વચ્ચે ફણા જેવા દેખાય છે. એ ઝાંખા પ્રકાશમાં નિતાઈના પાતળા શરીરની રેખા જાણે કોરાઈ જાય છે. આટલી વાર તેઓ એકસાથે અહીં છે — જાણે ટોળામાં હતા બધા જ. આટલી વાર, આ પવન, આ વરસાદ, આ પ્રકાશે તેમને ઢાંકી રાખ્યા છે. હવે શું દેખાવાનું શરૂ થયું? નિતાઈએ બે હાથ ઉપર લીધા, 'ઊભા થાવ, બૂમો ના પાડશો, સાંભળો —'

ભીડ ગીચ બને છે.

નિતાઈ કહે છે, 'સાંભળો, અત્યારે રાતના સાડા અગિયાર થયા છે; સમજો, તિસ્તા બાજારથી આ જગ્યા સુધી ફલડ આવવા લાગે તો કેટલી વાર થાય, એ નરેશ્યા, છ કલાક' —

'હા, છ કલાક —'

'તો વિચાર કર ને, સાડા અગિયાર —'

'સાડા અગિયાર તો અત્યારે થયા છે, ન્યૂઝ પૂરા થયા છે પોણા અગિયારે.'

'હો, પોણા અગિયારે.'

'શું પોણા અગિયારે?' નિતાઈ પૂછે છે.

'હા, પોણા અગિયારે.'

'તો થવા દે; પેલા પોણા અગિયાર હતા, તેમાં છ કલાક ઉમેરી દે — કેટલા થાય? પોણા અગિયાર અને છ કલાક?'

'એ સમજ ને, અગિયાર; હિસાબ કરવામાં સગવડ થાય એટલે.' — ગજેન બોલે છે.

'સાલો, તારી સગવડ ખાતર ફલડ લેટ આવશે.'—જગદીશ ધમકાવે છે

'હે તો, તમે જ વાત કરો, હું ચૂપ રહું છું —' નિતાઈ ઠંડા અવાજે જગદીશને કહે છે.

'ભૂલી ગયો હતો નિતાઈ, તું કહે, તું કહે, આ સાલો ગજેન બધી ઊલટીસુલટી વાતો કરે છે —' નિતાઈ ફરી અવાજ ઊંચો કરે છે, 'સાંભળો જે હિસાબ કર્યો એ પ્રમાણે ફલડ કાલે સવારે ચાર વાગે આવશે, હોં —'

નિતાઈના આ હિસાબનું એક મોટું તાત્પર્ય છે. સવારે ચાર એટલે તેઓ આજની રાત સલામત છે. એટલે સુધી કે સવારે ચાર વાગે જો ભાહું છોડી ઉપર તરફ ચાલી જવાની જરૂર હોય તો તો સવારનો પ્રકાશ ફૂટી નીકળ્યો હશે. નિતાઈ બધા આગળ મોં ફાડીને સમય કહે છે; બધાય સમય નોંધી લે છે. રાવણ થોડી વાર પછી બોલી ઊઠે છે, 'કહ્યું કે આસામની રેલગાડી બંધ કરી દીધી છે — સા-લા, તો તો ફલડ શિવક સુધી આવી ગયું છે.'

રાવણની વાતના જવાબમાં નિતાઈ કે બીજું કોઈ કંઈ બોલતું નથી. તે બધા જ તે સાથે બીજો એક હિસાબ કરવા લાગે છે. ફલડની વૉર્નિંગ આપવાનો મૂળ સ્રોત — પહાડની અંદર, કલિંગપોંગના માર્ગે તિસ્તાબાજાર નામની એક જગ્યાએથી. ત્યાંથી પાણીનો હિસાબ મળ્યો છે — તેને અનુસરી અંદાજ લગાવવાનો છે — તિસ્તાબાજારથી હલદિવાડિના કાશિયાવાડિ સુધી તિસ્તાને કિનારે કિનારે થઈ લગભગ સાઠ માઈલ માર્ગ વટાવતાં પાણીને કેટલો સમય લાગશે, શિવક બ્રિજ સુધી નદી ઊતરે છે પહાડમાં થઈને. તિસ્તાબાજારથી શિવક સુધી જેટલી ઝડપથી ઊતરશે તેના કરતાં શિવકથી જલપાઈગુડિ સુધી વધારે સમય લાગશે — આ જગ્યાએ તિસ્તા માત્ર સમતલ ભૂમિ પર હોય છે એ જ નહિ, તિસ્તાનો પેલો ભૂખંડ શરૂ થાય છે તે પણ — તેના અનેક માર્ગ, અનેક પથ.

નરેશ કહે છે, 'ચેતવણી તો બધી જગ્યાએ આપી છે; રાતના ૨-૩૦ - ૩ વાગે જો ભાહું છોડી જવાનું શરૂ કરીએ તો અર્ધાથી વધારે તણાઈ જશે, હોં —'

# 92

# અડસઠના પૂરની સ્મૃતિ

નરેશે જાણે વાત કોઈને સંભળાવવા માટે કરી નથી. પણ આ પવનમાં તેના અવાજમાં પેલું એકાંત હવે રહેશે નહિ, ભાંગી જશે. તેની વાત પૂરી થયા પછી તેની વાતની સ્મૃતિમાં બધાંનાં મનમાં થાય છે કે જાણે નરેશે બધાને સાવધાન કરી દીધા છે. ત્યાર પછી પણ, તેમના આ રીતે ચૂપ રહ્યા પછી ય, પેલી સાવધાન કરતી વાણીનો અર્થ સમજી લેવાનો છે. એ અંધારી પાછલી રાતે પાણી ભાઠામાં ચઢવાનું શરૂ કરે છે; પાણીનો એ ચહેરો જોઈને જ જેનો જેવો મત હશે એ પ્રમાણે ક્ષણમાં જ નક્કી કરી લેશે. તે જ વખતે બધુંય મૂકી કિનારાની ઉપર તરફ જવું પડશે. કોઈ કોઈની સાથે વાત સુધ્ધાં કરી શકશે નહિ — બધા મળીને જલપાઈગુડિ શહેર તરફ નીકળી પડશે. કોણ પાછળ રહ્યું, કોણ પાર કરી શક્યું, કોણ ના કરી શક્યું, કોણ તણાયું, કોણ બચ્યું — એ બધી ગણતરી પેલે પાર પહોંચ્યા પછી થશે, શોધખોળ પછી જીવી ગયા પછી. એકલા એકલા બચ્યા પછી બધાય મળીને બચી ગયા કે નહિ એ હિસાબ થશે.

અહીં જે બધા છે તેમાંના લગભગ બધાએ '૬૮ના પૂર વખતે તિસ્તાને જોઈ છે. બધા અહીં જ હતા તેવું નથી, પણ બધાને પોતપોતાની રીતે જાણ છે — કેવી રીતે પૂરમાં તણાયેલા માણસોની સંખ્યા બહાર આવે છે, કેવી રીતે એક ધક્કે ગાયોની કોઢ ખાલી થઈ જાય છે, કેવી રીતે પાંચ-સાત દિવસોમાં પાકથી ભરપૂર ખેતીની જમીન ઢીંચણ સમી રેતીવાળી બની જાય છે. દરેક જણે કંઈ એક જ પદ્ધતિથી આ સ્મૃતિઓ સાચવી રાખી નહોતી, પણ એ સ્મૃતિએ જ તેઓના બધા હિસાબ-કિતાબનું નિયંત્રણ કર્યું હતું. આવતા ચાર કલાકથી છ કલાકના હિસાબની સાથે ભળી ગઈ હતી લગભગ પંદર-સોળ વર્ષ પહેલાંની અભિજ્ઞતા.

પણ પંદર-સોળ વર્ષ પહેલાંની અભિજ્ઞતા અત્યારે એમનામાં કેટલી સક્રિય હોઈ શકે? નિતાઈની ઉંમર અત્યારે કેટલી હશે? ત્રીસ-પાંત્રીસ! તો તો પંદર-સોળ વર્ષ પહેલાં તે હોય પંદર-વીસ વર્ષનો. પણ ત્યારે ય નિતાઈ પચ્ચીસ-છવ્વીસ વર્ષનો દેખાતો. એટલે હવે શું નિતાઈની ઉંમર ચાલીસ થઈ ગઈ? કે પછી ચાલીસને ય વટાવી ગયો? જગદીશની ઉંમર કેટલી? પંદર-સોળ વર્ષ પહેલાંય જગદીશ તો હાલની માફક જ પિસ્તાલીસ-પચાસનો લાગતો. જગદીશને શું અત્યારે સાઠ થયાં, કે પછી ત્યારે જ ત્રીસ હતાં?

એ સમયે તિસ્તાના પેલા ભાઠામાં વાવાઝોડા સાથેના વરસાદથી વીંધાતા પેલા

ટોળાબંધ માણસો એક અપરિવર્તિત વ્યક્તિતામાં પહોંચી ગયા હતા. દરેક પોતપોતાની રીતે બાકીની રાત્રિના હિમભર્યા પાણીના પહાડ-તોડતાં પૂરમાં થઈ સલામતીની શોધમાં સપરિવાર તણાયું હતું. એ પ્રવાહ હાથમાં કશું ય રાખવા દેતો નથી. એ પ્રવાહમાં શરીરની અંદરથી શરીર બહાર લઈ આવે છે. એ પ્રવાહ ફક્ત અતલ પાણીમાં ખેંચ્યે જાય છે, ફક્ત અતલે. અત્યારે એ પ્રવાહ છ કલાક દૂરનો છે કે ચાર કલાક? કોણ જાણે છે?

એ સમયે તેઓ જાણે આ નદીના ભાઠાના લોકો ન હોતા. નદીની અંદરના આ ભાઠામાં તેઓનો એટલો તો સ્વાભાવિક વસવાટ છે કે તેઓ ભાઠાને ભાઠું કહી મનમાં રાખતા નથી, નદીને નદી કહી ઓળખતા નથી. ગામડામાં થઈને ચાલવાની માફક જ પાણીમાં થઈને ચાલી જાય છે. પણ ત્યારે પેલા પવનને કારણે તેઓ ભયભીત થઈ ગયા છે, પોતપોતાની રીતનો ગોપિત, એકાંત ભય — ગભીર ચાંદનીમાં કોઈ અજાણ્યા ભાઠાની રેતી પર થઈ માઈલ પછી માઈલ ચાલી જવાના સમયે જેમ પાસે કોઈ ચાલી રહ્યું છે એવો ભય લાગે તેમ. આ ભાઠું જલપાઈગુડિ શહેરની પાસે છે, રાયપુરના ચાના બગીચાની પાસે છે, તિસ્તાના રોડ-બ્રિજ અને રેલ-બ્રિજની ઉત્તરે છે. ડાબી તરફ દોમોહનિ છે. અહીંથી તિસ્તાબ્રિજનો પ્રકાશ દેખાય છે એટલું જ નહિ, પણ આટલી વાર જોતાં થાય છે કે તેઓ પણ એ પ્રકાશની અંતર્ગત છે. સહીસલામતી ખૂબ નજીક છે - ઈલેક્ટ્રિક પ્રકાશ, બંધ, પાક્કાં ઘર, લોઢાનો બ્રિજ, કોંક્રિટનો બ્રિજ — એ બધું મળી એક સહીસલામતી છે — તેમની ડાબી-જમણી તરફ, તેમની સામે, એટલી તો પ્રત્યક્ષ છે કે છ કલાક કે ચાર કલાક પછી મરી પણ જઈ શકે એવો જીવતાં અત્યારે ભય લાગે છે.

ગયા બુધવારથી પાણી વધી રહ્યું છે. વરસાદ શરૂ થયો હતો મંગળવારની રાતથી. પણ મંગળવારની રાતના પાણીથી તો આ નદીનું પાણી વધે નહિ. ઊલટું, આ નદીનાં પાણી વધવા લાગ્યાં હતાં વરસાદ બંધ થયા પછી. પછી પવન નીકળે છે. એ જોરદાર પવન. એકદમ જ જાણે નદીની અંદરથી પાણી લઈ આ પવન છૂટે છે અને નદીથી આકાશ સુધી પેલાં જળબિંદુઓ છંટકાવતો જાય છે. પવનથી વહેતાં જળબિંદુઓમાં આકાશ-ધરતીને જોડતું આ ધુમ્મસ સ્થિર થયું છે. પવન ચાલુ રહેશે તો હિમ-ધુમ્મસ થોડી વારમાં અદૃશ્ય થશે. પણ આ પાણી-ધુમ્મસ પવનની સાથે સાથે વધે છે, જેટલો પવન તેટલું ગાઢ થાય છે. બહારથી કે ઉપરથી જોતાં આ ભાઠાને અલગ કરીને ઓળખી શકાય નહિ; એવું લાગે કે નદી-આકાશ જોડતાં આ પાણી-પવન-ધુમ્મસ ભાઠાને નદી વચ્ચે ખેંચીને લઈ જાય છે.

તેમ છતાં પણ તેઓ પાણી જોઈ સમજતા હતા કે વિપત્તિ નથી.

વિપત્તિની ગંધ આવી પવનમાં, શુક્રવાર, આજની સવારથી, અથવા ગુરુવારની, કાલની પાછલી રાતથી. તે પણ રેડિયાને કારણે, અને કિનારે જઈ જુદા જુદા લોકો

## 92

# અડસઠના પૂરની સ્મૃતિ

નરેશે જાણે વાત કોઈને સંભળાવવા માટે કરી નથી. પણ આ પવનમાં તેના અવાજમાં પેલું એકાંત હવે રહેશે નહિ, ભાંગી જશે. તેની વાત પૂરી થયા પછી તેની વાતની સ્મૃતિમાં બધાંનાં મનમાં થાય છે કે જાણે નરેશે બધાને સાવધાન કરી દીધા છે. ત્યાર પછી પણ, તેમના આ રીતે ચૂપ રહ્યા પછી ય, પેલી સાવધાન કરતી વાણીનો અર્થ સમજી લેવાનો છે. એ અંધારી પાછલી રાતે પાણી ભાઠામાં ચઢવાનું શરૂ કરે છે; પાણીનો એ ચહેરો જોઈને જ જેનો જેવો મત હશે એ પ્રમાણે ક્ષણમાં જ નક્કી કરી લેશે. તે જ વખતે બધુંય મૂકી કિનારાની ઉપર તરફ જવું પડશે. કોઈ કોઈની સાથે વાત સુધ્ધાં કરી શકશે નહિ — બધા મળીને જલપાઈગુડિ શહેર તરફ નીકળી પડશે. કોણ પાછળ રહ્યું, કોણ પાર કરી શક્યું, કોણ ના કરી શક્યું, કોણ તણાયું, કોણ બચ્યું — એ બધી ગણતરી પેલે પાર પહોંચ્યા પછી થશે, શોધખોળ પછી જીવી ગયા પછી. એકલા એકલા બચ્યા પછી બધાય મળીને બચી ગયા કે નહિ એ હિસાબ થશે.

અહીં જે બધા છે તેમાંના લગભગ બધાએ '૬૮ના પૂર વખતે તિસ્તાને જોઈ છે. બધા અહીં જ હતા તેવું નથી, પણ બધાને પોતપોતાની રીતે જાણ છે — કેવી રીતે પૂરમાં તણાયેલા માણસોની સંખ્યા બહાર આવે છે, કેવી રીતે એક ધક્કે ગાયોની કોઢ ખાલી થઈ જાય છે, કેવી રીતે પાંચ-સાત દિવસોમાં પાકથી ભરપૂર ખેતીની જમીન ઢીંચણ સમી રેતીવાળી બની જાય છે. દરેક જણે કંઈ એક જ પદ્ધતિથી આ સ્મૃતિઓ સાચવી રાખી નહોતી, પણ એ સ્મૃતિએ જ તેઓના બધા હિસાબ-કિતાબનું નિયંત્રણ કર્યું હતું. આવતા ચાર કલાકથી છ કલાકના હિસાબની સાથે ભળી ગઈ હતી લગભગ પંદર-સોળ વર્ષ પહેલાંની અભિજ્ઞતા.

પણ પંદર-સોળ વર્ષ પહેલાંની અભિજ્ઞતા અત્યારે એમનામાં કેટલી સક્રિય હોઈ શકે? નિતાઈની ઉંમર અત્યારે કેટલી હશે? ત્રીસ-પાંત્રીસ! તો તો પંદર-સોળ વર્ષ પહેલાં તે હોય પંદર-વીસ વર્ષનો. પણ ત્યારે ય નિતાઈ પચ્ચીસ-છવ્વીસ વર્ષનો દેખાતો. એટલે હવે શું નિતાઈની ઉંમર ચાલીસ થઈ ગઈ? કે પછી ચાલીસને ય વટાવી ગયો? જગદીશની ઉંમર કેટલી? પંદર-સોળ વર્ષ પહેલાંય જગદીશ તો હાલની માફક જ પિસ્તાલીસ-પચાસનો લાગતો. જગદીશને શું અત્યારે સાઠ થયાં, કે પછી ત્યારે જ ત્રીસ હતાં?

એ સમયે તિસ્તાના પેલા ભાઠામાં વાવાઝોડા સાથેના વરસાદથી વીંધાતા પેલા

ટોળાબંધ માણસો એક અપરિવર્તિત વ્યક્તિતામાં પહોંચી ગયા હતા. દરેક પોતપોતાની રીતે બાકીની રાત્રિના હિમભર્યા પાણીના પહાડ-તોડતાં પૂરમાં થઈ સલામતીની શોધમાં સપરિવાર તણાયું હતું. એ પ્રવાહ હાથમાં કશું ય રાખવા દેતો નથી. એ પ્રવાહમાં શરીરની અંદરથી શરીર બહાર લઈ આવે છે. એ પ્રવાહ ફક્ત અતલ પાણીમાં ખેંચ્યે જાય છે, ફક્ત અતલે. અત્યારે એ પ્રવાહ છ કલાક દૂરનો છે કે ચાર કલાક? કોણ જાણે છે?

એ સમયે તેઓ જાણે આ નદીના ભાઠાના લોકો ન હોતા. નદીની અંદરના આ ભાઠામાં તેઓનો એટલો તો સ્વાભાવિક વસવાટ છે કે તેઓ ભાઠાને ભાઠું કહી મનમાં રાખતા નથી, નદીને નદી કહી ઓળખતા નથી. ગામડામાં થઈને ચાલવાની માફક જ પાણીમાં થઈને ચાલી જાય છે. પણ ત્યારે પેલા પવનને કારણે તેઓ ભયભીત થઈ ગયા છે, પોતપોતાની રીતનો ગોપિત, એકાંત ભય — ગભીર ચાંદનીમાં કોઈ અજાણ્યા ભાઠાની રેતી પર થઈ માઈલ પછી માઈલ ચાલી જવાના સમયે જેમ પાસે કોઈ ચાલી રહ્યું છે એવો ભય લાગે તેમ. આ ભાઠું જલપાઈગુડિ શહેરની પાસે છે, રાયપુરના ચાના બગીચાની પાસે છે, તિસ્તાના રોડ-બ્રિજ અને રેલ-બ્રિજની ઉત્તરે છે. ડાબી તરફ દોમોહનિ છે. અહીંથી તિસ્તાબ્રિજનો પ્રકાશ દેખાય છે એટલું જ નહિ, પણ આટલી વાર જોતાં થાય છે કે તેઓ પણ એ પ્રકાશની અંતર્ગત છે. સહીસલામતી ખૂબ નજીક છે - ઈલેક્ટ્રિક પ્રકાશ, બંધ, પાક્કાં ઘર, લોઢાનો બ્રિજ, કોંક્રિટનો બ્રિજ — એ બધું મળી એક સહીસલામતી છે — તેમની ડાબી-જમણી તરફ, તેમની સામે, એટલી તો પ્રત્યક્ષ છે કે છ કલાક કે ચાર કલાક પછી મરી પણ જઈ શકે એવો જીવતાં અત્યારે ભય લાગે છે.

ગયા બુધવારથી પાણી વધી રહ્યું છે. વરસાદ શરૂ થયો હતો મંગળવારની રાતથી. પણ મંગળવારની રાતના પાણીથી તો આ નદીનું પાણી વધે નહિ. ઊલટું, આ નદીનાં પાણી વધવા લાગ્યાં હતાં વરસાદ બંધ થયા પછી. પછી પવન નીકળે છે. એ જોરદાર પવન. એકદમ જ જાણે નદીની અંદરથી પાણી લઈ આ પવન છૂટે છે અને નદીથી આકાશ સુધી પેલાં જળબિંદુઓ છંટકાવતો જાય છે. પવનથી વહેતાં જળબિંદુઓમાં આકાશ-ધરતીને જોડતું આ ધુમ્મસ સ્થિર થયું છે. પવન ચાલુ રહેશે તો હિમ-ધુમ્મસ થોડી વારમાં અદૃશ્ય થશે. પણ આ પાણી-ધુમ્મસ પવનની સાથે સાથે વધે છે, જેટલો પવન તેટલું ગાઢ થાય છે. બહારથી કે ઉપરથી જોતાં આ ભાઠાને અલગ કરીને ઓળખી શકાય નહિ; એવું લાગે કે નદી-આકાશ જોડતાં આ પાણી-પવન-ધુમ્મસ ભાઠાને નદી વચ્ચે ખેંચીને લઈ જાય છે.

તેમ છતાં પણ તેઓ પાણી જોઈ સમજતા હતા કે વિપત્તિ નથી.

વિપત્તિની ગંધ આવી પવનમાં, શુક્રવાર, આજની સવારથી, અથવા ગુરુવારની, કાલની પાછલી રાતથી. તે પણ રેડિયાને કારણે, અને કિનારે જઈ જુદા જુદા લોકો

જુદા જુદા સમાચાર લઈ આવે છે તેથી. પહાડ પરથી ભારે ધસમસતી માટી ઊતરી છે. પહાડ તોડીને ઊતરી છે. પૂર-ડિપાર્ટમેન્ટમાંથી સિગ્નલ આપવાનું શરૂ થયું છે.

તેમ છતાં પણ, આજની આ શુક્રવારની રાત, અત્યારે આ રાતના લગભગ બાર વાગે, જે રીતની આપત્તિ ઊભી થઈ છે તેવી આપત્તિ ના પણ આવે. પવન ઓછો થઈ જાય; પાણી હવે ના પણ વધે, એ પ્રકારની એક ગણતરી હતી એટલે આજ સાંજ સુધી બધા જોયા કરે છે. જોયા પછી આજ રાતે આ રીતે ટોળાંમાં ભાઠામાં ફરવા નીકળ્યાં છે, નદીનાં પાણીની રીત-રસમ સમજવા નીકળ્યાં છે. તિસ્તાબ્રિજ ઉપર જો રાતના દસ વાગે પણ પ્રકાશ ના દેખત, તો તો કદાચ પાણી જોઈ, સવારે સમગ્ર આકાશ સ્વચ્છ થઈ જશે એવો અંદાજ લગાવી, સૌ પોતપોતાના વિચાર પ્રમાણે ઘેર જઈ ઊંઘી જાત. પછી એ રાતે અઢી-ત્રણના સમયે ઊંઘમાં જ પૂર આવી જાત, '૬૮ની સાલના જેવું. પણ અત્યારે, આજથી પંદર-સોળ વર્ષ પહેલાંના સમયે જાણે સહજ જ પહોંચી જવાય છે. જાણે એ પૂરથી તેઓ બચી ગયા છે, એ રીતે હવે બચી શકશે નહિ. તિસ્તાબ્રિજના પ્રકાશથી, રેડિયોના સમાચારથી જાણી, સિગ્નલ સુધ્ધાં, એ પૂર એટલું વહેલું જ જાણી લેવાયું છે કે ચાર કે છ કલાક પછી ઊંડી ઊંઘમાંથી એક ક્ષણમાં પૂરેપૂરા જાગ્રત થઈને લગભગ અ-નિવારણીય મૃત્યુમાંથી બચી જવા માટે કોઈ સ્પંદન શરીરમાં ઊઠતું નથી. ઊલટું એને બદલે આખા શરીરમાં ભય વ્યાપી જાય છે. ખબર પડી છે, છતાં એ જાણમાંથી કોઈ ઉપાય જડ્યો નથી- આવા એક નિરુપાયની સ્થિતિમાં મધરાતે વાવાઝોડા — વરસાદની વચ્ચે તેઓ ઊભા છે. જાણે આ સમાચાર, આ સમાચારની જાણને આનુષંગિક તો હતું — કંઈ નહિ તો કોઈ નૌકા જે આખી રાત દરમ્યાન આ ભાઠાના માણસોને, સંસારને ગ્રામકિનારે લઈ જઈ શકે. પણ આટલા મોટા ભાઠામાં જેને નૌકા કહીએ એવા તો બેત્રણ તરાપા અને એક નાની, પેલે પાર લઈ જતી નાવ છે. આ નાવમાં જ આખો દિવસ મુખ્ય પ્રવાહને પાર કરવાનો હોય છે. પછી ચાલીને થોડું તરી લેવાનું છે.

તિસ્તાબ્રિજ પર પ્રકાશ ચાલુ રહ્યો છે. તેનો અર્થ કે તિસ્તાબ્રિજનું રક્ષણકાર્ય શરૂ થઈ ગયું છે. '૬૮ ના પૂરમાં તો પૂરની ખબર જ મળી નહોતી. અત્યારે પૂરના સમાચાર આવ્યા પછી સિગ્નલ આપવાનું પણ થયું છે, લાગે છે કે સાયરન પણ વગાડવામાં આવી ગઈ છે; એટલે સુધી કે તિસ્તાબ્રિજની આસપાસ બધે ધોવાણ-ભંગાણ ના થાય તેને ખાતર કદાચ ગાડીઓ ભરીને બોલ્ડર લાવી હારબંધ ટ્રકો પણ ઊભી છે.

પણ અહીં આ ટોળીમાં '૬૮ના પૂરમાં તણાયેલાં એટલાં લોકો છે જે '૬૮થી પંદર-સોળ વર્ષ પછી પૂરની નિશ્ચિતતા સંબંધે સંપૂર્ણ માહિતી મેળવીને પણ એક નિરુપાયતાને અનુભવે છે. '૬૮માં તો ખબર જ હતી નહિ, કોઈ આશા પણ હતી

નહિ. ત્યારે મનોમન થતું હતું — પહેલાં ખબર પડી હોત તો બચી જાત. આજ, આટલી વહેલી ખબર પડવા છતાં પણ બચી જવાની સલામતીનો ભાવ, આ લોકો, આ ટોળીનાં લોકો, પોતાનાં અંતરતમમાં સંગ્રહી શકતાં નથી.

## 93

## હિન્દી સિનેમાનો જોકર

'પૂરના સમાચારની માહિતી તો પેલા તિસ્તાબાજારમાંથી આપે છે; ત્યાંથી જ સિગ્નલ આપે છે; એમાંથી વળી શિવક આવ્યો ક્યાંથી?' નરેશ બોલે છે. એ સમજ્યા વિના જ કે જરા પહેલાં એનાથી ઊંધી જ વાત તેણે કરી છે.

'સાંભળ્યું, કહે છે કે આસામની ગાડી બંધ કરી દીધી છે; રેલગાડી શું તિસ્તાબાજારથી જાય છે કંઈ?' નિતાઈ ઠંડા મિજાજમાં કહે છે.

'સાંભળ્યું છે કે ઉપરથી પૂર નીચે આવી રહ્યું છે તેથી બંધ કરી દે છે; આવું તો કોઈ વર્ષે કર્યું નથી.' જગદીશ કહે છે.

'એ વાત તો રેડિયોમાં સારી રીતે સાંભળવા મળત, રેલના બ્રિજ પરની ગાડી બંધ થઈ ગઈ છે કે પહેલાં જ બંધ કરી છે —' રાવણ કહે છે.

'આ વાત કંઈ ગપ્પાં મારવાની નથી, તો તો રેડિયો સાંભળવા જઈએ તો જ પૂરેપૂરું સમજાય.' રાવણની વાતથી જગદીશ ચિડાઈ જઈ રાવણ તરફ જોયા વિના જ જવાબ દે છે. તેથી લાગે છે કે તે કદાચ નરેશને વાત કહે છે.

'શું આ બધું અગડંબગડં કહો છો; અઢીની ગાડી તો આ બ્રિજ પરથી પાર થઈ છે.' ગજેનને એકદમ યાદ આવી જાય છે અને તે બધાને એકદમ જલદી તે યાદ કરાવી દે છે.

હા, બધાને વાત સમજાય છે; એકલા એકલા, ગુપ્તપણે, સમજાય છે. એવું કંઈ સમજાયું નથી કે જેને કારણે મારામારી, ઝપાઝપી કરવી પડે. ગજેને એ ખૂબ સરસ કામ કર્યું છે કે તેને યાદ આવ્યું છે અને બીજાને યાદ કરાવ્યું છે. હવે તેઓ આ ટ્રેનના હિસાબ પરથી પાછળ પાછળ હિસાબ ખેંચતા રહે છે, તેથી તો ચોક્કસ આ છેલ્લા સિગ્નલ પછી શિવકના રેલબ્રિજ પરથી ટ્રેનનું આવવાજવાનું બંધ કરી દીધું છે. એનો અર્થ કે કાલથી હવે ટ્રેન ચાલશે નહિ. એટલે તો સિગ્નલ તિસ્તાબાજારથી આવે છે. અહીં એ પાણી આવતાં આવતાં સવાર થઈ જશે. તો આજ રાત્રે ભાડું ના છોડી દે તોપણ ચાલે.

નિતાઈ કહે છે, 'ટ્રેન નથી ગઈ, પણ સિગ્નલ આપ્યું ક્યાંથી? સ્થાનિક સમાચાર કોઈએ સાંભળ્યા છે?'

'મેં તો સાંભળ્યા છે; બજાર વચ્ચે સાંભળ્યું છે; ના, ના તો કશું કહેતાં નથી, ના, કહેતાં નથી' જગદીશ જલદી જલદી બોલે છે. થોડી વાર ચૂપ રહ્યા પછી નિતાઈ કહે છે, 'તો તો, બરાબર વિચાર કરીને જુઓ, કહ્યું નથી તો —'

જગદીશ જરા ચૂપ રહે છે. તેને માટે એ સંધ્યાની વાતની સ્મૃતિ આ મધરાતે તાજી કરી લાવવી બહુ સહજ નથી. પણ તેમ છતાં તે યાદ કરવાનો પ્રયત્ન કરે છે કે કઈ સ્થિતિમાં, કયા ભાવથી તેણે એ સમાચાર સાંભળ્યા હતા. બજારમાં સાંભળવાને વખતે તો હાથનું કામ બાજુએ મૂકી કાન ખડા કર્યા હતા. પણ ત્રણ દિવસથી આ પવનમાં અને પાણીમાંથી પણ શું જગદીશે પૂરના સમાચાર સાંભળવા માટે કાન ખડા કરી રાખ્યા નથી? એકાએક જગદીશને યાદ આવી જાય છે — 'ના, કહ્યું નથી; તારી કાકીએ ચિક્કૂ દ્વારા પૂછ્યું કે પૂરબૂરની વાત કંઈ છે, મેં ચિક્કૂ દ્વારા કહ્યું, ના વાત થઈ નથી, વાત થઈ નથી —'

'તો શું આટલી વાર ઊંઘ્યા કર્યું હતું?' નિતાઈ છંછેડાઈ ગયો. 'રાતે આઠ સુધી સિગ્નલ આપ્યું નથી, સિગ્નલ આપ્યું છે તે પછી, રાતના ચાર પહેલાં પાણી આવશે નહિ, અને ધારો કે એક કલાક વહેલું આવે, તોપણ રાતના ત્રણ પહેલાં તો આવશે નહિ.'

'પણ ત્રણ વાગેય આવશે તો કરીશું શું! બધે જ અંધારું હશે, ચંદ્ર ડૂબી જશે.' રાવણ કહે છે.

આકાશ તરફ જોયા વિના તેઓ પેલા ઝાંખા પ્રકાશમાં ચંદ્રના હોવાની ગણના સમજી લે છે. અત્યારે શુક્લ પક્ષ ચાલે છે. ચંદ્રનો પ્રકાશ પેલા પાણીભર્યાં ધુમ્મસને ભેદીને જમીન પર આવી પહોંચતો નથી. ઉપરાંત, આકાશમાં વાદળાં છે. આકાશ તરફ જોઈ ચંદ્ર ક્યાં છે — તેની ઝાંખી પણ થતી નથી. માત્ર ચારે તરફના આ ઝાંખા અજવાસમાં સમજાય છે કે ક્યાંકથી અજવાસ આવે છે, ચોક્કસ જ આવે છે. રાતે ત્રણ વાગે આ અજવાળું હશે નહિ. તો પછી, જો બધાંયને વસ્તુવાનું લઈ કાંઠાની પેલે પાર જવાનું થાય, તો શું? ચારનો સમય, ચાર પણ શેના, પોણા ચારના સમયે આ સમસ્યા રહેવાની નથી. પણ ફ્લડનું પાણી એક કલાક પિસ્તાલીસ મિનિટ મોડું તો આવશે નહિ. તો પછી?

ફરી ફરીને એ લોકો પેલી એક જ સમસ્યા આગળ આવી જાય છે. ટ્રેન આ બ્રિજ પર થઈને છેલ્લી ક્યારે ગઈ છે તે ગજેનને યાદ આવી ગયું હોવા છતાં પણ પૂર આવવાનો સમય નક્કી કરાતો નથી.

ગજેન એકદમ કહે છે, 'અરે નિતાઈ, જો પૂર ચાર વાગે આવે તો શું તારા હાથમાંથી પાંખો બનાવીશ? પંખીની જેમ ઊડી જઈ શકીશ?'

'શું કહે છે, રે! સા-લા, ભવાઈના વેશની વાત કરે છે!' નિતાઈ ધમકાવે છે.

'ના, મારે એ કહેવું છે કે સવારે પણ જવાનું તો છે જ, સાલા, કેવી રીતે જઈ શકીશું?'

'તરી જઈશું; દિવસના પ્રકાશમાં વળી શું! બધું દેખાઈ જશે.'

'હે —ઈ, યાદ કર, સુખરંજનની મા, કાનકાટુની મા, અને તાલઈની સાસુ બધાય તરી જઈ શકશે? ના એ બધાનું તો વિસર્જન થશે.' ગજેન તર્કપૂર્વક વાત કરે છે.

'દેજે, દેજે, વિસર્જન કરી દેજે; એ બુઢ્ઢીને લઈ જવા જ પૂર આવવા દે; એનાં ચાંદાઓમાંથી એટલી ગંધ આવે છે કે ઘરમાં રહી શકાતું નથી,' જગદીશ બારુઈ હાથ ઊંચા કરીને કહે છે. તેની સાસુ માંદી હોવાથી અહીં મૃત્યુપથારીએ પડી છે.

'તો કહેવાની હવે વાર શી? કહી દે ને.' નિતાઈ ધમકાવવા છતાં પણ જાણે ગજેનને વિનંતી કરે છે. સમસ્યાના સમાધાનની હાલ જ જરૂર છે.

'એક વાત ધ્યાનમાં લો ને! સિગ્નલ આપી દેવામાં આવ્યું છે; ફ્લડનું પાણી નીચે ઊતરવા માંડ્યું છે; શું? કહો, શું નથી થઈ રહ્યું?' ગજેન પ્રશ્નના ઉત્તરમાં પોતાની વાત વણી લેવા માગે છે.

'હા, થઈ ગયું છે, બની રહ્યું છે.' કોઈ એક જણ જવાબ આપે છે — ખૂબ ધીમા અવાજે — જાણે જણાવેલું જ છે, પણ જરા ઉત્તરથી ગજેન બધી વાત કરી દઈ શકશે. જગદીશ માથું હલાવી સંમતિ દર્શાવે છે; એટલે સુધી કે જાણે ગજેનની પછીની વાતમાં પણ તે અગાઉથી સંમતિ આપે છે.

'એ આ રાતે ત્રણ વાગે આવે, અને તમે કેમ કાલ સવારે આવે એમ માનો છો?' ગજેન ફરીથી પ્રશ્ન કરે છે.

'હા, આવે', પેલો લગભગ સંભળાય નહિ એવા અવાજે ફરીથી ધૂંધવાય છે. જગદીશ માથું હલાવે છે.

'પહાડ પરથી જે ફ્લડ ઊતરી રહ્યું છે, એ બધું કદાચ બીજી તરફ ના જઈ શકે?'

'ના જઈ શકે —'

'અહીં જ ઊતરી આવશે, આ સ્થાને જ, આ મારા ભાઠામાં આવી ઉછાળા મારશે.'

'મારશે જ.'

'સાલા, આપણા રેસ્ક્યુ માટે કોઈ આવશે?'

'આવશે.'

'એ રેસ્ક્યુ માટે શું આવશે? નૌકા આવશે?'

'આવશે.'

'નૌકા તો છે નહિ —'

'નથી.'

'એક રંધામાલિના હાટની ભાંગેલી નાવ છે — એ તો કોઈ કામમાં આવે એવી નથી.'

'આવે એવી નથી.'

'આપણે રેસ્ક્યુ થઈ જઈએ તેની પાછળ મિલિટરીની નૌકા ઊતરશે.'

'ઊતરશે'

'અલ્યા, રેસ્ક્યુ છે, નૌકા નથી.'

'નથી.'

'સા-લા, નૌકા છે, રેસ્ક્યુ નથી.'

'નથી.'

નિતાઈ બે હાથથી તેની પાસેના લોકોને જરા ખસેડી પોતે બે પગલાં પાછળ જાય છે. પછી ગજેનના કુલા પર એવા જોરથી લાત મારે છે કે ગજેન ઊલટી દિશામાં રાવણના શરીરે અડબડિયું ખાઈ પડી જાય છે. રાવણ ખસી જતાં તે ભીની રેતીમાં જઈને પડે છે. નિતાઈ તેની તરફ ફરીથી ધસી જાય છે, 'સા-લા, હિન્દી સિનેમા જોઈ જોઈ જોકર જેવું કરતાં શીખ્યો છું? વાત કહેવાનો કોઈ ઢંગધડો નથી — આમ થયું, થાય છે, નથી થતું, આમ નહિ થાય, થાય...' જોકે નિતાઈ ધસી જાય છે, પણ મારતો નથી. એટલી વારમાં ગજેન સીધો થઈ ગયો છે, ઊઠી ઊભો થઈ શક્યો નથી : એક હાથની કોણી વડે જમીન પર ટેકો રાખી, બીજો હાથ ઊંચો કરી ગજેન કહે છે, 'છોડી દે, છોડી દે; કહું છું કે બધા બેચાર તરાપા બનાવવા લાગીએ.'

ગજેનની વાતમાં ટટ્ટાર થઈ નિતાઈ પૂછે છે, 'પછી?'

ગજેન આ વખતે ઊઠી બેસવા પામે છે, 'અને કહું છું બે-ચાર મશાલ બનાવી રાખો ને, કદાચ કામમાં આવશે.'

સમસ્યાના આવા સહજ સમાધાનથી નિતાઈ એકદમ બૂમ પાડી ઊઠે છે, 'તો ઊઠને, ઊભો થા ને!'

## 94

## રેતના ઢગલાને માથે કોણ ?

આટલી વાર આટલી બધી ચર્ચા-વિચારણા જાણે થઈ જ નથી એ રીતે નિતાઈ ચાલવા માંડે છે, જાણે બહુ અગાઉથી નક્કી કર્યું છે કે આજે રાત્રે તરાપા બનાવવાના છે. નિતાઈ બેએક ડગલાં ચાલ્યો કે બધા જ તેની પાછળ તેને અનુસરીને ચાલવાનું શરૂ કરે છે.

બધાં ભેગાં મળીને જેટલી વાર વાતો કરતાં હતાં તેટલી વાર જાણે પવન આડશમાં હતો, અથવા તેઓ ગોળ વળીને ઊભા રહી પવનને એક રીતે રોકી રહ્યા હતા— પોતાની અંદરોઅંદર વાતો ચલાવવા માટે. વાતો વખતે તેમણે પોતાનાં માથાં એટલાં નમાવ્યાં હતાં કે માથા ઉપર આકાશ પણ જાણે આકાશની માફક ઉપર તરફ ચાલી જાય. પ્રલયના સમયે આત્મરક્ષણના પ્રયત્નોમાં એક પ્રકારની અલગ અલગ દીવાલો પોતાની ચારે બાજુ તૈયાર કરી લેવાની છે; એ જ રીતે અસ્થાયી દીવાલો પોતે જ તોડી દઈ તેઓ ચાલવાનું શરૂ કરતાં જ તિસ્તાથી આકાશ સુધી પાણી-ધુમ્મસ અને પવન એક ક્ષણમાં તેમને ઘેરી વળે છે, એમની ઉપર ધસી આવે છે. બેચાર ડગલાં જતાં જ લાગે છે કે જાણે તેઓ આટલી વાર બીજા ભૂમંડળમાં હતા, હવે તો માત્ર ડગલું જ ભરે છે. આકાશ એકદમ માથા પર ઊતરી આવે છે. બન્ને હાથ વડે પેલું આકાશ ખસેડતાં ખસેડતાં તેમને માર્ગ કરતાં જવાનું છે. પણ પવનના ઝપાટે ફરીથી પાછા આવવું પડે છે, અથવા ઊભા રહી જવું પડે છે. જાણે કે પવન આ ક્ષણે આટલાં બધાં શરીર મેળવીને આ શરીર પર ધસી પડે છે. આમાંના પ્રત્યેક શરીરને ઘેરી જાણે અલગ અલગ રીતે ચાલે છે. એમના ચાલવા સાથે સાથે વંટોળ પણ ચાલે છે. આ શરીરો સિવાય અહીં જાણે પવનને કાંઈ બીજું અવલંબન નથી.

ખરેખર નથી જ. ચારેક માઈલ લાંબા અને ત્રણ માઈલ પહોળા આ ભાઠાની દક્ષિણ સીમા ઢોળાવ બનીને નદીમાં ભળી જાય છે. આ સ્થળ રેતના ઢગલામાંના ઊંચા કાંઠામાંથી ઢળતું ઢળતું પાણીમાં ઊતરે છે. એમ પણ હોઈ શકે કે અહીંથી જ ભાઠું પહેલાં નદીમાંથી પગથિયાં ચઢીને ધીમે ધીમે આવ્યું હોય. સાથે લઈ આવ્યું હતું નદીમાંની રેત, પથ્થર. પછી, અહીં વસ્તી બની, ખેતી થઈ, પણ એની રેત હજુ ગઈ નહિ.

તેઓ અહીં આવ્યા હતા પશ્ચિમ કિનારાના રસ્તેથી ચાલતાં ચાલતાં. હવે તેમને પાછા ફરવાનું છે પૂર્વ દિશા સામે ચાલી ચાલીને. પાછા ફરવાનું છે પહેલાં તો પવનના અવરોધ સાથે લઈને. બીજું, પગની નીચેની ભીની રેતીમાં પગ ખૂંપી જાય છે અને ઊંચા કરતી વખતે લપસી જાય છે. ત્રીજું, આ સ્થળે ચઢાણ છે એ ચઢાણ પણ તેમણે પાર કરવાનું છે.

નિતાઈ એકાએક પાછો ફરી ઊભો રહી બૂમ પાડે છે, ‘નરેશિયા અને નકૂ, તારી ટૉર્ચ અહીં હાથમાં રાખજે. કંઈ જોઈએ તો દોડીને ખબર આપું.’

‘અહીં દોડાશે કેવી રીતે?’ ગજેન રાડ પાડતો હસે છે. ‘પાણીમાંથી જઈશું કેવી રીતે? તરીને?’

નરેશ અને નકૂ પાછળ ઊભા રહી જાય છે, પછી પાછા ફરવાનું શરૂ કરે છે.

જરા દૂરથી અથવા ઉપરથી જો આ કેટલાક માણસોને જોવામાં આવે તો એવું દૃશ્ય કોઈના મનમાં આવે કે રેતીના જ કેટલાક સ્તંભ પવનના ખેંચાણમાં આગળ

ચાલી રહ્યા છે. ધુમ્મસની અસ્પષ્ટતા અને રેતીની અસ્પષ્ટતા મળીને થઈ ગયું છે એવું કે સમગ્ર દૃશ્યને એકમાત્ર દૃશ્ય ગણવું પડે. પણ ડગલે ડગલે એ દૃશ્યનું વૈવિધ્ય બરાબર પમાતું હતું – પવનના ધક્કામાં અંધની માફક માર્ગે ચાલતાં ચાલતાં પણ.

કારણ, વરસાદમાં સમગ્ર રેતી ભીની થતાં પહેલાં જ પવનના દરેક ઝપાટે આ રેતીની ભૂગોળ બદલાતી રહે છે. પાણીના તળિયેથી માછલીની જેમ ઊડી આવેલા કોઈ પવનના ઝપાટામાં નીચેથી રેતી આકાશમાં ઊડી ઝરી ઝરી જમા થઈ ગઈ છે જરા ઉપર, અથવા આકાશમાંથી સમડીની માફક નીચે આવતા કોઈ પવનમાં ઉપરના સ્તૂપનું માથું ઝરૂઝરૂ કરતું ભાંગી ગયું છે. ચારે તરફ રેતના કાંઠામાં થોડું કાળું પાણી ઝલમલ કરતું – બાળકો તરી જતા આવા પાણીમાં –-આ કેટલાક દિવસોના પવનમાં તે તળાવ ભરાઈ ગયું છે, અને પરિણામે, આ સ્થળ જ બની ગયું છે ફૂટબૉલના મેદાન જેવું. આ પરિવર્તન પછી વરસાદ થતાં તેને પછીના કેટલાક દિવસો સુધી સ્થાયિત્વ આપે છે.

એને પરિણામે તેઓ જાણે એમના પગને અપરિચિત એવા એક ભૂખંડમાંથી ચાલતા હતા. સામાન્ય રીતે તો એમને લગભગ આંખ બંધ કરીને ચાલી જવાનું હોય – આ ભાઠાનો પ્રત્યેક ભૂખંડ એમના પગના તળિયાને એટલો પરિચિત છે. પણ છેલ્લા બેત્રણ દિવસમાં એકદમ કાંઠાના આ રેતના ઢગલા એવા અજાણ્યા થઈ ગયા છે કે જો પવન ના હોત, જો પ્રકાશ આવો ધૂસર ના હોત, તો તો તેમને માટે સીધા ચાલ્યા જવાનું સંભવિત બનત નહિ.

સમજાતું નથી કોણ, પણ એક જણ એમના કરતાં જરા વધારે લાંબો થઈ જાય છે. પાછળના બધા જ જોઈ શકે છે કે તે ધીરે ધીરે ઊંચે ચઢે છે. ઊંચે ચઢે છે એટલે કદાચ પવનથી મોઢું બચાવી લે છે. રેતીના ઢગલાની ચડાઈ એ રીતે કપાય છે કે નીચેથી લાગે કે જાણે પૂરો રેતીનો ઢગલો ચાલે છે. ધૂસરતામાં રેતી અને માણસ એક થઈ જાય છે. માત્ર માણસના માથાના વાળ, તેનાં પગલાં પાડવાની રીત, તેના શરીરનો વિન્યાસ સમજાવી દે છે કે ત્યાં શારીરિક આંદોલન છે, અવરોધની સામે માનવીના શરીરનું આંદોલન.

આ રેતના ટેકરા પર જે ચઢ્યો હતો, તે કશું જાણ્યા વિના જ ચઢી રહ્યો છે. ચારે બાજુએથી પવન ઝપાટા લગાવે છે; બધી જગ્યાએ પગ ખૂંપી જાય છે. આગલા ડગલા પર ભાર દઈ પાછલો પગ ઊપાડવા જતાં આગલો પગ ખૂંપી જાય છે. પગની એડીમાં ખેંચ આવે છે. બન્ને પગની સમતુલા બરાબર ના રાખે તો ઢળી જવાય છે. અને ઢળી જવાને લીધે દિશા બદલાઈ જાય છે. આ રીતે આ ધૂંધળાપણામાં માર્ગે જતાં કોઈને શું પગલે પગલે એવી સભાનતા હોય ખરી કે તે ચઢાણ ચડે છે? તે પણ રેતના ઢગલા પરની ચઢાઈના જેવી સરી જતાં લપસણાં ચઢાણ પર?

પણ જેઓ નીચે હતા તેઓ તો ચાલતા પેલા રેતના ઢગલાને જોઈ સમજી

શકે છે કે કોઈ એક જણ રેતનો ટેકરો કાપે છે ત્યાં રેતનો ટેકરો છે. તેથી તેઓ ડાબી તરફ ફરી જવાનો પ્રયત્ન કરે છે — જેટલું ડાબી તરફ ફરવું સંભવિત છે, તેટલો પ્રયત્ન કરવો સંભવિત છે. ડાબી તરફ વધતાં વળી બીજી કોઈ ચઢાઈ તેમને પાર કરવી પડશે કે કેમ તે બાબતે પણ કશું નક્કી નથી. પણ આગળ એક જણ રેતના ઢગલામાંથી જો જણાવી દે કે ત્યાં ચઢાઈ છે તો બીજા બધાને જરા ડાબાની જમણી તરફ ખસી જવું પડે — રેતનો ઢગલો પાર કર્યા વિના માત્ર તેના ઘેરાવા દ્વારા ફરતાં પેલી બાજુ જઈ શકશે. જમણી તરફ જવાનો તો કોઈ પ્રશ્ન જ ઊઠતો નથી —પવન એ તરફથી જ આવે છે. એના કરતાં ડાબી તરફ વળીને જાય તો એ ટેકરા દ્વારા જ પવનથી થોડું રક્ષણ મળે — થોડું તો થોડું, રક્ષણ મળે.

જે ભાઠાને પોતે મેળવીને ખેતીલાયક બનાવ્યું છે, રહેઠાણોની વ્યવસ્થા કરી છે, એ જ સ્થળમાંથી આમ એક અંધની માફક ચાલી જવું તે પરાજય છે. એ પરાજય માનીને પણ તેમને ચાલવાનું તો છે. પવનના ધક્કામાં પોતાના ચાલવાની ગતિનો અંદાજ મળતો નથી — કેટલી વારમાં કેટલું અંતર કપાય છે તે સમજાતું નથી. રેતીની પાછલી ખેંચથી પોતાના ચાલવાની ગતિનો અંદાજ મળતો નથી — કેટલું ચાલ્યા કેટલે પહોંચ્યા તેની કંઈ ખબર પડતી નથી. ધુમ્મસ વાળી દૃષ્ટિની ગતિનો અંદાજ મળતો નથી — કેટલું આગળ આવ્યા અને કેટલું જવાનું થશે તેનો કોઈ હિસાબ મળતો નથી.

જેઓ નીચે હતા તેમનામાંનો એક જણ બૂમ પાડે છે, 'બધા ભેગા થઈ પાછા ફરવાનું ઇચ્છે છે; પેલો કોઈ આકાશે ચઢવા જાય છે, હે?'

અવાજથી ઓળખાઈ જાય છે; વાત રાવણ કરે છે, કોઈ પ્રશ્ન નથી — માત્ર મંતવ્ય છે, એક જણ આકાશમાં ચઢી જાય છે.

'અહીં તો આકાશ રેતમાં ભળી ગયું છે, તું શું જાણે?' વાત કરનાર નિતાઈ છે, રેતના ઢગની ટોચ પરથી.

'ત્યાંય પણ શું પૂર આવ્યું છે, હેં ?' રાવણ મશ્કરી કરે છે.

રેતીના ઢગની ટોચેથી નિતાઈનું હાસ્ય પણ સંભળાય છે — 'અહીં તો બ્રિજની લાઈટ સળગી રહી છે.'

'જોઈને લાભ શો થવાનો, હે? આટલી વાર તો ઝાંખો ઝાંખો પ્રકાશ જોયો હતો ને?' ગજેન કહે છે. લાગે છે કે નિતાઈ બીજું એક ડગલું ચઢે છે, હવે જો રેતીનો ઢગ તૂટે તો ત્યાંથી પડી જાય; નિતાઈને તો બધું ઊતરવું પડે નહિ.

રાવણ રેતીના ઢગની દીવાલ દ્વારા થોડો ફરી શકે છે.

ત્યાંથી માથું ઊંચું કરીને કહે છે, 'પેલો પ્રકાશ જોઉં તો જાણું કે પૂર આવવા લાગ્યું છે; નહિ તો ઊંઘમાં પૂરમાં તણાઈ જવાનો.' — લાગે છે કે રાવણ રેતના ઢગલાની આડશ મેળવે છે; તેની વાતો બરાબર સંભળાય છે.

'તે બરાબર, બરાબર', જગદીશ બારુઈની છારીવાળી આંખની નિઃસહાયતા તેના અવાજમાં સંભળાય છે. પણ એ સમજાતું નથી કે બીજા જે કેટલાક રેતીના ઢગની દીવાલને ટેકે આગળ વધે છે તેમાં કોણ જગદીશ.

'બધા ય જાણે છે કે આપણે અહીં છીએ; નૌકા આવી શકે,' ગજેન કહે છે.

કોઈ જવાબ આપતું નથી એટલે તે વધારે બોલે છે. 'મિલિટરી ઊતરી શકે, નૌકા આવી શકે, રેસ્ક્યુ માટે.'

'રેસ્ક્યુ આવશે કે પછી જશે, બૂમો શું પાડ્યા કરે છે ?' રાવણ કહે છે.

'કેમ કરીને મિલિટરીના માણસો સમજશે કે આ રેતના ઢગ અને ચળકતા પથ્થરોની પાછળ એક ભાઠું છે ?'

'મિલિટરી નૌકા તો ફટફટી નૌકા, સાંભળીને ઘરમાંથી બહાર આવી જાવ' નિતાઈ કહે છે.

'ફટફટી નૌકા તો ચાલી શકે નહિ; કાદવમાં ખૂંપી જાય,' જગદીશ હે હે કરતો આનંદ પ્રકટ કરે છે, જાણે કે આ પાણીમાં મોટરબોટ ના ચાલે એ તેને માટે કોઈ આનંદની બાબત છે. નિતાઈ રેતીના ઢગની ટોચેથી રેતીમાં ડૂબી નીચેથી બહાર આવે છે. નિતાઈ જ્યારે ઊભો રહે છે ત્યારે તેના ભીના શરીરના માથાથી પગ સુધી ભીની રેતી ચોંટેલી છે.

'સાલા', નિતાઈ ઊઠી ઊભો થઈ બે હાથથી રેત ઝાપટે છે; બન્ને આંખોનાં પોપચાં પરથી રેત ખંખેરી દે છે.

રેતના ઢગલાનું ચક્કર લઈ બે જણ પહેલાં આવી ગયા છે. નિતાઈ કહે છે, 'સાલા, સીધું ચાલતાં ચાલતાં ઢગલાને માથે ચડી જાઉં છું.'

નિતાઈ ફરીથી ચાલવાનું શરૂ કરે છે.

## 95

# પૂર, જાગરણ અને ઊંઘ

'એ ય, જો તો ખરો, જગદીશ સીધો જ તિસ્તામાં ના જાય.' રાવણ આગળ જતાં જતાં ડોક ફેરવી કહે છે.

'તું જા ને, સા-લો', પહાડની આસપાસની ધુમ્મસને ખસેડી ખસેડી ચાલવા લાગે છે, રાવણની બરાબર પાછળ જ જગદીશ હતો, એ રાવણ સમજી શક્યો નહોતો.

રેતનો ઢગલો પાર કર્યા પછી તે બધા એક લાઈનમાં થઈ જાય છે. પગમાં ઢાળિયા પરની માટી અડવા માત્રથી પગની આંગળીઓ માટીને પકડી લઈ શકે;

પરિચિત માટીને પકડી લઈ શકે એટલી અભ્યસ્ત છે આંગળીઓ. આ બધા ઢાળિયે ઢાળિયે તેમના પગનાં ચિહ્નો અંકિત થયેલાં છે. પોતાનાં એ જૂનાં પુરાણાં પગચિહ્નો પર તેઓ પગ મૂકે છે — ધુમ્મસમાં અંદાજે. આ ધુમ્મસમાં પગની માટી સ્પષ્ટ દેખાતી નથી, પણ પગ મૂકતાં માટીનો અનુભવ કરાય છે. ભાઠાનો ઊંચો કાંઠો શરૂ થઈ ગયો છે. હવે સામે જ હરિયાળી જમીન છે. તેમાં અશ્વિનીરાય ભાદઈ પાંચ વીઘાં જમીનમાં ખેતી કરે છે. આ વખતે પણ પાક ખૂબ સારો હતો. આજે પાછલી રાતે પાકવા આવેલી ડાંગર પાણીમાં તણાઈ જશે.

અશ્વિનીરાયના ખેતરની પહેલાં જ હારની હારમાં સીડીની માફક ઊગી ગઈ છે નવી ડાંગર. અત્યારે ડાંગરના છોડ તળિયેની જમીનથી ઢાળિયા સુધી ઊંચા આવ્યા નથી. પવનમાં છેલ્લા ત્રણ દિવસથી પાણીની માફક ઊથલપાથલ થઈ રહ્યા છે, અને ધુમ્મસના ભારથી નીચા વળી લગભગ જમીનમાં ભળી ગયા છે. આ પવન અને વરસાદ બન્ને આ ડાંગર માટે ખૂબ સારા, જરૂરી છે. જો આ રીતે હજુ બેત્રણ દિવસ ચાલે તોપણ ખરાબ નહિ. પછી એક દિવસ તડકો મળતાં જ જમીન પર સૂતેલાં ડાંગરનાં ખેતરો સીધાં ઊભાં થઈ જાય આકાશમાં; ભૂરા આકાશની નીચે માથાં ઊંચાં કરશે, કંઈ નહિ તો એક હથેળી જેટલાં ઊંચાં થઈ જઈને. ડાંગરનાં ખેતરોનું આટલું ઊંચા થઈ જવું સમજાય છે, આટલા લંબાયેલા વરસાદ-પવન પછી તો વધારે સમજાય છે. છોકરાંઓ જેમ હાથ-પગ ખુલ્લા લંબાવી દે તો કેવા લાંબા, મોટા, મજબૂત થાય, એમ ડાંગરનાં ખેતરો પણ થઈ જાય. એ પછી જ્યારે કાપણી થશે ત્યારે ભરાયેલાં લાગશે. પણ ડાંગરનાં ખેતરો હવે ઊંચાં પણ થશે નહિ, ભરાયેલાં પણ થશે નહિ. આજે પાછલી રાતે ખેતરો તણાઈ જશે.

આ તરફથી પહેલું આવશે — બે નંબર મિસ્ત્રીપાડા. અહીંથી જ ભાઠાની વસ્તી શરૂ થાય છે. વચ્ચે થઈને જતા રસ્તાની બંને બાજુ ખેતરો છે. એ રહેઠાણોની પાછળ ખેતી છે. મનોમન વિચારતાં પહાડ જેવું લાગે. પહેલે પગથિયે રેતનો ઢગલો, પછીના પગથિયે ખેતર, ઉપરના પગથિયે વસતી. પણ તે જો પહાડના જેવું ઊંચું હોત તો તો પોતાનાં ઘરમાં બેઠાં બેઠાં, પાકી ડાંગર, કાચાં ખેતરો બધે સ્થળે પાણી પ્રવેશેલાં, પૂરમાં થોડું તણાતાં, જોઈ શકત. પણ તિસ્તાના પૂર આગળ આ બધી ઊંચા-નીચાની કોઈ વાત જ કામ ના આવે.

મિસ્ત્રીપાડામાં પ્રવેશી થોડું આગળ જતાં ધુમ્મસ કંઈક ઓછું થાય છે. બન્ને બાજુ ઘર-છાપરાં હોવાને લીધે પવન અને ધુમ્મસ અંદર પ્રવેશી શકતાં નથી. પણ ઘર-છાપરાંની ઉપર તો ધુમ્મસ જામેલું જ છે. આકાશનું તેજ તો એ બધું ભેદીને નીચે ઊતરી શકતું નથી. છતાં, મિસ્ત્રીપાડામાં થોડું આગળ જતાં એ મધરાતે પણ તેઓ જાણે એકબીજાને જોઈ શકે છે, કદાચ પરોઢિયાના અજવાસમાં. નિતાઈ ઊભો છે. નિતાઈનું કાછેટો મારેલું વસ્ત્ર તેની સાથળો પર ચોંટેલું છે; તેના શરીર પરનું

પાણી અને રેતી એવાં તો ચમકે છે? નિતાઈ તેના વાંકડિયા વાળનો ગુચ્છો આગળ લાવે છે, પછી એક ઝાટકે પાછળ ધકેલે છે. વાળમાંની રેત અને પાણી ઝટકાઈને નીચે પડે છે, રાવણ ઊભો છે. રાવણ બધામાં ઉંમરલાયક છે, અને બધા કરતાં ઊંચો છે. તેના માથા પર વાળ નથી, એકદમ ટાલિયો છે. તે આ ધૂંધળાપણામાં ઝાડના જેવો લાગે છે. તેના ઊંચા શરીરની આટલી ઊંચાઈમાં જળબિંદુઓ ચમકી ઊઠે છે — તેના પહેરવેશમાં માત્ર એક લંગોટ છે. પગથી માથા સુધી રાવણ પેલા પાણીમાં પ્રતિબિંબિત પ્રકાશથી છાયાચિત્ર જેવો થયેલો લાગે છે. તે તેના બે પહોળા હાથથી, મોં, શરીર અને હાથના પ્રતિબિંબને ભૂંસી નાંખે છે.

જગદીશ બધા કરતાં નીચો છે, રાવણની પાછળ તે અને ગજેન એક પછી એક ઊભા રહી જતાં સમજાઈ જાય છે. તેની ધોતી કમર પર પાટલી વાળીને પહેરેલી છે અને બીજી થોડી વીંટાળેલી છે. તેની ઉપર કમરથી માથા સુધીનો ભાગ થોડે થોડે રહેલો છે મોટું માથું ટૂંકી ગરદન પર જાણે છૂટું રાખ્યું હોય એવું છે અને માથાની એ જગ્યા કરી આપવામાં બે ખભા બે બાજુ ઊંચા થઈ ગયા છે. પાણીનાં ટીપાં તો એ બધી ઊંચીનીચી જગ્યાએ, પહોળી છાતી પર, છાતીના પોલાણમાં, નાના મેદ વિનાના પેટ ભરીને રહ્યાં છે. જગદીશના શરીરનું આ બધું આ ધૂંધળાપણામાં દેખાતું નથી, પણ પાણીમાં પ્રકાશની છાયાને કારણે સમજાય છે; તેના શરીરની ઊંચાઈનો અભાવ તેની પહોળાઈથી સંતુલિત થયો છે — માંસલતાની પહોળાઈ. જગદીશ પાટલીમાંથી ઘણું બધું કાપડ બહાર કાઢે છે જે અંદર ખોસેલું હતું. એ સૂકા કાપડથી તે માથું, ડોક, મોં લૂછે છે બે હાથ વડે. તેના મોંમાંથી થોડી તૃપ્તિનો પણ અવાજ આવે છે, જાણે આ જ સ્નાન થઈ ગયું.

ગજેન ઊભો રહી જાય છે એક પગ પર ટેકો દઈને! જાણે નાના પાતળા શરીરનો ભાર એક પગને માટે યોગ્ય નથી. તે એવી રીતે ઊભો છે કે જાણે આટલો રસ્તો પવન ઠેલે છે, રેત ઠેલે છે, આવ્યો નથી, જાણે રસ્તે આવતાં તેના આખા શરીરની માંસ-પેશીઓ જોકે ઘસાઈ છે — તે આવો બીજો ઘણો રસ્તો કાપી શકે. ગજેન માથેથી પગ ઉઘાડા છે, માત્ર વચ્ચે એક લંગોટ છે. તે તેના શરીર પરનાં પાણીનાં ટીપાંઓ લૂછતો નથી, જાણે એ બધાં પાણીનાં ટીપાં નથી, પણ તેના શરીરની અંદરથી બહાર આવ્યાં છે. એ જળબિંદુઓના પડછાયાને કારણે ગજેન પોતાના શરીરને પોતાના શરીરમાં કોતરીને ઊભો હતો — તેના કિશોર જેવા શરીરને કોતરીને.

'બધા આવી ગયા, ખરું ને? બૂમ કોણ પાડશે?' નિતાઈ પૂછે છે.

ગજેન હસી પડે છે, 'નિતાઈચન્દ્ર સરકાર હવે ભાષણ આપવાના છે. તમે બધા એક સમૂહમાં ગોઠવાઈ જાવ.'

ગજેન જરા જોરથી વાત કહે છે. બાજુના ઘરમાંથી ઊંઘ અને ઉધરસભર્યો અવાજ સંભળાય છે, 'કોણ છે રે? કોણ?'

જગદીશ રાડ પાડીને કહે છે, 'સા-લા, ઊઠીને જો, તારો બાપ આવ્યો છે: માણસનો સાદ પડ્યો તોય ઊઠવાનું નામનિશાન નહિ —' ઘર રમણી સરકારનું છે.

રસ્તા પરથી આવતા અવાજમાં સમજાય છે કે અંદર રમણી સરકાર ઊઠ્યો છે.

રાવણ કહે છે, 'અલ્યા, શું અમારી દીકરીઓનાં લગ્ન લીધાં છે? — અન્ય કુટુંબોને નિમંત્રણ આપવા આવ્યા છીએ? રમણીને તો ઊઠતાં અર્ધો કલાક થશે પછી બીડી પીશે, પછી લૅન્ટર્ન સળગાવશે, પછી ઘર ખોલશે. બરાડા પાડીને કહી દો ને—'

નિતાઈ રાડ પાડે છે, 'હે—એ કહું છું કે લાલ સિગ્નલ અપાઈ ગયું છે, 'પાછલે' રાતે પૂર આવશે, તરાપા બનાવી તૈયાર રાખો; આપણે મુશ્કેલીમાં છીએ: એ ચલો ને.'

તેઓ આગળ રવાના થતાં જ ઘરમાંથી રમણી ચિત્કાર કરી ઊઠે છે, 'એ —ઈ, ઊભા રહો, ઊભા રહો.'

ગજેન પાછળથી ડોક ફેરવીને કહે છે, 'હવે ઊભા શા માટે રહીએ? તું આવ.'

રાવણ બોલે છે, 'એ તને લાલ સિગ્નલ, માણસો બધા ઊંઘે છે.'

જગદીશ 'હા-હા' કરતો હસીને કહે છે, 'સાલા, સગલાના બાપને ખબર પડશે જ્યારે ઊંઘમાં જ ફલડ પેસી જશે ત્યારે.' કહીને ય જગદીશ હા 'હા' કરતો હસે છે — જાણે તે આનંદ પ્રકટ કરવાની રાહ જુએ છે.

જગદીશ ખૂબ વ્યગ્ર દેખાતો હતો. નદીના કાંઠે તે અસ્વસ્થ થયો હતો – જે થવું જોઈએ તે જાણે થતું નથી. પણ જ્યારે જાણી લીધું કે લાલ સિગ્નલ પડી ગયું છે, પહાડ પરથી ઊતરી રહ્યું છે, પાછલી રાતે પૂર અહીં પહોંચી જશે, તેને માટે તરાપા તૈયાર કરવા પડશે, ત્યારે જ જગદીશ સ્વસ્થ થઈ જાય છે. એ સ્થિરતામાં, તે તે બધામાં સૌથી મોટો હોવા છતાં પણ લગભગ કિશોરની માફક ઉત્સાહમાં આવી જઈ બડબડ કરે છે. પાછલી રાતે ઊંઘમાં તિસ્તાની મધ્યે જાગી ઊઠતાં રમણીનું શું થશે તે વિચારી તે મનોમન ખક્ ખક્ કરતો હસે છે. હસે છે અને દોડતો દોડતો ચાલે છે. તેને દોડી દોડીને જ ચાલવાનું છે, કારણ કે નિતાઈ અને રાવણ લાંબાં ડગલાં ભરી આગળ જાય છે.

મિસ્રીપાડા મૂળ વસ્તી ઇલાકાની બહાર છે. હરિયાળી જમીનની વચ્ચે આ એક પાડા છે, તે પછી તો બીજાં ઘણાં એવાં ખેતરો છે, જેને છેડે છે નૌયાપાડા. અહીંથી વસ્તી બરાબર જામે છે. મિસ્રીપાડાથી નૌયાપાડાની વચ્ચે બે બાજુ ડાંગરનાં ખેતરો છે; તે પછી એક મોટા વાંસવનની વચ્ચેથી રસ્તો છે. એ રસ્તો સમકોણે પશ્ચિમ તરફ વળી ગયો છે. એ પછી નૌયાપાડા, નૌયાપાડા પછી એક નાનું ખાબડું છે, તિસ્તાનું પહેલાંના પૂરનું પાણી ભરાઈ ગયું છે. અત્યારે એ પાણી લીલું છે. એ

ખાબડાની પેલી બાજુ માહિન્દરપાડા છે; તેની જમણી બાજુ ફરીથી વાંસના ઝાડ છે. તે પછી સરકારપાડા, બે નંબર. એ રીતે ધીરે ધીરે ભાઠું જાણે હવે ભાઠું રહ્યું નથી; થઈ ગયું છે ભરેલું ભરેલું ગામ, કાળી મજબૂત જમીનનું ગામ; મોટાં મોટાં વૃક્ષોની આડશે છાયા નીચે બધાં જૂનાં ગામ છે. એ ગામમાં પ્રવેશતાં કોઈને મનમાં એવું લાગશે નહિ કે હવે માત્ર બેત્રણ કલાક પછી આ બધાંયની ઉપર થઈને તિસ્તાનું ડહોળું પાણી ભારે ભમરીઓમાં વહી જશે અને આ ગામનું કોઈ ચિહ્ન પેલા પાણી પર પોતાની નિશાની મૂકતું જશે. અહીં પવન ઓછો હતો, પણ તેથી વાંસવન જમીન પાસે નમી આવી પણછ વિનાના ધનુષની જેમ ચાલી જવા અટકતો નથી. વાંસનાં પાંદડાં આ પવનમાં એટલો અવાજ કરે છે કે જાણે નજીકમાં ક્યાંક પાણીનો પ્રવાહ વહી રહ્યો ન હોય! વાંસ હેડકી આવતી હોય એમ મરડાઈ જાય છે — એ અવાજ ચારે તરફ ફેલાઈ જાય છે.

નૌયાપાડાના વળાંક આગળથી જ તેઓ જુએ છે કે એક પેટ્રોમેક્ષ દીનનાથની મોદીની દુકાનમાં સળગી રહ્યું છે, અને તેની સામેના ખેતરમાં મરેલા માણસના જેવું પડેલું છે કેળનું ધડ. એક બાજુ પાંદડાંનો ઢગલો છે. પ્રકાશમાં કંઈ નહિ તો છ-સાત માણસો કામ કરવા લાગી ગયા છે. દૂરથી જોઈને નિતાઈ કહે છે, 'અરે, એ લોકોએ પણ રેડિયોના સમાચાર મેળવી લીધા છે, અરે, એ અમૂલ્ય!'

એમની હાક સાંભળીને બધા એ તરફ જુએ છે, પણ કોઈને કશું દેખાતું નથી; ઓળા એમના મોઢા પર પડી આંખને ઝાંખી ઝાંખી કરી દે છે. કોઈના હાથમાં દાતરડું છે, અને બીજા હાથ વડે કેળ પકડી છે; કોઈ માત્ર હાથપગે છે, તો કોઈના હાથમાં કાપેલી લાકડી છે; બધા આ વાંસવન તરફ જુએ છે.

પછી ભીડમાંથી એક જણ બૂમ પાડે છે, 'કોણ છે?'

આટલી વારમાં તે બધા પ્રકાશની સીમાની અંદર દાખલ થઈ જાય છે. નિતાઈ સૌથી આગળ છે, હસતો હસતો.

## 96

## દક્ષિણે-પશ્ચિમે — જાગો, આવે છે

તોપણ કોઈ નિતાઈને ઓળખી શકતું નથી એ જોઈ તે જોરથી બૂમ પાડે છે, 'અરે, બધા શું ભૂત જોઈ રહ્યા છો કે?'

'અરે, બાપ રે, નિતાઈ! જગદીશ! અરે તમે ક્યાં ગયા હતા?' કેળ ફેંકી દઈ બધા આગળ આવે છે. એ પ્રકાશમાં એમના ચહેરા જોતાં લાગે જ કે તેઓ ખૂબ દૂરથી આવ્યા છે — દરેકના ઢીંચણ સુધી રેત છે. નિતાઈના તો માથાના વાળથી

માંડી પગના નખ સુધી રેત છે. ભીની હોવાથી તે રેતી શરીરને ચોંટી ગઈ છે. તે જાણે રેતના તળિયેથી રેત ફોડીને આવ્યો હોય એવો લાગે છે. એ બહુ બધા વરસાદ અને પવનને સહીને બેવડો વળી ગયો છે. જગદીશ પાછળથી કૂદી પડે છે. 'અરે, સમજો ને, ઉત્તર છેડેથી દક્ષિણ છેડા સુધીનું પાણી માપીને આવીએ છીએ; તિસ્તાના બ્રિજ પર આખી રાત લાઈટ જલતી રહી છે.'

'અરે, પહેલા બેસો તો ખરા. બોલો શું છે ? શા માટે?'

'તમે તરાપા બનાવ્યા કે નહિ?' નિતાઈ હસે છે.

'રેડિયોમાં તો કહ્યું, અમે સાંભળ્યું; જે થવાનું છે તે થવાનું છે. બોલો, કેટલા બનાવી રાખીએ?'

'આપણી ચિંતા આપણે ખૂબ કરી છે; ભાઠાની ચિંતા કોણ કરશે?'

'જેઓ ચિંતા કરી બધે ઘૂમી આવ્યા તેઓ જ કરશે. તો અમારે કામ પહેલા કરવાનું કે પછી કરવાનું તે કહો. અને શું જોયું તે કહો.'

'ઘોડાનું માથું અને ગધેડાનું ઈંડું! ચૂપ થા, ચૂપ. પેલી તરફના પાડામાં સમાચાર આપ્યા છે કે નહિ?' નિતાઈ સામા માણસને ધમકાવી દે છે. નિતાઈની આ ધમકીમાં જ રહેલું છે એનું સામાજિક સંભાષણ. બધાય એકદમ હસી પડ્યા.

જે બોલ્યો હતો તે જ બોલે છે, 'અરે, આખું ભાઠું ઘૂમી વળીને આવ્યા, અને હવે તમારે જ ફરીથી સમાચાર આપવા મોકલવાનું કોઈને? તો બીજા બધા શું કામમાં લેવાના? તમને બેસો. એ - ય ભોલા, બેત્રણ સાઇકલ બહાર કાઢ —'

નિતાઈ દુકાનના વરંડામાં જઈને બેસે છે. પછી હસીને બોલે છે, 'અરે...અમૂલ્ય, તારા માથામાં શું છે એનો એક વાર એક્સરે કઢાવી જોઈ આવ તો.'

અમૂલ્યના હાથમાં એ વખતે દાતરડું છે. તે તે હાથમાં લઈ ગોળ ગોળ ફેરવતો ફેરવતો કહે છે, 'કેમ, શું કહેવાનું છે?'

'શું કરવાનું છે એટલે? અરે, પૂર આવશે — તે તો છેલ્લા સમાચાર સાંભળ્યા છે.'

'હો'

'તો હવે બીજી કેટલી રાત? એક વાર બધાને શોધી - બૂમો પાડી કહી આવ ને!'

'અહીં તરાપા બનાવીએ છીએ અને ત્યાં રમણી, કહે છે કે એટલું ઊંઘે છે કે ઠેલા મારવાથીય ઊઠતો નથી. પૂરમાં તણાઈ જશે તોપણ ખબર પડશે નહિ —'

'એ — નીલમોહન, જા તો રમણીકાકાને બોલાવી લાવ તો.' અમૂલ્ય કહે છે.

'હવે બોલાવવા જવું પડશે નહિ; તે હમણાં દોડતા આવી રહ્યા છે.' જગદીશ એક ઘરના વરંડામાં બેઠો હતો, ત્યાંથી બોલે છે.

સાઇકલ લાવવાનું જેને કહ્યું હતું તે બે જણ પણ સાઇકલ લઈને આવી ગયા

છે. અમૂલ્ય કહે છે, 'દાદા, ભોલા વગેરે આવ્યા છે; કહી દો ક્યાં શા સમાચાર આપે.'

નિતાઈ જરા અટકીને કહે છે, 'એક કામ કર. સીધો બધે ચક્કર લગાવી આવ. જો જુએ કે બધા પાડામાં બધા જાગી ગયા છે તો કહી દેજે કે અમે અહીં છીએ; જો જુએ કે કોઈ પાડો ચૂપચાપ છે તો બૂમ પાડીને ઉઠાડી દેજે.'

જગદીશ બૂમ પાડે છે, 'એઈ ભોલા, સાંભળ.'

'કહો.'

'તારી કાકીને કહી આવજે કે હું અહીં છું.'

'તો તમારે હવે રહેવાનું શું કામ છે? ભોલાની સાઇકલ પાછળ બેસીને ચાલી જાવ. ભોલા વગેરે ફરીને આવતાં અમે પણ જતા રહીશું.' નિતાઈ કહે છે.

'તો જાઉં?' જગદીશ કંઈક વિચારે છે.

'શું કામ ના જાવ? તમે શું કાલ રાતના નથી? જાવ તો પેલા પાડાનો જરા બંદોબસ્ત પણ જોઈ શકશો.' — નિતાઈ કહે છે.

'તો જાઉં છું, શું કહે છે?' જગદીશ ભોલાની દિશામાં આગળ જાય છે. ભોલા સાઇકલ સીધી કરીને પકડે છે. જગદીશ સાઇકલની પાછળના કેરીઅર પર બે પગ બે બાજુ ઝુલાવીને બેસે છે. તેની બેસવાની રીતમાં એવી ખુમારી હતી કે એમ લાગે કે તે આ રીતે ચઢીને બેસવા ટેવાયેલો હતો. ભોલા હાથ વડે સાઇકલ મજબૂત પકડી કહે છે, 'ત્રણ જણ શું એક દિશામાં જ જઈએ કે?'

'એક દિશામાં જ જાઓ. કંઈ જરૂર હોય તો એક જણ આવીને સમાચાર આપી જઈ શકો ને.' નિતાઈ કહે છે.

અહીં એક પેટ્રોમેક્ષ જલાવેલું છે, એટલે પ્રકાશ માત્ર વચ્ચે જ દેખાય છે. પેટ્રોમેક્ષનું અજવાળું ચારે તરફ ફેલાઈને પડ્યું નથી — ગોળ બનીને સ્થિર થયું છે, જાણે પેટ્રોમેક્ષને જોવા માટે પેટ્રોમેક્ષ સળગાવવાનું છે. એ પ્રકાશમાં આવી બધા કામકાજ કરે છે — તેની બહાર કશું જ દેખાતું નથી, જાણે પેટ્રોમેક્ષનો પ્રકાશ જ પ્રકાશની પાછળના ભાગને આડશ કરી દે છે, તે આડશ તરફ જોઈને નિતાઈ પૂછે છે, 'અમૂલ્ય, કેટલા બનાવવાના છે?'

'ત્રણ બનાવ્યા છે, પણ ગાયોભેંસો માટે એક મોટો બનાવવા ધારું છું —'

'બનાવ મૂરખા; તરાપા પર ઊભો રહી શકશે નહિ, સુવાડી દેવાના, દરેક તરાપામાં એક એક ભેંસ કે ગાય તરતી મૂકવી પડશે —'

અમૂલ્ય એમનાં ગાય-બળદોને તરતાં મૂકવાની વ્યવસ્થા કરશે; બધા એમની પાછળ પાછળ જવા લાગશે, કોણ ભાઠા પર રહેશે —' ગજેન કહે છે.

'તેં શું જોયું? પૂર આવશે જ? નિતાઈ, કેટલું ભારે પૂર ?' અમૂલ્ય એકદમ ઉદાસ થાય છે.

'રેડિયો તો તેં સાંભળ્યો; અમે તો તે વખતે બ્રિજ તરફ જોતા હતા — રેતના ઢગ પર. તું જ કહે ને! શું કહે છે? કેટલું ભારે પૂર?'

'પેલો સાલો એટલા જોરથી અવાજ ખેંચી ખેંચીને કહે છે કે એમ લાગે કે બધા પહાડો પણ આ તરફ ચાલવા માંડશે. કેટલું પાણી, કેટલાં ક્યુસેક — એ બધું કહ્યું નથી.'

'બધાને ખસી જવા તો કહ્યું છે — નદીકાંઠેથી, ખરું ને?' રાવણ ઉધરસવાળા અવાજમાં બોલે છે.

'એ રાવણકાકા, તમે હવે ઘેર જાવ ને? કેટલું હવે ઘૂમ્યા છો? ઘરનાં વસ્તુ-વાનું કોણ ભેગાં કરશે?' નિતાઈ કહે છે.

'તે મારે માટે કંઈ રાખી મૂક્યું હશે, રે,' જાણે કે રાવણ પહેલેથી એ જાણે છે, અથવા ભેગું કરવાની વાત પહેલેથી જ બરાબર થઈ ગઈ હતી.

'અરે, કાકીને સમાચાર મળ્યા છે કે નહિ, તો?' નિતાઈ પૂછે છે.

'આખું ભાહું જાગી ગયું છે, અને તારી કાકીની ઊંઘ ભારે હોય એવું કેવી રીતે થાય?'

'એ અમૂલ્ય', કહી નિતાઈ ઊઠીને ઊભો થાય છે, 'ચાલ તો, પશ્ચિમ ઘાટે જોઈ આવીએ; ત્યાં પાણી કેટલું વધ્યું છે તે જોઈ આવીએ; જો ઓછું હોય તો ગાયબળદોને પેલે પાર કરી દઈએ —'

નિતાઈ એકદમ ઝડપથી ઊપડી જાય છે. ગજેન અને રાવણ તેની સાથે ચાલવા માંડે છે.

અહીંથી સીધો રસ્તો પકડી થોડું જતાં ડાબી તરફ પશ્ચિમના ઘાટે જવાનો રસ્તો છે. નિતાઈ જતાં જતાં પણ 'અમૂલ્ય' કહી બૂમ પાડતો આગળ જાય છે. અહીં બેઠા બેઠા પેટ્રોમેક્ષનો પ્રકાશ કંઈક આડશમાં લાગતો હતો; પેટ્રોમેક્ષના પ્રકાશને પાછળ રાખી આગળ જતાં સમજાય છે કે પેલો પ્રકાશ થોડો પ્રસર્યો પણ છે. એ પ્રસરેલા પ્રકાશ સાથે નિતાઈનો પડછાયો ક્રમશ: લાંબો થાય છે, જમીન પર પથરાય છે, થોડો આગળ જઈ સીધો થાય છે, પડછાયાનું ઘનત્વ ઓછું રહે છે, પછી આકાશ તરફ જઈ પડછાયો ભળી જાય છે. રાવણનો પડછાયો નિતાઈના શરીરને બાજુએ રાખે છે, અને ગજેનનો પડછાયો ઊંચા રાવણને ભરી દે છે. માત્ર કોઈક વાર આ ત્રણ પડછાયાઓ એકબીજાને કાપીને આગળ વધે છે. પછી અંધારામાંથી નિતાઈની બૂમ વહી આવે છે — 'અમૂલ્ય....એ....ઈ....અમૂલ્ય!'

પેટ્રોમેક્ષની પાસેથી અમૂલ્ય વળતી બૂમ મારી કહે છે, 'આવું છું, આવું છું; તમે આગળ જતા થાવ; પકડી પાડીશ.'

નિતાઈ અંધારામાંથી હાક પાડે છે, 'ગાય-બળદ-વાછડાઓને લાઈનબંધ ઘાટ પર લઈ આવવા હક્કલને કહી દે—'

અમૂલ્ય પૂછે છે, 'હમણાંથી જ?'

નિતાઈ ઘાંટો એટલો મોટો કરીને બોલ્યો હતો કે તેનો ઠપકો સમજાતો નથી, પણ તેની કહેવાની રીતે જેઓ જાણે છે તેઓ સમજી લે છે કે નિતાઈએ ઠપકો જ આપ્યો, 'હમણાં જ, હમણાં જ...!'

આ રસ્તો ભાઠાની અંદરનો રસ્તો છે. ઢાળિયો મજબૂત છે; વરસાદને કારણે ભીનો લપસણો છે, પણ કાદવવાળો નથી. તેથી તેઓ લગભગ દોડતા દોડતા જઈ શક્યા હતા. અત્યારે પવન પાછળ છે. વચ્ચે વચ્ચે ધક્કા મારતો હતો. તેમ છતાં તેઓ ઘર-છાપરાં, ઝાડ-પાન, વન-પાદરની અંદર થઈને જાય છે, એટલે પવન ફંટાઈ જાય છે, એમનાં શરીરે ઝપાટા મારતો નથી. પશ્ચિમ ઘાટ પર જતાં બહુ વખત લાગશે નહિ, કામમાં પણ લાગશે નહિ. એને કારણે તેઓ એટલા ઝડપથી ચાલતા પણ નથી. પેલા દક્ષિણના રેતના ઢગમાંથી જે પવન અને રેત ઠેલતાં એમનાં શરીરમાં પેઠાં છે તેની સરખામણીમાં નૌયાપાડાથી પશ્ચિમ ઘાટ તરફ જવામાં જાણે તેમને આરામ લાગે છે.

પાછળથી ગજેન કહે છે, 'ઊભો કેમ રહે છે, નિતાઈ ! બીડી પી ને.'

ગજેન અને રાવણ આવીને જુએ છે કે નિતાઈ ઊભો છે. એ ત્રણ જણ મળીને ગોળ થઈ ઊભા રહે છે; નિતાઈ કપડાની ઘણી અંદરથી દિવાસળી બહાર કાઢે છે. ત્રણ જણ જ્યારે જ્યોત પર ઝૂકી પડે છે તે વખતે પાછળથી બૂમ સંભળાય છે, 'નિતાઈ, ઊભો રહે, હું આવી રહ્યો છું.'

## 97

## નદી અહીં પુરાણી...

નિતાઈ, રાવણ, ગજેન અને અમૂલ્ય પાસે પાસે ઊભા રહી અત્યારે નદી તરફ જુએ છે. બરાબર સામે કાંઠે રાંધામલિ - રાયપુરનો બંધ છે. અત્યારે જોતાં લાગે છે — પૂર આવે તોપણ આટલી એક ખાબડા જેવી તિસ્તાને પાર કરી પેલી પાર જવામાં વળી કેટલી વાર! એ તો હાલ જે સ્થિતિ છે એમાં બે ડૂબકી મારતાં જ પેલે કાંઠે! પણ તેમને ખબર છે કે પૂરનાં પાણી એક વાર અહીં પેસી જતાં તો આ ખાબડું સહજમાં પાર કરી જઈ શકાશે નહિ. પાર તો કરવું જ પડશે. આ તરફથી પાર કરવા સિવાય બીજો માર્ગ નથી. પણ અત્યારે અહીંથી નદી પાર કરવા માટે થોડાંક ડગલાં આગળ જવું પડશે; પેલે કાંઠે પણ આ રીતે જ થોડાં ડગલાં ચાલવું પડશે. પછી જ બંધનો બોલ્ડર છે. પણ જો એક વાર આ ખાબડામાં પૂરનાં પાણી પેસી જાય તો તો પેલા બંધમાંથી બહાર આવતાં લાંબા લાંબા 'સ્પાર' ધક્કા મારી મારીને

પ્રવાહને આ ભાઠા તરફ જ ધકેલશે, જેથી પ્રવાહના ધક્કા બંધને લાગે નહિ. ત્યારે, અહીંથી પેલે પાર જવાનો અર્થ ખૂબ વેગમાં ચાલી આવતાં પૂરના પ્રવાહની વિરુદ્ધ દિશાએ જવું તે, પ્રવાહમાં ધકેલાઈ જવું તે. પ્રવાહનાં વહેણમાં જો શરીર તણાતું મૂકી દઈએ તો તો સીધા એક જ વહેણના ધક્કે પેલી દક્ષિણ તરફ જતા રહીએ — બ્રિજની દિશામાં. અનુભવથી એમને એક વાત સમજાઈ ગઈ છે — 'સ્પાર'ના ધક્કે પ્રવાહમાં બધું આ દિશા તરફ જ ચાલી આવે એટલે પ્રવાહમાં તણાઈ જવા છતાં પણ આ ભાઠાની આ બાજુ ક્યાંક અથડાઈને આવે. પણ એ તો કેટલી વાર? — જ્યાં સુધી આ ખાબડું એટલું પહોળું હોય કે જેથી 'સ્પાર'ના ધક્કે પ્રવાહ ઊલટો થઈ આ કાંઠાની એકદમ નજીક આવી શકે ત્યાં સુધી. પણ આ ખાબડું તો પૂરનાં પાણી પેસતાં જ એટલું પહોળું થઈ જશે કે અત્યારે જ્યાં નિતાઈ વગેરે ઊભા છે એ બધું પહેલે ધક્કે જ ડૂબી જઈ પાણી ફરી વળશે આ બધાં ખેતરોમાં. તેમાં પ્રવાહનો ઊલટો ધક્કો ક્યાંક પાણીમાં વચ્ચે જ ભેગો થઈ જશે. ત્યારે તો, બધે જ તિસ્તા. ત્યારે તો, પાણીનો એક જ પ્રવાહ એક જ વહેણ. એ પ્રવાહમાં કોઈ પડે તો એ વહેણનાં ખેંચાણમાંથી પોતાને બચાવી લઈ શકે નહિ.

નિતાઈ, રાવણ, ગજેન અને અમૂલ્ય પાસે પાસે ઊભા રહી નદીને માપી રહ્યા છે — ચારે તરફના ખૂણાઓને. અત્યારે ગાય-બળદોને કાન આમળી અહીંથી છોડી મૂકે તો પેલે કાંઠે જઈને ઊભા રહી શકે. પણ આ ધૂંધળા અજવાસમાં તેઓની આ ગણતરીમાં કોઈ ભૂલ તો નથી થતી ને?

'કેટલા વાગ્યા છે, અમૂલ્ય?' નિતાઈ પોતાના મનથી જ પ્રશ્ન કરે છે.

'ઘડિયાળ જોઈ તો નથી,' અમૂલ્ય કહે છે.

નિતાઈ આકાશ તરફ જુએ છે. અહીં આકાશ જાણે જરા ઊંચું છે, જાણે પેલા ધુમ્મસનો ભાર થોડો ઓછો છે. વરસાદ ઓછો પણ થઈ જાય, પણ અહીં પવન તો મુશ્કેલીઓ લઈ લઈને આવે જ છે. પવનનું જે જોર બાકી રહ્યું છે, એ જોરપૂર્વક પેલી પારના બંધ પર હુમલા કરે છે. એટલે લાગે છે કે પવન એમના માથા પર થઈને જાય છે.

સામેના બંધ ઉપરથી પેલી તરફ રાયપુર - રંધામલિના આકાશ તરફ જોતાં અજવાસ અજવાસ દેખાય છે; ત્યાં ઇલેક્ટ્રિક લાઈટ છે.

નિતાઈ થોડાં ડગલાં આગળ જઈ કહે છે, 'ગજેન, ઊતર્યો નહિ?' નિતાઈ પાણીમાં પગલાં પાડે છે; તેના પગમાં પ્રવાહની ખેંચ અનુભવાય છે, પાણી ગરમ છે; 'પૂરનાં પાણી હજુ પ્રવેશ્યાં નથી; પાણી ગરમ છે.'

નિતાઈની પાછળ પાછળ પેલાઓ પણ જરા આગળ આવે છે, 'ખેંચ કેવી છે?' અમૂલ્ય પણ પાણીમાં પગ બોળતો બોળતો પૂછે છે.

નિતાઈ ઢીંચણ સુધી પાણીમાં ઊતરી જઈ કહે છે, 'સવારે પણ આમ જ હતું.'

પાણી પર નીચે નમી નિતાઈ પગની રેતી ધોઈ ચોખ્ખી કરવાનું શરૂ કરે છે. પાણીમાં તેને કોણી ડુબાડવી પડે છે. મોં લગભગ પાણી પર નીચે નમ્યું છે. પાણીની ગંધ આવે છે. નિતાઈએ ગંધ સૂંઘવા નાક નમાવ્યું નથી, પણ નાકમાં પાણીની ગંધ અથડાતાં તે પોતે મનમાં વિચારે છે — આ પૂરના પાણીની ગંધ નથી, રોજના પાણીની ગંધ છે. આ સ્થળનું પાણી પાર કરવામાં નૌકા બરાબર લાગે છે, પણ એક તરફ બંધ, અને બીજી તરફ ભાઠામાં આ પાણીમાં કોઈ માણસોનાં શરીરની ગંધ ભળેલી હોય છે, પાણીમાં માણસોનાં કામોની ગંધ હોય છે. અત્યારે આ રાત્રે પેલી ગંધ એકદમ પાતળી પડી ગઈ છે, કારણ કે નિતાઈના માથા પરથી પેલી પવનની ઝંઝા વહી જાય છે પેલે પારની દિશામાં; કારણ, પાછલા કેટલાક દિવસોના વરસાદમાં આ ખાબડાની જેમ તિસ્તાનાં ઝરણાંઓનાં પાણી પણ વધ્યાં છે, તેથી ગંધ તરલ બની છે. તેમ છતાં નિતાઈને ગંધ તો આવે છે, અનિવાર્યપણે આવે છે. રાત અત્યારે પૂરની દિશામાં ઘણી આગળ વધી ગઈ છે, અને એક કે બે કલાકમાં તો પહાડ પરથી ઊતરેલા પૂરમાં આ ખાબડું એકાએક રામાકાન્તની જમીન સુધી પહોંચી જશે. રામાકાન્તની જમીન સુધી જ શા માટે? આ ભાઠું પૂરેપૂરું પાણીને તળિયે બેસી જઈ શકે. પૂરેપૂરું? આ આખું ભાઠું?

નદીમાંથી નિતાઈ આ ભાઠા તરફ મોં કરી જુએ છે. જમણી તરફ મોં ફેરવે છે — દક્ષિણના વળાંક સુધી જોઈ શકાય છે. ડાબી તરફ મોં ફેરવે છે — બહુ દૂર સુધી જોઈ શકાતું નથી, આ તરફ પાણીમાં માટી ઘણી આગળ સુધી આવી છે. નિતાઈ પેલા ખાબડાના વળાંક તરફ જુએ છે, ઘણો મોટો વળાંક થઈને ફરી ગયો છે. ત્યાં પ્રકાશ થોડો સ્પષ્ટ લાગે છે. નિતાઈ એક ખોબો પાણી ભરી હોઠ આગળ ધરે છે. પછી ભીના હાથ આખા મોં પર ફેરવી લઈ કહે છે, 'હે-ઈ, રેત એક પ્રકારનો ક્ચ્ક્ચ્ અવાજ કરે છે —'

નિતાઈ માથા પર પણ હાથ મૂકે છે, 'હે, રેત ક્ચ્ક્ચ્ અવાજ કરે છે.' પાણીમાંથી નિતાઈ બૂમ પાડે છે, 'ગજેન...'

'શું કહે છે?'

'ઊતરીશ? પાણીમાં?'

'તું તો ઊતર્યો જ છું ને?'

'હું તો અહીં ઊભો રહ્યો છું; અમૂલ્ય, ગાય-બળદોને લાવવા કહ્યું છે ને?'

'હમણાં જ રવાના કરવામાં છે.'

'તો જો, ક્યાંથી પાર કરાવીશું? જો.' થોડો ઉદાસ થઈને નિતાઈ કહે છે, 'અહીં પણ પુરાણી નદી જ છે—'

'છે?' ગજેન પૂછે છે.

'છે. અહીં પણ પુરાણી નદી જ ...' થોડું પાણી લઈ નિતાઈ છાતી-પેટ પર

લગાડે છે, જાણે કે રેતીને સાફ કરે છે!

'નવું પાણી પ્રવેશ્યું નથી?' અમૂલ્ય પ્રશ્ન કરે છે.

'હું જોઉં છું; સમજી શકતો નથી? પૂછ પૂછ કરે છે તે?' રાવણ એવી રીતે પગ પર બેસી પડે છે કે જાણે પૂરનાં પાણીના પ્રવાહમાં ધક્કાથી હમણાં જ કોઈ ઝાડે ઊખડી પડી આકાશને ખાલી કરી દીધું ન હોય! રાવણ નદી તરફ ફરીથી જોઈ રહે છે, અને સમજી જાય છે.

નિતાઈ ઘૂંટણભર પાણીમાં હતો તે થોડો ઊંચો થાય છે.

## 98

## કામચલાઉ કોઢાર

બંધ ઉપર ગાયોને ચઢાવવી એટલે જ પૂરનો સ્વીકાર કરી લેવો. કોઢારમાંથી ગાયોને બહાર લાવી આખું ભાઠું વટાવી પાતળો પ્રવાહ ચાલી, થોડું તરી લઈ, બંધનો ઢાળ વટાવી ઉપર ચઢી જવું એટલે જ ઘરબારનું તણાઈ જવું. મોઢેથી ભલે ને ગમે તેટલું બોલે કે ગાયભેંસોને પહેલાં ચઢાવી દે તો બીજું નુકસાન નથી — જો પૂર ના આવે, અથવા કદાચ નાનુંસરખું પૂર જો આવે તો ઉતારીને લાવવી જ પડવાની છે, પણ ગાયોને એક વાર ઘરની બહાર કાઢ્યા પછી એ ઘરમાં હવે રહી શકાય નહિ. આમ તો ગાયો આજુબાજુમાં ચરે છે, અથવા ધણ કરી લઈ ગાયોભેંસોને મેદાનોમાં લઈ જવામાં આવી છે — તે એક વાત છે. એની તો ખબર જ છે —ક્યારે તે ગાય પાછી ફરશે. ઘરનો સૌથી નાનો છોકરો આખી સવાર આ ઘેર-પેલે ઘેર ઘૂમ્યા જ કરે તોપણ ઘર ભરેલું જ રહે છે. પણ કોઢાર ખાલી કરી, ગાયભેંસનાં ધણને શેરી છોડી, ભાઠું છોડી, નદી છોડી એકદમ બંધ ઉપર ચઢાવી દેવું, અને પછી પેલા ઘર-વાડીમાં રહેવું એ અસંભવિત છે. ગમાણની દોરડી, ગમાણમાં ગાયનાં મોંએથી ખસી પડેલું પરાળ-ઘાસ, ગાયનાં છાણ-મૂત્રની ગંધ સાથે ઘરમાં હવે ઊભા પણ રહી શકાય નહિ — કેવું તો ખાલી ખાલી લાગે! જાણે આખી શેરીમાં કોઈ શોક ઊતર્યો છે, અથવા કોઈ એક ઘરનો શોક આખી શેરીમાં ફરી વળ્યો છે.

જ્યારે ગણતરી પ્રમાણે પહાડ પરથી પૂર અહીં બીજા બે-એક કલાકની અંદર આવી જાય, ત્યારે ગાયનાં ધણની સાથે ગાયોને ભગાડતાં ઘરનાં અને શેરીનાં છોકરાં છૈયાંઓ પણ દોડતાં રહે છે. રાતના પાછલા પહોરના વહેતાં પવન અને વરસાદનાં ફોરાંઓથી વીંધાતાં આ ભાઠામાં ગાયના ધણનો એકસાથે ભળેલા 'હામ્બા' અવાજમાં કંઈક કલ્યાણકારી, સારું લાગે છે. પણ માણસોના અવાજની સમર્થનહીન આ રાત છેલ્લે કરેલા 'હામ્બા' અવાજમાં માણસોની વસતી ઊખડી જાય છે. નદીના માર્ગે

ધીરે ધીરે સ્પષ્ટ થાય છે કે ધણ બનાવી ગાયો દોડતી આવે છે. અથવા કદાચ સ્પષ્ટ પણ ના હોય — પેલું પાણીનું ધુમ્મસ ખસતું ખસતું જાય છે અને એ જ અવકાશને ભરી જાગી ઊઠે છે દોડતા કોઢારની ચલતમૂર્તિ. જ્યારે ગામથી વધારે દૂર જાય છે, ત્યારે દેખાય છે કે ધણની અંદર ગાયોનાં શરીરને શરીર લગાડી પાછળ પાછળ, અંદર અંદર ગામનાં છોકરાં દોડી રહ્યાં છે. તેમનો એક એક હાથ ઊંચો કરેલો છે. કોઈ કોઈ હાથમાં વાંસની સોટી અથવા લાકડી છે. પણ એ સોટી-લાકડી કોઈ ગાયની પીઠે પડતી નથી — ગાયોનું ધણ એટલું હારબંધ દોડે છે. દોડે છે છતાં હારમાંથી કોઈ ખસતું નથી.

ગામનો આ રસ્તો ગાયોને પરિચિત છે, આ છોકરાં-છૈયાંઓને પણ પરિચિત છે. આ રસ્તેથી આટલા મોટા ધણમાં તો નહિ, પણ નાનાં નાનાં ધણમાં આ ગાયો લગભગ રોજે જ ઘેર પાછી ફરે છે, જાય છે, આવે છે. ક્યારેક કોઈ કોઈ ગાય તો બાંધેલા વાછડાનો 'હામ્બા' અવાજ સાંભળી દોડે પણ છે. આટલા મોટા ગામમાં, એક એક આટલી મોટી શેરીમાં કોઈ ને કોઈ ગાયનું તો ધાવણું વાછડું હોય છે જ — ગાયોને તો પરિવારની પરિકલ્પના હોતી નથી — ધાવણા વાછડાની બૂમ સાંભળતાં કોઈ ને કોઈ ગાયને દોડવું જ પડે છે. પણ એનો અર્થ શું આ રીતે દોડવાનું? તે પણ આ રાત પૂરી થતાં પહેલાં જ? માણસના અવાજની ગરમ વરાળ દૂર થાય તેનીયે પહેલાં? તે પણ આટલી ઉતાવળમાં ખુલ્લી દોરડી ફેંકી દઈને? ગળા પર, પીઠ પર માણસના હાથનો સ્પર્શ પણ પામ્યા વિના?

આ રસ્તો માણસોનાં અને ગાયોનાં ડગલે ડગલે આ રીતે ધણ બનાવી નાસી જવા માટે તૈયાર થયો નથી. તેથી આટલી ગાયોની સાથે એ ગાયોનાં પેટનો ધક્કો વાગી જાય છે. એક ગાય જરા ખસી જતાં તેની પાછળની ગાયની કાંધે ધક્કો વાગે છે. તે જરા પાછળ જતાં તેની પાછળની ગાયનું ગળું આવી આગળની ગાયની કમરના હાડકા પર અથડાય છે. થોડું જુવાન થયેલું વાછડું આ તકનો લાભ લઈ એને ધક્કો મારી, પેલીને ખસેડીને આગળ થઈ જવા જાય છે, અને તેની મા તેને પકડવા માટે વધારે જોરથી દોડવા જતાં ધક્કો ખાય છે. જે વાછડાએ હજુ આંચળ છોડ્યાં નથી તે આ અનુકૂળતાથી પાછળથી માનાં આખી રાત દરમ્યાન ભરાયેલાં આંચળમાં મોં નાંખી ચૂસવા લાગે છે — એ ખેંચના આવેગથી માનું ગળું લાંબું અને ચાર પગ ઢીલા પડતાં ના પડતાંમાં જ પાછળની ગાયનો ધક્કો લાગતાં વાછડું છટકી જાય છે. માનાં આંચળ મોંમાં લેવા માટે એની ડોક આગળ નમેલી હતી અને વળેલી ડોકના ભારથી આગળના બે પગનાં જાંઘમૂળમાં સળ પડે છે. એ સળની ઝોક સંભાળવા જતાં પાછલા બે પગ પહોળા થઈ જાય છે; બે ઢીંચણ પણ થોડા વળે છે. પાછળની ગાયનો ધક્કો ખાઈ તે વાછડું પહેલાં જમણી તરફ છટકી જાય છે. છટકતાં છટકતાં તેના આગળના બે પગ વળી જાય છે, અને તે ગબડી પડે છે, પડીને એક

પડખે વળી જાય છે. પાછળની ગાયોના ધક્કાથી તેની મા ચાલી જાય છે; તેની માનાં આંચળમાંથી પહેલાં પાતળી ધારમાં અને પછી ટીપે ટીપે દૂધ જમીન પર પડતું રહે છે — ઘણી વાર સુધી. વાછડાની પાછળની ગાયો તેના પર આવીને પડતી નથી; તેને બાજુએ રાખી ડાબી તરફ સરી જાય છે. પરિણામે ડાબી તરફની સૌથી છેલ્લી ગાય રસ્તા પરથી ગબડી પડવા જતાં માથું નીચે નમાવી પેટને રસ્તાની ઉપર લાવી દે છે. એ દરમ્યાન પાછળની ગાય તેની જગ્યા લઈ લે છે. તે આ વખતે માથું ઊંચું કરી ગળાને ભીડની વચ્ચે પેસાડી દે છે, પછી પેટને. એટલી વારે વાછડું આગળના બે પગ પર ટેકો દઈ સીધું થઈ પાછળના પગ પર ભાર દઈ ઊભું થાય છે, દોડે છે, 'હા-મ્બા'; ગાયના ધણની અંદરથી ઘણાં ગભીર 'હા-મ્બા' ઊઠે છે. કોનાં વાછડાનો જવાબ કોણ આપે છે તે સમજાતું નથી. વિસ્તાર પામેલા ધણની ગાય બૂઢી થઈ છે, જાડી થઈ છે. તે ઝડપથી દોડી શકતી નથી, પણ ધણની અંદર તેને ઝડપથી દોડવું જ પડે છે. તેના આટલા મોટા પેટનાં ડોલનથી તે પોતે જ હાંફી જાય છે. તેના નાકમાંથી ફીણ નીકળે છે. ગજેનની ગાય બે દિવસ પહેલાં વિયાઈ છે. તેનું વાછડું દોડી શકતું નથી. તેને જગદીશની ભેંસની પીઠ પર ઊંચે મૂકી દીધું છે. વાછડાને કારણે ભેંસ બહુ તાલે-તાલે, ડોલી ડોલીને દોડે છે ધણની વચ્ચે. તેના શરીરના ધક્કાથી બીજી ગાયો બે બાજુ ખસી જાય છે. પણ વાછડું વારેવારે પીઠ પર ઊઠી ઊભું થવા આગળના બે પગ ખોળાની અંદરથી બહાર કાઢવા માગે છે અને ભેંસના ચાલવાના ડોલનથી અને વેગથી તેની ડોક સાથે સાથે વળી જાય છે તે ફરીથી બે પગનું ટૂંટિયુંવાળી ડોક સીધી કરે છે. તેની મા-ગાય ભેંસની પાછળ પાછળ દોડે છે, વાછડાને પાછળ તરફ મોં કરીને બેસાડ્યું છે. તેની મા જીભ બહાર કાઢી ડોક ઊંચી કરી વાછડાને ચાટવા ઝંખે છે. પણ ભેંસની આટલી ઊંચી પીઠ સુધી તેની જીભ પહોંચતી નથી. તેનું વાછડાને ચાટવાનું હજુ પૂરું થયું નથી.

ગામની વસતીનો સીમાડો છોડી ધણ હવે ખેતરના સીમાડે આવે છે. એ પણ સારો રસ્તો નથી. એક મોટો ઢાળિયો છે. બે બાજુ ઊંચું ઘાસ છે, વચ્ચેની કાળી માટી પાણીથી ભીની થયેલી છે. રસ્તાની બન્ને તરફની જમીન ક્યાંક બહુ ઢાળવાળી છે, ક્યાંક તેનાથી થોડી ઊંચી છે. લપસી જાય તો આ ખેતરમાં પડી જવાય. ધણની ગતિ થોડી ઓછી થાય છે. દોડે છે, પણ ડગલાં નાનાં કરી દીધાં છે, જેથી લપસી જાય તોપણ સાચવી લેવાય. હૂડાહૂડ પણ જાણે ઓછી થઈ છે. સાથેના છોકરાઓ લાકડી અથવા વાંસ ઉપાડી બે બાજુનાં ખેતરમાં નીચે ઊતરી ગયા છે. એ ઢાળ પરથી તેઓ રસ્તા પર વાંસ અથવા લાકડીથી ફટકા મારે છે - હે—ઈ હે—ઈ હે—ઈ અવાજ કરતાં કરતાં — ગાયના પગ જાણે લપસી ના જાય. ગાયોનું ધણ દોડે છે અને ખેતરમાંથી છોકરાઓ પણ દોડે છે. હવે બે બાજુ ઝાડ કે ઘરની હાર નથી, જાણે આટલી વાર પેલી હારે લગભગ આ સવારે, આ સનનન કરતાં પવનમાં, આ

પાણીમાં થોડો આશ્રય આપ્યો હતો. પણ આ ખેતીની જમીન પણ પરિચિત છે. આ જમીન અને ઘાસપાંદડાંની ભીની ગંધ પણ પરિચિત છે. બે બાજુના અવકાશમાંથી નદી અને નદીનો વળાંક જોવાની પણ આ ધણને ટેવ છે. પણ તેનોય એક સમય હોય છે. અત્યારે તડકો નથી, અત્યારે મોંએ ઘાસ નાંખેલું નથી, અત્યારે કાળી માટી પર પેટ ઢાળી સૂવાનું નથી, અત્યારે ડોક ઊંચી કરી અંદરનું ઘાસ મોંમાં લેવાનું નથી, અત્યારે છે દોડવાનું, બસ દોડવાનું!

## 99

## ગાયનાં ધણનું કાંઠે, અને પાણીમાં, ઊતરવું

પાણીની એક ગંધ હોય છે — ગાયો એ ગંધને ઓળખે છે. પણ અત્યારે પાણીની કશી ગંધ આવી નહિ. પવન આમતેમ ઝપાટો મારતો વહેતો હતો, અને પવનની સાથે ભળી ગયું હતું ફરૂફરૂ જેવું પાણી. ધીરે ધીરે ગાયોની ડાબી તરફની પીઠ પરની રુવાંટી ભીની થઈ જાય છે— પવનની ઝપાટો એ દિશાએથી જ આવતી હતી. તેમનાં શરીરની રુવાંટી પવનની ભીનાશમાં ખસી ખસી જાય છે અને એ પોલાણ દ્વારા પાણી જરા જરા કરીને ટપકે છે. તેમના ડાબા મોઢાની લાંબી બાજુની રુવાંટી પણ એ રીતે પહોળી - પોલી થાય છે, અને એ પોલાણ દ્વારા પાણી ટપકી ગળા તરફ ઊતરે છે. ડાબી તરફથી આવતાં પવન અને પાણીનાં ઝાપટાંમાંથી મોં બચાવવા આખું ધણ જ જરા જમણી તરફ મોં ફેરવી રાખવા ઇચ્છતું હતું. તેમના પગ સીધા ઊપડે છે, તેમનું શરીર સીધું છે, પણ તેમનાં મોં જમણી તરફ ફરવા ઇચ્છે છે. તેથી તેમની ગતિ આ ખેતરોમાં વધારે ઓછી થાય છે. તેમનાં નાકમાંથી પાણીની ગંધ ક્રમશઃ દૂર થાય છે. તેઓ જેટલા નદીની પાસે હોય છે, જેટલી તેમની ડાબી આંખ, મોં, અને નાકની ડાબી બાજુ પાણીમાં ભીંજાય છે, તેટલા પ્રમાણમાં તેઓ પાણીની ગંધથી દૂર જતા જાય છે — જાણે તેઓ પાણીથી વિરુદ્ધ દિશામાં દોડે છે.

ખેતરો પૂરાં થઈ જાય છે — ધણની ખરીઓ પડે છે નદીના કાંઠાની રેતીમાં. હવે પડી જવાનો ભય નથી, હવે લપસી જવાનો પણ ભય નથી — રેતીના પટમાં પગ મૂકતાં ના મૂકતાંમાં તો ધણ જાણે વીખરાઈ જવા માગે છે. આખા ધણની અંદર ને જે એક ઉદ્વેગ કામ.કરતો હતો તે રેતીના પટમાં પહોંચતાં જાણે અચાનક અને કોઈ કારણ વિના પૂરો થઈ જાય છે — જાણે કે તેમને આ રેતીના પટમાં જ પહોંચવાની વાત હતી. રેતી પરથી ચલાતું નથી, પગનાં પોલાણમાં રેતી ભરાઈ જાય છે. એ કારણે ધણની ગતિ ધીમી પડે છે એવું નથી, પણ રેતીમાં ચાલવા માટે ધણ

છૂટી જવા માગે છે; ગાયો જેની જેવી ઇચ્છા તેમ ચાલવા ઇચ્છે છે. પણ પેલા છોકરા હવે તેમનાં વાંસ અને લાકડી ઉપાડી આગળ આવી ગયા છે. બે બાજુથી લાઠી અને વાંસ ગાયના ધણ પર ઊતરી આવતાં જ ગાયો ઊભી રહી જઈ મોં ખસેડી લે છે અને પગલે પગલે ફરીથી પહેલાંની લાઈનમાં પાછી આવે છે. પેલા છોકરાઓ હવે આગળ જતા નથી, એ જગ્યાએ ઊભા રહ્યા રહ્યા ગાયોને લાઈનમાં રાખે છે. પછી રેતી પર ધીમે પગલે ધણ જ્યારે નદી તરફ લથડિયાં ખાતાં ખાતાં આગળ વધે છે ત્યારે પેલા છોકરાઓ વધારે પાછળ જઈ બૂમો પાડે છે, ‘હટ્ હટ્.’ ધણ હવે રેતીના પટમાં જાણે એક લાઈનની જેમ ઊભું રહી ગયું છે. બે બાજુ નદીના વહેળા પર થઈને આખી રાત પવન દક્ષિણથી પૂર્વથી ઉત્તર તરફ અને પશ્ચિમ તરફ સન્ સન્ કરતો વહે છે; એ નદીનાં વહેળાની ખાલી જગ્યામાં આ ગાયો જાણે એક પૂલ અથવા બંધ! નિતાઈ, ગજેન અને અમૂલ્ય કાંઠાની પાસેનાં પાણીમાં હતા. રાવણ એ જ કાંઠે બેઠો હતો. ગાયનું ધણ જોઈને પાણીમાંથી ઊઠી નિતાઈ, ગજેન, અમૂલ્ય દોડવાનું શરૂ કરે છે. પાણી છોડી ઊઠતાં જ તેઓ કાંઠે મૂકેલાં ધોતી - ગંજી એક ચક્કર લઈને પહેરી લે છે. એમાં રેત છે, તેથી ભીનાં છે; પવનની વિરુદ્ધ દિશામાં તેઓ આગળ જઈ શકતા નથી. નિતાઈ કંઈક કહી બૂમ મારે છે — એ બૂમ પવનમાં ઊલટી દિશાએ જતી રહે છે. નિતાઈ જરા આગળ હતો ત્યારે અમૂલ્ય હજુ પાણીમાંથી પૂરો બહાર આવ્યો નહોતો. એકાએક અમૂલ્ય પાણીમાંથી બહાર નીકળ્યા વિના ફરીથી પાણી તરફ ચાલવા લાગે છે; પછી ડૂબકી મારી પાણીમાં જઈ તરવા લાગે છે. નિતાઈ ‘એ...ગજેન’ કહી બૂમ પાડી પાછો ફરતાં જ જુએ છે કે અમૂલ્ય ફરીથી પાણીમાં થઈ તરવા લાગ્યો છે. નિતાઈ ઊભો રહી જઈ કમર પર હાથ દઈ ચીસ પાડે છે, ‘અત્યારે તારે તરવાનો ટાઈમ છે?’ પાણીમાં હજુ પૂર આવ્યું નથી. અમૂલ્ય ચત્તો થઈ હાથ માથા તરફ ફેલાવી બતાવે છે કે તે પેલી પાર જાય છે.

નિતાઈ સમજી જાય છે. સારું જ કર્યું છે અમૂલ્યે. ગાયના ધણને નદી પાર કરાવાને વખતે કોઈકે તો પેલી પાર રહેવું જ પડશે. પણ એકલો અમૂલ્ય પાર કરાવી શકશે? તે ગજેનને કહે છે, ‘જા તું પણ જા, પેલે પાર — જોઈ આવ; કઈ તરફથી પાર કરાય તેમ છે?’

નિતાઈની વાતથી ગજેન પાણીમાં પાછો ફરે છે, પણ તે અમૂલ્યની દિશા તરફ જતો નથી. કાંઠા પરની ધારે ઘસાતાં પાણીમાં છપ્ છપ્ કરતો કરતો તે વાંકાચૂકા પગે ચાલતો રહે છે. રેતમાં ચાલવાની ઘણી અનુકૂળતા છે. પણ પાણીનું તળિયું સમતલ નથી. ગજેન થોડો છપ્ છપ્ કરી ચાલી ગયા પછી તેનો એક પગ ખાડામાં પડી જાય છે — તે વાંકો વળી પાણીમાં જાય છે, પછી હાથના ટેકે ફરીથી સીધો થઈ ચાલવા લાગે છે. આ વખતે તે કાંઠો છોડી દઈ થોડો વધારે ઊંડાણમાં જાય છે — ત્યાં ઢીંચણ સમાણું પાણી છે. થોડી જમીન મજબૂત લાગે

છે ગજેનને — તે, મજબૂત જમીનનો ઢાળ કઈ તરફ છે તેનો અંદાજ કાઢવાનો પ્રયાસ કરે છે. કંઈ નહિ તો ચાલમાંથી થોડો આરામ મળે. પણ એ માપ લેવા જતાં જ ગજેન ફરીથી પડી જાય છે; પડી ગયા પછી તે ફરી ઊઠતો નથી — માથું પાણીને તળિયે લઈ જાય છે; કંઈ નહિ તો પાણીને તળિયે પેલા પવન અને વરસાદની શૂળ ભોંકાતી નથી! ભપ્ કરી માથું ઊંચું કરી ગજેન એક વાર આ બાજુ - પેલી બાજુ જુએ પણ છે, વાળમાંથી પાણી ખંખેરી પણ દે છે! હાથ વડે મોં-આંખ પરનું પાણી નિતારી લઈ ગજેન જુવે છે કે અમૂલ્ય પેલી પારે પહોંચી ચાલતો ચાલતો આ તરફ આવે છે. અત્યારે જ્યાં ગાયો ઊભેલી છે તેની બરાબર સામે પશ્ચિમના કાંઠા તરફ એક જગ્યા નક્કી કરી ગજેન ફરીથી પાણીમાં ડૂબકી મારે છે.

એટલી વારે રેતીના પટમાં ગાયનું ધણ આવી પહોંચે છે. છૂટી પડેલી બેએક ગાય પાછળ આવે છે. નિતાઈ સામે ઊભો રહી રાડ નાંખે છે — 'હે...ઈ બાલિશ - સાલિશ — તમે બે બાજુ ઊભા રહેજો, અને પેલા બલરામના છોકરાને પાછળ જવાનું કહી દે, પાછળ! બીશો નહિ. પૂરનાં પાણી હજુ આવ્યાં નથી; કશું આમતેમ થાય તો ય થશે નહિ, ચીસાચીસ કરશો નહી.'

એ ગાયભેંસના ધણમાં સૌથી ઊંચી ભેંસની કાળી ચળકતી પીઠ પર બદામી વાછડું ફરીથી પગ પર ઊભું થવા જાય છે, અને તેની ડોક વળી જાય છે. ભેંસ તેનું ગળું ઊંચું કરે છે. બે શિંગડાં પવનમાં વાળી દે છે. એ શિંગડાં એટલાં વાંકાં છે કે તે તળિયાની તરફ ભીનાં થઈને કાળાં થઈ ગયાં છે, પણ વળાંકની અણી નીચે પાણી લાગી શકતું નથી, તે ધૂસર જ છે! ગમે તે કારણ હોય પણ ભેંસ થોડી અસ્વસ્થ થઈ જાય છે — કદાચ એને એમ લાગે છે કે તેની એક વિશેષ જવાબદારી છે; કદાચ તેના માલિકનો કોઈ સંકેત મળ્યો નથી, એટલે તેને અનિશ્ચિતતા લાગે છે. તે તેની પૂંછડીની ઝાપટ મારે છે. એ જેનું વાછડું છે તે ગાય ઊભા રહેવાની તક મળતાં જીભ લંબાવી ઊંચેના વાછડાને ચાટવા જાય છે. ઊભા છે એટલે મનમાં થયું કે ચાટી શકશે. ભેંસની પૂંછડી તેના મોં પર ઝાપટો મારે છે. દેખાય છે કે એની આંખે પણ તે વાગે છે. ગાય આંખો ઝબકાવી મોં નીચું નમાવી ડાબી તરફ ફેરવી લે છે. હજુ તો ધણ ઊભું જ છે, ત્યાં વચ્ચે એક બળદ સામેની ગાય પર બે પગ ઊંચા કરી દે છે, અને ગાય ગબડી પડે છે એક વાછડા પર. બળદ પડી જાય છે. પણ વાછડું જઈને પડે છે બીજા એક વાછડા પર. એ વાછડું વિચારે છે કે આગળનું વાછડું તેને સતાવી રહ્યું છે, એટલે તે શિંગડાં નમાવી મારવા જાય છે. ધણની આ જગ્યાએ ધક્કામુક્કી થઈ જાય છે.

નિતાઈ એકદમ કૂદીને સાલિશના હાથમાંથી તેની લાકડી ખેંચી લઈ બળદ તરફ દોડવા લાગે છે. બળદ સમજી ગયો હતો. તે પહેલાં જમણી તરફ મોં ફેરવે

છે, પછી મોં નીચે સુધી વાળી પોલાણ કરી ઊલટી દિશા તરફ દોડી જાય છે. નિતાઈ ધણની ડાબી તરફ હતો, અને બળદ દોડે છે જમણી તરફ. તેથી નિતાઈ તેની પાછળ દોડી શકતો નથી. તે લાકડી ઊંચે લઈ જઈ રાડ પાડે છે — 'પકડ, એને રોકી લે ને, સા-લા, ગરમી લાગી! પૂર નથી? તરાવાનું નથી? સા-લો બળદ!'

પણ રેતીમાં બળદ દોડી શકતો નથી. પેલી તરફથી બાલિશ દોડી તેને પકડી પાડે છે.

નિતાઈ ધણની બરાબર સામે જઈ ઊભો રહે છે — નદી તરફ પીઠ કરી — જાણે એક વાર જોઈ લેવા માગે છે કે બીજી કોઈ નવી વ્યવસ્થા કરવી પડશે કે કેમ. તે એક વાર જમણી તરફ જુએ છે — નદી પર ઘણે દૂર સુધી ચોખ્ખું છે, સ્પષ્ટ છે, પણ કિનારે હજુય ઝાંખો અંધકાર છે. નિતાઈ આકાશ તરફ જુએ છે — આકાશ એકદમ ધરતીની છાતી પર ઊતરી આવ્યું છે. કિનારાનો પેલો અંધકાર આજે જશે નહિ. કેટલા દિવસ પછી જશે, એ પણ અત્યારે કહેવું મુશ્કેલ છે. પૂર જાણે ઉત્તર તરફ છે — નિતાઈની ડાબી તરફના પહાડ પરથી ઊતરવાનું ને — સમગ્ર આકાશ જાણે પૂરવાળું થઈ આ ભાઠાની ધરતી પર આવી પડ્યું છે. એકદમ પીસીને મારી નાખશે. નિતાઈ હવે જમણી તરફ જુએ છે, પૂર્વમાં. તેના લાંબા બાબરી જેવા વાળ તેના માથા પરથી સમકોણે ઊડતા રહે છે. તે ડાબા હાથ વડે વાળને મૂઠીમાં પકડે છે, પણ ડોક ફેરવતો નથી. તેનાં આંખ-મોં પર પાણી છે અને રેતીનાં ઝીણાં કણ આવીને તેને વીંધે છે — નિતાઈ ડોક ફેરવતો નથી. પેલી તરફથી પૂર આવશે નહિ, પણ એ દિશાએથી જ પવન આવી રહ્યો છે, વરસાદ આવે છે, અને ભાઠાની ધરતીને ઢાંકી દઈ નીચે ઊતરેલાં આ જે વાદળાં છે તેની ઉપર થઈ, તેની અંદર અંદર થઈ અને બહુ બધાં વાદળો હન્ હન્ કરતાં આ તરફ દોડી આવે છે, દોડી જાય છે વધારે ઉત્તર તરફ. વધારે વરસાદ પડશે, વધારે પૂર આવશે. નિતાઈ એ આગામી વરસાદ અને આગામી પૂરનો અંદાજ કાઢતો, આગળના ગાયના ધણને ભૂલી જઈ ફક્ત તેની ડોક જમણી તરફ ફેરવે છે, આકાશ તરફ ઊંચે જુએ છે અને પછી ડોક નીચે લાવી દે છે. નિતાઈની ધોતી જાણે તેને વળ દઈ દઈ ભાઠામાં ફેંકી દેશે, એ રીતે તેના શરીરને લપેટાયેલી છે અને ફરતી છે.

નિતાઈ ગાયભેંસના ધણ પર એક વાર નજર નાંખી દે છે — ધણની પાછળ, પેલી ખેતીવાડીના રસ્તે અને એનીયે પાછળ ગામના પેલા રસ્તા પર. આટલાં પાસે છે ગામનાં પેલાં ઝાડ-ઝાંખર. છતાં અહીંથી એવું દેખાય છે કે પેલું આકાશ જ ઊતરી આવી ગામડાની વાડ બની ગયું છે.

નિતાઈને મનમાં થાય છે કે શું તે આ ગામને છેલ્લી વાર જુએ છે? પેલું એ ગામ, જે અત્યારે તેની નજરની આડશે ચાલી ગયું છે, વરસાદ અને પવનની

ધૂસરતામાં જે ગામને તે બરાબર જોઈ પણ શકતો નથી; એ ગામનાં ઝાડ-ઝાંખર-પાન, ઘરબાર, ખેતીવાડી બધું જ, શું બધું જ નદીના ડહોળા પાણીને તળિયે ચાલી જશે? કે પછી એ ચાલી જવાનું શરૂ પણ થઈ ગયું? હજુ ભાઠું, કાંઠો છે, અત્યારે આ નદીમાં પૂર પ્રવેશ્યું નથી, પણ આકાશ અને પવનનો જે ચહેરો છે તેથી લાગે છે કે બસ, એટલું જ બાકી છે, બીજું બધું ઘેરાઈ ગયું છે. નિતાઈના જીવનમાં નદીનો જે પહેલો સ્વાદ હતો તેની પ્રકૃતિ જુદી, પાણી જુદું. અને આ નદી તો નિતાઈની આખી ઉંમરની નદી છે. પાણીની ભાષા તો નિતાઈ, તેના આ પાણીથી તૈયાર થયેલા શરીરથી સમજે છે.

નિતાઈ ગાયભેંસના ધણ તરફ જુએ છે. આખું ધણ જાણે તેની રાહ જોઈ રહ્યું છે. — હારબંધ ઊભા રહીને. પૂરના ભયથી ગાયભેંસોને બંધ પર ચઢાવી દીધા છતાં ઘણી વાર પૂર આવ્યું નથી, પણ ગાયભેંસોને ખસેડવી એટલે જ ઘરભંગ. આ ધણને પેલી પાર ચડાવી દઈને ગામના માણસોએ બંધ પર ચઢવાનું છે. પણ નિતાઈ કેવી રીતે ચઢશે? બધાએ આકાશ જોયું છે, પવન અનુભવ્યો છે. ના. નિતાઈ બૂમ પાડે તે પહેલાં જ ગામના કેટલાક લોકો તો કદાચ અહીં ભેગા થયેલા જોવા મળશે. થાવ. એ જ રીતે થશે. પોતાની ગાયોની ગંધ વિના બીજી કેટલી ક્ષણો આ ભાઠા પરનાં ઘરમાં બેસી રહી શકશે?

નિતાઈ જુએ છે કે ગાયો પગ બદલ્યા કરે છે. ના, હવે મોડું કરાય નહિ. તે સામેની ગાયના ગળાનો અછોડો પકડી નદી તરફ આગળ વધતાં જ ઊભો રહી જાય છે. ગાયને છોડી દે છે. પછી બૂમ પાડે છે, 'હે—એ સાલિશ, ભેંસોને અહીં લઈ આવ.'

બાલિશ - સાલિશ બન્ને જણા ધણમાં પેસે છે, હાથની લાઠી અને વાંસડાને ઊંચે ઉઠાવી આ ગાયને ખસેડી પેલી ગાયની પાસે થઈ ભેંસની પાસે પહોંચી જાય છે. પછી બાલિશ ભેંસના ગળાનો અછોડો પકડી તેને ધણમાંથી બહાર લાવવા માગે છે. ભેંસ મોં ફેરવી બાલિશનો હાથ ખસેડી દે છે. બાલિશ ઊભો રહી ભેંસના માત્ર નાકને જ અડે છે. તે હાથ ફરીથી માથા પર લે છે, ફરીથી ભેંસના ગળાની દોરી પકડી ખેંચી પાતળા તીણા અવાજે ચિચિયારી પાડે છે, 'ચલ ચલ ને હવે; ચ-લ, આગળ ચલ...'

ભેંસ આ વખતે માથું ફેરવી બાલિશને ભલે ખસેડે નહિ, પણ મોં તો જરાય ફેરવતી નથી. બાલિશ, 'ચ-લ ને, ચ-લ' કહેતો ખેંચતો ખેંચતો દોરી પકડી લગભગ લટકી પડે છે, પણ ભેંસના ગળાની માંસપેશીઓમાં દોરી વધારે પેસી જાય છે માત્ર. ભેંસ ડોક વધારે ઊંચી કરે છે — બાલિશની પહોંચની બહાર. બાલિશ દોરી છોડી દે છે. ભેંસ તેની પૂંછડી પટપટાવે છે.

સાલિશ એકાએક એક કૂદકો ભરી દોરી પકડી લટકી પડીને રાડ પાડે છે,

'હે—એ, બાલિશ, પાછળ ઠોંસો માર કને, હે-ટ, હે-ટ, આગળ જા, આગળ જા.'

બરાબર એ જ વખતે નિતાઈ સામેથી જીભ વડે ડચકારા બોલાવી ટ ર્-ર્-ર્-ર્ અવાજ બેએક વાર કાઢે છે અને બૂમ પાડે છે, 'હે...એ...એ....એ, આય ને, હે...એ...' પવનની ઝપાટોમાં તે અવાજનું ઘણું બધું તણાઈ જાય છે ખરું, તેમ છતાં એ અવાજ પહોંચે તો છે; ભેંસ સમજી શકે છે કે તેને બૂમ પાડવામાં આવી છે. તે ધીરે પગલે સાલિશની ખેંચને અનુસરી હારમાંથી બહાર નીકળવા ડોક ફેરવે છે.

ભેંસ ખૂબ ધીમે પગલે ચાલે છે; તેની પીઠ પરનું વાછડું ઊભું થવા જતાં ફરીથી પગ વાળી દે છે, અને ભેંસની પાછળ પાછળ ગાય પણ વાછડા તરફ ડોક ઊંચી કરી હારમાંથી બહાર આવે છે. એ હારની પાસે થઈને તેઓ નિતાઈની પાસે આવીને ઊભા રહે છે. નિતાઈ ભેંસના ગળાની દોરી પકડી તેને કહે છે, 'જા. ધીરે ધીરે પાર કરજે, દોડંદોડ કરીશ નહિ.' નિતાઈ હવે ઊભો રહેતો નથી — ભેંસની દોરી પકડી નદી તરફ ચાલવા લાગે છે. હજુ પૂરનાં પાણી પ્રવેશ્યાં નથી, પણ છેલ્લા કેટલાક દિવસોના વરસાદનાં પાણીથી તો આ જાણીતી નદીમાં પણ અજાણી ગંધ આવી ગઈ છે. પાણી છે તો ઠંડું. આખી રાત ગમાણની ગરમીમાં વિતાવી હોવાથી પાણીમાં પગ મૂકતાં જ જો ગાય કે ભેંસ ભયભીત બની જાય તો તો આખું ધણ વેરણછેરણ થઈ જાય, આમતેમ દોડવાનું શરૂ કરશે, કોઈ કોઈ તો પાણીમાં જઈને પણ પડે. પેટ પર પાણી અડતાં જ બી જશે — વિચારી લે કે તેને ક્યાંક લઈ જવામાં આવે છે.

નિતાઈ પાણીમાં ઊતરી જાય છે; તેનો હાથ ભેંસની દોરી પર છે; ભેંસ પણ પાણીમાં ઊતરી થોડાં ડગલાં આગળ વધી છે; એકાએક નિતાઈ ખાડામાં પડી જાય છે — પડતાં પહેલાં જ તે ભેંસની દોરી છોડી દે છે — નહિ તો તો ભેંસ પણ પડી જાત. નિતાઈ 'હટ્ સાલા' બોલી ઊભો થઈ પાછળ જાય છે, ફરીથી કાંઠે ચઢે છે. કાંઠેથી એક લાકડી જેવું ઉપાડી તે ફરીથી ઉતાવળે ભેંસ પાસે ચાલી જાય છે. ભેંસનો પગ જો અચાનક ખાડામાં પડે તો તો તેની પીઠ પરનું વાછડું પણ સીધું નદીમાં પડે. હવે લાકડી વડે ખાડો જોતાં જોતાં નિતાઈ ચાલે છે અને ભેંસને ખેંચે છે — નિતાઈના ડાબા હાથમાં લાઠી છે, જમણો હાથ ભેંસની ડોક પરની દોરી પર છે.

ભેંસ જાણે સમજી જાય છે કે તેને ખૂબ ધીરે ધીરે સમજી વિચારીને ડગલાં ભરવાં પડશે. નિતાઈ લાઠી નાંખી પગ ઉપાડી આગળ જાય, પછી તે આગળ પગ ઉપાડે છે. વહેળાના પાણી સુધી ગયા પછી તો ભેંસ તરી જઈ શકશે. અત્યારે શું પાણી થોડું વધારે ઠંડું લાગે છે? તો શું પૂરનાં પાણી અંદર અંદર પ્રવેશી ચૂક્યાં છે! ભેંસ એકદમ ઊભી રહી જાય છે — આં, આં, આં, એવા અવાજ કાઢે છે. ભેંસને પાણીમાં ભય લાગતો નથી, ઊલટો આરામ મળે છે. એટલે જ ભેંસ દ્વારા આ ધણને પાર કરાવવાનું ઘણું અનુકૂળ છે. 'હે...એ... ટ ર્ર્ર્ર્...' ડચકારાનો અવાજ કરે છે

નિતાઈ. પણ ભેંસ હાલતી નથી. નિતાઈ પાછળ જઈ ભેંસની પીઠ પરના વાછડાને જુએ છે — બેટાએ એક પગ પીઠ પરથી બહાર કાઢી દીધો છે, એટલે એનું શરીર પણ ગબડ્યું છે, અને તેની બરાબર પાછળ પેલી ગાય છે. પાછળ જ છે એટલે ગરબડ થાય છે. નિતાઈ લાકડી વડે ગાયના મોં પર ઠપકારે છે — 'સા-લા શરીર ચાટવું છે સા-લી ને?'

ગાય ડોક નમાવી મોં ખસેડી લે છે. નિતાઈ પાણીમાં જ ઊંચો થઈ ઊભો રહી પગ સાથે વાછડાને અંદર પડતું ઠેલી દે છે અને તે સાથે જ ભેંસ ચાલવાનું શરૂ કરે છે. શરૂ કરે છે, પણ અટકી જાય છે. નિતાઈ ફરીથી આગળ જઈ ડાબા હાથે ભેંસની દોરી પકડે છે, અવાજ કાઢી ડચકારા બોલાવે છે — 'ટર્‌ર્‌ર્‌ર્ અ....'. ભેંસ ફરીથી પગ ઉપાડે છે.

પણ લાઠી સાથે જ નિતાઈ એકાએક ધબ્ કરતો પડી જાય છે. પડતાં જ સમજે છે કે ડૂબી જવાય એટલું પાણી છે. લાઠી ફેંકી દઈ હાથ મારતાં જ તે પ્રવાહના ખેંચાણમાં સરી જાય છે — 'આવી ગયું છે રે, પૂર આવી ગયું છે.' પણ એક ડૂબકી દઈને જ નિતાઈ તેના શરીરનું નિયંત્રણ કરી લે છે. તે બરાડા પાડતો નથી. બધા ભયભીત થઈ જશે. હવે ધણમાંથી અડધાં પાણીમાં છે. આ વખતે ભેંસ પણ ડૂબ-જળમાં ઊતરશે. પ્રવાહ પ્રવેશ્યો છે, પણ પાણી એટલું બધું વધ્યું નથી. નિતાઈ પગથી અંદાજ લેવાનો પ્રયાસ કરે છે — જ્યાંથી તે પડી ગયો છે તે જગ્યા ક્યાં છે? પણ જડતી નથી. ભેંસ તો ઊભી છે એકદમ ડૂબ-જળના કિનારા પાસેનાં ઢીંચણ સમાણાં પાણીમાં. નિતાઈ એને કેમ કરીને સમજાવે કે બીજું એક ડગલું ભરતાં જ ડૂબ-જળ છે, પ્રવાહનું પાણી છે. જો સમજાવી શકાય તો ભેંસ એ રીતે જ પોતાને તરાવી-તણાવી દેત. પણ સમજાવે કેવી રીતે નિતાઈ? 'ભેંસ તો ધારે છે કે ધીમે ધીમે તર્યે જવાનું' ગંજેનને બૂમ પાડવી? પણ કશું નક્કી નહિ કરી શકાતાં અને પ્રવાહના ધક્કામાં પોતે જ સરકી ના જાય એ માટે નિતાઈ એકદમ ભેંસના ડાબા પગે ઢીંચણની નીચેથી વળગી પડે છે, જાણે એ એક ખૂંટ ના હોય! તેનાથી ભેંસ કશું સમજે છે. તે 'આં...આં...આં..' કરતી બૂમ પાડી નિતાઈના હાથ સાથે જ ડાબો પગ ઉપાડે છે, અને નિતાઈ સમજે છે કે ડૂબ-જળ તરફ આગળ લઈ જાય છે. એ પગ ઉપાડવાની રીતથી જ નિતાઈ સમજી લે છે કે ભેંસ જાણી ગઈ છે કે એક ડગલું ભરતાં જ ડૂબ-જળ છે. તે ભેંસના ગળા નીચેથી 'ટર્‌ર્‌ર્..અ' બૂમ પાડી ઊઠે છે. બૂમ પાડતાં પાડતાં નિતાઈ જુએ છે કે માથા પર ઊતરી આવેલા આકાશમાં, પોતાના કાળા વાદળ જેવા ગળાને લંબાવી ભેંસે તેનો જમણો પગ પણ ઉપાડ્યો અને ક્ષણાર્ધમાં પહોળી કાંધને પાણીમાં વધારે પહોળી કરી ડોક ઊંચી કરી દીધી. આગળના બે પગને પાણીમાં જેવા ઊંચા કરે છે કે પાણીમાં તણાયા, તેથી તેના પાછળના બે પગ લાંબા થઈ ગયા, પીઠની ઊંચાઈ ઓછી થઈ ગઈ અને પીઠ પરનું બાદામી વાછડું

પાણીમાં તરતું તરતું રહ્યું, તેને એક પણ ધક્કો લાગતો નથી. નિતાઈ ભેંસની ડોક પકડી તરવા લાગે છે, પછી તેની પાસે જ વહેળો - પ્રવાહ કાપે છે; ડચકારા માર્યા કરે છે 'ટર્ર્ર્ર્ અ....'

## 100

# ગાયભેંસના ધણનું કાંઠે અને બંધ પર ચઢવું

વચ્ચેનો આ ઊંડો વહેળો બહુ પહોળો નથી. ભેંસની નજીક જ તરતો તરતો નિતાઈ સમજી લે છે, તેની પહેલાંની સમજ ચોક્કસપણે સમજી લે છે કે પૂરનાં પાણી આવી ગયાં છે. આગળની ભેંસ આ રીતે તરાપાની માફક તર્યે જવાથી પાછળની ગાયો પણ શરીર છૂટું મૂકીને તર્યે જાય છે. પણ નિતાઈ જેમ તેના શરીર વડે સમજે છે તેમ જ આ આટલાં પશુ આટલાં શરીર વડે ચોક્કસ તેની જેમ અથવા તેનાથી વધારે સમજે છે કે આટલી વાર તેઓ ઢીંચણ સમાણાં પાણીમાંથી ચાલી આવી આ ઊંડા પાણીમાં પડ્યાં તેની રીત-રસમ કંઈ અલગ છે. પણ એ સમજતાં સમજતાં જ વચ્ચેનો વહેળો પૂરો થઈ જાય છે. ભેંસને પગે માટી લાગે છે; માટી મળતાં જ તે ઊભી રહી જાય છે પણ કાંઠે ચઢવા પણ પગ ઊંચો કરતી નથી. નિતાઈ જરા આગળ જઈ ઊભો રહે છે; ઊભો રહી ડગલું દઈ દઈ અનુભવે છે કે અહીં પણ પાણી નીચે કાંઠો તૂટ્યો છે. તે ઊભો રહીને જુએ છે કે આ ગાયના ધણને શરીરે લાગેલું વહેળાનું પાણી થોડાં આવર્તનો લે છે અને ફીણ થાય છે. ગાયોનાં પોલાણમાંથી ડાબેથી જમણે પાણી વહ્યે જાય છે — ફીણ ઉછાળતું ઉછાળતું.

નિતાઈ પગલે પગલે કાંઠાનો અંદાજ કાઢી ધણથી થોડો ઉત્તરે જાય છે. ત્યાં જગ્યા મળી જાય છે. નિતાઈ ત્યાં ઊભો જ રહી બૂમ મારે છે, 'આ-ય, આ-ય' અને જીભથી 'ટર્ર્ર્ર્' ડચકારા કરે છે.

ભેંસ પહેલાં તો તાકીને જુએ છે — ડોક ફેરવી તાકીને જુએ છે, પછી ધીમેથી જમણી તરફ વળે છે. તેની પાછળ પાછળ ગાયો પણ ડગલાં ભરે છે. થોડી જગ્યા થતાં જ અવાજ કરી પ્રવાહનું પાણી બહાર ચાલી જાય છે — આટલો પ્રવાહ આ વહેળામાં ક્યારેય હોતો નથી. નિતાઈ પાણી ઉભરાતું જોઈ અનુભવ કરે છે કે કેટલા વેગથી પાણી અહીં આવી રહ્યું છે; પૂર આવી ગયું છે!

નિતાઈ જરા અન્યમનસ્ક બની જાય છે. ભેંસ પાસે આવી ઊભા રહેતા પેલી અન્યમનસ્કતાને કારણે તે તેની ડોકની દોરીએ હાથ દઈ ફરીથી પ્રવાહ તરફ જુએ છે — ધણની ગાયોનાં શરીરે કેટલા વેગથી પ્રવાહ અથડાય છે તેનો અંદાજ કાઢવા. ભેંસ તેનું માથું ડોલાવી નિતાઈને યાદ દેવડાવે છે કે તેમને હવે કાંઠે ચઢવાની વાત

છે. નિતાઈ ઉતાવળે ભેંસની આડો ઊભો રહે છે, બે હાથ વડે ઉપર રહેલા વાછડાને પકડે છે, પછી બૂમ પાડે છે, 'હે એ ગજેન, અમૂલ્ય, પકડો, અહીં આવો!'

નરેશ ધીમા અવાજે જણાવે છે, 'તું ચઢાવ ને, હું છું.'

નરેશ ક્યારે પેલા દક્ષિણ કાંઠેથી આટલો રસ્તો પાર કરી આ કાંઠે આવી પહોંચ્યો છે? તો તો તિસ્તાના બ્રિજને પણ શું પૂરના ધક્કા લાગતા તે જોઈને આવ્યો છે? નિતાઈ વિચારે છે ખરો, પણ પ્રશ્ન પૂછી શકતો નથી.

ભેંસ હળવેથી તેનો આગળનો ડાબો પગ ઊંચો કરે છે. થોડો સમય લઈ તે જમણો પગ પણ કાંઠે ઉપાડી લે છે. તે પછી થોડો સમય જવા દઈ, અથવા તો વાછડાને સાચવી લેવા માટે જરા સમય આપી, આટલા મોટા શરીરને એક કૂદકે કાંઠે ઉપાડી દે છે; પાછળના બે પગ ઝડપી ખેંચમાં બોલ્ડર અને પાણીની વચ્ચેની સાંકડી પટ્ટીમાં ઊભા રહી જાય છે.

પાણીનો વહેળો, અથવા નદીની શાખા પાર કરવા કરતાંય નદીના કાંઠેથી બંધ પર ચઢવાનું ગાયના ધણને માટે મુશ્કેલ છે. બંધની માટી વરસાદમાં ધોવાઈ ના જાય, તેમ જ બંધ અને નદીની વચ્ચેનો કાંઠો પણ પ્રવાહમાં ધોવાઈ ના જાય તે માટે બોલ્ડરોથી કાંઠો પૂરો બાંધેલો છે — એ બોલ્ડર વળી પાછા તારની જાળીથી ઢાંકેલા છે. કાંઠાના બોલ્ડર અને પાણીની સીમામાં એક પટ્ટી જમીન છે. ઘણી બધી જગ્યાઓએ એ જમીન ધોવાઈ ગઈ છે; અનેક સ્થળે બોલ્ડર એકદમ પાણીમાં ઝૂલી પડ્યાં છે. એ સાંકડી જગ્યાએથી ગાયોનું ધણ ચાલી શકશે નહિ. અને બોલ્ડરની ઉપર પગ દઈ ગાયો આમેય ચઢી શકશે નહિ — તેમની ખરી બોલ્ડરમાં લપસી જશે — તારની જાળીને લીધે વધારે એમ થશે — તારમાં પગ ભરાઈ જશે.

ગજેને અને નરેશે પહેલેથી જ એક કાંઠા પાસે બે સમતલ બોલ્ડર પાસે પાસે રાખી સીડી જેવું કરી રાખ્યું છે. એ દ્વારા ચઢવામાં તારની જાળીમાં ભરાઈ જવાય એવા બોલ્ડરોની બે હાર પાર કરી શકતાં જ એક બોલ્ડર વિનાનું નાળું આવશે. નાળાની ઉપરની તરફ ફરીથી બોલ્ડર અને તારની જાળી છે. એકમાત્ર આ જ રસ્તેથી ગાયના ધણને ચઢાવી શકાશે. ગજેન અને નરેશ ભેંસને એ તરફથી જ લઈ જાય છે. ગજેન માટીમાં ભેંસના ગળાની દોરડી પકડે છે, અને નરેશ બોલ્ડર ઉપર ઊભો રહી જુએ છે કે કોઈ ભેંસ કાંઠો તોડી પડી જાય છે કે કેમ. જગ્યા એટલી તો સાંકડી છે કે જોતાં તો લાગે જ નહિ કે એ દ્વારા કોઈ ગાય માટે જવું સંભવિત છે. પણ ગાયો પગ લંબાવી ઘસાઈ ઘસાઈ જાય છે — તેથી તેમના પગમાં થોડું વાગે પણ છે — છતાં એટલી ધીમે જાય છે કે કોઈ ગાય ગબડી પડતી નથી. તેઓ બોલ્ડર ઘસીને ચાલે છે — પેટ બોલ્ડર પર ઘસાય છે એટલું. નરેશ કમર વાળી ગાયોની પીઠને સ્પર્શતો જાય છે.

પાણીમાંથી નિતાઈ બૂમ પાડે છે, 'એ... નરેશ, એ બોલ્ડર નાંખ પેણે; ત્યાં

માટી તૂટી ગઈ છે.' નરેશ જુએ છે, પ્રફુલ્લ ધણની બુઢ્ઢી અને કાળી ગાયને નિતાઈ કાંઠે ચઢાવવાની મહેનત કરે છે — તે ગાયની આગળ છે, બાલિશ અને સાલિશ બે બાજુ, બલરામનો છોકરો પાછળ. બાકીની ગાયો પાણીમાં ઊભી છે.

'અરે, અરે — ખવાઈ ગયું છે, ખવાયેલું છે — પેલી બુઢ્ઢીને ચઢાવું તો આ પટ્ટીમાં એક ડગલું પણ આગળ જઈ શકશે નહિ, હે-હે-હે-' એમ બોલતાં બોલતાં નરેશ બોલ્ડર પરથી પટ્ટી પર ઊતરે છે અને ઊતરીને રાડ નાખે છે, 'હે...નિતાઈ, આ બુઢ્ઢીને તારી પાસે રાખ, છેલ્લે ચઢાવજે.'— બોલતો બોલતો નરેશ ગાયોની પીઠે હાથ અડાડતો જ જાય છે, ડોક નદી તરફ ફેરવીને રાખે છે.

નિતાઈ નરેશની વાતનો કોઈ જવાબ આપતો નથી. બે છોકરાઓને કહે છે — 'અરે સરકાવ ને; ખસેડ ને જરા'. પાણીની વચ્ચે ઊભા રહી બાલિશ - સાલિશ બે જણ બે તરફ ખેંચે છે, ઘરડી ગાય નિર્દેશ સમજી ગઈ લાગે છે — તે સાલિશ તરફ બે પગ આગળ વધે છે. નિતાઈ બલરામના છોકરાને કહે છે — 'લાવ, એ બધીને લાવ.' બલરામનો છોકરો પાછળની ગાયને આગળ લાવે છે. નિતાઈ પેલી ચિંતાથી જુએ છે કે ગાયોના પગનાં દાબથી કાંઠો એટલો તૂટે છે અને ભીંજાયેલો છે કે કોઈ ગાય પડી જઈ શકે. તે બાલિશને કહે છે, 'આગળ જા, એટલું આગળ જા.' સાલિશ દોરી પકડી ખેંચી બે ડગલાં જાય ના જાય કે ધપ્ કરતો ઊંડા પાણીમાં પડી જાય છે. બાલિશ તીણા શિશુકંઠે ચિત્કાર કરી ઊઠે છે, 'ઓ કાકા, સાલિશ પડી ગયો! દેખાય છે ક્યાંય?'

નિતાઈ 'ઊભો રહે' કહે છે, પણ તાકીને જોતાંય જોતો નથી કે પ્રફુલ્લ ધણની બુઢ્ઢી પણ ઊભી રહી જાય છે. સાલિશ ઊઠીને આવે છે. નિતાઈ બે ડગલાં પછીની જગ્યાએ નવી આવી રહેલી ગાયોને કાંઠે ચઢાવવા જતાં જુએ છે કે કાંઠાની ગાયો આગળ જતી નથી, ઊભી છે; જો હવે કોઈ ગાય ચઢશે તો ઊભા રહેવાનું ય નહિ મળે.

નિતાઈ તેના વાંકડિયા વાળ ડાબા હાથથી જમણી તરફ લઈ જઈ બૂમ પાડે છે, 'તું શું ત્યાં ગાંજો ખેંચી રહ્યો છે, અલ્યા નરેશિયા?'

નરેશ અડધી ડોક ફેરવી ડાબો હાથ ઊંચો કરી નિતાઈને અટકી જવા કહે છે. નરેશ ડોક ઊંચી કરી જુએ છે કે પીઠ પરનું વાછડું લઈને ભેંસ પેલું નાળું વટાવી શકતી નથી. 'અરે, સાલા ગજેન, તારું માથું છે કે શાલનું લાકડું?' બોલતો બોલતો નરેશ એક કૂદકે બોલ્ડર પર ચડી પેલી બાજુ દોડે છે, 'સાલા, ખબર નથી પડતી? વાછડાને પથ્થર ઉપર નમાવી ઉતારી દે.'

નરેશની બૂમ સાંભળી ગજેન પાછળ ફરી જોતો ઊભો હતો. નરેશ જઈને જમીન પર ઊતરી તેના લાંબા હાથે વાછડાને ખેંચી ભેંસની પીઠના છેડા પર લાવે છે અને પછી ગજેનને કહે છે, 'પકડ માથું હવે!'

'અરે, આ હાથથી પકડી નથી શકતો રે —' ગજેન કહે છે.

'અરે, સા-લા, બટકા!' નરેશ હસી પડે છે. 'ખેંચ, બોલ્ડર પાસે ખેંચ, ખેંચી લાવ!'

ગજેન ભેંસના ગળાની દોરી પકડી ખેંચી બોલ્ડરની પાસે લઈ આવે છે. નરેશ અને ગજેન બોલ્ડર પર ચઢી જઈ વિચારે છે કે ભેંસની પીઠ પરથી વાછડાને એક ખેંચે ઉતારવા જતાં લપસી જવાય. પાછળ પેલી મા- ગાય એકાએક 'હા-સ્વા' બોલી ઊઠે છે. નરેશ ભેંસની પીઠ પર તેનો જમણો પગ મૂકી બે વાર દબાવી જ્યારે જુએ છે કે ભેંસ પણ ઊલટા દબાણથી મજબૂત થઈને ઊભી છે, ત્યારે 'વન, ટૂ, થ્રી' બોલતો એક આંચકામાં વાછડાને બોલ્ડર પર લાવી ધીમેથી નીચે ઉતારે છે. પાછળથી વાછડાની મા-ગાય હુમલો કરે છે — આ સમયે તેને વાછડું પોતાની જીભની પહોંચમાં મળી ગયું છે. ગજેન ભેંસનો અછોડો પકડી નાળું પાર કરી બંધની ઉપર ચઢી જાય છે. નરેશ દોડી જાય છે નિતાઈ તરફ.

આ નાળું બન્યું છે એક અદ્ભુત કારણથી. સામાન્ય રીતે બંધ ઉપરથી જરાસરખું પાણીય પ્રવાહની જેમ વહેવા લાગે તેનો નિષેધ છે. છતાં એવો પ્રવાહ ક્યાંક કોઈ કોઈ કારણે બની જાય તો તેને તે જ વખતે બંધ કરી દેવો પડે. નહિ તો બંધની માટી ખવાઈ જાય; બંધના તળિયેની માટી છૂટી પડી જાય. પણ આ નાળું એવા કોઈ પ્રવાહના ધક્કાથી બન્યું નથી —ઊલટું, બંધ અત્યારે પણ તારની જાળીથી વીંટાળેલા બોલ્ડર વડે બાંધેલો છે.

નદીનો પ્રવાહ પૂર વખતે બંધને સીધા જ ધક્કા ના મારે, એટલે ખાસ ખાસ જગ્યાઓએ શાલ-ખૂંટાના લાંબા ખાંચા નદીની અંદર સુધી લઈ જવામાં આવ્યા છે — જેને સ્પાર કહે છે. એ બધા સ્પારની અંદર પણ મોટા મોટા બોલ્ડર ભર્યા છે. પાણીનો પ્રવાહ ત્યાં ઘા મારીને પાછો વળે છે, પાછા વળતી વખતે થોડી રેતી અને માટી ફેલાવી દે છે. તેથી કાંઠો થોડો વધારે પહોળો થાય છે, નદી જરા દૂર ખસી જાય છે. જ્યારે નદીમાં પૂર આવે છે ત્યારે એ બધી વ્યવસ્થાનું ખરું પરિણામ સમજાય છે — ઘણી વાર સુધી સ્પારના ધક્કાથી નદીનો પ્રવાહ ઊલટી દિશામાં ભાઠામાં, નિતાઈ વગેરેના ભાઠામાં જઈ ધક્કા મારે છે.

પણ '૫૮ની સાલમાં બંધ તૈયાર થયા પછી ૬૨-૬૩ની સાલમાં જોવામાં આવ્યું કે બીજી બધી જગ્યાઓએથી પાણી વહી જવા છતાં આ જગ્યામાં એક નાની ખાડી જેવું રહી ગયું છે. તેથી કોઈને કશી ચિંતા નહોતી, કારણ પાણી ચાલી જતાં આવી એક ત્રીસ-પાંત્રીસ હાથની ખાડી રહે તોય શું ને ના રહે તોય શું. પણ તેની પછીના વર્ષે પૂરમાં આ ખાડીની અંદર થઈને પ્રવાહે જઈ, બંધ પર જ સીધા ઘા માર્યા. એ વખતે વરસાદ બહુ પડ્યો નહોતો. એ શિયાળામાં જ બોલ્ડર વડે નદીના કાંઠાને બાંધી દેવો પડ્યો, જેથી ખાડીમાં પાણી પ્રવેશી ના શકે. ખાડી એક પાણી

વિનાના નાળા જેવી બની ગઈ. ધીરે ધીરે જંગલી ઝાડઝાંખરથી ભરાઈ ગઈ. પણ એકદમ પુરાઈ ગઈ નહિ.

હવે જગદીશનો મજૂર તેની પીઠ પરનો બોજો ઉતારી પેલી ખાડી કે નાળા પાસે થઈને પગ આગળ વધારતો ચઢવા લાગ્યો. ગજેન ભેંસનો અછોડો પકડી આગળ આગળ ગયો હતો. અછોડા પર કોઈ ખેંચ આવી નહોતી. ભેંસ તેથી પોતાની રીતે ધીરે ધીરે ચઢે છે. ગજેન દોરી છોડી પણ દઈ શકે.

પણ છોડતો નથી. તારની જાળીથી ઘેરાયેલા બોલ્ડર અને ખાડીની સીમાની વચ્ચે જગ્યા છે — એટલે કે જે જગ્યામાંથી ધણ ચઢશે — તે એટલી પહોળી નથી, તેમ છતાં નદીના કાંઠા અને બોલ્ડરની વચ્ચેનો જે રસ્તો તેઓ પાર કરીને આવ્યા છે તેનાથી તો પહોળો છે. તેની ઉપર બીજું ચઢાણ તો ખરું જ. કોઈ ગાય કે વાછડું જો અહીંથી પેલા ખાડામાં પડી જાય, તો તો તેને એ ખાડામાંથી ઊંચે લાવવી એટલે સાત-પાંચ થવાનું. એકદમ માથું અથડાય એમ ના પડે તો કદાચ મરી તો ના જાય, પણ ટાંટિયોબાંટિયો ભાંગી જાય. માથું ય ના અથડાય, ટાંટિયો ય ના ભાંગે તો કોઈ ગાયનું અહીં રહેવું મુશ્કેલીભર્યું ના થાય — ઝાડઝાંખર પણ છે, પાણી પણ આવશે નહિ. પણ અત્યારે ભાઠું ખાલી કરવાની આ શરૂઆતથી જ આ બધી ગોલમાલ શરૂ થાય એ સારું નથી.

ગજેન ભેંસની સાથે સાથે અડધું તો ચઢી ગયો છે; તે ફરીને જુએ છે તો ગાયોનું ધણ મંથર ગતિએ પાછળ પાછળ આવે છે તો ખરું પણ તેમનાં શરીરમાંથી એટલું પાણી ઝરે છે કે આખી ચઢાઈ ભીની થઈ ગઈ છે. ભીના થયાનો રંગ જોઈને સમજાય છે કે લપસણી થઈ ગઈ છે. 'આમ જાય છે! એમ તો ખાડામાં પડી જવા ધાર્યું છે!' ગજેન ભેંસને અટકાવે છે; પછી નદી તરફ મોં કરી ઊભો રહે છે. નિતાઈ અને નરેશ હજુય નદીને કાંઠે છે. ગજેન અને ભેંસથી શરૂ કરી પેલા કાંઠા સુધી એક એક કરીને ગાય કે વાછડાની લાઈન થઈ છે. નદીમાં ધણનાં બીજાં થોડાં ગાય-વાછડાં છે. આ આખી લાઈન આગળ જવાની સાથે સાથે કાંઠે એક એક કરીને ચઢતી જાય છે.

'હે.... એ.... નિતાઈ...' ગજેન જોરથી બૂમ પાડે છે. એ બૂમ બંધ પર થઈ ઊલટી દિશામાં ચાલી જાય છે. તો શું ભેંસને ઊભી રાખી બોલાવી આવશે? 'સાલા, અમૂલ્ય ક્યાં ગયો?' ગજેન આમતેમ નજર નાખી જુએ છે કે બાલિશ - સાલિશે, બલરામના છોકરાએ, બીજા ત્રણેક છોકરાએ બંધ પર ગાયોનાં ખીલા ખૂંટીઓ ખોસવાનું શરૂ કર્યું છે. તેમ જ બોલ્ડરો પર થઈ માથા પર ઘાસ-પરાળના થેલા લઈ 'બે મજૂરો' બંધ પર ચઢે છે. ગજેન ઓળખી જાય છે — અશ્વિનીરાયનો માણસ અને અમૂલ્ય વગેરેનો માણસ. ગજેન ત્યાં ઊભો રહી રાડ નાખે છે — 'હે...ઈ બાઉ. અહીં આય ને!' પેલા બે ગજેનની વાત સાંભળી શકતા નથી, પણ એનો

ઢંગ જોઈ શકે છે. તેઓ બોલ્ડર પરથી બંધ પર ચઢ્યા હતા; ગજેનની બૂમ સાંભળી સીધા જમણી તરફ ફરી ગજેન તરફ આવવાનું શરૂ કરે છે. બંધના ઢાળ પરથી આડું ચાલવાનું મુશ્કેલ છે. એમના જમણા પગ નીચે છે, ડાબા પગ ઉપર છે.

પણ ભેંસ ઊભી રહી જતાં ગાયની લાઈન પણ ઊભી રહી જાય છે. પરિણામે કાંઠા પર ગાય ચઢાવવાની બીજી નવી જગ્યા ન મળતાં નરેશ પાછો ફરીને જુએ છે; નિતાઈના વાળ નદીમાંથી ઉપર દેખાઈ જાય છે. તેઓ જોઈને કંઈક સમજવા માગે છે. ગજેન હાથ ઊંચો કરી રાહ જુએ છે. પેલા બે માણસ આગળ આવે છે. નરેશની બૂમ પવન સાથે આવી ઝાપટ મારી ચાલી જાય છે — 'ત્યાં ઊભા ઊભા શું મરવા ધાર્યું છે કે?'

ગજેન એ વાતનો કશો જવાબ આપ્યા વિના બે જણને કહે છે — 'અહીં લપસણું થઈ જાય છે, ઊભી રાખી પછી ચાલવાનું કહો, જાવ.' પેલા બે જણ ત્યાંથી ઢાળ તરફ એક વાર જોતાં જ સમસ્યા શું છે તે સમજી જાય છે. ગજેનની વાત પૂરી થવા પહેલાં જ બે જણ બોલ્ડર પરથી સર્ સર્ કરતાં નીચે ઊતરી જાય છે. અશ્વિની રાયનો માણસ, આષાઢુ, ઊતરતો જાય છે, પણ અમૂલ્યનો માણસ પાછો આવે છે. તે બંધ પર ચઢી માથા પરનો થેલો ફેંકી ફરીથી બોલ્ડર પર થઈ નદી તરફ દોડે છે.

આષાઢુ નરેશ પાસે જઈ વાત કરતાં જ નરેશ હાથના ઈશારાથી જણાવે છે કે બરાબર છે; હવે ગજેન ભેંસને લઈ ચાલવા માંડે છે. આષાઢુ અને અમૂલ્યના માણસોને કંઈ કહે છે; તે તડાક્ કરતો જમીન પર ઊતરી કાંઠે ઊભેલી ગાયોના પગમાંથી પાણી નિતારી દેવાનું શરૂ કરે છે અને આષાઢુ બોલ્ડરની ઉપર બંધના ઢાળ પર જે બધું નકામું ઘાસ ઊગ્યું છે તે બધું તોડી તોડી ઢાળ પર એક વાર ફેંકી બીજી વાર આવવા માટે પાછા ફરતાં જ ગજેનના હા-હા કરતાં હાસ્યના અવાજથી ડોક ફેરવી જુએ છે તો પેલી ગાયોએ ઘાસ-પાંદડાં જીભમાં ઉપાડી ચાવવાનું શરૂ કરી દીધું છે. તે ત્યારે ફરીથી પાછો ફરે છે, ચાલે છે, અને આ લાઈનની તરફ જ આગળ વધે છે — ગજેન તરફ કુતૂહલભર્યાં મોં ઊંચાં થાય છે. ગજેન ઈશારાથી તેને બંધ પર જવા કહે છે. ભેંસની દોરી પકડી પોતે પગલાં ઉપાડે છે.

બંધ પરથી ખૂંટા નાંખવાનો અવાજ ધીમો ધીમો આવે છે — બાકીનો અવાજ તો પવનમાં રાંધામાલિની દિશા તરફ ચાલી જાય છે. હવે તો ગાય-વાછડાં પણ આવી બંધ પર ચઢ્યાં. હમણાં જ બધાં પોતપોતાનાં ગાય-વાછડાં અલગ કરી લેશે, અલગ અલગ ખૂંટા નાખશે. જેમની ઘણી ગાયો છે, જુદા જુદા કામની જુદી જુદી ગાયો તેઓ તે અનુસાર ગાયોનો ભાગ કરી ખૂંટા નાંખશે. અમૂલ્ય અને અશ્વિની રાયે તો માણસો મોકલી જ દીધા છે; જગદીશ બારુઈએ એ રીતે મોકલ્યા નથી — એ એમ જાણે છે કે તેની ગાયભેંસ જોનારા લોકોનો અભાવ નથી. પણ પેલા ભાઠા પર દરરોજના કામમાં જેમને મળવાનું થતું નથી, તેઓ પૂર આવવા વખતે આ બંધ

પર ગાય-વાછડાં પરિવાર સાથે આવી પહોંચતાં ય એકદમ તો સેળભેળ થઈ જશે નહિ. અંતે જોયું જશે — શેરીઓ પ્રમાણે અહીં પણ ભાગ થયા છે. પણ ગાયની વારીમાં શેરી પ્રમાણે ભાગ કરાશે નહિ — જેમની જેમની ગાય હશે તે અલગ અલગ કરી લેશે. પહેલી આવી ગાયો. તે પછી જ આવે છે ગાયોનું ખાવાનું અને દેખભાળ કરનાર લોકો — જેમના માણસો છે તેમના માણસો, જેમનાં છોકરાં છે તેમનાં છોકરાં. જેમની જેમની ગાય છે તેમ તેમ અલગ થઈ જશે.

ફાટી પડેલા આભમાંથી વિનાશક પવનથી અને અદૃશ્ય આકાશમાંથી વરસાદનાં બાણથી વીંધાતું આટલી વાર સુધી જે ગાય-ભેંસ-વાછડાંનું ધણ એક સાથે જીવવાના પ્રયત્નમાં આ બંધ સુધી દોડી આવ્યું, તેમની ઉપર વ્યક્તિ પ્રમાણેનો ભાગ કાયમ રાખી બંધ પર ખૂંટા નંખાય છે. એ ખૂંટા નાંખવાનો અવાજ પૂરના પવનમાં વહેતો ઊડી જાય છે.

ગજેનના હાથમાં પકડેલી જગદીશની ભેંસનાં વાંકાં શિંગડાં આકાશનાં કાળાં વાદળાંમાં અલગ દેખાઈ જાય છે.

## 101

## ભાઠું : નંબર બે

નિતાઈ લોકોનું ભાઠામાંથી નદીએ થઈ આઠ માઈલ અને જલપાઈગુડિ શહેર થઈ બાર માઈલ જમીન પર આ બે નંબરનું ભાઠું — લોકોનાં મોંએ. ખરેખર આ તિસ્તાને એ પ્રવાહ-માર્ગ છે જે વર્ષમાં આઠ મહિના સુક્કો જ રહે છે. બાકીના ચાર માસ પણ સુક્કો રહે, જો તિસ્તા બીજી તરફ થઈને વહી જાય. એ પ્રમાણે એક પછી એક ત્રણ વર્ષ જવા છતાં આ જગ્યાએ ના તો હળ ઊતર્યું, ના તો માણસો. તે પછી ઘર પણ બંધાયાં, કેળના છોડ પણ ઊગ્યા અને એક હાર સોપારીનાં ઝાડની પણ હબ્ હબ્ કરતી વધી. આમ કરતાં કરતાં ગયાં દસ વર્ષમાં હવે આ નીચા ભાઠાની કોઈ કોઈ જગ્યા ઊંચી થઈ ગઈ છે, કોઈ કોઈ જગ્યા ડૂબમાં ગઈ છે. અને દસ વર્ષે જમીનના ભાગ-વિભાગ પણ ચોખ્ખા થઈ ગયા છે. શિયાળામાં આખી જમીન પર રવિપાક થાય છે. ઘઉં પણ આજકાલ સારા થાય છે. જો આ રીતે સારા જ થાય તો તો બીજો રવિપાક કરવાને બદલે બધા ઘઉં જ વાવે. ઊંચી જગ્યા રહે છે શિયાળુ ડાંગર માટે. ઊંચી એટલે આ ભાઠાની નીચી જમીન કરતાં ઊંચી, પણ નદીના કાંઠાથી ઘણી નીચી.

જમીનના ઊંચાનીચા હોવાનો જો હિસાબ કરવામાં આવે તો તો આ બે નંબર તિસ્તા કરતાંય નીચે. પણ તિસ્તાનો મોટો પ્રવાહ-માર્ગ અને બે નંબરની વચ્ચે વિશા

ઢંગ જોઈ શકે છે. તેઓ બોલ્ડર પરથી બંધ પર ચઢ્યા હતા; ગજેનની બૂમ સાંભળી સીધા જમણી તરફ ફરી ગજેન તરફ આવવાનું શરૂ કરે છે. બંધના ઢાળ પરથી આડું ચાલવાનું મુશ્કેલ છે. એમના જમણા પગ નીચે છે, ડાબા પગ ઉપર છે.

પણ ભેંસ ઊભી રહી જતાં ગાયની લાઈન પણ ઊભી રહી જાય છે. પરિણામે કાંઠા પર ગાય ચઢાવવાની બીજી નવી જગ્યા ન મળતાં નરેશ પાછો ફરીને જુએ છે; નિતાઈના વાળ નદીમાંથી ઉપર દેખાઈ જાય છે. તેઓ જોઈને કંઈક સમજવા માગે છે. ગજેન હાથ ઊંચો કરી રાહ જુએ છે. પેલા બે માણસ આગળ આવે છે. નરેશની બૂમ પવન સાથે આવી ઝાપટ મારી ચાલી જાય છે — 'ત્યાં ઊભા ઊભા શું મરવા ધાર્યું છે કે?'

ગજેન એ વાતનો કશો જવાબ આપ્યા વિના બે જણને કહે છે — 'અહીં લપસણું થઈ જાય છે, ઊભી રાખી પછી ચાલવાનું કહો, જાવ.' પેલા બે જણ ત્યાંથી ઢાળ તરફ એક વાર જોતાં જ સમસ્યા શું છે તે સમજી જાય છે. ગજેનની વાત પૂરી થવા પહેલાં જ બે જણ બોલ્ડર પરથી સર્ સર્ કરતાં નીચે ઊતરી જાય છે. અશ્વિની રાયનો માણસ, આષાઢુ, ઊતરતો જાય છે, પણ અમૂલ્યનો માણસ પાછો આવે છે. તે બંધ પર ચઢી માથા પરનો થેલો ફેંકી ફરીથી બોલ્ડર પર થઈ નદી તરફ દોડે છે.

આષાઢુ નરેશ પાસે જઈ વાત કરતાં જ નરેશ હાથના ઈશારાથી જણાવે છે કે બરાબર છે; હવે ગજેન ભેંસને લઈ ચાલવા માંડે છે. આષાઢુ અને અમૂલ્યના માણસોને કંઈ કહે છે; તે તડાક્ કરતો જમીન પર ઊતરી કાંઠે ઊભેલી ગાયોના પગમાંથી પાણી નિતારી દેવાનું શરૂ કરે છે અને આષાઢુ બોલ્ડરની ઉપર બંધના ઢાળ પર જે બધું નકામું ઘાસ ઊગ્યું છે તે બધું તોડી તોડી ઢાળ પર એક વાર ફેંકી બીજી વાર આવવા માટે પાછા ફરતાં જ ગજેનના હા-હા કરતાં હાસ્યના અવાજથી ડોક ફેરવી જુએ છે તો પેલી ગાયોએ ઘાસ-પાંદડાં જીભમાં ઉપાડી ચાવવાનું શરૂ કરી દીધું છે. તે ત્યારે ફરીથી પાછો ફરે છે, ચાલે છે, અને આ લાઈનની તરફ જ આગળ વધે છે — ગજેન તરફ કુતૂહલભર્યાં મોં ઊંચાં થાય છે. ગજેન ઈશારાથી તેને બંધ પર જવા કહે છે. ભેંસની દોરી પકડી પોતે પગલાં ઉપાડે છે.

બંધ પરથી ખૂંટા નાંખવાનો અવાજ ધીમો ધીમો આવે છે — બાકીનો અવાજ તો પવનમાં રાંધામાલિની દિશા તરફ ચાલી જાય છે. હવે તો ગાય-વાછડાં પણ આવી બંધ પર ચઢ્યાં. હમણાં જ બધાં પોતપોતાનાં ગાય-વાછડાં અલગ કરી લેશે, અલગ અલગ ખૂંટા નાખશે. જેમની ઘણી ગાયો છે, જુદા જુદા કામની જુદી જુદી ગાયો તેઓ તે અનુસાર ગાયોનો ભાગ કરી ખૂંટા નાંખશે. અમૂલ્ય અને અશ્વિની રાયે તો માણસો મોકલી જ દીધા છે; જગદીશ બારુઈએ એ રીતે મોકલ્યા નથી — એ એમ જાણે છે કે તેની ગાયભેંસ જોનારા લોકોનો અભાવ નથી. પણ પેલા ભાઠા પર દરરોજના કામમાં જેમને મળવાનું થતું નથી, તેઓ પૂર આવવા વખતે આ બંધ

પર ગાય-વાછડાં પરિવાર સાથે આવી પહોંચતાં ય એકદમ તો સેળભેળ થઈ જશે નહિ. અંતે જોયું જશે — શેરીઓ પ્રમાણે અહીં પણ ભાગ થયા છે. પણ ગાયની વારીમાં શેરી પ્રમાણે ભાગ કરાશે નહિ — જેમની જેમની ગાય હશે તે અલગ અલગ કરી લેશે. પહેલી આવી ગાયો. તે પછી જ આવે છે ગાયોનું ખાવાનું અને દેખભાળ કરનાર લોકો — જેમના માણસો છે તેમના માણસો, જેમનાં છોકરાં છે તેમનાં છોકરાં. જેમની જેમની ગાય છે તેમ તેમ અલગ થઈ જશે.

ફાટી પડેલા આભમાંથી વિનાશક પવનથી અને અદૃશ્ય આકાશમાંથી વરસાદનાં બાણથી વીંધાતું આટલી વાર સુધી જે ગાય-ભેંસ-વાછડાંનું ધણ એક સાથે જીવવાના પ્રયત્નમાં આ બંધ સુધી દોડી આવ્યું, તેમની ઉપર વ્યક્તિ પ્રમાણેનો ભાગ કાયમ રાખી બંધ પર ખૂંટા નંખાય છે. એ ખૂંટા નાંખવાનો અવાજ પૂરના પવનમાં વહેતો ઊડી જાય છે.

ગજેનના હાથમાં પકડેલી જગદીશની ભેંસનાં વાંકાં શિંગડાં આકાશનાં કાળાં વાદળાંમાં અલગ દેખાઈ જાય છે.

# 101

## ભાહું : નંબર બે

નિતાઈ લોકોનું ભાઠામાંથી નદીએ થઈ આઠ માઈલ અને જલપાઈગુડિ શહેર થઈ બાર માઈલ જમીન પર આ બે નંબરનું ભાહું — લોકોનાં મોંએ. ખરેખર આ તિસ્તાને એ પ્રવાહ-માર્ગ છે જે વર્ષમાં આઠ મહિના સુક્કો જ રહે છે. બાકીના ચાર માસ પણ સુક્કો રહે, જો તિસ્તા બીજી તરફ થઈને વહી જાય. એ પ્રમાણે એક પછી એક ત્રણ વર્ષ જવા છતાં આ જગ્યાએ ના તો હળ ઊતર્યું, ના તો માણસો. તે પછી ઘર પણ બંધાયાં, કેળના છોડ પણ ઊગ્યા અને એક હાર સોપારીનાં ઝાડની પણ હબ્ હબ્ કરતી વધી. આમ કરતાં કરતાં ગયાં દસ વર્ષમાં હવે આ નીચા ભાઠાની કોઈ કોઈ જગ્યા ઊંચી થઈ ગઈ છે, કોઈ કોઈ જગ્યા ડૂબમાં ગઈ છે. અને દસ વર્ષે જમીનના ભાગ-વિભાગ પણ ચોખ્ખા થઈ ગયા છે. શિયાળામાં આખી જમીન પર રવિપાક થાય છે. ઘઉં પણ આજકાલ સારા થાય છે. જો આ રીતે સારા જ થાય તો તો બીજો રવિપાક કરવાને બદલે બધા ઘઉં જ વાવે. ઊંચી જગ્યા રહે છે શિયાળુ ડાંગર માટે. ઊંચી એટલે આ ભાઠાની નીચી જમીન કરતાં ઊંચી, પણ નદીના કાંઠાથી ઘણી નીચી.

જમીનના ઊંચાનીચા હોવાનો જો હિસાબ કરવામાં આવે તો તો આ બે નંબર તિસ્તા કરતાંય નીચે. પણ તિસ્તાનો મોટો પ્રવાહ-માર્ગ અને બે નંબરની વચ્ચે વિશાળ,

પહોળું ક્યુયા છે — ત્યાં પાકાં મકાન સુધ્ધાં છે. જમીનને એ આડશ હોવાથી ત્યાં નદીને તળિયે બેસી નદીમાં ખેતી કરાય છે. પહાડના વરસાદથી જો જમીન ધસી આવે, પૂર આવે તો તો ઉપરથી જ તિસ્તામાં પાણી બીજા અનેક પ્રવાહ-માર્ગે વહી જાય. આ માર્ગેથી પણ. ઉપરનાં પૂરનાં પાણીથી જ આ પ્રવાહ-માર્ગમાં પૂર ધસમસે છે. એની સાથે મોટી તિસ્તાનો કોઈ સંબંધ નથી. જો એ યોગ થાય તો ત્રણ-ચાર ઘણી લાલ નિશાનીઓથી પણ પૂરતું થાય નહિ. એવું થતું નથી એમ તો નથી; પણ કંઈ નહિ તો જેમની ઉંમર પંદર વરસની થઈ છે તેમણે હજુ સુધી તો એવું જોયું નથી.

નદીની જમીનમાં જ્યારે ખેતી થાય ત્યારે સોળ આની પર અઢાર આની લાભ. કારણ કે એ જમીનનો કોઈ માલિક નથી. જ્યારે જમીન પાણીથી ભીની હોય, પગ રાખતાં જ દબાઈ જાય, રહેવા માટે એક વાંસનો માચડો બનાવતાં વાંસ ખોસી શકાય નહિ, વાંસ માટીની અંદર ચોંટી જાય, પાણી સુકાયું ના હોય, જરા ખસેડવાથી નીચેનું પાણી બહાર પડે, ત્યારે જે જઈને પહેલો જમીન પર પગ મૂકે, તેની દૃષ્ટિનો હિસાબ અને મનનો હિસાબ ચોખ્ખો થઈ જાય છે. કોઈ પાગલ — બકરો જઈ શકે — ચાર પેઢીથી જમીન ગુમાવતાં ગુમાવતાં હવે વડના વૃક્ષની છાયા સિવાય જેમની પોતાની કોઈ છાયા નથી તે આ જમીનને પોતાની જમીન કહી શકે. તેમનાં ગાંડપણની સાથે જમીનનો કાર્યકારણનો યોગ ઐતિહાસિક છે એટલે જ એ સંભવિત બની શકે, બન્યું પણ છે ઘણી વાર.

હવે નથી, તો બરાબર એનાથી ઊલટું! તિસ્તા કેટલાં વર્ષો પછી માર્ગ બદલે છે તેનો અંદાજી હિસાબ જેમનાં બાપદાદાઓ પાસેથી જાણવામાં આવે છે, અથવા કેટલાં વર્ષો પછી આ માર્ગમાં પાણી કેટલું પછીથી આવ્યું છે અને કેટલું આગળ નીકળી ગયું છે — એ હિસાબ જેના મનમાં છે, તેવા હિસાબકિતાબ રૂપિયાપૈસાનો માણસ, અર્ધપાગલ એવા કોઈને બેચાર રૂપિયા આપી અહીં બેસાડી દઈ શકે — જગ્યાની સંભવિત માલિકી રાખવા.

ભાઠાની જમીનનું તો કોઈ માલિક નથી — તે જાણે ભગવાનની જમીન. જે પહેલી માલિકી લઈ લઈ શકશે, તેની જમીન. જે જેટલી માલિકી લઈ શકશે, તેટલી તેની. મંડલઘાટ અને ક્યુયાની વચ્ચે બે નંબર છે. અત્યારે મંડલઘાટ સુધી તિસ્તાનો મોટો બંધ થઈ ગયો છે — એકદમ પુરાણા 'પહાડના હાટ'ની વચ્ચે થઈને. મંડલઘાટ ચાર રસ્તેથી આ બંધ જરા ગોળાકાર થઈ ગયો છે જાણે. આ બંધ જાણે ચાર રસ્તાનો જ એક ભાગ. જે બંધ પર ચઢે તે ચાર રસ્તે ગયા બરાબર જ. વચ્ચે પાણીજ વનસ્પતિ - જંગલી વનસ્પતિ વાળી થોડી જગ્યા છે. પાણી-પૂર સિવાય આ બંધ પર કોઈ આવતું નથી, અને પૂર વખતે પણ આવે તો બે નંબરના લોકો જ. બંધ ખાલી છે એમ કહી જંગલ બધું સાફ કરી અહીં જ કેમ્પ થાય છે. આ ભાઠાની માલિકી કરતાં

જ પછી એ મંડલઘાટનો જ ભાગ થઈ જાય. અને ક્યુયાની પશ્ચિમે થઈ બીજો એક બંધ જાય છે પેલા બોયાલમારિની તરફ. તેનો અર્થ એ કે બે નંબર આવે બરાબર બે બંધની વચ્ચે.

બે બંધની વચ્ચે તો એક નદી જ હોઈ શકે. એન્જિનિયરોએ પણ બે તરફ બંધ બાંધી જાણીને જ આ જગ્યાને સુક્કી રાખી દીધી છે — જેને કારણે વિનાશક પૂરને વખતે, જ્યારે પહાડ તૂટી નીચે આવે, પહાડની ટોચ પરથી પાણી પેસી જઈ તળિયેથી બહાર આવે, ફૉરેસ્ટના ફૉરેસ્ટ ઊખડીને આવે, જ્યારે બોલ્ડરો ગબડતાં ગબડતાં નીચે આવે — જાણે ભૂકંપ થયો હોય તેમ, જ્યારે લગભગ સાત લાલ નિશાની રેડિયો પર જાહેર થાય, અને સ્થાનીય મદદે હેલિકૉપ્ટર ઊડે અને મિલિટરી ઊતરે, ત્યારે નદી બહાર નીકળવાનો એક રસ્તો મેળવે છે.

આ જાતનું એક વાર '૬૮ની સાલમાં બન્યું હતું જરૂર, પણ ફરીથી ક્યારે એવું થશે તે કોઈ જાણતું નથી. તેટલા દિવસ નદી માટે આ ખુલ્લો માર્ગ રોકી લઈ સમૃદ્ધિ થશે. જ્યાં જમીન છે, જ્યાં ખેતી-સમૃદ્ધિ છે ત્યાં માલિકીપણું, માલિક, ભાગિયારી-આધિયારી. નદીને કારણે જ એ માલિકીપણું, માલિક અને ભાગિયારી-આધિયારી છે. સુક્કી હોય તોપણ એ તો નદી!

પણ નદી હોય તોપણ એ જમીન પણ હોય. જમીન તો વળી નદી નથી કે વહી જાય. જમીન એટલે ઝાડ. તે પણ નાનાં નાનાં ફૂલ-છોડ-લતા નહિ, કાંટાળાં ઝાડ નહિ, ઝાડઝાંખર પણ નહિ. જમીન એટલે મહીરુહ ઝાડ — જ્યાં છે ત્યાં જ છે — ઝાડની છાલ પર છાલ જામે છે, ત્યાં જ ડાળમાંથી મૂળિયાં નીચે ઊતરે, ત્યાં જ ડાળે ડાળે બધા પરજીવી વાસ કરે, ત્યાં જ માટી પર માટી પડે, ત્યાં જ માટી ઊંચાઈએથી વધુ ઊંચી થાય, લોકો કહે કે માટીની છાતી, ત્યાં જ ઊંચેનીચે અનેક પ્રકારનાં નિવાસો બાંધેલાં હોય, ખેતી ખેડેલી — હોય — જમીનને કારણે માણસને તો કામનો કંઈ અંત જ નથી. પછી તો કોઈ એક સમયે કોઈને યાદ પણ ના રહે કે આ જમીન ખરેખર જમીન નથી, નદી છે અથવા બહુ બહુ તો નદીને માટે ખુલ્લો રાખેલો માર્ગ છે — એ માર્ગે નદી ફરી ક્યારેય પાછી આવી નથી. ત્યારે ધીરે ધીરે એ નદી ગામડાના પૂર્વજન્મની એક ઉપકથામાં પરિણત થાય છે; ગ્રામવાસીઓની પેઢી દર પેઢીને એક મુખેથી બીજે મુખે. ધીરે ધીરે એવા માણસો ઓછા મળે છે જેઓ પોતાના ભૂતકાળને ગૌરવાન્વિત કરતાં એક નદીના ક્રમવિસ્તારની વાત કરે — 'એ શું નદી છે?' ધીમે ધીમે એવા માણસો ઓછા થતા જાય, જેમની સ્મૃતિમાં નદી પ્રવહમાન હોય, ધીરે ધીરે એવા માણસો ઓછા રહે જેઓ નદીને હુલામણા નામે બોલાવે. કોઈ એક વખતે આ જગ્યાને બે બાજુ બંધથી બંધાયેલી કહેતાં ઓળખી શકશે નહિ. ત્યારે તો નદીનાં વહેતાં પાણી માટે બીજે ક્યાંક નવા બંધની જરૂર ઊભી થશે.

આ બે નંબર, આ સ્થળ, હજુ એવે માર્ગે પહોંચ્યું નથી —જેમ આ દરમ્યાન પહોંચી ગયું છે પહાડની તળિયેનું મંજુલિ, તેની નીચે પ્રેમગંજ અથવા બાસુસુબાનું ભાઠું, દોમોહનિ અથવા પદમતીનું ભાઠું, અથવા તેની યે નીચે કૂચબિહારની પૂર્વે મેખલિગંજની પશ્ચિમે હલદિવાડીની વચ્ચે નુયાપાડાથી દહગ્રામનું બહુ જ જૂનું ભાઠું. અથવા તેની પહેલાં આ કાશિયાવાડિ, બોયાલમારિ, એટલે સુધી કે કચુયા પણ. તેથી અત્યારે આ માર્ગને કારણે નદીની સાથે સાથે માલિકીના ઝઘડા ચાલે છે. માણસો હજુ ખેતી કરતાં કરતાંય આ નદી-પથને નદીની પહોંચની બહુ દૂર ગણી શક્યા નથી. નદી હજુ પાણીથી આ જમીનને ખેતી માટે અયોગ્ય કરી શકી નથી. તેથી હજુ વર્ષમાં કોઈ કોઈ વાર અથવા બે-એક વર્ષે એક વાર ચાલે છે માનવ અને નદીની માલિકીની લડાઈ.

આ લડાઈમાં મજા છે. એકાએક પાણીના ધક્કાથી જમીનની ભાગિયારી બંધ થઈ જાય છે. તિસ્તાનાં પાણી પ્રવેશી ઢાળિયાઓને ઢાંકી દેતાં જ શેઢે શેઢે ભાગ કરેલી માલિકી પણ ઢંકાઈ જાય છે. ત્યારે પાણી થઈ જાય છે બધાંયનું દુશ્મન. જાણે પાણી જતું રહેતાં જમીન બહાર આવે, એટલે આ માણસોની જૂનીપુરાણી કેટલીક માલિકીની લડાઈ ફરીથી શરૂ થશે; તેની પહેલાંય, જેટલી વાર પાણી ઊંચાંનીચાં સુક્કાં-કાંપવાળાં ઢાળ-ચઢાઈવાળી જમીનના ભેદ ભૂંસી નાખે, તેટલી વાર આ બધી જમીનના માલિકી કરનારા, ખેડૂતો માલિકો ભૂલી જાય છે કે પાણીની નીચેની જમીનની અ-સમતલતા અથવા આ જમીનની માટીની અંદરોઅંદર રેત, ચૂનો, પથ્થર, એ બધાયનાં મિશ્રણની વિચિત્રતા છે.

એ અ-સમતલતા અને એ મિશ્રણની રીતના ફેરફારને લીધે જમીનની કિંમત વધે-ઘટે, માલિકી કાયમ થાય, હાથબદલ થાય — સંપત્તિનો મામલો તો માણસની સાથે માણસનો જ હોય છે. પણ અત્યારે આવા એકદમ ઋતુપરિવર્તનને કારણે જ્યારે પહાડ પરથી પાણી સાથે પહાડ તૂટી નીચે આવી નદીને ક્રમશઃ ઊંચી લાવે છે કોઈ નિવાસ કરતાંય ઘણી બધી, જ્યારે પાણીનો જાણીતો રંગ બદલાઈ જાય છે — પાણી પર ભમરી ખાઈ તેનો એકદમ ધૂસર મેઘના જેવો ભૂખરો રંગ, ફીણ અને ફીણ જતું રહેતાં અચાનક કાદવભર્યું પાણી બની જાય, જ્યારે પાણી જાણે કે નદીમાં વહીને આવતું નથી — નદીમય પાતાળમાંથી ઊછળી ઊછળીને આવે છે, ત્યારે બંધની બરાબર નીચે જ નદીના ઊંડાણમાંથી ભાદઈ ચિત્કાર કરી બંધ પર ઊભેલા મહેશ્વર જોતદારને ધમકાવી દે છે — 'બાબા રે, વાંસડો નાંખો, વાંસડો નાંખો ને....'

ભાદઈના આખા જીવન દરમ્યાન મહેશ્વરને બૂમ મારવાનું કોઈ કારણ હોય એવું હોય જ નહિ. અને કદાચને કોઈ વાર જો હોય તોપણ 'દેઉનિયા' શબ્દ જ બહાર આવે છે. પણ તિસ્તાના પૂરની વચ્ચે ઊભા રહી 'દેઉનિયા' બહુ લાંબો

શબ્દ લાગે છે. અને આ તાલુકાનો સૌથી મોટો જોતદાર, મહેશ્વર દેઉનિયા, ભાદઈના હુકમ પ્રમાણે બંધ ઉપર જમાવી રાખેલો વાંસડો ઊંચો કરી, બંધના ઢાળ પરથી ધીરે ધીરે નીચે જઈ, પાણીમાં ભાદઈની તરફ ફેંકે છે, ભાદઈ એ વાંસ પકડી બૂમ પાડે છે, 'બીજો આપો ને, અરે બીજો આપો', જાણે આ માત્ર તિસ્તાના પૂરમાં માનવઇતિહાસમાં વર્ગવિગ્રહની ચરમ નિષ્પત્તિ બની ગઈ!

## 102

## પૂરનાં મુખ આગળ શય્યા

પાણી આવી રહ્યું છે પેલા બુધવારથી. પણ કંઈ નહિ તો એ દિવસે તો અહીં વરસાદ પડ્યો નહોતો. એટલે થયું હતું કે જે રીતે આવ્યું છે તે રીતે ચાલી જશે. પણ આજે શનિવાર છે, કાલે ગયો શુક્રવાર, તેની આગળના દિવસે ગુરુવારથી અહીં તોફાની પવન અને વરસાદ શરૂ થયો છે. ગુરુવારે સવારે બરાબર દસ-અગિયાર વાગે અટક્યો પણ થોડો, રસ્તા - ઘાટ સુકાઈ ગયા, તડકો નીકળ્યો નહોતો, પણ આકાશના તડકાને ઢાંકતાં વાદળોનાં પાણી બહુ નહોતાં. તેથી તડકાની આભા ચારે તરફ પ્રસરી ગઈ હતી. બે નંબરની નદીનાં પાણી થોડા સરખા વધ્યાં પણ હતાં — આવા તોફાની પવનમાં જે રીતે વધે છે તે રીતે.

પણ ગુરુવારની સાંજથી તોફાન-પાણી બે ગણાં થઈ ગયાં. ગુરુવારે રાતે દસ વાગે સૌ પ્રથમ, અને પછી શુક્રવાર સવાર સુધી રેડિયોમાં વારંવાર 'કમલા' સંકેતથી વાત શરૂ થઈ હતી. જેઓ નદીનાં ભાઠાં પર કે બંધ છોડી દઈ કિનારા પર વસવાટ કરે છે તેમને 'સલામત સ્થાન' પર ખસી જવાનો નિર્દેશ વારંવાર દેવામાં આવ્યો. સિક્કિમમાં કોઈ એક સ્થળે ખૂબ મોટી જમીન ધસી પડવાના સમાચાર મળી ગયેલા, પણ વિસ્તારપૂર્વકની ખબર હજુ મળી નહોતી. હેલિકૉપ્ટર અને લશ્કરની વાત રેડિયો પર શુક્રવાર રાતના દસથી પહેલાં કરવામાં આવી નહોતી; એનો અર્થ એ કે ત્યારે ક્યાંય પૂર આવવું શરૂ થયું નહોતું.

પણ શુક્રવારે રાતે દસ વાગે જણાવવામાં આવ્યું — સિક્કિમના કંઈ સમાચાર મળ્યા છે; કેટલેક સ્થળે મોટી જમીનો ધસી પડવાથી નદીનું મુખ અવરુદ્ધ થતાં કૃત્રિમ ઝરણાં ફૂટી નીકળ્યાં છે. આ ઝરણાં ફાટી જતાં નદીના 'નિમ્ન ઇલાકાઓમાં' 'આકસ્મિક' અને 'પ્રબળ' પૂરની આશંકા જણાશે. જલપાઈગુડિ અને કોચબિહારના 'જિલ્લાઓના કાર્યકર્તાઓ' સાવધાનીપૂર્વક વ્યવસ્થા માટે સર્વત્ર કમલા સંકેત આપ્યો છે. નદીના ભાઠાંમાં અને બંધ છોડીને કિનારે જેઓ વસવાટ કરે છે તેમને આ ક્ષણે જોખમ વિનાના સ્થળે ચાલી જવાનો નિર્દેશ આપવામાં આવ્યો છે. તે ઉપરાંત બધાંને

સાવધાન રહેવાનું જણાવવામાં આવ્યું છે.

રેડિયોની આ ઘોષણામાં જ જાણે હવા તિસ્તા પરની શૂન્યતાથી કિનારે દોડી આવે છે. જાણે, જળપ્રવાહ કાંઠા તોડી દઈ કૂદીને ઊંચે ચઢી શકતાં નથી, એટલે હવા, પાણી પર વહીને ધસી આવી ઉપર, એકસાથે, એક જોરદાર આક્રમણમાં; જે કંઈ ઊભેલું હતું તેને ભોંય પર પાડી દઈને, ભેળવી દઈને. ખરેખર જ ભળી ગયું, ઊડી ગયું કેટલું બધું. વરસાદ પડ્યો, પણ પવનના વેગમાં એ વરસાદ જમીન પર પડી શક્યો નહિ — જમીનની સમાંતરે ધારદાર રીતે દોડી જાય છે.

આથી શુક્રવારની રાત તો લગભગ અંધેરની જેમ જ વિતાવવાની હતી. શનિવાર સવાર થાય છે, જાણે જોરપૂર્વક થવું પડતું હોય એમ. ભૂખરા રંગનું આકાશ નદી પર નીચે ઊતરી આવ્યું છે, અને ડહોળા પાણીવાળી નદી બંધ પાર કરી ઘણી ભરાઈ ગઈ છે. નદીમાં આ ઊંચા કાંઠા પર હજુ પાણી ચઢ્યું ના હોય ભલે પણ કાલ સાંજની સરખામણીમાં બીજી ભેખડો તણાઈ ઊતરે છે. પણ એ જમીન ધસવાને કારણે ક્યાંક કોઈ પહાડ પર નવાં નવાં ઝરણાં ગુપ્ત રીતે ફૂટી નીકળે, અને જો એ બધાં એકસાથે ફાટી પડે તો તો બંધ તો શું, બંધની ઉપરથી પણ વહી જશે મંડલઘાટની સ્કૂલમાં. જો એ બધાં ઝરણાંનું પાણી એક સાથે વહી આવવાને બદલે, વારાફરતી આવે અથવા ચૂવાઈ ચૂવાઈને બહાર આવે તો તો અહીં પૂર આવશે નહિ.

જોતજોતામાં બંધ પર કોઈ કોઈ માણસ આવવાનું શરૂ કરે છે.

સૌથી પહેલો આવે છે અબ્દુલ — આ બે નંબરના બંધ પર.

તેનો દેખાવ જોઈને લાગે કે તે 'બધુંય' ખતવી દઈને આવ્યો છે. આકાશનાં વાદળાં, પવન અને વરસાદના ભાર અને વેગથી, અથવા તેની નજર સામે ડહોળાં પાણીના ક્રમિક વિસ્તારથી જાણે અબ્દુલનું કશું જતું-આવતું નથી એવા ભાવે, તે તેના ખૂબ પ્રયત્નથી ગડી કરેલું બિછાનું, એક ભાંગેલી છત્રી પણ પેલા બિછાના સાથે બાંધેલી, એક એલ્યુમિનિયમનો મગ અને એક એલ્યુમિનિયમની ડેચકી લઈને આવી, ઘાસની વચ્ચે જ બેસી પડે છે. કઈ જગ્યાએ તે બેસશે એ અબ્દુલને જરાયે વિચારવાનું છે ખરું? તે એક વાર બે નંબરના આ ગોળ બંધનું ચક્કર લગાવે છે. આખું ચક્કર લગાવી શકતો નથી; ઉત્તર તરફ એટલું બધું જંગલ જેવું છે કે અબ્દુલ પણ પાછો આવે છે. તે ઉપરાંત બંધ પર બેસવાથીય નદી તરફ મોં કરીને બેસવું પડશે. છેવટે અબ્દુલ એક ઝાંખરાવાળા ઝાડની નીચેની ડાળી પસંદ કરે છે. લટકાવવા માટે તે બિછાનું સૌથી પહેલું ખોલે છે. તે વખતે જે લોકો બંધ પર હતા તેઓ નદી તરફ પાછળ ફરી અબ્દુલ તરફ મોં ફેરવે છે. અબ્દુલનું બિછાનું ખરેખર તો રૂનો કામળો છે — આ જ રીતના કોઈ પૂરના સમયે રિલીફમાંથી મળ્યો હતો.

એનું રૂ કેટલીયે જગ્યાએથી નીકળી પડ્યું છે, કોઈ કોઈ જગ્યા તો ફાટી પણ ગઈ છે, પણ એવી સરસ રીતે અબ્દુલે ગડી વાળી છે કે બહારથી તો ખબર જ પડે નહિ. એ કામળો ખોલી તેની અંદરથી અબ્દુલ એક શણની દોરી બહાર કાઢે છે. બહાર કાઢી દોરીને પાસે રાખી ફરીથી કામળો ગડી કરે છે. કામળો જેટલો ખુલ્લો થાય છે તેથીયે વધારે તેની ગડીઓ છે જાણે. એ ગડીઓ પર ડાઘ પડેલા છે — બહુ મોટા ડાઘ. એ બધા ડાઘ સિવાય બીજી રીતે એ કામળો વાળી શકાશે નહિ. પણ અબ્દુલ એક વાર લંબાઈમાં ગડી વાળે છે અને પાછી ખોલે છે. આ કામળાના બે ગડ વાળી તે ઊભો થાય છે, તેને માથે રાખી સામે લટકાવી ખંખેરે છે, પછી ખૂબ ધીરેથી તેને જમીનને અડકાડી, ધીરેથી તેને પાથરતો પાથરતો પોતે કમરેથી વળી નીચો થતો થતો આગળ જઈ કામળાને એકદમ જમીન પર પાથરી દે છે. પછી ફરીથી જ્યાંથી તેણે શરૂ કર્યું હતું એ જગ્યાએ પાછો આવે છે, જાણે કામળાને લાંબો કરી પાથરવામાં કામળાનાય માથું અને પગ છે! પાણી જોવા આવેલા લોકોમાંથી જેમણે અબ્દુલને જોયો હતો તેમાંથી કોઈ બોલે છે, 'અબ્દુલ, અત્યારે તો સૂઈ જા; રાત્રે જો પૂર આવશે તો તો ઊઠી જવું પડશે.'

અબ્દુલ એ વાતનો કોઈ જવાબ આપતો નથી. એટલે સુધી કે પાછો ફરીને જોતો પણ નથી. તે હવે કામળાના બે છેડા જોઈ લઈ ફરીથી ધીમે ધીમે આગળ જાય છે — નીચો નમીને કામળાને તળિયેની ગડી પર રાખી તે આ વખતે જમીન પર ઊભા પગે બેસી બે હાથ વડે કામળાને સરખો કરે છે. પછી જમણી તરફથી ઊંચકી ડાબી તરફના તળિયા પર નાખે છે. પછી ફરીથી તેની તરફથી ઊંચકી ઉપર તરફ ગડી કરે છે. ફરીથી બે હાથે ખંખેરે છે. અને બે હાથે કામળાને જરા દબાવે છે. હવે તે ઊઠીને ઊભો થાય છે — કામળાને ત્યાં જ રાખીને. તેના પહેરવેશમાં એક ખાખી ફૂલ પૅન્ટ છે — થોડું ટૂંકું છે — પણ ખૂબ લબડી પડેલું છે; શર્ટને તેમાં ભરાવ્યું છે:; શર્ટ પર એક સ્વેટર છે. જે ઢંગે રસ્તાના વળાંકે ગોળ બનાવી ઊભેલી ભીડ વચ્ચે મદારી ખેલ બતાવવાના સમયે મા અથવા બાપ કહેતો ભીડની પરિધિના એક છેડેથી બીજે છેડે વ્યવસાયિક્તાથી ચાલી આવે, એ ઢંગથી જ અબ્દુલ પણ ચાલી આવી શણની દોરી ઉપાડી લે છે. તે ગડી કરેલા કામળાને ત્યાં લાવતો નથી. ત્યાંથી પાછો ફરી દોરી લઈ જઈ પાછો કામળા પાસે જતો રહે છે તેનાથી જ સમજી જવાય છે — કામળો ખોલવો, વાળવો, બાંધવો એ કામના કરતાંય કામની પ્રક્રિયા તેને માટે વધારે મોટી છે. અને તેના ચહેરા પર, આંખોમાં એક હાસ્ય તો ફરકી જ રહ્યું હતું — બધાએ તેને જોયેલો છે કે આ બાબતમાં તે બહુ જ ટેવાયેલો છે.

અબ્દુલ જઈને કામળા આગળ એક ઢીંચણ ટેકવે છે, બીજો ઢીંચણ ઊંચો

રાખે છે, એ રીતે બેસી દોરી બંડલની નીચે લંબાવે છે. બે બાજુથી પકડી ખેંચે છે. એક વાર બંડલને ઊંચું કરી તેને એવી રીતે ગોઠવે છે કે જેથી દોરી બરાબર વચ્ચેથી જાય. ઊભો થઈ જમણા હાથની દોરીને ખેંચે છે, ફરીથી ડાબી તરફ જઈ ડાબા હાથની દોરીને ખેંચે છે. પછી બંડલની આગળ પહેલાંની રીતે જ બેસી બે બાજુની દોરી બે હાથે પકડી એક જ ખેંચમાં વચ્ચે લાવી એક ગાંઠ મારે છે. ઢીંચણ વડે એ ગાંઠને દબાવી રાખી તે દોરીને પાસે પાસે ફેરવી દે છે અને પછી બંડલને ઉલટાવી દે છે. દોરીને બંડલની બીજી તરફથી ફેરવી દઈ ફરીથી બંડલને ઉલટાવી દે છે. પછી દોરીના બે છેડાને પહેલાંની ગાંઠની અંદર થઈ સરકાવી એક ગાંઠ મારે છે અને તેની ઉપર એક એવો ગાળો બનાવે છે જેથી બંડલને તે હાથમાં અથવા લાકડીમાં લટકાવી દઈ શકે. તે ઊભો થાય છે અને ઊભો ઊભો બંડલને જુએ છે. જોવાનો ય જાણે એક સમય હતો; તે પસાર થયા પછી તે નીચો નમી બંડલને ઉપાડી ઝાડની નીચે ફરીથી ચાલી આવે છે. એક વાર નજર નાંખી તૂટેલી ડાળીનો થોડો ભાગ જોઈ લે છે; પછી રોજ જ જાણે તે આ ઝાડ પર જ બંડલ લટકાવતો હોય તેમ ઝડપથી બંડલનો પેલો ગાળિયો પેલી તૂટેલી ડાળે લટકાવી દે છે. બંડલ જરા ડોલે છે. એ ડોલવાનું અટકતાં પહેલાં જ અબ્દુલ એની ડેચકીની અંદર મગ મૂકી ઝાડની જે જગ્યામાંથી ડાળાં-ડાંખળાં બહાર આવવાનું શરૂ થયું છે ત્યાં પેલી ડેચકીને મૂકી દે છે. ડેચકીની આગળ બે ડાળીઓ પર એની લાકડી મૂકી અબ્દુલ બે હાથ ઘસે છે; તેનું કામ પૂરું થયું!

## 103

## પૂરનાં મુખ આગળ જીપગાડી

અબ્દુલ આ ઈલાકાનો જાણીતો પાગલ છે; અથવા પાગલ પણ નથી કદાચ. તેનું એવું કંઈ ગાંડપણ નથી. વાત તો લગભગ કરતો જ નથી. તેનો જે પોશાક છે તે એક હોમગાર્ડના જેવો છે, તેનું કારણ એ છે કે તે તેનાં નિયમિત ચક્કરમાં નગર બેરુબાડિના બૉર્ડર કૅમ્પમાં એક વાર જાય છે, કંઈ નહિ તો મહિને એક વાર. ત્યાં ગયા પછી તો સતત સાત દિવસ અથવા પંદર દિવસ પણ રહી જાય છે. ગયા પછી જાણે તેને માટે કામ નક્કી કરેલું છે એ રીતે કોઈ દ્વિધા વિના શાકના બગીચામાં કામ કરવા લાગી જાય છે, કૅમ્પના કિચનમાં ખાય છે અને એક વરંડામાં ઊંઘી જાય છે. વરંડામાં તેનું બિછાનું અને ડેચકી એક બાજુ બાંધી રાખે છે. કોઈ વાંધો લેતું નથી. પછી ફરી એક દિવસ કૅમ્પ છોડીને ચાલી જાય છે. એ પણ પહેલાં ખબર પડતી નથી. કૂવાકાંઠે જાય, હાથમોં ધુએ; પછી વરંડામાં

આવી લાકડીના છેડે બંડલ ભરાવે, અને બીજા એક દોરીના ગાળિયામાં ડેચકીને પણ લાકડીના છેડે ભરાવી તે ચાલવા લાગે છે — જાણે કે શાકભાજીના બગીચાનું કામકાજ કરી આપવા માટે જ તે આવ્યો હતો; હવે ઘેર પાછો ફરે છે.

બીજી વાર આ રીતે જ ચક્કર મારતાં મારતાં મંડલઘાટના ચાર રસ્તે, ઘૂઘૂડાંગાના હાટમાં, કાદોવાડિના હાટમાં જાય છે. પણ ક્યારેય કોઈના ઘેર અથવા કોઈ શેરીમાં જતો નથી. અબ્દુલની ગંધ એટલી તો પરિચિત છે કે રાતવરત તે ક્યાંય પેસે તો કૂતરાઓ ભસતા નથી; એક વાર આવી માત્ર સૂંઘી જાય છે. જ્યાં જાય ત્યાં તેના ખાવાની સગવડ થઈ જાય છે ભલે, પણ અબ્દુલ ક્યારેય ખાવાનું માગતો નથી. ઊલટું જ્યાં જાય ત્યાં તે આખો દિવસ એટલું કામ કરી જો મજૂરી લે તો તેને સારી આવક પણ થઈ શકે. પણ વાવવાનું હોય કે અનાજ કાપવાનું હોય — અબ્દુલ કોઈનાય ખેતરમાં ક્યારેય કામ કરતો નથી. એમ લાગે છે કે જાણે તે માણસની સાથે જ રહેવા ઈચ્છે છે; બહુ માણસોની સાથે, માણસોની ભીડમાં, પણ કોઈ એકલદોકલ માણસની સાથે નહિ. તેથી અબ્દુલ હાટમાં, ચાર રસ્તે, કેમ્પમાં ઊંઘી જાય છે — કોઈ ઘરની પાસે ફરકતો જ નથી.

અબ્દુલ આવીને બંધની ધારે ઊભો રહે છે; કમરે હાથ દઈ નદી તરફ જુએ છે. તિસ્તામાં પૂર આવશે; ભાઠાના બધા માણસો બંધ પર આવશે; અહીં કેમ્પ નંખાશે; ટારપોલિન ટીંગાડવામાં આવશે; સાધુ — સંન્યાસીઓ અને ઑફિસરો આવશે જશે - પછીના કેટલાક દિવસો અહીં અબ્દુલને ઘણું કામ રહેશે. વૃક્ષની ડાળ પર તેનું બિછાનું, ડેચકી અને લાકડી મૂકી તે હવે પેલા બધાં કામ માટે તૈયાર છે.

· ચાર રસ્તેથી એક અવાજ આવે છે, અને આ બંધની ભીડ લગભગ દોડતી જ ચાર રસ્તા તરફ છૂટે છે, છોકરાઓ ચિચિયારીઓ પાડે છે, 'આવી ગઈ, આવી ગઈ' જીપગાડી આવી ગઈ. અબ્દુલ એકલો જ ઊભો રહે છે. અબ્દુલ સિવાય બીજા એક જણ ઊભા છે, જે આ ઇલાકાના સૌથી મોટા જોતદાર મહેશ્વર રાય છે. તેની વીસ-ત્રીસ ગાયો બે નંબરમાં છે, તે ગાયોની ખબર લેવા આવ્યા છે.

જે લોકો ચાર રસ્તે દોડતા ગયા હતા તે લોકો હવે ચૂપચાપ પાછા આવે છે ચાલતાં ચાલતાં — મઈનુદ્દિન ડીલર, ગમબૂટ પહેરેલા દરોગા જેવા દેખાતા એક જણ અને એક જણ ઓફિસરની પાછળ પાછળ, એ ત્રણ જણ આગળ હતા; પાછળની ભીડમાં પણ શહેરમાંથી આવનારા બીજા બેએક જણ હતાં. મઈનુદ્દિન ડીલરે લુંગી અને પંજાબી પહેર્યો છે. તે આ લોકોની વચ્ચે બધાથી ઊંચો છે અને ઑફિસર બધા કરતાં નીચો છે. અબ્દુલ જ્યાં ઊભો હતો ત્યાં જ એ લોકો આવીને ઊભા રહે છે તેનું કારણ એ હોઈ શકે કે ઑફિસરને મનમાં એમ થયું હોય કે અબ્દુલ એકલો ઊભો છે એટલે એ ઊભા રહેવાની જગ્યા. અબ્દુલનું ખાખીપેન્ટ

જોઈ તેને એમ થયું પણ હોય કે અબ્દુલ સરકારી કામ જ કરે છે. આટલી બધી ભીડ અને ઑફિસરોને જોઈ અબ્દુલે આમ તો ખસી જવું જોઈએ, પણ તે ખસતો નથી અને ફક્ત એક વાર જોઈ લઈ ફરીથી નદી તરફ મોં ફેરવે છે એ જ તેનું ગાંડપણ બતાવે છે.

મઈનુદ્દિન ડીલર બંધ પરથી મોટો અવાજ કાઢી હાથ લંબાવી મહેશ્વર જોતદારને બૂમ પાડે છે, 'અરે એ મહેશ્વરબાબુ, અહીંયાં આવો.' પવનમાં મઈનુદ્દિનનો અવાજ સંભળાતો નથી પણ મહેશ્વર તેનું બોલાવવાનું સમજી જાય છે. તે આગળ આવે છે; લોકો તેને જગ્યા આપે છે. તે ઑફિસરોની પાસે જઈ ઊભો રહે છે.

'આ ડી.સી. સાહેબ આવ્યા છે, પૂછે છે, અહીંની પરિસ્થિતિ કેવી છે?'

મહેશ્વર નમસ્કાર કરી બે હાથ બે તરફ લંબાવી બોલે છે, 'પરિસ્થિતિ તો બધાએ જોઈ છે —' જાણે મહેશ્વરના બે હાથે જ પૂર!

'પેલા ભાઠા પર જે લોકો રહે છે તે બધા તો ચાલી ગયા છે ને?' ડેપ્યુટી કમિશનર પૂછે છે.

'કેવી રીતે ચાલી જાય? ગાયભેંસ વગેરે અહીં રાખી ને!' મહેશ્વર પેલી એક જ ઢબે બોલે છે.

'એટલે? રેડિયો પર આટલી બધી વાર એનાઉન્સમેન્ટ કરવા છતાં પણ તમે લોકો ખસી ગયા નથી? પછી કેઝ્યુઅલ્ટી થશે તો તેની જવાબદારી કોણ લેશે? અહીંની પંચાયતના માણસો નથી?' ડેપ્યુટી કમિશનર ડોક ફેરવીને ભીડના લોકોને પૂછે છે.

'પંચાયત બીજું શું કરશે? કહો ને? આ તો માસ્ટર છે, મેમ્બર'. મહેશ્વર કહે છે.

'કોણ? કોણ મેમ્બર ?' ડેપ્યુટી કમિશનર પૂછે છે.

'માસ્ટર! માસ્ટર!' અવાજો ઊઠે છે. ડેપ્યુટી કમિશનર ફરીને જુએ છે — લુંગી અને ગંજી પહેરેલો એક યુવક નમસ્કાર કરી આગળ આવે છે.

'શું? તમે રેડિયો પર આટલી એનાઉન્સમેન્ટ સાંભળ્યા છતાં પણ ભાઠાના લોકોને કાંઠે ખસેડવાની કોઈ વ્યવસ્થા કરી નહિ?' ડેપ્યુટી કમિશનર જરા જોરથી બોલે છે, પણ પવનનો વેગ એટલો બધો છે કે સમજી શકાતું નથી; તે તો ગુસ્સામાં જોરથી બોલ્યા છે; પવનનો અવરોધ છે એટલે જોરથી બોલ્યા નથી.

માસ્ટર મૃદુ કંઠે કહે છે, 'સર, અમે વિચારતા હતા કે પાણી ઊતરી જશે, તેથી બીજું કંઈ કર્યું નથી?'

ડેપ્યુટી કમિશનર પોતે પોતે જ સમજી લે છે કે છે તો ચોક્કસ પંચાયતનો સભ્ય, પણ અહીંનો નેતા લાગતો નથી. હવે ડેપ્યુટી કમિશનર નદી તરફ જોઈ નીચા સ્વરે બૂમ પાડે છે, 'સન્યાલ!?'

જોઈ તેને એમ થયું પણ હોય કે અબ્દુલ સરકારી કામ જ કરે છે. આટલી બધી ભીડ અને ઑફિસરોને જોઈ અબ્દુલે આમ તો ખસી જવું જોઈએ, પણ તે ખસતો નથી અને ફક્ત એક વાર જોઈ લઈ ફરીથી નદી તરફ મોં ફેરવે છે એ જ તેનું ગાંડપણ બતાવે છે.

મઈનુદ્દિન ડીલર બંધ પરથી મોટો અવાજ કાઢી હાથ લંબાવી મહેશ્વર જોતદારને બૂમ પાડે છે, 'અરે એ મહેશ્વરબાબુ, અહીંયાં આવો.' પવનમાં મઈનુદ્દિનનો અવાજ સંભળાતો નથી પણ મહેશ્વર તેનું બોલાવવાનું સમજી જાય છે. તે આગળ આવે છે; લોકો તેને જગ્યા આપે છે. તે ઑફિસરોની પાસે જઈ ઊભો રહે છે.

'આ ડી.સી. સાહેબ આવ્યા છે, પૂછે છે, અહીંની પરિસ્થિતિ કેવી છે?'

મહેશ્વર નમસ્કાર કરી બે હાથ બે તરફ લંબાવી બોલે છે, 'પરિસ્થિતિ તો બધાએ જોઈ છે —' જાણે મહેશ્વરના બે હાથે જ પૂર!

'પેલા ભાઠા પર જે લોકો રહે છે તે બધા તો ચાલી ગયા છે ને?' ડેપ્યુટી કમિશનર પૂછે છે.

'કેવી રીતે ચાલી જાય? ગાયભેંસ વગેરે અહીં રાખી ને!' મહેશ્વર પેલી એક જ ઢબે બોલે છે.

'એટલે? રેડિયો પર આટલી બધી વાર એનાઉન્સમેન્ટ કરવા છતાં પણ તમે લોકો ખસી ગયા નથી? પછી કેઝ્યુઅલ્ટી થશે તો તેની જવાબદારી કોણ લેશે? અહીંની પંચાયતના માણસો નથી?' ડેપ્યુટી કમિશનર ડોક ફેરવીને ભીડના લોકોને પૂછે છે.

'પંચાયત બીજું શું કરશે? કહો ને? આ તો માસ્ટર છે, મેમ્બર'. મહેશ્વર કહે છે.

'કોણ? કોણ મેમ્બર ?' ડેપ્યુટી કમિશનર પૂછે છે.

'માસ્ટર! માસ્ટર!' અવાજો ઊઠે છે. ડેપ્યુટી કમિશનર ફરીને જુએ છે — લુંગી અને ગંજી પહેરેલો એક યુવક નમસ્કાર કરી આગળ આવે છે.

'શું? તમે રેડિયો પર આટલી એનાઉન્સમેન્ટ સાંભળ્યા છતાં પણ ભાઠાના લોકોને કાંઠે ખસેડવાની કોઈ વ્યવસ્થા કરી નહિ?' ડેપ્યુટી કમિશનર જરા જોરથી બોલે છે, પણ પવનનો વેગ એટલો બધો છે કે સમજી શકાતું નથી; તે તો ગુસ્સામાં જોરથી બોલ્યા છે; પવનનો અવરોધ છે એટલે જોરથી બોલ્યા નથી.

માસ્ટર મૃદુ કંઠે કહે છે, 'સર, અમે વિચારતા હતા કે પાણી ઊતરી જશે, તેથી બીજું કંઈ કર્યું નથી?'

ડેપ્યુટી કમિશનર પોતે પોતે જ સમજી લે છે કે છે તો ચોક્કસ પંચાયતનો સભ્ય, પણ અહીંનો નેતા લાગતો નથી. હવે ડેપ્યુટી કમિશનર નદી તરફ જોઈ નીચા સ્વરે બૂમ પાડે છે, 'સન્યાલ!?'

મઈનુદ્દિન ડીલર સમજે છે કે ડેપ્યુટી કમિશનર તેને કંઈ કહે છે. તે તેની લાંબી ડોક ડેપ્યુટી કમિશનર ની ખૂબ નજીક લાવી પૂછે છે, 'મને કંઈ કહ્યું, સર ?'

ડેપ્યુટી કમિશનર તેની વિરુદ્ધ દિશામાં મોં ફેરવી બોલ્યા, 'ના, અમારી ડિસ્ટ્રિક્ટ પંચાયતના ઑફિસર મિસ્ટર સન્યાલને —'

વાત પૂરી થતાં પહેલાં જ મિસ્ટર સન્યાલ પાછળથી આગળ આવી કહે છે, 'હા, સર!'

'અહીં અવેઈલેબલ પંચાયતના મેમ્બરોની પંચાયતની ઑફિસમાં મિટ કરો; હું આવું છું. અને તેની પહેલાં નૌકા મોકલો, હમણાં જ.' છેલ્લી વાત ડેપ્યુટી કમિશનર મોબાઈલ સિવિલ ઈમર્જન્સીના ઑફિસરને કહે છે.

મિસ્ટર સન્યાલ અને સિવિલ ઈમર્જન્સીના ઑફિસર બંધ છોડીને ચાર રસ્તા તરફ જાય છે. તેમની સાથે ભીડમાંથી ઘણા બધા એ તરફ જાય છે. બાકીની ભીડ સાથે ડેપ્યુટી કમિશનર ઊભા રહે છે. એ ભીડની અંદર હોવા છતાં પણ અબ્દુલ એ ભીડની બહાર ઊભો હતો. તે પહેલાં જ્યાં ઊભો હતો ત્યાંથી એક ડગલું પણ ખસ્યો નથી. તેની આજુબાજુ, લગભગ શરીરને શરીર અડાડી આ ભીડમાં જે લોકો હતા તે બધાયનું મોં ડેપ્યુટી કમિશનર તરફ ફેરવેલું છે. ડેપ્યુટી કમિશનરની પાછળ જેઓ છે તેઓનું મોં નદી તરફ છે, છતાં તે લોકો જુએ છે ડેપ્યુટી કમિશનર તરફ જ. અબ્દુલ જ્યાં ઊભો છે ત્યાંથી પણ તેણે ડેપ્યુટી કમિશનર તરફ જોવું જોઈતું હતું.

## 104

## ફ્લડ—ફ્લડ

## પૂર 'ઘોષણા' - આવ્યું કે ના આવ્યું

અત્યારે અબ્દુલે ઊભા રહેવું તે ચોક્કસ જરૂરી છે, કારણ કે ડેપ્યુટી કમિશનર પણ નદી તરફ જ જોઈ રહ્યા છે. પાણીનો રંગ ધૂંધળાથી વધારે ધૂંધળો-ડહોળો થતો જાય છે; પ્રવાહના વેગમાં પેલા વિશાળ વિસ્તારમાં ક્યાંય એક સંકોચન જેટલુંય નથી. માઈલો સુધી વિસ્તરેલું પાણી ધાતુપાતની જેમ પ્રવાહમાં ભમરીઓ ઉડાવતું ધસી આવે છે. પેલી ધૂળભરી વિવર્ણતા આકાશમાંથી નદી અને કિનારા પર ફસ્ફસ્ કરે છે. લાગે છે કે જાણે ક્યાંક કંઈ થઈ ગયું છે, અથવા હમણાં જ કંઈક થશે.

'તો પછી સર, આપ જાઓ, ત્યાં બેસીને બધી વાતચીત કરી શકાશે —' મોઈનુદ્દિન ડીલર મોં ડેપ્યુટી કમિશનરના કાન પાસે લાવીને કહે છે.

'ત્યાં જ્યારે જવાનું થશે ત્યારે જશું. તમે એક કામ કરો — શું અહીં પૌંઆ અને ગોળ મળશે?'

'અહીં તો સર, એ બધું નહિ મળે; તો ઘૂઘૂડાંગાથી રીક્ષા બોલાઉં?'

'હા, હા, હમણાં જ બોલાવી મંગાવો.'

'હા, સર' એમ કહી મોઈનુદ્દિન ડીલર ભીડમાંથી બહાર નીકળતાં જ ડેપ્યુટી કમિશનર કહે છે, 'સાંભળો અત્યારે હવે રિક્ષાભાડાની રકઝક કરશો નહિ, જે માગે તે આપીને મોકલી આપો.'

મોઈનુદ્દિન બહાર જતાં જતાં ફરી પાછો વળી ઊભો રહી કહે છે, 'સર, તો શું કેમ્પ આજથી જ શરૂ થશે?'

'ના, ના, કેમ્પ નહિ. ત્યારે તો લોકો ભાઠા પરથી આવશે; બધા તો કંઈ રસોઈ કરી શકશે નહિ. તેમને માટે સ્ટૉક કરો. વેધર ફોરકાસ્ટ ખરાબ છે. પહાડો પર પુષ્કળ વરસાદ થયો છે. પાણી હજુ વધારે વધશે.'

'હજુ વધશે, સર?' મહેશ્વરના પ્રશ્નમાં જાણે કોઈ ઉદ્વેગ નથી.

'વધશે નહિ તો ? પહાડ પર તો ધસમસ કરતો પડી રહ્યો છે, આજકાલ તો તમારા બધા પાસે આટલા રેડિયા થઈ ગયા છે. છેલ્લા ત્રણ દિવસથી સાંભળતા નથી?'

'સાંભળું છું, સર.', મહેશ્વર સ્વીકાર કરે છે.

'સાંભળો છો તો તમે લોકો ખસ્યા કેમ નથી?'

'રેડિયાની વાતોમાં બધી વાર વિશ્વાસ પડતો નથી; એને કારણે, સર.'

'સર,' સિવિલ મોબાઈલ ઈમર્જન્સીનો ઑફિસર આવી પાછળથી બોલે છે, 'અહીં એક નૌકા મળી, સર.'

'એક નૌકાથી શું થશે?' ડેપ્યુટી કમિશનર પ્રશ્ન કરે છે. તે પછી કહે છે, 'શું અહીં નૌકા છે ખરી? તો તે બધાને લઈ જવા જ સારુ છે. જરૂરને વખતે ક્યાંથી મળશે?'

ઑફિસર મહેશ્વરને બતાવી કહે છે, 'એમની એક નૌકા છે સર, પણ એ આપશે નહિ.'

મહેશ્વર ચૂપચાપ ઊભો રહે છે. ડેપ્યુટી કમિશનર એક વાર મહેશ્વર તરફ, બીજી વાર ઑફિસર તરફ જોઈને કહે છે, 'એ તો ત્યારના અહીંયાં જ ઊભા છે; નૌકા આપશે નહિ એવું કહ્યું ક્યારે?'

'સર, નૌકા તો રાઈસ મિલની સામે છે. ત્યાં થઈને જ આ તરફ નીકળશે. એમના માણસો છે. તેઓએ કહ્યું, એમણે કોઈને પણ નૌકા આપવાની મના ફરમાવી છે.' ડેપ્યુટી કમિશનરને હવે સમજણ પડે છે, પછી કહે છે, 'શું? તમારી નૌકા નહિ આપો કે?'

'ના, સર'.

ડેપ્યુટી કમિશનર જરા વાર ચૂપ રહે છે. પરંતુ પોતાની સમજણથી વિચારે છે કે જો તે ગુસ્સો કરશે તો પોતાના હિતથી ઊંધું થશે. જો એમની નૌકા હોય તો તો પંચાયતના લોકો જ એ નૌકા લઈ જશે.

'એ શું? લોકોને રેસ્ક્યુ કરવાના નથી ?'

'અમારી ગાયોભેંસોને પણ રેસ્ક્યુ કરવાની છે સર. તમે લશ્કર બોલાવો, સર.'

ડેપ્યુટી કમિશનર હસવાનો સુયોગ કરી કહે છે, 'અચ્છા, એક કામ કરો. જે નૌકા મળી છે તે હમણાં જ ભાઠાની દિશા તરફ છોડી દો. અને એ તો હશે જ. અહીંના બીજા એક જણને સાથે લેજો.' ઑફિસર ચાલી જાય છે.

અબ્દુલ બંધ પરથી ઊતરી પાણીના કિનારા તરફ ચાલવા લાગે છે — પેલી નૌકામાં જશે. તેની તરફ આંગળી કરી ડેપ્યુટી કમિશનર પૂછે છે — 'એ જશે ખરો?' ત્યારે લોકોની જે ભીડ હતી તેમાંથી હસવાનું નીકળી આવે છે. મહેશ્વર પણ હસીને કહે છે, 'પાગલ.....'

'તો પછી તેને જવા દો છો શા માટે?'

'ના, ના, એ ખૂબ સરસ રીતે પાર કરશે, સર.'

ફરીથી એ લોકોને રાહ જોવાની છે. ઘણી બધી વાર પછી તેમને દેખાય છે કે એક નૌકા તેઓની ડાબી તરફથી બહાર આવી દક્ષિણ તરફ તણાતી જાય છે — પણ પાંચ માણસો દોરી વડે એ નૌકાને ઊલટી દિશામાં ખેંચી રહ્યા છે. અબ્દુલ તેનાં જોડા-કપડાં-સ્વેટર સાથે પાણીમાં કૂદી પ્રવાહના વેગમાં થોડી જ વારમાં નૌકાની પાસે પહોંચી જાય છે.

ડેપ્યુટી કમિશનર પંચાયતની મીટિંગ માટે પાછા ફરે છે. તે કંઈ નહિ તો એટલું તો કહી શકશે કે ફર્સ્ટ રેસ્ક્યુ બોટ સ્ટાર્ટ કરી દીધી છે.

ડેપ્યુટી કમિશનરની પાછળ પાછળ મોબાઈલ સિવિલ ઈમર્જન્સીના ઑફિસર પણ ચાલતાં ચાલતાં બહાર આવે છે. આટલી વાર સુધી તે લોકોની સાથે લોકોની જે ભીડ હતી તે હવે ઓછી થઈ ગઈ છે. કોઈક કોઈકને ડેપ્યુટી કમિશનરે કામ માટે મોકલ્યા છે અને બાકીના અહીં નદીને કિનારે ઊભા ઊભા નૌકાને જોશે.

બે દુકાનોની વચ્ચેની જગામાંથી તેઓ ચાર રસ્તે આવી જાય છે. એમની જીપગાડીઓ ઊલટી દિશામાં ઊભી રાખેલી છે. તેમને જોઈને ડ્રાઈવરો થોડા આગળ આવેછે. પણ ડ્રાઈવરો ડેપ્યુટી કમિશનરની પાસે પહોંચે તે પહેલાં જ દુકાનમાંથી ઘણા બધા બહાર નીકળી પડે છે. શરીર પર આસામના સિલ્કની શાલ રાખી, લુંગી પહેરેલો એક માણસ આવીને નમસ્કાર કરી કહે છે, 'આવો, આવો સર, જરા વાર બેસીને જાવ.'

ડેપ્યુટી કમિશનર કહે છે તો ખરા કે 'ના અત્યારે હવે ક્યાં બેસું? જરા પંચાયતમાં જઈને જોઉં.' પણ બે હાથ માથા પાછળ રાખી ઊભા રહી, જાણે વાત કરવાની ઇચ્છા દર્શાવે છે.

'આપ પોતે જ આવી ગયા, સર.' — પેલા સિલ્કની શાલ ઓઢેલા ભદ્રલોક જ ફરીથી બોલે છે.

'ના આવું તો બીજું શું કરું?' ડેપ્યુટી કમિશનર હસીને કહે છે, 'હું તો જાણું જ છું, તમને બધાને ગમે તેટલી નોટિસ આપવામાં આવે, રેડિયો પર ગમે તેટલી જાહેરાત થાય, તમે લોકો કશાયથી ભાઠું છોડીને કિનારે આવશો નહિ. આટલું બધું ફ્લડ મેં તમારી સાથે પાર કર્યું — અને આટલું પણ સમજશો નહિ?'

ડેપ્યુટી કમિશનરની સાથે બીજા બધાય પણ હસી પડે છે. એક નાનો છોકરો થોડાં કપ-ડિશ લઈ આવીને ઊભો રહી જાય છે. તેને સમજાતું નથી કે કોને આપવાનાં છે. એક માણસ તેના હાથમાંથી કપ-ડિશ લઈ, ડિશની ચા ફેંકી દઈ ડેપ્યુટી કમિશનરની સામે ધરે છે. ડેપ્યુટી કમિશનર કપ લઈ નાનોસરખો ઘૂંટડો ભરે છે. એ વખતે એક જણ બોલે છે, 'સર, પોતાનાં ઘરબાર છોડી જવાની ઇચ્છા થતી નથી. મનમાં થયા કરે છે કે આજે સવારે, આજે રાતે —'

'તે તો તમે જોયું; પછી જો પાણીમાં ખેંચાઈ જશો તો બધો દોષ સરકારનો. તમારી પંચાયત પણ કશું કરતી નથી? પંચાયતની ઑફિસ કઈ બાજુ છે?'

'આ તરફ, સર, આ તરફ આવો —' એક માણસ ખસી જઈને ડેપ્યુટી કમિશનરને રસ્તો કરી આપે છે.

ડેપ્યુટી કમિશનર ચાનો છેલ્લો ઘૂંટડો ભરી કપ-ડિશ ક્યાંક મૂકવાની પેરવી કરે છે ત્યાં જ એક માણસે હાથ લંબાવી તે લઈ લીધાં ત્યારે, 'જોઉં, જરા પંચાયતમાં જઈને', કહી ડેપ્યુટી કમિશનર આગળ વધે છે.

## 105

## પૂરની સન્મુખ પંચાયત

ડેપ્યુટી કમિશનર થોડાં ડગલાં ચાલતાં જ તેમનો ડ્રાઇવર પાછળથી દોડી આવી પૂછે છે, 'સર, ગાડી લઈ આવું?'

ડેપ્યુટી કમિશનર ઊભા રહી જઈ ડ્રાઇવર તરફ ફરીને કહે છે, 'ના, ના, તું અહીં જ રહે. ચા પીધી?'

ડ્રાઇવર ઊભો રહીને માથું હલાવે છે. ડેપ્યુટી કમિશનર ચાલતાં ચાલતાં દુકાન,

ઘર વગેરે પસાર કરી દે છે. ડાબી તરફના વિશાળ રેતના પટ તરફ આંગળી કરી કહે છે, 'આ બધી જગ્યા ખૂબ સરસ ખેતીને લાયક જમીન હતી. ૬૮ના ફ્લડમાં બધું નાશ પામી ગયું. આ તરફ ડાંગર તો ખૂબ સરસ થતી.'

જે લોકો સાથે આવ્યા હતા તેમાંથી એક માણસ કહે છે, 'તમે, સર, તમે એ વખતે અહીં હતા, સર?'

ચાલતાં ચાલતાં ડોક ફેરવી ડેપ્યુટી કમિશનર કહે છે, 'હું ત્યારે પ્રોબેશન પર હતો. તે વર્ષે જ ફ્લડ! તેથી જલપાઈગુડિથી આવતાં જ થાય છે કે ફ્લડ આવશે. તમે હતા ત્યારે અહીં?'

એ પ્રશ્નનો કોઈ એક જવાબ તો છે નહિ — કોઈ કોઈ હતું, કોઈ કોઈ ત્યારે ખૂબ નાનું હતું. પણ બધાને થોડી થોડી ખબર તો છે જ. બધા ભેગા મળીને જવાબ આપતા જાય છે — ડેપ્યુટી કમિશનર પણ એક વાર ડાબી તરફ, બીજી વાર જમણી તરફ ડોક ફેરવી જાણે બધાની વાત સાંભળવા ઇચ્છે છે. છેક સુધી તેમની સાથે જે બધા હતા તેઓ એ જ વાત ચાલુ રાખે છે — '૬૮ના પૂર પછી તો સર, મંડલઘાટનો ચહેરો જ બદલાઈ ગયો છે. ક્યાં પેલો પહાડનો હાટ? ક્યાં પેલો સરકાર પાડા?'

પંચાયતની ઑફિસ આવી જાય છે. ડેપ્યુટી કમિશનરને 'સર, આ તરફ, સર', કહી બાજુનો માણસ દોડતો પંચાયતની ઑફિસમાં જાય છે. પણ તે તેમાં પ્રવેશે તે પહેલાં જ પંચાયત ઑફિસની અંદરથી ઘણા બહાર આવે છે, વરંડામાં. જેઓ તેમની સાથે આવ્યા હતા તેમની તરફ મોં ફેરવી જરા હલાવી ડેપ્યુટી કમિશનર કહે છે, 'સારું તો. હવે થોડું એ લોકોની સાથે બેસું છું. અને તમે બધા — તમારા સગાંસ્નેહી, બધાં સાવધાન રહેજો. જલપાઈગુડિના પૂરની વાત સાંભળતાં જ ભય લાગે છે!' બધા સહેજ હસી પડતાં ડેપ્યુટી કમિશનર પંચાયતની ઑફિસના વરંડામાં પહોંચી જાય છે.

'શું? તમે કેટલા મેમ્બર છો?' પૂછીને ડેપ્યુટી કમિશનર વરંડામાંથી પંચાયતની ઑફિસમાં દાખલ થાય છે.

અંદર દાખલ થઈ તે ઊભા રહી જાય છે; ઊભા ઊભા ઑફિસની આસપાસ જોવા લાગે છે. બારણાની સામે વાંસની ફ્રેમમાં લેનિનની એક રંગીન છબિ છે. જમણી બાજુ સેક્રેટેરિયેટ ટેબલ, બાજુમાં સ્ટીલની અલમારી છે. એ ટેબલની પાછળના ભાગ ઉપર 'વામફ્રન્ટ સરકાર ઝિન્દાબાદ' લખેલું એક પોસ્ટર છે. ડેપ્યુટી કમિશનર જ્યાં ઊભા છે તેની ડાબી તરફ રવીન્દ્રનાથની એક રંગીન છબિ છે — સંભવત : કોઈ કેલેન્ડરમાંથી કાપેલી. પેલી લટકતી છબિ પર એક સુક્કી માળા પણ ઝૂલે છે.

'સર, બેસો, સર,' સેક્રેટેરિયેટ ટેબલની ઊલટી દિશા તરફની ચેરને, એક જણ

જરા આગળ લાવે છે.

ચેરમાં બેસતાં બેસતાં ડેપ્યુટી કમિશનર પૂછે છે, 'બોલો, તમારા કયા કયા મેમ્બર છે, અત્યારે અહીં ?'

દરવાજા પાસેની ભીડમાંથી એક જણ આગળ આવે છે,'સર, અમે થોડા જ જણ છીએ, સર; અને બે મેમ્બરોનાં ઘેર સાઈકલ પર માણસને બોલાવવા મોકલ્યો છે, સર. પણ તેઓ અહીં નથી, ટાઉનમાં ગયા છે —' મેમ્બર વાક્ય પૂરું કરી શકતો નથી.

એ દરમ્યાન બીજા બે જણ આવી પહોંચે છે. ડેપ્યુટી કમિશનર કહે છે, 'તમે બધા બેસો.'

સેક્રેટેરિયેટ ટેબલની સામેની ચેરની ડાબી તરફની દીવાલને અડીને એક બેંચ પડેલી હતી. મેમ્બરો એ જ બેંચ પર બેસે છે. બાજુના એક ઓરડામાંથી એક જણ ચેર લાવી મૂકે છે ત્યારે ડેપ્યુટી કમિશનર પૂછે છે, 'પેલી તરફ પણ એક ઓરડો છે, કેમ?'

'હા, સર, નાનોસરખો ઓરડો છે, એક ઓરડામાં તો ભીડ થઈ જાય; ઑફિસના કામકાજમાં મુશ્કેલી થાય, ત્યારે ત્યાં કામકાજ થાય.'

ડેપ્યુટી કમિશનર ફરીથી ઓરડાની દીવાલો, આસપાસ નજર ફેરવી કહે છે, 'પંચાયતની ઑફિસોમાં હજુ ય નવા ઓરડાની ગંધ મળે છે. એમ ને?' બધા જરા હસી લે છે. ડેપ્યુટી કમિશનર ફરીથી કહે છે, 'ઓરડા વગેરે ગંદા પડી રહેવા દેશો નહિ, અને કાગળપત્ર એકઠા થવા દેશો નહિ. જે નકામી વસ્તુઓ છે તેનો જોડે જોડે નાશ કરી દેજો. એક વાર જો નકામું બધું ભેગું થવા માંડશે તો પછી કોઈ દિવસ ચોખ્ખું કરી શકશો નહિ. અમારી કચેરી જોઈ છે ને? અત્યારે વ્હાઈટ વૉશ કરાવાતો નથી, હા, બોલો. તમારે અહીંયાં તો જોઉં છું કે તમે કોઈ વૉર્નિંગ જ કાને ધરતા નથી. એ પછી જો કોઈ મોટો ઍક્સીડન્ટ થઈ જાય ત્યારે કેફિયત આપશે કોણ?'

'સર, એમ છે કે એ બાબતે વાત કરવા માટે જ તમારી પાસે આજે આવવાનું થયું છે.' એક મેમ્બર કહે છે.

'હજુ ય જો અમારી પાસે આવવાનું હોય તો પછી પંચાયત કરવાનો લાભ શો? તમારા ઈલાકામાં પૂર આવે તો તમારે વ્યવસ્થા કરવી પડે —'

'ના સર. અમને તો ખબર જ નથી કે રૂપિયાપૈસાનો કેટલો ખર્ચ થાય, કેટલો ના થાય —'

'પહેલેથી જ ફંડની વાત આવે ક્યાંથી? એ બધું તો પછી પંચાયત ઑફિસર આવી તમારી સાથે વાત કરી નક્કી કરશે. તે પહેલાં તો બંધની પેલી પાર નદી તરફ જે બધા છે તેમને લઈ આવવા પડશે. મેં જોયું કે તેઓ તો વિચારે છે કે ફ્લડ

આવશે નહિ. અંતે, મધરાતે જો લોકોને ખસેડવા પડશે તો શું કરશો? આ બંધ ઉપર અમારા સિવિલ ઈમર્જન્સી ઑફિસરને કોઈ એક ભદ્રલોકની નૌકા જોઈતી હતી; તેમણે મને કહી દીધું કે અત્યારે નૌકા તેમના કામમાં રોકાયેલી છે એટલે તે એ નૌકા આપશે નહિ —'

'કોણ હતું એ, સર?'

'તેની હું શી રીતે વાત કરું? જુઓ ને જરા, અમારા સિવિલ ઈમર્જન્સી ઑફિસર બહાર છે કે નહિ.'

એક મેમ્બર ઊઠીને દરવાજા પાસે જાય છે. દરવાજા પાસેથી જ બૂમ પાડે છે, 'અહીં આવો, આપને સર બોલાવે છે.'

સિવિલ ઈમર્જન્સી ઑફિસર ઓરડામાં આવતાં જ ડેપ્યુટી કમિશનરે કહ્યું, 'તમે હજુ પણ ત્યાં જ ઊભા રહ્યા છો? પેલી તરફ જાવ, અને જુઓ કે નૌકા બરાબર ફંક્શન કરે છે કે નહિ.'

'હા, સર,' બોલી ભદ્રલોક બહાર જાય છે.

'મહેશ્વર જોતદારની નૌકાની વાત કરો છો ને, સર? એણે નૌકા આપી નહિ?'

'કોણે આપી નહિ તેનું નામ તો હું જાણતો નથી. મેં એક રેસ્ક્યુ નૌકા સ્ટાર્ટ કરાવી દીધી છે; હવે તમે બધા જુઓ કે બીજા કયા કયા પોઈન્ટ પર લોકો હોઈ શકે. જો જરૂર પડે તો પેલી બીજી એક નૌકા પણ લઈ જાવ. કંઈ નહિ તો આજે સાંજ સુધી નદી તરફ કોઈ રહેવું જોઈએ નહિ. આ વાત કરવા માટે જ તમને મળવા ઇચ્છતો હતો.' ડેપ્યુટી કમિશનર ચેર છોડી દઈ ઊઠી જાય છે. બારણા તરફ પગ ઉપાડવા જતાં ફરીથી ઊભા રહીને કહે છે, 'તમારા બધા લિડરમાંથી કોઈ નથી એટલે વાર કરશો નહિ. તેઓ આવે એટલે કહેજો કે મેં તમને કહ્યું છે. અને ઘૂઘૂડાંગાથી પૌંઆ-ગોળ લેવા ગયા છે; તે લોકો આવી જતાં જે કરવાનું હોય તે કરજો' ડેપ્યુટી કમિશનર વરંડામાં આવીને ઊભા રહે છે. ત્યાં એ વખતે પણ ઘણા લોકો ઊભેલા છે, બેઠેલા છે. રસ્તા તરફ જોઈને ડેપ્યુટી કમિશનર કહે છે, 'ગાડીને જરા લાવવા માટે કહો ને.'

# 106

# પૂરના કાર્ય-કારણની પેલી ક્ષણ

ઑફિસરો બંધ પરથી ખાલી કરી ચાલી જતાં જાણવા યોગ્ય વાત ફરી એક વાર જાણવી જોઈએ; નૌકા કરી ખસેડી લાવવા જેવું વિશેષ બીજું કંઈ છે નહિ. સ્ત્રીઓ અને બચ્ચાંઓ તો ચાલી આવ્યાં છે; ચાર રસ્તે હરફર કર્યા કરે છે; પુરુષો આવે છે ને જાય છે. અત્યારે ધીરેન સાણની નૌકા એક વાર જાય છે, તેથી કોઈના ઘરની ચીજ-વસ્તુઓ લાવવી પણ પડે છે. પણ તે પછી નૌકા જાણે બાંધી કરીને તૈયાર રાખવાની છે — ક્યાંક લઈ જવાની ના હોય! સિવિલ ઈમર્જન્સીના ઑફિસરની અનુમતિ સાથે. જેટલા દિવસ પાણી રહેશે, ત્યારે માણસોને આવવું — જવું પડશે, તેટલા દિવસ નૌકાને સરકારી ભાડું મળશે. ઑફિસરોએ ભાડે રાખેલી નૌકાને હવે પંચાયત નકારી દઈ શકશે નહિ.

પણ આ ઑફિસરોનું આવવું, સિવિલ ઈમર્જન્સીની લાલ ગાડી હોવી, નૌકા ભાડે કરવી; ઘૂઘૂડાંગાથી પૌંઆ અને ગોળ લાવવા રિક્ષા મોકલવી — એ બધાને પરિણામે જાણે પૂરની ઘોષણા થઈ ગઈ. આ છેલ્લા દિવસોનાં તોફાન-વરસાદમાં પણ ઢીંચણ સુધીનાં પાણીથી કમર સુધી પાણીમાં ડૂબવા છતાં પૂર જાણે એટલું પૂર હતું નહિ; હવે એ સરકારી પૂર થવાથી જાણે બધાં વ્યસ્ત થઈ ગયાં. હજુ વધારે વધે તો હેલીકૉપ્ટર અને લશ્કરની વાત પણ આવશે. કોઈ પૂર વખતે કોઈએ ક્યારેય હેલીકૉપ્ટર જોયું નથી; સૈન્ય પણ જોયું નથી. પણ છેવટે આય બરાબર થઈ ગયું છે — એ બે દ્વારા પૂરની વળી જુદી જ એક પરિસ્થિતિ સમજવા મળશે.

ઑફિસરોના આવવા-જવાથી નદી અને આકાશનો ચહેરો જાણે વધારે સાચુકલો થઈ ઊઠે છે. નદીના કોઈ કિનારેથી પવનનું વહી આવવું જોવા મળતું નથી; આટલા પ્રબળ પવનમાં સમગ્ર આકાશ વાદળોથી ઘેરાઈ જવાની, હલચલ થવાની વાત હોય, પણ જાણે વાદળાં તરતાં નથી — એટલું બધું અ-ચલ છે આ આકાશ. અને આકાશથી જ પાછો વળેલો પવન આવીને અથડાય છે આ બંધ પર ઊભેલા માણસોનાં શરીરે.

પવનની ઊલટી દિશામાં બંધ પર ઊભો રહી એકલો એકલો મહેશ્વર જોતદાર બૂમો પાડે છે, 'અરે ઓ, ગાયોને લાવવાની છે હોં કે... હે... ભાદઈ' — ભાદઈ ક્યાંય દેખાતો નથી.

મહેશ્વર આવી ઘોષણા કરતો હતો એ વાત સત્ય છે; ઊલટા પવનની

પાણી સાથે અથવા પ્રવાહની સાથે ભળી જાય છે. ફક્ત પાણી ઊંચું થાય છે — કોઈ અવાજ નહિ, કોઈ પછડાટ નહિ, પાતાળનું પાણી જાણે ઊંચું થઈ ઊઠે છે. પણ પવન કંઈ તેટલો નીરવ નથી, અને અથડાયા વિના આવતો નથી. એ તો અત્યારે તિસ્તાની આ પાર કે પેલે પાર ખરેખરો જોઈ શકાતો નથી — ચકચકતા તડકાવાળા દિવસે પણ જોઈ શકાતો નથી. પાણી અને રેતીના ઝગઝગાટમાં દૃષ્ટિ અટકી જાય છે. અત્યારે તો વળી વધારે દેખાતું નથી. રાખોડી રંગનું આકાશ નદીની એકદમ ઉપર ઊતરી પડી વચ્ચે જાણે નદી પર દીવાલ બની ગયું છે. અને પવન એ અદૃશ્ય દીવાલની પાછળથી તિસ્તાના આટલા વિશાળ વિસ્તારને પાર કરી જાય છે, જાણે કે લગભગ નીરવપણે; અથવા પાણીનો જે અવાજ અત્યારે અલગ ઓળખી શકાતો નથી તે અવાજની સાથે ભળી જઈ આત્મગોપન કરે છે; ત્યાર પછી સંગૃહીત કરેલી સમગ્ર શક્તિને એક સાથે છોડી દઈ બંધ પર અથડાઈ પડે છે.

પણ ભાદઈ - કાંદુરા - કાનકાટુ જ્યાં છે, તે નદીની પેલી 'સુક્કી' ખાડી, મૂળે તો મુખ્ય તિસ્તાના પટ કરતાં પણ નીચી છે. ત્યાં આ પવન નથી, આ અવાજ નથી. ત્યાં પાણીનો અવાજ માટીની અંદર થઈને ઊડી આવે છે; પછી, આ પાણી પર જ ફેલાઈ જાય છે; પવન સાથે ભળી જતો નથી.

મહેશ્વર એ પવનમાં જ ગૂંચવાઈ ગયો છે. તે કોઈને જોઈ શકતો નથી. બંધ પર કોઈ નથી; બધાંય ચાર રસ્તે છે. અથવા આ પવનમાં માથાના વાળ, કપડાં વગેરે એટલું બધું અવ્યવસ્થિત થઈ જાય છે કે એક વાર આંખ ફેરવતાં કોઈને ઓળખી શકાતું નથી. માથા પર એટલો પવન અને પગ નીચે આટલું પાણી ના હોત તો મહેશ્વર જોતદારને અનુરૂપ એવી એક નજર કરતાં જ હુકમ કરી શકાય એવા માણસો મળી જાત. પણ નીચે પાણીમાં ભાદઈ હાથ લંબાવીને વાંસડા માટે ઊભો છે; જે ગાયોને બહાર લઈ આવવાની છે, તેમાં મહેશ્વરની ગાયોની સંખ્યા જ વધારે છે; પેલાઓને તો ફસલનો ભાગ આપી દીધો છે. ફસલનો ભાગ મળી જતાં જમીનનો ભાગ કાયમ થઈ જાય છે.

પરંતુ અત્યારે તો મહેશ્વર બંધ પરથી નીચે ભાદઈ પાસે વાંસડા પહોંચાડવા કોઈને મેળવી શકતો નથી. ભાદઈ હાથ લંબાવીને ઊભો છે. અનિવાર્યપણે તેને બે વાંસ બે હાથમાં લઈ આગળ જવું પડે છે. બંધના કિનારે આવી ઢાળ તરફ ફેંકી દે છે. ક્યાં પડ્યા તે જોયા વિના જ ફરી પાછો જાય છે. ફરીથી બે વાંસ લાવી ઢાળ પરથી ગબડાવી દે છે. ક્યાં પડ્યા તે જોયા વિના ફરીથી પાછો જાય છે.

મહેશ્વરને જ્યારે સમજાઈ જાય છે કે તેણે જ હાથોહાથ કરી વાંસડા લઈ જઈ ભાદઈના હાથમાં આપવાના છે ત્યારે તે ધ્યાનપૂર્વક ફેંકે છે; એક એક કરીને વાંસ લઈ જવાને બદલે બધા વાંસ બંધના ઢાળ પર ફેંકી દે છે; પછી પગથી ઠેલા મારી મારીને ગબડાવી દેશે. પણ બંધની ઉત્તર દિશાએથી ગમબૂટ અને ખાખી રંગના

કપડાંવાળો મોબાઈલ સિવિલ ઈમર્જન્સી ઑફિસર બૂમ પાડી હાથ ઊંચો કરે છે. પવનમાં આ બૂમ કંઈ સંભળાતી નથી; ઊંચો કરેલો હાથ દેખાય છે. મહેશ્વર ઊભો રહે છે. ત્યાર પછી બે ડગલાં આગળ જઈ બંધની એકદમ ટોચ પર જે વાંસડા પડ્યા હતા તે બધાને પગથી ઠેલી ઢાળ પરથી ગબડાવી દે છે. ગબડાવી દઈને જુએ છે કે એક વાંસ પણ પાણીમાં પડ્યો નથી.

પાણીની અંદરથી ભાદઈ ચીસ પાડી ઊઠે છે, 'અરે, શું કરો છો? જલદી જલદી વાંસડા આપો ને, જલદી જલદી આપો —'

ફરજિયાતપણે મહેશ્વરને ઢાળ પરથી પાણી તરફ નીચે ઊતરી જવાનું શરૂ કરવું પડે છે; ઊતરતાં ઊતરતાં પગ વડે વાંસડાઓને તે ગબડાવી દઈ શકે છે. વાંસડા જાણે કિનારે નથી, પાણીમાં છે, એ રીતે ગોળ ગોળ ફરતાં ફરતાં જાય છે. મહેશ્વરને એક વાર જમણી બાજુ, એક વાર ડાબી બાજુ જઈ વાંસડાઓને પગ વડે ઠેલવા પડે છે. કદાચ મહેશ્વર થોડો ગુસ્સે પણ થઈ જતો હશે. તે વાંસડાઓને વધારે જોર જોરથી લાત મારે છે. અને તેથી જ બે-એક વાંસ ભાદઈના હાથની સીમા સુધી જઈ પડે છે. ભાદઈ બે લાંબા વાંસ તેની આગળ તરતાં મૂકી દઈ પોતે બધાની પાછળ તરવા લાગે છે.

બરાબર એ જ વખતે મોબાઈલ ઈમર્જન્સી બંધ પરથી ચિત્કાર કરે છે, 'આ તમે શું કરો છો? વાંસડા તો અમારા છે — કાઉશેડ બનાવવા માટે.'

મહેશ્વર બંધના ઢાળ પરથી માથું ઊંચું કરી રાડ પાડે છે — 'શું તમારા બાપ એ બધા વાંસ અહીં રાખી ગયા છે?'

સાંભળ્યું ના હોય એટલે, અથવા તો સમજાયું ના હોય એટલે, મોબાઈલ ઈમર્જન્સી કાન પર હાથ રાખી પૂછે છે, 'શું કહ્યું?'

એક વાંસ હાથમાં લઈ ઈમર્જન્સીને મારવા માટે જાણે ઉપાડ્યો હોય તેમ મહેશ્વર પાછળ ફેંકી દે છે. વાંસ પાણીમાં પડ્યો તેનો કોઈ અવાજ પણ ઊઠ્યો નહિ. મહેશ્વર આંગળી ઈમર્જન્સી તરફ ઊંચી કરી પૂછે છે, 'તમારા બાપ લાવ્યા છે આ વાંસ? તમારા બાપ?' જાણે ઈમર્જન્સીના બાપ બંધની ઉપર ઈમર્જન્સીની પાસે જ ના ઊભા હોય!

ઈમર્જન્સી ત્યારે પણ કાન પાછળ એક હાથ રાખી પૂછે છે, 'શું બોલો છો?'

ગુસ્સો કંઈ બે વારથી વધારે ત્રણ વાર કરાય નહિ. મહેશ્વર ઈમર્જન્સીને આંગળી વડે વાંસડાઓ બતાવી, નદીની અંદર ઊભેલા ભાદઈને બતાવે છે. ત્યાર પછી ફરીથી વાંસડાઓને લાત મારી મારી ગબડાવવાનું શરૂ કરે છે.

બંધ પર ઊભા ઊભા ઈમર્જન્સી જુએ છે.

પછી, બંધ પરથી બે વાંસ લઈ આવી બંધના ઢાળ તરફ ઉતારે છે. બે-એક ડગલાં ઊતરી ડાબા હાથનો વાંસ જમીન પર ઉતારી દઈ અને જમણા હાથનો વાંસ

માથા પર ઉપાડી બે હાથે પકડે છે. તેની સામે જાણે કોઈ લક્ષ્ય છે! એ લક્ષ્યને તે અહીં ઉપરથી જ વિદ્ધ કરશે એવા ભાવે તાકી રહે છે. સારી રીતે તાકવા માટે ડાબો પગ પાછળ ખસેડે છે. તે સમજે છે કે આ ઢાળ પર આથી વધારે જોરથી પગ રાખી શકાશે નહિ. જાડા શરીરને થોડું હલાવી પાણી તરફ વાંસને ફેંકી દે છે. વાંસ સારી રીતે ઉપરથી બંધના ઢાળ પર જ ચાલી જાય છે, પણ દૂર પડે છે એટલે એક ગુલાંટિયું ખાઈ ભાદઈની ડાબી તરફ પાછળ પાણીમાં પડે છે. પાણીમાં કદાચ એ વાંસ તણાઈ જશે એવા ભયથી ભાદઈ કૂદકો ભરી આ તરફ આવે છે — થોડો જાણે તરતો તરતો પાણી કાપીને.

## 107

## જલ ગોધૂલિ

અત્યારે આ નિર્જન બંધ પર, નિર્જન પૂરમાં અને નિર્જન વાવાઝોડામાં પાણીની અંદર ઊભા રહી, પાણીમાં તરી, ભાદઈ એક વાંસ સાથે બીજા વાંસને જોડી લાંબો કરે છે, અને બંધ ઉપરથી મહેશ્વર જોતદાર અને ઈમર્જન્સી ઑફિસર ઠેલી ઠેલીને તેને વાંસ પહોંચાડતા જાય છે — બંધના એ ઢાળને વટાવી, ક્યારેક પગ વડે વાંસ ગબડાવી, ક્યારેક હાથ વડે ફેંકી, ક્યારેક પાણીની પાસે જઈ તરાવી દઈ. ભાદઈ એક વાંસ પછી એક વાંસ જોડતો જાય છે, અને શણની દોરડી વડે ગાંઠ મારતો જાય છે. વાંસ હાથમાં આવ્યા પછી જોડી દઈ ગાંઠ બાંધવામાં તેને બહુ સમય લાગતો નથી. પીઠ પાસે તેણે તેની દાતરડી ખોસી હતી, અથવા કાન્દુરા કે કાનકાટુ કોઈની હતી — પણ તે તે લઈને આવ્યો એ વાત જ્યારે ભાદઈ ગાંઠ બાંધ્યા પછી દોરડી કાપે છે ત્યારે સમજાય છે. આમ કરીને વાંસ બાંધતાં ભાદઈ આગળ લઈ જશે; છેવટે લગભગ કોઈ ઊંચી જગ્યા સુધી. બે લાઈનમાં બંધાયેલા વાંસ પૂરના પાણીની સાથે સાથે તરશે. અત્યારે ગાયોને આ બે હારની વચ્ચે છોડી દેવામાં આવે તો બધી જ સીધી બંધ ઉપર પહોંચી જશે. આમ ના કરે તો જળથી ભરેલી આ જગ્યા તેમને માટે એટલી બધી અજાણી છે કે એક સાથે પૂરેપૂરી ઊલટી દિશામાં ચાલી જાય — મુખ્ય પ્રવાહની દિશામાં. ત્યારે તો પાણીની મધ્યે ભાદઈ-કાન્દુરા - કાનકાટુને માટે ગાયોના ધણને બચાવવાનું શક્ય જ ના બને. બન્ને તરફ વાંસની નિશાની હોવાથી ગાયોનું ધણ ભૂલ કરશે નહિ. તે ઉપરાંત, પાણી વધારે વધે તોપણ, બધું ડૂબી જાય તોપણ આ વાંસના નિશાન તો છેવટે રહેશે — બધું ડૂબે તે પહેલાં આ નિશાન પકડીને જ આવન-જાવનની જરૂર હોય.

ભાદઈ આ વાંસની લાઈન ખેંચીને સામેના ઊંચા કિનારા પર લઈ ગયો —

એની ઉપર પણ અત્યારે પાણી ચઢી આવ્યું છે. ત્યાં એક પાતળો વાંસ કાદવમાં એવી રીતે ખોસી દેવો જોઈએ કે જેથી તે એક નાના પ્રવાહમાં જ વળી જાય. વળવાથી તે ઊખડી જશે નહિ. અને કદાચ જો ઊખડી જાય તોપણ વાંસની લાઈનની પેલી તરફનાં માથાં બંધના ઢાળ સાથે બાંધેલાં છે. પાણી ઊંચું ચઢતાં પેલા બંધનને પણ ઊંચા લાવશે. ત્યારે જો જરૂર પડે તો અને પાણીની અંદરનો પાતળો વાંસ પણ જો ઊખડી જાય તો, તો બંધથી આ વાંસની લાઈન પકડી છેવટે આ કિનારા સુધી તો આવી જવાશે. પણ ત્યારે આવવાની ચિંતા શી? અત્યારે તો ગાયોને સારી રીતે લઈ જવાને માટે લાઈનની જરૂર છે. જ્યારે આખું તળિયું જ પાણીમાં ડૂબી જાય, એટલે સુધી કે બંધ પરથી પણ લોકોને ખસેડવાની જરૂર ઊભી થાય, ત્યારે તો આ વાંસની લાઈન પકડી પાણી તળિયેનાં ઘર-વાડીમાં પાછા જવાની શી જરૂર રહેશે?

જરૂર હોય કે ના હોય, વાંસનું આ નિશાન પકડીને, જોઈને, બધાય સમજી જઈ શકશે — એ સ્થળે પાણીની નીચે તેઓનાં ઘરબાર, જમીન.

અત્યારેય એ બધી સંપત્તિ ઉપર નદી છે. ઊંચા ઊંચા કિનારાઓ પર ઘરનાં છાપરાં દેખાય છે, આસપાસ વાડા પણ દેખાય છે. નીચી જમીનનાં ઘરોનાં છાપરાંની ચીસો બહાર આવી છે. પાણીનો ચહેરો સારો નથી. આજે આખી રાત આ પવન વહેશે, વરસાદ પડ્યા કરશે; તેથી આ પાણી ઊંચું આવશે. સવારે દેખાશે — અહીં બીજાં ઘરો કહેવાય એવું કશું જ નથી, માત્ર નદી. તેની ઉપર અત્યારે જમીન ખસી ખસીને નીચે ઊતરી આવે છે. આવી બધી પહાડની ગર્ત-ગુફામાં પાણી જમા થઈ થઈને જે ઝરણાં થયાં છે તે બધાં એક સાથે ફાટી નીકળતાં પહાડના પાણીમાં તે સ્થળે નવી નદી બની જશે. ભાદઈ-કાન્દુરા-કાનકાટુ પેલી નવી નદી માટે તૈયાર થઈ રહ્યા છે.

એકદમ નજીકના કાંઠે ઢીંચણ ઉપર સુધી ડૂબી જઈ ભાદઈ ખેંચીને એક લાંબી બૂમ પાડે છે, જેથી ડાબી તરફથી જમણી તરફ તેનું મોં ફેરવી લેવું પડે છે— 'હે....એ.... કા-ન-ન્દુ-રા-આ-આ, કા-આ-ન-કા-આ-ટુ-ઉ-ઉ...' નદીની પેલે પારનો પવન એ આહ્વાનને આ પાર પહોંચાડી દે છે, આમતેમ થાય છે, જાણે ભાદઈનું આહ્વાન આ તરફથી જ આવ્યું ન હોય! પણ નદીની અંદર પોલું હોવાથી ભાદઈની પવનવિરોધી બૂમ કાન્દુરા - કાનકાટુની પાસે બરાબર પહોંચી જાય છે.

બૂમ પાડીને ભાદઈ પેલી તરફના પાણીમાં ઊતરી જાય છે. ત્યાં ડુબાય એટલું પાણી અને પ્રવાહનું ખેંચાણ છે. તેથી ભાદઈ તેના નાનાસરખા નાજુક શરીરને એક લાકડીની માફક તરાવી લઈ વધારે દૂરના કિનારાઓની કોઈ એક બાજુ જતો રહે છે — કાન્દુરા અને કાનકાટુની જેમ જ.

બે રાતના નિવાસી આ તોફાન અને પૂરમાં આજના આ, કદાચ છેલ્લા સમયે, તેઓ જાણે છેલ્લી વાર માટે આ વસતીની સીમા-સરહદને ખતવી દે છે — માનવીની

માલિકીમાંથી એ જમીનને નદીએ ફરીથી પોતાની માલિકીની કરી છે. એ સીમાનું બધું તો નથી, પણ ઘણું બધું છૂટું — છવાયું રહેલું છે તેમાં માત્ર એ ત્રણ જણ અત્યારે પાણીમાં તરીને કાપે છે અથવા ચાલે છે અથવા ઊભા રહે છે.

પછી, પેલા સૌથી ઊંચા કાંઠા પર બાંધેલી ગાયોને લઈને તેઓ એક સાથે નીચે ઊતરે છે. જ્યાં ભાદઈ વાંસ બાંધી રાખીને ગયો છે તે ઊંચા કાંઠા તરફ આગળ જાય છે.

તેઓ ત્રણ દિશાઓએથી આવતા હતા. કાન્દુરા દક્ષિણ કાંઠે હતો, અને ભાદઈ ઉત્તરને કાંઠે હતો. કાનકાટુ વચ્ચેના કાંઠેથી ગાયોને પાણીમાં ઉતારે છે. ત્રણ બાજુથી પાણીમાં ઊતરવાને કારણે એક સગવડ હતી કે ગાયોનાં ધણને કોઈ ને કોઈ રીતે સંભાળી શકાશે; પટ્ટ, કરતું કોઈ એક ધણ આ કે પેલી તરફ ચાલી જઈ શકશે નહીં. જો ઉત્તર તરફ ચાલી જાય તો જ મુશ્કેલી હતી. આ તરફ જતાં તો ત્યાં ય બંધ હશે.

આ ત્રણ ત્રણ ધણને એક તરફ લઈ જવા માટે હટ્ હટ્ - હટ્ટ, હટ્ટ, કરવાની કોઈ જરૂર હતી નહીં, છતાં ભાદઈ, કાન્દુરા અને કાનકાટુ માથા પર કશુંક ફેરવતા હતા અને જીભ વડે ડચકારા કરી અવાજ કાઢતા હતા, જાણે કે તેઓ મેદાન કે રસ્તા પરથી ધણને લઈ જઈ રહ્યા ન હોય! એ અવાજથી હોય, કે તેમની સામે ઊંચા બંધમાં આ પાળેલી ગાયો જમીનનું ચિહ્ન પામી હોય, ગમે તે હોય, પણ તે બધી શક્ય તેટલી ઝડપી ગતિએ પેલા બંધની દિશામાં ઝડપથી ચાલતી હતી — દોડતી હતી.

દોડવામાં થોડી મુશ્કેલી હતી. આ ગાયોનું ધણ આ નદીને આમ સીધેસીધી પાર કરવા ટેવાયેલું નથી. તે ઉપરાંત, ક્યાંક ક્યાંક તેમનાં કેટલાંકની છાતી સુધી પાણી હતું; ક્યાંક કોઈ કોઈ વાછડું ડૂબી જાય, તો ક્યાંક ગાભણીના ઢીંચણ હાલી ઊઠે અને એ પાણીના પ્રવાહની વચ્ચે જ જળ-સ્થળના પાર્થક્યને નહીં સમજતું વાછડું, માનાં આંચળને વળગી પડે, પછી ક્ષણમાં જ વાછડા સહિત પેલું શરીર લગભગ પીઠ સુધી પાણીની અંદર ડૂબી જાય.

કોઈ એક ગાય પણ હા-સ્વા એમ બૂમ પાડતી નથી; જાણે આ ગાયોનું ધણ જાણે છે કે તેમને એક સાથે બૂમ પાડવાની છે, જેથી આકાશ અને પાણીને જોડતાં પવન-વરસાદ, તેમ જ પેલા દૂર પહાડના છુપાયેલાં બધાંય ઝરણાં સંકેત પામી જશે. જેટલી ઝડપથી શક્ય તેટલી ઝડપે તેઓ આ નવી નદી પાર કરી પુરાણી જમીન પર પગ મૂકવા ઇચ્છે છે.

પણ ભાદઈ, કાન્દુરા અને કાનકાટુને કદાચ કોઈ સાહસ કરવાની ચિંતા છે — કોઈ વધારાના સાહસની. એકલા એકલા આ પહાડને તોડતા પાણીને ખેડતાં - પાર કરવાના સાહસની ચિંતા નથી, પણ આ આટલી બધી ગાયોને લઈ આટલી

દિશાઓએથી આ રોજના ટેવાયેલા પાણીની બહારના જળરાશિને પાર કરવામાં તેમને ચિંતા થાય છે પેલા સાહસની અતિરિક્તતા. તેઓ, નદીના પેલા ક્રમશઃ વિસ્તારની વચ્ચે, પગે - કમરે - છાતીએ - પીઠે અને ક્યારેક આખા શરીરે, પેલા જળરાશિના આવર્તનોની વચ્ચે, જુએ છે કે પેલું આકાશ જાણે નદી પર ચોંટીને બેઠું છે, એ પછી જાણે નદી અને આકાશની વચ્ચે કોઈ રેખાય રહેશે નહીં. ભાદઈ હાંક દઈ દે છે; પાર્થક્ય અત્યારે એટલું છે કે એ પોતાને સમજાવે — 'હે...ઈ, હે...ટ, હેટ... ખબરદાર....હે.... ખબરદાર —' કાન્દુરા બૂમ પાડે છે, 'કાનકાટુ, ડાબી તરફ માર, ડાબી તરફ માર.'

પાણીમાં ડૂબેલા જે કાંઠે ભાદઈ વાંસ બાંધી રાખીને ગયો હતો, તે કાંઠે ગાયો પહોંચી જઈ ક્ષણ વાર મોડું કર્યા વિના હુડ્ હુડ્ કરતી ઝડપથી પેલા બે વાંસની લાઈન વચ્ચે પેસી જાય છે. આટલી વાર જે રીતે આવી હતી તેવી છૂટી છૂટી નહીં, પણ બે વાંસની વચ્ચેની પેલી જગ્યામાં શરીરને શરીર અડાડીને આટલી બધી ગાયો જાણે એક થઈ જાય છે; વચ્ચે અંતરે અંતરે રહે છે કાન્દુરા, ભાદઈ અને કાનકાટુ. ઢંકાયેલા આકાશમાં પણ અદૃશ્ય સૂર્યાસ્ત થતો હતો — એ ટેવાયેલી ગોધૂલિવાળી સાંજે, એ પ્રબળ તોફાનમાં જાણે અ-પ્રાકૃત જળરાશિને ભેદી ભાદઈ - કાન્દુરા - કાનકાટુ તેમનાં ગોધણને લઈ પાછા આવી રહ્યા છે —

## 108

## 'સીમાન્તવાહિની'ના બે અર્થ

તિસ્તાની વચ્ચે નોયાપાડા, મેચિયાપાડા, સયેદપાડા, દહગ્રામ — એ ચાર ભાઠાં અથવા છિટ-મહલ હતાં. એને કારણે ભારતની સુપ્રિમ કોર્ટ સુધી મામલા - મુકદ્દમા થયા છે, કારણ કે આ ચાર સ્થળો પહેલાંના પૂર્વ પાકિસ્તાન અને આજના બાંગ્લાદેશને કોઈ કરાર અનુસાર આપવાનું થયું છે. બ્રિટિશ અમલમાં પાટગ્રામ થાણું જલપાઈગુડિ જિલ્લાની વચ્ચે હતું. તિસ્તા ત્યાં બરાબર સીમાન્તવાહિની હતી. મંડલઘાટ પછી તિસ્તા પૂર્વ કિનારે મેખલિગંજ અને પશ્ચિમ કિનારે હલદિવાડિ એ બે જગ્યાઓની વચ્ચે થઈ એ વખતના કોચબિહાર રાજ અને આજના કોચબિહાર જિલ્લાને પાર કરી પાટગ્રામના પશ્ચિમ છેડે થઈ રંગપુરની દિશામાં વહી જતી. ત્યારે પાટગ્રામની પશ્ચિમની આ નદી જ હતી રંગપુર અને જલપાઈગુડિ વચ્ચેનો સીમાડો. આ નદીની એકદમ વચ્ચે, પાટગ્રામની એકદમ અંદર નોયાપાડા, મેચિયાપાડા, સયેદપાડા, દહગ્રામ અને બીજાં અનેક નામ વિનાનાં ભાઠાં કોચબિહાર રાજ્યના અસલ છિટ-મહલ હતાં અને એ કારણે કોચબિહારનું ભારત સાથે જોડાણ થયા પછી તે છિટ-મહલ ભારત

યુનિયનનો અને પશ્ચિમ બંગાળનો ભાગ બન્યો. પણ એ તો મૅપનો ભાગ. બીજા એક રાષ્ટ્રની એકદમ અંદર આવેલા આ કેટલાંક ભાઠાંનાં જેવાં છિટ-મહલ પર ભારત યુનિયન કે પશ્ચિમ બંગાળ તેની નિત્યનૈમિત્તિક માલિકી કાયમ રાખશે કેવી રીતે? શા માટે રાખશે? જે બધી સ્થાયી જગ્યાઓ છે તે નદીનો માર્ગ બદલાતાં કેટલાય દિવસોથી વહેતી નદીનાં ભાઠાં બની ગયાં છે, છતાં સેટલમૅન્ટમાં એ બધી જગ્યા મૂળ ભૂખંડનો ભાગ છે, તેમના જ્યુરિસ્ડીકશન લિસ્ટ નંબર છે, એ બધી જગ્યા જ છિટ-મહલ. એ બધા ભાગ નદીના ભાંગવા - તૂટવાથી છૂટક-છૂટા થઈ ગયા છે. ક્યાંક એક નંબર અને પાંચ નંબર કદાચ ભારતના છે તો બે, ત્રણ, ચાર કદાચ બાંગ્લાદેશના છે. વળી ક્યાંક આઠ અને નવ નંબરો બાંગ્લાદેશના છે, તો છ, સાત અને દસ ભારતના છે. એ રીતે એક ભાઠું એક એક રાષ્ટ્રનું થાય તેમાં બન્ને રાષ્ટ્રોને પ્રતિકૂળતા છે. એટલે જ બન્ને દેશની વચ્ચે કશીક પતાવટ કરી છિટ - મહલોને જેટલે સુધી શક્ય હોય તેટલે સુધી વ્યવસ્થિત કરી દીધાં છે. પણ વ્યવસ્થિત કરવા છતાં પણ નદી તો નદી જ રહે છે; ભાઠું ભાઠું જ રહે છે. વળી, નદી રહેવા છતાં પણ કે ભાઠું ભાઠું હોવા છતાં પણ ત્યાં રાષ્ટ્ર હોય છે, રાષ્ટ્રની સીમા હોય છે, સીમા પર બૉર્ડર આઉટ પોસ્ટ હોય છે, કસ્ટમ્સના લોકો હોય છે, સીમાન્તવાહિની-સીમાસુરક્ષાદળ હોય છે, બૉર્ડર સીક્યોરિટીના ફોર્સના કૅમ્પ હોય છે, એ કૅમ્પના તેમના પોતાના શસ્ત્રભંડાર હોય છે. એ જ પ્રમાણે, પહેલાં જેમ પાકિસ્તાનના રહેતાં તેમ હવે બાંગ્લાદેશના હોય છે, એ કૅમ્પના તેના પોતાના શસ્ત્રાગાર હોય છે.

પણ જે સીમાનું રક્ષણ કરવા માટે આટલી બધી વ્યવસ્થા છે, તે સીમા જ અહીં રહેતી નથી. બે દેશના કાયદેસરના અથવા ગેરકાયદેસરના યાત્રીઓ — કોઈ પણ, આવી બૉર્ડર હોત તો ભાઠાની કે નદીના પાણીની બૉર્ડર પાર કરવાનું ઇચ્છત નહીં. છતાં આ બૉર્ડર કે નદીની બૉર્ડર, જે બધાં લોકો ભાઠાંમાં રહે છે તે બધાં તેમનાં બજારને માટે અથવા ખાવાપીવાની વસ્તુઓ માટે પાસે પાસેના બંદર-ઇલાકામાં અથવા હાટમાં જ જાય છે. ના જાય તો બીજો ઉપાય જ નથી એટલે જાય. એટલે સુધી કે ભારતીય બૉર્ડર આઉટપોસ્ટના ખાવા-પીવાના માટે, રવિ અને ગુરુવારે સયેદનાં હાટમાં નૌકા લઈને જવા સિવાય બીજો ઉપાય નથી. સયેદનો હાટ એક અદ્‌ભુત સ્થળે બેસે છે — એ તો પૂરેપૂરું પાટગ્રામ, પણ બરાબર હાટ ખૂલે છે નદી સાથે લાગેલી ભારત યુનિયનની એક પટ્ટી છે તેમાં, કારણ કે દેશના ભાગલાના સમયે આ પટ્ટી કોચબિહારના છિટ મહેલની વચ્ચે જ જલપાઈગુડિ જિલ્લાનો છિટ મહેલ હતો. સયેદનો હાટ આ સીમાને અડીને બેસે છે — તેથી હાટ કરતાં કરતાં જ ભારતીય યુનિયનની બૉર્ડર આઉટપોસ્ટના અને બૉર્ડર સીક્યોરિટી ફોર્સના લોકો તો બાંગ્લાદેશમાં પ્રવેશી જાય છે અને બાંગ્લાદેશની બૉર્ડરના લોકો ભારત યુનિયનમાં આવી પહોંચે છે. હાટ ચાલે જ છે તો મુખ્યત્વે બે બૉર્ડરના લોકોને માટે — નહીં

તો આટલા એક છેડા પરના હાટમાં શું આટલાં બકરા, બકરી કે મરઘાં આવે?

હાટ બેસવાની પશ્ચિમ દિશા બાંગ્લાદેશની અને પૂર્વ દિશા ભારતની. બરાબર અર્ધું અર્ધું નથી — અસલ તો બાંગ્લાદેશનું જ, પણ ભારત તરફ રાજકિશોરીપાડાના ભાગમાં — મરઘીહાટ. એ તરફ જ બકરા-મરઘી, એટલે સુધી કે બેચાર ગાય-વાછડાનું પણ વેચાણ થાય. બેએક વાર ગાય-વાછડાને કારણે ગોલમાલ પણ થાય — બૉર્ડરની ચોરાયેલી ગાય પકડાઈ જાય. બેએક વાર બાંગ્લાદેશનો ચોર, ભારતમાં જઈ ગાય ચોરી લાવી વેચી દે છે, ભારતીય બૉર્ડરના લોકો હાટમાં એ પકડી પાડે છે; પછી હાટની અંદર ભારતના ઇલાકામાં લઈ જઈ ખૂબ માર મારે છે. બાંગ્લાદેશની બૉર્ડરના લોકો પણ આવીને મારે છે. બીજી એક વાર એક ચોરને બાંગ્લાદેશની જ બૉર્ડરના લોકોએ પકડી પાડ્યો, પણ તે એક દોડે ભારતીય ઇલાકામાં જઈ પોતાને ભારતનો માણસ હોવાની ઘોષણા કરી. એક દેશની નાગરિકતાનો ત્યાગ અને બીજા એક દેશની નાગરિકતા ગ્રહણ કરવા જેવી નાટકીય ઘટના તો કેટલી હાસ્યજનક થઈ ઊઠે - 'હું તો કૂચલિહાટનો ચોર — બલાઈ.' ચોર બલાઈ સંભવ છે કે સ્વનામખ્યાત હોવાને કારણે આત્મરક્ષણ ખાતરએ આવો એક ઉપાય શોધી કાઢે. પણ આ ઘટનામાં ભારતીય સીમારક્ષકોમાંનો એક ચોટ્ટા બલાઈની ઘોષણાને માની લઈ, તેને ભારતીય નાગરિકની સ્વીકૃતિ આપી, માથું પકડીને ખેંચી લાવ્યો અને એની પાછળના ભાગ પર એક લાત મારી — એટલા જોરથી લાત મારી કે તે હાટના એક શાકભાજીવાળાને માથે જઈ પડ્યો અને તેનાં કોળાં ચારે બાજુ વેરાઈ ગયાં. આ કોળાંમાંથી કોઈ કોઈ બાંગ્લાદેશ તરફ ગબડીને પહોંચી ગયાં; કોઈ કોઈ ભારત યુનિયનની પટ્ટીની જમીનમાં ખૂબ અંદર ગબડ્યાં. કોળાંવાળો એ બધાંની પાછળ પાછળ બન્ને રાષ્ટ્રોની અંદર દોડાદોડી કરશે કે શું, એમ ધારી ચોટ્ટા બલાઈ પાછળથી એકદમ તેના માથે આવી પડે તો તેને પકડી લેવાશે, એટલું નક્કી કરતાં કરતાંમાં તો ભારતીય સીમારક્ષકો આવી ચોટ્ટા બલાઈના વાળ પકડી તેને ખડો કરી દે છે. આ તરફ બાંગ્લાદેશ બૉર્ડર ફોર્સના માણસો બલાઈને લેવા આવતાં ભારતીયો કહે છે, 'દાદા, એને કેટલાક દિવસો માટે અમને ઉછીનો આપો, અમારા ઠાકુરનો આસિસ્ટન્ટ ભાગી ગયો છે.'

બાંગ્લાદેશની બૉર્ડરના લોકોએ કહ્યું, 'છોડી દો ને દાદા, તમારા કેમ્પમાં ફાટક બંધ કરવા ગયેલો.' ચોટ્ટા બલાઈના માથે ઊતરે છે હાટ માટે આવેલા લોકોનો એક મોટો ટોપલો; આટલી વાર એ ટોપલાને એક જુવાન દોરી બાંધી ખેંચતો ખેંચતો લઈ જતો હતો. પણ આમ હોવા છતાંયે એની પાછળ કોઈ વિચાર હતો. સીમા પાસે કોઈ પણ હાટ સંધ્યા સુધી ચાલે નહીં; સંધ્યાસમયના બેત્રણ કલાક પહેલાં પૂરાં થઈ જવાનાં; જેથી હાટના લોકો સંધ્યા થતાં પહેલાં જ ઘેર પાછા ફરી જઈ શકે — ભારતીય બૉર્ડરનો આ નિયમ આ હાટમાં પણ પાળવાનો હોય છે, જોકે આ હાટને

બાંગ્લાદેશનું હાટ કહેવામાં કાયદાની ઘણી સુવિધા છે. પણ આ નિયમ માની લેતાં, બે બૉર્ડરના સરકારી માણસો જેવી રીતે તેમની નૌકા કરી પેલા સયેદપાડા - દહગ્રામના છિટમહલ - ચરમહલોમાં સીમાડા પર પહેરો ભરવા પાછા જાય, તેવી રીતે આ મોટા ભાઠાના પ્રદેશના રહેવાસીઓ પણ પોતપોતાને સ્થળે પાછા ફરે છે. હાટમાં કંઈ ફક્ત ભાઠાના જ લોકો આવતા નથી; આજુબાજુનાં ગામોના લોકો પણ આવે છે — તેઓ પણ હાટ પૂરું થતાં તેમના ગામડે પહોંચી જાય છે. સયેદના હાટના હાટ ખોલનારા, હાટના લોકો, બે બૉર્ડરના સિપાઈ-જુવાનો, ગાય-બકરા-મરઘી, એટલે સુધી કે ચોરો પણ, બે રાષ્ટ્રોની આ સીમાને માની લઈને પણ સીમાનું ઉલ્લંઘન કરે છે. તિસ્તા અહીં કુદરતી સમતલ વિસ્તાર પામી છે. એ સમતલમાં અને એ વિસ્તારમાં છૂટક છૂટક રહેલાં સ્થળોમાં, સીમા તો એક સાથે અનતિક્રમ્ય અને સુનિર્દિષ્ટ છે. તિસ્તા એ અનતિક્રમ્યતા અને નિર્દિષ્ટતાને બીજે સમયે એક આકાર પણ આપે છે. ત્યારે તિસ્તાના ભાઠાની વચ્ચે ટિનના લાલ રંગ જોઈ ભારતીય બૉર્ડર કૅમ્પ અને ટિનના લીલા રંગ જોઈ બાંગ્લાદેશ બૉર્ડર કૅમ્પ ઓળખાઈ જાય છે. તે વખતે ભાઠા પર કાંટા-તારની જે વાડથી એક સીમાનો સંકેત થઈ જાય છે, એ માની લઈને તિસ્તા પણ જાણે પોતાની અંદર એક અ-દૃશ્ય, અનુચ્ચારિત કાંટા-તારની વાડ બનાવી લે છે.

પણ અત્યારે પૂરથી ઊભરાતી તિસ્તા પેલાં બધાં સીમાડાઓનાં ચિહ્નોને ઢાંકી દે છે. જે રીતે સૂર્યનો પ્રકાશ કે રાત્રિનો અંધકાર સીમાઓ માની લઈને ચાલતા નથી, તેમ તિસ્તા પણ અત્યારે વહી રહી છે. આજે શનિવારની સાંજ છે. ચારે બાજુએથી તિસ્તા આ ભાઠાંઓ પર વહી રહી છે, કોઈ એક જ ભાઠા પર એમ નહીં — એ નાવાપાડાથી પેલા નીચેના છ નંબર દહગ્રામ સુધીનાં બધાં જ ભાઠાંઓ પર થઈને તિસ્તા વહી જઈ છિટમહલ, ચરમહલની આંતરરાષ્ટ્રીય સમસ્યા દૂર કરી દેશે. બુધવારથી પાણી વધવા માંડ્યું છે. પણ એ વખતનો વરસાદ પછી અટકી ગયો હતો. ગુરુવારની પાછલી રાતથી એકાએક આકાશ ક્રમશઃ વિવર્ણ થવાનું શરૂ કરે છે, અને પવન તો જાણે પુષ્કળ ખોબા ભરી ભરીને માટી ઉપાડી ફેલાવી દેવા ઇચ્છે છે. અત્યારે આ શનિવારની સાંજે ધૂંધળું આકાશ અને ધૂંધળી તિસ્તા ભળી જઈને જાણે એક સુરંગ જેવું થઈ ગયું છે.

## 109

## બાંગ્લાદેશનો દૂત ઇન્ડિયામાં

ભારતની સીમાની ચોકીમાંથી રેડિયો-ટેલીફોન બાજી ઊઠે છે. એક્સચેન્જ પર

કોઈ નહોતું. અત્યારે કિશોરીચાંદની ડ્યુટી છે; તે કમાન્ડાન્ટના ઓરડાની સામે બીજાઓની સાથે ઊભો હતો. એક એલ-પૅટર્ન ધરાવતી બૅરેકની વચ્ચે કમાન્ડાન્ટનો ઓરડો છે, અને તેની સમકોણે, છેડે એક્સચેન્જ છે — જેવી ફોનની ઘંટડી વાગે કે સાંભળી શકાય એવી વાત છે. પણ પવન વિપરીત દિશામાં ધસી રહ્યો હતો, અને કમાન્ડાન્ટના ઓરડામાં પેલા બધા પોતે અંદરોઅંદર જોર જોરથી વાતો કરતા હતા — તેથી ફોનનું બજવું સંભળાતું નથી.

ઉપર ઘાસનું છાપરું અને પાસે વાંસની વાડ વડે એક બૅરેક કરેલી છે — આ બૅરેકની દક્ષિણે અને પૂર્વ દિશાએ ઑફિસ છે, પશ્ચિમ અને ઉત્તર દિશા 'પ્રાઈવેટ' છે. મૂળ તો ઘાસનો એક ઓરડો હતો — એ ઓરડાના વાંસની સળીઓ વડે પાર્ટીશન કરી બે ભાગ કર્યા છે. એ 'પ્રાઈવેટ' — દિશામાં એક સાદો ખૂબ લાંબો ઓરડો છે; ત્યાં જવાનો રહે છે. ઑફિસ તરફનું મેદાન સ્વચ્છ છે — એક તરફ વૉલીબૉલ અને ફૂટબૉલ રમવાનું મેદાન છે; તેનીયે પછી ઘણે દૂર સુધી મેદાનમાં અંતરે અંતરે ઘાસ છવાયેલું છે. ત્યાંનું ઘાસ મોટું છે — કેટલાક દિવસોના વરસાદથી ઊંચું થયું છે. તેની પછી કાંટા-તારની વાડ છે. પ્રાઈવેટ દિશામાં એક અલગ ઓરડો છે — રસોઈ માટે. બીજો એક નાનો અલગ ઓરડો છે - ઈંટની દીવાલ છે, ચૂનાનું કામ કરેલું છે, લાલ ટિન છે, એક વરંડો છે, એક કોલેપ્સિબલ ગેટ છે, તેની પાછળ એક લાકડાનો દરવાજો છે — આ ઓરડામાં જ બંદૂક અને કદાચ બીજાં કેટલાંક શસ્ત્રો છે. વરંડામાં બે જણ સંત્રીનો પોશાક પહેરીને પહેરો ભરે છે.

આ નાનો ઓરડો અને સંત્રીઓ સિવાય બીજે ક્યાંય રાષ્ટ્ર-વ્યવસ્થાની કોઈ જાણકારી લાગતી નથી. એટલે સુધી કે કમાન્ડાન્ટની ઑફિસની સામે લોખંડના જે ફ્લેગસ્ટાફ પર ભારતનો રાષ્ટ્રિય પતાકા દરરોજ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી લહેરાય છે, એ ફ્લેગસ્ટાફ ભીનો છે અને એના પરની દોરી પાણીથી ચપ્ચપ્ થઈ ગઈ છે! વરસાદના પાણીમાં ફ્લેગસ્ટાફનો રંગ ઘણો બધો ધોવાઈ ગયો છે — સફેદ રંગની તો વચ્ચે વચ્ચે કાટના ડાઘ છે. ફ્લેગસ્ટાફ એક સીમેન્ટથી ચણેલી વેદી પર રાખેલો છે. વેદીની આસપાસ ગોળમાં ઈંટોની ક્યારી છે — એક તરફ થોડી ખાલી જગ્યા છે. ૨૬ જાન્યુઆરી, અને ૧૫ ઑગસ્ટના રોજ એમાંથી અંદર જઈ કમાન્ડાન્ટ ધ્વજને ઊંચે લહેરાવે છે. બીજા દિવસે નાઈટ ડ્યુટીનો સેન્ટ્રી ધ્વજ થોડો નીચે ઉતારી લઈ ડ્યુટીમાંથી મુક્ત થાય છે. છેલ્લા કેટલાક દિવસોના વરસાદમાં ફ્લેગસ્ટાફની ક્યારી કાદવમાં ઢંકાઈ ગઈ છે. ફ્લેગ છેલ્લા કેટલાક દિવસોથી ઊંચો રહી શક્યો નથી. પહેલા દિવસના વરસાદમાં જ એ એટલો ભીનો થઈ ગયો છે કે કમાન્ડાન્ટની ઑફિસની વાડ પર સૂકવવા માટે નાંખવો પડ્યો હતો. બુધવારે સુકાયો નહિ. ગુરુવારે સુકાઈ જવાની આશા હતી, પણ ત્યાર પછી તો આ વરસાદ-પવન શરૂ થયો. અત્યારે પણ ફ્લેગને સૂકવવા નાંખેલો છે — પણ એક નાની લાકડી પર ફ્લેગ ઝૂલીને

લાકડી વાડ પર નાંખેલી છે એવું લાગે છે; જાણે બહાર વરસાદ છે એટલે ઑફિસની અંદર ફ્લેગ ચઢેલો લાગે છે. ફ્લેગ એક મોટા ભીંજાયેલા પોતાના જેવો હવાયેલો છે. રંગ પણ થોડા ઝાંખા થઈ ગયા છે — એક બીજાને લાગી ગયા છે. ગેરુઆ રંગની અંદર લીલાની છાપ અથવા લીલાની અંદર ગેરુઆની છાપ એટલી નજરે ના પડે કદાચ, પણ સફેદમાં ગેરુ અને લીલાની છાપ ખરાબ લાગવાની. કેમ્પમાં બીજો 'સ્પેર'માં નથી — નવો ફ્લેગ જ જોઈશે.

અત્યારે ભાઠા જેવું થઈ જવા છતાં મૂળે તો આ છિટમહલ છે, અત્યારની જમીન તેથી જૂની અને મજબૂત છે; તિસ્તાની રેત-માટી જેવી ભભરી નથી. ઝાડઝાડીઓથી આખું ગામ ઘેરાયેલું; માત્ર ઘેરાયેલું જ નહીં, ભરેલું પણ. સીમાના નિયમાનુસાર આ આઉટપોસ્ટની અંદરના લગભગ બધા જ ઝાડ કાપી નાખવામાં આવ્યા છે — જે બે-એક ઝાડ આમતેમ છૂટાંછવાયાં હતાં તે પણ કેમ્પની સંભાળ હેઠળના છે. એક વિશાળ મોટું આંબાનું ઝાડ છે — કમાન્ડાન્ટના 'પ્રાઈવેટ'ની સીધા પશ્ચિમ તરફ, લગભગ નદીની પાસે. ત્યાં લક્ષ્યવેધ થાય છે. બીજું એક મોટું સીસમનું ઝાડ ગયું છે પેલા બંદૂકવાળા પાકા ઓરડાની પાછળ સીધું ઉત્તર તરફ. કેવી રીતે તેનું તો આજે અનુમાન થઈ શકતું નથી. પણ આ રીતના બેએક ઝાડ સિવાય કેમ્પની ચારે બાજુએ કંઈ નહીં તો માઈલેક જેટલી જગ્યા પણ એકદમ ખુલ્લી છે. પેલા ઘાસવનની સીમા પર કાંટા-તારની વાટને ઘસાઈને થાંભલા પર ગાર્ડરૂમ છે — એક પૂર્વમાં અને એક પશ્ચિમમાં. ત્યાં બે સંત્રીઓની રાત-દિવસ બાયનોક્યૂલર લઈને પહેરો ભરવાની વાત છે. કોઈ દિવસે કોઈ ત્યાં એકલો એકલો બેસી રહી શકે નહીં. જેની નાઈટડ્યુટી હોય તે બીજા કોઈને સાથે લાવીને રાતે ત્યાં ફરી આવે છે. અત્યારે તો એવી કોઈ વાત જ નથી — કેમ્પ જ તણાવા લાગ્યો છે; હવે વળી ગાર્ડરૂમ ક્યાં?

ભારતની સરહદી ચોકી જ આ રીતે થોડી અપ્રસ્તુત અને એકલીઅટૂલી છે, કારણ ત્યાં પ્રદેશ નથી, પણ સીમાંત છે — તિસ્તાનો જે ગોળાકાર થયેલો સ્રોત આ સીમાંત પર ફરી વળે છે અને એનો ડાબો-જમણો ભાગ થઈ જાય છે તેને જો પ્રદેશ કહેવામાં આવે તો તો જરૂર દેશ છે. શિયાળાના સમયે તો કદાચ પાતળી, સુકાઈ ગયેલી, વચ્ચે વચ્ચે રેતવાળી પેલી નદીને દેશ કહેવાનું મન થઈ શકે, પણ અત્યારે તો થાય છે કે એ નદીના મુખથી અંદર તરફ જેટલાં ખસી જશે તેટલાં જીવશે —એ અંદરનો પ્રદેશ જ જાણે દેશ છે. પણ આ દ્વીપ જેવા છિટમહલના માત્ર એક ભાગમાં ઈન્ડિયા છે, બાકી બધું જ તો બાંગ્લાદેશનું છે.

પરિણામે, બાંગ્લાદેશની સીમાંત ચોકીનું મહત્ત્વ ઘણું વધારે છે. તેઓ તો પોતાના દેશની અંદર રહેતાં રહેતાં જ પોતાના સીમાંતનો પહેરો ભરે છે. તેઓને તો કોઈ વાર પણ એવું થતું નથી કે તેઓ દેશની બહાર જઈને દેશનો પહેરો ભરે

છે. એટલે સુધી કે અત્યારે તિસ્તામાં પૂર આવ્યું છે તે ઇન્ડિયામાંથી એટલું બધું પાણી લઈ આ બાંગ્લાદેશ તરફ દોડતું આવે છે; આજે શનિવારની સાંજે વિશ્વાસ નથી પડતો કે રાતનો એક કલાક પણ આપત્તિ વગર જશે; હવે એકદમ ઉતાવળે સંધ્યા થતાં પહેલાં જ કોઈ ઉપાય વિચારી રાખવાનો છે — એટલે તો ભારતની સીમાંત ચોકીની સમસ્યા અને બાંગ્લાદેશની સીમાંત ચોકીની સમસ્યા એક નથી. બાંગ્લાદેશના પેલા લોકો કદાચ બધા ભેગા થઈ આટલી વારે નૌકામાં જમણી કે ડાબી કોઈ તરફ ક્યાંક પાર કરી ગયા છે. ઇન્ડિયાને તો પાર કરવાની જ જગ્યા નથી; પાર જવું હોય તો બાંગ્લાદેશમાં જ ક્યાંક જવું પડશે. અઠવાડિયે એક કે બે દિવસ થોડાં જણ ભેગાં મળી હાટ કરી આવવું એ એક બાબત છે, અને ત્યાં વળી કાયદાની એવી છૂટછાટ છે કે હાટ અર્ધું ભારતમાં બેસે છે; તેથી ગેરકાયદેસર જવા-આવવાનું બંધ કરવા માટે તેઓ રાઉન્ડ પર જાય છે. પણ એટલે કંઈ પૂરોપૂરો કૅમ્પ ઉપાડી લઈ બાંગ્લાદેશની એક જગ્યાએ જઈ આશ્રય લેવો એવું તો થાય નહીં. તો વળી, ના લે તો બીજો ઉપાય શો છે?

કમાન્ડાન્ટ કહે છે : 'એક કામ કરો. તમે હમણાં નૌકા લઈ પેલી પાર જાઓ. જેટલાં જણ જઈ શકો તેટલાં જાઓ. હું બાકીનાને લઈને અહીં રહું છું. રાત્રે જો પાણી ઘરમાં પેસશે, તો અમે પણ નૌકા પર ચડી જઈશું.'

વિભૂતિ ઘોષ વયસ્ક માણસ હતા. તે કહે છે, 'વાત ખોટી તો કહી નથી. તો પછી રાત્રે જવાને બદલે અત્યારે જ ચાલી જાવ ને!

'ક્યાં જઉં?' કમાન્ડાન્ટ પ્રશ્ન કરે છે.

'રાત્રે આવા અંધારામાં જ્યારે ફ્લડ પણ પૂરજોસમાં હશે; ક્યાંક તણાઈ જશો.'

કમાન્ડાન્ટ તેની ચૅરમાં હસતો ડોલતો ડોલતો કહે છે, 'ઘોષની વાત સાંભળો.'
'તો પછી હવે આટલી મીટિંગ-બીટિંગની જરૂર નથી; જે થવાનું હશે તે થશે.' બટુક વર્મન બોલી ઊઠે છે.

'શું થશે એ તો સમજાઈ જ જાય છે. શું, નિત્યાનંદ, બોલો, ગામના લોકો શું કરે છે?'

'નદી તો દક્ષિણ તરફ પહોંચી ગઈ છે — હું તો એ સવારે જોઈને આવ્યો છું.'

'તે પછી તો પાણી વધારે વધ્યું છે. દક્ષિણના લોકો કહેતા હતા — તેમના ગાય-વાછડાં કૅમ્પના મેદાનમાં લાવી રાખશે.'

'તે જ્યાં સુધી લાવે નહિ ત્યાં સુધીમાં પાણી ઊતરી પણ જાય.' કમાન્ડાન્ટ કહે છે; 'શું કહો છો વિભૂતિ ઘોષ?'

'લાગે છે કે તમને તો બહુ મજા છે. અત્યારે ઈલિશમાછલી અને ખીચડી થવાની જ.'

'અરે, ફ્લડમાં જો મરવાનું જ હોય તો માછલી ખાઈને મરવું સારું.' કમાન્ડાન્ટ ચૅરમાંથી હસી પડતાં બોલ્યા.

એ વખતે પગથી માથા સુધી વૉટરપ્રુફ પહેરેલો એક જણ સાઇકલ પર ફટાફટ કરતો આવીને ઊભો રહે છે. સાઇકલને સીડી પાસે રાખી એ માણસ વરંડામાં જાય છે. વરંડામાં જઈ તેણે તેની વૉટરપ્રુફ ટોપી ખોલ્યા પછી પણ કોઈ તેને ઓળખી શકતું નથી. પછી વૉટરપ્રુફનું બૉટમ ખૂલતાં જ બટુક વર્મન બોલી ઊઠે છે, 'અરે, અઝિઝ, તું?'

'અને અઝિઝ? રેડિયો ટેલીફોન વગાડી વગાડીને હેરાન થઈ ગયા છીએ. એમણે સાઇકલ લઈને રવાના કર્યો છે. ઓ રે, કેટલો પવન! કમાન્ડરે મોકલી આપ્યો છે.'

## 110

## ઇન્ડિયા - બાંગ્લાદેશ વચ્ચે સમાચારવિનિમય

'એ શું? તમે ફોન કેમ ના કર્યો?' કમાન્ડાન્ટ ચૅર પરથી પગ નીચે ઉતારી પ્રશ્ન પૂછે છે. અઝિઝ ભીનો વૉટરપ્રુફ ક્યાં રાખવો તેની જગ્યા શોધતો હતો; છેવટે બીજી કોઈ જગ્યા ના મળતાં પાછા જઈને તેની સાઇકલની સીટ ઉપર જ રાખે છે. એવી રીતે ગડી કરીને અઝિઝ રાખે છે કે જેથી બહારનો ભાગ બહાર જ રહે છે.

અઝિઝે લુંગી, સેન્ડો ગંજી અને ગમબૂટ પહેર્યાં છે. લુંગીને ગડી કરીને કમ્મરમાં ખોસેલી છે. હવે અઝિઝ કમાન્ડાન્ટ તરફ જોઈને કહે છે : 'તમારો ટેલીફોન શું ઑફ કરી મૂક્યો છે?'

'શા માટે? ઑફ શા માટે? કોની ડ્યૂટી હતી?' કમાન્ડાન્ટ તેની ચૅરના બન્ને હાથા પકડી થોડા ઊંચા અવાજે પૂછે છે. કિશોરીચાંદ ભીડમાંથી એક્સચેન્જ તરફ સરકી જાય છે. પણ ઉતાવળે ઉતાવળે ચાલીને કે દોડીને જતો નથી. નહીં તો તો પકડાઈ જાય — ડ્યૂટી એની હતી. તે ઉપરાંત, બાંગ્લાદેશના કૅમ્પમાંથી કમનશીબે આ મેસેન્જર આવ્યો શા માટે તે પણ તે જાણી લેવા ઇચ્છે છે. આમ તો, આ કૅમ્પમાં કોણ, ક્યાં, ક્યારે ડ્યૂટી કરે છે તે વિશે કોઈને ચિંતા નથી — રુટિન કામકાજ થઈ જાય એટલે પત્યું. પણ બાંગ્લાદેશના કૅમ્પમાંથી ફોન આવે અને ના લેવાય એ સામાન્ય બાબત ના કહેવાય. તેની ઉપર વળી ફરીથી ફોન ના મળતાં સાઇકલ પર બેસી મેસેન્જર આવ્યો છે.

તે વખતે અઝિઝ કહી રહ્યો છે, 'સર, કમાન્ડરસાહેબ જાણવા ઇચ્છે છે કે તમારી પાસે કોઈ ફ્લડ વૉર્નિંગ આવી છે કે આવી નથી?'

'કેમ? તમારી પાસે કોઈ આવી છે કે શું?' કમાન્ડાન્ટ જરા ઝૂકી પડે છે.

'એ તો, બાબુ, કહી શકતો નથી. મને તો કહ્યું છે કે તમારી પાસે વૉર્નિંગ આવી છે કે નહીં તે પૂછી આવ, અઝિઝ કહે છે. કમાન્ડાન્ટ જરા વિચાર કરે છે, પછી એકાએક પૂછે છે — 'અરે એ, એક્સચેન્જમાં કોણ છે? કોઈ વેધર મેસેજ આવ્યો છે કે કેમ?'

તે વખતે કિશોરીચાંદ એક્સચેન્જ પાસે ગયો છે. ત્યાંથી જ તે જવાબ આપે છે, 'ના, કંઈ આવ્યો નથી.'

'તું તો ફોન પાસે હતો જ નહીં, પછી જાણ્યું કઈ રીતે?' કમાન્ડાન્ટના અવાજમાં અર્ધોપર્ધો તિરસ્કાર હતો.

'હું તો અહીં જ હતો.' કિશોરીચાંદ એક્સચેન્જના દરવાજામાંથી અવાજ મોટો કાઢી જણાવે છે.

'હતો તે હતો. હવે જુઓ, ક્યાંય ફ્લડની કોઈ ખબર મળે છે કે નહીં—કોચબિહાર જુઓ, જલપાઈગુડિ હેડક્વાર્ટર્સ જુઓ. અઝિઝ, તમારે ત્યાં કોઈ સમાચાર નથી?' કમાન્ડાન્ટ પૂછે છે.

'સમાચાર તો ત્યાંથી મળે? ત્યાં તો બે નંબર તણાઈ ગયું છે.'

'બે નંબર? તણાઈ ગયું છે?' કમાન્ડાન્ટ ઊભો થઈ જાય છે, 'ત્યાં તો તમારા ઘણા લોકો છે.'

'હાં, બધાંયે આવીને કેમ્પમાં ભીડ કરી દીધી છે.'

'તમારા કેમ્પમાં બે નંબરના લોકો આવી ગયા છે? તો તો આ કેમ્પમાં પણ આવી પહોંચશે.' આ વખતે કમાન્ડાન્ટ ચેર છોડી દઈ ઊભો થઈ જાય છે, — 'એ -ય જુઓ તો, દક્ષિણપાડાની શી ખબર છે?' કમાન્ડાન્ટ બૂમ પાડીને કહે છે. અહીં જે ભીડ જામી હતી તે ધીરે ધીરે ઓછી થઈ જાય છે. એક વિભૂતિ ઘોષ ઊભા રહે છે. કમાન્ડાન્ટ વરંડામાં જઈને ઊભા રહેતાં જ વરસાદના છાંટા અચાનક જ પવનમાં આ તરફ ફરે છે; કમાન્ડાન્ટ ઉતાવળે પાછા આવે છે; અઝિઝ દીવાલ તરફ મોં ફેરવે છે, અને ઘોષ ઓરડામાં જાય છે.

'સર, કમાન્ડરે કહ્યું છે કે એ તમારી સાથે ફોનમાં વાત કરવા ઇચ્છે છે. - એ તો ફોનની પાસે જ છે, તમે ફોન જોડશો કે તરત જ વાતો કરી શકશો.'

'અરે, ના ના, ઊભા રહો, એક વાત હજુ કહી નથી,' કમાન્ડાન્ટ ફોન તરફ હાથ લંબાવતાં જ અઝિઝ એમને રોકીને કહે છે, 'સર, મારે હજુ એક મેસેજ આપવાનો છે, સર; એ સાંભળ્યા પછી તમે ફોન કરજો.'

'છે કંઈ? કહે, કહે.'

'સર, કમાન્ડરે કહ્યું છે કે હવે રાતભર પાણી વધવાનું છે; વળી હવે પવન પણ વહેવા લાગ્યો છે; તમારા કેમ્પના બધાયને અમારા કેમ્પમાં આજે રાત્રે આવવાનું

નિમંત્રણ મોકલ્યું છે.'

'એમ? બધાને કહે છે આવવાનું તમારા કમાન્ડર?' હે - હે કરતા કમાન્ડાન્ટ હસી પડે છે.

'હા, સર; બધાય આજે અમારા કેમ્પમાં આવે; ત્યાં રાત્રે રહે; કાલે સવારે પવન અને પાણી ઓછાં થાય ત્યારે અહીં આવે.' અઝિઝ તેનો મેસેજ પૂરો કરી રહે છે.

'અરે, સાંભળો છો વિભૂતિ ઘોષ? આખા કેમ્પને ત્યાં જવાનું થશે; જોયું નહીં?'

આમ કહી કમાન્ડાન્ટ ફરીથી હો હો કરતો મોટેથી હસી પડે છે. તેનું હસવાનું જોતાં લાગે કે બહારની આટલી વિપત્તિની જાણે કોઈ વાત જ નથી; સ્ફૂર્તિની વાત છે!

'તમે તો બૂમો પાડ્યા કરો છો; એણે તો તમને ફોન કરવાનું કહ્યું.' વિભૂતિ ઘોષ કમાન્ડાન્ટને જાણે યાદ કરાવી લે છે.

'અરે, હા હા, કહોને કનેક્શન જોડવાનું.' કમાન્ડાન્ટ ફોન તરફ આંગળી વડે બતાવે છે. વિભૂતિ ઘોષ રિસિવર ઉપાડીને કહે છે, 'બાંગ્લાદેશને કનેકટ કરો.' ત્યાર પછી કમાન્ડાન્ટને કહે છે, 'પકડો'. તે વખતે કમાન્ડાન્ટ અઝિઝને કહેતા હતા, 'શું તમે બધાંયને બોલાવવા આવ્યા છો?' આ વાત પૂરી કરતાં કરતાં હાથ લંબાવી દેતાં વિભૂતિ ઘોષ રિસિવર પકડાવે છે.

રિસિવર પકડ્યા પછી કમાન્ડાન્ટ બૂમ પાડે છે, 'હાં, હાં', પછી અવાજ ધીમો પડે છે, 'યસ, ઈન્ડિયા સ્પીકિંગ, ઈન્ડિયા સ્પીકિંગ, ઈન્ડિયા સ્પીકિંગ. હ-લો, કમાન્ડાન્ટ ઈન્ડિયન બૉર્ડર આઉટપોસ્ટ, દહગ્રામ, સ્પીકિંગ.' તે પછી એકદમ કમાન્ડાન્ટ અવાજ ઊંચો કરી દે છે — જાણે કે ભીડમાં શોધતાં શોધતાં, જેને શોધતા હો તે મળી ગયો હોય તેમ — 'અરે, હાં હાં મોતાહારભાઈ? અરે, અઝિઝ તો આવ્યો જ છે, કહે છે કે બધાયને, સઘળાયને સ્વીકારવાની વાત છે... હા- હા..' કમાન્ડાન્ટ હસ્યા કરે છે. વિભૂતિ ઘોષ ધીમા અવાજે કહે છે, 'એમને શું કહેવું છે એ પહેલાં સાંભળી લો, પછી હસો.' એ સાંભળી કમાન્ડાન્ટ હાસ્ય રોકી બોલી ઊઠે છે, 'હા, કહો, શું થયું?' પછી રિસિવર માત્ર હૂં હૂં કરે જાય છે. ટેલીફોનમાંથી એક ગોં ગોં અવાજ આખા ઓરડામાં ફેલાઈ જાય છે — બહારનો પવન જેમ કોઈ અવરોધ સામે અચાનક આવી જઈ અવાજને ઊંચો કરે છે, પછી ફરી જરૂર કરતાં વધારે પહોળો રસ્તો મળતાં કેવો હા હા કરી ઊઠે છે તેમ. ફોનમાં બાંગ્લાદેશના કમાન્ડરનો અવાજ બહારથી પણ ઓળખાઈ જતો હતો; ઘોષ એ કાન દઈને સાંભળે છે.

ગોં ગોં અવાજ અટકી જાય છે. આ વખતે ભારતના કમાન્ડાન્ટને જવાબ આપવાનો થશે, પણ કમાન્ડાન્ટ પટ્ કરતો જાણે જવાબ શોધી શકતો નથી. જરા

ચૂપ રહી જાય છે, પછી બોલે છે, 'હ-લો, મોતાહારભાઈ?' એ બાજુએથી ફરી પેલો ગોં ગોં અવાજ આવે છે — થોડી વાર માટે. કમાન્ડાન્ટ વળી થોડો સમય લે છે, પછી બોલે છે, 'મોતાહારભાઈ, અમારા હેડક્વાર્ટર્સમાં તો ફોનની કોઈ લાઈન જ મળતી નથી. તમે કહેતા હતા કેમ્પ, એટલે કે અમારો કેમ્પ તણાવા લાગશે?' ફરીથી પેલો ગોં ગોં અવાજ - કમાન્ડાન્ટ જાણે એકાએક જવાબ મેળવતો જાય છે!

'હ-લો, મોતાહારભાઈ! હું જરા બધાની સાથે વાત કરી શક્યો નથી; જોઉં છું, જલપાઇગુડિ કે કોચબિહારની સાથે કૉન્ટેક્ટ થાય છે કે કેમ. પછી તમને ફોન કરી દઈશ.'

બાંગ્લાદેશમાંથી ફરીથી ગોં ગોં અવાજ આવે છે.

'ના, ના, હાફ એન અવર; ના, ફિફટિન મિનિટસ્ પછી તમને ફોન કરીશ. ના, સમજું છું, મોડું થશે તો બધી તરફનું નુકસાન છે. તેથી અમારી એક રીકવેસ્ટ! જો અમને તમારી એ બાજુ શિફટ કરવાના જ હોય, તો તો અમે અમારી સાથે રેશન લઈ આવીશું.'

બાંગ્લાદેશથી બીજા એક ટૂંકા ગોં ગોં પછી કમાન્ડાન્ટ ફરી 'હે હે' કરતો હસવાનું શરૂ કરે છે, પરંતુ પૂરું કરી શકતો નથી, 'અચ્છા, મૂકું છું.' રિસિવર મૂકી દઈ રિસિવર પર હાથ રાખીને જ કમાન્ડાન્ટ ઘોષને કહે છે, 'બધાને બૂમ પાડી બોલાવો. એ લોકો શિફટ કરવાનું કહે છે. ફ્લડ તો જાણે સામે જ વધી રહ્યું છે. રાત્રે આ કેમ્પમાં પાણી પેસશે કે શું?'

## 111

## ઇન્ડિયાની છૂપી ટીકા

કમાન્ડાન્ટ ટેબલની સામે તેની ચેર રાખી ટેબલની ઊલટી દિશાની ચેરમાં આવી બેસે છે, અને બહાર જોઈ રહે છે. વિભૂતિ ઘોષ બધાને ખબર આપવા ગયા હોવાથી અત્યારે કમાન્ડાન્ટની નજર સામે છે કેમ્પનું મેદાન, મેદાનની છેડેનું ઘાસવન, ઘાસવનની છેડે ઝાડઝાંખર. પણ એ ઝાડઝાંખર જાણે ક્ષિતિજ દેખાડે છે — પવનમાં વરસાદનાં ટીપાં એટલાં વરસી રહ્યાં છે. એટલે સુધી કે સામેનું પેલું ઘાસવન પણ જાણે વચ્ચે વચ્ચે અસ્પષ્ટ, ઝાંખું થઈ જાય છે. કેમ્પના આ મેદાનમાં ઘાસ કે ઝાડ નથી, એટલે પવન અને વરસાદનું જોર સ્પષ્ટપણે દેખાઈ જાય છે. પવન એટલા જોરથી વાય છે, એટલી બધી ઝડપથી ઘૂમરી લે છે કે વરસાદનું પાણી ધુમ્મસની માફક ઘેરું બની પવનના ધક્કાથી ફરી ઘૂમરીઓ લેતું થાય છે. કમાન્ડાન્ટ જાણે આ પહેલા વરસાદને જોવા ઇચ્છે છે.

દરવાજામાંથી અઝિઝ કહે છે, 'સર, હું જઉં ત્યારે?' તેના શરીર પર વૉટરપ્રુફ છે, માથા પર ટોપી છે.

'હેં? હા, હા, તારા સાહેબને સલામ કહેજે, અઝિઝ.'

'હા, સર, કહીશ.'

કમાન્ડાન્ટ તાકીને જોઈ રહે છે કે અઝિઝ સાઇકલ ઠેલીને લઈ જાય છે. પવન સાઇકલના હેન્ડલને જાણે આખું ફેરવી દે છે. જશે શી રીતે? આવતી વખતે તો પવન પીઠ પર ધક્કા મારતો હતો; અત્યારે તો છાતી પર દેશે.

કમાન્ડાન્ટ એ જોતાં જોતાં જ અઝિઝ તેની નજરથી બાજુએ ચાલી જાય છે. અઝિઝ ને કદાચ આખે રસ્તે ચાલતાં જ જવું પડે. એમ નહીં, પણ ચાલીને જ જવું પડશે. સાઇકલ અહીં મૂકીને જઈ શક્યો હોત; એમ કરત તો જલદી જલદી જઈ શકત.

વિભૂતિ ઘોષ ઓરડામાં દાખલ થઈ કમાન્ડાન્ટની પાછળ થઈ ચાલી જાય છે; પછી એક ખૂણામાંથી એક સ્ટૂલ ખેંચી લાવી તેના પર બેસીને પૂછે છે, 'પેલા લોકો બોલ્યા શું? ફ્લડ આવશે જ?'

'હૂં'

'આપણા રેડિયો પરથી પણ એ જ જણાવ્યું છે.'

'હૂં'

'તો તો પછી શિફ્ટ કર્યા સિવાય બીજો ઉપાય નથી.'

'હૂં'

'તો પછી બધાને ફરીથી બોલાવ્યા કે નહીં?'

કમાન્ડાન્ટ કોઈ જવાબ આપતો નથી. ખરેખર તો તે એક દ્વિધામાં પડ્યો છે. જો કેમ્પ ઉપાડી લઈ તેઓને ત્યાં શેલ્ટર લેવાનો હોય, તો તે તેનો સિદ્ધાંત છે. કેમ્પના બીજા બધાને પણ તે કહેશે — કમાન્ડાન્ટનો હુકમ થયો છે. પણ જો જાય તો એ કેટલાક કલાકો માટે અથવા રાત્રિ દરમ્યાન ઈન્ડિયાની સરહદે કોઈ પહેરો રહેશે નહીં.

કેમ્પના બીજા માણસો એક એક કરીને આવી જાય છે — અનેક કહીએ, એટલે દસબાર જણ માત્ર. તેમાં કસ્ટમ્સનો પણ એક માણસ છે. કોઈ કોઈ ઓરડાની અંદર આવીને ઊભા છે, તો કોઈ કોઈ દરવાજાની બહાર. જેઓ દરવાજાની બહાર છે તેઓ મોટેથી કહે છે, 'શું કહેવાનું છે, સર, કહો; વરસાદમાં અહીં ઊભા રહી શકાય તેમ નથી.'

'તો પછી ત્યાં વરસાદમાં ભીંજાતા ભીંજાતા બીજી વાત પણ કઈ રીતે કરી શકાય? અંદર આવો, અંદર આવો.' કહી ચૅરમાંથી ઊઠી કમાન્ડાન્ટ પોતાની ચૅર પાસે જઈને બેસે છે. કમાન્ડાન્ટ આટલી વાર જે ચૅરમાં બેઠો હતો તેને વિભૂતિ ઘોષ

ખેંચીને પાછળ લઈ જાય છે. કસ્ટમ્સનો ભદ્રલોક અંદર આવી એ ચેરમાં બેસી જાય છે. તેની પાછળ પાછળ બીજા બધા પણ ઓરડામાં દાખલ થાય છે. કમાન્ડાન્ટ કહે છે, 'દરવાજો બંધ કરી દો.'

દરવાજાની પાસે જે માણસ હતો તે દરવાજો આડો કરી દે છે.

'તમે બધાએ સાંભળ્યું તો છે જ, એટલે હવે તમે કહો, શું કરવું જોઈએ?'

'એમાં હવે કહેવા-કરવાનું શું છે? જો ફ્લડ આવશે તો સામેના ઊંચા કાંઠે ચઢી જવાનું.'

'તમે સાંભળ્યું તો હશે જ કે બાંગ્લાદેશના કમાન્ડરે આપણને અનુરોધ કર્યો છે કે આજની રાત આપણે તેમના કેમ્પમાં ગાળીએ.'

'તો એમ ચલો. જવાનું જ હોય તો હમણાં જ જવું જોઈએ. નહીં તો સાંજ ઢળી જતાં વધારે મુશ્કેલી થશે.'

'આખા કેમ્પને તાળાં મારીને બધાય ચાલ્યા જઈશું?' કમાન્ડાન્ટ પ્રશ્ન કરે છે.

'ખરેખર તો જલપાઈગુડિ સાથે કૉન્ટેક્ટ થઈ જાય તો બીજો કોઈ ઝમેલો ના થાય. પણ હેડક્વાર્ટર્સની પર્મિશન વિના કેમ્પ આ રીતે બંધ કરી દઈશું?' કમાન્ડાન્ટ ચૂપ રહે છે, બીજાઓ પણ સમસ્યા પર વિચાર કરે છે.

'એ ય, કોણ હતું એક્સચેન્જ પર?' કમાન્ડાન્ટ બધા તરફ જુએ છે.

'હું હતો', કિશોરીચાંદ બોલે છે. પવનના ધક્કાથી દરવાજો એટલો જોરથી ખૂલી જાય છે કે પાછા ધક્કાથી ફરીથી બંધ થઈ જાય છે. આ વખતે એક જણ દરવાજો સખત બંધ કરી આંકડી લગાવી દે છે. પરિણામે, પવનનો અવાજ ઓછો આવે છે.

'શું? કોઈ મેસેજ મેળવી શક્યા કે આપી શક્યા?'

'ના રે ના, કોનો? ઑલ ડેડ.'

'કોચબિહાર પણ ડેડ?'

'જેવું કોચબિહારનું તેવું જ જલપાઈગુડિનું. સર, આવા ફ્લડને સમયે આપણે વળી ક્યારે મેસેજ મેળવીએ છીએ? બધી જગ્યાઓએ પાણી જ પાણી.'

'હા, અને મનમાં ય કોણ રાખી શકે કે અહીં તિસ્તાના મુખ આગળ એક ઇન્ડિયા છે?' કમાન્ડાન્ટના અવાજમાં થોડો વિષાદ છે. એ વિષાદમાં તે એક વાર દરવાજામાંથી બહાર જોવા ઇચ્છે છે. દરવાજો બંધ હોવાથી બહાર જોઈ તો શકાય નહીં, છતાં તે એકીટશે જોઈ રહે છે.

'તો પછી હવે કરવું છે શું, તે તો તમારે જ નક્કી કરવાનું છે; ટાઈમ પણ હવે તો નથી —' વિભૂતિ ઘોષ સ્ટૂલ પરથી બોલે છે.

'અચ્છા, એને માટે આટલો વિચાર શો કરવાનો છે? અહીં ફ્લડનું પાણી આવવાનું છે — તમે ફ્લડમાં તણાશો? જો તણાવા ઇચ્છતા હો તો તણાવ, અને જો તણાવા ના ઇચ્છો તો બાંગ્લાદેશના કેમ્પમાં જાવ.' કસ્ટમ્સનો માણસ જણાવી દે

છે.

કમાન્ડાન્ટ તેની તરફ જોઈ રહે છે. તેના જોઈ રહેવાથી સમજાઈ જાય છે કે તે બીજું કંઈ વિચારી રહ્યો છે.

'તમે વિચારો છો કે ઇન્ડિયા છોડીને બાંગ્લાદેશમાં જવું કે નહીં. તો અહીં તો તમારા બાંગ્લાદેશ સિવાય બીજો કોઈ દેશ જ નથી. જશો ક્યાં?' કસ્ટમ્સનો ભદ્રલોક ફરીથી બોલે છે.

કમાન્ડાન્ટ તેની તરફ તાકી રહ્યો હતો. આ વખતે તેના હોઠ પર જરા હાસ્ય દેખાય છે.

'પણ કેમ્પ તો છોડી જાવ છો ક્યાં? બાંગ્લાદેશના કેમ્પમાંથી ટૉર્ચ ફેંકતાં જ દેખાઈ જશે. ના હોય તો રાત્રે કોઈ એક વાર આવીને જોઈ જશે.' કસ્ટમ્સનો માણસ ફરીથી કહે છે; 'વાત તો છે રાતના કેટલાક કલાકોની; એને માટે આટલી ચિંતા શી કરવાની?'

'હેડક્વાર્ટર્સ પરથી કોઈ મેસેજ આવ્યો છે?' કમાન્ડાન્ટ પૂછે છે.

'નો રીપ્લાય આવશે. તે સમજે છે કે ફ્લડ વખતે બધું ખરાબ થઈ ગયું છે.' બટુક વર્મન જવાબ આપે છે.

કમાન્ડાન્ટ ટટ્ટાર થઈને બેસે છે, 'સાંભળો, તો હવે હમણાં જ મુવ કરો. બધા જ ફુલ યુનિફૉર્મમાં —'

'યુનિફૉર્મ ભીના થશે તો ઢોલ જેવા ભારે થઈ જશે.' બટુક વર્મન જ કહે છે.

'કેમ? તમારાં વૉટરપ્રુફ નથી શું? ના, યુનિફૉર્મ વિના બાંગ્લાદેશના કેમ્પમાં જવાનું નથી. ફુલ યુનિફૉર્મ વીથ આર્મ્સ.'

'આર્મ્સ લઈ જઈને કરશો શું?'

'આટલા બધા આર્મ્સ હું અહીં ખાલી ખાલી રાખીને જઉં શું? તો પછી જવાની જરૂર નથી.' કમાન્ડાન્ટ તેમનો સિદ્ધાંત જણાવે છે.

'અમે લઈશું તે પછીયે આર્મ્સ રહેશે તો ખરાં જ — એ બધાં?'

'એ બધો હું ઑર્ડર આપું છું. ત્રણ જણ એક્સ્ટ્રા સેન્ટ્રી આર્મરીની અગાસી પર ડ્યુટી પર રહેશે; ત્યાં ટારપોલિન ફીટ કરો. ક્વીક! અને બીજા બધા જ ઇન ફુલ યુનિફૉર્મ વીથ આર્મ્સ ટુ બાંગ્લાદેશ કેમ્પ.' કમાન્ડાન્ટ ઊઠીને ઊભો રહી જાય છે.

## 112

## 'ટુ બાંગ્લાદેશ વીથ આર્મ્સ' : આયોજન

છેલ્લા કેટલાક દિવસથી કેમ્પ આ વરસાદ અને પવનને કારણે જાણે ધીમે

ધીમે સૂમસામ થઈ ગયો હતો. બુધવારની વાત જવા દઈએ તોપણ ગુરુવારની સાંજથી આ વરસાદે જાણે કેમ્પને ભીનો ભીનો કરી દીધો. એમ લાગે છે આ બધાની પાછળ કોઈ નિયમ બધાની અણજાણપણે કામ કરે છે. સામાન્ય રીતે આખી રાત વરસાદ પડે તો સવારે તડકો નીકળે. તેને લીધે કોઈનું કશું આમતેમ થતું નથી, ઊલટું રાતના વરસાદમાં આરામની નિદ્રા આવે. સમગ્ર વર્ષાઋતુ દરમ્યાન બે-ચાર વાર રાતે પડી રહેલો વરસાદ, સવારે બંધ થાય નહીં, આખો દિવસ વરસીને કદાચ સાંજને સમયે અટકે, અથવા એ રાતે પણ પડ્યા કરીને તેની પછીના દિવસે સવારે બધું એકદમ સ્વચ્છ થઈ જાય. તેથી પણ કોઈનું કોઈ કામ અટકે નહીં — વર્ષાઋતુમાં કંઈ નહીં તો બે-ચાર વાર આ રીતે વરસાદ ના થાય તો ચાલે કેવી રીતે ? પણ બે રાત પછી પણ જો વરસાદ બંધ ના થાય, ત્રીજી રાત્રે પણ વરસ્યા કરે અને એ રાત પૂરી થયા પછી પણ દેખાય કે આકાશ નીચે આવી ગયું છે, પવનનું જોર વધારે વધ્યું છે, અને પવનના વેગમાં વરસાદનું પાણી આકાશમાં જ હલબલ થઈ જાય — તો એ વરસાદ ધીમે ધીમે આખા કેમ્પને મુશ્કેલી કરી દે. આમેય કામકાજ તો કશું હોય નહીં. છતાં સવારની પી.ટી., અઠવાડિયાની એક દિવસની રુટ માર્ચ, શાકભાજીનો બાગ, ડ્યુટી શિફ્ટ, રાત-દિવસ એક એક ગ્રુપની સીમાંત ઇલાકામાંની ચોકી — આ બધા કામમાં દિવસ તો વ્યસ્તતામાં પસાર થાય. પણ આ જાતના વરસાદ-પવનમાં એ બધું કામ એક એક કરીને બંધ થઈ જાય છે. બધાથી પહેલી પી.ટી. બંધ થાય છે, રુટ માર્ચની તો વાત જ નહીં કરવાની, ડ્યુટી-શિફ્ટ તો નિયમ પ્રમાણે થાય પણ આર્મરીના વરંડા સિવાય બીજે ક્યાંય એની ખબર જ ના પડે, બે- એક ગ્રુપ વૉટરપ્રુફ દબાવીને નાનીમોટી ચોકી પર નીકળે ભલે, પણ તે તો શરીરની જકડામણ દૂર કરવા. ખાવાપીવાનું તો એકધાર્યું થયા કરતું હોય; રાતદિવસ સૂવા-બેસવામાં અથવા પત્તા રમવા સિવાય સમય બીજા કશામાં તો ગાળવાનો નથી. દરેક વખતે એમ જ લાગે કે અહીં કોઈ મનુષ્યો રહેતા નથી. આળસ ખંખેરવા પડાતી કોઈની બૂમ-ચીસ સિવાય માનવીનો સ્વાભાવિક અવાજ સાંભળવામાં આવતો નથી.

કમાન્ડાન્ટે હુકમ કરવા માત્રથી જાણે એકાએક આખા કેમ્પમાં ચહલપહલ થઈ ગઈ. પવન હોવા છતાં પણ હવે સંભળાય એટલા મોટા અવાજે બૂમાબૂમ, ઘાંટાઘાંટી શરૂ થઈ ગઈ. જે મેદાન છેલ્લા થોડા દિવસથી ખાલી પડી રહ્યું હતું ત્યાંથી વૉટરપ્રુફ માથે રાખીને કોઈ દોડતું ચાલી જાય છે. કોઈ વળી પીઠ પરના વૉટરપ્રુફના ઢાંકણ વડે પાણીનું વહેવું અટકાવી વરંડામાં કંઈ કામ કરી રહ્યું છે. પાછલી બાજુએથી અનેક પ્રકારની બૂમો અને અવાજ આવવાના શરૂ થાય છે. કંઈ નહીં તો બાંગ્લાદેશના કેમ્પમાંથી આવેલા નિમંત્રણે આ આખા કેમ્પને જગાડી દીધો.

ઉપેન, રામાશીષ, અને આસિન્દિર આર્મરીની અગાસીએ ચઢી ટારપોલિન ઠોકવા લાગ્યા. અગાસી પર જ લોઢાનો પાઈપ છે; એ પાઈપ ફીટ કરવા માટે

અગાસીની વચ્ચે મોટો નળ લગાડવાનો હોય છે. એ નળની વચ્ચે પાઈપ બેસાડી નટબૉલ્ટ લગાવવાના હોય છે. ઉપેન નટબૉલ્ટ નાંખતો હતો અને ટાઈટ કરતો હતો. રામાશીષ અને આસિન્દ્દિર નીચેથી લાકડાની સીડી લાવી ટારપોલિન ખેંચી લાવતા હતા. ટારપોલિન ભારે હતું — વચ્ચે એક નાનો વાંસ નાંખી બે જણ કાંધ પર એ ઊંચકી લાવ્યા. રામાશીષ ઉપરથી, અને આસિન્દ્દિર નીચેથી. સીડી વચ્ચે ઊંચી થતાં રામાશીષ તરફનું ટારપોલિન સરકીને આસિન્દ્દિર તરફ ચાલી જતું; પરિણામે ટારપોલિનનું સઘળું વજન આસિન્દ્દિરની ઉપર પડતું. 'ઊભો છે કેમ, ઊભો છે કેમ ?' કહેતો કહેતો આસિન્દ્દિર જમણા હાથ વડે વાંસ ઊંચો કરી પકડીને બૂમો પાડે છે, 'ટારપોલિન ખેંચી લે ને રામાશીષ, ખેંચી લે ને.'

રામાશીષ સીડીને આંચકો આપી જમણા હાથે વાંસ પકડી રાખે છે, ડાબા હાથે ટારપોલિન ખેંચે છે, પણ હલાવીયે શકતો નથી. ફરી એક વાર જોરથી ખેંચે છે, તેથી ય ટારપોલિન હાલતું નથી.

'શું છે આ? ટારપોલિન બરાબર તો છે ને?' રામાશીષ પૂછે છે.

'અરે બરાબર છે કે નહીં તે તો તંબુ તાણતી વખતે જોઈશ; હમણાં વાંસ નમાવી દો ને!' આસિન્દ્દિરની વાત સાંભળી રામાશીષ તેની બાજુના વાંસને સીડી પર રાખી આ વખતે સીડીને આંચકો આપી બે હાથ વડે ટારપોલિન ખેંચે છે. પહેલી ખેંચ જરા સાવધાનીપૂર્વક કરે છે. તેના શરીરે વૉટરપ્રુફ છે, પગ ખુલ્લા છે. જોરથી ખેંચતાં જો પાછળ પડી જાય, તો તો સીડી પરથી ઢળી પડી ટારપોલિન - આસિન્દ્દિર બધાને લઈને એકદમ ભોંય પર પડશે. પહેલી ખેંચ વખતે જરા સમજી લઈને તે બે હાથે બીજી ખેંચ દેતાં જ ટારપોલિન સડાક્ કરતી સરી આવે.

'ઠેરો, ઠેરો' કહી રામાશીષ આ વખતે તેના વાંસને સીડી પર વધારે ઊંચો લાવી ટારપોલિન પાસે થઈ બે પગથિયાં નીચે ઊતરે છે, ટારપોલિનના તળિયા વડે વાંસને પકડે છે.

'હાં, થોડા સા ખીંચો' કહી તે વાંસને પાછળ ખેંચે છે, આસિન્દ્દિર પણ સમજીને વાંસ પકડી રાખે છે. આ વખતે રામાશીષ ડાબા હાથે વાંસ ઊંચો કરીને પકડે છે, 'ઊઠો, અભી ઊઠો' કહી સીડીની વળીઓને તોડે છે.

આમ કરી રામાશીષ ત્રણ વળીઓ ભાંગતાં જ વાંસનો છેડો હાથમાં ઉપર આવી જાય છે. રામાશીષ કહે છે, 'થોડા-સા નમાઓ', આસિન્દ્દિર નીચે નમાવે છે. છેડાનો વાંસ હાથ પર પડે છે. રામાશીષ બૂમો પાડે છે, 'એ ઉપિન, પકડો ભઈયા જલદી'. ઉપેન આવીને વાંસના છેડા પર પગ દઈ ઊભો રહે છે; આસિન્દ્દિર અને રામાશીષ આ વખતે વાંસને ઊંચો કરતાં કરતાં સીડીની વળીઓને તોડી નાંખે છે. તેમની તરફનો વાંસ ઊંચો થઈ શકે છે. ટારપોલિન ગબડીને અગાસી પર પડે છે. ઉપેન વાંસ પકડી લે છે. વાંસને અગાસી પર નાંખી દઈ એ ફરીથી નટ-બોલ્ટ લાગ

કરવા જાય છે.

અગાસીના પૂર્વના છેડે અને પશ્ચિમના છેડે ત્રણ ત્રણ એમ છ ટ્યુબ ઊભી કરવાની છે, વચ્ચેની ઊંચી છે, બે બાજુ સમાન માપની નીચી છે. આ છ ટ્યુબ લગાડવાનું પૂરું થઈ ગયા પછી ફરીથી આડી ત્રણ લગાડવાની છે — તેની ઉપર થઈને ટારપોલિન પાથરી દેવાનું. ઉપેને ઊભી કરેલી ટ્યુબો બધી જ ફીટ કરી દીધી. રામાશીષ તે બધીને ફેરવી ફેરવીને ફરીથી પૂર્વની બે ટ્યુબના નટ ટાઈટ કરે છે. એટલી વારમાં આસિન્દિર અને ઉપેન આડી ટ્યુબ લઈ પહેલી લાઈનની ઊભી ટ્યુબની સાથે લગાડે છે. આ લગાડવા માટે ટ્યુબના છેડાઓમાં કાપ અને બે બાજુ કાણાં હોય છે. નોટ-બૉલ્ટ તો ઉપેનના પૉકેટમાં છે. તે પૉકેટમાં હાથ નાંખી એક નટ બહાર કાઢી ટ્યુબોની અંદર પેસાડી હાથથી બૉલ્ટ લગાડે છે. એ માટે આસિન્દિરને ઊલટી દિશામાં ટ્યુબ ઊંચી કરી પકડી રાખવી પડે છે.

એક બાજુનો બૉલ્ટ લગાડી આસિન્દિર તરફ આવી એ બાજુની ટ્યુબોમાં ઉપેને નટ-બૉલ્ટ ભરાવવાનું શરૂ કરતાં જ રામાશીષ આવીને ઉપેને હાથથી લગાડેલા નટ-બૉલ્ટ ટાઈટ કરી દે છે.

આસિન્દિર ટારપોલિનની ગડીઓ પહોળી કરી ખોલી દેવાનું શરૂ કરે છે. ખોલતાં જતાં એને ટારપોલિન બે હાથે થોડી ખેંચવી પડે છે — તે પછી ગડીઓ ખૂલતી ખૂલતી આગળ જાય છે. ગડીઓ ખોલી દીધા પછી આસિન્દિરે જોયું કે દોરી તો નથી. હવે ટારપોલિનને બે છેડે અને વચ્ચેથી દોરડી બાંધી ટ્યુબની ઉપર નાંખી પેલી બાજુથી ખેંચવું પડશે. આસિન્દિર સીડી તરફ જતાં જતાં કહે છે, 'ઊભો છે ને, હું દોરી લેવા જાઉં છું.'

આસિન્દિર નાયલોનની દોરી લઈ આવે તે પહેલાં જ રામાશીષ અને ઉપેનનું ટ્યુબ ફીટ કરી દેવાનું પૂરું થાય છે. પછી દોરી બાંધી, ખેંચી ઊંચું કરતા જતાં ટારપોલિન બરાબર પથરાઈ જાય છે. દોરી પાછળની ટ્યુબ સાથે બાંધી ટારપોલિનને વાંસ વડે ખોસવાથી તે ટ્યુબની ઉપર આવી જાય છે. પછી તે પછીની ઊંચી ટ્યુબ પર પાથરી દે છે.

આર્મરીની અગાસીમાં ટારપોલિનનો તંબુ તણાઈ જાય છે.

## 113

## બાંગ્લાદેશ તરફ કૂચ-કવાયત

આ દરમ્યાન ફ્લેગ લહેરાવેલા મેદાનમાં કે પી.ટી.ના મેદાનમાં એક પછી એક બધા આવી જઈને ભેગા થયા છે. અત્યારે બીજું કોઈ વરસાદને કારણે વરંડામાં ઊભું

નથી, ઊલટું બધાંને વરંડો છોડી નીચે ભોંયતળિયે ઊતરી આવવાની ઉતાવળ વધારે છે. દરેકે યુનિફૉર્મ પહેરી લીધો છે; પગમાં ગમબૂટ છે, શરીર અને માથા પર વૉટરપ્રુફ છે. વિભૂતિ ઘોષ ઊભા ઊભા વ્હિસલ વગાડી રહ્યા છે.

બટુક વર્મન, પરશમણિ સુંદાસ, આષાઢુ, સુભદ્ર અને પંચાનન ખેંચી ખેંચીને અને ઠેલી ઠેલીને એક ઠેલણગાડી લઈને પાછળથી આવે છે. ગાડી દેખાવમાં ઘણી બધી જીપગાડી સાથે જોડેલા ટ્રેઈલર જેવી દેખાય છે. ટાયરનાં ચક્રો મોટાં મોટાં, આગળ લાકડાના બે ઊંચા દંડ — ધૂંસરીના જેવા — તે પકડીને ખેંચવામાં આવે છે, અથવા ગાડીની પાછળ ધક્કા મારી લઈ જવાય છે. તેઓ ગાડી ખેંચીને લાવે છે. પછી ફરીથી પાછા જાય છે.

આ વખતે તેઓ એક એક કાંધ ઉપર બે બકરા, બે બંડલ કેળનાં પાંદડાં, પૉલિથિનની ચાદર વડે બાંધેલાં નાનાં નાનાં કેટલાંક પડીકાં લાવે છે. બે બકરા પહેલાં તો ગાડીમાં આમતેમ જોયા કરે છે, પછી પાસેનું ઢાંકણ પગ વડે ઉઘાડવા જાય છે. પણ કેટલીક વાર પાછળ જઈને પછી સમજી જાય છે કે અહીં ચઢી શકાશે નહિ. ત્યારે ગાડીની વચ્ચે ઊભા રહી બેં બેં કરી થોડી વાર સુધી બૂમો પાડી ચૂપ થઈ જાય છે. લાગે છે કે આટલો વખત એમની સ્થિતિમાં કોઈ ફેરફાર નહીં થવાથી તેમની આપત્તિ વિશેની શંકા પણ જતી રહે છે. છતાં દબાયેલા અવાજે નાનુંસરખું બેં બેં ચાલુ રાખે છે — એકસાથે નહીં, પણ એક પછી એક એ પ્રમાણે.

ઘણા વરસાદમાં આવીને ઊભા છે. પવન તેમનાં શરીર પર ઘા કરે છે, વરસાદના છાંટા તેમનાં મોં પર આવી વીંધે છે, તેમ છતાં પણ તેઓને જાણે આ વરસાદમાં અને હવામાં ઊભા રહેવાનું સારું લાગે છે. આટલા લોકોનું વરસાદમાં મેદાનમાં આવી ઊભા રહેવાનું તે જાણે વરસાદ અને પવનના અસ્વીકાર કરવા જેવું છે.

કમાન્ડન્ટ તેના ઓરડામાંથી નીચે ઊતરે છે — સીડી દ્વારા જરા ધીમે ધીમે. તેના શરીર-માથા પર ક્યાંય વૉટરપ્રુફ કશું જ નહોતું. સીડી પર પગ મૂકતાં જ વરસાદ અને હવામાં આવી પડે છે. એક જવાન દોડતો જઈને કમાન્ડન્ટના ઓરડામાં પ્રવેશી વૉટરપ્રુફ લઈને બહાર આવે છે. તે વખતે વરસાદ-પવનમાં કમાન્ડન્ટ પેલી ગાડી તરફ જરા આગળ વધ્યા છે. જવાન પાછળથી વૉટરપ્રુફ લંબાવી બોલે છે, 'સર.' કમાન્ડન્ટ ઊભા રહી બે હાથ પાછળ લંબાવી દે છે, 'આ વરસાદ શું આ કોટથી રોકાશે?' બોલતાં બોલતાં વરસાદમાં ઊભા રહી કમાન્ડન્ટ કોટ પહેરે છે, પણ બટન ભિડાવતાં નથી, પછી ટોપી લઈ ભીના માથે પહેરવા જતાં જવાન બોલી ઊઠે છે, 'સર, માથું લૂછી નાંખો.'

કમાન્ડન્ટ હાથ લંબાવે છે. પેલો દોડીને ગાડી પાસે જઈ એક ટુવાલ લઈ દોડતો આવે છે. કમાન્ડન્ટ બે ડગલાં આગળ ગયા છે. ઊભા રહી માથું લૂછી લઈ, ટોપી

પહેરે છે.

'અરે, કેમ ઘોષ? ચલો સ્ટાર્ટ કરો. તમારી કંઈ વ્યવસ્થા કરી?'

'આર્મરીમાં ત્રણ જણ નહીં, પણ છ જણ ડ્યુટી ભરશે આર્મરીની ઉપર ટારપોલિન ટીંગાડવાની છે. જો પાણી આર્મરીમાં પેસે તો આર્મ્સ એમ્યુનિશન ઉપર લઈ જશે. આ છે વ્યવસ્થા. બાકીના બધા જઈએ છીએ.'

'તો પછી ચલો. વધારે મોડું કરવાથી લાભ શો?'

ગાડીમાંથી એક બકરો ધીમા અવાજે બેં બેં કરી ઊઠે છે. બીજો બકરો જાણે પેલી બૂમની સંગતિ રાખવા માટે વધારે ધીમા અવાજે અને એથીયે ટૂંકી બેં બેં કરે છે.

'શું? ફૉલો ઇન કરવાનું છે?' ઘોષ પૂછે છે.

'કરો; માર્ચ કરતાં કરતાં જવાનું છે ને.' કમાન્ડન્ટ કહે છે.

'ફૉલો ઇન કરીશું તો પેલી ગાડી લઈ જશે કેવી રીતે?' બટુક પૂછે છે. કમાન્ડન્ટ ઘોષ તરફ જુએ છે. કમાન્ડન્ટ બોલે છે, 'તો પછી આમ જ ચલો.' ઘોષ મોં પર વ્હિસલ લઈ જઈ વ્હિસલ નીચે લાવે છે, 'ના, ફૉલો ઇન કરવું પડશે. ફૉલો ઇન ત્યાર પછી ડિસ્પર્સ.'

કમાન્ડન્ટ ડોક હલાવતાં જ ઘોષ બૂમ પાડીને હુકમ છોડે છે — 'ફૉ—લો ઇ...ન!'

જેઓ ઊભા હતા તેઓ બબ્બેની હારમાં ઊભા રહી જાય છે. જેઓ ત્યારેય ઓરડામાં કે વરંડામાં હતા તેમનામાં એક પ્રકારની દોડાદોડી થઈ જાય છે. કોઈ કોઈ તો વરંડામાંથી કૂદકો મારી મેદાનમાં ઊતરે છે, ઊતરીને દોડે છે. પવનના અવાજ કરતાં પણ ગમબૂટનો કાદવ પર દોડવાનો અવાજ જોરદાર છે. એ અવાજમાં ઘોષનો હુકમ બીજી વાર સંભળાય છે, 'અટેન્શન!'

ત્યારેય કોઈ કોઈ અંદરથી દોડીને આવવાનો અવાજ બાંધેલા વરંડામાંથી ધપ્ધપ્ કરતો આવે છે, પછી અચાનક અટકી જાય છે. વરંડામાંથી મેદાનમાં કૂદી, ઊતરી, તેઓ લાઈનની પાછળ જઈ ઊભા રહે છે. ઘોષના હુકમથી લાઈન ચાલવાનું શરૂ કરે છે. ઘોષ પાસે પાસે ચાલતાં 'લૅફટ' 'લૅફટ' કરતાં આર્મરી તરફ આગળ વધે છે. લાઈન જ્યારે આર્મરીની આગળ પહોંચે છે ત્યારે એક જણ એક હાથમાં એક જોડ ગમબૂટ લટકાવી ખુલ્લા પગે પાણીમાં દોડતો દોડતો લાઈનને છેડે આવીને ઊભો રહી જાય છે.

આર્મરીમાંથી જે પોતાની રાયફલ લાવી બહાર આવે છે તે ફરીથી લાઈનમાં ઊભા રહેવાનું શરૂ કરે છે. આર્મરિની અંદર લાઈન કરી બધા એક પછી એક પ્રવેશે છે, જ્યાં પોતાની રાયફલ છે ત્યાંથી રાયફલ ઉપાડી કાંધે લટકાવી ફરીથી લાઈનમાં આવી ઊભા ઊભા કેટલીક વાર નીચા નમી રાયફલને કાંધ પર ફીટ કરી લે છે.

એટલે સુધી કે લાઈનમાં ઊભા રહ્યા પછી પણ કાંધ નમાવી રાયફલ બરાબર કરી લેવાની હોય છે.

આ લાઈનના દરેક જણાની કાંધે બંદૂક ઊઠવા માત્રથી આખી લાઈનનો ચહેરો જ જાણે બદલાઈ જાય છે. અત્યાર સુધી હતી વૉટરપ્રુફ, ગમબૂટ અને ટોપીની લાઈન. જોતાં જ વરસાદ-વાદળની વાત મનમાં આવી જતી. પણ બંદૂક કાંધે ઊઠતાં જ વરસાદ-વાદળ અવાન્તર બની જાય છે. એટલે સુધી કે આ પવને આ થયેલી લાઈનનાં શરીરે ઘા કર્યા છે અને ટોપીનાં આચ્છાદનની અંદર પણ વરસાદની ધારે વીંધ્યા છે એ બધું જાણે તડકાની માફક સ્વાભાવિક બની જાય છે. એ સ્વાભાવિકતા માની લઈને જ આખી લાઈને રાયફલ કાંધે ઉપાડી લીધી છે, અને રાયફલ કાંધે ઊઠતાં જ આ વાહિનીનો પેશાગત પરિચય જાણે મુખ્ય થઈ ઊઠે છે — ઈન્ડિયાની સીમાઓને રક્ષવાનું કામ.

કમાન્ડન્ટ ઘોષને કહે છે, 'માર્ચ કરાવતાં જ થોડી વાર લઈ જાઓ, ત્યાર પછી છોડી દેજો.'

એક જવાન આવીને કમાન્ડન્ટની સામે ઊભો રહી તેના બૅલ્ટ સાથે રીવૉલ્વર લંબાવીને ધરે છે. કમાન્ડન્ટ વૉટરપ્રુફ ખોલતાં જવાન નીચો નમી કમાન્ડન્ટની કમ્મરે બૅલ્ટ બાંધી દે છે. ઘોષ સૂચના આપે છે, 'આ તમે ચાર જણ ગાડી લઈને આવો. એ-ટે-ન્શા-ન'.

એમના પગમાં બૂટ હતા નહીં એટલે ખટ્, અવાજ થતો નથી. પણ અહીં પેલી પહેલાંના જેવી દોડાદોડી પડાપડી થઈ નહીં. બધા પોતપોતાની જગ્યાએ ઊભેલાં જ હતા. ઘોષના સૂચનથી આખી લાઈને એક તાલમાં ચાલવાનું શરૂ કર્યું. તેમની જમણી ડોક ઉપરની શૂન્યતામાં માથાના ભાગ પાસે રાયફલની નળી ડોલી ઊઠે છે, ટુકડીના ચાલવાના તાલને સમજી ડોલી ઊઠે છે.

આખી લાઈન ઘાસવનની દિશામાં ચાલી જાય છે. ઘાસવનમાં તેમનો પહેલો પગ પડતાં જ વરસાદમાં નમી પડેલાં ઘાસમાં ઢંકાઈ ગયેલો માર્ગ ડગલે ડગલે બનતો જતો રહે છે.

## 114

## પૂરના પવન સામે બે બકરા

ઘાસવનમાં આખી લાઈન પ્રવેશી ગઈ પછી ઘોષે ઑર્ડર આપવાનું બંધ કર્યું. જોકે લાઈન ચાલતી તો રહે છે, જાણે ઑર્ડર અપાતો જાય છે એવા તાલે તાલે. આ માર્ગે લાઈન તોડીને ચાલવા જેવી તો જગ્યા નથી. આટલો સમય એક તાલમાં

પહેરે છે.

'અરે, કેમ ઘોષ? ચલો સ્ટાર્ટ કરો. તમારી કંઈ વ્યવસ્થા કરી?'

'આર્મરીમાં ત્રણ જણ નહીં, પણ છ જણ ડ્યુટી ભરશે આર્મરીની ઉપર ટારપોલિન ટીંગાડવાની છે. જો પાણી આર્મરીમાં પેસે તો આર્મ્સ એમ્યુનિશન ઉપર લઈ જશે. આ છે વ્યવસ્થા. બાકીના બધા જઈએ છીએ.'

'તો પછી ચલો. વધારે મોડું કરવાથી લાભ શો?'

ગાડીમાંથી એક બકરો ધીમા અવાજે બેં બેં કરી ઊઠે છે. બીજો બકરો જાણે પેલી બૂમની સંગતિ રાખવા માટે વધારે ધીમા અવાજે અને એથીયે ટૂંકી બેં બેં કરે છે.

'શું? ફૉલો ઇન કરવાનું છે?' ઘોષ પૂછે છે.

'કરો; માર્ચ કરતાં કરતાં જવાનું છે ને.' કમાન્ડન્ટ કહે છે.

'ફૉલો ઇન કરીશું તો પેલી ગાડી લઈ જશે કેવી રીતે?' બટુક પૂછે છે. કમાન્ડન્ટ ઘોષ તરફ જુએ છે. કમાન્ડન્ટ બોલે છે, 'તો પછી આમ જ ચલો.' ઘોષ મોં પર વ્હિસલ લઈ જઈ વ્હિસલ નીચે લાવે છે, 'ના, ફૉલો ઇન કરવું પડશે. ફૉલો ઇન ત્યાર પછી ડિસ્પર્સ.'

કમાન્ડન્ટ ડોક હલાવતાં જ ઘોષ બૂમ પાડીને હુકમ છોડે છે — 'ફૉ—લો ઇ...ન!'

જેઓ ઊભા હતા તેઓ બબ્બેની હારમાં ઊભા રહી જાય છે. જેઓ ત્યારેય ઓરડામાં કે વરંડામાં હતા તેમનામાં એક પ્રકારની દોડાદોડી થઈ જાય છે. કોઈ કોઈ તો વરંડામાંથી કૂદકો મારી મેદાનમાં ઊતરે છે, ઊતરીને દોડે છે. પવનના અવાજ કરતાં પણ ગમબૂટનો કાદવ પર દોડવાનો અવાજ જોરદાર છે. એ અવાજમાં ઘોષનો હુકમ બીજી વાર સંભળાય છે, 'અટેન્શન!'

ત્યારેય કોઈ કોઈ અંદરથી દોડીને આવવાનો અવાજ બાંધેલા વરંડામાંથી ધપ્‌ધપ્ કરતો આવે છે, પછી અચાનક અટકી જાય છે. વરંડામાંથી મેદાનમાં કૂદી, ઊતરી, તેઓ લાઈનની પાછળ જઈ ઊભા રહે છે. ઘોષના હુકમથી લાઈન ચાલવાનું શરૂ કરે છે. ઘોષ પાસે પાસે ચાલતાં 'લૅફ્ટ' 'લૅફ્ટ' કરતાં આર્મરી તરફ આગળ વધે છે. લાઈન જ્યારે આર્મરીની આગળ પહોંચે છે ત્યારે એક જણ એક હાથમાં એક જોડ ગમબૂટ લટકાવી ખુલ્લા પગે પાણીમાં દોડતો દોડતો લાઈનને છેડે આવીને ઊભો રહી જાય છે.

આર્મરીમાંથી જે પોતાની રાયફલ લાવી બહાર આવે છે તે ફરીથી લાઇનમાં ઊભા રહેવાનું શરૂ કરે છે. આર્મરિની અંદર લાઈન કરી બધા એક પછી એક પ્રવેશે છે, જ્યાં પોતાની રાયફલ છે ત્યાંથી રાયફલ ઉપાડી કાંધે લટકાવી ફરીથી લાઇનમાં આવી ઊભા ઊભા કેટલીક વાર નીચા નમી રાયફલને કાંધ પર ફીટ કરી લે છે.

એટલે સુધી કે લાઈનમાં ઊભા રહ્યા પછી પણ કાંધ નમાવી રાયફલ બરાબર કરી લેવાની હોય છે.

આ લાઈનના દરેક જણની કાંધે બંદૂક ઊઠવા માત્રથી આખી લાઈનનો ચહેરો જ જાણે બદલાઈ જાય છે. અત્યાર સુધી હતી વૉટરપ્રુફ, ગમબૂટ અને ટોપીની લાઈન. જોતાં જ વરસાદ-વાદળની વાત મનમાં આવી જતી. પણ બંદૂક કાંધે ઊઠતાં જ વરસાદ-વાદળ અવાન્તર બની જાય છે. એટલે સુધી કે આ પવને આ થયેલી લાઈનનાં શરીરે ઘા કર્યા છે અને ટોપીનાં આચ્છાદનની અંદર પણ વરસાદની ધારે વીંધ્યા છે એ બધું જાણે તડકાની માફક સ્વાભાવિક બની જાય છે. એ સ્વાભાવિકતા માની લઈને જ આખી લાઈને રાયફલ કાંધે ઉપાડી લીધી છે, અને રાયફલ કાંધે ઊઠતાં જ આ વાહિનીનો પેશાગત પરિચય જાણે મુખ્ય થઈ ઊઠે છે — ઇન્ડિયાની સીમાઓને રક્ષવાનું કામ.

કમાન્ડન્ટ ઘોષને કહે છે, 'માર્ચ કરાવતાં જ થોડી વાર લઈ જાઓ, ત્યાર પછી છોડી દેજો.'

એક જવાન આવીને કમાન્ડન્ટની સામે ઊભો રહી તેના બેલ્ટ સાથે રીવોલ્વર લંબાવીને ધરે છે. કમાન્ડન્ટ વૉટરપ્રુફ ખોલતાં જવાન નીચો નમી કમાન્ડન્ટની કમ્મરે બેલ્ટ બાંધી દે છે. ઘોષ સૂચના આપે છે, 'આ તમે ચાર જણ ગાડી લઈને આવો. એ-ટે-ન્શ-ન'.

એમના પગમાં બૂટ હતા નહીં એટલે ખટ્, અવાજ થતો નથી. પણ અહીં પેલી પહેલાંના જેવી દોડાદોડી પડાપડી થઈ નહીં. બધા પોતપોતાની જગ્યાએ ઊભેલાં જ હતા. ઘોષના સૂચનથી આખી લાઈને એક તાલમાં ચાલવાનું શરૂ કર્યું. તેમની જમણી ડોક ઉપરની શૂન્યતામાં માથાના ભાગ પાસે રાયફલની નળી ડોલી ઊઠે છે, ટુકડીના ચાલવાના તાલને સમજી ડોલી ઊઠે છે.

આખી લાઈન ઘાસવનની દિશામાં ચાલી જાય છે. ઘાસવનમાં તેમનો પહેલો પગ પડતાં જ વરસાદમાં નમી પડેલાં ઘાસમાં ઢંકાઈ ગયેલો માર્ગ ડગલે ડગલે બનતો જતો રહે છે.

## 114

## પૂરના પવન સામે બે બકરા

ઘાસવનમાં આખી લાઈન પ્રવેશી ગઈ પછી ઘોષે ઑર્ડર આપવાનું બંધ કર્યું. જોકે લાઈન ચાલતી તો રહે છે, જાણે ઑર્ડર અપાતો જાય છે એવા તાલે તાલે. આ માર્ગે લાઈન તોડીને ચાલવા જેવી તો જગ્યા નથી. આટલો સમય એક તાલમાં

ડગલાં માંડવાની ટેવ થોડી વાર ચાલુ રહે છે. ધીમે ધીમે પવનના ધક્કે વૉટરપ્રુફનો કૉલર અને ઝૂલ ફર્ ફર્ કરતી અથડાવાનો અવાજ આવે છે. ધીરે ધીરે તેમનાં પગલાં પડવાનો એક સાથે અવાજ સંભળાય છે. અને એથીયે ધીરે આ લાઈનનો શ્વાસ ફેલાવાનો એક અવાજ પણ આ પવનની વચ્ચે અલગ થતો રહે છે.

જે રસ્તો અત્યારે ઘાસથી ઢંકાયેલો છે તે પગે ચાલવાનો રસ્તો નથી. બૉર્ડર કૅમ્પમાંથી પથ્થર અને ઈંટના ટુકડા પાથરી, પીટીને આ રસ્તો બનાવવામાં આવ્યો છે. વર્ષમાં એક વાર રસ્તાની મરામત થવાને કારણે ભાંગી-તૂટી જતો નથી. લાઈનની પાછળની ગાડી બે જણ ઠેલે છે. બે જણ ખેંચે છે. તેમની બંદૂકો ગાડીમાં મૂકી દેવામાં આવી છે. ગાડી પરનું ટારપોલિનનું ઢાંકણ પવનમાં ફૂલી ભલે જતું હોય પણ તે ઊડી જતું નથી. દરેક દિશામાં ત્રણ સ્ક્રુની વચ્ચે પટ્ટી વડે વાળી લીધેલા ટારપોલિનમાં કાણાં તો પડી જાય છે. બે બકરા પેલા ટારપોલિનને તળિયેથી બહાર નીકળવા ઇચ્છે છે, તેથી ટારપોલિન પવન ઉપરાંત પણ હાલ્યા કરે છે. પવનના ધક્કે ટારપોલિન જરા ઊંચું થઈ જતાં તેમાં પવન પેસી જાય છે — તે પછી થોડી વાર બે બકરા ચૂપ રહે છે.

પાણીમાં ભીનાં થયેલાં ઘાસના નમી જવાથી આ જે રસ્તો ઢંકાઈ ગયો છે તે પૂરો થતાં પહેલાં જ તિસ્તાનો અવાજ સંભળાય છે. કમાન્ડન્ટ લાઈનની પાછળ પાછળ ચાલતો હતો. લાઈનની વચ્ચેથી ઘોષ ખસીને ઊભા રહે છે, પછી કમાન્ડન્ટ તરફ ફરીને કહે છે, 'નદીનો અવાજ સંભળાય છે?'

કમાન્ડન્ટ ત્યાં સુધી આટલી સ્પષ્ટપણે નદીના અવાજને અલગ કરી શક્યા નથી; તે કુતૂહલવશ બની એ રીતે તેમની ડોક હલાવે છે. એટલી વારે લાઈન થોડી આગળ ગઈ છે. ઘોષ તેમને પણ બૂમ પાડીને કહે છે, 'નદીનો અવાજ'. આ વખતે કમાન્ડન્ટ સંમતિપૂર્વકની ડોક હલાવે છે.

ઘાસવનને અંતે પેલું લાકડાની ખૂંટ વડે બનાવેલું સેન્ટ્રીનું બૉક્સ છે. ખરેખર તો એક ઓરડો જ છે — બારણું પણ છે. દરવાજો પવનમાં એક વાર બંધ થાય છે, પાછો ખૂલે છે. કમાન્ડન્ટ એક વાર બૂમ પાડીને કહે છે, 'એ ય, પેલા દરવાજાને બંધ કરી આવો.' આમ બોલીને કમાન્ડન્ટ અટકી જાય છે. ફરીથી બોલે છે, 'લાસ્ટ કોણ ડ્યુટી પર હતું? બારણું ખુલ્લું મૂકીને જ બધા ચાલી આવો છો?' લાઈનની સૌથી પાછળ, કમાન્ડન્ટની આગળ જે બે જણ હતા તેમાંથી ડાબી તરફનો જવાન લાઈનમાંથી બહાર નીકળી દોરડા જેવી સીડી વટાવી ચઢી જાય છે. તે ચઢતાં ચઢતાં તો બે વાર બારણું ખૂલે છે અને બંધ થાય છે. પણ આ સેન્ટ્રી બૉક્સ બધાં મોટાં મોટાં જાડાં લાકડાં અને ખૂંટ અને મોટા મોટા નટ-બૉલ્ટ વડે એવી રીતે બનાવવામાં આવ્યું છે કે ઓરડો થોડો વાંકોચૂકો થઈને જ રહે છે. એ કારણે જ આટલા પવનમાં પણ બારણું ખૂબ જોરથી પડી જતું નથી.

સેન્ટ્રી બૉક્સની નીચે કાંટાવાળા તારની વાડમાં ગેટ છે — જે બે જણ આગળ હતા તે પેલા ગેટની સાથે ખૂંટીનો ભરાયેલો તાર ખોલી દઈ ગેટને ધક્કેલી દે છે. એ પોલાણમાંથી ટુકડીને જરા ડાબી તરફ વળી બહાર નીકળવાનું છે. એ રીતે બહાર નીકળવા જતાં લાઈન તૂટી જાય છે. બહાર નીકળીને કોઈ હવે લાઈનમાં ઊભું રહેતું નથી. ગેટમાંથી બહાર નીકળતાં જ કોઈ કોઈ તો ઘૂમવા લાગે છે, કોઈ બે હાથ ઉપર ઊંચે લઈ જાય છે અને આળસ મરડવાની ભંગિ કરે છે, અને કોઈ કોઈ જમણી તરફ ફરી ચાલતા જ રહે છે, અટકતા નથી.

આ સ્થળે એકદમ જ કાચું ઘાસ અને ઘાસમાં કાદવ છે. જમણી તરફ ના વળે અને સીધા જ જાય તો નદી છે. ઘાસવનની અંદર થઈ આવતી વખતે પવનનો જે અવાજ ઊઠી આવતો હતો તે અવાજ ગેટ પાર કર્યા પછી જાણે બદલાઈ જાય છે. પણ બદલાવાની તો વાત નથી — એક કાંટાળી વાડથી વળી પવનનો અવાજ બદલાઈ શેનો જાય? પવન તો એક રીતે જ વહ્યે જાય છે; વરસાદ પણ એક રીતે જ પડે છે, પણ એમનું ચાલવાનું પણ બદલાઈ ગયું. આટલી વાર લાઈનબંધ ચાલવાનો એક અલગ અવાજ હતો, તે અત્યારે હવે નથી. ઘાસથી ઢંકાયેલો રસ્તો થોડો જોઈ જોઈને ધીમે ધીમે આવવાનું થયું હતું, હવે તે પણ કરવાનું નથી. પરિણામે, નદીનો અવાજ અને પવનનો અવાજ ભળી જઈ જે ઝંકારવ બને છે તે કાને આવે છે. અને કાનમાં એક વાર આવતાં જ તો પેલો અવાજ જ રહે છે — બીજો કોઈ અવાજ સંભળાતો નથી.

ગાડી તો ગેટ આગળ અટકી જાય છે. જે ચાર જણ ગાડી લઈને આવતા હતા તેમાંથી એક જણ આવીને ગેટને ઠેલી દે છે, પણ ગેટ વધારે ખૂલતો નથી. એક વાર જરા વધારે જોરથી ઠેલતાં ગેટની ઉપરનો ભાગ હાલે છે, પણ નીચે તરફ ખસતો નથી. આ ગેટ પણ એ રીતે જ બનાવ્યો છે, નહીં તો ગેટને પૂરેપૂરો ખોલવાની તો સામાન્ય રીતે જરૂર પણ ના પડે. ઉપેન આગળ જઈને માટી જોઈ બૂમ પાડે છે. 'ઠેલવાથી જ ખૂલી જશે કંઈ? અહીં તો માટી વધારે ઊંચી થઈ ગઈ છે.'

'માટીને ઉખાડી નાંખો', કમાન્ડન્ટ બોલતાં જ ઉપેન ગેટ પકડી ઊભો રહે છે અને પગ વડે માટી પર લાત મારે છે. તેથી પોચી માટી થોડી ખાડા જેવી થઈ જાય છે; અને ખેંચતાં જ ગેટ થોડો ખૂલી જાય છે; તે સાથે જ પાછળના જવાનો ધક્કા મારી ગાડીને ગેટની અંદર પેસાડી દે છે; જરા જતાં જ ગાડી અટકી જાય છે. તે વખતે ઉપેન પાસે જઈને બટુક વર્મન ઊભો રહ્યો છે. તે જોઈને બૂમ પાડે છે, 'આ ગેટ ઊંચો કરી પકડો ને, ઊંચો કરી પકડો;' એમ કહી તે પોતે જ ગેટ પકડીને ખેંચી ઊંચો કરે છે; ઉપેન ટેકો કરે છે; ઉપેનની બંદૂક ડોલી જઈ આગળ આવતાં તે તેને પાછળ ધકેલે છે; બીજાં બે જણ આવીને ટેકો કરતાં જ ગેટ થોડો વધારે ઊંચો થાય છે; પાછળના જવાનો ગાડી ધકેલી દે છે; ગાડી આગળ તો આવે છે, પણ પૈડું ભરાઈ

જાય છે. ઊંચું કરીને પકડતાં ઉપેન બૂમ પાડે છે, 'પેલી બાજુ ખેંચી લો અને આ બાજુ ધક્કો મારો.' ગાડીને ડાબી તરફ અંદર પેસાડવા માટે બે જવાન ખેંચે છે, પણ ગાડી વળી જાય છે. કમાન્ડન્ટ ઊલટી દિશામાં ધક્કો મારવાનું શરૂ કરે છે. કમાન્ડન્ટની સાથે બીજાં બે જણ હાથ દઈ ધક્કો મારતાં ગાડીની ધૂંસરી પટ્ કરતી ડાબી તરફ વળી જાય છે — કોઈના માથે વાગી પણ ગયું હોત, પણ ગાડીનું જમણું પૈડું ગેટ વટાવી બહાર આવી જાય છે. આ વખતે બધા મળીને ધૂંસરી ખેંચતાં જ ગાડી ડાબી તરફ મોં કરી ગેટ પાર કરી જાય છે.

કમાન્ડન્ટ કહે છે, 'ગેટ બંધ કરી દો.'

ઘોષ કહે છે, 'હા, નહીં તો ફ્લડનાં પાણી પેસી જશે.'

કમાન્ડન્ટ બોલી ઊઠે છે, 'બધી વાતનો જવાબ તો છે ઘોષ. આ ગેટ વગેરે તો રોજે જ ખુલ્લા-બંધ થવાની વાત છે. તે કેમ એવું નથી થતું?'

એ દરમ્યાન ગાડી ફરી ગઈ છે. ફરીથી ચાલવાનું શરૂ થાય છે. જેઓ આગળ ગયા હતા, તેઓ આ લોકોને અહીં ઊભેલા જોઈને પાછા ફરે છે અને ફરીથી આ તરફ આવે છે. પણ ગાડી જોઈ ફરીથી ઊભા રહે છે; પછી પાછા વળી સીધા ચાલવાનું શરૂ કરે છે.

'ઘોષ, બધાને કહી દો કે બાંગ્લાદેશના કૅમ્પની સામે ફરીથી લાઈન બનાવે; માર્ચ કરતાં કરતાં પ્રવેશવાનું છે.' કમાન્ડન્ટ કહે છે. ઘોષ એક જવાનને ખબર આપી આગળની ટુકડી પાસે મોકલે છે. તે દોડવાનું શરૂ કરે છે, પણ વૉટરપ્રુફ અને પવનના ધક્કાથી આગળ જઈ શકતાં નથી.

'ઘોષ, ચલો, નદીને જોતાં જોતાં જઈએ.', કહી કમાન્ડન્ટ જરા વાંકા જઈ નદીની દિશા તરફ ચાલવાનું શરૂ કરે છે.

અત્યારે ટુકડી ચાર ભાગમાં વહેંચાયેલી છે. આગળ એક ટુકડી ચાલી ગઈ છે. જેઓ ગાડી બહાર કાઢવા માટે ગેટ ખોલવામાં વ્યસ્ત હતા તેઓ એક ટુકડી બનીને આગળ વધે છે. કમાન્ડન્ટ, ઘોષ અને બે જવાનો નદીની દિશામાં જાય છે. અને ગાડી લઈને અત્યારે છ જણ ચાલી રહ્યાં છે. જે જવાનને ઘોષે આગળની ટુકડીને ખબર આપવા મોકલ્યો હતો તે એક જ ટુકડી વિના દોડતો હતો.

ભારતના આ સરહદ સુરક્ષા દળમાં સ્થાનીય લોકોની સાથે સાથે પશ્ચિમ બંગાળના જુદા જુદા જિલ્લાઓના લોકો છે, નદિયાના જ સૌથી વધારે છે. તો વળી કમાન્ડન્ટ તો જાણે પશ્ચિમ બંગાળનો નથી, બાંગ્લાદેશનો છે. કેટલાંક નેપાળી લોકો છે, ઘણાં બધાં બિહારીઓ પણ છે. ત્રણ જણા પંજાબી હતા, તે બધા જ ટ્રાન્સફર થઈ ગયા છે. દહગ્રામના આ આવા એક 'ઇન્ડિયામાં' પણ — જેને ઇન્ડિયા જ ફ્લડના સમયે ભૂલી ગયું છે — સમજાઈ જાય છે કે 'ઇન્ડિયા' ઘણો મોટો દેશ છે.

# 115

# દેશને માટે દુ:ખ

નદીની છેક પાસે કમાન્ડન્ટને હવે જવાનું નથી; તેની પહેલાં જ કોઈ કોઈ જગ્યાએ નદી તેમની પાસે ચાલી આવે છે. આ મેદાન હવે સમતલ નથી; ક્યાંક ખૂબ ઊંચું અને ક્યાંક નીચું છે. આ બધી નીચી જગ્યાઓએ નદીનાં પાણી ફરી વળ્યાં છે; વળી આ બધી જગ્યાઓએ પાણી જે રીતે જમીન તોડીને પ્રવેશ્યાં છે તેથી તો લાગે છે કે હવે પછી થોડા સમયમાં જ કાંઠો એકદમ તણાઈ જશે. કમાન્ડન્ટ આ રીતે એક સ્થળે ઊભા ઊભા જુએ છે કે નદીનું પાણી આવીને આ નીચાણવાળી જમીનના કિનારાને ધક્કા મારી પાછું જતું રહે છે, અને નવો પ્રવાહ આવી ફરીથી ધક્કા મારે છે.

'ઘોષ, જોયો આ ઘાત-પ્રતિઘાત?'

'હા, અહીં આટલું પાણી છે, તો લાગે છે કે આપણા કૅમ્પની ઉત્તરે દક્ષિણપાડા તો આટલી વારમાં તણાઈ જ ગયું હશે?'

'કોણ? પેલા જે કૅમ્પમાં આવી જવાનું કહેતા હતા, તે બધા તો નહીં ને!'

'સમજી ગયા છે કે કૅમ્પ પણ ડૂબશે, તેથી બીજે ક્યાંક કદાચ ગયા લાગે છે!'

'બીજે ક્યાં જશે? બીજી તો બધી ફૉરેન લૅન્ડ છે?'

'ફૉરેન લૅન્ડે જ ગયા છે આટલો વખત! ના જાય તો તણાઈ ના જાય?'

તેઓ નદીની વધારે નજીક જવા માટે બેચાર ડગલાં આગળ જઈને અટકી પડે છે — નદીનો આ કાંઠો - પેલો કાંઠો તો દૂરની વાત બની ગઈ છે; સામે થોડે દૂર જ નદી હવે દેખાતી નથી. નદીની ખુલ્લી સપાટી પર આકાશ અને નદી અત્યારે અલગ તારવી શકાતા નથી — પવન એ અવકાશ દ્વારા હૂ હૂ કરતો, નદીની માફક વેગથી વહ્યે જાય છે, પણ ઊલટી દિશામાં. એ પવનમાં વરસાદની ધારાઓ હવે જમીન પર પડતી નથી — પવનમાં વળી જાય છે, ઊડી જાય છે, આકાશમાં જ આવતાં બનાવી દે છે. તેથી નદીની સપાટી પર એવું ધુમ્મસ જામે છે કે કશું દેખાતું નથી. નદીનો પ્રવાહ જમીનના ઢાળ પ્રમાણે વહ્યે જાય છે. આટલું બધું પાણી આટલા ઢાળ પસાર કરતું કરતું જ્યારે પડતું જાય છે ત્યારે તેનો એક અલગ અવાજ ઊઠે છે, અત્યારે એ અવાજ પણ કેટલાય ગણો વધી ગયો છે, ઊલટી દિશાના પવનના ધક્કામાં. પવનનો પ્રવાહ અને પાણીનો પ્રવાહ — બેની અથડામણથી જે અવાજ ઊઠે છે તેથી તો લાગે છે કે નદી તેના મૂળ વહેણના માર્ગમાંથી ખસી નવો માર્ગ બનાવી દેશે.

દૂરથી એક ચીસ વહેતી આવતી સંભળાય છે. કમાન્ડન્ટ પૂછે છે, 'કોની ચીસ છે?' કાન માંડીને ઘોષ સાંભળે છે, પછી કહે છે, 'ચીસ નથી, કોઈ ગાન ગાય છે, આપણાં છોકરાઓ જવાનો.'

'તો હવે ઉતાવળે ચલો; નહીં તો પાછું અંધારું થઈ જશે. તમારા બધા પાસે ટૉર્ચ લાઈટ તો છે ને?' કમાન્ડન્ટ પૂછે છે.

'હા, સર, છે;' એક જવાન વૉટરપ્રુફનું તળિયું ખોલી ટૉર્ચ બતાવવા જતાં કમાન્ડન્ટ કહે છે, 'રાખ, રાખ, છે એટલે પત્યું.'

તેઓ નદીને કાંઠે જ ઉતાવળે ચાલવાનું શરૂ કરે છે. ઉતાવળે ચાલવા જતાં પવનનો ધક્કો જોરથી લાગે છે, ડગલાં પાછાં પડે છે, છાતી અને માથું-ખભા આગળ આવે છે. તેઓ માથું નીચું રાખીને ચાલે છે, તેથી મોં પર વરસાદના છાંટા ઓછા વાગે છે. કમાન્ડન્ટ હાથ વડે એક વાર મોં લૂછી લે છે. આ પવન અને વરસાદની વિરુદ્ધ દિશામાં એ લોકોનું એ ચાલવું જોઈ સમજાય છે કે તેઓનું દરેકનું સ્વાસ્થ્ય કેવું સુદૃઢ છે. એ સ્વાસ્થ્ય જ તેમના શ્વાસોચ્છ્વાસના અવાજમાં પ્રમાણિત થઈ જાય છે. ચાર જણના શ્વાસોચ્છ્વાસનો અવાજ આ પવન-પાણીના અવાજની વચ્ચેથીય સંભળાય છે. ક્યારેક ક્યારેક તેમને નાનાં નાનાં ખાબડાં પાર કરવાં પડતાં—એ ખાબડાંઓમાં નદીનું પાણી નાનાં નાનાં નાળાં દ્વારા પ્રવેશ્યું છે.

થોડું આગળ જતાં બે બકરા ઊંચે અવાજે બૂમ મારી રહ્યા છે. તેમની અને ગાડીની વચ્ચે નાનુંસરખું મેદાન છે. બૂમ મારે તો સાંભળી શકે નહિ. ઘોષ કહે છે, 'લાગે છે કે પેલા બે બકરાને ટારપોલિન ચસોચસ દબાવાથી મરી જવા જેવા થયા છે. એ ય, તેઓની પાસે જઈને કહો કે ટારપોલિનનું ઢાંકણ ખોલી દે.'

એક જવાન દોડતો જતાં કમાન્ડન્ટ બૂમ પાડે છે, 'ઘોષ!'

ઘોષ કશો જવાબ દેતા નથી. પણ કમાન્ડન્ટ જ્યારે બોલતા નથી, ત્યારે ઘોષ પૂછે છે, 'તમે કંઈ કહ્યું કે શું?'

કમાન્ડન્ટ ચાલતાં ચાલતાં ઘોષ તરફ જોઈ રહે છે, પણ કશું બોલતા નથી. તેઓ ખૂબ જલદી ચાલતા હતા. શ્વાસનો અવાજ જોર જોરથી આવે છે. કમાન્ડન્ટ કશુંક વિચારી રહ્યા છે.

કમાન્ડન્ટ ફરીથી બૂમ માટે છે, 'ઘોષ!'

આ વખતે ઘોષ કહે છે, 'કહો!'

'આજે તો બકરા કાપીને પિકનિક કરવાની ને!'

'હા, તે તો થવાનું. એ લોકોએ તો નિમંત્રણ આપ્યું છે. આપણા બકરા શું હવે આપણને ખવડાવશે?'

પેલો જવાન ગાડી પાસેથી પાછો આવી રહ્યો છે. આ વખતે પવન પાછળથી અવાજ કરતો આવી રહ્યો છે, જલદી જલદી.

'હા, આજે તો બકરા જ ખાવના. કહ્યું તો ખરું કે તમારે બકરા ખાવા પડશે. બકરાનું તો ફૉરેસ્ટ નથી.'

'હા, તે તો નથી. કહે છે કે કાલે બપોરે પણ આ વરસાદ બંધ થશે નહિ?'

'નહીં બંધ થાય તોય જીવવાના; બાંગ્લાદેશના કેમ્પમાં જ રહી જવાનું. બંધ થશે તોય જવાનું ક્યાં? પાણી જોયું ને? મધરાતે બધું ડૂબી જશે.'

'હા, એવું જ લાગે છે. આ તરફની નદીઓ બહુ તોફાની છે. અમારી તરફની નદીઓ જોઈને તમે કંઈ સમજી શકો, ટાઈમ મળે. પણ આ તો એકદમ ટ્રેચરસ. કશો અંદાજ જ આવે નહીં.'

'અરે, તમારા પ્રદેશમાં વરસાદના પાણીથી ફ્લડ આવે; અહીં ડિવિસિના પાણીથી.'

'અહીં તો ડિવિસિ પણ નથી; માત્ર વરસાદ જ.'

તેઓ બીજા દળને પાર કરે છે. કમાન્ડન્ટ, ઘોષ બન્ને નદીના કાંઠે થઈને જાય છે, અને ઉપેન લોકોની ટોળી થોડી અંદર થઈને જાય છે. કમાન્ડન્ટ લોકોની ચાલવાની ગતિ જોઈને એ લોકો પણ ઉતાવળે ચાલવાનું શરૂ કરે છે.

'અહીં પહાડ છે. પહાડ તૂટતા પાણી અહીં ઊતરી આવે છે. સાંભળો, કહું છું કે આ ગાડી ફરીથી પાછી મોકલો. ચોખા, દાળ અને બટાટા લઈ આવો. એમના કેમ્પમાં કેટલા દિવસો રહેવું પડશે તે કોણ જાણે? અને આપણા કેમ્પમાં પાણી ફરી વળશે તો ચોખા વગેરે બધું નાશ પામી જશે ને?'

'બધા જ ચોખા લાવવાનું કહો છો?'

'લાવી શકાય તેટલા. ના લાવી શકે, તો જેટલા લાવી શકે તેટલા.'

ઘોષ એક વાર પાછળ ફરીને જુએ છે, પછી આગળ નજર નાંખે છે, 'આ કાદવ-માટીમાં આટલો લોડ લઈને શું આ ગાડી આવી શકશે? ફસાઈ પડશે.'

કમાન્ડન્ટ કશો જવાબ આપ્યા વિના ચાલ્યે જાય છે. પછી કહે છે, 'ગાડીમાં જે કેટલાંક કોથળા-બચકાં લાવી શકો તેટલાં ગાડીમાં લાવો; અને નહીં તો બાકીનાં જવાનોની કાંધે મૂકીને લાવો.'

'આટલો રસ્તો?'

'જેટલું શક્ય હોય તેટલું લાવો ને?'

એ લોકો આગળની ટોળી પાસે પહોંચી જાય છે. તેઓ ઊભેલા જ હતા. થોડે દૂર બાંગ્લાદેશનો કેમ્પ છે; લીલાં ટિન દેખાય છે — સેન્ટ્રી બૉક્સ. અહીંથી જ લાઈન કરવી પડશે. બધા ભેગા થઈને પાછળના લોકોની અપેક્ષા કરી રહ્યા છે. રાહ જુએ છે અને બાંગ્લાદેશના કેમ્પ તરફ તાકીને જોઈ રહે છે. ભારતની સીમાના સુરક્ષાદળે આટલે દૂર આવીને જાણે કંઈક અસહાયતા અનુભવી, આ વખતે સાચેસાચ તેમને દેશ છોડીને જવું પડે છે. એ લોકો જે રીતે સામે બાંગ્લાદેશના કેમ્પ તરફ જોઈ રહ્યા

છે તે રીતે જ પાછળ જુએ છે — જે માર્ગે તેઓ આવ્યા તે માર્ગ તરફ. એ માર્ગે જ તો છે ઇન્ડિયા, તેમનો દેશ!

## 116

## બાંગ્લાદેશમાં ઇન્ડિયાનું સીમાસુરક્ષાદળ

લગભગ બધાયનાં વૉટરપ્રુફ અને ટોપીનો આગળનો ભાગ ભીનો થયો છે; એની તુલનામાં પાછળનો સૂકો છે. આ વખતે બંદૂક વગેરે કાંધ પર લટકતી નથી, પણ હાથમાં પકડેલી છે. માથું સીધું છે, મોં સખત છે. બધાની આગળ કમાન્ડન્ટ છે. બધાની પાછળ ઘોષ છે. તેની યે પાછળ ગાડી છે. ઘોષના 'લેફ્ટ-રાઈટ-લેફ્ટ'ના તાલે તાલે ભારતીય સીમા સુરક્ષા દળ બાંગ્લાદેશના કેમ્પમાં પ્રવેશે છે.

તેઓને જોતાં જ બાંગ્લાદેશના કમાન્ડર લુંગી પહેરી ખુલ્લા શરીરે વરસાદમાં બહાર આવે છે. પણ ભારતીય સુરક્ષા દળની આ પ્રકારની કૂચ-કવાયતથી જલદી જલદી અંદર જઈ ખાખી પહેરણ પહેરી આવે છે. પહેરણ પહેરતાં પહેરતાં જ પેન્ટ તરફ હાથ જાય છે, પણ પેન્ટ પહેરવું એટલે પાછા જોડા. તો તો પાછો થોડો સમય લાગે. તેથી બાંગ્લાદેશનો કમાન્ડર લુંગી ઉપર પહેરણ પહેરીને જ ફરીથી બહાર આવે છે. એક જણ તેની ઉપર છત્રી ખોલીને પકડી રાખી સાથે જાય છે. પણ થોડું જતાં ના જતાંમાં તો છત્રી ઊલટી થઈ જતાં તે ઉતાવળે બીજી એક છત્રી લેવા દોડે છે.

એ દરમ્યાન ઘોષના આદેશથી ભારતીય વાહિની 'એટેન્શન'માં રહી ઊભી રહે છે, પછી 'સ્ટેન્ડ એટ ઈઝ' થવાથી ભારતીય કમાન્ડન્ટ જઈને બાંગ્લાદેશના કમાન્ડરને ભેટે છે. બાંગ્લાદેશના કમાન્ડર ભારતીય કમાન્ડન્ટને ભેટીને કહે છે, 'અરે દાદા, તમે શું મને ગભરાવી દેવા ઇચ્છો છો? અહીં કાંધે રાયફલ અને મિલિટરી માર્ચ કરતાં દાખલ થાવ છો! એ તો સરહદ પર ગોળી — વિનિમય કરવા ધાર્યું છે! ચલો, ચલો,' કહી કમાન્ડન્ટને પકડીને વરંડા તરફ આગળ જઈ કમાન્ડર હાથ વડે એક સંકેત કરે છે, જેથી બધાને આવવાનું કહેવાય છે. વરંડામાં જતાં પહેલાં કમાન્ડન્ટ એકદમ ઊભો રહીને કહે છે, 'અરે ભાઈ ઊભા રહો; ઘોષ !'

ઘોષ આવતાં જ કહે છે, 'પેલાઓને કિચનમાં મોકલો.'

'એ શું? કિચનમાં વળી શું?' કમાન્ડર પૂછે છે.

'અરે, ભાતમાં રાંધવા જેવા બકરા હતા; એમને ત્યાં રાખીને આવીએ તો શરદીથી મરી જાત; તેને બદલે ભારત-બાંગ્લાદેશ મૈત્રીના ઉપભોગમાં આવે, ચલો, ચલો,' આ વખતે કમાન્ડન્ટ જ આગળ પગલાં ચલાવે છે.

કમાન્ડન્ટ અને કમાન્ડર વરંડામાં જતાં ના જતાંમાં તો બાંગ્લાદેશના કેમ્પમાંથી

બધા જ હે- હે- કરતા મેદાનમાં ઊતરી આવે છે; ભારતીય જવાનોને હાથ પકડી પકડીને વરંડામાં લઈ જાય છે. વરંડામાં જતાં જ ભારતીય જવાનો પહેલાં માથાની ટોપી ખોલી દે છે; પછી વૉટરપ્રુફને છેડે હાથ મૂકે છે. બાંગ્લાદેશના તો લગભગ બધાઓએ લુંગી પહેરી છે, કોઈ કોઈને શરીરે ગંજી પહેરેલી છે. તેથી આટલા સમયમાં ખરેખર એવું લાગે છે કે ભારતીય વાહિની આ કૅમ્પમાં નિમંત્રણ મેળવીને જ આવી છે. ભીનાં વૉટરપ્રુફ વરંડાની રેલિંગ પર ઝૂલે છે; ભીના ગમબૂટ કાઢીને એક તરફ મૂક્યા છે — આ બધું કરવામાં આરંભમાં કેટલોક સમય જાય છે. દરમ્યાન ગાડીની અંદરથી પૉકેટ કરીને પોતાની લુંગી કે પાયજામો, ગમછા વગેરે જવાનો લઈ આવે છે; એક જવાન જઈને કમાન્ડન્ટનું પૉકેટ કમાન્ડન્ટના ઓરડામાં જઈને લઈ આવે છે. આવી જાતજાતની દોડાદોડી, હે-હેની વચ્ચે જ્યારે ભારતીય જવાનો પણ થોડી વાર પછી લુંગી કે પાયજામા ઉપર ગંજી ચઢાવી વાતો કરવા કે પત્તાં રમવા બેસી જાય છે ત્યારે બે દેશની સીમાંત રક્ષાવાહિનીની વચ્ચે ચહેરાનું કે બીજું કોઈ પાર્થક્ય રહેતું નથી. બંગાળી ભાષાનાં ઉચ્ચારણમાં બાંગ્લાદેશની વાહિનીની અંદર જેટલું વૈચિત્ર્ય અને ભિન્નતા છે તેટલું જ ભારતીય વાહિનીની વચ્ચે પણ છે. રામાશીષ અને પરશમણિ એ બે જ માત્ર જુદા છે. બાંગ્લાદેશના કૅમ્પમાં કોઈ હિંદીભાષી હતું નહીં, નેપાળી તો નથી જ. રામાશીષ અને પરશમણિ કિચનમાં જઈને જાણી આવે છે કે માંસ-ભાત સિવાય બીજું કશું હશે કે નહીં.

કિચનમાં અહીં બાંગ્લાદેશના સીમાંત રક્ષકો જ રસોઈ કરે છે. તેઓ કહે છે, 'કેમ દાદા, દાળ થશે, છોલાની દાળ.'

રામાશીષ કહે છે, 'બસ, બસ હમલોગ વેજ ખાયેગા; બે-એક બટાટા - વેંગણ ચઢાવી દેશો એટલે બસ.'

કિચનના લોકો પહેલાં 'વેજ' સમજી શકતા નથી. સમજવા માટે એમને થોડું વિચારવું પડે છે, 'નિરામિષ ખાશો? માંસ ખાશો નહીં? એમ જ ને?'

પશમણિ કહે છે, 'ના, અમે તો ખાતા નથી. આવું વેજ જ ખાઈશું.'

બાંગ્લાદેશનો એક જણ એકાએક સમજી શકે છે, 'અરે દાદા' કહી, રામાશીષ પાસે જઈ ભેટી પડીને 'હે હે' કરતો હસી પડે છે. પછી તેના બીજા સહકાર્યકરો તરફ જોઈને કહે છે, 'દાદા વિચારે છે કે આપણે બહુ બધું ગોસ્ત ખવડાવી દઈશું.... હે.... હે...હે...'

આટલા મોટા સમાચાર તો છુપાયેલા રહે નહિ. રામાશીષ અને પરશમણિને લઈને કિચનના બધા જ વરંડામાં આવે છે. પછી જે મજાક-મશ્કરી કરી છે તેની વાત દરવાજા પાસે ઊભા રહી બૂમ પાડીને કરે છે

'અરે ભાઈ, બધા સાંભળો.'

આટલા માણસો દરવાજે આવી બૂમો પાડે છે એટલે બધાની નજર એ તરફ

જાય છે. ત્યારે કિચનના પેલા કર્મચારીઓ રામાશીષ અને પરશમણિને બતાવી કહે છે, 'ઇન્ડિયાના આ 'દાદા'ઓ કિચનમાં જઈને કંઈ કહે છે; પેલો માણસ 'વેજ' શબ્દ સમજી શકતો નથી, 'નિરામિષ ખાશો? ક્યા? ના, 'દાદા'ઓએ વિચાર્યું છે કે આપણે તેમને ગોસ્ત ખવડાવી દઈશું ને!'

બધા ભેગા થઈને હસી પડે છે એટલે રામાશીષ બે હાથ ઊંચા કરી કહે છે, 'અરે ના, ના; અમને થયું, ક્યા પકાતા હૈ, દેખભાલ કરી આવું.' પરશમણિ અને રામાશીષ બેસી પડે છે. કિચનના માણસો પાછા કિચનમાં જવા પાછા વળી ઊભા રહે છે. એક જણ મોં કાઢી કહે છે, 'દાદા માટે મરઘીનું માંસ રાખી મૂકજો.'

અંદરથી એક જણ તેમની પાછળ બૂમ મારે છે, 'પૂંછડી ને શિંગડું પણ આપજે દાદાને!'

પરશમણિ અને રામાશીષ ઉતાવળે એક પાનાં રમતી ટુકડીમાં ભળી જાય છે.

અત્યારે આ ઓરડાની ચારે તરફ જોઈએ તો ઝટ લઈને બાંગ્લાવાસીઓ અને ભારતીયોને અલગ કરી શકાશે નહિ — બધા જ એવા તો ભળી ગયા છે! માણસો ભળી ગયા હતા તોપણ તેમનો પોષાક અને બીજી બધી વસ્તુઓમાં મેળ નહોતો. અહીં આ ઓરડાની દીવાલે બન્ને રક્ષાવાહિનીની બંદૂકો હારબંધ ઊભી કરેલી છે. પણ બંદૂકો દેખાવમાં એકસરખી નથી. આ ઓરડામાં બાંધેલી દોરી પર બન્ને વાહિનીના કોઈ કોઈ યુનિફૉર્મ લટકે છે. તેનો રંગ અલગ છે. દીવાલ પર, બારીમાં અને કબાટમાં સિનેમાનાં નાયક-નાયિકાઓના ફોટો ચોંટાડેલા છે — તેની ભાવભંગિ અને ચહેરા ભારતીયોને પરિચિત નથી. પાનાં રમતાં રમતાં કે સૂતાં સૂતાં ય કોઈ જવાન હિંદી ગીત ગણગણે છે. બાંગ્લાદેશનું કોઈ બોલે છે, 'અરે દાદા, મોટેથી ના બોલો? અમે ય સાંભળીએ.' બન્ને દેશની સિગારેટના પૉકેટ પણ અલગ અલગ છે.

આ બન્ને કૅમ્પના લોકો એકબીજાને ઓળખીતા છે. કેટલાય બીજા કેટલાયને નામ દઈને બોલાવે છે. હાટમાં મળેલા છે. ડ્યુટી બજાવતા મળ્યા છે. ચોકી ભરતા જોયા છે. જો એવી ઘનિષ્ટતા ના હોત તો શું બાંગ્લાદેશની સીમા પરના કૅમ્પના કમાન્ડર માટે પૂરને સમયે તેમને આમંત્રણ આપી બોલવવાનું શું સંભવિત થાત?

છતાં, એ ઘનિષ્ઠતા હોવા છતાં કોઈ દિવસ એક સ્થળે રહેવા-ખાવાનું બન્યું નથી. તેથી જે આનંદ મળે છે તે પિકનિકના આનંદ જેવો છે. એ આનંદને બધા વહેંચી લેવા માગે છે.

બાંગ્લાદેશના કમાન્ડર ભારતીય કમાન્ડન્ટને પૂછે છે, 'દાદા, તમારા માટે એક સ્કૉચની બૉટલ રાખી છે. બહાર કાઢું?' અર્ધા સૂતેલા કમાન્ડન્ટ કહે છે, 'કાઢો'.

# 117

# બે સેનાપતિઓનો વાર્તાલાપ

કમાન્ડરના ઓરડામાં બે કૅમ્પના ખાટલા ઢાળેલા છે — બેની વચ્ચે, દીવાલને અઢેલીને એક ટેબલ છે, ટેબલ પર એક ફાનસ છે અને પાયાઓ તરફ બે દરવાજા છે — બે તરફના વરંડામાં જવા માટેના. ઓરડામાં બે ખાટલા જ ઢાળેલા છે. બીજો એક જણ છે તે કદાચ આજે બીજે ક્યાંક સૂઈ જશે, અથવા કદાચ બે ખાટલા પાથરેલા હોવા છતાં પણ ઉપયોગ એકનો જ હોય.

કમાન્ડન્ટ લુંગી અને સૅન્ડો ગંજી પહેરીને ઉત્તર તરફના ખાટલા પર બેસે છે. તેનો રીવોલ્વર સાથેનો બૅલ્ટ ખોલી ઓશિકા પાસે રાખેલો છે. કમાન્ડર ટેબલ પર બે ગ્લાસ રાખે છે, પછી ચારપાઈ તળિયેથી એક ટિનની સૂટકેસ ખેંચીને બહાર લાવે છે. ફરીથી ઊભો થઈ ટેબલના ડ્રોઅરમાંથી ચાવીનો એક ઝૂડો કાઢી કમર નમાવી સૂટકેસનું તાળું ખોલે છે. ઢાંકણ પૂરેપૂરું ખૂલતું નથી; ડાબા હાથે પકડી રાખી જમણો હાથ નાંખી એકદમ જ બૉટલ બહાર કાઢી હાથ લંબાવી ટેબલ પર મૂકે છે; તાળું બંધ કરી સીધો થઈ કમાન્ડર ઊભો રહે છે. પછી ચાવી ડ્રોઅરમાં મૂકી પગ વડે સૂટકેસ ફરીથી ખાટલાની નીચે ધકેલી દે છે.

'તમારે તો ભાઈ આ એક મોટી સુવિધા છે — સિગારેટ, પાન ફર્સ્ટ ક્લાસ, દારૂ પાન પણ ફર્સ્ટ ક્લાસ', બેનસન ઍન્ડ હ્યુજીસનું પેકેટ હાથમાં પકડી કમાન્ડન્ટ કહે છે.

'એ તો દાદા તમારે લોકોનેય ક્યાં કશું કમ છે? જેઓ સ્કૉચ પીએ તેઓ સ્કૉચ જ પીએ.', કમાન્ડર ટેબલની સામે ઊભો રહી બૉટલનું ઢાંકણું ખોલે છે.

'અરે જેઓ પીએ છે તેઓ તો પીશે જ; પણ તમારે અહીં જેઓ નથી પીતા તેઓ પણ પી શકે, જો ઈચ્છા કરે તો.'

'ઊલટું પણ છે દાદા, હોં.'

'ઊલટું વળી શું?'

'જેમને સ્કૉચ જોઈતો નથી, દેશી જોઈએ છે, તેઓ શું પીશે?'

'ઓ - ફૉરેન લીકર બનાવવામાં નથી આવતું?'

'અત્યારે એક ડિસ્ટિલરીમાં થાય છે. પણ અસલમાં અમારો તો એકદમ ખરો શુદ્ધ ફૉરેન.'

'તે જે હોય તે. પીવા જોઈએ તો પીવા મળે. અને આ સિગારેટ — એ તો તમારી બધી દુકાનોમાંય મળી જાય છે.'

'અરે, ઇન્ડિયાની આવી કેપ્સ્ટન-બેપ્સ્ટન, અહીં તો એ બધી સિગારેટ છે.'

'પણ આ જે કહ્યું ને, શુદ્ધ ફૉરેન; અમારી તો પોતાની ફેક્ટરી છે, ફૉરેન મળશે ક્યાંથી?'

'અમારી એક સ્ટેટ એક્સપ્રેસની ફેક્ટરી છે, પણ તે ય તો પૂરી ફૉરેન છે.'

કમાન્ડન્ટની સામે ગ્લાસ ધરી દઈ કમાન્ડર ગ્લાસ લઈ પોતાના ખાટલા પર બેસે છે. કમાન્ડરની ઉંમર વધારે નથી; રંગપુરના રાજવંશીનો દીકરો છે; તેની વાતોમાં રાજવંશી ભાષામાંથી બહાર પ્રકટ કરવાનો પ્રયત્ન છે. પણ રંગપુરની આ બૉર્ડર પર કામ કરે છે એટલે એવો સુયોગ તેને બહુ વધારે મળતો નથી. ભવિષ્યમાં જો જેશોર તરફ બદલી થાય, તો તો જરા વધારે સંપર્ક તૂટી જઈ શકે. કમાન્ડન્ટની ઉંમર વધારે છે — એ સંબંધે એની પહેલેથી જ બન્ને જણનો દાદા-ભાઈનો સંબંધ ભલે થયો હોય, પણ તે ના હોત તોપણ કમાન્ડન્ટ આ બે જણમાં બધો વખત મોટો હોવાનો સ્વીકાર પામત. કમાન્ડન્ટ અહીં લુંગી — ગંજી પહેરીને બેઠો તો છે આટલા મોટા એક દેશ ઇન્ડિયાના માણસ તરીકે — બાંગ્લાદેશ આગળ તે એક મહાન દેશ જ લાગે. ગ્લાસ પકડી રાખીને કમાન્ડન્ટ કહે છે, 'શું કહો છો? ટોસ્ટ કરશો કે નહીં? શું કહો છો? ભારત-બાંગ્લાદેશની મૈત્રી વિશે?'

કમાન્ડર જરા હસે છે, 'તે તો જેને કરવાનું હશે તે કરી દેશે. તમે તો આ ફ્લડ ના આવ્યું હોત તો આવત નહીં. હું ફ્લડને નામે ટોસ્ટ કરું છું.'

હા-હા કરતો કમાન્ડન્ટ હસી પડે છે, 'અરે તમે તો બહુ બુદ્ધિશાળી છો ને! તો કયા ફ્લડને નામે કરો છો — જે ફ્લડના ભયથી આ સ્થળે આવ્યા છીએ તેને નામે કે જે ફ્લડના આઘાતથી હજુ બીજા બે દિવસ રહીશું તેને નામે?'

કમાન્ડર ખડખડાટ હસી પડે છે —'કયું ફ્લડ તે શું જાણું'. ગ્લાસ ઊંચો કરી આગળ લાવે છે, કમાન્ડન્ટ પણ ગ્લાસ તેના ગ્લાસની સાથે અડકાડે છે; કમાન્ડર બોલે છે : 'થ્રી ચિયર્સ ફૉર ફ્લડ.'

કમાન્ડન્ટ ઘૂંટડો ભરી ગ્લાસ બાજુએ રાખી કહે છે — 'તમારા આ સ્થળે શું પૂરમાં સપડાયેલા લોકો આવી પહોંચ્યા છે? ક્યાં છે?'

કમાન્ડર તેના માથા તરફની દીવાલ બતાવીને કહે છે — 'એ બાજુ, રસોડાની પાછળ ટારપોલિનની બે છાવણીઓ નાંખી છે. સાંજે તો સાંભળ્યું હતું કે સોએક જણ હશે; હવે તો ચોક્કસ વધારે વધી ગયા હશે. ઇન્ડિયાના લોકો પણ આવ્યા છે એમ સાંભળ્યું છે. સાંજના ટાઈમે ઇન્ડિયાના લોકો જ વધારે આવે છે. અત્યારે ય.'

'તે ઇન્ડિયાના કેમ્પમાં આવ્યો છું; માણસો જશે ક્યાં? તમે પણ કેમ્પ ખોલશો જ ને?'

'ના રે ના, ટારપોલિનની થોડી છાવણીઓ નાંખી છે; થોડા બચી જશે અને પાણી ઊતરશે એટલે ચાલી જશે. આ કાંઠો તો ઘણો ઊંચો છે.'

'અહીં ટી.વી. નથી?'

'હા, છે ને. તમે જોશો? અત્યારે તો પેલું લેક્ચર હોય છે. ઊભા રહો, ફિલ્મનો સમય જોઉં. અત્યારે કેટલા વાગ્યા છે?'

કમાન્ડર તકિયા નીચેથી ઘડિયાળ બહાર કાઢી તેમાં જોઈને કહે છે, 'સાત'. કમાન્ડન્ટ પોતાની ઘડિયાળ જોઈ સમય મેળવવા માટે ફરીથી જુએ છે, 'સાડા સાત, તમારી ઘડિયાળ પાછળ છે કે શું?'

'ના, ના, હું તો રોજ ઘડિયાળનો સમય મેળવું છું.'

'મારી ઘડિયાળ કંઈ ફાસ્ટ ચાલતી નથી.'

થોડીવારે કમાન્ડર એકદમ હસીને કહે છે, 'અરે તમારો તો ઇન્ડિયાનો ટાઈમ છે; અમારો તો બાંગ્લાદેશનો ટાઈમ. અહીં નવ વાગે ફિલ્મ બતાવશે. જોઈશું.'

'અમારા નોર્થ બેંગાલમાં તો બાંગ્લાદેશનો ટી.વી. બધા જ જુએ છે. તમારે ત્યાં દિલ્હીનો. કલકત્તા તો પકડાતું જ નથી.'

'અમારા સાઉથ બેંગાલમાં કલકત્તા દેખાય છે, શિયાળામાં.'

'ટી.વી. એક, નદી એક, ફ્લડ એક, માત્ર ટાઈમ જુદો?'

'કેમ વળી? કહ્યું ને કે સિગારેટ અલગ, દારૂ અલગ —'

'નદી પણ અલગ થશે.'

'કઈ નદી? તિસ્તા મોટી?'

'મોટી કે નાની, કોણ જાણે છે. અમારા ઇન્ડિયાના પહાડને તળિયે વિશાળ તિસ્તા બેરેજ બંધાવાનો છે.'

'તિસ્તા પર બંધ?'

'બંધ. સ્લૂઈસ ગેટ. ફ્લડ આવશે જ નહિ. પાણી અટકી જશે. શિયાળામાં એ પાણી છોડવાનું. વિશાળ બંધ થશે — તિસ્તા વચ્ચે થઈને.'

'તો પછી અમને પાણી કેવી રીતે મળશે?'

'તમારે શું પાણીનો દુકાળ પડ્યો છે? પ્રત્યેક વર્ષે ફ્લડ આવે છે.'

'ફ્લડ હોવાને કારણે જ તો રંગપુરના આ ભાગમાં, પાટગ્રામમાં, પાક સારો થાય છે. આ ફ્લડમાં તમારા માણસો મરે છે, અને અમારી ફસલ વધે છે.'

'એટલે તો બેરેજ તૈયાર થવાનો છે — તિસ્તા બેરેજ. ફ્લડ પણ નહિ, અને માણસો મરશે પણ નહીં.'

'પણ નદીના તો ભાગ થઈ જશે. તમારા હાથમાં આવી રહેશે — પાણી આપશો તો પાણી મળશે, નહીં આપો તો સુક્કું બધું.'

'સુક્કું તો સુક્કું. ત્યારે એક ટી.વી. જ એક રહેશે — તમે કલકત્તા જોશો, અમે રંગપુર જોઈશું. બીજું બધું અલગ — નદી અલગ, ફ્લડ અલગ, ટાઈમ અલગ.'

'અલગતા આટલી વધી જાય તે સારું નહીં થાય.', કમાન્ડર કમાન્ડન્ટના

ગ્લાસને ફરીથી ભરી દઈ, પોતાનો ગ્લાસ પણ ભરી દે છે.

## 118

## ઘોષનું ઇન્ડિયામાં એક વાર પાછા આવવું

ઘોષ એકદમ એકલો થઈ જાય છે.

બાંગ્લાદેશના કેમ્પમાં જુવાનો જુવાનિયાઓની સાથે ભળી ગયા છે, કૉસ્ટમસના લોકો કૉસ્ટમસના ઘરમાં ચાલી ગયા છે, ફોનના લોકો ફોનના ઘરમાં ગયા છે. પણ ઘોષને જ જાણે કોઈ ઘર નહોતું.

ખરેખર તો છે જ. બાંગ્લાદેશના કેમ્પમાં શું કમાન્ડર અને જુવાનોની વચ્ચે બીજું કોઈ નહોતું શું? પણ ઘોષની સાથે તેમનો પરિચય થવાનો કોઈ અવકાશ જ નહોતો. બાંગ્લાદેશના કેમ્પમાં પહોંચીને કોઈ રીતે એક કપ ચા પીને જ તે છ જુવાનો સાથે ગાડી લઈને બહાર નીકળી પડ્યો છે. ચોખા-દાળના કોથળા લઈને આવવાનું થશે — કમાન્ડન્ટે જેમ કહ્યું છે તે પ્રમાણે.

ઘોષ અને તેની સાથેના માણસો પવનની સાથે તે દિશામાં જ જતા હતા. તેમની વૉટરપ્રુફ પીઠ ભીની થઈ હતી — છાતી સુક્કી હતી. પીઠ તરફથી આવતી હવાને કારણે ચાલવાની અનુકૂળતા હતી. ઉપરાંત, ઉતાવળ તો હતી જ. અત્યારે જો ઉતાવળે જઈ શકે તો પાછા ફરતી વખતે મોડું થાય તો તે સરભર થઈ જાય. ગાડી ખૂબ ભારે થઈ જવાથી ખેંચવાનું અઘરું થવાનું.

ચોખા-દાળ જો નાશ થાય તેથી તેઓને કોઈ નુકસાન થયું નથી, ઊલટું લાભ હતો. હેડક્વાર્ટરથી નવું રેશન આવત; એ બધું સસ્તા ભાવે વેચી દઈ કમાન્ડન્ટ પણ ભાગ કરીને તે લઈ શકત. ફ્લડ પછી આ બધી વસ્તુઓની માગ રહે છે. પણ નવું રેશન આવતાં વાર થઈ જાય. વાર થશે જ. એટલે કઈ નહીં તો થોડા દિવસનું રેશન બચાવવું પડશે. ઘોષ મનમાં હિસાબ ગણતા ગણતા ચાલે છે — કેટલા કોથળા ચોખા બચાવે તો નવા રેશનના સમય સુધી ચલાવી લેવાય, તેમ છતાં છેવટે કેટલાક કોથળા ભીના થયેલા ચોખામાંથી વેચવા જેવા હશે. નદીમાં જે પાણી જોયું છે તે પરથી આજે તેમના કેમ્પમાં પાણી ચઢી આવશે જ. પાણી કેટલા દિવસ રહેશે, તે તો અત્યારે જાણી શકાય નહીં. ઘોષ વચ્ચે વચ્ચે નદી તરફ ટૉર્ચ ફેંકે છે, પણ ટૉર્ચનો પ્રકાશ પાણીનાં ધુમ્મસ પર બહુ દૂર સુધી જતો નથી.

જુવાનો ગાડી ખેંચતાં ખેંચતાં લગભગ દોડી દોડીને આગળ વધતા જાય છે. ઘોષને એકલા જ ચાલવું પડે છે. તેઓ આગળ પહોંચીને જ ઊભા રહેશે — ગોદામની ચાવી તેની પાસે છે.

ઘોષ પગની પાસે, આજુબાજુ બેએક વાર ટૉર્ચ ફેંકી એ જાણી લેવાનો પ્રયત્ન કરે છે કે આવતી વખતે કમાન્ડન્ટની સાથે તેણે જે ખાબડાઓમાં તિસ્તાનાં પાણી પેઠેલાં જોયાં હતાં તે બધાં ખાબડાં ક્યાં ગયાં. તેણે અને કમાન્ડન્ટે તો એ પ્રકારની નીચી જગ્યાઓ કેટલીયે વાર પાર કરી હતી.

ટૉર્ચ બુઝાવી દઈ ડાબી તરફ જોઈ અને આકાશ તરફ નજર નાંખી ઘોષ અંદાજ મેળવવાનો પ્રયત્ન કરે છે — એ બધાં ખાબડાં પાર કરી દીધાં કે નહિ. તે પોતે અને કમાન્ડન્ટ તો તેમના કૅમ્પમાંથી બહાર નીકળી નદીને કિનારે ગયા હતા; તે પછી નદીને કાંઠે કાંઠે આગળ વધ્યા હતા. તો પછી શું તે બધાં શું ખરેખર ખાબડાં નહોતાં? નદીનો કાંઠો જ હતો? પણ ત્યારે તો એવું નજરે પડ્યું નહીં! તેણે અને કમાન્ડન્ટે તો પેલાં ખાબડાં થોડી વાર જોયાં તો હતાં જ.

ઘોષ ઊભા રહી જાય છે. તે રસ્તો ભૂલે એવો તો સંભવ જ નથી. સીધા જ ચાલી રહ્યા છે.

પણ થોડાં ડગલાં આગળ જતાં તેને યાદ આવ્યું — જો એ બધાં ખાબડાં જ હોય તો પછી ગાડી ત્યાં નીચે જઈ ઊંચે ચઢી કેવી રીતે? એટલે કે, ચોક્કસ એ ખાબડાં નહોતાં —કાંઠો જ તૂટી થોડો અંદર ઊતરી ગયો છે. પણ એ અને કમાન્ડન્ટ તો આ બધી જગ્યાઓએ થઈને ચાલ્યા જ હતા. તેથી, ગાડી ચાલે છે પણ જરાયે ખબર પડી નહીં? તે રસ્તો તો ભૂલ્યા નથી ને? ઘોષ ઊભા રહી જાય છે.

ઊભા રહ્યા પછી તે પાછળથી ઝાપટો મારતો પવનનો અવાજ બે કાન પાસે અનુભવે છે, પણ વરસાદ લાગતો નથી. તેનાં વૉટરપ્રુફ પર વરસાદના છાંટા પડવાનો અવાજ પટ્ પટ્ કરતો કાનમાં આવે છે. વરસાદને બરાબર જોવા - અનુભવવા માટે તે આખો ફરીને ઊભો રહે છે. મોંની ચામડી પર વરસાદના છાંટા એક સાથે પડીને વીંધી નાંખે છે. ઘોષ ફરીથી આખો ફરી જાય છે અને ચાલવાનું શરૂ કરે છે. અને, થોડાં ડગલાં ચાલતાં જ તે જાણે પરિચિત સ્થળનો એક આભાસ પામે છે. તે ઊભો રહી જઈ ટૉર્ચ સળગાવી ડાબી તરફ થોડાં વધારે ડગલાં ચાલે છે; હા, તેમના કૅમ્પની કાંટા-તારની વાડ શરૂ થઈ ગઈ. એટલે તે રસ્તો તો ભૂલ્યો જ નથી. પણ ખાબડાં ગયાં ક્યાં?

સૅન્ટ્રીબૉક્સનો ગેટ ખુલ્લો જ હતો — ગાડી ચાલી ગઈ છે. ગેટ પાર કરતાં જ છપ્ કરતો પગ પાણીમાં પડ્યો. ઘોષ પગ આગળ ટૉર્ચ જલાવે છે; ગમબૂટની નીચે ડહોળું પાણી છે; ટૉર્ચના પ્રકાશમાં પાતળું દેખાય છે. એટલે કે ફ્લડનું પાણી કૅમ્પમાં પેસી ગયું છે. ટૉર્ચ બુઝાવી કેટલાંક ડગલાં છપ્ છપ્ કરતાં ઘોષ ચાલે છે. આકાશમાં ખુલ્લી વિસ્તરેલી ચાંદની છે — તેથી વાદળ દેખાય છે અથવા તો વાદળનો આભાસ માત્ર પામી જવાય છે. હવે જમીન તરફ જોતાં પાણીમાં પેલાં વાદળનો પડછાયો દેખાય છે. ઘોષ ફરીથી ટૉર્ચ સળગાવી ઊભો રહી જાય છે. તેની ટૉર્ચના

પ્રકાશના વર્તુળમાં પાણીની ઝડપી સીધી રેખાઓ એકબીજા સાથે ભળ્યા વિના ડાબી તરફથી જમણી તરફ જાય છે, અને વરસાદના છાંટામાં નમી ગયેલાં ઘાસ-પાંદડાં પાણીની ખેંચમાં સીધાં થઈ જાય છે.

ટૉર્ચ પવનમાં ફેરવીને ઘોષ બૂમ પાડે છે, 'એ-ય, તમે આવી ગયા છો?'

કૅમ્પના વરંડામાંથી ટૉર્ચ, બેત્રણ ટૉર્ચ, સળગી ઊઠે છે. તેઓ બૂમ પાડીને કંઈક કહે છે — સંભળાય છે, પણ સમજાતું નથી. વચ્ચેનું મેદાન વટાવીને ઘોષ એકદમ ગોદામની સામે આવી ઊભા રહે છે — વરંડાની નીચે જ ગાડી ઊભી રાખી છે.

સીડી ચઢી વરંડામાં જતાં જતાં ઘોષ કહે છે, 'પાણી તો પેસી ગયું છે.'

જુવાનોમાંથી એક જણ કહે છે, 'હા, સર; તેઓ તો કોઈ નીચે આ'' આર્મરીના વરંડામાંથી!'

'ટૉર્ચ ફેંકો તો,' ગોદામનું તાળું ખોલતાં ખોલતાં ઘોષ પૂછે છે, 'શું શું પાણી વરંડામાં આવશે કે શું?'

'એ તો આવી શકે, સર; જતી વખતે તો પાણી આવ્યું નહોતું, અને છપ્ છપ્ થાય છે.'

ગોદામનો દરવાજો ખૂલતાં જ પવનના ધક્કાથી બારણું આખું ઊઘડી - અને ફરીથી એ જ ખૂલવાના વેગના પ્રત્યાઘાતથી ઘોષની આગળ જ બંધ થઈ છે. ગોદામમાં કદાચ કોઈ ખાલી ટિન હતું — એ ખીંટીને અડતાં ઝન્‌ઝન્ ર થાય છે. એકસાથે ઘણી બધી ટૉર્ચ સળગી ઊઠે છે. તેઓ બારણું ઠેલીને અંદર થાય છે.

'સાંભળો, તમે જેટલું ખેંચી જઈ શકો, તેટલું જ લાવજો; છેવટે રસ્ત પડે.'

'સર, હવે તો લઈ જવામાં મુશ્કેલી થવાની. એક કોથળો ચોખા ળો આટો લઈ જઈ શકીશું.'

'તો પછી તેટલું જ લાવો. અને દાળનું એક નાનું બાચકું લાવો.'

જુવાનો બબ્બે જણ થઈને એક એક કોથળો ઝડપભેર ઊંચકી લે છે. અં દરવાજો પકડી રાખે છે; બે કોથળા લઈ જઈ વરંડાને છેડે રાખે છે. ઓર તેઓ બહાર નીકળી જતાં, ઘોષ ટૉર્ચ સળગાવી જુએ છે કે કેરોસીનનું એક ટિન નીચે છે. એક વાર વિચારે છે કે જુવાનોને રવાના કરી દઈ ટિન તેના ઓ રાખી દેવું કે નહીં. ક્ષણમાં જ ફરીથી વિચારે છે. પછીથી જોયું જશે.

જવાનો બધાય નીચે ઊતરી ગયા હતા. ઘોષ ગોદામનો દરવાજો બંધ કરવા માટે ખેંચતાં જ પવનના ધક્કાથી એક બારણું તેના હાથમાંથી છટકી જાય છે.

'એ, એક જણ જરા પકડો તો.'

એક જવાન કૂદકો મારીને વરંડામાં આવી પહોંચે છે. તે દરવાજાનાં બે કડાં ખેંચીને પકડતાં જ ઘોષ તાળું મારી દઈ શકે છે. જવાન ફરીથી કૂદકો મારીને નીચે ઊતરી પડે છે. એટલી વાર બે જણ ગાડીનો ઊંટડો ઊંચો કરીને પકડી રાખે છે, અને બે જણ પાછળથી હાથ આપે છે.

'અરે, તમે કોથળા ઉપાડ્યા પછી ગોદામમાં કેટલા કોથળા રહ્યા હતા?' ઘોષ વરંડા પરથી સીડી તરફ જતાં જતાં પૂછે છે ત્યારે પેલા બધા ઊભા રહી જાય છે. પણ કોઈ બીજું કશું બોલતાં નથી. થોડી વારે, એક જણ હસી પડીને કહે છે, 'કશુંયે અમે તો જોયું નથી; ફટ્, કરતાં અંદર ઘસી ગયા છીએ, અને ચટ્ દઈને બહાર આવ્યા છીએ.' કહેતાં જ તે હા-હા કરતો હસે છે; બીજા બેચારના હસવાના અવાજ સાથે પોતાના અવાજને ભેળવી દે છે.

'અચ્છા, અચ્છા, જાવ, હું જરા આર્મરી જોઈને આવું છું.'

તેઓ થોડા ધક્કા મારીને ગાડીને ચાલુ કરે છે, પછી આગળ જાય છે. તેમની તરફ પીઠ ફેરવી ઘોષ એક વાર વરંડો અને લાઈનબંધ ઓરડાઓ પર ટૉર્ચ ફેંકે છે. પવનના આઘાતથી દરવાજાઓમાંથી અવાજ આવે છે. પણ કોઈ માણસ નથી. હજુ હમણાં થોડી વાર પહેલાં જ તેમનો કેમ્પ કેવો ધમધમતો હતો!?

સામેના મેદાનમાં ઊભા રહીને જ ઘોષ આર્મરી તરફ ટૉર્ચ ફેંકે છે, 'અરે ઓ, તમે બધા બરાબર છો ને?'

વરંડામાંથી ટૉર્ચ સળગે છે; ઘોષ સાંભળી શકે છે - 'હાં, સર, બરાબર છીએ.'

ઘોષ ટૉર્ચ સળગાવી જરા આગળ જાય છે. પછી અવાજ મોટો કરી કહે છે, 'કાલે સવારે તમારી બદલી આવતાં, તમે બાંગ્લાદેશના કેમ્પમાં ચાલ્યા જજો.'

'પાણી તો વધતું જ જાય છે. પાણી વધશે તો બદલી કેવી રીતે આવશે, સર?'

ઘોષ જરા વિચારમાં પડે છે. પછી ફરીથી આર્મરી તરફ કેટલાંક ડગલાં આગળ જઈ ટૉર્ચ ફેંકી ઊભો રહે છે. પાછળથી એક અવાજ આવ્યો — લાગે છે કે ગાડીએ સેન્ટ્રીબૉક્સ પાર કર્યો.

'સાંભળો, પાણી વધતાં જ કોઈ ને કોઈ આવશે. અને જો વરંડામાં પાણી ચઢે તો તમે અગાસીએ જતા રહેજો.' ઘોષ અગાસી પર ટૉર્ચ ફેંકે છે - ભીના થયેલા ટારપોલિનનું ઢાંકણું અંધારા જેવું દેખાય છે.

'અમે બરાબર છીએ, સર, ચિંતા કરશો નહીં.' વરંડાથી જવાબ આવે છે.

ઘોષ આ વખતે પાછા ફરી જલદી જલદી ગેટ તરફ ચાલવાનું શરૂ કરે છે.

પ્રકાશના વર્તુળમાં પાણીની ઝડપી સીધી રેખાઓ એકબીજા સાથે ભળ્યા વિના ડાબી તરફથી જમણી તરફ જાય છે, અને વરસાદના છાંટામાં નમી ગયેલાં ઘાસ-પાંદડાં પાણીની ખેંચમાં સીધાં થઈ જાય છે.

ટૉર્ચ પવનમાં ફેરવીને ઘોષ બૂમ પાડે છે, 'એ-ય, તમે આવી ગયા છો?'

કૅમ્પના વરંડામાંથી ટૉર્ચ, બેત્રણ ટૉર્ચ, સળગી ઊઠે છે. તેઓ બૂમ પાડીને કંઈક કહે છે — સંભળાય છે, પણ સમજાતું નથી. વચ્ચેનું મેદાન વટાવીને ઘોષ એકદમ ગોદામની સામે આવી ઊભા રહે છે — વરંડાની નીચે જ ગાડી ઊભી રાખી છે.

સીડી ચઢી વરંડામાં જતાં જતાં ઘોષ કહે છે, 'પાણી તો પેસી ગયું છે.'

જુવાનોમાંથી એક જણ કહે છે, 'હા, સર; તેઓ તો કોઈ નીચે આવ્યા નથી, આર્મરીના વરંડામાંથી!'

'ટૉર્ચ ફેંકો તો,' ગોદામનું તાળું ખોલતાં ખોલતાં ઘોષ પૂછે છે, 'શું લાગે છે? શું પાણી વરંડામાં આવશે કે શું?'

'એ તો આવી શકે, સર; જતી વખતે તો પાણી આવ્યું નહોતું, અને હવે તો છપ્ છપ્ થાય છે.'

ગોદામનો દરવાજો ખૂલતાં જ પવનના ધક્કાથી બારણું આખું ઊઘડી જાય છે, અને ફરીથી એ જ ખૂલવાના વેગના પ્રત્યાઘાતથી ઘોષની આગળ જ બંધ થઈ જાય છે. ગોદામમાં કદાચ કોઈ ખાલી ટિન હતું — એ ખીંટીને અડતાં ઝન્ઝન્ અવાજ થાય છે. એકસાથે ઘણી બધી ટૉર્ચ સળગી ઊઠે છે. તેઓ બારણું ઠેલીને અંદર દાખલ થાય છે.

'સાંભળો, તમે જેટલું ખેંચી જઈ શકો, તેટલું જ લાવજો; છેવટે રસ્તામાં ફેંકી દેવું ના પડે.'

'સર, હવે તો લઈ જવામાં મુશ્કેલી થવાની. એક કોથળો ચોખા અને એક કોથળો આટો લઈ જઈ શકીશું.'

'તો પછી તેટલું જ લાવો. અને દાળનું એક નાનું બાચકું લાવો.'

જુવાનો બબ્બે જણ થઈને એક એક કોથળો ઝડપભેર ઊંચકી લે છે. એક જણ દરવાજો પકડી રાખે છે; બે કોથળા લઈ જઈ વરંડાને છેડે રાખે છે. ઓરડામાંથી તેઓ બહાર નીકળી જતાં, ઘોષ ટૉર્ચ સળગાવી જુએ છે કે કેરોસીનનું એક સીલ્ડ ટિન નીચે છે. એક વાર વિચારે છે કે જુવાનોને રવાના કરી દઈ ટિન તેના ઓરડામાં રાખી દેવું કે નહીં. ક્ષણમાં જ ફરીથી વિચારે છે, પછીથી જોયું જશે.

'એ ય, સાંભળો', ઘોષ દરવાજા તરફ ટૉર્ચ ફેંકે છે, એક જુવાન આગળ આવે છે.

'આ ટિન પેલા કોથળાઓ ઉપર મૂકી દો.', ઘોષ ટૉર્ચના પ્રકાશમાં જવાનને દેખાડે છે. તે ટિન ઊંચકી ચોખાના કોથળા પર મૂકી ઠેલી દે છે.

'તું ગામના લોકોની સાથે કેમ ચાલી ગઈ નહિ?'

'મેં તો બૂમ પાડી હતી. પણ હું જવા ગઈ ત્યારે જોઉં છું કે નૌકા નથી.'

'ઓ! તારા બધા લોકો નૌકા કરીને કેમ્પમાં ગયા છે?' ઘોષને જાણે ખૂબ ખરાબ લાગે છે — એકલા એકલા જવાને બદલે વાતો કરતાં કરતાં જવાનું.

'બધા નૌકા કરીને ચાલી ગયા. તે પછી મેં ચાલવા માંડ્યું છે.'

'તું એ લોકોની સાથે કેમ ના ગઈ, જે લોકો ગાડી લઈને ગયા —' ઘોષ હાથ ઊંચો કરી સામે બતાવે છે.

'ડર લાગે છે, બાબુ. આટલા બધા માણસો કિકિયારીઓ કરે છે. વિચારતી હતી કે તેઓ આગળ 'જાય', હું પાછળ પાછળ જઉં છું. તો જોઉં છું, તમે એકલા જ જઈ રહ્યા છો. એટલે વિચાર્યું કે ચાલો આ બાબુની સાથે જઉં.'

'તું ઈન્ડિયાની છે?'

'ના બાબુ, મારે કોઈ નથી.'

'એમ નહિ; તારું ગામ ઈન્ડિયામાં કે બાંગ્લાદેશમાં?'

'ના બાબુ, મારે કોઈ નથી.'

'તારે ઘર નથી?'

'ના બાબુ, મારે ઘર નથી.'

'તારા કોઈ સગાં માણસોય નથી?'

'ના બાબુ, મારા કોઈ માણસોય નથી.'

'તારે ઈન્ડિયા-બાંગ્લાદેશ પણ નથી?'

'ના બાબુ, મારે કોઈ નથી.'

આ છિટમહલમાં ક્યાં કેટલું ભારત અને ક્યાં કેટલો બાંગ્લાદેશ એ સમજવું મુશ્કેલ છે. છોકરી ઈન્ડિયાની છે કે નહિ તે નક્કી કરવા માટે જરા વિચાર કરીને ઘોષ પૂછે છે, 'તેં કોનું નામ સાંભળ્યું છે — રાજીવ ગાંધીનું કે ઈર્શાદનું?'

'ના બાબુ, મેં સાંભળ્યું નથી. મેં નામ સાંભળ્યું નથી.'

'તમારે ત્યાં 'વોટ ફોર' હોય છે? પંચાયત હોય છે?'

'હોય છે બાબુ. વોટ હોય છે, હોય છે.'

ઘોષ ડાબી તરફ જુએ છે — ધૂંધળી ચાંદની તિસ્તાનાં પાણી પર એવી રીતે પડી છે કે જાણે એવું લાગે છે કે તિસ્તા એક દીવાલની માફક આકાશમાં ઊંચી થઈને ઊભી છે. ઘોષ જમણી તરફ જુએ છે — બે સીમાડાની વચ્ચે વિસ્તાર અત્યારે પાણીમાં ડૂબી રહ્યો છે. બાંગ્લાદેશ તરફથી ભારત તરફ પવન ફ્લડની જેમ જ દોડતો આવી રહ્યો છે. ઘોષ છોકરી પર ટૉર્ચ ફેંકી, ઊભા રહે છે. છોકરી પણ ઊભી રહી જાય છે. તે પહેલાં ટૉર્ચ તરફ જુએ છે, પછી આંખો ઝીણી કરે છે. કૂતરો છોકરીના પગ પાસે ટૉર્ચના પ્રકાશના ગોળાકારમાં આવીને ઊભો રહે છે.

# 119

# પૂરની સામે એક ભીના બળાત્કાર સાથે ચરપર્વનો અંતિમ અધ્યાય

ઘાસપાંદડાં પર પગલાં પાડી પાણી પર ટૉર્ચ ફેંકી ઘોષ જુએ છે કે અત્યારે પાણીના તળિયે પૂરો રસ્તો દેખાય છે — ઘાસપાન સાફ થઈ ગયાં છે. એની વચ્ચે પણ શું પાણી વધારે વધ્યું? ઘોષ છબ્ છબ્ કરતાં કરતાં ગેટની પાસે પહોંચે છે. તેઓ ગેટ ખુલ્લો જ રાખીને ગયા છે. બહાર આવી ગેટ બંધ કરવા માટે પાછા ફરતાં જ સેન્ટ્રીબૉક્સના તળિયેથી કોઈ બહાર આવી બોલે છે, 'બાબુ'.

ઘોષ ચમકી પડે છે. ટૉર્ચ સળગતાં જ છોકરી ગેટમાંથી બહાર ચાલી આવે છે. ગેટને હવે ધક્કો માર્યા વિના જ ટૉર્ચ સળગાવેલી રાખી ઘોષ પૂછે છે, 'શું કામ છે?'

'ના, બાબુ, મારે કૅમ્પમાં આવવું છે, તમારી સાથે.'

'કૅમ્પ? કોનો કૅમ્પ?'

'પૂરમાં તણાયેલાંઓનો કૅમ્પ, બાબુ. મારું તો ગામ તણાઈ ગયું છે.'

'ઓ,' ઘોષ ગેટ બંધ કરી ચાલવાનું શરૂ કરે છે; પેલી છોકરી પણ તેની પાછળ પાછળ ચાલે છે. ગાડી થોડી વધારે આગળ ગઈ છે; પવનમાં અવાજ આવે છે. આટલી વાર પવન પાછળથી આવતાં જલદી જલદી પગલાં ઉપાડવાની જાણે ટેવ પડી ગઈ હતી. એ રીતે પગલાં ઉપાડવાં જતાં પહેલે ધક્કે જ ઘોષ થોડા પાછળ આવી જાય છે. ત્યાર પછી છાતી નમાવી ચાલવાનું શરૂ કરે છે; અને વચ્ચે વચ્ચે ટૉર્ચ ફેરવે છે.

થોડાં ડગલાં આગળ ગયા પછી તેમને શંકા જાય છે કે છોકરી આવે છે કે નહિ. ડોક ફેરવી ટૉર્ચ ફેલાવી જુએ છે કે છોકરી તો આવે જ છે, પણ તેની સાથે એક કૂતરું પણ આવે છે.

ચાલતાં ચાલતાં ઘોષ પૂછે છે, 'તું કયા ગામની છે?'

'દક્ષિણપાડાની, બાબુ.'

'તું આ રાતે એકલી એકલી કેમ જાય છે? તારા ઘરનાં બધાં ક્યાં છે?'

'મારે તો ઘર નથી, બાબુ. મારા માણસો ય નથી; હું પાછળ રહી ગઈ હતી. બીજા બધા માણસો પાણી જોઈ ક્યાંક ચાલી ગયા છે!'

ઘોષ છોકરીની વાત સાંભળી શકતા નથી. તે હજી વધારે ધીમે ચાલે છે; છોકરી લગભગ તેમની પાસે જ ચાલવા લાગે છે. તેની પાસે પેલો કૂતરો.

જેમને ઘરબાર નથી, સગાંઓ નથી. એટલે સુધી કે કોઈ દેશ પણ નથી!

ઘોષ પેલી પગથી માથા સુધી ભીની છોકરીને પ્રવાહની માફક પવનમાં ભીની જમીન પર સુવાડે છે.

ચરપર્વ અહીં જ પૂરું કરવામાં આવે છે. આ પછી તો આ છોકરી કેમ્પમાં જશે. ત્યાં તે બીજાં બધાં પૂરમાં ઘસડાઈ આવેલાં માણસો સાથે રહેશે. એ તણાઈ આવેલાં માણસોમાંના મોટા ભાગનાને તો પરિવાર છે, ઘરબાર છે, બાંગ્લાદેશ-ઈન્ડિયા તો છે જ. તો વળી, આ છોકરીનાં જેવાં બીજાં બે-ચાર માણસોય છે. ત્યાં છોકરી ફરીથી ઊંઘી જઈ શકશે. ઘોષે તેને આવા ભીના શરીરે ભીની જમીન પર સુવાડી દીધી — એવું તો તેના જીવનમાં એટલું તો બન્યું છે કે એ વિશે કશી વાત કરવાની નથી.

પર્વના છેલ્લા અધ્યાય હિસાબે બળાત્કાર બરાબર ઉચિત થયો નહિ. એ જાણે એકબીજાની સંમતિથી જ થયો. છતાં પણ બળાત્કાર તો ખરો જ; કારણ ત્યાં અસંમતિનો કોઈ સુયોગ જ નથી. કેમ્પના પૂરમાં તણાયેલાં માણસોને તો જરા જણાવ્યા છે — ત્યાં હવે પાછા જવાની જરૂર નથી.

ચરપર્વ તેથી અહીંયાં જ પૂરું થાવ.

પહાડના તળિયેથી બાંગ્લાદેશ સાથે આંતરરાષ્ટ્રીય સીમાડા સુધી તિસ્તામાં તો કેટલાંયે ભાઠાં છે. કોઈ કોઈ ભાઠું તો કિનારા કરતાં પણ વધારે સ્થાયી છે. પણ જે રીતે કિનારા તણાઈ જાય છે એ રીતે આ બધાં ભાઠાં પણ તણાઈ જઈ શકે છે. પ્રતિવર્ષે જુદાં જુદાં પૂરના સમયે આ બધાં ભાઠાં માણસોને ઘર છોડવાનો ભય પમાડે છે.

ભાઠાંમાં જે ખેતીથી સમૃદ્ધ બન્યા છે તેઓ પાણી અને જમીનની સાથે મૈત્રીના સંબંધને જ મોટો બતાવીને જુએ છે. એવી કોઈ ચિંતા - વિચારણા કરીને જોતાં નથી, પણ શરીરની ટેવથી જ જુએ છે. સરસ જમીન છે; જો મહેનત કરે તો પાક પણ લઈ શકશે. અને બધી જમીનની જ પોતાનું ફસલ હોય છે. એ જ સમજી લેવાનું છે — કઈ જમીનમાં શું પાકશે? પહેલાં કોઈએ ક્યારેય સાંભળ્યું છે કે તિસ્તાના રેતીના પટમાં આટલાં સ-રસ તરબૂચ થાય?

પાણી સાથે પણ એ મૈત્રીનો સંબંધ જ અતૂટ હોય છે. તમે પાણીની છેક નીચે આવી કિનારા પર પાક પકવો છો — પાણીએ તેની જગ્યા છોડી દીધી છે એટલે શું નથી પકવતા!

પણ વર્ષાના આ કેટલાક મહિનાઓ પાણી સાથેનો પેલો મૈત્રીનો સંબંધ તૂટી જાય છે. બધો સમય પાણી તેની છોડી દીધેલી જગ્યાઓની માલિકી કરે છે એવું નથી. પાણીની શક્તિ ત્યારે મનુષ્યની શક્તિ કરતાં અનેકગણી વધારે હોય છે. એવે વખતે પાણી સાથે મૈત્રી રાખવી એટલે મૃત્યુ, શત્રુતા કરવાની ઈચ્છા કરવી એટલે

'શું જોયું બાબુ? મને જુઓ છો?'

ટૉર્ચ બુઝાવી દઈ ઘોષ ફરીથી ચાલવાનું શરૂ કરે છે. એટલી બધી લથબથ થઈને છોકરી ભીંજાઈ ગઈ છે કે જોવા છતાં પણ કશું સમજાતું નથી. પવનના વેગને વટાવીને જવાનું છે એટલે હોય, કે બીજા કોઈ કારણે હોય, પણ ઘોષની ગતિ જરા ધીમી પડે છે. કૅમ્પમાં તેના ઘેર લઈ જઈ શકે તો છોકરીને જરા સુકાયેલી જોઈ શકે. કૅમ્પ તો અત્યારે સૂમસામ છે. જવું હોય તો જાય. પણ આર્મરીના વરંડામાંથી તેઓ જો ટૉર્ચ ફેંકે તો? ઘોષ આગળ જઈ, છોકરીને પછી આવવાનું કહી શકે. પણ છોકરી જો ત્યારે ના આવે તો? સેન્ટ્રી બૉક્સમાં જ અવશ્ય ચાલી જાય.

ઘોષ જરા ઘૂંટડો ઉતારી પૂછે છે, 'કૅમ્પમાં તારું કોણ છે?'

'કોઈ ને કોઈ તો હશે જ બાબુ.'

'તારે તો ઘરનું કોઈ નથી એમ કહ્યું ને?'

'ના બાબુ, મારે ઘર તો નથી.'

'એમ નહિ; ઘરનાં માણસો ય કોઈ નથી, એમ કહ્યું ને તેં?'

'ના બાબુ; મારાં કોઈ માણસો ય નથી.'

'ઇન્ડિયા - બાંગ્લાદેશ પણ નથી, કેમ?'

'ના બાબુ, મારે એવું કશું નથી.'

'તારે દેશ નથી? કોઈ એક દેશ?'

'ના બાબુ, મારે કોઈ દેશ નથી.'

'તો પછી કૅમ્પમાં બીજું કોણ તારું હશે?'

'માણસો તો હશે ને બાબુ, પૂરમાં તણાયેલા માણસો?'

ગાડીને ખેંચીને લઈ જનારા જુવાનોની કિકિયારીઓ હવે ઘોષ સાંભળી શકતા નથી. તે લોકો ઘણે દૂર આગળ ગયા છે, અથવા, તિસ્તાનો અવાજ અત્યારે પ્રબળતર બન્યો છે. તેને કારણે શું તેઓ પગલું પગલું પાડતાં તિસ્તાની પાસે જ ચાલીને આવ્યા છે? કિનારે? ઘોષ ડાબી તરફ ટૉર્ચ ફેંકે છે — ભોંય માટી પર ડહોળું પાણી; તે પછી તિસ્તા પરનું ધૂંધળું ધુમ્મસ. આ પ્રકાશ ફેરવીને તે છોકરી પર ફરીથી ફેંકે છે. માથાના વાળથી માંડીને આખું શરીર લથબથ છે; નિચોવે તો પાણી બહાર પડે. છોકરી આ વખતે મોં ઊંચું કરી ફરીથી પૂછે છે, 'શું જુઓ છો, બાબુ? નદીમાં પૂર આવ્યું છે?'

ટૉર્ચ બળતી જ રાખી ઘોષ છોકરીના બે ખભા પર હાથ દઈ તેની મુખોમુખ ઊભો રહે છે. છોકરીની ડોકની પાછળથી ટૉર્ચનો પ્રકાશ છેડે સુધીના પ્રદેશ પર વિના કારણ પડેલો રહે છે. તેથી દેખાય છે કે કૂતરો બીજી તરફ મોં કરી ઊભો રહે છે. આટલા વખતથી ઘોષ સીમાડાઓ પર નોકરી કરી રહ્યા છે — તે નિશ્ચિતપણે જાણી જાય છે કે આ છોકરી તેના જેવી બીજી અનેકની માફક બૉર્ડર પરની છે,

જેમને ઘરબાર નથી, સગાંઓ નથી. એટલે સુધી કે કોઈ દેશ પણ નથી!

ઘોષ પેલી પગથી માથા સુધી ભીની છોકરીને પ્રવાહની માફક પવનમાં ભીની જમીન પર સુવાડે છે.

ચરપર્વ અહીં જ પૂરું કરવામાં આવે છે. આ પછી તો આ છોકરી કેમ્પમાં જશે. ત્યાં તે બીજાં બધાં પૂરમાં ઘસડાઈ આવેલાં માણસો સાથે રહેશે. એ તણાઈ આવેલાં માણસોમાંના મોટા ભાગનાને તો પરિવાર છે, ઘરબાર છે, બાંગ્લાદેશ-ઇન્ડિયા તો છે જ. તો વળી, આ છોકરીનાં જેવાં બીજાં બે-ચાર માણસોય છે. ત્યાં છોકરી ફરીથી ઊંઘી જઈ શકશે. ઘોષે તેને આવા ભીના શરીરે ભીની જમીન પર સુવાડી દીધી — એવું તો તેના જીવનમાં એટલું તો બન્યું છે કે એ વિશે કશી વાત કરવાની નથી.

પર્વના છેલ્લા અધ્યાય હિસાબે બળાત્કાર બરાબર ઉચિત થયો નહિ. એ જાણે એકબીજાની સંમતિથી જ થયો. છતાં પણ બળાત્કાર તો ખરો જ; કારણ ત્યાં અસંમતિનો કોઈ સુયોગ જ નથી. કેમ્પના પૂરમાં તણાયેલાં માણસોને તો જરા જણાવ્યા છે — ત્યાં હવે પાછા જવાની જરૂર નથી.

ચરપર્વ તેથી અહીંયાં જ પૂરું થાવ.

પહાડના તળિયેથી બાંગ્લાદેશ સાથે આંતરરાષ્ટ્રીય સીમાડા સુધી તિસ્તામાં તો કેટલાંયે ભાઠાં છે. કોઈ કોઈ ભાઠું તો કિનારા કરતાં પણ વધારે સ્થાયી છે. પણ જે રીતે કિનારા તણાઈ જાય છે એ રીતે આ બધાં ભાઠાં પણ તણાઈ જઈ શકે છે. પ્રતિવર્ષે જુદાં જુદાં પૂરના સમયે આ બધાં ભાઠાં માણસોને ઘર છોડવાનો ભય પમાડે છે.

ભાઠાંમાં જે ખેતીથી સમૃદ્ધ બન્યા છે તેઓ પાણી અને જમીનની સાથે મૈત્રીના સંબંધને જ મોટો બતાવીને જુએ છે. એવી કોઈ ચિંતા - વિચારણા કરીને જોતાં નથી, પણ શરીરની ટેવથી જ જુએ છે. સરસ જમીન છે; જો મહેનત કરે તો પાક પણ લઈ શકશે. અને બધી જમીનની જ પોતાનું ફસલ હોય છે. એ જ સમજી લેવાનું છે — કઈ જમીનમાં શું પાકશે? પહેલાં કોઈએ ક્યારેય સાંભળ્યું છે કે તિસ્તાના રેતીના પટમાં આટલાં સ-રસ તરબૂચ થાય?

પાણી સાથે પણ એ મૈત્રીનો સંબંધ જ અતૂટ હોય છે. તમે પાણીની છેક નીચે આવી કિનારા પર પાક પકવો છો — પાણીએ તેની જગ્યા છોડી દીધી છે એટલે શું નથી પકવતા!

પણ વર્ષના આ કેટલાક મહિનાઓ પાણી સાથેનો પેલો મૈત્રીનો સંબંધ તૂટી જાય છે. બધો સમય પાણી તેની છોડી દીધેલી જગ્યાઓની માલિકી કરે છે એવું નથી. પાણીની શક્તિ ત્યારે મનુષ્યની શક્તિ કરતાં અનેકગણી વધારે હોય છે. એવે વખતે પાણી સાથે મૈત્રી રાખવી એટલે મૃત્યુ, શત્રુતા કરવાની ઇચ્છા કરવી એટલે

પણ મૃત્યુ. તે વખતે પાણીને માર્ગ છોડી દેવો હોય છે. ઘણી વાર જોવામાં આવ્યું છે કે પાણી ઊતરી ગયાં પછી માણસો ફરીથી તેમનાં જૂનાંપુરાણાં ઘરબારમાં પાછા ફરે છે. પણ બે-એક ભાઠાં ભાઠાંરૂપે ફરીથી ના પણ બની શકે. એ અનિશ્ચિતતામાંથી જ પસાર થાય છે. ત્યાંથી પરિત્રાણ પણ નથી, ત્યાંથી ઉદ્ધાર પણ નથી. એ કારણે જ ભાઠાંનાં મનુષ્યો ભાઠું છોડતાં છોડતાંય દોડતાં નથી, જાણે કે નહિ છોડવાથી ભાઠું તેમની પાસેથી જશે.

પાણી, આકાશ — એમની કોઈ કશીય રાષ્ટ્રીય સીમાત નથી. પવન અને પ્રકાશને કોઈ સીમા નથી — તે સિવાય બીજાં બધાંયને છે. એ સીમા જ્યારે ભૂંસાઈ જાય છે ત્યારે એ સીમા નિર્ધારિત કરનાર શાસનકર્તાઓનો પણ નાશ થાય છે. સીમાડે સીમાડે આટઆટલી નાસભાગ ખેંચાખેંચી હોવા છતાં પણ કેટલાં બધાં પુરુષો-સ્ત્રીઓ છે જેમને કોઈ દેશ જ નથી, કોઈ સીમાડો જ નથી. સીમાડો માત્ર તેમના અત્યાચાર પામેલા જીવનને ફરી થોડો વિડંબિત કરે છે એટલું જ! એ વિડંબનામાંથી તિસ્તાના કિનારાના દેશવિહીન માનવીઓને પણ કોઈ મુક્તિ નથી.

જ્યારે મુક્તિ નથી જ ત્યારે ચરપર્વની કથા પૂરી થાવ — નદીના જેવી તરલ જમીન પર નદીના જેવી જ ભીની છોકરીને જ્યારે સીમાડો ભૂંસીને સૂઈ જવાનું છે.

# 120

## આપલચાંદ ફૉરેસ્ટમાં રાતના ત્રણ

શનિવારે રાત્રે ત્રણ વાગે આપલચાંદની અંદર તિસ્તાને કાંઠે ઊભા રહીને ગયાનાથ અને આસિન્દિરે તિસ્તાનું પૂર જોયું હતું, બરાબર રાતના ત્રણ વાગે. આસિન્દિરના એક હાથમાં પાંચ બેટરીની ટૉર્ચ છે, અને બીજા હાથના કાંડા પર સિકો ઘડિયાળ ટક્ ટક્ કરે છે. એ પવન, વરસાદ અને ફ્લડની વચ્ચે પણ આસિન્દિરના કાંડા પર નીલો સમય ચક્ ચક્ કરતો હતો. એ વખતે જો આકાશમાં તારાઓ હોત, તો તે પણ આસિન્દિરની સિકો ઘડિયાળની માફક ચક્ ચક્ કરતા વાઘારુએ ફ્લડ જોયું નથી. તે ગયાનાથ અને આસિન્દિરની થોડો પાછળ ઊભો હતો. તિસ્તાની ઉપર ઘેરું ધૂંધળું આકાશ છે, અને એવો જ ધૂંધળો પ્રકાશ છે. પણ કાંઠા પર ખૂબ બધાં ઝાડઝાંખર હોવાથી અંધકાર છે. એ અંધકારમાં વાઘારુ એક ઝાડની માફક ઊભો હતો.

આપલચાંદ ફૉરેસ્ટમાં જ્યાં ગાજોલડોબા છે ત્યાં શનિવારે સાંજથી જ તિસ્તાના કાંઠા તૂટવા લાગ્યા હતા. તૂટતાં તૂટતાં રાતના બરાબર બાર વાગે તો ત્યાં નાનાં ઝરણાં જેવું થઈ ગયું છે. એવું ઝરણું નથી કે તિસ્તાનું પાણી ત્યાં થઈને ધસમસ કરતું આપલચાંદમાં પેસી જશે એવું લાગે. પણ આવું એક ઝરણું તિસ્તાના ફ્લડનું પાણી અહીંતહીં આવી પહોંચે તો ધક્કા મારશે અને બીજી જમીન પર ફરી વળશે. પછી, જ્યારે તિસ્તાનું ફ્લડ ઊતરી જશે, ત્યારે આ ઝરણું પણ સુકાઈ જશે. જોતજોતામાં તો ઝાડઝાંખર કે જંગલમાં ખાડાઓ પુરાઈ જશે. એક વર્ષ પછી તો ખબર પણ પડશે નહીં કે અહીં તિસ્તાનું એક ઝરણું વહેવા લાગ્યું હતું.

આસિન્દિરના હાથમાં પાંચ બેટરીવાળી ટૉર્ચ છે, પણ તે તેને પેટાવતો નથી. ગયાનાથ અને આસિન્દિર કાંઠા પર ઊભા છે, તિસ્તા તરફ જોઈ રહ્યા છે — જાણે તિસ્તામાંથી કોઈ બહાર નીકળી આવશે.

ગયાનાથ બોલે છે, 'કેટલાં ઝાડ પડ્યાં છે તે જો ને.'

આસિન્દિર કહે છે, 'કેટલી વાર જોવાનું? અત્યાર સુધી ચાર પડ્યાં છે, હવે પડશે નહીં.'

ગયાનાથ પૂછે છે, 'તારું મન શું કહે છે? અર્જુનવૃક્ષ પડશે કે નહીં પડે?'

આસિન્દિર સામો પ્રશ્ન કરે છે, 'મારું મન શું કહે છે, બાપ? પાણી હજુ વધારે

જોરદાર ધક્કા લગાવશે? કે પાછું વળશે?'

આ વાતના જવાબમાં ગયાનાથ તિસ્તાના પ્રવાહ તરફ વધારે ગાઢપણે જોઈ રહે છે. અત્યારે તિસ્તાનું પાણી અને આકાશનાં વાદળ એકસરખા ધૂંધળાશવાળાં થઈ ગયાં છે. એટલે, તિસ્તાનાં પાણીની અલગ ગતિ સમજી શકાય તેમ નથી પણ ગયાનાથ અને આસિન્દિર એ રાતના બારથી જોયા જ કરે છે. આટલી વાર સુધી જોતાં જોતાં તેઓ તિસ્તાનાં પાણીને નજર દ્વારા માપી લેવાની કેટલીક રીતો તૈયાર કરી દઈ શક્યા છે. ઘણી વાર સુધી જોઈ રહેવાથી તેઓ હવે સમજી શકે છે કે કોઈ એક સ્થળે પ્રવાહ વિશાળ ભરેલો થઈ ડાબી તરફ વળાંક લઈ આ કાંઠા તરફ વહી રહ્યો છે. એ વળાંક પર પેલો ઝાંખો પ્રકાશ પણ જરા ચકમકે છે. પ્રવાહનાં આવર્તમાં જ્યારે વધારે પાણી પ્રવેશે છે અને બીજો વળાંક લે છે ત્યારે ત્યાં પ્રકાશ હજુ વધારે ચક્ચકે' છે.

એવું કંઈક જોતાં જ ગયાનાથ બૂમ પાડે છે, 'હે- એ - વાઘારુ, જો ને કે પાણી વધ્યું છે કે નહીં?' એટલે વાઘારુ કાંઠા પરથી ઝપ્ કરતો નવા ઝરણામાં કૂદી પડે છે. પાણી માપવા માટે વાઘારુએ ત્યાં એક ડાળ ખોસી રાખી છે. પાણીમાં કૂદવાનો અવાજ ઊઠતાં આસિન્દિર થોડો ફરીને ટૉર્ચ જલાવે છે. ટૉર્ચના પ્રકાશના માર્ગમાં વરસાદના છાંટા આગિયાના ચમકારા જેવા લાગે છે. પવનમાં એ પ્રકાશમય વરસાદ જોરદાર થઈ ઊઠે છે — ટૉર્ચનો આટલો પ્રકાશ હોવા છતાં પણ વાઘારુ નીચો નમીને જુએ છે કે ડાળીના આગળના બાર ડાઘ પાણીમાં છે કે કેમ. એને માટે પાણી થોડું સ્થિર થાય તેની રાહ જોવી પડે છે — પાણીનો જે થોડો ધસમસાટ છે તે શું નવા પ્રવાહને કારણે છે કે પછી વાઘારુના કૂદવાને કારણે છે? આસિન્દિર એક વાર ટૉર્ચ બુઝાવી દઈ ફરીથી પ્રકાશ ફેલાવે છે. વાઘારુ એ અજવાળામાં પોતાનું માથું રાખી નીચો નમી, જોઈને કહે છે, 'ના રે', પછી ઊભો થાય છે. પ્રકાશ બુઝાઈ જાય છે. વાઘારુ અર્જુનવૃક્ષનાં મૂળિયાં-ડાળાં પકડીને ઊભો થઈ આવી પહોંચે છે.

ગયાનાથ અને આસિન્દિર રાહ જોઈ રહ્યા છે કે આ અર્જુનવૃક્ષ ક્યારે પડશે. પણ અર્જુનવૃક્ષનાં મૂળની માટી લગભગ અડધી ખવાઈ જવા છતાં વૃક્ષ સીધું જ ઊભું રહેલું છે. વચ્ચે એક વાર ગયાનાથે વાઘારુ દ્વારા વૃક્ષને હલાવડાવ્યું તો હતું. વાઘારુને ખબર છે કે અહીં પ્રવાહ ગમે તેટલા જોરથી અથડાશે તોપણ અર્જુનવૃક્ષ કદાચ કોઈ દિવસ પડવાનું નથી. એનાં મૂળિયાં પેલી તરફ ઘણાં બધાં ફેલાયેલાં છે. અહીં અત્યારે પ્રવાહનું જોર એટલું બધું નથી કે જેથી પેલાં મૂળિયાં ઊખડી જઈ શકે. વધારે તો ઊલટું, આ અર્જુનવૃક્ષને કારણે જ પ્રવાહ અહીં અથડાયા કરશે, અથવા પોચી માટી ઉખાડી જમણી તરફ વળશે.

આસિન્દિર બોલી ઊઠે છે, 'હવે વાર કરવાની જરૂર નથી; તણાવી દો, બાપા, તણાવી દો'. ગયાનાથ ફરીથી પેલા પાણીના વળાંક તરફ દૃષ્ટિ સ્થિર કરીને કહી દે

છે, 'એવું હોય તો દે ને, તણાવી દે ને; વાઘારુને કહે, કુહાડી લઈને આવે.'

આસિન્દિર વાઘારુને બૂમ પાડતો નથી. પાછો ફરી, ટૉર્ચ એક વાર સળગાવી વાઘારુ તરફ જાય છે. તેણે લુંગી અને પગમાં ગમબૂટ પહેર્યાં છે. જરા જતાં જ કોણ જાણે તેની આંખોમાં અંધારા જેવું થાય છે. પણ આંખોની એ ઝાંખપ દૂર કરતાં ટૉર્ચ સળગાવ્યા વિના તે વૃક્ષ નમાવી દેનાર પવનમાં અને અંધકારમાં બૂમ પાડે છે — 'હે...એ...વાઘારુ'. બૂમ પાડતાં જરા ચમકી પડવા જેવું થાય છે. વાઘારુ આસિન્દિરના માથે શ્વાસ ફેંકવા જેટલી નજીકતાથી બોલી ઊઠે છે, 'કહે, શું છે?' ત્યારે આસિન્દિર ટૉર્ચ સળગાવે છે. સળગાવી વાઘારુને આપાદમસ્તક એક વાર આલોકિત કરે છે; એમ કરવાથી પવનમાં ઝાડ-ઝાંખરનું નમવું અને ભીનું જંગલ પણ ચમકારામાં દેખાય છે. આસિન્દિર તિસ્તા તરફ ટૉર્ચ ફેંકી તેના સસરાને પણ જોઈ લે છે. માત્ર આ થોડાં ડગલાં આવતાં જ જાણે એને થયું કે કંઈ ગુમાવ્યું છે — હાથમાં પાંચ બેટરીની ટૉર્ચ હોવા છતાં પણ ! વાઘારુને નિશ્ચિતપણે જોઈ લઈ તે કહે છે, 'કુહાડી લઈને જા, બુઢ્ઢો બોલાવે છે.'

અંધારામાં વાઘારુ બે ડગલાં જઈ હાથ લંબાવી એક ઝાડના થડિયા પર ભરાવી રાખેલી કુહાડી એક ઝાટકે ઉપાડી લે છે. ઝપ્ કરતું પાણીમાં કશું પડી જાય છે. વાઘારુ ભૂલી ગયો હતો — કુહાડીની સાથે નાયલોનની દોરીના બે બંડલ પણ લટકાવ્યાં હતાં. તે પાણીમાંથી ઉપાડી તે ગયાનાથ તરફ જાય છે. ગયાનાથ નદીના કાંઠે ઊભો છે. આસિન્દિર થોડો અંદર પડતો ઊભો છે. હાથમાં કુહાડી લઈને ગયાનાથ તરફ વાઘારુના જવાને જોઈ આસિન્દિરને ભય લાગી જાય છે — ફરીથી! તે તેના નાયલોનના ઝભ્ભાના છાતી પરના પૉકેટમાંથી સિગારેટ અને લાઈટર બહાર કાઢે છે.

ગયાનાથને ખબર પડતી નથી કે વાઘારુ તેની પાછળ આવીને ઊભો રહ્યો છે. તે ત્યારે ય પ્રવાહના પેલા વળાંક તરફ જ જોઈ રહ્યો છે.

વાઘારુ બોલાવે છે, 'દેઉનિયા —'

'હાં!? આવી ગયો છું? લે, તણાવી દે, તણાવી દે.'

વાઘારુ નદીના કાંઠા પર ઊભો રહે છે. પછી માછીમારો જાળ ફેલાવતી વખતે જાળ માથા પર ફેરવી પાણીમાં ફેલાવતાં પહેલાંની ક્ષણોએ ઢીંચણ જે રીતે થોડા વાળી દે છે એ ભંગિમાં વાઘારુ નદી તરફ જોઈ રહે છે. નદીના વિસ્તાર તરફ નહીં; જે નદી અત્યારે પૂરવાહિની તિસ્તા છે તેનાં કાળાં જળરાશિ તરફ નહીં; વાઘારુ જોઈ રહે છે બરાબર તેના પગના તળિયેનાં પાણી તરફ — જાણે એ પાણી કંઈ નહીં તો વાઘારુની શોલ-માગુ નામની માછલીઓને જિવાડનાર - ડુબાડનાર પાણી છે, એની સાથે પેલા જલરાશિની પ્રબળતાને જાણે કશો સંબંધ જ નથી, અથવા સંબંધ હોય તોપણ વાઘારુને કશો ફેર પડતો નથી.

# 121

# વાઘારુનું વૃક્ષકર્તન

વાઘારુ જમણી તરફ ફરી કાંઠે કાંઠે થઈ જંગલની ઘણી અંદર ચાલી જાય છે. ત્યાં એક મધ્યમ સાઈઝનું શાલવૃક્ષ પાણીમાં પડી ગયું છે, પણ તેનાં મૂળિયાં હજુ પણ જમીનમાં છે. વાઘારુ ડાબે હાથે કુહાડીને તેની લંગોટ પાછળ ખોસી દે છે — કુહાડીની લાકડી તેની કરોડરજ્જુની ગડમાં ભળી જાય છે અને કુહાડી થોડી અલગ રહે છે. નાયલોનની દોરીના બંડલની વચ્ચેના પોલાણમાંથી હાથ પસાર કરી તે બંડલને ડાબે ખભે ચઢાવી દે છે. ખભા પર આખું ચઢતું નથી, હાથ પર ઝૂલતું રહે છે. પછી તે શાલવૃક્ષનાં ઊખડી ઊંચાં થયેલાં મૂળિયાં પકડીને ખેંચે છે અને અંદાજ લેવા વૃક્ષના થડ પર પગ મૂકે છે — એ જ થડની નીચે તિસ્તાનાં પાણી છે. વાઘારુ ડાબો પગ થડ પર મૂકે છે, પણ જમણો પગ જમીન પરથી ઉપાડવા જતાં સમજી જાય છે કે શરીરનું બધું જ વજન એ ધક્કે તે ડાબા પગ પર ના પણ ઉપાડી શકે. તે ડાબો પગ નીચે ઉતારી દે છે. મૂળિયાં છોડી દઈ ફરીથી સીધો ઊભો થઈ જાય છે. હવે તે ફરી જઈ ઝાડની ઊલટી દિશા તરફ જાય છે. ડાબા હાથે તેને પેલું એક જ મૂળિયું પકડવાનું છે. આ વખતે જમણો પગ થડ પર મૂકતાં જ વાઘારુ સમજી ગયો કે નદીની અંદર પડી રહેલાં ઝાડનાં અવસ્થાન અને તેનાં કૂદીને ડાળાં-પાંદડાં પાસે ચાલી જવાની વચ્ચે એક પ્રકારની સંગતિ થઈ ગઈ. આ પહેલાં સમજી જતાં પછીથી વાઘારુ જમણા પગ પર શરીરનો ભાર દઈ નદીની અંદર પૂલની જેમ પેલા ઝાડ પર ચઢે એવું નથી! તે ડાબા હાથની મુઠ્ઠીમાં મૂળિયાં પકડી જમણો પગ થડ પર લઈ જઈ એકવાર ફક્ત પગમાં એક આંચકો આપે છે; ત્યાર પછી ઝાડ ડોલતાં જ તે જમણા હાથે નીચેની ડાળી પકડી લે છે; મૂળિયાં પરથી ડાબી મુઠ્ઠી ખોલી લઈ ખાલી જગામાં થઈ હાથ લાવી નીચેની બીજી એક ડાળ પકડી લે છે. એ વખતે કેટલીક સેકન્ડ વાઘારુ પાણી પર થઈને જાણે સમડીની પાંખોની જેમ બે હાથ ફેલાવીને ચાલી ગયો. પેલી તળિયેની બે ડાળ પાસે પહોંચીને વાઘારુ બે તરફ બે પગ વડે ઝાડની વચ્ચે બેસી જાય છે. નાયલોનના બે બંડલ બાંધીને એક બંડલ કરવાનું છે. તે બંડલ બહાર કાઢતો નથી, પણ તેનો છેડો જ્યાં ખોસેલો હતો ત્યાં એક ઝાટકો દઈ છેડો બહાર લાવી ઝાડની તળિયેની પેલી બે ડાળની નાની ડાળીઓમાં થઈ દોરી પસાર કરી દે છે. વાઘારુ થડિયાને ગૂંથાયેલી - વળગેલી બે તરફની બે ડાળની ઝીણી ડાળીઓમાં થઈ 8ના જેવી એક ગાંઠ મારી દે છે. દોરી કાપવા માટે ડાબો હાથ પાછળ લાવી કુહાડીમાં હાથ દેતાં જ તે હાથ પાછો સરકાવી દે છે. પછી તેના શરીરને લાંબું કરી તે ઝાડનાં ડાળાં-પાંદડાંની વધારે અંદર માથું લઈ જાય છે. પાંદડાંઓની અંદર

બે હાથની દસ આંગળીઓ ફેરવી બીજી એક ડાળ શોધી બહાર લાવે છે, પણ તેના પર જ ગાંઠ મારવા જતાં જુએ છે કે એણે છેડાને પહેલાંની ગાંઠ જ બાંધી દીધી છે. તે વખતે વાઘારુ ડાબા હાથમાંથી બંડલ રગડાવી હાથની આંગળી પર લાવવા ત્યાં સૂતો સૂતો ડાબો હાથ ધીમે ધીમે ઝુલાવે છે, કાંડું વાંકું રાખે છે જેથી બંડલ ઝંપ્ કરતું પાણીમાં પડીકાં ના જાય. છેડા પાસે બંડલ આવી જતાં વાઘારુ હાથને નચાવીને બંડલને આંગળીમાં લાવે છે; આ વખતે બંડલને ઝાડના તળિયેથી હાથ વડે ચલાવી ફરીથી ઉપરથી ડાબા હાથે લાવે છે. વળ થઈ ગઈ છે, હવે ગાંઠ મારવાની છે. પણ આખા બંડલથી તો કંઈ ગાંઠ દેવાવાની નથી. વાઘારુ જમણો હાથ પીઠ તરફ વાળી કુહાડી કાઢે છે. દોરી થડ પર તેની આંખની બરાબર નીચે છે. તે કુહાડીની પાછલી બાજુ પકડી ખચ્ કરતો એક ઘા મારતાં જ દોરી કપાઈ જાય છે. હવે તેના જમણા હાથમાં કુહાડી છે, ડાબા હાથમાં બંડલ છે. તે પહેલાં કુહાડી પીઠ પર ખોસી દે છે; જમણા હાથે દોરીના બંડલના છૂટા છેડાને, અને ગાંઠના છૂટા છેડાને પકડી રાખી બંડલને ડાબા હાથની આંગળીઓમાંથી કોણી તરફ લઈ જાય છે. પછી દસ આંગળીઓ વડે ગાંઠ મારે છે. ઝાડમાં કીડીઓ હતી. ગાંઠ મારતી વખતે કીડીઓ એને એટલા ચટકા ભરે છે કે તે ગાંઠ મરાઈ જતાં તેને પહેલાં બે હાથ ઝાટકી પછી સીધા થવાનું છે. કાંઠે પાછા ફરવા માટે વાઘારુ બે તરફની ડાળ પકડી ઊભો રહે છે; પછી એક પગ આગળ લઈ જઈ જમીન પર લાગેલાં મૂળિયાં પર કૂદી પડે છે. તેની સાથે સાથે નાયલોનની દોરી ઝાડના માથેથી કાંઠા સુધી ઝૂલે છે. એને જરા વધારે ઝુલાવી-હલાવી વાઘારુ ફૉરેસ્ટમાં હજુ વધારે અંદર પેસે છે. ત્યાં એક ઝાડના થડમાં કેટલાક વળ દઈ બંડલને ઝાડના મૂળમાં રહેવા દઈ જમણા હાથે પીઠ પરથી કુહાડી કાઢી પાણીમાં પડેલા શાલવૃક્ષની પાસે આવી, નીચો નમી, ઊખડેલાં મૂળિયાંના જે છેલ્લા ભાગોએ ત્યારેય ઝાડને રોકી રાખ્યું હતું, તે બધાંની ઉપર ઝૂકી પડે છે. વાઘારુને કશું દેખાતું નથી. તે જમણા હાથ વડે અંદાજ લગાવવાનો પ્રયત્ન કરે છે, પણ કશો અંદાજ મળતો નથી. ત્યારે, સીધો ઊભો રહી કુહાડી માથા પર ઊંચકી પેલાં મૂળિયાં પર નમાવે છે. ઘા પડતાં જ વાઘારુ સમજી લે છે કે બરાબર જગ્યાએ પડ્યો છે. તે પછીના ઘા પેલી ખાતરીપૂર્વક નીચે આવે છે. ઝાડની અંદરથી એક અવાજ જરા જરા કરતો ધીમેથી આવે છે અને આખા ઝાડમાં પ્રસરી જાય છે. પછી ઝાડની ટોચ પર પાણીનો અવાજ બદલાઈ જાય છે. વાઘારુ સમજે છે કે ઝાડ વધારે નમી ગયું છે. બે વધારે ઘા મારતાં જ ઝાડ તીણો અવાજ કાઢી પાણીમાં પડી જશે. પાણીનો અવાજ એકદમ વધે છે અને પછી ધીમો પડી જાય છે. ઝૂપ્ઝૂપ્ કરતી કેટલીક માટી પડવાનો અવાજ આવે છે; ઝાડનાં મૂળિયાં તેની યે પછી નાયલોનની દોરીને ખેંચી ખેંચીને તિસ્તાનાં પાણીમાં વહી જાય છે. વાઘારુ ઉતાવળે કુહાડી પીઠ પર ખોસી દે છે, એ જ ઝાડના મૂળ આગળ જઈને દોરી પકડી તાણતાં જ ખબર પડે છે કે ઝાડને તો પ્રવાહ તાણે છે. તે જલદી જલદી બંડલ ઉપાડી લઈ એક એક કરીને વળ ખોલી નાખે છે. વળ

ખોલતાં પહેલાં જ જાણે તણાવા લાગે છે — પ્રવાહનું એટલું જોરદાર વહેણ છે. છેલ્લા વળ વાઘારુ ખોલતો નથી — તો તો તેને જ પાણીમાં ખેંચીને લઈ જાય. તે એક વળ ઝાડ સાથે રાખીને થોડું થોડું કરતો દોરી છોડવા લાગે છે. થોડી વાર સુધી છોડ્યા પછી વાઘારુને લાગે છે કે તે પાણીના ખેંચાણને સંભાળી લઈ શકશે. ત્યારે ઝાડ પરના છેલ્લા વળ ખોલી નાખી તે પ્રવાહમાં તણાતા ઝાડની સાથે એકસરખા વેગથી દોડી ગયાનાથ અને આસિન્દિર જ્યાં છે તે તરફ નાસે છે. પણ બે પગ છૂટતાં ફરીથી એક ઝાડ સાથે દોરી જોડી દે છે. થોડી રાહ જોઈને ફરી બે પગ છોડે છે. આ પહેલા ઝાડને વહાવતાં પહેલાં તેને જાણી લેવાનું છે — પવનનો વેગ, પ્રવાહનું વહેણ, અને તેનું પોતાનું જોર. તેને બીજાં ત્રણ ઝાડ આ રીતે વહેતાં મૂકવાં માટે બાંધી લાવી, પછી ચારેયને એકસાથે તણાવાં - વહેવાં દેવાનાં છે.

અહીં આ ફૉરેસ્ટની અંદર ઉપરના ભાગમાં પવન અને વરસાદનું રૂપ કંઈ જુદું છે. નદીની ઉપર થઈ વરસાદ અને પવન આ ધૂંધળા પ્રકાશમાં નદીના પ્રવાહની જેમ વેગપૂર્વક પ્રવાહની જ ઊલટી દિશામાં પહાડ તરફ ધસી રહ્યાં છે. વરસાદના છાંટાઓની ધાર જમીન પર પડી શકતી નથી. પણ એ પવન જ ફરી હૂ હૂ કરી ફૉરેસ્ટની અંદર ચાલી જાય છે. આ મોડી રાતે, તારા વિનાની અથવા કહો કે આકાશ વિનાની રાતે, એકાએક બંધ તોડતા પૂરનાં પાણીની જેમ પવન નદીની અંદરથી ફૉરેસ્ટની અંદર પહોંચે છે અને બહાર આવી શકતો નથી. ઝાડનાં પાંદડે પાંદડે આકાશ એટલું છવાયેલું છે કે પવન આકાશમાં બહાર નીકળી જઈ શકતો નથી. ઝાડની નીચે જમીન પર એટલું બધું ઘાસ અને જંગલ છે કે પવન એક વાર ત્યાં પ્રવેશે પછી બહાર નીકળી જઈ શકતો નથી. પરિણામે, નદીની સપાટી પરથી હૂ હૂ કરતો પ્રવેશી, થડ ખેંચી લાવી, ઝાડ-પાંદડાં ખેંચી લાવી, ઝાડ સાથે જોડાયેલાં બીજાં ઝાડનાં ડાળાં-પાંદડાં વડે આખા ફૉરેસ્ટના પ્રવાહના વેગમાં છોડી દઈ બીજાં થડ ખેંચી દોડતો આવે છે. જમીન ઉપરના જંગલની અંદર છુપાયેલી પશુઓની એક ટોળીની જેમ એ પવન દોડતો પ્રવેશે છે, પણ બહાર આવતી વખતે સાત સાત રસ્તે ભૂલો પડી જાય છે. અને એ પવનના આવરણમાં આપાદમસ્તક ફૉરેસ્ટ નમી-મચડાઈ-વળી જાય છે.

## 122

## ગયાનાથ જમીન, ઝાડ, પાણીના અવાજમાં બોલી ઊઠે છે

ગયાનાથ કહે છે, 'હે-એ આસિન્દિર, અરે જો ને જરા ત્યાં; અર્જુનવૃક્ષ ઊખડી ગયું કે નથી ઊખડ્યું?'

આસિન્દિર ટૉર્ચ સળગાવી ફરીથી કહે છે, 'એ અર્જુનવૃક્ષને માટે તો તમારે શાલવૃક્ષ ઉખાડી નાંખવું પડશે.' એમ કહી તે ટૉર્ચને બુઝાવી દે છે. બન્ને જણાં પછી ચૂપ રહે છે. અત્યારે બે જણ જ બેઠેલાં છે — એક જ ઝાડની ડાળ ઉપર. ગયાનાથે તિસ્તા તરફ મોં રાખ્યું છે, આસિન્દિરે ફૉરેસ્ટ તરફ મોં રાખ્યું છે. ફૉરેસ્ટની એ તરફના અંદરના ભાગમાંથી અવાજ આવે છે — વાઘારુ છેલ્લા ઝાડને દોરી વડે બાંધી, પાણીમાં વહાવવા જે પેલાં બીજાં ત્રણ ઝાડને ગયાનાથની સામેના કાંઠાની નીચે તિસ્તામાં રાખ્યાં છે તે બધાંની સાથે આંટી મારી બાંધવા માટે ખેંચી લાવશે. આટલાં મોટાં મોટાં ઝાડનાં ડાળાં-પાંદડાં પાણીની અંદરથી કાંઠા ઉપર આવી ગયાં છે — લગભગ ગયાનાથના પગ સુધી એકદમ ઝાંખા પ્રકાશમાં એ ડાળાં-પાંદડાં કંઈક પડછાયા જેવા લાગતા હોવાથી ખૂબ મોટાં દેખાય છે. અહીંથી ગયાનાથે તિસ્તાની અંદર જે ઉજ્જ્વળતા જોઈ પાણીનાં વેગ અને માપનો જે અંદાજ કર્યો હતો તે જગ્યા હવે દેખાતી નથી. ત્રણ ત્રણ ઝાડની ડાળીઓ-પાંદડાં તિસ્તાને લગભગ પૂર્ણપણે ઢાંકી દઈ આડશમાં રાખે છે. તિસ્તા આડશમાં રહ્યા પછી તિસ્તાનો અવાજ હવે ગયાનાથ અને આસિન્દિરના કાનમાં આવે છે. ધમ્ ધમ્ અવાજ કરતું તિસ્તાનું પાણી વહી જાય છે — અવાજ પરથી જ જાણે ખબર પડી જાય છે કે પાછળ બીજું એક નદી જેટલું પાણી આવા પ્રચંડ વેગમાં આ પાણીને નીચે તરફ હડસેલા મારી રહ્યું છે. તિસ્તાનાં પૂરનો જે લોકોને થોડો પરિચય છે તેઓ જ જાણે છે — જ્યારે તિસ્તાનું પાણી પાણીની જેમ છલ્ છલ્ ખળ ખળ અવાજ ના કરે, પણ મોટા મોટા બોલ્ડરો સાથે બોલ્ડરો અથડાવા જેવો ધડૂમ્ ધડૂમ્ અવાજ કરે, ત્યારે પાતાળમાંથી જાણે તિસ્તાનાં પાણી ફૂટી નીકળે છે અને એ પાણી બધું જ તાણીને લઈ જશે — ગામડાં-કોઠારો - ઘર-બાહાર-વાડી — બધુંય ! આ પાછલી રાતે તિસ્તાના અથડાવાથી ફૉરેસ્ટનાં પડી ગયેલાં વૃક્ષો બાંધી કરીને તિસ્તામાં વહેતાં મૂકી દઈ, થોડા દિવસ પછી પાણી જ્યારે ઊતરે ત્યારે નીચે જ્યાં બરાબર ઠોકીને રાખ્યાં હશે ત્યાં જઈ તેની માલિકી કરી સૉ મિલને વેચી દઈ હજારો રૂપિયાના લોભના વેપાર માટે અહીં ઊતરી પડ્યા છે સસરો-જમાઈ. પણ, અત્યારે વૃક્ષોને વહેતાં મૂકતાં પહેલાં આ વૃક્ષોમાંથી જ તિસ્તાનાં પૂર તેમની સામે અત્યંત સાચાં ઊઠી આવ્યાં છે — જે પૂર ફૉરેસ્ટનાં આવડાં મોટાં આકાશને અડતાં વૃક્ષોને, તેમનાં પચાસ-એંશી-એકસો વર્ષો જૂનાં મૂળિયાં સુધ્ધાં ઉખાડી દે છે, તે પૂર આસિન્દિર અને ગયાનાથને તાણીને લઈ જઈ શકે, એક પલકારો મારતાં પહેલાં જ. ઉખાડેલાં વૃક્ષોનાં ડાળાં -પાંદડાંની આડશમાંથી તેઓ એ સર્વનાશનો અવાજ સાંભળી રહ્યા છે.

પણ આ વૃક્ષો પર ગયાનાથનો એક પ્રકારનો હક્ક પણ છે !

ગાજોલડોબાની પાસે તિસ્તાએ આપલચાંદના કાંઠા તોડવાનું શરૂ કર્યું છે શનિવારની સવારથી જ. એક વાર ત્યાં જ ફૉરેસ્ટને અડીને જ ગયાનાથની પૈતૃક

ખાતાની જમીન હતી. છેલ્લા સેટલમેન્ટ વખતે નક્કી થઈ ગયું છે કે ત્યાં ગયાનાથની કોઈ જમીન ફૉરેસ્ટને અડીને નથી, બધી જમીન ફૉરેસ્ટના ખાતામાં જમા કરી દેવામાં આવી છે. ગયાનાથ એ સેટલમેન્ટની વિરુદ્ધમાં અપીલ કરે છે. પણ સેટલમેન્ટની જ બધી અપીલને ન્યાય બહાલી આપે છે. એટલે ગયાનાથ જલપાઈગુડીની કોર્ટમાં સિવિલ કેસ દાખલ કરે છે અને ફોજદારી કોર્ટ સામે દરખાસ્ત મૂકે છે કે જ્યાં સુધી કેસની કોઈ સુનાવણીમાં પરિણામ બહાર ના આવે ત્યાં સુધી પૂર્વાવસ્થાને બહાલી આપવામાં આવે. અદાલત પણ થોડા નિશ્ચિત સમય સુધી કાર્યકારી રાખવા માટે એ જ આદેશ આપે છે. પણ એટલો સમય પૂરો થયા પછી ગયાનાથે ફરીથી દરખાસ્ત કરતાં અદાલત બીજા એક દૃષ્ટિકોણથી વિશિષ્ટપણે આ વિષે વિચારી જુએ છે અને જણાવે છે કે ત્યાં પૂર્વાવસ્થા કાયમ રાખવા છતાં ગયાનાથ કે સરકાર કોઈનેય કંઈ લાભ-નુકસાન થવાનાં નથી. તો પછી તમે શા માટે પૂર્વાવસ્થા કાયમ રાખવા ઇચ્છો છો — અદાલતના આ પ્રશ્નના જવાબમાં ગયાનાથનો વકીલ જણાવે છે કે તેમને ભય છે કે એમ થતાં ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટ એ સ્થળનાં બધાં વૃક્ષો કાપી નાંખશે. આ બાબતે કાયદાની ગૂંચ હતી. જે સંપત્તિની માલિકી હજુ સુધી અદાલતમાં નિશ્ચિત થઈ નથી એ સંપત્તિની માલિકી ઉપભોગ જો બીજો કોઈ કરી લે તો વાદીને ખૂબ જ આર્થિક નુકસાન થાય. વિશેષે, જે જમીનની માલિકીને કારણે કેસ થયો છે તે જમીનની મુખ્ય આર્થિક સંપત્તિ ફૉરેસ્ટનાં આ વૃક્ષો છે. અદાલતે મજાક-મશ્કરીમાં ગયાનાથના વકીલ-બાબુને કહ્યું હતું પણ ખરું — અરે, એ બધું ના થાય તો ગયાનાથબાબુ સરકારને જમીનનું દાન કરી દે. અદાલતનું સન્માન જાળવવા માટે વકીલબાબુએ પણ ગયાનાથના કાને આ વાત નાંખી છે. ગયાનાથબાબુની વાત અદાલતને જવાબમાં દેતાં વકીલબાબુએ જણાવ્યું છે કે સર જો હુકમ આપે તો ગયાનાથબાબુ તેમનાં પોતાનાં ખાતાનાં કોઈ પણ દાગ-નંબરમાંથી કેસમાં આવતી જમીનની સમપરિમાણ જમીન સરકારને દાન કરવા રાજી છે, પણ અહીં તો સંપત્તિની માલિકીનો પ્રશ્ન છે; એ માલિકી નિશ્ચિત ના થાય તો ગયાનાથબાબુ દાન કરનાર કોણ? એના કરતાં તો સર રાય આપી દે કે એ જમીન પર ગયાનાથનો જ ભાગ છે; પછી ગયાનાથબાબુ એ સરકારને દાન કરી દેશે. કાયદાની ગૂંચો ન્યાયાધીશના કરતાંયે વધારે સારી રીતે જાણે છે ગયાનાથબાબુના વકીલ — તે તો જિલ્લાના એક નંબરના વકીલ છે. પણ આવા વકીલ કરતાંયે વધારે સારી રીતે જાણે છે ગયાનાથબાબુ પોતે જ — તેના બાપદાદાઓ પાસેથી તેણે જમીનના કાયદા શીખી લીધા છે. સરકારના પક્ષનો વકીલ એક વાર અજાણતાં બોલી પણ ગયો હતો કે સર, અત્યારે અહીં એ ઑર્ડર આપી દઈએ તો તિસ્તા બૅરેજ તૈયાર કરવામાં અસુવિધા થશે. અદાલત ખુશી થઈને કહે છે કે તો પછી તિસ્તા બૅરેજનો પ્લાન બતાવે અને તેઓ આ જમીનના એલાઈનમેન્ટમાં શું કરશે તે કહે. પણ સરકારી વકીલ પાસે એમાંનું

કશુંય હતું નહીં. તેઓ અંદરોઅંદર વાત કરી અદાલતને જણાવે છે કે સર, બરાબર છે, આ વખતે જ ઑર્ડર દેવા ઇચ્છો તો દઈ દો; અમે પછીની ડેઈટે તિસ્તા બૅરેજનો માસ્ટર પ્લાન અને આ જમીન વિશેનો એન્જિનિયરોનો રિપોર્ટ અદાલતમાં પેશ કરીશું. સરકારી વકીલની વાતથી, પછી, ગયાનાથના હાથમાં ચાંદ આવી ગયો હતો. જે તારીખે આ દરખાસ્ત આવી, ત્યારે ગયાનાથના વકીલ કહે છે કે સર, સરકારપક્ષ તરફથી તેમના કહ્યા પ્રમાણે કોઈ કાગળપત્રો જમા થયા નથી, એટલે પૂર્વાવસ્થાને બહાલી આપવાના આદેશને બહાલી આપો. સરકારી વકીલના હાથમાં એથીયે વધારે જરૂરી પ્રશ્ન આવ્યો છે. અત્યારે આ પટ્ટી જેટલી જમીન માટે કોણ માસ્ટર પ્લાન અને એન્જિનિયરોના રિપોર્ટને મેળવી આપશે? પરિણામે, સિવિલ કોર્ટમાં જમીનની માલિકીનો મામલો ચાલુ રહે છે અને પેલી જમીનની બાબતે પૂર્વાવસ્થાય બહાલ રહે છે.

સોમવાર-મંગળવારથી ક્રાંતિહાટ – ગાજોલડોબા – આપલચાંદનું આકાશ પણ ઘેરાઈને નીચે નમી આવ્યું છે; પવન અને વરસાદ પડતા રહ્યા છે. પણ નીચેના વરસાદ અને પવન કરતાં ઉપરના વરસાદ અને પવનની પ્રકૃતિ કંઈ નિરાળી છે. નીચે તરફ પવન આકાશમાંથી કે આકાશના સીમાડેથી કોઈ પણ પ્રકારના અવરોધ વિના વહી આવે છે. અને ઉપર, આ ફૉરેસ્ટની પાસે પવન જમીનમાંથી ઊઠી આવે છે. ગાંડા હાથીઓનું કોઈ ટોળું તો ના હોય, તેમ છતાં બોલાય કે આ પવન ગાંડા હાથીઓના ટોળા જેવો છે!

આ રીતના પવન અને વરસાદને પરિણામે તિસ્તાનાં પાણી વધશે જ. પણ કેટલું વધશે, કેટલા દિવસ રહેશે તેનો કોઈ અંદાજ મેળવી શકાતો નથી. ગયાનાથ જોતદારની જમીનો બધી ચારે તરફ પથરાયેલી છે. આટલા ટુકડા જમીનની માલિકી માટે સિવિલકોર્ટમાં કેસ દાખલ કરી શકે, તે આ જમીન પર પૂર્વાવસ્થા બહાલ રખાવવા માટે ફોજદારી પણ કરી શકે, પરંતુ એટલે કંઈ તેનાં બધાં કામકાજ છોડી તે આ જમીનનો પહેરો તો ભરી શકે નહીં.

પહેરો ભરે કે ના ભરે, શુક્રવાર સાંજથી જ ગયાનાથની પાસે સમાચાર આવે છે કે વધારે ઉપર તિસ્તાએ કાંઠા તોડવાનું શરૂ કર્યું છે. તેથીયે ગયાનાથને કશો ફેર પડતો નથી, કારણ, એ તરફ ગયાનાથની જમીન નથી અને ગયાનાથનાં ઘરબહાર – વાડીબગીચા તિસ્તાથી દૂર છે. પણ શનિવારની ભર બપોરે જ્યારે ગયાનાથને સમાચાર મળે છે કે તિસ્તાનું કાંઠા તોડવાનું ગાજોલડોબા આગળ શરૂ થયું છે ત્યારે તે તેના જમાઈને બોલાવી કહે છે, 'ફટફટિયું બહાર કાઢ; આપણે જમીન જોઈ આવીએ.'

આસિન્દિરની પાછળ બેસી ગયાનાથ તેની પૂર્વાવસ્થા બહાલ જમીનના હાલ તિસ્તાએ કોઈ રીતે બદલ્યા છે કે કેમ તે જોવા આવ્યો ત્યારે તેણે જોયું કે ફૉરેસ્ટનાં આટલાં ઊંડાણમાં, ઘરબહારથી આટલે દૂર, તિસ્તા ફૉરેસ્ટમાં પ્રવેશી ગઈ છે. એ

સ્થળે તો જમીનને એટલી ઉખાડી દીધી છે કે ત્યાં અલગ ખાડો બની ગયો છે.

એ જ વખતે ગયાનાથ જોતદારના મગજમાં બુદ્ધિએ ખેલ ખેલી લીધો! તેની સામે જ કંઈ નહીં તો સાતેક વર્ષનું શાલવૃક્ષ ઊખડીને પડ્યું છે.

'વાઘારુને લઈ આવ, અને ટૉર્ચ', ગયાનાથ એવા અવાજે પાણીમાં વાત બોલી ઊઠે છે કે જાણે એ અવાજ અહીંની માટી-ઝાડ-પાંદડાં-પાણી સાથે ભળી ગયેલો ન હોય! જો ગયાનાથ આ હવાનો અને આ પાણીનો અવાજ સમજે છે, તો આ પાણી અને હવા પણ ગયાનાથના ગળાનો અવાજ સમજે છે. પેલા તરુણ શાલતરુનાં મૂળ પર પોતાનો પગ રાખી ગયાનાથ એના જમાઈને આદેશ આપે છે, 'ફટફટિયું લઈને જા, ટૉર્ચ લાવજે, — તારી મોટી ટૉર્ચ; વાઘારુને જોડે લેતો આવ; સારી એક કુહાડી લાવજે અને નાયલોનની એક-બે બંડલ જરા જાડી દોરી લાવજે.' — તિસ્તા તરફ જોઈને ગયાનાથ તેના નાના નાના હાથની પાતળી આંગળીઓનાં ટેરવાં અંગૂઠા સાથે મિલાવી કેટલી જાડી તે ઇચ્છે છે તેનો અંદાજ આપે છે; બે હાથની આંગળીઓ વડે પણ અંદાજ આપે છે. આસિન્દિર પાછળ જતાં, માથું ફેરવી ગયાનાથ કહી દે છે, 'પૌંઆ-ગોળ લાવજે, આખી રાત પણ કદાચ રહેવું પડે.'

આસિન્દિર ચાલી જાય છે, અને ગયાનાથ એકલો એકલો પેલા જોરદાર વરસાદ અને પવનમાં તિસ્તાનાં ફ્લડ અને ફૉરેસ્ટનાં વૃક્ષોનો પહેરો ભરે છે. એ કેટલીક વાર, — કેટલાક કલાકો, તિસ્તાનાં પાણી તરફ જોઈ જોઈ ગયાનાથ પેલાં લાખો ક્યુસેક પાણીનાં તળિયેની માટીને પણ જાણે જોઈ લે છે — જોઈ લે છે કે એ જમીનનો ઢાળ કઈ તરફ કેટલો છે; એ ઢાળમાં રેત અને પથ્થર જમા થયા છે કે નહીં. એ કેટલાક કલાકો, પેલા પવન તરફ જોઈ રહીને ગયાનાથ પવનનો વેગ માપી લે છે — માપી લે છે, આકાશની જે શૂન્યતાને ભરી દેતો આ પવન પૂર્વ તરફથી છૂટી આવે છે તે શૂન્યતાની ગભીરતા; આ વાયુનિહિત જલરાશિની અંદર હજુ કેટલાં વાદળો છે તે; વાદળોમાં હજુ કેટલું પાણી છે તે. તિસ્તા, પવન, વરસાદ અને ફૉરેસ્ટ મળીને ગયાનાથ આ નદીઅવવાહિકાની આગામી કેટલાક દિવસોની આબોહવાની કાર્યસૂચિ પણ બરાબર સમજી લે છે.

એ ફ્લડે ગયાનાથનાં સૂચનોને જાણે ઘણાં બધાં માની લીધાં — જે સ્થળે તૂટવાનું શરૂ થયું હતું ત્યાં થઈને તિસ્તાનાં પાણી ખરેખર પ્રવેશ્યાં, એ જ પ્રવાહને માર્ગે બીજાં બે વૃક્ષો પાણીમાં પણ પડ્યાં.

આસિન્દિર વાઘારુને લગભગ મોટરસાયકલની પાછળ બાંધીને જ લઈ આવે છે, કારણ ચલાવતાંની સાથે સાથે વાઘારુ વારે વારે પડી જાય છે. વાઘારુ સાથે કુહાડી પણ છે, નાયલોનની દોરીનાં બંડલ પણ છે. બીજું એક ઝાડ પાણીમાં પડે છે. પણ અર્જુનવૃક્ષ હજુ પડ્યું નથી.

વાઘારુ ચોથા ઝાડને વહાવીને પહેલાંનાં ત્રણ વૃક્ષોની પાસે લઈ આવે છે.

તેનાં મયૂરપંખી છે; હવે હારી જઈને એ મયૂરપંખીને તણાઈ જવા દે છે; કોઈ દિવસ ફરીથી જોઈ શકશે કે કેમ તે કોણ જાણે છે? પાણીના વેગમાં વૃક્ષોનાં ડાળાં-પાંદડાં ગયાનાથને અડે છે — પવનના વેગમાં સ્પર્શ અનુભવી શકાતો નથી.

આ વખતે ગયાનાથ ચિત્કાર કરી ઊઠે છે, 'હે...એ... વાઘારુ,' જાણે વાઘારુ તેની આગળ ઊભો જ નથી, પણ નદીને પેલે કિનારે તેની મુખોમુખ ઊભો છે. ગયાનાથ ફરીથી બૂમ પાડી ઊઠે છે, 'વાઘારુ, હે....એ....'.

વાઘારુ સામે જ ઊભેલો હોવા છતાં કશો જવાબ આપતો નથી. દેઉનિયાની બૂમના જવાબમાં વાઘારુ સામે હાજર થઈ શકે છે, જવાબ આપી શકતો નથી. તે અત્યારે તો સામે જ ઊભો છે — થોડું તિસ્તા તરફ મોં છે, થોડું ગયાનાથ તરફ મોં. તે ગયાનાથ તરફ વધારે ફરે છે — તેના હાથની મૂઠીમાં ઝાડને બાંધેલી દોરી ખેંચાઈ ખેંચાઈ જાય છે. પ્રવાહના ધક્કા વૃક્ષોને કાંઠા પરથી તાણી લેવા ખેંચી રહ્યા છે.

'વાઘારુ, રે, તુંય જા ને વૃક્ષોની સાથે. આ મૂલ્યવાન વૃક્ષો, ક્યાંના ક્યાં તણાઈ જશે; કોઈ ને કોઈ એની માલિકી કરી લેશે! તું પણ તણાતો જા વૃક્ષો સાથે, વૃક્ષોનો પહેરો ભરતો ભરતો ચાલ્યો જા એમની સાથે.'

ગયાનાથની ભારે જબરી બૂમ પછીની નીરવતામાં જોડાઈ પવન હુમલો કરે છે ઊખડી ગયેલાં વૃક્ષોનાં ડાળાં-પાંદડાંમાં, અને પ્રવાહનું ખેંચાણ લગભગ અનિવારણીય વેગથી આવી પહોંચે છે વાઘારુના પંજામાં, કાંડામાં, ઢીંચણ પર. કુહાડી ભોંય પર ફેંકી દઈ વાઘારુ પોચી માટીમાં મૂળિયાં ખોસી વૃક્ષોને ખેંચી રાખે છે.

'વાઘારુ હે, ઝાડ પર ચઢી જા ને! જ્યાં રાખી શકે ત્યાં રાખજે. અમે વૃક્ષોને અને તને શોધી કાઢીશું.'

ગયાનાથ એ જ ક્ષણે ઝાડ પર ચઢી જવાની વાતનો અર્થ મૂળભૂત રીતે બદલી નાંખે છે. વાઘારુ તેના હાથની દોરી ધીમે ધીમે છોડે છે. એના છોડવા માત્રથી પ્રવાહ જાણે એક ખેંચમાં વૃક્ષોને ઘસડીને લઈ જવા ઇચ્છે છે. વાઘારુ ખૂબ ધીમે ધીમે જરા વધારે છોડે છે, પાછો જાય છે અને એ ઝાડનાં થડિયાં પાસે જઈ પહોંચે છે. ત્યાં તે થડિયાંને ઢીંચણ ટેકવી દોરીને વધારે ખેંચી લાવી, તેના શરીરની સઘળી શક્તિ એકઠી કરી ખૂબ જ ધીરેથી પેલા શક્તિપ્રયોગથી થડને આંટા મારે છે — બે, ત્રણ. વૃક્ષો કાંઠાની લગોલગ ચાલી આવ્યાં છે ફરીથી. ખાલી હાથે વાઘારુ ઊભો થાય છે, પછી બે પગ આગળ લાવી કુહાડી ઉપાડી પીઠના ખાડામાં ગોઠવી લંગોટમાં ખોસે છે. હવે તે કાંઠે જ ઊભો રહી એક ખૂબ મજબૂત ડાળ શોધે છે. તેના હાથમાંથી નાયલોનની દોરી શૂન્યતામાં ફર્ ફર્ કરતી હાલે છે. વાઘારુને એક ડાળ મળી જાય છે. પંખી જે રીતે ડાળ પર પગ રાખે છે એ જ રીતે વાઘારુ ડાળની ઉપર બે હાથ રાખી આકાશને પકડવા જતા પૂરના આકાશમાં કૂદકો ભરે છે. વહેતા વૃક્ષની ટોચ જાણે મોટા તોફાનમાં કંપી ઊઠે છે.

તેનાં મયૂરપંખી છે; હવે હારી જઈને એ મયૂરપંખીને તણાઈ જવા દે છે; કોઈ દિવસ ફરીથી જોઈ શકશે કે કેમ તે કોણ જાણે છે? પાણીના વેગમાં વૃક્ષોનાં ડાળાં-પાંદડાં ગયાનાથને અડે છે — પવનના વેગમાં સ્પર્શ અનુભવી શકાતો નથી.

આ વખતે ગયાનાથ ચિત્કાર કરી ઊઠે છે, 'હે...એ... વાઘારુ,' જાણે વાઘારુ તેની આગળ ઊભો જ નથી, પણ નદીને પેલે કિનારે તેની મુખોમુખ ઊભો છે. ગયાનાથ ફરીથી બૂમ પાડી ઊઠે છે, 'વાઘારુ, હે....એ....'.

વાઘારુ સામે જ ઊભેલો હોવા છતાં કશો જવાબ આપતો નથી. દેઉનિયાની બૂમના જવાબમાં વાઘારુ સામે હાજર થઈ શકે છે, જવાબ આપી શકતો નથી. તે અત્યારે તો સામે જ ઊભો છે — થોડું તિસ્તા તરફ મોં છે, થોડું ગયાનાથ તરફ મોં. તે ગયાનાથ તરફ વધારે ફરે છે — તેના હાથની મૂઠીમાં ઝાડને બાંધેલી દોરી ખેંચાઈ ખેંચાઈ જાય છે. પ્રવાહના ધક્કા વૃક્ષોને કાંઠા પરથી તાણી લેવા ખેંચી રહ્યા છે.

'વાઘારુ, રે, તુંય જા ને વૃક્ષોની સાથે. આ મૂલ્યવાન વૃક્ષો, ક્યાંના ક્યાં તણાઈ જશે; કોઈ ને કોઈ એની માલિકી કરી લેશે! તું પણ તણાતો જા વૃક્ષો સાથે, વૃક્ષોનો પહેરો ભરતો ભરતો ચાલ્યો જા એમની સાથે.'

ગયાનાથની ભારે જબરી બૂમ પછીની નીરવતામાં જોડાઈ પવન હુમલો કરે છે ઊખડી ગયેલાં વૃક્ષોનાં ડાળાં-પાંદડાંમાં, અને પ્રવાહનું ખેંચાણ લગભગ અનિવારણીય વેગથી આવી પહોંચે છે વાઘારુના પંજામાં, કાંડામાં, ઢીંચણ પર. કુહાડી ભોંય પર ફેંકી દઈ વાઘારુ પોચી માટીમાં મૂળિયાં ખોસી વૃક્ષોને ખેંચી રાખે છે.

'વાઘારુ હે, ઝાડ પર ચઢી જા ને! જ્યાં રાખી શકે ત્યાં રાખજે. અમે વૃક્ષોને અને તને શોધી કાઢીશું.'

ગયાનાથ એ જ ક્ષણે ઝાડ પર ચઢી જવાની વાતનો અર્થ મૂળભૂત રીતે બદલી નાંખે છે. વાઘારુ તેના હાથની દોરી ધીમે ધીમે છોડે છે. એના છોડવા માત્રથી પ્રવાહ જાણે એક ખેંચમાં વૃક્ષોને ઘસડીને લઈ જવા ઇચ્છે છે. વાઘારુ ખૂબ ધીમે ધીમે જરા વધારે છોડે છે, પાછો જાય છે અને એ ઝાડનાં થડિયાં પાસે જઈ પહોંચે છે. ત્યાં તે થડિયાંને ઢીંચણ ટેકવી દોરીને વધારે ખેંચી લાવી, તેના શરીરની સઘળી શક્તિ એકઠી કરી ખૂબ જ ધીરેથી પેલા શક્તિપ્રયોગથી થડને આંટા મારે છે — બે, ત્રણ. વૃક્ષો કાંઠાની લગોલગ ચાલી આવ્યાં છે ફરીથી. ખાલી હાથે વાઘારુ ઊભો થાય છે, પછી બે પગ આગળ લાવી કુહાડી ઉપાડી પીઠના ખાડામાં ગોઠવી લંગોટમાં ખોસે છે. હવે તે કાંઠે જ ઊભો રહી એક ખૂબ મજબૂત ડાળ શોધે છે. તેના હાથમાંથી નાયલોનની દોરી શૂન્યતામાં ફર્ ફર્ કરતી હાલે છે. વાઘારુને એક ડાળ મળી જાય છે. પંખી જે રીતે ડાળ પર પગ રાખે છે એ જ રીતે વાઘારુ ડાળની ઉપર બે હાથ રાખી આકાશને પકડવા જતા પૂરના આકાશમાં કૂદકો ભરે છે. વહેતા વૃક્ષની ટોચ જાણે મોટા તોફાનમાં કંપી ઊઠે છે.

'છોડી દે, છોડી દે, દોરી છોડી દે' —ગયાનાથ બૂમ પાડતો પાડતો ઝાડના થડિયાં તરફ દોડી જઈ પાછો ફરે છે. નદીને કાંઠે ત્યારે દોરી લટકી રહી છે — ઝાડના તણાતા છેડામાંથી જે થડિયામાં દોરીના આંટા મારવાના હતા તે થડિયા સુધી લટકી રહી છે. એ દોરીના છેડે વાઘારુ કોઈ ડાળની અંદર પેઠો છે. તેનો હેતુ જોઈ ગયાનાથ જોતદાર બૂમ પાડી કહે છે, 'હે...એ — વાઘારુ, જો અર્જુનવૃક્ષ પાછળ ખેંચાય તો તેને તું બાંધી દે. વાઘારુ, અર્જુનવૃક્ષને બાંધી દે —'

આસિન્દિર સમજ્યો નહોતો કે વાઘારુ પણ ઝાડની સાથે તણાતો જશે. તેણે વાઘારુને થડ પર બીજા કેટલાક આંટા મારી દોરીને રોકતો જોયો, દોરીને ઝુલાવી કાંઠે જતો જોયો, કાંઠેથી નદીની અંદર ઝાડમાં પણ જતો જોયો. ત્યારે તે સમજી પણ શકત, ના પણ શકત. ગયાનાથે જ્યારે જોરથી બૂમ પાડી તેને થડ પરથી દોરી છોડી દેવા કહ્યું ત્યારે આસિન્દિર ટૉર્ચ સળગાવીને જુએ છે. ડાબા હાથમાં ટૉર્ચ લઈ, જમણા હાથે દોરી પકડી ખેંચતાં જ ઉપરના આંટા ખૂલી જાય છે. પછીનો આંટો હવે એક ખેંચમાં ખૂલતો નથી, પણ ટૉર્ચને જમીન પર રાખી બે હાથે છોડતાં જ છૂટી જાય છે — પ્રવાહના વેગમાં વૃક્ષો કાંઠા પરથી સરકી પડે છે. આ બે વળ વાઘારુએ છેલ્લે માર્યા હતા. કાંઠો છોડી ગયેલા પ્રવાહમાં વૃક્ષો જાણે આંદોલિત થાય છે; તે કદાચ વાઘારુ ડાળે ડાળે જગ્યા શોધતો હોય એટલે પણ હોઈ શકે; પ્રવાહના ધક્કાથી પણ હોઈ શકે. છેલ્લા આંટા આસિન્દિર બે હાથે ખેંચીને પણ ખોલી શકતો નથી. ગયાનાથ પણ જમણા હાથે મદદ કરે છે. પણ ઝાડની છાલના કોઈ ખાડામાં દોરી ભરાઈ ગઈ છે. દોરી છોડી દઈ ગયાનાથ કહે છે, 'ચીકણી માટી લાવી પૂરી દે ને.' આ વખતે ગયાનાથ ટૉર્ચ ધરે છે — આસિન્દિર પેલા અર્જુનવૃક્ષનાં મૂળ પાસે જાય છે. 'મૂળિયાં નીચે હાથ મૂક.' — ગયાનાથ ટૉર્ચ ધરે છે. બે હાથનો ખોબો ભરી કાંઠા પરથી ભીની માટી ઉપાડી લાવતાં આસિન્દિરની સિકો ઘડિયાળનું નીલું ડાયલ ચમકે છે. પેલી ખોબો ભરેલી માટી પેલી દોરી પર મૂકતાં જ થડ પરના પાણીમાં થડ ચીકાશવાળું લપસણું થઈ જાય છે. કાદવથી ખરડાયેલા હાથે આસિન્દિર દોરી પકડી ઝાટકો મારી ખેંચતાં જ દોરી ઘણી બધી ખસી જાય છે. બીજો એક આંચકો મારી દોરી ખેંચતાં જ આસિન્દિર ગબડીને ભોંય પર પડી જાય છે; નજર સામેના પહાડના જેવી આડશ ક્ષણભરમાં ખસી જાય છે, વૃક્ષો અને વાઘારુ આંખના પલકારામાં તો નજર બહાર ખસી જાય છે, અને તિસ્તાનાં પાણી ફરીથી અવરોધો વિનાના કાંઠાને અથડાતાં, ધક્કા મારતાં રહે છે.

# 124
# અંધકાર અને પાણીના પ્રવાહની વચ્ચે

કાંઠા પરથી ઝાડની ડાળ પકડી ઝૂલી નદીના પ્રવાહમાં તણાતાં ચાર વૃક્ષોની અંદર લપાઈ જવા સાથે જ વાઘારુ અનુભવે છે કે તે ડાળ સાથે પાણીમાં ડૂબી રહ્યો છે. જો આમ અચાનક ડૂબી જાય તો જલદી જલદી વધારે ઉપરની ડાળ પકડી તણાયે જવાનું અથવા જલદીથી ડાળાં-પાંદડાં કચડી કાંઠે જતા રહેવાનું. પણ વાઘારુ જેવો સમજે છે કે તે જે ડાળ પર ઊભો છે તે ડાળ સાથે ડૂબે છે તેવો એકદમ ઊભો થઈ જાય છે, જાણે માપી લેવા કે અચાનક તેના વજનથી એ ડાળ કેટલી ડૂબી જાય છે. વાઘારુ પોતાને બચાવવા કોઈ પણ પ્રયત્ન કરતો નથી — કાંઠા પર જલદીથી જતા રહેવાનો જે ઉપાય છે તે જાણે તેને ખબર જ નથી, અથવા ઉપર ચઢી જવા જેવી ડાળ છે નહીં તે એ બરાબર જાણે છે. એનું એક કારણ હોઈ શકે કે વાઘારુ જાણે છે કે પાણીમાં તણાતાં વૃક્ષ પર દબાણ દેતાં તે પાણીમાં ડૂબે. બીજું એક કારણ એ પણ હોઈ શકે કે મૂળે વાઘારુ જાણતો જ નથી કે કેવી રીતે પોતાને બચાવી શકાય. પશુ-પંખી પોતાને બચાવી લેવાનું જે રીતે જાણે છે તેવી સ્વાભાવિક આત્મરક્ષાની શક્તિ, અથવા પશુ-પંખીને જેમ ખબર નથી કે તેમનો મરણ-ફંદો ક્યાં છે, તેથી જ સ્વાભાવિક આત્મહત્યાની શક્તિ — એ બેમાંથી કઈ શક્તિ પર નિર્ભર રહી વાઘારુ ડાળ સાથે જ પાણીમાં ડૂબી જાય, તેનો અંદાજ કરવો પણ મુશ્કેલ છે. ત્યારે તો વાઘારુ ફરીથી દેખાયો નથી. દિવસનો સમય હોત તોપણ જોવું મુશ્કેલ થાત — ચાર ચાર ઝાડનાં ડાળાં-પાંદડાં એટલાં ગાઢ અને ફેલાયેલાં છે! અને એ વખતે તો વાત જ નથી. નદી પર નમી આવેલા રાખોડી રંગના વાદળની આડશે નહીં દેખાતો ચંદ્ર પણ અસ્ત થઈ જતાં વરસાદ અને પવનને વધારે અંધકારમય કરી દે છે. આસિન્દિર અને ગયાનાથ મળીને વૃક્ષનાં થડ પરના આંટા એક પછી એક ખોલી જ્યારે પાછા જાય છે ત્યારે વાઘારુ પેલા પાણીના તળિયે ડૂબી મરી પણ ગયો હોત. તેના જેવો તરવૈયો પણ પૂરભરેલી તિસ્તામાં ચાર ચાર મજબૂત બાંધેલાં વૃક્ષોનાં ડાળાંપાંદડાંમાં દબાઈને રહે તો બહાર નીકળી શકત નહીં. તેના વાળ અથવા તેના શરીરે ચામડી જેવી વળગી ગયેલી લંગોટ પણ કોઈ ડાળીમાં ભરાઈ તેને પાણીને તળિયે શ્વાસ રુંધી મારી નાખત.

પણ વાઘારુ દોરડીના બંડલને જલદી ગળામાં ઝુલાવી લેતાં લેતાં સમજી જાય છે કે ડાળ થોડી ડૂબે છે, વધારે ડૂબી નથી. તેનાં ઢીંચણ સુધી પાણી છે. એટલે ડાળ ત્યાં કાંઠાની માટીમાં ખરડાય છે. એ સુયોગ થતાં તે ઝાડની ડાળ પર સૂઈ જઈ ડાળ

સાથે ભળી જવા ઇચ્છે છે — ભળી જઈ બે પગ અને બે હાથ વડે ડાળને જડાઈને પકડી લેવા ઇચ્છે છે — જાણે તે આ ઝાડની જ એક ડાળ! આશ્ચર્યપૂર્વક વાઘારુના મનમાં એક વાર થયું હતું કે નાયલોનની દોરડી વડે તે પોતાને ડાળ સાથે બાંધી દઈ શકે! પણ તે તો માત્ર મનમાં જ થયું હતું!

દરમ્યાન આસિન્દિર એક આંટો ખોલી દેતાં જ પેલાં ચાર ચાર વૃક્ષો કાંઠો છોડી પ્રવાહમાં પેઠાં, એ જ ક્ષણે ડાળ વધારે તળિયે જાય છે, વાઘારુની પીઠ પર થઈ તિસ્તાનો પ્રવાહ વહી જાય છે, અત્યારે વૃક્ષોની નીચે માટી - જમીન નથી — વૃક્ષોની અંદર થઈને પાણીનો પ્રવાહ એટલો જોરથી વહેવા લાગે છે કે જાણે એ પ્રવાહના ધક્કે વૃક્ષો ફરીથી સીધાં થઈ જઈ શકે! વાઘારુને મનમાં થાય છે કે જો આ પરિસ્થિતિ બદલાશે નહીં તો તે તણાઈ જશે, કારણ કે તેના પગથી કમર સુધી જેટલું પાણી વહે છે તેટલું પાણી તેની કમરથી પીઠ પર થઈને વહેતું નથી. એનો અર્થ એ કે આ ડાળના જે છેડા તરફ તેનું માથું છે તે ભાગ ઊંચો અને જાડો છે, એટલે કે, આ ઝાડ જ્યારે સીધું હતું ત્યારે થડના જે ભાગમાંથી ડાળ બહાર નીકળી હતી તે જાડા ભાગ પર જ તેનું માથું છે.

ત્યાં વળી આસિન્દિર અને ગયાનાથ મળી બીજો એક આંટો ખોલી નાંખતાં જ બીજા એક ધક્કે વૃક્ષો નદીમાં થોડા વધારે અંદર ચાલી જાય છે. એ ધક્કાથી હોય, અથવા જ્યાં જઈ વૃક્ષો પડ્યાં ત્યાંના પ્રવાહને કારણે હોય, પણ ઝાડ ફરી જાય છે. પાણીના નિયમ અનુસાર હવે વૃક્ષ પાણીમાં ઘૂમરાતું રહેશે. વાઘારુ ડાળને તળિયે પડી જશે; વાઘારુના વજનથી ડાળ વધારે તળિયે જશે. એ ડાળ જે રીતે ફરતી હતી, તેની ઊલટી દિશામાં જરા ફરીને વાઘારુ જમણો હાથ માથા તરફ લંબાવી જુએ છે કે હાથના અંદાજે કોઈ જાડી ડાળખી મળે છે કે નહીં. એ એવા કોઈ ઝાડ પર ચઢ્યો છે જેનાં ડાળાં-પાંદડાં માટીમાં રોપેલાં છે અને મૂળિયાં આકાશમાં! વાઘારુ ઊંધો જઈ પેલાં મૂળિયાં તરફ જવા ઇચ્છે છે. ભાવિનો વિચાર કર્યા વિના જ જવા ઇચ્છે છે — કારણ ડાળ કરતાં થડ જાડું હોવાનું; જાડું એટલે ત્યાં તેને સારો આશ્રય મળી રહે. પણ, જાડું એટલે એ થડ જો પાણીના નિયમ પ્રમાણે ફરવાનું શરૂ કરે તો તો વાઘારુ એ થડને સંભાળી શકે નહીં. પણ ના સંભાળી શકે તોપણ તે પાણીમાં તણાઈ જઈ શકે. આ ડાળાં-પાંદડાંની અંદર તે વળગીને રહેશે નહીં. વાઘારુ ડાળાં-પાંદડાંની પકડમાંથી બહાર નીકળવા ઇચ્છતો હતો. તે એવી એક જગ્યા શોધતો હતો જ્યાંથી તે નદીને જોઈ શકે.

જમણા હાથની આંગળીએ તે ડાળખી તો મેળવી લે છે, પણ તે વાળીને પકડતાં ના પકડતાંમાં તો કાંઠા પરથી બીજો એક વળ ખોલી દેવામાં આવે છે, અને એ ધક્કાથી વાઘારુની ડાળ લગભગ પૂરેપૂરી ફરી જાય છે. એક જ ક્ષણમાં વાઘારુ ડાળ પર પગનો એક ધક્કો મારી પોતાને આગળ લઈ જઈ બે હાથે, જે જગ્યાએ ડાળખી

જેવું લાગ્યું હતું તે જગ્યાને પકડે છે, લટકી પડે છે. એ પૂરેપૂરો ઝૂલી જઈ શકતો નથી, કારણ કે બીજાં ડાળાં-પાંદડાંમાં તેના બે પગ ભરાઈ જાય છે. એ બધાં ડાળાં પાંદડાં પર શરીરનો બધોય ભાર દઈ વાઘારુ ઉપરની ડાળ પર ચઢી જાય છે. નદીની વચ્ચે, પ્રવાહમાં ગુડુડ્ ગુડુડ્ અવાજે ડાળાં-પાંદડાં ભાંગીને પડે છે. વાઘારુ તેના બે હાથ કોણી સુધી બે તરફની ડાળ પર રાખી ઝૂલતો રહે છે.

એ સ્થિતિમાં તેને થોડો સમય મળે છે. ઝાડને થડિયે નાયલોનની દોરડીનું બંધણ ભરાઈ ગયું હતું. એને ચીકણી માટીથી આસિન્દિરે લપસણું કરી દીધું. એ દરમ્યાન પોતાના બે હાથ પર જોર દઈ વાઘારુ પોતાને પેલાં ઝાડ-ડાંખળાં-પાંદડાંમાંથી પૂરના આકાશમાં ઊભો કરે છે; ત્યાં એ ઉત્થાન કરતાં જ ઊંડો શ્વાસ લે છે, અને એ શ્વાસના જોરે જ જાણે ઉપરના પેલા થડની બે તરફ પોતાના બે પગ ભરાવી બેસી જઈ શકે છે. વાઘારુને એ રીતે બેસી રહેવું પડે છે કે ઝાડની ટોચ તેની પાછળ રહી જાય અને તેની સામે રહે માત્ર નદી. એ વખતે એટલું બધું અંધારું હતું કે વાઘારુ એટલુંય નક્કી કરી શકતો નથી કે બધાં વૃક્ષોનાં મૂળિયાં-થડિયાં એક તરફ છે કે નહીં. તે તે વખતે નક્કી કરવા ઇચ્છતો પણ નથી. તે જુએ છે કે તેની સામે નદી છે અને ડાબી તરફ ખુલ્લું છે. વિપત્તિમાં હવે તે અહીંથી ડાબી તરફ, અને સામે પાણીમાં કૂદી પડીને પ્રવાહમાં વહી જઈ શકશે. ઝાડનાં ડાળાં-પાંદડાંની પકડમાંથી મુક્તિ મેળવી જાણે વાઘારુ આશ્વસ્ત થાય છે.

પણ ત્યાં જ કાંઠા પરનો છેલ્લો વળ છૂટે છે અને વાઘારુને બે હાથે બે તરફની ડાળ પકડી પોતાને સંભાળતાં સંભાળતાં સમજી લેવાનું છે કે તે પવનની અને વરસાદની દીવાલને ભેદતો સામેના વધુ ગાઢ અંધકાર તરફ જઈ રહ્યો છે.

## 125

## જળ-પ્રવાહમાં વૃક્ષવાહન

વાઘારુની શરૂઆતની કેટલીક ક્ષણો પોતાને સંભાળી લેવામાં જાય છે. જાણે કે પોતે કોઈ પણ ક્ષણે પડી જઈ શકે એવી એક આશંકામાં તેને બે હાથ વડે વૃક્ષના થડને સમગ્ર શક્તિ વડે પકડી રાખવું પડે છે. એને પોતાને પણ ખબર પડતી નથી કે તેના બે પગ ઢીંચણથી વળી જઈ થડની સાથે ભળી જાય છે. નદીના પ્રવાહને તેણે શરીરથી અનુભવ્યો હતો, જ્યારે પવનનો વિપરીત વેગ શરીરને અથડાતો અથડાતો વહેતો હતો ત્યારે. અંધકાર તો હતો જ, પણ તેની સાથે પેલા પવન અને વરસાદમાં તેની દૃષ્ટિ એટલી છવાઈ જાય છે કે તેને હરપળે ભય લાગે છે — કદાચ સામેનાં કોઈ મોટાં પથ્થર સાથે તે અથડાઈ જશે અને તેનું માથું ભાંગી જશે. કેટલીક

વાર તો આ ભય એને એટલો લાગી ગયો કે તે તેના ડાબા હાથની કોણી તેની આંખ પર દબાવી દે છે, માથું નીચું કરીને. તેમ કરવાથી એને લાગે છે કે સામેના અંધારામાં જોઈ રહેવામાં જ બચી જવાની કોઈ સંભાવના છે. તે ફરીથી ડાબો હાથ નીચો લાવી પોતાનાં મોં-છાતી પર થઈ સામેના અંધારાને તોડતો તોડતો આગળ લાવે છે; તેની પોતાની ઇચ્છાથી નહીં — નીચેના પ્રવાહના ખેંચાણમાં; એ પ્રવાહ પર કોઈ રીતે વાઘારુનું કોઈ નિયંત્રણ નથી. એણે ઇચ્છ્યું કે કોઈ કારણે આ પ્રવાહ એક વાર થોડો થોભી જાય, અથવા આ વૃક્ષનો પ્રસાર ક્યાંક ભરાઈ અટકી જાય — કંઈ નહીં તો થોડા સમય માટે અટકી જાય. ડાબે-જમણે, ઉપર-નીચ-સામે — કોઈ તરફ વાઘારુને કોઈ પરિચિત ચિહ્ન જોવા મળતું નથી — જે જોવાની એને ટેવ હતી તેવું — આકાશના તારાઓની દિશાઓ બદલવી, અથવા અનાજનાં ખેતરો, અથવા ફૉરેસ્ટમાં પવનનો અચાનક જ વળાંક લેવો. રાત્રિની નદી પણ વાઘારુને પરિચિત જ છે, નદીનો પ્રવાહ પણ વાઘારુને પરિચિત જ છે, આ અંધકાર, આ પવન, આ વરસાદ પણ તેના પરિચિત છે, પણ તેણે એ બધાયને આમ એક જ સાથે નદી વચ્ચેથી ક્યારેય જોયા નથી. આની પહેલાં વાઘારુને ગયાનાથનાં વૃક્ષો લઈ ક્યારેય તણાઈ જવાનું, વહી જવાનું બન્યું નથી.

વાઘારુ એક વાર જમણી તરફ જુએ છે — તેણે કાપેલાં બીજાં વૃક્ષોને જોતાં તેને થોડો વિશ્વાસ બેસે છે. છતાં તે સમજે છે કે વૃક્ષો આગળપાછળ કરતાંય એક વેગમાં તણાતાં આવે છે, પણ કયું વૃક્ષ ક્યાં છે તેની તેને ખબર પડતી નથી. ઊલટું તેને થાય છે કે જે ઝાડની ડાળ પર બેઠો છે તે જ સૌથી આગળ વહી રહ્યું છે.

બે તરફની બે ડાળ મજબૂત રીતે પકડી વાઘારુ તેના બે પગ લટકાવી રાખે છે. તેના પગે પાણી અડતું નથી. પણ જમણી તરફ હાલી પગ જરા ઝુલાવતાં જ પ્રવાહની ખેંચમાં પગ જાણે શરીરથી છૂટા પડી જતાં લાગે છે. વાઘારુ પગ ઊંચા લઈ લે છે.

પણ પાણીના સ્પર્શથી વાઘારુને સાહસ કરવાની હિંમત આવે છે. આટલી વાર તેને મનમાં થતું હતું કે તે આકાશમાર્ગે વરસાદ અને પવનમાં થઈ ઊડી રહ્યો છે, તેનો તે ભય કપાઈ જાય છે. પગમાં જે પાણી અને પ્રવાહના ધક્કા લાગતા તે તો તેને જાણીતા હતા. પણ પાણી આટલું નીચે કેમ કરીને ગયું?

વાઘારુ ફરીથી બે હાથની બે તરફ ડાળ મજબૂત રીતે પકડી બે પગ સીધા નીચે નમાવી અંગૂઠાને ખેંચ્યા કરે છે. પણ પાણીને સ્પર્શી શકતો નથી. હાથ પર ટેકો દઈ તે જરા ગબડે છે. પણ એકેય પગના અંગૂઠાને પાણી મળતું નથી. હાથના ટેકાથી પાછળ જરા વધારે ગબડતાં જ તે હૂડ્ કરતો ઝાડના પોલાણમાં પડે છે, અને એની સાથે સાથે જ તેના બે પગને પાણીનો વેગ સામે ખેંચી લે છે. તેના પગનાં તળિયાં પૂરેપૂરાં પાણીમાં છે. પોલાણમાં પડી તે થોડો ભરાઈ ગયો હતો. તેથી હાથ

પર ભરોસો નહીં રાખવા છતાંય તે જાણે બેસી શકે છે. આ રીતે ભરાઈને વાઘારુ ઝાડને ઓળખવા માગે છે. એ પેલું મોટું ખેરનું જ ઝાડ હશે. માટીમાંથી સીધો થોડો ઊઠી ડાબી તરફ વાંકા વળી જરા વધુ ગયા પછી ડાળાં-પાંદડાં બહાર આવે છે. ઝાડ ખૂબ જ મોટું છે. અહીં અત્યારે પેલા વળાંકની દિશા પાણીની ઉપર છે, એટલે કે વળાંક આકાશની દિશામાં છે. આટલી વાર વાઘારુ એ વળાંક પર જ હતો. તેથી પગમાં પાણી મેળવી શક્યો નહીં. અત્યારે તે ગબડીને ઊતરી ગયો છે બરાબર પેલા વળાંકના ખાડામાં. તેથી અટકી ગયો છે. પણ પાણીના વેગમાં જો ઝાડ ફરી જાય તો વાઘારુ પાણીને તળિયે ચાલી જાય. એમ થાય તો તો તેની આત્મરક્ષાનો ઉપાય શું હોય તે નક્કી કરતાં જ વાઘારુ હાથ દઈને ઝાડની ઊલટી બાજુ જુએ છે — વળાંકની પીઠ પર ખૂંધ હોવાની વાત છે — છે કે નહીં તે અલગ બાબત. વાઘારુ જાણે જાણી લે છે કે તે જે પોલાણની અંદર ભરાયો છે તેમાં થઈને ઝાડ જાણે ઊલટી બાજુએ ફૂલી ઊઠ્યું છે. વાઘારુ આશ્વસ્ત થાય છે. ઝાડ ઊલટું થઈ જતાં તે અલગ રહીને પોતાને સીધો રાખશે — પછી ગબડવાનું પૂરું થતાં ફરીથી બેસશે. હાલ તો ઝાડનું થડ અને મૂળ તેની સામે છે — નૌકાના બે તરફ સાંકડા થતા જતા વિભાગોની માફક. અત્યારે જો ક્યાંક ધક્કો લાગે તો વાઘારુનું માથું કંઈ ફાટશે તો નહીં — વાઘારુને એટલી આડશ મળી છે. અને વચ્ચે વચ્ચે બે પગ ઝુલાવી વાઘારુ પ્રવાહનો જે અંદાજ કરી શકે છે તેમાં પણ તેનામાં એક પ્રકારનો આત્મવિશ્વાસ સંચારિત થઈ જાય છે. કાંઠાનું બંધન સંપૂર્ણપણે ઊખડી ગયા પછી આ અંધકારમાં પવનની ઊલટી બાજુએ પેલા વેગમાં તણાયે જતાં જતાં વાઘારુને ભય લાગી ગયો હતો — એટલો બધો ભય કે જેમાંથી તે પોતાને સંભાળી શકતો નહોતો. પણ હવે આ તળિયે નમીને આવતાં, આ એક પોલાણમાં ભરાઈ જઈ પગ વડે પાણી અનુભવે છે, ઝાડને હાથ ઘસી ઘસીને ઓળખી શકે છે, અને ઝાડ ઊલટું થઈ જાય તો તે શું કરશે એટલે સુધી નક્કી કરી લેવાથી વાઘારુનો ભય દૂર થઈ જાય છે. માત્ર ભય જ દૂર થઈ જાય છે એમ નથી, પણ તે આ સ્થિતિને ઘણી સ્થિર કરી દેવા ઇચ્છે છે. તિસ્તામાં પૂર ના હોય ત્યારે ચાર વૃક્ષોને જમીનમાંથી ખેંચી પાણીમાં નમાવ્યાં છે, પણ વહેતાં તો મૂક્યાં નથી. વાઘારુએ પોતે જ પોતાના હાથે દરેક ઝાડનાં મૂળ કાપી, તે બધાંને દોરડીથી બાંધી, એક સ્થળે લાવી પાણીમાં તરાવ્યાં - તણાવ્યાં છે. તેથી વાઘારુ જાણે છે કે આ વૃક્ષોનાં આટલાં ડાળાં-ડાખળાં, આટલાં પાંદડાંમાં ગણતરી મુજબ વાઘારુ તેની અંદર ભરાઈ જાય તો તો આ પવન અને વરસાદ તેને શરીરે લાગે જ નહીં — ગયાનાથના જે ઓરડામાં તે સૂઈ જાય છે તે ઓરડા કરતાં તિસ્તાની અંદર ઊખડેલા ઝાડ પરનો આ આશ્રય ઘણો વધારે સારો છે. પણ અત્યારે આ અંધકારમાં વાઘારુ એવી જગ્યા શોધી કાઢશે કેવી રીતે? અત્યારે તો ગાઢ અંધકાર. હજુ થોડી વાર સુધી આ અંધકાર રહેશે — કેટલી વાર તેનો હિસાબ તે

જાણતો નથી. પણ તે જાણે છે કે આ અંધકાર દ્વારા જ રાત પૂરી થશે. સૂર્ય ઊગવા પહેલાંના પ્રકાશમાં જ આ અંધકાર ઓછો થવાનું શરૂ થશે. છેલ્લા કેટલાક દિવસોમાં સૂર્યનો ચહેરો જોયો જ નથી — જાણે કે આખો દિવસ જ સાંજની વેળા હોય એવું લાગ્યું છે. પણ ચહેરો નહીં જોવા છતાં પણ પ્રકાશ તો રહેશે જ. જોતાં જ, ક્યું આકાશ, કઈ નદી, ક્યું વાદળું, કયું પાણી, કયું ઝાડ અને કયો કાંઠો એ ઓળખાઈ જશે. ત્યારે વાઘારુ પોતાને જ હાથે કાપી તણાવા મૂકેલાં આ વૃક્ષોનાં ડાળાં-પાંદડાં-ડાળખાંમાં ક્યાં પ્રવેશી જાય અને ક્યાં ના જાય તેનો એક હિસાબ કરી શકશે.

તે પહેલાં તો, વાઘારુને અત્યારે અંધારાની દિશામાં જોતા રહેવાનું!

## 126

## બે આઘાતોની વચ્ચે....

આ રીતે સમય વહી જાય છે.

પણ એ સમય કેટલો તેનું કોઈ અનુમાન વાઘારુને થતું નથી. સમય સાથે તો તેનું શરીર બંધાયેલું છે. પવનના સ્પર્શથી તે સમજી લે છે કે કેટલો સમય થયો; પડછાયાની ગાઢતાથી તેને ખબર પડી જાય છે કે કેટલો સમય ગયો; નમેલું ઘાસ જોતાં તે પગના સ્પર્શથી પાછલી રાતે પણ અંદાજ કરી લે છે કે સૂર્યને ઊગવાની હવે કેટલી વાર છે; એટલે સુધી કે ગયાનાથના ગોયાલિયા ઘરમાં અથવા બહારના આંગણામાં ઘૂમી વળતાં પણ તેનું શરીર તે અણજાણપણે જાણી જાય છે કે રાત કેટલી વીતી ગઈ છે.! પણ અત્યારે એવું કોઈ અનુમાન વાઘારુ કરી શકતો નથી. કેટલી વાર પહેલાં ગાજોલડોબાથી વૃક્ષો સાથે તે વહી રહ્યો છે તેનો અંદાજ તે કેવી રીતે મેળવે? કાંઠો છોડ્યા પછી પાણીના પ્રવાહમાં વૃક્ષો જે વેગથી તણાઈને જઈ રહ્યાં છે તેમાં ક્યાંય કશી રુકાવટ નથી. નદીના આ ખુલ્લા આકાશની અંદર થઈ જે વેગથી પવન અને વરસાદ વહી આવે છે તેને પણ કોઈ રુકાવટ નથી. તો પછી, વાઘારુ સમય માપશે કેવી રીતે? જો થોડો ઝાંખો ઝાંખો ય પ્રકાશ હોત તો તો વાઘારુ પ્રયત્ન તો કરી શકત — ડાબે-જમણે બે કાંઠે જોઈને અથવા કોઈ ભાઠાનાં ચિહ્નો શોધીને. દેઉનિયાએ જ્યારે તેને વૃક્ષો સાથે વહી જવા જ કહ્યું તો પછી થોડી વાર પહેલાં કેમ ના કહ્યું — વાદળાંની આડશે આડશે પણ ત્યારે ચંદ્ર હતો! દેઉનિયા તો પેલા અર્જુનવૃક્ષની આશામાં ને આશામાં બેસી રહ્યો. ''જો તમને અર્જુનવૃક્ષનો આટલો બધો શોખ હતો જ તો મને કહ્યું કેમ નહીં? જે વખતે જમાઈ મને ફટફટિયા સાથે બાંધી લઈ આવ્યો તે વખતે પેલું અર્જુનવૃક્ષ હું કાપી દઈ શક્યો હોત.''

વાઘારુ થોડું હસી પડે છે.

''મારો દેઉનિયા અર્જુનઝાડની ઇચ્છા કરી શકે છે, પણ કાપવા ના દઈ શકે. કાપવા માટે તો ટાઈમ જોઈએ, કાપવામાં તો અવાજ થાય. સા-લા, કોણ જાણે, ક્યાંથી કોઈ ફૉરેસ્ટ ગાર્ડ આવી ઊભો થઈ જાય છે; અર્જુનઝાડ પર પડેલા કુહાડીના ઘાના ડાઘ તો ભૂંસી દઈ ના શકાય. મારો દેઉનિયા આખી રાત બેસી રહ્યો, પણ કહ્યું નહીં કે હે વાઘારુ, કાપી નાખ; અર્જુનવૃક્ષ કાપી નાખ. એક અર્જુનવૃક્ષે મારો ચંદ્ર ડુબાડી દીધો. હવે આ અંધારામાં હું કોણ જાણે કેટલું તણાઈ આવ્યો છું, અને જાણતો નથી કે કેટલું હજુ તણાયે જઈશ. ચંદ્ર ડૂબવાથી થયેલું અંધારું લાંબો ટાઈમ રહેવાની વાત તો નથી. મને તો મનમાં થાય છે કે આખી રાત હું આ અંધારામાં થઈ તણાયો છું.'' વાઘારુ ખક્ક્ કરતો હસે છે.

''તણાઈ જાઉં છું, મારા ફટફટિયા પર ચઢી જાઉં છું.'' વાઘારુ ફરીથી ખક્ક્ કરતો હસે છે. ''આસિન્દિર જમાઈનું ફટફટિયું કાંઠા પરથી જાય છે; મારું પાણી ઉપરથી જાય છે —'' વાઘારુ જીભ વડે ડચકારા કરી મોટરસાઇકલ જેવો અવાજ કાઢવા ઇચ્છે છે. અવાજની વાત વિચારતાં ફરી એક વાર હસી તો લે છે, પણ અવાજ કાઢતો નથી. જીભને તાળવેથી નીચે લાવી દે છે. પણ બે તરફની ડાળ પકડે છે — જાણે મોટરસાઇકલનાં હૅન્ડલ!

થોડી વારે આ રીતના વિચારોની રમત પૂરી થઈ જાય છે. ત્યારે વાઘારુને લાગે છે કે તેનો દેઉનિયા તેને બળદ કહીને બોલાવે છે તે કેટલું સાચું છે! તે આ પાણી ભરેલા ગર્તને જાણે બોટતો ગયો છે, હાથની અંદર ડાળ લઈ જાણે તેને આશ્રય મળી ગયો છે. પણ તે આ રીતે ફટફટિયું ચલાવવા જેવું કરી ડાળ પર કેમ બેઠો છે? આ ગર્ત ઉપર તે પકડીને જઈ શકે. બે પગ ડાળની બરાબર છોડી દઈ શકે, માથું ડાળ પર હલાવી દઈ શકે — તેથી તેનું એક રીતનું સૂવાનું જ થઈ જાય; એટલે સુધી કે તે આંખો પણ મીંચી દઈ શકે — પછી અંધારું જવું હશે ત્યારે જશે.

ગર્તની અંદર વાઘારુ આમ જ ચાલીને ગયો હતો કે પોતાને ફેરવતાં તેને જે મુશ્કેલી થાય એ આ કારણે કે પોતે ફરી જવા જતાં ઝાડ ડોલી ના જાય! આ પ્રવાહમાં ઝાડ પર જો તે હાલી જાય તો ઝાડ ફરી જઈ શકે. તેથી વાઘારુને જે જગ્યા ટૂંટિયું વાળી રહેવા મળી છે તે પણ હાથમાંથી જતી રહે.

વાઘારુ બે તરફની ડાળો છોડી આ ડાળનો છેડો પકડી કમર ઊંચકી લે છે; પછી બે પગ ધીરેથી ડાળ સાથે લપટાવી લાંબા કરી દે છે. છેડા પર લાંબા કરી દીધેલા હાથ અને ડાળની સાથે લાંબા કરી દીધેલા પગ — એને લીધે જ તેને એટલો આરામ મળે છે કે ચત્તા થઈ જવાની વાઘારુને હવે શી ફિકર? એમ એ વિચારે છે. ઊલટું, આ રીતે ઊંધા રહેવાની જાણે તેને ટેવ પડી ગઈ છે, તો બીજી રીતે ફરવાની હવે શી ફિકર? આ જ રીતે રહેશે તો ચિંતા થશે, તોય પણ તે સીધો થઈ બેસી

જાણતો નથી. પણ તે જાણે છે કે આ અંધકાર દ્વારા જ રાત પૂરી થશે. સૂર્ય ઊગવા પહેલાંના પ્રકાશમાં જ આ અંધકાર ઓછો થવાનું શરૂ થશે. છેલ્લા કેટલાક દિવસોમાં સૂર્યનો ચહેરો જોયો જ નથી — જાણે કે આખો દિવસ જ સાંજની વેળા હોય એવું લાગ્યું છે. પણ ચહેરો નહીં જોવા છતાં પણ પ્રકાશ તો રહેશે જ. જોતાં જ, કયું આકાશ, કઈ નદી, કયું વાદળું, કયું પાણી, કયું ઝાડ અને કયો કાંઠો એ ઓળખાઈ જશે. ત્યારે વાઘારુ પોતાને જ હાથે કાપી તણાવા મૂકેલાં આ વૃક્ષોનાં ડાળાં-પાંદડાં-ડાળખાંમાં ક્યાં પ્રવેશી જાય અને ક્યાં ના જાય તેનો એક હિસાબ કરી શકશે.

તે પહેલાં તો, વાઘારુને અત્યારે અંધારાની દિશામાં જોતા રહેવાનું!

## 126

## બે આઘાતોની વચ્ચે....

આ રીતે સમય વહી જાય છે.

પણ એ સમય કેટલો તેનું કોઈ અનુમાન વાઘારુને થતું નથી. સમય સાથે તો તેનું શરીર બંધાયેલું છે. પવનના સ્પર્શથી તે સમજી લે છે કે કેટલો સમય થયો; પડછાયાની ગાઢતાથી તેને ખબર પડી જાય છે કે કેટલો સમય ગયો; નમેલું ઘાસ જોતાં તે પગના સ્પર્શથી પાછલી રાતે પણ અંદાજ કરી લે છે કે સૂર્યને ઊગવાની હવે કેટલી વાર છે; એટલે સુધી કે ગયાનાથના ગોયાલિયા ઘરમાં અથવા બહારના આંગણામાં ઘૂમી વળતાં પણ તેનું શરીર તે અણજાણપણે જાણી જાય છે કે રાત કેટલી વીતી ગઈ છે.! પણ અત્યારે એવું કોઈ અનુમાન વાઘારુ કરી શકતો નથી. કેટલી વાર પહેલાં ગાજોલડોબાથી વૃક્ષો સાથે તે વહી રહ્યો છે તેનો અંદાજ તે કેવી રીતે મેળવે? કાંઠો છોડ્યા પછી પાણીના પ્રવાહમાં વૃક્ષો જે વેગથી તણાઈને જઈ રહ્યાં છે તેમાં ક્યાંય કશી રુકાવટ નથી. નદીના આ ખુલ્લા આકાશની અંદર થઈ જે વેગથી પવન અને વરસાદ વહી આવે છે તેને પણ કોઈ રુકાવટ નથી. તો પછી, વાઘારુ સમય માપશે કેવી રીતે? જો થોડો ઝાંખો ઝાંખો ય પ્રકાશ હોત તો તો વાઘારુ પ્રયત્ન તો કરી શકત — ડાબે-જમણે બે કાંઠે જોઈને અથવા કોઈ ભાઠાનાં ચિહ્નો શોધીને. દેઉનિયાએ જ્યારે તેને વૃક્ષો સાથે વહી જવા જ કહ્યું તો પછી થોડી વાર પહેલાં કેમ ના કહ્યું — વાદળાંની આડશે આડશે પણ ત્યારે ચંદ્ર હતો! દેઉનિયા તો પેલા અર્જુનવૃક્ષની આશામાં ને આશામાં બેસી રહ્યો. ''જો તમને અર્જુનવૃક્ષનો આટલો બધો શોખ હતો જ તો મને કહ્યું કેમ નહીં? જે વખતે જમાઈ મને ફટફટિયા સાથે બાંધી લઈ આવ્યો તે વખતે પેલું અર્જુનવૃક્ષ હું કાપી દઈ શક્યો હોત.''

127

# જળપ્રવાહમાં નિદ્રાભંગ

વાઘારુ પંખીનો સાદ સાંભળીને આંખો ઉઘાડતો નથી. પંખીનો સાદ કોઈ પણ અવાજની માફક તેના કાને પહોંચતો નથી. જાણે ઘણી વારે નાનોસરખો અવાજ થાય છે; તેમાંથી ય થોડો થોડો તે સાંભળી શકે છે, થોડો થોડો સાંભળી શકતો નથી — જેમ રોજ થાય છે તેમ. પછી, એક વાર સાંભળી પણ શકે છે કે પંખીઓ બોલી રહ્યાં છે. એટલે, સવાર થઈ છે. સવાર થવાની વાત મનમાં આવતાં જ વાઘારુ આંખો ખોલવા ઇચ્છતો હતો ભલે, પણ તેણે ખોલી નહીં. આ નહીં ખોલવાના સમય દરમ્યાન પવનની વિપરીત ઝાપટો અને પ્રવાહનો હિલ્લોળ આવી તેના કાનમાં વાગે છે. તો શું તે ઊંઘી જ ગયો હતો? પણ આંખ ખોલવી અને ડાળ પરથી કુહાડીનો હાથો હાથ સરકાવી પકડવો તેની વચ્ચે શું પહેલાં બન્યું તે સમજાતું નથી. વાઘારુ જુએ છે કે તેની થોડી જ ઉપર ઝાડની પાંદડાંથી ભરપૂર ડાળ છે; એ ડાળ પર એકબે પંખી છે.

આટલી વાર પછી, વાઘારુની સચેતનતા પૂરેપૂરી પાછી આવે છે. તે કુહાડીના હાથા પર હાથ દઈ માથા પરની પેલી ડાળ તરફ, અથવા ડાળનાં પાંદડાંની વચ્ચેની ખાલી જગ્યામાંથી આકાશ તરફ, જોઈ રહે છે. અંધારું હજી ગયું નથી, પણ અત્યારેય સૂર્ય ઊગવા પહેલાંના પ્રકાશનો આભાસ પ્રસર્યો છે. અત્યારે વાઘારુ તેના માથા પરનાં પાંદડાંનો રંગ જોઈ શકતો નથી, માત્ર આકાર જ જોઈ શકે છે. પણ પંખીઓ? તો પછી શું વૃક્ષો સાથે તે ક્યાંક અટકી ગયો છે? કોઈ કાંઠે કે કોઈ ભાઠા પર? તેની નીચેથી તો તેને પ્રવાહનો અવાજ આવે છે. પણ એ તો ક્યાંય અટક્યો હોય તોપણ આવી શકે છે. જે ડાળ પર તે સૂતો છે તે પણ ડોલે છે. તે તો ક્યાંક અટક્યા હો તો જ ડોલી શકે. વાઘારુ તેના માથા પરની ડાળીઓને જુએ છે, બધી ડોલી રહે છે. તે તો ક્યાંક અટકી જતાં પવનમાં ડોલી શકે. પણ ક્યાંય અટકી ગયા વિન પંખીઓ કેમ સાદ પાડી પાડી બોલી રહ્યાં છે? કે પછી એ બધાં આ ઝાડનાં પંખીઓ છે? અને વૃક્ષોની સાથે જ તણાઈ આવ્યાં છે? કે પછી એ બધાં આ કાંઠા અથવા ભાઠાનાં પંખીઓ છે? ઝાડની ડાળ મળતાં ઊડીને આવી બેઠાં છે?

વાઘારુ જાણે પોતા સાથેની એક રમતને પામે છે. તેને તો અહીં કશું કર નથી. અંધારું જતું જાય છે એટલે એને કોઈ મુશ્કેલી રહી નથી — હવે તો તે જોઈ પણ શકશે; વહેતાં ઝાડ પર ક્યાં પગ મૂકી શકાશે તે તો જોઈને સમજી અત્યારે તો તે દોરી વડે ખેંચીને વૃક્ષોને વધારે નજીક નજીક લાવી દઈ શક લગભગ તરાપાની માફક. તેને આખી રાત કશું સમજાયું નથી — તેના મા

જઈ શકશે.

પણ જે ગર્તને માટે તેણે બેસવાની જગ્યા મેળવી હતી, તે ગર્તને ખાતર જ તે આમ ઊંધો સૂઈ જઈ શકતો નથી. કમર ગર્તની અંદર ડૂબી જવા જાય છે. વાઘારુ કમર ઊંચી કરી ડાળ પર પાસું ફેરવે છે — ડાબી તરફ વળીને પણ તે ડાળ પર લંબાયેલો તો રહી શકે છે. એના આ સીધા થવામાં, પાસું ફેરવવામાં ડાળ અથવા ઝાડ જરાસરખું હાલે તોપણ પછી સ્થિર થઈ જાય છે. આ વખતે વાઘારુ ગર્તની અંદર તેની પીઠને પહેલાં સીધી કરી દે છે; થોડી રાહ જોયા પછી પાણીના પ્રવાહને તાલે તાલે પોતાને સીધો કરી દે છે. તેણે બે પગ ડાળ સાથે લાંબા કરીને ફેલાવેલા રાખ્યા છે, હવે બે હાથ બે તરફ પ્રસારીને ડાળ પર રાખ્યા છે. જો જરૂર પડે તો તે પટ્ કરતો બેસી જઈ શકે. કેવી રીતે કરી શકશે એ જાણવા માટે બે પગને જલદીથી વાળી લે છે; હા, થશે; ફરીથી બે પગ પ્રસારી દે છે અને તે વખતે પીઠમાં ભરાવેલી કુહાડી પીઠમાં વાગે છે. સૌપ્રથમ તો વાઘારુ કુહાડીને અલગ કરવા ઇચ્છે છે. પણ પ્રવાહના આંદોલનમાં જેવો જમણી તરફ હલે છે તેવી કુહાડીની ધાર તેની ચામડીમાં ભોંકાય છે. તે સમજે છે કે જોરથી ધક્કો લાગતાં જ કુહાડી માંસની અંદર પેસી જાય. તે જમણો હાથ વાળી પીઠ તરફ લઈ જાય છે. પછી કુહાડીનું લોઢું પકડી તેને ઉપાડી લે છે. લાવીને બે હાથમાં કુહાડીને નજર સામે આડી મૂકે છે. આટલા અંધારામાં કુહાડીની ધાર પણ ચમકતી નથી. લોઢા પર વાઘારુ હાથ ફેરવે છે; જીભે લગાડે છે, ડાબા હાથમાં કુહાડી પકડી જમણા હાથની હથેળી વડે કુહાડીને લૂછે છે. પછી સૂતાં સૂતાં જ બે પગ પહોળા કરે છે, સૂતાં સૂતાં જ કુહાડીનું લાકડું પકડે છે; સૂતાં સૂતાં જ કુહાડીને પવન અને વરસાદના ઝાપટાઓમાં ઊંચી કરે અને પોતાના બે પગની વચ્ચે ડાળી પર નીચે લાવે છે —કુહાડી ઊંડે સુધી પેસી જાય છે. વાઘારુ બે પગ ફરીથી ડાળ પર લાંબા કરી દઈ વચ્ચે કુહાડીના લોઢાને ઢાંકી દે છે — બે હાથ બે તરફની ડાળે ફેલાવેલા રાખે છે. આ વખતે તો જરા આંખ મીંચી શકે છે. વાઘારુ આંખ મીંચે છે.

જાણે આટલી વાર આંખ ખુલ્લી હતી એટલે તે પવન અને વરસાદનું ગર્જન સાંભળી શક્યો નહીં. આંખ મીંચતાં જ તેના શરીરને તળિયેથી પાણીનો અંતર્ઘાતી હિલ્લોલ ઊઠી આવી તેના શરીર પરના હવાના આક્રમણ સાથે ભળી જાય છે. આ બે આઘાતોની વચ્ચે આંખો મીંચી વાઘારુ વહ્યે જાય છે, તણાયે જાય છે. વહેતાં વહેતાં પેલા બે અવાજો પણ તેના શરીર સાથે ભળી જાય છે. તે હવે કોઈ બીજો અવાજ સાંભળવા ઇચ્છતો નથી.

એ પછી, કેટલી વાર પછી તેની તેને ખબર નથી, તેને પંખીના કલગાનનો અવાજ સંભળાય છે — અંધારું ચાલી ગયું છે એમ એ અવાજથી સમજાઈ જાય છે.

# 127

## જળપ્રવાહમાં નિદ્રાભંગ

વાઘારુ પંખીનો સાદ સાંભળીને આંખો ઉઘાડતો નથી. પંખીનો સાદ કોઈ પણ ાવાજની માફક તેના કાને પહોંચતો નથી. જાણે ઘણી વારે નાનોસરખો અવાજ થાય ે; તેમાંથી ય થોડો થોડો તે સાંભળી શકે છે, થોડો થોડો સાંભળી શકતો નથી — જેમ રોજ થાય છે તેમ. પછી, એક વાર સાંભળી પણ શકે છે કે પંખીઓ બોલી રહ્યાં છે. એટલે, સવાર થઈ છે. સવાર થવાની વાત મનમાં આવતાં જ વાઘારુ આંખો ખોલવા ઇચ્છતો હતો ભલે, પણ તેણે ખોલી નહીં. આ નહીં ખોલવાના સમય દરમ્યાન પવનની વિપરીત ઝાપટો અને પ્રવાહનો હિલ્લોળ આવી તેના કાનમાં વાગે છે. તો શું તે ઊંઘી જ ગયો હતો? પણ આંખ ખોલવી અને ડાળ પરથી કુહાડીનો હાથો હાથ સરકાવી પકડવો તેની વચ્ચે શું પહેલાં બન્યું તે સમજાતું નથી. વાઘારુ જુએ છે કે તેની થોડી જ ઉપર ઝાડની પાંદડાંથી ભરપૂર ડાળ છે; એ ડાળ પર એકબે પંખી છે.

આટલી વાર પછી, વાઘારુની સચેતનતા પૂરેપૂરી પાછી આવે છે. તે કુહાડીના હાથા પર હાથ દઈ માથા પરની પેલી ડાળ તરફ, અથવા ડાળનાં પાંદડાંની વચ્ચેની ખાલી જગ્યામાંથી આકાશ તરફ, જોઈ રહે છે. અંધારું હજી ગયું નથી, પણ અત્યારેય સૂર્ય ઊગવા પહેલાંના પ્રકાશનો આભાસ પ્રસર્યો છે. અત્યારે વાઘારુ તેના માથા પરનાં પાંદડાંનો રંગ જોઈ શકતો નથી, માત્ર આકાર જ જોઈ શકે છે. પણ પંખીઓ? તો પછી શું વૃક્ષો સાથે તે ક્યાંક અટકી ગયો છે? કોઈ કાંઠે કે કોઈ ભાઠા પર? તેની નીચેથી તો તેને પ્રવાહનો અવાજ આવે છે. પણ એ તો ક્યાંય અટક્યો હોય તોપણ આવી શકે છે. જે ડાળ પર તે સૂતો છે તે પણ ડોલે છે. તે તો ક્યાંક અટક્યા હો તો જ ડોલી શકે. વાઘારુ તેના માથા પરની ડાળીઓને જુએ છે, બધી ડોલી રહી છે. તે તો ક્યાંક અટકી જતાં પવનમાં ડોલી શકે. પણ ક્યાંય અટકી ગયા વિના પંખીઓ કેમ સાદ પાડી પાડી બોલી રહ્યાં છે? કે પછી એ બધાં આ ઝાડનાં પંખીઓ છે? અને વૃક્ષોની સાથે જ તણાઈ આવ્યાં છે? કે પછી એ બધાં આ કાંઠા અથવા ભાઠાનાં પંખીઓ છે? ઝાડની ડાળ મળતાં ઊડીને આવી બેઠાં છે?

વાઘારુ જાણે પોતા સાથેની એક રમતને પામે છે. તેને તો અહીં કશું કરવ નથી. અંધારું જતું જાય છે એટલે એને કોઈ મુશ્કેલી રહી નથી — હવે તો તે જોઈ પણ શકશે; વહેતાં ઝાડ પર ક્યાં પગ મૂકી શકાશે તે તો જોઈને સમજી અત્યારે તો તે દોરી વડે ખેંચીને વૃક્ષોને વધારે નજીક નજીક લાવી દઈ શકશે લગભગ તરાપાની માફક. તેને આખી રાત કશું સમજાયું નથી — તેના માથ

આટલાં પાંદડાંવાળી ડાળનું આચ્છાદન હતું? અને હવે તો તે સમજી પણ શકતો નથી કે તે ક્યાંક અટકી ગયો છે કે તણાઈ રહ્યો છે?

વાઘારુ સૂતાં સૂતાં જ તેના બે પગ બે બાજુથી લટકાવી દે છે. પાણીનો સ્પર્શ થાય છે — પ્રવાહ પગ ખેંચીને લઈ જાય છે. પણ તે કોઈ જગ્યાએ ઠોકાઈ જ ગયો હોવો જોઈએ. પંખીઓ ફરીથી બોલે છે, કેટલાંક તો ખૂબ એકસાથે બોલી ઊઠે છે — જાણે તેઓ તેમના પરિચિત પરિવેશમાં જ છે. ગમેતેટલું પરિચિત હોય, પણ આ ઝાડ તો તેમને પરિચિત હોઈ શકે નહીં. તો તે પેલા ગાજોલડોબાના ફૉરેસ્ટથી આ ખેરનું વૃક્ષ, શાલવૃક્ષ, અને વાઘારુના મત પ્રમાણે તો, તેઓ પણ, રાતભર તણાતાં આવ્યાં છે? વાઘારુ બે તરફની ડાળે એકસરખો ભાર દઈને ઊઠે છે. દોરીનું બંડલ તેની છાતી પર ઝૂલે છે. તે જુએ છે કે તેની સામેના, નદીની પાછળના અંધકારમાંથી તેની અત્યારની પાછળની નદીની સામેની બાજુએ તે હૂ હૂ કરતો દોડી જાય છે. રાતના એ અંધકારમાં થઈ વાઘારુ આવા વેગપૂર્વક જ દોડી આવ્યો છે, પણ જોઈ શક્યો નથી. અત્યારે અંધારું ઓછું થવાથી તે પ્રવાહની પેલી ગતિની ભયાનકતાની ખેંચને જાણે પહેલી વાર અનુભવે છે.

અનુભવ કરતાં જ વાઘારુ પેલી ગતિ સાથે પોતાને જોડી લેવા ઇચ્છે છે. તે પાછળથી કોઈ ગતિ સાથે પોતાને જોડી શકતો નથી — જીપગાડીની પાછળથી ફૉરેસ્ટની અંદર પ્રવેશતાં જે રીતે તેનું દિશાભાન નષ્ટ થાય છે, એ રીતે અહીં પણ પ્રવાહની ઊલટી દિશામાં મોં કરી તે પ્રવાહને સંભાળી શકે નહીં. તે કુહાડી ઊંચી કરી પીઠમાં ખોસે છે; દોરીનાં બંડલને પણ પીઠ તરફ ઠેલી દે છે; પછી પોલાણમાં બેસીને જ ફરતો જાય છે — પ્રવાહના ખેંચાણમાં હલેસાં છોડેલી કોઈ નૌકાની માફક વૃક્ષો સીધાં તણાયે જાય છે. સામે ખૂબ દૂર તો કશું દેખાતું નથી, પણ પાણી પરનો અંધકાર ઓછો થયો છે. જાણે એ આછો પડેલો અંધકાર આ વૃક્ષોના આઘાતથી દૂર થાય છે.

વાઘારુ જુએ છે કે કાલે તે આ ડાળની ઉપર બહુ વાર ભયથી વળગી રહ્યો હતો. હવે સમજે છે કે એ સ્થળે જ સૌથી વધારે મુશ્કેલી હતી. આસપાસમાં કોઈ ડાળ નથી — હાથ લપસણા થતાં પાણીમાં તો પડત જ; આ વૃક્ષોની નીચે દબાઈ પણ જાત. જેમ આ વૃક્ષો પ્રવાહના ખેંચાણમાં તણાય છે, તેમ એ પણ એ જ પ્રવાહના ખેંચાણમાં તણાત; પરિણામે વૃક્ષોના તળિયેથી બહાર નીકળી શકત નહીં. વાઘારુ ડોક ફેરવીને ઝાડનાં ડાળાં-ડાળખીઓ એક વાર જોઈ જાણે આશ્વસ્ત થવા ઇચ્છે છે; તે પેલી ઊંચી ડાળ પરથી પાણીમાં પડી જતાં જ ડાળાં-ડાખળાં પકડી ફરીથી પાણીમાંથી માથું ઊંચકી શકત! કાલે રાતે તે એકદમ મરી જ જાત — એવી ધારણા રાખી ના કરે તો જાણે વાઘારુનું અત્યારનું બચી જવાનું પૂર્ણ થાય નહીં.

એ વખતે પેલાં વૃક્ષોની ડાળ પરથી ઊડી ફરીથી ડાળ પર બેસતાં અને નિનાદ કરતાં પંખીઓની સંખ્યા વધી ગઈ છે. આ પંખીઓના માળાસહિત જ વૃક્ષો પાણીમાં પડ્યાં હતાં. આ પંખીઓના માળા પાણીમાં તણાયા નહીં કે ભીંજાયા નહીં. પરિણામે, અંધારામાં અંધની જેમ તેઓએ વાસ છોડ્યા નહીં. અત્યારે પ્રવાહના ખેંચાણમાં વૃક્ષો સાથે જ તણાયે જાય છે.

વાઘારુ ઊભો રહી જોવા ઇચ્છે છે — બેસીને જે દેખાય છે તેના કરતાં કશુંક વધારે દેખાય છે કે નહીં; તે અને વૃક્ષો કેવી રીતે બાંધેલાં છે; કોઈ ઝાડ ખસીને છૂટું ય થયું હોય તો તે!

વાઘારુ જાણે છે કે કોઈ ઝાડનું બંધન છૂટું થઈ જાય તો તે સમજી શકાય — કારણ વૃક્ષો ખૂબ સરસ રીતે બંધાયાં નહોતાં; એક બંધન છૂટું થતાં બધાંય બંધન ઢીલાં થઈ જઈ શકે! બધાં બંધનનું મૂળ તો તેના ગળાની દોરડીના બંડલમાં છે. જો પાણીની અંદર કોઈ પ્રવાહની વિપરીત ખેંચ હોત તો તો પ્રવાહને આડે આડે બંધન ઢીલું થઈ જઈ શકત. આ આટલું પાણી આટલી ખેંચમાં એવું એક તરફ ચાલે છે કે વૃક્ષો ફરતાં સુધ્ધાં નથી. તેમ છતાં વાઘારુ એક વાર ઊભો થઈ જોવા ઇચ્છે છે.

જે બખોલની અંદર તે બેઠો છે ત્યાં પગ રાખી આ ડાળ પર નમી હાથનો ટેકો દઈ થોડી વાર ઊભો ભલે રહી શકે પણ તે બરાબર ઊભા રહેવા જેવું થશે નહીં. વાઘારુ એવી રીતે સીધો ઊભો રહેવા ઇચ્છે છે કે જેથી બધાં જ વૃક્ષો અલગ અલગ કરીને તે ઓળખી શકે, અને જો જરૂર હોય તો નવી રીતે ફરીથી વૃક્ષોને બાંધી દે. પણ આસિન્દિરના ફટફટિયાની જેમ ડાળ પર બેસી રહી એક વાર સામેના આછા અંધારા તરફ અને બીજી વાર માથું ફેરવી બીજાં વૃક્ષો તરફ જોઈને વાઘારુ સમજી જાય છે કે હજુ અંધારું એટલું ઓછું થયું નથી કે તે ઊભા રહેવાની જગ્યા શોધી લઈ શકે, અથવા જો મળે તોપણ, ત્યાં ઊભા રહી તે વૃક્ષોને, અથવા વૃક્ષોનાં ગઠબંધનોને અલગ કરીને જોઈ શકશે નહીં. તેથી આ અંધારું હજુ વધારે ઓછું થવાની જરૂર છે. પંખીઓ જે રીતે સતત કલગાન, કલરવ કર્યા કરે છે તે પરથી લાગે છે કે અંધારું ઓછું થઈ રહ્યું છે.

## 128

## વાઘારુ અને પંખીઓનું જાગરણ

પવન અને વરસાદ પેલી એક જ રીતે નદીના પ્રવાહની વિરુદ્ધ દિશામાં આકાશમાંથી વહી રહ્યા છે. વાઘારુ પ્રવાહના વેગમાં ધસતો જાય છે અને તેના શરીર

પર પવન અને વરસાદનાં ઊલટાં ઝાપટાં આવી વાગ્યાં જ કરે છે — આવી પરિસ્થિતિ એટલી અપરિચિત છે કે વાઘારુ એ યાદ કરવાનો પ્રયત્ન જ કરતો નથી કે કેટલી વાર પહેલાં તે ગાજોલડોબાના પેલા ફૉરેસ્ટમાંથી પાણીમાં તણાવા લાગ્યો હતો.

''અરે, હું કેવો વેળા-ઠાકુરની (સૂર્યની) રાહ જોતો બેઠો છું? રાત્રિનું અંધારું થોડું થોડું કરતાં ઓછું થવામાં છે અને પૂર્વ દિશામાં વેળા-ઠાકુર ઊઠવાની-ઊગવાની પહેલાં લાલ, હળદી રંગો પથરાશે અને ભૂંસાશે. એ બધા રંગોનો પડછાયો પાણી પર પડશે. નદીનાં પાણી ચક્ચક્, ઝલ્ઝલ્ કરવા લાગશે એ રંગોમાં. હવે ચાલશે રંગોની રમત આકાશમાં, નદી પર, મેદાન-ખેતરોમાં, ફૉરેસ્ટમાં! તે પછી બધા રંગો ભૂંસાઈ જવા લાગશે. કોણ ભૂંસે છે એ તો કોણ જાણે! પછી, રંગો બધા ભૂંસાઈ જતાં, ખબર છે ને, સમગ્ર આકાશ છાણથી લીંપેલા આંગણા જેવું લાગશે; જાણે રાંધેલું ધાન સૂકવવા માટે ત્યાં પ્રકાશ ફેલાવા લાગશે; વેળા-ઠાકુર ઊઠશે; લાલચટક રંગ નદીની વચ્ચે પ્રસરાવશે. વેળા-ઠાકુર જ્યાં ઊગે છે એ જ રીતે નદીની અંદર ઊગશે. ખેતરો જુઓ, વેળા-ઠાકુર ખેતરોની વચ્ચેથી ઊગી નીકળશે. નદી પર જુઓ, વેળા-ઠાકુર નદી વચ્ચેથી ઊગી નીકળશે. ફૉરેસ્ટમાં જુઓ, વેળા-ઠાકુર ફૉરેસ્ટની અંદર ઊગશે. અને આ હવા તો કેટલી વહી રહી છે? રાતે અને દિવસે વરસાદ અને વા-વંટોળ, વા-વંટોળ અને વરસાદ. દિવસની વેળાએ રાતના કરતાં ઝાંખું ઝાંખું, અને રાતની વેળાએ દિવસ કરતાં ઝાંખું. હું તો અહીં બેઠો રહું છું — આ અંધારું ઓછું થતું જાય તેની રાહ જોતો બેસી રહું છું!''

આ પ્રવાહ, પવન, વરસાદની અંદર વૃક્ષો લઈને તેને તણાયે જવાની એક નિર્દિષ્ટ ભૂમિકા તૈયાર કરી લેવા માટે વાઘારુ અસ્વસ્થ બની જાય છે, કાલ પાછલી રાતે જ્યારે તેણે ગાજોલડોબાનો કાંઠો છોડ્યો ત્યાર પછી પ્રતિક્ષણ જે ડાળ તેના હાથે-પગે લાગતી રહી છે તે ડાળને તેણે અંધની માફક વળગીને રહેવું પડ્યું છે. એક અંદાજ સુધ્ધાં મળ્યો નથી —ક્યાં કેટલે સુધી પગ લંબાવી શકશે અથવા હાથ હલાવી શકશે! અંદાજે અંદાજે એક બેસવાની જગ્યા મળી જતાં તેણે ડાળની બરોબર સમાંતર સૂઈ જઈને કદાચ ઝબકું પણ લીધું છે. પણ એ બધું જાણે મધરાતે અંધારામાં એકાએક પાણીમાં પડવા જેવું! વાઘારુને કશું કરવાનું તો હતું નહીં. પણ વાઘારુ તો ગયાનાથના ચાર ચાર ઝાડ કાપી, બાંધી, તણાવીને લઈ જઈ રહ્યો છે. જો અર્જુન ઝાડ પડ્યું હોત તો પાંચ વૃક્ષો થાત. વાઘારુનું આ એક એક ઝાડ એટલે તો જાણે એક એક ફૉરેસ્ટ; એક શાલ છે, એક ખેર છે, બાકીનાં બે વૃક્ષોને તો વાઘારુએ બહુ સારી રીતે જોયાં પણ નથી. એ વૃક્ષો પર ગયાનાથે તેનેય પાણીમાં વહાવ્યો છે. તેણે ક્યાંક જઈને અટકવું પડશે. ક્યાં તે તો તે જાણતો નથી, ગયાનાથ પણ જાણતો નથી. એ તો નદીના આ ફ્લડને જાણે તો જ જાણી શકે. તેનું — વાઘારુનું કામ આ વૃક્ષોને લઈ ક્યાંક અટકાવી દેવાનું છે, એ રીતે રાખવાનાં છે. પછી આસિન્દિર

અને ગયાનાથ ફટફટિયું લઈને તેને શોધી કાઢશે, ''વૃક્ષોનું અમારે જે કરવાનું હશે તે અમે કરી લઈશું.'' પણ એને માટે તો આ સવારથી આ ઝાડ અને પૂર અને પવન અને વરસાદ સાથે વાઘારુને સજગ અને સક્રિય થઈ જવાની વાત છે. એ ના થાય ત્યાં સુધી, તેને હવે ડાળ પર બેસી રહેવાનું છે; લગભગ એક અંધની માફક જ!

વાઘારુ નજર ફેરવીને ચારે તરફ જુએ છે. આકાશ તરફ જુએ છે તો ત્યાં પેલી રાખોડી રંગની વાદળીઓ ક્યાંક ક્યાંક દેખાય છે; નદીનું પાણી પણ દૂર ક્યાંક ચળકે છે. પણ એ જે વૃક્ષોની સાથે તણાઈ રહ્યો છે તેનાં પાંદડાં જરા પણ સ્પષ્ટ લાગતાં નથી, તેનો રંગ પણ સ્પષ્ટ દેખાતો નથી. દરમ્યાન, પક્ષીઓ ચાર સૂતેલાં વૃક્ષોની ડાળીઓ પર બેસી નદીનાં પાણી તરફ અથવા કોઈ અનિર્દિષ્ટ પ્રભાત તરફ જોઈ રહ્યાં છે. પ્રભાતનાં પંખીઓ સામાન્ય રીતે પ્રકાશની દિશા તરફ મોં કરી રાખે છે. પણ વૃક્ષો એવાં આડાંઅવળાં થઈને પડેલાં છે કે જે ડાળીઓ અને પાંદડાંના જે વિન્યાસ સાથે પંખીઓ પરિચિત હતાં તે જ કોણ જાણે બદલાઈ ગયું છે, પરિણામે, તેઓ જાણે બરાબર સમજી શકતાં નથી કે કઈ ડાળે બેસીને કઈ તરફ જોતાં તેમને પરિચિત પ્રકાશ જોવા મળે. નીચેના જળપ્રવાહના પેલા વેગથી પણ તેઓ રોજ પરિચિત નથી. તેમની રોજની ટેવ આટલી બધી બદલાઈ જવા છતાં પણ પંખીઓ પોતાની રીતે એક રોજની ટેવ પ્રમાણે ફર્યા કરે છે — ચાર ચાર વૃક્ષોનાં છૂટાં - ભળેલાં ડાળાં-ડાંખળીઓની વચ્ચે ઊડી ઊડીને. ચાર ઝાડ એવાં તો ગૂંચળાં વળી ગયાં છે કે એમ લાગે કે કોઈ એક બહુ જ મોટું ઝાડ છે જેની આડશે સૂર્ય પણ રહી જાય. એક ઝાડની સીધી જાડી જુદી જુદી ડાળો પર, ભિન્ન ભિન્ન રીતે દોડાદોડી કરતાં પંખીઓ એકદમ એક સાથે ભયભીત બની બોલી ઊઠે છે. વાઘારુને સમજાતું નથી કે તેમને ભય શેનો છે, આવો એકત્રિત ભય.

વાઘારુ ઝાડ પરથી ગબડીને થોડો નીચે ઊતરે છે, તેના પગનાં તળિયાં તો પાણીમાં ડૂબી જ જાય છે, માટી તોડીને પાણી ઊછળ્યા કરે છે. ત્યાં વાઘારુને નજીકમાં બીજી એક જાડી ડાળ મળે છે. એ પકડીને બેસી રહીને જ આ ડાળ પરથી એ ડાળ પર જતાં વાઘારુ પીઠ પર એક વાર હાથ ફેરવે છે — કુહાડી છે તો ખરી? કુહાડી શરીર સાથે એટલી બધી ભળી ગઈ છે કે વાઘારુને જાણે એ અનુભવાતી જ નથી. અનુભવાય નહીં એની જ વાત છે. માત્ર કામને વખતે હાથ લંબાવતાં જ જાણે મળી જાય છે. નવી ડાળ પર પગ મૂકતાં જ ડાળ ભૂ-સ કરતી પાણીમાં ડૂબી જાય છે અને વાઘારુ જલદીથી પહેલાંની ડાળ પર પાછો આવી જાય છે. આ ડાળ અચાનક ધક્કો લાગવાથી ડૂબી જાય છે, અને વાઘારુ એટલો બધો તળિયે જતો રહે છે કે તેને પહેલાંના ઝાડની ડાળ પર પગ દેવાને બદલે બે હાથ દેવા પડે છે. કમર સુધી

ભીનો થઈ જતાં તે પહેલાંની ડાળને બે પગ વડે પકડી રાખે છે તેની પીઠ પર પાણીની છાલકો વાગે છે. હવે જો તે એક કૂદકો મારી પોતાને ડાળ પર ચઢાવવા જાય તો આ ડાળ પણ ફરીને પાણીની અંદર ચાલી જઈ શકે. એટલે વાઘારુને આ રીતે ઝૂલતાં જ રહેવું પડે છે. પણ રાતના છેલ્લા કેટલાક કલાકો પેલી ડાળ પર જ ટેકો મૂકીને તે આવ્યો છે એટલે ડાળને પણ તે વધારે ઓળખી ગયો હતો. વાઘારુ પોતાને પાણીની અંદર પોતાને વધારે છોડી દે છે તેથી તેનું શરીર હલકું થઈ જાય છે. એ હલકા શરીરને પાણીની અંદરથી તે ઉપર લેતો જાય છે, જ્યાં જે જગ્યાએ તે બેઠો હતો ત્યાં. હાલશે તોપણ એ જગ્યા ફરી જશે નહીં.

ભીના શરીરે વાઘારુ ફરીથી તેની પહેલાંની બખોલની અંદર બેસી જાય છે. ત્યાં ભરાઈ જતાં જ વાઘારુને થાય છે કે તેને અહીંથી હાલવાની જરૂર જ શી છે? જ્યાં જઈને રોકાશે ત્યાં તેના ઊતરવા જેટલી જગ્યા હશે તો ઊતરશે. એ સિવાય તો એને કશું કરવાનું જ નથી.

પંખીઓ ચિરકાળથી જેમ ઊડે છે તેમ જ અત્યારે પણ વાઘારુની નજર અને પહોંચની બહાર ઊડ્યાં જ કરે છે. પણ આજે વાઘારુ અને તેઓ એક ઝાડ પર ચઢી ગયાં છે. એ પણ આ વૃક્ષોનો ઊંચી ડાળો- નીચી ડાળોની અલગતાને કારણે અવાંતર થઈ જાય છે. પંખીઓ ચોક્કસ સમજી શકતાં નથી કે તેઓ અને વાઘારુ એક જ ઝાડ પર તણાતાં આવે છે.

પંખીઓ ફરીથી ચમકીને અચાનક બોલી ઊઠ્યાં — એક સાથે, ભયાર્ત બનીને.

વાઘારુ હવે પેલી ડાળ વટાવી જઈ થોડો પાછળ જાય છે, વૃક્ષોને કાંઠેથી છોડતી વખતે તે હાથ-પગ-છાતી-પેટ વડે ડાળના જે ભાગને વળગી આંટી મારી બેઠો હતો તે જ સ્થળે પહોંચે છે. ત્યાંથી નજર નાંખીને કંઈ સમજવાનો પ્રયત્ન કરે છે કે પંખીઓ ક્યા ઝાડ પરથી આ પ્રમાણે ભય પામે છે? કે પછી એક જ સ્થળેથી? પેલી થોડી ઊંચી ડાળ પરથી વાઘારુ જુએ છે કે ચાર ઊખડેલાં વૃક્ષો પર કેટલાં પંખીઓ અને તેમનું કેટલું આમતેમ ઊડ્યાં કરવાનું ચાલી રહ્યું છે, એ વૃક્ષોની આસપાસ જ?! ફરી ફરીને ઊડે છે પણ પવનના ધક્કા સહન ન થવાથી ફરીથી પાંદડાંમાં પેસી જાય છે.

પણ પંખીઓના ભયને દૂર કરવાની જવાબદારી વાઘારુને કોણે આપી?

''વૃક્ષો ગયાનાથનાં, પંખીઓ વૃક્ષનાં; એટલે પંખીઓ કંઈ ગયાનાથનાં નથી. વૃક્ષોનાં થડિયાંને બદલે ડાળીઓ પર પંખીઓએ માળા બાંધ્યા છે. જેટલો પવન અને વંટોળ વહે છે તે વંટોળ વૃક્ષોનાં ડાળાં-ડાળખાંઓને ઊલટ-પલટ કરી રહ્યો છે, એટલું ઊલટપલટ કરી રહ્યો છે કે વૃક્ષની ટોચ જમીન પર નમી જાય અને વૃક્ષનાં મૂળિયાં આકાશમાં ચઢી જાય, જાણે વૃક્ષ પરનું કોઈ પ્રાણી વૃક્ષ છોડશે નહીં. પંખીઓ પાંખો-પીંછાંથી ડાળીઓને આંટી મારી પકડી રાખશે; કીડીઓ વૃક્ષના

શરીરમાં ભરાઈ જશે, સાપ વગેરે ઝાડની બખોલમાં પેસી જશે. એ ઝાડ જો વાવંટોળના તોફાનમાં ઊલટું થઈ જાય, પડી જાય, તોપણ વૃક્ષનું કોઈ પણ પ્રાણી વૃક્ષ છોડશે નહીં. પછી, વંટોળિયો અટકશે, વરસાદ થોભશે, ઝાડનાં પાંદડાં ભીનાં-પોચાં થઈ ખવાઈ જશે ત્યારે પંખીઓ, કીડીઓ, સાપ નવા ઝાડ પર માળા બાંધવા જશે. ગયાનાથના તોફાને ગયાનાથના ઝાડને ઉખાડી દીધું છે. હું ગયાનાથનો વાઘારુ છું, મેં ગયાનાથનાં વૃક્ષોને વહેતાં - તણાતાં મૂક્યાં છે. હું ગયાનાથનો વાઘારુ, હું ગયાનાથનાં વૃક્ષો લઈ તણાતો આવ્યો છું; તિસ્તાનાં આ પૂરમાં તણાતો જાઉં છું. તિસ્તાનાં પૂર ઉપરાંત આ વંટોળિયાના તોફાન અને વરસાદના પૂરમાં તણાતો જાઉં છું. ગયાનાથનો વાઘારુ હું ગયાનાથનાં વૃક્ષો લઈ તણાતો જાઉં છું. ગયાનાથનો જમાઈ અને ગયાનાથ ફટફટિયા પર બેસી સીધે રસ્તેથી ભાઠાં કે કાયમી સ્થળો હશે તે જોતાં જોતાં મને શોધશે — ક્યાં જઈને રોકાયો ગયાનાથનો વાઘારુ અને ગયાનાથનાં વૃક્ષો. મારે વળી શી ફિકર? બેઠો છું, ઊભો થાઉં છું, તિસ્તાનાં પૂર મને ખેંચીને લઈ જાય છે. ગયાનાથ દેઉનિયાને બહુ ફિકર છે. આસિન્દિર જમાઈને પણ ખૂબ ચિંતા છે. અત્યારે પૂર ચઢેલાં છે, ક્યાં ભાઠાં અને ક્યાં છાપરાં! વળી વંટોળિયા વાય છે; વરસાદ છે. મને શોધતાં શોધતાં ક્યાં ક્યાં ફર્યા કરશે? હું ચીસ પાડીશ, 'હે દેઉનિયા, હું અહીં છું. પણ કોણ સાંભળશે' એ ચીસ ને બૂમ? તો શું કરીશ, રે દેઉનિયા? તમારાં વૃક્ષો અને વાઘારુને તણાવી તો દીધાં છે, હવે બહાર કાઢવાં પડશે. નહીં તો તારો બધો જ 'લૉસ', પૂરેપૂરો 'લૉસ', આ ચારે વૃક્ષો 'લૉસ', આ વાઘારુ 'લૉસ'! માછીમારો જે જાળ નદીમાં ફેલાવે છે તેને વાળી લેવી તો પડશે જ. નહીં તો જાળ પણ 'લૉસ.' તારાં વૃક્ષો અને વાઘારુને જેમ તણાવાં મૂક્યાં છે તેમ શોધી પણ કાઢવાં પડશે. આ તોફાનમાં, આ વરસાદમાં તમારું ફટફટિયું લઈને બહાર નીકળવું પડશે. પણ ઝાડ પરના આ પંખીઓ તો ગયાનાથ દેઉનિયાનાં નથી. પંખીઓ વૃક્ષોનાં છે. વૃક્ષો ફ્લડમાં તણાવા લાગ્યાં છે તો પંખીઓ પણ તણાવા લાગ્યાં છે. તે તોફાનમાં કંપે છે, વરસાદમાં ભીંજાય છે; પણ પંખીઓ જ અંધારું દૂર કરે છે. પંખીઓને કંઈ કોઈ ગયાનાથ નથી રે, પણ પંખીઓનો તો વાઘારુ છે, હું છું. મને નહીં જોતાં તો પંખીઓ કેવો ભય પામે છે?'' આ બધી વાતો, વિચાર અને ચિંતાની અંદર જ વાઘારુ વરસાદ અને વંટોળિયાના વાયરામાં આક્રાન્ત સૂર્યોદયને સમયે વ્યસ્ત છે. આ વ્યસ્તતામાં, તે ક્યારે વિષાદ ખોઈ દે છે અને કેવી રીતે વૃક્ષોનાં પાંદડાંનું લીલું દૃશ્ય થઈ આવે છે! એટલે સુધી કે ખેરનાં પાંદડાંના લીલા રંગની સાથે શાલવૃક્ષનાં પાંદડાંના લીલા રંગની ભિન્નતા પણ નજરે પડે છે; એટલે સુધી કે એક જ ઝાડનાં ભિન્ન ભિન્ન પાંદડાંઓના આકાર અને રંગની ભિન્નતા પણ દેખાય છે. વાઘારુના વિચારોમાં જેમ બીજાં બધાં માણસોના જેવી જ સ્તર-પરંપરા છે તેમ તેના વિચારોની

પરંપરાહીન ગૂંચવણો પણ છે — તેય બીજાં બધાં માણસોની જેમ જ — પણ તે જ બીજાં બધાં માણસોથી તેની ભિન્નતા પણ છે. ગયાનાથની જમીન પર હળ ફેરવતાં ફેરવતાં હોય, ગયાનાથની ગોશાળાની ગાય-ભેંસોને લઈ ચાલતાં ચાલતાં હોય, અને ગયાનાથનાં વૃક્ષો લઈને પાણીમાં તણાતાં તણાતાં હોય, વાઘારુને આજે પણ બધાં માણસોની જેમ એકલા એકલા વિચારવાનું કે ચિંતા કરવાની તો છે, પણ સાથે સાથે તેને એકલા એકલા જ વાતો પણ કરવાની છે. જો તે વાતો બોલી નાંખી શકે તો તો તેના માથા પર આકાશ, પગની નીચે માટી કે પાણી રહે તે જ યથેષ્ઠ છે. તદુપરાંત, તેના કોઈ કોઈ વાક્યોદ્ગારના સમયે ક્યારેક ક્યાંક કોઈ અનિર્દિષ્ટ ઑફિસર કે નિર્દિષ્ટ એમ.એલ.એ હોઈ શકે છે તેમ અત્યારે આ નૂતન પ્રભાતે તિસ્તાનાં પૂરના સીમાડાની ધારે ધારે આસિન્દિર અને ગયાનાથ વૃક્ષોને શોધશે; તે લોકો પણ તેની વાતો કહેવાનું લક્ષ્ય હોઈ શકે; હોય પણ.

તે ભલે હોય, પણ તેથી વાઘારુના પક્ષીઓ સાથેના અનુસંધાનમાં કોઈ ફેર પડતો નથી. તે પેલા કૂવાથંભ જેવા ઝાડના થડમાંથી જુએ છે કે ખરેખર તો પંખીઓ આ નવી પરિસ્થિતિ સાથે તાલ મેળવી શકતાં નહીં હોવાથી ક્યારેક ક્યાંક ક્યાંક એકસાથે ભય પામી જાય છે. તેઓ ઝાડનાં ડાળાં-પાંદડાંઓની જેમ સ્થાયી અને અચલ આશ્રયસ્થાનમાં છે, છતાં પૂરના પ્રવાહમાં પેલા વેગમાં તણાયે જાય છે તેમાં ક્યાં મેળ છે તે તેઓ સમજી શકતાં નથી. પરિણામે, સવારના સમયની ટેવ મુજબ દોડાદોડી કરતાં કરતાં વૃક્ષોનાં પાંદડાંમાં થઈ એકદમ પાણીની પાસે પહોંચી જાય છે; એટલે સુધી કે પાણીને અડી આવે પણ છે, અને તે પછી જ ભયભીત બની ચિત્કાર કરતાં ઉપર ઊડીને આવે છે.

જ્યારે વાઘારુ આ પ્રક્રિયા શોધી કાઢે છે ત્યારે તે સમજી શકતો નથી કે કોઈ પંખી પ્રવાહમાં પડી તણાઈ ગયું કે કેમ? જો પ્રવાહમાં દાણા વેરેલાં હોય તો તો પાછાં ઊડીને આવી શકે નહીં, તણાઈ જ ગયાં હોય. પણ વાઘારુ કેવી રીતે પંખીઓને આ વૃક્ષોનાં ડાળાં-પાંદડાંમાં જવામાંથી રોકી શકે? નીચેનાં ડાળાં-પાંદડાંની અંદર પેસી જતાં નીચેનાં પૂરમાં તેમનાં તણાઈ જવાને વાઘારુ કેવી રીતે અટકાવે? પંખીઓએ પણ ક્યારે ય જોયું નથી કે ડાળ પરથી બીજી ડાળે જતાં પાણીમાં પડી જવાય.

વાઘારુ જળપ્રવાહ પાસેથી પંખીઓને બચાવવા ઇચ્છે છે. તે ટર્ ટર્ કરતો ઝાડની ડાળ પર હડસેલો મારે છે. તેથી ઉપરની ડાળનાં પંખીઓ ડાળ છોડીને આકાશમાં ઊડે છે અને ફરીથી ડાળ પર બેસે છે. વાઘારુ જુએ છે કે પંખીઓ જાણે વધારે તો ડાળાં-ડાખળાંમાં થઈ પાણીની એકદમ નજીક જવા ઇચ્છે છે. કેમ ઇચ્છે છે તે વાઘારુ સમજી જાય છે — ડાળાં-પાંદડાંની આટલી અંદર જતાં વાવાઝોડા જેવા પવનની અને વરસાદની પેલી ઝાપટોથી તેઓ બચી જાય છે.

પક્ષીઓ પવન અને વરસાદને ઓળખી લે છે, પણ પૂરના પ્રવાહને તો ઓળખતાં નથી! તેથી પાણીની કેટલી ઉપર રહે તો જ તેઓ આત્મરક્ષા કરી શકશે એવી ગણતરી કરી શકતાં નથી.

વાઘારુની નજર સામે આટલી વારે સ્પષ્ટ થયું કે એક શાલવૃક્ષ છે, એક ખેર છે, એક સીસમ છે, અને એકને તે હજી પણ ઓળખી શકતો નથી — એકદમ એકબીજાંમાં ભળી ગયાં છે. પણ નીચેના જે ઝાડને તે ઓળખી શકતો નથી તે આડાઆડે આ ત્રણ વૃક્ષોને તળિયે પ્રવાહના ધક્કાથી કે પછી નાયલોનની દોરીના બંધનથી જોડાયેલું છે. ગમે તેનાથી હોય, જોડાયેલું તો છે જ. વાઘારુ એ તરફથી એકદમ ડાબી તરફના ઝાડની છેડેની ડાળે ઊભો છે. તે જો વચ્ચેના શાલવૃક્ષની ય અંદર જઈ ઊભા રહેવાની જગ્યા મેળવે તો તો ત્યાંથી તે બધાં વૃક્ષોને અને એમનાં પરનાં પંખીઓને જોઈ શકત.

વાઘારુ નક્કી જ કરી લે છે કે તે પેલાં વૃક્ષોની બરાબર વચ્ચે જે શાલવૃક્ષ છે તેની પણ વચ્ચે જશે. હવે ચારે બાજુ પ્હો ફાટી છે. વરસાદનાં ટીપાં પણ દેખાય છે. તિસ્તાનો પ્રવાહ, જેટલે દૂર સુધી નજર જાય છે તેટલે દૂર સુધી એક જ પ્રકારનો ડહોળો પ્રવાહ છે. એક નજરે જોતાં લાગે નહીં કે આ વિરાટ જળસીમાડાઓનો કોઈ પ્રવાહ છે. પણ બહુ વાર સુધી જોઈ રહેતાં પ્રવાહના એ જ વેગથી માથું ફરી જાય છે — ચક્કર ચક્કર જેવું થાય છે.

ખેરના ઝાડનું પેલું વાંકું થડ વટાવી વાઘારુ ધીરે ધીરે કરતો નીચે ઊતરી પેલાં પાણીમાં ઊતરી જાય છે. પ્રવાહના ધક્કાથી તેનું શરીર પ્રવાહની સમાંતરે વહે છે — 'જોઉં, કેવો તરવૈયો છું રે —' પણ એથી તેને શાલવૃક્ષની ડાળ પકડવાની સુવિધા થાય છે, તે ડાળ પકડવા માટે જે ડોલન થાય છે તેનાથી પંખીઓ કિકિયારીઓ કરતાં ઉપર ઊડી જાય છે. વાઘારુને થાય છે કે શાલવૃક્ષને પૂરો ટેકો દેતાં ઝાડ પાણીમાં ડૂબી જાય; પણ એમ નયે થાય, જો તળિયેના પેલા વણ-ઓળખાયેલા ઝાડનાં ડાળાં-પાંદડાં શાલવૃક્ષની નીચે હોય તો. એક વાર જમણા હાથ પર વધારે ઝોક આપીને જોવા જાય છે. એ ઝોક આપતાં આપતાં જ તેનો ડાબો હાથ ખેરનું ઝાડ છોડી દે છે. બન્ને હાથે શાલવૃક્ષ પકડતાં પકડતાં જ શાલવૃક્ષ તળિયે જાય છે — વાઘારુ એને થોડું વધારે તળિયે લઈ જઈ શાલવૃક્ષની ઉપર ચઢીને બેસે તો તેના ઢીંચણ સુધી પાણીમાં ડૂબે.

## 129

# વાઘારુ માંચડો બનાવે છે

ડાળ પર બેસી વાઘારુ રાહ જુવે છે કે તેના ઉપર ચઢીને બેસવાના ધક્કાથી ડાળ ફરીથી તણાય છે કે નહીં. પાણીનો પ્રવાહ તેના ઢીંચણની પાછળના ખાડામાં સામાન્ય ધક્કા મારે છે, પણ પ્રવાહ એટલો વેગીલો છે કે પાણી ઊછળતું નથી. ડાળ ભલે તણાય પણ પૂરેપૂરી તણાતી નથી. વાઘારુ તેની જમણી તરફ જુએ છે અને એવી એક ડાળ શોધે છે જે થડમાંથી ઉપરની દિશા તરફ ચઢી ગઈ હોય. તે એવી એક ડાળ પસંદ કરી શકે છે, પણ તે વધારે પાછળ તરફ છે. આ ડાળ પરથી પેલી ડાળ પર જવાનું સાહસ કરવા જેવું કે નહીં તેની ગણતરી કરવા વાઘારુ એક વાર ડોક ફેરવી ડાળ તો જુએ જ છે, પણ તેની સાથે સાથે ડાળની આસપાસનું પણ જોઈ લે છે. પછી એ ડાળ પર જવા માટે એકસાથે જમણો હાથ અને પગ લંબાવી દે છે. તેથી આ ડાળ ફરીથી પાણીમાં ડૂબી જાય છે, પણ તેથી ડાબો હાથ, ડાબો પગ પેલી ડાળમાંથી સરકાવી લેવાનું વાઘારુ માટે સગવડભર્યું બને છે. આ વખતે તે ઘણાં નાનાં નાનાં ડાળાં-ડાખળાં પાર કરી, ફરીથી તેમને બધાંને જ પકડી એક ઊંચી ડાળ પર ઊભો રહે છે અને ચારે તરફ જુએ છે. કોઈ ઊંચી જગ્યાએ ચઢી જેવી રીતે ચારે તરફ નજર ફેરવવાની હોય એ રીતે વાઘારુએ નજર ફેરવી લીધી, પણ જોયા પછી સવારના આટલા અજવાળામાં પણ તે સમજી શકતો નથી કે તે ક્યાં આવી પડ્યો છે, ક્યા કાંઠે થઈને જઈ રહ્યો છે. વાઘારુને ક્યારેય તિસ્તા પરથી તિસ્તાના બે કાંઠા જોતાં, ઓળખતા જવાનું બન્યું નથી, તેથી તેને માટે આમેય નદીમાં થઈ જતાં નદીના કાંઠા ઓળખી લેવાનું મુશ્કેલ થાત. વળી આ નદી તેની આખા વર્ષ દરમ્યાનની પરિચિત નદી પણ નથી. આ વર્ષમાં બે-ચાર-દસ દિવસ આ નદી વાઘારુ માટે અપરિચિત થઈ જાય, અને નદી અજાણી થતાં નદી સાથે જોડાયેલાં બે ય કિનારા પરનાં ઘર-બાર, ઝાડ-ઝાંખર પણ અજાણ્યાં થઈ જાય. વરસના એવા બે-ચાર-દસ દિવસો અત્યારે ચાલે છે.

વાઘારુ ડાળ પરથી બીજી ડાળ પર આવી ગયા પછી આ વૃક્ષોનાં ડાળાં-પાંદડાંમાં જે હલચલ ઊઠી હતી તેને કારણે પંખીઓ વચ્ચે વચ્ચે જ ઊડી જઈ નવી જગ્યાઓએ ફરીથી બેસી ગયાં હતાં. વાઘારુ ઊંચી ડાળ પર ઊભો રહી જેટલી વાર ચારે તરફ જુએ છે તેટલી વાર પંખીઓ પેલાં પોલાણમાં ચારે વૃક્ષોનાં ડાળાં-પાંદડાંની અંદર

અંદર પેસી જાય છે. દરેક હાલન-ડોલન વખતે જોકે પંખીઓ ઝાડ છોડી બહુ દૂર ઊડી શકતાં નથી — ત્યાં પવનની ઝાપટો લાગે છે. પણ તેમાંથી બચી જઈ ફરીથી પાણીના આપત્તિભર્યા કિનારા સુધી ચાલી જાય છે. વાઘારુ બરાબર વિચારી શકતો નથી કે કેવી રીતે પંખીઓને તે પાણી અને પવનથી સરખા અંતરે, આપત્તિ ના થાય એવાં ડાળાં-પાંદડાંમાં પાછાં લાવી દે.

પણ આ ડાળ વાઘારુને પસંદ પડી જાય છે. સૌથી ઊંચી ના હોવા છતાં આ ડાળ ઘણી ઊંચી છે. ચારે બાજુ જોઈ શકે છે, ચારે વૃક્ષોની અંદર પણ. એક જ મુશ્કેલી છે — માથા પર મોટા ભારે ડાળાં-પાંદડાં નહીં હોવાથી પાણી અને હવાની ઝાપટો સીધી જ વાઘારુના શરીરે આવી પડે છે. વાઘારુ ફરીથી તેની ડાબી તરફ જોઈ એ તરફ બીજી એક નીચી ડાળ છે કે કેમ તે જુએ છે, જેથી ત્યાં તે કોઈ મુશ્કેલી થાય તો વરસાદ અને પવનના ધક્કામાંથી બચવા માટે ત્યાં જઈ વચ્ચે બેસી શકે.

એવી કોઈ ડાળ શોધે તે પહેલાં જ વાઘારુ તેની પીઠમાંથી કુહાડી કાઢે છે. તે આ ડાળ પર એક માંચડા જેવું બનાવી લેવા ઇચ્છે છે.

''મારે તો તણાયા જ કરવાનું છે — જેટલા દિવસ આ ફ્લડ રહેશે, તેટલા દિવસ આ વૃક્ષો લઈ મારે તણાયે જવું પડશે; જેટલા દિવસ આસિન્દિર જમાઈ અને ગયાનાથ દેઉનિયા મને શોધી લેશે નહીં તેટલા દિવસ મારે તણાયા કરવાનું. ગયાનાથ આ ફ્લડવાળી નદીમાં મને કેવી રીતે શોધી શકશે રે? જ્યારે ફ્લડ અટકશે ત્યારે આ પહાડો તોડતું, ફૉરેસ્ટ ભાંગતું પાણી આખી નદી ખાલી કરીને વહી જશે, જે ભાઠાં, છાપરાં ફ્લડથી ઢંકાઈને પડ્યાં છે તે બધાં ફરી દેખાવાં લાગશે, ત્યારે હું આ વૃક્ષોને લઈ અટકી ક્યાંક રહીશ અને, ગયાનાથ તથા આસિન્દિર જમાઈ મને શોધી કાઢશે. તેટલા દિવસ તો મારે તણાવું પડશે—''

આ બધી વાતો ક્યારેક વિચારવા માટે, બોલતાં બોલતાં વાઘારુ તેની કુહાડી વડે નાનાં નાનાં અનેક ડાળાં કાપતો જાય છે. કપાયેલાં ડાળાં ત્યાં જ લટકે છે; એક - બે ડાળ પડી જઈ નીચેની ડાળ પર અટકી પડે છે. કાપવાને વખતે વાઘારુ કોઈ ડાળોને ભેગી કરતો નથી. તે ક્યારેક ડાબા હાથે એક નાની ડાળ નમાવી તેના મૂળમાં જમણા હાથે ઘા દે છે — એક. પછી ડાબો હાથ છોડી દે છે. કપાયેલી ડાળ અટકીને રહે છે. ક્યારેક વાઘારુ જમણો હાથ લાંબો કરી દૂરની કોઈ ડાળીના મૂળ પર ઘા દે છે. તે એક ઘાએ નીચે ના પાડતાં તેને બીજો ઘા મારવો પડે છે. પણ તેના બે હાથનું એક સાથે જોર કરી પ્રયોગ કરવાનો હોય એવી કોઈ ડાળ એ કાપતો નથી.

જોતજોતામાં વાઘારુ પોતા માટે જાણે આકાશને સ્વચ્છ કરી દે છે. તેથી વરસાદ અને હવાની ઝાપટોની મુખોમુખ તે આવી પડે છે, પણ ચોતરફ બધું બહુ સ્પષ્ટ થાય છે. પેલી પાછલી રાતના અંધકારમાંથી તે જાણે આ ચાર વૃક્ષોની સાથે બીજું એક

ઝાડ થઈને તણાતો આવ્યો છે — આટલી વારે તે વૃક્ષો અને નદીના પ્રવાહની ઉપર તેનું પ્રભુત્વ બતાવવા જેવું એક આસન તૈયાર કરી શક્યો છે!

કુહાડીને ફરીથી પીઠ પર ખોસી વાઘારુ કપાયેલાં ડાળ-ડાળખાં ખેંચવાનું શરૂ કરે છે. આટલી વારમાં તો આ ડાળ પર તેનું ચાલવા-ફરવાનું એટલું સ્વાભાવિક થઈ જાય છે કે લાંબો સમય બે હાથ વડે કાપેલાં ડાળાં ઊંચકી લાવી અહીં આ ડાળ પર આડા આડા પાથરે છે. મૂકતાં મૂકતાં એક વાર જોઈ લે છે કે યોગ્ય નાની ડાળીઓ કપાઈ ગઈ છે કે નહીં. વાઘારુ હવે નીચેની ડાળે ઊતરી જાય છે. ત્યાં ઊભા રહી તે બે હાથે પેલાં નાનાં ડાળખાંને ઉપરની મોટી ડાળીઓની અને પાસેપાસેની બીજી ઘણી ડાળીઓ પરથી આડી આડી ગોઠવી દે છે. ગોઠવી દેતાં એક માંચડા જેવું બની જાય છે.

આ વખતે વાઘારુ નાયલોનની દોરીનું બંડલ ગળામાંથી કાઢી સામે લાવી વિચાર કરતો બેસે છે. આ નાની ડાળીઓને મોટી ડાળીઓ સાથે ના બાંધી દે તો ડાળીઓ ખસી જાય, પણ આટલા જાડા ઝાડને બાંધેલી નાયલોનની દોરી વડે તે પેલી ટૂકડા ટૂકડા ડાળીઓ બાંધશે કેવી રીતે? સૂતળી હોત તો! વાઘારુ સામે ઊભો રહી વૃક્ષો તરફ જોઈ જાણે ત્યાં ક્યાંક શણની સૂતળી હોય તો લે. જરા દૂર એક લતા જેવું ડોલતું હતું. વાઘારુ હાથ લંબાવી એ પકડતાં જ છૂટી જાય છે. તે વાઘારુના હાથે ચોંટી જાય છે. ત્યાં, સવારના ઝાંખા પ્રકાશમાં ધૂંધળા આકાશ અને નદીના ધૂંધળા પ્રવાહ પરથી પોતાની દૃષ્ટિ એક વાર ફેરવી લે છે — ક્યાંક શણની સૂતળી હોઈ શકે? અનિવાર્યપણે વાઘારુ તેના હાથની નાયલોનની દોરીનાં બંડલ તરફ જુએ છે. ચારે ઝાડનાં બધાંયે બંધન આ બંડલની સાથે વહેંચાયેલાં છે. કોઈ ઝાડ ક્યાંક અટકી પડે તો અથવા ખસી જાય તો તે આ બંડલની ખેંચથી સમજી જશે. આ બંડલમાંથી એક ટુકડો કાપી લઈ તેના વળ ખોલી નાંખીને નાની નાની સૂતળી જેવી દોરી બહાર કાઢી શકાય, પણ તો તો તે બંડલને કાપવું પડે. કાપે તો તેને કેવી રીતે ખબર પડે કે વૃક્ષો બરાબર છે કે નહીં? ગયાનાથને જે રીતે ગોશાળા સમજાવી દેવાની છે તેમ આ ફૉરેસ્ટ પણ સમજાવી દેવું પડશે.

## 130

## પંખીઓ પાણીમાં પડી જાય છે

છેવટે વાઘારુને એક વિચાર આવે છે.

વિચાર આવે છે તેટલું જ નહીં પણ હાથમાં એક જાડું નાયલોનનું બંડલ છે, તેથી જે કરવાનું છે તે તેણે આ દોરડી વડે જ કરવાનું છે. પેલાં છુટ્ટાં રાખેલાં નાનાં

ડાળખાંની ઉપર થઈ, નીચે થઈ તે નાયલોનની દોરીને બે તરફની જાડી ડાળીઓની સાથે આડા-આડી બાંધે છે. જાડી ડાળીઓ સાથે દોરી વીંટાળી લેવાથી પેલો માંચડો જાણે નાયલોનની જાડી દોરડીની જાળમાં ભરાઈ રહે છે. તેથી પેલી નાની ડાળીઓ બહુ મજબૂત રીતે બાંધેલી ન હોવા છતાં પણ પેલા માંચડા પરથી વાઘારુના પડી જવાનો ભય હવે રહેતો નથી — દોરડીની જાળીમાં હવે ભરાઈ રહેશે.

નાયલોનની દોરીનાં બંડલને ફરીથી ગળામાં ઝુલાવી વાઘારુ ડાળ પર પગ દઈ તેના માંચડા પર ચઢી જઈ ઊભો રહે છે. ઊભો ઊભો ચારે તરફ, આગળપાછળ, ડાબે-જમણે, ઉપર-નીચે જુએ છે. ઊભા ઊભા અને જોતાં તેને એટલું સારું લાગે છે કે તે એક વાર પેલા માંચડા પર બેસી પડે છે, પછી તેની ઉપર અર્ધો સૂઈ જાય છે, પછી પાછો ઊભો થઈ જાય છે.

ઊભા રહેવું, બેસવું અને સૂઈ જવું — એ બધે વખતે વાઘારુને સાવધાન તો રહેવું પડે છે જેથી ડાળો ખસી ના જાય, પણ તેથી તેનો આનંદ જરાયે ઓછો થતો નથી. આટલી વારે તે જાણે આ પૂર, આ વરસાદ, આ હવા અને આ વૃક્ષો પર પોતાનું નિયંત્રણ મેળવે છે. પેલી નાની નાની ડાળીઓ કાપવાથી તેનો દૃષ્ટિપથ પણ ઘણો બધો ખૂલી ગયો હતો. તે જોઈ શક્યો કે પ્રવાહને ઠેલી તેનાં આ ચાર વૃક્ષોનું ઝુંડ જરાયે ડોલ્યા વિના ધીરે ધીરે કરતું આગળ વધે છે. પ્રવાહ આ વૃક્ષોના ઝુંડને અને તેને જે તરફ લઈ જાય છે તે તરફ જ જવાનું તો છે પણ આ માંચડા પર બેસી ચારે તરફ જોવા મળતાં વાઘારુના મનમાં એવો ભાવ જાગે છે કે તે વૃક્ષોને અને પ્રવાહને પણ ઘણું બધું પોતાની ખુશી પ્રમાણે ચલાવી શકે છે.

પોતાના મનમાં આવું થવાના સમર્થન માટે વાઘારુને એક લાકડીની જરૂર છે — સારી એવી લાંબી અને સીધી લાકડી — જે લાકડી વડે અહીંથી પાણીને અડી શકાય, અને જે લાકડી આકાશમાં પણ ઊંચે જઈ શકે. આકાશમાં ઊંચે લઈ જવાની કોઈ જરૂર વાઘારુ વિચારતો નથી, પણ જો એક લાકડી હોય તો તો તે આકાશમાં ઊંચે લઈ જવાય, નહીં તો તે લાકડી શેની? આ અભાવ વાઘારુ રાખવા માગતો નથી.

તે પેલી કુહાડીને ફરીથી પીઠ પરથી છોડી લે છે, જમણા હાથમાં ઝુલાવે છે, પ્રવાહની દિશામાં મોં કરી માંચડા પર ઊભો રહી, પોતાની ચારે બાજુનાં ડાળાં-પાંદડાંથી જોયેલી ખાલી જગ્યાઓમાં ઊભો રહે છે અને આ તરફ પેલી તરફ ડોક ફેરવી લાકડી બનાવવા જેવી એક ડાળ શોધે છે. જે ખેરના ઝાડ પર તેણે રાત ગાળી છે તે હવે કેટલું દૂરનું લાગે છે — તેનાં ડાળાં-પાંદડાંઓ મનમાં ઘનિષ્ઠ લાગે છે. સિસમનું ઝાડ પણ પાસે જ છે; તેનાં પાંદડાં એકબીજાંને અડીઅડીને લાગેલાં છે — પવનના ધક્કે બધાં એક તરફ ડોલી જાય છે. વાઘારુ એ તરફ જોઈને વિચારે છે — સિસમના ઝાડનાં ડાળાં-પાંદડાંની વચ્ચે તે તેને પસંદ પડે એવી એક લાંબી સીધી

ડાળ મેળવી શકે. આ વખતે તે પ્રવાહની ઊલટી દિશામાં જુએ છે અને જે ઝાડને તે પહેલાં ઓળખી શક્યો નહોતો તે જ ઝાડને જોવા માટે. પણ કુહાડી હાથમાં ફેરવવા માટે જરૂરી ભંગિમાં તેને એ ઝાડ સુધી પહોંચવું ઘણી મુશ્કેલ બાબત લાગે છે.

તે માંચડા પરથી પાસેના સિસમના ઝાડ પર જવા માટે પગ ઉપાડી જુએ છે તો તળિયે એક ડાળ ઊલટી થઈને પડી છે, કાપેલી બાજુ ઉપર તરફ છે. આગળનો ભાગ ક્યાં જઈને પડ્યો છે તે દેખાતું નથી. તે કુહાડી પાછળ ખોસી પેલી ડાળીને ખેંચીને ઊંચી કરે છે. અને ખૂબ અંદરથી ઊઠી આવે છે એક લાંબી વાંકીચૂકી ડાળ. વાઘારુ ડાળ હાથમાં લઈ પરીક્ષા કરે છે — આગળની બાજુ વધારે સીધી છે પણ તેનાથી તેનું કામ ચાલશે. તે માંચડા પર પાછો આવીને બેસે છે. પીઠમાંથી કુહાડી કાઢી સાફ કરે છે. બધાં પાંદડાં ખંખેરી નાંખ્યાં પછી ડાળ એક સરસ ચાબુક જેવી દેખાય છે. વાઘારુ લાકડીને આગળ ધરી જુએ છે. ગાયનું ચામડું ઉતારી દઈએ તો અંદરનો રંગ બહાર આવે. કાચા સિસમના લાકડાની અંદરનો રંગ સરસવના તેલની માફક ઝક્ ઝક્ કરે છે. કુહાડીનું હૅન્ડલ જમણી બગલમાં દબાવી રાખી તે મૂળ તરફથી થોડું થોડું છોલવાનું શરૂ કરે છે. એટલી વારમાં, પેલા વાવાઝોડાને કારણે ફૉરેસ્ટની કાચી તાજી ગંધ વાઘારુના નાકમાં આવે છે — ડાળીની છાલની અંદરથી ઊઠી આવે છે. એ ગંધમાં વાઘારુ પોતાની અણજાણમાંય એક મંગળમય થતાં અનુભવે છે. ઝાડ પર આ રીતે એક માંચડો બનાવ્યો છે, તેના હાથ પર ડાળનો રસ લાગે છે, નાકમાં ફૉરેસ્ટની ગંધ — વાઘારુ જાણે પૂરમાં તણાયે જતો નથી; જાણે ફૉરેસ્ટની અંદર જ ચાલી રહ્યો છે, અથવા ચાના બગીચાની અંદરથી ચાલી રહ્યો છે.

એક હૅન્ડલ જેવું તૈયાર થઈ ગયા પછી વાઘારુ છાલ ઉતારવાનું બંધ કરે છે. કુહાડી પાસે રાખી હાથ ઊંચો કરી ફરીથી હાથ વડે પકડી લે છે — જો પાણીમાં પડી જાય તો! તે તેને પીઠમાં ખોસી દે છે. પછી ઊભો થાય છે, બે પગ પહોળા કરી વાઘારુ બે હાથે લાકડી માથા પર વરસાદ અને પવનમાં ફેરવે છે. ફેરવતાં ફેરવતાં તેને બહુ મજા આવે છે — જાણે તેની લાકડીથી વરસાદ અને હવાનો પેલો વેગ તોડી નાંખવામાં આવે છે. એ મોજમાં જ વાઘારુ લાકડીને નમાવે છે, જાણે વધારે વાસ્તવિક પ્રતિરોધ સાથે લડી આનંદ મેળવે છે, અને વૃક્ષનાં ડાળાં-પાંદડાં પર મારતો રહે છે - હે - એ - એ - એ... એવો અવાજ કરતો રહે છે.

એકાએક લાકડીના ઘાથી ડાળીઓમાંથી, અને વધુ નીચેની ડાળીઓ પરથી પણ પંખીઓની એક ટોળી પોતાને બચાવી લેવાની ઉતાવળમાં સ ર્ ર્ સ ર્ ર્ કરતી આકાશમાં ઊડી જાય છે. તે પંખીઓને નીચે પાણીની પાસેથી ઉપર ઊંચે લાવવા ઇચ્છતો હતો તે વાઘારુને યાદ આવે છે. તેને એ વખતે સંબોધન કરવાની તક મળે છે, 'ઊડી આય ને રે, પાણી પાસેથી ઊડી આય,' કહી તે લાંબી લાકડીને વધારે

નીચે ડાબે-જમણે ચલાવે છે.

એમ લાકડી ચલાવે છે એટલે માથું ઊંચું કરીને જોતો નથી. તળિયેથી જ પંખીઓ બૂમ પાડતાં પાડતાં ઉપર આવે છે, પછી ડાળીઓ છોડી દઈ આકાશમાં ઊડી જાય છે.

વાઘારુ જુએ છે કે તેની લાકડીના ભયથી પંખીઓ અવાજ કરતાં કરતાં ડાળીઓ છોડી બહુ વધારે ઊંચે ઊડી જાય છે; તેઓ એટલે ઊંચે જાય છે કે જ્યાંથી ફરી પાછા ઊતરી શકતાં નથી; તોફાની પવનના ધક્કામાં તેમને પ્રવાહની વિરુદ્ધમાં ચાલી જવું પડે છે, અને ચાર વૃક્ષોનું ઝુંડ લઈ વાઘારુ તો તેમને તળિયેથી પ્રવાહના વેગમાં સરકાવે છે. એ પવનમાં પંખીઓની નીચે પાણી સિવાય બીજો કોઈ આશ્રય નથી. આ પંખીઓ હવાની વિરુદ્ધ દિશામાં ઊડતાં આ વૃક્ષોની પાસે તો આવી શકતાં જ નથી; પવન એટલો જોરથી વહી રહ્યો છે કે સારી રીતે પાંખો પ્રસરાવી શકતાં જ નથી. નદી પર પવનમાં પંખીઓનું ટોળું જાણે સુક્કાં પાંદડાંઓની માફક ઊલટ-પલટ થયાં કરે છે. વાઘારુ વધારે આગળ ખસતો જતાં જતાં પણ જોઈ શકે છે કે એકબે પંખી આકાશમાંથી નદીમાં પડી પણ ગયાં — પેલાં સુક્કાં પાંદડાંની જેમ જ.

વાઘારુ વિહ્વળ બની ફરી સામે જેટલે દૂર સુધી નજર જાય તેટલે દૂર ડહોળાં પાણી તરફ જોતો રહીને જ માંચડા પર પાછો મોં ફેરવે છે અને પવનમાં પંખીઓની નીચે પડી જવાની દિશામાં તાકી રહે છે. પણ ત્યારે તો તે ઘણો દૂર નીકળી ગયો છે.

## 131

## વાઘારુનો વિષાદ

સવાર બરાબર ઊઘડતાં વાઘારુ માંચડા પર બેસી તેના જમણા હાથનો, એટલે કે તિસ્તાનો પશ્ચિમ તરફનો કાંઠો જોઈ શકે છે. વાઘારુ દુ:ખી થઈ તેના માંચડે બેઠો હતો — બે ઘૂંટણ બે હાથમાં ભરાવી અને તેની લાકડીને પાસે લાંબી નાંખીને. ગળામાં નાયલોનની દોરી અને પાછળ કુહાડી પણ હતી, છતાં વાઘારુની બેસવાની રીતથી લાગતું હતું કે એ બધું તે હવે ક્યારેય કરશે નહીં. સમજ્યા વિના, વિચાર્યા વિના આટલાં બધાં પંખીઓને ઝાડ પરથી તોફાની પવનમાં ઉડાડી દેવામાં જાણે તે મરી ગયો, તે પછી વાઘારુ કશું હલનચલન કરતો નથી. પહેલાં તો તેના મનમાં થયું હતું કે તેણે ઝાડ પરનાં બધાં જ પંખીઓને ઉડાડી દીધાં છે. પંખીઓ એ પવનમાં વહી જઈ પણ શક્યાં નહીં, કે વૃક્ષો પર પાછાં પણ આવી શક્યાં નહીં. પણ પછી જરૂર વાઘારુને થોડી સાન્ત્વના મળે છે કે આ શાલવૃક્ષ પર અને બીજાં ત્રણ વૃક્ષો

પર બીજાં પંખીઓ રહી ગયાં છે. એક ટોળી જ આમ અચાનક ઊડી ગઈ હતી. પણ હવે વાઘારુનો પંખીઓ સાથે કોઈ સંગ નથી. પંખીઓ ડાળાં-પાંદડાંમાં થઈ થઈને ઊડાઊડ કરતાં કરતાં જો પાણીમાં પડીને તણાઈ જાય, તો જાય. તેમને બચાવી લેવાનો પ્રયત્ન હવે વાઘારુ કરતો નથી. એટલે સુધી કે તેને જો આ ઝાડ પરથી પેલા ઝાડ પર આવન-જાવન કરવાની હોય, તોપણ તે પંખીઓ તરફ ફરીને જોશે નહીં. એ નહીં જોતાં પણ પંખીઓ તો એમની રીત પ્રમાણે ઊડશે, રહેશે, તણાશે તો તણાશે, મરશે તો મરશે. વાઘારુ તેથી તેના માંચડા પર પ્રવાહ તરફ મોં કરી બે હાથમાં બે ઢીંચણ ભરાવી જુએ છે કે તેની જમણી તરફ તિસ્તાના પશ્ચિમ કાંઠાનું ફૉરેસ્ટ દેખાય છે અને વચ્ચે વચ્ચે બંધ, વચ્ચે વચ્ચે ઘર-બાર-જમીન.

વાઘારુ કશુંય ઓળખી શકતો નથી. પણ તે સમજે છે કે જે પ્રવાહ વૃક્ષો સાથે તેને તાણીને લઈ જાય છે તે પ્રવાહ પશ્ચિમ કાંઠા તરફ જ વહી રહ્યો છે. એ પ્રવાહને પેલે કાંઠે લઈ જઈ રોકી દઈ શકે. વળી એ તરફથી બીજો એક પ્રવાહ તેને પશ્ચિમને કાંઠેથી ખેંચી વહાવીને લઈ જાય. વાઘારુના હાથમાં જો લાંબો સીધો વાંસ હોત તો તો કાંઠાની પાસે જતાં જ તે પેલાં થોડાં પાણીમાં વાંસ ઠેલી કાંઠે ભીડાવી દેવાનો પ્રયત્ન કરી શકત. કાંઠા પર એક જગ્યાએ અટકી જતાં જ તેનું કામ પૂર્ણ થાય. પછીનું કામ તો ગયાનાથ અને આસિન્દિરનું છે — ''મને શોધવાનું અને વૃક્ષોને શોધવાનું; બરાબર જ શોધી લેશે. ગયાનાથને ગંધ આવી જશે કે ક્યાં ઝાડ અને વાઘારુ છે!''

વાઘારુ ડાબી તરફ તિસ્તાના પૂર્વ કાંઠે જુએ છે. કશું દેખાતું નથી. સૂર્ય પેલી દિશામાંથી જ ઊગ્યો છે તે તે ઝાંખા આકાશમાં વાદળાંની ધારના ઉજાસથી સમજી જાય છે. વળી રેલ લાઈનનું એક ડિસ્ટન્ટ સિગ્નલ અને ખૂબ ઝાંખાં થોડાં વૃક્ષો દેખાય છે. પણ એ બધે જ સ્થળોએ તિસ્તાનાં પાણી ફરી વળ્યાં છે, હજુ ફરી રહ્યાં છે. માંચડા પરથી વાઘારુને લાગે છે કે સમગ્ર પૂર તિસ્તાના પૂર્વ કાંઠે ફરી વળ્યાં છે. માંચડા પરથી સામેના પ્રવાહમાં જોતાં ય લાગે છે કે દૂરની પૂર્વ દિશામાં જ જળપ્રવાહ ધસી રહ્યો છે. 'પાણી જાય છે પૂર્વ તરફ અને હું વૃક્ષો લઈ જઉં છું પશ્ચિમ તરફ —' વાઘારુને રહસ્ય જેવું લાગે છે, પણ એ રહસ્યને લીધે બીજી કોઈ ચિંતા કે ઉદ્વેગ નથી. 'મને તો તણાવી દીધો છે, ગયાનાથે તણાવી દીધો છે; મને જ્યાં લઈ જશે ત્યાં જઈશ.'

થોડી વાર પછી વાઘારુ ઊઠીને ઊભો થાય છે, કારણ કે એ વખતે તિસ્તાના પશ્ચિમ કાંઠે ચાના બગીચાની ફેક્ટરીનો સ્તંભ અને બંધ દેખાય છે, અને થોડી વાર પછી વળી એની નજરે સ્પષ્ટપણે પડે છે તિસ્તાની વચ્ચે કેટલાંક વૃક્ષોની ટોચ અને ટિનનાં છાપરાં. એ વૃક્ષો અને છાપરાં ગળાં સુધી પાણીમાં છે — 'ભાઠું હતું, માણસો ચાલી ગયા છે.' વાઘારુનાં વૃક્ષોનું ઝુંડ એ ભાઠા તરફ જ ધસતું જાય છે, વાઘારુને

તેના માંચડા પર ઊભા રહી એ સ્થિતિમાં જ વિચારવાનું છે કે શું પેલા ભાઠાના ઊંચે આવતાં ટિનનાં છાપરાં અને વૃક્ષોની ટોચ પર વૃક્ષોને બાંધવાનો તે પ્રયત્ન કરે?

વાઘારુ જેવો આ વિચાર કરે છે તેવો જ જલસ્રોત જાણે વધુ તીવ્ર બની પેલા ભાઠા તરફ ધસી જાય છે; આ વૃક્ષો સાથે તેને ત્યાં અથડાઈ પડવા માટે જ જાણે આ જળરાશિ ધસી રહ્યો છે! જ્યાં સુધી આવો કોઈ નિર્ણય લેવાનો નહોતો ત્યાં સુધી વાઘારુ પાણીના પ્રવાહની ગતિની તીવ્રતા સમજી શક્યો નથી — એક વાર અંધારામાં તણાઈ જવાની ક્ષણ સિવાય — પણ પછી ખાસ તો રાત થયા પછી તો આ પ્રવાહ સાથે વાઘારુનું એક સહાવસ્થાન ચાલી રહ્યું છે. વાઘારુ જલપ્રવાહમાં તણાતો હોવા છતાં આ તેનું તણાયે જવું સ્રોતનિરપેક્ષ છે. તેમ આ પ્રવાહ પણ વાઘારુનિરપેક્ષ ભાવે જ વહી રહ્યો છે. પણ હવે જ્યારે વાઘારુ એક નિર્ણયની સામે આવી ઊભો છે ત્યારે એકાએક સ્પષ્ટ લાગે છે કે વાઘારુ નિર્ણય લે તેને કાર્યમાં મૂકવાનું તો આ પ્રવાહની સાથે લડીને જ થશે. વાઘારુ પ્રતિપક્ષને હિસાબે પાણીના પ્રવાહ તરફ જોતાં જ પ્રવાહનો વેગ અને શક્તિ તેની પાસે સ્પષ્ટ થઈ જાય છે. અને કેટલી બધી વાર પછી વાઘારુ પાણીનો કલ્લોલ સાંભળવા પામે છે. અત્યાર સુધી આ કલ્લોલ ઉપરના પવનની સાથે ભળી જઈ એક અવાજ નીપજતો હતો — એ અવાજને ભેદી વાઘારુ તેનાં વૃક્ષો લઈને જાય છે.

ક્યારેક ક્યારેક વળી, ઊલટું, તે હવાનો અવાજ અલગ કરીને સમજી લે છે. ઝાડની ડાળે ઊભા રહી તેણે હવાની ઝાપટોથી સંભાળવાનું છે. પ્રવાહને તો એ રીતે વિચારવા છતાં સંભાળી શકાયો નથી. તેથી આ પ્રવાહ છે, પ્રવાહને કારણે જ આ વૃક્ષો લઈ તે તણાયે જાય છે, એ બધું હોવા છતાં પણ પ્રવાહ જાણે કેવો અવાંતર થઈ ગયો હતો!

પણ હવે, વાઘારુ જે ક્ષણે સમજી લે છે કે આ પ્રવાહ તેને સામેના પેલા ભાઠામાં લઈ જઈ શકે, અને એ ભાઠાનાં ઝાડ કે ટિનનાં છાપરે તે પોતાને વૃક્ષો સાથે રોકી દઈ શકે, તે ક્ષણે તેના પગને તળિયેથી પાણીની પ્રબળ શક્તિ કલ્લોલિત થઈ ઊઠે છે. વાઘારુ તેના પગ નીચેનાં જલરાશિ તરફ જોતો નથી; ઊલટું તે તો જોતો હતો થોડે દૂર. એ દૂરનું પાણી જોઈને જ તે અંદાજ કાઢવા માગતો હતો કે જો તેને આ પાણીમાં ડૂબકી મારવાની હોય તો તો પ્રવાહની દિશામાં જ વહ્યે જવા છતાં શું તેનું શરીર પેલા પ્રવાહની તીવ્રતાને અનુકૂળ થઈ શકશે? કે પછી, આ પાણીના પ્રવાહના વેગ પાસે કોઈ સમર્થન અથવા વિરોધિતાનું કોઈ અલગ મૂલ્ય નથી? તણાયે જવાના વેગમાં આ પ્રવાહ બધાંયને તળિયે લઈ જશે? એક થઈ શકે : વાઘારુ આ નાયલોનની દોરીનો ગાળિયો બનાવી તૈયાર કરે તો જો પેલાં છાપરાં અને વૃક્ષોની એક બાજુએ થઈ તેમને તણાતાં જવાનું હોય તો એ ગાળિયો ફેંકી દેશે.

જો ગાળિયો બરાબર અટકાઈ જાય, તો સારું. જો ના ભરાય તો નુકસાન નથી. પણ આ વિકલ્પનો વિચાર કરતાં કરતાં વાઘારુને લાગે છે કે એ રીતે ભરાવી શકાય નહીં. તેણે પ્રવાહની સાથે અથડાઈને જવું પડે, જો તે ભાઠા નજીક રોકાવા ઇચ્છતો હોય. પણ એ અથડામણ કેવી રીતની હશે તેનો કોઈ અંદાજ વાઘારુ લગાવી શકતો નથી, છતાં તેના આ સ્થિતિમાં રહેલા શરીરની સામે પેલાં ઝાડ અને ટિનનાં છાપરાં ક્રમશ : નજીક આવતાં જાય છે — જલદીથી, વધારે જલદીથી.

## 132

# કામચલાઉ લંગર

વીસ-બાવીસ કલાકો પહેલાં જે ભાઠામાંથી નિતાઈ, ગજેન, નરેશ વગેરે ગાય-વાછડાં લઈને પૂરના ભયથી બંધ પર જતાં રહ્યાં હતાં, એ જ ભાઠા તરફ વાઘારુ તેનું ફૉરેસ્ટ લઈને તણાતો જતો હતો. અત્યારે આ જળસ્રોતમાં, ત્યાં માત્ર બે-ચાર ઝાડની ટોચ અને ટિનનાં છાપરાંને કારણે વસતીનાં ચિહ્ન જણાય છે.

વાઘારુ એ ભાઠા તરફ તણાતાં જતાં જતાં જોઈ શકે છે કે રાયપુર-રંધામાલિના બંધ પર માણસો અને ગાયોની હાર છે. તેઓ વાઘારુ તરફ જુએ છે કે નહીં, અથવા ત્યાંથી વાઘારુ દેખાય છે કે નહીં — તેની વાઘારુને કશી ખબર પડતી નથી. પણ પૂરમાં જે માણસો બંધ પર સંસાર લઈ તણાઈને ગયાં છે તે બધાં નદી સિવાય બીજી કઈ તરફ જોઈ રહે?

પાણીમાં પેલાં ઝાડની ટોચ અને ટિનનાં છાપરાંઓએ વાઘારુને એક આશ્રયનું ઇંગિત માત્ર આપ્યું હતું, પણ બંધ પર માણસો અને ગાય-વાછરડાંની હાર, ટારપોલિનની ઊડતી છાવણી, અને પ્લાસ્ટિકની ચાદરોનું ઊડવું જોઈને વાઘારુ પોતાથી અણજાણપણે નિર્ણય કરી લે છે કે ભાઠા પર જ તે વૃક્ષો સાથે પોતાને બાંધી દેશે. આ સહજ રીતે જ બને છે. આ પવન અને વરસાદ જે રીતે પ્રાકૃતિક નિયમ પ્રમાણે કેટલાક દિવસો સુધી વહ્યા કરે છે, આ પાણીનો પ્રવાહ જે રીતે પ્રાકૃતિક નિયમ પ્રમાણે રોજે જ આટલો જળરાશિને લઈને વહ્યે જાય છે તેમ વાઘારુ બંધ પર માણસો અને પાણીમાં ટિનનાં છાપરાં જોઈ ત્યાં જ પોતાને રોકી દેવા લગભગ કોઈ કાર્ય-કારણના સંબંધ વિના જ સક્રિય બની જાય છે. કાંઠા પર; બંધ પર માણસો અને ગાયો જોયાં પછી વાઘારુ સમક્ષ પેલો જળ-કલ્લોલ તુચ્છ થઈ જાય છે. જેવી રીતે તે કેટલાક કલાકો પહેલાં ગાજોલડોબાના ફૉરેસ્ટના અંધકારમાં ગયાનાથની વાતથી તણાતાં વૃક્ષોની અંદર અંધારાભર્યા પાણીમાં કૂદી પડ્યો હતો, તેવી રીતે અત્યારે આટલાં માણસો અને ગાયો જોઈને જ તે સમજી લે છે કે તેણે અહીં જ

ઊતરવું પડશે. જળપ્રવાહ ગમે તેટલો તેને તાણીને લઈ જવા ઇચ્છે, પણ તે આ વૃક્ષોની ટોચ પર અથવા ટિનનાં છાપરાં પર પોતાને વૃક્ષો સાથે ભીડી દેશે.

જોકે એ વખતે વાઘારુ એવું વિચારતો નથી કે આ ભાઠામાં કોઈ રીતે પોતાને ભીડી દેતાં પોતે પશ્ચિમ કાંઠાના બંધ પર જઈ શકશે. પણ આટલાં માણસો અને ગાયોની આટલી પાસે વાઘારુ આ સંભાવિત આશરો છોડીને ચાલી જઈ શકે કેવી રીતે? એ પછી તે વધારે સલામત અને વધારે શક્તિશાળી માણસો સાથે જોડાઈ જઈ શકે, પણ એ અનિર્દિષ્ટ આશામાં વાઘારુ આટલી નજીકના માણસોને છોડી દે કેવી રીતે? અહીં તેનાં વૃક્ષો બાંધતાં જ તે બંધ જોઈ શકશે.

વાઘારુ જલદીથી તેના માંચડેથી નીચે ઊતરી પડે છે અને ડાળને વટાવતો વટાવતો વૃક્ષોની પાછળ ચાલી જાય છે; જાણે આ પરિસ્થિતિમાં તેને શું કરવું પડશે તેનો તેને અનુભવ છે. પશુ જેમ માત્ર તેની શારીરિક અનુભવશક્તિથી તેના શરીરને અનાહત રાખતાં જાણી લે છે; તે જ રીતે વાઘારુ વિચાર કરતાં જ જાણે જાણી ગયો છે કે વૃક્ષોની પહેલાં ડૂબકી મારીને નહીં પણ વૃક્ષોની પાછળ, વૃક્ષની ડાળ પકડીને પાણીમાં તણાતાં જ તે પાસે કશુંક મેળવી લે. જો એવું કંઈ ના મળે, અથવા એ કશાક પરથી તેનો હાથ ખસી જાય, તો આ દોરી પકડી પ્રવાહની ખેંચમાં જ ફરી તે પોતાનાં ઝાડ પર તણાઈને પાછો જઈ શકે.

વાઘારુ વૃક્ષોની ડાળ વટાવતો પાછળ તરફ જાય છે તેથી વૃક્ષો ડોલી ઊઠે છે, પંખીઓ ફરીથી બૂમો પાડી ઊડી જાય છે, પણ વાઘારુ હવે ઝાડ ઊંધું થઈ જશે કે કેમ, ડાળ તેનો ભાર વહી શકશે કે નહીં, એવો કોઈ હિસાબ કરતો નથી. એટલે સુધી કે પગ ખસી જઈ પાણીમાં પડી જવાની આશંકા પણ તેને નથી. કારણ કે, તે પાછળના ઝાડ પરથી ઊતરતો જ જાય છે. જ્યારે વાઘારુ કાંઠો છોડી આ ઝાડની ડાળ પકડી તણાવા લાગ્યો હતો ત્યારે ડાળાં-પાંદડાં સાથે તેના શરીરનું જે સાયુજ્ય માપીને તૈયાર કર્યું હતું, અત્યારે તે જ સાયુજ્ય તોડતો તોડતો તે વૃક્ષોની પાછળ તરફ જાય છે.

વાઘારુ તેના માંચડેથી શાલવૃક્ષની નીચેની ડાળ પર ઊતરે છે, ત્યાંથી હાથ લંબાવી સામેની એક ઊંચી ડાળ પકડી લટકીને નીચેની એક ડાળે ઊતર્યા પછી સમજે છે કે પાસે જ સિસમનું ઝાડ છે. એ ડાળ પકડી માથું હલાવી ધીરે ધીરે કરતો જરા આગળ ગયા પછી વાઘારુ ફરી જમણી તરફ એક ડાળે, શાલવૃક્ષની ડાળે, પગ મૂકે છે. શાલવૃક્ષની ડાળીઓ એટલી મજબૂત છે કે વાઘારુના વજનથી પાણીમાં તળિયે જાય, પણ વળી ના જાય. એ ડાળ પકડી ચાલતાં, વધારે નીચે નમી જતાં વાઘારુને સામે નમીને સિસમ ઝાડની ડાળ પર હાથ રાખવાનો છે. શાલની ડાળ ડૂબી જઈ પાણી તેના પગને પલાળી દે છે. વાઘારુ આ વખતે શાલવૃક્ષ છોડી દઈ સિસમના ઝાડની તળિયેની જાડી ડાળ પકડી પાણીમાં ઊતરે છે. ડાળ પાણીને તદ્દન અડેલી

હતી. વાઘારુ લટકી પડે છે અને તળિયે ડૂબતો રહે છે. વાઘારુનું શરીર પ્રવાહના ધક્કાથી ડાળની સમાંતરે તણાય છે. સમાંતર શરીરે તે ડાળ પકડી વધારે નીચે તરફ ઊતરે છે. નીચે જઈ એકદમ તળિયે જે ઝાડ આડું હતું તેની સામે પડે છે. આ ઝાડને તે હજુ સુધી ઓળખી શક્યો નથી. હવે સિસમના વૃક્ષની ડાળ છોડીને એ ઝાડની કોઈ એક ડાળ પકડવા માટે હાથ લંબાવતાં જ તે ઓળખી લે છે — એ ચંપાનું ઝાડ છે. જે ડાળ પર તેનો હાથ પડ્યો હતો તે તદ્દન પાતળી હતી, પકડતાં ના પકડતાંમાં જ વાઘારુ પાણીને તળિયે ડૂબી જાય છે. ડૂબતાં ડૂબતાં ય હાથ લંબાવી બીજી એક ડાળ પકડી માથું ઊંચું કરે છે. તેનું માથું ઘણી પાતળી ડાળીઓની વચ્ચે ભરાઈ જતાં વાઘારુ ફરીથી ડૂબે છે. પાણીને તળિયે પણ તેને અટકાવી - ફસાવી દેવા જેવી સૌથી ઊંચી ડાળ હતી, પણ વાઘારુ બે હાથે એ બધીને ખસેડીને અને તોડી નાંખીને ચંપાના ઝાડની પાર જઈ વળગી પડે છે. આ ઝાડના ટોચની દિશા તરફ સરી જાય છે, પછી ઝાડ પર ચઢી જાય છે. તેના માંચડેથી વાઘારુ આ પૂરભર્યા પ્રવાહની અંદર થઈ એવી રીતે આ ચંપાના ઝાડનાં મૂળિયાં સુધી ચાલી આવે છે કે જાણે આવવાનો માર્ગ રોજનો જાણીતો હોય!

વાઘારુ જુએ છે કે એક વાંસ પાર થઈ ગયો. એ સાથે જ સમજી જાય છે કે તે ભાઠામાં પેસી ગયો છે. માત્ર થોડા જ કલાકો પહેલાં અહીં માણસોની વસતી હતી. પાણીને તળિયે ક્યાં શું છે તે કહી શકાતું નથી. વાઘારુ પાણીમાં ઊતરવા જતાં ઊતરતો નથી, પણ નાયલોનની દોરીનું બંડલ ઘણું છોડી નાંખી પ્રવાહની વિરુદ્ધ દિશામાં જવા દે છે, કે જેથી કોઈ મજબૂત ઝાડની ડાળ મળતાં જ લટકી પડશે. વાઘારુ જુએ છે કે થોડે દૂર બે-એક ટિનનાં છાપરાં પાણીથી ઊંચે રહ્યાં છે, પણ એ બધાં છાપરાં પર પહોંચી શકાશે નહીં. એકાએક વૃક્ષો ભરાઈ પડે છે. વૃક્ષોની નીચેનાં પાણી ઉપર ઊભરાય છે. ક્યાં અટકી ગયાં? વાઘારુ રાહ જુએ છે; પણ જો તે આમતેમ હલનચલન કરશે તો અવરોધ ખસી પણ જાય. વાઘારુ કોઈક રીતે એક સીધી ડાળ પકડી ઊભો થઈને જુએ છે કે બે-ત્રણ સોપારીનાં ઝાડમાં એનાં વૃક્ષો ભરાઈ ગયાં છે. પણ પ્રવાહના વેગમાં ચંપાનું ઝાડ ફરી જઈ આગળ ચાલી જાય છે. વાઘારુ અનુકૂળ ભંગિમાં ઊભો રહે છે. ચંપાનું ઝાડ જરા વધારે ઘૂમતાં તે જુએ છે કે સોપારીનાં વૃક્ષોની પશ્ચિમ તરફ એક ટિનનું છાપરું છે. વાઘારુ બેસી પડી પાણીમાં તેના બે પગ ઉતારી દે છે. જેવો સોપારીવૃક્ષોની પાસે આવશે કે તે પાણીમાં તણાઈ - તરી પેલા ટિનના છાપરા પર, સોપારીના ઝાડને દોરીના વળ મારી, ચઢી જશે. પણ ચંપાનું ઝાડ વધારે ફરી જતું નથી, ઊભું રહી જાય છે. વાઘારુ ખૂણે ખૂણેનાં પાણીમાં ડૂબકી મારી એક જ ક્ષણમાં સોપારીના ઝાડની ટોચને વળગીને, પકડીને લટકતો રહે છે.

નિતાઈ લોકોના ભાઠામાં વાઘારુ તેનાં વૃક્ષો લઈને રહેવાની જગ્યા મેળવી લે

છે. કોઈ સોપારીના વનમાં વૃક્ષો અટકી જતાં પાણી પર ઊંચે રહેલાં સોપારી ઝાડની ટોચ પર વાઘારુ ચઢી જાય છે અને પછી એક સોપારીના ઝાડથી બીજા ઝાડ પર એમ કરી આ ટિનના છાપરે આવી જાય છે. વાઘારુ માટે પસંદગી કરવી મુશ્કેલ છે — વૃક્ષોની અંદર બનાવેલા માંચડા પર બેસી રહેવું, સોપારીના ઝાડની ઊંચી ડાળે ચઢવું, અને આ ટિનના છાપરા પર પગ લંબાવવા — આ બધામાં શું વધારે લાભદાયક છે! પણ અહીં તો હવે તેની પસંદગીની વાત હતી જ નહીં. જાણે અહીં અટકી જવા માટે જ ગયાનાથે તેને તણાતો મૂક્યો હતો — વૃક્ષો એ જ રીતે અહીં અટકી જાય છે. વળી એટલી પસંદગીય શી છે? ટિનના છાપરે બેસી રહેતાં ખરાબ લાગે તો સોપારીના ઝાડની ટોચે જતો રહેશે. ત્યાં ઝૂલતાં રહેવાનું નહીં ગમે તો ફરી કૂદકો ભરી વૃક્ષોના માંચડા પર પાછો જશે. નાયલોનની પેલી દોરી વડે વૃક્ષોને એવા આંટા મારતો મારતો તે આવ્યો છે કે અહીંથી તે બધાં હવે તણાઈ જઈ શકશે નહીં.

વાઘારુ ટિનના છાપરે પગ લંબાવીને રાયપુર-રંધામાલિના બંધ તરફ જોતો બેઠો હતો. એ જ હવા, એ જ વૃષ્ટિ, એ જ પૂર છતાં આ છાપરેથી પેલો બંધ કેટલો રંગીન દેખાય છે! એટલે સુધી કે માણસોનું હરવુંફરવું સુધ્ધાં સ્પષ્ટ દેખાય છે. વાઘારુ ગાયોના રંગ પણ ઝાંખા ઝાંખા ઓળખી શકે છે. એક કે બે ભેંસ પણ છે. સ્ત્રીઓ પણ ઓળખાઈ જાય છે. માત્ર તેમનાં કોઈનાં મોં બરાબર ઓળખાતાં નથી. આ ટિનના છાપરા પર બેઠા બેઠા માત્ર પાણી સિવાય ઉપરના બંધનું આ બધું દૃશ્ય ખૂબ આરામપ્રદ છે.

વાઘારુ માટે કોઈ પણ દૃશ્ય જોઈ કલાન્ત થવાનો સંભવ નથી, કારણ કે તે બધો વખત દૃશ્યનો જ એક ભાગ છે. આ આટલું પૂર અને આટલું પાણી જોઈને તે કલાન્ત નથી થયો. પણ, નહીં થવા છતાંય તે દૃશ્યાંતર તો સમજે છે. અત્યારે ટિનના છાપરેથી પેલો બંધ એક દૃશ્યાંતરનું જ કામ કરે છે. અને વળી એક કામ પણ પૂર્ણ થયું. ગયાનાથે તેને વૃક્ષો સાથે તણાવી દીધો હતો તે તો ક્યાંક આ રીતે અટકી જવા માટે જ હતું; અટકી જવા માટે જ! હવે આસિન્દિર જમાઈના ફટફટિયાની પાછળ બેસી ગયાનાથ તેને જ્યારે શોધશે, ત્યારે શોધશે. વાઘારુને હવે કશું કરવાનું નથી.

હજુય પાણી તો વધી જ રહ્યું છે, પવન ફૂંકાઈ જ રહ્યો છે. ચારે તરફ ક્યાંય કોઈ ચિહ્ન દેખાતું નથી કે જેથી પૂર ક્યારે ઊતરશે તેનું અનુમાન કરી શકાય. પણ હવે અનુમાન ન કરી શકવા છતાં ય પૂર તો એક દિવસ ઊતરશે જ. ત્યારે વાઘારુ પાણીની સાથે સાથે તેનાં વૃક્ષો લઈને નીચે રહેશે — આ પાણીને તળિયે કોઈકના ઘર-વાડી-આંગણામાં — કોણ જાણે છે? પાણી ઊતરતાં વાઘારુએ અહીં જ રાહ જોવાની છે, કે ગયાનાથ ક્યારે તેને શોધી કાઢે છે.

ત્યાં સુધીમાં ચારે તરફનું દૃશ્ય બદલાઈ જશે. અત્યારે તો લાગે છે કે ચારે

હતી. વાઘારુ લટકી પડે છે અને તળિયે ડૂબતો રહે છે. વાઘારુનું શરીર પ્રવાહના ધક્કાથી ડાળની સમાંતરે તણાય છે. સમાંતર શરીરે તે ડાળ પકડી વધારે નીચે તરફ ઊતરે છે. નીચે જઈ એકદમ તળિયે જે ઝાડ આડું હતું તેની સામે પડે છે. આ ઝાડને તે હજુ સુધી ઓળખી શક્યો નથી. હવે સિસમના વૃક્ષની ડાળ છોડીને એ ઝાડની કોઈ એક ડાળ પકડવા માટે હાથ લંબાવતાં જ તે ઓળખી લે છે — એ ચંપાનું ઝાડ છે. જે ડાળ પર તેનો હાથ પડ્યો હતો તે તદ્દન પાતળી હતી, પકડતાં ના પકડતાંમાં જ વાઘારુ પાણીને તળિયે ડૂબી જાય છે. ડૂબતાં ડૂબતાં ય હાથ લંબાવી બીજી એક ડાળ પકડી માથું ઊંચું કરે છે. તેનું માથું ઘણી પાતળી ડાળીઓની વચ્ચે ભરાઈ જતાં વાઘારુ ફરીથી ડૂબે છે. પાણીને તળિયે પણ તેને અટકાવી - ફસાવી દેવા જેવી સૌથી ઊંચી ડાળ હતી, પણ વાઘારુ બે હાથે એ બધીને ખસેડીને અને તોડી નાંખીને ચંપાના ઝાડની પાર જઈ વળગી પડે છે. આ ઝાડના ટોચની દિશા તરફ સરી જાય છે, પછી ઝાડ પર ચઢી જાય છે. તેના માંચડેથી વાઘારુ આ પૂરભર્યા પ્રવાહની અંદર થઈ એવી રીતે આ ચંપાના ઝાડનાં મૂળિયાં સુધી ચાલી આવે છે કે જાણે આવવાનો માર્ગ રોજનો જાણીતો હોય!

વાઘારુ જુએ છે કે એક વાંસ પાર થઈ ગયો. એ સાથે જ સમજી જાય છે કે તે ભાઠામાં પેસી ગયો છે. માત્ર થોડા જ કલાકો પહેલાં અહીં માણસોની વસતી હતી. પાણીને તળિયે ક્યાં શું છે તે કહી શકાતું નથી. વાઘારુ પાણીમાં ઊતરવા જતાં ઊતરતો નથી, પણ નાયલોનની દોરીનું બંડલ ઘણું છોડી નાંખી પ્રવાહની વિરુદ્ધ દિશામાં જવા દે છે, કે જેથી કોઈ મજબૂત ઝાડની ડાળ મળતાં જ લટકી પડશે. વાઘારુ જુએ છે કે થોડે દૂર બે-એક ટિનનાં છાપરાં પાણીથી ઊંચે રહ્યાં છે, પણ એ બધાં છાપરાં પર પહોંચી શકાશે નહીં. એકાએક વૃક્ષો ભરાઈ પડે છે. વૃક્ષોની નીચેનાં પાણી ઉપર ઊભરાય છે. ક્યાં અટકી ગયાં? વાઘારુ રાહ જુએ છે; પણ જો તે આમતેમ હલનચલન કરશે તો અવરોધ ખસી પણ જાય. વાઘારુ કોઈક રીતે એક-સીધી ડાળ પકડી ઊભો થઈને જુએ છે કે બે-ત્રણ સોપારીનાં ઝાડમાં એનાં વૃક્ષો ભરાઈ ગયાં છે. પણ પ્રવાહના વેગમાં ચંપાનું ઝાડ ફરી જઈ આગળ ચાલી જાય છે. વાઘારુ અનુકૂળ ભંગિમાં ઊભો રહે છે. ચંપાનું ઝાડ જરા વધારે ઘૂમતાં તે જુએ છે કે સોપારીનાં વૃક્ષોની પશ્ચિમ તરફ એક ટિનનું છાપરું છે. વાઘારુ બેસી પડી પાણીમાં તેના બે પગ ઉતારી દે છે. જેવો સોપારીવૃક્ષોની પાસે આવશે કે તે પાણીમાં તણાઈ - તરી પેલા ટિનના છાપરા પર, સોપારીના ઝાડને દોરીના વળ મારી, ચઢી જશે. પણ ચંપાનું ઝાડ વધારે ફરી જતું નથી, ઊભું રહી જાય છે. વાઘારુ ખૂણે ખૂણેનાં પાણીમાં ડૂબકી મારી એક જ ક્ષણમાં સોપારીના ઝાડની ટોચને વળગીને, પકડીને લટકતો રહે છે.

નિતાઈ લોકોના ભાઠામાં વાઘારુ તેનાં વૃક્ષો લઈને રહેવાની જગ્યા મેળવી લે

બેસી, ડહોળા જળપ્રવાહ પરથી પેલા કાંઠાના માણસો, ગાય ભેંસ તરફ જોતાં વાઘારુ જાણે એમ વિચારવા ઇચ્છે છે કે આ પાણી જ રહો; બધાં છીંડાં-સીમાડા-ઘરબહાર-છાપરાં - ફૉરેસ્ટ-ગાયવાછડાં વગેરેને ડૂબાડતું આ પાણી જ રહો; જે પાણી દ્વારા વાઘારુ તણાઈ આવ્યો એ જ રીતે એ પાણી દ્વારા વાઘારુ હજુ વધારે તણાતો રહે; એટલો તણાતો રહે કે ગયાનાથ અને આસિન્દિર ફરી તેને શોધી કાઢવાનો સુયોગ પામે નહીં.

વાઘારુ બરાબર આ રીતે જ વિચારી શકે છે તેમ નથી. બરાબર આ રીતે આટલું વિચારવાની તેની ટેવ પણ નથી. તે તો કેવળ શરીરથી જ વિચારી શકે છે. ખરેખર તો એ શરીરમાં જ વાઘારુ આમ પાણી વચ્ચે બેસી રહેતાં ક્લાન્તિ અનુભવતો નથી, એકાકીપણું પણ અનુભવતો નથી; ઊલટું તેના શરીરની અંદર ક્યાંક જાણે ભવિષ્ય માટેની કુંઠા આગળ આવતાં જ વિચાર આવે છે કે ફરીથી તેને કોઈ એક દિવસ આ છાપરા પરથી જમીન પર ઊતરવું પડશે. તેના શરીરની અંદર જ વાઘારુ આ માટી ઢાંકતાં ઘર-છાપરાંને ઢાંકતાં, જમીન-જાયદાદ-સોપારીના બગીચા-ઝાડ ઝાંખરને ઢાંકતાં, પૂરનાં પાણી સાથે આત્મીયતાનો અનુભવ કરે છે, અને પેલા આત્મીયતા બોધમાંથી જ પાણીના તળિયેની જમીનથી એક પ્રકારનો વિચ્છિન્નતાનો ભાવ પણ તેના શરીરમાં આવી જાય છે.

પાણીમાં તણાયે જવાનું અટકી જતાં અને અહીં આવી પોતાને બાંધી દેતાં જ વાઘારુનું શરીર અનુભવે છે : તેને ભૂખ લાગી છે. વાઘારુને તો આમ ભૂખ લાગવાની ટેવ નથી. ગયાનાથના ઘેર જ્યારે તેને ખાવા આપે છે ત્યારે તેની ભૂખનો એક અંશ ભાંગે છે, પણ અહીં તો વાઘારુને કોઈ ભાત આપવાનું નથી. વાઘારુ આ બધાં વૃક્ષોની ટોચ તરફ જુએ છે : ત્યાંથી કશું ખાવાનું મળશે કે કેમ તે શોધી કાઢવા. એક સોપારીના ઝાડ પર પાકી સોપારી છે; બીજાં વૃક્ષો પર કાચી સોપારીના ગુચ્છા છે. પણ વાઘારુની ભૂખ શું આટલી સોપારીથી ભાંગશે?

## 133

## પાણીનાં દિક્દિગન્ત

રવિવારની સવાર થતાં ના થતાંમાં રંધામાલિ-રાયપુર ચાના બગીચાના બંધ પરથી જોવામાં આવે છે કે પૂર્વને કિનારે તિસ્તા એક પછી એક ગામ અને બંદર છોડતી લગભગ મયનાગુડિની પાસે પહોંચી ગઈ છે. એટલે કે દોમોહનિ એ વખતે તિસ્તાની અંદર ડૂબ્યું છે. જલપાઈગુડિ શહેરની કચેરીના બંધ પરથી દેખાય છે કે તિસ્તા પેલા વાર્નેશબંદર છોડીને લેટરલ રોડની ખૂબ પાસે પહોંચી ગઈ છે. ઉપરાંત,

તરફ માત્ર પાણી છે. એની એક સુવિધા છે કે જુદી જુદી વસ્તુઓમાં નજર અટકી જતી નથી. પછી તો કાંઠા ઉપર આવશે; કાંઠા એટલે જમીન અને જમીન એટલે છીંડા, અને છીંડા એટલે માલિક; માલિક એટલે ઘરબાર. ઘરબાર એટલે વસતી. વસતી એટલે ગામડાં, કોઠાર, શહેર. ત્યારે તો ચારે તરફ કેટલી ચીજ-વસ્તુઓ, કેટલું ઊંચું નીચું, કેટલું વાંકુંચૂકું, કેટલું ઊંધુંચત્તું! તે તો રોજ જેમ રહે છે તેમ રહે છે; અત્યારે તો પણ રોજના જેવું નથી. એ રોજનો દિવસ અત્યારે પાણીમાં ઢંકાઈને રહ્યો છે. પાણીનું કોઈ માલિક નથી. તેથી પાણીને કોઈ છીંડું નથી; છીંડું હોય તોપણ વાઘારુનું કંઈ સારું-ખોટું થતું નથી; છીંડું ના હોય તોપણ કશું સારું-ખોટું થતું નથી. પણ અત્યારે આ ટિનના છાપરે બેસી સીમાહીન પાણીને જોવાનું તેને બહુ સારું લાગે છે. કોઈ આ પાણી પર સીમા બાંધી શકશે નહીં એ વિચારતાં એને વધારે સારું લાગે છે. વાઘારુને તેથીય વધારે મજા તો આવે છે આ ભીના ટિનના છાપરાની ટોચે બેસી સામેના પાણીની પેલે પાર પશ્ચિમ કાંઠે બંધ પરના લોકોને જોવાની.

અહીં તો જોકે ટિનનું છાપરું છે; અહીં તો સોપારીનો બગીચો છે; બીજાં થોડાં ટિનનાં છાપરાં છે, બીજાં કેટલાંક વૃક્ષો દેખાય છે. વળી અહીંથી જોતાં જ સમજાય છે કે આ રીતનાં કેટલાંક છાપરાં, કેટલાંક ઝાડ-ઝાંખરાંની ઉપર તિસ્તાનાં પૂર તિસ્તાનાં પૂરની જેમ જ વહી જાય છે. દૂરથી નજર પાછી લાવી ફરીથી ઝાડ-ઝાંખર, બે-ચાર ટિનનાં છાપરાં પર નજર નાંખતાં એને થાય છે કે એ બધાંય તિસ્તાનાં પૂરમાં તણાય છે — જેમ વાઘારુ વૃક્ષો લઈને તણાતો તણાતો આવી પહોંચ્યો છે. વાઘારુ પાણી-અંધકારમાં, ઝાંખા પ્રકાશમાં, પવન-વરસાદમાં પાર થઈને આવ્યો છે, અને આ છાપરાં, આ સોપારીના બગીચામાં જો ના અટકી ગયો હોત તો સામેના પેલા ભરપૂર પ્રવાહમાં તે હમણાં જ તણાઈ ગયો હોત — એ બેની વચ્ચેથી તેનાં વૃક્ષોના ઝુંડને બાંધી રાખી, ટિનના છાપરે બેસી એને સમજાય છે કે અહીં ઘર હતાં, જેમ માણસો રહે તેમ; અહીં સોપારીના બગીચા, ખેતરો, ધાનના કોઠાર, ગોશાળા હતાં, જેમ માણસોનાં ગામડાં, કોઠારો હોય છે તેમ. આ પાણી અને આ પૂરે પેલાં ઘર-બાર, છાપરાં - ગામડાં-કોઠાર વગેરેને માત્ર ઢાંકી દીધાં છે. વાઘારુને તો કોઈ ઘર નથી, છાપરું નથી, એને કોઈ ઝાડ નથી, કોઈ છીંડું નથી. ઘર છે ગયાનાથનાં, છાપરાં છે ગયાનાથનાં, ફૉરેસ્ટનાં વૃક્ષો છે ગયાનાથનાં, ફૉરેસ્ટમાં ગાય-ભેંસની ગોશાળા છે ગયાનાથની. આ જ્યાં તે બેઠો છે ત્યાં પણ પાણીને તળિયે ગયાનાથનાં ઘર, છાપરાં, બાગ-બગીચા, ફૉરેસ્ટ, ધાનના કોઠાર, ગોશાળા, ગાય-ભેંસ છે. પાણી જ્યારે ઊતરી જશે ત્યારે ગયાનાથ તેને શોધી કાઢશે. તેનાં ફૉરેસ્ટનાં ચાર વૃક્ષોનાં હિસાબ સમજી લેશે, ગયાનાથનો વાઘારુ ફરીથી ગયાનાથનો વાઘારુ બની જશે. જ્યારે પાણી ઊતરી જશે, ત્યારે અહીંનાં પાણીને તળિયે જમીન ઊઠશે, ઘર-બહાર-છાપરાં નીકળશે, ફૉરેસ્ટ દેખાશે. અહીં અત્યારે આ ભીના ટિનના છાપરા પર, વરસાદ અને પવનની વચ્ચે

બેસી, ડહોળા જળપ્રવાહ પરથી પેલા કાંઠાના માણસો, ગાય ભેંસ તરફ જોતાં વાઘારુ જાણે એમ વિચારવા ઇચ્છે છે કે આ પાણી જ રહો; બધાં છીંડાં-સીમાડા-ઘરબહાર-છાપરાં - ફૉરેસ્ટ-ગાયવાછડાં વગેરેને ડૂબાડતું આ પાણી જ રહો; જે પાણી દ્વારા વાઘારુ તણાઈ આવ્યો એ જ રીતે એ પાણી દ્વારા વાઘારુ હજુ વધારે તણાતો રહે; એટલો તણાતો રહે કે ગયાનાથ અને આસિન્દિર ફરી તેને શોધી કાઢવાનો સુયોગ પામે નહીં.

વાઘારુ બરાબર આ રીતે જ વિચારી શકે છે તેમ નથી. બરાબર આ રીતે આટલું વિચારવાની તેની ટેવ પણ નથી. તે તો કેવળ શરીરથી જ વિચારી શકે છે. ખરેખર તો એ શરીરમાં જ વાઘારુ આમ પાણી વચ્ચે બેસી રહેતાં કલાન્તિ અનુભવતો નથી, એકાકીપણું પણ અનુભવતો નથી; ઊલટું તેના શરીરની અંદર ક્યાંક જાણે ભવિષ્ય માટેની કુંઠા આગળ આવતાં જ વિચાર આવે છે કે ફરીથી તેને કોઈ એક દિવસ આ છાપરા પરથી જમીન પર ઊતરવું પડશે. તેના શરીરની અંદર જ વાઘારુ આ માટી ઢાંકતાં ઘર-છાપરાંને ઢાંકતાં, જમીન-જાયદાદ-સોપારીના બગીચા-ઝાડ ઝાંખરને ઢાંકતાં, પૂરનાં પાણી સાથે આત્મીયતાનો અનુભવ કરે છે, અને પેલા આત્મીયતા બોધમાંથી જ પાણીના તળિયેની જમીનથી એક પ્રકારનો વિચ્છિન્નતાનો ભાવ પણ તેના શરીરમાં આવી જાય છે.

પાણીમાં તણાયે જવાનું અટકી જતાં અને અહીં આવી પોતાને બાંધી દેતાં જ વાઘારુનું શરીર અનુભવે છે : તેને ભૂખ લાગી છે. વાઘારુને તો આમ ભૂખ લાગવાની ટેવ નથી. ગયાનાથના ઘેર જ્યારે તેને ખાવા આપે છે ત્યારે તેની ભૂખનો એક અંશ ભાંગે છે, પણ અહીં તો વાઘારુને કોઈ ભાત આપવાનું નથી. વાઘારુ આ બધાં વૃક્ષોની ટોચ તરફ જુએ છે : ત્યાંથી કશું ખાવાનું મળશે કે કેમ તે શોધી કાઢવા. એક સોપારીના ઝાડ પર પાકી સોપારી છે; બીજાં વૃક્ષો પર કાચી સોપારીના ગુચ્છા છે. પણ વાઘારુની ભૂખ શું આટલી સોપારીથી ભાંગશે?

## 133

## પાણીનાં દિક્દિગન્ત

રવિવારની સવાર થતાં ના થતાંમાં રંધામાલિ-રાયપુર ચાના બગીચાના બંધ પરથી જોવામાં આવે છે કે પૂર્વને કિનારે તિસ્તા એક પછી એક ગામ અને બંદર છોડતી લગભગ મયનાગુડિની પાસે પહોંચી ગઈ છે. એટલે કે દોમોહનિ એ વખતે તિસ્તાની અંદર ડૂબ્યું છે. જલપાઈગુડિ શહેરની કચેરીના બંધ પરથી દેખાય છે કે તિસ્તા પેલા વાર્નેશબંદર છોડીને લેટરલ રોડની ખૂબ પાસે પહોંચી ગઈ છે. ઉપરાંત,

તિસ્તાના પૂર્વ કિનારાના વાકાલિપદમતી, અથવા બીજા નીચાણના જોડપાકડિથી દેખાય છે કે પુરાણી તિસ્તાના પ્રવાહમાં તિસ્તા પ્રવેશતી જ જાય છે.

પૂર્વના કિનારેથી પશ્ચિમ કિનારાની, અથવા પશ્ચિમ કિનારેથી પૂર્વ કિનારાની તિસ્તા જોવાનું અથવા પૂર માપવાનું મુખ્ય નિરીક્ષણ તિસ્તાની વચ્ચે અને અંદરના ક્યાં ક્યાં ભાઠાં અદશ્ય થઈ ગયાં તેની ગણતરીથી થાય છે. નદીના એક કિનારેથી બીજા કિનારાનું દશ્ય તો આખું વર્ષ જોતાં જોતાં લોકોને પરિચિત થઈ જાય છે. દોમોહનિનું પુરાણું ડિસ્ટન્ટ સિગ્નલ, નિતાઈલોકોનાં ભાઠાંનું કોઈ મોટું ઝાડ, જલપાઈગુડિના કમિશનરના ઘરની પાછળનું અર્જુનવૃક્ષ, વાર્નેશની સામે ભામનિ વનનું ભાઠું, કાશિયાવાડિની પાસે નદીની ત્રિમુખી ધારાઓની વચ્ચે ચક્ચક્ કરતાં રેતીનાં ભાઠાં — આ બધાં જ મોટે ભાગે નદીની સીમા નક્કી કરતાં હોય છે. રવિવારે સવારે સૂર્ય ઊગતાં ના ઊગતાંમાં તો જોવામાં આવ્યું કે એ બધાં સીમાચિહ્નો અદશ્ય થયાં છે; જેટલે દૂર સુધી નજર જાય છે ત્યાં સુધી તિસ્તાનાં ડહોળાં પાણી પથરાઈ ગયાં છે.

રાતના અંધારામાં પાણી છૂટી આવ્યું અને સવારે સૂર્યનાં પ્રકાશમાં તે બધાંની નજરે પડ્યું તેમ તો નથી. અત્યારે શુક્લ પક્ષ ચાલે છે, એટલે રાત્રે એટલો બધો અંધકાર નહોતો. પણ ગુરુવારથી આકાશનાં ગાઢ વાદળાં-પાણી-કિનારાએ ભેગાં મળી સચરાચરને ઢાંકી દીધું છે, અને તોફાની પવન-વરસાદની સાથે વહ્યે જ જાય છે — તેની અંદર થઈ કેટલો પ્રકાશ ગળાઈને આવી શકે? છતાં, આખી રાત રાતના છેલ્લા પ્રહરની જેમ ઝાંખો, પડછાયાભર્યો ભાવ પ્રસરેલો હતો. આવી ઝાંખપમાં જરૂર એમ જ લાગે કે જાણે આકાશની અંદર પણ તિસ્તાનાં પૂર પ્રસરી ગયાં છે. સવાર થતાં પહેલાં પેલો ઝાંખો પ્રકાશ ભૂંસાઈ જાય છે. ચંદ્રના અસ્ત અને સૂર્યના ઉદયની વચ્ચેના થોડા સમયનો અંધકાર ગ્લાનિભર્યો હતો. એ ગ્લાનિ સૂર્યોદય થતાં એકદમ ચાલી જાય છે એમ નથી થતું; પેલા ધૂંધળા આકાશના ક્યા પ્રદેશમાંથી સૂર્ય ઊગ્યો છે તેનું ઈંગિત મેળવવાનો ભાર છે. પણ અંધકાર જતાં ન જતાંમાં ધીરેધીરે સમજાય છે કે આખી રાત દરમ્યાન તિસ્તાનાં પાણી જરા પણ ઊતર્યાં નથી. પછી પ્રકાશ થોડો સ્પષ્ટ થતાં સમજાયું કે પાણી કાંઠા પાર કરીને ઊંચે આવ્યાં છે. પોતાના કાંઠા પર તિસ્તાનાં પાણીની ભરતી જોઈ ત્યારે આશા થાય છે કે પાણી હજુ આ તરફ જ વધારે વળ્યાં છે અને તેથી બીજો કાંઠો હજુ તણાયો નથી. ઝાંખો પ્રકાશ વધારે ઊઘડતાં ના ઊઘડતાંમાં દેખાય છે કે શનિવારની સંધ્યાએ લાંબા સમય સુધી દેખાયેલાં જે બધાં ઝાડ-ઝાડી, અથવા ડિસ્ટન્ટ સિગ્નલ અથવા રેતી અથવા વળાંક એકએક કરીને અદશ્ય થતાં તિસ્તાના પેલા બીજા કાંઠાને ભૂંસી નાંખ્યો છે; તેમાંનું કશું જ સવારના પ્રકાશમાં દેખાતું નથી. જાણે રાતના ઝાંખા પ્રકાશમાં તિસ્તાના બે કાંઠા તિસ્તાના પૂરમાં તણાઈ તણાઈ નવી કોઈ જગ્યાઓએ આવી પહોંચ્યા છે — નદીની

વચ્ચેથી એ બે નવા કાંઠા જોવા પડે. કોઈ પણ હવે નદીને એક કાંઠે ઊભું નથી, બધાંયની સામે - પાછળ નદીના બે કાંઠા છે. પ્રકાશ હજુ વધારે વધતાં પહેલાં દેખાયેલો પેલો વિભ્રમ પણ દૂર થાય છે, અને નજર નાંખીને તિસ્તા કયે કિનારે ક્યાં કેટલે દૂર સુધી પ્રવેશી તેનો તાગ-માપ કાઢી શકાય છે. રાતની ઝાંખપમાં તિસ્તાનાં આ આટલાં આક્રમણમાં જે અવિશ્વસનીયતા હતી, અથવા પોતાની અપ્રસ્તુતિમાં અસહાય આત્મસમર્પણની જે અનિવાર્યતા હતી, તે પ્રકાશ વધારે ઊઘડતાં દૂર થઈ જાય છે. હવે સમજાય છે કે આકાશ ગુરુવારથી જેવું હતું તેવું જ રવિવારની સવારે પણ છે, વરસાદ ગુરુવારથી જેવો હતો તેવો જ રવિવારની સવારે છે. ત્યારે દિવસના પ્રકાશમાં પેલો હિસાબ કષ્ટકર સત્ય બની જાય છે કે પાણી પણ તો તો પેલા ગુરુવારથી જેટલાં વધી રહ્યાં છે તેટલાં જ વધતાં રહેશે. અને એટલાં વધતાં રહેશે તો શું થશે?

આવા હિસાબ, અનુમાન, ગણતરીની એક સ્તર-પરંપરા છે. જો તિસ્તા પેલા ગુરુવારથી આ જ પવન અને વરસાદ સાથે આ જ વેગથી આગળ વધતી ઊભરાતી રહી હોય તો તો છેલ્લા ત્રણ દિવસોની ભરતી અને આ રવિવારની ભરતીનો અર્થ એક નથી. ગુરુવારથી તિસ્તા ભરાતી હતી પહેલાં પોતાનાં માર્ગને ભરતી, પછી આ માર્ગમાં નાનાંનાનાં ભાઠાં - જમીનને તાણતી, પછી બીજાં ભાઠાંઓને તોડતી, ક્યારેક પૂર્વનો તો ક્યારેક પશ્ચિમનો કાંઠો ભાંગતી-તોડતી. શુક્રવાર રાતથી તો શરૂ થઈ ગયું છે પુરાણાં કાયમી ભાઠાંઓને તાણવાનું -ખેંચવાનું. ત્યાં સુધી ય કંઈક હિસાબ હતો— તિસ્તાનાં પાણીનાં તળિયે જમીનના ઢાળનો હિસાબ. એ હિસાબનું કોઈ મોં -માથું નથી. કારણ કે કેટલાં વર્ષોથી કઈ જગ્યાએ પહાડની રેતી, પથરા, માટી જમાવીને તિસ્તાએ તેના તળપ્રદેશને કેટલો ઊંચો કરી દીધો છે તે કોઈ શું જાણે? અથવા પહાડના વોકળાઓમાં જે બધાં ઝરણાંમાં પાણી જમા થતાં તે બધાંને ભાંગી-તોડી તિસ્તામાં વરસાદના પાણી ઉપરાંતનું ય વધારાનું કેટલું પાણી પ્રવેશ્યું છે? કશું મોં-માથું ન હોવા છતાં બધાં અંદાજ લગાવવા ઇચ્છે છે. તે અંદાજનું કાલે શનિવારની સંધ્યા સુધી ય એક અનુમાન હતું. એટલે સુધી કે કાલ રાત્રે પણ હતું. ત્યારે તો કોઈ જોઈ શકતું નહોતું કે તિસ્તાએ કેવી રીતે બધાય અંદાજ-અનુમાનને વળોટી દીધાં છે. પણ આજે રવિવારની સવાર થતાં ના થતાંમાં જ તિસ્તાનો જળપ્રાંત નીચા આકાશને તળિયે દશ્યમાન થતાં જ સમજાઈ ગયું કે તિસ્તા હવે કોઈ અનુમાનની બાબત નથી; કોઈ અંદાજ લગાવી સમજાશે નહીં કે પાણી કેવી રીતે વધશે, કેવી રીતે ધસતું આવશે. નદી હજુય બે કાંઠા પરના બંધથી ઘણી નીચે છે, બોલ્ડરોની જાળથી ઘણી દૂર છે. બોલ્ડરોની જાળની નીચે, કાંઠા પર જ્યારે પણ પાણી આવે છે તેનાથી સમજાઈ જાય છે કે એ પ્રવાહના ધક્કાથી આવેલું પાણી છે. એ જગ્યાઓ હજુ પૂરનાં પાણીથી ભરાઈ નથી. પણ પૂરનાં પાણી પેસવા માટે હવે આ જગ્યાઓ

જ બાકી રહી છે. કાંઠાની એ જગ્યાઓમાંય જો પાણી ભરાઈ જાય તો પછી બાકી રહેશે બોલ્ડરોની જાળ. પેલા જડેલા પથ્થરોની સાથે પ્રવાહની ધક્કા-મુક્કી હવે શરૂ થશે. તેની પહેલાં તો જોકે ક્યાંક કોઈ નીચા કાંઠે પૂરનાં પાણી પેસી બોલ્ડરોનાં પોલાણો દ્વારા બંધનાં પાયા આગળ પહોંચી જાય. આ આટલા પાણીનો પ્રવાહ જો ક્યાંક બંધમાં નાની સરખી તિરાડ પાડે તો તે બંધની પછી રક્ષા કરવી કોઈને માટે શક્ય ખરી? આમ જ બન્યું હતું અડસઠની સાલમાં. એ રવિવારની સવારે તિસ્તા પર અડસઠની સાલની સ્મૃતિ નરી વાસ્તવિકતા બની ઊઠી.

તિસ્તાના આ જળપ્રાંતે કશું જ ઊભું રહ્યું નથી; તિસ્તાએ પોતાનાં દિશા-ચિહ્નો ઉખેડી ફેંકી દીધાં છે; હવે એ બધું તિસ્તાનાં પાણીનો ભાગ છે. ઘરોનાં છાપરાં, વૃક્ષો બધું તણાયે જાય છે. કચ્ચરોની માફક લીલા આભાસથી ધૂસર પાણીમાં ફૉરેસ્ટનાં ઝાડ ઝડપથી તણાતાં જાય છે. ઉપર કોઈ સ્થળે તિસ્તા કોઈ ફૉરેસ્ટમાં પ્રવેશી ગઈ છે. એટલે શું તિસ્તાને કોઈ નવું વહેણ મળી ગયું છે? ત્યાંથી આટલું પાણી વહી જઈ શકશે? તો પછી, આ નીચાણમાં પાણી કાંઠાઓને નહીં તોડે? કે પછી ત્યાં ઉપરથી જ તિસ્તા બધું ઉખેડતી - ઘસડતી આવે છે? કાલ સંધ્યા સુધી તો પાણીમાં ફૉરેસ્ટનાં વૃક્ષો દેખાયાં નહોતાં! રાત્રે ક્યારે શરૂ થયું આ ફૉરેસ્ટ-ઉત્ખનન ઉત્પાટન?

## 134

## કમલેકામિની દર્શનતુલ્ય છાપરે વાઘારુ-દર્શન

આ પરિસ્થિતિમાં રાયપુર - રંધામાલિના બંધની ઉપરથી દેખાઈ ગયું કે નિતાઈ વગેરેના ભાઠાના એક ટિનના છાપરા પર એક માણસ આ તરફ મોં કરી બેઠો છે. એ છાપરું અશ્વિની રાયનું ઘર છે. વાઘારુ તેનાં વૃક્ષોનો સમૂહ લઈને જ્યારે પેલા ભાઠામાં પ્રવેશ્યો હતો ત્યારે તે કોઈની નજરે પડ્યો નહોતો — નજરે પડવાની કોઈ વાત જ નહોતી. સવારથી જ મધ્યભાગની નદીમાં ફૉરેસ્ટનાં વૃક્ષો તણાઈને જઈ રહ્યાં છે. વાઘારુ તેનાં વૃક્ષોની અંદર જે રીતે માંચડા પર બેઠો હતો, વૃક્ષો લઈને જે રીતે ભાઠામાં દાખલ થયો, સોપારીના વૃક્ષ પર જે રીતે વૃક્ષોને બાંધી દીધાં — એ બધું આ રાયપુર - રંધામાલિના બંધની ઉપરથી દેખાઈ જતું. પણ કોઈ એ રીતના ભાવથી એ તરફ જોઈ રહ્યા નહોતા. ઊલટું, તિસ્તા બીજી કેટલી નવી નવી દિશાઓમાં પ્રસરતી જાય છે એ બધાનો વિચાર કરવાની જરૂર હતી. પણ એ માણસ જ્યારે અશ્વિની રાયના છાપરા પર પગ ફેલાવીને બેસી એ તરફ જ તાક્યા કરે છે ત્યારે એ માણસ અને બંધની વચ્ચે કોઈ અવરોધ રહેતો નથી. તેને જોવો જ પડે — આ બંધની ઉપરથી બધાંયને એક સાથે જ જોવો પડે. અને જોવામાત્રથી કોઈ એક જણ

બૂમ પાડી ઊઠે છે, 'માણસ તણાઈ રહ્યો છે, માણસ તણાઈ રહ્યો છે.'

આ વાત ભયાનક હતી. તિસ્તા તેના કાંઠાના ફૉરેસ્ટને ઉપાડી લાવી છે — એ તો સમજાય છે. કેટલીક જગ્યાઓએ તો તિસ્તા અને ફૉરેસ્ટ એકદમ પાસે પાસે છે, શરીરને શરીર અડાડીને છે. ત્યાં ફૉરેસ્ટના બે-ચાર બ્લૉક આ રીતે ફ્લડમાં તણાઈ જ જાય. પણ ઝાડ નથી, માણસ તણાઈને આવ્યો છે, એટલે ઉપર ક્યાંક કાલે રાત્રે બધાની અણજાણપણે તિસ્તા ગામડાંઓની અંદર પ્રવેશી ચૂકી છે, અને વસતીને તાણી લાવી છે. એટલે, ઉપર ક્યાંક '૬૮નો ઘાટ બની ગયો છે. ચોક્કસ ક્યાંક એવું બની ગયું છે, જેનો મનુષ્યોએ આવું બનશે એવો વિચાર કર્યો નહોતો. નહીં તો, માણસ તણાય શેનો? પણ નજર સામે જ આ દેખાઈ જ જાય છે, આપાદમસ્તક એક માણસ તિસ્તાનાં પાણીમાં તણાઈને આવ્યો છે અને અશ્વિની રાયના છાપરા પર બેઠો છે.

બંધ પરના લોકો વાઘારુ પરથી નજર ઉઠાવી તિસ્તા પર ઉત્તર તરફ જુએ છે — બીજો કોઈ માણસ તણાઈને આવે છે કે કેમ તે જોવા માટે. માણસ તણાય તો કંઈ એક જ માણસ તણાય નહીં. પણ જેવી રીતે આ માણસને તણાતો જોયો નથી, એકદમ અશ્વિની રાયના છાપરે જ દેખાઈ ગયો છે, તેવી રીતે બીજા માણસો પણ કદાચ ફક્ત ત્યારે દેખાશે જ્યારે તેઓ આ રીતે કોઈ ઝાડની ટોચ પર અથવા છાપરાની ટોચ પર પહોંચશે.

પણ તેમનામાંના જ નાનેરાઓમાંથી કોઈ બૂમ પાડી ઊઠે છે, 'એ ત્યાં કંઈ તણાઈ આવ્યું છે, એ પેલું કંઈક —'

'ક્યાં? ક્યાં?'

નિતાઈ જોરથી બોલી ઊઠે છે, 'કોઈ દેખાય છે કે? ક્યાં દેખાય છે? બતાવ.'

જગદીશ બારુઈ પોતાના કપાળ પર ડાબો હાથ રાખી બૂમ પાડે છે, 'ક્યાં જોયો રે? ક્યો માણસ? છોકરો છે કે છોકરી?'

જગદીશની વાતથી કોઈ કોઈ હસી પડે છે. કોઈ એક તો બોલે પણ છે, 'અરે તમારી પેલી માનાવાડીની વેશ્યા જ તો તણાઈ આવી છે. એ તો બચી ગઈ.'

જગદીશને ગુસ્સો કરવાનો સમય તો મળતો નથી, પરંતુ તેની છારીવાળી આંખોથીય ખેંચીખેંચીને જોવા તો ઇચ્છે છે. નિતાઈ ફરીથી બૂમ પાડે છે, 'કોણે જોયું રે અલ્યા? બતાવ ને.'

નાનેરાઓમાંથી જ કોઈ એક જણ કહે છે, 'એ ત્યાં, અરે પેણે, એ— જુઓ ને માથું દેખાય. આ બાજુ, અરે આ બાજુ...' ડાબા હાથે તે દિશા બતાવે છે.

બધાય ચૂપચાપ શોધી કાઢવા ઇચ્છે છે. એક જણ બોલે પણ છે, 'છે, છે; માથું ડૂબે છે ને તણાય છે, ડૂબે છે અને તણાય છે.'

નરેશ પાછળથી કહે છે, 'અરે, કશુંય દેખાતું નથી;તમે આવે વખતે ડોબાં

તણાઈ આવે તો તેને ય શું જોઈ શકશો?'

એકાએક નિતાઈ હાથ ઊંચો કરીને કહે છે, 'ઊભો રહે, ઊભો રહે; આ કોણ ડૂબે છે ને તણાય છે, એ? પેલું તણાય છે, પે-લું?' નિતાઈ તેની આંગળી વડે નદીની અંદરની એક જગ્યા બતાવે છે.

એક અનિર્દિષ્ટ અવાજમાં અનિશ્ચિત જવાબ આવે છે, 'તે જ તો, તે જ —' નિતાઈ તેની શંકા વધુ જોરપૂર્વક જણાવે છે, 'એ જ તો?'

આ વખતે કોઈ જવાબ આપતું નથી. થોડી વારે નિતાઈ કહે છે, 'માણસ નહીં, લાકડું, લાકડું.' પણ નિતાઈની વાતમાં કંઈ એટલું જોર હતું નહીં. બોલ્યા પછી પણ તે જોયા કરે છે. અને જે જોયું હતું તે જ્યારે નજરની બહાર ચાલી જાય છે ત્યારે તે બોલી ઊઠે છે, 'લાકડું જ મને તો લાગ્યું! તને શું માણસ હોય એવું લાગ્યું કે?'

નિતાઈએ કોને પૂછ્યું તે તે પોતે જ જાણતો નથી. પણ બધાય ફરીથી નવેસરથી શોધે છે — નદીના અંદરના એ પાણીમાંથી કોઈ માણસ તણાતો જાય છે કે નહીં. નિતાઈ પણ જ્યાં હતો ત્યાં જ ઊભો રહી જાય છે.

નરેશ પાછળ હતો. તે કશું જ જોઈ શક્યો નહીં, કશો સંદેહ પણ પ્રકટ કરી શક્યો નહીં. તે એકાએક પાછળથી નિતાઈને બૂમ મારી બોલાવે છે, 'એ નિતાઈ, અશ્વિનીદાના છાપરે જે બેઠું છે તે તો માણસ છે ને, કે પછી એ પણ લાકડું છે?'

ત્યારે બધાય ફરીથી વાઘારુ તરફ તાકીને જુએ છે. બંધ પરથી બચ્ચાંઓ બૂમો પાડી હાથ હલાવે છે. પણ વાઘારુ તેનો કોઈ જવાબ આપતો નથી. છોકરાંઓ મોટેથી બૂમો પાડે છે. તેનો પણ વાઘારુ કોઈ જવાબ દેતો નથી, અથવા તો હાથ હલાવતો નથી, અમૂલ્ય ધમકાવીને કહે છે, 'બૂમો બંધ કરો; બાજુના માણસની વાત પણ સંભળાય નહીં એવી હવા છે અને પેલાં બુમરાણ મચાવે છે.' પછી અવાજ ધીમો કરી બોલાવે છે, 'નિતાઈદા!'

અમૂલ્યની બૂમ સાંભળી નિતાઈ પહેલાં પાછળ જુએ છે; પછી ત્યાંથી અમૂલ્ય નરેશ પાસે ચાલી આવે છે.

અમૂલ્ય જગદીશને પણ બૂમ પાડે છે, 'કહો !'

'શું કહે છે ?' એમ પૂછી જગદીશ પણ આગળ આવે છે, 'રમણી સરકારને બોલાવ.'

'અરે ચૂપ રહો ને! કશામાં કશું નહીં; એમાં વળી બૂમાબૂમથી શું થયું? તમે આ બાજુ આવો ને! શું કહે છે અમૂલ્ય?'

અમૂલ્ય કહે છે, 'કહે શું નિતાઈદા ડેપ્યુટી કમીશનરને એક ફોન કરી દો રાયપુર બગીચામાંથી.'

'શું કહું?'

'કહે કે અહીં અમે જોયું છે કે તિસ્તામાં એક માણસ તણાઈને આવ્યો છે અને ભાઠાના છાપરા પર બેઠો છે.'

નિતાઈ જરા વિચારમાં પડે છે. નરેશ કહે છે, 'જા, નિતાઈ, ફોન કરી દે. માણસ તો સાચેસાચ તણાઈને આવ્યો છે.'

જગદીશ બારુઈ કપડાની પોટલીમાંથી બે બીડી બહાર કાઢી એક નિતાઈને આપીને કહે છે, 'જા, ફોન કરી જ દે.'

નિતાઈ બીડી પકડી ચૂપચાપ કસ ખેંચે છે. અમૂલ્ય કહે છે, 'શું વિચારો છો, નિતાઈદા.' નરેશ નિતાઈના મોં તરફ જોઈને નિતાઈ શું વિચારે છે તેનો અંદાજ કરવાનો પ્રયત્ન કરે છે.

'ના, શું કહું! — હું વિચારતો હતો કે અત્યારે ભોલાને લઈને સાઈકલ પર જાઉં.' નિતાઈને સાઈકલ ચલાવતાં આવડતી નથી; ભોલા તેને લઈને જશે, 'શહેરમાં રીલિફ માટે જઈશ. એટલા બધા માણસોને ખાવા માટે તો કંઈ જોઈશે ને! અત્યારે જો ડેપુટી કમીશનરને ફોન કરી કહું કે માણસો બધા ઉપરથી તણાતા આવી રહ્યા છે તો ના. પછી રીલિફની વાત સાંભળે જ કોણ? બધા રેસ્કયુના કામમાં લાગી જશે. આપણે શું અત્યારે પૂરમાં તણાઈ આવેલા માણસોને શોધવા લાગીશું કે આપણા સંતાનો માટે ચોખા-દાળ-પૌંઆ વગેરેની વ્યવસ્થા કરવા લાગીશું?' નિતાઈ બીડીનો કસ ખેંચતાં ખેંચતાં કહે છે.

'પણ કોઈ એક માણસ તણાઈને આવ્યો છે, એનું શું?' જગદીશ સ્વગતોક્તિ કરતો હોય એમ બોલે છે.

'એ તો એક માણસ છે; ક્યાંથી તણાઈને આવ્યો છે તે તો કોણ જાણે છે?', નિતાઈ વિચાર કરવા લાગે છે.

## 135

## વાઘારુનું કમલેકામિનીતુલ્ય અંતર્ધાન

છેવટે ચોક્કસ લાગે છે કે સમસ્યા એટલી મુશ્કેલ નથી. બરાબર છે, ભોલાને લઈને નિતાઈએ જેમ વિચાર્યું હતું તેમ તે જલપાઈગુડિ શહેરમાં રીલિફની તપાસ કરવા જશે. અહીંથી તેને પાર્ટીની ઓફિસે જવું પડશે. ત્યાંથી પાર્ટીના કોઈ નેતાને પકડી, જે ઓફિસરને મળવાથી રીલિફની વ્યવસ્થા થતી હશે તેની પાસે જવું પડશે. આજે રવિવાર છે — એટલે, રીલિફની વાત કરતાં જ તો રીલિફ થવાની નથી. ચોખા, દાળ, પૌંઆ, ગોળ વગેરેની વ્યવસ્થા કરવી પડશે; વરસાદની રીતરસમ જોઈ, ફ્લડ જોઈ વેપારીઓ એ બધું જ છુપાવી રાખી પણ શકે. ઉપરાંત સરકાર હાલ

તરત રીલિફની ઘોષણા કરશે કે કેમ એ પણ જોવું પડશે. કૉન્ગ્રેસ સરકાર હોત તો તો સરઘસ લઈ જઈ ઘેરાવો કરત. પણ અત્યારે તો સમજી વિચારીને કામ કરવાનું છે. એક વાર રીલિફ આપવાનું શરૂ કરે તો બધી જ જગ્યાઓએ તે આપવી પડે. શહેરમાં જવાથી ફ્લડના સમાચાર પણ થોડા વધારે જાણી શકાય. એટલે, નિતાઈ શહેરમાં જશે — આજે નહીં થાય, તોપણ કંઈ નહીં તો કાલે તો રીલિફ મળી જશે.

નિતાઈના ભાઠાના જે લોકો આ બંધ પર આવ્યા છે તેઓ તો અગાઉથી સાવધાન બનીને જ આવી ગયા છે. ફ્લડ આવવા પહેલાં જ તેઓ બધું લઈને આવી શક્યા છે — એટલે, પરિસ્થિતિ એવી નથી કે સરકારી ચોખા-દાળ ના મળે તો તેમને ખાધા વિના રહેવું પડે. જેનો જે સંસાર — બંધ ઉપર એ સંસાર જ બહાલ થયો છે. સવારથી બંધનાં પશ્ચિમ છાપરાંઓમાં પવનથી આગને બચાવીને રાંધવા કરવાનું કામ શરૂ થઈ ગયું છે. તેમ છતાં, ફ્લડ આવવાથી તેમને બંધ પર આવવું પડ્યું છે; બંધ પર આવ્યા એટલે રીલિફ તો મળવી જોઈએ. જે કેટલાક દિવસની રીલિફ મળે તે કેટલાક દિવસોનો તો લાભ જ છે.

પણ એ અનિશ્ચિત રીલિફ કરતાં આ નજર સામે અશ્વિની રાયના છાપરા પર બેઠેલો માણસ ઘણો વધારે નજીકનો છે. એ માણસને પહેલી વાર જોયા પછી નદીના પ્રવાહમાં બીજા માણસને શોધવા લાગ્યા હતા. તે બાબતે હવે કોઈ વ્યસ્ત નથી. છતાં, કંઈ નહીં તો એક માણસ તો આખી રાત દરમ્યાન તણાઈને એ છાપરા પર ચઢીને બેઠો છે! એનો અર્થ એ કે ઉપરની બાજુએ ક્યાંક ઘણું મોટું ભાંગવા - તૂટવાનું થયું છે! એ વાત આ માણસના મોઢેથી જાણવાની જરૂર છે. તેથી બે માણસને સાઈકલ દ્વારા રાયપુરના બગીચાના મૅનેજરબાબુ પાસે મોકલવો પડે — મૅનેજરબાબુ જ્યાં જ્યાં ફોન કરવાનો હોય ત્યાં ત્યાં ફોન કરીને જણાવે કે રાયપુર આગળના બંધની ઊલટી દિશાના ભાઠા પર એક માણસ, એક જીવતો માણસ, તણાઈ આવી ટિનના છાપરા પર બેઠો છે — તેને રેસ્ક્યુ કરવાની હમણાં જ જરૂર છે. મૅનેજરબાબુ સારી રીતે સમજશે કે રવિવાર છે એટલે ક્યાં ફોન કરવાથી કયું કામ થશે.

વાઘારુને લઈને જ્યારે બંધ ઉપર આ બધી ચર્ચા-વિચારણા ચાલી રહી છે ત્યારે તે આ બંધની સામે ઘણું મોટું દૃશ્ય બની જાય છે. બંધના લોકોની સમક્ષ અત્યારે તિસ્તાનાં પાણી માપવાનું છોડીને વાઘારુને જોવાનું એક મોટું આકર્ષણ બની ગયું છે — જાણે તિસ્તામાંથી શું પૂર હમણાં આવે છે? તે બાબત તિસ્તાનાં પાણી જોઈ જેટલું સમજાશે તેનાં કરતાં ઘણું વધારે સમજાશે વાઘારુને જોઈને.

બંધ પરથી વાઘારુ જેટલો દેખાતો હતો, તેટલું સારી રીતે નદીનાં અંદર છાપરા પર બેઠેલો વાઘારુ બંધને જોઈ શકતો નહોતો. વાઘારુ પાસે બંધ એ એક બહુ મોટું દૃશ્ય છે —જેમ તિસ્તા એક બહુ મોટું દૃશ્ય છે. ત્યાં કશું વિશેષ તો વાઘારુ જોઈ

શકતો નથી. આટલા બધા માણસોનું હરવુંફરવું, કેટલાક રંગ, વાઘારુ ભલે એ જોઈ શકતો હતો, પણ તેને બદલે બંધ પરના માણસો વાઘારુને પૂરેપૂરો જોઈ શકતા હતા.

એટલે જ્યારે વાઘારુ છાપરા પરથી ઊઠી સોપારીનાં ઝાડ પર ચડે છે, ત્યારે અશ્વિની રાય પોતાના મનમાં બોલતા હોય એમ કહે છે, — 'ગયું, ગયું; મારી સોપારીની વાડી ગઈ!' અશ્વિની રાય રાડ પાડીને બોલ્યા નથી, પણ આ એક જ વાત ફેરવી ફેરવીને તે બધા આગળ કહેતા જાય છે; તે પોતે તો બરાબર જોઈ પણ શકતા નથી. બંધ પરના બીજા બધા ત્યારે એ વિચિત્રતાથી ઉત્તેજિત થઈ ઊઠ્યા છે કે પેલો માણસ પૂરથી ભરપૂર પેલી નદીમાં એક છાપરા પરથી સોપારીના ઝાડ પર ચઢી ગયો છે અને ચઢ્યા પછી પાછો ઊતર્યો નથી. આ ઉત્તેજનામાં કોઈ એક જણ અશ્વિની રાયને ધમકાવે પણ છે, 'તમારી સોપારીની વાડી શું ફ્લડમાં તણાઈ ગઈ છે કે પેલો માણસ?' આ એક જ ધમકીથી અશ્વિની રાય ચૂપ થઈ જાય છે.

પેલો માણસ છાપરા પરથી સોપારીના ઝાડ પર ચઢ્યો જ કેમ અને જો ચઢ્યો તો ફરીથી પાછો છાપરા પર આવતો કેમ નથી? પણ વાઘારુ છાપરા સાથેના સોપારીના ઝાડ પરથી બાજુના સોપારીના ઝાડને પકડી ત્યાંથી તે પોતાના ઝાડના માંચડે ચાલી ગયો છે એ બાબત આ બંધ પરથી દેખાતી ય નથી, સમજાતી ય નથી. રવિવારની ભર બપોરે, તોફાન અને વરસાદનું અંધારું ભલે ને નદી પરના આકાશને ગમે તેટલું આચ્છન્ન કરી દે, પણ બંધ પરના આટલા બધા લોકો તો સ્પષ્ટ જોઈ શક્યા કે અશ્વિની રાયના છાપરા પર એક માણસ બેઠેલો છે, ચાલવાનું - ફરવાનું કરે છે; પછી એક સોપારીના ઝાડ પર ચડી ચાલી ગયો છે, પાછો ઊતર્યો નથી. સોપારીના ઝાડ પર કોઈ બેસી શકે નહીં. અને વળી, ટિનના છાપરા જેવી સગવડવાળી જગ્યા હોવા છતાં તે એકાએક સોપારીના ઝાડની ટોચે ચઢવા ગયો જ કેમ? અથવા, ધારો કે કોઈ કારણસર ચઢ્યો, તો પછી પાછો ઊતર્યો નહીં? આ બંધ પરથી દેખાઈ ગયું — જીવતોજાગતો એક માણસ તણાઈને આવ્યો, ઘણી બધી વાર બેસી રહ્યો, પણ પછી સોપારીના ઝાડ પર ચઢી હવા થઈ ગયો?

સોપારીના ઝાડ પરથી વાઘારુનો નીચે આવવાનો સમય જ્યારે બધી રીતે ગણતરીની બહાર ચાલી જાય છે, અને નજર સમક્ષ તિસ્તાનો જળપ્રવાહ નવા જ વેગથી ફૂલી ઊઠતો લાગે છે, ત્યારે છેલ્લા કેટલાક દિવસથી એકધાર્યો આ તોફાની પવન, ધરતીની સમાંતરાલ પડતો વરસાદ અને ઘનઘોર આકાશમાં જાણે કોઈ નવો જ અર્થ સંચારિત થતો રહે છે. આ પવન અને આ વરસાદ જેમ ચાલે છે તેમ જ ચાલશે — ક્યાંય તેના અટકવાની સંભાવના દેખાતી નથી. જે પાણી નદીમાં વહીને આવે છે તેની પણ કોઈ રુકાવટ નથી — જાણે કે અનંતકાળ સુધી આ પાણી વહેતું વહેતું આવશે. દરરોજના જે નકશામાં આ નદી વહી રહી છે તે નકશો એટલો બધો બદલાઈ ગયો છે કે હાલ બીજું કોઈ જ પરિવર્તન ઓળખી શકાતું નથી. થોડા જ

તરત રીલિફની ઘોષણા કરશે કે કેમ એ પણ જોવું પડશે. કૉન્ગ્રેસ સરકાર હોત તો તો સરઘસ લઈ જઈ ઘેરાવો કરત. પણ અત્યારે તો સમજી વિચારીને કામ કરવાનું છે. એક વાર રીલિફ આપવાનું શરૂ કરે તો બધી જ જગ્યાઓએ તે આપવી પડે. શહેરમાં જવાથી ફ્લડના સમાચાર પણ થોડા વધારે જાણી શકાય. એટલે, નિતાઈ શહેરમાં જશે — આજે નહીં થાય, તોપણ કંઈ નહીં તો કાલે તો રીલિફ મળી જશે.

નિતાઈના ભાઠાના જે લોકો આ બંધ પર આવ્યા છે તેઓ તો અગાઉથી સાવધાન બનીને જ આવી ગયા છે. ફ્લડ આવવા પહેલાં જ તેઓ બધું લઈને આવી શક્યા છે — એટલે, પરિસ્થિતિ એવી નથી કે સરકારી ચોખા-દાળ ના મળે તો તેમને ખાધા વિના રહેવું પડે. જેનો જે સંસાર — બંધ ઉપર એ સંસાર જ બહાલ થયો છે. સવારથી બંધનાં પશ્ચિમ છાપરાંઓમાં પવનથી આગને બચાવીને રાંધવા કરવાનું કામ શરૂ થઈ ગયું છે. તેમ છતાં, ફ્લડ આવવાથી તેમને બંધ પર આવવું પડ્યું છે; બંધ પર આવ્યા એટલે રીલિફ તો મળવી જોઈએ. જે કેટલાક દિવસની રીલિફ મળે તે કેટલાક દિવસોનો તો લાભ જ છે.

પણ એ અનિશ્ચિત રીલિફ કરતાં આ નજર સામે અશ્વિની રાયના છાપરા પર બેઠેલો માણસ ઘણો વધારે નજીકનો છે. એ માણસને પહેલી વાર જોયા પછી નદીના પ્રવાહમાં બીજા માણસને શોધવા લાગ્યા હતા. તે બાબતે હવે કોઈ વ્યસ્ત નથી. છતાં, કંઈ નહીં તો એક માણસ તો આખી રાત દરમ્યાન તણાઈને એ છાપરા પર ચઢીને બેઠો છે! એનો અર્થ એ કે ઉપરની બાજુએ ક્યાંક ઘણું મોટું ભાંગવા - તૂટવાનું થયું છે! એ વાત આ માણસના મોઢેથી જાણવાની જરૂર છે. તેથી બે માણસને સાઇકલ દ્વારા રાયપુરના બગીચાના મૅનેજરબાબુ પાસે મોકલવો પડે — મૅનેજરબાબુ જ્યાં જ્યાં ફોન કરવાનો હોય ત્યાં ત્યાં ફોન કરીને જણાવે કે રાયપુર આગળના બંધની ઊલટી દિશાના ભાઠા પર એક માણસ, એક જીવતો માણસ, તણાઈ આવી ટિનના છાપરા પર બેઠો છે — તેને રેસ્ક્યુ કરવાની હમણાં જ જરૂર છે. મૅનેજરબાબુ સારી રીતે સમજશે કે રવિવાર છે એટલે ક્યાં ફોન કરવાથી કયું કામ થશે.

વાઘારુને લઈને જ્યારે બંધ ઉપર આ બધી ચર્ચા-વિચારણા ચાલી રહી છે ત્યારે તે આ બંધની સામે ઘણું મોટું દૃશ્ય બની જાય છે. બંધના લોકોની સમક્ષ અત્યારે તિસ્તાનાં પાણી માપવાનું છોડીને વાઘારુને જોવાનું એક મોટું આકર્ષણ બની ગયું છે — જાણે તિસ્તામાંથી શું પૂર હમણાં આવે છે? તે બાબત તિસ્તાનાં પાણી જોઈ જેટલું સમજાશે તેનાં કરતાં ઘણું વધારે સમજાશે વાઘારુને જોઈને.

બંધ પરથી વાઘારુ જેટલો દેખાતો હતો, તેટલું સારી રીતે નદીનાં અંદર છાપરા પર બેઠેલો વાઘારુ બંધને જોઈ શકતો નહોતો. વાઘારુ પાસે બંધ એ એક બહુ મોટું દૃશ્ય છે —જેમ તિસ્તા એક બહુ મોટું દૃશ્ય છે. ત્યાં કશું વિશેષ તો વાઘારુ જોઈ

જાય છે એવું નથી — કોઈ ભાઠું તણાય, કોઈ ના પણ તણાય એનો આધાર તિસ્તાનાં પાણી કઈ દિશા તરફ જાય છે તેનાથી નક્કી થાય છે. પણ જો તિસ્તા પશ્ચિમ કાંઠો ઘસીને જ વહે તો આ ભાઠું તણાય અને ભાઠાના લોકો બંધ પર આવીને રહે — એ જાણીતી વાત છે.

જાણીતી વાત હોવા છતાં બધો વખત એ જાણમાં આવતી નથી.

આજે સવારે બંધ પરથી બે છોકરાઓએ સાઇકલ પર રાયપુર બગીચામાં જઈને સમાચાર આપ્યા હતા કે તિસ્તાના પૂરમાં અત્યારે જીવતાં માણસોએ તણાઈને આવવાનું શરૂ કર્યું છે; આવીને, તેમના ભાઠાનાં ઝાડ-ઝાડી અને ટિન પર થોભ્યા છે; એમને 'રેસ્ક્યુ' કરવા માટે મિલિટરી નૌકા આવે એ માટે ટાઉનમાં ડી.સી.ને ફોન કરવાનો છે. રાયપુર બગીચો પેલા ભાઠાના લોકોને અપરિચિત નથી. રંધામાલિના હાટમાં બાબુઓની સાથે ઘણાંને સીધો પરિચય પણ થયેલો છે. એટલે, જ્યારે તેઓએ આ સમાચાર આપ્યા ત્યારે બાબુઓમાંથી કોઈ કોઈ તો તેમને ખૂબ પ્રશ્નો પૂછવા લાગ્યા કે તેમનું ભાઠું ક્યારે તણાયું, તેઓ ક્યારે બંધ પર આવ્યા, ક્યારથી તિસ્તામાં માણસોને તણાઈ આવતાં તેમણે જોયા છે, વગેરે, વગેરે. આ ઘટના બાબુઓ જાણવા માગે છે - ફ્લડના જેવી ઘટના અને માણસના તણાઈ આવ્યા જેવી વધારે મોટી ઘટના જો તેમને હાથવેંતમાંજ હોય, અને છતાં નજરથી દૂર બની જાય, એટલા માટે કંઈ નહીં તો આ છોકરાઓના મોઢેથી તેનું થોડું પ્રત્યક્ષ વિવરણ સાંભળી લેવું ઉચિત છે.

પણ રાયપુર બગીચામાં ગયા હતા અમૂલ્યની શેરીના સુબલ અને છિદામ. ગમે તે કારણે હોય, પણ તે બન્નેમાંથી કોઈ પણ વધારે વિશદ વિવરણ આપવા ઇચ્છતા નથી. સુબલ અને છિદામને બદલે બીજું કોઈ હોત તો કદાચ બાબુઓના આવા આટલા પ્રશ્નોના જવાબરૂપ વિસ્તારપૂર્વક કોઈ વાર્તા કરવા બેસી જાત. સુબલ — છિદામ પણ એવી વાર્તા કરી શકતા નથી એવું તો નથી. પણ પોતાનું ભાઠું છોડીને, ઘર છોડીને, ખુલ્લા બંધ ઉપર તેમની એક રાત વીતી છે, અને ફક્ત એક રાત! આજે હવાનો અને નદીનો જે ચહેરો છે તે જોઈ હજુ કેટલી રાત વિતાવવી પડશે તે તેઓ જાણતા નથી. આખા શરીર પર પેલાં પાણી અને હવામાં તેમનામાં પણ એકધાર્યાપણું આવી ગયું છે. જે પૂરની વચ્ચે પોતે છે એ પૂર વિશે વધારે વાતો કરવાનું તેમને સારું લાગતું નથી. ઉપરાંત, સુબલ - છિદામની જે ઉંમર છે તે પ્રમાણે તેમને બંધ પર બીજું કશું કરવાનું પણ નથી — હાલ તો બેસી બેસીને સમય પસાર કરવાનો છે. રીલિફ વગેરેની બધી વાતો કરવા માટે તો નિતાઈકાકા જ હોય. ગાય-વાછરડાં પણ બાધારૂપ છે. તેથી તેઓ રાયપુર બગીચાથી સાઇકલ પર ટાઉનમાં જઈ બપોરના શોમાં એક સિનેમા જોઈ સાંજે બંધ પર પાછા આવશે. તેઓ તો ડી.સી.ને ફોન કરવાની વાત જ માત્ર કહેવા ઇચ્છે છે — એથી વધારે વાત કરી

કલાકો પછી રાત પડશે. આ રાત્રે પણ આ પવનનું તોફાન વહેશે, આ વરસાદ-પવન બધું ભીંજવતા રહેશે, નદીનું આ પાણી વધતું જ રહેશે. છતાં એક માણસ સામેના લગભગ ડૂબી ગયેલા ભાઠાના એક સાજાસમા રહેલા છાપરા પર જોઈ લીધો, અને તે સોપારીના ઝાડ પર ચઢ્યા પછી પાછો ઊતર્યો નહીં — એવી એક ઘટનાને માની લેવી પડશે? આટલા બધા માણસોને એક સાથે માની લેવી પડશે? તિસ્તાના આવા પૂરમાં ક્યાંક કોઈ ઝાડની ટોચે એકલા એકલા જીવી રહેલા કોઈ કોઈના ક્યારેક આવા દૃશ્યને જોઈ શકાય. પણ, અહીં રાત થાય છે, રેડિયો સંભળાય છે, ફોન થાય છે, પહાડના પાણીનો હિસાબ કઢાય છે — ભાઠામાંથી જે માણસો બંધ પર ગાય-વાછરડાં, ઘરસંસાર લઈને આવી પહોંચ્યા છે તે બધાને માટે આ માની લેવું શક્ય છે. કારણ કે આવી એક ઘટના માની લેતાં સમજાશે કે આ પૂર સ્વાભાવિક પૂર નથી, આ તિસ્તા પણ રોજની તિસ્તા નથી — કોઈ દૈવી ખેલ ખેલાઈ રહ્યો છે આ પૂરમાં, પાણીમાં, હવામાં! જે માણસ પેલા ટિનના છાપરા પર હતો, તે ટિનના છાપરેથી અદૃશ્ય થઈ જાય એ ઘટના જોવા છતાં પણ માની લેવાય નહીં.

વાઘારુનું અંતર્ધાન થવું બંધના લોકોમાં મુખ્ય ચર્ચાનો વિષય થઈ જાય છે. અને જોતજોતામાં એવા લોકોની સંખ્યા વધી જાય છે જેમણે વાઘારુને છાપરા પર પણ જોયો નહોતો. તે પૂછવા લાગે છે, 'તેં તો જોયું હતું ને? માણસ હતો કે પછી નહોતો?'

## 136

## ફોનમાં વાઘારુ-ઉદ્ધારનું આહ્વાન

બપોરના અઢી વાગે બંધ પરની ભીડ લગભગ નાનાસરખા કોઈ હાટની ભીડના જેવી થઈ ગઈ.

રાયપુરના બગીચાના બાબુઓ, બાબુઓનાં ઘરની સ્ત્રીઓ, ચાના બગીચાના કામદારો- મજૂરો, રંધામાલિ બંદરનાં લોકો, રંધામાલિ હાટના દુકાનદારો, ટોળાં થઈ થઈને ફ્લડ જોવા અહીં જ આવી પહોંચે છે.

તિસ્તા જોવા માટે એ લોકો આટલે દૂર ના આવ્યા હોત તોપણ ચાલત. એટલે સુધી કે રાયપુરના બગીચાથી તો ઉત્તરે બંધનું જે એક સ્થળ છે ત્યાંથી તિસ્તા જોઈ લેવાય છે. અને હાટના લોકો તો બંધની પેલે પાર જ છે. પણ અહીં આવવાથી તિસ્તાનું ફ્લડ અને એ ફ્લડમાં તણાઈ આવેલા પેલા ભાઠા પરના માણસોને ય એક સાથે જોઈ લેવાશે — એ વાત નદીની પેલે પારના એ લોકોને આટલા દિવસે જણાઈ ગઈ છે. દરેક વર્ષે પૂરમાં રાયપુરની સામેની દિશામાં આવેલું એ ભાઠું તણાઈ જ

કે ક્યારે આવશે. તમે જ ફોન કરી જુઓ, ભાઈ.'

'કરો ને ફોન', રઘુ ઘોષ રસ્તા પરથી જ કહે છે.

'એ બધો મિલિટરીનો વ્યવહાર તમે કરવો હોય તો કરો, ના કરવો હોય તો છોડી દો; લોકો તણાય છે તો તણાવા દો.' મૅનેજરબાબુ બારીનો પડદો પાડી દઈ ફરીથી સૂઈ જાય છે.

'તમને એમાં શું થવાનું છે? એક ફોન કરવામાં આટલો ભય લાગે છે —' બોલતાં બોલતાં રઘુ ઘોષ મૅનેજરના બંગલામાં બગીચાનો ગેટ ઠેલીને અંદર પ્રવેશે છે. દરવાજો ખુલ્લો જ હતો. ફૂલના બગીચામાંથી વરંડામાં જઈ પડદો ખસેડી રઘુ ઘોષ ઓરડામાં પ્રવેશે છે. મૅનેજરબાબુ જે ખાટલા પર સૂઈ ગયા હતા તેની નજીકમાં જ ટેબલ પર ફોન હતો. મૅનેજરબાબુના ખાટલા પર રઘુ ઘોષ બેસતાં જ મૅનેજરબાબુ કહે છે, 'કરો, જુઓ શું કહે છે. આજે રવિવારે જોશો કે મિલિટરી પણ નહીં હોય, પોલીસ પણ નહીં હોય.'

રઘુ ઘોષને લાઈન મળી જાય છે, 'હે-લો - હાં, સાંભળો, હું રાયપુરના ચાના બગીચામાંથી બોલું છું; હાં, ઓ, હાં', બોલતાં બોલતાં રઘુ ઘોષ અટકી જાય છે. મૅનેજરબાબુ આંખ પરથી હાથ ઉતારી જોઈ રહે છે. રઘુ ઘોષ બોલી ઊઠે છે, 'અચ્છા, તો તમે અર્ધા કલાકમાં આવી પહોંચશો ને?' રઘુ ઘોષ બીજું કંઈક સાંભળી, 'અચ્છા' કહી ફોન મૂકી દઈ કહે છે, 'અરે, ઊઠો, ઊઠો; અર્ધા કલાકમાં મિલિટરી નૌકા આવશે. ચલો. જ્યોતિદા ફરીથી ફોન કરવાના હતા.' મૅનેજરબાબુ બોલે છે, 'અરે મને છોડી દો; તમે તો જાવ જ છો.'

રઘુ ઘોષ ઊભા થઈને કહે છે, 'અરે ચલો ને હવે; તમને લીધા વિના જવાય જ નહીં.'

મૅનેજરબાબુ ધીમેથી ઊઠે છે. તેમણે ધોતી તો પહેરેલી જ હતી. એ અલમારી પરથી સફેદ ફુલ શર્ટ શરીર પર ચડાવે છે, અને સૅન્ડલ કાઢી રબ્બરની સ્લીપર પહેરી છત્રી હાથમાં લે છે. બારણામાંથી નીકળતાં નીકળતાં મૅનેજરબાબુ કહે છે, 'એ - ય, રઘુ, પેલા મિલિટરીવાળા આવીને જો પૂછે કે શા સમાચાર આપ્યા છે, શું થયું છે, એ બધુંય ભાઈ તું સંભાળી લેજે.'

હે હે કરતો હસીને રઘુ ઘોષ કહે છે, 'અરે, સારું સારું, ચલો ને.'

મૅનેજરબાબુને લઈને રઘુ ઘોષ જ્યારે બંધ પર પહોંચે છે ત્યારે તો એકદમ ભીડ જામી ગઈ હતી. રઘુ ઘોષ બંધ પર જઈ તેમના બગીચાની ટોળીને શોધે છે. આ તરફ મૅનેજરબાબુને જોઈ હાટના લોકોમાંથી બે-એક જણ નમસ્કાર કરી આગળ આવે છે. રઘુ ઘોષ કહે છે, 'આ આવતાં પહેલાં જ મેં ફોન કર્યો. અર્ધા કલાક્ની અંદર મિલિટરીની નૌકા આવી જશે. અત્યાર સુધીમાં ટાઉનમાંથી રવાના થઈ ગયા છે.'

જોડાઈ પડવાનું તે ઇચ્છતા નથી. બાબુઓની વાતના જવાબમાં ટૂંકા ટૂંકા, 'હાં' 'હૂં' જવાબ આપી તેઓ સાઇકલ પર ચઢવાની મુદ્રા કરે છે. પણ સાઇકલ પર ચઢતાં પહેલાં બાબુઓને એક વાર યાદ કરાવી દે છે, 'ફોન કરાવી દેજો, બાબુ; મિલિટરી નૌકા મોકલે.'

પરિણામે, સુબલ - છિદામ ચાલી ગયા પછી બાબુઓનાં મોંઢેથી વાત બગીચામાં પ્રસરે છે; બગીચાના કામદારો પાસે પણ થોડાઘણા સમાચાર આવ્યા છે, બપોરે બાબુઓ ઘેર જમવા માટે ગયા ત્યારે ઘેર પણ ખબર પહોંચી જાય છે. રાયપુર બગીચાના લોકો પાસે એ ખાસ સમાચાર નહોતા કે ભાઠાના લોકો બંધ પર આવ્યા છે. પણ પેલા પૂરમાં તણાયેલા લોકો આવીને ખબર આપી ગયા છે કે તિસ્તામાં લોકો તણાઈને આવ્યા છે — એ એમને માટે જરૂર સમાચાર છે. કેટલા લોકો, ક્યારે તણાયાં, ક્યાં ગયાં, મિલિટરી નૌકા ક્યારે આવશે — એ વિશે કોઈને કશી જ માહિતી નથી, એટલે એમનું કુતૂહલ વધારે વધી જાય છે. એમનામાંથી ઘણાંઓએ તો પૂરમાં મિલિટરી ઊતરે તે ફક્ત રેડિયોમાં સાંભળ્યું છે; બીજાં સ્થળોનાં પૂરના સમાચાર ટી.વી. પર પણ જોયા છે. પણ તેમના જ બંધ પરથી મિલિટરી નૌકા છૂટશે — એ લગભગ અવિશ્વસનીય છે તેમને માટે. કેટલાકના મનમાં એવી આશા પણ છે કે જ્યારે મિલિટરી ઊતરશે ત્યારે ફરીથી ટી.વી. પર બતાવશે ને? ટી.વી.માં બતાવ્યા વિના શું મિલિટરી ઊતરશે? એકદમ તેમના જ બંધ પર થઈને મિલિટરી જશે અને તેમના ટી.વી.માં દેખાશે જ — આવું કશુંક અસંભવ પણ સંભવિત થાય એમ વિચારી બપોરનું ખાણું કોઈ રીતે પતાવી રાયપુર બગીચાના બાબુઓ, વહુઓ, છોકરાંઓ બધાંય બંધ પર આવી પહોંચે છે.

બંધ તરફ આવતાં આવતાં રઘુ ઘોષ એક વાર મૅનેજરના બંગલામાં બૂમ પાડે છે — 'અરે શું મૅનેજરબાબુ, સમાચાર કંઈ મળ્યા, ક્યારે મિલિટરીની નૌકા આવશે?'

મૅનેજરબાબુ તો જમીપરવારીને સૂઈ ગયા હતા. તે બારીનો પડદો ખસેડીને માથું જરા ઊંચું કરી કહે છે, 'શું! તમેય બંધ પર જાવ છો ને?'

'ત્યારે કરવાનું શું છે? બધાંય જાય છે. તમે નહીં જાઓ?'

'તમે આગળ જાવ. હું થોડું સૂઈ ગયા પછી આવીશ.'

'તો એક ફોન કરો ને જ્યોતિદાને. મિલિટરી ક્યારે આવશે?'

મૅનેજરબાબુ પડદો પાડી દે છે. રાયપુરની ચા-કંપનીની ઑફિસ જલપાઈગુડિ શહેરમાં છે. તેમના સેક્રેટરીને જ મૅનેજરબાબુએ ત્યારે ફોન કરીને જણાવ્યું હતું. પછી કંઈ ખબર આવ્યા નથી. તેમને હવે સમાચાર મેળવવાનાય વળી છે કયા? અત્યારે જ્યોતિબાબુને ફોન કરે તો ચોક્કસ ખબર મળે કે શું થયું છે.

મૅનેજરબાબુ પડદો ઊંચો કરીને કહે છે, 'એ.... રઘુ, જ્યોતિબાબુએ એક ફોન નંબર આપ્યો છે — મોબાઈલ સિવિલ ઈમર્જન્સીનો. તેમની પાસેથી જાણી લેવાનું

કે ક્યારે આવશે. તમે જ ફોન કરી જુઓ, ભાઈ.'

'કરો ને ફોન', રઘુ ઘોષ રસ્તા પરથી જ કહે છે.

'એ બધો મિલિટરીનો વ્યવહાર તમે કરવો હોય તો કરો, ના કરવો હોય તો છોડી દો; લોકો તણાય છે તો તણાવા દો.' મૅનેજરબાબુ બારીનો પડદો પાડી દઈ ફરીથી સૂઈ જાય છે.

'તમને એમાં શું થવાનું છે? એક ફોન કરવામાં આટલો ભય લાગે છે —' બોલતાં બોલતાં રઘુ ઘોષ મૅનેજરના બંગલામાં બગીચાનો ગેટ ઠેલીને અંદર પ્રવેશે છે. દરવાજો ખુલ્લો જ હતો. ફૂલના બગીચામાંથી વરંડામાં જઈ પડદો ખસેડી રઘુ ઘોષ ઓરડામાં પ્રવેશે છે. મૅનેજરબાબુ જે ખાટલા પર સૂઈ ગયા હતા તેની નજીકમાં જ ટેબલ પર ફોન હતો. મૅનેજરબાબુના ખાટલા પર રઘુ ઘોષ બેસતાં જ મૅનેજરબાબુ કહે છે, 'કરો, જુઓ શું કહે છે. આજે રવિવારે જોશો કે મિલિટરી પણ નહીં હોય, પોલીસ પણ નહીં હોય.'

રઘુ ઘોષને લાઈન મળી જાય છે, 'હે-લો - હાં, સાંભળો, હું રાયપુરના ચાના બગીચામાંથી બોલું છું; હાં, ઓ, હાં', બોલતાં બોલતાં રઘુ ઘોષ અટકી જાય છે. મૅનેજરબાબુ આંખ પરથી હાથ ઉતારી જોઈ રહે છે. રઘુ ઘોષ બોલી ઊઠે છે, 'અચ્છા, તો તમે અર્ધા કલાકમાં આવી પહોંચશો ને?' રઘુ ઘોષ બીજું કંઈક સાંભળી, 'અચ્છા' કહી ફોન મૂકી દઈ કહે છે, 'અરે, ઊઠો, ઊઠો; અર્ધા કલાકમાં મિલિટરી નૌકા આવશે. ચલો. જ્યોતિદા ફરીથી ફોન કરવાના હતા.' મૅનેજરબાબુ બોલે છે, 'અરે મને છોડી દો; તમે તો જાવ જ છો.'

રઘુ ઘોષ ઊભા થઈને કહે છે, 'અરે ચલો ને હવે; તમને લીધા વિના જવાય જ નહીં.'

મૅનેજરબાબુ ધીમેથી ઊઠે છે. તેમણે ધોતી તો પહેરેલી જ હતી. એ અલમારી પરથી સફેદ ફુલ શર્ટ શરીર પર ચડાવે છે, અને સૅન્ડલ કાઢી રબ્બરની સ્લીપર પહેરી છત્રી હાથમાં લે છે. બારણામાંથી નીકળતાં નીકળતાં મૅનેજરબાબુ કહે છે, 'એ - ય, રઘુ, પેલા મિલિટરીવાળા આવીને જો પૂછે કે શા સમાચાર આપ્યા છે, શું થયું છે, એ બધુંય ભાઈ તું સંભાળી લેજે.'

હે હે કરતો હસીને રઘુ ઘોષ કહે છે, 'અરે, સારું સારું, ચલો ને.'

મૅનેજરબાબુને લઈને રઘુ ઘોષ જ્યારે બંધ પર પહોંચે છે ત્યારે તો એકદમ ભીડ જામી ગઈ હતી. રઘુ ઘોષ બંધ પર જઈ તેમના બગીચાની ટોળીને શોધે છે. આ તરફ મૅનેજરબાબુને જોઈ હાટના લોકોમાંથી બે-એક જણ નમસ્કાર કરી આગળ આવે છે. રઘુ ઘોષ કહે છે, 'આ આવતાં પહેલાં જ મેં ફોન કર્યો. અર્ધા કલાકની અંદર મિલિટરીની નૌકા આવી જશે. અત્યાર સુધીમાં ટાઉનમાંથી રવાના થઈ ગયા છે.'

રાયપુરના ગુદામબાબુ પહેલાં જ આવી ગયા છે. તેઓ આ લોકોને જોઈ પાસે આવતાં આવતાં જ બોલે છે. 'અરે, હવે રેસ્ક્યુ કરશે કોને? જે તણાઈને આવ્યો હતો તે તો થોડી વાર પછી એક સોપારીના ઝાડ પર ચઢીને અદૃશ્ય થઈ ગયો છે.'

'એટલે? તે વળી કોણ?' રઘુ ઘોષ પ્રશ્ન કરે છે.

'પેલો, જેને ટિનના છાપરા પર તણાઈને આવેલો જોયો છે તે.' ગુદામબાબુ આંગળી વડે અશ્વિની રાયનું છાપરું બતાવે છે, 'એ...ત્યાં, એક માણસ તણાઈને આવ્યો હતો. આ બધાએ એને જોયો છે —' ગુદામબાબુ ખૂબ જોરથી વાત કરતા હતા — એટલે તેમને ઘેરી વળીને ભીડ જામી જાય છે. આ સ્થળે આ ભીડમાં અત્યારે રાયપુરના મેનેજરબાબુ, ગુદામબાબુ અને ફેક્ટરીબાબુ (રઘુ ઘોષ) જ બધાં કરતાં મુખ્ય વ્યક્તિઓ હતા. રાયપુરનો એક મજૂર આવીને મેનેજરબાબુના હાથમાંથી છત્રી લઈ તેમના માથા પર પકડી રાખે છે.

ગુદામબાબુ કહે છે — 'પછી છે ને તે, એ માણસ એકાએક સોપારીના ઝાડ પર ચડે છે. એ બધાએ જોયો છે. પણ સોપારીના ઝાડ પરથી ફરીથી ઊતર્યો નથી. અને ઊતરશે જ વળી ક્યાં?'

'સોપારીનું ઝાડ તો ચીકણું, લપસણું થઈ ગયું છે. પડી નહીં જાય ઝાડ પરથી?' મેનેજરબાબુ બોલે છે.

'એ પડત તો એ લોકો જોવત ને?' ગુદામબાબુ પૂછે છે.

'તો, શું એ માણસ હવા થઈ ગયો?' રઘુ ઘોષ સામો પ્રશ્ન કરે છે.

લઈ એક એક ટુકડીમાં પાસેપાસે રહ્યા છે. ચોવીસ કલાકથી વધારે સમય સુધી હવા અને વરસાદ તેમનાં શરીર પરથી વહ્યા છે — એ તો જોતાં જ સમજાઈ જાય છે. પવનના ઝપાટામાં કોઈ આડશ કે બંધ ઢાંકણ છે નહીં. પણ એમાં જ મોટા મોટા બોલ્ડરોની પાસે પથ્થરોની આડશમાં ઘણાંઓએ પોતાનાં શરીરને રક્ષણ આપ્યું છે. કોઈ કોઈ વળી ઘરબારની વસ્તુઓ પહોળી કરી રાખી તેની આડશમાં પવન અને વરસાદથી માથું કે શરીરનો કોઈ ભાગ રક્ષી રહ્યા છે. પાસે જ ગાયો વગેરે ઊભી છે - બેઠી છે. તેમનાં આખાં શરીર લથબથ ભીનાં છે. છાણની ગંધથી પવન ભરેલો છે. એક ઘરડી સ્ત્રી લાકડા ઉપર લાંબી થઈને સૂઈ ગઈ છે; તેના માથા પર એક છાબડી દબાવીને મૂકેલી છે — વરસાદને રોકવા માટે.

રઘુ ઘોષ અને ગુદામબાબુ જે સ્થળે ઊભા છે ત્યાંથી જ તણાઈને આવેલાઓએ પોતાને અલગ રાખવાનું શરૂ કર્યું છે ખરું, પણ એ આરંભના સ્થળે જ ખૂબ ભીડ છે. પછી તો વસ્તુવાનું અને ગાય-વાછડાંથી બાકીનો બંધ એવો ઠાંસીને ભરેલો છે કે જેઓ ફ્લડ જોવા આવ્યા છે તેમને માટે એ તરફ આગળ વધવાનું ખૂબ મુશ્કેલ છે. એટલે, એ પહેલી ટુકડી પાસે જ ભારે ભીડ જામી છે. બધાય જાણે તાકી તાકીને જુએ છે કે પૂરમાં પોતાનાં ઘર છોડી દીધાં પછી કેવું લાગે છે.

આ જોવામાં કેવળ કુતૂહલની જ વાત હતી એવું નથી; ઘણાંઓને માટે આ જોવું એ સ્મૃતિઓને વહેતી કરનાર પણ છે. આ ભીડમાં ઘણાંય છે જેઓ અડસઠના પૂરમાં કોઈ ને કોઈ રીતે જીવી ગયાં છે. વળી એવાંય ઘણાં છે જેઓ બેએક વર્ષ પહેલાંના કોઈ પૂરમાં તણાયાં છે. છતાં જે બધાં ભેગાં થઈ તણાઈને આવેલાઓને જુએ છે તેનું કારણ પૂરમાં જે કંઈ તણાઈને આવે તેને જ જોવું એ નથી, પણ તેમાંથી પૂરનેય જુએ છે. પણ તેય કેટલી વાર જોવાય? તેથી પેલા માણસને જોયોય હતો, અને પાછો જતોય રહ્યો હતો. રાયપુરનું ટોળું પણ અહીં જ ભીડ કરી ઊભું હતું. ગુદામબાબુ રઘુ ઘોષને બોલાવી કહે છે, 'એ લોકોને પૂછો કે એ લોકોએ જે માણસ ટિનના છાપરા પર બેઠો હતો તેને જોયો છે ને?'

'શું તમે જોયો છે ને? ખરેખર એક માણસ તણાઈને આવ્યો હતો?' રઘુ ઘોષ હસીને જોરથી બોલે છે. પણ પૂરમાં તણાઈને આવેલાઓની જે ટોળીને તે પૂછે છે તેઓ કંઈ જવાબ તો આપતા જ નથી, એટલે સુધી કે રઘુ ઘોષ તરફ ફરીને જોતા પણ નથી. એમ લાગે છે કે બહુ વાર આ પ્રશ્ન તેમને કરવામાં આવ્યો છે. કોઈએ જવાબ આપ્યો નથી એ જોઈ ઑફિસબાબુની મોટી સાળી રઘુ ઘોષ તરફ જોઈને કહે છે, 'ખરેખર એક માણસ તણાઈને આવ્યો હતો; પછી શું સોપારીના ઝાડ પર ચઢી અદૃશ્ય થઈ ગયો છે પાણીમાંથી?'

રઘુ ઘોષ ફરીથી હે હે કરતો અપ્રસ્તુત રીતે હસે છે. પછી ઑફિસબાબુની મોટી સાળીને કહે છે, 'ચલો, તમને પણ પેલા છાપરા પર મૂકી આવું; પછી વગર

પૈસે સોપારીના ઝાડના પ્લેન પર ચઢી જજો.'

ઑફિસબાબુની પત્નીને બધો વખત સારું રહેતું નથી. તેમની મોટી સાળી જ લાંબા સમયથી તેમના ઘરસંસારની સારસંભાળ લેતી આવી છે. એ સંપર્કને કારણે ઑફિસબાબુના બીજા સહકાર્યકરો સાથે પણ તેમનો એક પ્રકારનો સ્નેહભર્યો મજાક મશ્કરીનો સંબંધ બંધાયો છે.

'થોડી વાર પછી જ ખબર પડશે કે કોણ ટિનના છાપરે ચઢ્યું છે, અને કોણ સોપારીના ઝાડ પર ચઢ્યું છે.' રઘુ ઘોષ જાહેર કરે છે.

'કેમ? હમણાં મિલિટરી આવશે ને?' ગુદામબાબુ પ્રશ્ન કરે છે.

'એ તો મેં આવતાં પહેલાં ફોન કર્યો હતો. જ્યોતિદાએ ફોન કરી દીધો હતો. તેઓ રવાના થઈ ગયા છે. હમણાં કોઈ પણ ક્ષણે આવી પડશે.' રઘુ ઘોષ લગભગ જાહેરાત કરતા હોય એ રીતે બોલે છે.

રઘુ ઘોષની વાત ઝડપથી બંધ પર પ્રસરી જાય છે કે મિલિટરીવાળા ટાઉનમાંથી રવાના થઈ ગયા છે અને કોઈ પણ ક્ષણે આવી પહોંચશે. એટલે સુધી કે પૂરમાં તણાઈ આવેલાઓમાં પણ થોડી હલચલ દેખાય છે. તેઓમાંના ઘણાંએ બહુ વાર સુધી નદી તરફ જોયું નથી; અત્યારે કોઈ કોઈ ફરીથી જોઈ લે છે — કોઈ વાર એક ઝલક લે છે, કોઈ વાર જોઈ લે છે — નજર ફેરવતા નથી. એમ જોઈ રહેલા કોઈને જોતાં જોતાં એકાએક યાદ આવી જાય એમનાં ઘરબાર, ખેતીવાડી, ફસલ; એ બધાંની ઉપર થઈને તિસ્તાનાં આ પાણી દિક્‌દિગન્તને અથડાતાં અથડાતાં દોડી રહ્યાં છે. પોતાનું સર્વસ્વ આ પાણીની નીચે રાખી એ લોકો બંધની ઉપર બેઠા છે — શું ફરીથી ત્યાં પાછા જવાની આશામાં?

રઘુ ઘોષની વહુ લીલી અને રઘુ ઘોષની બહેન ગોપા પાછળથી આવીને રઘુ ઘોષને બૂમ પાડે છે. રઘુ ઘોષ એના પેલા અપ્રસ્તુત હાસ્ય સાથે કહે છે, 'શું છે?'

ગોપા પૂછે છે, 'મિલિટરી શું ખરેખર આવશે?'

'હાં-સ્તો-'

લીલી કહે છે, 'તમે ફોન કર્યો હતો?'

'હાં'

'હાં? ગપગોળા મારવાની બીજી જગ્યા મળી નહીં કે? તમારી વાતથી એકદમ મિલિટરી ચાલી આવશે? શું પાવર?'

'અરે, સવારે તો મૅનેજરબાબુએ જ્યોતિદાને ફોન કર્યો હતો. જ્યોતિદાએ એમને કહી દીધું છે. મેં ફોન કરવા કહ્યું. હમણાં જ જઉં છું.'

'શું કરશે, આવીને?'

'એ હું કેવી રીતે કહું? રહો, તમે જ જોઈ શકશો.'

'પેલું જે કહે છે. એક માણસ સોપારીના ઝાડ પરથી વેનિશ થઈ ગયો છે.'

કહી લીલી ખિલખિલ કરતી હસી પડે છે. રઘુ ઘોષ પણ હસી પડી ઉતાવળે કહે છે, 'આ કોણ છે — મૅનેજરબાબુ છે.' તરત જ ગોપા ચહેરા પર છેડો ઢાંકી દે છે.

હવે આ ઘટના માત્ર થોડા કલાકો જ પહેલાંની વાત રહી નથી. તિસ્તાના પૂરમાં એક માણસ તણાઈને આવ્યો હતો — એ રીતે તણાઈને આવે, લગભગ દર વર્ષે આવે છે. એ માણસ અશ્વિની રાયના છાપરે ચઢીને બચ્યો છે — એ રીતે બચી પણ જઈ શકે છે, ફ્લડમાંથી એ રીતે જ બચવાનું હોય છે. એ અશ્વિની રાયના સોપારીના ઝાડ પર ચઢ્યો હતો —એમ ચઢી પણ શકે છે; તેને કશુંક ખાવું પડશે; પણ તે હવે સોપારીના ઝાડ પરથી ઊતર્યો નથી.

આ છેલ્લે સ્થળે ઘટના જાણે હવે ઘટના રહી નથી — આજની સવારની જ એક ઘટના છે. પેલાનું સોપારીના ઝાડ પર ચઢવું અને ઊતરવું નહીં એ જાણે તિસ્તા નદી વિશે કેટલી અસંખ્ય કથાઓની એક થઈ જાય છે. તિસ્તા જાણે હવે નદીમાત્ર રહેતી નથી — તે તેના પ્રાચીન અસ્તિત્વમાં પાછી જવા ઇચ્છે છે આ એકમાત્ર કથાનું અવલંબન લઈને. તિસ્તાના બે કાંઠે બંધ બંધાયા છે. એ બંધ ઉપર બધાંય ઊભાં છે. એક ટ્રાન્ઝિસ્ટરનો અવાજ પણ વચ્ચે વચ્ચે આવી જાય છે - લાગે છે કે પૂરમાંથી તણાઈને આવેલાઓમાંથી આવે છે. પણ તિસ્તા હવે તિસ્તા નદી ના રહેતાં તિસ્તા બૂઢી બની ગઈ છે. તે તિસ્તા બૂઢીની મૂર્તિ લાકડા અને શણમાંથી બનાવીને લોકો પૂજા કરે છે. એ તિસ્તા બૂઢી હજુય તેની છાતી પર વહેતા-તણાતા એક માણસને આકાશમાં અદૃશ્ય કરી દે છે.

પૂરની ઉપકથા સર્જાઈ ગઈ — નૂતન ઉપકથા.

## 138

# વાઘારુ-ઉદ્ધાર અંગે ચર્ચા

બંધની ઉપર પૂરમાં તણાઈ આવેલા માણસોની ભીડ આ નવી વાતની સાથે જોડાઈને નવી રીતે દર્શનીય થઈ ઊઠી છે.

વર્ષાઋતુમાં તિસ્તામાં બારેક ફ્લડ તો થવાનાં જ; કોઈ વાર એમાંથી એક ફ્લડ મોટું થઈ જાય છે. જ્યારે એવો વરસાદ પડે ત્યારે તો એક ફ્લડ જ પૂરાં ત્રણેક ફ્લડનો સમય જોડીને જારી રહે છે. આ વખતે છેલ્લા લગભગ એક સપ્તાહ જેટલા સમયથી જેવો વરસાદ થયો છે, તેથી આ પ્રકારના ફ્લડની અપેક્ષા હતી જ. પણ તે હિસાબની બહાર તે ફ્લડ ચાલી જાય તે વિચારથી બધા હલચલ કરતાં બેઠા છે.

આ વખતનું આ ફ્લડ હવે બીજા સપ્તાહમાં પ્રવેશે છે. આજે, આ પરિવારની દિશા પેલી દૃષ્ટિએ ખૂબ જરૂરિયાતનો દિવસ છે. અત્યારે આ સાંજને સમયે પણ

હવા અને વરસાદનો વેગ જરાયે ઓછો થયો નથી. પણ બધાંનાં મનમાં એક ખ્યાલ હતો કે આજે બપોર પછી આ વેગ ઓછો થવા લાગશે, અત્યારે ઘણાં મનોમન હિસાબ લગાવે છે કે પવન અને વરસાદનો વેગ ઘટ્યો છે, પણ અત્યારે એ અનુભવાતું નથી, રાત્રે ચોક્કસ સમજાશે. એ રીતનો ભાવ પણ ઘણાંને મનોમન સાન્ત્વના આપવા જેવી વાત છે. આ સાન્ત્વના ના હોય તો અત્યારે જ બધાને લાગે કે કાલે પણ જો પવન અને વરસાદ વણથંભ્યા રહેશે તો તો તિસ્તાનું આ ફ્લડ ગણતરીની બહાર ચાલી જશે. જો જાય તો તેમણે શું કરવાનું —એટલે કે આ પૂરમાંથી તણાઈને આવેલો માનવગણ, અથવા ત્યારે જે નવા લોકો પૂરમાં તણાતાં હશે તેઓનું — કોઈને ખબર નથી. કોઈ સ્કૂલમાં કૅમ્પ તૈયાર કરવામાં આવશે? બંધ ઉપરથી પણ લોકોને ખસેડી દેવા પડશે? ઉપર કે નીચે, બની શકે કે અહીંયાં જ બંધ તૂટશે?

પણ પવન અને વરસાદ પર નિર્ભર અનુમાનની આડશે પણ જાણે બીજાં માણસોને બચાવી શકાશે નહીં — જ્યારે ખરેખર જ નજર સામે એક માણસને તિસ્તાનાં પાણીમાં તણાઈ આવી અશ્વિની રાયના છાપરે ચઢતો જોવામાં આવે. એ હતું, જાણે કે બધી ગણતરીની બહારનું. આ જ પ્રમાણે વરસાદ અને પવન રહે તો બરાબર મંગળવારે એ રીતની ઘટના બને તો બની શકે.

છેવટે જ્યારે વાઘારુ પછી બીજો કોઈ નવો માણસ લગભગ સાંજ સુધી સીધોસીધો તણાઈને આવ્યો નહીં ત્યારે ફ્લડની ગણતરી ફરીથી અપેક્ષાની સીમામાં જ રહે છે. એક માણસ જ તણાઈને આવ્યો છે — એવું તો કોઈ પણ વખતે હોઈ શકે, પેલો એક માણસ દરેક ટેલીફોનમાં ભલે ને ગમેતેટલાં માણસો બની જાય, મિલિટરીની નૌકા માટે ભલે ને ગમેતેટલી બુમરાણ મચે — પૂરનાં પાણીના વધવા-ઘટવા સાથે જેમનું મરણ-જીવન જોડાયેલું છે તેઓ થોડા આશ્વસ્ત થાય છે.

વળી પેલો માણસ પણ જ્યારે સોપારીના ઝાડને વટાવી અદૃશ્ય થઈ જાય છે, તે વખતે તેને માટે ગમે તેટલો હોબાળો થાય, ગમે તેટલા ગપગોળા ઊડે, પણ ફ્લડનો હિસાબ તો તેના કરતાં ઘણો વધારે મોટો થઈ જાય છે. એ માણસ જ્યારે દેખાતો નથી, ત્યારે એ રીતે માણસ તણાઈને આવ્યો હતો એ બાબત જ જાણે એટલી સાચી રહેતી નથી. ફ્લડની તિસ્તામાં આવું તો થાય છે. કેટલાક તો જો ઘર-છાપરાં પરની માયા ના છોડી શકે, તો છાપરાં સાથે જ તણાઈ જાય છે. કોઈ વળી ઘરના કાંઠાલ વૃક્ષની માયા ના છોડી શકે તો ઝાડ સાથે જ તણાઈ જાય છે. તો વળી કેટલાક ગાંડા-ઘેલા પણ બની જાય — સોપારીના ઝાડની ઉપર પોતાને બાંધી પણ રાખે. એ ગમે તે ભલે ને હોય. ફ્લડના હિસાબે એ બધાની કોઈ કિંમત જ નથી.

તેથી, સાંજે બંધ પરની ભીડમાં અણજાણપણે બે ભાગ થઈ જાય છે. ભાઠા પરથી જેઓ ચાલી આવ્યા છે તેઓ તેમની પોતાની રીતે અલગ રહે છે. કોઈ કોઈ વરસાદ-પવનથી કોઈ આડશ બનાવી ઘરનાં બધાંને લઈ માથાનું રક્ષણ કરે છે, તો

કોઈ આ ભીડમાં છૂટાછવાયા ફરે છે. હાટના અને બગીચાના લોકોને માટે આ વાત ક્રમશઃ મુખ્ય બની જાય છે. ઊભા રહેતાં રહેતાં છેક સુધી ઊભા રહે છે — જાણે તેઓ પેલી બાબત માટે જ અહીં રાહ જુએ છે.

મોબાઈલ સિવિલ ઈમર્જન્સીની ગાડી જરા આગળ જ ઊભી હતી — બંધ પર લોકો ગાય-ભેંસને જુએ છે. બે સિપાઈઓને લઈ ઑફિસરને બંધ પર જતો જુએ છે. તેઓ જે છેડે આવીને ઊભા છે ત્યાં તેમની સામે ગાય-વાછડાં, માણસો, ઘરસંસારની બીજી અનેક ચીજવસ્તુઓ લઈ પૂરમાં વહીને આવેલા લોકો છે. તેઓ ગાય-વાછરડાંની હારની વચ્ચે થઈ, કોઈ કોઈ સૂતેલા-બેઠેલા લોકોની પાસે થઈ આ ભીડ તરફ આવવાનું શરૂ કરે છે. આની વચ્ચે વચ્ચે નાનામોટા ટારપોલિન અને પ્લાસ્ટિકની ચાદરનાં ઢાંકણ કેટલાકોએ લગાવ્યાં છે, તેથી ઑફિસરને દૂરથી દેખાતું પણ નથી; ટોપી, વૉટરપ્રુફ અને ગમબૂટમાં તેને દૂરથી જોતાં જ બધાં આગળ આવે. ભીડ તરફ જતાં જતાં ઑફિસર પ્રશ્નો પૂછે છે, 'શું? ક્યાં માણસ તણાઈને આવ્યો છે? કોણ તણાઈ આવ્યું છે? ક્યાં? કોઈએ જોયો છે?' આ તરફથી કોઈ આવી શકે એમ જેઓ સૂતાં બેઠાં હતાં તેઓ સમજી શક્યાં નહીં. એટલે અચાનક ઑફિસરને તેના માણસો સાથે જોઈ તેઓ આશ્ચર્ય પામી બેઠાં થઈ જાય છે અથવા ઊભાં થઈ જાય છે. પછી ઑફિસરના પ્રશ્નો સાંભળે છે. જોકે સાંભળવા છતાંય તેઓ કશું સમજી શકતાં નથી. સમજવા પછી જ્યારે જવાબ આપવા માટે ઑફિસર તરફ દોડે છે ત્યારે ઑફિસર થોડા આગળ નીકળી ગયા હોય છે.

આમ કરતાં કરતાં ઑફિસર જ્યારે પૂર જોવા આવેલી પેલી ભીડમાં જઈ પડે છે ત્યારે તેની પાછળ પણ એક બહુ મોટી ભીડ જામી જાય છે. ઑફિસરને જોતાં જ રાયપુર ચાના બગીચાના મૅનેજરબાબુ જરા પાછળ જાય છે. ઑફિસરની પાસે જવાની ઉતાવળમાં લોકો મૅનેજરબાબુને ઑફિસરથી અલગ કરી દે છે.

ઑફિસર પૂછે છે, 'શું? તમારા અહીંથી ફોન કરવામાં આવ્યો છે, એક માણસ તણાઈ આવી ભાઠાના છાપરે ચઢીને બેઠો છે. ક્યાંથી તણાઈ આવ્યો છે? ક્યારે આવ્યો છે? કહો, કહો; જોઉં, નદી જોવા દો, આગળથી ખસી જાવ —'

ઑફિસરની આ વાતથી બે સિપાઈઓને કામ મળે છે. તેઓ ઑફિસરની સામેથી લોકોને બે બાજુ ખસેડી દે છે; લાઠી મારી પેલી ખાલી જગ્યાને કાયમ રાખે છે. હવે ઑફિસરની સામે બરાબર નદી છે. એ નદી તરફ મોં કરી ઑફિસર ઊભો ઊભો જ પ્રશ્નો કર્યે જાય છે.

જો ઑફિસર એક વાર પ્રશ્ન કરીને જ અટકી જાત તો તો કદાચ કોઈ ને કોઈ જવાબ દઈ શકત. પણ ઉત્તરની આશા કર્યા વિના જ તે વાતો બોલ્યે જ જતો હતો, તેથી કોઈને ય કંઈ બીજી વાત કરવાનો સુયોગ જ સાંપડ્યો નહીં.

'શું? બોલો? ક્યાંથી કોણ તણાઈ આવ્યું છે? કહો ને? ફોન ગયો તો અહીંથી

જ. અહીં ફોન ક્યાં છે?'

આ વખતે જાણે જવાબ આપવા જેવો પ્રશ્ન મળે છે. ભીડમાંથી જ કોઈ બોલે છે, 'રાયપુરના ચાના બગીચામાં'.

'ઓ? રાયપુર?' કહી ઑફિસર જે રીતે માથું ફેરવી રાયપુર તરફ જુએ છે તેથી સમજાઈ જાય છે કે એમને રાયપુરના બગીચાની ખબર છે. તેમણે આ માથું ફેરવ્યું તે વખતે ભીડમાંથી બીજો કોઈ બોલે છે, 'મૅનેજરબાબુ તો છે.'

'ક્યાં છે મૅનેજરબાબુ?' ઑફિસર પૂછે છે.

'એ પેલા મૅનેજરબાબુ! મૅનેજરબાબુ, મૅનેજરબાબુ!

મૅનેજરબાબુ વધારે પાછળ ગયા હતા. બગીચાના મજૂરે તેમના માથે છત્રી ધરેલી હતી. તે પોતાની ઇચ્છાથી ક્રમે ક્રમે પાછળ ગયા હતા તેવું કદાચ નથી, પણ ઑફિસરને ઘેરી વળી ઑફિસરની પાછળની ભીડ એટલી વધી હતી કે તેમને પાછળ જ જવું પડ્યું.

બૂમ સાંભળીને તરત મૅનેજરબાબુ આગળ આવતા નથી. ઑફિસર માથું ફેરવી મનેજરબાબુ ક્યાં છે તે જોવાનો પ્રયત્ન કરે છે. તે દરમ્યાન તેમને આશા હતી કે મૅનેજરબાબુ આ વખતે ચોક્કસ આગળ આવશે. પણ મૅનેજરબાબુ આગળ ના આવતાં તેમને વધારે ફરીને મૅનેજરબાબુને શોધવા પડે છે. એટલે ઑફિસર અને મૅનેજરબાબુની વચ્ચેની ભીડ બે ભાગમાં વહેંચાઈ જાય છે. ઑફિસર નદી તરફ પીઠ ફેરવી મૅનેજરબાબુ તરફ જ્યારે ફરીને ઊભા રહે છે ત્યારે લોકો તેમની પાછળ ચાલી જાય છે. ઑફિસર મૅનેજરબાબુ કોને કહે છે તે સમજી શકે છે. ત્યાં જ આમતેમ થવામાં થોડો સમય જાય છે. ઑફિસર આશા રાખે છે કે આ વખતે મૅનેજરબાબુ આગળ આવશે. મૅનેજરબાબુ આગળ આવતા નથી એ સમજી લીધા પછી ઑફિસર પોતે મૅનેજરબાબુ તરફ આગળ વધે છે.

'નમસ્કાર! તમારા બગીચામાંથી ફોન કરવામાં આવ્યો હતો કે અહીં આ બંધ પર કોઈ માણસ તણાઈને આવી છાપરા પર ચઢ્યો છે, રેસ્ક્યુ કરવો પડશે. અમને એક રિપોર્ટ તૈયાર કરી આપો.'

મૅનેજરબાબુ સીધા ઑફિસરની આંખમાં આંખ મેળવતા નથી. બાજુમાં રહેલા મજૂરને કહે છે. 'રઘુબાબુને બૂમ પાડો.' પછી રઘુબાબુને શોધવા ભીડ પર નજર નાંખી બોલ્યે જાય છે, 'મેં તો કશું જોયું નથી, હું તો હમણાં આવ્યો. એમના જ બે છોકરાઓ સવારે જઈને કહી આવ્યા કે એક માણસ તણાઈ આવ્યો છે, ફોન કરી દેજો, ઊભા રહો. અમારામાંથી જે જાણે છે તેને બોલાવી લાવ્યા છે; એ બધું જ કહી શકશે.'

મૅનેજરબાબુ ત્યારે ય ભીડ પરથી રઘુ ઘોષને શોધી રહ્યા છે. પાછળથી રઘુ ઘોષ આવીને કહે છે, 'શું થયું?'

'અ-રે, તમે ક્યાં ગયા હતા? આ જુઓ, આ શું જાણવા ઇચ્છે છે?' મૅનેજર બાબુ અર્ધું ડગલું પાછળ જાય છે, જાણે કે રઘુ ઘોષને જગ્યા આપવા. રઘુ ઘોષ પાછળથી જ બોલે છે, 'એ તો પેલા છાપરા પર એક માણસ તણાઈ આવીને ચઢી ગયો છે.' 'ક્યું છાપરું?' ઑફિસર ફરીથી નદી તરફ ફરે છે, રઘુ ઘોષ તેની પાસે આવીને ઊભા રહે છે. ઑફિસર અને રઘુ ઘોષ કેટલાંક ડગલાં આગળ જાય છે. બે સિપાઈઓ સામે ઊભેલાં લોકોને ખસેડી દે છે. પણ ક્યારે ખસી જવાનું એ બાબત લોકો આ દરમ્યાન શીખી ગયાં છે.

રઘુ ઘોષ નદી તરફ આંગળી ચીંધી કહે છે, 'એ ત્યાં પેલાં બધાં છાપરાંઓમાં ક્યાંક હશે.' પછી ભીડ તરફ જોઈ અવાજ મોટો કરી કહે છે, 'અરે, તમે બધા કંઈ બોલતા કેમ નથી? તમે જોયું છે; તમારી જગ્યા છે, તમે બોલો. કોણ છે આ પેલા ભાઠાનું?'

જગદીશ બારુઈનો અવાજ સંભળાય છે, 'અરે, નિતાઈદા તો હજુ આવ્યા નહીં. એ ગજેન! નરેશ! અમૂલ્ય! જુઓ ને શું કહે છે?'

નરેશ ભીડમાંથી જ કહે છે, 'કહેવાનું વળી શું છે? એ પેલા છાપરા ઉપર એક માણસ તણાઈ આવીને ચઢી ગયો; બધાએ જોયો છે.'

ઑફિસર આંગળી વડે નદી બતાવી કહે છે, 'પેલા છાપરા પર, પેલા સોપારીના ઝાડમાં જે છાપરું છે ત્યાં?'

'હાં', નરેશ જવાબ આપે છે. નરેશ આગળ આવતો નથી, પણ તે ઊંચો છે એમ કહી ભીડમાંથી જ તેને અલગ કરી દેવાય છે.

'ક્યાં? કોઈ નથી ને!' ઑફિસર પૂછે છે.

'અરે એ જ વાત છે ને!' ભીડની આડશમાંથી જગદીશ બારુઈનો અવાજ વહી આવે છે, 'બધાએ જોયો હતો, તણાઈને આવ્યો; બીજી વાર બધાએ જોયો હતો, ખરું કે નહીં?'

'નહીં એટલે? ફરીથી તણાઈ ગયો કે શું?' ઑફિસર થોડા ઉદ્વેગ સાથે પૂછે છે. તેમને આવતાં જરા વાર થઈ છે. એ દરમ્યાન જો કોઈ માણસ તણાઈ આવી ફરીથી તણાઈ ગયો હોય અને એને લીધે જો કંઈ ગોલમાલ વધી જાય, તો તો તે ફસાઈ જઈ શકે.

'કોણ જાણે છે? તણાયો, ના તણાયો, કે ક્યાં ગયો ? આ તો સવારની વાત છે. તમે તો આવ્યા હમણાં. તે માણસ શું આટલી વારે તરી ગયો નહીં હોય?' જગદીશ બારુઈ આડશમાંથી બોલી ઊઠે છે.

ઑફિસર અવાજ નરમ કરીને કહે છે, 'અમારે તો બીજી દસ જગ્યાઓએ દોડવાનું હોય છે. શું કરવું છે, કહો. હમણાં જ કહો, શું કરવું છે?'

જગદીશ બારુઈની વાત કરવાની રીતથી નરેશ પણ થોડું સાહસ કરે છે, 'અમે

તો ફોન કરીને કહ્યું હતું કે મિલિટરીની નૌકા મોકલશો? તો તમે શું એ નૌકા લઈને આવ્યા છો?'

'ફોન કરવાથી જ કંઈ નૌકા ઉપાડી લવાય નહીં; તમે કહો કે શું થયું છે, તે પછી નૌકા મોકલશે કે બીજું કંઈ મોકલવામાં આવશે તે નક્કી થશે.'

'એક વાત જ સવારથી કહેતા આવ્યા છીએ. માણસ તણાઈ આવ્યો છે. હવે તમે જીપગાડી લઈ નદીની અંદર જાવ - જોઈ આવો કે માણસ છે કે નહીં.'

નરેશની વાતથી બધા હસી પડે છે. ઑફિસર આમતેમ જુએ છે. તેની સમક્ષ બંધનું બોલ્ડર પાણી સુધી ઊતરી ગયું છે. એ બોલ્ડરની પછી પૂરમાં ઊછળતી તિસ્તા છે. નરેશની વાતમાં ગુસ્સો અને ફરિયાદ પ્રકટ થઈ ગયા છે. ભીડમાં ઠઠ્ઠા-મશ્કરી શરૂ થઈ ગયાં છે. નરેશની વાતથી બધા હસી પડે છે એનાથી આ લોકોના મિજાજનો આભાસ મળી જાય છે. તેને હવે અહીં કંઈ કામ બતાવવું જ પડશે, નહીં તો તેઓ એમને પાછા જવા દેશે નહીં. ઑફિસર રઘુ ઘોષ તરફ જોઈને અવાજ ધીમો કરી કહે છે, 'પણ અત્યારે તો છાપરા પર કોઈ દેખાતું નથી.'

રઘુ ઘોષ હા હા કરતો હસીને કહે છે, 'અરે એ જ તો સમસ્યા છે ને! માણસ આવ્યો હતો, અત્યારે હવે નથી.' પછી જરા હસી નરેશને કહે છે, 'શું? બધા બોલો ને —'

'બધાએ કહ્યું ત ખરું? હવે શું કહેવાનું?'

'અરે, સાંભળ્યું કે સોપારીના ઝાડ પર એ માણસ ચઢ્યો હતો.'

'સોપારીના ઝાડ પર ચઢ્યો હતો એટલે? પે-લા સોપારીના ઝાડ પર?' ઑફિસર પૂછે છે.

'એ સોપારીના ઝાડ પર ચઢે કે ગમે તે બીજા ઝાડ પર ચઢે, એ તો જોવું પડશે જ ને? શું?' આડશમાંથી જગદીશ બારુઈ બોલે છે.

'ના. તે તો થશે જ. તમે કહો, શું થયું છે. મારે તો તેને અનુસરીને કંટ્રોલ રૂમમાં જણાવવું પડશે. પછી તેઓ વ્યવસ્થા કરશે. હું તો કંઈ પૉકેટમાં નાંખીને નૌકા લાવી શકવાનો નથી!'

'જે કરી શકો, તે તો મોકલાવી દઈ શકો ને!' નરેશ કહે છે.

'ના, સોપારીના ઝાડની શી વાત છે?' ઑફિસર પૂછે છે.

તેની વાતનો કોઈ જવાબ આપતું નથી. રઘુ ઘોષ સમજે છે કે ભાઠાના પૂરમાં વહી તણાઈ આવેલા આ લોકો પેલી વાત ઑફિસરને કરવા ઇચ્છતા નથી કે તણાઈ આવેલો માણસ સોપારીના ઝાડ પર ચઢી અદૃશ્ય થઈ ગયો છે. જો એ કહે તો તેમનું સમગ્ર વક્તવ્ય જ નબળું પડી જશે. તેમ છતાં, જો એ માણસ અત્યારે પેલા છાપરા પર બેઠેલો હોત તો તેનો ઉદ્ધાર કરવા માટે તેમને આટલી ચિંતા હોત નહીં. તિસ્તાના આ પૂરમાં જે તણાઈ આવી એક છાપરા પર ચઢી શકે તે પોતાને બચાવી પણ શકે.

પણ તે હવે દેખાતો નથી એટલે નૌકા કરી ત્યાં જઈને જોઈ આવવાની જરૂર છે, અને મૂળે આ લોકોની ઇચ્છાય એવી જ છે.

'સાંભળો', કહી રઘુ ઘોષ હસે છે, 'અમે તો આવીને સાંભળ્યું છે કે પેલો માણસ સોપારીના ઝાડ પર ચઢ્યો છે, પણ પાછો ઊતર્યો નથી. હવે તમે મિલિટરીની નૌકા લઈ આવી ત્યાં જુઓ, પેલો માણસ છે કે નથી.'

'હા...' એક સાથે બધાનો અવાજ સંભળાય છે.

પૂરની અંદર છાપરા પર એક માણસને જોતાં જોતાં દિવસ પૂરો થાય કે જોતાં જોતાં રાત પણ વીતી જાય. પણ એ માણસ સોપારીના ઝાડ પર ચઢી અદૃશ્ય થઈ ગયો, ફ્લડની તિસ્તામાં એક માણસ સોપારીના ઝાડને વહાવી અદૃશ્ય થઈ જાય તો, તેમના જ ભાઠામાંથી અદૃશ્ય થઈ જાય તો પછી તેઓ આ બંધ પર બેસી રહે કયા વિશ્વાસે? કદાચ અત્યારે તેમની વાડી-જમીન પર થઈ, કેટલાંક ડૂબતાં માણસો, ભરેલું પાણી, આ જ વેગથી વહી જાય છે. છતાં, તેઓ એ ભાઠાની સામે આ બંધ ઉપર તેમનાં ગાય-વાછરડાં, ચીજ-વસ્તુ, બૈરી-છોકરાં લઈ રાહ જોઈ રહ્યા છે કે એક દિવસ પાણી ઊતરશે અને તેઓ ફરીથી કાદવ-માટી વટાવી તેમના ભાઠાને ઓળખી લઈ શકશે. એમાં થોડી અનિશ્ચિતતા તો છે જ— તિસ્તા એ ભાઠાને ઘસડી ગઈ છે કે નહીં તે તો પાણી ઊતરે નહીં ત્યાં સુધી સમજાશે નહીં, પણ અત્યારે એ પાણીથી ઢંકાઈ ગયેલા ભાઠામાં શું બીજી એવી કોઈ ઘટના બની રહી છે, જેના પર તિસ્તાના પૂરનુંય કોઈ નિયંત્રણ નથી? જે માણસને તણાઈ આવતો તેમણે જોયો છે, ટિનના છાપરા પર તેના બેસવાનાને તેમણે જોયું છે, સોપારીના ઝાડ પર એનું ચઢવું એ પણ એમણે જોયું છે — સોપારીના ઝાડ પરથી એનું ના ઊતરવું એ પણ એમણે જોયું છે. એટલે તેમના ભાઠા પરથી તિસ્તાનું પૂર જ ઘસડી વહી જાય છે એટલું જ નથી; સોપારીના ઝાડની ટોચ પરથી જેમનું આવનજાવન છે તેઓએ શું આવીને ભાઠાની માલિકી લઈ લીધી હશે? એની તપાસ કરવા મિલિટરીની જરૂર છે, એની નૌકાની જરૂર છે. પણ એ જવાબદારી ઑફિસરને સોંપાય નહીં તે તેઓ સમજે છે.

## 139

## વાઘારુ-ઉદ્ધાર અંગે બજેટ ચર્ચા

'એટલે? એક માણસ સોપારીના ઝાડ પર ચઢ્યો છે, તમે જોયું છે?' ઑફિસર ભીડ તરફ જોઈ પ્રશ્ન પૂછે છે.

'ચઢ્યો છે', લોકો માથાં હલાવે છે.

'તે પછી નીચે ઊતર્યો નથી, એ પણ જોયું છે ને?'

'હા.'

'ઝાડ પરથી પડી-બડી તો ગયો નથી ને?'

કોઈ કશો જવાબ દેતું નથી.

'તમે જોયું છે, એ પડી-બડી ગયો તો નથી જ ને?'

ફરીથી પેલી નીરવતા. થોડી વાર પછી આડશેથી જગદીશ બારુઈ બોલી ઊઠે છે, 'પડ્યો હોત તો તો ફરીથી છાપરે ચઢ્યો હોત ને!'

સોપારીના ઝાડની ટોચ પાણીથી બહુ ઊંચી નથી. ત્યાંથી પડી ગયા પછી પ્રવાહની ખેંચથી માણસ તણાઈ જઈ શકે, પણ તણાઈ જતાં જતાં ફરીથી પેલા છાપરા પર અથવા પેલી બાજુના બીજા એક સોપારીના ઝાડ પર અથવા બીજાં એકબે છાપરાં પર ચઢી પણ શકે — આ બેમાંથી શું વધારે સંભવિત છે તેનો ઑફિસર મનોમન તપાસ કરે છે. તપાસ કરવા જતાં તે જગદીશ બારુઈના પ્રશ્નની આગળ આવી જાય છે — એ માણસ જો કોઈ રીતે તણાવામાંથી પોતાને અટકાવી શકત તો તો તે ફરીથી દેખાત જ. ત્યાં જઈને તપાસ ના કરી આવે તો શી રીતે ખબર પડે કે માણસ છે કે નહીં. ઑફિસર મનોમન ખૂબ તર્ક-વિતર્ક કરે છે. તે થોડો મોડો આવ્યો છે એ વિચારથી જ કે એ દરમ્યાન અહીંના લોકો પોતાના જેવી કોઈ વ્યવસ્થા કરી લેશે. બપોર પછી બીજો ફોન આવતાં તેઓએ નક્કી કર્યું છે કે એણે અહીં આવવું પડશે. પણ ઑફિસરની ગણતરીમાં એવું તો નહોતું કે અહીં અત્યારે ખરેખર જ નૌકા તરાવવી પડશે. ઑફિસર સમજે છે કે આ ચારે બાજુની ભીડ તેને કશુંય કર્યા વિના જવા દેશે નહીં. ફોન કરીશ એમ કહી ગાડી લઈ રાયપુર જઈને ત્યાંથી જતો રહી શકે — અહીં બે સિપાઈઓને રાખીને. અત્યારે જો તે કંટ્રોલ રૂમ સાથે વાત કરે તો તો કોઈ નવી વ્યવસ્થા સાંજ પહેલાં કરવી સંભવિત નથી. મિલિટરીની નૌકાની વાત ફરી ફરીથી થાય. તેમની તો રબ્બરની નૌકા હોય છે — એ નૌકા લઈ પ્રવાહના આ વેગને સંભાળી શકાય નહીં. ઑફિસર ઘડિયાળ જુએ છે — સાડા ત્રણ તો થઈ ગયા છે; તેની પાસે વધારેમાં વધારે કલાક-દોઢ કલાકનો સમય છે. અહીંથી કોઈ નૌકા તરાવે તો તેને પાછા આવતી વખતે મુશ્કેલી પડે, વળી દરમ્યાન અંધારું પણ થઈ જાય.

ઑફિસર થોડા અનિશ્ચિતતાભર્યા અવાજે કહે છે, 'તમે જે પેલા ભાઠાના લોકો છો, તેઓ તો બધા જ આવી ગયા છો ને?'

ઑફિસરનો કંઠ અને પ્રશ્ન બહુ સ્પષ્ટ નહોતો, એટલે જ કદાચ કોઈ કશો જવાબ આપતું નથી. થોડી રાહ જોયા પછી ઑફિસર પૂછે છે, 'એટલે કે, તમારામાંનું તો કોઈ હવે ત્યાં નથી જ ને? ભાઠામાં?'

'ના, તે તો નથી જ. અમે તો અહીં આવવાનું શરૂ કર્યું હતું શુક્રવારની પાછલી રાતથી —' જગદીશ બારુઈ આડશેથી કહે છે.

'એ તો તમે સારું જ કર્યું કે રાહ જોઈ નહીં. તેથી તો ગાય-વાછડાં બધું જ લઈ આવી શક્યા છો.'

'એ અમારી વાત અમારી પાસે. જો તમારા પર ભરોસો રાખ્યો હોત તો તો બંધ પર આવી જ શક્યા ના હોત.' — નરેશ મિજાજપૂર્વક બોલે છે.

ઑફિસર થોડી વાર ચૂપ રહી પૂછે છે, 'તમારે શું જોઈએ છે, તે કહો; મારે તો કંટ્રોલ પર જણાવવાનું છે. એ માણસ ત્યાં છે કે નહીં તે જોવા માગો છો?'

'એ જ માટે તો સવારથી ફોન કરાવ્યો,' નરેશ કહે છે.

'સાંભળો', ઑફિસર એક સિદ્ધાંતની રીતે વાત કરે છે, 'તમારા કોઈની પાસે અત્યારે કોઈની નૌકા છે?'

'જો અમારી પાસે નૌકા લઈને જવાનો ઉપાય હોત તો તમને ફોન કરાવત જ શા માટે?' નરેશ જવાબ આપે છે.

'કંટ્રોલ પર ફોન કરી અહીં નૌકાની વ્યવસ્થા કરતાં કરતાંમાં તો ફ્લડનાં પાણી ઊતરી જશે ' — ઑફિસર સ્પષ્ટપણે જણાવી દે છે.

'તો પછી રેડિયો પર — ટી.વી. પર આટલી બધી મિલિટરીની વાત થાય છે — બતાવે છે?' છોકરી જેવા અવાજે કોઈ પાછળથી બોલે છે.

'તે ક્યાં શું બતાવે છે, એ બધું હું કહી શકીશ નહીં. હું તો તમારા કામની વાત કરું છું. તમે જો કંટ્રોલ પર જણાવવાનું કહેશો તો હું રાયપુર બગીચે જઈ ફોન કરી દઈ શકું, પણ એટલું જ. તેથી વિશેષ મારી સત્તા અને શક્તિની બહાર છે. ત્યાં ડી.સી. બધું બરાબર કરશે. અને, જો તમે અહીંથી કોઈ નૌકા અને નાવિક આપી શકો તો તો હું હમણાં જ એ રેક્વીઝિશન કરી શકું.'

'શું કરી દઈ શકો?' અમૂલ્ય નરેશની પાસેથી પૂછે છે.

'હું હમણાં જ ભાડે કરી લઈશ.'

'પહેલાં કહ્યું કે નૌકા જોઈએ છે; હમણાં કહ્યું કે નાવિક જોઈએ છે. તો તમે રેસ્ક્યુ કરશો કેવી રીતે?' જગદીશ બારુઈ સ્પષ્ટ અવાજે કહે છે.

'ના, હું ગવર્નમેન્ટ તરફથી નૌકાનું ભાડું આપીશ, નાવિકોનું વેજ આપીશ, એટલે કે નાવિકોને રૂપિયા આપીશ.'

ઑફિસરની વાત પછી એકાએક બધા જ ચૂપ થઈ જાય છે. બરાબર સમજાતું નથી, આ નીરવતાનો અર્થ શો? રઘુ ઘોષ થોડી રાહ જોયા પછી કહે છે, 'શું? અહીં કોઈની નૌકા છે કે?'

'અરે, અહીં જે નૌકા છે તે આ પાણીના વેગને સંભાળી શકશે? અને વળી નૌકા લઈને જશેય કોણ? કેટલા રૂપિયા આપશો — જે માણસ આ વેગવાળા પાણીમાં નૌકા ચલાવશે તેને?' જગદીશ પ્રશ્ન કરે છે.

'આ પરિસ્થિતિમાં રૂપિયા માટે હું કંઈ તમારી સાથે ભાવ-તાલ કરવાનો નથી.

તમારે કેટલા જોઈએ છે? બોલો ને? નૌકા છે અહીં?'

ફરીથી બધા ચૂપ રહે છે.

આ નીરવતા દરમ્યાન જાણે ભીડ ઓછી, આઘીપાછી થઈ જાય છે. અમૂલ્ય અને નરેશ લગભગ કાનમાં વાત કરતાં કરતાં લગભગ બંધના છેડા તરફ એક બાજુ ચાલી જાય છે. બીજાઓનું પણ થોડું આવું જ થાય છે. અને ફક્ત થોડી જ વારમાં ઑફિસર એવો એકલો થઈ જાય છે કે જાણે તેમની સાથેની બધાયની વાતો પૂરી થઈ ગઈ છે. થોડી વાર ફરીથી રાહ જોયા પછી ઑફિસર અવાજ મોટો કરી કહે છે, 'સાંભળો, હવે મોડું કરવાનું નથી. જો તમારી નૌકા હોય તો આપો, અને ના હોય તો હું રાયપુર બગીચે જઈ કંટ્રોલમાં ફોન કરી દઉં છું. તે પછી કંટ્રોલવાળા જે કરવાનું હશે તે કરશે. મૅનેજરબાબુ....' ઑફિસર પાછળ નજર ફેરવે છે.

રઘુ ઘોષ હસતાં હસતાં કહે છે, 'મૅનેજરબાબુ તો ચાલી ગયા છે. હું છું. તમારે જવું હોય તો ચલો.'

'તમે બગીચાના છો?'

'હાં -'

નરેશ અને અમૂલ્ય પાછા આવે છે અને ઊભા રહી જાય છે. ઑફિસર તેમના તરફ જોઈ કહે છે, 'શું થયું? નૌકા મળી શકશે?'

'તે તો મળશે. અમે ચાર જણા જઈ શકીએ. પણ માથાદીઠ ૨૫૦ રૂપિયા આપવા પડશે. નૌકાનું ભાડું અલગ.' નરેશ કહે છે.

નરેશે વાત કરી લીધા પછી એકાએક જાણે ચારે તરફના બધા જ ચૂપ થઈ જાય છે. કેવળ પવન અને વરસાદનો અવાજ વધી જાય છે. આ ભીડમાં જે લોકો બગીચાના હતા અને હાટના હતા તેઓ તો અત્યારે ભાવની ખેંચતાણની ઉત્તેજનાથી જ ચૂપ રહે છે. પેલા ભાઠાના જ જે પાણીમાં તણાઈને આવેલા ભીડમાં હતા તેઓ નરેશની વાતથી જ સમજી ગયા કે તેમના પોતાના જ ભાઠા પર જઈને પાછા આવવાની કિંમત અત્યારે આટલી બધી વધી ગઈ છે.

ઑફિસર જ પહેલો બોલવાનું શરૂ કરે છે, 'એ શું વળી? એક તો તમારો એક માણસ ત્યાં છાપરા પર પડ્યો છે. તમારે લોકોએ જ આટલી વારમાં નૌકા કરી એ માણસને લઈ આવવો જોઈતો હતો. અમે ખર્ચ કરવા તૈયાર છીએ એ સાંભળીને હજાર રૂપિયાનો દર બોલો—' વાત પૂરી કરી ઑફિસર આ તરફ પેલી તરફ જુએ છે, પછી રઘુ ઘોષ સાથે નજર મળી જાય છે. રઘુ હા હા હસીને ઑફિસરની વાતમાં બીજો ભાર ભેળવી દે છે.

તેમ છતાં, રઘુ ઘોષના હાસ્ય પછી પણ, આ લોકોની ચુપકીદી તૂટતી નથી. એક કોઢારમાં જેમ ગાય વેચવા-લેવાના સમયે એક ગાયની પાછળ આખા દિવસ સુધી કિંમતને માટે ખેંચતાણ ચાલુ રહે, તેમ અત્યારે બંધ ઉપર જાણે એવી જ એક

પરિસ્થિતિ થઈ ગઈ છે. નરેશ - અમૂલ્ય ભીડમાંથી થોડા ખસી જઈને જમીન પર ઊભા પગે બેસે છે — પણ તેમની અંદરોઅંદર પણ કોઈ વાતચીત કરતા નથી. ભીડ થોડી વીખરાઈ જાય છે — કોઈ કોઈ ઑફિસરને ઘેરી વળીને ઊભા છે; કોઈ કોઈ ફરીથી ખસી જઈ નરેશ - અમૂલ્યની પાસે ઊભા છે. ભીડ ઓછી થઈ ગયા પછી સમજાય છે કે ઑફિસરની જમણી તરફ પાછળ ભોંય જગદીશ બારુઈ બેઠો છે.

'કહો ને, નૌકા મળશે? નૌકા છે ક્યાં?' ઑફિસર પૂછે છે, પણ તેનો કોઈ જવાબ આપતું નથી. થોડી રાહ જોયા પછી ઑફિસર મોટે અવાજે અને માથું ફેરવીને ફરીથી પૂછે છે, 'શું રે? અહીં નૌકા કોની છે? ક્યાં છે?'

ઑફિસરના પ્રશ્નનો કોઈ જવાબ આપતું નથી. આ વખતે થોડા અધીરા થઈને ઑફિસર કહે છે, 'વાહ! તમને હજાર રૂપિયા આપવા તૈયાર થાઉં તો નૌકા મળી જશે અને ના થાઉં તો નહીં મળે? ફ્લડ વખતે આવું કરવું એ તો ગેરકાયદેસર છે.'

આ વખતે પણ કોઈ કશું બોલતું નથી, પણ ઘણાં બધાં નરેશ - અમૂલ્ય તરફ જુએ છે. એ દૃષ્ટિનું અનુમાન કરીને જ નરેશ - અમૂલ્ય માથું નીચું કરી માટીમાં લાકડી વડે વાંકુંચૂકું કોતરે છે. અશ્વિની રાય પાછળથી આવી ઑફિસરને કહે છે, 'સર, એ છાપરું મારું જ છે, એ માણસ મારી સોપારીના ઝાડ પર ચઢ્યો અને ઊતર્યો નહીં.'

પાછળથી જગદીશ બારુઈ હસી પડી બે હાથ ફેરવી કહે છે, 'શેની વચ્ચે શું? નકામો બબડાટ ! વાત થઈ રહી છે રેસ્ક્યુની, અને એ કહે છે એની સોપારીની વાડીની વાત!' જગદીશના મંતવ્યથી થોડું હસવાનું - મશ્કરી કરવાનું શરૂ થવાની બાબત હોય, પણ જેઓ હસી શકતા અથવા સામું મંતવ્ય આપી શકતા તેઓ મોં ખોલતા નથી. પરિસ્થિતિ જરા વધારે ગંભીર થઈ જાય છે. અશ્વિની રાય તેની સાથે વાત કરે છે એટલે ઑફિસરને પણ જાણે એક અવલંબન મળી જાય છે. તે અશ્વિની રાયને જ પ્રશ્ન કરે છે, 'હું તો ક્યારનો બૂમો પાડું છું કે અહીં કોઈને નૌકા છે; તમે તો તેનો કોઈ જવાબ જ આપતા નથી. તો શું હું તરીને જઈ એ માણસને પકડી લાવીશ? અહીં નૌકા ક્યાં છે?' ઑફિસર રઘુ ઘોષ તરફ ફરીને કહે છે, 'તમને ખબર નથી — કોની નૌકા છે?'

'હું કેવી રીતે જાણવાનો? હું કંઈ રોજ અહીં આવું છું?' રઘુ ઘોષ ફટ્ કરતો ઑફિસરના મોઢે જ હસવા લાગે છે

'તમારો બગીચો નદીની આટલે પાસે છે, તમે કેમ એક નૌકા રાખતા નથી?' ઑફિસર અચાનક રઘુ ઘોષને જ પ્રશ્ન પૂછે છે. રઘુ ઘોષ પ્રશ્ન સાંભળી પહેલાં 'આં!' કહી દે છે; પછી તેનું પેલું હા હા કરતું હસવાનું આ વખતે લાંબા વખત સુધી ચાલ્યા કરે છે. એ હસવાનું પૂરું કરી ઝભ્ભાની બાંય પર મોં લૂછી તે કહે છે, 'વાહ! તમારે

વરસે- બે વરસે ક્યારેક જરૂર પડવાની, એટલા માટે કંપની બગીચામાં નૌકાનો ખર્ચ રાખ્યા કરે?'

જગદીશ બારુઈ પાછળથી બોલી ઊઠે છે, 'હો-ય, હો-ય; તમે નૌકા રાખશો, ડામર લગાડાવશો, બધું ઘસાવશો અને એ લોકો વર્ષે એક વાર જીપમાં આવી, કરવો હોય તેટલો નૌકાવિલાસ કરશે.'

અશ્વિની રાય નરેશ - અમૂલ્યની પાસે જઈને ઊભો રહે છે. નરેશ કે અમૂલ્ય કોઈ એના તરફ નજર ઉઠાવીને જોતું નથી. અશ્વિની રાય થોડી વાર ઊભો રહી ત્યાં જ ઊભા પગે ત્રાંસો બેસે છે. જાણે તેનો પગ પકડાઈ ગયો છે તેથી બેઠો છે, એ રીતે બેસે છે. પછી નરેશ તરફ જોઈને કહે છે, 'પૂછ્યું જ છે કે કોની નૌકા છે? તો કહી દે ને! સરકારનો ઑફિસર —'

નરેશ કહે છે, 'તમે જ કહી દો ને; અમારી પાસે શા માટે આવ્યા છો? અમારી તો નૌકા છે નહીં.'

નરેશ જોરથી બોલે છે — ઘણાં બધાંને સંભળાવવા. વાતમાં જરા કડકાઈ હતી — એ અશ્વિની રાય સમજી શકે છે. તેથી એવું મોં કરીને બેસી રહે છે કે જાણે વાતો એને કહેવામાં આવી નથી.

જગદીશ બારુઈ તેની જગ્યાએથી ઊઠી નરેશની પાસે બેસી ખૂબ ધીમા અવાજે કહે છે, '૭૦૦માં રાજી થઈ જા; હું કહી દઉં છું; તમને માથાદીઠ દોઢસો, અને એકસો મને આપજે.'

'તમે ફરીથી આમાં હવામાં લાત મારશો! દોઢસોમાં રાજી થવાના નથી.' નરેશ પણ લગભગ સંભળાય નહીં એવા અવાજે બોલે છે.

'તું રાજી છે કે નહીં જવાબ આપ; ઑફિસર રાજી છે કે નહીં તે હું સમજી લઈશ; અમૂલ્યને પૂછ તો.'

નરેશ અમૂલ્ય તરફ માથું ફેરવી જમીન તરફ જોઈ વાત કરે છે. પછી જગદીશ તરફ ફરી જણાવે છે, 'અમૂલ્ય તો માથા દીઠ બસોથી ઓછે રાજી નથી. અને તમારું વળી કમિશન શેનું?'

જગદીશ ઉધરસવાળું હાસ્ય હસીને કહે છે, 'તારું બરાબર રાખ. મને સો આપજે. નહીં આપે તો હું જ ઑફિસરનો કોન્ટ્રેક્ટ લઈશ — ત્યારે તને પચાસ રૂપિયા પણ મળશે નહીં.' વાત કરીને જગદીશ બારુઈ ઊભો થાય છે — બે હાથની આંગળીઓ ભરાવી માથા પર મૂકી, અવાજ સાથે બગાસું ખાય છે.

તે વખતે સાંજ પડી છે, જાણે કે સાંજ છે એવું સમજાતું પણ નથી. જગદીશ બારુઈ તેમના ડૂબેલા ભાઠા તરફ એક વાર જુએ છે. જોઈ રહીને જ કહે છે, 'માણસ નજર સામે તણાઈને આવ્યો, અને સોપારીના ઝાડ પર ચઢી ચાલી ગયો?'

વાઘારુની નિરુદ્દેશતા માટે અહીં ભાવ-તાલની ખેંચતાણ શરૂ થાય છે. એ

ખેંચતાણ પવન અને વરસાદ સાથે ભળી પણ જાય છે. વાઘારુને કેવી રીતે ખબર પડશે કે તે સોપારીના ઝાડ પર ચઢ્યો છે કે તણાઈ ગયો છે, માત્ર એટલું જોઈ આવવા માટે સરકારના ઑફિસર સાથે ભાવ માટે વાતો ચાલી રહી છે! પૂરમાં ઘણાંયનું ઘણું બધું તણાઈ જાય છે, અને વળી ઘણાંની પાસે ઘણું બધું તણાઈને આવે છે પણ ખરું. જગદીશ, નરેશ અને અમૂલ્ય સમજી શકતા નથી — તેમની પાસે કશું ખરેખર તણાઈને આવ્યું છે કે નહીં. તેઓ ખેંચી લાવવા ઇચ્છે છે.

ઑફિસર કહે છે, 'જુઓ, હું આખો દિવસ અહીં ઊભો રહી શકું નહીં. મેં જોયું છે કે કોઈ માણસને રેસ્ક્યુ કરવાનો નથી. હું એ વાતનો જ રિપોર્ટ કરીશ. તેમ ના હોય તો તમે નૌકા ક્યાં છે તે કહો — અમે રેસ્ક્યુની વ્યવસ્થા કરીએ છીએ.

## 140

## વાઘારુ-ઉદ્ધાર માટે ચર્ચાસભાનો ત્યાગ અને પછીથી મત-ઐક્ય

ઑફિસર થોડી રાહ જુએ છે. પણ પરિસ્થિતિ જરાયે બદલાતી નથી. ભીડ ઓછી તો થઈ જ ગઈ છે, અને હવે વધારે ઓછી થઈ જાય. જગદીશ બારુઈ બંધને કિનારે જઈને ઊભો છે. નરેશ - અમૂલ્યને ઘેરી વળી જેઓ ઊભા હતા તેઓ પણ થોડે દૂર સરી જાય છે. ઑફિસર નદી તરફથી પાછો ફરીને ઊભો રહે છે ઉત્તર તરફ મોં રાખી. પૂરમાં તણાઈ આવેલા લોકોની બે-ચાર ગાય બાંધેલી છે, પણ પછી ખુલ્લું - ખાલી છે. જરા જોઈ રહી ઑફિસર નદી તરફ એકદમ ફરી સીધો ચાલવા માંડે છે.

ઑફિસરની પાછળ થોડી ભીડ હતી. ઑફિસર ચાલવા માંડશે એ તો કોઈ સમજ્યું નહીં. એટલે બે-એક જણને હાથ વડે ખસેડી ઑફિસર આગળ જાય છે. તેને આગળ આવતો જોઈ ભીડમાંના લોકો તેને માર્ગ આપી તેની સામે જ જોઈ રહે છે. રઘુ ઘોષ ઑફિસરની પાછળ બે-એક ડગલાં જઈ ઊભો રહી જાય છે.

કોઈને ખબર પડતી નથી — ઑફિસર ક્યાં જાય છે. પહેલાં વિચારે છે કે કદાચ ઊભા રહેવાની જગ્યા બદલી રહ્યો છે. પછી વિચારે છે, પેશાબ કરવા જાય છે. પેશાબ કરવા જવું હોત તો તો બંધની ઉપર જ ઉત્તર તરફ બેચાર ડગલાં જાત. પણ બંધ પરથી ઑફિસર પેશાબ કરવા જતો નથી. એટલી વારમાં તો ઑફિસર બંધની નીચે ઊતરી તેની જીપ તરફ ચાલવાનું શરૂ કરે છે. બંધની નીચે ઊતરી ઑફિસર ચાલી જાય છે.

અશ્વિની રાય ક્ષીણ અવાજે બોલે છે, એ નરેશિયા, અરે ઑફિસર તો ચાલી

જાય છે, જો તો ખરો.'

આ સાંભળી નરેશ - અમૂલ્ય ઊભા થઈ ત્યાંથી જ ડોક ઊંચી કરી જુએ છે. પણ સમજી ના શકતા આંગળીઓ પર ટેકો દઈ જુએ છે. પાછળથી જગદીશ બારુઈ માથા પર બે હાથની તાળી વગાડી બોલી ઊઠે છે, 'જો રે અમૂલ્ય, તારા હજાર રૂપિયા જીપે ચઢીને ચાલ્યા ગયા. હવે તારો પોતાનો જ હાથ પોતે ચાટતો બેસી રહે.'

નરેશ ચીકણી માટી પરથી નીચે ઊતરી જગદીશ તરફ જોઈ રાડ પાડે છે, 'ચાલી ગયો! એટલે? તમે શું અહીં બેઠા બેઠા તમાશો જોઈ રહ્યા છો? ચલો, જીપને રોકવા.' આટલું બોલી નરેશ જગદીશ તરફથી મોં ફેરવી લઈ પવનમાં હાથ ફેરવતો કહે છે, 'એ - ય, ચલો બધા, જીપ રોકો, જીપ રોકો.'

એમ કહી, નરેશ અમૂલ્યની વધારે પાસે જઈને મળ્યો, તેનો હાથ પકડી ખેંચી બંધ પરથી હૂડ્ હૂડ્ કરતો નીચે ઊતરી ઑફિસર તરફ દોડવાનું શરૂ કરે છે. તેમની સાથે સાથે બીજા બે-એક જણ ઊતરે છે. તેની પણ પછી, પણ વધારે પાછળ, બીજા બેચાર જણ ચાલતા ઊતરે છે, ચાલતાં ચાલતાં જ જીપગાડી તરફ જાય છે. પણ એટલે સુધી જ. પૂરમાં તણાઈ આવેલાઓમાંથી મોટા ભાગના બંધ પર જ ઊભા રહે છે. કોઈ કોઈ નદી તરફથી રસ્તા તરફ જઈ લાઈનબંધ ઊભા જોઈ રહે છે. જેઓ પોતાની વસ્તુઓની આડશમાં બેઠા-સૂતા હતા તેઓ ત્યાંથી કશે જતા નથી.

સવારે જ્યારે અશ્વિની રાયના છાપરા પર વાઘારુને પહેલવહેલો જોવાનું થયું હતું ત્યારે બંધ સુધ્ધાંના માણસો, એક નિતાઈ સિવાય, વ્યસ્ત થઈ ઊઠ્યા હતા. પણ હવે જ્યારે તેનો ઉદ્ધાર કરી લાવવા માટે શહેરથી ઑફિસર આવી કશું કર્યા વિના પાછા જતા રહે છે ત્યારે કોઈનો એ બાબતે કશો ઉત્સાહ નથી. વાઘારુ તો હવે દેખાતો નથી, એ ત્યાં છે કે નહીં તે પણ કંઈ સમજાતું નથી, તણાઈ ગયો હોય તો તણાઈ ગયો છે — આ રીતનો વિચાર તો આ દરમ્યાન તૈયાર થઈ જ ગયો છે. એ માણસ સોપારીના ઝાડ પર ચઢી અદૃશ્ય થઈ ગયો છે — એની અંદરનું રહસ્ય અને ભય આ આટલા વરસાદમાં, હવામાં અને વાતોમાં અસ્પષ્ટ થઈ ગયાં છે. ફ્લડવાળી તિસ્તાનું આવું ભૌતિક દૃશ્ય હવે અવાંતર છતાં ભવિષ્યની બાબત થઈ ગઈ છે. આખા દિવસમાં પવન અને વરસાદ જરા પણ ઓછા થયા નથી — એથી વધારે વાસ્તવિક ભયનું કારણ થઈ ઊઠ્યું છે આ સાંજને સમયે. આજે પણ આખી રાત આ વરસાદ અને પવન જો ચાલુ રહે તો તો ફ્લડનો ચહેરો કેવો થશે તે તો કોઈ વિચારી જ શકતું નથી. કદાચ વિચારવા ઇચ્છતા પણ નથી! પણ એ નહીં વિચાર કરવાના વિષયમાં પોતાને વધારે વિપત્તિ માટે તૈયાર કરી લે છે.

ઉપરાંત, આ ભીડમાં બીજી એક અનિશ્ચિતતાનો વિચાર આ સાંજથી પ્રસરવો શરૂ થયો છે. એમની ગણતરી પ્રમાણે આજે જ ફ્લડનો ચરમ દિવસ હોવાની વાત

હતી. પણ જો ફ્લડ હજુ વધારે વધતું જ રહે, તો તો શું એમના ભાઠા પરનું કશુંય બાકી રહેશે? જાણે તેઓ જાણતા હતા કે આજની બપોર સુધી જેટલું પાણી આવ્યું છે તેને તળિયે તો તેમનું ભાઠું તેમનું જ થઈ રહેશે. પણ એ પછીય પાણીનો જે ધોધ ઊતરી રહ્યો છે તેથી તેમના ભાઠાની જમીન પણ નદી સાથે ભળી જઈ શકે. તો તો શું? ફરીથી કોણ ક્યાં ઘર શોધશે? જમીન શોધશે?

એ બધી વાત અત્યાર સુધી કોઈ મોઢેથી બોલ્યું નથી, બોલશે પણ નહીં. પણ બધી વાતો અંદરોઅંદર તૈયાર થઈ રહી છે. જ્યારે તેઓ આવી ઘટનાની મુખોમુખ આવી પડશે — ત્યારે કદાચ બધું જ પ્રકટ થઈ જશે — એક ભાઠાનું ડૂબવું એટલે બીજા એક ભાઠાનું જાગવું! એ પ્રકટીકરણને માટે પણ એક સમયની જરૂર છે. જ્યારે ઑફિસર આવીને વાત કરતો હતો, અને ફ્લડ જોવા આવેલા રાયપુર — રાંધામાલિના લોકોએ ભીડ કરી છે, ત્યારે જ પૂરમાં વહીને આવેલા લોકોની અંદરોઅંદર વરસાદ અને હવા અને નદીનાં પાણીની ગણતરી શરૂ થઈ ગઈ છે. તેથી તેઓ આ બધા દર્શનાર્થીઓના સંપર્કમાં ઉદાસીન રહ્યા છે.

ત્યાં, ઑફિસર ભાગી જાય છે, તેને પકડવા માટે નરેશ બૂમ પાડીને દોડ્યો; નરેશની સાથે સાથે અથવા પાછળ પાછળ તેમના જ ચાલવાની વાત છે. કંઈ નહીં તો તેમના ભાઠા પર જ પેલો માણસ સવારે દેખાઈ ગયો હતો, એટલે એનો ઉદ્ધાર કરવો એ જાણે તેમના ભાઠાના જ માણસનો ઉદ્ધાર કરવા બરાબર છે.

ઑફિસર નૌકાનું ભાડું અને નાવિકના રૂપિયા આપશે એ સાંભળી નરેશ માથા દીઠ અઢીસો, એટલે કે ચાર જણની વચ્ચે એક હજાર, નૌકાનું ભાડું જુદું, જ્યારે બોલ્યા ત્યારથી જ જાણે ભાઠુંય તેમનું રહ્યું નહીં, ભાઠાનો પેલો માણસ પણ હવે તેમનો માણસ રહ્યો નહીં. આવા ફ્લડમાં, આવી વિપત્તિની વચ્ચે નૌકા લઈને જેઓ જશે તેઓ તેમની મરજી મુજબના રૂપિયા માગી શકે છે. આવા ફ્લડમાં નૌકાને ચલાવવી એ ઓછી મુશ્કેલીની વાત નથી. એ રૂપિયા જે આપી શકે તે આપી શકે, જે ના આપી શકે તે ના જ આપે. પણ આ તો સરકારી રૂપિયા છે. નરેશ અને અમૂલ્ય પહેલાં તો રાજી થઈ સાહસ કરી શક્યા એટલે રૂપિયા તેમને મળશે — એથી ભાઠાના બીજા બધા યોગ્ય માણસોને તો થોડું દુઃખ થાય. જો સરકાર પોતાની નૌકામાં પોતાના નાવિકને લઈને 'રેસ્ક્યુ' કરત, તો તે થાત સરકારની બાબત. પણ તિસ્તાનાં પૂરમાં તણાયેલો એક માણસ, એ કોણ છે એ તો કોઈ જાણતું નથી, એ પોતે જ તરીને અશ્વિની રાયના છાપરે ચઢ્યો; પછી પોતે જ સોપારીના ઝાડ પર ચઢી ગયો; હવે એ માણસને નામે નરેશ - અમૂલ્ય અને બીજા બે જણના હજાર રૂપિયામાં પૉકેટ ભરાશે — એવું તો કોઈ વિચારી પણ શક્યું નહીં. સવારે જ્યારે આને વિશે શોરબકોર થયો હતો ત્યારે તો બધાં જ માણસને જોઈને અસ્થિર થઈ ગયાં હતાં. તેથી તો ફોન પર ફોનની વાત હતી! પણ સવારનો આ શોરબકોર

સાંજે નરેશ - અમૂલ્યની જ બાબત બની જશે તે તો કોણ જાણતું હતું? હવે નરેશ - અમૂલ્ય જો ઑફિસરને ઘેરી વળી નૌકાના રૂપિયા પડાવે તો પડાવે. પણ ભાઠાનાં લોકો નરેશ અમૂલ્ય માટે ઘેરાઓ દેવા જાય શેના?

કદાચ નિતાઈ હોત તો આ બધું બનત નહીં. પંચાયતનો માણસ હોવાને નાતે ઑફિસરની સાથે નિતાઈ જ વાત કરત, અને નિતાઈની સાથે વાત થાત તો આ બધી રૂપિયા-પૈસાની વાત કદાચ ઊભી જ થાત નહીં. વિના પૈસે નિતાઈ કદાચ નૌકા ચલાવી દેત; એને માટે માથું ચઢાવત નહીં. પણ નિતાઈ તો આખો દિવસ શહેરમાં ગયો છે — રીલિફની શોધમાં.

ઑફિસર જીપની પાસે પહોંચતાં પહેલાં જ નરેશ વગેરે ઑફિસરને પકડી પાડે છે. પકડી પાડે છે એનો અર્થ એ કે ઑફિસર એમના દોડવાના અવાજથી પાછળ ફરી એમને જોતાં ઊભો રહી જાય છે. સીધો ફરીને ઊભો રહેતો નથી; બંધ તરફ મોં રાખી એમની તરફ માથું ફેરવી ઊભો રહે છે. ઑફિસર ચોક્કસ નરેશની બૂમને પહેલાં સાંભળી શક્યો છે; તેઓ તેની તરફ દોડીને આવે છે તેની પણ ખબર પડે છે, પણ તેને લાગ્યું હતું કે તે પહેલાં જ જીપ પાસે પહોંચી જશે. જરા આવ્યા પછી તેને બે સિપાઈઓની વાત યાદ આવે છે. યાદ આવતાંની સાથે જ મનમાં વિચાર આવે છે કે તેણે મૂળે તો બે સિપાઈઓનું ત્યાં પોસ્ટિંગ કરી દીધું છે — કોઈ લોકો નદીમાં તણાઈને આવે છે કે નહીં તે પર નજર રાખવા, પણ જરા વાર પહેલાં જ તેને થાય છે કે આ રીતે જીપ પર ચઢી ચાલી જવાથી કંઈક ખોટું બની જઈ શકે. અહીંથી જ ફરીથી ડી.સી.ને ફોન વગેરે કરશે; મધરાતે તેને ફરીથી કદાચ અહીં મોકલે. તો તો તેને માટે અહીં કશું કરવું પણ મુશ્કેલ બનશે. આવું કંઈક વિચારી ઑફિસર ઊભો રહી જાય છે.

પણ નરેશ - અમૂલ્ય જે રીતે તેની તરફ દોડતા આવ્યા છે, તેથી તેને થોડો ભય પણ લાગે છે. મોટા ભાગના લોકો બંધની ઉપર જ ઊભા છે એ જોઈ વળી થોડો વિશ્વાસ પણ પડે છે — તેઓ ચોક્કસપણે એને કશું કરશે નહીં. તેનો તો કોઈ દોષ નથી. તેઓ લગભગ દોઢ-બે હજાર રૂપિયા ઇચ્છીને બેઠા છે; પાંચસો રૂપિયાથી વધારે ખર્ચ કરવાની તેની ક્ષમતા જ નથી. એને એમ પણ લાગે છે કે આ રીતે અચાનક ચાલી આવવું એ પણ બરાબર થયું નથી. હવે જો તેઓ આવી તેને પકડીને લઈ જાય તે તો વળી વધારે ખરાબ થશે; તે અહીંથી ફરી શકશે જ નહીં. ઑફિસર ફરીથી જીપ તરફ ચાલવાનું શરૂ કરે છે —જરા ધીમે ધીમે.

જીપ પાસે પહોંચતાં પહેલાં જ, નરેશ - અમૂલ્ય, અને તેમની સાથે જેઓ દોડ્યા હતા તેઓ, તેની પાછળ આવી પહોંચે છે. ઑફિસર ઊભો રહેતો નથી, માથું ય ફેરવતો નથી. નરેશ - અમૂલ્ય તેની નજીક પહોંચી પાછળ પાછળ ચાલે છે અને જોર જોરથી શ્વાસ કાઢે છે, પણ કશું બોલતા નથી.

ઑફિસર જીપના ડ્રાઈવરને 'ગાડી ફેરવો, પેલી તરફથી રાયપુર જઈશું.' કહી ગાડી ફેરવવા માટેની રાહ જુએ છે.

તે વખતે નરેશ કહે છે, 'તમે શું ચાલી જવાના કે?'

તેમની તરફ મોં ફેરવ્યા વિના ઑફિસર કહે છે, 'સાંભળ્યું તો ખરું ને, હું શું બોલ્યો?'

'તો પેલા માણસને 'રેસ્ક્યુ' હવે કેવી રીતે થશે?'

'ત્યાં તો કોઈ માણસને મેં જોયો નહીં. તમે કહો છો કે માણસ છે. મેં કહ્યું કે માણસ આપો, નૌકા આપો,, રૂપિયા આપીશું, તમે વિચારતા હો કે આ તકનો લાભ લેવા દાવ મારો. એ બધું તો હું બરાબર કરી શકીશ નહીં. હું તો કંટ્રોલ રૂમ પર જણાવીશ. તેઓ જે કરવાનું કહેશે તે હું કરીશ.'

નરેશ અને અમૂલ્ય ઑફિસરની સાથે આ વિશે વિચારપૂર્વક વાત કરનાર માણસો નથી. ઉપરાંત, પૂરમાં તણાઈ આવેલાં બધાં જ જો તેમની સાથે આવત તો તેઓ બૂમો-કિકિયારીઓ પાડી શકત. વળી એ વાત પણ બરાબર છે કે દાવ મારવાની જેમ જ રૂપિયા માગે છે. એટલે, ઑફિસરને પકડવા માટે તેઓનું આટલું દોડી આવવું જાણે કે તેમની પોતાની પાસે જ નિરર્થક ઠરે છે. જીપગાડી વળીને ઑફિસરની સામે ઊભી રહે છે. ઑફિસર ડ્રાઈવરની પાસે જઈ બેસતાં, નરેશ જોરથી બોલવાનો પ્રયત્ન કરે છે, 'તમે શું પાછા આવશો, કે પછી બગીચેથી પાછા શહેરમાં જશો?'

ઑફિસર કહે છે, 'જુઓ ભાઈ, મારી શક્તિ તો પાંચસો રૂપિયા ખરચવાની છે. તમે જો એટલામાં કરી શકતા હો તો તો હું હમણાં કરી દેત. હું હવે કંટ્રોલમાં ફોન કરીશ. અત્યારે તો કંટ્રોલમાંથી ખબર આપીને આર્મીની નૌકા મોકલી શકાશે નહીં. જો કંઈ થાય તો તે કાલ બપોર પહેલાં તો નહીં જ. વળી કોઈ દેખાયું તો છે નહીં. રેસ્ક્યુ કરશે કોને? આટલી વાતમાં કંઈ કામ નથી. હું ફોન કરી અહીં પાછો આવીશ. કંટ્રોલે મને શું કહ્યું એ તમને જણાવીને ચાલી જઈશ. મારે બીજું કશું કરવાનું નથી. ચલો.'

ડ્રાઈવરે ગાડી ચલાવવી શરૂ કરતાં જ નરેશ બોલી ઊઠે છે, 'ઊભા રહો, ઊભા રહો.' ડ્રાઈવર ગાડી ઊભી રાખે છે. નરેશ આગળ જઈને કહે છે, 'સાંભળો, સર. આ નદીની અંદર તમારી મિલિટરી પણ ઊતરવાનું સાહસ કરશે નહીં. પાણીનો જો એક આમતેમ ધક્કો લાગી જાય, તો તો નૌકા ઊંધી પડી જાય. તમારે પણ હવે કષ્ટ લઈ ફોન કરવાની જરૂર નથી — પેલા એક હજાર કરી દો નૌકાના ભાડા સાથે; અમે હમણાં નૌકા વહાવીશું.'

'તમે હમણાં જ જશો? નૌકા પાસે જ છે?'

'હાં, પેલા રંધામાલિ હાટની પાસે જ —'

'તો પછી સાંભળો — હું તમને સાડા સાતસો રૂપિયા આપી શકું. પણ હમણાં

પાંચસો; કાલે અમારી ઑફિસે જઈ બાકીના અઢીસો લાવવા પડશે. અમારે એક પ્રસંગ માટે એક સાથે પાંચસો રૂપિયાથી વધારે ખર્ચ કરવાનો કાયદો નથી. અઢીસો તમને કાલે આપીશ.'

નરેશ હસતો હસતો માથું હલાવતો હલાવતો કહે છે, 'કાલ બીજો એક રેસ્ક્યુ જ્યારે કરીશું ત્યારે તેના પણ પાંચશો રૂપિયા રેસ્ક્યુ માટે આપજો, સર. ઘર-બાર, જમીન-જાયદાદ તો બધી, તમે જોયું ને, તણાઈ ગઈ!'

આ વખતે ઑફિસર સ્નેહપૂર્વક ધમકી આપે છે, 'ઊઠો, તો ગાડીમાં બેસી જાવ; પછી તો તમને નૌકા લઈ જવાનોય ટાઈમ રહેશે નહીં. ઊઠો, ચલો; નૌકા ક્યાં છે? ત્યાં જઈએ. અને જેને જેને લઈ જવાના હોય, તેને લઈ લઈએ. ગાડી વાળો.'

નરેશ તેમની પાછળની ભીડ તરફ જુવે છે. પછી 'એ-ય બાલિશ, સાંભળ', કહી એક છોકરાને બૂમ મારે છે, 'દોડતો જા; અશ્વિનીકાકાને કહે કે બીજા માણસને હાટની બાજુમાં મોકલે.' નરેશ જઈને જીપની પાછળના ભાગમાં ચઢે છે. અમૂલ્ય જ્યારે બેસવા જાય છે ત્યારે બાલિશ પાછળથી કહે છે. 'મને ગાડીમાં લઈ જાવ ને!'

નરેશ ધમકાવીને કહે છે, 'કહ્યું ને કે દોડતો જા.'

'અરે લઈ લો ને એને ય ઉપર. પછી જેને લેવાના છે તેને પણ ગાડીમાં ચઢાવી દો. ચાલીને જતાં તો સમય લાગશે.' ઑફિસર જણાવે છે.

બાલિશ પાછળથી ચઢી જાય છે. ગાડી બંધની નીચેથી પેલાં પૂરમાં તણાઈ આવેલાં લોકોનાં કામચલાઉ આવાસો તરફ ચાલે છે. નરેશ કહે છે, 'ના, નૌકા જ્યાં છે ત્યાં સુધી તો ગાડી જશે નહીં. પેલા બંધની સાથે સાથે જશે, પછી આગળ જશે નહીં.'

બોલતાં બોલતાંમાં જ ગાડી પહોંચી જાય છે. બાલિશ પાછળથી ધડ્ કરતો નીચે ઊતરી પડે છે. બંધનાં લોકોને સમજાયું નથી કે શું થયું છે. ઑફિસરે જ નરેશ અને અમૂલ્યને પકડ્યા, કે પછી નરેશ અને અમૂલ્યે ઑફિસરને પકડ્યા — એ સમજી શકાતું નથી. નરેશ અને અમૂલ્યનું દોડતા જવું, પછી ઑફિસરની ગાડીમાં બેસી તેઓનું અહીં આવવું — આમાં ક્યાંક કોઈ વિપત્તિની શંકા છે કે કેમ એ વિશે બંધના લોકોમાં અંદરોઅંદર અનિશ્ચિતતા ફેલાઈ જાય છે.

નરેશ ઑફિસરની બાજુએથી મોં બહાર કાઢી બંધ તરફ જોઈને બૂમ પાડે છે, 'અશ્વિનીકાકા, કાદાખોયાને હાટ પાસે મોકલી દો.' — પછી મોં અંદર લાવી કહે છે, 'ચલો'. નરેશના બોલવાનો ગરમ શ્વાસ ઑફિસરના જમણા કાનની પાછળ અને ડોક પર લાગે છે. નરેશે માથું અંદર સરકાવતાં જ ઑફિસરે રૂમાલ બહાર કાઢી ડોક લૂછી લીધી. ગાડી સીધી જ ચાલતી હતી.

એ હવામાં નરેશની વાત બંધ સુધી પહોંચી હતી કે કેમ તે સમજાતું નથી. તેમ છતાં, નરેશ જ્યાંથી વાત બોલે છે ત્યાં લગભગ પવન હતો જ નહીં - બંધને કારણે અટકી ગયો છે. પણ બંધ પર તો એ જ પ્રમાણે પવન છે. એટલામાં બાલિશ બંધ પર જઈ જાહેર કરી દે છે — નૌકા મૂકાશે - ચાલશે, કાદાખોયાને મોકલવાનું કહ્યું છે.

કાદાખોયા, અશ્વિની રાય જોતદારનો 'માણસ' છે; ભાઠાનો સૌથી ઉસ્તાદ નાવિક.

## 141

## કાદાખોયાનો નિદ્રાભંગ

ઑફિસરની જીપગાડી નરેશ - અમૂલ્યને લઈને ચાલી ગયા પછી અશ્વિની રાય જઈને કાદાખોયાને બૂમ પાડે છે — 'અરે, એ બાઉ!' અશ્વિની રાયની ગાયો જે ખૂંટે બાંધી હતી તેની નીચે બંધની પશ્ચિમના ઢાળ પર કાદાખોયા ઊંઘતો હતો. એ તરફ બોલ્ડરોની વચ્ચે તેણે એક સમતલ જગ્યા શોધી કાઢી હતી. તેણે આખા શરીર પર માત્ર એક લંગોટ પહેરેલી છે; અને ગમછો તેના માથાના ઢાંકણની જેમ લગાડેલો છે. બંધને કારણે હવા અહીં એટલા વેગથી વહેતી નથી. એટલે કાદાખોયાના ઊંધા માથા પરથી તે ઊડી ગયો નથી. કાદાખોયાએ જરૂર ગમછા વડે ગળા સુધીનું માથું એવી રીતે બાંધી રાખ્યું છે કે ગમછો ઊડી જવાની સંભાવના પણ નહોતી. એનું શરીર એવું ઉઘાડું છે કે વચ્ચેની લંગોટ પણ ચામડી સાથે ભળી જાય છે. જ્યાં માણસને કપડાંની સૌથી વધારે જરૂર છે ત્યાં કાદાખોયાને કોઈ કપડાંની જરૂર નથી, ચિંતા નથી; અને જ્યાં માણસને કપડાંની કોઈ જરૂર નથી તે માથાને કાદાખોયાએ ગમછા વડે એવી રીતે બાંધી રાખ્યું છે કે તેને ઝટ્ લઈને જોતાં માણસ માની લઈ શકાય નહીં. પૂરને સમયે બંધ પર એ પ્રકારનાં લાકડાં, વૃક્ષો, કેટલાંયે પડેલાં હોય છે.

અશ્વિની રાયનો અવાજ ધીમો છે. બંધ પરથી તેની બૂમ કાદાખોયા સાંભળી શકતો નથી. અશ્વિની રાય બેસતો બેસતો બંધના એક બોલ્ડરથી બીજા એક બોલ્ડર પર પગ દઈ નીચે ઊતરે છે, અને બૂમ પાડે છે, 'હે બાઉ, બાઉ રે...' કાદાખોયા ત્હોય સાંભળતો નથી. એટલી વારમાં અશ્વિની કાદાખોયાની પાસે પહોંચી જાય છે. એને લાગે છે કે કાદાખોયા તો ઊંઘે છે. ગમછામાં ફેરવીને ઢાંકેલા તેના મોઢાની અંદરથી અવાજ બહાર નીકળે છે. અશ્વિની હજુ વધારે નજીક જઈ કાદાખોયાનું માથું પકડી મૃદુતાથી હલાવે છે, 'હે બા, બાઉ રે' — બોલતાં બોલતાં.

બંધ પરથી જગદીશ બારુઈ બૂમ પાડે છે : 'બોલ્ડરથી માર એના માથામાં; એ તો મરી ગયો હોય એવું ઊંઘે છે; ધક્કો માર, ધક્કો.'

અશ્વિની રાયના મોં અને આંખો પર બધો વખત એક અસહાયતાનો ભાવ છે. તે જગદીશ તરફ જુએ છે, જાણે કે જગદીશની વાત નહીં સાંભળે તો જગદીશ ગુસ્સે થશે. પછી વધારે આગળ જઈ બે હાથ વડે કાદાખોયાની પથ્થર જેવી પહોળી પીઠ પકડી હલાવે છે — 'હે બાઉ, બાઉ ગે...'

કાદાખોયાની આવડી મોટી પીઠ અશ્વિની રાય તેના આવડા અમથા હાથથી હલાવી શકતા નથી. પણ કાદાખોયા જાગી ગયાં છે તે સમજાઈ જાય છે, કારણ તે તેના હાથ લંબાવે છે. એટલે અશ્વિની રાય અવાજ મોટો કરી બૂમ પાડે છે — 'હે બાઉ, બાઉ ગે...એ...'

આ વખતે કાદાખોયા તેના આખા શરીરને ચત્તું સીધું કરે છે. એક જગ્યા પર નહીં — તે ગબડતો સીધો થાય છે. એટલે બોલ્ડર પર જે નાનાં નાનાં ઝાંખરાં હતાં તે બધાં તેની છાતી પર ચોંટી જાય છે, પથ્થરોની કરચો પણ ચોંટી જાય છે. પછી તેનું માથું બોલ્ડરથી સરકી જઈ એક પોલાણમાં પડી પાછળ ચાલી જાય છે — ગળું ખેંચાઈ જાય છે. બે પગ પહોળા થઈ જાય છે. જોઈએ તો એમ ના લાગે કે આ કોઈ જીવતો માણસ છે.

બંધ પર તો એક લાઈન થઈ ગઈ છે. રઘુ ઘોષ બૂમો પાડે છે — 'અરે, એને માથે પાણી રેડો, પાણી રેડો.'

રઘુ ઘોષની બહેન પૂછે છે, 'શું થયું છે? એણે દારૂ પીધો છે? નશામાં છે?'

રઘુ ઘોષની વહુ કહે છે, 'ક્યાં ટી.વી.-ની નૌકા જોઈશું? નહીં તો પેલા મિથુન ચક્રવર્તીને જોવા પડશે.' કહેતાં જ ખિલખિલ હસી પડતાં જ રઘુ ઘોષ પણ હસી પડીને કહે છે, 'મિથુન ચક્રવર્તી આવી લંગોટ પહેરે છે કંઈ?'

'એવું ટાઈટ પેન્ટ પહેરે છે કે લંગોટ જેવું જ લાગે.' કહી લીલી ફરીથી એક વાર હસી પડે છે.

'તમારા કાદાખોયાને જગાડવો એ તો કુંભકર્ણની નિદ્રાભંગ જેવું છે. પથરો મારો, પથરો મારો; નહીં તો જાગશે જ નહીં.' જગદીશ ઉપરથી બોલે છે.

ફરી એક વાર તેને બૂમ પાડવા માટે અશ્વિનીએ હાથ લંબાવતાં જ કાદાખોયા બે હાથ મોં પર ખેંચી લે છે. અશ્વિની હાથ ખસેડી બૂમ પાડે છે, 'એ-ઈ, કાદાખોયા, ઝટ્ લઈને ઊઠ ને હવે! ઝટ્ ઊઠ; નૌકા હંકારવાની છે'.

કાદાખોયા ઊઠીને બેઠો થાય છે. તેણે જે રીતે ગમછો માથે બાંધ્યો હતો તે તેના ચત્તા થવામાં ફરી ગયો છે, તે ખોલી શકતો નથી. ગમછામાં બાંધેલા મોં સાથે જ બેઠો થાય છે. બેસીનેય ગમછાનો ખૂણો બે હાથમાં મેળવી શકતો નથી. એટલે એ રીતે ઊભો થાય છે. અને હાથ વડે ગમછાનો છેડો શોધે છે. નહીં મળતાં, તે

બંધ પર જવા માટે ગમછા બાંધેલા મોંએ જ જાય છે. છેવટે, ગમછાના છેડા નહીં જ મળતાં ગળા પાસેથી ગમછો ખેંચી ઉપર ઊંચો લઈ જાય છે. ગમછામાંથી તેના હોઠ તો બહાર નીકળે છે. પણ ગમછો નાકે અટકી જાય છે. અંતે બંધ પર જઈ એક ઝાટકો દેતાં જ ગમછો ખૂલી જાય છે. ગમછો હાથમાં લઈ તે મોં લૂછી નાખે છે. પછી અશ્વિની રાયને શોધે છે.

અશ્વિની રાય ત્યારેય બંધ પર ચઢી શક્યા નથી. પણ કાદાખોયા ગમછો ખોલી નાંખી શક્યો છે તે જોઈ જોરથી બૂમ પાડે છે, 'હાટની પાસે ચાલ્યો જા, નરેશિયો છે, નૌકા ચલાવવા લાગી જા.'

કાદાખોયા ગમછા વડે મોઢું ફરી એક વાર ડોલાવતો ડોલાવતો બંધની પેલી ભીડમાં થઈ બંધની પૂર્વ તરફના ઢાળના બોલ્ડરો પર લાંબાં લાંબાં પગલાં મૂકી ખૂણેખાંચરેનાં પાણી તરફ નીચે ઊતરી જાય છે; પછી પાણીનું નાનું નાળું એક કૂદકે ઓળંગી, જાળ નાંખેલાં બોલ્ડોર પર થઈ વળાંક લઈ અદૃશ્ય થઈ જાય છે.

કાદાખોયાએ આવી ભીડ જોઈ નથી; આવાં હવા - વરસાદ જોયાં નથી; નદીનું આટલું પાણી જોયું નથી. તે તો જાણે ઘૂમતો ઘૂમતો ચાલતો ચાલી ગયો એની રોજની રીતે જ. બંધ પરથી નીચે કૂદી કૂદીને ઊતરવાથી તેના શરીર પરની પથ્થરની કરચો થોડીઘણી ખરી પડે છે, પણ બધી તો નહીં.

રાંધામાલિ હાટમાં ક્યાંક નૌકા છે એટલું તો બધાં જ જાણે છે; નૌકાનો એક માલિક પણ છે, પણ સામાન્ય રીતે ભાઠાનાં લોકો નૌકાનો ઉપયોગ શાક-ભાજી વગેરેનો ભાર હાટમાં લઈ જવા માટે જ કરે છે. બરાબર હોડી ના હોય તોપણ હાટને દિવસે હોડીના જેવો જ નૌકાનો ઉપયોગ કરવામાં આવે છે. ભાઠાના જે લોકો નૌકા વાપરે છે તેઓ હાટને દિવસે માલિકને થોડા પૈસા આપી દે છે. નૌકાના માલિકની એક નાની સુંદર દુકાન છે. નૌકાની સંભાળ રાખવી, નાનીમોટી મરામત કરવી વગેરે ભાઠાના લોકો જ કરી લે છે. કાદાખોયા ઊંઘમાં જ નૌકા' સાંભળી જાગી જઈ ક્યાં જવાનું છે તે સમજી જાય છે.

એ રીતે સમજી જાય છે બંધનાં લોકો પણ. ભાઠાનાં માણસો તો સમજે જ, પણ હાટ અને બગીચાનાં માણસો પણ સમજી લે છે. તેઓ જાણે છે કે નૌકા ક્યાંક બાંધેલી છે — અહીંથી ઉત્તર તરફ જ્યાં બંધ ડાબી તરફ વળે છે તે ખૂણે બાંધેલી છે. ઑફિસર ગાડી લઈ નરેશ - અમૂલ્યને પેલા વળાંકે ઉતારી દેશે, અને કાદાખોયા આ તરફથી પેલા વળાંકે પહોંચી જશે.

પણ નૌકા છોડતાં થોડી તૈયારીનો સમય લાગશે, એ પણ બંધનાં લોકો જાણે છે. આમે ય ભાંગેલીતૂટેલી નૌકા છે — આટલું પાણી પાર કરતાં જ હાલમડોલમ કરે છે. વળી કેટલાં બેઠેલાં છે તેને હિસાબે એક વાંસની સાથે સળિયો જોડી એક પહોળું લાકડું, હોય પણ ખરું ને ના પણ હોય. આ ફ્લડનાં પાણીમાં નૌકા તરાવતાં પહેલાં, કદાચ

હથોડી ના મળે તોય પથ્થર વડે એકબે જગ્યાને પૂરી દેવી પડશે. અને જે કોઈ માણસો જશે — ત્રણ જણ તો હતાં જ — તે દરેકના હાથમાં લાંબો વાંસ હોવો જોઈશે; વાંસ સિવાય આ પાણીના પ્રવાહમાં નૌકાને સંભાળી રાખી શકાય નહીં. સારી નૌકાને પણ સંભાળી શકાતી નથી તો પછી આ નૌકાની તો શી વાત કરવી?

બંધનાં લોકો નદી તરફ આવીને ઊભા હતા. ઊલટી દિશામાં ઑફિસરની જીપ અટકવાનો અવાજ સંભળાય છે, ત્યારે વળી કોઈ કોઈ ઊલટી દિશામાં જાય છે. એટલી વારમાં ઑફિસર પણ આવી પહોંચે છે.

# 142

# ઑપરેશન વાઘારુ

બંધ ઉપર જઈ સીધા નદી તરફ મોં રાખી કમરે હાથ દઈ ઊભા ઊભા ઑફિસર કહે છે, 'હમણાં જ છોડી મૂકશે.' પછી ડાબી તરફ જુએ છે — નૌકા જે તરફથી આવવાની છે તે તરફ. તેમનું જોઈને બીજાંઓ પણ ડાબી તરફ જુએ છે.

અત્યારે નૌકાનું આવવું એ જ મુખ્ય બાબત છે. તેથી બંધની ભીડ થોડી ઉત્તર તરફ પણ વીખરાય છે — ત્યાં જે બે-ચાર ગાયો બાંધેલી હતી તેને પણ છોડી મૂકીને. જ્યાં ભાઠાનાં લોકોએ ચીજ-વસ્તુઓ પાથરીને સંસાર માંડ્યો છે ત્યાં જ સ્ત્રીઓ ઊભી રહી ગઈ છે.

ઑફિસર ડાબી-જમણી તરફ જોઈ કહે છે, 'નૌકાની જે કન્ડિશન મેં જોઈ તે નૌકા પાર તો કરશે ને?'

ઑફિસરે કોઈ જવાબની આશા રાખી હતી. પણ જવાબ ના મળતાં તે હજુય વધારે જમણી-ડાબી તરફ જુએ છે. નૌકાના પ્રવેશમાર્ગ તરફ, એટલે કે ડાબી તરફ એક ઝલક મારીને ઑફિસર ફરી કોઈને શોધે છે. પછી નદી તરફ પીઠ કરી ફરે છે, 'અરે, પેલા બે સિપાઈઓ ગયા ક્યાં?' જ્યારે ઑફિસર બે સિપાઈઓને શોધવા આમતેમ નજર ફેરવે છે ત્યારે બંધનાં માણસોની વચ્ચે દબાયેલો અવાજ પવનની વિપરીતતાને કારણે રમી રહે છે — 'આવ્યા છીએ, આવ્યા છીએ.' પહેલાં જેઓ બંધની ઉત્તર દિશાએ જઈ ઊભાં હતાં તેમને જોઈ શક્યા હતા. ત્યાર પછી જેઓ જોવા માટે હુડ઼ હુડ઼ કરતાં આગળ જતાં જતાં બંધના ઢાળને વટાવી નીચે જઈ રહ્યાં હતાં તેઓ હતાં. એ વખતે નૌકા એક ટુકડો લાકડાની જેમ પ્રવાહના મુખ આગળ આ બંધનાં લોકોની મુખોમુખ આવીને ઊભી રહે છે. બંધ પરના બીજાં બાકીનામાંથી પણ ઘણાં હુડ઼ હુડ઼ કરી નીચે પાણીના કિનારે ઊતરી જાય છે, અને બંધની ઉપર રહે છે ઑફિસર, રઘુ ઘોષ, લીલી, ગોપા, ઑફિસરબાબુની મોટી સાળી, ગુદામબાબુ,

હાટનાં કોઈ કોઈ. પૂરમાંથી આવેલાઓ તરફથી પણ બે-ચાર ઉંમરલાયક વધારે નીચે ઊતરતા નથી. ગાયોને કેવી રીતે ખબર પડી કે નદી પર કશુંક બન્યું છે કે તેઓય નદી તરફ મોં રાખી ડોક લંબાવી દે છે! એક ગાયને ગળે દોરી વીંટળાઈ જાય છે. પ્રવાહના ધક્કે નૌકા પ્રવાહના મુખ આગળ વળી ગઈ છે. લાગે છે કે કાંઠેથી થોડા સમયમાં જ પેલી તરફ થઈ ઊલટી દિશામાં જશે. પણ નરેશ, અમૂલ્ય અને કાદાખોયા એ તરફ જોઈ જ શકતા નથી. નૌકા હજુ સીધી થઈ નથી, વળી ગઈ છે. આ જ નૌકાની ખામી છે — સીધી ના થાય તો નૌકા ડૂબી જાય. પ્રવાહ સાથે વહી જઈને નરેશ, અમૂલ્ય અને કાદાખોયા તેમની સમગ્ર શક્તિ વડે નૌકાને સીધી કરવા માટે પાણી પર લગભગ ઊંધા વળી ગયા છે — નૌકા પર ઊભા રહી જેટલા ઊંધા વળી શકવું સંભવ હોય તેટલા વળીને. નૌકાના માથા આગળ જરા આગળપાછળ ઊભા રહી નરેશ અને અમૂલ્ય વાંસ મારે છે અને ઊંચકે છે, મારે છે અને ઊંચકે છે. તેઓ પ્રવહની ઊલટી દિશામાં વાંસ મારે છે જેથી પ્રવાહના મુખ આગળ નૌકાની ગતિને અવરોધ મળે. કાદાખોયા નૌકાની પાછળ ઊભો રહી પ્રવાહ તરફ મુખ રાખી એ જ કામ કરે છે. પણ તેને એકલાને બે જણાનું કામ કરવાનું છે — તે વાંસ ઊંચકી એક વાર જમણી તરફ મારે છે, એક વાર ડાબી તરફ. ત્રણે જણાનું કામ નૌકાને પ્રવાહની ઊલટી દિશામાં રાખવાનું છે. એ પ્રયત્નને પરિણામે નૌકા પ્રવાહમાં વહી જતી નથી; થોડી તો તે લોકોના વાંસડા વડે પણ નિયંત્રિત રહે છે. પણ આવું નિયંત્રણ આ રીતે પ્રવાહના મુખ તરફ જરા ગયા પછી આવે છે. પ્રવાહના મુખમાં નૌકા છોડી દીધા પછી નૌકાને સીધી રાખવાનું કામ પહેલું છે. સીધી રાખી શકે તો થોડી વારમાં જ આ વાંસ મારવાનું અને ઊંચું કરવાનું એ બે વચ્ચે એક તાલ તૈયાર થાય. તો આવા પ્રવાહના મુખ આગળ પણ નૌકા ડૂબે નહીં. પણ અહીં એ સમય લઈ લેવા જતાં પેલું ભાઠું છોડીને નૌકા ચાલી જશે, તો પછી નૌકાને પાછી વાળવી અસંભવ. બંધથી પેલા ભાઠાનું અંતર હવે પાણીમાં એટલું ઓછું છે કે કોઈ રીતે નૌકાને ઠેલીને થોડી સરકાવી દેવાથી જ નૌકા ભાઠાના કોઈ છાપરા અથવા ઝાડને ઠેકાઈ જઈ રહેશે. પણ આ પ્રવાહના વેગને ઠેલી પેલું સામાન્ય લાગતું સરકાવવાનું પણ જાણે સંભવિત નથી.

બંધની મુખોમુખ આવીને નૌકા લગભગ ફરી જાય છે, એટલે પ્રવાહને અનુકૂળ તેનું માથું અને છેડો નહીં રહેતાં, તે પ્રવાહને લગભગ આડી આડી થઈ જાય છે. એને જો ઠેકવી શકે નહીં તો નૌકા એકબે ચક્કર ખાઈ પ્રવાહના ધક્કાથી ઊંધી વળી જશે. કાદાખોયા એક વાર જમણી તરફ, અને એક વાર ડાબી તરફ, એમ મારતાં મારતાં પણ નૌકાને સીધી રાખી શકતો નથી, તો પેલી તરફ અશ્વિની રાયની સોપારીની વાડી લગભગ પાર થતી જાય છે. એકાએક કાદાખોયા ડાબી તરફ વાંસડા મારવાનું બંધ કરી જમણી તરફ જ એક પછી એક ત્રણ વાર વાંસડો મારે છે. એ વાંસડા મારવાનું જાણે

પાણીમાં ભાલો મારવાનું અને ઊંચો કરવાના જેવું છે. નૌકા એક ક્ષણમાં જ ઊંધી પડી જાય. બંધ પરથી એક સાથે અવાજ ઊઠે છે, 'ગઈ', 'ગઈ'. પણ એ જ વખતે નરેશ અને અમૂલ્યનું મોં ભાઠા તરફથી બંધ તરફ ફરીને રહે છે અને કાદાખોયા નૌકાના માથે ચાલી જાય છે. કાદાખોયા નૌકાની બે તરફ પગ દઈ, જાણે માટી ખોદતો હોય, અથવા કોદાળી મારતો હોય એવી રીતે એ ભંગિમાં પેલો વાંસડો ઊંચો કરી પાણીમાં વીંધતો રહે છે. પાણીમાં પડતાં ના પડતાંમાં વાંસડો ફરી જાય છે. ફરી જતાં ના જતાંમાં વાંસડો ઊંચો લાવી ફરીથી કાદાખોયા પાણીમાં વીંધે છે. નૌકા વાંકીચૂકી ભાઠાની દિશા તરફ ચાલી જાય છે — 'પેલું એક ઝરણું મળ્યું છે, મળ્યું છે.' ત્યાં કોઈ એક પ્રવાહ ભાઠા તરફ જ જાય છે. એ પ્રવાહનો વેગ ભાઠા પર થઈને જતો હોવા છતાં પણ કંઈ ઓછો નથી. પણ તેઓ નદી પાર કરી ભાઠા પર પહોંચી જાય છે. હવે નૌકાને ભાઠા પર અટકાવી રાખી શકશે કે નહીં તે બીજી વાત છે. નૌકા એટલી વારમાં અશ્વિની રાયની સોપારીની વાડી છોડીને સીધી દક્ષિણના પ્રવાહ તરફ જાય છે. વચ્ચે ઊભા રહેલા કોઈ કોઈ છાપરાની આડશે પડી જાય છે.

'એ-ઈ, એ-ઈ; અટકાઈ ગઈ છે, અટકાઈ ગઈ છે.' બંધ પર એક અવાજ ફેલાઈ જાય છે.

'શું થયું? શું થયું?' કહી ઑફિસર બે તરફ જોઈ પ્રશ્ન કરે છે. કોઈ જવાબ આપતું નથી.

ઑફિસર એકદમ જલદી બંધ વટાવી નીચે ઊતરવાનું શરૂ કરે છે. તેની સાથે રઘુ ઘોષ, તેની વહુ, ભગિની, ઑફિસરબાબુની મોટી સાળી, ગુદામબાબુ, હાટનાં લોકો પણ નીચે ઊતરવા લાગે છે. ઊતરતાં ઊતરતાં લીલી પૂછે છે, 'શું થયું? નૌકા ઊલટી થઈ ગઈ છે?'

ગોપા કહે છે, 'બાબા, ઊલટી કેવી રીતે થાય? હમણાં પાછી ફરશે, કે ત્યાં રહેશે?' લીલી કહે છે, ત્યાં શું એમને માટે બગીચાનો ઇન્સ્પેક્શન બંગલો બનાવી રાખ્યો છે' શું?'

પાણીની ધારે પહોંચી એ લોકો થોડા પાછળ જાય છે. એમની તરફ કોઈ જોતું નથી. ઑફિસર પાછળથી એવી રીતે કોઈને શોધે છે કે જેની સાથે એને પહેલાં વાત થઈ ગઈ છે. પણ એવું કોઈ ના મળતાં તે એક જણનો ઝભ્ભો પકડી ખેંચે છે. તે ડોક ફેરવી ઝભ્ભો છોડાવી દે છે. 'પણ ઑફિસર ફરીથી તેનો ઝભ્ભો ખેંચે છે, અને કહે છે, 'સાંભળ તો'. ઑફિસરનો અવાજ સાંભળી એ માણસ ડોક ફેરવીને જોતાં જ ઑફિસર તેને પૂછે છે, 'શું? શું થયું છે? નૌકા પહોંચી છે ને?'

'હો-ય, હો-ય; અટકાવી પણ દીધી છે, અટકાવી પણ દીધી છે.' કહી એ માણસ ફરીથી નદી તરફ મોં ફેરવે છે.

પાછળથી જગદીશ બારુઈ આવીને ઑફિસરને કહે છે, 'શું? દેખાય છે?

પહોંચી ગઈ છે?'

ઑફિસર નદી તરફ પીઠ ફેરવી જગદીશને પૂછે છે, 'શું છે? નૌકા ઊંધી તો નથી થઈ ગઈ ને?'

જગદીશ મોટેથી બોલે છે, 'ઊંધી શેની થઈ જાય? કાદાખોયાએ કહ્યું નહીં કે એ નૌકા લઈને તે કાશિયાવાડી ચાલી જાય. અને અમારા નરેશિયા અને અમૂલ્યની પણ તાકાત છે.' જગદીશની બોલવાની રીતમાં એક એવો અધિકારનો ભાવ છે કે જાણે નરેશ, અમૂલ્ય અને કાદાખોયાની આ પ્રકારની સફળતા પાછળ તેની જ મુખ્ય ભૂમિકા ન હોય!

ઑફિસર અસહાયપણે કહે છે, 'હવે પાછી ફરશે ક્યારે?'

જગદીશ ખૂબ દૃઢતાથી કહે છે, 'કેમ વળી? હમણાં જ! મોડું કરશે શા માટે?'

## 143

## નૃત્યની ભાષામાં વાર્તાલાપ

અશ્વિની રાયના છાપરા પાસે કે સોપારીના ઝાડ પાસે નૌકા ભીડી દેવાતી નથી; એ બન્નેને ડાબી તરફ રાખી નૌકા વાંકીચૂકી ભાઠાની અંદર પેસી એક ઝાડ સાથે ધક્કા ખાધા કરે છે. નરેશ ઝાડને વળગી પકડવા જતાં નૌકા એકાએક હાલમડોલમ થઈ ઝાડને ફરી વળી પ્રવાહના મુખ તરફ ચાલી જાય છે. નરેશને ઝાડ અને નૌકાની વચ્ચે ઝૂલવું પડે છે, પણ એ વખતે કાદાખોયા એક હાથે નૌકાને અને બીજે હાથે ઝાડને પકડી પાણીમાં ડૂબકી મારે છે. તેથી નૌકા ઝાડ સાથે જોડાઈ જાય છે.

આખીયે ઘટના જાણે એકદમ સમયને તાલે તાલે બની જાય છે. પૂરની તિસ્તાના પ્રવાહમાં તણાઈ આ ઝાડ પાસે આવી નૌકા બાંધી દેવાનું અમૂલ્ય, નરેશ અને કાદાખોયાનું, રોજની ફેરીનું આ પારથી પેલે પાર લઈ જવાના જેવું, રોજનું કામ છે; જાણે એ તેમની જાણમાં જ છે કે પ્રવાહમાં કોઈ સ્થળે એક તરફથી વાંસડો ઊંચો કરતાં નૌકા ચક્કર ખાઈને પણ ડૂબવાની નથી; ડૂબ્યા વિના સીધી આ ભાઠાની તરફ ચાલી આવવાની, અને અશ્વિની રાયના છાપરાને ડાબી તરફ રાખી વાંકીચૂકી જઈ આ ઝાડ આગળ પહોંચવાની.

મૂળે તો આ નદીની, આ પ્રવાહની સામાન્ય એવી એક અંગૂઠા જેવડી જગ્યા પણ તેમને પરિચિત કે જાણીતી નથી. પૂરનાં પાણી ક્યારે આવશે તેની ગણતરી કરી જેમને ઘર-બાર, અને ઊભો પાક છોડીને બંધ પર આવવાનું થયું છે અને એ પાણી તેમની નજર સમક્ષ પ્રત્યેક ક્ષણે લગભગ સંપૂર્ણપણે અપરિચિત થઈ જતાં વસવાટના ભાઠા પર તેમનું પાછું જવાનુંય અનિશ્ચિત કરી દીધું છે — તેઓ કેવી

રીતે આગળથી જાણી જઈ શકે કે દિન-રાત, રાત-દિન વહી આવતો પ્રવાહ ક્યાં કેવો મોડ લે છે? તેમ છતાં તેઓ એક અર્ધી તૂટેલી નૌકા લઈને ય આવા પ્રવાહમાં આવી રીતે પ્રયત્ન વિના જ વહી જઈ શકે છે એને કારણે એટલો વિશ્વાસ છે કે ખાલી હાથપગે વહી જવાથી પણ તેઓ શરીર લઈને ક્યાંક ને ક્યાંક જઈને તો રહી જઈ શકશે, પાણીમાં ડૂબી મરશે નહીં. પોતા પર આટલો સ્થિર વિશ્વાસ છે — જેટલી સ્થિર હવા હોવાની સંભવિતતા છે. વળી આ નદીની અત્યારની અનિશ્ચિતતા પણ એટલી જ સ્થિર છે. પાણીમાં તણાઈ ગયા પછી પણ અમૂલ્ય, નરેશ અને કાદાખોયા ત્રણે જણનાં મનમાં માત્ર એક જ ભય કામ કરી રહ્યો છે કે જો નૌકા ઊંધી થઈ જાય તો તેઓ આ પાણીમાં તણાઈ ફરી જીવી શકે નહીં. પણ છતાં તેઓ મૃત્યુના ભયથી અસ્થિર થઈ જતા નથી — શરીરે આગ લાગતાં જે રીતે અસ્થિર બની બધા દોડાદોડી કરે છે તેમ — તેનું એ કારણ છે કે તેમણે જોઈ-સાંભળીને, જાણી-વિચારીને નૌકા છોડી છે; પ્રવાહ કેટલા પ્રચંડ વેગથી વહી રહ્યો છે તેની પણ ગણતરી તેમની જાણમાં છે, અને પ્રવાહમાં કેવા પ્રકારના ધક્કા લાગી શકે તેનો પણ તેમને અંદાજ હતો. આટલી તૈયારી તેમને સજગ રાખે છે. ક્યારેક પગના ઠેકાથી તો ક્યારેક હાથના દાબથી નૌકાના હાલમડોલમને સંભાળતાં સંભાળતાં તેઓ ભાઠા પર આવી જાય છે. નરેશે ઝાડને વળગી રહેવાનું એ તે આગલી ક્ષણે પણ જાણતો નથી, અને નરેશ ઝાડને વળગી રહેતાં છતાં પણ કાદાખોયા ઝાડ પકડી પાણીમાં ડૂબકી મારે એ પણ નક્કી નહોતું. એ બધું તો એ જ રીતે બરાબર થઈ શકે નહીં. એવું પણ થાત કે નરેશ ઝાડની ડાળ પકડી લટકતો રહેત અને નૌકા તેના પગ નીચેથી સરી પણ જાત. તો પછી નૌકા નરેશના પગ નીચેથી ફરી પાછી લાવવાનું કોઈને માટે શક્ય બનત નહીં. નરેશને તો તો એ ઝાડ પર બેસી જ રહેવું પડત.

પણ નરેશ ઝાડને વળગી પકડતાં જ કાદાખોયા ડૂબકી મારી પાણીમાં પડે છે એ એક અદ્ભુત રહસ્ય છે — નદીનો પ્રવાહ અને એ પ્રવાહની વિરુદ્ધે ઊભા રહેવું એ બહુ લાંબા સમયની અભિજ્ઞતા અને અભ્યાસનું પરિણામ છે, સમવેત અભિજ્ઞતા અને સમવેત અભ્યાસનું ફળ છે. છતાં એની પછીના કામના સમર્થન વિના પહેલાંનું કામ પૂરેપૂરું અર્થહીન થઈ જાય છે. કાદાખોયાએ ડૂબકી માર્યા પછી જ નરેશની ડૂબકીનો અર્થ છે. એ અર્થ નીપજશે કે નહીં નીપજે તે જાણ્યા વિના જ નરેશે ડૂબકી મારવાની છે, પછી જ અર્થ સમજાવાનો છે. નરેશ ડૂબકી મારશે કે નહીં મારે એ જાણ્યા વિના જ કાદાખોયા ડૂબકી મારે છે. એવું પણ બની શકત કે કાદાખોયાએ પહેલાં ડૂબકી મારી હોત, અને પછી નરેશે ઝાડને પકડ્યું હોત. પણ આ બન્ને કામ કોઈ એક જ વિચારે ગૂંથાઈ જાય છે — આ સાંજને સમયે, આ આસન્ન આકાશની નીચે, આ અજસ્ર વરસાદ અને પવનના અભ્યન્તરે રંધામાલિના હાટ પાસે જે જૂની શણની દોરી વડે નૌકા બાંધેલી રહે છે, તે જ દોરી વડે આ ભરપૂર ફ્લડમાં અમૂલ્ય

નૌકાને ઝાડની ડાળ સાથે બાંધી દે છે. તે પછી તે બધા વાઘારુને જોઈ શકે છે.

વાઘારુ તો તેનાં વૃક્ષોની વચ્ચે માંચડા પર હતો. તે બેઠેલો જ હતો, પણ એકાએક પેલા છાપરાની પેલી બાજુ માણસોના તરી આવવાના અવાજે તે ઊભો થઈ ગયો હતો. નરેશ અને અમૂલ્ય તેને પહેલાં જોઈ શક્યા હોત, અને વૃક્ષોની પાસે થઈને જ ધક્કા મારીને નૌકાને દાખલ કરી હોત, પણ એ વખતે તો નરેશ અને અમૂલ્યે કશુંય જોવા તરફ નજર રાખી જ નહોતી. વાઘારુ જ્યારે જુએ છે, કે તેઓ તેને જુએ છે ત્યારે તે બેસી ગયો. એમની તરફ મોં રાખી બે ઢીંચણ ભેગા કરી બેસી રહ્યો.

હવે નૌકા અને વાઘારુના ઝાડની વચ્ચે માત્ર કેટલાક હાથ પાણી છે; પાણી ના હોત તો ત્યાં અશ્વિની રાયની વાડ પછીની ખાલી જમીન છે. એ ખાલી જમીન, વાંસની વાડ, વૃક્ષોનો માંચડો, વટાણાના છોડની ઉપર લગભગ માથોડાથીય વધારે પાણી પર, આ નૌકા અને પેલો માંચડો છે. નરેશ જમીન પરની જે ડાળે માથું ફેરવીને જોતો હતો તે ડાળને હાથ લગાડી હવે જોતાં તે સમજે છે કે અશ્વિની રાયના છાપરા પાસે સોપારીના ઝાડની ટોચે પેલા માણસની પેલા માંચડે ઊતરવાની સીડીના જેવી તે ડાળ છે. સોપારીના ઝાડ પર ચઢે છે અને નીચે ઊતરી પડે છે — અને નરેશ વગેરેએ બંધ પરથી જોયું કે પેલો માણસ સોપારીના ઝાડ પર ચઢ્યો પણ ઊતર્યો નહીં!

વાઘારુ તેના માંચડા પર બેસીને વિચારે છે કે તો તો પછી આ સ્થળે બીજાં ઘણાં બધાં આવી પહોંચશે. આવી પહોંચવાની જ વાત છે. પાણીથી ભરપૂર ડૂબેલી તિસ્તા પર આટલાં છાપરાં અને ઝાડ એક જ સ્થળે હોવાં મુશ્કેલ બાબત છે. હવે આ સ્થળ નદીની વચ્ચેનું હોય એમ લાગે છે — વાઘારુ જાણતો નથી કે ખરેખર કેટલું અંદર છે. વાઘારુ જુએ છે કે પેલા ત્રણ જણ એક નૌકા લઈને આવ્યા છે પણ કોઈ ઝાડ લઈને આવ્યા નથી.

તેઓ જે પાણી પર છે તે પાણી નીચેનાં ઘર-બાર, ખેતીવાડી પર થઈને નરેશ બૂમ પાડે છે —'અરે, તું પેલા છાપરા પર બેઠો હતો? એ ત્યારનો?'

વાત કેવી અવાંતર બની જાય છે! વાઘારુ તેનાં વૃક્ષોની વચ્ચે માંચડા પર અને પેલા ત્રણ જણ એક નૌકામાં એક ઝાડને પકડીને — વચ્ચે કેટલાક હાથનું જ અંતર! પણ એ કેટલાક હાથ પર થઈ જળરાશિ બાકીના જળસ્રોતની જેમ જ વેગીલો, ડહોળો, ભમરીવાળો અને લગભગ મોજાં વિનાનો છે. માત્ર આ કેટલાક હાથ પાણીના અંતરને તેઓ પાર કરી શકતા નથી. પણ એ પાણીમાં ઝાડ પકડી લટકવાની પ્રાણાંતિક ભંગિમાં નરેશ એવા વિષાદભર્યા અવાજે આ સામાજિક પ્રશ્ન સિવાય બીજા કશાનું ઉચ્ચારણ કરી શકતો નથી. પેલા કાંઠેથી જ્યારે નરેશ અને અમૂલ્ય નૌકા લઈ તરી આવ્યા છે ત્યારે તેમનું લક્ષ્ય અહીં આવી કોઈ માણસ હોય તો તેને નૌકામાં ચઢાવી લઈ જવાનું હતું. પણ પેલી નૌકાને પાણીમાં વહેતી-તણાતી મૂક્યા પછી તરત જ તેઓ તેમનું એ લક્ષ્ય ભૂલી જાય છે. તે વખતે તેમનો પ્રાણપણે એ પ્રયત્ન હતો કે

કોઈ પણ રીતે આ સોપારીના ઝાડ અને ટિનના છાપરા પાસે પહોંચી જવું. જ્યારે પહોંચે છે ત્યારે તેમના પ્રાથમિક ઉદ્દેશ્યને તો તેઓ ભૂલી જ જાય છે. વાઘારુને કેવળ એક શોધની માફક જુએ છે, પછી જ તેમને પેલી વાત યાદ આવે છે. ત્યાં સુધી તો તેઓ તિસ્તાના દિગન્તવ્યાપી પ્રવાહના મુખે એક તણખલાની માફક તણાયા છે. નરેશના કંઠેથી પેલા અવાંતર સામાજિક પ્રશ્ન સિવાય બીજું કશું બહાર આવતું નથી.

વાઘારુ તો સમજતો જ નથી કે વાત તેને કરવામાં આવી. તે એ લોકો તરફ તાકી જ રહે છે. એ માણસો જો ઝાડ પકડી શક્યા છે તો તેઓ કોઈ વ્યવસ્થા કરી લેશે. વાઘારુ તેની દોરડી અને કુહાડીનો વિચાર તો કરે છે, પણ એ એ લોકોના કોઈ કામમાં આવશે કે નહીં તેનો અંદાજ કરી શકતો નથી.

નરેશ જુએ છે કે તેમણે હવે કોઈ રીતે જળપ્રવાહને વટાવવો પડશે. તે જોરથી બોલે છે, 'અમૂલ્ય, કંઈ પૂછી શકીશ કે નહીં?'

અમૂલ્ય નૌકા પરથી વાઘારુને બૂમ પાડે છે, 'સાંભળો છો કે! એ ઈ દેઉનિયા, સાંભળો છો કે?' વાઘારુ એમની તરફ જ જોઈ રહ્યો છે; એ જુએ છે કે તેઓ કંઈ બોલે છે, પણ કશો જવાબ આપતો નથી. એ સમજી જ શકતો નથી કે તેઓ તેને બૂમો પાડી રહ્યા છે. અમૂલ્ય એક હાથે ખોબલામાં નદીનું પાણી ભરી વાઘારુ તરફ છાંટે છે. એ પાણી વરસાદ સાથે ભળી જઈ તેમના જ શરીરે પડે છે.

'અરે- બોબડો છે કે શું? પાછા જવું છે ને?' નરેશ વાઘારુ તરફથી માથું ફેરવી પેલા પાછા ફરવાની અનિશ્ચિતતા એક વાર માપી લે છે. એ માણસને નૌકામાં બેસાડી પેલા પ્રવાહમાં ફરીથી નૌકાને છોડવી પડશે.

અમૂલ્ય વાંસડા વડે વાઘારુ અને તેમની વચ્ચે જે પાણી છે તેને ઠોકે છે. થોડું પાણી છંટાય છે જરૂર, પણ વાંસડા પ્રવાહના એક ધક્કે અમૂલ્યની પાછળ ચાલી જાય છે. અમૂલ્ય વાંસડો ઉપાડી લાવે છે.

વાઘારુ સમજી શકતો નથી કે એ ત્રણ જણ શું કરે છે. એ લોકોએ આવીને ઝાડને પકડ્યા પછી આ જ સ્થિતિમાં છે. ઝાડ પર પણ ચઢતા નથી, ઝાડને દોરડી પણ બાંધતા નથી. 'હાંફી ગયા છે; થોડી વાર ઊભા રહ્યા લાગે છે!' વાઘારુએ તો આ રીતનો વિચાર કર્યો હતો. પછી તેમનું પાણી છાંટવું, પાણીમાં વાંસડો મારવો એ બધામાંથી તે કશો અર્થ પામી શકતો નથી. તેના જીવનમાં અથવા રોજ-બ-રોજના જે કામ સાથે તેના શરીરનો સંપર્ક થયો નથી તે કામનો કોઈ અર્થ તે પામી શકતો નથી. નહીં સમજવાના પ્રયત્નની અંદર તેનો કોઈ સિદ્ધાંત નથી. શરીર સિવાય એ શેના વડે કશું સમજે? એટલે સુધી કે જ્યાં તેનું શરીર હોય છે ત્યાં પણ ઘણું બધું તેની સમજની બહાર ચાલી જાય છે.

પણ નરેશ અને અમૂલ્ય વ્યાકુળ થઈ જાય છે. તેમને માટે હવે બંધ પર પાછા જવાનું ખૂબ અનિશ્ચિત થઈ ગયું છે. એ અનિશ્ચિતતાની આગળ અહીં આ માણસનું

આમ બોબડા અને અ-ચળ બની બેસી રહેવું તેમને માટે અસહ્ય બની જાય છે. એ માણસને આ નૌકા પર ઉઠાવવાની એક સમસ્યા થઈ ગઈ છે. પણ એ સમસ્યા તો પછીની વાત છે. એ માણસ સાથે હજુ સુધી વાત કરી શક્યા નથી.

એકાએક મરણિયા થઈને અમૂલ્ય અને નરેશ એક સાથે ચિત્કાર કરી ઊઠે છે, 'અરે, શું? સાંભળી શકતો નથી? બોબડો છે કે બહેરો?'

કાદાખોયા ઝાડની ડાળ પકડીને નૌકા પર જ બેઠો હતો. જે દોરીથી નૌકા બાંધી હતી તે પ્રવાહના એક ખેંચાણમાં તૂટી જવાની. નરેશ અને અમૂલ્ય જે રીતે નૌકાની વચ્ચે હાલમડોલમ થતાં થતાં વાઘારુ તરફ જોઈ ચિત્કાર કરે છે તેથી વાઘારુને સમજાઈ જાય છે કે એ લોકોને કશું જોઈએ છે. તે કૂદકો ભરી ઊભો થાય છે — તેની કુહાડી લઈને. તે હાથમાં ઉપાડી વાઘારુ જોરથી કહે છે, 'જોઈએ છે?'

નૌકા ડોલી ઊઠે છે. નરેશ અને અમૂલ્ય હાલી જાય છે; જલદીથી માથું ફેરવી તેમને ઝાડથી છૂટી જઈ જે પ્રવાહને માર્ગે જવાનું છે તે માર્ગને જોઈ લે છે.

નરેશ અને અમૂલ્ય માથું ફેરવતાં જ વાઘારુ નાયલોનની દોરીનું બંડલ ઊંચું કરી બૂમ પાકે છે, 'જોઈશે? હમણાં જોઈશે ?'

અમૂલ્યને એક યુક્તિ સૂઝી જાય છે. તે બે હાથ વડે સમજાવે છે કે તેમને દોરી જોઈએ છે. અમૂલ્યની નિશાની સમજી જઈ વાઘારુ જલદી જલદી બંડલમાંથી દોરી ખોલવા લાગે છે. એ પ્રક્રિયા આ લોકો જોઈ શકે છે — પાણી પર ઊભો રહી વાઘારુ તેના ગળા પરથી પગ સુધી સોનેરી દોરીનો પ્રવાહ નીચે જવા દે છે.

નરેશ કહે છે, 'આ કોણ રે? એક સાથે કુહાડી લઈને, દોરી લઈને! શું આપણને રેસ્ક્યુ કરવા માટે છે!' કહી નરેશ ફરીથી બૂમ પાડે છે, 'હે—એ, દાદા, હે...એ દાદા', બે હાથમાં દોરી લઈ વાઘારુ જોઈ રહે છે. નરેશ હાથ ઊંચો કરી તેને અટકી જવા કહે છે. વાઘારુ અટકે છે. નરેશ અમૂલ્યને કહે છે, 'હે—એ, અમૂલ્ય, સમજાવી દે કે દોરી કાપવાની જરૂર નથી, તણાઈને આવવા દે; પેલી ટોચ સુધી રહેવા દે. આપણે દોરી પકડી ખેંચી એની નજીક જઈશું. નહીં તો સમજાવીશું કેવી રીતે કે આપણે એને લઈ જવા આવ્યા છીએ ?' અમૂલ્ય હાથતાળી દઈ વાઘારુને બોલાવે છે. પછી એક હાથ પવનમાં ઊંચો કરી રાખી બીજો હાથ પાણીમાં લગાડી ઊંચે લાવે છે — જાણે પાણીમાંથી કશું કાઢી લાવતા હોય એવી રીતે. સીધો ઊભો રહી અમૂલ્ય પોતાની છાતી પર બે હાથ બેત્રણ વાર અડાડી, વાઘારુ તરફ પહોળા કરે છે. બેત્રણ વાર, પછી ફરી બેત્રણ વાર. અમૂલ્ય જાણે છે કે જો તે, તેઓ વાઘારુની પાસે જવા ઇચ્છે છે, એ વાત તેને સમજાવી શકે તો, વાઘારુ દોરીને તરતી મૂકી દેશે. તેથી તે દોરી તરાવવાનું જણાવવાની ભંગિનું પુનરાવર્તન કરતો નથી. અમૂલ્ય પોતે જ ચોક્કસપણે જાણતો નથી કે એક હાથ પાણીમાં અને એક હાથ પવનમાં રાખી તે તેની વાત સમજાવી શકશે કે કેમ. પણ એનાં કરતાં આ રીત

ઘણી વધારે નિશ્ચિત છે — બે હાથ વડે પોતાની છાતીને સ્પર્શી પછી બે હાથ વાઘારુ તરફ લંબાવી દેવાના. આવી ભંગિનો બીજો કોઈ અર્થ હોઈ શકે નહીં.

વાઘારુ બે હાથમાં નાયલોનની દોરી ઝુલાવી અમૂલ્ય તરફ જોઈ રહે છે. તે અર્થ સમજવા માગે છે. પૂરભરેલી તિસ્તામાં કઈ ભંગિનો કયો અર્થ તે જાણે પહેલેથી જ નક્કી થઈ ગયું હોય! આવાં પાણી વચ્ચે જો આ રીતે સામસામે આવવાનું બની જાય તો ત્યાં અર્થવિનિમયમાં વાર થાય એવું ના થવું જોઈએ. છતાં જે વાર થઈ રહી છે તેનું કારણ વાઘારુની આજીવન અર્થબોધહીનતા છે; એટલે સુધી કે બીજાના શરીરની ભાષા સમજવાની પણ અક્ષમતા છે, શરીરની પણ અક્ષરજ્ઞાનહીનતા છે. વાઘારુ તેના પોતાના શરીર દ્વારા એક પછી એક આવાં કામ કર્યે જઈ શકે, જેનો અર્થ, એકદમ નિકટનો અર્થ, કદાચ તેની પાસે પકડાઈ જાય, અથવા જેઓ જુએ તેમને માટે કદાચ દૂરાર્થ પણ આવી જાય. જેમકે, જ્યારે વાઘારુને ગયાનાથે વૃક્ષો સાથે તણાયે જવા કહ્યું હતું ત્યારે વાઘારુ માટે તેનો અર્થ, ફ્લડનું પાણી અને પ્રવાહ અને પેલાં ચાર વૃક્ષો સાથે પોતાના શરીરને જોડી દઈ તણાવું એ હતો, અને ગયાનાથ આસિન્દિરને માટે તેનો અર્થ હતો પાણી ઊતરી જતાં વૃક્ષો મુશ્કેલી વિના પડી રહેશે! અત્યારે તેનાં આ ચાર વૃક્ષોની વચ્ચે બનાવેલા માંચડા પર ઊભા રહીને વાઘારુને વર્ણપરિચય થઈ રહ્યો છે, અમૂલ્યનાં ઈંગિતો સમજતાં સમજતાં અક્ષરપરિચય થઈ રહ્યો છે.

પણ સાંજ હવે લાંબો સમય નથી. ઝપ્ કરતો અંધકાર શરૂ થતાં અહીંથી તેઓ પેલે પાર જઈ શકશે નહીં. વરસાદ, પવન કશુંય ઓછું થયું નથી. તિસ્તામાં અત્યારે એટલું પાણી આવે છે કે તેનું માપ કાઢવા જેવું કશું દિગન્ત પણ સામે રહ્યું નથી. આજે રાત્રે અહીં ઝાડની ડાળે, કે ટિનના છાપરે કે આ નૌકામાં કે આ માંચડા પર રહી શકાશે નહીં. આખી રાતમાં તો આ બધું તણાઈ જઈ શકે. નરેશ અને અમૂલ્યને માટે તો એ વધારે કષ્ટદાયક છે — ફ્લડ આવતાં પહેલાં જેઓ મુશ્કેલી વિના ગાય-ભેંસ-સંસાર લઈ બંધ પર ચાલી ગયા છે તેમને હવે આ ભર-ફ્લડની અંદર પોતાના ભાઠાને છાપરે અથવા પોતાના ભાઠાના ઝાડની ડાળે રાત વિતાવવી પડશે? બંધ ઉપરથી તો આ ઊંચે આવેલાં વૃક્ષો અને ટિનનાં છાપરાં તેમને કેટલાં બધાં પોતાનાં લાગ્યાં હતાં? અને એ ભાઠાને ડુબાડનાર આ જળરાશિમાં એ વૃક્ષો, તેમના પોતાના ભાઠાનાં જ એ વૃક્ષો કેટલાં બધાં અપરિચિત લાગે છે? તિસ્તાનાં પૂરે તેમને ખરેખર જ વસવાટહીન કરી દીધા, શું એ સમજવા માટે, આ સાંજે થોડા રૂપિયા માટે તેમણે નૌકા તણાવી તે એમને માટે બરાબર હતું ? નરેશ અને અમૂલ્ય જ્યારે આમ વ્યાકુળ બન્યા અને ઘર માટે ઝૂરવા લાગ્યા તે જ વખતે અમૂલ્યની ભંગિની અર્થ વાઘારુ એકદમ સમજી લઈ શકે છે. તે દોરી છોડી દઈ બે હાથ આકાશ તરફ ઊંચા કરી તેમને આશ્વાસન આપે છે — લાવે છે, લાવે છે, તેમને અહીં લાવે છે. વાઘારુ આ વાત પછી માંચડો જુએ છે, પછી છાપરાના ટિનને જુએ છે.

# 144

## વાઘારુ અને ઉદ્ધાર કરનાર દળ

વાઘારુ પટ્ કરતો એક ગણતરી કરી લે છે. માંચડા પરથી દોરી પાણીમાં નાંખતાં જ પેલાઓ પકડી લઈ શકશે. પછી એ જ દોરીને ખેંચી ખેંચી આ વૃક્ષોની નીચે પહોંચી જઈ શકે. પણ આ વૃક્ષોનાં ડાળાં-પાંદડાં, આ માંચડો, શું ચાર ચાર માણસોનો ભાર વહી શકશે ખરાં? એ લોકો એક સાથે એની કોઈ ડાળ પર પગ મૂકતાં જ એ ડાળ ડૂબી જશે. એના કરતાં તો તેઓ ટિનના છાપરે ચઢી જાય તે સારું. સોપારીના ઝાડ વડે તેઓ છાપરા પર ચઢી જઈ શકશે.

વાઘારુ ડાળ વટાવતો વટાવતો સોપારીના ઝાડ પાસે જઈ સોપારીના ઝાડને વળગી બે ધક્કામાં જ ટોચે ચઢી જાય છે; પછી તે ઝૂલીને અશ્વિની રાયના છાપરા પર પગ મૂકે છે. જે દોરી તેણે ખોલી હતી તે તેના શરીર પરથી પેલા પાણી પર શૂન્યતામાં લટકે છે, ડોલે છે અને તેના શરીરની ગતિ સાથે ફરવાનું વળવાનું કર્યે જાય છે.

બંધ પરનાં લોકો જુએ છે કે સોપારીના ઝાડ પરથી પેલો માણસ ફરીથી અશ્વિની રાયના છાપરા પર ઊતરી આવ્યો છે.

'ઊતરી આવ્યો છે, ઊતરી આવ્યો છે.' એવી રાડો સંભળાય છે.

'કેમ કરીને ઊતરવાનો? આટલો ટાઈમ શું સોપારીના ઝાડ પર બેસી રહીને જ પસાર કર્યો? બરાબર જુઓ, નરેશ વગેરે ત્યાં પહોંચ્યા છે કે નહીં?' કોઈ સંદેહપૂર્વક આમ જણાવતાં બધાં બંધ પરથી અનુમાન કરવાનો પ્રયત્ન કરે છે કે ટિનના છાપરા પર નરેશ છે કે નહીં.

ઑફિસર બે બાજુ ડોક ફેરવી પૂછે છે, 'શું થયું? એ માણસ જ તણાઈને આવ્યો હતો ને?' પણ તેની વાતનો કોઈ જવાબ કોઈએ ના આપતાં તે ફરીથી બે બાજુ ડોક ફેરવી કહે છે, 'હેં, કહો ને?'

લીલી પણ આ જ એક પ્રશ્ન પૂછે છે રઘુ ઘોષને. રઘુ ઘોષ માથું ફેરવ્યા વિના જ જવાબ આપે છે, 'તે હું કેવી રીતે જાણું?' પછી માથું ફેરવી જણાવે છે 'એ માણસ છે કે નહીં તેને માટે તને શી ચિંતા છે? તારે તો એ છાપરા પર એક માણસ છે એની જરૂર — એ પછી ભલે ને ગમે તે હોય.'

ઑફિસરબાબુ પાછળ બંધ પરથી બૂમ પાડે છે, 'એ-ઈ રઘુ બાબુ, શું કહો

છો? કોણ છે ત્યાં?'

રઘુ ઘોષ હાથ ઊંચો કરી આંગળીઓ ફેરવી દે છે.

'ના, ના; કોણ કહે છે નરેશિયો છે? નરેશિયો તો. ફુલ પૅન્ટ પહેરીને ગયો છે? આ માણસની તો લંગોટ છે —' કોઈ એક જણ ચોક્કસપણે જણાવે છે.

'આટલાં પાણી ઠેલીને જતાં ફૂલ પૅન્ટ પણ લંગોટ થઈ જાય.' બીજા એક માણસે પેલી નિશ્ચિતતાને એક ક્ષણમાં જ તોડી પાડી.

'તે પણ હોય; નહીં તો કાદાખોયા પણ હોઈ શકે.' બીજો નવો પ્રસ્તાવ આવે છે.

ફરીથી બધા ચૂપ થઈ જાય છે. આટલે દૂરથી પણ છાપરા પરના માણસનું હરવુંફરવું અને લંબાઈ પણ સમજી લેવાય છે. પણ નરેશ લાંબો છે — છતાં આટલો લાંબો હોય એવું લાગતું નથી. તો કાદાખોયા હોઈ શકે. પણ એ માણસ જે રીતે છાપરા પર હરફર કરે છે, હાથ ફેરવે છે એ કાદાખોયાનું જ કે નહીં, તે ઓળખવા ગંભીરપણે કોણે ક્યારે અહીં કાદાખોયાને કામ કરતો જોયો છે? છાપરા પરનો માણસ કાદાખોયા જ છે કે નથી એની તપાસ કરતાં કરતાં આ ભીડને પરિચિત કાદાખોયા અપરિચિત થઈ જાય છે.

'હોઈ શકે; કાદાખોયા હોઈ શકે.'

'કાદાખોયા ય હોઈ શકે અને નરેશિયો પણ હોઈ શકે.'

'પેલો માણસ પણ હોઈ શકે, જો નહીં હોય તો રેસ્ક્યુ કરશે કોને?'

ઑફિસર બે તરફ માથું ફેરવી પૂછે છે, 'માણસ મળી તો ગયો છે ને?' પણ ઑફિસરની વાતનો કોઈ કશો જવાબ દેતું નથી. ઑફિસર ફરીથી માથું ફેરવી ફેરવીને પૂછે છે, 'મળી ગયો છે ને?'

વાઘારુ ટિનના છાપરાની ધારે આવીને ઊભો રહે છે; પછી તેની પાછળ નાયલોનની જે દોરી લટકે છે તે ખેંચી ખેંચીને એનો દડો કરે છે. એ દોરીનો કોઈ મૂળ છેડો નથી; બધાં વૃક્ષો દોરી વડે બાંધેલાં છે. વાઘારુના હાથમાં ખેંચ આવે છે; બીજી દોરી આવતી નથી. ત્યારે તે પેલી બધી દોરી પગ વડે નીચે ફેંકી દે છે, પાણીમાં. પાણીમાં પડવા માત્રથી દોરડી ઘણી દોરીની જેમ ચારે તરફ પથરાઈ જઈને સીધી થઈ જાય છે. દોરીની અંદરના તાંતણા ફૂલી જાય છે. પણ દોરી નરેશ વગેરેની નૌકા પાસે પહોંચતી નથી. અમૂલ્ય વાંસડા વડે દોરીને ખેંચી લે છે.

નરેશ અને અમૂલ્ય જાણે વાઘારુનો ઉદ્ધાર કરવા આવ્યા નથી, વાઘારુ જ જાણે તેમનો ઉદ્ધાર કરે છે — અમૂલ્ય એ રીતે દોરી ખેંચી પરીક્ષા કરે છે. દોરડીને ખેંચતાં જ તેમની નૌકાને પણ ખેંચ લાગે છે; નૌકા છાપરા તરફ વળે છે. કાદાખોયા પ્રશ્ન કરે છે, ખોલી દઉં?' અમૂલ્ય સાથે નરેશ પણ દોરડી પર હાથ લગાડી ધીમેથી કહે છે,' ખોલી દે ને.' પણ નરેશની વાતમાં થોડો સંશય હતો. કાદાખોયા દોરી ખોલે

છે, પણ ઝાડ છોડતો નથી.

દોરી ઊલટી તરફ શેની સાથે બાંધેલી છે તે તો તેમને ખબર નથી, એટલે તેઓને દોરીને જોરથી ખેંચવામાં વિશ્વાસ નથી પડતો. જ્યાં દોરી બાંધેલી છે તે જો તેમની ખેંચથી ખૂલી જાય તો પ્રવાહના એક જ ખેંચાણે નૌકા એવી છૂટશે કે તેઓ પણ એ રીતે છૂટી પાણીમાં પડી જશે. એ ભયથી તેઓ નૌકા પર ઊભા રહી જોર જોરથી ખેંચી પરીક્ષા કરવાનું ય સાહસ કરતા નથી. છાપરા પરથી વાઘારુ રાડો પાડે છે, 'ખેંચો ને, ખેંચો ને; છૂટી નહીં જાય.' પણ એટલું બોલીને વાઘારુ બેસી રહેતો નથી, તે દોરીનો બીજો એક છેડો છાપરા પરથી હાથમાં ઉપાડી લે છે; દોરીને બરાબર સરખી કરી લઈ જોરથી ખેંચે છે. એ તાણના જોરથી અમૂલ્ય અને નરેશ સમજે છે કે દોરી છૂટી જવાનો કોઈ ભય નથી. 'છોડી દે, છોડી દે,' કાદાખોયાને નરેશ જણાવે છે.

કાદાખોયાએ જેવી દોરી છોડી કે નૌકા ઝાડમાંથી ખસી જાય છે, દોરીની ખેંચાખેંચ થાય છે અને પાણીનો પ્રવાહ નૌકાની સામે ઊછળી ઊઠે છે. ફક્ત થોડા જ હાથનું આ અંતર પ્રવાહની ઊલટી તરફ કાપતાં તેમની સમગ્ર શક્તિ એકઠી કરી દોરી પકડીને ખેંચે છે. કાદાખોયા પણ હાથથી ખેંચે છે. પણ એમને ત્રણેને લાગે છે કે પ્રવાહની વિરુદ્ધ એક આંચકા સાથેના ખેંચાણથી આ અંતર પાર થઈ જતાં પ્રવાહની સપાટી ઊંચી થશે અને નૌકાને ઊંધી પાડી દેશે. ઉપરાંત દોરીને હાથથી પકડતાં શરીર ઝુલાવતાં જે ખેંચ નજરે પડે છે તે કારણે તો એડી મૂકવાની જગ્યા હોવી જરૂરી છે. આ નૌકામાં એવી કોઈ જગ્યા નથી. પ્રવાહના મુખ તરફ હાલમડોલમ કરતાં કરતાંયે નૌકા અહીં સુધી આવી ગઈ છે, પણ પ્રવાહની વિરુદ્ધ દિશામાં આ નૌકાનું તળિયેનું લાકડું ફાટી જઈ શકે.

કેવળ થોડા જ હાથના અંતરની વાત છે. તો ધીરે ધીરે ખેંચીને પણ તેઓ પેલાં વૃક્ષોની પાસે પહોંચી જાય છે. વાઘારુ છાપરા પર ઊંધો થઈ તળિયે હાથ વડે દોરી ફેંકી દે છે. કાદાખોયા વાઘારુનાં વૃક્ષોની એક મોટી ડાળે દોરી બાંધી દેતાં ડાળ પકડી લે છે.

સોપારીના ઝાડને પકડવા માટે આ વૃક્ષોની કોઈ ડાળ પર પગ મૂકવો જરૂરી છે. અમૂલ્ય પગ મૂકતાં સમજે છે કે નમાવવા જતાં ડાળ ડૂબી જશે. તે અલગ રહેલી ડાળ પર પગ મૂકી સોપારીના ઝાડ પર જાણે લટકી જાય છે. સોપારીનું ઝાડ વટાવી અમૂલ્ય છાપરા પર ઊતરતાં જ નરેશ તેના લાંબા હાથ વડે નૌકા પરથી જ સોપારીના ઝાડને વળગી જઈ શકે છે. એ બે જણ ઊતરી જતાં નૌકા પાણી પર વધારે હલકી થઈ જાય છે. કાદાખોયા નૌકા પર બેઠો બેઠો, આ ડાળ પેલી ડાળ પકડી, નૌકાને ડાળાં-ડાળખાંની વધારે અંદર લઈ જાય છે. એ માટે એને બંધન ખોલવું પણ પડે છે. નવા બંધનથી નૌકા વધારે સારી રીતે અટકી છે. કાદાખોયા સામે જઈ સોપારીના

ઝાડને હાથ લગાડે છે. પણ કોને ખબર કૂદકો મારતો નથી — ધક્કા વડે હાથ ખસેડી લાવે છે. તેને તો છાપરા પર કોઈ કામ નથી, એટલે અહીં જ રહે એ સારું છે, 'હું અહીં રહું છું, નૌકાની અંદર જ, અહીં.' તે નૌકાની અંદર બેસી પડે છે.

## 145

## બંધ પર તર્ક-વિતર્ક

બંધ ઉપરથી દેખાય છે કે બીજા બે જણ છાપરા પર ઊતર્યા. અમૂલ્ય બધા કરતાં નીચો હોવાથી બધાં જ તેને ઓળખી ગયાં. પણ જે પહેલાં છાપરા પર ઊભો હતો તે નરેશ કે કાદાખોયા, એને વિશે સંદેહ હતો. હમણાં જે અમૂલ્યની સાથે ઊતર્યો તેને જો નરેશ સમજી લઈએ તો પહેલાંનો માણસ કાદાખોયા જ હોય. તો પછી, જે માણસનો ઉદ્ધાર કરવા માટે આ લોકો અહીંથી નૌકા લઈને રવાના થયા, તે માણસ ક્યાં? સોપારીના ઝાડ પર ચઢી એ માણસ શું સાચેસાચ અદૃશ્ય જ થઈ ગયો?

'હાં? અરે, જે માણસને રેસ્ક્યુ કરવા ગયા એ માણસ જ નથી; હવે એને રેસ્ક્યુ કરવા બીજી એક નૌકા છોડો. હાં?'

વાત સાંભળી ઑફિસર વ્યસ્ત થઈ જાય છે, 'એ વળી શું? માણસ નથી? એ માણસ નથી શું? શું કહો છો? તમે એ માણસને જોઈ શકતા નથી?'

પાછળથી એક અવાજ સંભળાય છે, 'છાપરા પર કેટલા માણસો જોયા છે?'

'જોયા તો છે ત્રણ જણ, ત્રણ જણ,' કહી ઑફિસર ફરી છાપરા તરફ જોઈ મેળવી લે છે, 'હા ત્રણ જણ જ.'

'અહીંથી કેટલા માણસોને નૌકા કરી છોડી મૂક્યા હતા?' ફરીથી પ્રશ્ન.

'એ તો બે જણ હતા, અને બીજો એક જણ અહીંથી જવાની વાત હતી; તે ગયો છે ને?' ઑફિસર જરા ચિંતિત થઈને આમતેમ માથું ફેરવી પ્રશ્નો પૂછે છે. તેની વાતથી બધાં જ એક સાથે હસી પડે છે. હસવાનો શો અર્થ એ તો ઑફિસર સમજી શકતો નથી, પણ પોતાની વાત સાથે એ હાસ્યનો કોઈ સંપર્ક છે એવું અનુમાન કરી ફરી આ તરફ - પેલી તરફ જુએ છે. હસવાનું બંધ થયા પછી જગદીશ બારુઈ બોલી ઊઠે છે, 'અહીંથી તમારી નજર આગળ નૌકા કરીને જતાં કેટલા માણસોને જોયા હતા?'

'ત્રણ જણ, ત્રણ જણ; ત્રણ જણ જ હતા —' ઑફિસર જગદીશ બારુઈને શોધતાં શોધતાં જવાબ આપે છે.

'હો-ય! એ ત્રણ જણ જ હતા, ત્રણ જણ જ છે.' જગદીશ બારુઈ અવાજ કરી બીડીનો કસ ખેંચે છે.

'તો શું તમે હવે જોઈ શકો છો? મેં તો સાંભળ્યું છે કે તમારી આંખોમાં છારી વળી ગઈ છે.' ખૂબ ધીમા અવાજે કોઈ બોલે છે.

જગદીશ બારુઈ હસતો હસતો ઉધરસ ખાય છે. પછી ઉધરસ વધતી જાય છે. છાતીમાંથી કફ કાઢી નાંખતાં ઉધરસ બંધ થાય છે. પછી જગદીશ બારુઈ ગળું ચોખ્ખું કરી નાંખે છે. એ દરમ્યાન એક જણ કહે છે, 'પે-લો કાદાખોયા; કાદાખોયા જ પહેલાં છાપરા પર ચઢ્યો છે; નરેશિયાને શરીરે તો ઝભ્ભો છે —'

'હા, હા, નરેશિયો, અમૂલ્ય, કાદાખોયા — એ ત્રણ માણસો છે. અને પેલો માણસ નથી.' વાત લગભગ સિદ્ધાંતના જેવી જ સંભળાય છે.

'આં? એ માણસ નથી? જેને રેસ્ક્યુ કરવા ગયા એ જ માણસ નથી? અને તમે બધાં એ અહીં એટલો શોર-બકોર કર્યો હતો કે જાણે ત્યાં કેટલાક માણસો તણાઈને આવ્યા છે! પછી વળી હજાર રૂપિયા-દોઢ હજાર રૂપિયા માટે ભાવ-તાલની ખેંચાખેંચી શરૂ કરી. હવે તો મારે એક્સપ્લેનેશન આપવું પડશે — માણસ જોયો નહીં તો નૌકા મોકલી શા માટે?' કહેતાં કહેતાં ઑફિસર ખસી જઈને રઘુ ઘોષને જોઈ તેની સામે ઊભા રહી રાડ પાડે છે, 'કેમ મહાશય? તમે જ તો બગીચેથી ફોન પર ફોન કર્યા હતા કે માણસ તણાઈ આવ્યો છે. હવે એ માણસ ક્યાં ગયો? દિવસ —'

રઘુ ઘોષ હા હા કરતો હસી પડે છે, 'અરે, તમે મારા પર આટલા બધા ગુસ્સે કેમ થાવ છો? મેં શું કર્યું હતું?'

'તમે જ તો બગીચેથી ફોન કર્યા છે — સવારે એક વાર, બપોરે એક વાર.'

'તે તો મૅનેજરબાબુને કહો.' રઘુ ઘોષ જવાબદારીનો અસ્વીકાર કરે છે, 'અહીંના લોકો જઈને બોલ્યા છે એટલે ફોન કરવા પડ્યા છે.'

'એટલે શું જોયા વિના જ ફોન કરવાનો?'

ઑફિસરની સાથે રઘુ ઘોષની ચર્ચા સાંભળી બગીચાનાં લોકો એક તરફ ભેગાં થઈ જવાનું શરૂ કરે છે — ગુદામબાબુ, ઑફિસરબાબુની મોટી સાળી, લીલી, ગોપા, બીજા એક બે જણ. ગુદામબાબુ પૂછે છે, 'શું? શું થયું છે?'

રઘુ ઘોષ જરા બાજુએ ખસીને કહે છે, 'અરે, ત્યાં માણસ મળ્યો નહીં એ શું અમારો દોષ? ફ્લડને વખતે કોઈ જો આવીને કહે કે નદીમાં તણાઈને માણસ જાય છે, ફોન કરી દો, તો અમે શું કરીએ? ફોન ના કરીએ?'

લીલી ધીમેથી કહે છે, 'આટલી બૂમો શા માટે પાડો છો?'

ગુદામબાબુ બોલે છે, 'બરાબર છે; એમને કંઈ કહેવાનું હોય તો તે હેડ-ઑફિસને જણાવે; અમને કહેવાથી શો ફાયદો?'

ઑફિસરની મોટી સાળી કહે છે, 'ચલો, ચલો; હવે પાછા ચલો.'

આ તરફ, બગીચાના બાબુઓ અને બાબુઓનાં ઘરની સ્ત્રીઓને એક સ્થળે

ભેગી થઈ આ રીતે ચર્ચા કરતાં જોઈ, બગીચાના મજૂરો, જે આમતેમ છૂટા ફરતા હતા, તે બધા પણ અહીં આવી ઊભા રહે છે. તેઓમાંનો એક જરા આગળ આવી રઘુ ઘોષને પૂછે છે, 'શું, શું થયું છે, ઑફિસબાબુ!'

રઘુ ઘોષ તેના તરફ જોઈ હાથ હલાવી હસીને કહે છે, 'તું વળી ક્યાંથી આવ્યો છું? જા —'

'તે તું પણ ચલ ને —' એક સ્ત્રી પાછળથી બોલી ઊઠે છે, 'હે, બૈ દિ, ઑફિસબાબુને વાગ્યું કે?'

'કોણ છે રે?' કહી રઘુ ઘોષ હસતાં હસતાં સ્ત્રીઓની ટુકડી તરફ નજર વાળે છે. ઑફિસર તો આ દરમ્યાન ભીડની પાછળ ચાલી ગયા છે. ત્યાં જુએ છે કે જગદીશ બારુઈ અને અશ્વિની રાય બોલ્ડર પર ઊભા પગે બેસી બીડી પીએ છે અને વચ્ચેવચ્ચે માથું ઊંચું કરી ભીડની પાછળ જુએ છે. ઑફિસર તેમની સમક્ષ ઊભા રહી કહે છે, 'આ તમે લોકો અહીં છો? ત્યારે તો ખૂબ બોલ્યા હતા, કેટલા બધા માણસો તણાઈને આવ્યા છે, હમણાં જ નૌકા મોકલવી પડશે, મિલિટરી જોઈએ. મિલિટરી આવત તો તમને બધાને જ હમણાં પાણીમાં તણાવી દેત —'

ઑફિસર ઊભા ઊભા બોલ્યા હતા, એટલે જગદીશ બારુઈ અને અશ્વિની રાય સમજતા નથી કે વાત તેમને જ કહેવાઈ છે. તેઓ તો બીડી પીધે રાખે છે. જગદીશ બારુઈ એક વાર મોં ઊંચું કરી પૂછે છે, 'કેમ રે? કંઈ થયું કે શું?'

ઑફિસર બોલી ઊઠે છે, 'થવાનું વળી શું? માણસ હશે તો લાવશે. માણસ નહીં હોય તો ક્યાંથી લાવશે? અને તમે આ તરફ તો કહ્યું હતું કે કેટલા લોકો તણાઈ આવ્યા છે —'

અશ્વિની રાય માથું ઊંચું કરી ઑફિસરને જોઈ ઊભો થાય છે, જગદીશ બારુઈ અશ્વિનીને ઊભો થતો જોઈ માથું ઊંચું કરીને જુએ છે — પછી તે પણ ઊભો થાય છે. અશ્વિની રાય ખસી જવાનો પ્રયત્ન કરે છે. જગદીશ બારુઈ તેનો હાથ પકડી ખેંચે છે અને ઑફિસરને પૂછે છે. 'શું કહ્યું?'

'હું કહું છું કે ત્યારે તો બહુ માણસો તણાઈ આવ્યા હતા, હવે ત્યાં તો એક માણસ પણ મળતો નથી. મિલિટરી આવત તો શું થાત?'

'એ શું થાત તે તો તમે જાણો. માણસ ના હોય તો શું માણસ પેદા કરી તણાવી છાપરા પર લાવવાનો છે શું? તેને તો દસ મહિના લાગશે. સવારને વખતે જીવતા જાગતા માણસને બધાંએ જોયો હતો છાપરા પર, અને સોપારીના ઝાડ પર ચઢીને ગયો ક્યાં? તેની ખબર નથી?'

'ક્યાં ગયો તે શું હું શોધીને લાવું?' ઑફિસર ગુસ્સે થઈને જતો રહે છે. આ રીતે ગુસ્સે થતાં થતાં ઑફિસર ધીરે ધીરે ભીડની પાછળ આવી ગયા હતા. તે લગભગ બંધની નીચે જઈને ઊભા રહે છે. તેમની ઊભા રહેવાની ભંગિમાં એક

હલચલનો ભાવ હતો; જાણે તે બંધ વટાવીને આવ્યા છે, આ તરફથી ઊતરી જઈ જીપ પર ચઢવાનું કંઈ શોધી રહ્યા છે. પણ તે બરાબર કંઈ શોધી ચઢી જતા નથી.

ઑફિસર ફરીથી ભીડમાં આવી, એકબે જણને ખસેડી સામે આગળ જાય છે. ત્યારે દેખાય છે કે પેલા ટિનના છાપરા પર પેલા ત્રણ જણ મળીને વાતો કરે છે. અમૂલ્ય છાપરાની એક તરફ બેસી પડ્યો છે, અને નરેશ - કાદાખોયા વાતો કર્યે જાય છે. વાત થતી સમજાય છે બે માણસની ઊભા રહેવાની અને હાથ-પગ હલાવવાની ભંગિથી.

'અમૂલ્ય કરે છે શું ત્યાં બેઠો બેઠો?'

'કાદાખોયાને વળી એટલી શી વાતો કહે છે નરેશિયો?'

આ બે પ્રશ્નોથી આ કાંઠાનાં લોકો ખૂબ વિહ્વળ બની જાય છે.

## 146

## ઉચ્ચકક્ષાની બેઠક

છાપરા પર ઊતરી નરેશ બંધ તરફ જુએ છે. બંધ પરથી આ છાપરું જેટલું પાસે લાગતું હતું તેટલો છાપરા પરથી બંધ નજીક લાગતો નથી; જરા જાણે દૂર લાગે છે. પવન અને વરસાદના ધુમ્મસમાં અને તિસ્તાનાં પાણીનાં શિકરોમાં આ અંતરની વચ્ચે એક પડદા જેવું બની ગયું છે તો ખરું જ — જેવું પરોઢિયે થાય·તેવું — પણ તે ઉપરાંત, બંધ તો જાણે દૂરનો જ રહે છે નરેશને માટે. થોડો સ્થિર રહેતાં તે ભીડને લગભગ ઓળખી લઈ શકે છે, એટલે સુધી કે, જરા વધારે નજર નાખતાં તે માણસોને પણ ઓળખી શકે છે — તેમ છતાં અશ્વિની રાયના છાપરા પર ચઢી નરેશ બંધને વધારે નજીક જોઈ શકતો નથી. અશ્વિની રાયનું જે ઘર અત્યારે પાણીને તળિયે છે, જે સોપારીનાં વૃક્ષોએ પાણી પર માત્ર ટોચ ઉપર ઊંચી રાખી છે, એ ઘર, એ સોપારીનાં ઝાડની પાછળથી તળિયેથી પણ, નરેશ તેની આટલી ઉંમર સુધી સામેના બંધને જોતો આવ્યો છે. જો કે તેનો જન્મ અહીં નથી થયો છતાં ભાઠા પર જ તે યુવાન થયો છે. નરેશે જીવન દરમ્યાન જેટલી વાર બંધ પરથી આ ભાઠાને જોયું છે તેનાથી અનેક ગણી વાર તેણે ભાઠા પરથી બંધને જોયો છે. છતાં અત્યારે નરેશને થાય છે કે તેમનાં વાડી-ઘર-બહાર કેટલાં જલદી જલદી બંધ પર ફરી જશે! અશ્વિની રાયના ઘરની સામેના રસ્તેથી નરેશનું ઘર દેખાતું નથી. અશ્વિની રાયના છાપરા પરથી દેખાત શું? નરેશ એક વાર બંધ તરફ પાછળ ફરી પાણીના તળિયે રહેલા ભાઠામાં તેનું ઘર જે તરફ હોવાની વાત છે તે તરફ ડહોળા પાણી પરથી જોતાં પાણીના તળિયે જે બધાં ઝાડ, ઘર-બાર-બગીચા- ગોવાળ ઘર ડૂબી ગયાં છે

તે બધાંને એક વાર જોઈ લેવા ઇચ્છે છે. અશ્વિની રાયનું ઘર અને તેમનું ઘર અલગ અલગ પાડામાં છે. વચ્ચે એક નાનું નાળું પણ છે. જોઈ ના પણ શકાય. પણ નરેશલોકોનું ઘર ખૂબ ઊંચું છે — તેનું ટિનનું છાપરું કદાચ જોઈ શકે. નરેશ જુએ છે કે ચારે પાસ માત્ર પાણી હૂ હૂ કરી રહ્યું છે. અત્યારે જો નરેશને પાણીને તળિયે લઈ જઈ તેનું ઘર શોધી લેવા કોઈ કહે તો નરેશ શોધી શકશે નહીં. બંધ પરથી આ પાણી જોઈ મનમાં વિશ્વાસ આવતો કે પાણી ઊતરી જતાં ભાઠા પર પાછા ફરશે. પણ અત્યારે આ ભાઠા ઉપર ઊભા રહી એવો તો કોઈ વિશ્વાસ એને પડતો જ નથી, ઊલટું બંધ તરફ જોઈ તે પાછા જવાની એક ઉતાવળ અનુભવે છે; થોડો ભય પણ લાગે છે. નરેશ વાઘારુને પૂછે છે, 'તમે જ સવારે આ છાપરા પર ચઢ્યા હતા ને?'

'હો-ય.'

'પછી સોપારીના ઝાડ પર ચઢ્યા હતા ને? અને પછી પાછા ઊતરવાનું નામ નહીં.'

'ઝાડ પર રહ્યો હતો.'

'અને, અમે વિચાર્યું છે કે તમે માણસ છો, ફ્લડનું કોઈ ભૂત નથી. હવે ચલો, ચલો.'

'ક્યાં જવાનું?' વાઘારુ સોનેરી દોરીનો ગોટો વાળતાં વાળતાં બોલે છે.

'ત્યાં — બંધ પર જવાની વાત છે. અમે તો તમને રેસ્ક્યુ કરવા આવ્યા છીએ.'

'હું તો નહીં આવું.' વાઘારુ તેમની તરફ પાછળ ફરીને બોલે છે. નરેશ ગુસ્સે થઈ જાય છે, 'નહીં આવો, શું? તારા બાપની ખુશી! આવવું પડશે. તમને રેસ્ક્યુ કરવા માટે નૌકા લઈને ડૂબતાં ડૂબતાં આવ્યા છીએ, અને હવે નહીં આવો! ચાલો —' નરેશના અવાજમાં એક ઉદાસીન આદેશનો સૂર ભળે છે, પણ એ અવાજમાં ક્યાંક જાણે આવી તૈયારી પકડાઈ જાય છે કે નરેશ જાણે જાણતો હતો કે વાઘારુ આવવા ઇચ્છશે નહીં.

અમૂલ્ય અશ્વિની રાયના છાપરા પર બંધ તરફ મોં કરી બેસી રહ્યો હતો. અમૂલ્યનું ઘર અશ્વિની રાયના ઘરની પશ્ચિમે છે, બંધની વધારે સામે જરા વાંકું છે, પણ જુદા પાડામાં. અમૂલ્ય પોતાના ઘર તરફ મોં કરી બેઠો હતો. અશ્વિની રાયનું આ છાપરું તણાઈને રહેશે. ત્યાં તેઓ આવીને ચઢશે અને બેસશે, છતાં અમૂલ્યના ઘરનું, આટલા મોટા ઘરનું, એક છાપરું પણ દેખાશે નહીં; બધું જ જોડી માત્ર ડહોળું પાણી વધારે ડહોળા પાણીને ઉથલાવી વહી જશે — એમાં એક અન્યાય છે, અમૂલ્ય પર એક વ્યક્તિગત અન્યાય જાણે! અમૂલ્યનાં જમીન-ઘરનું કોઈ ચિહ્ન સુધ્ધાં અમૂલ્યને દેખાતું નથી, તેથી બીજાઓનાં ઘર-બાર-જર 'જમીન જાણે કિનારા બની ઊઠ્યાં છે.

જાણે બીજા કોઈનું કશું જ ડૂબ્યું નથી; જે ડૂબવાનું છે તે બધું અમૂલ્યનું જ ડૂબ્યું! અશ્વિની રાયના છાપરે ચઢી જેમ અમૂલ્ય બંધ જુએ છે તેમ તે પોતાના છાપરા પર બેસીને પણ જોઈ શકત — તેથી જ સમજાત કે તેનું ઘર છે. પણ જે ભાઠા પર તેનાં ઘર-બાર છે તે જ ભાઠા પર ઊભા રહી અથવા બેસી તેઓ ફક્ત ચારે બાજુ પાણી જ જુએ છે, એ ડહોળું પાણી છે, એટલે સુધી કે જાણે આકાશમાંથી પેલી ડહોળી વૃષ્ટિ થાય છે! અમૂલ્ય ઉદાસ થઈ બૂમ પાડી દે છે, 'ના આવે તો રહ્યો; ચલ, હું તો હવે રહીશ નહીં —'

નરેશ અમૂલ્ય તરફ જોઈ કશું સમજી લે છે, પછી અવાજ ધીમો કરી કહે છે, 'શું કહે છે? એને લઈને નહીં જઈએ તો રૂપિયા કોણ આપશે?'

'નહીં આપે! કોણ જાણવાનું છે કે એ અહીં છે —'

'ના જાણે તો આપે શેના?'

'તું તારે રૂપિયાની ગણતરી કર્યા કર, સા-લા. રૂપિયા? જોતો નથી ચારે બાજુ? તિસ્તાના તળિયે તારી ઊભી જમીન પર રેતીના ડેરા થવાના છે.'

નરેશ વાઘારુને કહે છે, 'એય દેઉનિયા, સાંભળો—'

એટલી વારમાં વાઘારુએ સોનેરી દોરી વાળી લીધી છે. તે નરેશ તરફ જોઈને કહે છે, 'હું દેઉનિયા નથી. ગયાનાથ જોતદાર મારા દેઉનિયા છે.'

'તમારું ઘર ક્યાં છે?'

'ત્યાં...' વાઘારુ તિસ્તાને પાર કરીને જે પૂરેપૂરી તિસ્તા છે તે બતાવે છે. નરેશ વિચારે છે કે એ કંઈક બતાવે છે. તેથી, વાઘારુના અંગુલિનિર્દેશ તરફ માથું ફેરવી એ જ પાણી જોઈ માથું ફેરવી કહે છે, 'અ-રે, તમારું ગામ ક્યાં છે?'

વાઘારુ એ એક જ તિસ્તા પરથી હાથ ફેરવી પાછો લાવે છે —'ત્યાં...'

નરેશ ફરીથી ચૂપ રહી કંઈક વિચારે છે. પછી વાઘારુને કહે છે, 'તમારું ગામ શું પાણીમાં તણાઈ ગયું છે?'

વાઘારુ માથું હલાવે છે, 'ના, ના, તણાયું નથી.'

'તો પછી તમે તણાઈને આવ્યા ક્યાંથી ભાઈ?'

'ગયાનાથના ફૉરેસ્ટમાં તિસ્તા પેસી ગઈ છે.'

'પછી?'

'ઝાડ તૂટી ગયાં છે.'

'પછી?'

'ગયાનાથે વૃક્ષોને અને મને તણાવી દીધાં છે.'

'પછી?'

'હું તણાઈને આવ્યો છું!'

'આવ્યો છે તો આવ્યો છે બાબા, હવે બંધ પર જવા લાગ! ઑફિસર આવ્યા

કરી નથી. તેનો સંદેહ પણ ત્યાં જ છે. પણ ભૂખ ખૂબ જ લાગી છે. રાત અહીં પાણી પર વિતાવવા કરતાં, પેલો બંધ જરૂર વધારે સારો છે. વળી તે તો વૃક્ષો લઈને કોઈ પણ વખતે તણાતો જઈ શકે. વાઘારુ પગ ઉપાડે છે.

નરેશ વાઘારુનો હાથ છોડી દઈ આગળ સોપારીના ઝાડ પર જાય છે. અમૂલ્ય વાઘારુનો હાથ પકડીને જ પાછો ફરે છે — જાણે કે પાછળ મેદાન છે અને તેને છોડી દઈ વાઘારુ દોડીને નાસી જશે! સોપારીના ઝાડ આગળ આવીને અમૂલ્ય કહે છે, 'પહેલાં નીચે ઊતરો.' વાઘારુ હાથના ઇશારાથી અમૂલ્યને નીચે ઊતરવા જણાવે છે. અમૂલ્ય સોપારીના ઝાડ પર કૂદકો મારે છે. નીચે ઊતરીને બૂમ પાડે છે, 'હવે નીચે ઊતરો'. વાઘારુ સોપારીના ઝાડને ટેકો દે છે. પવનમાં સોપારીનું ઝાડ એટલું બધું ડોલે છે કે વાઘારુના શરીરના વજનથી તે વધારે નવી રીતે ડોલતું નથી.

નીચે ઊતર્યા પછી એક પ્રશ્ન થયો — ઝાડ અને નૌકા લઈ ચાર જણા જશે કેવી રીતે? નૌકામાં ચાર જણા જઈ શકે વૃક્ષો અહીં રાખીને. પણ નરેશ કે અમૂલ્યને એ કહેવાની હિંમત જ થતી નથી. વાઘારુના ગળામાં પેલી નાયલોનની દોરીનું બંડલ છે, જે દોરી વડે આ વૃક્ષો સાથે વાઘારુ અષ્ટમ્ પષ્ટમ્ કરીને બંધાયેલો હતો, અને છે. પણ હવે જરાયે વખત નથી. તેમણે હમણાં જ નૌકા વહેતી મૂકવી પડશે. અહીંથી તો તેઓ હવે બરાબર ઊલટી દિશા તરફ જઈ શકશે નહીં, પ્રવાહના વહેણ તરફ તેમને આડાઅવળા થઈને વહેવું પડશે, પછી પેલે પાર જઈ ગમે ત્યાં અટકવું પડશે. ત્યાંથી કાંઠે જઈ નૌકા ખેંચીને બંધ પાસે લઈ જવી પડશે.

'હે કાદાખોયા આ વૃક્ષો શું નૌકા સાથે બાંધી દેવાશે?' નરેશ પૂછે છે.

'ના, ના; નૌકાને ઝાડના ધક્કા લાગશે તો ડૂબી જશે.' કાદાખોયા જણાવે છે.

'તમે બધા નૌકામાં જાવ ને, હું વૃક્ષો સાથે આવું છું.' કહી વાઘારુ અલગ થઈ તેના માંચડા પર ચઢે છે. એ વખતે એને એક જ ઉપાય સૂઝે છે. નરેશ વાર લગાડ્યા વિના જ કહે છે, 'તો ઝાડ આગળ છોડી દો, તમારું લંગર ક્યાં બાંધ્યું છે?' નરેશ હસી પડે છે. વાઘારુ ઝાડની ડાળ પરથી દોરીના વળ ખોલવા લાગે છે. નરેશ બીજું બંધન કયાં છે તે શોધે છે — જુએ છે કે તે અશ્વિની રાયના છાપરાની સૌથી ઊંચેના છેડે છે. 'હે કાદાખોયા, ખોલ ને રે, ત્યાં ખોલ ને!

કાદાખોયા તાકીને જુએ છે. પછી ઝાડની ડાળે ડાળે તે ઉપર ચડી જાય છે. કાદાખોયા અને વાઘારુ એ બે જણના વજનથી વૃક્ષો ડોલી જાય છે; ડોલવા છતાંયે ડૂબી જતાં નથી. લાગે છે કે જાણે એ બે જણ વહેતાં વૃક્ષોની ડાળ પર ચઢતી વખતે પોતાનાં મધ્યાકર્ષણની તાણ અતિક્રમી ગયા છે. નીચેની નૌકામાં ઊભા રહી નરેશ અને અમૂલ્ય વાઘારુ અને કાદાખોયાનાં શરીરના ચહેરાની સામ્યતાને સ્પષ્ટપણે જોઈ શકે છે. આપાદમસ્તક નગ્ન શરીરમાંથી તેમના હાથ ડાળની માફક આકાશ તરફ ઊંચા થાય છે અને નીચે આવે છે.

બે તરફનાં બંધન છૂટવા છતાં પણ વૃક્ષો હાલતાં નથી. વાઘારુ નીચે ઊતરી કાદાખોયાને કહે છે, 'પેણે એક છે, ત્યાં નૌકાની પાસે! કાદાખોયા એ તળિયેના બંધનને શોધે છે, પણ તેને તે મળતું નથી. દરમ્યાન વાઘારુ ઊલટી બાજુનું નીચેનું બંધન છોડવાનું શરૂ કરે છે. અને એ બંધન ઢીલું થતાં અને છૂટવાની સાથે જ વૃક્ષોનું ઝુંડ પ્રવાહના ખેંચાણમાં હાલી ઊઠે છે.

કાદાખોયા બોલી ઊઠે છે, 'ના, રે, ના'. વાઘારુ 'ઊભા રહો' કહી તેનું બંધન છોડી નાંખે છે. વૃક્ષનું ઝુંડ પ્રવાહના વેગમાં અશ્વિની રાયના ઘરની સાથે લાગી જાય છે અને એ ધક્કાથી નૌકા જાણે વૃક્ષોની અંદર પેસી જાય છે. વાઘારુ ફરીથી ડાળે ડાળે આ તરફ ચાલી આવે છે. નરેશ અને અમૂલ્ય હાથમાં વાંસડો લઈ નૌકા પર જ ઊભા હતા.

વાઘારુ કાદાખોયાને કહે છે, 'નૌકા પર જા; એ છૂટતાં જ પ્રવાહના વહેણમાં તણાઈ જશે! કાદાખોયા નૌકા પર જાય છે. નૌકા વૃક્ષોની એટલી અંદર ભરાઈ ગઈ છે કે આ વૃક્ષો તણાઈ જવા છતાં નૌકા કેમ કરીને જશે તે બરાબર સમજાતું નથી.

એકાએક કાદાખોયા બોલી ઊઠે છે, 'ઊભો થઈ જા, ઊભો થઈ જા.'

વાઘારુ ઊભો થઈ જાય છે. કાદાખોયા નૌકાનું બંધન છોડી દે છે અને પ્રવાહના ધક્કાથી નૌકા વૃક્ષોની અંદર ભરાઈ અટકી જાય છે, એ રીતે કે જાણે તે પણ એક ઝાડ છે. નરેશ ભયભીત થઈ બોલી ઊઠે છે, 'હે કાદાખોયા, તું જુએ છે ને; વૃક્ષોને દબાઈને પડેલી નૌકા તો ડૂબી જ જશે ને!'

કાદાખોયા કશો જવાબ આપતો નથી. તે નૌકાને વધારે બરાબર કરી લઈ અમૂલ્ય અને નરેશને કહે છે, 'વાંસડો પકડો, વાંસડો લો.' નરેશ અને અમૂલ્ય વાંસડા લે છે એટલે કાદાખોયા વાઘારુને કહે છે, 'છૂટી ગઈ ને, છૂટી ને?'

આ તરફનું બંધન જ્યાં બાંધ્યું હતું તે પાણી વધી જવાથી પાણીને તળિયે ચાલી ગયું છે. વાઘારુને ડાળ કે હાથ પકડી, ઝૂકીને જમણા હાથે પાણીના તળિયેનું એ બંધન છોડવાનું છે. પહેલી ગાંઠ છૂટતાં જ પ્રવાહનો વેગ વૃક્ષોના ઝુંડને જરા ખેંચી લે છે. વાઘારુ ડાબા હાથની ડાળ મજબૂત રીતે પકડી રાખી એક આંચકે ખેંચતા જ વૃક્ષો પ્રવાહના મુખ તરફ તણાતાં જઈ અટકે છે, ઘરના ખૂણે ઝાડની એક મોટી ડાળ ભરાઈ ગઈ છે. વાઘારુ તે ખોલતો નથી. પણ એ સુયોગથી તે નૌકા પર ચાલી આવી શકે છે. અને એ હાલવાથી હોય કે પ્રવાહના ખેંચાણથી હોય, પણ અશ્વિની રાયની સોપારીની વાડીનું લંગર છોડી પેલું ઝુંડ ધૂંધળા આકાશ તળે, તિસ્તાના ડહોળા પ્રવાહમાં ઝડપી વેગથી તણાવા લાગે છે. પવનના ઊલટા ધક્કાથી વૃક્ષનાં પાંદડે પાંદડે એક તરતા તોફાનની અલૌકિકતા સંચારિત થાય છે.

'વાંસડો લગાવો, વાંસડો મારો,' કહેતો કહેતો કાદાખોયા તેનો વાંસ લઈને વાઘારુની ગઈ રાતની અંધારામાં હાથે હાથે મેળવેલી જાણકારી આત્મસાત્ કરી

બિલાડીના જેવી ચાલે વાઘારુના માંચડે ચઢી જાય છે, અને ત્યાંથી માત્ર તેની ડાબી તરફ વાંસ મારતો રહે છે; આ વખતે પહેલાંની જેમ ભાલા વડે પાણી વીંધવા જેવું કરતો નથી; વાંસ મારી ને થોડું ઠેલ્યું પણ હતું. કેટલીક વાર વાંસડો માર્યા પછી કાદાખોયા બૂમ પાડે છે, 'એ ઝાડના માણસ, ઊભો થઈને આવ, અહીં આવ. વાઘારુ નૌકા પરથી ડાળે ડાળે તેના માંચડે ચાલી જાય છે. 'અહીં વાંસડો માર, વાંસડો માર,' કહી કાદાખોયા તેનો વાંસ વાઘારુના હાથમાં પકડાવી દે છે. વાઘારુ વાંસડો મારતો રહે છે, કાદાખોયા ઊભો રહી જોયા કરે છે. જાણે — ગયાનાથનો એક વાઘારુ હવે બે માણસ થઈ ગયો છે — તિસ્તા પરના પેલા ઝાડના માંચડા પર તે બન્નેનું એટલું બધું સામ્ય છે!

ખરેખર તો જે ગણતરીપૂર્વક કાદાખોયાએ એકદમ નૌકાને વૃક્ષોની વચ્ચે ભરાવી દીધી હતી તે અદ્‌ભુત મેળ પડી ગયો. આટલાં બધાં વૃક્ષો આમ ઝુંડમાં એવાં બાંધેલાં હતાં કે જળપ્રવાહ ઝાડની અંદર પૂરા વેગથી લાગતો નથી. એ વૃક્ષોનાં ઢાંકણ પર નૌકામાંથી નરેશને અને અમૂલ્યને વાંસડા મારવાનો એવો સરસ સુયોગ સાંપડે છે કે જેથી પ્રવાહની અંદર પણ આ ઝુંડ પ્રવાહને નિયંત્રિત કરી શકે. ક્રમશઃ ડાબી તરફ વાંસડા મારી તેઓ ખૂબ દૂર તણાયા ન હોવા છતાં ખૂણે - વાંકે - ચૂકે બંધની દિશા તરફ જઈ રહ્યા છે. 'અરે, હવે એક વાંસ પડતાં સીધા પેલે પાર પહોંચી જશે, હે', કાદાખોયા તિસ્તાના ડહોળા પ્રવાહ તરફ જોઈને જોરથી બોલે છે.

## 148

## સંદેહ અને સંશય

બંધ પરથી દેખાય છે કે અશ્વિની રાયના છાપરા પરથી અમૂલ્ય, નરેશ અને કાદાખોયા સોપારીના ઝાડ પર ચઢ્યા પછી થોડી વારે એ સોપારીની વાડીની દક્ષિણ બાજુએથી નૌકાને બદલે એક વિશાળ, મોટું વૃક્ષોનું ઝુંડ નદીમાં થઈને તણાતું આવે છે. નૌકા વૃક્ષોની એટલી અંદર છે કે બંધ પરથી તે દેખાતી નથી. એટલે સુધી કે કાદાખોયા અને વાઘારુ જે માંચડા પર ઊભા છે તે પણ વૃક્ષોનાં ડાળાં-ડાળખાં-પાંદડાંની આડશમાં જતા રહે છે. પૂરને સમયે તિસ્તામાં થઈ આવાં વૃક્ષો તણાઈ જઈ શકે જ, પણ પેલા લોકો છાપરેથી સોપારીના ઝાડ પર ગયા અને પછી જ પેલા પોલાણમાંથી નૌકાને બદલે નીકળ્યું આટલું પ્રચંડ વૃક્ષોનું ઝુંડ — તેથી જ બધાંની નજરે પડી જાય છે. તે પણ નજરે પડત નહીં, જો વૃક્ષો અશ્વિની રાયની સોપારીની વાડીના પોલાણમાં થઈને સીધાં ચાલી જાત. પણ સીધાં બહાર આવીને પણ વૃક્ષો પેલા પ્રવાહમાંથી આડાં આડાં ખૂણેખાંચરે વહી આવે છે. કેટલાક દિવસથી આ ખાડીને પાણીથી ભરાયેલી

જોતાં જોતાં પ્રવાહની ધારા એમને બધાંયને લગભગ પરિચિત થઈ ગઈ છે. તેઓ સમજે છે કે પેલાં ઝાડ માત્ર ઝાડ જ હોઈ શકે નહીં; જો તેમ હોત તો તો નદીના પ્રવાહમાં કોઈ બીજી રીતે તણાઈ જાત. વૃક્ષો બહાર આવ્યાં પછી પણ બંધનાં લોકો રાહ જોતાં હતાં કે નૌકા ક્યારે બહાર આવે છે, પણ અપેક્ષિત સમયમાં નૌકાય બહાર આવતી નથી, વૃક્ષો ય સીધાં જવાને બદલે વાંકાંચૂકાં થઈને આવે છે, ત્યારે તેઓ આ બન્ને વચ્ચે જાણે કોઈ સંપર્ક હોઈ શકે એવો સંદેહ કરે છે. પહેલી વાત તો અશ્વિની રાય જ બોલી ઊઠે છે, 'ઉઠાવી જાય છે, ઉઠાવી જાય છે! મારાં ફણસ અને લીચીનાં વૃક્ષો શા માટે કાપી નાખ્યાં છે, શા માટે કાપી નાખ્યાં છે!'

વાત સાંભળ્યા પછી પણ બધાં ચૂપ જ રહે છે. શું આમ હોવું સંભવિત છે?

નરેશ – અમૂલ્ય નૌકાની ઉપર છે. એ વખતે જો કોઈ એ ઝાડ કાપીને લઈ જાય તો તો તેમણે કોઈ અવરોધ નહીં કર્યો હોય? આ રીતે અવશ્ય આટલાં પાસે પાસેનાં ભાઠાંઓમાં થઈ શકે છે. પૂરનો સુયોગ હોય ત્યારે કોઈ કોઈ નૌકા કરીને આવે છે અને વૃક્ષોને કાપીને લઈ જાય છે. પણ આ ભાઠા પર એમ કરવા માટે તો આ બંધ પરથી જ જવું પડે. અથવા તો, જે માણસને સવારે જોયો હતો તે માણસ આ બધાં વૃક્ષો કાપી તણાવીને લઈ જવાની રાહ જોતો હતો, અને અમૂલ્ય તથા નરેશે જઈને તેને પકડ્યો છે? પણ જો એમ હોય તો વૃક્ષોને શું આ રીતે વહેતાં મૂકે? અને જો એમ જ હોય, તો તો નૌકા પાછળ પાછળ બહાર આવશે!

એક જણ બોલી ઊઠે છે, 'અશ્વિની, કોઈનાં ફાણસ અને લીચીનાં ઝાડ શું ફ્લડનાં પાણી ખાઈ ગયાં અને શાલવૃક્ષને બહાર કાઢ્યું છે? જોતાં નથી, આ તો ઝાડ નથી પણ જાણે એક ફૉરેસ્ટ છે!'

આટલે દૂરથી પણ નજરના અંદાજ પરથી સમજાય છે કે એ વૃક્ષો અશ્વિની રાયની વાડીનાં વૃક્ષો નથી. એ વાત પેલા એક જણે કર્યા પછી જ બધાંનાં મનમાં આવે છે. જગદીશ બારુઈ વૃક્ષોનો આભાસ પામે છે, પણ પરિસ્થિતિ સમજી શકતા નથી. તે નદી તરફ સીધેસીધું જોઈને બૂમ પાડે છે, 'અરે, ગયા ત્રણ જણ એક નૌકામાં, અને તેઓ કરે છે વૃક્ષોની વાતો? વૃક્ષોની વાત વળી આવી ક્યાંથી, હેં? વૃક્ષોની વાત આવી ક્યાંથી, બોલો ને?'

જગદીશ બારુઈએ જોરથી બૂમ પાડીને વાત કરી હોવા છતાં પણ તેની વાતનો કોઈ કશો જવાબ આપતું નથી. ઉલટું, દબાયેલા અવાજે કોઈ બોલી ઊઠે છે, 'હાં, કાંઠા તરફ જ આવે છે; હાં, કાંઠા તરફ જ આવી રહ્યાં છે.'

એ દબાયેલાં અવાજમાં વિસ્મયનો ભાવ વધુ સ્પષ્ટ છે. એ પછી ભીડમાંથી બંધ આગળથી ઘણાં ઉપર ચાલી જાય છે, લગભગ દોડતાં દોડતાં. બંધ ઉપર આવ્યાં પછી તેઓ બંધની ધારે ધારે દોડતાં દક્ષિણ તરફ જાય છે. નૌકા ભાઠા પરથી પાછી ફરશે ત્યારે વધારે નીચાણવાળા ભાગમાં જઈને અટકશે; પછી કાંઠાની ધારે ધારે

અહીં પાછી આવશે, એ વાત બધાં જ જાણે છે. પણ નૌકાને બદલે આટલાં મોટાં મોટાં વૃક્ષો એકસાથે પ્રવાહમાં તણાઈને બહાર આવ્યાં અને પ્રવાહ કાપતાં આડાઆડી જ પાર કર્યું, એ તેમની ગણતરીની બહારની વાત છે. તેથી બંધની ભીડ વીખરાઈ જાય છે. ઘણાં બધાં બંધ પર થઈ દોડવાનું શરૂ કરે છે — જ્યાં વૃક્ષો આવીને ભીડાશે ત્યાં જઈ ઊભા રહેવા માટે. બંધની ભીડ વીખરાઈ જાય છે, દોડાદોડી શરૂ થાય છે, એ બધું મળીને જાણે એક રહસ્યનો આભાસ ઊભો થાય છે. સવારે એક માણસ છાપરા પરથી અદૃશ્ય થયો; સાંજે ત્રણ ત્રણ માણસો નૌકા સહિત અદૃશ્ય થયા, અને તેને બદલે આટલાં બધાં વૃક્ષો પ્રવાહમાં તણાઈને આવ્યાં — બધું મળીને પરિસ્થિતિ ઘણી જટિલ બની.

કેટલાંક લોકો બંધ વટાવી જાય છે અને કેટલાંક બંધ પર જઈ ઊભાં રહે છે, એટલે કાંઠાના બોલ્ડરો પરની ભીડ અલગ પડી જાય છે. ઑફિસર બંધ પર ચઢતાં ચઢતાં કહે છે, 'મહાશય, મને જાણે લાગે છે કે ફ્લડ તો એક તમારે અહીંયાં જ આવ્યું છે. એક સ્થળે આવી જો આટલી વાર અટકી જતું હોય તો બીજી જગ્યાએ જશે ક્યારે?'

રઘુ ઘોષની પાછળ પાછળ ચાલતાં, લીલી કહે છે, 'ચલો ને, પેલી તરફ જઈએ. જોઈએ તો ખરા શું થયું?'

રઘુ ઘોષ પાછળ ફર્યા વિના જ જણાવે છે, 'હવે ત્યાં જવું નથી. આટલી વાર આ પવન અને વરસાદમાં રહ્યાં છો; પછી આખી રાત બેઠાં બેઠાં શ્વાસ ખેંચશો. હવે બગીચે ચલો. ઘણું બધું જોઈ લીધું છે.'

ગુદામબાબુ બંધ પર પહેલેથી જ પહોંચી ગયા હતા. તે કહે છે, 'હાં હાં; ચલો. આ બધી ધમાલમાં હવે રહેવામાં કંઈ માલ નથી.'

રઘુ ઘોષ કહે છે, 'ધમાલ વળી શી છે?'

ગુદામબાબુ — 'વાહ, થોડી વાર પહેલાં તો તમને જ દોષ દીધો હતો! પછી જુઓ, પેલાં વૃક્ષો છે ને, એને કારણે કોણ જાણે ફરી શી ગોલમાલ છે?'

ઑફિસર એમની પાસે જ હતા, તે કહે છે, 'અરે, મહાશય, આ લોકોની તો રેસ્ક્યુને નામે એક પછી એક ગોલમાલ વધતી જ જાય છે. નૌકા ગઈ ક્યાં?'

એવે વખતે પેલાં વૃક્ષો ફરી જાય છે, અને તેથી ડાળાં-ડાળખાંનાં પોલાણમાંથી બંધની આ જગ્યાએથી દેખાય છે કે વૃક્ષની ઉપર કાદાખોયા ઊભો છે. એક વાર જ દેખાય છે, પણ જેઓ જુએ છે કે તે તેને ઓળખી જઈ શકે છે —'કાદાખોયા, કાદાખોયા, વૃક્ષોની ટોચ પર કાદાખોયા છે! વૃક્ષોને માથે કાદાખોયા છે!' એ તરફ, વૃક્ષો કાંઠાની પાસે ને પાસે ચાલી આવે છે. જેઓ એ બાજુ દોડીને ગયાં છે તેઓ તો બહુ જ સ્પષ્ટપણે જોઈ લે છે. અહીંનાં લોકો બંધ પર થઈ એ તરફ જોઈ રહે છે.

દરમ્યાન વૃક્ષો વધારે ફરી જાય છે. દેખાય છે કે સાચેસાચ કાદાખોયા ઊભો છે. વૃક્ષો હજી વધારે ફરે છે. ત્યાં વળી દેખાય છે કે કાદાખોયાની પાસે બીજો એક જણ, કાદાખોયાની માફક જ ઊભો છે. પણ નરેશ - અમૂલ્ય નથી. બધાય વૃક્ષો તરફ તાકીને જોઈ રહે છે, કદાચ કોઈ પોલાણમાં થઈને નરેશ - અમૂલ્ય દેખાઈ જાય. તો શું નરેશ-અમૂલ્ય ભાઠા પર રહી ગયા હશે? શું કોઈ વિપત્તિ આવી ગઈ હશે? એકલો કાદાખોયા પાછો આવે છે? એની સાથે એક માણસ છે, તે ચોક્કસ સવારવાળો પેલો માણસ જ છે? કે પછી નરેશ - અમૂલ્ય પછીથી નૌકા લઈને આવશે? આ પ્રવાહમાં બે જણ નૌકા ચલાવશે કેવી રીતે?

વૃક્ષો કાંઠાની વધારે ને વધારે પાસે આવતાં જાય છે - કાદાખોયા અને પેલા માણસને સ્પષ્ટપણે જોઈ શકાય છે. હવે વૃક્ષો આ બંધની આડશમાં ચાલી જશે. ત્યાં, જમણી બાજુ બંધનો એક વળાંક છે. વૃક્ષો એ બંધની આડશમાં ચાલી જશે. અહીંથી કેવી રીતે ખબર પડશે કે વૃક્ષોને ત્યાં જ રાખવાનાં છે કે ખેંચી ખેંચી અહીં લઈ આવવાનાં છે!

બંધ ઉપર જે બધાં છૂટાંછવાયાં હતાં તેઓ વધારે વીખરાતાં જાય છે. કોઈ કોઈ તો બંધ પરથી દક્ષિણના એ વળાંક તરફ ચાલવાનું શરૂ કરે છે. પૂરમાં તણાઈને આવેલાઓની જે સ્ત્રીઓ આટલી વાર બંધના ઢાળની જુદી જુદી જગ્યાઓએ ઊભી રહી નદી તરફ ટીકીને જોઈ રહી હતી તેઓ હવે બંધ ઉપર આવી ગાયોની પાસે ઊભી રહે છે અથવા જરા આગળ જઈ કપાળે હાથ મૂકી બંધની બરાબર સામે જુએ છે. અત્યારે તડકો નથી; પવન અને વરસાદ સતત પડે છે, પણ દૂર જોવા માટે સ્ત્રીઓની ભંગિ પેલી એક જ છે. ગાયો પણ આટલી વારથી નદી તરફ જોઈ રહી હતી. તેઓ પણ શરીર ફેરવ્યા વિના માત્ર માથું જમણી તરફ ફેરવે છે. વ્યવધાન રાખી વચ્ચે વચ્ચે દરેક ગાય 'હા-મ્વા' બૂમ પાડી ઊઠે છે; ગંભીર પ્રલંબિત હા-મ્વા'! ત્યાં પવનમાં પેલા વળાંકની આડશેથી માણસોનો એક સાથે ચિત્કાર સંભળાય છે, અહીંના બધાં જ કાન સરવા કરી સમજવા માગે છે કે ચિત્કારની અંદર કોઈ વિપત્તિનો સંકેત છે કે નહીં.

## 149

## વાઘારુ અને કાદાખોયાનો સત્કાર

પેલો ચિત્કાર ઊઠીને ધીમો પડી જાય છે, પણ અટકતો નથી. પવન એ તરફથી આ તરફ આવતો હતો એટલે ત્યાંની બુમરાણ અહીં સંભળાતી હતી. લાગે છે કે કશું ખોટું થયું નથી. વચ્ચે વચ્ચે એ ચિત્કાર ફરીથી વધતો હતો.

પછી એકબે નાનાં છોકરાં એ તરફથી બંધ પરથી દોડતાં દોડતાં આ તરફ આવે છે. તેમનાં એ દોડવાનાંની સાથે તાલ મેળવીને જ પેલી તરફની બુમરાણ આવતી રહે છે — બંધ પર થઈને નહીં, પણ બંધની જરા નીચેથી નદી પાસેથી, બોલ્ડરોની ઉપર થઈ. બંધ પરનાં લોકોમાંથી જેઓ અહીં ઊભા હતા તેઓ બરાબર સમજી શકતા નથી કે કઈ તરફ જોઈ રહેવું — અહીંથી નદી તરફ વાંકા ખૂણે કે બંધ ઉપર થઈ સીધેસીધું. જે છોકરાં દોડીને આવ્યાં હતાં તેઓ પાછાં ફરી કશુંક જોઈ ઊભાં રહી જાય છે, પછી ફરીથી દોડવાનું શરૂ કરે છે.

ત્યાં, દેખાય છે કે પેલાં વૃક્ષો વળાંક પાર કરીને આ તરફ આવે છે, એટલે કે કાંઠે થઈ વૃક્ષોને ખેંચી લાવવાનાં છે. વૃક્ષો એ થોડાં આગળ દેખાય છે, વૃક્ષોની સામે નૌકા છે અને તેમાં નરેશ તેમ જ અમૂલ્ય ઊભા છે. કાંઠો ઊંચો છે એટલે નૌકા આટલી વાર સુધી દેખાતી નહોતી. નરેશ અને અમૂલ્ય દાંત કાઢીને હસે છે તે પણ અહીંથી દેખાય છે.

નરેશ અને અમૂલ્યનાં માથાં પર ઝાડની ડાળીમાં કાદાખોયા અને પેલો માણસ ઊભા છે. બન્ને જણાની કમરે હાથ છે. એક સોનેરી દોરી પેલા ઝાડની ડાળેથી કાદાખોયા અને એ માણસ પાસે થઈને કાંઠા સુધી ઝૂલે છે, અને એ જ દોરી પકડી નૌકા અને વૃક્ષોને બધાય ખેંચી ખેંચીને લઈ આવે છે. નૌકા પર અમૂલ્ય, અને તેના માથા પરની ડાળમાં કાદાખોયા વાંસડા દઈ દઈ કાંઠે મારે છે, જેથી વૃક્ષો કાંઠે અટકાઈ ના જાય. તે પૂરેપૂરું સંભાળી શકાતું નથી, કારણ કે વૃક્ષની પાછળનાં ડાળાં-ડાળખાં કાંઠે લાગી જાય છે. એટલા બધા લોકો દોરી તાણે છે કે વૃક્ષો ફરી પાછાં કાંઠેથી ખસી જાય છે. જેઓ ખેંચતા હતા તેમાંના કોઈ કોઈ બોલ્ડરની ઉપર, કોઈ કોઈ બોલ્ડર અને નદીની વચ્ચેના સાંકડા રસ્તે થઈ આગળ આગળ આવે છે. તેઓ દોરી ખેંચતા નથી, પણ જાણે વૃક્ષો અને નૌકાને રસ્તો બતાવી લઈ આવે છે.

હજુ કેટલું અંતર? જોતજોતામાં એ બધાય બંધ પરના આ કામચલાઉ કૅમ્પની જગ્યાએ પહોંચી જાય છે. પહોંચતાં પહેલાં જ બધા જોઈ શકે છે કે પેલા નવા માણસના ગળામાં નાયલોનની દોરીનું મોટું બંડલ છે, અને એ જ દોરી કાંઠા પરના લોકોના હાથમાં છે. તેઓ પેલી દોરી પકડીને જ ઝાડ અને નૌકાને ખેંચતાં ખેંચતાં લઈ આવ્યા છે.

બધાએ જ્યાં સૌ પ્રથમ ભેગા થઈ ભીડ જમાવી હતી એ સ્થળે વૃક્ષોનું ઝુંડ આવીને ઊભું રહે છે. નદીની અંદર નૌકામાં, અને કાંઠાની થોડે નીચે, નરેશ અને અમૂલ્ય છે, તો કાંઠાથી ઘણે ઉપર અને નદીની ય ઘણે ઉપર કાદાખોયા અને પેલો નવો માણસ છે.

'મળી ગયો છે, મળી ગયો છે, સોપારીવાડીનો માણસ મળ્યો છે!'

'પેલા ફૉરેસ્ટને આખી રાત તાણતો તણાતો આવ્યો છે!'

'આખી રાત ઝાડ પર તણાતો તણાતો આવ્યો છે!'

'તણાઈને આવ્યો હતો; વૃક્ષો લઈને, પકડીને આવ્યો છે!'

'આટલી મોટી દોરી મેળવી ક્યાંથી? પાણીમાં તણાતાં પહેલાં શું ગળામાં દોરી પહેરી લીધી હતી?'

આવા બધા જુદા જુદા પ્રશ્નો-ઉત્તરોની વચ્ચે નરેશ અને અમૂલ્ય કાંઠે આવી પહોંચે છે. કાદાખોયા અને વાઘારુ નામે — તેઓ બરાબર સમજી શકતા નથી — તેઓ હમણાં નીચે ઊતરશે કે નહીં. નરેશ કાંઠે ઊતરીને પૂછે છે, 'ક્યાં છે? સર ક્યાં છે?'

નરેશની વાતના પ્રતિધ્વનિ રૂપે બીજા બે-ચાર જણ પૂછે છે, 'ક્યાં છે? ઑફિસર ક્યાં છે.'

એ દરમ્યાન કોઈ નરેશને કહી દે છે કે ઑફિસર બંધની ઉપર જ છે. નરેશ બંધ પર જતો રહે છે. તેની પાછળ પાછળ બીજાં ઘણાં જતાં રહેતાં સામે કોઈ રહેતું નથી. એ ઢાળ વટાવી નરેશના ઉપર જવા માટે જ જાણે ઢાળમાં પોલાણ છે. એ પોલાણના છેડાના બંધ પર ઑફિસર આવીને ઊભા રહે છે. બંધ પર પહોંચતાં પહેલાં એકાએક પાછો ફરી નરેશ હાથ હલાવી બૂમ પાડે છે, 'એ ઈ, દોરડી બાંધી રાખો ક્યાંક, છોડી દેશો નહીં, તણાઈ જશે...' બૂમ પાડવાનું પૂરું કરી બંધ પર પગ મૂકતાં જ નરેશની સામે ઑફિસર છે. એક ડગલું પાછળ જઈ, ડાબો હાથ તેના વાંકડિયા વાળની પાછળ મૂકી, નરેશ તેના સફેદ દાંત બહાર કાઢીને હસે છે, પછી 'આવ્યા છીએ સર, એ ત્યાં —' ડાબો હાથ નમાવી વાઘારુને બતાવીને, 'ચલો સર', ડાબો હાથ નમાવીને ઑફિસરને રસ્તો દેખાડે છે. એ રસ્તો બતાવવા માટે જ નરેશની પાછળ જેઓ હતા તેઓ બે તરફ ખસી જાય છે. વચ્ચે એક રસ્તા જેવું થઈ જાય છે.

નરેશ એ રીતે હાથ બતાવે એ માટે હોય, અથવા નરેશની પાછળના લોકો બે બાજુ ખસી જઈ રસ્તો કરે એ માટે હોય, ઑફિસર નરેશની પીઠે સ્નેહપૂર્વક હાથ રાખે છે. પછી નરેશે બતાવેલા માર્ગે બોલ્ડરના ઢાળે ઊતરવા માટે પગ ઉપાડી બે તરફ જુએ છે, હસતા ચહેરે, જાણે એ વખતે ત્યાં ટી.વી. કેમેરા, કંઈ નહીં તો પ્રેસના ફોટોગ્રાફરોના હોવાની વાત હતી. ના હોવા છતાં પણ, તેઓ એવા એક વિશ્વાસમાં છે એમ ઑફિસર ધીરે ધીરે ઢાળ વટાવી બૉલ્ડરના કાંઠે ઊતરે છે. સામે નદી છે. બૉલ્ડરનો કાંઠો પાર કરી નદીની ધારે નૌકા અને વૃક્ષોની સામે જઈ ઑફિસરને ઊભા રહેવાનું છે. જાણે કે આ ઢાળ અને બંધ પર આટલી વાર તેણે વારેવારે ઊતરવા - ચઢવાનું કર્યું જ નહોતું; જાણે તે માત્ર ગાડીમાંથી ઊતરી પૂર્વે નક્કી કરેલી કાર્યસૂચિ અનુસાર નદીના કાંઠે આવીને ઊભો રહ્યો.

ઑફિસર અને નરેશ પાસે પાસે ઊભા રહે છે, અને તેમની પાછળ ભીડ છે.

સામે લગભગ માથાની ઉપર કાદાખોયા અને વાઘારુ છે. તેઓ સમજતા નથી કે તેમણે શું કરવાનું છે. નરેશ બૂમ પાડે છે, 'અરે, નીચે ઊતરો; જોતા નથી કે સર આવ્યા છે?'

સાંભળીને વાઘારુ માંચડા પરથી તેની કુહાડી લઈ પાછળ લંગોટ પર ખોસે છે. કાદાખોયા વાંસ વડે નીચેની ડાળે પગ મૂકે છે, પછી વાઘારુ જરા નીચો થઈ કાદાખોયાને ડાળ પરથી કાંઠે ઊતરવા સહાય કરે છે અને પોતે માંચડેથી નીચેની ડાળ ડાળથી કાંઠે ઊતરતાં સહાય લે છે. વાઘારુને ખેંચી લેવા માટે કાંઠે ઊતરી કાદાખોયાને ઑફિસર તરફ પાછળ ફરવાનું છે; પછી વાઘારુ ઊતરે એટલે બે જણ એક સાથે ઑફિસર સામે ઊભા રહે છે. વાઘારુના ગળે હળદી રંગની દોરી ડોલે છે. ઑફિસરને બરાબર સમજી શકાતું નથી કે તેણે શું કરવું જોઈશે. નરેશ એમને જોઈને કહે છે, 'સર, પેલા ફૉરેસ્ટમાંથી, વૃક્ષો લઈને તણાતો તણાતો આવ્યો છે!'

પછી જાણે ઑફિસરનું એક કામ કરવાનું બાકી રહ્યું છે. તે વાઘારુનો હાથ પકડે છે.

ઑફિસરે હેન્ડશેકની ઢબે જ હાથ લંબાવ્યો હતો, પણ વાઘારુ હાથ લંબાવતો નથી એટલે તે વાઘારુના શરીર પાસે લટકતા હાથનું કાંડું પકડીને હલાવે છે. પછી છોડી દે છે. હવે તે કાદાખોયા તરફ હાથ લંબાવતો નથી — એકદમ કાંડું પકડીને હલાવે છે અને છોડી દે છે. કદાચ ઑફિસરે વિચાર્યું લાગે છે કે આ બન્ને જણ તણાતા આવ્યા છે — આમેય બે જણ દેખાવમાં સરખા છે. અથવા, બે જણ એટલા પાસે પાસે ઊભા રહે છે કે તેમની સાથે એક સરખો જ વ્યવહાર કરવા સિવાય ઑફિસરનો છૂટકો નહોતો. જોકે કાદાખોયાને તો બંધ પરના પૂરમાં તણાઈ-તરી આવેલા બધા જ ઓળખે છે. ઑફિસર તેનો હાથ વાળી હલાવી દેવાથી બધાને મજા પડતાં હાથતાળી વગાડી ઊઠે છે. ઑફિસર એ હાથતાળી તરફ જોઈને હસી પડી માથું હલાવે છે.

## 150

## સત્કાર પછી વાઘારુ અને કાદાખોયા

વાઘારુ અને કાદાખોયા સમજી શકતા નથી કે હવે તેમણે શું કરવાનું છે — નરેશ અને ઑફિસર પણ સમજતા નથી. બધાં જ હાથતાળી પાડી દેતાં નરેશ એ તરફ જોઈને હસે છે. એ બધાંની વચ્ચે અમૂલ્ય આવી નરેશની પાસે ઊભો રહે છે. ઑફિસર ફરીથી હસતા ચહેરે કાદાખોયા અને વાઘારુ તરફ, તેમની પાછળની નદી તરફ, ડાબી બાજુએ નરેશ - અમૂલ્યની તરફ અને એટલે સુધી કે ડોક ફેરવી બંધ

તરફ પણ જોઈ લે છે. બંધ ઉપર જેઓ ઊભા હતા તેઓ નીચે હાથતાળી સાંભળી ઢાળ વટાવી નીચે ઊતરવાનું શરૂ કરે છે. ઑફિસર નરેશ તરફ જોઈ આટલી વારે બોલે છે, 'તો તો તમારું રેસ્ક્યુનું કામ થયું. તો હવે મારી છુટ્ટી. કેમ ખરું ને?'

નરેશ ફરીથી માથું હલાવી કહે છે, 'હા સર, તમને કેટલી તકલીફ પડી?'

બંધ પર જવા માટે પાછા ફરતાં ફરતાં ઓફિસર કહે છે, 'અરે, મારું તો આ જ કામ છે; એમાં વળી તકલીફ શેની?' આ વાત પૂરી કરવા માટે ઑફિસરે હાથ વડે નરેશની કાંધે સ્પર્શ કરવો પડે, પણ નરેશ એટલો ઊંચો છે કે તેની કાંધ પકડવા જાય તો ઑફિસરને હાથ ખેંચાખેંચ કરવો પડે. તેથી ઑફિસર તેની પીઠ પર હાથ રાખી ઉતારી લે છે. એ સુયોગ થતાં નરેશ માથું નમાવી ઑફિસરને કહે છે, 'સર, અમારું પેમેન્ટ?'

'હા, ચલો, હમણાં જ પાંચસો તો આપી દઉં છું. પછી કાલ મારી ઑફિસે આવજો —'

'સર, તમારી ઑફિસની તો કંઈ ખબર નથી.' નરેશ સીધો થઈ, અપરાધીના જેવી રીત અપનાવે છે.

'દીપ્તિ ટૉકીઝની તો ખબર છે ને?'

'હા, સર,'

'ત્યાં જરા સીધું જતાં જ ફાયર બ્રિગેડ —'

'જાણું છું, સર,' પાછળથી અમૂલ્ય બોલે છે.

'તેની પાસે જ,' હવે ઓફિસર ચાલવાનું શરૂ કરે છે. પણ નરેશ ફરીથી બોલી ઊઠે છે, 'સર, તમારી જીપ સુધી આગળ આવું છું, ત્યાં પેમેન્ટ આપજો.'

'જીપ તો બરાબર બંધને પેલે કાંઠે લાવી રાખી છે. સારું, ચલો.' ઑફિસર બંધ પર ચઢવાનું શરૂ કરે છે, પાછળ પાછળ અમૂલ્ય અને નરેશ. તેમની પાછળ ભીડના લોકો. બંધ પરથી જે લોકો ઊતર્યા હતા તેઓ પણ એમની સાથે ભળી જાય છે. કાદાખોયા અને વાઘારુને સમજણ પડતી નથી — તેમણે શું કરવાનું! પણ જ્યારે તેમને ઝાડ પરથી નીચે ઊતરવા કહેવામાં આવ્યું છે ત્યારે તેઓને પણ જરૂર બંધ પર જ જવાનું હશે — આ રીતની એક સહજ ધારણાથી તેઓ પણ આ ભીડની સાથે બંધ પર ચઢવાનું શરૂ કરે છે. છોકરાંઓએ એ વખતે કાદાખોયા અને વાઘારુના વ્યવહારથી માન છોડી દીધું છે; તેઓ કાદાખોયા પાછળ પડી જાય છે. તેઓ ભીડની પાછળ જ બંધનો ઢાળ વટાવી ઉપર ચઢે છે.

ઉપર પહોંચ્યા પછી પણ વાઘારુના ગળામાંથી પેલી પીળી દોરી છેક ઝાડ સુધી હાલતી રહે છે. જેઓ આટલી વાર દોરી પકડી ખેંચી લાવ્યા હતા તેઓ તો દોરીને બોલ્ડર પર ફેંકી દઈ બંધની ઉપર-નીચે ભીડના જુદા જુદા ભાગમાં ભળી જાય છે. હવે વાઘારુ જેટલો ઊંચે ચઢે છે તેની સાથે દોરી પણ જમીન છોડી તેટલી જ ચઢે

છે. અને છેવટે બંધની માથા પરથી નદી સુધી ઝૂલતી ઝૂલતી ડોલે છે.

બંધ ઉપર પહોંચ્યા પછી કાદાખોયા અને વાઘારુ ફરીથી ઊભા રહી જાય છે. ઑફિસરને કારણે ભીડ ઢાળ વટાવી બંધની ઊંધી દિશાએ ઊતરતી જાય છે. તેઓ પણ એ ઢાળ વટાવી ઊતરે કે કેમ તેની ખબર પડતી નથી. કારણ કે મોટા ભાગના લોકો હવે ઊતરતા નથી; તેઓ બાકીનાનું ઊતરવાનું જુએ છે. કાદાખોયા અને વાઘારુને પેલી ભીડને કારણે રોકાઈ જવું પડે છે. તેઓ એક વાર ઑફિસરના ઢાળ તરફ અને બીજી વાર નદીના ઢાળની તરફ આમતેમ જોયા કરે છે. એ વખતે અશ્વિની રાય ભીડમાંથી આવીને બૂમ પાડે છે, 'અરે એ-ય કાદાખોયા—'. કાદાખોયા અશ્વિની રાયની બૂમ સાંભળી એ તરફ આગળ વધે છે.

અશ્વિની રાય તેને પૂછે છે, 'શું દેખી આવ્યો રે? ઘરબાર બરાબર છે ને?'

કાદાખોયા પ્રશ્નનો અર્થ નહિ સમજતા કહે છે, 'ત્યાં તો પાણી —'.

'પાણી તો છે જ ને; પેલો માણસ સોપારીના ઝાડની ટોચે શું કરવા ચઢ્યો હતો?'

અશ્વિની રાયનો પ્રશ્ન સાંભળી ભીડમાંનાં ઘણાંને યાદ આવે છે કે પેલો માણસ સોપારીના ઝાડ પર ચડી પછી નીચે કેમ ઊતર્યો નહોતો એ જોવા માટે તો અહીંથી નૌકા તરાવવામાં આવી હતી. એકદમ કાદાખોયા અને અશ્વિની રાયને ઘેરી વળી ભીડ જામી જાય છે. તેમનામાંથી એક જણ પ્રશ્ન પણ પૂછે છે, 'અરે, શું જોયું, કાદાખોયા? કહે ને?'

'કશું જોયું નથી રે —'

'કશું જોયું નહિ? ત્યાં પેલો માણસ હતો, જોયો નહિ?'

'હા, માણસ હતો.'

'ક્યાં હતો?'

'ત્યાં હતો; પાણીની અંદર હતો.'

'પાણીમાં તણાઈને આવ્યો કે ઊભો હતો?'

'બેઠો હતો; બેઠો હતો.'

'એને હવે છોડો ને; નરેશિયો આવે એટલે બધી વાત કરશે તે સાંભળીશું.'

લોકોની આવી બધી વાત અટકતાં જ અશ્વિની રાય જાણે જરા ગુસ્સે થઈ પ્રશ્ન પૂછે છે, 'એ માણસને સોપારીના ઝાડે ચઢવાનું શું કામ હતું?'

અશ્વિની રાયના આ પ્રશ્નનો જવાબ શોધતાં કાદાખોયા એકદમ મોં વકાસીને શૂન્યતામાં જોઈ રહે છે — જાણે એ શૂન્યતામાં અશ્વિની રાયના છાપરા અને એક વાર જમીન તરફ જોઈ લે છે; જાણે પેલી જમીન પર ફ્લડનાં પાણી છે અને તેથી વૃક્ષોની સાથે વાઘારુ તણાઈ આવ્યો છે! પણ એ વાત કરવાની ભાષા ના જડતાં તે તેનો જમણો હાથ આકાશ તરફ ઊંચો કરી કહે છે, 'ત્યાં તો છાપરાં, અને અહીં

તો પાણી!'

'ચઢ્યો તો ચઢ્યો, પણ સાલાને ફરી વાર સોપારીના ઝાડે ચઢવાનું શું કામ હતું?

અશ્વિની રાય તેનો ગુસ્સો રોકી રાખવાનો પ્રયત્ન કરે છે. નરેશ તેની વાતનો જવાબ આપશે નહિ, અથવા તો તે તેના બધા પ્રશ્નો હિંમત કરીને નરેશ કે અમૂલ્યને પૂછી શકશે નહિ. તેથી તેઓના આવતાં પહેલાં જ તે તેની વ્યક્તિગત વાતો તેના વ્યક્તિગત 'માણસ' પાસેથી જાણી લેવા ઇચ્છે છે. પણ કાદાખોયા જણાવી શકતો નથી. તે ફરીથી આકાશ તરફ જુએ છે, જાણે ત્યાં અશ્વિની રાયનું છાપરું છે; તે ફરીથી જમીન તરફ જુએ છે, જાણે ત્યાં ફ્લડમાં વાઘારુ તણાતો છે. અને પછી જમણો હાથ આકાશ તરફ ઊંચો કરી તે ફરીથી પણ ફક્ત એટલું જ કહી શકે છે : 'ત્યાં તો છાપરાં, અને અહીં તો પાણી!'

'સોપારીનાં ઝાડ છે કે નહિ?' અશ્વિની રાય કાદાખોયા પાસે તેનાં સોપારીનાં વૃક્ષો પરનાં ફળનો હિસાબ માગે છે. કાદાખોયા અશ્વિની રાયનો પ્રશ્ન સાંભળી બધાંનાં માથાં પરથી, પવન અને વરસાદને ભેદી પેલા ભાઠા તરફ જોઈ લેવા ઇચ્છે છે સોપારીનાં વૃક્ષો પર સોપારી છે કે નહિ!

અશ્વિની રાય જેટલો મોટો થઈ શકે તેટલો મોટો અવાજ કરી કહે છે, 'જોવા માટે ઇચ્છા નથી થતી?'

કાદાખોયા એ ભાઠા પરથી અશ્વિની રાયની આંખ પર તેની દૃષ્ટિ ફેરવી વાળે છે. અશ્વિની રાય વધારે મોટો અવાજ કરી કહે છે, 'જા ને, અલ્યા; ગાયોને નીરી લે —' તે આંગળી ઊંચી કરી બતાવે છે કે કાદાખોયાને કઈ તરફ જવાનું છે. એ નિર્દેશેલી આંગળીને માર્ગે કાદાખોયા ચાલી જાય છે.

વાઘારુ જ્યાં આવીને ઊભો હતો ત્યાં જ ઊભો હતો. બંધ પરની ભીડ બે ભાગમાં વહેંચાઈ ગઈ છે — એક, ઢાળ વટાવી નીચે ઑફિસર, નરેશ અને અમૂલ્યની સાથે, બીજો અશ્વિની રાય - કાદાખોયાની સાથે. એટલે, વાઘારુ થોડો એકલો પડી જાય છે, અથવા બે ભીડની પાછળ રહી જાય છે. બે ભીડની બહાર પણ થોડા માણસો અહીંતહીં હતા. બેએક જણ વાઘારુને આપાદમસ્તક જુએ પણ છે. બે-એક જણ વાઘારુના ગળાની દોરી પણ જુવે છે. પણ વાઘારુને કોઈ કશું પૂછતું નથી. વાઘારુ જેમ ઊભેલો હતો તેમ જ ઊભો રહે છે. તેની આગળ બંધની નીચે, અને તેની પાસે બંધની ઉપર અનેક પ્રકારની વાતોની વચ્ચે વાઘારુના ગળાથી નદીની અંદર તરતાં વૃક્ષો સુધી હળદી રંગની જાડી નાયલોનની દોરી પૂરના પવનમાં ડોલી રહી છે.

# 151

## વાઘારુનો દ્વિતીય સંલાપ

બંધની નીચે ઑફિસર નરેશને કહે છે, 'અરે, પેલા માણસનું નામ-કામ તો લીધું નહિ; મારે તો રિપોર્ટ મૂકવો પડશે.'

નરેશ માથું પાછળ ફેરવે છે; પછી પોતે જ બંધ તરફ ચઢતો જાય છે વાઘારુને બૂમો પાડતો પાડતો. વચ્ચે વચ્ચે ચઢતાં જ જુએ છે કે વાઘારુ એકલો એકલો ઊભો છે, અને નથી ચઢતો ત્યારે નરેશ વાઘારુને બૂમ પાડતો રહે છે, 'અરે એ-ય, સાંભળે છે, એ ય સાંભળે છે, હે-એ-ય'

પવનનો અવાજ, ચારે તરફ અનેક પ્રકારની વાતો — એ બધાંને કારણે વાઘારુ નરેશની બૂમ સાંભળી શકતો નથી. અથવા, તેને કોઈ બૂમ મારે એ તે વિચારી શક્યો નહિ હોય. એટલે અનિવાર્યપણે નરેશને જ પગ ઉપાડવા પડે છે. પગ ઉપાડતાં જ તે બૂમ મારતો રહે છે, 'હે- અરે એ ઝાડવાળા માણસ, અરે, એ... ઝાડવાળા માણસ...'

વાઘારુ ત્યારે ઢાળની નીચે ઑફિસરની ગાડી તરફ જોઈ રહ્યો હતો, જેમ તે આજુબાજુ ઘણે બધે જોતો હતો તેમ. ઑફિસરની ગાડી પરથી નજર ખસેડી ફરીથી ડાબી તરફ નજર નાંખવા જતાં જ નરેશ તેની નજરે પડી જાય છે. જો વાઘારુએ સીધું જોઈ, સીધો જ ડાબી તરફ ડોક ફેરવી હોત તો તે નરેશને જોઈ શકત નહિ. પણ ઑફિસરની ગાડી તરફ એ જોતો હતો, એટલે તેને જમીનથી ત્રાંસમાં નજર ડાબી તરફ બંધ પર ઉઠાવવાની હતી તેથી નરેશ તેની નજરે પડી જાય છે.

નરેશ તે વખતે તેને હાથ વડે બોલાવતો બૂમ પાડે છે, 'અરે, સાંભળતો નથી કે? અહીં આવ; સર તને બોલાવે છે.'

નરેશની વાત વાઘારુ સાંભળે છે છે કે નહિ તે સમજાતું નથી; સાંભળ્યું હોય તો પણ તેનો અર્થ સમજવા તેને ફરીથી ઑફિસરની ગાડી તરફ જોવું પડે છે. એ ગાડીની પાસેથી બધા જ તેની તરફ જોઈ રહે છે. નરેશ ફરીથી બૂમ પાડે છે, 'અરે આ માણસ બહેરો છે કે શું! અરે, આવ ને; સર તને બોલાવે છે.'

આ વખતે વાઘારુ સમજે છે. તે ઢાળ વટાવી નીચે ઊતરવાનું શરૂ કરે છે. તેના બેએક ડગલાં ઊતર્યા પછી નરેશ પાછો ફરે છે. નરેશ બે એક ડગલાં ઊતરી ડોક ફેરવી જોઈ લે છે કે વાઘારુ ઊતરે છે કે નહિ.

વાઘારુ જઈને ઑફિસરની સામે ઊભો રહેતો નથી. બંધના ઢાળ પછી જ્યાં જીપની આગળ ભીડ પૂરી થાય છે ત્યાં જઈને તે ઊભો રહે છે. એ વખતે નરેશ

ઑફિસરની સામે પહોંચી ગયો છે. તે પાછો ફરીને જુએ છે કે તેની પાછળના લોકો પરથી વાઘારુનું માથું દેખાય છે કે નહિ.

'અરે, અહીં આવ ને. સર, આ આવી ગયો છે.' નરેશ હાથ વડે તેની પાછળ ઊભેલા લોકોને બે બાજુ ખસેડી દે છે — વાઘારુને આવવા માટે માર્ગ કરી આપવા. પણ માર્ગ થયો હોવા છતાં પણ વાઘારુ આગળ આવતો નથી — જ્યાં ઊભેલો હતો, ત્યાં જ ઊભો રહે છે.

ઑફિસર જીપની અંદર બેઠા હતા. ત્યાંથી ડોક લંબાવી પૂછે છે, 'અહીં આવો; તમારું નામ શું?' પૂછવા માટે ઑફિસર હાથ વડે નરેશને ખસેડી દે છે. હવે જીપની અંદર ઑફિસર અને જમીન પર વાઘારુ સામસામે છે, પણ બે જણની વચ્ચે પાંચ-છ હાથનું અંતર છે.

વાઘારુ કશો જવાબ દેતો નથી. એ દરમ્યાન ઑફિસર છાતી પરના પૉકેટમાંથી ડૉટ-પેન અને એક કાગળ બહાર કાઢી જમણા પગ પર મૂકે છે. સાંભળીને લખી લેશે એટલે ઑફિસર માથું પણ નીચું રાખે છે, પણ સાંભળવાનો સમય પસાર થઈ જતાં તેને ફરીથી આંખ ઊંચી કરવી પડે છે. આંખ ઊંચી કરી વાઘારુને જોઈ લઈ ફરીથી પૂછે છે, 'તમારું નામ શું?' પછી નરેશને કહે છે, 'દોરી કોની છે?'

વાઘારુના ગળામાંથી પેલી હળદી રંગની દોરી બંધનો ઢાળ વટાવી આડશમાં ચાલી ગઈ છે. ત્યાં બંધના ઢાળને કારણે, પવનને લીધે હવે એ દોરી ડોલતી નથી.

નરેશ કહે છે, 'ઓ સર, એ તો એનાં ઝાડને બાંધેલી દોરી છે!'

'ગળા સાથે બાંધેલી?'

નરેશ હસી પડે છે, 'વૃક્ષોને બાંધી ગળે લટકાવી રાખી છે.'

ઑફિસર નરેશને કહે છે, 'નામ-ઠામ તો પૂછો ને.'

નરેશ વાઘારુની પાસે જઈ કહે છે, 'અરે, તમને સર બોલાવે છે; અહીં ઊભા છો કેમ? સર પૂછે છે તો તમારું નામ-ઠામ કહો ને! સરને લખી લેવું છે. તમારું ઠેકાણું શું છે? નામ શું છે?'

'મારે નામ-ઠામ કંઈ નથી. મારો તો દેઉનિયા : ગયાનાથ જોતદાર.' વાઘારુ એ વખતે બોલી શકે છે.

એ સાંભળી નરેશ હસી પડી મોઢે હાથ દબાવી દે છે. ઑફિસર તેને પૂછે છે, 'શું થયું, શું થયું?'

'સર, કહે છે કે આ માણસને કશું નામ નથી. ગયાનાથ જોતદારનું નામ લખવા માટે કહે છે.'

બીજા ઘણા લોકોનું દબાયેલું હસવાનું પૂરું થયા પછી ઑફિસર બોલી ઊઠે છે, 'અચ્છા, ગયાનાથ જોતદારનું ઠેકાણું પૂછો ને. એટલે એનું ઠેકાણુંય જાણી લેવાશે — કેર ઑફ ગયાનાથ જોતદાર.' ઑફિસર કાગળ પર માથું નમાવે છે.

નરેશ વાઘારુને પૂછે છે, 'ગયાનાથ જોતદારનું ઠેકાણું કહે ને તો!'

'મને ખબર નથી. લખી દો ગયાનાથ જોતદાર.'

'અરે એ તો લખી દીધું છે. એ જોતદાર રહે છે ક્યાં? એનું ઘર ક્યાં છે તે કહો ને?'

'બધે છે. અહીં આવશે.'

વાઘારુની વાત સાંભળી નરેશ ફરીથી હસી પડે છે — મોં પર હાથ દબાવીને. આ વખતે ઑફિસર પૂછતા નથી કે શું થયું. હસવાનું પૂરું કરી નરેશ બોલે છે, 'સર, એ કહે છે કે એના જોતદાર ગયાનાથ બધી જગ્યાએ રહે છે; અહીં પણ રહે છે.'

ઑફિસર જરા વિચારે છે, 'ગયાનાથનું નામ તો બધા જ જાણે છે. એ ક્યાંથી નદીમાં પડ્યો એ પૂછો, તોય કામ પતશે.'

નરેશ વાઘારુને કહે છે, 'તમે ક્યાંથી નદીમાં પડ્યા એ કહો.'

વાઘારુ જરા વિચાર કરે છે. નરેશ તેની ચુપકીદીથી સમજી જાય છે કે એને જવાબ આપવામાં કંઈ મુશ્કેલી છે. તેથી તે ફરીથી પ્રશ્ન કરે છે, 'એ ય ગયાનાથ જાણે છે કે શું? તરતા-તણાતા તમે આવ્યા, અને જાણે ગયાનાથ?'

એ વખતે વાઘારુને નરેશના પ્રશ્નનો જવાબ મળી જાય છે, 'હું કંઈ નદીમાં પડ્યો નથી.'

આ દરમ્યાન સમજાઈ ગયું છે કે વાઘારુ અર્ધ-પાગલની માફક જવાબ આપ્યા કરશે, અને એટલે બધાને હસવાનું મળશે. નરેશના હસવાનાને વચ્ચે અટકાવી દઈ વાઘારુ તેના જવાબનું બાકીનું કહે છે, 'હું ફ્લડમાં તણાયો છું.'

હસવાનું અટકાવી નરેશ કહે છે, 'સર, એ તો કહે છે કે નદીમાં પડ્યો નથી, ફ્લડમાં તણાઈ આવ્યો છે.'

ઑફિસરને જાણે કશો સંકેત મળે છે. એકદમ બોલી ઊઠે છે, 'હાં, એ જ સ્તો; ક્યાંથી ફ્લડમાં તણાતો આવ્યો છે એ કહો, અને નામ?'

ઑફિસરની વાત પ્રમાણે નરેશ પૂછે છે, 'ફ્લડમાં ક્યાંથી તણાતા આવ્યા છો?' કહ્યા પછી નરેશને થાય છે કે આ ભાષા કદાચ વાઘારુ ના પણ સમજી શકે. તે રાજવંશી ભાષા ભેળવી ફરીથી પૂછે છે, 'ક્યાંથી તણાયા પૂરમાં?'

વાઘારુ તરત જ જવાબ આપે છે, 'ગાજોલડોબાથી'. વાઘારુના જવાબ આપવામાં એવો એક ભાવ આવે છે કે જાણે તે બધા પ્રશ્નોના જવાબ આપી શકે — જો પ્રશ્ન બરાબર રીતે કરવામાં આવે તો.

એક જગ્યાનું નામ મળતાં નરેશ પ્રફુલ્લિત થઈ એક કૂદકે ઑફિસર પાસે આવી કહે છે, 'કહ્યું છે, કહ્યું છે!'

'શું કહ્યું છે?'

'જગ્યાનું નામ કહ્યું છે.'

'કહ્યું છે તો તું કેમ બોલતો નથી? ક્યાંથી તણાઈ આવ્યો છે?'

'ગાજોલડોબા'

ઑફિસર ઉચ્ચાર કરી કરી કાગળના ટુકડા પર લખે છે. 'જી, એ, જે, એ - એ નહિ, ઓ, એલ,' પછી નરેશને કહે છે, 'નામ કઢાવો. ડી, ઓ, વી. એ.' નરેશ ફરીથી વાઘારુ તરફ પાછો જાય છે, 'સાંભળો, તમારું નામ કહી દો; તો જ સર ચાલી જઈ શકશે. એમણે તો લખી દીધું છે — ગયાનાથ જોતદાર, ગાજોલડોબા. હવે તમારું નામ કહો.'

'ગયાનાથ જોતદાર ગાજોલડોબામાં નથી રહેતા.' —વાઘારુ કહે છે.

'ખબર છે, પણ તમે એ ના કહ્યું કે તમે ગાજોલડોબાથી વહેતા આવ્યા છો?'

'હું વહેતો આવ્યો છું. ગયાનાથ નહિ.'

'ગયાનાથને ખુશી પડે ત્યાં જઈને રહે — તમે તો ગાજોલડોબાથી ફ્લડમાં વહીને આવ્યા છો ને? એટલું થઈ રહેશે.'

'શું એક ગાજોલડોબા ગાજોલડોબા કર્યા કરો છો? એ તો થઈ ગયું છે.' ઑફિસર અવાજ ઊંચો કરી નરેશને કહે છે કે હવે જો વાઘારુ ફરી કશું કહે અને ગાજોલડોબા નામ પાછું ખેંચી લે તો તો જે કંઈ મળ્યું છે તે પણ ગુમાવવું પડશે. ઑફિસરને જરૂર હતી એક સ્થળના નામની — એ તો તેને મળી ગયું છે. ''એનું નામ કહે છે કે નહિ તે જુઓ — નહિ તો છોડી દો.' જાણે ગાજોલડોબાથી એક માણસ તણાતો જતો હતો, ઝાડઝાંખર સાથે તણાતો જતો હતો, તેનો બચાવ કરીને લઈ આવ્યા છે — ઑફિસરના રિપોર્ટ પૂરતું આટલું જ બરાબર છે. આટલા સમય સુધી આટલું અંતર ફ્લડની અંદર કાપતો - વહેતો આવ્યો છે, એટલે આટલો બધો અસ્વસ્થ થઈ જઈ શકે, અથવા 'શૉક્ડ' પણ થઈ ગયો હોય કે જેથી પોતાનું નામ બોલી ના પણ શકે.

'તમારું નામ શું છે, નામ? સર લખશે ને!' વાઘારુ ચૂપ રહે છે.

થોડી વારે નરેશ કહે છે, 'શું, નામ નહિ કહો?'

વાઘારુ બોલે છે, 'મારું કોઈ નામ નથી રે.'

નરેશ આ વખતે હસતો નથી, પણ ગુસ્સે થઈ જાય છે, 'ફ્લડમાં તણાતો આવવા પહેલાં શું તમારું કોઈ એક નામ રાખ્યું નહોતું? તો પછી અહીં કામળી, કપડાં, ટારપોલિન, પૌંઆ-ગોળ — એ બધું તમને ક્યા નામે આપીએ? ના, એ બધું મળશે નહિ હોં?!'

નરેશને આશા હતી કે વાઘારુ આ બધી વસ્તુઓ મળવાના લોભે નામ કહી દેશે. પણ વાઘારુ કહે છે, 'ગયાનાથનું નામ આપો ને!'

'અરે- ફરી પાછું ગયાનાથ? રીલિફ આપીએ તમને, ને નામ લખશે ગયાનાથનું?'

'મારું તો નામ નથી.'

ઑફિસર તરત જ 'ગયાનાથની જમીન પર મજૂરી કરતો એક ખેત-મજૂર' એમ વાત લખી નાખે છે, અને ડ્રાઈવરને કહે છે, 'ચલો', અને નરેશને કહે છે, 'છોડી દો. કાલે તમે લોકો જ્યારે ઑફિસે જાવ ત્યારે સાંભળીને જજો.'

## 152

## દોઢ હાથી ખેંચવાની રાશ, નાયલોનની દોરીની રાશ અને ટી.વી. કેમેરા વગેરે સાથે વૃક્ષપર્વનો અંતિમ અધ્યાય

વૃક્ષપર્વ અહીં જ પૂરું થાય. વૃક્ષપર્વમાં તો વાઘારુ કેવી રીતે ગયાનાથનાં વૃક્ષો સાથે તણાઈને વહી આવી નિતાઈ લોકોના ભાઠા પર આવી પહોંચ્યો અને ત્યાંથી રંધામાલિના બંધ પર પહોંચ્યો તેની કથા છે. રંધામાલિના બંધ ઉપર તે દિવસે સાંજે ઑફિસર નરેશને જે રૂપિયા આપવાના છે તે આપી દે છે. પછીના દિવસે ઑફિસે જવાનું કહ્યું છે. અને એક રસીદ દ્વારા બીજા થોડા રૂપિયા આપી દેશે. વાઘારુ તેનું નામ કહી શક્યો નહિ તે તો તે તરફથી સારું જ થયું છે — ઑફિસર પોતા પ્રમાણેનું કશું લખી દઈ શક્યા છે. એક માણસ વાઘારુ અને છતાં તેને બે વાર 'રેસ્ક્યુ' કરવામાં આવ્યો છે — તેથી તેનું નામ નવું થવું જ જોઈએ. ઘણાં માણસો 'રેસ્ક્યુ' કરી શકયાં તેવું ઑફિસરની સર્વિસ ફાઈલમાં લખેલું રહેશે.

વાઘારુ તેનાં વૃક્ષોને લઈને બાજુએ ખસી ગયો છે. ત્યાં જ બાંધ્યાં છે. તે આ બંધના ભાઠાવાળાઓમાંનો એક જણ નથી, અને છતાં તેમનામાંનો એક જણ છે. તે તેના માંચડા પર જ રહે છે. વચ્ચે વચ્ચે બંધ પર પણ આવે છે. કાદાખોયાને હવે મળવાનું થતું નથી; મળવાનું થતું નથી એટલે કે વાત થતી નથી. એ બે જણને એકબીજા સાથે વાત કરવા જેવી કોઈ વાત નથી. કાદાખોયાને તો કામકાજ છે — જોકે હમણાં કામકાજ ઓછાં છે. બાકીનો સમય તે ગમછા વડે માથું બાંધી બૉલ્ડરો ઉપર ફર્યા કરે છે. બંધના લોકો કોઈ વાર વાઘારુને 'કાદાખોયા' કહે છે, અને કાદાખોયાને 'ગાછારુ' કહીને બૂમ પાડી દે છે.

બંધ પર આવીને વાઘારુને આ એક નવું નામ મળ્યું છે : 'ગાછારુ'. તેણે તેનું નામ કહ્યું નથી, છતાં જો બોલ્યો હોત તોપણ બંધ સુધ્ધાંના લોકો તે સમજી શકત નહિ. તેઓ તેને તેમનું પોતાનું એક હુલામણું નામ આપત જ. વાઘારુના ગળાની નાયલોનની દોરીના બંડલની સાથે જોડાઈ એ નામ તૈયાર થયું હોત. પણ

થઈ ગયું નથી. આટલાં બધાં વૃક્ષો અને એ વૃક્ષો સાથે વાઘારુના શરીરનું બંધાવું, વળી એ જ ઝાડના માંચડા પર જ વાઘારુનું ઊઠવું-બેસવું — એ બધાં કારણોસર 'ગાછારુ' નામ જ ચાલુ થઈ ગયું છે. આ ભાઠા પર પૂર્વ બંગાળનાં ઘણાં લોકો છે — એ બાજુથી 'ગાછુયા' હોવું જ યોગ્ય હતું. પરંતુ ભાષાતત્ત્વના બહિર્ભૂત કારણે, નામકરણ વગેરેની બાબતે પૂર્વ બંગાળનાં એ લોકો પણ તિસ્તાકિનારા પરના મૂળ નિયમો જ માને છે.

બંધ પર વાઘારુ, ગયાનાથ અને આસિન્દિરની રાહ જુએ છે. આ રાહ જોવા સિવાય તેને બીજું કોઈ કામ પણ નથી. આ પૂર, હવા, વરસાદ વગેરે અટકી જતાં જ આસિન્દિરના ફટફટિયા પર બેસી ગયાનાથ સીધો આવી પહોંચવાનો. ગયાનાથને બહુ શોધખોળ કરવી પડશે નહિ — બરાબર જાણી જશે કે વાઘારુ રંધામાલિના બંધ પર આવીને અટક્યો છે.

પરંતુ એ બધામાં વાઘારુને કશી જ કોઈ ભૂમિકાની ખબર નથી. તેને તો દૂરથી લઈ આવી ગાજોલડોબાથી ફ્લડમાં વહેતો - તણાતો મૂકી દીધો હતો. તે વિશ્વાસપૂર્વક તણાઈ આવ્યો છે. તે જ્યાં રોકાઈ જશે ત્યાં જ જાણે રહી જશે. તે ફ્લડમાં પેલા ભાઠામાં ભરાઈ પડ્યો હતો — હવે અહીં આ બંધ પર આવીને રોકાયો છે. હવે તેનું શરીર આ ફ્લડ સાથે જોડાયેલું નથી. ગયાનાથની રાહ જોવામાં આ વૃક્ષપર્વનો અંત આવશે.

નિતાઈએ જે રીલિફની વ્યવસ્થા કરી છે તેમાં વાઘારુને પણ તેનો ભાગ મળે છે. આ પ્રકારના પૂરમાં તણાઈ આવેલાઓની રીલિફમાં કંઈ દરેકનું નામ અલગ કરી પૌંઆ-ગોળ લખવાના હોય નહિ — તેથી મોટા મોટા હિસાબમાં વાઘારુ પણ આવી જાય છે. પણ ફ્લડ, હવા અને વરસાદ જો ઓછા ના થાય તો ચોખા-ઘઉં-છાપરું વગેરેની વ્યવસ્થા થશે; ફ્લડનાં પાણી ઊતરી ગયાં પછી પણ નિતાઈ લોકોનું ભાડું ના સુકાય તો કપડાં, પહેરણ, કામળા અને કેશની પણ વ્યવસ્થા થશે — ત્યારે જો વાઘારુને ભાઠાવાળાઓમાંનો એક થવાનું હોય તો તેના પહેલાંનાં નામ-સ્થાનની જરૂર પડે, નવું 'ડાકનામ' — હુલામણું નામ કામમાં આવશે નહિ.

પણ એવી સંભાવના તો બે કારણોસર ઓછી છે. ભાઠાના લોકો પેલા ભાઠાના લોકો હોવાથી જે વિશેષ સગવડો પામે તેમાં વાઘારુને પેસાડવા ઇચ્છશે નહિ. એ બધી સગવડો આપવામાં આવે પરિવારની ભૂમિકા પર. વાઘારુ ભાઠાના કોઈ પરિવારની અંતર્ગત નથી. તેમ છતાં પણ ફ્લડની તિસ્તામાં ઘણાંય લોકો જેમ તણાઈ આવતાં ટિનનું છાપરું મેળવી શકે છે, અથવા ભામનીનું છાપરું, કે વાંસનું ઢાંકણ તો મેળવી જ શકે, તેમ વાઘારુ જેવો તણાઈ આવેલો જુવાન કામનો 'માણસ' પણ મેળવી લઈ શકે. નરેશ અથવા અમૂલ્ય તેથી તો વાઘારુને પોતાના પરિવારની અંતર્ગત બતાવી પણ શકત અને વાઘારુને મળતાં પહેરણ-કપડાં, કામળો, ચોખા -ઘઉં એ બધું

'મારું તો નામ નથી.'

ઑફિસર તરત જ 'ગયાનાથની જમીન પર મજૂરી કરતો એક ખેત-મજૂર' એમ વાત લખી નાખે છે, અને ડ્રાઈવરને કહે છે, 'ચલો', અને નરેશને કહે છે, 'છોડી દો. કાલે તમે લોકો જ્યારે ઑફિસે જાવ ત્યારે સાંભળીને જજો.'

## 152

# દોઢ હાથી ખેંચવાની રાશ, નાયલોનની દોરીની રાશ અને ટી.વી. કેમેરા વગેરે સાથે વૃક્ષપર્વનો અંતિમ અધ્યાય

વૃક્ષપર્વ અહીં જ પૂરું થાય. વૃક્ષપર્વમાં તો વાઘારુ કેવી રીતે ગયાનાથનાં વૃક્ષો સાથે તણાઈને વહી આવી નિતાઈ લોકોના ભાઠા પર આવી પહોંચ્યો અને ત્યાંથી રંધામાલિના બંધ પર પહોંચ્યો તેની કથા છે. રંધામાલિના બંધ ઉપર તે દિવસે સાંજે ઑફિસર નરેશને જે રૂપિયા આપવાના છે તે આપી દે છે. પછીના દિવસે ઑફિસે જવાનું કહ્યું છે. અને એક રસીદ દ્વારા બીજા થોડા રૂપિયા આપી દેશે. વાઘારુ તેનું નામ કહી શક્યો નહિ તે તો તે તરફથી સારું જ થયું છે — ઑફિસર પોતા પ્રમાણેનું કશું લખી દઈ શક્યા છે. એક માણસ વાઘારુ અને છતાં તેને બે વાર 'રેસ્ક્યુ' કરવામાં આવ્યો છે — તેથી તેનું નામ નવું થવું જ જોઈએ. ઘણાં માણસો 'રેસ્ક્યુ' કરી શકયાં તેવું ઑફિસરની સર્વિસ ફાઈલમાં લખેલું રહેશે.

વાઘારુ તેનાં વૃક્ષોને લઈને બાજુએ ખસી ગયો છે. ત્યાં જ બાંધ્યાં છે. તે આ બંધના ભાઠાવાળાઓમાંનો એક જણ નથી, અને છતાં તેમનામાંનો એક જણ છે. તે તેના માંચડા પર જ રહે છે. વચ્ચે વચ્ચે બંધ પર પણ આવે છે. કાદાખોયાને હવે મળવાનું થતું નથી; મળવાનું થતું નથી એટલે કે વાત થતી નથી. એ બે જણને એકબીજા સાથે વાત કરવા જેવી કોઈ વાત નથી. કાદાખોયાને તો કામકાજ છે — જોકે હમણાં કામકાજ ઓછાં છે. બાકીનો સમય તે ગમછા વડે માથું બાંધી બૉલ્ડરો ઉપર ફર્યા કરે છે. બંધના લોકો કોઈ વાર વાઘારુને 'કાદાખોયા' કહે છે, અને કાદાખોયાને 'ગાછારુ' કહીને બૂમ પાડી દે છે.

બંધ પર આવીને વાઘારુને આ એક નવું નામ મળ્યું છે : 'ગાછારુ'. તેણે તેનું નામ કહ્યું નથી, છતાં જો બોલ્યો હોત તોપણ બંધ સુધ્ધાંના લોકો તે સમજી શકત નહિ. તેઓ તેને તેમનું પોતાનું એક હુલામણું નામ આપત જ. વાઘારુના ગળાની નાયલોનની દોરીના બંડલની સાથે જોડાઈ એ નામ તૈયાર થયું હોત. પણ

થઈ ગયું નથી. આટલાં બધાં વૃક્ષો અને એ વૃક્ષો સાથે વાઘારુના શરીરનું બંધાવું,
વળી એ જ ઝાડના માંચડા પર જ વાઘારુનું ઊઠવું-બેસવું — એ બધાં કારણોસર
'ગાછારુ' નામ જ ચાલુ થઈ ગયું છે. આ ભાઠા પર પૂર્વ બંગાળનાં ઘણાં લોકો છે
— એ બાજુથી 'ગાછુયા' હોવું જ યોગ્ય હતું. પરંતુ ભાષાતત્ત્વના બહિર્ભૂત કારણે,
નામકરણ વગેરેની બાબતે પૂર્વ બંગાળનાં એ લોકો પણ તિસ્તાકિનારા પરના મૂળ
નિયમો જ માને છે.

બંધ પર વાઘારુ, ગયાનાથ અને આસિન્દિરની રાહ જુએ છે. આ રાહ જોવા
સિવાય તેને બીજું કોઈ કામ પણ નથી. આ પૂર, હવા, વરસાદ વગેરે અટકી જતાં
જ આસિન્દિરના ફટફટિયા પર બેસી ગયાનાથ સીધો આવી પહોંચવાનો. ગયાનાથને
બહુ શોધખોળ કરવી પડશે નહિ — બરાબર જાણી જશે કે વાઘારુ રંધામાલિના બંધ
પર આવીને અટક્યો છે.

પરંતુ એ બધામાં વાઘારુને કશી જ કોઈ ભૂમિકાની ખબર નથી. તેને તો દૂરથી
લઈ આવી ગાજોલડોબાથી ફ્લડમાં વહેતો - તણાતો મૂકી દીધો હતો. તે વિશ્વાસપૂર્વક
તણાઈ આવ્યો છે. તે જ્યાં રોકાઈ જશે ત્યાં જ જાણે રહી જશે. તે ફ્લડમાં પેલા
ભાઠામાં ભરાઈ પડ્યો હતો — હવે અહીં આ બંધ પર આવીને રોકાયો છે. હવે
તેનું શરીર આ ફ્લડ સાથે જોડાયેલું નથી. ગયાનાથની રાહ જોવામાં આ વૃક્ષપર્વનો
અંત આવશે.

નિતાઈએ જે રીલિફની વ્યવસ્થા કરી છે તેમાં વાઘારુને પણ તેનો ભાગ મળે
છે. આ પ્રકારના પૂરમાં તણાઈ આવેલાઓની રીલિફમાં કંઈ દરેકનું નામ અલગ
કરી પૌંઆ-ગોળ લખવાના હોય નહિ — તેથી મોટા મોટા હિસાબમાં વાઘારુ પણ
આવી જાય છે. પણ ફ્લડ, હવા અને વરસાદ જો ઓછા ના થાય તો ચોખા-ઘઉં-છાપરું
વગેરેની વ્યવસ્થા થશે; ફ્લડનાં પાણી ઊતરી ગયાં પછી પણ નિતાઈ લોકોનું ભાડું
ના સુકાય તો કપડાં, પહેરણ, કામળા અને કેશની પણ વ્યવસ્થા થશે — ત્યારે જો
વાઘારુને ભાઠાવાળાઓમાંનો એક થવાનું હોય તો તેના પહેલાંનાં નામ-સ્થાનની જરૂર
પડે, નવું 'ડાકનામ' — હુલામણું નામ કામમાં આવશે નહિ.

પણ એવી સંભાવના તો બે કારણોસર ઓછી છે. ભાઠાના લોકો પેલા ભાઠાના
લોકો હોવાથી જે વિશેષ સગવડો પામે તેમાં વાઘારુને પેસાડવા ઇચ્છશે નહિ. એ
બધી સગવડો આપવામાં આવે પરિવારની ભૂમિકા પર. વાઘારુ ભાઠાના કોઈ
પરિવારની અંતર્ગત નથી. તેમ છતાં પણ ફ્લડની તિસ્તામાં ઘણાંય લોકો જેમ તણાઈ
આવતાં ટિનનું છાપરું મેળવી શકે છે, અથવા ભામનીનું છાપરું, કે વાંસનું ઢાંકણ તો
મેળવી જ શકે, તેમ વાઘારુ જેવો તણાઈ આવેલો જુવાન કામનો 'માણસ' પણ
મેળવી લઈ શકે. નરેશ અથવા અમૂલ્ય તેથી તો વાઘારુને પોતાના પરિવારની અંતર્ગત
બતાવી પણ શકત અને વાઘારુને મળતાં પહેરણ-કપડાં, કામળો, ચોખા -ઘઉં એ બધું

મેળવી પણ શકે. પણ વાઘારુએ ઘણી બધી વાર ગયાનાથ જોતદારનું નામ કહી કહી એ બધાયને જણાવી દીધું છે કે તેનો 'એક દેઉનિયાં' છે; એ જ દેઉનિયાનાં વૃક્ષો એ સાથે લઈને આવ્યો છે (આ છેલ્લી વાત ક્યારે ય બરાબર સ્પષ્ટ થઈ નથી.). તે ઉપરાંત આટલાં વૃક્ષો તો સંપત્તિની બાબત જેવી વાત છે. વાઘારુને જોતાં જ સમજાય છે કે એ સંપત્તિ તેની તો હોઈ શકે નહિ; ઊલટું, આ વૃક્ષોનો જેમ માલિક છે, તેમ તેનો પણ માલિક છે. ભાઠાના લોકો સંપત્તિના નિયમો જાણે છે. તેથી, નરેશ અથવા અમૂલ્યના જેવા સંપત્તિના માલિક, વાઘારુ અને વૃક્ષોની સંપત્તિના માલિકની સંપત્તિમાં ભાગ માગી શકે નહિ. વાઘારુ ભાઠાવાળાઓમાંનો એક થઈ જઈ શકે નહિ એ તેનું એક કારણ છે. તેથી ભાઠાવાળાના પૂરમાં તણાયેલાઓના હિસાબે તેનું નામ રેકૉર્ડ થાય નહિ.

બીજું પણ એક કારણ હતું — વાઘારુને અને વૃક્ષોને ગયાનાથ આટલા દિવસ અહીં કોઈ પણ રીતે રહેવા દેવાનો નથી. તે આ વરસાદ, પવન, અને પૂર વચ્ચે ય આવીને વાઘારુને અને વૃક્ષોને ઉઠાવી જશે. વાઘારુ જે રીતે ગયાનાથનો છે તે રીતે ગયાનાથનો જ રહેશે. ઊલટું, ગયાનાથ અહીં જ વૃક્ષો વેચી દઈ શકે, પણ વાઘારુને ફરીથી તેને સ્થળે મોકલી દેશે.

અત્યારે જોતાં સમજી જ શકાય નહિ કે માત્ર બે-ચાર દિવસો પહેલાં જ તિસ્તા આ પ્રકારની નહોતી : સામે નિતાઈ લોકોનું ભાઠું ભર્યુંભર્યું ગામ હતું, અને આ બંધ ખાલીખમ હતો. અત્યારે જોતાં લાગે છે કે જાણે તિસ્તામાં આખું વર્ષ આ પ્રમાણે ફ્લડ રહે છે અને આ લોકો આ બંધના જ નિવાસીઓ છે. એ બધા એક ગામના જ લોકો છે, પરિણામે બંધ પર આવી પહોંચ્યા પછી એ ગામના નિયમ પ્રમાણે જ વસવાટ ચલાવવામાં કોઈ મુશ્કેલી પડી નથી. માત્ર રોજિંદું કામકાજ નથી —પેલા કાગડાની 'કા કા'વાળી સવારથી કાગડાના માળામાં પાછા ફરવાની સાંજ સુધીનું કામકાજ. તેને બદલે, કોઈ કોઈ રીલિફના કામમાં વ્યસ્ત થઈ જાય છે; કોઈ કોઈ વળી શહેરના જીવનનો આસ્વાદ ચાખી રહ્યા છે. સિનેમા જોવાનું તો છે જ, તે ઉપરાંત શહેરની વચ્ચે હરવાફરવાનું. કોઈ કોઈ તો વળી દિનબજારની પાસે છોકરીઓની શેરીમાં જાવનઆવન કર્યા કરે છે. પરિણામે, ક્યારેક તો એમ લાગે કે આ લોકો જાણે આ બંધના સ્થાયી નિવાસીઓ છે; એ પ્રમાણે ક્યારેક એમ પણ લાગે કે એ આખા ગામના લોકો જાણે રજાઓ ગાળવા અહીં આવી ચઢ્યા છે. એમાં, ઘણા દિવસોથી રાખી મૂકેલાં રાઈ, કે લાકડાનાં પાટિયાં કે વાંસની વસ્તુઓ દિનબજારમાં લઈ જઈ વેચવા માટેનો સુયોગ પણ કેટલાકને મળી જાય છે.

વાઘારુ આટલાં વૃક્ષો લઈ બંધના જ એક ખૂણામાં, એ લોકોની વચ્ચે જ અથવા એ લોકોમાંનો જ એક જણ ના હોય તેમ દિવસો ગાળી રહ્યો છે તે પણ કોઈની નજરે પડી જાય છે. જો વાઘારુ આમ રહેત તોપણ તેને કોઈ દેખત નહિ, પણ તેણે

આટલાં વૃક્ષો બારણાં આગળ જ મૂકી રાખ્યાં છે તેથી જે એ જોવા આવે તેઓ તેને અને તેનાં વૃક્ષોને જોઈ લે છે. તેઓમાંના કોઈ કોઈ તો આવીને વાઘારુની સાથે વાતો પણ કરે છે.

રંધામાલિ હાટનો એક લાકડાંનો વેપારી વાઘારુનાં વૃક્ષો પાસે ઘણી વાર બેઠો હતો. એનો વેપાર નાનો છે; એની પાસે ઈલેક્ટ્રિક કરવત નથી, પણ એક કરવતથી ઝાડ કાપી લાકડાનાં પાટિયાં બનાવનાર ત્રણ બિહારી મજૂર છે. તેના વેપારમાં આખાં ને આખાં કેટલાંક ઝાડ છે, અને એક શેડની નીચે જુદી જુદી સાઈઝનાં લાકડાનાં પાટિયાં પડેલાં છે. એ માણસ કયા પ્રદેશનો છે તે સમજાતું નથી; નામ છે ચરણ રાય. બોલચાલમાં એક જાતનો પરદેશી ટોન છે; ચહેરામાં નેપાળી અણસાર છે; રાજવંશી જેવો પણ લાગે છે. તે એક વાર વૃક્ષો જોઈ જવા વખતે વાઘારુને કહે છે, 'રે ભાઈ, તમે મારી સાથે સૉ-મિલમાં રહેવા કેમ આવતા નથી? રાતદિવસ અહીં નદીકાંઠે કરો છો શું? રાત્રે અહીં ઊંઘી જઈ શકો છો —'

વાઘારુ જાણે વાતનો કશોય અર્થ સમજતો નથી. વાત બીજા કોઈને કહેવાઈ હોય તેમ તે ચૂપ જ રહે છે. પણ પેલો માણસ આવીને ફરીથી પ્રશ્ન કરે છે, 'અરે, તમે તો કેવી જાતના માણસ છો? હું નિમંત્રણ પાઠવું છું, તોય નથી આવતા!?' વાઘારુ આ વખતે આ વાતનો પણ કોઈ જવાબ દેતો નથી. પેલો માણસ પછી બીડી પીતો પીતો પૂછે છે, 'તમારા જોતદારની સૉ-મિલ છે કે નહિ?'

વાઘારુ બીજી તરફ જોઈ જવાબ આપે છે, 'ના, મને ખબર નથી.'

પેલો માણસ વાઘારુને એક બીડી આપે છે. તે લેવા વાઘારુને ઝાડ પરથી નીચે ઊતરવું પડે તેમ છે; તેની સળગાવેલી દીવાસળી વડે બીડી સળગાવવા તેની એકદમ નજીક જવું પડે અને બીડી પકડી તેની પાસે જ બેસવું પડે.

એ માણસ ત્યારે કહે છે, 'આ તો ફૉરેસ્ટનાં ઝાડ છે હોં! તમે તો એ બધાં તણાવી - વહાવી લઈ આવ્યા છો!'

વાઘારુ ચૂપ જ રહે છે. પેલો માણસ કહે છે, 'પોલીસ જોશે તો તમને પકડશે.'

'કોને પકડશે?'

'તમને પકડશે. તમારાં ઝાડ, અને તમને પકડશે.'

'મને?'

'હા, હા, તમને પકડશે.'

પેલા માણસની વાત વિશે વિચાર કરતાં વાઘારુ જાણે ખૂબ વધારે ગંભીર ભાવે બીડી પીએ છે. તે પછી પેલા માણસને કહે છે, 'મને બીજી એક બીડી આપો ને!' પેલા માણસે તે આપતાં વાઘારુ એ બીડીને કાનની પાછળ ભરાવી દે છે.

પેલો માણસ કહે છે, 'ઝાડ બધાં મને વેચી દો; હું ગોડાઉનમાં રાખીશ. કોઈને ય ખબર પડશે નહિ. પેલા તમારા જોતદાર તમારી પાસે આવે તો મારી પાસે

મોકલજો. હું રૂપિયા આપી દઈશ.'

વાઘારુ બીડી પીવાનું ચાલુ રાખે છે. પેલો માણસ પોતે બીડી પકડતાં પહેલાં વાઘારુને આપે છે. વાઘારુ તે બીજી તરફના કાન પાછળ ભરાવી દે છે. પણ છેક સુધી પેલી બાબતે કશું નક્કી થતું નથી. છતાં પેલો માણસ ઊઠવાના સમયે કહેતો જાય છે, 'હું કાલે મારા કરવત ચલાવનારાઓને લઈને આવીશ.' — પણ એ ખરેખર આવતો નથી.

તેને બદલે આવે છે જગદીશ બારુઈ. આવે છે કહેવું બરાબર નથી, કારણ કે જગદીશ બારુઈ તો આ બંધ ઉપર જ રહે છે; તે વળી આવવાનો ક્યાંથી? પણ બંધ પર અથવા ઢાળ પર જ્યારે જ્યારે વાઘારુ સાથે જગદીશનું મળવાનું થાય છે ત્યારે તે વાઘારુને એક બીડી આપી કાનમાં કહે છે, 'અરે, તારા જોતદાર તને શું આપશે કે તું તેને ખાતર આટલાં વૃક્ષો સાચવી રાખે છે? તું તારે વેચી દે; પેલું ચંપાનું ઝાડ જ આપી દે, અને રૂપિયા લઈ સંતાડી રાખ.' પછી મનમાં જ હસીને કહે છે, 'પણ રૂપિયા સંતાડીને રાખશે જ કેવી રીતે? છે તો પેલી એક લંગોટ. તેમાં મૂકે, એ જગ્યાએ જ મૂક, લંગોટની અંદર? શું, ખુશ છું ને?' જગદીશ કહે છે. થોડી વાર જોઈ રહી, 'સા-લો મૂર્ખ', કહી ત્યાંથી જતો રહે છે.

મનુષ્ય ગમે તે સ્થળે રહે, પણ તેણે ત્યાંનો પરિવેશ - પરિસ્થિતિ સમજી લેવી પડે છે. વાઘારુ પણ સમજી લે છે કે પેલા સૉ-મિલના માલિકે અને જગદીશે તેને વૃક્ષો, કંઈ નહિ તો એક ઝાડ પણ, વેચી દેવા કહ્યું છે. ગયાનાથને અનેક જાતના ધંધા છે; દસ જાતની જોતદારી છે. તેની ખેતીલાયક જમીન છે, ડાયના નદીના પહાડોમાં આવેલા તેની ભેંસોના ઢોરવાડામાંથી મિલિટરી માટે દૂધ જાય છે; તેનું ફૉરેસ્ટ છે; તેનો હાટ છે; તેની નદી છે. અને આ બધી જગ્યાએ કોઈ ને કોઈ કામે વાઘારુને જવાનું હોય છે, ફરવાનું હોય છે. તેને ઑફિસરની પાછળ પાછળ ચૅર લઈને દોડવાનું હોય છે, તેને એમ.એલ.એ.ને ખભે ચઢાવી નદી પાર કરાવવાની હોય છે; તેને વનમધ્યે ભેંસોને ચરાવવાની હોય છે. વાઘારુ ગયાનાથનું એટલું બધું કામ કરે છે કે તે એટલું ના સમજે કે આ ચાર વૃક્ષોમાંથી એક ઝાડ — પેલું ચંપાનું ઝાડ જ — વેચી દઈ ગયાનાથને કહી દેવામાં આવે — અંધકારમાં ક્યારે ઝાડ સરકી ગયું તેની તેને ખબરે ના પડી? ગયાનાથ આ વાતો સાંભળી ગુસ્સે થાય, ગાળો પણ આપે, મારી પણ શકે — પણ એનાથી વધારે એ શું કરશે? રૂપિયા તો કદાચ લંગોટમાં ના પણ રાખે — કેટલા બધા બોલ્ડર છે ચારે તરફ — કોઈ એક પથ્થરમાં છુપાવી દઈને પણ રાખી શકે. વાઘારુ બહુ સારી રીતે જાણે છે કે આ બધું થાય છે, આ બધું કરવામાં આવે છે. વાઘારુની મા પણ હતી ગયાનાથની, વાઘારુ પણ ગયાનાથનો! બબ્બે પેઢીઓથી ગયાનાથની સાથે રહેતાં રહેતાં વાઘારુ એટલું પણ શીખ્યો નહિ કે ગયાનાથનું એક ઝાડ વેચી દેવું કેટલું સહજ છે? ફૉરેસ્ટમાંથી પૂર

દ્વારા તૂટી ઊખડી ગયેલાં અને પ્રવાહમાં પડી ગયેલાં વૃક્ષો કાપી પૂરનાં પાણીમાં વહાવી - તણાવી દેવાં કરતાં પણ એ કેટલું સરળ છે? વાઘારુ એક વાર જ 'લઈ જાવ ને ભઈ' એટલું બોલતાં જ પેલા વેપારીના લોકો આવી, ઝાડ કાપી લઈ ચાલી જશે. પણ વાઘારુ વેપારીની અને જગદીશની આપેલી બીડી કાન પાછળ ખોસી અને છાતી પર નાયલોનની દોરીનું બંડલ ઝુલાવી ફરતો ફરે છે. વાઘારુ શા માટે 'લઈ જાવ ને' એમ બોલતો નથી, તે વાઘારુ પણ જાણતો નથી. ગમે તેમ પણ વાઘારુ બોલતો નથી, કહેવાનો વિચાર પણ કરતો નથી. કહેવાય એવું જાણવા છતાંય કહેવું કે ના કહેવું એ વિશે કોઈ માનસિક દ્વન્દ્વની વચ્ચે પણ જઈ શક્તો નથી વાઘારુ. એટલે એવું લાગે કે તેને મન નથી, તેથી માનસિક દ્વન્દ્વ પણ નથી. એવું માની લીધા પછી કહેવું પડે કે તેને મન નથી, પણ શરીર છે — તેનું આ રોજનું જીવવું એ શરીરનું સર્વસ્વ આપીને જ જીવવાનું છે. જો વાઘારુ તેની નાયલોનની દોરી સાથે બાંધેલાં ચાર વૃક્ષોમાંથી એક વૃક્ષ વેચી દે તો પેલાં ચાર વૃક્ષો એક સાથે બાંધી આ ફ્લડવાળી તિસ્તામાં તેના શરીરનું જે જીવવું થયું છે તેમાંથી તો એક ઝાડ ઓછું થશે! દ્વન્દ્વમાં દીન બની જવા સુધીનું મન વાઘારુનું નથી, માત્ર વાઘારુનું શરીર જ છે, એટલે સુધી કે હજાર હજાર વર્ષો સુધી તૈયાર થયેલા માનવીના પોશાક-પરિચ્છેદમાં વાઘારુના આખા માનવશરીરમાં ફક્ત દોઢ હાથી એક ખેંચ લગાવી રહ્યા છે, એ દોઢ હાથીની ખેંચમાં જ ફક્ત વાઘારુ માનવસભ્યતા સાથે બંધાયેલો છે — એ વાઘારુ ઊભરાતી નદીમાં, વરસાદમાં, તોફાનમાં, અને અંધકારમાં આટલું પૂર પાર કરી આવેલો, આ શરીરથી એક ઝાડનું જીવવું વેચી દે કેમ કરીને? વાઘારુને જેમ મન નથી તેમ કદાચ માથું પણ નથી. તેથી તે કંઈ કશું કરવાની બાબતે જેમ વિચાર જોડી શક્તો નથી તેમ કંઈ કશું નહિ કરવાની બાબતે પણ વિચારી શક્તો નથી. તે કોઈ કામ કરી દઈ શકે અથવા ના કરી દઈ શકે તેવો છે. વાઘારુને વિચારને પ્રયોજવા જેવું એક મગજ સુધ્ધાં નથી, તે કેવી રીતે જગદીશ બારુઈને અથવા પેલા લાકડાંના વેપારીને 'ના' કહેશે? તે તો કેવળ પેલાં ચાર વૃક્ષો સાથે પોતાને પણ બાંધી દઈ પેલી નાયલોનની દોરીના બંડલને ગળામાં ઝુલાવતો બંધ ઉપર ક્યારેક ક્યારેક ઊભો રહી શકે, પથ્થરના આંગણા પર થઈ ક્યારેક ક્યારેક ચાલી શકે; પોતાનાં વૃક્ષોના માંચડા પર સૂઈ જઈ શકે. હવે વાઘારુ કુહાડી બધો વખત પાછળ ખોસી રાખતો નથી — એક ઝાડની અંદરની ડાળમાં ઘા કરી ખોસી રાખી છે.

આ રીતે જ અત્યારે અહીં વાઘારુ આ રેખામાલિના બંધ પર ગયાનાથની અને ફ્લડ ઓછું થઈ જવાની રાહ જોવામાં દિવસો ગાળી રહ્યો છે.

પૂર તો કંઈ અનંતકાળ સુધી ચાલવાનું નથી — કોઈ ને કોઈ દિવસે તો તેનો અંત આવવાનો છે. પણ ક્યારે પૂરું થાય છે તેના પર છાપાંનો આધાર રહેશે, ટેલીવીઝન બધી આ પૂરની વાત કેટલી કહેશે, કેટલી બતાવશે. જો કોઈ પૂર વીજળીની

જેમ આવી વજ્રપાતની જેમ મૃત્યુ ઘટાડશે તો લાંબું રહેવાનું ન હોય છતાં પણ તે સમાચાર બનશે. પેલી વારનું તિસ્તાનું પૂર પણ સમાચાર બની ઊઠ્યા હતા — ઘણા બધા દિવસો ગયા પછીય. એટલે કલકત્તાથી છાપાંના ફોટોગ્રાફરો અને ટી.વી.ના કૅમેરામૅન પણ આવી શકે. પણ તેમને બધે વખતે જલદી જલદી પાછા ફરી જવાની ઉતાવળ હોય છે. એ માટે જિલ્લાના જનસંયોગ દફતરમાંથી શહેરની પાસેની આ બે જગ્યા જોઈ લેવાની હોય. જલપાઈગુડિ શહેરથી આઠ માઈલ પરનું મંડલઘાટનું બે નંબરનું ભાઠું અને ચારપાંચ માઈલ પરના આ રંધામાલિનો બંધ.. બે સ્થળોએથી જ કેટલાક પૂરમાં વહી તણાઈ આવેલા પરિવારો ખસીને ખાલી કરીને આવ્યા છે; ગાય-વાછડાં પણ છે; ગવર્નમેન્ટના ટારપોલિન પણ છે. રંધામાલિ હાટની વિશેષ સુવિધા એ છે કે જોતાં વાર સીધા તિસ્તાબ્રિજ પરથી ડૂયાર્સે ચાલી જવાય છે.

આ રીતે બધી વાર, ખાસ કરીને ટી.વી.ના લોકો જ્યારે આવતા ત્યારે કૅમેરામૅન અને છાપાંના ફોટોગ્રાફરો વાઘારુને ઓળખી લે છે. જિલ્લાના જનસંયોગ દફતરે જરૂર એક યાદી આપી છે. તેમાં ક્યાં કેટલાં લોકોનો ઉદ્ધાર કરવામાં આવ્યો છે તેનો હિસાબ હતો. પણ એ હિસાબમાં વાઘારુનો કોઈ અલગ પરિચય નહોતો. તે દરમ્યાન પેલા દિવસની સંધ્યાની વાઘારુઉદ્ધારની કથા સરકારી સંખ્યામાં એક સંખ્યા માત્ર બની ગઈ છે, અથવા તે પણ થઈ છે કે કેમ તેમાં સંદેહ છે. ફોટોના લોકો વાઘારુને પોતા તરફથી જ ઓળખી લે છે.

એમ તો તિસ્તાનાં પાણીની પશ્ચાદ્ભૂમિકામાં ડોસા-ડમરાં, ભેંસ, ગાય-વાછડાં, બચ્ચાને ખોળામાં રાખેલી મા, પાણીનો વિસ્તાર એ બધુંય ફોટામાં આવતું હતું. વાઘારુએ જે જગ્યાએ તેની ગાય બાંધી હતી ત્યાં ફોટાવાળાઓના પહોંચવાની કોઈ વાત જ નથી. પણ ટી.વી.ના કૅમેરામૅન એક દૂરના દૃશ્યમાં બંધથી તિસ્તાને ગોળ કરી ડાબીથી જમણી ફેરવી ધીમે ધીમે વ્યુફાઈન્ડરમાં વાઘારુને ઝડપી લે છે — વાઘારુ ઊભો છે — દોરીનું બંડલ ગળામાં રાખી, ઝાડના માંચડા પર ઝાડપાનની વચ્ચે; એમ લાગતું કે જાણે પાણીમાંથી ફૂટી નીકળી બહાર આવ્યો છે. એ પૂરું થતાં કૅમેરા લઈ કૅમેરામૅન વાઘારુની આગળ ચાલી જાય છે; બંધથી ઢાળ નીચે ઊતરી બોલ્ડરના છેડાના કાંઠે પાણીના કિનારે ઢીંચણ વાળી બેસે છે અને એ પાણીમાંથી શાલવૃક્ષ, ચંપાનું વૃક્ષ, ખેરનું વૃક્ષ, સીસમનું વૃક્ષ - એ બધાં વૃક્ષો સાથે લગભગ એક જંગલને લઈ ઊભેલા વાઘારુને મેઘાચ્છન્ન આકાશની સામે ઊભો રહી જવા ઇચ્છે છે. આટલું ના મળે તોય ઘણું મળે છે. તે જેટલું ઇચ્છતો હતો તેટલું મળી જતાં તેને પાણી પર સૂઈ જઈ કૅમેરા આકાશ તરફ ઊંચો કરી ફોટો ખેંચવો પડતો. તે વાઘારુને જરા 'મુવ' થવા કહે છે, પણ વાઘારુ ખસતો નથી. તે કારણે ફોટો સ્થિરચિત્ર જેવો લાગે, તેથી તેને તેવો ભય રહે છે.

ટી.વી.ના કૅમેરામૅનની પાછળ પાછળ છાપાંના ફોટોગ્રાફરો પણ દોડતાં દોડતાં

આવી ફોટો ખેંચી લે છે. ટેલિ અને વોઇડમાં વાઘારુના લંગોટ પહેરેલા શરીર, મુખરેખા અને બંધ સાથે પૂરની ક્ષિતિજરેખા પકડાઈ જાય છે. તેઓ પણ વાઘારુને હરવાફરવા, પછી ઊભા રહેવા કહે છે, પણ વાઘારુ સ્થિર જ ઊભો રહેતો. ફોટોગ્રાફરોમાં સારા વીઝ્યુઅલ માટે અનુકૂળતાની ઉત્તેજનાની વચ્ચે પણ આવી આવી મજાકમશ્કરી પણ ચાલતી હતી, 'લોઅર પાર્ટ પર ટેલિ રાખો નહિ', 'જો, ફરીથી લંગોટની અંદરની રુવાંટી સુધ્ધાં ફોટામાં આવે નહિ,' વગેરે વગેરે. આટલા નગ્ન, છતાં આટલા આખા શરીરને લેન્સમાં પકડી લેવાનું કામ મુશ્કેલ છે. ટી.વી.ના કેમેરામૅન જરૂર એકસાથે તળિયેથી આકાશ સુધી એક વિરાટ પેનિંગ કરે છે — પૂરનાં પાણી, ક્લોઝ અપમાં ભમરીઓ, ઝાડનાં ડાળાં-પાંદડાં પર પાણીના પ્રવાહના આઘાત, વધારે ડાળાં-પાંદડાં, વાઘારુના બે પગ ક્લોઝ અપમાં — ધીરે ધીરે ઢીંચણ, સાથળ, કમર, લંગોટ. મિડિયમ શૉટમાં પેટ, છાતી અને તે પછી માથું. ત્યાંથી વાઘારુ ધીરે ધીરે દિગન્તથી દિગન્તમાં, આકાશમાં, નદીમાં, સ્થાપિત થાય છે.

ગયાનાથના આવવા સુધી એ બધાયની વચ્ચે વાઘારુનું વૃક્ષપર્વ વ્યતીત થાય છે.

# 153

## ગયાનાથની સ્વગત વિચારણા

ગયાનાથ જોતદાર સવારના સાત વાગે આસિન્દિરની મોટરસાઈકલની પાછળ બેસી જલપાઈગુડિ શહેરમાં તેના વકીલબાબુને ઘેર ગયો. અત્યારે તો બરાબર; પાછા ફરતી વખતે બસમાં જશે; આસિન્દિર તેના કામે ચાલી જશે. તિસ્તા બૅરેજના સેટલમેન્ટના સમયથી શરૂ કરી, (અત્યારે તો એ બૅરેજ છેલ્લા કેટલાંક વર્ષોથી નદીની અંદર ચાલી ગયો છે.) આસિન્દિર તેના સસરા ગયાનાથનો મોટા ભાગનો ડ્રાઈવર જ થઈ ગયો છે. ગયાનાથ જોતદાર જેવા વિખ્યાત માણસનું નામ હવે લાટાગુડિ - રામસાઈ- ઓદલાવાડિ - ક્રાન્તિહાટ - મૌલાનિ, એટલે સુધી કે મયનાગુડિમાં પણ 'ફટફટિયા જોતદાર' તરીકે ઓળખાવાનું શરૂ થયું છે. પહેલાં પહેલાં તો લોકો આડશમાં બોલતા, હવે ઘણાં તેને 'એ ફટફટિયા દેઉનિયા' કહીને જ બૂમ પાડતા. ગયાનાથે એ વિશેનો ગુસ્સો છોડી દીધો છે.

આસિન્દિર પાસે ઘણા વખતથી મોટરસાઈકલ તો છે. પણ પહેલાં ગયાનાથ ક્યારેય તેની પાછળ બેસતો નહીં, બેસવાની જરૂર પણ પડતી નહીં. જલપાઈગુડિમાં તેના બાપાના વખતથી નક્કી કરેલા વકીલબાબુ છે. તેના બાપાના વખતથી તેના સમય વચ્ચે 'બુઢ્ઢા વકીલબાબુ'નો છોકરો વકીલ થયો, 'બુઢ્ઢા વકીલબાબુ' મરી પણ ગયા; હવે પેલો 'છોકરો' વકીલબાબુ થયો છે. એ પ્રમાણે વકીલબાબુ જ માણસ મોકલી ક્રાન્તિહાટમાં સમાચાર મોકલતા : બીજા દિવસે સવારની બસમાં જલપાઈગુડિ જઈ વકીલબાબુ સાથે વાતચીત કરી સાંજ સુધીમાં ગયાનાથ પાછો ફરી જઈ શકે.

પણ તિસ્તા બૅરેજનું જે પેલું સ્પેશ્યલ સેટલમેન્ટ શરૂ થયું તે પછીથી તો જાણે ગયાનાથને આરામ જ નથી. ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટ સાથે તેના જમીનના ટુકડાની માલિકી વિશે મામલો, બૅરેજ માટેની જમીનને લીધે તેની વિરુદ્ધ મામલો, નુકસાની ભરપાઈની હારની વિરુદ્ધ મામલો—— જાણે મામલાનું કુરુક્ષેત્ર. ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટની વિરુદ્ધના મામલામાં તો સ્ટે ઑર્ડર બહાર પાડી દીધો છે ગયાનાથે. પણ નુકસાની ભરપાઈના મામલા અને જમીન-અધિગ્રહણની વિરુદ્ધના મામલા કલકત્તાની હાઈકોર્ટ સુધી પહોંચ્યા છે. જલપાઈગુડિના વકીલબાબુએ જ કલકત્તાના વકીલ નક્કી કર્યા છે. ગયાનાથને જવું પડ્યું નથી, પણ પહેલી વાર વકીલબાબુના માણસની સાથે આસિન્દિરને જવું પડ્યું હતું. તે પછી તો એ મામલો ચાલે છે તે ચાલે જ છે. એક વાર નુકસાન

# 153

## ગયાનાથની સ્વગત વિચારણા

ગયાનાથ જોતદાર સવારના સાત વાગે આસિન્દિરની મોટરસાઈકલની પાછળ બેસી જલપાઈગુડિ શહેરમાં તેના વકીલબાબુને ઘેર ગયો. અત્યારે તો બરાબર; પાછા ફરતી વખતે બસમાં જશે; આસિન્દિર તેના કામે ચાલી જશે. તિસ્તા બૅરેજના સેટલમેન્ટના સમયથી શરૂ કરી, (અત્યારે તો એ બૅરેજ છેલ્લા કેટલાંક વર્ષોથી નદીની અંદર ચાલી ગયો છે.) આસિન્દિર તેના સસરા ગયાનાથનો મોટા ભાગનો ડ્રાઈવર જ થઈ ગયો છે. ગયાનાથ જોતદાર જેવા વિખ્યાત માણસનું નામ હવે લાટાગુડિ - રામસાઈ- ઓદલાવાડિ - ક્રાન્તિહાટ - મૌલાનિ, એટલે સુધી કે મયનાગુડિમાં પણ 'ફટફટિયા જોતદાર' તરીકે ઓળખાવાનું શરૂ થયું છે. પહેલાં પહેલાં તો લોકો આડશમાં બોલતા, હવે ઘણાં તેને 'એ ફટફટિયા દેઉનિયા' કહીને જ બૂમ પાડતા. ગયાનાથે એ વિશેનો ગુસ્સો છોડી દીધો છે.

આસિન્દિર પાસે ઘણા વખતથી મોટરસાઈકલ તો છે. પણ પહેલાં ગયાનાથ ક્યારેય તેની પાછળ બેસતો નહીં, બેસવાની જરૂર પણ પડતી નહીં. જલપાઈગુડિમાં તેના બાપાના વખતથી નક્કી કરેલા વકીલબાબુ છે. તેના બાપાના વખતથી તેના સમય વચ્ચે 'બુઢ્ઢા વકીલબાબુ'નો છોકરો વકીલ થયો, 'બુઢ્ઢા વકીલબાબુ' મરી પણ ગયા; હવે પેલો 'છોકરો' વકીલબાબુ થયો છે. એ પ્રમાણે વકીલબાબુ જ માણસ મોકલી ક્રાન્તિહાટમાં સમાચાર મોકલતા : બીજા દિવસે સવારની બસમાં જલપાઈગુડિ જઈ વકીલબાબુ સાથે વાતચીત કરી સાંજ સુધીમાં ગયાનાથ પાછો ફરી જઈ શકે.

પણ તિસ્તા બૅરેજનું જે પેલું સ્પેશ્યલ સેટલમેન્ટ શરૂ થયું તે પછીથી તો જાણે ગયાનાથને આરામ જ નથી. ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટ સાથે તેના જમીનના ટુકડાની માલિકી વિશે મામલો, બૅરેજ માટેની જમીનને લીધે તેની વિરુદ્ધ મામલો, નુકસાની ભરપાઈની હારની વિરુદ્ધ મામલો—— જાણે મામલાનું કુરુક્ષેત્ર. ફૉરેસ્ટ ડિપાર્ટમૅન્ટની વિરુદ્ધના મામલામાં તો સ્ટે ઑર્ડર બહાર પાડી દીધો છે ગયાનાથે. પણ નુકસાની ભરપાઈના મામલા અને જમીન-અધિગ્રહણની વિરુદ્ધના મામલા કલકત્તાની હાઈકોર્ટ સુધી પહોંચ્યા છે. જલપાઈગુડિના વકીલબાબુએ જ કલકત્તાના વકીલ નક્કી કર્યા છે. ગયાનાથને જવું પડ્યું નથી, પણ પહેલી વાર વકીલબાબુના માણસની સાથે આસિન્દિરને જવું પડ્યું હતું. તે પછી તો એ મામલો ચાલે છે તે ચાલે જ છે. એક વાર નુકસાન

ભરપાઈનો મામલો ગયાનાથ જીત્યો પણ છે — સરકારે પણ એ આદેશની વિરુદ્ધ કોઈ અપીલ કરી નહીં. ઊલટું, કોર્ટની સલાહ મુજબ નવા હિસાબકિતાબ કરી લેણું વગેરે એકદમ જલદીથી પતાવી દીધાં છે. જ્યારે ગયાનાથે જોયું કે સરકારે અપીલ કરી નથી ત્યારે તે હજુ વધારે નુકસાન ભરપાઈ માટે અપીલ કરવા ઇચ્છતો હતો, પણ તેના વકીલે સમજાવી દીધું કે એ રીતે અપીલ કરાય નહીં. ગયાનાથ સમજી જાય છે કે સરકાર જેટલી જલદીથી શક્ય હોય તેટલી જલદીથી બૅરેજ પૂરો કરવા ઇચ્છે છે, એટલે જ કોર્ટનો હુકમ માથે ચઢાવી દીધો છે. એનો અર્થ કે બૅરેજ થશે જ — ગયાનાથ આટલું સમજી વધારે ચિંતિત થઈ જાય છે.

પહેલાં આસિન્દિર તેની મોટરસાઇકલ લઈ ફરવા નીકળી પડતો અને ગયાનાથ તેની જમીન-જાગીર પર ચાલતો નીકળતો. પણ પેલા સ્પેશ્યલ સેટલમેન્ટ પછીથી છેલ્લાં કેટલાંક વર્ષોથી આસિન્દિર, તેની મોટરસાઇકલ, અને ગયાનાથ એક થઈ ગયાં છે. મયનાગુડિના ચાર રસ્તે થઈને ગયાનાથ - આસિન્દિરને જવાની જરૂર નથી. 'ભારતી' સિનેમાની પાસે જમણી તરફનો રસ્તો પકડી તેઓ બહાર નીકળી જઈ શકે. પણ મયનાગુડિમાં મરણચાંદની દુકાનમાં ચા-નાસ્તો કરવા ચાર રસ્તે આવે છે. મોટરસાઇકલની પાછળથી ઊતરી ગયાનાથ ખેસ ખંખેરે છે. પછી એક વાર બરાબર જોઈ લે છે — કોઈ ઓળખીતુંપાળખીતું છે કે કેમ. સામે રસ્તાની પેલી તરફ એક મીની બસમાં માણસો છે; ગાડી વધારે બે-ચાર જણ પેસેન્જરને લેવા માટે ઊભી છે. જે વખતે આસિન્દિર તેની મોટરસાઇકલ ઊભી કરી મરણચાંદની દુકાનમાં દાખલ થાય છે — 'બે જગ્યાએ, બે કપ ચા', કહી બેસે છે, તે દરમ્યાન ગયાનાથ રસ્તો વટાવી પેલી મીની બસનું એક ચક્કર લગાવી આવે છે — કોઈ ઓળખીતું દેખાતું નથી. પણ પાછા ફરતી વખતે ચાર રસ્તાને અડીને ફેસ્તુન તેની નજરે પડે છે. ઉત્તરખંડનું સંમેલન મયનાગુડિમાં છે. એ લોકો એક વાર ગયાનાથની પાસે ગયા હતા. પણ ગયાનાથ એ બધાની વચ્ચે ગયો નહીં. રસ્તો ઓળંગવા આમતેમ જોવા જતાં ગયાનાથ જુએ છે કે ઉત્તરખંડનાં ઘણાં પોસ્ટર છે.

મરણચાંદની દુકાનમાં પ્રવેશી, આસિન્દિરની પાસે બેસતાં બેસતાં ગયાનાથ કહે છે, 'એ બાજુ ઉત્તરખંડના માણસોએ મોટી મીટિંગ ભરી લાગે છે.' પછી મોટી સાઈઝનાં લાલ રંગનાં રસગુલ્લાં ચમચી વડે કાપે છે — રસગુલ્લાં પરથી માખીઓ ઊડી જાય છે.

આસિન્દિરે રસગુલ્લાં ખાવાનું પૂરું કર્યું હતું. તે ચાનો ઘૂંટડો ભરીને કહે છે, 'તમને કહ્યું હતું કે તમે જાવ. મુંબઈથી સિનેમાવાળાં છોકરાછોકરી લાવવાનાં છે.'

પહેલી વાર ચમચામાંથી જેટલું મોઢામાં મૂકી શક્યો હતો તેટલું ગયાનાથ ચાવી ગયો. તેના દાંતમાં રસ લાગતાં સડ્ સડ્ કરે છે. તેથી કુશળતાપૂર્વક રસગુલ્લાંનો ટુકડો તાળવા પાછળ લઈ જઈ જીભ વડે દબાવી ખાવો પડે છે. થોડી વાર લાગે છે.

બીજી વાર ટુકડો મોઢામાં મૂકતી વખતે ચમચો ઊંચો કરતાં કરતાં ગયાનાથ આસિન્દિરને કહે છે, 'મારે શું છોકરાછોકરી સાથે નાચવા માટે અહીં આવવાનું?'

આસિન્દિર ચા પૂરી કરી જીભ વડે દાંત સાફ કરતાં અવાજ કરે છે. પછી એ જવાબ આપે છે, 'તમને નાચવાનું કોણ કહે છે? અહીં તો રાજવંશીઓની પાર્ટી આવી છે. એ તો કૉન્ગ્રેસ નથી; બધા ઉત્તરખંડના જ હોવાના. તમેય શા માટે ના થાવ? જે બધા સરકારમાં મામલા દાખલ કર્યા છે તેનું શું થયું?'

વાત કરતાં કરતાં પૉકેટમાંથી સિગારેટ - દીવાસળી બહાર કાઢી આસિન્દિર દુકાનની બહાર ચાલી જાય છે. બહાર જઈ તે સિગારેટ પકડે છે અને અંદર ગયાનાથ ઘણી વાર સુધી બીજું રસગુલ્લું પૂરું કરે છે. એક આખો ગ્લાસ ભરીને પાણી પીએ છે. એટલી વારે તેની ચામાં તર વળી છે. પણ એ ચાટવાનું ય ગયાનાથ સ્વાદપૂર્વક કરે છે — આ બધું કરવાનું તો એકલા એકલા જ છે — ઉત્તરખંડમાં જોડાવાની બાબતે આસિન્દિરના પ્રસ્તાવ પર તે આટલી વાર ચૂપ રહ્યો છે.

પૈસા ચૂકવી ગયાનાથ બહાર આવતાં આવતાં જ આસિન્દિર મોટરસાઈકલ પર બેસી સ્ટાર્ટ કરે છે. ગયાનાથ તેની ચાદર છાતી પર ગોઠવતાં ગોઠવતાં ફરીથી પેલી નીલા રંગની ફેસ્તુન અને પોસ્ટરો જુએ છે, બે પગ મોટરસાઈકલની પાછલી તરફ લંબાવે છે. ફરીથી બોલે છે, 'આ તમારા ઉત્તરખંડે કંઈ બહુ જોર મારવાનું શરૂ કર્યું છે!' પણ મોટરસાઈકલના અવાજમાં વાત સાંભળી શકાતી નથી. આસિન્દિર પાછળ તરફ હાથ લંબાવી પાન અને ચૂનાનો બટવો આપે છે. ગયાનાથ તે લેતો નથી. આગળના ભાગ પર ટેકો દઈ આસન પર બેસે છે, આમતેમ હાલી ફરી બરાબર ગોઠવાય છે, પછી પાન ધરે છે. ગયાનાથ પાન લે છે કે તરત જ આસિન્દિર મોં લંબાવી પીચકારી મારે છે અને મોટરસાઈકલ ચલાવવાનું શરૂ કરે છે. આસિન્દિરની પાછળ મોટરસાઈકલ પર બેસવામાં ગયાનાથ એટલો તો ટેવાઈ ગયો છે કે તે પાનને વાળીને મોઢામાં ખોસી દઈ શકે છે. દાંત પડી જવાથી ગયાનાથનું મોં એવું ખાડા પડેલું છે કે પાન તેના મોં માં મૂક્તાં જ મોં ભરાઈ જાય છે.

મોટરસાઈકલ પર જતાં બે જણ વચ્ચે કોઈ વાત થઈ શકતી નથી, પણ ગયાનાથના મનમાં ઉત્તરખંડ વિશે ઘણા પ્રશ્નો ઊઠ્યા હતા. એ બધી વાત આસિન્દિરને કહેવી છે, અને કેટલાક સમાચાર જણાવવા છે. જો અત્યારે વાત ના કરે તો પછીથી ધીરેથી સ્વસ્થ બનીને વાતચીત - ચર્ચા કરવાની તો ગયાનાથને ટેવ જ નથી. તેથી વાતો તે વખતે ના બોલી શક્વાથી તે તેની પોતાની સાથે જ, સ્વગત સંલાપ કરવો શરૂ કરે છે. ગયાનાથ પૂરો કૉન્ગ્રેસનો માણસ છે, કૉન્ગ્રેસને જ વોટ આપતો આવ્યો છે. પણ ગયાનાથ જોતદાર જેવો વિખ્યાત માણસ ફક્ત એકલો જ મત આપે એવું ના બને — ખેતર-જમીન પર વસતાં હજારો લોકો તેની વાતથી જ વોટ આપે છે. નહીં તો તો તેનું સન્માન રહે ક્યાં, જો તે એકલો જઈને માત્ર પોતાનો જ મત

આપી આવે? વોટ આપતાં પહેલાં ગયાનાથને એવો કંઈ નિર્દેશ - આદેશ ક્યારે ય આપવો પડ્યો નથી — બધા જ જાણે છે કે શું કરવાનું છે. બધાં જ જાણે છે કે ફૉરેસ્ટ ગયાનાથનું છે. તે જાણવાથી તેને કશો લાભ થયો નથી તેથી ગયાનાથ અને લોકોનું ટોળું કૉન્ગ્રેસના જ પક્ષે રહેશે એ વાતનો ય કોઈ લાભ નથી. તેવું હોવાથી આ બધા માણસોને ગયાનાથ પોતાનું સામર્થ્ય બતાવી શકે.

વકીલ બાબુના ઘરની સામેના મેદાનમાં મોટરસાઇકલ પરથી ઊતરતાં પહેલાં ગયાનાથ પોતાને આટલે સુધી સમજાવી શકે છે.

## 154

## વકીલબાબુ વિરુદ્ધ ઉત્તરખંડ

વકીલબાબુના ઘરની સામેના મેદાનમાં આસિન્દિરની મોટરસાઇકલની પાછળથી ઊતરી ગયાનાથ બે હાથ માથા પર ઊંચા લઈ આળસ મરડે છે. આસિન્દિર મોટરસાઇકલ ફેરવી લેતાં કહે છે, 'જાઉં છું'. પણ રવાના થતાં જ અચાનક અટકી જઈ માથું ફેરવી પૂછે છે, 'અહીં આવું કે ચાલ્યો જાઉં?' આળસ ખાતાં ખાતાં બે હાથ પાછળ લઈ જઈ ગયાનાથ માથું નીચું કરે છે. શરીરની સખતાઈનો ભાવ ઢીલો થવા સુધી આસિન્દિર રસ્તા પર ફટ્ ફટ્ કરતો કરતો ઊભો રહે છે. ગયાનાથ મોં ખોલીને જવાબ આપતો નથી, પણ જમણો હાથ ઊંચો કરી આંગળી વડે નિર્દેશ કરે છે. આસિન્દિર તેનો અર્થ સમજે છે — કોર્ટમાં જવું પડશે. ગયાનાથ આ વખતે વકીલબાબુના શિરસ્તેદારની બરાબર સામે જઈને ઊભો રહે છે. વકીલબાબુ કે તેમનો ક્લાર્ક તેને એક વાર જોઈ લેતાં જ ગયાનાથનું કામ પૂરું થાય. જો જરૂર પડશે તો વકીલબાબુ જ તેને બૂમ પાડશે અથવા કોઈ સમાચાર આપવાના હશે તો ક્લાર્કને કહીને મોકલશે. ક્લાર્ક કદાચ ગયાનાથને કહેશે — કોર્ટમાં મળજો. તેટલી વાર ગયાનાથ આ મેદાનમાં ઊભો રહે અથવા ફરીફરીને થોડો તડકો ખાઈ બહારના વરંડાની બેંચ ઉપર પણ બેસી રહી શકે. એટલે સુધી કે વકીલબાબુના શિરસ્તેદારનું કામ પૂરું થયા પછી, બધા લોકો ચાલી ગયા પછી, મુહૂરીબાબુ - કલાર્ક પણ સાઇકલ પર તેમને ઘેર ચાલી જશે, પછી કદાચ ગયાનાથ અહીં બેસી રહેશે. વકીલબાબુ સ્નાન-ભોજન વગેરેથી પરવારી રિક્ષામાં કોર્ટ તરફ જવાના સમયે કહેશે, 'શું ગયાનાથબાબુ! ચલો, કચેરીએ ચલો!' વકીલબાબુની સાથે રિક્ષામાં કોર્ટ જવા માટે જો બીજા કોઈ માણસો હશે તો કદાચ કહેશે, 'શું ગયાનાથબાબુ! આવો, કોર્ટમાં આવી જાવ!' ત્યારે ગયાનાથ ચાલતો ચાલતો કોર્ટ તરફ રવાના થશે.

ગયાનાથ તેના બાપા સાથે આ વકીલબાબુના ઘેર આવ્યો છે. એ વખતે આ

વકીલબાબુના પિતા બુઢ્ઢા વકીલબાબુના શિરસ્તેદાર હતા. તિસ્તાનો બ્રિજ થયો નહોતો. ડૂયાર્સથી સવારે આવી સાંજે પાછા ફરવાનું ખૂબ મુશ્કેલ હતું. એ વખતે વકીલબાબુનું આ નવું ઘર તૈયાર થયું નહોતું. અહીં 'વાંસની વાડ' ને ટિનનો દરવાજો હતો — ઘરના અંદરના ભાગની સાથે ઘરના બહારના ભાગનો કોઈ સંપર્ક હતો નહીં. આ મેદાનની પશ્ચિમના છેડે એક કૂવો અને પાયખાનું હતું. ગયાનાથ તેના બાપા સાથે આવતો — શિયાળાના સમયે બળદગાડી લઈ 'માર' નૌકામાં તિસ્તાને પાર પણ કરી છે. આ મેદાનમાં ઈંટની ભઠ્ઠી પર રાંધણ થતું, અને સંધ્યાસમય પછી શિરસ્તેદારના વરંડાના ખાટલા પર તેઓ સૂઈ જતા. કોર્ટકચેરીનું કામકાજ પૂરું કરી બે-એક દિવસ પછી ફરી પાછા જતા. એ વખતે જલપાઈગુડિ શહેરમાં એક વાર ફરવા જતાં જ લાગતું કે જાણે દેશાન્તરે ફરી આવ્યા. અને હવે તો, આ હજુ સવારે ઘર છોડ્યું છે, અને બપોરે ઘેર જઈને ખાશે. જલપાઈગુડિ શહેર હવે દેશાન્તર લાગતું નથી. પહેલાં, વર્ષમાં બે-એક દિવસ કોર્ટકચેરીનું કામ રહેતું કે ના ય રહેતું; હવે તો રોજ આવવાનું અને રોજે જ કામ રહેવાનું.

ગયાનાથ વકીલબાબુની ઑફિસે ચઢે છે — બારણા પાસે જઈ મુહૂરીબાબુને કહેવા જાય છે કે વકીલબાબુને કહે કે ગયાનાથ આવ્યો છે. પણ મુહૂરીબાબુને મળે તે પહેલાં જ વકીલબાબુ ગયાનાથને જોઈ લે છે, 'અરે ગયાનાથબાબુ, આવો, આવો.'

વકીલબાબુ તેમના હાથની કલમ કાગળ પર મૂકી બે હાથ માથા પર લઈ જઈ એવી આળસ મરડે છે કે જાણે તે ગયાનાથની જ રાહ જોઈ રહ્યા હતા. ગયાનાથ બે ભદ્રલોકને વટાવી જઈ ખાલી ચેરમાં બેસે છે. વકીલબાબુ કહે છે, 'કલકત્તાના વકીલે કાગળ આપ્યો છે; અહીંથી કેટલાક કાગળો કૉપી કરાવી મોકલવા પડશે.' વકીલબાબુ આ વખતે ક્લાર્ક તરફ જુએ છે, 'સંતોષ, તારી પાસે લિસ્ટ તો છે ને?'

ક્લાર્કબાબુ જણાવે છે, 'હા, છે ને'.

વકીલબાબુ ફરીથી ગયાનાથ તરફ જોઈને કહે છે, 'તો પછી તમે હવે કોર્ટમાં જઈ સંતોષને મળી જે કરવાનું હોય તે કરાવી લો.'

ગયાનાથ વકીલબાબુ તરફ જોઈ કહે છે, 'તમારું શરીર તો સારું છે ને?'

વકીલબાબુ, 'હા, હા, સારું છે', કહી બે હાથ કાગળ પર લાવે છે ખરા, પણ કલમ પકડતા નથી. જો કલમ પકડે તો તો ગયાનાથ બીજું કશું બોલી શકે નહિ, છતાં જેટલી જરૂરત હોય તેટલું પણ હવે તો ગયાનાથને વકીલબાબુને સીધું કશું પૂછવાનું શક્ય નથી. ગયાનાથ આ વખતે બે ભદ્રલોક તરફ જુએ છે. તેની બરાબર ડાબી તરફના ભદ્રલોકને તે જોઈ શકતો નથી, પણ પહેલી ચેરમાંના ભદ્રલોકે વકીલબાબુના ટેબલ પર બે હાથની કોણી રાખી બે હાથ હોઠ પાસે લાવીને રાખ્યા છે. ગયાનાથ તેમને ઓળખતો નથી. અહીં આવતાં આવતાં વકીલબાબુના ઘણા ભદ્રલોક-અસીલો ગયાનાથને મોં જોવાથી પરિચિત થઈ ગયા છે. ગયાનાથને થોડો

સંકોચ થાય છે : આ લોકોની સામે વકીલબાબુને તે હવે શું પૂછે? વકીલબાબુ પણ ચેરમાં ટટ્ટાર થયા છે. હવે તેઓ હાથમાં કલમ લેશે. ગયાનાથબાબુની સાથે એમને આથી વધારે વાત ક્યારે થઈ છે વળી? ગયાનાથ ચેર છોડીને ઊઠતો નથી. વકીલબાબુ કલમ ઉપાડે તે પહેલાં જ તે બોલી નાંખે છે, 'વકીલબાબુ, કલકત્તાથી કંઈ સમાચાર આવ્યા ખરા?' ગયાનાથ આ વાત ટેબલ પર જરા આગળ નમી, જરા હસી, ખૂબ ધીમા અવાજે બોલે છે, જેથી બાજુના ભદ્રલોક એ સાંભળી ના શકે. પણ એથી વકીલબાબુ ય પૂરેપૂરું સાંભળી શક્યા નહીં. તે ચેરને હલાવીને કહે છે, 'શું? શું કહ્યું? શેના સમાચાર?' આ વખતે ગયાનાથ ચેરમાં વધારે આગળ આવી, ટેબલ પર તેના બે હાથ આંગળીઓમાં ભરાવી પડી રહેવા દે છે. જરા હસી રુકાવટ થઈ હોવાના ભાવે પૂછે છે, 'હું કહું છું કે કલકત્તાની હાઈકોર્ટનો મામલો પૂરો થયો હોવાનો કોઈ અંદાજ શું મળી ગયો છે? આ તરફ તો બૅરેજના થાંભલા નદીમાં અર્ધે સુધી નંખાઈ ગયા છે.'

'એ તો થશે જ. તમારી જમીનના મામલા ખાતર તો કંઈ બૅરેજનું કામ અટકશે નહીં. તો તો તમારી પાસેથી કંઈ નહીં તો એક સારા સમાચાર મળી ગયા કે તિસ્તા બૅરેજનું કામ જલદી જલદી શરૂ થયું છે. અમારે અહીં તો એક રસ્તો રિપેર કરવામાં ય અઢાર મહિના નીકળી જાય છે.' વકીલબાબુ પેલા બે ભદ્રલોકોની તરફ જોઈને વાત પૂરી કરે છે. લાગે છે કે વકીલબાબુ જે ભદ્રલોક પહેલી ચેરમાં બેઠો હતો તેમનું કામ કરતા હતા; એટલે તે ઉદાસીનભાવે હસી ગયાનાથ તરફ જુએ છે. ગયાનાથ પણ હસે છે — ભદ્રલોકની સાથે ક્યાંય પણ બેસે તો તેઓ જે કરે તે જ તેને કરવાની ટેવ છે. હસીને જ તે કહે છે, 'પણ બૅરેજ પૂરો થઈ જશે તો મારી જમીનનું શું થશે, વકીલબાબુ?'

વકીલબાબુ કહે છે, 'તમારો તો નુકસાની ભરપાઈનો મામલો છે. તમે જીત્યા તો છો જ, એ જ રીતે થશે. પણ બૅરેજ માટે જે જમીન લેવાઈ છે તે શું કંઈ તમને પાછી આપશે?'

'મેં તો કહ્યું છે — મારે નુકસાની ભરપાઈ નથી જોઈતી; મારી જૂની વેસ્ટ જમીનના માપેમાપ જમીન સરકાર પાછી આપે.' મામલાની ચર્ચા શરૂ થતાં જ ગયાનાથ આત્મવિશ્વાસ સાથે બોલી શકે છે.

'હા, એ રીટ તો કરી છે. તમારી વાતમાં ખરેખર એક તર્ક તો છે. જજ એ વાત સ્વીકારી પણ લે, પણ આ તો મામલાની બાબત છે. તેને કારણે કંઈ બૅરેજનું કામ અટકાવી દેવાશે નહીં.' વકીલબાબુ જોર જોરથી બોલે છે, જાણે ગયાનાથ કાનનો બહેરો ના હોય!

થોડી વાર ચૂપ રહી ગયાનાથ કહે છે, 'કચેરીય સરકારની ઑફિસ છે, જજ પણ સરકારી નોકરી કરે છે. એક વાર બૅરેજ બાંધવાનું કામ થઈ જશે, પછી શું

અમારા મામલા વિશે જજ વિચારવાના છે?'

વકીલબાબુ ચૂપ રહે છે; પછી તેમની સામેના કાગળ પર નજર નમાવી બોલે છે, તેમનો અવાજ આ વખતે ઊંચો થતો નથી, 'ગયાનાથબાબુ, તમારી તો કેટલીક પેઢીઓથી જોતદારી છે; જમીનની માલિકી કેટલી બધી પલટાઈ ગઈ છે, જુઓ છો ને? તમારે પણ જૂની જોતદારી ભૂલવી પડશે. કોર્ટ-હાઈકોર્ટ પણ બદલાઈ ગઈ છે. એક બૅરેજ તૈયાર થશે — એ સરકારનું કામ છે. એ બંધ કરીને તમારી જમીનનો ઉદ્ધાર કરશે એ વાત હવે વિચારશો નહીં. પણ નુકસાની ભરપાઈનો ન્યાય મળશે, અથવા તમે જેમ કહ્યું તેમ નુકસાની ભરપાઈને બદલે જો કોઈ બૅરેજ માટે લેવાયેલી જમીનને વેસ્ટ કરી દઈ જૂની વેસ્ટ પાછી મેળવે એ ચોક્કસપણે કોર્ટ જોશે.' વકીલબાબુ ટટ્ટાર થઈને બેસે છે, કલમ ઉપાડે છે, 'આટલે સુધી કાયદાની વાત છે. હવે જો એવું ના થાય તો તમારે પાર્ટી બનાવવી પડે — ઉત્તરખંડ પાર્ટી. તેઓને તો કામતાપુર રાજ્ય જોઈએ છે — પશ્ચિમ બંગાળથી અલગ રાજ્ય. એ રાજ્યની હાઈકોર્ટ થશે ત્યારે તમારે પક્ષે સલાહ આપશે — બૅરેજ તોડી નાંખી ગયાનાથબાબુની જમીન ગયાનાથબાબુને આપી દો. મયનાગુડિમાં તો વિશાળ કૉન્ફરન્સ ભરાઈ છે. ખરું ને?'

ગયાનાથ માથું હલાવી જણાવે છે, 'હા, છે ને'.

'તમે છો ને ઉત્તરખંડમાં?' વકીલબાબુ લખવાનું શરૂ કરતાં કરતાં પૂછે છે. ગયાનાથને સમજાતું નથી કે શો જવાબ આપવો. વકીલબાબુની વાત પરથી એ એટલું સમજે છે કે ઉત્તરખંડ વકીલબાબુને પસંદ નથી — પણ જો ગયાનાથની જમીનની વાત વકીલબાબુને બદલે ઉત્તરખંડ ભાર દઈને કરે, તો પછી ગયાનાથ શા માટે ઉત્તરખંડમાં ના જોડાય ? જવાબ વિચારતાં વિચારતાં ગયાનાથ જુએ છે કે વકીલબાબુએ લખવાનું શરૂ કરી દીધું છે. તે ધીમેથી ચૅર છોડી દે છે, ખૂબ ધીમા અવાજે 'નમસ્કાર' બોલી ચૅરની પાસે થઈને પાછળ નીકળી જાય છે. પાછળ ખાટલા પર મુહૂરીબાબુ બેઠા છે. ગયાનાથ હાથનો ભાર દઈ તેના તરફ જઈ ધીમા અવાજે પૂછે છે, 'શેની શેની નકલો કરવી પડશે, કહો.'

'બેસો', કહી મુહૂરીબાબુ તેની ડાયરીનાં પાનાં ઉલટાવી ઘણી ગડીઓ કરેલા કાગળો ખોલી ખોલીને જુએ છે. છેવટે કંઈ ના મળતાં કહે છે, 'તમે કોર્ટમાં તો આવવાના છો; હું કાઢીને રાખું છું.' ગયાનાથ આ વખતે પૂછે છે, 'જે દલીલોના કાગળોની નકલ કરાવવી પડશે તે બધા તમારી પાસે છે કે મારી પાસે?'

મુહૂરી કહે છે, 'જોવું પડશે. તમે કોર્ટમાં આવો છો ને. હું કાઢીને રાખીશ.' ગયાનાથ હળવેથી વકીલબાબુના ઘરમાંથી બહાર નીકળી જાય છે.

# 155

# ગયાનાથનું પબ્લિક અનુસંધાન

ગયાનાથ વરંડામાં બેસે છે. આ રીતે બેસવાની તેને ટેવ છે. પછી વકીલબાબુની સાથે, અથવા પાછળ પાછળ કચેરીમાં જવાનું. ગયાનાથ ક્યારેય ઘડિયાળ જોઈને કામ કરતો નથી — આખા દિવસના હિસાબે કામ કરે છે. સવારે ઊઠી જ્યાં જવાની વાત હોય તે જમીન-જાગીરના હેતુથી નીકળી પડે. રસ્તામાં બેચાર સ્થળે ફરી આવી શકે. બપોરે ખાવા માટે તેને પાછા વળવું જ પડે એવો કોઈ નિયમ નથી; અને ફરે નહિ એવી પણ કોઈ વાત નથી. ફર્યો તો ફર્યો. ના ફર્યો તો ના ફર્યો. હવે સાંજ પછી બહુ વધારે ક્યાંય જતો નથી — પેલા 'નક્ષલિયા હંગામા'ના સમય પછી રાતે નીકળવાનું બંધ છે. ટેવ છૂટી ગયા પછી હવે પાછી આવતી નથી.

જલપાઈગુડિ આવતાં એને આ જ એક અસુવિધા છે. 'કલાક પછી આવશેઃ', અથવા, 'સાડા બારે ચોક્કસ આવશે.' આ બધી વાતો પ્રમાણે પોતાનું જવા-આવવાનું નક્કી કરવું તેને માટે તેની ટેવની બહારની વાત છે. તે ઉપરાંત, શહેરમાં તેને એટલું બધું કામ રહેતું નથી કે તે એક કામ પૂરું કરી દીધા પહેલાં વચ્ચે બીજું એક કામ કરી દે. છતાં, જમીન-જાગીરે ચાલવા જવાની વખતે ઘડિયાળ વિના જ ગયાનાથ સમયનું માપ રાખી લે છે. શહેરમાં તો એ ગણતરી પણ રહેતી નથી. તે સમજી શકતો નથી કે અત્યારે જો તે ધીરે ધીરે ચાલીને કચેરીમાં જઈને બેસે તો તે કેટલો વહેલો પહોંચશે.

વકીલબાબુના વરંડામાં બેસીને ગયાનાથ થોડો વિચાર પણ કરે છે. વકીલબાબુ જે બોલ્યા છે તેનો તેણે મનમાં વિચાર કર્યો નથી એવું તો નથી. જે ભયંકર મોટો બૅરેજ તૈયાર થાય છે તેમાં ગયાનાથની જમીન તો જાય છે થોડી જ. પણ ગમે તેવડો બૅરેજ હોય તોપણ ગયાનાથની જમીન તો ગયાનાથની જમીન. સરકાર એની કિંમત આપી નુકસાન ભરપાઈ કરે તોપણ એ નુકસાનીના રૂપિયામાંથી ગયાનાથ નવી જમીન ખરીદ કરી શકતો નથી. જો ખરીદી શકે તોપણ જૂની જમીન ખરીદ કરી શકતો નથી. જો ખરીદી શકે તોપણ જૂની જમીન હાથમાંથી ગઈ તેનું નુકસાન તો ભરપાઈ થતું નથી. જમીન શું સરકારી ઑફિસના લોકોના પગાર જેવી છે કે પ્રત્યેક મહિનાની પહેલી તારીખે એક પગાર મેળવે? આમેય ખેતીની જમીન રાખવાના બીજા કોઈ કાયદા નથી. બધા કાયદા ખેતીની જમીન બાદ કરીને થયેલા છે જાણે. ભાગિયાને નામે જમીન રેકૉર્ડ કરાવી દેતાં જોતદારના હાથમાં ખાતાના કાગળિયા સિવાય રહે શું? આવું થયું છે છેલ્લાં કેટલાંક વર્ષોથી. ગયાનાથની જોતદારીનો સમય

તો એમાં જ ગયો. જોતદારનું રહેશે ખાતું, અને જમીન ભોગવશે 'બાર ભૂત'.

આ ગુસ્સાભરી ગણતરીમાં ગયાનાથ ભૂલી ગયો નથી કે જમીન ભલે ને એના હાથમાંથી ગમે તેટલી ચાલી જાય — જોતદારી તેના પિતાના સમય કરતાં ઘણી વધી છે. ''ત્યાં તો હવા લાગી છે ખેતીને અનુકૂળ, પેણે ખેતી કેટલી બધી વધી ગઈ છે; સમૃદ્ધિ કેટલી બધી વધી છે, પડતર જમીન કેટલી ઓછી થઈ ગઈ છે.''

એય પણ આ સરકારના જ સમર્થન દ્વારા થયું છે એ તે પોતા સાથેની પોતાની ખાનગી વાતમાં પણ ગયાનાથ માનવા ઇચ્છતો નથી. ''પેલી મારી પૂરી જમીન હોત તો કેટલી બધી ફસલ થાત!'' પણ હાલની આ ખેતી આટલી જમીન પર કરવી સંભવ હોત, અને આ તો બહુ સારી વ્યવસ્થા થઈ છે — જમીન ભલે થોડી ઓછી થઈ હોય, પણ ખેતી તો ઘણી વધી છે. ગયાનાથ એ જાણે છે; નથી જાણતો એવું કહેવાનો કોઈ રસ્તો નથી એટલે. પણ પોતાની પાસે પણ તેનું માનવાનું ચાલે તેય મનાતું નથી.

માનતો તો નથી જ, ઊલટું, ગયાનાથ મનોમન વકીલબાબુની વાતોને પોતાના મત પ્રમાણેની કરી લે છે. ''જોતદારી હવે પહેલાં જેવી ચાલશે નહિ. માલિક બદલાઈ ગયા છે; કાયદા બદલાઈ ગયા છે; બૅરેજની જમીન હવે પાછી મળવાની નથી. આ સરકારના કાયદા બદલી શકાવાના નથી; કામતાપુરી રાજ્ય કરે છે. પેલા નવા રાજ્યના નવા કાયદાઓમાં ફેરફારો કરશે.'' જમીન પાછી મેળવવાનું ચોક્કસ થાય તો તો ગયાનાથ ઉત્તરખંડનો નેતા થઈ જાત. પણ તેઓ અહીંનાં કેટલાંક લોકો ભેગાં મળીને આખું એક રાજ્ય બનાવી શકે, એવો ગયાનાથને વિશ્વાસ જ નથી. છતાં, તેના હરવા-ફરવા-મળવાના દ્વારા એ સમજી ગયો છે કે ઉત્તરખંડ કદાચ થઈ જાય તે કારણે પણ સરકાર ઘણું બધું આપવા રાજી છે. ઉત્તરખંડ જો કદાચ થઈ જશે એને લઈને સરકાર લગભગ બધો સમય ભયમાં ને ભયમાં રહે છે. ભયમાં ને ભયમાં જ જ્યારે છે ત્યારે ભય બતાવવામાં બીજી મુશ્કેલી શી? વળી, ભય બતાવતાં જ સરકાર જો ભય પામે તો તો ગયાનાથ જ વળી ભય શા માટે ના બતાવે?

તેમ છતાં ઉત્તરખંડના દળમાં નહિ જોડાવાનો ગયાનાથનો જે સંકોચ છે તે રાજકારણમાં નહિ પડવાનો સંકોચ છે. તેના પિતાના સમયથી તે જોતો આવ્યો છે કે આ બધી પાર્ટીફાર્ટી એટલે જ જોતદારીનું નુકસાન, ''તે કૉન્ગ્રેસની ઑફિસ હોય કે કૉમ્યુનિસ્ટની ઑફિસ હોય. જે જે લોકો જોતદારી કરે તે બધા જોતદારી કરે; તેમને પાર્ટીમાં જોડાવાનો સમય ના મળે. જો તેઓ પાર્ટીમાં જોડાવાનું રાખે તો તેમની જોતદારી ઊઠી જાય. તેઓ જોતદારી છોડી દેઉનિયાગીરી કરવાનું રાખે. દેઉનિયાગીરીના પૈસા ઘણા, નગદ પૈસા, પણ જોતદારી નહિ.''

અનુભવ અને જીવનદર્શન ભેળવી લઈ ગયાનાથ આ ધારણા ઉપજાવી બેઠો છે. પરંતુ તે જે બનાવી બેઠો છે તે તે જાણતો નથી. હકીકતો આપીને આ વાત તે

પ્રમાણિત કરી શકશે નહિ કે પાર્ટી કરે તો જોતદારી ટકાવી રખાય નહિ. એ પણ પ્રમાણિત કરી શકશે નહિ કે પાર્ટી કરવી એટલે જ દેઉનિયાગીરી કરવી તે. ઊલટું, કદાચ એનાથી ઊલટું જ સત્ય છે. તેની ધારણાને પક્ષે પણ કશું કશું શોધીને પ્રમાણ આપી શકાય. પરંતુ ગયાનાથની આ ધારણા તૈયાર થવાની પાછળ આ જાતના સાક્ષી-પ્રમાણ અથવા અનુભવે કંઈ કામ કર્યું નથી. ગયાનાથ એવો તો આપાદમસ્તક જોતદાર છે કે તે જમીન અને ખેતીના નિયમની બહારના કોઈ પણ નિયમને અ-પ્રયોજનીય લેખે છે. તે જ વિચારને તેનું જીવનદર્શન કહેવાય. તેની જોતદારીએ તેને ક્યારેય કૉન્ગ્રેસમાં જોડાયેલો કર્યો નથી — વોટને સમયે લોકોને લઈને એક વોટ આપીને આવી જવું એ તો વિવાહ-લગ્નના નિમંત્રણે જમવા માટે જવા જેવી બાબત છે. એ જ જીવનદર્શને તેના ઉત્તરખંડમાં જોડાવાના સિદ્ધાંતને વીંધ્યો છે. પણ, જાણે ગયાનાથને ગંધ આવી છે — તેણે જોડાવું જ પડશે, તે જોડાશે પણ ખરો.

''અરે, પબ્લિકનો ટાઈમ થઈ ગયો છે. જે કામ તમે પબ્લિકમાં જોડાઈને કરી શકશો નહિ તે કામ થવાનું નથી. ભાગિયાઓ પબ્લિક થઈ ગયા છે, તેઓને કામ હોય છે; જોતદારોને પણ પબ્લિક થવું પડશે — તો તેમને કામ મળશે.''

પણ પોતા સાથેની આ વાતચીતમાં ગયાનાથ આવીને અટકે છે આ પ્રશ્ન પર, ''પણ મારે કામ શું છે?''

આ પ્રશ્નનો કોઈ યોગ્ય જવાબ તેને પોતાની અંદરથી મળી શકતો નથી. તેનું કારણ એ છે કે ગયાનાથ પોતે પોતાના એ જવાબ વિશે બધું જાણી લેવા ઈચ્છતો નથી. ''ઉત્તરખંડ થશે તો શું બૅરેજમાં મારી જે જમીન ગઈ છે તે શું પાછી આવશે?'' ગયાનાથ ચોક્કસપણે એનો જવાબ જાણે છે, 'ના'. તેથી તે પ્રશ્નને એ રીતે ઉઠાવવા ઈચ્છતો નથી. છતાં જમીન તમારા બાપદાદાઓની જમીન જો કોઈ લઈ જાય તો તેને અવરોધવો જોઈએ, અટકાવવો જોઈએ. લાઠી-સોટી લઈ માલિકી કરવા આવે તો લાઠી - સોટી લઈ અવરોધ મૂકવો જોઈએ; ઢાળિયા વટાવી જમીનમાં પેસવા ઈચ્છે તો ઢાળિયો બાંધી અટકાવવું જોઈએ; ફસલ ઉઠાવી જમીન પર ખેતી કાયમ કરવા આવે તો ઉઠાવી દઈને બાધા કરવી જોઈએ. સરકાર નોટિસ જારી કરવા આવે તો કોર્ટની નોટિસ દ્વારા અવરોધ મૂકવો જોઈએ. ગયાનાથે તે આપી પણ છે. પાર્ટી જો પબ્લિક બનીને જમીન લેવા આવે, તો એને પબ્લિક બનીને અવરોધવી જોઈએ.' ઉત્તરખંડ ગયાનાથની પબ્લિક.

ગયાનાથ આ રીતે ઉદાહરણને પોતાની બુદ્ધિ અને વિચારથી મજબૂત કરે છે એવું નથી. પણ તે જ્યારે સમજે છે કે તેને ઉત્તરખંડમાં જવું જ પડે તેમ છે, ત્યારે તેને તેના જીવનદર્શનમાંથી જ વિચારો ભેગા કરવાના છે. એમ જો હોત તો તે ઉત્તરખંડ બનવાને બરાબર જરૂરી ગણે છે તો તો તે પહેલેથી જ ત્યાં રહેત. ઊલટું, ગયાનાથ જાણે છે કે ખેતી-સમૃદ્ધિના કામમાં સરકારની સાથે સગાઈ-કુટુંબની માફક

સંબંધ રાખવો સારો. અત્યારે જે ખેતી-પાક ઊભો છે તેમાં સરકારની સાથે સારો સંબંધ ના હોય તો ખેતી-પાક કરવાનો સંભવ નથી. ઊલટું, ઉત્તરખંડ જેવી પાર્ટીમાં જોડાતાં સરકાર સાથેનો સંબંધ ખરાબ થઈ જશે. અને ગયાનાથ જેવા એક જોતદારનું સમર્થન મળતાં 'ઉત્તરખંડવાળા મારો બદલો લેવા માગશે, અને લાલ પાર્ટી માગશે મારા માણસોનો બદલો લેવા'. તેથી તો ગોટાળો ઓર વધશે. પણ ગયાનાથને જે પબ્લિકની જરૂર છે, તે પબ્લિક તેને મળશે ક્યાંથી — એક ઉત્તરખંડ સિવાય?

ગયાનાથ વકીલબાબુના વરંડામાંથી નીચે ઊતરી કચેરી તરફ ચાલવાનું શરૂ કરે છે. રસ્તા પર રિક્ષા, સાઈકલ, ફટફટિયાં ચાલવા લાગી ગયાં છે — લોકો ઑફિસે જાય છે. ધીમે ધીમે જતાં તે સમયસર કચેરીમાં પહોંચી શકશે. મુહૂરીબાબુ પાસેથી લિસ્ટ લેતાં જ કામ પૂરું થશે. તે દરમ્યાન આસિન્દિર આવી પણ જાય.

## 156

## ગયાનાથની ઉત્તરખંડમાં જોડાવાની ઘોષણા

ગયાનાથ જ્યારે વકીલબાબુના ઘરમાંથી બહાર નીકળ્યો છે ત્યારે તેના મનમાં બીજી એક ગણતરી પણ હતી. મુહૂરીબાબુ કોર્ટમાં જઈ જો બીજા કામમાં મગ્ન થઈ જાય તો તો ગયાનાથને સાંજ સુધી બેસાડી રાખશે.

સંતોષ મુહૂરી બેસાડી રાખે પણ છે. ગયાનાથને જોતાં જ તે સામેના લોકોને બતાવીને કહે છે, 'ગયાનાથબાબુ આ બધાના કેસ નીકળ્યા છે; આપ જરા બેસો; એમને વિદાય કરીને આપના કામમાં હાથ લગાડું છું.'

ગયાનાથ હાથ જોડીને કહે છે, 'આજે મને છોડી દેવો પડશે. પાછા જવા વખતે મયનાગુડિમાં રોકાવાનો છું. તમે મને કાગળ આપો. અને જો ના આપો તો પછી મોકલી આપજો.'

ગયાનાથ જોતદારને સામાન્ય રીતે બેસાડી તો રખાય, પણ ઑફિસનો આવો પૈસાવાળો અસીલ જો કામ કરી આપવાનું કહે ત્યારે સંતોષ મુહૂરી કેમ ના કરે? તેના વકીલબાબુની પણ તાકાત નથી કે કામ ના કરે. પણ ગયાનાથ તેની આ તાકાત બધી જાણતો નથી. પણ તે કંઈ નહિ તો એટલું સમજે છે કે મયનાગુડિમાં રહેવાનું હોય તો અહીં સાંજ સુધી રહી શકાય નહિ.

મુહૂરીબાબુ કહે છે, 'આપ બેસો ને, બેસો, પેલી ચૅરમાં બેસો ને.' એક માણસ એ હાથો તૂટી ગયેલી ચૅરમાં બેઠો હતો; સંતોષ તેને ઉઠાડતાં ઉઠાડતાં પોતાની છાતી પરના પૉકેટમાંથી એક થોકડી કાગળ બહાર કાઢે છે — ઘણી ગડીઓ વાળેલો કાગળ છે, એક નાની નોટબુક સાથેનો. લગભગ દરેક કાગળ સંતોષ જુએ છે, પણ ખૂબ

પ્રમાણિત કરી શકશે નહિ કે પાર્ટી કરે તો જોતદારી ટકાવી રખાય નહિ. એ પણ પ્રમાણિત કરી શકશે નહિ કે પાર્ટી કરવી એટલે જ દેઉનિયાગીરી કરવી તે. ઊલટું, કદાચ એનાથી ઊલટું જ સત્ય છે. તેની ધારણાને પક્ષે પણ કશું કશું શોધીને પ્રમાણ આપી શકાય. પરંતુ ગયાનાથની આ ધારણા તૈયાર થવાની પાછળ આ જાતના સાક્ષી-પ્રમાણ અથવા અનુભવે કંઈ કામ કર્યું નથી. ગયાનાથ એવો તો આપાદમસ્તક જોતદાર છે કે તે જમીન અને ખેતીના નિયમની બહારના કોઈ પણ નિયમને અ-પ્રયોજનીય લેખે છે. તે જ વિચારને તેનું જીવનદર્શન કહેવાય. તેની જોતદારીએ તેને ક્યારેય કૉન્ગ્રેસમાં જોડાયેલો કર્યો નથી — વોટને સમયે લોકોને લઈને એક વોટ આપીને આવી જવું એ તો વિવાહ-લગ્નના નિમંત્રણે જમવા માટે જવા જેવી બાબત છે. એ જ જીવનદર્શને તેના ઉત્તરખંડમાં જોડાવાના સિદ્ધાંતને વીંધ્યો છે. પણ, જાણે ગયાનાથને ગંધ આવી છે — તેણે જોડાવું જ પડશે, તે જોડાશે પણ ખરો.

''અરે, પબ્લિકનો ટાઈમ થઈ ગયો છે. જે કામ તમે પબ્લિકમાં જોડાઈને કરી શકશો નહિ તે કામ થવાનું નથી. ભાગિયાઓ પબ્લિક થઈ ગયા છે, તેઓને કામ હોય છે; જોતદારોને પણ પબ્લિક થવું પડશે — તો તેમને કામ મળશે.''

પણ પોતા સાથેની આ વાતચીતમાં ગયાનાથ આવીને અટકે છે આ પ્રશ્ન પર, ''પણ મારે કામ શું છે?''

આ પ્રશ્નનો કોઈ યોગ્ય જવાબ તેને પોતાની અંદરથી મળી શકતો નથી. તેનું કારણ એ છે કે ગયાનાથ પોતે પોતાના એ જવાબ વિશે બધું જાણી લેવા ઇચ્છતો નથી. ''ઉત્તરખંડ થશે તો શું બૅરેજમાં મારી જે જમીન ગઈ છે તે શું પાછી આવશે?'' ગયાનાથ ચોક્કસપણે એનો જવાબ જાણે છે, 'ના'. તેથી તે પ્રશ્નને એ રીતે ઉઠાવવા ઇચ્છતો નથી. છતાં જમીન તમારા બાપદાદાઓની જમીન જો કોઈ લઈ જાય તો તેને અવરોધવો જોઈએ, અટકાવવો જોઈએ. લાઠી-સોટી લઈ માલિકી કરવા આવે તો લાઠી - સોટી લઈ અવરોધ મૂકવો જોઈએ; ઢાળિયા વટાવી જમીનમાં પેસવા ઇચ્છે તો ઢાળિયો બાંધી અટકાવવું જોઈએ; ફસલ ઉઠાવી જમીન પર ખેતી કાયમ કરવા આવે તો ઉઠાવી દઈને બાધા કરવી જોઈએ. સરકાર નોટિસ જારી કરવા આવે તો કોર્ટની નોટિસ દ્વારા અવરોધ મૂકવો જોઈએ. ગયાનાથે તે આપી પણ છે. પાર્ટી જો પબ્લિક બનીને જમીન લેવા આવે, તો એને પબ્લિક બનીને અવરોધવી જોઈએ.' ઉત્તરખંડ ગયાનાથની પબ્લિક.

ગયાનાથ આ રીતે ઉદાહરણને પોતાની બુદ્ધિ અને વિચારથી મજબૂત કરે છે એવું નથી. પણ તે જ્યારે સમજે છે કે તેને ઉત્તરખંડમાં જવું જ પડે તેમ છે, ત્યારે તેને તેના જીવનદર્શનમાંથી જ વિચારો ભેગા કરવાના છે. એમ જો હોત તો તે ઉત્તરખંડ બનવાને બરાબર જરૂરી ગણે છે તો તો તે પહેલેથી જ ત્યાં રહેત. ઊલટું, ગયાનાથ જાણે છે કે ખેતી-સમૃદ્ધિના કામમાં સરકારની સાથે સગાઈ-કુટુંબની માફક

પી.ડબલ્યુ.ડી.ના વળાંકે સ્કૂલબોર્ડની ઑફિસની સામે ઘણી બધી ચાની દુકાન છે. તેની બહારની બાજુએ એક બેંચના એક ખૂણે તે બેસે છે. તડકાની ઝાંય તેના શરીરે લાગે છે, પણ તે તો બીજી ચા પીવાનો નથી, એટલે તે વધારે અંદરના ભાગમાં બેસવાનો નથી. શહેરમાંથી આવતી બધી બસ - મીની બસ અહીંથી તિસ્તાબ્રિજ તરફ વળાંક લે છે; અહીં થોડી વાર ઊભી પણ રહે છે. જે કોઈ ગાડીમાં બેસો કે અડધા કલાકમાં મયનાગુડિ. ગયાનાથને વિચાર આવે છે કે તેણે મુહૂરીબાબુને કહેવું જોઈતું હતું કે તે મયનાગુડિ ચાલી જાય છે. મુહૂરીબાબુ આસિન્દિરને મયનાગુડિ ચાર રસ્તે મરણ ઘોષની દુકાને મોકલી દે. ગયાનાથ એ દરમ્યાન ઉત્તરખંડના સભાપતિ પંચાનન મલ્લિકને મળવાનું કરી લેશે.

હવે એવું કરવા માટે તેણે ફરીથી કચેરીમાં જઈ મુહૂરીબાબુને કહીને આવવું પડે. પણ ગયાનાથનો અંદાજ છે કે હાલ કોઈ પણ ક્ષણે આસિન્દિર આવી પહોંચે. મયનાગુડિમાં પંચાનન મલ્લિકને મળવાની વાત તેના મનમાં આવ્યા પછી જ ગયાનાથને થયું છે કે આસિન્દિર મોડું કરે છે. પણ તે સાથે તે સમજે પણ છે કે આસિન્દિર કોઈ પણ ક્ષણે હમણાં જ આવી પહોંચશે. ગયાનાથ ચાની દુકાનની બેંચ પર બેસી જ રહે છે. આમતેમ જોયા કરે છે; બસ - મીની બસ જુએ છે; મોટા બ્રિજ પરથી જતી બધી જ રિક્ષાઓ કચેરી તરફ વળાંક લે છે તે પણ તે જુએ છે.

આસિન્દિરની જે વાત સાંભળી ગયાનાથ ચમકીને જુએ છે કે તેની સામે ઊભો રહી આસિન્દિર ફટફટિયાનો અવાજ કરે છે તે વાત હતી, ''હે બાપા ઊંઘી ગયા છો કે શું?'' ગયાનાથ ચમકી જઈ જુએ છે કે આસિન્દિર તેના ફટફટિયા પર બેસીને હા હા કરતો હસી રહ્યો છે. બેએક જણ તો આસિન્દિરનું હસવાનું જોઈ રહે છે અને ગયાનાથ બેંચ પરથી ઊઠી ચાદર સરખી કરતો કરતો પોતાનું બેધ્યાનપણું ટાળી દે છે.

હસવાનું રોકી આસિન્દિર કહે છે, 'આ અહીંથી તમારી નજર આગળથી ગયો છું અને તમે મને જોયો નહિ? ત્યાં કોર્ટમાં પણ તમે નહોતા રે. મુહૂરીબાબુ કહે છે કે એ તો ચાલી ગયા છે. તો વિચારું છું કે બાપા મારા બરાબર પી.ડબલ્યુ.ડી.વાળા વળાંકે જ બેઠા હશે. અહીં આવી તમને જોઈ પોં પોં કરું છું, પણ તમે સાંભળતા જ નથી. બૂમ પાડું છું, તોય સાંભળતા નથી —'

આસિન્દિરની આ વાત સાંભળતાં સાંભળતાં ગયાનાથ તેની પાછળ બેસે છે અને ચાદર સરખી કરે છે. જ્યારે આસિન્દિર ગાડી ચલાવવાની શરૂ કરે છે ત્યારે તેની વાત અટકાવી દઈ ગયાનાથ કહે છે, 'મારે પંચાનન મલ્લિકના ઘેર જવું છે.'

ગાડી રોકી આસિન્દિર ડોક ફેરવી પૂછે છે, 'પંચાનન મલ્લિક? બાપા, શું ઉત્તરખંડમાં જોડાવા વિચારો છો કે?' પછી રસ્તા વચ્ચે મોટરસાઈકલ બંધ કરી દે છે.

જ ઝડપથી. તેના જોવાની સાથે તાલ રાખીને જીભ વડે દહીં ખાતાં થાય તેવો અવાજ કરે છે. 'ના' કહી સંતોષ પેલા કાગળો ફરીથી છાતીના પૉકેટમાં ખોસી દે છે; 'એ-ય, ગયાનાથબાબુને ચા આપો; એ-ય એક કપ ચા લાવો તો.' સંતોષ તેની સામે ઊભા રહેલા એક માણસને કહે છે. પછી પોતાની પેલી મોટી ડાયરીનાં પાનાં ઉલટાવતો જાય છે. લગભગ દરેક પાનું ઉલટાવે છે અને દહીં ખાતાં થતો હોય તેવો અવાજ કરતો જાય છે. ઉલટાવતાં ઉલટાવતાં એકદમ સંતોષ અટકી જાય છે; મોંમાંથી નીકળતો અવાજ પણ બંધ થઈ જાય છે. જ્યાં સુધી ઉલટાવ્યું હતું ત્યાં એક આંગળી રાખી સંતોષ ડાયરીના પૂંઠાની અંદર જુએ છે. પછી હસતે મોઢે ગયાનાથ તરફ જોઈ બોલે છે, 'મળી ગયું છે, મળી ગયું છે.'

ગયાનાથ કહે છે, 'શું, શું — શું જુઓ છો?'

ડાયરીની અંદરથી એક ઇન્લેન્ડ બહાર કાઢી ખોલી દઈ સંતોષ કહે છે, 'તમારા પેલા ૨૩૧ નંબર દાગની પરચી.'

'તે તો પહેલેથી તમારી પાસે જ —'

'હાં? તો તો લાગે છે કે બીજી એક કૉપી હશે. કે પછી આ ૨૩૩ નંબર દાગ છે?'

'૨૩૩ માટે તો કોઈ મામલો જ નથી.'

'તે ના હોય તોપણ હોઈ શકે છે.'

સંતોષે જે માણસને મોકલ્યો હતો તે એક કપ ચા લાવી ગયાનાથને આપે છે. ગયાનાથે ચાનો એક ઘૂંટડો ભર્યો કે સંતોષ કહે છે, 'ગયાનાથબાબુ, તમે આ ચિઠ્ઠી લઈ જાવ; કોઈને બતાવી દેજો કે શું શું હશે; એ બધું લઈને આવજો; હું ત્યાં સુધી જોઈ લઈશ. આ બધાના કેસની હમણાં બૂમ પડશે —'

'અચ્છા, અચ્છા, મને આપી દો.' સંતોષના હાથમાંથી ચિઠ્ઠી લઈ તે ગડી કરી પૉકેટમાં મૂકવા માટે ગયાનાથને ચાનો કપ ટેબલ પર મૂકવો પડે છે; 'પણ તમારી કઈ કઈ દલીલ છે?'

'તે તો હું જ્યારે મોકલીશ ત્યારે બતાવી દઈશ.' સંતોષ જોયા વિના કહે છે.

ચા બીજા એક ઘૂંટડે પૂરી થઈ જાય છે. ગયાનાથ ઊઠીને કહે છે, 'અચ્છા, મુહુરીબાબુ, નમસ્કાર.'

સંતોષ મોં ઊંચું કરી, 'હાં, નમસ્કાર', કહી ફરીથી ટેબલ પર માથું નમાવી દે છે.

ગયાનાથ રસ્તે જતાં વિચારે છે, આસિન્દિર માટે ક્યાં ઊભા રહેવું? એ વિચારતાં વિચારતાં આસિન્દિરના આવવાના માર્ગે વળાંક પરથી પહોળા મોટા રસ્તે ચાલવા માંડે છે. ચાલતાં ચાલતાં ગયાનાથ બરાબર સીધો પી.ડબલ્યુ.ડી.ના વળાંકે જઈ રાહ જોશે.

પી.ડબલ્યુ.ડી.ના વળાંકે સ્કૂલબોર્ડની ઑફિસની સામે ઘણી બધી ચાની દુકાન છે. તેની બહારની બાજુએ એક બેંચના એક ખૂણે તે બેસે છે. તડકાની ઝાંય તેના શરીરે લાગે છે, પણ તે તો બીજી ચા પીવાનો નથી, એટલે તે વધારે અંદરના ભાગમાં બેસવાનો નથી. શહેરમાંથી આવતી બધી બસ - મીની બસ અહીંથી તિસ્તાબ્રિજ તરફ વળાંક લે છે; અહીં થોડી વાર ઊભી પણ રહે છે. જે કોઈ ગાડીમાં બેસો કે અડધા કલાકમાં મયનાગુડિ. ગયાનાથને વિચાર આવે છે કે તેણે મુહૂરીબાબુને કહેવું જોઈતું હતું કે તે મયનાગુડિ ચાલી જાય છે. મુહૂરીબાબુ આસિન્દિરને મયનાગુડિ ચાર રસ્તે મરણ ઘોષની દુકાને મોકલી દે. ગયાનાથ એ દરમ્યાન ઉત્તરખંડના સભાપતિ પંચાનન મલ્લિકને મળવાનું કરી લેશે.

હવે એવું કરવા માટે તેણે ફરીથી કચેરીમાં જઈ મુહૂરીબાબુને કહીને આવવું પડે. પણ ગયાનાથનો અંદાજ છે કે હાલ કોઈ પણ ક્ષણે આસિન્દિર આવી પહોંચે. મયનાગુડિમાં પંચાનન મલ્લિકને મળવાની વાત તેના મનમાં આવ્યા પછી જ ગયાનાથને થયું છે કે આસિન્દિર મોડું કરે છે. પણ તે સાથે તે સમજે પણ છે કે આસિન્દિર કોઈ પ્રણ ક્ષણે હમણાં જ આવી પહોંચશે. ગયાનાથ ચાની દુકાનની બેંચ પર બેસી જ રહે છે. આમતેમ જોયા કરે છે; બસ - મીની બસ જુએ છે; મોટા બ્રિજ પરથી જતી બધી જ રિક્ષાઓ કચેરી તરફ વળાંક લે છે તે પણ તે જુએ છે.

આસિન્દિરની જે વાત સાંભળી ગયાનાથ ચમકીને જુએ છે કે તેની સામે ઊભો રહી આસિન્દિર ફટફટિયાનો અવાજ કરે છે તે વાત હતી, ''હે બાપા ઊંઘી ગયા છો કે શું?'' ગયાનાથ ચમકી જઈ જુએ છે કે આસિન્દિર તેના ફટફટિયા પર બેસીને હા હા કરતો હસી રહ્યો છે. બેએક જણ તો આસિન્દિરનું હસવાનું જોઈ રહે છે અને ગયાનાથ બેંચ પરથી ઊઠી ચાદર સરખી કરતો કરતો પોતાનું બેધ્યાનપણું ટાળી દે છે.

હસવાનું રોકી આસિન્દિર કહે છે, 'આ અહીંથી તમારી નજર આગળથી ગયો છું અને તમે મને જોયો નહિ? ત્યાં કોર્ટમાં પણ તમે નહોતા રે. મુહૂરીબાબુ કહે છે કે એ તો ચાલી ગયા છે. તો વિચારું છું કે બાપા મારા બરાબર પી.ડબલ્યુ.ડી.વાળા વળાંકે જ બેઠા હશે. અહીં આવી તમને જોઈ પોં પોં કરું છું, પણ તમે સાંભળતા જ નથી. બૂમ પાડું છું, તોય સાંભળતા નથી —'

આસિન્દિરની આ વાત સાંભળતાં સાંભળતાં ગયાનાથ તેની પાછળ બેસે છે અને ચાદર સરખી કરે છે. જ્યારે આસિન્દિર ગાડી ચલાવવાની શરૂ કરે છે ત્યારે તેની વાત અટકાવી દઈ ગયાનાથ કહે છે, 'મારે પંચાનન મલ્લિકના ઘેર જવું છે.'

ગાડી રોકી આસિન્દિર ડોક ફેરવી પૂછે છે, 'પંચાનન મલ્લિક? બાપા, શું ઉત્તરખંડમાં જોડાવા વિચારો છો કે?' પછી રસ્તા વચ્ચે મોટરસાઇકલ બંધ કરી દે છે.

અચાનક બંધ કરેલી મોટરસાઈકલ કંપવા લાગે છે; તેની ઉપર ગયાનાથ પણ કંપે છે; આસિન્દિર બે તરફની જમીન પર પગ નમાવી દે છે, તેની ડોક ફેરવેલી છે. આ પરિસ્થિતિમાં ગયાનાથ તેની ઐતિહાસિક સિદ્ધાંતની ઘોષણા કરે છે, 'જોડાવાનો છું, ઉત્તરખંડમાં જોડાવાનો છું. હું નહિ જોડાઉં, તો તારા દ્વારા જોડાઈશ. નહિ તો તારી આ કોર્ટ અને જજ કરવામાં જોતદારી સંભાળી શકીશ નહિ — હે —'

આસિન્દિર તેનો જમણો હાથ ઊંચો કરી હેન્ડલ પર મૂકી જોરથી કહે છે, 'તો કહો, બાપા, આપણે એના લિડર થવાનું છે, બાપા, આપણે એના લિડર થવું છે, ઉત્તરખંડના લિડર.' તે ગાડી છોડી મૂકે છે.

થોડી વારે પાછળથી ગયાનાથ બૂમ પાડે છે, 'સાંભળ, મારે આ તરફ નથી જવું, તું તારે જા —'

આસિન્દિરને વાત બરાબર સંભળાતી નથી. ગતિ ઓછી કર્યા વિના ડોક ફેરવી તે પૂછે છે, 'ક્યાં જવું છે? મયનાગુડિ તો જઈએ છીએ!'

આસિન્દિરની પીઠ પર સ્પર્શ દ્વારા ગયાનાથ સમજાવે છે કે બરાબર જ જાય છે. સામે તિસ્તાબ્રિજની ટોચ આકાશમાં હોય એમ દેખાય છે.

આસિન્દિર ડોક ફેરવી બૂમ પાડે છે, 'શું? શું કહો છો?'

ફરીથી આસિન્દિરની પીઠે હાથ દઈ ગયાનાથ જોરથી બોલે છે, 'એમ કહું છું, એમ કહું છું કે ત્યાં મયનાગુડિ ચલ ને.' અવાજ વધારે ઊંચો કરી કહે છે, 'આગળ ચાર રસ્તે હું ઊતરી જઈશ.'

## 157

## શબ્દના અર્થ સંબંધે પંચાનન - ગયાનાથ વચ્ચે ચર્ચા-વિચારણા

મયનાગુડિમાં પંચાનન મલ્લિકને ઘેર જતાં પહેલાં ચાર રસ્તે મરણચાંદ ઘોષની દુકાને બે કપ ચા પીતાં પીતાં ગયાનાથ અને આસિન્દિરની વચ્ચે ચર્ચા થાય છે. ગયાનાથ કહે છે કે પહેલેથી જ તેણે જોડાઈ જવું બરાબર રહેશે નહિ. તે જો જોડાય તો સરકાર તેના મામલા-મુકદ્દમા 'ડિસમિસ' કરી દે. તે ઉપરાંત, એ પણ એકદમ પહેલેથી પૂરેપૂરો જશે શા માટે? આગળ ચૂંટણી આવે છે. ગયાનાથના હાથમાં વોટ પણ કંઈ ઓછા નથી. આસિન્દિર જતાં, બધી પાર્ટીને ભય લાગશે કે જમાઈ સસરાને ખેંચી જઈ શકે. પણ જો ગયાનાથને કોઈ પૂછશે તો તે કહી શકશે, 'મારો જમાઈ તો કંઈ જોતદારી નથી કરતો; કૉન્ટ્રેક્ટરી કરે છે. મારું તો કંઈ સાંભળતોય નથી.'

ગયાનાથની આ વાત સાંભળી આસિન્દિર કહે છે, 'શું મને હોળીનું નાળિયેર

બનાવવા ઇચ્છો છો?' આસિન્દિર ધારે છે કે આ બધી બાબતોમાં કોઈના ધ્યાન બહાર કશું જતું નથી. બધાય સમજી જશે કે ગયાનાથ પોતે નથી જતો અને આસિન્દિરને હોળીનું નારિયેળ બનાવે છે. જવું જ હોય તો ગયાનાથ અને આસિન્દિર બન્ને જણે જ જવું જોઈએ. તેથી બધાય જરા ચમકી જશે. 'લિડરી કરવી હોય તો લિડરી કરવા જવાનું. લિડરી શું હોળીનું નારિયેળ દેવા જેવું છે? એવું નથી.'

ગયાનાથ જરા નરમ અવાજે કહે છે કે એ લોકોની લિડરી-ફિડરી તો ઠીક હોઈ શકે; એના જતાં જ શું તેને લિડર બનાવશે કંઈ?

આસિન્દિર તેથી જ તેને કહી દે છે, 'કહો છો શું? ગયાનાથ જોતદાર જોડાય તો તો એ એક જોરદાર સમાચાર બનશે ઉત્તરખંડના પક્ષે. તમે કંઈ જવાનિયા છો કે વૉલન્ટિયર બનશો? તમે તો જોડાતાં જ લિડર.' છેવટે, ચા પૂરી કરી મોટરસાઇકલે ચઢી જ્યારે પંચાનન મલ્લિકના ઘેર જાય છે ત્યારે તેઓ થોડી દ્વિધામાં છે. ઉત્તરખંડમા જોડાશે એટલું નક્કી છે. આસિન્દિરે જે કહ્યું છે કે ગયાનાથના જતાં હો-હા વધશે તેવું જ ગયાનાથે ઇચ્છ્યું તો છે — પણ આટલી હો-હાની જરૂર શી?

પંચાનન મલ્લિક બપોરે ઊંઘતા હતા. તેમના બેઠકખંડમાં ગયાનાથ અને આસિન્દિરને બેસવાનું થાય છે. એક નાનો છોકરો એક કાંસાના ઘડામાં પાણી અને સ્ટેનલેસ સ્ટીલના ગ્લાસ મૂકી જાય છે. પંચાનન મલ્લિકના બેઠકખંડમાં એક મોટો પલંગ છે, એક ટેબલ અને થોડી ખુરશીઓ પણ છે. બેઠકખંડમાં દાખલ થઈ ગયાનાથ જાણે નક્કી કરી શકતો નથી કે ક્યાં બેસશે. પાછળથી આસિન્દિર કહે છે, 'ચેર પર બેસો, હું પાછળના ભાગમાં બેસું છું.' આસિન્દિર પલંગ પર બેસે છે. ગયાનાથ ચેરમાં બેસતાં આસિન્દિર પાછળ પડી જાય છે, એટલે ગયાનાથ ચેર થોડી ઘણી ફેરવીને બેસે છે, પણ ખસેડતો નથી. ગયાનાથ જાણે હમણાં જ ઊભો થઈ જઈ શકે એવી અનિશ્ચિતતા તેનાં મોં-આંખો પર દેખાય છે. આસિન્દિર પૂછે છે, 'તમે તો ઓળખો છો ને પંચાનન મલ્લિકને?'

એ વાતનો જવાબ આપવા જેટલો સમય ગયાનાથને મળતો નથી. તે પહેલાં જ બેઠકખંડના વરંડાની નીચે પંચાનન મલ્લિક આવી પહોંચે છે. બેઠકખંડ થોડો ઊંચો છે — માટીનો. બે બારણાં છે, નીચે લાકડાનો એક સ્ટેપ છે. તે ઘણા વખતથી સીડી તરીકે વપરાતાં વપરાતાં આ માટીના ઓરડા સાથે ભળી ગયો છે. બે બારણાં સામસામે છે એટલે બન્ને બારણાંને જોડતો તડકો પડેલો છે. ઓરડામાં બીજે બધે છાયા જેવું. છે. તેથી કાશવાડના પોલાણમાંથી બહારની ઉજ્જ્વળતા દેખાઈ જાય છે.

ઓરડામાં ચઢવા માટે પંચાનનબાબુને બારણું પકડવું પડે છે. તેમણે ગંજી અને ધોતી પહેરેલાં છે. ગંજીના છેદમાંથી જનોઈ દેખાઈ જાય છે. ઓરડામાં આવીને તે ગયાનાથને નમસ્કાર કરે છે. ગયાનાથ પાસેથી પસાર થઈ તેમને ટેબલ આગળ ઊલટી દિશામાં રહેલી ચેર પર બેસવાનું થાય છે. ત્યાં બેઠા પછી પણ તે આસિન્દિરને

જોઈ શકતા નથી — જુએ છે ગયાનાથ પરથી નજર ખસેડતાં ખસેડતાં.

ગયાનાથ જ વાત શરૂ કરે છે, 'જલપાઈગુડિની કોર્ટમાં ગયો હતો. ત્યાં જોયું કે ઉત્તરખંડનું સંમેલન ભરાઈ રહ્યું છે. તો મેં વિચાર્યું કે કંઈ નહિ તો તમને થોડી વાર મળી આવું. આ તો આપણું જ સંમેલન - રાજવંશી માણસોનું.'

પંચાનનબાબુ ગળું સાફ કરી ધીમા સ્વચ્છ અવાજે કહે છે, 'કહે છે કે મુખ્યત્વે રાજવંશીઓનું. શા માટે? ના, રાજવંશીઓ જ ઉત્તરખંડમાં મુખ્યપણે છે. છતાં ઉત્તરખંડ દળ બધા જ માણસોનું છે. જેઓ કામતાપૂર નામના સ્વતંત્ર રાજ્યના અધિકારનું સમર્થન કરે છે તેઓનું જ દળ ઉત્તરખંડ.'

'ચોક્કસ, ચોક્કસ; તે તો હોય જ. તમે શું તિસ્તા બૅરેજ વિશે કંઈ વિચારણા કરવા માગો છો?' ગયાનાથ પ્રશ્ન કરે છે.

'હા, હા, વળી; ઉત્તરખંડના બધા જ વિષયોમાં આપણે કહેવું પડશે. તમારી તો ઘણી જમીન ગઈ છે.'

'એ વાત જ કરવા માગું છું. મારી સાથે તો સરકારનો મામલો ચાલવાનો છે કલકત્તાની કોર્ટમાં, અને જલપાઈગુડિની કોર્ટમાં. ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટ ને કોર્ટ સ્ટે ઑર્ડર આપતી નથી. પણ નુકસાન ભરપાઈનો એક મામલો હું જીતી ગયો છું. એ વિશે મારે આ વાત કહેવાની છે કે જે જે જોતદારની જમીન પહેલાં વેસ્ટ થઈ ગઈ છે તેમની તે વેસ્ટ જમીનમાં હવે બૅરેજ બાબતે જે નવી જમીન લઈ લેવામાં આવી હોય તેને સમપ્રમાણ જમીન જોતદારને પાછી આપવાની રહેશે.'

પંચાનન જરા વિચાર કરીને કહે છે, 'આ તો બહુ સરસ પ્રસ્તાવ છે. કોને 'જોતદાર' ના કહી શકાય!'

'કેમ? જમીન તો જોતદારની વેસ્ટ થઈ છે.' ગયાનાથ કહે છે.

'તે થઈ છે; પણ અમારી પાર્ટીને તો સરકારના લોકો, કૉમ્યુનિસ્ટો, જોતદારની પાર્ટી કહે છે. તે કારણે અમારા પ્રસ્તાવમાં કે વક્તવ્યમાં 'જોતદાર' નહિ બોલતાં 'કૃષક' બોલવાની વાત છે. અમે કૃષકોના સ્વાર્થની વાત કરીશું.'

ગયાનાથ ચૂપ થઈ જાય છે. ચૂપ રહી તેને શબ્દાર્થની આ ગૂંચવણ સમજવી છે. આટલા દિવસ તો એ સાંભળતો આવ્યો છે અને જાણતો આવ્યો છે કે કૃષક એટલે 'પાર્ટીનો માણસ, લાલ પાર્ટીનો માણસ.' કૃષક એક પક્ષે છે, જોતદાર બીજા એક પક્ષે છે. પણ પંચાનન મલ્લિક તો કહે છે કે જોતદારને કૃષક કહેવાનું રહેશે.

'પણ 'કૃષક' તો એ લોકો કહે — કૉમ્યુનિસ્ટોની ઑફિસ, ''કૃષક સમિતિ જિન્દાબાદ'' ''કૃષકોને માલિકી આપવી પડશે, આપવી પડશે'' ''કૃષકનો ઉચ્છેદ ચાલશે નહિ, ચાલશે નહિ''.'

પંચાનન આ પ્રશ્નનો જવાબ આપવા ટેવાઈ ગયેલા છે. લાગે છે કે તેમને એ ગમે પણ છે— 'કૃષક શબ્દ તો સંસ્કૃત છે. જે કૃષિનું, ખેતીનું કામ કરે તે કૃષક.

જોતદારો તો ચોવીસ કલાક ખેતીનું કામ કરે છે. તમારે જમીન કેમ જોઈએ છે? ખેતી કરવા માટે. એ કારણે અમે અમને 'કૃષક' કહીશું. કૉમ્યુનિસ્ટોની ઑફિસ કૃષક' શબ્દને સંપત્તિ માટે લે છે, અને 'જોતદાર' શબ્દને ગાળ બનાવ્યો છે. ઉત્તરખંડ દળ 'કૃષક' શબ્દનો મૂળ અર્થ બધાયને જણાવશે. અમે તો કૃષક છીએ — બધા જ કૃષક, પછી તે ભાગિયો હોય, દેઉનિયા હોય કે મજૂરી કરતો માણસ હોય.'

આ સમજી લેવા માટે ગયાનાથ થોડી વાર ચૂપ જ રહે છે. તેને માટે 'કૃષક' શબ્દ બહુ સન્માનવાચક અને 'જોતદાર' શબ્દ ગાળવાચક નથી. તે તો જાણે જોતદાર જ રહેવા ઇચ્છે છે. ઉત્તરખંડ તેને 'કૃષક' બનવાનું કહે એને માટે એ જાણે તૈયાર હતો નહિ.

આસિન્દિર પલંગ પરથી ઊઠીને આવે છે, અને કહે છે, 'એ બાપા, જે બધા જોતદાર એ જ કૃષક. ઉત્તરખંડના કૃષક અને લાલ પાર્ટીના કૃષક એક નથી, અલગ છે.' આસિન્દિરના નેતિવાચક વાક્ય વખતે પંચાનન માથું ડોલાવે છે અને આસિન્દિરના ઇતિવાચક વાક્ય વખતે ડોક હલાવે છે. જાણે, વાત કરે છે આસિન્દિર, અને ભંગિ બદલે છે પંચાનન.

'માણસો સમજશે કેવી રીતે? લાલ પાર્ટી કહેશે, 'કૃષકનો ઉચ્છેદ કરવો ચાલશે નહિ', અને તમે લોકો પણ કહેશો, 'કૃષક ઉચ્છેદનો અધિકાર આપવો પડશે'; માણસો માટે તો આ બધી વાત ગૂંચવણભરી બની જશે. હું પણ કૃષક! મારો આ જમાઈ પણ કૃષક! મારો માણસ, પેલો વાઘારુ, પણ કૃષક!?'

'સાંભળો, ગયાનાથબાબુ; અમે તો એક દળ બનાવવા ઇચ્છીએ છીએ — ઉત્તરખંડ દળ. તેનો ઉદ્દેશ શું છે?. પશ્ચિમ બંગાળથી અલગ રાજ્યગઠન. કયું રાજ્ય? કામતાપુર રાજ્ય. કૃષક બોલીએ તો બધાયને સમજણ પડી જાય. જોતદાર બોલીએ તો બધાયને સમજાશે નહિ. પણ જ્યારે લોકો સાંભળશે કે ઉત્તરખંડ દળ કહે છે — વેસ્ટ જમીનમાંથી બૅરેજની જમીન પાછી આપો — ત્યારે બધાય સમજશે કે જેની વેસ્ટ જમીન હતી, તે માણસોની જ વાત અમે કહેવા માગીએ છીએ.'

ગયાનાથ આ વખતે માથું હલાવીને કહે છે, 'હા, આ વાત બરાબર કહો છો. માણસો આવવા લાગશે. જોતદાર બોલો તો માણસો આવશે નહિ. અને વેસ્ટ જમીન બોલશો એટલે લોકો સમજી લેશે કે જોતદારીની વાત થાય છે.'

'એવું કેમ કહો છો? માત્ર જોતદારીની વાત નથી, ન્યાયની વાત છે, ધર્મની વાત છે. પાંચ ગામ આપત તો કુરુક્ષેત્રનું યુદ્ધ ના થાત, અને સરકારે તમારી આટલી વેસ્ટ જમીન પહેલાં લીધી, પછી ફરીથી આટલી જમીન બૅરેજ માટે અધિગ્રહણ કરી.' પંચાનન મહાભારતનું ઉદાહરણ આપી શું સમજાવવા ઇચ્છતા હતા તે તે પોતે જ સમજતા નથી, અને ગયાનાથ તો સમજતો જ નથી.

'તમારા કામતાપુરી રાજ્યમાં આ તિસ્તા બૅરેજ શું રહેવાનો?' ગયાનાથના

આ સીધા પ્રશ્નથી પંચાનન ગંભીર બની જાય છે. એ પ્રશ્નનો જવાબ તેમણે વિચાર્યો નથી. ખરેખર તો ગયાનાથ જેવો મોટો જોતદાર ઉત્તરખંડમાં જોડાય તો તેનો સ્વાર્થ આ તિસ્તા બૅરેજ સંબંધી પ્રસ્તાવ વિશે જ હોય. પણ એ પ્રસ્તાવ લઈને પણ પંચાનન અત્યારે શું કરવા બોલે કે કામતાપુર રાજ્યમાં તિસ્તા બૅરેજ રહેશે કે નહિ રહે.

પંચાનન કહે છે, 'બૅરેજ માટે તો તમારી કોઈ ફરિયાદ નથી. તમારી ફરિયાદ તો જમીન અધિગ્રહણ કરવાની બાબતે છે. કામતાપુરમાં જરૂર પડશે તો બૅરેજ કરવામાં આવશે પણ ક્યારે ય ખેડૂતની જમીન અધિગ્રહણ કરવામાં નહિ આવે. નદીની જમીનમાં જ નદીનો બૅરેજ બાંધો.' પંચાનન આટલી સરસ રીતે વાતનો જવાબ દઈ શક્યા તેથી ખુશી થાય છે.

ગયાનાથ ઊલટો પ્રશ્ન કરે છે, 'અને ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટ? કામતાપુરમાં પણ શું ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટ રહેશે?'

પંચાનન જવાબનો જે નિયમ બહાર લાવ્યા છે તે છોડી દેવા ઇચ્છતા નથી, 'ગયાનાથ બાબુ, અમારું કામતાપુર રાજ્ય તો ભારતમાં એક રાજ્ય બનશે. ભારતનાં બધાં રાજ્યોના જ જે કાયદા-કાનૂન હશે તે કામતાપુરમાં પણ રહેશે, પણ તે ક્યારેય ખેડૂતની વિરુદ્ધમાં જશે નહિ, ખેડૂતના સ્વાર્થમાં હશે.'

'કૃષક - ખેડૂત - એટલે લાલપાર્ટીનો કૃષક નહિ હોય, ઉત્તરખંડદળનો કૃષક ને?'

'ચોક્કસ વળી. કૃષક કહેતાં માત્ર હળ હાંકનાર માણસો અને ભાગિયાઓ જ સમજવા શા માટે? જેની જમીન તે પણ ખેડૂત-કૃષક. સાંભળો, ગયાનાથબાબુ, જો તમે ઉત્તરખંડમાં જોડાશો તો તે અમારું ગૌરવ છે. આ ડૂયાર્સના બધા, કોચબિહારના બધા, તરાઈના બધા અમને પૂછ્યા કરે છે — ગયાનાથબાબુ કેમ આવતા નથી? તમે તો કેટલીક પેઢીઓના હક ભોગવનાર છો. તમે આવીને તમારું વક્તવ્ય આપજો; અમે એ બધા વિશે ચર્ચા કરીશું; દસ માણસો સાથે તમારે બેસવાનું થશે.'

ગયાનાથ થોડી વાર ચૂપ રહ્યા પછી કહે છે, 'એટલા માટે તો તમને મળવા માટે આવ્યો છું, પણ મારે તો એટલા બધા મામલા ચાલી રહ્યા છે. એથી હું બીજે જતો નથી. મારે પક્ષે મારો જમાઈ, આ આસિન્દ્રિ, ઉત્તરખંડમાં આવશે. હું પણ તમારાં બધાં કામ કરીશ, પણ હું નામ લખાવતાં પહેલાં બે-ચાર મહિના જરા જોવા માગું છું.'

'શું જોવા માગો છો? અમારું કામકાજ?'

'હોય કંઈ, હોય કંઈ! મારા મુકદ્દમા - મામલા ક્યાં આવીને ઊભા છે તે?'

'મામલા તો ચાલશે મામલાની માફક, તેમાં તમને ઉત્તરખંડમાં જોડાવામાં ક્યાં મુશ્કેલી છે? તમે તો ઇચ્છો છો કે તિસ્તા બૅરેજ વિશે અમે સંમેલનમાં વાત ઉપાડીએ? તમે પોતે ના આવો તો કોણ ઉપાડશે? શી વાત ઉપાડશે? બૅરેજની બાબતમાં તો

તમારે અમારું નેતૃત્વ લેવું પડશે. તમે અમારા લિડર બનજો.'

આસિન્દિર ગયાનાથની પાસે ઊભો રહી કહે છે, 'હું તો કહું છું, બાપા, તમારી શું હવે પાછળ રહેવાની ઉંમર છે કે વૉલન્ટિયર થવાની ઉંમર છે? તમારે તો હવે લિડર થવાનું છે. લિડર થાઓ ને બાપા, લિડર થાવ.' ગયાનાથ જરા ચૂપ રહીને કહે છે, 'અચ્છા બૅરેજની બાબતે હું આવીશ. પણ બીજાં કામો બધાં આસિન્દિર કરશે.' પછી વળી શુંય વિચારીને બોલે છે, 'ના, હું આવું તો આસિન્દિર નહિ આવે. બે જણ ભેગા થઈને જોડાઈએ તો બધા વિચારશે કે અમે સરકારની વિરુદ્ધમાં યુદ્ધ-ઘોષણા કરીએ છીએ.'

'તો પછી જમાઈને અમારા સાંસ્કૃતિક અનુષ્ઠાનના પાર્ટનર બનાવી દો.'

'એ વળી શું?'

પંચાનન બે હાથ ઊંચા કરી કહે છે, 'એક કામ કરો. તમે ઘેર પાછા જાવ. બે-એક દિવસમાં હું અને અમારા સંપાદક વીરેન્દ્રનાથ બસૂનિયા તમને મળવા આવીશું.'

## 158

## ઉત્તરખંડ સંમેલન અને શ્રીદેવીનો નાચ

મયનાગુડિમાં 'નિખિલ બંગ ઉત્તરખંડ સમિતિ'ના પ્રથમ સંમેલનનું આયોજન તૈયાર થઈ રહ્યું છે. પણ તે ઉત્તરખંડ સમિતિના સંમેલનને માટે, નહિ કે સંમેલનને અંતે દરેક સાંજે આયોજિત સાંસ્કૃતિક અનુષ્ઠાન માટે; તે સમજાતું નથી, કારણ કે હજુ સમજવાનો સમય આવ્યો નથી. પણ સંમેલન અને અનુષ્ઠાન જ્યારે શરૂ થશે ત્યારે સંમેલનની વાત કોઈના મનમાં રહેશે નહિ તેનો અત્યારથી જ અંદાજ લગાવી શકાય છે. અલબત્ત, જો સાંસ્કૃતિક અનુષ્ઠાન ખરેખર આટલું સફળ થાય તો તે પણ ઉત્તરખંડની સફળતા તરીકે જ ગણવામાં આવશે. એ દરમ્યાન આ સાંસ્કૃતિક અનુષ્ઠાનનું નામ લોકોને મોંએ 'ઉત્તરખંડ ફંક્શન' થઈ ગયું છે.

સંમેલનમાં આવવા માટે કોઈ પૈસા આપવા પડશે નહિ — 'બધાય દળમાં જોડાજો.' પણ સાંસ્કૃતિક અનુષ્ઠાનને માટે ટિકિટ છે — ફર્સ્ટ ક્લાસના પંદર રૂપિયા, સેકન્ડ ક્લાસના દસ રૂપિયા, થર્ડ ક્લાસના પાંચ રૂપિયા. ચૅર બધી ડૉનરો માટે, અને કૉમ્પ્લીમેન્ટરી કાર્ડ જેઓને આપવામાં આવે તેઓને માટે.

સંમેલન ભરાશે સવારે અને સાંસ્કૃતિક અનુષ્ઠાન થશે સાંજે. બે દિવસ 'નવરંગ ઑપેરા'નાં 'કુલટાનું કુળ' અને 'પ્રમોદતરણી'. એમાં ત્રણ ફિલ્મ ઍક્ટર છે — સાનુ બેનર્જી, એલ્બર્ટ સેન, અને મોના ગુપ્તા. મોના ગુપ્તા સિનેમામાં પણ નૃત્ય કરે

છે, અને જાત્રામાં પણ નૃત્ય કરે છે. તેમાં છે હિંદી - બંગાળી ગાનની બેઠક. તેમાં મન્નાડેથી માંડી અનુપ ઝલોટા છે. ચિત્રા સિંહના પણ આવવાની વાત છે, હજુ પાકું થયું નથી. છે કલકત્તાના એક ગ્રુપ થિયેટરનું સામાજિક નાટક. એક દિવસ આખી રાત વીડિયોમાં ચાર ફિલ્મ બતાવવામાં આવશે. અને છેલ્લે દિવસે, અને તે જ ચરમ દિવસ, બોમ્બેની ફિલ્મ આર્ટિસ્ટ શ્રીદેવીનો પ્રોગ્રામ. પછીના દિવસે સવારે સંમેલન અથવા અનુષ્ઠાન મંડપમાંથી વિરાટ શોભાયાત્રા જશે જલ્પેશ મંદિરે. ત્યાં જલ્પેશ્વર શિવની સમક્ષ શપથગ્રહણ થશે.

ઉત્તરખંડ સંમેલન માટે આ રીતનાં સાંસ્કૃતિક અનુષ્ઠાન થાય છે તેમ નથી. ઊલટું સંમેલન જ નવી બાબત છે; સાંસ્કૃતિક અનુષ્ઠાન દર વર્ષે ક્યાં ને ક્યાંક પૂજા પછી થાય છે — આ સમયે. કેટલાંક વર્ષોથી અનુષ્ઠાન થતાં હોવાથી એની એક વ્યવસ્થા પણ તૈયાર થઈ ગઈ છે. આસામથી આવતાં માર્ગે ડૂયાર્સને ઘણે સ્થળે કલાકારો તરફથી અથવા કંપની તરફથી આયોજન કરનારાઓની પાસે લોકોની આવન-જાવન શરૂ થાય છે. ડૂયાર્સમાં ક્યાંક અથવા સિલિગુડિ શહેરમાં આ રીતનાં અનુષ્ઠાન થાય છે. જેઓ અનુષ્ઠાન કરાવે તેઓ વ્યાવસાયિક દૃષ્ટિએ જ કરે છે. એટલે નજીક-નજીકમાં બે અનુષ્ઠાન થતાં નથી, અથવા એક જ સ્થળે દર બે વર્ષે પણ થતાં નથી. જ્યાં પણ થાય ત્યાં મોટા આર્ટિસ્ટ હોવાને કારણે આસામ-બિહારથી પણ લોકો આવે છે. ઉત્તરખંડના ફંક્શનમાં શ્રીદેવીના પ્રોગ્રામના દિવસે તો એ બધા સ્થળોએથી ખૂબ ખૂબ લોકો આવશે — આશા રાખવામાં આવી છે.

ઉત્તરખંડ સંમેલન આ વર્ષે પહેલી વાર થાય છે, છતાં આ સાંસ્કૃતિક અનુષ્ઠાનનું નામ જ પડી ગયું છે ઉત્તરખંડ ફંક્શન. તેર જણે ભેગા થઈ શેર ખરીદી ફંક્શન કર્યું છે — તેમની સાથે સંમેલનનો સીધો સંબંધ નથી. સાંસ્કૃતિક અનુષ્ઠાનનાં પોસ્ટરો લગાડવામાં આવ્યાં છે ઉત્તર બંગાળમાં સર્વત્ર - દાર્જીલિંગથી ફરાક્કા સુધી, એટલે સુધી કે કેટલાંક પોસ્ટરો - ફેસ્ટુનોથી છવાઈ ગયાં છે. જે બસો તિસ્તાબ્રિજ પાર કરી આસામ જાય છે તેની પાછળ તો પોસ્ટરો છે જ; તે ઉપરાંત બંગાઈગાઁવ, ચુટિયાપાડા, પાંડુ અને ગુવાહાટિમાં ફેસ્ટુન પણ લટકી રહ્યાં છે. વળી આસામથી કિસનગંજ થઈ પૂર્ણિયા તરફ જે બધી ટ્રકો આવન-જાવન કરે છે તે બધી પર પણ પોસ્ટરો ચોંટાડેલાં છે. જોકે ટ્રક પર પોસ્ટરો લાગેલાં રહેતાં નથી, ઊખડી જાય છે. તેથી કલકત્તાથી કેટલાંક પ્લાસ્ટિકનાં શીટ છપાવીને લાવવામાં આવે છે અને ટ્રકની આગળના કાચ પર લગાડવામાં આવે છે. કિસનગંજ - ડાલખોલાની રિક્ષાની પાછળ પણ પોસ્ટરો છે. વાત છે કે ફંક્શનના બેએક દિવસ પહેલાં મયનાગુડિ અને જલપાઈગુડિના રિક્ષાવાળાઓને બેનર આપવામાં આવશે — શ્રીદેવીનો ફોટો છાપીને.

એ આસામ, બિહાર, પહાડ, ડૂયાર્સ સુધી એટલો બધો પ્રચાર થયો છે — આસામી, હિન્દી, નેપાળી ભાષાઓમાં! પાંડુમાં એક બંગાળી ફેસ્ટુન પણ લગાડવામાં

આવ્યું હતું — ચકાસણી માટે. કોઈએ ઉખેડ્યું નથી એ જોઈ બીજાં કેટલાંક લટકાવવામાં આવ્યાં છે રેલવે કોલોનીની અંદર. કિસનગંજમાં હિન્દી પોસ્ટર અને ફેસ્ટુન છે. ડાલખોલાના વળાંકે હિન્દી-બંગાળી બે પોસ્ટરો છે, ડૂયાર્સમાં પણ તે જ પ્રમાણે છે.

ડાલખોલાના વળાંકે ત્રણ દુકાનોમાં, કિસનગંજની છ દુકાનોમાં, પાંડુમાં એક દુકાને, બંગાઈ ગોવના વ્હીલર પર, ચુટિયાપાડાના સિનેમા હોલમાં, ગુવાહાટિની ત્રણ દુકાનમાં, અલિપુરની એક મીઠાઈની દુકાને અને અલિપુર જંક્શન પર એક ઓફિસમાં, દાર્જીલિંગની એક ઓફિસમાં અને બે દુકાનોમાં, કાશિંયાંગના ટેક્સી સ્ટેન્ડ પર, સિલિગુડિમાં એર -વ્યુ હોટેલના વળાંકે શેડની નીચે, જલપાઈગુડિની નિરાલા હોટેલમાં, પૂર્ણિયાના એક દવાખાનામાં, કોચબિહારમાં એક જણે એકલાએ જ કોન્ટ્રેક્ટ લીધો છે, ડૂયાર્સની ઘણી જગ્યાઓએ ટિકિટ વેચવાની વ્યવસ્થા છે. પણ અનુષ્ઠાનના પાંચ દિવસ પહેલાં બહારની આ બધી ટિકિટ-વેચાણની જગ્યાએથી ટિકિટ પાછી લઈ આવી ફક્ત કેટલીક નક્કી કરેલી જગ્યાઓએથી જ વેચાણ કરવામાં આવશે. લાખ લાખ રૂપિયાનું રોકાણ થાય છે આ અનુષ્ઠાનમાં. એ રૂપિયા પર લાભ કરવાનો હોય છે. એક અને એક માત્ર ઉપાય ટિકિટનું વેચાણ કરવાનો છે. આયોજન કરનારાઓ તેથી જેટલો ભાર પ્રચાર પર આપે છે તેટલો ભાર આપે છે ટિકિટ બધી જગ્યાઓએ પહોંચતી કરવા ઉપર. ટિકિટને કારણે કોઈ અનુષ્ઠાનમાં આવી શક્યું નહિ એવું થવા દેતા નથી. જોકે છ દિવસ સુધી અનુષ્ઠાન છે, અને છ દિવસની ટિકિટ જેઓ લે છે તેમને પાંચ દિવસની કિંમત આપવાની હોય છે, પણ બધી વ્યવસ્થા છેલ્લા દિવસના શ્રીદેવીના અનુષ્ઠાનને કારણે. શ્રીદેવીનો નાચ જોવા કેટલા લોકો આવશે. તેની ગણતરી કરવાનું પણ મુશ્કેલ છે. આ છેલ્લા દિવસના અનુષ્ઠાન માટે જ બીજા દિવસોની ટિકિટો આ રીતે વેચાણ કરવામાં આવે છે, અને વેચાઈ જાય છે. શ્રીદેવીના અનુષ્ઠાનમાં જો આસામ - બિહાર - ડૂયાર્સથી લોકો આવે તો તો બહુ બધો લાભ થશે. જે લોકો દૂરથી આવશે તેઓ પોતે જ ટ્રક-બસ ભાડે કરીને આવશે. એટલે સુધી કે ચાના બગીચાથીય જે લોકો આવે છે તેઓ ચાના બગીચાની ટ્રકમાં જ આવે છે. પણ પાસે પાસેના ૧૫થી ૩૦ કિલોમીટરના ઈલાકામાંથી અનુષ્ઠાનમાં નિયમિત દર્શકો આવશે એવી આશા રાખવામાં આવે છે. તેમાંનાં પણ ઘણાં ગાયની ગાડીમાં આવે ભલે, પણ અનુષ્ઠાનને અંતે કેટલાક રસ્તાઓ પર કેટલેક દૂર સુધી બે-એક બસ જવાની આશા હોવાથી ઘણાંયને આશ્વાસન મળે છે. તેને માટે પ્રાઈવેટ બસ અથવા હાટ - બસની સાથે વાતચીત ચાલે છે.

આ અનુષ્ઠાનમાં આવવા માટે આસામમાં, બિહારમાં, દાર્જીલિંગમાં, તરાઈમાં અનેક પ્રકારની વ્યવસ્થા શરૂ થઈ છે. ઘણાંઓને ફક્ત શ્રીદેવીનો અનુષ્ઠાન જોવા માટે ડી-લક્ષ બસમાં જેટલાં માણસોને લાવવાં શક્ય હોય તેટલાં માણસોની ટિકિટ કપાવી લઈ તેની સાથે બસ-ભાડું વગેરે ભેળવી એક રેઈટથી વેચાણ કર્યું છે.

બસવાળાઓની અંદર પણ ડી-લક્ષ બસ, ઑર્ડીનરી બસ જે રીતે હોય છે તે રીતે ડી-લક્ષમાં વીડિયો બસ અલગ હોય છે. તેઓ આવવાની વખતે અને પાછા ફરવાને વખતે વીડિયોમાં શ્રીદેવીની ફિલ્મ બતાવશે. અંતર પર આધાર રાખી કોઈ કોઈ બસમાં એક મોટું જમણ, અને બીજું નાનું જમણ—એવી વ્યવસ્થા હોય છે. કોઈ કોઈ બસમાં ખાવા-પીવાની કોઈ વ્યવસ્થા જ નથી. ઉપરાંત, ઘણાં પોતાની જ બસ-ટ્રક ભાડે કરીને આવે છે.

પરિણામે, આ અંતિમ દિવસના અનુષ્ઠાનમાં મયનાગુડિ શહેર પૂરેપૂરું જામ થઈ જઈ શકે. આટલું અમથું શહેર, રસ્તાઓ પણ સાંકડા સાંકડા. જો એક વાર કોઈ ગાડી અટકી જાય તો તેને બહાર કાઢવી લગભગ અસંભવિત બની જાય છે. તેને માટે પોલીસ પર પૂરેપૂરો આધાર રાખવો પડે છે. અનુમતિ તો લઈ લીધી હોય છે — પોલીસ જ જુદા જુદા સમયે બસ અને ટ્રક પાર્કિંગની વ્યવસ્થા કરી દેશે. કંપનીને ફક્ત એ મેદાનમાં પ્રવેશવાનો રસ્તો બનાવી આપવો પડશે. આસામથી આવતી ગાડીઓને ચાર રસ્તાથી આગળ જ પાર્ક કરવાની હોય અને બિહાર અથવા તિસ્તાબ્રિજ પાર કરનાર ગાડીઓને પશ્ચિમ તરફ પાર્ક કરવાની રહેશે. મેદાનો તો બહુ મોટાં મોટાં હોય છે, એ જે બચી ગયાં છે તે. શ્રીદેવીના નાચ માટે મયનાગુડિ જેવા આવડા સ્થાનીય શહેરમાં અખિલ ભારતીય વ્યવસ્થા તૈયાર કરવાની હોય છે, જાણે આસામની ગાડી સાથે બિહારની ગાડી સામસામે ના થઈ જાય, ડૂયાર્સની ગાડી સાથે તરાઈની ગાડી ભળી ના જાય — બધી ગાડીઓનાં મોં જાણે રહે છે શ્રીદેવીના મંચની દિશામાં, પણ જુદી જુદી દિશાઓએથી.

## 159

## એક આવશ્યક જીવનકથા — સંક્ષેપમાં

વીરેન્દ્રનાથ બસુનિયા થાણાના મોટા બાબુ પાસેથી કાગળ લઈ તે દિવસે બપોર સુધીમાં નીકળી જાય છે. વીરેનબાબુએ સાંસ્કૃતિક અનુષ્ઠાનના સંપાદક તરીકે જણાવવાનું છે કે જે તેર માણસોએ આર્થિક જવાબદારી ઉપાડી, એક કમિટી બનાવી આ સાંસ્કૃતિક અનુષ્ઠાનની સંમતિ માટે વિનંતી કરી હતી તેઓને જલપાઈગુડિ સર્કિટ હાઉસની સભામાં ઉપસ્થિત રહેવા માટે ખબર આપવાની છે. પેલા સાંસ્કૃતિક અનુષ્ઠાનના પેન્ડોલમાં એક સાથે 'નિખિલ બંગ ઉત્તરખંડ સંમેલન' નામે સંમેલન ભરાવાનું છે અને એ સંમેલન સંદર્ભે સરકારને હજુ સુધી કશું જ જણાવ્યું નથી, તેના સંગઠનકર્તાઓ જ જાણે સાંસ્કૃતિક સંમેલનના કાર્યકર્તાઓ બની ગયા છે — એ બાબતની સાથે સાથે જણાવી દેવાનું છે કે માનનીય પર્યટનમંત્રી, શિલ્પ (હસ્તકલા ઉદ્યોગ) મંત્રી અને

વનવિભાગના રાષ્ટ્રમંત્રી સમય ફાળવીને આ મીટિંગમાં હાજર રહેશે.

વીરેનબાબુ બેએક વાર કાગળ વાંચી ઝભ્ભાના પૉકેટમાં મૂકી તેમની કોબીની ખેતી માટે ઊતરી જાય છે. શિયાળાની શરૂઆતથી ઘરની પાસેની અને પાછળની પડી રહેલી વિશાળ જમીનના માત્ર થોડા ભાગમાં જ પાલખ, ફૂલાવર, કોબીજ, વટાણા-શાક વગેરે વીરેનબાબુ ઉગાડી રહ્યા છે. તેમની પાસે કેટલીક ગાયો છે — એ ગોવાળ પણ બગીચાની સારસંભાળ કરે છે. વીરેનબાબુ વહેલી સવારે ઊંઘમાંથી ઊઠી ચારના પૂળા પર કેળના ઝાડની છાલ કાપીને બનાવેલાં નાનાં ઢાંકણાં ઢાંકી દે છે. ફરી સાંજે વીરેનબાબુ પેલાં છાલનાં ઢાંકણ ખસેડી લઈ પૂળા ખુલ્લા કરી દે છે. આ તરફ એટલી ઠંડી અને હિમ પડે છે કે એકદમ કાચા લીલા પૂળા આખી રાત ખુલ્લા રહે તે એ હિમમાં ભીંજાઈ લથબથ થઈ જાય છે. આ સવારે અને સાંજે તેમના માણસો ગાયોમાં વ્યસ્ત રહે છે. તે ઉપરાંત ફક્ત ત્રણ વર્ષ અગાઉ પણ વીરેનબાબુ પોતે જ એ ખેતરની ખેતી કરતા. પણ ત્રણ વર્ષ છાતીમાં કફ જામ્યો હતો અને બ્લડ પ્રેશર વધી ગયું હતું તેથી તેમને જલપાઈગુડિની હૉસ્પિતાલમાં દશેક દિવસ રાખવા પડ્યા હતા. હૉસ્પિતાલમાંથી બહાર આવ્યા પછી વીરેનબાબુ ફરી પહેલાંની માફક કામે જઈ શક્યા નહિ. લાગે છે કે ઇચ્છા પણ નથી. તેમની કેટલીક થોડી ખેતીની જમીન છે, તેમાં ઘરનું આખા વર્ષનું અનાજ થાય છે, સરકારની લેવી ભર્યા પછી પણ થોડી વેચાણ માટેની ફસલ રહે છે. ચાર દીકરીઓનાં લગ્ન થઈ ગયાં છે. મોટો દીકરો જલપાઈગુડિ કૉલેજમાંથી બી.એ. પાસ કરી ઘરમાં જ રહે છે; જમીન-ખેતીની સારસંભાળ રાખે છે; તળાવ બનાવી મત્સ્ય ઉદ્યોગ વિકસાવ્યો છે. એ દીકરાની એક દીકરી છે. નાનો દીકરો કલકત્તામાં વકીલાતનું ભણે છે. હવે તો નૉર્થ બેંગાલ યુનિવર્સિટીમાં પણ લૉ ફેકલ્ટી છે; જલપાઈગુડિમાં પણ લૉ કૉલેજ છે; સાંજના વર્ગો ભરી રાત્રે કેટલાય લોકો પાછા મયનાગુડિ આવે છે. એ નાના છોકરા માટે જ વીરેનબાબુએ અહીં ઑફિસ રાખી છે. નહિ તો કદાચ વકીલાત છોડી દઈ ઘેર જ રહેત. વકીલાતના વ્યવસાયમાં વીરેનબાબુને જેટલું આકર્ષણ છે તેનાથી ઘણું વધારે આકર્ષણ તેમને તેમણે પોતે તૈયાર કરેલી ઑફિસ પર છે. તે મયનાગુડિમાં રહીને જ બરાબર પ્રેક્ટિસ કરી રહ્યા છે જલપાઈગુડિની કોર્ટમાં. પહેલાં જલપાઈગુડિમાં એક નાનું ઘર ભાડે રાખીને રહેતા. તિસ્તાબ્રિજ થઈ ગયા પછી એ ઘર છોડી દીધું છે. વીરેનબાબુને વકીલાતના વ્યવસાય માટે ચાહના છે. કાયદાના સૂક્ષ્માતિસૂક્ષ્મ જુદા જુદા તર્ક-વિશ્લેષણમાં તેમનો ખાસ આગ્રહ હોય છે. મોટા ભાગના વકીલોમાં આ હોતું નથી, હોવાની ચિંતા પણ હોતી નથી. એટલે સુધી કે જજ-કોર્ટમાં પણ માત્ર બેચાર વકીલો એ બધા લૉ-પોઈન્ટ લઈને મગજમારી કરે છે. વકીલાતની ભાષા જાણવાથી વકીલ થઈ જવાય છે. પણ વીરેનબાબુએ માત્ર જામીનના જ વકીલ હોવાનું રાખ્યું નથી; ફોજદારી મામલાઓ પણ તેઓ આજીવિકા માટે ચલાવતા — ઘણા

ચલાવતા, પણ તેઓ તેમની ઑફિસ કરવા ઇચ્છતા હતા મુખ્યત્વે સિવિલ કેસો માટે. અને ત્યાં જ તેમને આખા જીવનમાં સૌથી વધારે અવરોધો આવ્યા છે; જેમકે, રાજવંશી વકીલ એટલે તેમની બુદ્ધિ ઓછી છે; મારામારીના મામલાઓ જે કરી શકે તેની ઉપર ધન-સંપત્તિના મામલાઓમાં ભરોસો રાખી અસીલો મળતા નહીં. રાજવંશી સમાજના લોકો પણ તેમને મામલા આપવા ઇચ્છતા નહિ. તેમની નાની ઉંમરે પહેલો એક મોટો કેસ વાકાલિના ગુલામ મુસ્તફાની પાસેથી તેમને મળેલો. ગુલામ મુસ્તફા મુસલમાન રાજવંશી — બહુ મોટી વિશાળ જમીનનો જોતદાર, જલપાઈગુડિ શહેરમાં નવી શેરીમાં તેમના બંગલા 'વાકાલિ હાઉસ'ને બધાં જ જાણે છે. જલપાઈગુડિના મોટા મોટા વકીલો તેમના કેસ લડે છે. તે જ એક દિવસ તેમના વાકાલિના ઘેર વીરેનબાબુને બોલાવી એક મામલાની જવાબદારી લેવા જણાવે છે, કોઈ જુનિયર હોય એ રીતે નહિ, પણ સંપૂર્ણ જવાબદારી લઈને, ત્યારે વીરેનબાબુ મામલા માટે કોઈ સિનિયર સાથે વાત કરવી હોત અથવા સિનિયર દ્વારા ડ્રાફ્ટ કરાવવો હોત તો તે વીરેનબાબુ કરી શક્યા હોત. 'પણ, મામલામાં હારીએ એ ચાલે નહિ; સા-લાને હાઈકોર્ટ કરવી હોય તો કરે, પણ જીતવું જ પડે.' ગુલામ મુસ્તફાસાહેબ હસીને બોલ્યા હતા — ચેક્સની લુંગી અને ચકચકતી ગંજી પહેરીને લાકડાના હાથાવાળી હાલતી-ડોલતી લાંબી બેંચને કિનારેથી, થૂંકતાં થૂંકતાં બોલ્યા હતા, હો હો કરતા હસીને થૂંકતાં બોલ્યા હતા, 'હારવું હોય તો અમારા ભદ્ર માણસ ભાટિયાના ત્યાં વકીલ છે — નનિલી ઘોષ, મકબુલ હોસેન, ખગેન મહલાનવિશ — પણ આ મામલો હું અમારા રાજવંશી વકીલ દ્વારા જીતવા ઇચ્છું છું — જીતજો ને, જીતી આવો.'

મામલો કંઈ એવો મુશ્કેલ નહોતો — જીતી જવાય એવો હતો. તે વખતના કાયદા-કાનૂન પણ ઘણા સરળ હતા, પણ ગુલામ મુસ્તફાએ વીરેન બસુનિયાને વકીલ રાખ્યા છે ત્યારથી તેમનો વ્યવસાય વધતો જાય છે. મુસ્તફાસાહેબે જ વીરેનબાબુને કહ્યું હતું, 'અમે તમને કેસ કેમ ના આપીએ? બોલો ને?' પછી પોતે જ જવાબ આપ્યો હતો, 'આ કાયદાકાનૂન, સંપત્તિ, કોર્ટકચેરી બધુંય ભાટિયા લોકોના ભદ્ર માણસોએ બનાવ્યું છે. એટલે બધા ધારે છે કે આ બધા મામલા-મુકદ્દમા ભાટિયા લોકો જ સારી રીતે સમજે છે; તમે રાજવંશી લોકો શું હાકિમસાહેબના મુખેથી અંગ્રેજી કહેવડાવી શકો છો?' મુસ્તફાસાહેબ ઘણા દિવસો સુધી પાકિસ્તાન ગયા નથી; લાગે છે કે જશે નહિ એમ નક્કી કર્યું હતું, પણ સત્તાવનની સાલમાં એક નાનાસરખા ઝઘડા પછી એકાએક સઘળી સંપત્તિ વેચી દઈ ચાલી ગયા. મુસ્તફાસાહેબની સંપત્તિથી જ વીરેનબાબુ તેમની ઑફિસ કરી શક્યા છે. તે માને છે કે મુસ્તફા સાહેબ ઝઘડાને કારણે ઇન્ડિયા છોડીને પાકિસ્તાન ગયા નથી. તે સમજી શક્યા હતા કે ઇન્ડિયામાં જોતદારી - જમીનદારીના દિવસો પૂરા થતા જાય છે. આ વાત ક્યારેય કોઈને વીરેનબાબુએ કરી નથી. છતાં મનોમન આજેય તે વિશ્વાસપૂર્વક ધારે છે કે મુસ્તફાસાહેબ સૌ પ્રથમ હતા એક જોતદાર,

બીજા હતા એક રાજવંશી અને ત્રીજા હતા એક મુસલમાન. નહિ તો લીગના અમલમાં ગુલામ મુસ્તફા જેવા એક મુસલમાન ડિસ્ટ્રીક્ટ બોર્ડના ચેરમૅન થઈ શકત. પણ, લીગની રચના કર્યા વિના જ મુસ્તફાસાહેબ ચાલી ગયા છે. એક વાર વીરેનબાબુને કહ્યું હતું, 'તમે બહારનાંઓની 'ક્ષત્રિય સમિતિ' રચી છે, સારું છે, પણ જુઓ તો ખરા કે તમારા મહાભારતમાં મુસલમાન ક્ષત્રિય છે કે નહિ. ના હોય તો અમે જઈએ ક્યાં — અમે મુસલમાન, જઈએ ક્યાં — કહો!'

વીરેનબાબુ પણ શું ગુપ્તપણે પહેલાં એક રાજવંશી જ છે? ના હોય તો પછી, ઉત્તરખંડ દળ જ્યારે તેમને સંપાદક બનાવે છે અને આ સંમેલનની વ્યવસ્થા કરવાનું સોંપે છે ત્યારે તે રાજી કેમ થઈ ગયા છે? વળી, નાગરિક કમિટીના પણ તેઓ જ વ્યવસ્થાપક છે — જેઓ આ સાંસ્કૃતિક અનુષ્ઠાનની પણ વ્યવસ્થા કરે છે. નહિ તો તે હજુ તેમની ઑફિસ નાના છોકરા માટે ચાલુ રાખી નિયમિત કોર્ટમાં જવા-આવવાનું શા માટે રાખે છે; આ વાત સમજીને તેમનો દીકરો મયનાગુડિ અથવા જલપાઈગુડિમાં જઈ પ્રેક્ટિસ કરશે નહિ; કદાચ કલકત્તામાં જ કરશે? કરવા દો — એ જાણે વીરેનબાબુ ઇચ્છે છે — નહિ જણાવીનેય ઇચ્છે છે. આજકાલ લગભગ કોઈ મામલો જજકોર્ટમાં જતો નથી; બધા જ મામલા હાઈકોર્ટ સુધી જ ચાલે છે. તે જો ચાલે તો તો એક રાજવંશી વકીલ તેમની આ ઑફિસના મામલા દ્વારા જ તેની પ્રેક્ટિસ શરૂ કરી શકે — તેમના એ ભાવિ ઍડવોકેટ છોકરા માટે વીરેનબાબુ ઑફિસની સંભાળ કરે છે.

વીરેનબાબુ બધી કોબીના નાના છોડ પર કેળનાં પાંદડાંનું ઢાંકણ મૂકવાનું પૂરું કરે છે. કામ કરતાં તેમને થોડી વાર લાગે છે. ઊભા રહી કેડ વાળી કરવા જાય તો કામ જલદી થાત, પણ તેમ કરવાથી તેમની કેડમાં દુઃખે છે. એટલે તેઓ ઊભા ઊભા જ પગ વાળી ડગલું ડગલું આગળ જાય છે. તેથીય દુઃખે તો છે — ઢીંચણમાં. પણ એક પછી એક લાઈન પૂરી થતાં ઊભા થઈ પગ ખેંચવાથી પીડા રહેતી નથી.

અત્યારે વીરેનબાબુ તેમની જમીનના નાના બે ટુકડામાં શાકભાજી વાવે છે — બાકીની લગભગ દોઢેક વીઘાં જમીન તો પડી જ રહે છે — ગમાણ સહિત. આજકાલ આ તરફ જરૂર એક નવો વ્યવસાય શરૂ થયો છે. આ પ્રકારની વધારે જમીન પર જેમનું ઘર હોય છે તેમની પાસે શાકભાજી વાવનારા આવે છે અને એ વર્ષ માટે જમીન લેવાની માગણી મૂકે છે. બધું જ ખર્ચ એ ખેડૂતનું. જે શાકભાજી ઊગશે તેનો એક ભાગ જમીનના માલિકનો. કેટલું જમીનના માલિકનું અને કેટલું ખેડૂતનું તે હજુ સુધી ચોક્કસ નક્કી થયું નથી, કારણ કે દરેક જણ જુદા જુદા નિયમથી જમીન આપવા તૈયાર થાય છે. કેટલાક અડધે ભાગે દે છે — પણ એટલે પકવવાનો ખર્ચ પણ બાર આની - ચાર આની ભાગે હોય છે. બેત્રણ વર્ષથી વીરેનબાબુ પાસે પણ આ પ્રસ્તાવ લઈને લોકો આવી રહ્યા છે. પણ તે રાજી થયા નથી. તે વકીલાતની

બુદ્ધિથી તૈયાર થયા નથી — એક જ જમીન પર એક પછી એક બેત્રણ વર્ષ એક જ માણસ શાકભાજી પકવે તો એક સંબંધ બંધાઈ જાય જ; તે પછી તેનો પૂરેપૂરો અસ્વીકાર કરાય નહિ. તે ઉપરાંત તેમને એટલી જરૂર પણ નથી. પરંતુ જેમને જરૂર છે — પહેલાં સંપન્ન પરિવાર હોય, પછી કોઈ કારણે પડતી આવી હોય, છતાં ઘર બે- ત્રણ વીઘાં જમીન પર હોય — તેમને માટે તો આ એક ઉપાર્જનનું સાધન બને છે. વીરેનબાબુએ નજર સમક્ષ જ આ બધું જોયું છે : એક તો, બેચાર વર્ષમાં જ શહેરના આ ઘરબારની બધી જમીન પર શાકભાજીના ખેડૂતોની, કંઈ નહિ તો આસો મહિનાથી માહ પૂરો થતાં સુધીની માલિકી કાયમ થઈ જાય છે. બીજું : આ શાકભાજીના ખેડૂતોમાંના ઘણાને ડૂયાર્સ અને જલપાઈગુડિ - શિલિગુડિના નવા શાકભાજીના આડતિયાઓ રૂપિયા ધીરે છે. વીરેનબાબુના હિસાબે તો બીજાં એકબે વર્ષમાં જ અહીં બટાટાની ખેતી થશે; બટાટા તો ઘણા દિવસો રાખવામાં આવે, કોલ્ડ સ્ટોરેજ પણ થશે. જૂનાં ઘર ઉપરાંત કોઈકની વળી બેત્રણ વીઘાં કૌટુંબિક જમીન હશે. એ બધાં ઘરની લગભગ ચૌદ-પંદર આની તો રાજવંશી ઘર છે. મયનાગુડિ જેવા શહેરમાં જો આ કૌટુંબિક જમીન પર શાકભાજીની ખેતીની લોન હશે તો તો દસ વર્ષમાં કૌટુંબિક જમીનનો એ ભાગ વેચી દેવો પડશે. પહેલાં, જલપાઈગુડિ શહેરમાં જેટલા રાજવંશી પરિવાર રહેતા એટલા હવે તો રહેતા નથી. મયનાગુડિમાં પણ કૌટુંબિક જમીનના રાજવંશી માલિકોનું પ્રમાણ જલદીથી ઓછું થઈ જશે. જલપાઈગુડિ શહેરમાં રાજવંશી ઘરો ઓછાં થઈ જવાનું એક મોટું કારણ તિસ્તાબ્રિજ છે — બસ, મીની બસ, ટેક્સીમાં એટલો વધારો થયો છે. પહેલાં જલપાઈગુડિ શહેરમાં તિસ્તા હોડીમાં પાર કરીને જવાતું હતું, ચાલીને, તરીને, ટેક્સી પર લટકીને જવાતું. પણ સ્કૂલ કૉલેજ, ઇસ્પિતાલ, ઑફિસ, કચેરી બધું જ જલપાઈગુડિમાં. ત્યારે તો સ્કૂલ એટલે યજ્ઞેશ્વર રાયની રાંગાલિબાજનાની સ્કૂલ, દોમહાનિની નેલ સ્કૂલ અને મયના ગુડિની સ્કૂલ. અને હવે, કૉલેજ એક ફાલાકાટામાં, એક ધૂપગુડિમાં છે. સ્કૂલની તો વાત જ નથી. કૉમર્સ કૉલેજ અને લૉ કૉલેજના છોકરાઓ રાતે આઠ વાગ્યે શહેરમાં ક્લાસ પૂરો કરી પાછા ડૂયાર્સ પાછા આવી શકે છે. પછી જેઓ પેલી મોટરસાઈકલ ખરીદે છે તેમની તો વાત જ શી કરવી? જલપાઈગુડિમાં છોકરા-છોકરીઓ ભણવા માટે એક ઘર રાખે તો ખરચ થાય. એ ખર્ચ કોઈ હવે કરે શેનું? વીરેનબાબુનું પણ પહેલાં શહેરમાં એક ઘર હતું, હવે નથી. પરિણામે જલપાઈગુડિ શહેરમાં રાજવંશી પરિવારનું પ્રમાણસર સંખ્યાહ્રાસનું કારણ સમજાઈ જાય છે.

પણ એ બધું કોઈ કારણે મયનાગુડિમાં નથી. એ રીતે તો જંક્શન જેવી જગ્યા છે મયનાગુડિ, જ્યાંથી શિલિગુડિ થઈ પહાડ વિહાર, ધુવડિ થઈ આસામ સુધી થોડા કલાકોમાં માલ-પત્ર મોકલી દેવાય છે; ત્યાં જૂના સમયના રાજવંશી પરિવારો બે વીઘાં ચારવીઘાં જમીનનો મોટો ભાગ રહેવા દઈ માત્ર બેએક નાનાં ટિનનાં ઘરમાં જ વસવાટ

કરવાના; પણ તે શાકભાજીના આડતિયા ચાલવા દેશે શેના? માત્ર રોકડ નાણાનો સ્વાદ ચખાડીને જ એ જમીન બધી તેઓ હાથમાં લઈ લેશે. હજુ સુધી ભલે લીધી નથી, પણ જલપાઈગુડિની જજ-કોર્ટમાં છેલ્લાં પાંત્રીસ વર્ષોથી પ્રેક્ટિસની સમજણમાંથી વીરેનબાબુ સમજી શકે છે કે મયનાગુડિ, ધુપગુડિ, ફાલાકાટા જેવી જગ્યાઓની જમીન સંપત્તિના માલિકોની પેલી ફેરબદલી નજીકમાં જ છે — સાત આઠ માસવાળી ગર્ભવતીના જેવી આસન્ન ડુયાર્સમાં રાજવંશીઓ લઘુમતીમાં આવી જશે— સંપત્તિની માલિકીમાં પણ. કાયદાની દૃષ્ટિએ એને રોકવાનો બીજો કોઈ ઉપાય નથી — એક માત્ર ઉપાય છે, બધા રાજવંશીઓને એકત્રિત કરી આસામની માફક આંદોલન કરવાનો. તેથી ગોલમાલ થવાના ડરથી હજુય જમીન-સંપત્તિ કોઈ ખરીદવા માગશે નહિ કદાચ. પણ તેથીયે કાયમી સમાધાન તો થશે નહિ. કાયમી સમાધાન માટે આસામના જેવું 'વિદેશી હટાઓ' આંદોલન કરવામાં આવશે નહિ, પણ કંઈ નહિ તો એટલું નક્કી કરી દેવાય કે રાજવંશીઓ પાસેથી કોઈ સંપત્તિ અ-રાજવંશી એવો કોઈ ખરીદી શકશે નહિ. એટલે કે આદિવાસી-ઉપજાતિ પ્રદેશનો આ નિયમ જલપાઈગુડિ અને ડુયાર્સમાં પણ પ્રયોજવામાં આવશે. તેનો અર્થ જ એ કે રાજવંશી-પ્રદેશ માટે કેટલીક સ્વતંત્રતાની માગણી મૂકવી. તેનું નામ જ આપવામાં આવ્યું છે ઉત્તરખંડ. તે નામ પછી બદલી પણ શકાય. પણ રાજવંશી અથવા ઉત્તર બંગાળના આદિવાસીઓનાં હિતની રક્ષા માટે બીજો કયો રસ્તો છે? જો ના હોય તો એ માની લેવું પડે : સમગ્ર દેશમાં જે થાય છે તે અહીં પણ થાય; ત્યાં રાજવંશીઓની વાત અલગ રીતે કેમ વિચારવામાં આવે? શાકભાજીના ખેતરનું કામ તો વીરેનબાબુએ પૂરું કર્યું હતું. તે ત્યાંથી જ કૂવાકાંઠે ગયા — પાણી ખેંચવાનું હતું, એક ઘડામાં ખેંચી થોડું મોંએ છાંટ્યું, થોડું પગે. બાર પગથિયાં ચઢી તેમને વરંડામાં ચઢવાનું છે. પહેલાંનાં ઘરો આ રીતે દોઢ માળ જેવડાં ઊંચાં રહેતાં. વીરેનબાબુએ પણ વાત સાંભળી છે — વાઘના ભયથી જ ઊંચાં કરવામાં આવતાં. લાકડાનાં ઘર, રાત્રે સીડી ચઢી જતા. પણ તેમના સમયમાં લાકડાનાં ઘર બદલાઈને ઈંટનાં થયાં, કોઈએ ઊંચાં કર્યાં નથી. જુદા જુદા પ્રકારનાં ઘરમાં રહેવાનો અભ્યાસ થઈ જાય. વીરેનબાબુ લોકોનો અભ્યાસ તો આ રીતનાં ઊંચાં ઘરમાં રહેવાનો છે.

વરંડામાં લટકતા તાર પર ગમછો હતો; તેના વડે મોં અને પગ લૂછે છે, પછી વીરેનબાબુ ઘરમાં દાખલ થાય છે. બગીચાનું કામ કરતી વખતે ધોતી જરા ઊંચી લઈ લીધી હતી, હવે ઘરમાં આવીને ઉતારી દીધી. પછી પહેરણ પર ગરમ કાપડનો પંજાબી, અને પંપ શુઝ પહેરી બહાર આવે છે, પછી જરા ઊંચા અવાજે પત્નીને કહે છે, 'હું ઉત્તરખંડમાં જઉં છું.' સંમેલન અને સાંસ્કૃતિક અનુષ્ઠાનનું સ્થળ હવે એ નામે જ ઓળખાય છે.

એકાએક સરકારની ચિઠ્ઠી મળતાં, તેમના વકીલાત-જીવનની સ્મૃતિ, તેમના નાના છોકરાની કલકત્તા હાઈકોર્ટમાં પ્રેક્ટિસનું સ્વપ્ન, અને જલપાઈગુડિના ડુયાર્સમાં

રાજવંશીઓની સંપત્તિનો હ્રાસ - વીરેનબાબુના મનમાં તાદશ્ય થયું એમ નથી. તે ઉત્તરખંડ અને શ્રીદેવીના અનુષ્ઠાનના કર્તાહર્તા કેવી રીતે થયા — પેલી સ્મૃતિ સાથે તેનું જ કારણ જોડાયેલું છે. વીરેનબાબુના મનમાં પેલી બધી વાત એક સાથે હવે આ વૃત્તાંતનાં પ્રયોજનમાં સુયોગ આવી ગયો નથી. વીરેનબાબુની પોતાની કહાની, રાજવંશી હોવા છતાં પણ વકીલને હિસાબે પ્રતિષ્ઠાની કથા તો એક અલગ વૃત્તાંતનો પ્રલોભનીય વિષય બની શકે. તેમના જેવા માણસ કેમ ઉત્તરખંડ જેવા આંદોલનમાં પ્રવેશી જાય છે તે બધાનો ખ્યાલ આપવા માટે પણ વીરેનબાબુ સંપર્કે આ બધી વાત ઊઠી નથી. પણ વીરેનબાબુ જેવા એક વકીલ માણસ, અને ઉંમરલાયક માણસ, જેમણે આખું કર્મજીવન વિતાવ્યું છે જિલ્લાના શહેરનાં કેન્દ્રમાં, જિલ્લાની રાજનીતિ અને પ્રશાસનની વચ્ચે, તેમની પાસે દારોગાની આ ચિઠ્ઠી કેમ કરીને અને શા માટે લખવામાં આવી, એની વાત ચિઠ્ઠી મળતાંની સાથે જ પાણીની માફક સ્પષ્ટ થઈ જાય છે. તેઓ ઇચ્છે છે કે સંમેલન અને અનુષ્ઠાનમાં વિભાગો કરાવી સંમેલનને બંધ કરાવવું અને અનુષ્ઠાન ચાલુ રખાવવું. વામફ્રન્ટની સરકાર અને સરકારની પાર્ટીઓ પાસે મુંબઈની કોઈ સિનેમાવાળી શ્રીદેવીનો નાચ ખૂબ જ આપત્તિ વિનાનો છે. પણ રાજવંશીઓ અલગ રીતે બેસી કશી વાત કરે તે ઘણું બધું વિપત્તિજનક છે — 'ઉગ્રપંથી' 'વિચ્છિન્નતાવાદી'. તે ખૂબ જ ઓછું બોલે છે એટલે જ આવી ચિઠ્ઠી મળવા છતાં પણ તે પહેરણના પૉકેટમાં ખોસી, કૉબીના છોડ પરથી કેળાંનાં પાંદડાં ઉપાડી લેવાનું કામ ચાલુ રાખે છે. ચિઠ્ઠીની ઉપેક્ષા કે અપમાન કરીને, પોતાની અને પોતાનાઓની ખૂબ જ ઉપેક્ષા અને અપમાનને ખોળી લે છે. તેમના જીવનમાં આ બધી વાતો પેલી બધી ઉપેક્ષા-અપમાનના અનુબંધે જ છે.

## 160

## ઉત્તરખંડના ફંક્શનની વિચારણા — એક

વીરેનબાબુના ઘરથી સંમેલન અને અનુષ્ઠાનની જગ્યાએ જતાં થોડું વધારે ચાલવાનું છે. તે ચાલીને જ જાય છે, રિક્ષા લેતા નથી. પણ ચાલવા માટે આ રસ્તો હવે બરાબર નથી. બધો વખત ટ્રક, બસ અને મીની જાય છે. રસ્તો પણ સાંકડો છે; દુકાનો ખોલીને બેસે છે એટલે વધારે નાનો થઈ ગયો છે. જરા બાજુએથી જઈશું એમ બાજુ પણ નથી. પેન્ડોલ તૈયાર થયો છે બ્લૉક ઑફિસની બાજુએ. હવે તો પૂરજોરમાં કામ ચાલે છે — બધા ત્યાં જ મળી જાય. છતાં જવાના સમયે ચાર રસ્તે મરણચાંદની દુકાનમાં એક વાર ડોકિયું કર્યું — ઘણી વાર તેઓ સાંજે અહીં બેસે છે. પણ અત્યારે કોઈ નથી.

પેન્ડોલમાં નકુલ મળી ગયા; મળશે એવી આશા પણ રાખી હતી. નકુલને સમાચાર આપે તો દોડાદોડી કરી બધાયને ભેગા કરશે.

પંજાબીની નીચે પહોળો કોટ છે, તેની અંદર પૉકેટ છે, એ પૉકેટમાંથી ચિઠ્ઠી બહાર કાઢતાં વીરેનબાબુને થોડો સમય લાગે છે. જોકે વીરેનબાબુને બધાં કામમાં થોડો સમય આપવાની બધાયને ટેવ પડી ગઈ છે.

વીરેનબાબુને જોઈને, 'આવો, કાકા' કહી નકુલ સિગારેટ ફેંકી દઈ પગના તળિયા નીચે દબાવી દે છે અને ગિરિજા એક વાળેલી ચૅર આગળ ખસેડે છે. ચિઠ્ઠી બહાર કાઢી નકુલ તરફ આગળ વધી આપતાં વીરેનબાબુ બેસી જાય છે. નકુલ ચિઠ્ઠી લીધા વિના પૂછે છે — 'કાકા શું અમને આ ઉંમરે ફરીથી ક્લાસ છોડવાનું શિખવાડશો? એ ક્લાસ અહીં બારીમાંથી ભગાડ્યો છે અને બારણામાંથી ક્યારેય મા સરસ્વતીની સામે ઊભો રહ્યો નથી. ટેન્ડર નોટિસ વાંચી શકતો નથી અને તમે મને ચિઠ્ઠી બતાવો છો? મા સરસ્વતીને લજ્જા આવશે એટલે સરસ્વતી પૂજાના દિવસે હું જમ્યા વિના રહું, પણ અંજલિ દઉં નહિ.'

વીરેનબાબુ ચિઠ્ઠી સાથે હાથ ખોળામાં રાખી નકુલના પેટ તરફ જોઈને બોલે છે, 'જલપાઈગુડિના સર્કિટ હાઉસમાં મીટિંગ છે; નૉર્થ બેંગાલના મંત્રીઓ હાજર રહેશે; તમારે તેર જણને હાજર રહેવું પડશે અને ઉત્તરખંડના લોકોને સાથે લઈ જવાના રહેશે.'

'એટલે? ક્યારે?' નકુલ જાણે આકાશમાંથી પડે છે, 'એ ઝઘડો તે દિવસે થાણાની મીટિંગમાં પત્યો નથી? પછી તો તેઓએ બીજું કશું જણાવ્યું નથી, કાકા? હવે તો ચાર દિવસમાં માથા પર ફંક્શન છે — અત્યારે મીટિંગ? મંત્રીઓ આવશે?' નકુલ અટકી જાય છે, બે ડગલાં ચાલે છે, પાછો આવે છે, પછી પ્રશ્ન કરે છે, 'ક્યારે?'

'પરમ દિવસે'. વીરેનબાબુ જવાબ દઈનેય ફરીથી પાકીટમાંથી કાગળ કાઢી કાગળ વાળી ખિસ્સામાં ભેરાવી રાખે છે.

'પરમ દિવસે? એટલે બુધવારે? અને શનિવારે તો ઉદ્ઘાટન? આ બધાનો અર્થ શું? શું? જોઈએ છે શું એમને?'

વીરેનબાબુ હાથ ઊંચો કરે છે — નકુલને અટકાવવાની રીતે. નકુલ અટકી જતાં ફરીથી તેના પેટ તરફ જોઈ વીરેનબાબુ બોલવા લાગે છે, 'ઉત્તેજિત નાં થાઓ; સરકારનો ઉદ્દેશ્ય સ્પષ્ટ છે — ઉત્તરખંડ સંમેલન થવા દેવું નથી. તે પણ પહેલાં એ બધું થવા દેવામાં આપત્તિ નથી. સરકાર અંતિમ દિવસનું જલ્પેશ્વર અભિયાન અને તિસ્તા ઘરડીની પૂજાને રોકવા માગે છે. એટલે ઉદ્ઘાટન વિશે ચિંતા ના કરો તમે.' સુથારની હથોડી ઠોકાવાના અવાજને કારણે વીરેનબાબુ અટકી જાય છે. નકુલ એ તરફ જોઈને બૂમ પાડી ઊઠે છે, 'આ અટકાવી દો તમારી હથોડી.' હથોડીનો અવાજ અટકાતાં વીરેનબાબુ કહે છે, 'પહેલાં તો ફંક્શનના અને કૉન્ફરન્સના જેઓ રિયલ લિડર છે તે બધા ભેગા થાવ, બની શકે તો આજ રાત્રે જ, અને વળી ત્યાં પણ ફરીથી ભેગા થઈ શકો, કંઈ નહિ તો જેટલા લોકો અવેઈલેબલ હો તેટલા મળો. પછી તમારામાંથી તેર જણ અને ઉત્તરખંડની એક્ઝીક્યુટીવ કમિટીની એક જોઈન્ટ

મીટિંગ કરવી પડશે — કાલે સાંજે જ. ત્યાં ફૉર્મલ પ્રસ્તાવ મૂકવો પડશે — નહિ તો જેઓ એ મીટિંગમાં જશે તેઓ બોલશે શું?'

નકુલ એકાએક હાથ ભેગા કરી ઉભડક બેસી પડે છે, 'કાકા, મને છોડી દો. આ મીટિંગ કે પ્રસ્તાવ — વગેરેની વાત સાંભળી મારું તો માથું ફરી જાય છે. હું તો ચાલ્યો. જે રૂપિયા આમાં મેં આપ્યા છે તે મારે પાછા જોઈતા નથી — અને હું જો એક ટેન્ડર મેળવું તો સરકાર પાસેથી દસ ગણા વસૂલ કરી લઈશ. પણ એ હું કરી શકીશ નહિ, કાકા. આવ્યો તો સ્ફૂર્તિ મેળવવા, અને આ તો સાલી મીટિંગમાં ફસાઈ જાઉં છું.'

વીરેનબાબુ ચૂપ જ રહ્યા. પેન્ડોલની બીજી બધી જગ્યાએ જે બીજા બેચાર જણ હતા તેઓ હથોડીનો અવાજ અટક્યા પછી નકુલની બૂમાબૂમ સાંભળી આગળ આવે છે. નવીન દૂરથી જ કહે છે, 'શું થયું? નકુલદા પોતે જ જાત્રા કરી રહ્યા છે કે શું?'

આ વખતે નકુલ ઊભો થઈ તેમના તરફ ફરી કહે છે, 'આ તો ભાઈ, તમે બધા છો — ઉત્તરખંડ-શ્રીદેવી જે ઇચ્છો તે સમજી લો, મને છોડી દો; મારી તો ઇચ્છા મરી ગઈ છે.'

એટલી વારમાં પેલા બધા આમની પાસે પહોંચી જાય છે. શું થયું એ પૂછવાની જરૂર છે નહિ. પણ વીરેનબાબુ કશું ના બોલ્યા, તેથી નકુલને જ બોલવું પડે છે — 'પરમદિવસે જલપાઈગુડિના સર્કિટ હાઉસમાં મંત્રીઓએ મીટિંગ બોલાવી છે; ઉત્તરખંડ અને આ ફંક્શન વિશે વાતચીત કરવાની થશે. બધાયને જવાનું છે.'

નવીનની પાસે હતો તિલક. તે પૂછે છે, 'શી વાતચીત થશે?'

'શી વળી વાતચીત થવાની, ગવર્નમેન્ટ ઇચ્છે છે કે ઉત્તરખંડ ના થાય, પણ ઇચ્છે છે કે શ્રીદેવી થાય.'

વીરેનબાબુ કંઈક કહેવા મોં ઊંચું કરે છે, પણ તે પહેલાં જ તિલક બોલી ઊઠે છે, 'તે તો સારું જ છે. કાલે છાપાંમાં એક જાહેરાત આપજો કે સરકારના નિર્દેશથી શ્રીદેવીનું અનુષ્ઠાન રદબાતલ કર્યું છે. આપણે કશું કારણ જણાવવાનું છે નહિ. જેઓને કારણ જાણવાની ઇચ્છા હોય તેઓ મંત્રીઓ પાસે જાય, તેમ થતાં જ લોકો મંત્રીઓને શ્રીદેવીનો નાચ કરવાનું કહેવડાવશે — એકદમ મિસ્ટર ઇન્ડિયા!' આથી એક સાથે બધા હસી પડે છે તેથી તિલકની વાત પાછળ રહેલો ગુસ્સો દબાઈ જતો નથી. પણ તિલકની વાત સાંભળતાં જ વીરેનબાબુ તિલકના મોં તરફ જોવા લાગ્યા. જાણે તે પૂછી રહ્યા છે કે આ રીતનો વિકલ્પ આપવો કેટલો વાસ્તવિક છે?

વીરેનબાબુ હાથ ઊંચો કરે છે; બધા જરા પાસે આવે છે. વીરેનબાબુ સીધી નજર રાખી તેમના ધીમા અવાજે બોલવા લાગે છે, 'સાંભળો, પરમદિવસે સવારે મીટિંગ છે; મંત્રીઓ હાજર હશે; મીટિંગમાં તેઓ જરૂર નક્કી કરેલો પ્રસ્તાવ મૂકશે; તમારે એ પ્રસ્તાવના જવાબમાં નક્કી કરેલી વાત કહેવી પડશે — હા કે ના —અથવા તો નક્કી કરેલો પ્રસ્તાવ મૂકવો પડશે. તે તમારી પોતાની મીટિંગ કરી, લેખિત પ્રસ્તાવ

લઈ જવો પડશે કે આ પેન્ડોલમાં ઉત્તરખંડ સંમેલન કરવા દેવામાં સરકાર જો મુશ્કેલી ઊભી કરે તો શ્રીદેવીનું અનુષ્ઠાન એટલે કે કલ્ચરલ ફંક્શન, થાય કે ના થાય. એક એક જણ એક જુદો જુદો મત આપે તે ચાલશે નહિ; એ મીટિંગમાં પણ એક એક જણ જુદી જુદી વાત કરે તે પણ ચાલશે નહિ. હવે એક લિસ્ટ કરી જેમને જેમને મોકલી શકો તેમને સમાચાર આપી આવો.'

નકુલ નવીનને કહે છે, 'એય, લિસ્ટ બનાવો, નવીન.'

નવીન વીરેનબાબુને કહે છે, 'કાકા, અમે જો મીટિંગમાં ના જઈએ તો શું થાય?'

વીરેનબાબુ મોં ઊંચું કરી નવીનને જુએ છે — જાણે તે ચકાસી રહ્યા છે કે આ એક વિકલ્પની વાસ્તવિકતા કેટલી?

નવીન બોલી ઊઠે છે, 'શું કરશે? પોલીસ આવીને ઉત્તરખંડને મુશ્કેલી કરશે અને શ્રીદેવીને છોડી દેશે — તે કેમ કરીને કરશે? અને જો ગિરફતાર કરે તો કરવા દો. આપણે ગિરફતાર થઈશું.'

વીરેનબાબુ એકાએક ઊભા થાય છે, 'તો તમે લિસ્ટ બનાવી ખબર આપો. અને એમને પણ મીટિંગમાં આવવા કહો.' તેમણે વાત નકુલને જ કહી; 'તમે રાત્રે મારે ઘેર આવજો; શું થયું તે હું સાંભળી લઈશ.' નકુલ પાસે જ ચાલે છે, બીજાઓ પાછળ પાછળ ચાલે છે. વીરેનબાબુ એકાએક ઊભા રહી નકુલને કહે છે, 'તમે તેર પાર્ટનરોની વચ્ચે કોઈને પણ એ કહેવું બરાબર લાગશે નહિ, પણ નકુલ, ઉત્તરખંડના અંતિમ દિવસનું જલ્પેશ્વર અભિયાન અલગ જગ્યાએ લઈ જાઓ.'

નકુલ થોડી વાર ચૂપ રહે છે — જાણે તે વીરેનબાબુને આભાસમાં જણાવવા માગે છે કે એ રીતનું કોઈ કોઈ વિચારી પણ શકે. પણ ચુપકીદી તોડીને તે કહે છે, 'તેનો અગાઉથી વિચાર કરાય નહિ; થાણાની મીટિંગમાં થાય તેવી વાત હતી. પણ અત્યારે થાય તો એમ લાગશે કે સરકારે બળપૂર્વક ઉત્તરખંડને શિક્ષા કરી છે, અને આપણે તેની સગવડતા કરી આપી. બધા બધી જગ્યાએ એક સાથે કામ કરી રહ્યા છે, કોણ ઉત્તરખંડ અને કોણ શ્રીદેવી તે કોણ નક્કી કરશે? અને તે થાય કેવી રીતે કાકા; હવે તો એ થાય નહિ.'

## 161

## ઉત્તરખંડના ફંક્શનની વિચારણા — બે

વીરેનબાબુના ઘેર રાત્રે બરાબર સાડા નવે નકુલ, જગદીશ, સુરેન, નવીન, તિલક, તરણીબાબુ આવી શક્યા.

વીરેનબાબુનો વચ્ચેનો ઓરડો જ એમનો બેઠકખંડ છે. એ ઓરડામાં વકીલાતના કાગળપત્રો ભરેલા ટેબલની આગળ ચાર લાકડાની ચૅર, અને એક બાજુ એક લાંબી લાકડાની બેંચ — હલાવવાની અને હૅન્ડલવાળી. વીરેનબાબુ દીવો કરી વાંચી રહ્યા હતા, એ લોકો ઓરડામાં દાખલ થયા તે પછી પણ તે નજર ઊંચી કરતા નથી. પણ તેઓ ચૅર-બેંચ પર બેસી ગયા પછી ચોપડીમાં એક કાગળ મૂકી બાજુએ રાખે છે અને જે બધા ચૅર તેમ જ બેંચ પર બેઠા છે તે બધાયને તે જોઈ લે છે.

નકુલે કહ્યું, 'વેણીબાબુનું શરીર સારું નથી એટલે તે આવી શક્યા નહિ; કાલે પેન્ડોલની મીટિંગમાં ચોક્કસ આવશે.'

વીરેનબાબુ કશી વાત બોલતા નથી, સામે જોઈ રહે છે.

સુરેન બોલ્યો, 'વીરેનકાકા, અત્યારે આટલી રાતે તમને પણ વધારે વાર બેસાડી રાખીશું નહિ. અમે મુખ્ય મુખ્ય વાત કહેવા આવ્યા છીએ. અમે એક વાત નક્કી કરી દીધી છે — ઉત્તરખંડ સંમેલન અને અમારા અનુષ્ઠાનને જો અલગ કરવા ઇચ્છે તો તેથી અમે રાજી નથી.'

વાત સાંભળી વીરેનબાબુ ફરીથી બધાનાં મોં જુએ છે, જાણે તપાસ કરે છે કે જેઓ આવ્યા છે તેમાંથી સાંસ્કૃતિક અનુષ્ઠાનના મુખ્ય આયોજક કેટલા જણ છે. સંમેલન અને અનુષ્ઠાનને અલગ કરવાની બાબતે અનુષ્ઠાનમાં જ જેમણે રૂપિયા રોક્યા છે તેમનું સમર્થન મળી શકે, પણ ઉત્તરખંડીઓમાંથી તો કોઈનું સમર્થન મળે નહિ. વીરેનબાબુ એટલાથી તો આશ્વસ્ત બને છે કે જેઓ આવ્યા છે તેમનો અનુષ્ઠાન સાથે જ વધારે સંબંધ છે.

'સુસ્થિર તો દેખાતો નથી?' વીરેનબાબુ પૂછે છે.

'એ તો સંમેલનના કામમાં બધી જગ્યાએ ફર્યા કરે છે. રાત્રે જ પાછો આવશે. કાલની મીટિંગમાં હાજર રહેશે.' નકુલ જણાવે છે.

રામકિશોરને મયનાગુડિના બજારમાં ધંધો ચાલે છે. તે બોલ્યો, 'સર, મેં એક વાત વિચારી છે. આ સરકારની મીટિંગમાં જો અમે બધા જ જઈને હાજર થઈએ તો અહીં કામ કેવી રીતે થશે? વળી અમે વેપારી માણસો છીએ. આ બધી પાર્ટીફાર્ટીની મીટિંગમાં જઈએ તો કોણ નારાજ થશે, કોણ ખુશ થશે — અમને એ બધું કરવાનું ફાવતું નથી. અમને બધાને છોડી દો, સર.'

વીરેનબાબુ બધી વાત સાંભળતા હતા ટેબલ તરફ જોઈને. છેલ્લી વાત સાંભળ્યા પછી નજર ઊંચી કરી રામકિશોરને જુએ છે, 'તમે તો પેલા તેર જણ પાર્ટનરોમાં નથી ને?'

'ના સર, તે તો નથી, પણ કમિટીમાં છું.'

'એટલે કે, તમે કમિટી છોડી દેવા માગો છો?'

'ના, ના સર, કમિટીમાં તો હું રહીશ, સર; હું છું —' રામકિશોર જલદી

જલદી બોલી નાખે છે. તેને રોકીને તરણીબાબુ એકદમ બોલી ઊઠે છે, 'અમે કહ્યું છે વીરેનદા કે અમે જે રીતે છીએ તેમ જ રહીશું; તમે જે નક્કી કરશો તે જ અમે મનમાં લઈશું; તમે જે મીટિંગ બોલાવશો તેમાં પણ રહીશું, એટલે કે જેમ હતા તેમ રહીશું. પણ આ સરકારી મીટિંગમાં જવાની અમારી ઇચ્છા નથી. અમે તો વાત જ કરી શકીશું નહિ; વચ્ચેથી ભીડ વધશે અને એ બધા પાર્ટીના લોકો અમારા પર ગુસ્સે થશે. અમારે તો વેપાર કરીને જ પેટ ભરવાનું હોય છે.'

મયનાગુડિ બજારમાં તરણીબાબુની મોટી સાઇકલની દુકાન છે. વળી, જુદી જુદી વસ્તુઓની એજન્સી છે. તરણીબાબુની વાત સાંભળી વીરેનબાબુ રઘુનાથ તરફ જુએ છે — તેની પણ દુકાન છે, તેનો પણ આ જ મત છે.

'કાકા, અમે વાત કરી એટલું સમજી ગયા છીએ કે સરકારના પ્રસ્તાવથી કોઈ રાજી થશે નહિ, કોઈ ભય પણ પામશે નહિ. અમારા તેર જણ પાર્ટનરોમાંથી પાંચ જણને તમે ક્યારેય પામશો નહિ. તેઓ રૂપિયા આપીને ખાલી થયા છે અને રૂપિયા મેળવીને જ ખુશી થશે. વળી એ પાંચ જણમાંથી કોઈ કોઈ ખરી પણ પડે — ઝઘડાના ભયથી. પણ એ બે-એક જણને ખાતર હવે અમે પાછા ફરી જઈ શકીએ નહિ. તેથી હવે તમે જ નક્કી કરો કે કોને કોને લઈને પેલી મીટિંગમાં જાય.' નકુલ કહે છે.

'તમને તેર જણને જ પણ મીટિંગમાં બોલાવ્યા છે. મને સેક્રેટરી હિસાબે ચિઠ્ઠી મોકલી છે. પેલા તેર જણને ખબર આપી આ ચિઠ્ઠીમાં તેમની સહી લઈ રાખજો. પણ એ તેર જણને કંઈ નહિ તો એક વાર તો મીટિંગમાં મોં બતાવવું પડશે. એનું તમે ધ્યાન રાખજો. અને ઉત્તરખંડ પક્ષે જેઓ બરાબર વાત કરી શકે માત્ર તેમને જ મોકલો.' વીરેનબાબુ કહે છે.

'મેં પણ એ જ કહ્યું છે કાકા.' જગદીશ બોલે છે, 'એટલે આપ તો છો જ, પણ તમે એકલા તો કેટલી વાત કરશો? જો પેલા જુનિયર વકીલોમાંથી એકબેને લઈ જવામાં આવે તો સારું રહે. જુનિયરો હલ્લાગુલ્લા કરી શકે — આપ છેલ્લે વાત કરજો.'

નકુલ હસી પડીને કહે છે, 'અરે કાકાને તો મોં ઊંચું કરવું પડશે, હાથ ઊંચો કરવો પડશે, ગળું ચોખ્ખું કરવું પડશે — તે પછી વાત કરશે. તે દરમ્યાન તો સરકારી પાર્ટીના લોકો જિન્દાબાદ જિન્દાબાદ કરી દેશે.' બધાય હસી પડે છે. જરા મૃદુ હાસ્ય કરી વીરેનબાબુ કહે છે, 'તમે કોની વાત વિચારો છો? કોણ તૈયાર થશે?'

'મેં તો વિચારી છે દેવનાથ માસ્ટરની વાત અને સિલિગુડિના ઉમા વકીલની વાત.' નકુલ બોલીને વીરેનબાબુ તરફ જોઈ રહે છે. વીરેનબાબુ જરા વિચાર કરે છે. પછી નજર નીચે ઢાળી બોલે છે, 'એ તૈયાર થશે?'

આ સાંભળી પેલા બધા ચૂપ રહે છે.

વીરેનબાબુ વાત આગળ ચલાવે છે, 'દેવનાથ ઉપસ્થિત રહે તો બહુ સારું થાય. રાજવંશી સમાજનો એકમાત્ર પીએચ.ડી., પણ એ તો યુનિવર્સિટીમાં નોકરી

માટે પ્રયત્ન કરે છે; તે શું આ બધામાં બંધાઈ જવા ઇચ્છશે? અને ઉમાપદ પણ બહુ જ સારો છે, પણ એ તો કૉન્ગ્રેસનો હતો.'

'કોન્ગ્રેસ તો, કાકા, ઉત્તરખંડનો જ ભાગ.' જગદીશ બોલે છે.

'પણ, તેને તો બધા ઓળખતા નથી. ઉમાપદ સિલિગુડિ કોર્ટમાં ઘણા વખતથી પ્રેક્ટિસ કરે છે. હવે જો સરકાર પ્રમાણિત કરી દે કે ઉત્તરખંડની પાછળ કૉન્ગ્રેસ છે તો તો તે એવો પ્રચાર કરશે કે તમે કોઈ વાત કરી શકશો નહિ.' વીરેનબાબુની વાત સાંભળ્યા પછી બધા જ ચૂપ થઈ જાય છે.

વીરેનબાબુ ફરીથી બોલે છે, 'પણ તમે બહુ સારું વિચારો છો. એક કામ કરો, દેવનાથને તૈયાર કરાવો, તેને કશી વાત કરવી પડશે નહિ. પણ આપણને જરૂર પડે તો તે બોલશે.' વીરેનબાબુ જરા અટકી જાય છે, પછી કહે છે, 'દેવનાથને કહો કે આથી તેને નોકરીમાં પણ સુવિધા થશે. અને કોચબિહારના સંતોષને બોલાવો.'

'સંતોષ એટલે સંતોષ એટર્ની?' સુરેન પૂછે છે.

'અત્યારે એડવોકેટ. પણ સંતોષ સાથે તમારે પહેલાં કશી વાતચીત થઈ નથી? હું તો જેટલું જાણું છું તે પ્રમાણે આ બાબતમાં તે સપોર્ટ પણ કરશે. સંતોષ જો બધું ના જાણતો હોય તો તે તૈયાર ના પણ થાય. એ આવે તો તમે જે ચાહો છો તે બહુ સારું થાય — બહુ જ સ્ટ્રૉંગલી આર્ગ્યુ કરી શકે. તમે કાલે જ જાઓ. મારું નામ દઈને કહો. એને લઈ આવો.' વીરેનબાબુ અટકી જાય છે. બધા થોડા ચૂપ રહે છે. પછી તરણીબાબુ કહે છે, જાણે બેસી રહ્યા છે એટલે જ કહે છે, નહીં તો તો બોલત નહિ — 'એક બીજો ઉપાય વિચારી જોઈએ તો કેવું?'

'ઉપાય એટલે?' સુરેન પૂછે છે.

'એટલે, સરકારે કહ્યું — ઉત્તરખંડ કરવો ચાલશે નહિ, અને તમે બધાએ કહ્યું કે ઉત્તરખંડ અને ફંક્શન બન્ને કરવાનાં જ, એમાં તો હવે કશી સમાધાનની સંભાવના નથી. હું કહેતો હતો કે છેલ્લા દિવસનું સરઘસ આરંભ કરવાનું સ્થળ બદલવા જો તૈયાર થાવ તો સરકાર કદાચ બીજું કશું બોલી શકશે નહિ, એટલે કે ઇચ્છા કરશે તોપણ બોલી શકશે નહિ.'

'સરઘસ એટલે જલ્પેશ્વર અભિયાન?' તિલક પ્રશ્ન કરે છે.

'હા', તરણીબાબુ કહે છે.

'એટલે કે સરઘસ નીકળે નહિ?' તિલક પૂછે છે.

'ના, ના; સરઘસ તો નીકળશે. સાંભળો, તમે બધા તૈયાર થાવ તો પેલા શ્રીદેવીના નાચ પછી ત્યાંથી સરઘસ ના નીકળે, પણ ચાર રસ્તેથી નીકળે, તો બીજું કશું નુકસાન નથી.' તરણીબાબુ કહે છે.

'એ રીતે અરસપરસ વાત વિચારી લેજો ને ત્યારે. તો તો તમે આવો, કાલની હેરાફેરી કરી, શું થયું છે તે જણાવજો.' વીરેનબાબુ ઊભા થાય છે.

# 162

# જલપાઈગુડિ સર્કિટ હાઉસનું સ્થાપત્ય

જલપાઈગુડિ સર્કિટ હાઉસમાં મીટિંગનો ખંડ ખૂબ નાનો છે. ખરેખર તો આ મીટિંગ માટેનો ખંડ જ નથી, જમણનો ખંડ છે. એક નાના પાર્ટિશન વડે બેસવાની જગ્યા અલગ કરવામાં આવી છે. એ અંગ્રેજ અમલ દરમ્યાન ટૂરમાં આવેલા ગવર્નમેન્ટ ઑફિસરોને માટે આ રીતનું બંગલાના જેવું સર્કિટ હાઉસ તૈયાર કરવામાં આવ્યું હતું. જલપાઈગુડિ શહેર જિલ્લાનું મુખ્ય શહેર છે; તે ઉપરાંત કમિશનર જલપાઈગુડિમાં જ રહે છે. તેથી જિલ્લાના ઑફિસરોને ટૂરમાં આવવાનો કોઈ યોગ જ નહોતો. એક આવતા કલકત્તાથી ગવર્નમેન્ટના સૌથી મોટા કર્તાહર્તા. બીજા જિલ્લામાંથી ઑફિસરો કમિશનરને મળવા, અથવા જિલ્લા કોર્ટમાં સાક્ષી આપવા આવતા. ભારતીય ઑફિસરો સ્વતંત્રતા પહેલાં આ સર્કિટ હાઉસમાં બહુ આવતા નહિ — તેઓ, ઊલટા, સ્ટેશન પાસેનો ડાકબંગલો પસંદ કરતા. સર્કિટ હાઉસ મુખ્યત્વે હતું સાહેબલોકોને માટે જ. સાહેબલોકોનો વિચાર કરીને જ સ્થળ પસંદ કરવામાં આવ્યું હતું. અત્યારે આ રસ્તાની પૂર્વે તિસ્તાના કાંઠે કમિશનરનો, ડિસ્ટ્રિક્ટ જજનો, ડેપ્યુટી કમિશનરનો અને ડિવિઝનલ ફૉરેસ્ટ ઑફિસરનો — એમ બધાના મોટા મોટા બંગલાઓ છે — લાલ ઈંટ, ઢળતાં છાપરાં, અને વીઘા-વીઘાના બગીચા. રસ્તાની પશ્ચિમે મોટું જાંબુવાડિયું છે, તેની પાસે કોરલા નદી છે. આ કોરલા નદીને કાંઠે જાંબુવાડિયાની દક્ષિણ સીમા પર એક માળનું સ્વચ્છ, સુંદર સર્કિટ હાઉસ છે.

એનું સ્થાપત્ય પણ બંગલાઓથી અલાયદું છે. ત્રણ તરફ — સામે, ડાબે અને જમણે પહોળો વરંડો છે થાંભલાવાળો. બેઠા ઘાટનો — આટલો બેઠો ઘાટ આ બાજુ જોવામાં પણ ના આવે. સામેના વરંડામાંથી પ્રવેશી બેઠકખંડ છે અને પાર્ટિશન દ્વારા ભાગ કરેલો જમવાનો ખંડ છે. એ ઓરડા તરફ મોં કરેલા પાછળ માત્ર ત્રણ સૂવાના ખંડ છે. થાંભલા સાથે મેળ રાખીને છાપરું એક ઢાળવાળું નથી, વરંડાઓની ઉપર એક છાપરું અને તેના એક પગથિયા પર ઓરડાઓની ઉપર બીજું એક છાપરું છે. ઉપરના છાપરાની વચ્ચે થઈને એક ચીમનીને બાંધેલો નળ છે. એ હવે તો કોઈ કામમાં આવતો નથી — ઠંડી ઓછી થઈ છે એટલે નહિ, ઠંડીમાં લાકડાંને સળગાવનારા લોકો હવે નથી એટલે. પણ રસ્તાની સામી બાજુના બંગલાઓ અને આ સર્કિટ હાઉસની હારનીય પછી, કોર્ટ બિલ્ડિંગના ઇન્ડિયન રેડ રંગની સામે આ રૂપકડા ઘરનો આછો પીળો રંગ હવે જ્યારે બદલવાનો હોય ત્યારે આ ચીમનીનો રંગ પણ બદલાય.

સર્કિટ હાઉસ અત્યારે સર્કિટ હાઉસ જ છે. મંત્રીઓ, મોટા મોટા ઑફિસરો અહીં આવીને રહે છે. પણ મંત્રીઓના આવવાને કારણે જ સર્કિટ હાઉસનો વહેવાર

થોડો બદલાયો પણ છે. મંત્રીઓની સાથે મીટિંગો સર્કિટ હાઉસમાં જ થાય છે — એ મીટિંગ ઑફિસરો સાથે પણ હોઈ શકે, તે સર્વદળોની મીટિંગ પણ હોઈ શકે. મીટિંગને માટે કોઈ હૉલ નહિ હોવાથી જમવાની જગ્યાએ જમવાના લાંબા ટેબલને ફરતી મીટિંગ બેસે છે. તેથી ઘણીયે વાર જગ્યા પૂરતી થતી નથી, ત્યારે ચૅરની બીજી હાર ગોઠવવી પડે છે. પણ આ જમવાના ઓરડાનું ટેબલ અને એક હાર ચૅરની પાછળ બીજી હાર ગોઠવવામાં હરવાફરવાની જરાયે જગ્યા રહેતી નથી. અંદરથી કોઈ બહાર નીકળવા જતાં સ્ટીલની ચૅરમાંથી ઊભા થઈ ચૅરને વાળી જગ્યા કરવી પડે છે. તેથી મોટા ભાગનો સમય એવી મોટી મીટિંગની ભીડ ઓરડામાંથી વરંડામાં ઊપસી આવે છે. વરંડાના દરવાજામાં લોકો ભીડ કરી રહે છે. તે ઉપરાંત પણ બેસવાની જગ્યા અને જમવાની જગ્યા — એમ ભાગ કરતું જે પાર્ટિશન છે એ પાર્ટિશનની પાસે પણ લોકો ભીડ જમાવે છે.

એ દિવસની મીટિંગમાં એટલી ભીડ થઈ નથી, કારણ બાબત શહેર વિશેની નથી; મયનાગુડિની છે. પણ શ્રીદેવીનું ફંક્શન રદ થઈ શકે એવી એક વાત ફક્ત એક જ દિવસમાં જલપાઈગુડિ શહેરમાં સહજપણે વહેવા લાગી હતી. એટલે ખરેખર શું છે તે જાણવા કોઈ કોઈ આવ્યા હતા. પણ મીટિંગની અંદર જાય નહિ છતાં મીટિંગમાં શું થાય છે તે વિશે ઉદ્વિગ્ન એવા મયનાગુડિના લોકો ઘણા બધા આવી પહોંચ્યા છે. જેઓ આવ્યા છે તેમાં આ ઉત્તરખંડ સંમેલન અને સાંસ્કૃતિક અનુષ્ઠાનના અનેક જાતના કાર્યકર્તાઓ તો છે જ; તે ઉપરાંત જેઓએ ટિકિટ ખરીદી છે, ફંક્શન જોવા જવાના છે, તેમનો પણ મોટો ભાગ છે.

કાર્યકર્તાઓમાંથી જેઓ મીટિંગમાં દાખલ થઈ શક્યા નથી તેઓ જ માત્ર બહાર છે એવું નથી. એવા ઘણાયે બહાર વરંડામાં હેરાફેરા કરે છે અથવા વરંડાની ધારે જમીન તરફ પગ ઝુલાવી બેઠા છે — જેઓ આ સંમેલન અનુષ્ઠાનના કાર્યકર્તાઓ છે અને તેમની સાથે વિચારણા-ચર્ચા માટે જ આ મીટિંગમાં બોલાવવામાં આવ્યા છે. પણ આ કાર્યકર્તાઓ જાણે મીટિંગની જવાબદારી બીજાઓ પર છોડી દઈ તેઓ પોતે બહાર ઊભા છે — મામલા મુકદ્દમાનો સમય જેમ કોર્ટની બહાર રહે, વકીલ- એટર્ની એ બધા અંદર મામલો લડી લે.

જેઓ બહાર બેઠા હતા અને હેરાફેરી કરતા હતા, તેમની નજર આગળથી જ સંમેલન અને અનુષ્ઠાનનાં પોસ્ટરો મારેલી બસ કોર્ટ તરફ જતી હતી, અને કોર્ટથી પાછી ફરતી હતી. એટલે સુધી કે એક મીની બસની પાછળ 'મિસ્ટર ઇન્ડિયા' ફિલ્મની શ્રીદેવીની એક રંગીન છબિ લટકાવેલી હતી.

જલપાઈગુડિના એમ.એલ.એ. અને કોચબિહારના નાટાવાડિના એમ.એલ.એ. મંત્રીઓ છે. ડુયાર્સના બીજા એક એમ.એલ.એ. વનવિભાગના રાષ્ટ્રમંત્રી છે. એમાંથી કોઈ બહાર દેખાતા નથી, પણ મયનાગુડિના એમ.એલ.એ બહાર આવી ઘણાઓની

સાથે વાતો કરતા હતા. એમ.એલ.એ જ્યારે પહેલાં બહાર આવ્યા હતા ત્યારે તેમના હાથમાં એક જણે પોતાના કામની વાત કહીને ત્રણ કાગળ પકડાવી દીધા છે. એ કાગળોને વાળીને એમ.એલ.એ.એ જમણી મૂઠીમાં અલગ કરી પકડી રાખ્યા હતા. પણ એ જમણો હાથ જ એમણે એટલો બધો હલાવ્યો — ક્યારેક માથાની પાછળ લઈ જતા હતા, ક્યારેક કોઈની પીઠ પર રાખતા હતા, ક્યારેક કોઈને નાનો ધબ્બો મારતા હતા — કે જેથી એમ લાગતું હતું કે પેલા કાગળો વાળીને હાથની મૂઠીમાં ના રાખ્યા હોત તો તે તેમના હાથનો આ રીતે ઉપયોગ કરી શકત નહિ. એમ.એલ.એ.ના ઝભ્ભાનો રંગ અર્ધો મેલો હતો, ગળે ફરતી એક ચાદર વીંટાળેલી હતી. તેમને જોઈને એમ થતું કે આ મીટિંગ સાથે તેમનો સંબંધ સૌથી દૂરનો છે. છતાં ખરેખર તો આ મીટિંગ સાથે તેમનો સંબંધ બે તરફથી ગાઢ છે. ઘટના બની રહી છે મયનાગુડિમાં, તેથી સરકાર પક્ષને આશા છે કે તે અગાઉથી ચર્ચા-વાતચીત કરી કોઈ સમાધાન કરી આપશે. વળી અનુષ્ઠાન કર્તાઓને પણ આશા છે કે તે કોઈ ઉપાય બતાવી શકશે. પણ એમ.એલ.એ.ની વાતોમાં અને બોલવા-ચાલવામાં કોઈ ગંભીરતા જ દેખાતી નહોતી.

એમ.એલ.એ. વરંડાની ઉપર પણ સીડીની પાસે ઊભા હતા, એટલે બધાય તેને ઘેરી વળી ગોળ બનીને વાત કરતા હતા. એમ.એલ.એ. એક પચીસ-છવ્વીસ વરસના છોકરાની કાંધે હાથ મૂકી તેને કહે છે, 'એ કેવી વાત કરે છે તું? ઉત્તરખંડ પાર્ટીમાંય જોડાઈશ અને વળી મારી પાર્ટીમાંય જોડાઈશ?' છોકરો હસીને કહે છે, 'શા માટે નહિ, કહો ને?'

સમજાય છે કે તેઓ થોડી ગમ્મત કરવા રાજવંશી ભાષામાં એકબીજાની સાથે વાતો કરે છે.

એમ.એલ.એ. હસી પડીને કહે છે, 'મને તું સમજાવે છે? ટી.વી.નો ક્વીઝ? અચ્છા, હું તને પૂછું છું, જવાબ આપજે હોં! અમારે કૉમ્યુનિસ્ટ પાર્ટી જોઈએ છે, જે આખી દુનિયાને બદલશે. અને તું આ ઉત્તરખંડ ઇચ્છે છે જે આ તારા તિસ્તાના કાંઠા બદલશે. તો દુનિયા બદલાઈ જતાં તિસ્તાપાર પણ બદલાઈ જશે, પણ તિસ્તાપાર બદલાતાં શું દુનિયા બદલાશે? બોલ ક્ને? બોલ?'

છોકરો બે હાથ મોં પાસે લાવી જરા જરા હસતો હતો. તેના હાસ્યની શરમાળતામાં અને છતાં તેની પ્રતિભાપૂર્ણ ઉજ્જ્વળતામાં તે ખૂબ સુંદર દેખાતો હતો. ક્યાંક કોઈ એક સંવાદિતા હતી — પેલા એમ.એલ.એ.ના પહેરણની મલિનતા અને પરિશ્રમી શરીરની સ્વચ્છંદતા સાથે આ યુવકના સૌન્દર્યની સંવાદિતા હતી. પણ ક્યાંક એક અ-સંવાદિતા પણ જાણે હતી — એમ.એલ.એ.ના મુખમંડળની નિશ્ચયતાના ભાવ સાથે આ યુવકની સલજ્જ અનિશ્ચયતામાં. એમ.એલ.એ.ની વાતને અંતે હાસ્યની ચમક ઊઠે છે. એ પૂરી થયા પછી યુવક બોલી ઊઠે છે, 'એ માટે તો દુનિયા બદલવાના કામમાં લાલ ઝંડો કરી તમને એમ.એલ.એ. બનાવ્યા છે, અને ઉત્તરખંડના

કામમાં ઉત્તરખંડમાં જોડાઉં છું.' એ વાતથી હાસ્ય વધારે વધી જાય છે— એમ.એલ.એ. છોકરાની કાંધ પરથી હાથ ઉતારી લઈ પાછો ફરી તેની પાછળ એક ધબ્બો મારે છે. યુવક નૃત્યની ભંગિ કરી ખસી જાય છે. ભીડ બદલાઈ જાય છે.

પાછળથી એક જણ આગળ આવી કહે છે, 'હે એ, હેમેનદાદા, ખોટી ખોટી વાતો કરો નહિ. જો આ ફંક્શન રદ કરશો તો કુરુક્ષેત્ર રચાશે, એ એક વાત સમજી લેજો.'

એમ.એલ.એ. હેમેનદા હસીને કહે છે, 'અરે, કુરુક્ષેત્ર અટકાવવા માટે તો આ મીટિંગ બોલાવી છે. તો તમે બનાવ્યું છે ઉત્તરખંડ અને લાવવાના છો પેલાં મુંબઈથી શ્રીદેવીને. પેલાં વળી મદ્રાસનાં છોકરા-છોકરી. આ કેવું તમારું ઉત્તરખંડ — મયનાગુડિ, મદ્રાસ, મુંબઈ?'

પાછળથી એક છૂપો અવાજ સંભળાય છે, 'તમે જે શિખવાડ્યું છે તે — દુનિયાના મજૂરો એક થાવ.'

'કોણ રે?' કહી એમ.એલ.એ. બધાના હસવાનાની વચ્ચેથી માથું નીચું કરી છૂપા અવાજને શોધે છે.

'એય કોણ રે?' જે પહેલાં બોલ્યો હતો તે ડોક ફેરવી ધમકાવતો હોય તેમ ફરીથી એમ.એલ.એ.ને કહે છે. 'હવે અત્યારે તમે મીટિંગ પહેલાં એક વિચારણા કરી લો, પછી મીટિંગમાં જાવ.'

'અમારે વળી વિચાર - બુદ્ધિ ક્યાં છે? કૉન્ગ્રેસના બધા માણસોએ તો ઉત્તરખંડમાં જોડાવાનું કર્યું છે. એમની બુદ્ધિ ગઈ છે પશ્ચિમ બંગાળમાં અને કૉન્ગ્રેસની સરકાર બનવાની કોઈ આશા નથી; લોકો અહીં ઉત્તરખંડ બનાવી ત્યાં ગુરખાલેન્ડ બનાવી, પેણે વળી ઝારખંડ કરી વામફ્રન્ટની સરકારને બાઉન્સ કરવા ધારે છે. બુદ્ધિ લાવોને કૉન્ગ્રેસના દેઉનિયાઓની. અમારે બુદ્ધિ ક્યાં વળી?' એમ.એલ.એ.એ હસતાં હસતાં જ વાત શરૂ કરી હતી, પણ વાત પૂરી કરે છે થોડો ગુસ્સો ભેળવીને. જે માણસે વાત શરૂ કરી હતી તે બોલે છે : 'સારું કર્યું છે ને — કૉન્ગ્રેસે જ સંમેલન પણ કર્યું છે અને શ્રીદેવીને પણ નચાવી છે. તો તમે કશું કરતા નથી. એ- ય હેમેનદા, જરા વિચાર કરો, વિચાર!'

ઓરડામાંથી બૂમ પડે છે, 'હેમેન, આવો.'

આટલી વાર પર્યટનમંત્રી તૈયાર થતા હતા. સવારે તૈયાર થતાં એમને થોડો સમય લાગે છે. તેમની બૂમ આવતાં જ એમ.એલ.એ. ઓરડા તરફ ફરે છે; ભીડ ખસી જાય છે; ઘણાય એમ.એલ.એ.ની સાથે સાથે જ ઓરડામાં પ્રવેશે છે. કોઈ કોઈ ફરીથી વરંડામાંથી મેદાનમાં ઊતરી જાય છે. બેએક જણ મીટિંગના ઓરડાની બારી પાસે ઊભા રહે છે.

# 163

# સંમેલન અને કાર્યક્રમ વિશે સરકારની વિચારણા

ટેબલ ફરતાં બધાને બેસવામાં થોડો સમય જાય છે. ડેપ્યુટી કમિશનર, એડિશનલ ડી.સી., એડિશનલ એસ.પી., સદર એસ.ડી.ઓ., ડી.સી.પી. — એ બધાને બેસવાની જગ્યા સોફા પર છે; અને મયનાગુડિના ઓ.સી. અંદર જવાના દરવાજા પાસે એક લાકડાની ચેરમાં બેઠા હતા. પર્યટનમંત્રી બહાર આવ્યા નથી, એટલે મીટિંગ ભલે શરૂ ના થઈ હોય, પણ તે પહેલાં જ શિલ્પમંત્રી બહાર આવે છે, 'સુવિમલદાને બોલાવો'. કહી ઊભા રહેતાં જ બધા ઑફિસરો ઊભા થયા હતા. શિલ્પમંત્રી તેમને 'બેસો' એમ કહેવા છતાંય તેઓ બેસતા નથી. પણ તેમના લોકો તેમને જમવાને સ્થળેથી પેલી તરફની મીટિંગની જગ્યા તરફ બોલાવીને લઈ જાય છે ત્યારે ઑફિસરો ફરીથી બેસી જાય છે. આની થોડી વાર પછી વનવિભાગના રાષ્ટ્રમંત્રી બહાર આવી દરવાજામાં ઊભા રહી થોડું આમતેમ જુએ છે. મયનાગુડિ થાણાના ઓ.સી. ઊભા થઈ જાય છે. થોડી વારે એસ. ડી. ઓ., પણ ડી.સી. અને એ.ડી.સી. ઊઠવાની ભંગિ જ કરે છે.

કશુંક યાદ આવતાં એસ.ડી.ઓ, તેમની પાસે જઈ કહે છે, 'સર, આ એકદમ જ બીજી મીટિંગ છે એટલે ડી.એફ.ઓ. આવ્યા નથી, પણ તેઓ તેમની ઑફિસમાં છે. તમારે સમય હોય તો બોલાવજો. હું એમને ફોન કરી દઈશ.'

'સમય તો તમારા હાથમાં છે. મીટિંગ જ્યારે પૂરી કરશે, ત્યારે. અચ્છા તો,' કહી તે ફરીથી અંદર ચાલી જાય છે.

વળી થોડી વાર પછી પર્યટનમંત્રી બહાર આવે છે. એમને થોડી હાંફ ચઢવાની તકલીફ છે. ખૂબ જ પાતળી ધોતી પર જાડો ગરમ પંજાબી પહેર્યો છે, અને તેની ઉપર સફેદ ગરમ ચાદર છે — છતાં જાણે મોં-આંખ ફૂલેલાં ફૂલેલાં લાગતાં હતાં! તે આવીને ઊભા રહેતાં જ બધાય ઊભા થઈ જાય છે, ઑફિસરો બહાર નીકળે છે, હવે મીટિંગ શરૂ થશે. પર્યટનમંત્રી મીટિંગના સ્થળ તરફ જતાં પાછા ફરીને પૂછે છે, 'હેમેન ક્યાં છે? તેનો તો વિષય છે!'

એસ.ડી.ઓ. કહે છે, 'એ તો બહાર જ છે, સર.'

પર્યટનમંત્રી બહારના દરવાજા તરફ બે ડગલાં જઈ જોરથી બૂમ પાડે છે, 'હેમેન, આવો.' પછી તે મીટિંગની જગ્યાએ જઈ ટેબલના છેડાની ચેરમાં બેસી જાય

છે. તેમની પાછળ પાછળ ઑફિસરો આવી પર્યટનમંત્રીની ડાબી તરફની ચૅરમાં બેસે છે — એક ચૅર શિલ્પમંત્રી માટે ખાલી રાખીને. પહેલાં ડી.સી. પછી એ.ડી.સી., એ.ડી.સી.ની પાસે એ.એસ.પી., તેની પાસે એસ.ડી.ઓ., ડી.એસ.પી. મયનાગુડિ થાણાના ઓ.સી., ડી.એસ.પી.ને પૂછે છે, 'સર, તો હું પેલી બાજુ રાહ જોઉં છું; જરૂર હોય તો બોલાવજો.'

'ના, ના, તમારે જ બ્રિફ કરવાની છે, અહીં બેસો.'— કહી પોતાની બાજુની ચૅર બતાવે છે. ઓ.સી. ચૅરને જરા ખસેડીને અંદર આવે છે; બીજી એક ખસેડી બેસે છે. પણ ચૅર ટેબલના લગભગ છેડાના ભાગમાં છે, એટલે સમજાતું નથી કે તે ચૅર થોડી ખસેડીને બેઠા. કદાચ મનમાં એવું હોઈ શકે કે તે પર્યટનમંત્રીની બરાબર સામે થવા માટે જરા ખૂણામાં રહ્યા.

એ બધા બેસતાં બેસતાં જે બધા બહાર હતા તે બધા અંદર પ્રવેશે છે. શિલ્પમંત્રી પ્રવેશે છે. શિલ્પમંત્રી જલપાઈગુડિના એમ.એલ.એ. છે. તેમને ઑફિસરોની પાછળ થઈ ટેબલને છેડે જઈ ઊભા રહેવાનું થાય છે. તે જુએ છે કે તેમને માટે એક ચૅર ખાલી રાખવામાં આવી છે. એ ચૅરને ખેંચી તે ખસેડી લાવે છે, અને ટેબલથી જરા દૂર પણ પર્યટનમંત્રીની લગભગ પાસે લઈ જાય છે. તેથી આ તરફથી જવાઆવવામાં થોડી મુશ્કેલી થશે, પણ તે ત્યાં જ બેસી પડે છે. સામાન્યપણે એવી પદ્ધતિ છે કે જિલ્લાની આ પ્રકારની મીટિંગમાં જિલ્લાના કેબિનેટ મંત્રી જો કોઈ હોય તો તે જ સભાપતિપદ સંભાળે છે. શિલ્પમંત્રીની જ એ ક્ષેત્રમાં સભાપતિપદ સંભાળવાની વાત છે. પણ સુવિમલબાબુ કોઈ પણ મીટિંગમાં મુખ્ય આસને બેસી જાય છે. તે તેમની ઉંમરના કારણે પણ હોય, વળી કદાચ પાર્ટીના સંબંધે પણ હોય. અલબત્ત આ ક્ષેત્રે તો સભાપતિના નામનો કોઈ પ્રસ્તાવ મૂકતું નથી. ચર્ચા જો લખવાની હોય, તો તેમાં મંત્રીઓનાં નામ એક પછી એક આવશે. તેમ છતાં સભાની પરિચાલનાનો એક નિયમ હોય જ. તે ઉપરાંત, આ ઘટના સાથે સુવિમલબાબુ જોડાયેલા પણ નથી. પેલી ચૅર સભાપતિની ચૅર એવું પણ નક્કી થયું નથી. તેમ છતાં શિલ્પમંત્રીને જ એ ચૅરમાં બેસવાની વાત છે. તે જો પહેલાં આ સ્થળે આવત તો પેલી ચૅરમાં જ બેસત. પણ અત્યારે સુવિમલબાબુ એ ચૅરમાં બેસી જવાથી તે તેમની ચૅરને જરા ખસેડી લાવી પોતાની બેસવાની જગ્યાને વિશિષ્ટ કરવા ઇચ્છે છે.

સુવિમલબાબુની જમણી તરફની પહેલી ચૅરમાં વનવિભાગના રાષ્ટ્રમંત્રી ભુવનમોહન રાય છે— એ જ એક રાજવંશી મંત્રી છે. તેમની પાસે મયનાગુડિના એમ.એલ.એ. હેમેનબાબુ. તે પછીથી ઉત્તરખંડ અને અનુષ્ઠાનના લોકો બેઠા છે. પણ તેમના બધાની જગ્યા થઈ નથી, તેથી પહેલી હારની પાછળ સ્ટીલની ચૅર ગોઠવવામાં આવે છે. એ દ્વિતીય હારના બધાનું બેસવાનું પૂરું થવાની પહેલાં જ

સુવિમલબાબુ એક વાર જમણી અને પછી ડાબી તરફ જોઈને કહે છે, 'શરૂ કરો; મીટિંગ વધારે વાર કરવામાં આવશે નહિ. તમારી જે સમસ્યાઓ હોય તે બધી પહેલાં બોલો.'

વાત કોણ પહેલી શરૂ કરશે તેને માટે થોડું આમતેમ થાય છે. ડી.સી. જુએ છે ડી.એસ.પી.ની તરફ, અને ડી.એસ.પી. જુએ છે ઓ.સી.ની તરફ. તે ઓ.સી. જોઈ શકતા નથી, કારણ તે વિચારે છે કે ઉત્તરખંડવાળા જ વાત પહેલી શરૂ કરશે, એ માટે વીરેનબાબુ તરફ જુએ છે. વીરેનબાબુ ટેબલ તરફ જોતા હતા, એટલે ઓ.સી.ની નજર જોઈ શકતા નથી. પણ નકુલ બધાય તરફ જોતો હતો, એટલે સમજી જાય છે કે ઓ.સી. વીરેનબાબુને શરૂ કરવા કહે છે. વીરેનબાબુ ખૂબ ધીરેથી સંતોષબાબુને કહે છે, 'સંતોષ બોલો.'

સંતોષબાબુને કોચબિહારથી આવવાનું થયું છે. તે ગળું ખોંખારી કહે છે, 'ઑનરેબલ મિનિસ્ટર્સ, અમે તો પ્રોપર પરમિશન લઈ ફંક્શન કરીએ છીએ. આજે બુધવાર છે. શનિવારે અમારું ફંક્શન શરૂ થાય છે. કેવળ લાખો રૂપિયા ઇન્વોલ્વ છે તે જ નથી, હજારો લોકો આવશે. અત્યારે આ મીટિંગ બોલાવવી કેમ પડી તે અમે સમજી શકતા નથી.' સંતોષબાબુના અવાજમાં એક જુસ્સો છે. એ જુસ્સો એટલો બધો છે કે આટલા નાના ઓરડામાં આ કેટલાક માણસોની મીટિંગમાં કઢંગું લાગે છે. આ મીટિંગમાં પછીથી આ જાતનો જાડો અવાજ આવવાની વાત હોઈ શકે ભલે, પણ આરંભમાં થવાની વાત હતી જાણે બીજી કોઈ રીતે.

સુવિમલબાબુએ સફેદ ચાદરમાં મોં ઢાંકી દીધું હતું. મોં પરથી ચાદર ખસેડતા નથી, પણ ચાદરની અંદરથી હાથ ખસેડતાં તેમની વાત સ્પષ્ટ સમજાય છે. તે તેમના સ્વાભાવિક અવાજે જ વાત કહે છે પણ તેમનો સ્વાભાવિક અવાજ જ બહુ ભારે છે. તેથી સંતોષબાબુની જુસ્સાભરી વાતના જવાબમાં તેમની વાત જુસ્સાભરી ભલે ના સંભળાય પણ કઠોર તો લાગે છે, 'તમને તો કશું કહ્યું નથી. તમે ફંક્શન માટે પરમિશન લીધી છે તે જ ફંક્શન તમે કરજો. પણ જેમણે પરમિશન લીધી નથી તેઓ તમારા ફંક્શન સાથે ભળી કોઈ ફંક્શન કે કૉન્ફરન્સ કરી શકશે નહિ.'

સંતોષબાબુની વાત અને સુવિમલબાબુના જવાબ પછી બધા એકાએક ચૂપ થઈ જાય છે. કોઈને ખબર પડતી નથી કે કઈ વાત લઈને સભા ફરીથી ચાલુ થશે. સુવિમલબાબુ ચાદરની અંદર તેમનો હાથ ફરીથી મોં પાસે લઈ જાય છે.

સુસ્થિર થોડી વાર પછી બોલી ઊઠે છે, 'અમારે એક વાત કહેવાની હતી.' જાણે કોઈ તેને અનુમતિ આપશે એમ સુસ્થિર જરા રાહ જુએ છે. પછી બોલે છે, 'તો પછી અમને આ મીટિંગમાં બોલાવવાની કોઈ જરૂર નહોતી. સરકાર અમને જણાવી દઈ શકત કે ઉત્તરખંડ સંમેલનની પરમિશન નથી. અમે નક્કી કરી લેત કે સરકારના નિષેધ છતાં અમારે સંમેલન ભરવું કે ના ભરવું.' સુસ્થિરની વાતના

છે. તેમની પાછળ પાછળ ઑફિસરો આવી પર્યટનમંત્રીની ડાબી તરફની ચૅરમાં બેસે છે — એક ચૅર શિલ્પમંત્રી માટે ખાલી રાખીને. પહેલાં ડી.સી. પછી એ.ડી.સી., એ.ડી.સી.ની પાસે એ.એસ.પી., તેની પાસે એસ.ડી.ઓ., ડી.એસ.પી. મયનાગુડિ થાણાના ઓ.સી., ડી.એસ.પી.ને પૂછે છે, 'સર, તો હું પેલી બાજુ રાહ જોઉં છું; જરૂર હોય તો બોલાવજો.'

'ના, ના, તમારે જ બ્રિફ કરવાની છે, અહીં બેસો.'— કહી પોતાની બાજુની ચૅર બતાવે છે. ઓ.સી. ચૅરને જરા ખસેડીને અંદર આવે છે; બીજી એક ખસેડી બેસે છે. પણ ચૅર ટેબલના લગભગ છેડાના ભાગમાં છે, એટલે સમજાતું નથી કે તે ચૅર થોડી ખસેડીને બેઠા. કદાચ મનમાં એવું હોઈ શકે કે તે પર્યટનમંત્રીની બરાબર સામે થવા માટે જરા ખૂણામાં રહ્યા.

એ બધા બેસતાં બેસતાં જે બધા બહાર હતા તે બધા અંદર પ્રવેશે છે. શિલ્પમંત્રી પ્રવેશે છે. શિલ્પમંત્રી જલપાઈગુડિના એમ.એલ.એ. છે. તેમને ઑફિસરોની પાછળ થઈ ટેબલને છેડે જઈ ઊભા રહેવાનું થાય છે. તે જુએ છે કે તેમને માટે એક ચૅર ખાલી રાખવામાં આવી છે. એ ચૅરને ખેંચી તે ખસેડી લાવે છે, અને ટેબલથી જરા દૂર પણ પર્યટનમંત્રીની લગભગ પાસે લઈ જાય છે. તેથી આ તરફથી જવાઆવવામાં થોડી મુશ્કેલી થશે, પણ તે ત્યાં જ બેસી પડે છે. સામાન્યપણે એવી પદ્ધતિ છે કે જિલ્લાની આ પ્રકારની મીટિંગમાં જિલ્લાના કેબિનેટ મંત્રી જો કોઈ હોય તો તે જ સભાપતિપદ સંભાળે છે. શિલ્પમંત્રીની જ એ ક્ષેત્રમાં સભાપતિપદ સંભાળવાની વાત છે. પણ સુવિમલબાબુ કોઈ પણ મીટિંગમાં મુખ્ય આસને બેસી જાય છે. તે તેમની ઉંમરના કારણે પણ હોય, વળી કદાચ પાર્ટીના સંબંધે પણ હોય. અલબત્ત આ ક્ષેત્રે તો સભાપતિના નામનો કોઈ પ્રસ્તાવ મૂકતું નથી. ચર્ચા જો લખવાની હોય, તો તેમાં મંત્રીઓનાં નામ એક પછી એક આવશે. તેમ છતાં સભાની પરિચાલનાનો એક નિયમ હોય જ. તે ઉપરાંત, આ ઘટના સાથે સુવિમલબાબુ જોડાયેલા પણ નથી. પેલી ચૅર સભાપતિની ચૅર એવું પણ નક્કી થયું નથી. તેમ છતાં શિલ્પમંત્રીને જ એ ચૅરમાં બેસવાની વાત છે. તે જો પહેલાં આ સ્થળે આવત તો પેલી ચૅરમાં જ બેસત. પણ અત્યારે સુવિમલબાબુ એ ચૅરમાં બેસી જવાથી તે તેમની ચૅરને જરા ખસેડી લાવી પોતાની બેસવાની જગ્યાને વિશિષ્ટ કરવા ઇચ્છે છે.

સુવિમલબાબુની જમણી તરફની પહેલી ચૅરમાં વનવિભાગના રાષ્ટ્રમંત્રી ભુવનમોહન રાય છે— એ જ એક રાજવંશી મંત્રી છે. તેમની પાસે મયનાગુડિના એમ.એલ.એ. હેમેનબાબુ. તે પછીથી ઉત્તરખંડ અને અનુષ્ઠાનના લોકો બેઠા છે. પણ તેમના બધાની જગ્યા થઈ નથી, તેથી પહેલી હારની પાછળ સ્ટીલની ચૅર ગોઠવવામાં આવે છે. એ દ્વિતીય હારના બધાનું બેસવાનું પૂરું થવાની પહેલાં જ

સુવિમલબાબુ એક વાર જમણી અને પછી ડાબી તરફ જોઈને કહે છે, 'શરૂ કરો; મીટિંગ વધારે વાર કરવામાં આવશે નહિ. તમારી જે સમસ્યાઓ હોય તે બધી પહેલાં બોલો.'

વાત કોણ પહેલી શરૂ કરશે તેને માટે થોડું આમતેમ થાય છે. ડી.સી. જુએ છે ડી.એસ.પી.ની તરફ, અને ડી.એસ.પી. જુએ છે ઓ.સી.ની તરફ. તે ઓ.સી. જોઈ શકતા નથી, કારણ તે વિચારે છે કે ઉત્તરખંડવાળા જ વાત પહેલી શરૂ કરશે, એ માટે વીરેનબાબુ તરફ જુએ છે. વીરેનબાબુ ટેબલ તરફ જોતા હતા, એટલે ઓ.સી.ની નજર જોઈ શકતા નથી. પણ નકુલ બધાય તરફ જોતો હતો, એટલે સમજી જાય છે કે ઓ.સી. વીરેનબાબુને શરૂ કરવા કહે છે. વીરેનબાબુ ખૂબ ધીરેથી સંતોષબાબુને કહે છે, 'સંતોષ બોલો.'

સંતોષબાબુને કોચબિહારથી આવવાનું થયું છે. તે ગળું ખોંખારી કહે છે, 'ઑનરેબલ મિનિસ્ટર્સ, અમે તો પ્રોપર પરમિશન લઈ ફંકશન કરીએ છીએ. આજે બુધવાર છે. શનિવારે અમારું ફંકશન શરૂ થાય છે. કેવળ લાખો રૂપિયા ઇન્વોલ્વ્ડ છે તે જ નથી, હજારો લોકો આવશે. અત્યારે આ મીટિંગ બોલાવવી કેમ પડી તે અમે સમજી શકતા નથી.' સંતોષબાબુના અવાજમાં એક જુસ્સો છે. એ જુસ્સો એટલો બધો છે કે આટલા નાના ઓરડામાં આ કેટલાક માણસોની મીટિંગમાં કઢંગું લાગે છે. આ મીટિંગમાં પછીથી આ જાતનો જાડો અવાજ આવવાની વાત હોઈ શકે ભલે, પણ આરંભમાં થવાની વાત હતી જાણે બીજી કોઈ રીતે.

સુવિમલબાબુએ સફેદ ચાદરમાં મોં ઢાંકી દીધું હતું. મોં પરથી ચાદર ખસેડતા નથી, પણ ચાદરની અંદરથી હાથ ખસેડતાં તેમની વાત સ્પષ્ટ સમજાય છે. તે તેમના સ્વાભાવિક અવાજે જ વાત કહે છે પણ તેમનો સ્વાભાવિક અવાજ જ બહુ ભારે છે. તેથી સંતોષબાબુની જુસ્સાભરી વાતના જવાબમાં તેમની વાત જુસ્સાભરી ભલે ના સંભળાય પણ કઠોર તો લાગે છે, 'તમને તો કશું કહ્યું નથી. તમે ફંકશન માટે પરમિશન લીધી છે તે જ ફંકશન તમે કરજો. પણ જેમણે પરમિશન લીધી નથી તેઓ તમારા ફંકશન સાથે ભળી કોઈ ફંકશન કે કૉન્ફરન્સ કરી શકશે નહિ.'

સંતોષબાબુની વાત અને સુવિમલબાબુના જવાબ પછી બધા એકાએક ચૂપ થઈ જાય છે. કોઈને ખબર પડતી નથી કે કઈ વાત લઈને સભા ફરીથી ચાલુ થશે. સુવિમલબાબુ ચાદરની અંદર તેમનો હાથ ફરીથી મોં પાસે લઈ જાય છે.

સુસ્થિર થોડી વાર પછી બોલી ઊઠે છે, 'અમારે એક વાત કહેવાની હતી.' જાણે કોઈ તેને અનુમતિ આપશે એમ સુસ્થિર જરા રાહ જુએ છે. પછી બોલે છે, 'તો પછી અમને આ મીટિંગમાં બોલાવવાની કોઈ જરૂર નહોતી. સરકાર અમને જણાવી દઈ શકત કે ઉત્તરખંડ સંમેલનની પરમિશન નથી. અમે નક્કી કરી લેત કે સરકારના નિષેધ છતાં અમારે સંમેલન ભરવું કે ના ભરવું.' સુસ્થિરની વાતના

સમર્થનમાં પાછળની હારમાંથી ગુંજન ઊભો થાય છે, અને બોલવા લાગે છે. ગુંજનના બોલવાનો સૂર એવો છે કે જાણે તેને અટકાવી દેવો પડે. પણ ઑફિસરો અને સુવિમલબાબુ ફક્ત તે તરફ જોઈ રહે છે. એટલે તો ગુંજન વધારે જોશમાં આવીને બોલે છે. પછી અટકી જાય છે.

તેનીયે થોડી વાર પછી સુવિમલબાબુ કહે છે — આ વખતે મોં પરથી ચાદર ખસેડી લઈને — 'ઉત્તરખંડ શું, કયો ખંડ, ક્યાં, શેનું સંમેલન કરશે તેને માટે સરકારને કોઈ ચિંતા નથી. છતાં પણ કાયદા અનુસાર આ સંમેલન કરશે તેને માટે સરકારને કોઈ ચિંતા નથી. છતાંપણ કાયદા અનુસાર આ સંમેલનને માટે પણ પોલીસની પરમિશન લેવી પડે. પણ ફંક્શન માટે જે સ્થળની અનુમતિ આપી છે ત્યાં એ પ્રકારનું કોઈ રાજનૈતિક સંમેલન થાય તો કાયદાની શૃંખલાની પરિસ્થિતિ ખરાબ થઈ જાય. એ માટે જ સરકારે કહ્યું છે, ફંક્શનની જગ્યાએ ફંક્શન જ થશે; કોઈ સંમેલન કરશો તો તે ચાલશે નહિ. આ જ સીધી વાત!'

## 164

## શ્રીદેવીનો નાચ અને જલ્પેશ અભિયાન વિશે આર્ગ્યુમેન્ટ

મીટિંગમાં ફરીથી ચુપકીદી છવાઈ જાય છે. થોડી વારે ડી.સી. બૂમ પાડે છે, 'સર'. સુવિમલબાબુ ડી.સી. તરફ જોઈ રહે છે. 'આ બધા કલ્ચરલ ફંક્શનને માટે અમે બે જણને વિશેષપણે અનુરોધ કર્યો છે આવવા માટે — ઉપેનબાબુ અને સમીરબાબુ. ઉપેનબાબુનું શરીર ખરાબ —'

પાછળથી શિલ્પમંત્રી કહે છે, 'ઉપેનબાબુ એટલે ઉપેનદા? ઉપેન વર્મનમશાય?'

ડી.સી. એ તરફ ડોક ફેરવી કહે છે, 'હા, સર'.

'તે આ બધામાં છે કે નહિ?'

'ના, સર; પણ જિલ્લાના ઓલ્ડ સિટિઝન હિસાબે તેમની વાતનું એક વિશેષ મૂલ્ય હોઈ શકે. તે બપોરની વેળાએ એક વાર આવવાનો પ્રયત્ન કરશે એમ કહ્યું છે. પણ અમને કહ્યું છે કે આ બધા કલ્ચર ફંક્શનની સાથે કોઈ પોલીટિકલ બાબત જોડવી યોગ્ય નથી.' ડી.સી. ડોક ફેરવી વાત શિલ્પમંત્રીને કહે છે, એટલે મીટિંગમાં બધા તે સાંભળી શકતા નથી. પણ વાત સાંભળી શિલ્પમંત્રી સીધા થઈ કહે છે, 'તે મીટિંગમાં કહો કે ઉપેન્દ્રનાથ વર્મન જેવા સિનિયર માણસે પણ કહ્યું છે કે ફંક્શન ભલે થાય, પણ સંમેલન-ફંક્શન થાય નહિ.' શિલ્પમંત્રી એટલા જોરથી બોલે છે કે મીટિંગના બધા જ હાલવા લાગે છે. જાણે કે ઉપેનબાબુની વાત પછી એ વિશે બીજી

કોઈ વાત થઈ શકે નહિ, મીટિંગ જાણે પૂરી થઈ ગઈ. ઉપેન્દ્રનાથ વર્મનના નામનો પ્રતિભાવ વિશેષે તો ઉત્તરખંડીઓમાં હોય છે. રાજવંશી સમાજમાં બીજો કોઈ માણસ આખા દેશમાં આટલો સન્માનિત નથી. પણ તેમના જીવનની આ સફળતા છતાં પણ તેમણે ક્યારેય પોતાના રાજવંશી પરિચયને નીચો કરીને જોયો નથી. રાજવંશી સમાજના બીજા જે લોકો દેશના જુદે જુદે સ્થળે જુદી જુદી રીતે કંઈ સન્માન પામ્યા છે તેઓ હવે રાજવંશી નથી, અથવા રાજા પ્રસન્નદેવ રાયની માફક જમીનદાર છે. ઉપેન્દ્રનાથનો અસ્વીકાર કરવા ઉત્તરખંડીઓ પાસે પણ કોઈ કારણ નથી, સરકારને પણ નથી.

સંતોષબાબુ વીરેનબાબુ સાથે કાનમાં વાત કરી લઈ તેમનાથી જેટલા ધીમેથી બોલવાનું સંભવ છે તેટલું ધીમેથી બોલે છે, 'તો તો છેવટે એટલું નક્કી થયું કે કૉન્ગ્રેસીઓ ઉત્તરખંડ કરતા નથી. કારણ, ઉપેનબાબુ લાંબા સમયથી કૉન્ગ્રેસી છે.'

સંતોષબાબુની વાત બધા જ સાંભળી શકે છે, બધાને સંભળાવવા માટે જ તે બોલ્યા છે. કદાચ તેમનો મૂળ ઉદ્દેશ્ય એ હતો કે ઉપેનબાબુનું નામ લઈ મીટિંગમાં સરકારના વક્તવ્યને પક્ષે જે સમર્થન થઈ રહ્યું હતું તેને નષ્ટ કરી દેવું.

શિલ્પમંત્રી માથું ખંખેરી બોલી ઊઠે છે, 'સંતોષબાબુ, ઉપેનદાને આ બધી વાતમાં લાવશો નહિ. આફટર ઑલ હી ઈઝ એબવ પેટી પૉલિટિક્સ. અમારા બધાયના તે શ્રદ્ધેય છે. તેઓ જો આવશે તો બહુ સારું લાગશે.'

સંતોષબાબુ બોલી ઊઠે છે, 'અરે, અમે ક્યારે ઉપેનદાનું નામ લાવ્યા, તમે તો લાવ્યા છો. એ તો આ બધું કશું જાણતા જ નથી. તમે શી બ્રિફ કરી છે તે તો તમે જ જાણો છો. હવે તમે તેમનું નામ લઈ એક ડિસિઝન અમારી પર ઠોકી બેસાડવાની વાત કરો છો!'

સુવિમલબાબુ જરા હસીને કહે છે, 'તમારા જેવા એડવોકેટને બિહારથી પકડી લાવ્યા છે — ડિસિઝન શું હવે સહજમાં થશે?'

સંતોષબાબુ પણ જરા હસીને કહે છે, 'તે તો તમને પણ ભાઈ કોચબિહારમાંથી જ પકડી લાવ્યા છે. તો પછી તમેય વાત કરો નહિ, હું પણ વાત કરીશ નહિ — તેઓ જલપાઈગુડિની વાત અહીં બેસીને જ પતાવી દેશે.'

મયનાગુડિના એમ.એલ.એ. હો હો કરતા હસી પડે છે. ઑફિસરો પણ હસી પડે છે. સંમેલન અને અનુષ્ઠાનના લોકોમાં પણ એક ગણગણાટ ઊઠે છે— સમર્થન માટે. એ હસાહસ ને પરિણામે મીટિંગમાં જે એક ગરમી જામી હતી તે દૂર થઈ જાય છે.

એ હસાહસ અટકી જતાં વીરેનબાબુ ગળું સાફ કરે છે, પણ કોઈનું ધ્યાન જતું નથી. તે હાથ ઊંચો કરે છે. તે તરફ પણ કોઈનું ધ્યાન જતું નથી. એકદમ સંતોષબાબુ અંગ્રેજીમાં બોલી ઊઠે છે, 'મિસ્ટર મિનિસ્ટર્સ, કૃપા કરીને એક બાબત ધ્યાનમાં લો.

વીરેન્દ્રનાથ બસુનિયા, આ જિલ્લાના પહેલી હરોળના એક વકીલ, કલકત્તાની હાઈકોર્ટ પણ જેમના દ્વારા ઉપકૃત થઈ શકત, અને શ્રદ્ધેય ઉપેનબાબુની જેમ જ જે શ્રદ્ધેય છે તે. જોકે તમારી સમક્ષ હજુ સંભવતઃ એ અજ્ઞાત છે, તે વીરેનબાબુ કોઈ વાત કરવા માગે છે. અને તમારી જાણ માટે આ અવસરે જણાવી રાખું કે આજે આપણી વચ્ચે દેવનાથ રાય પણ છે — રાજવંશી સમાજના પ્રથમ પીએચ.ડી.!'

મયનાગુડિના એમ.એલ.એ. હેમેનબાબુ અને વનવિભાગના રાષ્ટ્રમંત્રી ભુવનમોહનબાબુ ટેબલ પર નીચા વળીને વીરેનબાબુ તરફ જુએ છે. વીરેનબાબુ ટેબલ તરફ જોઈ રહ્યા હતા; તે કદાચ પેલા બેને જોઈ શકતા નથી. હેમેનબાબુ કહે છે, 'કાકા, બોલો'. ભુવનમોહનબાબુ પણ બોલી ઊઠે છે, 'દાદા, બોલો, બોલો'. બધાય ચૂપ થઈ જાય છે. વીરેનબાબુ ફરીથી ગળું સાફ કરી બોલે છે, 'મારે એક વાત કરવાની છે — આને આપણે શું કાયદાની દૃષ્ટિએ જોઈએ છીએ, કે રાજનીતિની દૃષ્ટિએ જોઈએ છીએ કે પ્રશાસનની કાયદાની શૃંખલાની દૃષ્ટિએ જોઈએ છીએ?'

વીરેનબાબુ અટકી જાય છે. તેમના ધીમા અવાજની વાત સાંભળવા માટે ઑફિસરો ટેબલ પર આગળ આવે છે, સંમેલન અને અનુષ્ઠાનના લોકો પણ માથું આગળ લાવે છે, શિલ્પમંત્રી તેમની ચેરમાં બેસીને જ આગળ આવે છે. સંતોષબાબુ જ એક ચેરને ઠેલા મારી હસતે ચહેરે બધાનાં મોં તરફ જુએ છે. જાણે તે જાણે છે કે વીરેનબાબુ શું બોલશે અને તે બોલવાને પરિણામે પરિસ્થિતિ કેવી રીતે બદલાઈ જશે. અથવા વીરેનબાબુની એકદમ નજીક બેસીને તેમણે વાત બધા કરતાં સારી રીતે સાંભળી લીધી છે, એટલે સાંભળવા માટે તેમને કોઈ વધારાનો પ્રયત્ન કરવો પડતો નથી. જાણે કે વીરેનબાબુ તેમના પ્રશ્નના જવાબ માટે થોડો સમય આપે છે, પછી ફરીથી શરૂ કરે છે.

'માનનીય પર્યટનમંત્રી આ મીટિંગની શરૂઆતમાં બોલ્યા છે કે જેમણે અનુમતિ લીધી છે તેઓ ફંક્શન કરી શકશે. તેની સાથે સંમેલન કરી શકાશે નહિ. તેથી આ કાયદાનો પ્રશ્ન બને છે. વળી, તે પછીની બીજી જુદી જુદી ચર્ચામાંથી લાગ્યું છે કે સરકાર સંમેલન અને અનુષ્ઠાન એક જ સ્થળે થાય તેમાં કાયદા-શૃંખલા વિશે આશંકા ઉઠાવે છે. અમે સંમેલન પણ કરીએ છીએ અને અનુષ્ઠાન પણ કરીએ છીએ, અને તે બન્ને શાંતિપૂર્ણ ભાવે કરવા ઇચ્છીએ છીએ. તે ઉપરાંત, અહીં કૉન્ગ્રેસ અને ઉત્તરખંડની વાત પણ ઊભી થઈ છે. તે રાજનીતિનો પ્રશ્ન છે. આપણે શાની વિચારણા કરીશું તે પહેલેથી જો નક્કી ના કરી લઈએ તો આ મીટિંગમાં કોઈ નિર્ણય પર જઈ શકીશું નહિ.' વીરેનબાબુ અટકી જાય છે, પણ તેમની ભંગિ જરાયે બદલાતી નથી. બધાયને રાહ જોવાની રહે છે કે તે હજુ વધારે કંઈ બોલે છે કે નહિ.

શિલ્પમંત્રી ચેર જરા આગળ લાવે છે. સુવિમલબાબુ ચેર પર કોણી રાખી બે હાથ ઊભા રાખે છે, અને બે પગ હલાવતા રહે છે. મયનાગુડિના એમ.એલ.એ. મોં

લંબાવી કહે છે, 'કાકા, તમે જ કેમ કહેતા નથી; કાયદાની વાત બાદ કરો, પણ એક જ દિવસે શ્રીદેવીનો નાચ અને તમારું સંમેલન થાય તો ભયંકર સ્થિતિ ઊભી થશે; પોલીસ વડે પણ સંભાળી શકાશે નહિ; શ્રીદેવીના નાચમાં તો, મેં સાંભળ્યું છે કે આસામ-બિહારથી પણ લોકો ટ્રકમાં ભરાઈ ભરાઈને આવશે.'

સુવિમલબાબુ પગ હલાવતા હલાવતા મૂછમાં હસીને કહે છે, 'સંતોષ જ કોચબિહારથી બે ટ્રક ભરીને લોકો લઈને આવશે.'

તે સાથે સંતોષબાબુ પણ બોલી ઊઠે છે, 'બે જ ટ્રક શા માટે? તમે જ તો તે દિવસે ફોન કરીને કહ્યું હતું કે તમારે તમારી એકલાની અલગ ટ્રક જોઈએ છે, પણ મંત્રીના નામે ભાડે કરો તો તે ખરાબ લાગે, એટલે હું ભાડે કરી રાખું — એ સાથે તો ત્રણ ટ્રક થશે!'

બધા જ, એટલે સુધી કે ઑફિસરો પણ, હો હો કરતા હસી પડે છે, એટલે હેમેનબાબુ એક વાર સુવિમલબાબુ તરફ, અને બીજી એક વાર સંતોષબાબુ તરફ મોં ફેરવી જોરથી બોલી ઊઠે છે, 'એ - ય, સુવિમલદા, સંતોષદા — તમારી બે મિત્રોની ફ્રેન્ડલી મૅચ અટકાવો તો. મીટિંગ પૂરી તો કરવાની છે. કાકા, બોલો.'

વીરેનબાબુ ગળું સાફ કરી હાથ ઊંચો કરે છે. સંતોષબાબુ પેલા હાથ તરફ જોઈ જરા હસે છે. જ્યારે વીરેનબાબુ કોર્ટમાં તેમની સૌથી વધારે સબળ દલીલો કરે છે ત્યારે તેમનો ડાબો હાથ આ રીતે જરા ઊભો રાખે છે. ટેબલ તરફ જોઈને જ વીરેનબાબુ કહે છે, 'મયનાગુડિના એમ.એલ.એ.એ જે વાત કરી છે તે જ જો આ મીટિંગમાં ચર્ચાની બાબત હોય તો તો તેનો જવાબ ખૂબ જ સાદો સીધો છે — શ્રીદેવી દિવસે નૃત્ય કરવાની નથી; અને અમારા સંમેલનનો સમય એક વાગતાં પહેલાં પૂરો થઈ જાય છે. તેના પાંચ કલાક પછી સાંસ્કૃતિક અનુષ્ઠાન શરૂ થાય છે. એટલે સંમેલનના લોકો અને અનુષ્ઠાનના લોકો ક્યારેય એક થવાના નથી.'

વીરેનબાબુ અટકી જતાં જ હેમેનબાબુ બોલી ઊઠે છે, 'વાહ, એ બાબતે તો ક્રાઈસિસ છે. શ્રીદેવીનો નાચ થશે રાત્રે અને તમારું જલ્પેશ્વર અભિયાન થશે સવારે. તો પછી?'

વીરેનબાબુ તરફ બધા જ જોઈ રહે છે. તેમણે તેમની ભંગિ જરાયે બદલી નથી, તે ગળાનો અવાજ જરા પણ ઊંચો કરતા નથી. અપરિવર્તિત અવાજ અને ભંગિ સાથે તે બધાથી વધારે ધ્યાન ખેંચે છે અનાયાસે. કોઈ કોઈ વાર એને તેમનું કૌશલ જ કહેવાય — જ્યારે પ્રતિપક્ષ પર તે સીધું આક્રમણ ક્યારેય કરી શકતા નથી. વીરેનબાબુ બોલે છે, 'અમારી કાર્યસૂચિ પ્રમાણે શ્રીદેવીનું અનુષ્ઠાન થશે રાતના નવથી સાડા અગિયાર સુધી. અનુષ્ઠાનનો સમય વધી જવાની કોઈ આશંકા નથી. કારણ, અનુષ્ઠાન પૂરું કરી શ્રીદેવી તેમની રહેવાની જગ્યા સિલિગુડિમાં પાછાં જવાના છે. તે ઉપરાંત પણ, એટલે સુધી કે અનુષ્ઠાન મોડું શરૂ થાય તોપણ શ્રીદેવી સાડા

અગિયારે જ તેમનું નૃત્ય પૂરું કરશે. દરેક વધારાની ક્ષણ માટે અમારે વધારાના એટલા રૂપિયા અમારે આપવા પડે જે અમારે માટે અસંભવિત છે. રાત્રે સાડા અગિયારે અમારું અનુષ્ઠાન પૂરું અને સવારે છ વાગે જલ્પેશ્વર શિવના મંદિર તરફ યાત્રા. વચ્ચે સાડા છ કલાક્નો સમય છે. તેથી શ્રીદેવીના નાચની ભીડ અને જલ્પેશ્વર શિવમંદિરના યાત્રીઓની ભીડ કોઈ કાળે ભેગી થઈ શકે નહિ. વળી, અહીંના લોકો પ્રમાણે તો તમે ચોક્કસપણે જાણો છો કે વર્ષના આ સમયે જલ્પેશ્વર શિવ તરફ અનેક સ્થળેથી જુદા જુદા યાત્રીઓનું દળ આવે છે. તેની સાથે અનુષ્ઠાન કે સંમેલનનો કોઈ સંબંધ નથી. અમે અમારા સંમેલન અને અનુષ્ઠાનના છેલ્લે દિવસે પેલી લાંબા સમયથી કરવામાં આવતી તીર્થયાત્રાનું આયોજન કરવાના છીએ એ નક્કી કર્યું છે. તીર્થયાત્રા માટે સરકારની અનુમતિની કોઈ કાળે જરૂર હોતી નથી. ઊલટું, તીર્થયાત્રીઓને જવામાં મુશ્કેલી ના પડે તે માટે સરકાર યથાયોગ્ય વ્યવસ્થા કરતી આવી છે; આ વર્ષે પણ કરી છે અને અવશ્ય વધારે કરશે જ!'

બધા એકદમ ચૂપ થઈ વીરેનબાબુના ધીમા અવાજે કહેવાયેલી આ બધી વાતો સાંભળી રહ્યા છે. કોઈ એક માણસ જોર જોરથી શ્વાસ કાઢતો હતો; બાજુનો માણસ તેને ચૂંટી ભરી અટકાવી દે છે. વીરેનબાબુની વાત પૂરી થયા પછી વધારે સમય ચૂપ રહેવાનું થાય છે — તેમની વાત પૂરી થઈ છે કે નહિ તે સમજવા. એ સમય પણ પસાર થઈ જતાં સંતોષબાબુ ડોક હલાવે છે — ઉસ્તાદના ગાન પછી 'વાહ, વાહ' કહેવાની ભંગિ દ્વારા —'આર્ગ્યુમૅન્ટ આર્ગ્યુમૅન્ટ,' દબાયેલા અવાજે બોલી ઊઠે છે, 'સુવિમલ, કેટલા વખતથી કહું છું કે હાઈકોર્ટની એક બેંચ અહીં બેસાડો, વીરેનદાના જેવી બધી લીગલ ટેલન્ટને કામે લગાડી શકશો! તમારો ઉત્તરખંડ પણ થાત નહિ, કામતાપુરી પણ થાત નહિ. કેવી લીગલ ટેલન્ટ! આર્ગ્યુમૅન્ટ, આર્ગ્યુમૅન્ટ!'

## 165

## શ્રીદેવીના નાચ અને જલ્પેશ અભિયાન વિશે રાજનીતિ

શિલ્પમંત્રીને ચેર ખેંચીને ટેબલ પાસે લાવવી પડે છે. પછી ટેબલ પર બે હાથ મૂકી તે કહે છે, 'વીરેનદા, તમારી વાત નામી હિસાબે તો બરાબર, પણ બેનામી હિસાબે મેળવશે કોણ?'

શિલ્પમંત્રી વીરેનબાબુને ઓળખતા નથી. રાજનીતિની બાબતોમાં પણ એમનો પરિચય શિલ્પમંત્રીને ક્યારેય થયો નથી. પણ તે સમજી ગયા છે કે એ જ પરિસ્થિતિને સંભાળી લઈ શકે. વળી ડેપ્યુટી કમિશનરે એક કાગળ પહેલાં જ બતાવ્યો હતો —

તેથી પાર્ટનરોનાં નામ અને પરિચય હતો. અનુષ્ઠાનના અને સંમેલનના સંપાદક તરીકે ત્યાં આ વીરેન્દ્રનાથ બસુનિયાનું નામ જ છે.

આથી બીજો પણ એક ઉદ્દેશ્ય શિલ્પમંત્રીનો હતો વીરેનબાબુની વાતો જે પ્રભાવ પાડી ગઈ હતી તેને થોડો દૂર કરવા.

અથવા કદાચ સમજના આધારે તે સમજી શક્યા હતા કે મીટિંગની સમક્ષ સમાધાનની ક્ષણ આવી પહોંચી છે; એને કામે લગાડી દેવી ઉચિત છે. સુવિમલબાબુ ડાબા ઢીંચણ પર જમણો પગ ચઢાવી જમણો ઢીંચણ નચાવે છે — સફેદ ચાદર હોઠ સુધી ખેંચેલી છે, પણ જરા ડાબી તરફ નીચે ઊતરી ગયેલી છે. એમનાં મોં-આંખ પર સારું પ્રશંસાનું હાસ્ય છે. આ બધાને પરિણામે, સુવિમલબાબુ જે સ્વ-નિર્વાચિત સભાપતિ થઈને બેઠા હતા તે મીટિંગની આ ચરમ ક્ષણે પોતાને જ સભાના વિષયથી સૌથી વધારે દૂરના લાગે છે. એટલે સુધી કે તેમને વિપક્ષ તરફ કંઈક સહાનુભૂતિ ધરાવતા પણ જાણે ગણી કાઢવામાં આવે.

શિલ્પમંત્રીના પ્રશ્નના જવાબમાં વીરેનબાબુ નજર ઊંચી કરી જુએ છે. સંતોષબાબુ પ્રશ્ન કરે છે, 'બેનામી હિસાબ—એ શું, બોલો ને!'

શિલ્પમંત્રીની વાતની રીતિમાં ઉત્તરખંડવાળાઓ અને અનુષ્ઠાનના લોકો કદાચ જાણે સમજી જાય છે કે સંમેલન કે અનુષ્ઠાન રદ થયું નથી; વીરેનબાબુએ સધ્ધર દલીલ કરી છે. અથવા વીરેનબાબુની દલીલને સધ્ધર ગણી, મંત્રીઓએ માની લીધી છે.

શિલ્પમંત્રી ઇચ્છા કરીનેય સમજી ગયા કે નહિ તેની ખબરે પડશે નહિ, જણાવવામાં પણ આવશે નહિ. આટલી સૂક્ષ્મ રીતે ગણતરી કરી બોલવું એ કદાચ સંભવિત પણ નથી. પણ શિલ્પમંત્રીનો હિસાબ એવો સ્થૂલ હતો, કે આજે કે કાલે સંમેલન અને અનુષ્ઠાન, કોઈ પણ અવસ્થામાં, કશું રદ કરવામાં આવશે નહિ. જો કોઈ રીતે જલ્પેશ્વર અભિયાન અટકાવવામાં આવે અથવા પાછળ લઈ જવામાં આવે, અથવા સંમેલન જ થોડું પાછળ જાય તો એમને રાજી કરવામાં આવે, છતાં તે જ યોગ્ય છે.

શિલ્પમંત્રી કહે છે, 'અમે ફક્ત એક કાયદા-શૃંખલાની દૃષ્ટિએ જ શ્રીદેવીના નાચ અને તમારું પેલું સરઘસ એક રાતે જ થશે એમાં શંકા કરીએ છીએ. અનેક સ્થળોનાં લોકો આવશે, તમારા સરઘસના પણ લોકો આવશે, આખી રાત સુધી તો કંઈ બધાં લોકો જતાં રહી શકશે નહિ, મોટા ભાગનાં લોકો તો રહેશે જ; કોઈ પણ મિસક્રિયાન્ટ ધમાલ જમાવી દઈ શકે.'

'તે તો કોઈ પણ દિવસે થઈ શકે', સંતોષબાબુ કહે છે.

'તે થઈ શકે. પણ શ્રીદેવીની સિનેમા આવે તો કલકત્તાના હૉલ પાસે એને માટે પોલીસ પોસ્ટિંગ કરવું પડે છે એમ સાંભળ્યું છે, અને એ એકદમ સ્વ-શરીર

આવિર્ભાવ હોય છે. અલબત્ત મેં જોયું નથી. પણ જે રિપોર્ટ મેળવ્યા છે તે છે સૅક્સ સિમ્બલ. તમે લોકોય તમારા રાજનૈતિક સંમેલન અને અનુષ્ઠાનની બાબતે આ પ્રકારના આર્ટિસ્ટ લાવ્યા કેમ એ મને સમજાયું નહિ. જે હોય તે, તમે સરઘસ એક દિવસ પાછળ લઈ જાવ.'

'સરઘસ, એટલે જલ્પેશ્વર અભિયાન?' સંતોષબાબુ પૂછે છે.

સંમેલન અને અનુષ્ઠાનના આયોજકોની જગ્યાઓએથી એક સાથે ગણગણાટ ઊઠે છે. સંતોષબાબુ પાછળ ફરીને એક વાર જુએ છે. પછી બાજુમાં નકુલબાબુ સાથે વાત કરીને જાણવા ઇચ્છે છે કે કેટલું સંભવિત, અને/અથવા કેટલું અસંભવિત. સંતોષબાબુએ તેમની વકીલાતની બુદ્ધિથી ક્ષણમાં અનુમાન કરી લીધું કે શ્રીદેવીનો નાચ અને જલ્પેશ્વર અભિયાનની દિન-ક્ષણ અપરિવર્તનીય છે. આ વિષયમાં કોઈ કોર્ટ થવાની નથી; બીજો કોઈ વિષય હોય તો થઈ શકે.

સુસ્થિર ઊભો થઈ બોલે છે, 'માનનીય મંત્રી મહાશયની પાસે અમે ઉત્તરખંડવાળાઓ એક અનુરોધ કરીએ છીએ કે શ્રી વીરેન બસૂનિયાએ જે દલીલો કરી છે તે દરેકને લઈ ચર્ચા કરે અને ના કરે તો અમે જે રીતે સંમેલન અને ફંક્શન કરવા ઇચ્છીએ છીએ એ રીતે કરવા દે. અમે અમારી કાર્યસૂચિમાં કોઈ ફેરફાર કરીશું નહિ.'

મયનાગુડિના એમ.એલ.એ. હેમેનબાબુ પટ્ કરતા ઊઠીને ઊભા થાય છે. તેમના ગળા પરની ચાદર અર્ધી તેના ગળા પર છે, અર્ધી ચૅર પર છે. તે જમણા હાથ વડે ચાદર ચૅર પર મૂકી દઈ કહે છે, 'સાંભળો, હું એક વાત કરું છું. વીરેનકાકાએ જ વાત ઉપાડી છે. હું ઊભો ઊભો જ બોલું છું, કારણ કે બધાનું મોં જોઈ શકું. વીરેનકાકાએ વિષયની ત્રણ દૃષ્ટિએ વાત કરી છે — કાયદાની દૃષ્ટિએ, કાયદાની શૃંખલાની દૃષ્ટિએ અને રાજનીતિની દૃષ્ટિએ. રાજનીતિની દૃષ્ટિએ આપણે હજુ સુધી કોઈ ચર્ચા કરી નથી, પણ એ કરવી ઉચિત છે. ઉત્તરખંડ આંદોલન વિચ્છિન્નવાદી આંદોલન છે કે નહિ, ઉત્તર બંગાળની વચ્ચેનું હશે કે બહાર રહી કરશે — આ બધી રાજનીતિની વાત છે, અને આ બધી વાતની વિચારણા-ચર્ચા કરવી પડશે. આ સરઘસમાં ના હોય, પણ બહારની મીટિંગમાં, પબ્લિક મીટિંગમાં, બેઠક મીટિંગમાં. બધી જગ્યાએ આ બધી ચર્ચા કરવી પડશે. અમારી પાર્ટી તરફથી અમે એ રાજનૈતિક પ્રચારમાં ઊતરીશું, તમે પણ ઊતરો. પણ શિલ્પમંત્રી મહાશયનો સારો પ્રસ્તાવ તમે બધાએ નકાર્યો. તમારું સરઘસ એક દિવસ પાછળ લઈ જવામાં તમને શું નુકસાન થાત? પણ તમે બધા તે માટે તૈયાર જ નથી. તો તમે જ કહો — સરકાર પણ તો કેવી રીતે મયનાગુડિ અને આસપાસના પ્રદેશના સામાન્ય નાગરિકોની સલામતિ માટે ચૂપ રહેશે? તમે કોને માટે આ અનુષ્ઠાનના રૂપિયા ભેગા કર્યા છે? કોણ એના પાર્ટનર છે? રામગોપાલ આગરવાલા — આખા ઉત્તર બંગાળમાં નેપાળની સાથે જે

ચોરબજારનો ધંધો ચાલે છે તેમાં જે મુખ્યત્વે રૂપિયા રોકે છે તે તમારી કમિટીમાં છે.' આથી ઉત્તરખંડવાળાઓમાં ગણગણાટ શરૂ થતાં જ હેમેનબાબુ તેમનો અવાજ વધારે ઊંચો કરી દે છે. તેમાં તેમના વક્તવ્યમાં જનસભાના ભાષણનો ભાવ આવે છે. ઑફિસરો માથું નીચું કરી સાંભળી રહે છે. 'તમારા બીજા એક પાર્ટનર સુખરામ વર્મન. તેમણે તમાકુના સ્મગલિંગમાં અત્યારે લખપતિ બની જઈ પોતાનું નામ સુધ્ધાં બદલી નાંખ્યું છે. હવે તે અમિતાભ બચ્ચન છે. તમારા બીજા એક જણ પાર્ટનર આસિન્દિર રાય — ગયાનાથ જોતદારના જમાઈ. ગયાનાથ જોતદાર સેટલમૅન્ટની વિરુદ્ધમાં મામલો કરી તિસ્તા બૅરેજનું કામ બંધ કરાવવા ષડ્યંત્ર રચી રહ્યો છે, અને ફૉરેસ્ટ ડિપાર્ટમૅન્ટની સાથે મામલો કરી ફૉરેસ્ટનાં વૃક્ષો કાપી નાખી, તે વેચી દઈ, નવો મોટો માણસ બન્યો છે. તમારા પાર્ટનરોમાં ઘણાયનો આ પરિચય છે. તમે જો ઉત્તરખંડ સંમેલન કરશો તો તમે આ બધા લોકો પર જ આધાર રાખશો ને? કારણ, તમારે રૂપિયાની જરૂર છે. તેઓ તમને રૂપિયા આપે છે. તેઓ તમને રૂપિયા આપી બૉમ્બેથી શ્રીદેવી લાવી આપે છે, અને તમે તે રૂપિયા અને તે લોકો લઈને જલ્પેશ્વરના શિવના નામે સરકાર વિરોધી સરઘસ લઈ જશો. સરકારવિરોધી થશે તો અમને મુશ્કેલી નથી. પણ અમે જાણીએ છીએ કે તમે જલ્પેશ્વરના પવિત્ર નામનો સંકીર્ણ સ્વાર્થમાં ઉપયોગ કરશો. ત્યાં તિસ્તા ઘરડીની પૂજાનું અનુષ્ઠાન થશે. એ પૂજાને અંતે તમે શપથ લેશો — તિસ્તા બૅરેજના વિરોધમાં આંદોલન કરવાના શું? ગયાનાથ જોતદારે વંશાનુક્રમે બધી જમીન ગેરકાયદેસર રીતે પોતાની ભોગ-માલિકીની કરી દીધી છે — ગોચિમારિમાં, વાસુસુવામાં, ગાજોલડોબામાં — તે બધી જમીન તિસ્તા બૅરેજમાં લેવી ચાલશે નહિ. તિસ્તા બૅરેજ લાખો ખેડૂતોને ઉપકારક બનશે. તમે તે ઇચ્છતા નથી. તમે ઇચ્છો છો ગયાનાથ જોતદારોનો, રામગોપાલ આગરવાલા અને અમિતાભ બચ્ચન જેવા જોતદારોનો, કાળાબજારિયા અને ચોરી કરનારાઓનો ઉપકાર! વીરેનકાકા આ બધી બાબતોનો બરાબર વિચાર કરે — જે વાત સાફ સ્પષ્ટ છે, તે સાફ સાફ થાય તે જ બરાબર છે. તમે શ્રીદેવીના નાચ જોશો કે હેમામાલિનીના નાચ જોશો — તે જોજો. પણ એ બધા નાચને નામે હજારો માણસોને જલ્પેશ્વર જેવા ધર્મસ્થાને લઈ જશો અને તિસ્તા બૅરેજની વિરુદ્ધમાં અભિયાન કરશો તે અમે થવા દઈશું નહિ. અમે પણ તો તો વિરોધી સરઘસ કાઢીશું. અમને ખબર છે કે એકાદ માસને અંતે તિસ્તા બૅરેજનું ઉદ્ઘાટન કરશે અમારા મુખ્યમંત્રી. તે ઉદ્ઘાટનમાં અવરોધ ઊભા કરવા ઉત્તરખંડ, કામતાપુરી, ગોરખાલૅન્ડ બધાયે જોડાઈ જશે. તમારા આ સંમેલનનો ઉદ્દેશ્ય પણ એ જ કારણે લોકોને ભેગા કરવાનો છે. અમે પણ ધાન ખાઈએ છીએ; અમે જાણીએ છીએ, બૉમ્બેની શ્રીદેવી અને કલકત્તાની જાત્રા લાવવામાં કેટલો ખર્ચ થાય છે, અને એ રૂપિયા ક્યાંથી આવે છે. વીરેનકાકાએ ખૂબ સરસ દલીલો કરી વાત કરી છે. પણ અમે સીધું જ કહેવા માગીએ છીએ કે વાત

કાયદા-શૃંખલાની ય નથી, કાયદાની ય નથી; વાત છે રાજનીતિની. તમે રાજનીતિ ચલાવી છે, તેથી અમે પણ રાજનીતિ ચલાવીશું.'

## 166

## ઉપેન્દ્રનાથ બર્મન અને બન્ને પક્ષોનું ઐક્ય

છેલ્લી વાત હેમેનબાબુ ધપ્ કરતા ચેરમાં બેસીને કહે છે. બેસતાં જ તે ચાદર ખેંચે છે, પણ પોતે જ ચાદર પર બેસી પડ્યા છે, એટલે ચાદર બહાર નીકળતી નથી. એટલે હેમેનબાબુ જરા ઊંચા થઈ ચાદર ખેંચી લઈ માથા પર ઢાંકી દે છે.

હેમેનબાબુના વક્તવ્યને અંતે સમગ્ર મીટિંગનો ચહેરો બદલાઈ જાય છે. તેમના આખા વક્તવ્યના સમય દરમ્યાન પરિસ્થિતિ બદલાતી હતી, પણ સમજાતું નહોતું કે કેટલી બદલાશે. વીરેનબાબુની વાતો પછી મીટિંગની પરિસ્થિતિ જે રીતે બદલાઈ હતી તે રીતની આ પરિસ્થિતિ બદલાયેલી નથી. વીરેનબાબુએ મીટિંગના નિયમ-કાયદામાં રહીને, મંત્રી અને ઑફિસરોની વાતની અંદર જ એક સબળ ઊલટી દલીલ ઊભી કરી હતી. એ ઊલટી દલીલનું જોર માની લઈ શિલ્પમંત્રીએ જરા નરમ પડી મીમાંસાનો પ્રસ્તાવ આપ્યો હતો. તે પ્રસ્તાવ માની લેતાં હેમેનબાબુ કદાચ કશું જ બોલત નહિ. પણ માની નહિ લેવાતો હેમેનબાબુએ મીટિંગની આટલા વખતની બધી ચર્ચા ઉડાવી દઈ એ બધી વાત ઉપાડી જે વાતો આટલા દિવસ અને આટલી વાર ગણનામાં લેવામાં આવી નહોતી. સંમેલન અને અનુષ્ઠાનના લોકો ખૂબ જ ઉદ્વેગમાં મીટિંગમાં આવ્યા હતા, પણ મીટિંગનો પરિવેશ-પરિસ્થિતિ જોઈ તેઓ જરા જોરદાર બન્યા હતા કે છેક સુધી સંમેલન પણ થશે, અનુષ્ઠાન પણ થશે. પણ શિલ્પમંત્રીના પ્રસ્તાવના ઈન્કાર પછી હેમેનબાબુ સ્થિતિ આ રીતે બદલી નાખશે એ તો કોઈએ વિચાર્યું નહોતું.

હેમેનબાબુ બેસી જવાની સાથે જ સુસ્થિર ઊભો થઈ જાય છે, 'હેમેનબાબુ એમ.એલ.એ.ને ધન્યવાદ કે તેમણે અમારી વિરુદ્ધમાં જ તેમની બધી વાત કહી દીધી છે.' પણ શિલ્પમંત્રી એકાએક તેમની ચેર છોડી દઈ ઊભા થઈ જાય છે, અને સુસ્થિરને કહે છે, 'તમે બેસો, બેસી જાવ; હવે કોઈ વાત થશે નહિ, બેસો.'

'તમે અમને મીટિંગમાં બોલાવીને વાત કરવા નહિ દો?' કહી સંતોષબાબુ ઊભા થઈ જાય છે. 'હેમેનબાબુ જે ઇચ્છે છે તે જ વસ્તુ કર્યે જશો? અમારા રાજવંશીઓનાં પરંપરા, ધર્મ, કલ્ચર બધું જ લઈને પ્રશ્નો કરશો?' ત્યારે શિલ્પમંત્રી, સુસ્થિર અને સંતોષબાબુ ત્રણ જણ ઊભેલા છે, પણ સંતોષબાબુ લાંબા છે અને તેમના અવાજનું જોર વધારે એટલે વાત બોલી જવાની તક તે ઝડપી લે છે, 'હેમેનબાબુને રાજવંશીઓની

પરંપરા-સંસ્કૃતિ હવે પસંદ ના હોય; તે કૉમ્યુનિસ્ટ હોવાથી એ જલ્પેશ્વર મંદિરનું માહાત્મ્ય ભૂલી જઈ શકે; તે તિસ્તા ઘરડીની પૂજાને કુસંસ્કાર માની લઈ શકે, પણ અમારે માટે જલ્પેશ્વર સર્વશ્રેષ્ઠ દેવતા છે; તિસ્તા ઘરડી અમારે માટે મા ગંગા છે. તિસ્તા નદી નથી, તિસ્તા દેવતા છે. હેમેનબાબુને જો ઇચ્છા હોય તો તે તિસ્તા બૅરેજની પૂજા કરી શકે, પણ અમે તિસ્તા ઘરડીની જ પૂજા કરીશું. તેથી જો અમારો અપરાધ થાય, તો અપરાધ થશે. પણ આ રીતે અમારા —'

અચાનક જમવાના સ્થળે પાર્ટિશનની પાસે કંઈ આવન-જાવન શરૂ થાય છે અને ડેપ્યુટી કમિશનર પટ્ કરતો ચેર છોડી શિલ્પમંત્રીના કાનમાં કશું કહી બહાર જાય છે. 'ઉપેનબાબુ, ઉપેનબાબુ' એ શબ્દો સંભળાય છે. શિલ્પમંત્રી બેસવાના ખંડ તરફ એક વાર મોં લંબાવી સંતોષબાબુને કહે છે, 'ઉપેનદા આવ્યા છે; હવે થોડી વાર આ ચર્ચા બંધ રાખો. ઉપેનદા સાથે આપણે બધા જ થોડી વાતો કરી લઈએ. પછી, ફરીથી ચર્ચા શરૂ થશે.' એટલે સંતોષબાબુને બેસી જવું પડે છે.

સુવિમલબાબુ પગ ઉતારીને બેસે છે; વનવિભાગના રાષ્ટ્રમંત્રી ઊભા થઈ જાય છે; શિલ્પમંત્રી બેસવાને સ્થળે ચાલી જાય છે; ડી.સી.ઓ. અને એસ.ડી.ઓ. પણ તેમની સાથે જાય છે; આથી મીટિંગ પડી ભાંગે છે. ઉત્તરખંડવાળાઓમાંથી કોઈ કોઈ બેસવાને સ્થળે જાય છે ઉપેનબાબુને મળવા માટે, તો કોઈ કોઈ દરવાજામાંથી બહાર નીકળી જાય છે. વીરેનબાબુ તેમની જગ્યાએ જ બેસી રહે છે.

થોડી વાર પછી મીટિંગ તોડી બધા જગ્યાઓ છોડી દઈ, બેઠકખંડમાં ઉપેનબાબુને ઘેરી વળી મંત્રીઓ, મીટિંગના ટેબલ પર બાકીના ઑફિસરો અને બીજા કોઈ કોઈ, બહાર વરંડામાં અને મેદાનમાં ઉત્તરખંડવાળા અને અનુષ્ઠાનના લોકો—આમ બધા પોતપોતાની એક ટુકડી બનાવીને ઉત્તેજનાપૂર્વક વાતો કરવા લાગે છે.

આ રીતની એક ટુકડીમાં સુસ્થિર બરાડા પાડીને નકુલને કહે છે, 'તમને જેની ઇચ્છા હોય તેને નચાવજો; અમે સંમેલન કરીશું; અમે હવે આ મીટિંગમાં રહીશું નહિ.'

સંતોષબાબુ એકદમ સુસ્થિરની ડોક પર ડાબો હાથ દબાવી પકડી જમણા હાથની આંગળી નચાવી બોલી ઊઠે છે, 'તમારા જેવા ફાયરરોઈટરોને કારણે જ આપણો ઉત્તરખંડ માર ખાશે. પહેલાં તો, તમે એકબે કાયદેસર કામ કરો છો — કોન્ફરન્સની પરમિશન જ લીધી નથી. તે ઉપર, પરમિશન લીધી છે કલ્ચરલ ફંક્શનની, અને કરો છો પોલીટિકલ કૉન્ફરન્સ. ગવર્નમેન્ટ ચાહે તો તમારી કૉન્ફરન્સ એક જ મિનિટમાં બંધ કરી દઈ શકે. તેની પ્રતિક્રિયા શું થશે તેનો અંદાજ કરી શકતા નથી. એટલે જ બંધ કરવાનું સાહસ કરતા નથી. સરકારની બધી ટુકડીઓ જો તમારી અગેઈન્સ્ટ ઊતરે તો તમે શું કરી શકશો? તેના કરતાં હવે કોમ્પ્રોમાઈઝ માટે તૈયાર થઈ જાઓ. જલ્પેશ્વર યાત્રા કરવાની વાત છે — જો તે ના કરી શકો તો પેલી

કૉન્ફરન્સનો કોઈ અર્થ જ નથી. તેને લીધે જો એક દિવસ પાછળ થાય, અથવા સ્થળ બદલી નાખીએ — ચેન્જ માટે તૈયાર થાઓ. તમે જો કશું જ છોડશો નહિ તો એ લોકો રાજી થશે કેવી રીતે? બોલાવો, બધાને બોલાવો, વીરેનદા ક્યાં છે?'

સંતોષબાબુ સુસ્થિરના ખભા પરથી હાથ ઉપાડી લે છે. સુસ્થિર ત્યાં જ ઊભો રહે છે — તેને ખભે થેલો છે, ડાબો હાથ કોણીમાંથી વાળી પેટ અને છાતીની વચ્ચે છે; જમણો હાથ સીધો છે; ચહેરા પર સાધારણ દાઢી છે. એ વખતે તેને ખૂબ એકલું લાગે છે, જાણે સુસ્થિર સમજી ગયો છે કે વીરેનબાબુ, નકુલબાબુ, સંતોષબાબુ એ બધા એકમત થઈ જાય તો તેને બીજું કશું કરવાનું નથી. ત્યારે સુસ્થિર શારીરિક રીતે પણ એકલો છે — સંતોષબાબુ તેની સામે ઊભા છે એટલું જ, બીજા બધા દોડી ગયા છે બીજા કેટલાક લોકોને લઈ આવવા, જેથી મીટિંગ શરૂ થતાં પહેલાં તેઓ પોતાની અંદરોઅંદર ચર્ચા કરી લઈ શકે.

નકુલ - જગદીશ તો એકદમ જલદી જલદી મીટિંગના ઓરડામાંથી બહાર આવે છે. આવીને કહે છે, 'વીરેનકાકાને બોલાવી લાવી ઉપેનબાબુ વાતો કરી રહ્યા છે. આપણે જ નક્કી કરવું પડશે. અહીં જ બેસો.' એટલી વારમાં સુરેન, શાન્તિ, ભુપેનબાબુ આ તરફ આવી એમની સાથે મેદાનમાં જ બેસી જાય છે. અહીં આ લોકોને આટલા બધાને મેદાનની વચ્ચે ગોળ બનાવી બેઠેલા જોઈ જેઓ અહીંતહીં છૂટાછવાયા હતા તેઓ પણ આવીને ગોળમાં બેસી જાય છે. અહીં દબાયેલા અવાજે એક પૂરા નિયમ પ્રમાણેની મીટિંગ શરૂ થઈ જાય છે.

થોડી વારે સર્કિટ હાઉસના વરંડામાંથી બૂમાબૂમ શરૂ થાય છે —'બધા જ આવી જાય; મીટિંગ! મીટિંગ!'

આ સાંભળી બધા એક સાથે ઊભા થઈ મીટિંગના ઓરડા તરફ ચાલવા માંડે છે. નવા લોકો કોઈ આવ્યા નથી — ઊલટું, બેએક જણ ચાલી ગયા હોઈ શકે. કોણ ક્યાં બેસવાનું હતું તે જગ્યા તો નક્કી થઈ ગઈ છે. એટલે, મીટિંગ ફરીથી પહેલાંની વાત પર જ આવવામાં વાર થતી નથી. માત્ર આટલો ફેર છે — શિલ્પમંત્રી વીરેનબાબુનું વક્તવ્ય સાંભળ્યા પછી તેમની ચેર જ્યાં ખેંચી લાવ્યા હતા ત્યાં ઉપેનબાબુ બેઠા છે, અને ઉપેનબાબુની પાસેની ચેરમાં શિલ્પા મંત્રી. ઑફિસરો એકએક કરીને ચેર ખસેડી લઈ ગયા છે.

શિલ્પમંત્રી ઊભા થઈ કહે છે, 'અમે ઉપેનબાબુને અનુરોધ કર્યો હતો કે આજની સભામાં હાજર રહે, પણ તેમની તબિયત સારી નહોતી. તેથી બધાને મળવા માટે આવ્યા છે. હમણાં જ તેઓ ચાલી જશે. તેથી તમને બધાને તે મળવા ઇચ્છે છે.'

ઉપેન્દ્રનાથ ઊભા થઈ નમસ્કાર કરે છે. સુસ્થિર અને બીજા ઘણા બે આંખો પહોળી કરીને જુએ છે પેલા કિંવદન્તીના નાયકને. એ વખતના એક રાજવંશી માત્ર એમ.એ., બી.એલ. નથી — દેશની જે જવાબદારી તેમને માથે આવી છે ત્યાંયે તેમણે

પોતાના કર્તૃત્વની પ્રતિષ્ઠા કરી છે — દિલ્હી, કલકત્તા, લંડન, લૉસ ઍન્જેલીસ; આ રાજ્યની વિધાનસભા એક દિવસ પરિચાલિત થઈ છે આ રાજવંશીના નિર્દેશ દ્વારા, અને જીવનમાં તેઓ ક્યારેય ભૂલી ગયા નથી કે તે પોતે રાજવંશી છે. અત્યારે ઉપેન્દ્રનાથે લખેલો જલ્પેશ્વર મંદિરનો ઇતિહાસ પ્રચાર કરી રહ્યા છે સુસ્થિર વગેરે તેમના જલ્પેશ્વર અભિયાનને માટે. ઉપેન્દ્રનાથની જાડી ગરમ ચાદર ડાબે ખભે અને જમણી બગલ તળિયેથી વીંટાળેલી છે. માથા પર થોડા વાળ છે; મૂછ બે તરફ પાતળી અને લાંબી છે — લગભગ સમગ્રપણે સફેદ. મોં પર સ્મિત છે — વિનયનું અને આત્મવિશ્વાસનું. નજર ઊંચી કરી શકતા નથી — જાણે થોડા શરમાળ છે. પંજાબીની પહોળી પહોળી બાંયો ઝુલાવી બધાને નમસ્કાર કરતાં તે ધીમેથી કહે છે, 'હું જાઉં છું, તમને બધાને નમસ્કાર. બધા હળીમળીને એકમત થઈ બધું નક્કી કરજો. અચ્છા —' કહી જરા પાછા ફરી ઊભા રહે છે. શિલ્પમંત્રી ચૅર છોડી ઊભા થયા છે, તે સાથે બધાય નમસ્કાર કરી ઊભા થાય છે. શિલ્પમંત્રી બે ડગલાં આગળ જાય છે; ડી.સી. પાછળથી બોલે છે, 'સર, હું તેમને મૂકી આવું છું; તમે મીટિંગમાં બેસો.' ઉપેન્દ્રનાથ જરા ફરી નમસ્કાર કરી ધીમે પગલે બહાર નીકળી જાય છે. શિલ્પમંત્રી તેમની પહેલાંની જગ્યાએ જ બેસે છે.

શિલ્પમંત્રી બેસતાં જ સંતોષબાબુ પૂછે છે, 'ઉપેનદાને વળી કહ્યું નહિ કે શ્રીદેવી નાચશે?'

બધા હો હો કરતા હસી પડતાં સુવિમલબાબુ કહે છે, 'ઉપેનદા દ્વારા શ્રીદેવીનો નાચ ઓપન કરાવીએ તો તે કેવું હેમેન?'

તેથી તો બીજું એક ખડખડાટ હાસ્ય કરી વળે છે, જાણે અહીં બધા પારિવારિક વડીલથી ગોપિત રાખેલો, કોઈ નિષિદ્ધ આનંદ ઉપભોગ કરી રહ્યા છે — તેમાં તેમની વચ્ચે કોઈ મનવિરોધ નથી. ડી.સી. આવીને તેમની ચૅરમાં બેસી જાય છે. એટલે શિલ્પમંત્રી અને ડી.સી.ની વચ્ચે એક ચૅર ખાલી રહે છે.

સંતોષબાબુ તેમનો લાંબો હાથ ઊંચો કરી કહે છે, 'સુવિમલ, જુઓ, મારું એક પ્રપોઝલ છે. ઈનફ હિટ હૅસ બીન જનરેટેડ બાય ધ ફાયરી ઓરેટરી ઑફ અવર એસ્ટીમ્ડ એમ.એલ.એ. ફ્રોમ મયનાગુડિ... તેના વિરોધમાં વધારે ગરમી ફેલાવવા માટે અમારા જ્વાલામય વક્તા સુસ્થિર ઊભા થયા હતા ભલે, પણ ઉપેનદાની ઉપસ્થિતિએ અમારી એ યાત્રાને બચાવી લીધી છે.' સંતોષબાબુ વાત કરતા હતા બધા તરફ મોં ફેરવી ફેરવીને - ખાસ કરીને ઉત્તરખંડવાળાઓની તરફ ફરીને અને જાણે પોતે થોડું હસતાં હસતાં પણ. તેની બાજુમાં નકુલ હસતે ચહેરે બેઠો હતો, જાણે તેના હાસ્ય દ્વારા જ તે સંતોષબાબુના પ્રસ્તાવને શક્ય તેટલી સહાય કરવા માગે છે.

સંતોષબાબુ કહ્યે જાય છે, 'કાયદા-શૃંખલાની બાબતે સરકારનો ઉદ્વેગ જોઈ

અમે પ્રસ્તાવ મૂકીએ છીએ કે ઉત્તરખંડ સંમેલન જ્યાં જે રીતે થવાનું છે તે રીતે જ થવા દો, પણ છેલ્લે દિવસે જલ્પેશ્વર અભિયાન સંમેલનની જગ્યાએથી શરૂ ન થતાં, ચાર રસ્તાની આ બાજુએથી શરૂ થાય.'

હેમેનબાબુ તે સાથે જ બોલે છે, 'અભિયાનને છોડી દો ને, બીજું બધું કરો. ખોટી આગાહીઓ-આશંકાઓને કારણે અભિયાન છોડી દો. ચાર રસ્તે લોકો ઊભા રહેશે ક્યાં?'

હેમેનબાબુ અને સંતોષબાબુ હસી પડે છે, અને ક્ષણવારમાં સમજાઈ જાય છે કે આ પ્રસ્તાવ બધા માની લેશે, પણ હેમેનબાબુ અભિયાન બાદ કરી દેવાની વાત ઉપાડીને વધારે ગરમાગરમી કરશે કે કેમ એ બાબતે જરા છૂપો ઉદ્વેગ પણ રહે છે.

હેમેનબાબુ કહે છે, 'તેના કરતાં જલ્પેશ્વર તરફ જરા વધારે આગળ આવો; ઊલટું, તમે ટાઉનની બહાર ભેગા થવાનું રાખો.'

'સારું, તે થશે,' કહી નકુલ હાથ ઊંચો કરી દે છે. બીજું કોઈ કશો વિરોધ-ચર્ચા ના કરતાં નકુલ ઊભો થઈને બોલી ઊઠે છે, 'અમે જે બધા આ કલ્ચરલ ફંક્શનના પાર્ટનરો છીએ તેમના તરફથી માનનીય પર્યટનમંત્રી, શિલ્પમંત્રી, વનમંત્રી અને એમ.એલ.એ.સાહેબને અનુરોધ કરું છું કે આ ફંક્શનમાં, ખાસ કરીને છેલ્લે દિવસે, સપરિવાર ઉપસ્થિત રહે.'

'અરે, ઉપસ્થિત રહીશું, એટલે તો તમને આટલી વાર કહ્યું કે ઉત્તરખંડ ખસેડો અને શ્રીદેવીને રાખો; પણ તે તમે સાંભળ્યું જ નહિ.' કહી સુવિમલબાબુ ઘણી વાર સુધી બેઠેલા હતા તે ચેર છોડીને ઊભા થાય છે.

## 167

## સંમેલન અને કાર્યક્રમ-પ્રાંગણ

મયાનાગુડિ બ્લૉક ઑફિસની પાસેના મેદાનમાં વિશાળ પેન્ડોલ બનાવ્યો છે — કંતાનનો. અંદર ઘાસ ઉપર ટારપોલીન અને કંતાન પાથરી દઈ બેસવાની વ્યવસ્થા કરી છે. સામેની બાજુએ એક ખાંચામાં સ્ટીલની અને લાકડાની વાળી રાખેલી ખુરસીઓ છે — એ બધી પૂરી થાય છે કંતાનની જ વાડ પાસે. પેલી ખુરસીઓને કારણે દર્શકોને કોઈ મુશ્કેલી પડશે નહિ. ઘાસ પર પાથરેલાં કંતાનની બેઠક વળી પાછી વાંસ વડે ત્રણ ભાગમાં વિભાજિત કરવામાં આવી છે — ફર્સ્ટ, સેકન્ડ, થર્ડ ક્લાસ. પૂર્વ દિશામાં કોઈ ગેટ નથી. પશ્ચિમ દિશામાં ત્રણ મોટા ગેટ છે, પણ ત્યાંય પડદા લટકાવ્યા છે. આ આખા પેન્ડોલ ફરતી ચારે તરફ ટિનની વાડ છે, મોટો ભાગ કાચી વાંસની વળીઓથી કરેલો છે. સ્ટેજની પાછળ અને બાજુમાં લાકડાની

વાળીઓ છે, તેમાં ટિન સ્ક્રુ વડે જોડી દીધેલું છે. ટિનની વાડમાં પ્રવેશવાનો રસ્તો બહુ જ પહોળો છે. એ રસ્તો વળી પાછો વાંસ વડે બે ભાગમાં વિભાજિત કરેલો છે — પુરુષો માટે અને સ્ત્રીઓ માટે. સ્ટેજની પાછળ સ્ટેજ કરતાં ઓછી ઊંચાઈએ લાકડાનાં પાટિયાં મૂકીને ગ્રિનરૂમ કર્યો છે. એ ગ્રિનરૂમ અને સ્ટેજ લાકડાનાં પાટિયાં પર ટિનથી અલગ કરી જડેલું છે. પ્રવેશવા માટે બે તરફ બે કોલેપ્સિબલ ગેટ છે, જેમાંથી જ સ્ટેજ પર પ્રવેશી શકાય. ગ્રિનરૂમને માટે બીજો એક લાકડાનો દરવાજો છે; તેને ખાસ કારણ હોય તો અંદરથી બંધ પણ કરી શકાય છે.

આ પેન્ડોલની બહારના મેદાનમાં જાતજાતની દુકાનો બેઠી છે. મોટા ભાગની ખાવાનાની છે. એક મોટી લાંબી દુકાનનો સગડો બહાર તરફ છે. ત્યાં જલેબી અને સમોસાં તળાય છે. એ દુકાનની અંદર બેસવાની વ્યવસ્થા છે. ઘણા બેઠા પણ છે, પણ મોટા ભાગના બહાર સગડા આગળ ઊભા રહી ગરમાગરમ જલેબી અને સમોસાં છાપાંના કાગળના ટુકડા ઉપર લે છે. તેથી દુકાનમાં બે કૅશ-બૉક્સ છે — એક દુકાનની અંદર અને એક પેલા સઘડાની બાજુએ. આ દુકાન સિવાય બીજી નાની નાની અને મધ્યમ કદની દુકાનો પણ છે. ફક્ત એક ટેબલ અને એક સગડી લઈ ચાની દુકાન છે. મેદાનમાં પ્લાસ્ટિકની ચાદર પાથરી ખાંડના રસમાં રાંધેલી સુક્કી મીઠાઈ છે. એલ્યુમિનિયમના સૉસપૅનમાં રસગુલ્લાં અને લાડુ લઈ એક માણસ એક સ્ટુલ પર બેઠો છે. માથા પર કાશનું છાપરું બનાવી તેની નીચે મૂકેલા કાચના શો-કેસમાં સ્ત્રીઓનાં જાતજાતનાં નકલી ઘરેણાં કાગળ પર ભરાવેલાં છે. પાછળ, લાકડાની છાજલી પર પ્લાસ્ટિક્નાં જાતજાતનાં રમકડાં છે. એક દુકાનમાં પ્લાસ્ટિકની બાલદી કૂંડી પણ વેચાય છે. ખુલ્લા મેદાનમાં પાછળ લટકાવેલા પડદા પર હારબંધ વેલણ છે. જરા દૂર એક ટેબલ પર એક રમકડાની બંદૂક રાખેલી છે. આ વેલણો પર નંબર આપેલા છે અને નીચે હારબંધ પ્રાઈઝ પર પણ નંબર છે. મોટા કોડિયામાં દીવો સળગાવી બેઠેલા ચણાચોર અને શીંગવાળા પણ છે, અને તલનાં ખાજાંવાળા, તલપાપડીવાળા પણ છે. રસ્તેથી પ્રવેશતાં જ ડાબી-જમણી બે બે પાન-સિગારેટની દુકાનો છે — ખાટલા પર. પ્રવેશતી વખતે જમણી તરફની પાન-સિગારેટની દુકાનની પાછળ સાઇકલ, મોપેડ, સ્કૂટર અને મોટરસાઇકલ રાખવાની જગ્યા છે.

આ મેદાન બ્લૉક ઑફિસરની પાસે છે, પણ રસ્તેથી આ મેદાનમાં જવાની કોઈ વ્યવસ્થા નથી. રસ્તો મેદાન કરતાં ખૂબ ઊંચો છે. રસ્તામાંથી માટી તૂટતાં તૂટતાં આગળ ગગડતાં એક મોટા નાળામાં પડી છે. અત્યારે આ શિયાળામાં નાળાની અંદર ભીની કાળી માટી છે અને એ માટી પર લીલી શેવાળ બાઝેલી છે. પણ બધી જગ્યાએ એકસરખું નથી. ક્યાંક કાળી ભીની માટીની ઢગલી છે, ક્યાંક કાળી ભીની માટીનો ખાડો છે. આ નાળું સરકારી જમીન છે. તેથી અહીંથી જેને જેટલી જોઈએ એટલી માટી ખોદી લઈ પોતાની જમીન ઊંચી કરી લે છે. એટલે રસ્તા પાસે થયેલા એક

સુક્કા ખાબડાની જેમ નાળી પડી રહે છે.

રસ્તેથી સીધું ખાબડું વટાવી મેદાનમાં આવવું સંભવિત નથી, અને આ ખાબડા પર વાંસ અથવા લાકડાનો કોઈ અ-સ્થાયી પુલ બનાવ્યો નથી. પણ શ્રીદેવીની ગાડીને પ્રવેશ આપવા માટે, સામાન્ય લોકો માટે નિષિદ્ધ એવો એક લાકડાનો કેલ્વર્ટ બનાવ્યો છે. બ્લૉક ઑફિસે પ્રવેશવા મોટો કેલ્વર્ટ જ મુખ્ય પ્રવેશમાર્ગ છે. એ કેલ્વર્ટ પર થઈ ખાબડું વટાવી બ્લૉક ઑફિસની દીવાલ જમણે હાથે રાખી વળાંક લેતાં જ મેદાનમાં પ્રવેશ થાય છે. ત્યાં જે નાનોસરખો ખાડો હતો તે ખાબડાની માટીથી ભરી દેવામાં આવ્યો છે. જો બેચાર ટ્રક રેતી નાંખી લેવલ કરી દેવામાં આવે તો એ જગ્યા લગભગ સદર રસ્તા જેવી જ લાગે છે — એક પેલા બ્લૉક ઑફિસની દીવાલની પાસેની જગ્યા જરા સાંકડી છે. છતાં ત્યાંથી પણ મોટરસાઇકલ ચાલી આવે છે.

પણ સદર રસ્તા પર આ સંમેલન માટેય એક પુલ તૈયાર નહિ કર્યો હોવાથી સારો યોગ્ય ગેટ પણ બનાવ્યો નથી. 'નિખિલ બંગ ઉત્તરખંડ સંમેલન' લખેલું ભૂરા રંગનું ફેસ્ટુન છે — પેન્ડોલની પાછળના કંતાન પર રસ્તા તરફ મોં કરી ટીંગાડેલું છે, અને બીજું ટીંગાડેલું છે પાનસોપારીની દુકાન પાસેના ખૂણામાં તે પણ રસ્તા તરફ મોં કરીને. પણ ગેટ નહિ હોવાથી પેલાં બે ફેસ્ટુન કંઈક અળગાં અળગાં થઈ ઝૂલે છે. રસ્તા પરથી એ બન્ને બરાબર દેખાય છે, બસનાં માણસો પણ જોઈ શકે છે, પણ આ સંમેલનના લોકોની નજરની આડશમાં રહી જાય છે એ બંને ફેસ્ટુન. ટિનની વાડ સાથે દોરી વડે બીજું એક ફેસ્ટુન લટકાવવું છે, પણ દોરી બરાબર સામસામે ખેંચાઈ નથી એટલે એમાં એટલા બધા સળ પડ્યા છે કે કંઈ બરાબર વંચાતું નથી. તે સિવાય, ટિન પર કાગળમાં લખેલાં જાતજાતનાં પોસ્ટરો છે — કયે દિવસે કયો અનુષ્ઠાન થશે એ બધું જણાવવામાં આવ્યું છે, એ બધાંય બરાબર નજરે પડે છે.

એક ગેટ બનાવવામાં આવ્યો છે મયનાગુડિના ચાર રસ્તે, પેટ્રોલ પંપની પાસે, એકદમ નેશનલ હાઈવે પર. હાઈવે ઉપર છે, એટલે ગેટ ઊંચો કરવો પડ્યો છે, જેથી આસામમાંથી અને આસામ તરફથી આવતી ટ્રકો જે પહાડ પહાડ જેટલો માલ લઈ જાય છે તે બધીનાં માથાં અથડાય નહિ. આટલો ઊંચો કરવા માટે ઈલેક્ટ્રિક અને ફોનના તારનીય ઉપર ગેટને ઊંચે લઈ જવો પડ્યો છે, પણ તેનીયે ઉપરની હાઈવોલ્ટેજ લાઈનથી ઘણો નીચો રાખવો પડ્યો છે. આટલા મોટા રસ્તાની આ પારથી પેલે પારને જોડતાં ગેટ એટલો બધો પહોળો અને ઊંચો થયો છે કે નજર પડતાં જ અંજાઈ જવાય. માથા પર લખેલું છે, 'નિખિલ બંગ ઉત્તરખંડ સંમેલન, મયનાગુડિ'. પણ નજરે પડવું જ મુશ્કેલ છે. ગેટનું માથું જેટલું મોટું છે તેટલા દરેક સ્તંભ મોટા નથી. બે થાંભલાઓને જોડે છે આડો થાંભલો, તે માથા પરનો ભાગ સીધો છે. એટલે ગેટ કોણ જાણે બે બાજુની અને માથા ઉપરની દુકાનો, ઘર-બાર,

ઝાડ-પાંદડાં— બધાં સાથે ભળી જાય છે. એટલો ભળી જાય છે કે ટ્રક અથવા બસમાંથી નજરે તો પડતો જ નથી; એટલે સુધી કે રિક્ષામાં જઈએ તોપણ નજરે ના પડે. પણ એક વાર જો નજરે ચઢી જાય - તો તો પછી વારે વારે જોવો જ પડે — 'હા, એક ગેટ થયો છે ખરો.' સાત દિવસનાં આ સંમેલનમાં જેઓ આવે જાય છે તેમને માટે આ ગેટ નહિ જોવાનો શું ઉપાય છે! પણ સંમેલનની મૂળ જગ્યાએ રસ્તા પર કોઈ ગેટ નહિ હોવાથી, ચાર રસ્તાનો આ ગેટ પેલા સંમેલનનો જ ગેટ એમ સમજાતું નથી.

સંમેલનના મેદાનમાં સાઇકલ, મોપેડ, મોટરસાઇકલ, સ્કૂટર રાખવાની વ્યવસ્થા છે ખરી, પણ બળદગાડીઓ રાખવાની કોઈ વ્યવસ્થા નથી. જો રસ્તેથી પુલ બનાવ્યો હોત તો આટલા મોટા મેદાનની એક બાજુ બળદગાડીઓથી ભરાઈ જાત, જેમ હાટમાં થાય છે તેમ. પુલ નહિ હોવાથી બળદગાડીઓને રસ્તા પાસે જ લાઈનબંધ ઊભી કરી દેવામાં આવી છે. તેથી પણ મુશ્કેલી થાય છે. નેશનલ હાઈવે હોવા છતાં પણ રસ્તો એટલો પહોળો નથી. અપ-ડાઉન કરતી ગાડીઓની જગ્યા છોડી દે તો પછી બીજી કેટલી જગ્યા બાકી રહે? ત્યાંથી જ તો ખાબડાનો ઢાળ છે. એ ઢાળ પર જો ગાડી ઊતરી જાય તો ઊંચે લાવવી મુશ્કેલ બને. વળી બળદગાડીઓની સંખ્યા પણ કંઈ ઓછી નથી. સંધ્યાસમયનાં ફંક્શનને જોવા માટે એ બપોર પછી જ આસપાસનાં ગામડાંઓમાંથી સ્ત્રીઓ છોકરાંઓ ચાલવા લાગે છે; રિક્ષામાં અથવા બળદગાડીઓમાં આવવાનું શરૂ કરે છે. ફંક્શન શરૂ થતાં પહેલાં જ મેદાન-રસ્તો ભળી જઈ એક મેળા જેવું બની જાય છે. પ્રત્યેક મોટા ઝાડની નીચે રસ્તા પર બળદગાડીને મૂકી છે અને બળદોને, હોય તો પૈડાં સાથે, ના હોય તો ખૂંટી ખોસીને તેમાં, દોરી નાની કરીને બાંધી દીધા છે. સ્ત્રીઓ અને છોકરાંઓ જાતજાતનાં રંગીન સાડી-ઝભ્ભામાં પેલાં વૃક્ષો નીચે રાહ જોતાં ઊભાં રહે છે — જ્યાં સુધી તેમને અંદર લઈ જવા માટે દેઉનિયા ના આવે ત્યાં સુધી.

## 168

# ઉદ્‌ઘાટન કાર્યક્રમનાં જુદાં જુદાં વક્તવ્યોનો સંક્ષિપ્ત સાર

શનિવારે સવારે સંમેલનનું ઉદ્‌ઘાટન થયું. સમય હતો સવારના આઠનો, પણ મોટા ભાગનાં લોકોને એકઠાં થતાં થતાં નવ વાગી ગયા. સવારે ફક્ત ધ્વજ લહેરાવવાનું અને કેટલાક વિશેષ વક્તાઓનાં વક્તવ્યો હતાં. રાજવંશી સમાજના મુખ્ય નેતા પંચાનન મલ્લિકે ધ્વજ લહેરાવ્યો. વક્તવ્યો આપ્યાં આસામ અને દાર્જિલિંગમાંથી

આવેલા બે પ્રતિનિધિઓએ અને કેટલીક સ્થાનિક વ્યક્તિઓએ. જે સ્થાનિક લોકો બોલ્યા તેમણે તો લગભગ ઉત્તરખંડ આંદોલનમાં ભાગ લીધો નથી; કોઈક તો પાર્ટીમાં પણ નથી, પણ ભિન્ન ભિન્ન ધંધાઓમાં અને રાજનીતિમાં પોતાની પ્રતિષ્ઠા મેળવી હતી.

છેક સુધી આવડા મોટા પેન્ડોલમાં સો-દોઢસો જેટલાં માણસો હાજર હતાં. તેમાંનાં ઘણાં તો સાંજના સાંસ્કૃતિક કાર્યક્રમ સાથે સંકળાયેલ કર્મચારીઓ પણ હતાં. સુસ્થિર સાથે કામ કરે છે એવા કેટલાક પ્રાથમિક શિક્ષકો સંગઠન કરીને આવ્યા હતા; વળી મયનાગુડિ બજારના જે વેપારીઓ સાંસ્કૃતિક અનુષ્ઠાન સાથે જોડાયેલા હતા તેમાંના પણ કોઈ કોઈ હતા. તે સિવાય તો જુદા જુદા પ્રદેશમાંથી કેટલાક માણસો આવ્યા હતા, તેમને પ્રતિનિધિ જ કહેવા જોઈએ, જેટલા દિવસ સંમેલન ચાલશે તેટલા દિવસ તે રહેશે.તે ઉપરાંત સંમેલનમાં ઉપસ્થિત રહ્યા હતા બીજા કેટલાક માણસો, જેઓ રાજવંશી નહોતા, કોઈ પણ રીતે ઉત્તરખંડ આંદોલન સાથે પણ જોડાયેલા નહોતા. તેમનામાંના એક જણ તો ૧૦-૧૧ વર્ષો લાટાગુડિ ઈલાકામાં ખેડૂતોનો મુક્ત ઈલાકો બનાવવા જતાં ખેડૂતોને હાથે માર ખાઈ ઇસ્પિતાલમાં ગયેલા, ઇસ્પિતાલના બેડમાં જ તેમને ગિરફતાર કર્યા હતા, તેમના બેડ પાસે કેટલાક પોલીસ બેસતા, થોડા દિવસ પછી તેમને કલકત્તાની એક ઇસ્પિતાલમાં ફેરવવામાં આવ્યા હતા, ત્યાં હાડકાંનાં ઘણાં બધાં ઑપરેશન થયાં હતાં. તે પછી જેલમાં જ રહેવું પડેલું. બધું મળીને સાત-આઠ વર્ષો પછી મુક્તિ મળી હતી. ત્યારે દાઢી હતી, અત્યારે છે. પણ પેલી દાઢીમાં હવે મોટો ભાગ સફેદ છોગાનો છે. અત્યારે જલપાઈગુડિ શહેરમાં પિતાને ઘેર જ રહે છે. કશું કરતા નથી. પણ વચ્ચે વચ્ચે અહીંના સ્થાનિક આંદોલનમાં ઉપસ્થિત રહે છે. તેને કશું કરવાનું પણ નથી, પણ આ પ્રકારની સ્થાનિક સમસ્યાની બાબતોમાં તેમનો જાણે એક પ્રકારનો આગ્રહ છે. તેઓ આવ્યા હતા સાથે એક મિત્રને લઈને. કોઈએ તેમને નિમંત્રણ કર્યું છે કે નહિ, અથવા આવવા કહ્યું છે કે નહિ, એવા બધા પ્રશ્નો ઉઠતા જ નથી. પાયજામો-પંજાબી-દાઢી અને એક ચાદરમાં આવા પરિચિત એક ભદ્ર પુરુષને જોતાં આ બધાં સંમેલનોમાં એક જોર આવે છે.

આ જ રીતે આવ્યા હતા ધૂપગુડિ અને વીરપાડા પ્રદેશમાં કૉન્ગ્રેસી નેતા કહેવાય એવા બે જણ — અનિલ રાય અને દેવકાન્ત ક્ષત્રિય. જિલ્લાના કૉન્ગ્રેસ નેતા એટલે આમાંના કોઈ એટલા તો પરિચિત નથી, પણ સ્થાનિક રીતે કૉન્ગ્રેસી નેતા એટલે એમની જે વગ હોય તે વિશેષ ચૂંટણીના સમયે કામ લાગે. 'જો કૉન્ગ્રેસની સરકાર હોય તો સ્થાનીય વેપાર સંબંધે એમની એક ભૂમિકા રહે છે. હવે ઉંમર થઈ ગઈ છે. પોતાની થોડીઘણી જમીન છે, પણ એમની મુખ્ય આવક થતી જુદા જુદા લોકોના મામલા-મુકદ્દમા અથવા સરકારના જુદા જુદા કારભારની નાનીમોટી વ્યવસ્થામાંથી. એવું કંઈ મોટું કામ નથી — આ બધા કામને ખરાબ અર્થમાં આ

દેશી ભાષામાં કહેવાય દેઉનિયાગીરી. હવે બધા દિવસો સરખી આવક રહેતી નથી, એ ભૂમિકા પણ નથી. જો કૉન્ગ્રેસ સરકાર રહે તો રાજનૈતિક માતબરતાનો જે આત્મવિશ્વાસ એમના ચહેરા પર નીખરી ઊઠે છે તે પણ ના રહે. તેઓ સ્થાનિક રીતે નેતૃત્વ લેવા ટેવાઈ ગયેલા હતા. પંચાયત થતાં ગામમાં નવા બધા નેતા થઈ ગયા છે. એ નવા નેતૃત્વના તેઓ કંઈ નથી. છતાં પંચાયત જ્યારે હતી નહિ ત્યારે તેઓ જ હતા પંચાયત. ઉત્તરખંડનું આંદોલન મુખ્યત્વે ગ્રામાંચલને કેન્દ્રમાં રાખીને થશે એટલે આશા છે. એ કારણે જ એમની આંખો ચહેરા પર જાણે થોડી અ-સહાયભરી શ્રદ્ધા છે કે ઉત્તરખંડ તેમના જૂના નેતૃત્વને પાછું લાવી શકે. પણ ઉત્તરખંડ જે રીતે સરઘસ, મીટિંગ, સંમેલન, માગણી, દાવા — એ બધું કરે છે તે બધાંથી તેઓ ટેવાયેલા નથી. ઊલટું, એ બધાંથી તેઓ દૂર જ રહેવા ઇચ્છે છે.

ઉદ્ઘાટનના દિવસે વ્યક્તવ્યો જુદા જુદા પ્રકારનાં હતાં. ઉત્તરખંડનો પોતાના દળનો ધ્વજ લહેરાવવામાં આવ્યો : લાલ કાપડમાં વચ્ચે શ્વેત પૂર્ણ સૂર્ય. પછી આ નવા ધ્વજની વ્યાખ્યા કરતાં સભાપતિ પંચાનન મલ્લિક બોલ્યા હતા — બરાબર બોલ્યા એમ નહિ, તેમનું છપાવવાનું સભાપતિના ભાષણમાં છપાયું હતું — 'કામતાપુર રાજ્યની મુક્તિનાં આંદોલનની આ ક્ષણે ધ્વજ રક્તવર્ણ ત્રિકોણ અને મધ્યમાં મધ્યાહ્નકાળનો શ્વેત સૂર્ય ઘોષિત કરવામાં આવ્યો છે. ઉત્તરખંડ દળ પ્રાચ્યદર્શનમાં શ્રદ્ધા ધરાવે છે. પૌરાણિક યુગથી પ્રાગૈતિહાસિક યુગ સુધી ત્રિકોણ ધ્વજ પ્રચલિત હતો. ત્રિકોણનો અર્થ ત્રિગુણ — સત્ત્વ, રજસ્, તમસ્. રક્તવર્ણ માતૃરજ, એટલે શક્તિનું પ્રતીક. શ્વેતવર્ણ પિતૃવજ:બીજ, એટલે જ્ઞાનનું પ્રતીક એટલે કે સૂર્ય જ્ઞાનનું પ્રતીક. શક્તિ અને જ્ઞાનના સમન્વયમાં જ ઉન્નતિનો માર્ગ છે. જૈવિક ત્રિગુણાત્મક ત્રિકોણ, શ્વેતસૂર્યસમન્વિત પતાકા, સંપૂર્ણપણે અહિંસક ગણતાંત્રિક માર્ગે, જ્ઞાનના પ્રકાશમાં, દળની વિપ્લવાત્મક વિચારધારાના લક્ષ્ય પર પહોંચવાની દૃઢતાની ઘોષણા કરે છે.'

સભાપતિ, ઉદ્ઘાટક અને મુખ્ય નેતા પંચાનન મલ્લિકનાં વક્તવ્યમાં પણ આ વિષય જ મુખ્ય હતો — ભારતીય હિંદુદર્શનમાં વિશ્વાસ, ભારતના સંવિધાન પ્રત્યે વિશ્વાસ, કેન્દ્રીય સરકાર પ્રત્યે વિશ્વાસ અને કલકત્તાના નેતૃત્વ પ્રત્યે સંપૂર્ણ અવિશ્વાસ. તેમનાં વક્તવ્યમાં પણ સ્વાધીન કામાતાપુર રાજ્યની પ્રતિષ્ઠાની જવાબદારીની વાત ઉઠાવવામાં આવી હતી. એ જવાબદારીના સમર્થનમાં ઇતિહાસમાંથી પણ કોઈ કોઈ વિચારરીતિ આવી છે ખરી, પણ વારંવાર તો પોતાનાં ઉપજાતીય અસ્તિત્વની સ્વતંત્રતાની ઘોષણા સાથે ભળી ગયો હતો વર્ણવ્યવસ્થાવાળા હિંદુ સમાજ પ્રત્યેના વિશ્વાસુ જોડાણનો સંસ્કાર.

તેમનું વક્તવ્ય શરૂ જ થયું ગીતામાંથી ઉદ્ધરણ ટાંકીને, તે પણ અનુવાદમાં નહિ, સંસ્કૃતમાં :

હતો વા પ્રાપ્સ્યસિ સ્વર્ગં જિત્વા વા ભોક્ષ્યસે મહીમ્
તસ્માત્ ઉત્તિષ્ઠ કૌન્તેય યુદ્ધાય કૃતનિશ્ચયઃ ।।
સુખદુઃખે સમે કૃત્વા લાભાલાભૌ જયાજયૌ
તતો યુદ્ધાય યુજ્યસ્વ નૈવં પાપમવાપ્સ્યસિ ।।

તેમણે પહેલાં જ કહી દીધું : 'ભારતવર્ષ માતૃભૂમિ. ભારતવર્ષની અખંડતા અને રાષ્ટ્રીય સંહતિની રક્ષા કરવામાં દરેક ભારતવાસીની માફક અમે પણ સર્વ પ્રકારે ત્યાગ સ્વીકાર કરવા તૈયાર છીએ.' તે પછી જ તે આગળ જોડે છે, 'પશ્ચિમ બંગ રાજ્યના ઉત્તરાંશના માણસોની સર્વાંગીણ ઉન્નતિ માટે પશ્ચિમ બંગ સરકારની આજ સુધી જે જવાબદારી હતી, તે તેમણે ઉપાડી નથી....સૌથી વધારે ત્રસ્ત અને શોષિત થયા છે અહીંના નિવાસી બહુમતી રાજવંશીઓ, લઘુમતી મુસલમાન, બેઘર નમશૂદ્રો, બહુ ઉપજાતિઓ અને બીજા ઘણા સંપ્રદાયના માણસો. આ બધા અન્યાયના વિરોધમાં ઊભું થયું છે ઉત્તરખંડ દળ. ઉત્તરખંડ દળનો ઉદ્દેશ્ય છે ઉત્તરખંડને પશ્ચિમ બંગથી પૃથક્ કરી ભારતીય સંવિધાનના કાયદા અનુસાર 'કામતાપુર' નામે એક ભારતઅંતર્ગત સમૃદ્ધિશાળી અંગરાજ્ય સંગઠિત કરવાનું, અને કલકત્તા-કેન્દ્રિત રાજનૈતિક કુચક્રી પૂંજીવાદી નેતાઓનાં શોષણમાંથી ઉત્તરખંડવાસીઓની રક્ષા કરી તેમના ચહેરા પર હાસ્ય પ્રસરાવવાનું ... તમે જાણો છો કે ભારતવર્ષનાં પ્રાચીનકાળથી 'કામરૂપ' નામે એક રાજ્ય હતું. એ કામરૂપ રાજ્યના પશ્ચિમ ભાગમાં સંગઠિત થાય છે 'કામતાપુર રાજ્ય'. મહારાજા નરનારાયણના રાજ્યકાળમાં આ કામતા રાજ્યની સીમા આસામ અને ઉત્તર બંગ સુધી વિસ્તૃત હોય છે, પણ કાળક્રમે કામતા રાજ્યની સીમા થોડી પરિવર્તિત થઈને સમસ્ત ઉત્તર બંગ સુધી સીમા વિસ્તારી રહે છે.... ઉત્તર બંગનો કોઈ પણ ભાગ સિરાજુદૌલ્લાના શાસનને આધીન નહોતો. ઈ.સ. ૧૭૫૭ની ૨૩મી જૂને પ્લાસી પ્રાંતના સિરાજુદૌલ્લા અંગ્રેજોના હાથે પરાજિત થતાં બંગાળ અંગ્રેજ શાસનને આધીન થાય છે, પણ એ વાત ઐતિહાસિક રીતે પ્રમાણિત થયેલી છે કે કામતા રાજ્ય ક્યારેય પણ બંગદેશનો અંતર્ભૂત ભાગ નહોતો. સ્વતંત્રતા પછી ભારત સરકાર ઉત્તર બંગને જુદો શાસિત કરવા માગતી હતી. 'ભાષા પર આધારિત રાજ્ય પુનર્ગઠન કમિશન' ઉત્તર બંગમાં આવ્યું ત્યારે પેલા કમિશન પાસે ઉત્તર બંગને કામતાપુર નામના એક રાજ્ય હિસાબે જાહેર કરવા જણાવ્યું હતું ૧૯૫૫ની સાલની ૧૩મી મેએ. આ કમિશનના માનનીય સદસ્ય હૃદયનાથ કૂંજરુ, મિ. પનીકર અને બીજા સભ્યોએ કામતાપુર રાજ્યના ગઠનની યોગ્યતાનો સ્વીકાર કર્યો છે અને પ્રસ્તાવ પણ સ્વીકાર્યો છે. પણ તત્કાલીન પશ્ચિમ બંગના મુખ્યમંત્રી વિધાનચંદ્ર રાય પ્રધાનમંત્રી જવાહરલાલ નહેરુને જુદી જુદી રીતે સમજાવી દે છે કે ''કામતા રાજ્ય'ને પશ્ચિમ બંગાળની અંદર જ રાખો.'' એ પછી, મુંબઈ રાજ્યમાંથી મહારાષ્ટ્ર અને ગુજરાત

એમ બે રાજ્યો (૧૯૬૦), આસામમાંથી નાગાલેન્ડ (૧૯૬૨), પંજાબમાંથી હરિયાણા (૧૯૬૬), આસામમાંથી મેઘાલય અને અરુણાચલ (૧૯૭૧), મદ્રાસમાંથી આંધ્ર (૧૯૫૩) એ બધાં ઉદાહરણ આપે છે.

પણ પંચાનનબાબુના વક્તવ્યનો પ્રધાન અંશ જરા જુદી રીતે આ ઈતિહાસ પર જ નિર્ભર રહેલો છે. વર્તમાન પરિસ્થિતિની વિશેષતાના પ્રસંગે તે વિશેષ કશું બોલ્યા જ નહિ.

જોકે તેમણે એ ઘણે અંશે સ્પષ્ટ કરી દીધું નક્સલવાડીથી આવેલા સંપત્ રાયે. પહેલાં જ્યારે નક્સલવાડી હતી ત્યારે ત્યાંના નક્સલ આંદોલનની વિરુદ્ધમાં સંપત્ રાય જોતદારોની એક 'કૃષક સમિતિ' આયોજિત કરી નક્સલ પ્રભાવિત ખેડૂતોની વિરુદ્ધમાં સામે જ યુદ્ધમાં ઊતરે છે. તે વખતે સંપત્ રાયની ઉંમર હતી વર્ષ ૪૦, અત્યારે વર્ષ ૬૦. ચારુ મજુમદાર, કનુ સંન્યાલની નેતાગીરી હેઠળ નક્સલવાડીનું કૃષક આંદોલન શરૂઆતમાં તો હતું કૃષકોના ન્યાય માટેનું આંદોલન, ક્યાંક ક્યાંક ભાગિયાગિરીની માલિકીનું આંદોલન. એ બધા ઈલાકાઓમાં ક્યારેય ગોલમાલ થતી નહિ, એટલે થાણા પોલીસની જરૂર નહોતી એમ કહીએ તો ચાલે. સંપત્ રાય પહેલાં સ્થાનિક જોતદારોને ઝડપથી સંગઠિત કરી પૂર્ણિયામાંથી ભાડૂતી લોકો લાવી વિરુદ્ધ આક્રમણ શરૂ કરે છે. સંપત્ રાય માઈક ફાડીને બોલ્યા હતા, 'ઘણાં કહે છે કે આ રાજવંશીઓનું દળ છે — આ ઉત્તરખંડ દળ છે. હું એ વાત માનતો નથી. ઉત્તર બંગમાં રાજવંશીઓ વધારે છે, જે કંઈ કરશે તેથી રાજવંશીઓ જ વધારે રહેશે. જ્યારે કૉમ્યુનિસ્ટો સરઘસ કાઢે છે ત્યારે ત્યાં પણ રાજવંશીઓ જ વધારે હોય છે — તેથી કંઈ તેને રાજવંશીપાર્ટી તો કહેતા નથી. વળી ચાના બગીચાના મજૂરો માટે જ્યારે સીટુ અને આઈ.એન.યુ.સી. આંદોલન કરે છે, ત્યારે તેને કોઈ મદેશિયા આંદોલન કહેતું નથી, પણ તેમાં મદેશિયાઓ જ વધારે હોય છે. તમે સમજો છો કે ઉત્તર બંગાળમાં રાજવંશીઓની સંખ્યા વધારે છે; છતાં જુઓ છો કે કોઈ સ્થળે રાજવંશીઓને નોકરી મળતી નથી; રાજવંશીઓને કૃષક બેંકની લોન મળતી નથી. છેલ્લાં ચાળીસ વર્ષથી દેશ સ્વતંત્ર થયો છે, તેથી રાજવંશીઓને કશો લાભ થયો? દરેક સરકાર એક એક એમ રાજવંશી મંત્રી રાખે છે, પહેલાં પૂરેપૂરા એક મંત્રી રાખતા, હવે અર્ધા મંત્રી રાખે છે. તેથી રાજવંશીઓનાં બાપદાદાઓનો ઉદ્ધાર થઈ ગયો. પણ અમારું આ આંદોલન ઉત્તર બંગાળના બધા જ લોકો માટેનું આંદોલન છે, માત્ર રાજવંશીઓનું આંદોલન નથી. અમે ઈચ્છીએ છીએ કે ઉત્તર બંગાળના બધા જ અમારી સાથે આવે.'

આસામથી જે આવ્યા હતા તે આસામની કોઈ પાર્ટીના પ્રતિનિધિ છે, અથવા કેવી રીતે આવ્યા છે તે સમજાયું નહિ. પણ તેમનું વક્તવ્ય ખૂબ જ ચોક્કસ દિશામાં હતું. તેમણે કહ્યું, 'ભારતવર્ષની રાજનીતિમાં બહુ મોટું પરિવર્તન આવ્યું છે. આટલો વખત તો દિલ્હીથી સમગ્ર ભારતનું શાસન કરવામાં આવતું, પણ હવે એક એવો

સમય આવ્યો છે જ્યારે પ્રાદેશિક શક્તિ અલગ અલગ પ્રદેશમાંથી એક સંવાદિત ભાવે ભારતવર્ષનું શાસન ચલાવશે. કેન્દ્રમાં એક સરકાર રહે, રહેશે જ, રહેવાની જરૂર છે. પણ એ સરકારને કામ ચલાવવું પડશે આ પ્રાદેશિક શક્તિ પર નિર્ભર રહીને. એ રીતે આ પ્રાદેશિક શક્તિની સાથે કેન્દ્રની લેણદેણનો સંબંધ સ્થપાશે. શા માટે વળી એમ? અત્યારે એ સંબંધ સ્થપાયેલો જ છે. તામિલનાડુની વાત જ લો. ત્યાં કેટલાય વખતથી, સ્થાનિક ડી.એમ.કે. અથવા એ.આઈ.એ.ડી.એમ.કે. જૂથની સાથે કેન્દ્રની કૉન્ગ્રેસની એક સમજણ સમાધાન થઈ ગયેલી છે. રાજ્યમાં ડી.એમ.કે. અથવા એ.આઈ.એ.ડી.એમ.કે.નું સામર્થ્ય રહેશે; ત્યાં કૉન્ગ્રેસનો કોઈ ભાગ નહિ હોય; કેન્દ્રમાં કૉન્ગ્રેસને સમર્થ રાખવા પેલાઓ સહાય કરશે; ત્યાં પેલાઓ કોઈ ભાગ માગશે નહિ. એક વાર કૉન્ગ્રેસની ગણતરીમાં ભૂલ થઈ; રાજ્યનું શાસન કરવા કોણ આવશે એમાં. એ વખતે કૉન્ગ્રેસને પણ પેલી ભૂલની કિંમત ચૂકવવી પડે છે. માત્ર કૉન્ગ્રેસને જ નહિ, પણ કેન્દ્રના શાસનમાં જે કોઈ રહેશે તેમણે રાજ્ય અથવા પ્રાદેશિક દળ સાથે આવી એક સમજણ સ્થાપી દેવી પડશે. જુઓ, ૧૯૭૭ની સાલની ચૂંટણીમાં તામિલનાડુમાં એ.આઈ.એ.ડી.એમ.કે. ચૂંટણીમાં જીત્યો અને સમગ્ર ભારતમાં કૉન્ગ્રેસ પરાજિત થઈ. આ એ.આઈ.એ.ડી.એમ.કે.ની સાથે કેન્દ્રની જનતા પાર્ટીએ આપસઆપસમાં સમજૂતી કરી લીધી. ૧૯૮૦માં ઈંદિરા ગાંધી પાછાં આવ્યાં, તામિલનાડુની એ.આઈ.એ.ડી.એમ.કે. સરકારને કૉન્ગ્રેસવિરોધી ગણી બરખાસ્ત કરી દીધી અને ડી.એમ.કે.ની સાથે સંધિ કરી. છ મહિના પછીની ચૂંટણીમાં કૉન્ગ્રેસ પણ હારી, ડી.એમ.કે. પણ હારી. એ.આઈ.એ.ડી.એમ.કે. જીતી ગઈ. ઈંદિરા ગાંધીએ તેમની ભૂલ સમજી જઈ એકદમ જલદીથી એ.આઈ.એ.ડી.એમ.કે.ની સાથે સમાધાન કરી લીધું; રાજ્યમાં તમારું, કેન્દ્રમાં અમારું. આ પ્રકારની રાજનીતિ હવે ભારતમાં નવી રીતે આવી છે; આપણા ઉત્તરખંડ આંદોલનને એ જ રીતે ચલાવવું પડશે.'

આ આસામના 'પ્રતિનિધિ' રાજનીતિના કાયદા-કાનૂન લઈને બીજી એક વાત કરે છે, 'આટલા દિવસે ભારતની રાજનીતિ આ રીતે વિભાજિત થતી આવી છે : કૉન્ગ્રેસવિરોધી અને કૉન્ગ્રેસસમર્થક; અથવા એને ઉલટાવીને પણ કહી શકાય: કૉમ્યુનિસ્ટવિરોધી અથવા કૉમ્યુનિસ્ટ સમર્થક; અથવા એને બીજી એક રીતે પણ ગણાવી શકાય: કૉન્ગ્રેસ-કૉમ્યુનિસ્ટ વિરોધી અને કૉન્ગ્રેસ-કૉમ્યુનિસ્ટ સમર્થક, કૉન્ગ્રેસના તૂટવા પછી જે બધાં દળો તૈયાર થયાં છે તે બધાં દળો અને બી.જે.પી., કૉન્ગ્રેસ-કૉમ્યુનિસ્ટ વિરોધી. આમ સદાય રાજનીતિને વિભાજિત થવું તો પડશે ને? શા માટે એક દળને કૉન્ગ્રેસ અને કૉમ્યુનિસ્ટોના સમર્થક અથવા વિરોધી થવું પડે? આ બે દળો જોકે આ રીતના કોઈ અવરોધ-નિષેધ માનતાં નથી. એઓ તો જેની સાથે જ્યારે ઇચ્છા થાય ત્યારે સમાધાન કરે છે; જ્યારે જેનો વિરોધ કરવા ઇચ્છે ત્યારે તેનો વિરોધ કરે છે. આપણે પણ એ રીતે જ ચાલીશું. આપણે કૉન્ગ્રેસ પણ નથી, કૉમ્યુનિસ્ટ પણ

નથી. દરેકની સાથે આપણો લેણ-દેણનો સંબંધ છે. અત્યારે અહીં કૉમ્યુનિસ્ટો શાસન કરે છે. કૉમ્યુનિસ્ટો જો તમારી વાત માની લે, એટલે કે રાજવંશી-પ્રધાન પ્રદેશમાં જો રાજવંશીઓની પ્રધાનતાને સ્વીકારી લે, જો રાજવંશીઓને નોકરી વ્યવસ્થા કરી આપે, અથવા રાજવંશી ભાષાને મહત્ત્વ આપે, પ્રાધાન્ય આપે તો પછી તમને વાંધો શો છે ? તે પ્રમાણે આ બધા હક્ક-દાવાને આપવામાં કેન્દ્રીય સરકારની કૉન્ગ્રેસ જો તમને સહાય કરે તો તમે કેન્દ્રીય સરકારની અથવા કૉન્ગ્રેસની સહાય લેશો. ગોરખાલૅન્ડ થશે કે નહિ થાય તે તો અત્યારે કહી શકાય નહિ ભલે, પણ રાજ્યના મુખ્યમંત્રીએ જ્યારે ગોરખાલૅન્ડના નેતા ઘિસિંહને 'દેશદ્રોહી' કહ્યા ત્યારે કેન્દ્રના પ્રધાનમંત્રીએ તેનો વિરોધ કર્યો હતો. વળી, જ્યારે રાજીવ ગાંધી દાર્જિલિંગની સફરે ગયા ત્યારે ઘિસિંહે હડતાળ પડાવી હતી. એ થવું યોગ્ય છે. આપણા પક્ષે જે કંઈ હોય તેને કામે લગાડો, આપણી વિરુદ્ધમાં જે કંઈ હોય તેનો વિરોધ કરો. તેને માટે કૉન્ગ્રેસ અથવા કૉમ્યુનિસ્ટના સ્થાયી સમર્થક અથવા સ્થાયી વિરોધી હોવાની કોઈ જરૂર નથી. શું દેશમાં ફક્ત કૉન્ગ્રેસ અને કૉમ્યુનિસ્ટ જ છે? બીજું કશું નથી? દેશના મોટા ભાગના લોકો કૉન્ગ્રેસમાંય નથી, કૉમ્યુનિસ્ટ પણ નથી. આપણા આ આંદોલનને પેલા કૉન્ગ્રેસ-કૉમ્યુનિસ્ટ વિરોધી આંદોલન સાથે જોડી દેવું પડશે.'

દાર્જિલિંગથી જે આવ્યા હતા તેમના વક્તવ્ય પરથી સમજાઈ ગયું કે તે અધ્યાપક છે. તેમણે સંપૂર્ણપણે નવી જ વાત કહી, 'દેશ સ્વતંત્ર થવાની પહેલાં ભાષા પર આધારિત પ્રદેશો પાડવાનું વચન કૉન્ગ્રેસે આપ્યું હતું, અને બધાં દળોએ તેનું સમર્થન કર્યું હતું. શા માટે? ના, બ્રિટિશરો તેમની પોતાની જરૂરિયાત પ્રમાણે, દેશના, જ્યારે જેવી ઇચ્છા થાય તે પ્રમાણે ભાગ કરતા. મદ્રાસ એક વિશાળ પ્રદેશ હતો. હાલના કેરાલા કે કર્ણાટક હતા જ નહિ. ત્રાવણકોર-કોચીન, એ બધા પ્રદેશો અથવા રાજ્યો થયેલાં હતાં. બાંગ્લા-બિહાર-ઓડિશા એક સાથે હતા; પછીથી અલગ થઈ જાય છે. ઉત્તરપ્રદેશ હતો નહિ, હતો યુનાઈટેડ પ્રોવીન્સ. સ્વતંત્રતા પછી રાજ્ય સીમા પુનર્નિર્ણાયક કમિટી નવાં નવાં રાજ્યો કરવા સિફારસ કરે છે; ભાષા પર આધારિત નવાં નવાં રાજ્યો બને છે. ભાષા પર આધારિત એટલે જાતિ પર આધારિત. જાતિ અને ભાષાગત એક એક રાજ્ય, એ જ ભારતીય સાધારણતંત્રનો આદર્શ; જેમ પબ્લિક સેક્ટર ભારતીય શિલ્પનીતિનો આદર્શ : જેમ યોજના ભારતીય ઉન્નતિનો આદર્શ. એક પછી એક પબ્લિક સેક્ટરની ઑફિસો તૈયાર થાય છે. એક વાર થોડી ઑફિસો બનાવી દીધા પછી બોલવાનું તો રહ્યું નહિ કે બસ, આ થઈ ગયું અમારું પબ્લિક સેક્ટર. તે પ્રમાણે એક પંચવર્ષીય યોજના કરી લેતાં બોલવાનું રહ્યું નહિ કે બસ આ થઈ ગઈ અમારી પંચવર્ષીય યોજના. તો પછી, રાજ્ય સીમા પુનર્નિર્ણાયિક કમિટી ચિરકાળ માટે એક વાર બધાં રાજ્યોની સીમા નક્કી કરી દઈ શેની બોલે કે બસ આ બધાં અમારાં એકમાત્ર રાજ્યો. ભારતવર્ષ ખુદની જ સીમા છેલ્લાં ચાલીશ વર્ષોમાં

કેટલી બદલાઈ ગઈ છે, તે બોલો. પહેલાં સિક્કીમ ભારતમાં નહોતું. સિક્કીમ બહારથી અત્યારે ભારતની સીમા ગયેલી છે. એ પ્રમાણે અક્સાઈ ચીન ખરેખર આપણા હાથમાં નથી, વસ્તુતઃ ભારતમાં નથી. એક આપણા સર્વે ઑફ ઇન્ડિયાના માપ પ્રમાણે એ જગ્યાને ભારતની જગ્યા કહી બતાવવામાં આવે છે; પૃથ્વીના બીજા બધા દેશોના મૅપમાં એ બધી જગ્યાને ચીનની કહી બતાવવામાં આવે છે — જે રીતે આઝાદ કાશ્મીરને પાકિસ્તાનની જગ્યા કહીને બતાવવામાં આવે છે. એટલે, જો ભારતની સીમા જ આ રીતે બદલાતી હોય તો પછી રાજ્યની સીમા કેમ બદલાશે નહીં? જ્યારે ૧૯૫૩ની સાલમાં રાજ્યની સીમા નક્કી થઈ હતી ત્યારે બિહારના અને બંગાળના આદિવાસીઓ કશું જ જાણતા નહોતા; ગોરખાઓ પણ કશું જાણતા નહોતા; તમે સૌ પણ કશું જાણતા નહોતા. અત્યારે હવે આપણે સમજી-જાણીને કહીએ કે અમારી ભાષા અને જાતિ માટે અલગ રાજ્ય આપો, તેમાં દોષ ક્યાં છે? બંગાળીઓએ ત્યારે કહ્યું હતું કે બિહારના કેટલાંક સ્થળોએ બંગાળી ભાષા બોલાય છે તેથી જેઓ રહે છે તેઓ બંગાળી છે, અને એટલે એ જગ્યા પશ્ચિમ બંગાળને આપી દો; આપી દેવામાં આવી. હવે જ્યારે આપણે કહીએ છીએ કે જેઓ નેપાળી ભાષા બોલે છે તેમનું એક રાજ્ય કરી દો, ત્યારે આપણને વિચ્છિન્નતાવાદીઓ કહેવામાં આવ્યા. જો તમે બધા કહો કે અમે રાજવંશીઓ એક અલગ રાજ્ય માગીએ છીએ, તો કહેવામાં આવશે 'વિચ્છિન્નતાવાદીઓ'. આપણે તો આમેય અહીં વિચ્છિન્ન થયા છીએ — પોતાની ભાષાથી વિચ્છિન્ન, પોતાના હક્કથી વિચ્છિન્ન, પોતાના હકની જગ્યાએથી વિચ્છિન્ન. બીજું જે હોય તે, પણ એ વાત તો કોઈ કરતું નથી કે નેપાળીઓ બંગાળી છે. જો એવું ના બોલાય, તો અમારું અલગ રાજ્ય કેમ નહીં થાય? તમારું અલગ રાજ્ય કેમ નહીં થાય? રાજ્ય પુનર્નિર્ણાયક કમિટી ફરીથી કામમાં હાથ લગાડશે કેમ નહિ? કે પછી તેમ થતાં પશ્ચિમ બંગાળ નાનું થઈ જશે. તો એ વાત તો બ્રિટિશરો પણ કહી શકત — જો બંગાળના ભાગ કરવામાં આવે તો નાનું થઈ જશે, બધા જ પાકિસ્તાનમાં જાય. ૧૯૫૩ની સાલમાં જ્યારે રાજ્ય વિભાજિત કરવામાં આવ્યું તો આપણે હતા નહિ. હતા નહિ એટલે આપણા કાકા-વડીલો આપણી સંપત્તિની દેખભાળ કરતા હતા. હવે પુખ્ત થયા પછી જ્યારે આપણે સંપત્તિમાં આપણો ભાગ માગીએ છીએ ત્યારે એ કાકા-વડીલો કહે છે : આ છોકરો બહુ બે-અદબ છે; અમારા સુખના સંસારને ભાંગી અલગ થવા ઇચ્છે છે. તો અમે કહીએ છીએ, કાકા સાંભળો, વડીલો સાંભળો, સંસાર પણ તમારો, સુખ પણ તમારું; અમારું હતું શું? છોકરો ઉંમરલાયક થાય તો લગ્ન કરી તેને સંસાર માંડવાનો હોય. તો અમારે તો દાઢી ઊગી, વધી અને હવે તો ધોળી થવા લાગી છે; મૂછો ધોળી થવાના ભયે મૂછો તો કપાવી નાખી છે, પણ છતાંય અમારું લગ્ન કરાવી સંસાર મંડાવવા તરફ તમને લોકોને મન જ થતું નથી. એ કેવો વ્યવહાર? તો,

આટલા દિવસ અમારી દેખભાળ તમે કરી તેને માટે હું તમને સૌને પ્રણામ કરું છું, પણ હવે અમને અમારી દેખભાળ અમને જ કરવા દો. તમે રાજ્યની સીમા નવેસર નક્કી કરવાની કમિટી ફરીથી સ્થાપો, અને તેની સલાહ માની લો.'

## 169

# તિસ્તા બૅરેજ પ્રસંગે વક્તવ્ય

જલપાઈગુડિ શહેરમાંથી જે દાઢીવાળા ભદ્રલોકે ખેડૂતોનો સ્વતંત્ર ઇલાકો કરવા માટે ઘણાં વર્ષો જેલવાસ ભોગવ્યો છે તેમને વક્તવ્ય માટે બોલાવવામાં આવે છે. પણ તેમની સાથે આ સંમેલન બાબતે કશું જ નક્કી નથી — કોણે તેમને નિમંત્રણ પાઠવ્યું છે, અત્યારે તે શું કરે છે, તેની કશી ખબર નથી — સામાન્ય રીતે આવા ભદ્ર લોકોને 'નક્સલવાદી' કહેવામાં આવે છે. નક્સલવાદી હોય કે જે કંઈ હોય, એક ભદ્રલોકનો દીકરો કે ભણેલોગણેલો એક ભદ્રલોક, જ્યારે આ પ્રકારના સંમેલનમાં હાજર હોય તો તેમને કશું ના કહેવા દેવામાં આવે એવું કરાય? પણ ભદ્રલોકે તો સૌથી જરૂરી, એકદમ ઉત્તરખંડ આંદોલનની વર્તમાન કાર્યસૂચિના મુખ્ય વિષયને લઈને જ વાત કરી. સરકારે જાહેર કરી દીધું છે કે એકાદ મહિનામાં જ તિસ્તા બૅરેજનું પ્રાથમિક ઉદ્ઘાટન થશે. મુખ્યમંત્રી ઉદ્ઘાટન કરશે. તે માટે તે દિવસે સમગ્ર ઉત્તર બંગાળમાંથી વામ ફ્રન્ટ સરઘસ લઈને આવશે. ઉત્તરખંડે દાવો કર્યો છે કે તિસ્તા બૅરેજનું અત્યારે ઉદ્ઘાટન કરવાનું ચાલશે નહિ — ખેડૂતોની જમીન લઈ લેવાનું ચાલશે નહિ, જે જમીન બૅરેજ માટે લેવામાં આવી છે તેની નુકસાની ભરપાઈ કરવાને બદલે સમ-પ્રમાણ જમીન પાસેના જિલ્લામાંની સરકારી ખાસ જમીનમાંથી ખેડૂતોને આપવી પડશે; જે ખેડૂતોની જમીન બૅરેજ માટે લઈ લેવામાં આવી છે તેમનામાંના જો કોઈ એવા હોય જેમની બીજી જમીન આ પહેલાં વેસ્ટ થઈ ગઈ હોય, તો તેમને, લઈ લેવામાં આવેલી જમીનની સમ-પ્રમાણ જમીન, પેલી વેસ્ટ જમીનમાંથી પાછી આપી દેવી પડશે. આ બધા દાવાઓને આધારે ઉત્તર બંગાળની, મુખ્યત્વે જલપાઈગુડિ જિલ્લાની, જુદી જુદી જગ્યાએથી, વિરોધ સરઘસો તિસ્તા બૅરેજના ઉદ્ઘાટન દિવસે લઈ જવામાં આવશે. ઉત્તરખંડના આ સંમેલનમાંથી આગામી મહિનામાં પેલાં વિરોધ સરઘસોનાં સંગઠન માટે જાહેરાત કરવામાં આવી છે. આ નક્સલવાદી ભદ્રલોક આ વિષય લઈને જ બોલ્યા, ફક્ત આ વિષય વિશે જ બોલ્યા. ''ભારતમાં ભાકરા-નાંગલ બનાવ્યો છે, હીરાકૂડ બંધ થયો છે, નાગાર્જુનસાગર થયું છે, બીજી કેટકેટલી જગ્યાઓએ નવા નવા ડેમ થયા છે, બંધ થયા છે. આ પશ્ચિમ બંગાળમાં જ દામોદર બન્યો છે, મયૂરાક્ષી બંધાયો છે, માયથોન તૈયાર થયો છે, પાંચેત્ થયો છે. પણ ગમે તે જગ્યાએ

હોય, તે બધાથી એ બધી જગ્યાઓએ ગરીબ રહેવાસીઓનો ખાસ કરીને આદિવાસીઓનો સર્વનાશ થયો છે. શા માટે? આ બધા બૅરેજ, ડૅમ વગેરે માટે પહાડ અને જંગલની એવી દુર્ગમ જગ્યાઓ પસંદ કરવામાં આવે છે, જ્યાં વન્ય પશુઓની સાથે લડાઈ કરીને પશુઓની જેમ જ આદિવાસીઓ, ગરીબ માણસો, જીવનયાપન કરી રહ્યા હોય છે. શા માટે? ના, એ રીતની દુર્ગમ જગ્યાઓએ તેઓ આ ભદ્રલોકોનાં શોષણથી તો બચશે. પણ જ્યારે બૅરેજ કે ડૅમ માટે જમીન પસંદ કરવામાં આવે છે ત્યારે એ જમીન પરથી પહેલાં એમને વિસ્થાપિત કરવામાં આવે છે. વિસ્થાપિત કરી પેલા બૅરેજ કે ડૅમ પર જ મજૂરો તરીકે તેમને જોડી દેવામાં આવે છે. પછી પેલા બૅરેજ કે ડૅમના પાણીથી જ્યારે જમીન ખેડી પકવવાની સ્થિતિ તૈયાર થાય છે ત્યારે પેલી જમીનની કિંમત તો સોનાની કિંમત જેવી બની જાય છે. ત્યારે, મોટા મોટા વેપારીઓ એ જમીન પર તૂટી પડી લીલી ક્રાન્તિ કરી દે છે. ભારતની ઉન્નતિની એક પણ પરિકલ્પના કે યોજનાનું નામ બોલો, જ્યાં એક બૅરેજ કે ડૅમને પરિણામે આદિવાસીઓનું કે ગરીબ લોકોનું એક તલભાર પણ ભલું થયું હોય. તમારે અહીં આટલા દિવસ આ ઉપદ્રવ થયો નહોતો. તિસ્તા બૅરેજના ચહેરાથી એ ઉપદ્રવ શરૂ થયો. તિસ્તા બૅરેજનાં પાણીથી લાખો એકર જમીન ફળદ્રુપ થશે, તેથી ખેતી થશે. તેથી સોના જેવી ફસલ થશે, એ સોનું વેચીને ખેડૂતો મોટા માણસો થશે, પણ તે પહેલાં જ — પેલા બૅરેજમાંથી એક ટીપું પાણી પણ ખેતી માટે ઉપયોગમાં લેતાં પહેલાં જ ખેડૂતોનો જમીન પરથી ઉચ્છેદ થયો છે; ખેડૂતોની જમીન નામની કિંમતે અધિગ્રહણ કરી લેવાઈ છે; જે ખેડૂતને જમીનના માલિકમાંથી તિસ્તા બૅરેજનો મજૂર કરી દેવામાં આવ્યો છે તે ખેડૂતને શું બૅરેજનું પાણી સોના જેવો પાક આપશે? ખેડૂત તિસ્તાના પાણીનો ખોબલો ભરી, પી, પોતાની ભૂખ દબાવી દઈ શકતો, તિસ્તાનાં ભાઠાં પર વાઘ-વરુ સાથે લડાઈ કરી બેએક મૂઠી ધાન પકવી શકતો; બૅરેજ થયા પછી ખેડૂત તે પણ મેળવી શકશે નહિ, કારણ કે પહેલાં તો તિસ્તાનું પાણી હતું આકાશના પવન જેવું — જેને મન થાય તે શ્વાસમાં લે. પણ હવે તો તિસ્તાનાં પાણી સરકારી બૅરેજનાં પાણી છે, હવે તો એ પાણીના પૈસા પડે છે; જેને ઇચ્છા થાય તે હવે એ પાણી ને, બે હાથનો ખોબો ભરી લઈ શકશે નહિ, પીવા માટે પણ લઈ શકશે નહિ. તિસ્તાનું ભાઠું હવે કંઈ પડતર જમીન નથી કે જેનું હળ તેની જમીન અને પાક. બૅરેજને પરિણામે તિસ્તાનું મૂલ્ય પણ હૂ હૂ કરતું વધી ગયું છે. આ તે કેવી ઉન્નતિ, જેમાં નદીનાં પાણી પરનો પોતાનો સહજ અધિકાર ખેડૂત ગુમાવે? ભાઠાંની જમીન પર પોતાની સહજ માલિકી ગુમાવે? વનમાં વાઘવરુ છે, છતાં એ જમીન પર ખેડૂત ખેતી કરશે તોપણ કાં તો થશે સ્કોયાટ કાં તો અનધિકારી માલિક. આટલા દિવસ ભારતનાં લોકોને મૂર્ખા બનાવીને આ બધા બૅરેજ, ડૅમ બનાવવામાં આવ્યાં છે, પણ પોતાના અનુભવોમાંથી લોકોએ શિક્ષણ લીધું છે. ઓરિસ્સામાં જ

બે પ્રસંગો બન્યા છે — એક બાલિયાપોલમાં, અને બીજો કઈ જગ્યાએ તે મને યાદ આવતું નથી. બાલિયાપોલમાં સરકારે સમુદ્રતટની જમીન અધિગ્રહણ કરી છે. પણ ત્યાંનાં લોકો પોતાની માલિકી છોડતાં નથી. ત્યાં ભારે આંદોલન ચાલે છે. સરકાર હજુ પણ માલિકી કરી શકતી નથી. બીજી એક જગ્યાએ એક પહાડ પર નવો ઉદ્યોગ શરૂ કરવા વખતે ત્યાંના આદિવાસીઓએ સખત વિરોધ દર્શાવી જણાવી દીધું છે કે તેમને આ ઉદ્યોગ જોઈતો નથી. તમારા ઉત્તરખંડ આંદોલનનું રાજનૈતિક ભવિષ્ય તમારા હાથમાં છે. એ બાબતે હું કશું કહેવા માગતો નથી. પણ એકાદ મહિના પછી તિસ્તા બૅરેજના ઉદ્‌ઘાટન પ્રસંગે વિરોધ બતાવવા માટે જે કાર્યસૂચિ તમે તૈયાર કરી છે એ કાર્યસૂચિને સમગ્ર શક્તિપૂર્વક સફળ કરો. તમે જો પ્રયત્ન કરો તો તો તિસ્તા બૅરેજને બંધ કરી દઈ શકો, જે થઈ ગયું છે તે પણ ન કર્યું કરી દઈ શકો. તે જ થશે તમારી મુખ્ય સફળતા.''

આ ભદ્રલોક આ રીતે વક્તવ્ય કરશે તેવી તો સભાના સંયોજકોને જરાયે ખબર કે ખ્યાલ નહોતો. તેમણે વિચાર્યું હતું કે ગયાનાથ જોતદાર દ્વારા જ તિસ્તા બૅરેજ સંબંધે વાત કરાવશે. ગયાનાથ જોતદાર ઉત્તરખંડમાં જોડાયા છે તેમની આ વાત ઉત્તરખંડ દ્વારા કહેવડાવવા માટે જ, પણ આ ભદ્રલોકે જ જ્યારે આ બધી વાત ઉપાડી દીધી ત્યારે તેમની પછી જ સભાના સભાપતિ પંચાનનબાબુએ ગયાનાથ જોતદારના નામની બૂમ પાડી, અને સાથે એટલું બોલ્યા કે 'ગયાનાથબાબુ આ ડુયાર્સ પ્રદેશમાં વંશપરંપરાગત વસવાટ કરી રહ્યા છે અને તિસ્તા બૅરેજના વિષયમાં તે ઘણું બધું જાણે છે.'

ગયાનાથે ક્યારેય વક્તવ્ય આપ્યું નથી. નામ સાંભળતાં જ તેમની છાતી ધક્ધક્ ધડકવા લાગી છે. નામ બોલવાની સાથે પેલું જોડી દેવાથી જે થોડો સમય જાય છે તેથી તેમની ધડકન શાંત ભલે થાય પણ ગળું સુકાઈ જાય છે. પણ એ દરમ્યાન જ બાજુમાંથી બેએક જણ તેને કહે છે, 'ગયાનાથબાબુ જાઓ.'

ગયાનાથ જ્યાં બેઠો હતો ત્યાં બેસીને જ જો બોલત તો કદાચ તેને ખૂબ મુશ્કેલી થાત નહિ, ઊલટું મુશ્કેલી સંભાળી લેત; છેક છેલ્લે તેને ઊઠીને મંચ પર જવાનું ને માઈકની સામે ઊભા રહેવાનું થાય છે. ગયાનાથ તેની વાત ઉતાવળે પૂરી કરી દેવાની, વ્યવહારુ બુદ્ધિથી પહેલેથી જ બૂમ પાડી ઊઠે છે, 'મારે કશું કહેવાનું નથી. મારે એક વાત જ કહેવાની છે.' ગયાનાથ એટલા જોરથી બૂમ પાડે છે કે માઈકમાં ઊંઈ ઊંઈ અવાજ શરૂ થાય છે, માઈકવાળો એકદમ અવાજ ધીમો કરી દે છે. ત્યારે ગયાનાથ બોલવાનું ચાલુ રાખે છે, 'આ બધું સરકારે નક્કી કરી દીધું છે કે અનાજ, ઘાસ, બટાકા, કોળાં બધુંય નદીનાં પાણીમાં તણાઈ આવે. તેમને તો જમીનની કોઈ જરૂર નથી. જેમની પાસે જેટલી જમીન હતી તે બધી તો સરકારે લઈ લીધી છે. તો પછી સરકાર જ કરે ખેતી આ બધી જમીન પર. એ વળી તિસ્તા

બૅરેજ નામનો નવો ઢોંગ કરે છે. જેમની અહીં જમીન હતી તે બધી જમીન નદીની અંદર લઈ લીધી છે. પહેલાં તો લોકો નદીની અંદર ભાઠા પર જઈ ખેતી કરવા લાગતા. હવે તિસ્તા બૅરેજને કારણે કાંઠાની જમીન નદીમાં ખેંચી લેવાની છે. તો પછી ખેતી કરવી ક્યાં? તિસ્તા નદીનાં પાણીમાં ડાંગર પકવો! એ માણસો આવ્યા છે ક્યાંથી રે? અમારી તિસ્તામાં કોઈ કાળે બૅરેજ-ફૅરેજ હતો નહિ; તેથી ડાંગર પકવવામાં આવતી હતી કે નહિ, બોલો? હવે તો જમીન પણ ખેંચી લેવાના છે, નદીને પણ ખેંચી લેવાના છે. મારે આ કોઈ બૅરેજ-ફૅરેજ ના જોઈએ. એ જ છે મારી વાત.' ગયાનાથના વક્તવ્યને અંતે તાળીઓ પડે છે. અત્યાર સુધી વક્તવ્યો એવી રીતે થયાં કે સમજવામાં મુશ્કેલી પડતી હતી, જ્યારે ગયાનાથનું વક્તવ્ય સીધું અને સરળ હોવાથી શ્રોતાઓને સમજાઈ જાય છે.

## 170

## રાજવંશી સમાજના રૂપાંતરસંબંધે વિવરણ

આ રીતે જ ઉત્તરખંડ સંમેલન શરૂ થાય છે. છ દિવસ સુધી ચાલતું રહે છે. એક તરફ પંચાનન મલ્લિક જેવા વડીલ છે જેમની સામે ઉત્તરખંડ કહેતાં એક ઝાંખા અતીતના ગૌરવભર્યા દિવસો પાછા આવવાની સમજણ છે, પણ કેવી રીતે એ પ્રત્યાવર્તન અથવા પુનરાગમન થશે એ વિશે કોઈ ખ્યાલ જ નથી. બીજી તરફ, સુસ્થિર રાય વર્મનના જેવા ચંચળ યુવાન છે જે ઉત્તરખંડ કહેતાં સમજાવે છે કે તેમની આદિવાસી જાતિનું એક લડાયક સંગઠન છે — જે સંગઠન પોતાની કોમના સંગઠન બળથી લઈ લઈ શકશે રાજશક્તિ પાસેથી તેમનો પોતાનો ભૂમિખંડ. પંચાનન મલ્લિક અને સુસ્થિરની વચ્ચે સંભવતઃ એક મેળ છે કે તે બન્નેને ચિંતા છે રાજવંશી અતીતની એક ગૌરવભરી લોકકથાની, જે ઇતિહાસ દ્વારા સમર્થન પામે છે : પેલી હાજોરની કથા, શિશુ-વિશુની કથા, સેનાપતિ ચિલા રાયના દિગ્વિજયની કથા. તેમની નજર સમક્ષ આ ભારે મોટો વર્તમાન તો હાજર છે કે કોચબિહાર એક રાજવંશી રાજવંશે ઈ.સ. ૧૫૧૦થી૧૭૭૩ સુધી સ્વતંત્રપણે, પછી ૧૯૪૯ સુધી કરદ દેશી રાજ્ય પ્રમાણે, લગભગ ૪૪૦ વર્ષ સુધી સામર્થ્ય મેળવ્યું છે. પૂર્વ અને પશ્ચિમ બંગાળ મળીને બીજે ક્યાંય આવું બીજું કોઈ દેશી રાજ્ય હતું નહિ. હજુય એ રાજપ્રાસાદ ઊભો છે. એ જ રાજવંશના બીજા એક ભાગે વૈકુંઠપુરની જમીનદારી સ્વતંત્ર રાજ્યની જેમ જ ભોગવ્યા કરી છે લગભગ આ બધો સમય. એ પ્રમાણને કારણે તો માલદહથી દાર્જિલિંગના તરાઈ સુધી આ વિરાટ જનસમુદાય પોતાને 'રાજવંશી' કહીને જ ઓળખાવે છે. પણ પંચાનન મલ્લિક અને સુસ્થિર વચ્ચે આ એક મેળ હોવા છતાં

પણ એક ક-મેળ પણ છે કે પંચાનન માટે આ અતીતના ગૌરવ બાબતે આત્મસચેતનતા જ રાજવંશી સમાજને માટે ઘણું બધું અથવા તો મુખ્ય આલંબન છે — જનસમુદાયની આત્મપ્રતિષ્ઠાને માટે. અને સુસ્થિર માટે આ અતીતનું ગૌરવ રાજવંશી સમાજની પોતાની જમીનના અધિકારનું એક આલંબન માત્ર, એક આલંબન જ છે — તેથી વિશેષ કશું નથી.

આ ઉત્તરખંડના નેજા હેઠળ સંપત્ રાય આવી જવા ઇચ્છે છે — જેમણે નક્સલવાદી આંદોલનનું નેતૃત્વ લઈ ભૂમિહીન આદિવાસી ખેડૂતોની જમીન માલિકીનાં અભિયાનના વિરોધમાં પોતાની એક સૈન્યવાહિની તૈયાર કરી હતી લગભગ વીસ વર્ષો પહેલાં, અને જલપાઈગુડિના પેલા ભદ્રલોકનો 'નક્સલવાદી' છોકરો — જે નક્સલવાદી આંદોલનમાં જ હજુય શોધે છે ભારતીય ખેડૂતોના અધિકાર માટેનો ઉપાય. સંપત્ રાય માટે ઉત્તરખંડ આંદોલન ફક્ત રાજવંશી સમાજનું આંદોલન ના પણ હોઈ શકે — તે ઉત્તર બંગાળના રાજવંશી જોતદારના હાથમાં જે રૂપિયા છે તે આ ઉત્તર બંગાળમાં જ જુદી જુદી રીતે ફેરવવાનો હક્ક માગે છે, સંપત્ રાય પંજાબ-રાજસ્થાનની હરિયાળી ક્રાન્તિનું 'એન્ટ્રેપ્રાન્યુ'નું કૃષિવિનિયોગકારીનું ઉત્તર બંગાળનું સંસ્કરણ. તે અલાયદું રાજ્ય ઇચ્છતા નથી; અલાયદો એવો કોઈ અધિકાર માગે છે — એ બધું તેને માટે તુચ્છ છે, જેમ જૂના કામતાપુરી રાજ્યની ગૌરવગાથા તેના માટે ખૂબ ચિંતાની વાત નથી. તેના હાથમાં ઘણા પૈસા છે અને તેને તો ઘણા પૈસા મળે છે — તેને એ બધા રૂપિયાનું વિનિયોગક્ષેત્ર જોઈએ છે — એ વિનિયોગક્ષેત્રનું નામ જો 'ઉત્તરખંડ' હોય તો ઉત્તરખંડ જ હો. અને તેની સાથે અનાયાસ મતૈક્ય થઈ જાય છે પેલા 'નક્સલવાદી' ભદ્રલોકનું. કારણ કે સંપત્નો વિદ્રોહ પેલા ભદ્રલોકને માટે પ્રતિષ્ઠિત વ્યવસ્થાની વિરુદ્ધનો વિદ્રોહ છે. કારણ કે સંપત્ અહીં કેન્દ્રીય શાસનવ્યવસ્થાને જ ચેલેન્જ કરે છે. પેલી કેન્દ્રીય શાસનવ્યવસ્થામાં દિલ્હીમાં કૉન્ગ્રેસ અને કલકત્તામાં વામફ્રન્ટ — એવું પાર્થક્ય તેને માટે પાર્થક્ય જ નથી. કોઈ પણ પ્રકારના વિદ્રોહ પ્રત્યેના આવેગમાં અને બુદ્ધિસર્વસ્વના સમર્થનમાં તે સંપત્ને તેનો મિત્ર ગણે છે, અને શત્રુ ભાવે ગણે છે એક જ પ્રકારના શત્રુ ભાવે ગણે છે — દિલ્હીની સરકારને અને રાજ્યની સરકારને. સંપત્ જાણે છે કે તિસ્તા બૅરેજનાં પાણીનો પૂરો લાભ તે ઘેર લાવી શકશે — પણ તિસ્તા બૅરેજને માટે જે બધા જોતદારની થોડી થોડી જમીન સરકારે લઈ લીધી છે તે બધાને જો એક ટોળીમાં રાખવા હોય તો તો તિસ્તા બૅરેજની વિરુદ્ધમાં જ મુખ્ય અવાજ ઊઠાવવો પડે. તિસ્તા બૅરેજ સંપત્ માટે રાજવંશીઓના, જોતદાર અને ખેડૂત રાજવંશીઓના, લગભગ એક ગ્રહણયોગ્ય પ્રતીક છે. ક્યારે પાણી બહાર મળશે, એ પાણીમાં એક વીઘા જમીનમાં જ દસ વીઘાં જેટલો પાક થશે એ ગણના કરતાં પણ ઘણું વધારે પ્રત્યક્ષ પેલી એક વીઘા જમીનનું અધિગ્રહણ છે. વળી, પેલો એક જ તિસ્તા બૅરેજ. પેલા નક્સલવાદી

ભદ્રલોક માટે ભારતની વેપારીમૂડીનું બીજું એક વધારાનું કારખાનું છે, જે દ્વારા ગામડાનો ગરીબ માણસ વધારે ગરીબ થતો જાય છે. છતાં વેપારી શોધવાની અંધતામાં સંપત્ રાયને વેપારી ગણાતો નથી — ઊલટું સંપત્ રાય જેવા જોતદાર પણ જો રાજવંશી આદિવાસીઓમાં એક ઐક્યબદ્ધ આંદોલન તૈયાર કરી શકે તો પછી સંપત્ રાયની સાથે થોડે દૂર સુધી ચાલવામાંય શેની મુશ્કેલી? જે કંઈ કેન્દ્રીય શાસન-શક્તિને આઘાત પહોંચાડે અને જે કંઈ આદિવાસીઓને સંગઠિત કરે તે તેને માટે ગ્રહણ કરવા યોગ્ય છે.

એ સાથે પૅન-બોરો સંસ્કૃતિનો એક સંસ્પર્શ પણ પડે છે જેથી ઉત્તરપૂર્વ અથવા નૉર્થઈસ્ટનો વધારે મોટો પ્રદેશ ભેગો થઈ સાંસ્કૃતિક ઐક્યની શોધ થાય છે.

આ બધાની વચ્ચે કોઈ દૃઢ મેળ નથી; ઘણીયે વાર એમાં વિપરીતતા પણ છે. ઉત્તરખંડમાં એવા કોઈ માણસો નથી કે જેઓ આ આંદોલનને સંગઠિત કરતા કોઈ એક તત્ત્વની પીઠિકા આપી શકે. વીરેન બસુનિયા કે કોચબિહારના સંતોષબાબુના જેવા લોકો ઉત્તરખંડને કોઈ કોઈ વાર બૃહત્તર સમાજમાં કે શાસનમાં યોગ્યતાપૂર્વક ઊભા કરી શકે, પણ તે તો આંદોલનનો એક નાનો અંશ માત્ર છે, પૂરેપૂરો ભાગ પણ નથી. તેમને માટે જનનેતા થવું તે સંભવિત નથી.

વળી, કદાચ ઉત્તરખંડ આંદોલનના જેવી ઘટના આ રીતે અનેક પરસ્પર વિરોધી સ્વાર્થ ભેગા થઈને તૈયાર થઈ છે. ક્યારેક આ સ્વાર્થ, તો ક્યારેક પેલો સ્વાર્થ પ્રાધાન્ય પામે છે. પણ રાજવંશી જોતદારના નવા પૈસાનું યોગ્ય વિનિયોગક્ષેત્ર શોધવા માટે આ જાતનું આંદોલન હવે બહુ દિવસો સુધી ચાલ્યા કરશે; થયા કરશે. વિશાળ બૃહત્તર ભારતમાં વ્યવસાય અને ઉદ્યોગમાં વિકાસ, ગણતરી બહારનો છે; અગણિત રૂપિયા દ્વારા સામાજિક વર્ગો ઊપસી આવ્યા છે — રાજવંશીઓ પણ તેનાથી જુદા નથી. ભારતના આર્થિક નિયમ પ્રમાણે પણ તેમના સમાજમાં હવે તેમના બોડો અને કોચ લોહીની શુદ્ધિ શોધવાને આ વલણ સંગઠિત થયું છે — જેમ ભારતની અર્થનીતિના નિયમે શીખો હજુ વધારે સારા શીખો હોઈ શકે તે એક રાજનૈતિક વિષય બન્યો છે; જેમ એ એક જ નિયમે અહોમો અહોમ-પરંપરાના પ્રાક્ ઇતિહાસમાંથી તેમનો આત્મપરિચય મેળવી ભારતની ભાવિ રાજનીતિમાં પ્રવેશ્યા છે. ઇતિહાસનો પણ અતીત, વર્તમાનમાં આવા કામે કામમાં આવે છે — રાજનીતિના, અર્થનીતિના ભારતીય ભવિષ્યના પ્રયોજનના કામે.

પણ પોતાની ઉપજાતિત્વના ભૂતકાળને વર્તમાનમાં આવિષ્કૃત કરવામાં રાજવંશીઓના ક્ષેત્રે એક એવી સંવાદિતા છે કે જેની ટીકા કરવી અસંભવિત છે. રાજવંશીઓ રાજવંશી પણ રહેશે, અને વળી કોચ-બોડો ઉપજાતિ પણ રહેશે — એ વ્યવસ્થા કોઈ રીતે સંભવિત નથી.

કોઈ જો એમ કહે કે હવે કંઈ રાજવંશીઓનું ઉપજાતિત્વ નિર્ણિત કરવામાં

આવશે નહિ, તો તેમને માટે ઉપજાતિત્વમાં પાછા ફરવાનો સંભવ રહેશે નહિ, એટલે એ વાત ચકાસણીમાં ટકશે નહિ. કારણ કે, ચકાસણી લેશે રાજવંશીઓ જ. તેઓએ પોતાની જે ઉપજાતિત્વનો સ્વીકાર કરશે, તે ઉપજાતિત્વ જ તેમનો પરિચય. તેથી હોજસન, ડાલ્ટન, વેવર્લિ, હન્ટર, રાઉનિ, બોટાલો, મૅગોયાર, ઓડોનેલ, રિઝલિ, ગ્રિયરસન, ગેઈટ, ઓમેલિ, ટોમસન — એ બધા સાહેબોએ કરેલા લિસ્ટમાં જાતિ-ઉપજાતિ ગોષ્ઠીની સાથે મેળ પડ્યો કે ના પડ્યો તે અવાંતર બાબત છે. કારણ કે આ બધા સાહેબોએ જે લિસ્ટ બનાવી આપ્યું છે તે કોઈ નવું સ્મૃતિશાસ્ત્ર નથી કે જેથી ગામ-ગોત્ર મેળવે તો જ એક ઉપજાતિને ઉપજાતિ થવું પડે.

પણ આ ઉપજાતિના પરિચયના પુનરુદ્ધારને માર્ગે અવરોધ રૂપ તો છે રાજવંશીઓ પોતે જ. કારણ કે તેઓ આટલા દિવસથી પોતાના આ ઉપજાતિ-પરિચયનો અસ્વીકાર કરી શતાબ્દી પછી શતાબ્દી સુધી હિન્દુ થવા જ ઇચ્છ્યું છે, હિન્દુ બની ગયા છે.

કોચબિહારના રાજપરિવાર અને જલપાઈગુડિના વૈકુંઠપુરના રાયકત પરિવાર તો રાજવંશીઓના પ્રધાન ઐતિહાસિક પ્રતિનિધિ છે. કોચબિહારના આદિ પુરુષ વિશુ અથવા વિશાઈ છે. એ વિશાઈ જ થઈ ગયા વિશ્વસિંહ. આ વિશાઈ પૂર્વમાં બ્રહ્મપુત્રથી પશ્ચિમમાં ઘોરાઘાટ સુધી પોતાનું રાજત્વ કાયમ કરતાં કરતાં, બ્રાહ્મણોએ તેને હિન્દુ બનાવી દીધો. શાસ્ત્રો પોથી બાંધી લઈ, તેમણે જાહેર કર્યું કે મૂળમાં વિશાઈ અને તેની જાતિના લોકો ક્ષત્રિય હતા; પરશુરામના ભયથી તેમની જનોઈઓ છૂટી પડી ગઈ અને તેઓ આ વનમાં નાસી આવ્યા. વળી વિશાઈ હરિયા ચાંડાલનો છોકરો નથી; વસ્તુતઃ શિવનો છોકરો છે. એ પ્રમાણે વિશાઈનો ભાઈ શિશાઈ પણ શિવનો છોકરો છે. વિશ્વસિંહે સિલેટથી એક બ્રાહ્મણોની ટોળી બનાવી 'કામરૂપી બ્રાહ્મણ' નામ આપી એક શ્રેણી તૈયાર કરી. વિશ્વસિંહની પછીથી કોચબિહારના રાજપરિવારે 'નારાયણ' પદવી ધારણ કરી. તેઓ મદનમોહન ઠાકુરવાડિ બનાવે છે, અને જલપાઈગુડિના રાયકતો થઈ જાય છે વૈકુંઠપુરના નિવાસીઓ.

જોકે આ કેવળ રાજપરિવારની વાત નથી. રાજપરિવાર પેલી જનસમુદાયના મુખ્ય પરિવારને હિસાબે જ આ વ્યવસ્થા ધારણ કરે છે, અને એ જનસમુદાય પણ પોતાને 'રાજવંશી' કહીને જ પરિચય કરાવશે એમ નક્કી કરી લે છે. તે જ તેમના ગૌરવનો પરિચય, તેમના ઉપજાતિત્વ અસ્વીકારનો પરિચય, તેમના બૃહત્તર હિન્દુ જાતિની અંદર પ્રવેશવાની મુખ્ય પરમીટ છે. ત્રણસો વર્ષોથી વધારે સમય સુધી આ હિંદુ પરિચય રાજવંશી સમાજની એટલી અંદર લેપાઈ જાય છે કે ૧૯મી સદીના અંતના દશકામાં આ હિંદુ-ક્ષત્રિય આત્મપરિચય તેમના આંદોલનનો વિષય બનીને રહે છે. ૧૮૯૧ની પહેલાં જ વૈકુંઠપુરની જમીનદારી માટે એક મામલો પ્રીવી કાઉન્સિલ સુધી પહોંચ્યો હતો. તેમાં જણાવવામાં આવ્યું હતું કે વૈકુંઠપુર પરિવારની પ્રધાન

વ્યક્તિનું નામ રાયકત; તેઓ બંગાળના ઉત્તર-પૂર્વ સીમાડાની કોચ ઉપજાતિની અંતર્ગત પડે છે, અને હિંદુ નથી. ૧૮૯૧ના સેન્સસ રિપોર્ટમાં પણ રાજવંશીઓના કોચચરિત્રનો સ્વીકાર કરી લેવામાં આવ્યો છે. પણ આ ૧૮૯૧નું રિઝલિએ મંતવ્ય કર્યું છે કે 'ઉત્તર બંગાળના કોચ નિવાસીઓ પોતાને રાજવંશી અને બ્રહ્મક્ષત્રિય કહી પરિચય કરાવે છે. તેમના બ્રાહ્મણો છે; તેઓ બ્રાહ્મણની રીતિનીતિનું અનુસરણ કરે છે અને બ્રાહ્મણોનું ગોત્ર ગ્રહણ કરવાનું શરૂ કર્યું છે.'

પણ ૧૯૧૧માં આ દ્વિધાભાવ ચાલી ગયો છે. ઓમેલિએ તેમના સેન્સસ રિપોર્ટમાં લખ્યું છે, 'પોતાને ક્ષત્રિય ગણાવી પરિચય આપવાનો અધિકાર માગી ઉત્તર બંગાળના રાજવંશીઓમાં એક સ્થાયી અને ગંભીર આંદોલન ચાલ્યું છે. તેઓ 'કોચ' લોકોથી જુદી રીતે ઓળખાવા માગે છે. ફક્ત એટલું જ નથી, તેઓ પોતાનું 'ક્ષત્રિય' નામ ચોક્કસ કરવા માગે છે. પહેલી વિનંતીને કશીય આમતેમ કર્યા વિના રક્ષિત કરવામાં આવી છે. કારણ તેમની ઉત્પત્તિ કેવી રીતે થઈ છે એ પ્રશ્ન નિરપેક્ષ છે; એ વાત હવે સંદેહથી પર એવું સત્ય છે કે રાજવંશી અને કોચ અલગ જાતિઓ (કાસ્ટ) છે. જે હોય તે, તેમની વંશોત્પત્તિગત ઉપાધિ અને પ્રાચીન પદવી 'ક્ષત્રિય' નામથી તેમની ઓળખ કરવાનો કોઈ પ્રશ્ન જ ઊભો થતો નથી.' ૧૯૨૩ના સેન્સસ રિપોર્ટમાં ટોમસન લખે છે, '૧૯૦૧માં ઘણા કોચ પોતાને રાજવંશી કહી ઓળખાવવા લાગે છે, અને હવે રાજવંશીઓ ઘણા બધા પોતાનો ક્ષત્રિય પરિચય લિપિબદ્ધ કરાવવા માટે બળનો ઉપયોગ સુધ્ધાં કરે છે.' ૧૯૨૧માં રાજવંશીઓમાં જનોઈ પહેરવાનું, અને ક્ષત્રિય સમિતિ આંદોલન એ રીતે વિસ્તર્યું કે તેમનો ક્ષત્રિય કહીને પરિચય ના આપે તો રંગપુરથી કોચબિહાર સુધીની વસ્તી એની એ જ રહેત. આ ક્ષત્રિય પરિચય પામવાનું આંદોલન સ્વતંત્રતાસંગ્રામ સાથે ઘણી રીતે જોડાયેલું છે. જાણે કે, પોતાનો હિંદુ પરિચય પ્રમાણિત કરાવવો તે પોતાનો ભારતીય પારિચય પ્રમાણિત કરાવવા બરોબર હતું. જાણે કે, સ્વતંત્રતા આંદોલન દ્વારા ભારતીય જનસમાજનો જે પરિચય પ્રતિષ્ઠિત થયો હતો તે, પોતાને હિંદુ કહી વર્ણન કરે તો પેલા પરિચયની અંતર્ગત થઈ જાય. તે પ્રમાણે, ફરીથી તે દિવસોમાં હિંદુ મધ્યમવર્ગીય પ્રતિષ્ઠા, હિંદુ મધ્યમ વર્ગ આદર્શને રાજવંશીઓ માન્ય કરી દે છે. એ પરિચય જાણે તેમની સામાજિક મર્યાદા પામવાની પરમીટ બને છે. ક્ષત્રિય સમિતિ આંદોલન, રાજવંશી સમાજનું સૌથી વધારે વ્યાપક અને ગંભીર આંદોલન છે. તેને પરિણામે રાજવંશી પરિવારનું સંગઠન અને જીવનજાપન બધું નિયંત્રિત બની જાય છે.

# 171

# રાજવંશી સમાજનો જાતિપરિચય અને ઉપજાતિ પરિચય

રાજવંશી સમાજના ઐતિહાસિક કાળથી પોતાની ઉપજાતિના પરિચયને જાતિ પરિચયમાં આ રીતે ભેળવી દેવાના પ્રયત્ન છતાં પણ પેલી ઉપજાતિનાં સ્મરણો રહી ગયાં છે : તેમનાં ચીબાં નાક, ઝીણી ઝીણી આંખો, થોડી ધોળી ચામડી અને દાઢીનું ઊંચું હાડકું. હિંદુ સમાજ સાથે ભળી જવાનો રાજવંશી સમાજનો આટલાં શતકો-વ્યાપી પ્રયત્ન છતાં, પેલા વર્ણે-હિંદુ સમાજે — તેનો દરજ્જો કોઈ કાળેય રાજવંશી સમાજ માટે ખોલી આપ્યો નથી. નરનારીઓના સંબંધો દ્વારા લોહીની સેળભેળમાં ઉપજાતિ પરિચય શરીરમાંથી ખસી જઈ શકે એ સંબંધ કોઈ કાળે, વર્ણે હિંદુ સમાજના લોકોની સાથે રાજવંશી સમાજના લોકોનો, સ્થાપિત થઈ શક્યો નથી. જે બે પરિવારો રાજવંશી સમાજના મુખ્ય પરિવાર છે તેઓ જુદી જુદી રીતે પોતાનું વર્ણ હિંદુ કરી દઈ શક્યા છે; વર્ણે હિંદુ સમાજે પણ તેમને પોતાની અંદર લઈ લીધા છે. આટલા મોટા મોટા રાજપરિવારોમાં, કે જમીનદાર પરિવારમાં છોકરા-છોકરીઓનાં લગ્ન કરવામાં કોઈને ય મુશ્કેલી થાય? ત્યારે તો તેમને 'રાજા' તરીકે જ જોવાના હોય; રાજવંશી તરીકે જોવાના હોય નહિ. કાલાપહાડ કામાક્ષ્યા મંદિરનો ધ્વંસ કરી દે છે (૧૫૬૩), તો કોચબિહારના રાજા નરનારાયણ એ કામાક્ષ્યા મંદિરનું પુનર્નિર્માણ કરે છે અને ત્યાં દુર્ગાપ્રતિમાની પ્રતિષ્ઠા કરી પોતાના હિંદુ હોવાના માર્ગને સ્પષ્ટ બનાવી દે છે. આ સંદર્ભે ૧૫૦ માણસોનો બલિ તામ્રપત્રમાં મંદિરની દેવીઓની સમક્ષ ધરવાનો ઉલ્લેખ છે. રાજવંશી કે કોચમાંથી હિંદુ થવાનો આવો લોહીખરડ્યો માર્ગ બધાને માટે અથવા તો સામાન્ય લોકોને માટે સુલભ નહોતો. રાજાઓ ક્યારેક રક્ત વહાવે છે, ક્યારેક રક્તના પ્રતીકરૂપ સિંદૂર ચઢાવે છે. લક્ષ્મીનારાયણ નામના કોચબિહારના કોઈ રાજાએ અકબરના સેનાપતિ માનસિંહની સાથે તેની એક દીકરીનાં લગ્ન કર્યાં (૧૫૮૫). બીજા એક રાજા પ્રાણનારાયણે (૧૬૨૫-૧૬૬૫) તેની બેન રૂપમતીને નેપાળના રાજા પ્રતાપમલ્લની સાથે લગ્ન કરાવીને આપી. ૧૮૭૮માં કોચબિહારના રાજા નૃપેન્દ્રનારાયણની સાથે બ્રાહ્મસમાજના કેશવચંદ્રની કન્યા સુનીતિદેવીનું લગ્ન કરવામાં આવ્યું, નૃપેન્દ્રનાથના મોટા છોકરા જિતેન્દ્ર નારાયણનું લગ્ન વડોદરાનાં ઈંદિરાદેવીની સાથે થયું. તેમની દીકરી ગાયત્રીદેવીને જયપુરના મહારાજા સાથે પરણાવી; બીજી એક બહેનને અગરતલાના રાજા સાથે પરણાવી. ભારતીય રાજાની સ્વીકૃતિના મૂલ્યથી કોચબિહારના રાજાએ સ્વેચ્છાપૂર્વક પોતાના રાજવંશી પરિચયને ત્યજી દીધો.

વ્યક્તિનું નામ રાયકત; તેઓ બંગાળના ઉત્તર-પૂર્વ સીમાડાની કોચ ઉપજાતિની અંતર્ગત પડે છે, અને હિંદુ નથી. ૧૮૯૧ના સેન્સસ રિપોર્ટમાં પણ રાજવંશીઓના કોચચરિત્રનો સ્વીકાર કરી લેવામાં આવ્યો છે. પણ આ ૧૮૯૧નું રિઝલિએ મંતવ્ય કર્યું છે કે 'ઉત્તર બંગાળના કોચ નિવાસીઓ પોતાને રાજવંશી અને બ્રહ્મક્ષત્રિય કહી પરિચય કરાવે છે. તેમના બ્રાહ્મણો છે; તેઓ બ્રાહ્મણની રીતિનીતિનું અનુસરણ કરે છે અને બ્રાહ્મણોનું ગોત્ર ગ્રહણ કરવાનું શરૂ કર્યું છે.'

પણ ૧૯૧૧માં આ દ્વિધાભાવ ચાલી ગયો છે. ઓમેલિએ તેમના સેન્સસ રિપોર્ટમાં લખ્યું છે, 'પોતાને ક્ષત્રિય ગણાવી પરિચય આપવાનો અધિકાર માગી ઉત્તર બંગાળના રાજવંશીઓમાં એક સ્થાયી અને ગંભીર આંદોલન ચાલ્યું છે. તેઓ 'કોચ' લોકોથી જુદી રીતે ઓળખાવા માગે છે. ફક્ત એટલું જ નથી, તેઓ પોતાનું 'ક્ષત્રિય' નામ ચોક્કસ કરવા માગે છે. પહેલી વિનંતીને કશીય આમતેમ કર્યા વિના રક્ષિત કરવામાં આવી છે. કારણ તેમની ઉત્પત્તિ કેવી રીતે થઈ છે એ પ્રશ્ન નિરપેક્ષ છે; એ વાત હવે સંદેહથી પર એવું સત્ય છે કે રાજવંશી અને કોચ અલગ જાતિઓ (કાસ્ટ) છે. જે હોય તે, તેમની વંશોત્પત્તિગત ઉપાધિ અને પ્રાચીન પદવી 'ક્ષત્રિય' નામથી તેમની ઓળખ કરવાનો કોઈ પ્રશ્ન જ ઊભો થતો નથી.' ૧૯૨૩ના સેન્સસ રિપોર્ટમાં ટોમસન લખે છે, '૧૯૦૧માં ઘણા કોચ પોતાને રાજવંશી કહી ઓળખાવવા લાગે છે, અને હવે રાજવંશીઓ ઘણા બધા પોતાનો ક્ષત્રિય પરિચય લિપિબદ્ધ કરાવવા માટે બળનો ઉપયોગ સુધ્ધાં કરે છે.' ૧૯૨૧માં રાજવંશીઓમાં જનોઈ પહેરવાનું, અને ક્ષત્રિય સમિતિ આંદોલન એ રીતે વિસ્તર્યું કે તેમનો ક્ષત્રિય કહીને પરિચય ના આપે તો રંગપુરથી કોચબિહાર સુધીની વસ્તી એની એ જ રહેત. આ ક્ષત્રિય પરિચય પામવાનું આંદોલન સ્વતંત્રતાસંગ્રામ સાથે ઘણી રીતે જોડાયેલું છે. જાણે કે, પોતાનો હિંદુ પરિચય પ્રમાણિત કરાવવો તે પોતાનો ભારતીય પરિચય પ્રમાણિત કરાવવા બરોબર હતું. જાણે કે, સ્વતંત્રતા આંદોલન દ્વારા ભારતીય જનસમાજનો જે પરિચય પ્રતિષ્ઠિત થયો હતો તે, પોતાને હિંદુ કહી વર્ણન કરે તો પેલા પરિચયની અંતર્ગત થઈ જાય. તે પ્રમાણે, ફરીથી તે દિવસોમાં હિંદુ મધ્યમવર્ગીય પ્રતિષ્ઠા, હિંદુ મધ્યમ વર્ગ આદર્શને રાજવંશીઓ માન્ય કરી દે છે. એ પરિચય જાણે તેમની સામાજિક મર્યાદા પામવાની પરમીટ બને છે. ક્ષત્રિય સમિતિ આંદોલન, રાજવંશી સમાજનું સૌથી વધારે વ્યાપક અને ગંભીર આંદોલન છે. તેને પરિણામે રાજવંશી પરિવારનું સંગઠન અને જીવનજાપન બધું નિયંત્રિત બની જાય છે.

# 171

# રાજવંશી સમાજનો જાતિપરિચય અને ઉપજાતિ પરિચય

રાજવંશી સમાજના ઐતિહાસિક કાળથી પોતાની ઉપજાતિના પરિચયને જાતિ પરિચયમાં આ રીતે ભેળવી દેવાના પ્રયત્ન છતાં પણ પેલી ઉપજાતિનાં સ્મરણો રહી ગયાં છે : તેમનાં ચીબાં નાક, ઝીણી ઝીણી આંખો, થોડી ધોળી ચામડી અને દાઢીનું ઊંચું હાડકું. હિંદુ સમાજ સાથે ભળી જવાનો રાજવંશી સમાજનો આટલાં શતકો-વ્યાપી પ્રયત્ન છતાં, પેલા વર્ણે-હિંદુ સમાજે — તેનો દરજ્જો કોઈ કાળેય રાજવંશી સમાજ માટે ખોલી આપ્યો નથી. નરનારીઓના સંબંધો દ્વારા લોહીની સેળભેળમાં ઉપજાતિ પરિચય શરીરમાંથી ખસી જઈ શકે એ સંબંધ કોઈ કાળે, વર્ણે હિંદુ સમાજના લોકોની સાથે રાજવંશી સમાજના લોકોનો, સ્થાપિત થઈ શક્યો નથી. જે બે પરિવારો રાજવંશી સમાજના મુખ્ય પરિવાર છે તેઓ જુદી જુદી રીતે પોતાનું વર્ણ હિંદુ કરી દઈ શક્યા છે; વર્ણે હિંદુ સમાજે પણ તેમને પોતાની અંદર લઈ લીધા છે. આટલા મોટા મોટા રાજપરિવારોમાં, કે જમીનદાર પરિવારમાં છોકરા-છોકરીઓનાં લગ્ન કરવામાં કોઈને ય મુશ્કેલી થાય? ત્યારે તો તેમને 'રાજા' તરીકે જ જોવાના હોય; રાજવંશી તરીકે જોવાના હોય નહિ. કાલાપહાડ કામાક્ષ્યા મંદિરનો ધ્વંસ કરી દે છે (૧૫૬૩), તો કોચબિહારના રાજા નરનારાયણ એ કામાક્ષ્યા મંદિરનું પુનર્નિર્માણ કરે છે અને ત્યાં દુર્ગાપ્રતિમાની પ્રતિષ્ઠા કરી પોતાના હિંદુ હોવાના માર્ગને સ્પષ્ટ બનાવી દે છે. આ સંદર્ભે ૧૫૦ માણસોનો બલિ તામ્રપત્રમાં મંદિરની દેવીઓની સમક્ષ ધરવાનો ઉલ્લેખ છે. રાજવંશી કે કોચમાંથી હિંદુ થવાનો આવો લોહીખરડ્યો માર્ગ બધાને માટે અથવા તો સામાન્ય લોકોને માટે સુલભ નહોતો. રાજાઓ ક્યારેક રક્ત વહાવે છે, ક્યારેક રક્તના પ્રતીકરૂપ સિંદૂર ચઢાવે છે. લક્ષ્મીનારાયણ નામના કોચબિહારના કોઈ રાજાએ અકબરના સેનાપતિ માનસિંહની સાથે તેની એક દીકરીનાં લગ્ન કર્યાં (૧૫૮૫). બીજા એક રાજા પ્રાણનારાયણે (૧૬૨૫-૧૬૬૫) તેની બેન રૂપમતીને નેપાળના રાજા પ્રતાપમલ્લની સાથે લગ્ન કરાવીને આપી. ૧૮૭૮માં કોચબિહારના રાજા નૃપેન્દ્રનારાયણની સાથે બ્રાહ્મસમાજના કેશવચંદ્રની કન્યા સુનીતિદેવીનું લગ્ન કરવામાં આવ્યું, નૃપેન્દ્રનાથના મોટા છોકરા જિતેન્દ્ર નારાયણનું લગ્ન વડોદરાનાં ઈંદિરાદેવીની સાથે થયું. તેમની દીકરી ગાયત્રીદેવીને જયપુરના મહારાજા સાથે પરણાવી; બીજી એક બહેનને અગરતલાના રાજા સાથે પરણાવી. ભારતીય રાજાની સ્વીકૃતિના મૂલ્યથી કોચબિહારના રાજાએ સ્વેચ્છાપૂર્વક પોતાના રાજવંશી પરિચયને ત્યજી દીધો.

વૈકુંઠપુરના રાજપરિવારનો ઇતિહાસ પણ લગભગ આ જ પ્રકારનો છે. પણ તેઓ દેશી રાજ્ય તરીકે સ્વીકૃત થયેલા નથી, તેથી બીજા દેશી રાજાઓએ તેમના પરિવાર સાથે લગ્ન-શાદીનો સંબંધ કર્યો નથી. પરંતુ રૂપિયા આપી વર્ણે હિંદુ ઘરમાંથી જમાઈ અને દીકરી આપવા-લેવાનો વ્યવહાર તેમણે પણ કર્યો છે.

રાજવંશી પરિચયના સંબંધે જે રાજ્ય અને લગભગ રાજ્ય કહેવાય તે પ્રતિષ્ઠિત થયાં છે તે બધાંએ રાજવંશી પરિચયના લોપ થવા દરમ્યાન પોતાને હિંદુ સમાજમાં ભેળવી દીધાં છે. પણ બરાબર ઊલટી પદ્ધતિએ વર્ણહિંદુ સમાજે આ રાજવંશીઓને દૂર ઠેલતા રાખ્યા છે. પરિણામે તેઓ છેલ્લાં લગભગ પાંચસો વર્ષથી જુદું જ જીવન વ્યતીત કરતા આવ્યા છે. તેમના સમગ્ર શરીર પર કોચ જન્મચિહ્નો છે, તેમના પહેરવેશમાં કોચ ઉપજાતિની છાપ અને ટેવ છે; તેમના અલંકારોમાં કોચસંસ્કાર છે; તેમનાં ધાતુનાં વાસણોમાં કોચ પરંપરા દેખાય છે; તેમના પરિવારના લોકોની અંદરોઅંદરના સંબંધ કોચ પરંપરા સાથે સંવાદિત છે; તેમનાં ઘરબાર કોચરીતિ અનુસાર બાંધવામાં આવે છે; તેમ છતાં તેઓ કોઈ રીતે પોતાને કોચ કહેવડાવવાનો સ્વીકાર કરતા નથી, કોચ પરિચય તેમને માટે લગભગ સૌથી ઊતરતી કક્ષાનું અપમાન છે.

વિશાઈ કે વિશ્વસિંહને (૧૪૯૬-૧૫૫૩) જો ઇતિહાસની દૃષ્ટિએ કોચ લોકોના સંગઠિત પ્રકટનનું પહેલું પાત્ર ગણીએ નહિ તો પાંચસો વર્ષો સુધી રાજવંશી માણસ પોતાનું આ બેવડું જીવન જીવતો આવ્યો છે. તે પોતાને મનપ્રાણમાં હિંદુ ગણે છે. તેનો પરમ દેવતા જલ્પેશ્વર શિવ છે. પણ વર્ણે હિંદુઓ તેને હિંદુ ગણતા નથી, તેથી વર્ણે હિંદુ સંસ્કૃતિ પણ તે જીવનમાં લાવી શક્યો નથી.

હવે ભારતની અર્થનીતિના અને રાજનીતિના નિયમ પ્રમાણે આ રાજવંશી તેના કોચ પરિચયનો પુનરુદ્ધાર કરવા માગે છે. જે હિંદુત્વ તેનો આદર્શ હતો, તે હિંદુત્વમાંથી તે બહાર આવવા માગે છે. શરીર અને સંસ્કૃતિથી તે જે કોચ જ રહ્યો છે તે જ કોચ તે થઈ જવા ઇચ્છે છે. વળી, આ કોચ પરિચયના સંબંધથી જ ભારતની રાજનીતિ - અર્થનીતિમાં ભારતીય તરીકે તે તેની વિશેષ સુવિધા મેળવવા માગે છે. હિંદુ થવાનાં પાંચસો વર્ષ પછી તે અ-હિંદુ થવા ઇચ્છે છે. જોકે આ અ-હિંદુ થવાની આકાંક્ષા તેની કોચ પરંપરાના ગૌરવબોધમાંથી અને ચૈતન્યમાંથી જન્મી નથી; જન્મી છે તેના રૂપિયાપૈસાની ચોખ્ખી ગણતરીમાંથી. જે કોચ પાંચસો વર્ષ સુધી રાજવંશી રહ્યો છે તે શું હવે ઇચ્છા કરવા છતાંય કોચ થઈ શકે?

એમ થવાનો એક ઉપાય અવશ્ય તેની પાસે હતો. હિંદુ સમાજના પ્રત્યાખ્યાનને પરિણામે તે તેના કોચ જીવનયાપનની રીત-ટેવ રાખી શક્યો છે તે જ ટેવના આક્રમણની રીતે હિંદુ સમાજની વિરુદ્ધ વ્યવહાર કરી શકત. પણ તો તો તેને આ 'રાજવંશી' નામનો જ અસ્વીકાર કરવો પડે. કોઈ રાજપરિવારની સાથે ઉપજાતિ

પરિચયના ઐક્યસૂત્રમાં તે તેનો કોચ પરિચય પાછો મેળવવાનો નથી. એ રાજપરિવારની સાથે પોતાનો સંબંધ અસ્વીકાર કરીને જ તેના ઉપજાતિ પરિચયને તે પાછો પામી શકે. પણ ૧૮૯૦થી આરંભ કરી ૧૯૩૦-૩૫ સુધી તે પોતાને ફક્ત રાજવંશી નહિ, પણ ક્ષત્રિય કહીને પરિચય આપવા લાગ્યો છે, તે પરિચય જ તેના સામાજિક આંદોલનનો મુખ્ય વિષય થઈ ઊઠ્યો છે; તે કેવી રીતે હવે પોતાને 'રાજવંશી' ના કહી કોચ કહેશે? 'કોચ' તો નથી જ, રાજવંશી પણ નથી - હિંદુક્ષત્રિય એ પરિચય હવે ઉલટાવી શકશે કેવી રીતે? — 'હિંદુ' તો નથી જ, 'રાજવંશી' પણ નથી —'કોચ'?

ખરેખર જ જો આત્મપરિચયની એક તીવ્ર વેદનામાં અને અભિમાનમાં આ સમાજ પોતા પર બદલો લેવા ઈચ્છત, પોતાનાં પાંચસો વર્ષ સુધી હિંદુ હોવાના ઈતિહાસનો બદલો લેવા માગત, પોતાને પ્રત્યેક આઘાતે નષ્ટ કરવા માગત તો તે ઉલટાવી શકત. તો તો તે એક પ્રતિક્રિયામાં પોતાનું સંસ્કૃત નામ ત્યાગ કરત, એટલે સુધી કે તે રાય અથવા વર્મન ઉપાધિ પણ છોડી દેત, તે વિવાહ-લગ્ન-શ્રાદ્ધ પ્રસંગે બ્રાહ્મણને આવવા દેત નહિ; પણ પોતાની પાંચસો વર્ષ પુરાણી કોઈ પદ્ધતિનો ઉદ્ધાર કરી લાવત; એટલે સુધી કે જલ્પેશ્વર શિવનો પણ અસ્વીકાર કરત, એટલે સુધી કે કોચબિહારના મદનમોહનનો પણ અસ્વીકાર કરત, કામાક્ષ્યા મંદિરની મૂર્તિનો પણ અસ્વીકાર કરત — તેને બદલે પોતાનું નવું તીર્થ રચી લેત, તો તો પેલું અભિયાન આ વિરાટ રાજવંશી સમાજના ઈતિહાસની એક અવાસ્તવિક પુનરાવૃત્તિની પ્રતિક્રિયામાં પડી જાત, પણ પેલી પુનરાવૃત્તિ કદાચ એક નવો આરંભ પણ બની શકત. આ ઉત્તરખંડ આંદોલન તો તે નથી જ; એનાથી ઊલટું તદ્દન વિપરીત છે.

કૉન્ગ્રેસની પાછા આવવાની સંભાવના નથી, એટલે કૉન્ગ્રેસનું જે લોકબળ ગામડાંઓમાં છે તે લોકબળ પર આ પ્રકારનું પ્રાદેશિકતાવાદી આંદોલન ઊભું કરવામાં આવ્યું છે. પરંતુ આ કદાચ પશ્ચિમ બંગાળની વિશિષ્ટ પરિસ્થિતિ છે. પશ્ચિમ બંગાળને બાદ કરતાં આખા ભારતમાં પણ ભારતીયતાથી વિપરીત જે રાજનૈતિક પ્રવણતા જોવામાં આવે છે, એની સાથે કદાચ તેનો પણ સંબંધ છે. પશ્ચિમ બંગાળ અને ભારતનો પેલો નિર્દેશ બાદ કર્યા પછીય વાસ્તવમાં ભારતની અર્થનીતિમાં નફો લેવાની વહેંચણીએ એટલો સ્પષ્ટ ચહેરો કાઢ્યો છે કે ઉત્તર બંગાળના રાજવંશી જોતદારો પણ તેમનો હિસ્સો ઇચ્છે છે.

આવું એક સંમેલન થવાની જેમ વાત છે તેમ જ થવા લાગ્યું. છ દિવસ સુધી આ સંમેલન દરરોજ સવારે બેત્રણ કલાક ચાલે છે, પરંતુ તેમાં દરરોજ એકસરખાં જ વક્તવ્યો થયાં છે; રોજ વક્તવ્ય આપનારા માણસોય મળ્યા નથી. આખું સંમેલન એક જ દિવસમાં પૂરું થઈ જાત — જો એ પ્રમાણે આયોજન કર્યું હોત તો. પરંતુ એમ કરવા માટે પણ માણસો નથી; એવી વ્યવસ્થાનો કોઈ હેતુ પણ નહોતો. દરમ્યાન,

એક દિવસ દેવનાથ રાય, પીએચ.ડી., ઉત્તર બંગાળના વિશ્વવિદ્યાલયમાંથી બંગાળી વિભાગના કેટલાક અધ્યાપકોને બોલાવી લાવી 'ઉત્તર બંગાળની લોકસંસ્કૃતિ' પર એક ચર્ચાસભાની વ્યવસ્થા કરે છે. તેમાં એવું કશું સાંભળવામાં આવ્યું હતું કે જે સંમેલનની બીજી કોઈ વક્તૃતામાં આવ્યું નહોતું.

સંમેલન સવારે શરૂ થતાં થતાં જ લગભગ દસ વાગી જતા; તે પછી બાર સાડા બાર સુધીમાં તો એ પૂરું થતું. બેએક દિવસ તો દસ વાગ્યે પણ આરંભ કરવામાં આવ્યો નહિ. પણ અધિવેશન પૂરેપૂરું ના જ કરવું એ ઠીક ના કહેવાય એટલે કોઈ ગમે તે વક્તવ્ય કરી અધિવેશન પૂરું કરી દીધું.

છેલ્લે જાણવામાં આવે છે કે સંમેલનમાં ઘણા પ્રસ્તાવ મૂકવામાં આવ્યા છે. તેમાં આ બધા છે : એક : ઉત્તર બંગાળના રાજવંશી નિવાસી ઇલાકાને સ્વતંત્ર અધિકાર આપવો પડશે; એને માટે એક 'રાજ્ય સીમા પુનર્નિર્ણાયક કમિટી'ની રચના કરવી પડશે. બે : ઉત્તર બંગાળમાં સમસ્ત સરકારી કાર્યોમાં, કૉલેજોમાં, વિશ્વવિદ્યાલયમાં, મેડિકલ કૉલેજમાં, એન્જિનીઅરિંગ કૉલેજમાં રાજવંશી વિદ્યાર્થીઓ માટે ૧૦૦, અથવા ૫૦% સીટ અલગ રાખવી પડશે, અને તેમના પ્રવેશ માટે પ્રવેશિકા પરીક્ષાની વ્યવસ્થા કરવી પડશે. ત્રણ : તિસ્તા બૅરેજ માટે લીધેલી જમીનની સમપરિમાણ જમીન ખાસ જમીનમાંથી ખેડૂતોને આપવી પડશે અને બીજી કોઈ જમીન આ રીતે અધિગ્રહણ કરવા દેવામાં આવશે નહિ. ચાર : ખેતી વેચાણની સર્વોચ્ચ કિંમત અને લેવીનું બંધન ઉત્તર બંગાળમાં પ્રયોજવામાં આવશે નહિ, કારણ કે ઉત્તર બંગાળમાં ખેતી માટે કોઈ સિંચાઈની વ્યવસ્થા નથી અને અહીંનો પાક ઓછો છે.

જોકે આ બધા તો નીતિમૂલક પ્રસ્તાવો છે; વ્યવહારુ પ્રસ્તાવ બીજા મૂકવામાં આવ્યા છે.

પહેલા પ્રસ્તાવમાં કહેવામાં આવ્યું છે — જે રીતે તિસ્તા બૅરેજ બાંધવામાં આવ્યો છે તે વિશે આ સંમેલન ગંભીર ચિંતા અને આક્રોશ પ્રકટ ના કરે તે ચાલે નહિ. સરકારે મનસ્વીપણે જમીન અધિગ્રહણ કરી લીધી છે. અધિગ્રહણના સમયે ઊભો પાક હોવા છતાંય વાતચીત સુધ્ધાં કરી નથી. તેમ છતાં, જો તિસ્તા બૅરેજ ક્યાં થઈને જવાનો છે તેનું એક ચિત્ર પહેલેથી પ્રચારમાં મૂક્યું હોત તો તો ખેડૂતો પહેલેથી જ વિચારી લઈ શક્યા હોત અને અધિગ્રહણની શંકા છે એવી જમીન પર પાક ઉગાડત નહિ. તે ઉપરાંત, તિસ્તા બૅરેજના કામમાં સ્થાનીય લોકોને લેવામાં આવ્યા નથી. તે સિવાય પણ તિસ્તા બૅરેજના પરિણામે ક્યાં કઈ રીતે પાણી જશે તેનો ખ્યાલ પણ સામાન્ય જનતાને આપ્યો નથી. એટલે એવી શંકા લાગે છે કે તિસ્તા બૅરેજથી ઉત્તર બંગાળનાં ખેતી ઉત્પાદનનાં વેચાણમાં અવરોધ થશે. છતાં, આ શંકા હોવા છતાં રાજ્ય સરકાર જલદી જલદી તિસ્તા બૅરેજ ચાલુ કરવા માગે છે. ખૂબ જ જલદીથી પશ્ચિમ બંગાળના મુખ્યમંત્રી તિસ્તા બૅરેજના પ્રથમ પર્યાયનું ઉદ્ઘાટન

કરશે એવી જે ઘોષણા કરવામાં આવી છે તે વિશે સંમેલન ખૂબ આક્રોશ પ્રકટ ના કરે એવું ના થાય. તિસ્તા બૅરેજનું કામ કેટલું આગળ વધ્યું છે એ બાબત સામાન્ય લોકોને કશું સમજાવ્યા વિના સીધેસીધું ઉદ્‌ઘાટન કરી દેવું એ અન્યાયી અને બિનલોકશાહી છે. પરંતુ, તિસ્તા બૅરેજનું કામ હજુ ઉદ્‌ઘાટન જેટલું થયું જ નથી. આવી પરિસ્થિતિમાં સંમેલને ઉત્તર બંગાળના નિવાસીઓને સજાગ કરી દીધા છે — આ ઉદ્‌ઘાટનના વિરોધમાં ગર્જી ઊઠો. તેથી સંમેલને આહ્વાન કર્યું છે : મુખ્યમંત્રી તિસ્તા બૅરેજનું ઉદ્‌ઘાટન કરવા આવે ત્યારે તમે એ ચોક્કસ દિવસે આખા ઉત્તર બંગાળમાંથી સરઘસો કાઢીને આવો અને ઉદ્‌ઘાટનનો સખત વિરોધ કરો, જેને પરિણામે મુખ્યમંત્રી આ ઉદ્‌ઘાટન કરી શકે નહિ.

બીજો પ્રસ્તાવ વધારે દૂરવ્યાપી છે. તેથી કહેવાયું કે ઉત્તર બંગાળની ઉન્નતિ માટે કોઈ રાજ્ય સરકારે ક્યારેય કાળજી લીધી નથી. અને છતાં, ઉત્તર બંગાળમાંથી ચા, તમાકુ અને લાકડાની કિંમત બાબતે, નફારૂપે રાજ્ય અને કેન્દ્રીય સરકાર કરોડો રૂપિયા મેળવતી રહી છે. ઉત્તર બંગાળ માટેની આ ઉપેક્ષાના વિરોધમાં સંમેલને આહ્વાન કર્યું છે કે આગામી વિધાનસભાની ચૂંટણીમાં ઉત્તર બંગાળીઓ જોડાશે નહિ. સંમેલન તરફથી ઉત્તર બંગાળના નિવાસીઓને આહ્વાન કરવામાં આવ્યું છે કે તેઓમાંના દરેક વિધાનસભામાં વોટનો બૉયકૉટ કરે. ઉત્તર બંગાળનું કોઈ ઉમેદવાર હશે નહિ. સંમેલન તરફથી જણાવવામાં આવ્યું છે કે ઉત્તરખંડ હિંસામાં વિશ્વાસ કરતો નથી, તેથી કોઈ હિંસાનો આશ્રય લઈને વોટ બંધ કરાવવાનું આહ્વાન દેવામાં આવ્યું નથી. સંમેલન ફક્ત શાંતિપૂર્ણ ઉપાયે આગામી વિધાનસભાની ચૂંટણીનો બૉયકૉટ કરવાનું આહ્વાન આપે છે.

## 172

## સાંસ્કૃતિક ફંક્શનનું વિવરણ — જાત્રા

શનિવારે કલકત્તાના નવરંજન ઑપેરાનું 'ફૂલટાર ફૂલ' અને રવિવારે એ એક જ ઑપેરાનું 'પ્રમોદતરણી' હતું. સોમવારે 'ગાનેર આસર' હતું. ચિત્રા સિંહ છેલ્લે સુધી આવી નહોતી; પછી એકલી જ આવી છે. પણ અનુપ જલોટા આવ્યા હતા, મન્ના ડે હતા; તે સિવાય બીજા આર્ટિસ્ટો તો હતા જ. મંગળવારે કલકત્તાના ગ્રુપ થિયેટર' નામની એક ટુકડી બ્રેખ્તના 'કૉકેસિયન ચૉક સર્કલ' કરવાના છે. બુધવારનું અનુષ્ઠાન સાંજે શરૂ થયું નથી; શરૂ થયું છે રાત્રે આઠ વાગ્યે અને પૂરું થયું છે સવારે ચાર વાગ્યે — આખી રાત દરમ્યાન વીડિયોમાં પણ ચાર ફિલ્મો બતાવવામાં આવી છે. ગુરુવારે એક જ અનુષ્ઠાન હતું અને તે પણ સંમેલનનું છેલ્લું સાંસ્કૃતિક અનુષ્ઠાન

— શ્રીદેવીનો નાચ.

આ દરમ્યાન 'જાત્રા'નું અનુષ્ઠાન બે દિવસ ખૂબ જ જામ્યું હતું. છતાં એક પૌરાણિક હોત તો વધારે સારું થાત, બંનેય થોડા ઐતિહાસિક અને થોડા સામાજિક હતા. નવાબોના જમાનામાં એક સ્ત્રીએ કુળત્યાગિની બની કેવી રીતે અત્યાચારી નવાબનો વિરોધ કર્યો હતો તેની કથા છે — 'ફૂલટાર ફૂલ'. સ્ત્રી હિંદુ છે, હિંદુ જમીનદારના ગામમાં રહે છે. તે એક યુવાનની સાથે એક રાત્રે ઘર છોડી, ગામ છોડી ચાલી જાય છે તે કારણે 'ફૂલટા' કહેવાય છે. પછી ધીમે ધીમે જાણવામાં આવે છે કે પેલો હિંદુ જમીનદાર પેલી હિંદુ સ્ત્રીને મુસલમાન મનસુબેદારને ભેટ આપવાનો છે, એવા સમાચાર મળતાં મનસુબેદારનો એક યુવાન સેનાધ્યક્ષ નાસી આવી સ્ત્રીને ઘરમાંથી ખસેડી બીજે સ્થળે લઈ જઈ તેની રક્ષા કરે છે. પણ એ દરમ્યાન પેલા જમીનદાર પેલા યુવાનને 'દ્રોહી' જાહેર કરે છે, અને તેની શોધમાં બધે સ્થળે સૈન્ય મોકલે છે; ગામડે ગામડે એ સૈન્ય અત્યાચાર શરૂ કરે છે, ખાસ કરીને સ્ત્રીઓ ઉપર. સ્ત્રીઓની એક એક ટુકડીને પકડી લાવવામાં આવે છે — જમીનદારને એ બતાવવા કે તેમાં પેલી સ્ત્રી છે કે નહિ. અને, પોતાને છુપાવતાં, એક ગામથી બીજે ગામ નાસતાં ફરતાં ફરતાં પેલો યુવાન અને સ્ત્રી એકાએક એક વખતે નવાબના વિરોધમાં આંદોલનના સંયોજકો બની જાય છે. છેક સુધી પેલા મુસલમાન સેનાની અને હિંદુ નારીના નેતૃત્વમાં સ્વતઃસંગઠિત ગ્રામવાસીઓની સેના ગેરીલા યુદ્ધમાં મુસલમાન સુબેદાર અને હિંદુ જમીનદારના ભાડાના સૈન્યોને હરાવી નાશ કરી દે છે.

થોડું દેવી ચૌધુરાણીનું સામ્ય આવે છે, 'જોન ઑફ આર્ક' પણ છે. જેમને ઐતિહાસિક નાટક ગમે છે તેમને મનસુબેદાર, જમીનદાર અને પેલી ગામડાની નારી થોડી વારમાં જ પરિચિત થઈ જાય છે. અને તે પછી પણ હિંદુ-મુસલમાનની એકતા વિશે વચ્ચે વચ્ચે કથાવાર્તા આવ્યા કરે છે. ગેરીલા યુદ્ધની બાબતમાં નક્સલવાદીઓના 'ખતમ અભિયાન'ની વાત યાદ આવે, અને વળી પંજાબના આતંકવાદીઓની વાત પણ યાદ આવે. આ બધું મળીને 'જાત્રા' લગભગ બધી જ પ્રકારના દર્શકો સુધી અનાયાસે પહોંચી જાય છે. એટલે સુધી કે આધુનિક છોકરાઓ, જે ઇતિહાસના પ્રવાહને એટલું જાણતા નથી. તેઓ પણ અત્યાચારી શાસકોની વિરુદ્ધમાં સામાન્ય જનતાના સંગઠિત વિદ્રોહની વાતમાં પોતાનો વિષય પામી જાય છે. એક તરફ મનસુબેદાર અને જમીનદારનો અત્યાચાર બતાવવામાં સ્ત્રી-પુરુષની ઘનિષ્ઠતાનું દશ્ય પણ હતું, ત્યાં હિંદી ગઝલગાન જ ગાવામાં આવ્યું છે, સાથે પેલી સ્ત્રી નાચી પણ રહી છે. આ મોના ગુપ્તા સ્ત્રી ફિલ્મમાં કેબેરે નાચ માટે ખૂબ ખ્યાતિ પામી છે, મનસુબેદારના એક મદ્યપાનના દશ્યમાં મોના ગુપ્તાનો કેબેરે નાચ હતો. આ જે નાચ છે તે ઘણાં બધાં જાણતાં. વાસ્તવમાં, આ નાચને કારણે જ 'ફૂલટાર ફૂલ' જાત્રા હિટ ગઈ છે. કેબેરેની સાથે બરાબર જોડાયેલો છે બેલીડાન્સ. અંતભાગમાં એક વાર

સ્ત્રી આર્ચ કરી સ્ટેજની વચ્ચે ઘૂમે છે — તેના પેટ પર, નીચેના પેટ પર, અને છાતી પર પ્રકાશ પડે છે, બીજો બધો પ્રકાશ બુઝાવી દીધો છે, સ્ત્રીને પેલી આર્ચ કરીને જ સ્ટેજ પર ઘૂમવાનું હોય છે, જેથી બધી બાજુના દર્શકો તેને જોઈ શકે, પ્રેક્ષકોમાંથી તાળીઓ, ચિચિયારીઓ, સિસોટીઓ ઊઠે છે. જ્યારે જે તરફ તેનું પેટ અને છાતી દેખાય છે ત્યારે તે તરફથી જ તાળીઓ, ચિચિયારીઓ અને સિસોટીઓનો અવાજ થાય છે. પણ આ સ્ટેજ તો જાત્રાની જેમ ચારે બાજુએથી ખુલ્લું નથી; થિયેટરની જેમ એક તરફ ખુલ્લું છે. મોના ગુપ્તાના ઘૂમવાના કારણે બધા પ્રેક્ષકો તેની છાતી અને પેટનું નવું નવું દૃશ્ય જુએ છે. એટલે તેઓ પણ તાળીઓ, ચિચિયારીઓ અને સિસોટીઓ મારે છે. આવું દૃશ્ય થોડો લાંબો સમય ચાલે છે. પછી બહાર બૉમ્બનો અવાજ થાય છે; અંધકારમાં ચમકીને મોના ગુપ્તા ઊઠીને ઊભી થાય છે. હાથ લંબાવી લીધેલા એક કાળા કાપડમાં તે પોતાને સંપૂર્ણપણે આવૃત કરી દેતાં દેતાં જ પ્રકાશ પૂરેપૂરો જ્વલી ઊઠે છે, અને પેલી નાયક-નાયિકાની ગેરીલાસેના સ્ટેજમાં પ્રવેશી જાય છે. ત્યારે સમજાય છે કે પેલી નર્તકી પણ છદ્મવેશી ગેરીલા જ હતી. ત્યાં — મનસુબેદારના પરાજય અને હત્યા સાથે જાત્રાની સમાપ્તિ થાય છે — તેની પહેલાં થોડી દોડાદોડી અને થોડી તલવારબાજી ચાલે છે.

'પ્રમોદતરણી' પણ આ પ્રમાણે થોડી ઐતિહાસિક અને થોડી સામાજિક છે. 'કૂલટાર કૂલ'માં જે રીતે તે રીતે 'પ્રમોદતરણી'માં પણ નાયક-નાયિકાનો સંબંધ છેક સુધી ચોક્કસ બતાવાતો નથી — એટલે કે, ભાઈ, બહેન, પતિ-પત્ની, પ્રેમી-પ્રેમિકા— એ જાતનો નિર્દિષ્ટ પરિચય કરતાં પણ તેમનું સાથે રહેવું અને જીવવું એ જ મુખ્ય વાત. 'પ્રમોદતરણી'ની સાથે ઘણો બધો જોડાયેલો એવો પહેલો જ મોના ગુપ્તા સાથેનો બીજી સ્ત્રીઓનો નાચ હતો. મોના ગુપ્તા આ વખતે માઈક હાથમાં લઈ પાશ્ચાત્ય ફિલ્મની જેમ ફરી ફરીને ગાન પણ ગાય છે. નીલકરસાહેબના બંગલામાં નાતાલનો ઉત્સવ એક રીતે લાંબો હતો અને સાથે નાચ પણ. ત્યાં પણ 'નીલદર્પણ'નું ચરિત્ર છે, સંખ્યામાં પણ વધારે. ક્ષેત્રમણિના બળાત્કારનું દૃશ્ય બેએક વાર આવે છે — એક વાર સાહેબ, એક વાર એક બંગાળી. પણ આવા કેટલાક અંશો સિવાય 'નીલદર્પણ' બહુ સ્મરણમાં રહે નહિ, ત્યાં પણ જોવામાં આવ્યું કે ઘણા બધા આરંભનું સહ-નારીનૃત્ય અને અંદરના બળાત્કારના દૃશ્યની વાત જાણે છે. તેથી એ નૃત્ય પછી પેન્ડોલમાંથી ઘણાં લોકો બહાર ચાલી જાય છે, અને બળાત્કારના દૃશ્ય પહેલાં પ્રવેશે છે. નૃત્ય વખતે પ્રકાશ બહુ જ તેજ, રંગીન અને ફરતો છે; તેથી એ ચક્રાવાની એક માદકતા આવે છે. એ માદકતા પ્રેક્ષકોમાં ફેલાય છે, પણ તે સાથે વાર્તાનું સૂથન સમજી લેવાનું છે એટલે એટલી માદકતા પ્રસરતી નથી જેથી પ્રેક્ષકો પોતાની બેઠક છોડી દઈ નાચતા રહે! પણ એ બને છે બીજી વારના બળાત્કારના દૃશ્ય વખતે. બીજું દૃશ્ય જ થોડું વિસ્તારથી બતાવવાનું છે. ત્યાં પણ પ્રકાશ ખૂબ વ્યવસ્થિત રીતે

પ્રયોજવામાં આવ્યો છે. બળાત્કારનું દશ્ય બે વાર શા માટે તેનો જવાબ વાર્તામાંથી મળી જાય છે — વાર્તાના દેશી તાબેદાર શ્રેણીનું ચરિત્ર પણ બતાવ્યું છે. તે જરૂર બીજી રીતે પણ બતાવી શકાય! પણ પ્રેક્ષકોની પ્રતિક્રિયામાંથી સમજાય છે કે પહેલી વારનો બળાત્કાર થોડો પ્રત્યાશિત અને થોડો દુર્ઘટના રૂપ છે. ત્યાં અત્યાચારનું વાતાવરણ પૂરેપૂરું લુપ્ત થતું નથી. પણ એક જ નારીના બીજા બળાત્કારનું દશ્ય પ્રેક્ષકોને નાટકીય અને અપ્રત્યાશિત લાગે છે. વેશ્યા હોય એવી કોઈ સ્ત્રીના શરીર પર કોઈ યૌનઆઘાત આવે તો જેમ પ્રેક્ષકોનો શારીરિક પવિત્રતાબોધ ઘવાતો નથી, તેમ, એક વાર શીલભ્રષ્ટ સ્ત્રી પર બીજી વાર બળાત્કાર થાય તે જોતાં પ્રેક્ષકોનો સામાજિક મૂલ્યબોધ કદાચ ઘવાતો નથી. તેથી આ બીજા બળાત્કારના દશ્યને જાત્રાના દશ્ય તરીકે ઘણો નિરપેક્ષપણે જોવામાં આવે છે. એ વખતે પ્રકાશ-વિનિયોગની સહાય પણ મળે છે. પહેલી વારની ઘટના સાહેબની રૂમમાં બને છે. ત્યાં, સાહેબ ઇચ્છે ત્યાં સુધી વધારે પ્રકાશ રહે છે, અને સાહેબ ઘણો સમય લે છે. ત્યાં કોઈ અજાણ્યા સ્થળેથી સાહેબી વાજિંત્ર પણ વાગે છે બળાત્કારના દશ્યના આયોજન વખતે. બીજી વારનો બળાત્કાર તે સ્ત્રીના પોતાને ઘેર, અંધકારમાં થાય છે... ત્યાં, પ્રેક્ષકો નટનટીના શ્વાસોચ્છ્વાસ, દીર્ઘશ્વાસ, પીડાનો અવાજ ખૂબ સારી રીતે સાંભળી શકે છે.

દરેક સાંસ્કૃતિક અનુષ્ઠાનમાં જોવામાં આવ્યું કે પ્રેક્ષકોનો મોટો ભાગ લગભગ ઘણું પહેલેથી જાણે છે. તે ભાગ લોકસંખ્યાની દૃષ્ટિએ મોટો કે નહિ તે કહેવાય નહિ. ઊલટું અનુમાન થાય છે એવું નથી. કારણ કે પેન્ડોલ ભરેલા આટલા માણસોમાં કેટલીયે સ્ત્રીઓ પાસપાસેનાં ગામોમાંથી આવી છે; કેટલાયે પ્રેક્ષકો દૂરથી બસમાં આવ્યા છે. તે ઉપરાંત, એવા પુરુષોની સંખ્યા પણ ઓછી નથી; તેઓએ એ બધી જાત્રા, થિયેટર, ફિલ્મ પહેલાં જોઈ નથી. ઊલટું, તેઓએ આ બધાં ગીતો પહેલાં રેડિયોમાં સાંભળ્યાં છે. જોકે સંખ્યાની દૃષ્ટિએ, એ બધા જોયેલા કે જાણેલા પ્રેક્ષકોની સંખ્યા વધારે ના હોય તોપણ, એ પ્રેક્ષકો જ આટલા મોટા પેન્ડોલની અંદર મુખ્ય છે. તેઓ જુદી જુદી જગ્યાએ ભલે બેઠા હોય, પણ દાખલ થાય છે અને બહાર નીકળે છે લગભગ એક સાથે જ. તેમની વયમર્યાદા પણ ઘણી વધારે છે — વીસ-બાવીસથી ચાલીસ-પિસ્તાલીસ સુધીની. એ તરફના પ્રકાશનો વોલ્ટેજ ઓછો છે. એ ઓછા પ્રકાશમાં ખૂબ સ્પષ્ટપણે સમજાતુંય નથી કે તેઓ બધા જ સ્થાનિક છોકરાઓ છે કે નહિ. તે ઉપરાંત, આ અનુષ્ઠાનની ટિકિટનું વેચાણ પહાડોમાં, આસામની પાસેના પ્રદેશોમાં, બિહારના ઇલાકાઓમાં, બાલૂરઘાટ, રાયગંજ, શિલિગુડિ, જલપાઈગુડિ એ બધાં શહેરોમાં પણ થયું છે. પરિણામે, હીમ ઝરેલી રાત્રિના ઝાંખા પ્રકાશના આ અનુષ્ઠાનમાં સ્થાનિક રાજવંશી યુવકો સાથે ચાના બગીચાના મજૂરોના મદેશિયા ચહેરાઓ, ગોરખા ચહેરાઓ, બિહારી અને આસામી ચહેરાઓ ભળી ગયા હતા. પોલીથીનના જેકેટ, ટોપી અને એક જ જાતના જોડામાં શહેરના યુવકોની સાથે

ભળી ગયા હતા ટ્રક કે બસના ડ્રાઈવરો - ક્લીનરો કે ટ્રક ભરેલા દૂરથી આવેલા જુદા જુદા ધંધાવાળા જુદા જુદા માણસો. આ ભીડ જ પ્રેક્ષકોનો મુખ્ય અંશ છે — તેમણે જ જાણે નક્કી કરી લીધું હતું કે ક્યાં કેટલી સિસોટીઓ વગાડવી, કેટલો અવાજ કરવો, ક્યાં એક માણસનું એક મંતવ્ય સંભળાશે અને ક્યાં હાથતાળીઓ અને ચિચિયારીઓ એક સાથે થવા માંડશે!

## 173

## સાંસ્કૃતિક ફંક્શનનું વિવરણ — ગાન

પ્રેક્ષકોના આ ભાગનું અનુષ્ઠાનો વિશેનું પૂર્વજ્ઞાન જ આ સાંસ્કૃતિક અધિવેશનોનું મુખ્ય લક્ષ્ય હોય છે. બાળક જેમ સાંભળેલી વાર્તા પણ એકથી વધારે વાર સાંભળવા માગે છે અને વાર્તા સાંભળતાં સાંભળતાં તેના મનને પરિચિત પ્રતિક્રિયાનો આસ્વાદ કરતો કરતો આગળ વધે છે, તેમ આ પ્રેક્ષકો પણ એ રીતે અનુષ્ઠાનના પરિચિત અંશો વારેવારે સાંભળવા ઇચ્છે છે, જોવા ઇચ્છે છે. એવું હોઈ શકે કે આ પ્રેક્ષકોમાંનો એક મોટો ભાગ ફિલ્મ જોતો હોય, ટી.વી. જોતો હોય, અથવા જુદી જુદી જગ્યાઓએ આ બધાં અનુષ્ઠાન જોતો જોતો પરિપક્વ પ્રેક્ષક બન્યો હોય.

પ્રેક્ષકોનું અનુષ્ઠાન સંબંધેનું આ પૂર્વજ્ઞાન સૌથી વધારે તો સમજાયું ગાનની બેઠકમાં. કારણ કે સ્ત્રીઓમાંથીય ઘણી આ બધા ગાયકોના અવાજ સાથે અને તેમણે નિર્દેશેલાં ગીતો સાથે પરિચિત હતી. સ્ત્રી-પ્રેક્ષકોની ભીડ પણ જરૂર પુરુષ-પ્રેક્ષકોની જેમ જ જુદી જુદી જાતની હતી. સંખ્યાના પ્રમાણમાં ત્યાં રાજવંશી અને મદેશિયા સ્ત્રીઓની ભીડ વધારે હતી. જોકે આ ગાનના અનુષ્ઠાનમાં શહેરની સ્ત્રીઓ પણ ઘણી આવી છે — જલપાઈગુડિ, શિલિગુડિ, ધૂપગુડિ, અલિપુરથી પણ ઘણી આવી છે. ગાનારાંઓની સંખ્યા બહુ વધારે નહોતી — ચિત્રા સિંહ, અનુપ જલોટા, મન્ના ડે. તે સિવાય, બીજા ત્રણ જણ હતા, પણ તેઓ એટલા પ્રખ્યાત ગાયકો નહોતા. તેમનાથી જ અનુષ્ઠાન શરૂ થાય છે, ભીડ તે વખતે જામી નથી. ઘણાં બધાં બહારના મેદાનમાં કે રસ્તાઓ પર, ઝમેલા કરી ચા-સિગારેટ પીતાં હતાં. પેલી ઈમીટેશન ઘરેણાંની દુકાનની પાછળ એક નાની તાડીની દુકાન મેદાનમાં ઊભી કરેલી છે, ઘણાય આમતેમ ફરતાં ફરતાં અંધારા તરફ જઈ પેલી તાડીની દુકાનમાં એક ચક્કર લગાવી આવે છે. બહારનું ટોળું કંઈ સંતાઈને જોતું નથી. તે બધા તો હૈ-હૈ કરતાં કરતાં એ તરફ જાય છે, અને પાછા આવે છે.

મન્ના ડેથી જ અનુષ્ઠાન ખરેખર શરૂ થયું હતું. એક ભજનથી તેમણે આરંભ કર્યો. પછી એક રવીન્દ્ર સંગીતવાળું ગીત ગાયું. આ બે ગીતો પછી થોડો વિરામ

પ્રયોજવામાં આવ્યો છે. બળાત્કારનું દૃશ્ય બે વાર શા માટે તેનો જવાબ વાર્તા
મળી જાય છે — વાર્તાના દેશી તાબેદાર શ્રેણીનું ચરિત્ર પણ બતાવ્યું છે. તે
બીજી રીતે પણ બતાવી શકાય! પણ પ્રેક્ષકોની પ્રતિક્રિયામાંથી સમજાય છે કે
વારનો બળાત્કાર થોડો પ્રત્યાશિત અને થોડો દુર્ઘટના રૂપ છે. ત્યાં અત્યા
વાતાવરણ પૂરેપૂરું લુપ્ત થતું નથી. પણ એક જ નારીના બીજા બળાત્કારનું
પ્રેક્ષકોને નાટકીય અને અપ્રત્યાશિત લાગે છે. વેશ્યા હોય એવી કોઈ સ્ત્રીના
પર કોઈ યૌનઆઘાત આવે તો જેમ પ્રેક્ષકોનો શારીરિક પવિત્રતાબોધ ઘવાતો
તેમ, એક વાર શીલભ્રષ્ટ સ્ત્રી પર બીજી વાર બળાત્કાર થાય તે જોતાં પ્રેક્ષ
સામાજિક મૂલ્યબોધ કદાચ ઘવાતો નથી. તેથી આ બીજા બળાત્કારના દૃશ્યને જા
દૃશ્ય તરીકે ઘણો નિરપેક્ષપણે જોવામાં આવે છે. એ વખતે પ્રકાશ-વિનિયોગની ર
પણ મળે છે. પહેલી વારની ઘટના સાહેબની રૂમમાં બને છે. ત્યાં, સાહેબ ઇચ્છે
સુધી વધારે પ્રકાશ રહે છે, અને સાહેબ ઘણો સમય લે છે. ત્યાં કોઈ અજ
સ્થળેથી સાહેબી વાજિંત્ર પણ વાગે છે બળાત્કારના દૃશ્યના આયોજન વખતે.
વારનો બળાત્કાર તે સ્ત્રીના પોતાને ઘેર, અંધકારમાં થાય છે... ત્યાં, પ્રેક્ષકો નટન
શ્વાસોચ્છ્વાસ, દીર્ઘશ્વાસ, પીડાનો અવાજ ખૂબ સારી રીતે સાંભળી શકે છે.

દરેક સાંસ્કૃતિક અનુષ્ઠાનમાં જોવામાં આવ્યું કે પ્રેક્ષકોનો મોટો ભાગ લગ
ઘણું પહેલેથી જાણે છે. તે ભાગ લોકસંખ્યાની દૃષ્ટિએ મોટો કે નહિ તે કહેવાય
ઊલટું અનુમાન થાય છે એવું નથી. કારણ કે પેન્ડોલ ભરેલા આટલા માણસ
કેટલીયે સ્ત્રીઓ પાસપાસેનાં ગામોમાંથી આવી છે; કેટલાયે પ્રેક્ષકો દૂરથી બસ
આવ્યા છે. તે ઉપરાંત, એવા પુરુષોની સંખ્યા પણ ઓછી નથી; તેઓએ એ
જાત્રા, થિયેટર, ફિલ્મ પહેલાં જોઈ નથી. ઊલટું, તેઓએ આ બધાં ગીતો પહે
રેડિયોમાં સાંભળ્યાં છે. જોકે સંખ્યાની દૃષ્ટિએ, એ બધા જોયેલા કે જાણેલા પ્રેક્ષકો
સંખ્યા વધારે ના હોય તોપણ, એ પ્રેક્ષકો જ આટલા મોટા પેન્ડોલની અંદર મુ
છે. તેઓ જુદી જુદી જગ્યાએ ભલે બેઠા હોય, પણ દાખલ થાય છે અને બહ
નીકળે છે લગભગ એક સાથે જ. તેમની વયમર્યાદા પણ ઘણી વધારે છે -
વીસ-બાવીસથી ચાલીસ-પિસ્તાલીસ સુધીની. એ તરફના પ્રકાશનો વોલ્ટેજ ઓછો છ
એ ઓછા પ્રકાશમાં ખૂબ સ્પષ્ટપણે સમજાતુંય નથી કે તેઓ બધા જ સ્થાનિક છોકરાઓ
છે કે નહિ. તે ઉપરાંત, આ અનુષ્ઠાનની ટિકિટનું વેચાણ પહાડોમાં, આસામન
પાસેના પ્રદેશોમાં, બિહારના ઈલાકાઓમાં, બાલૂરઘાટ, રાયગંજ, શિલિગુડિ
જલપાઈગુડિ એ બધાં શહેરોમાં પણ થયું છે. પરિણામે, હીમ ઝરેલી રાત્રિના ઝાંખ
પ્રકાશના આ અનુષ્ઠાનમાં સ્થાનિક રાજવંશી યુવકો સાથે ચાના બગીચાના મજૂરોન
મદેશિયા ચહેરાઓ, ગોરખા ચહેરાઓ, બિહારી અને આસામી ચહેરાઓ ભળી ગયા
હતા. પોલીથીનના જૅકેટ, ટોપી અને એક જ જાતના જોડામાં શહેરના યુવકોની સાથે

ભળી ગયા હતા ટ્રક કે બસના ડ્રાઈવરો - ક્લીનરો કે ટ્રક ભરેલા દૂરથી આવેલા જુદા જુદા ધંધાવાળા જુદા જુદા માણસો. આ ભીડ જ પ્રેક્ષકોનો મુખ્ય અંશ છે — તેમણે જ જાણે નક્કી કરી લીધું હતું કે ક્યાં કેટલી સિસોટીઓ વગાડવી, કેટલો અવાજ કરવો, ક્યાં એક માણસનું એક મંતવ્ય સંભળાશે અને ક્યાં હાથતાળીઓ અને ચિચિયારીઓ એક સાથે થવા માંડશે!

## 173

# સાંસ્કૃતિક ફંક્શનનું વિવરણ — ગાન

પ્રેક્ષકોના આ ભાગનું અનુષ્ઠાનો વિશેનું પૂર્વજ્ઞાન જ આ સાંસ્કૃતિક અધિવેશનોનું મુખ્ય લક્ષ્ય હોય છે. બાળક જેમ સાંભળેલી વાર્તા પણ એકથી વધારે વાર સાંભળવા માગે છે અને વાર્તા સાંભળતાં સાંભળતાં તેના મનને પરિચિત પ્રતિક્રિયાનો આસ્વાદ કરતો કરતો આગળ વધે છે, તેમ આ પ્રેક્ષકો પણ એ રીતે અનુષ્ઠાનના પરિચિત અંશો વારેવારે સાંભળવા ઇચ્છે છે, જોવા ઇચ્છે છે. એવું હોઈ શકે કે આ પ્રેક્ષકોમાંનો એક મોટો ભાગ ફિલ્મ જોતો હોય, ટી.વી. જોતો હોય, અથવા જુદી જુદી જગ્યાઓએ આ બધાં અનુષ્ઠાન જોતો જોતો પરિપક્વ પ્રેક્ષક બન્યો હોય.

પ્રેક્ષકોનું અનુષ્ઠાન સંબંધેનું આ પૂર્વજ્ઞાન સૌથી વધારે તો સમજાયું ગાનની બેઠકમાં. કારણ કે સ્ત્રીઓમાંથીય ઘણી આ બધા ગાયકોના અવાજ સાથે અને તેમણે નિર્દેશેલાં ગીતો સાથે પરિચિત હતી. સ્ત્રી-પ્રેક્ષકોની ભીડ પણ જરૂર પુરુષ-પ્રેક્ષકોની જેમ જ જુદી જુદી જાતની હતી. સંખ્યાના પ્રમાણમાં ત્યાં રાજવંશી અને મદેશિયા સ્ત્રીઓની ભીડ વધારે હતી. જોકે આ ગાનના અનુષ્ઠાનમાં શહેરની સ્ત્રીઓ પણ ઘણી આવી છે — જલપાઈગુડિ, શિલિગુડિ, ધૂપગુડિ, અલિપુરથી પણ ઘણી આવી છે. ગાનારાંઓની સંખ્યા બહુ વધારે નહોતી — ચિત્રા સિંહ, અનુપ જલોટા, મન્ના ડે. તે સિવાય, બીજા ત્રણ જણ હતા, પણ તેઓ એટલા પ્રખ્યાત ગાયકો નહોતા. તેમનાથી જ અનુષ્ઠાન શરૂ થાય છે, ભીડ તે વખતે જામી નથી. ઘણાં બધાં બહારના મેદાનમાં કે રસ્તાઓ પર, ઝમેલા કરી ચા-સિગારેટ પીતાં હતાં. પેલી ઈમીટેશન ઘરેણાંની દુકાનની પાછળ એક નાની તાડીની દુકાન મેદાનમાં ઊભી કરેલી છે, ઘણાય આમતેમ ફરતાં ફરતાં અંધારા તરફ જઈ પેલી તાડીની દુકાનમાં એક ચક્કર લગાવી આવે છે. બહારનું ટોળું કંઈ સંતાઈને જોતું નથી. તે બધા તો હૈ-હૈ કરતાં કરતાં એ તરફ જાય છે, અને પાછા આવે છે.

મન્ના ડેથી જ અનુષ્ઠાન ખરેખર શરૂ થયું હતું. એક ભજનથી તેમણે આરંભ કર્યો. પછી એક રવીન્દ્ર સંગીતવાળું ગીત ગાયું. આ બે ગીતો પછી થોડો વિરામ

લીધો; થોડી વાર હાર્મોનિયમ વગાડ્યું; તબલા - ગિટાર વગેરે થોડું સૂર મેળવવાનું ચાલ્યું; પછી જરા ગણગણ કરવા લાગ્યા — એ પણ માઈકમાં સંભળાયું; તે પછી એકદમ એકાએક એક કડી ગાઈને અટકી ગયા; પ્રેક્ષકોએ તાળીઓ પાડી દીધી. તાળીઓ બંધ થતાં તેમણે ગાવા જેવું કરી, માઈકથી મોં ખસેડી, ગાવાનો આરંભ કર્યો. એ ગીત ખૂબ તાલવાળું નહોતું, છતાં તેમાં લંબાયેલા સૂરની ચલન છે. ઊંચા સપ્તકમાં લંબાયેલા સૂરની એ ચલનથી એક ઉત્તેજના પ્રસરાવી. પ્રસરાવી તો ખરી પણ પૂરી છેડતાં ન છેડતાંમાં ગાન, જાણે થોડી વાર અચાનક પૂરું કરી દઈ પૂર વિશેના લોકસંગીતના સૂરે એક આધુનિક ગીતની પ્રથમ ટૂંક ગાઈ લે છે. પહેલું ચરણ શરૂ થતાં જ પ્રેક્ષકોમાં ઈ-સ જેવો અવાજ ફેલાઈ જાય છે. એ અવાજમાં અચાનક આવતી ઉત્તેજના કરતાં વધારે તો યાદ આવી જવાનું વિસ્મય હતું. એ આરંભના ઉચ્છ્‌વાસ પછી પ્રેક્ષકો ગાનને માણવા માંડે છે. આ ગાનથી જ મન્ના ડે જાણે સમજી જાય છે કે પ્રેક્ષકોને કંઈક બીજી જાતનું ગમે છે. તેમણે ગીત ફરી ફરીને ગાયું, અને એમ ફરી ફરી ગાવાની પ્રક્રિયામાં દ્રુત ગતિ થવા છતાં પણ ગાનમાંથી નાટકીયતા ઝરતી રહી.

મન્ના ડે પછી આવ્યાં ચિત્રા સિંહ. જોકે પહેલાં પોતાની મંડળી સાથે મન્ના ડેનું પ્રસ્થાન થાય છે, પડદો પડે છે, પ્રેક્ષકોમાંથી ઘણાં બહાર ફરી આવે છે; આ બધું મળીને એક પ્રકારના વિશ્રામ જેવું થઈ જાય છે. ઘણી વાર પછી ચિત્રા સિંહ મંચ પર બેસતાં, પડદો ખૂલે છે. પછી વાજિંત્રો મેળવવાનું શરૂ થાય છે. જ્યારે લાગે છે કે પ્રેક્ષકો બરાબર સ્થિર થઈને બેઠાં છે ત્યારે ચિત્રા સિંહ માઈકમાં થોડું ગુનગુન કરી લે છે. ખૂબ કોમળ અવાજના પેલા ગણગણવાથી આખું પેન્ડોલ ભરાઈ જાય છે. પછી એ ગુંજન અટકે છે; વાજિંત્રો એકાએક જોરથી એક સાથે એક સૂર વગાડી અર્ધી મિનિટ સુધી વાગે છે; એ અટકી જતાં માઈકમાં જાહેરાત થાય છે; 'પ્રેક્ષકોને શ્રીમતી ચિત્રા સિંહ તરફથી એક ખાસ વિનંતી છે કે તેઓ આ અનુષ્ઠાનની કૅસેટ કે ટેપ ના કરે. જો એમ કરવાનું હોય તો તે તે જ વખતે અનુષ્ઠાન બંધ કરી દેશે.' આ જાહેરાત બે વાર કરવામાં આવે છે. ચિત્રા સિંહ હાર્મોનિયમ થોડું જોરથી વગાડી લઈ બે હાથ ઊંચા કરી નમસ્કાર કરે છે. પછી તેમનું પહેલું ગીત શરૂ કરે છે.

શરૂ થતાં જ સ્ત્રીઓમાં દબાયેલું ગુંજન ઊઠે છે — સહ-ગુંજન. ઊઠતાં જ અટકી જાય છે. પણ તેથી સમજાય છે કે ગાયિકાની સાથે ઘણાં લોકો મનોમન ગણગણે છે. ચિત્રા સિંહના અનુષ્ઠાન દરમ્યાન જ આ મનોમન સૂર ગણગણવાનું પ્રકટ થઈ ગયું. લાગે છે કે ગાયિકાએ પ્રેક્ષકોની આ સક્રિયતાને થોડું પ્રોત્સાહન આપ્યું. તે જરા મૃદુ મૃદુ હસ્યાં. પછી, એ ગીત પૂરું થતાં જ દ્રુત લયમાં ભજન ગાવા લાગે છે; પ્રેક્ષકો તરફ હાથ લંબાવી કહે છે, 'તમે પણ ગાવ' અને પછી એક લાઈન ગાઈ જાણે પ્રેક્ષકોમાંથી પ્રતિભાવ માટે રાહ જુએ છે, અને પ્રતિધ્વનિ ઊઠે પણ છે;

થોડો ધીમે, પણ ઘણો ઉલ્લાસભર્યો પ્રતિધ્વનિ. બીજાં બેત્રણ ચરણ આ રીતે ગાયા પછી ચિત્રા સિંહ એકદમ હાર્મોનિયમ છોડી ઊઠીને ઊભી થઈ જાય છે — ભજનના તાનમાં બે હાથ બે તરફ પ્રસરાવી પોતે તો જાણે ભજનમગ્ન થઈ જ ઊઠે છે, પણ સાથે સાથે બે હાથના ઇશારાથી પ્રેક્ષકોને ગાવા માટે કહે છે; વિંગમાંથી દોડી આવી એક જણ તેમના હાથમાં એક માઈક પકડાવી દે છે, તે ડાબા હાથમાં માઈક લઈ, જમણા હાથે પવનમાં હાથતાળી દે છે; તાલે તાલે માથું ડોલાવે છે; તેમની ઢળેલી નજરમાં ભજનનો નશો દેખાય છે; તેમના વાળના ડોલવામાં પણ પેલો દબાયેલો નશો છે. પ્રેક્ષકો પહેલાં તેમના માથાના ડોલન સાથે તાલ રાખી મૃદુ હાથતાળી દેતાં રહે છે, પણ ગીતની દ્રુત ગતિની સંગતિમાં પેલી હાથતાળી ઊંચકાય પણ છે, દ્રુત પણ થાય છે, ઘણી બધી કીર્તનની બેઠકોની જેમ ચરમ સીમા સુધી જઈ તે ઘણો સમય ચૂપ રહી ફક્ત માથું ડોલાવતી રહે છે અને પ્રેક્ષકો હાથતાળી દેતાં ગાતાં રહે છે, તે પણ બીજા એક સ્વરે જઈ સીમાએ પહોંચી બંધ થઈ જાય છે. ચિત્રા સિંહ ઊભી ઊભી નમે છે. ધીમે ધીમે પડદો પડે છે. સમગ્ર બેઠક જાણે કે સૂરોથી છવાઈ ગયેલી રહે છે.

આ આચ્છન્નતામાંથી બહાર નીકળતાં થોડી વાર લાગે છે, પણ પ્રેક્ષકો એકદમ બહાર જતાં નથી; લગભગ સૌ પોતપોતાની બેઠક પર બેસી રહે છે. પડદો પણ જલદી જલદી ઊંચકાય છે. સ્ટેજ પરનો પ્રકાશ અને ચિત્રા સિંહનો પોશાક બદલાયેલા છે. આ વખતે તેમના અવાજમાં બીજો સૂર રમી રહ્યો છે — લાડભર્યો અવાજ — બાળગોપાળને માટે. પણ એ બાળગોપાળ પણ પ્રેક્ષકોનો પરિચિત છે. એની પણ તેમને ખબર છે કે આ બીજી બેઠકમાં તેમનો અવાજ મેળવવાની મના છે; ગીતોમાંય સૂર પુરાવવો જરૂરી નથી.

અનુપ જલોટાની વારીમાં પ્રેક્ષકોનું એ પૂર્વજ્ઞાન બીજી રીતે પ્રકટ થાય છે. ચિત્રા સિંહ પછી તેમની બેઠક પહેલાં પણ જરા વિરામ જેવું થાય છે. પડદો ઊંચકાયા પછી તે પણ દર્શકો સાથે તેમની ઉપસ્થિતિનો સંયોગ કરવા થોડો સમય લે છે. વારેવારે હાર્મોનિયમ વગાડવું અને પ્રેક્ષકો તરફ જોવું એ જાણે પરિચિત લોકોને શોધતા હોય એવી રીતે ચાલે છે. પણ એ એક રીત છે એટલું જ. મંચનો બધો જ પ્રકાશ તેમની ઉપર છે. તે પ્રકાશનો પડદો ભેદીને તેમને માટે પ્રેક્ષકોમાંના કોઈને જોવા એ સંભવિત જ નથી! પણ પ્રેક્ષકોએ તો એમની એ ભંગિ જોઈ લીધી અને એ જ ભંગિમાં, ગાન માટેનો યોગ્ય પરિવેશ તૈયાર કરી, ઉત્તર પણ આપી દીધો. અનુપ જલોટા આ રીતે આમતેમ શોધતા શોધતા જ ખૂબ દબાયેલા અવાજે એક ઉર્દૂ ગઝલ ઉપાડે છે — જાણે કે ઘેરા અવાજે કોઈ એકાંતમાં પોતાની સાથે વાત કરે છે. મયનાગુડિ જેવા એક સ્થળે મુખ્યત્વે રાજવંશી શ્રોતાઓની સમક્ષ ઉર્દૂ શાયરનો મિજાજ અનુપ જલોટાનું એ ગીત કેવી રીતે મોહિની લગાડે? આસામ-બિહારના

ગમે તેટલા પ્રેક્ષકો આવે, શિલિગુડિ-બાલુરઘાટના ગમે તેટલા પ્રેક્ષકો આવે — એ લોકોમાં બહુ બહુ તો કોઈ કોઈ હિન્દીભાષી હોય. છતાં ઉર્દૂની સૂક્ષ્મ રસિકતામાં, ઉર્દૂ ભાષાથી આટલો દૂર આ પ્રેક્ષક ડૂબી જાય છે, અને ગાયકને 'વાહ વાહ' કરી ઊઠે છે ઉર્દૂ રીતિએ જ. અનુપ જલોટા આ ઉર્દૂ ગઝલ પછી અટકી જતા નથી. પણ પહેલી બે ગઝલ આ રીતે ગાયા પછી જાણે ભૂલી જાય છે કે થોડી વાર પહેલાં ચિત્રા સિંહે અહીં બીજી પ્રકારના ગાનથી શ્રોતાઓ - પ્રેક્ષકોમાં કેવી રીતે મોહિની જગાવી હતી! અનુપ જલોટા આમ બે ગીતો ગાયાં પછી મૃદુ હસીને હિન્દીમાં બોલે છે, 'હું અહીં તમારા સૌની સેવામાં ઉપસ્થિત થયો છું. તમારા હુકમ પ્રમાણે ગાઈશ. પણ બધાં એક સાથે હુકમ કરશો તો સાંભળી શકીશ નહિ. મારું એક ગીત પૂરું થશે એટલે હું જ જાણવા માગીશ. તે વખતે તમારામાંથી જેમનો અવાજ મારા કાને પહોંચશે, તેમની ફરમાયશ પ્રમાણે હું ગાઈશ.' અનુપ જલોટા તેમના પ્રત્યેક ગાનથી દર્શકોને સ્તબ્ધ કરી દઈ, રૂમાલથી મોં લૂછી હસીને કહે છે, 'ફરમાયશ.' એકસામટો ચિત્કાર પૂરો થતાં પહેલાં જ તે એક ગીત શરૂ કરી દે છે. કદાચ ગીત તેમણે પહેલેથી જ નક્કી કરી લીધું હતું, પણ પ્રેક્ષકો પેલી ફરમાયશના અધિકારને પરિણામે જ આટલા મોટા, ભરેલા પેન્ડોલવાળા હજારો દર્શકોની સાથે ગાયકનો ઘનિષ્ઠ સંબંધ બંધાઈ જાય છે. જ્યાં સુધી ગાન ચાલે છે, ત્યાં સુધી દર્શક - ગાયકના આ સંબંધથી જ બધી દિશાઓ ઉદ્વેલિત થતી રહે છે. ક્યારેક વળી તે હસીને પ્રેક્ષકો તરફ એક હાથ લંબાવી દે છે. ક્યારેક માથું ડોલાવી એક લાઈન ફરી ફરી ગાઈ એક નિશ્ચિતતા અનુભવે છે કે જે દર્શકો તેમને જોવા પામતા નથી તેઓ કઈ રીતે તેમને અને તેમના ગાનને ઝીલે છે.

## 174

## સાંસ્કૃતિક ફંક્શનનું વિવરણ — વીડિયો

આ સાંસ્કૃતિક અનુષ્ઠાન થઈ રહ્યું છે તો ઉત્તરખંડ સંમેલનના નેજા હેઠળ જ, તેમ છતાં જેઓ અનુષ્ઠાન કરી રહ્યા છે તેઓ ઉત્તરખંડી ના પણ હોય. પણ જો ઉત્તરખંડ સાથે તેમની કોઈ પ્રકારની સહાનુભૂતિ ના હોત તો તેઓ પોતે જ અલગ રીતે પૈસા ખર્ચી આ રીતનું અનુષ્ઠાન કરી શકત. એ સહાનુભૂતિ કદાચ રાજનૈતિક નથી, અથવા કેવળ રાજનૈતિક નથી. એ સહાનુભૂતિ કદાચ ઉત્તર બંગાળની સાથેના ધંધા-વેપાર કે કાજકર્મોના જોડાણથી જાગી છે. એમ પણ હોઈ શકે કે વ્યક્તિગત ઓળખાણ-પિછાણના સૂત્રે જાગી હોય — કોઈ પણ કારણે હોય, પણ સહાનુભૂતિ છે એ હકીકત છે. તો બીજી તરફ ઉત્તરખંડનું આટલું મોટું સંમેલન જેઓએ સંગઠિત

કર્યું છે તેઓ તો જાણે છે કે આ સાંસ્કૃતિક અનુષ્ઠાન આ સંમેલનનો જ એક ભાગ છે. એક સાંસ્કૃતિક અનુષ્ઠાન કરે તો ઉત્તરખંડ સંમેલનની વાત સમગ્ર ઉત્તર બંગાળમાં બધાય સારી રીતે જાણી શકે — પ્રચારના આવા સહજ ઉપાયને હિસાબે પણ તેઓ સાંસ્કૃતિક અનુષ્ઠાનને જોતા હોય.

પણ પહેલો પ્રતિભાવ તો એ આવે કે ઉત્તરખંડ સંમેલન અને આ સાંસ્કૃતિક અનુષ્ઠાન જાણે એકબીજાની વિરુદ્ધમાં કામ કરે છે. સંમેલનમાં ઉત્તરખંડ કહેતાં એ સમજાય કે રાજવંશીઓનું સ્વાતંત્ર્ય, ભૂતકાળનું ગૌરવ, વર્તમાનની વંચના, વિક્ષોભ, ભવિષ્યની કાર્યસૂચિ. અને સાંજના કાર્યક્રમમાં ચાલતું રહે મુખ્યત્વે હિંદી-ઉર્દૂગાન, અથવા, બંગાળી સંસ્કૃતિના એક ભાગ રૂપે ઐતિહાસિક નાટકમાં જાત્રા, અથવા બ્રેખ્તના નાટકનો બંગાળી અનુવાદ, અથવા તે સિવાય વીડિયો ફિલ્મ. એમાંનું પ્રત્યેક પ્રેક્ષકોના ભારતની બૃહત્તર હસ્તી છે; એટલે સુધી કે વિશ્વની હસ્તીની વાત પણ યાદ કરાવી દે છે; એ રીતે જ યાદ કરાવવાની વાત છે. તે જો થાય, તો સવારના સંમેલનમાં જે સ્વતંત્રતાના અધિકારની વાત ઉપાડી છે તે સ્વાતંત્ર્યનો અધિકાર સંધ્યાના અનુષ્ઠાનમાં અવગણાઈ, ભારતીય સંસ્કૃતિ સાથેનું સામંજસ્ય ઘણું વધારે પ્રતિષ્ઠિત થાય છે. તો પછી, આ સંમેલનની સાથે આવા અનુષ્ઠાનનું જોડાણ થયું કેવી રીતે?

વાતને જરા જુદી રીતે પણ વિચારી શકાય. અનુષ્ઠાનોમાં પ્રેક્ષકોના પૂર્વજ્ઞાનની બાબત એટલી પ્રતિષ્ઠિત છે કે એમ લાગે કે આ અનુષ્ઠાનો ના હોત તોપણ પ્રેક્ષકો એ બધામાં બધો વખત સમાવિષ્ટ રહેત. તેથી, જો એવું હોય તો આ ઉત્તરખંડનો કોઈ મૂળ પાયો નાંખવા જેવી ધરતી જ નથી.

કે પછી ક્યાંક કોઈ સંયોગ અદૃશ્યમાંથી થાય છે? ક્યાંક કોઈ સંયોગ વધારે દૃઢ થાય છે — અદૃશ્ય? પરિચિત ઐતિહાસિક કથામાં બૉમ્બે ફિલ્મમાં જોયેલા કેબૅરે અને બેલીડાન્સની જગ્યા જે પ્રક્રિયામાં થઈ જાય છે, છાપામાં સામૂહિક અત્યાચારનો રિપોર્ટ વાંચવા ટેવાયેલા પ્રેક્ષકો સમક્ષ એક જ સ્ત્રી પર બે વાર બે રીતે જેને કારણે બળાત્કાર થાય છે, ચિત્રા સિંહના ભજન-ગાનનો ઉન્માદના અને અનુપ જલોટાના દરબારી ગાનનો કાર્યક્રમ, ગાન સંભળાવવાના જે વિષયના કૌશલથી પ્રેક્ષકોને પ્રિય લાગી જાય છે, એટલે સુધી કે વીડિયો જેવા આધુનિક યંત્રનો વ્યવહાર આ પછાત પ્રદેશમાં જે સ્વચ્છંદતાથી થતો જાય છે — એ પ્રક્રિયા, એ કારણ, એ કૌશલ અને સ્વચ્છંદતાની ભીતર ઢંકાયેલી રહે છે વિચ્છિન્નતા એક ખેંચ. જે રીતે નદીમાં ઘણો સમય ઉપરનો પ્રવાહ જેટલા વેગથી ઊતરી આવે, તેટલા વેગથી તેની નીચે એક સ્રોત તેની ઊલટી દિશામાં વહે — એવું કંઈક સમાજબદ્ધ માનવીના જીવનપ્રવાહમાં પણ કદાચ થાય. આ બધાં જાત્રા, ગાન, વાદન જેટલાં વધારે સમગ્ર માનવસમાજને એક કરે છે તેટલો જ વધારે માણસ પોતાની અંદર સંકેલાઈ સમાઈ જાય છે. કાચબાના

જેવું નથી, કારણ કે કાચબાના સંકેલાઈ જવામાં આત્મરક્ષા જ માત્ર રહે છે, કોઈ પ્રતિ આક્રમણની હિંસ્રતા રહેતી નથી.

બુધવારે આખી રાત દરમ્યાન વી.સી.આર.માં ચાર ફિલ્મો બતાવવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. બીજે દિવસે શ્રીદેવીનું અનુષ્ઠાન છે. આગલો દિવસ એથી થોડો હળવો રહે છે. કારણ કે વીડિયો ફિલ્મ જોવા દૂરનાં પ્રેક્ષકો ચોક્કસ જ આવશે નહિ, ગામડાંના પ્રેક્ષકો પણ આવશે નહિ — સ્થાનિક પ્રેક્ષકો જ આખી રાત જેટલું જોવાશે તેટલું જોશે. એક દિવસ ખાલી હોત તો સારું થાત, પણ ખાલી રાખે એ તો ખરાબ દેખાય, એટલે વીડિયો ફિલ્મની વ્યવસ્થા કરવામાં આવી હતી. એક અંગ્રેજી હતી — 'ડ્રાકુલા'. બે હિંદી — 'શોલે' અને 'શહેનશાહ'. એક બંગાળી — 'પ્રતિકાર'. અત્યારે જલપાઈગુડિના ડુયાર્સમાં હાટ ઘણો ફેલાયો છે; મોટા મોટા કેટલાક હાટમાં વીડિયો પાર્લર પણ થયાં છે. પહેલાં તો વાત હતી કે કલકત્તાના કોઈ વીડીઓ પાર્લરના માલિકની સાથે વ્યવસ્થા કરવામાં આવશે. બધાય જ્યારે બહારથી આવી રહ્યા છે તો પછી વીડિયોને વળી 'લોકલ' કેવી રીતે રખાય? પણ હલદિવાડિ હાટના વિડીયો-પાર્લરના માલિક - ભદ્રલોક અહીં આવીને આગ્રહ કરે છે, ભદ્રલોકના પિતા હલદિવાડિના વિખ્યાત જોતદાર હતા. છોકરાઓ જમીનજાયદાદ વેચી દઈ લગભગ બધાય બહાર નીકળી ગયા છે. એક છોકરો તો વિદેશમાં જ રહે છે. એક આ ભદ્રલોક જ અહીં રહી ગયા છે. પૈતૃક ઘરનો એક ભાગ છે. જાતજાતના ધંધા જુદે જુદે સમયે કર્યા છે — એમના પરિવારે, વીરેનબાબુના જૂના અસીલે, થોડા દિવસથી વીડિયો પાર્લર ખોલી છે — અત્યારે જોકે કોઈ મુકદ્દમાનું કામ નથી. ભદ્રલોક આવીને વીરેનબાબુને પકડે છે. વીરેનબાબુ તેમને નકુલબાબુ સાથે પરિચય કરાવી આપે છે. એ વાત કરે છે કે એમના લિસ્ટ પ્રમાણે કલકત્તાથી નવી પ્રિન્ટ લઈ આવશે. આયોજનકારો પણ વીડિયો ફિલ્મની બાબતે વધારે આમતેમ કરવા માગતા નહોતા. અંતે, આ ભદ્રલોકના પ્રસ્તાવથી તેઓ રાજી થાય છે.

પરંતુ કઈ કઈ ફિલ્મ લાવવાની છે એ નક્કી કરવામાં ઘણો સમય જાય છે. એક ગુપ્ત પ્રસ્તાવ માટે થોડી આધીપાછી થાય છે કે છેલ્લે સમયે એક બ્લ્યુ ફિલ્મ બતાવાય. આટલી મોડી રાતે કોઈ બહુ બધા હશે પણ નહિ; કદાચ હશે તોય ઊંઘી જશે. પણ છેવટે ગુપ્તતાથી જ નક્કી થઈ જાય છે કે બ્લ્યુ ફિલ્મ લાવવામાં આવશે નહિ, કારણ કે પોલીસ કંઈ તકલીફ ઊભી કરે. તેના કરતાં તો 'એડલ્ટ હૉરર' ઘણી આપત્તિ વિનાની હોય છે, થોડી બ્લ્યુ હોય છે, પણ વચ્ચે વચ્ચે, ખેંચી ખેંચીને. તે સિવાય 'હૉરર' જ મુખ્ય હોય છે. કોઈ 'એડલ્ટ હૉરર' ચિત્ર લઈને વાર્તા પણ હોય છે. છેલ્લે નક્કી થાય છે કે 'ડ્રાકુલા' જ સારી. પેલા વીડિયો વાળા ભદ્રલોક જ ખબર આપે છે કે એ નવી ડ્રાકુલા છે, સંપૂર્ણ નવી રીતે ફક્ત વી.સી.આર. માટે જ તૈયાર કરવામાં આવી છે. 'શોલે'ની બાબતમાં મતૈક્ય ખૂબ જ જલદીથી થઈ જાય છે.

ભદ્રલોકે જ પૂછ્યું હતું કે જો 'શહેનશાહ'ની પ્રિન્ટ મળે તો લાવે કે નહિ. અમિતાભ બચ્ચનની 'શહેનશાહ'નું પોસ્ટર વારેવારે આપવામાં આવ્યું હોવા છતાં ય, મુક્તિની તારીખ વારેવારે નક્કી થવા છતાં પણ, કેમે કરી 'મુક્તિ' કરવામાં આવતી નથી. બંગાળી ફિલ્મ વખતે કશીયે પસંદ પડી નહિ — એવી એક ફિલ્મ હોય તો છોકરાઓને સારી લાગે; સ્ત્રીઓ આવે તો પેલી પહેલી ફિલ્મ જોઈને ચાલી જાય.

અંતે આ ચાર ફિલ્મો જ આવે છે. પેલા ભદ્રલોકે જ નક્કી કરી દીધું કે પહેલાં બંગાળી ફિલ્મ પાડવામાં આવે, પછી 'શોલે'. પછી 'ડ્રાકુલા', છેક છેલ્લે 'શહેનશાહ'. પણ પછી એ બદલવું પડ્યું. 'શોલે' ઘણી લાંબી ફિલ્મ છે; ઘણાંઓએ જોયેલી છે. તે ઊલટી છેલ્લે જ રહે. 'શહેનશાહ' એકદમ નવી ફિલ્મ છે — એને જ પહેલી બતાવવામાં આવે. છેવટે એ જ નક્કી થયું. પરંતુ એ નક્કી કરવામાં પણ મુશ્કેલી થાય છે, કારણ કે ખૂબ જાગ્રત અવસ્થામાં 'શોલે'ના પરિચિત સંવાદો સાંભળવાની ઈચ્છા ઘણાં બધાંની હતી. પાછલી રાતની ઠંડીમાં ઊંઘમાં 'શોલે' જામશે નહિ. ત્યારે જાણે રાત ગાળવા માટે જ ઝોકાં ખાતાં ખાતાં જોવાનું.

'શોલે' પહેલાં બતાવવાની પાછળ બીજું પણ એક કારણ હતું. તાડીની દુકાન ત્યાં સુધી ચાલુ રહેશે, દારૂ પીતાં પીતાં 'શોલે' જોવી, એવો સુયોગ તો વિચાર્યોય ના હોય. પણ 'શહેનશાહ'ના પક્ષે પણ ઘણા મત હતા. જેઓ 'શોલે'ના પક્ષે હતા, તેઓ પણ રાજી થઈ જાય છે. જે હોય તે, અમિતાભ બચ્ચનનું નહિ જોયેલું ચિત્ર! કેટલું વધારે ખરાબ હશે?

બંગાળી ફિલ્મ સાડા દસમાં જ પૂરી થઈ ગઈ. વચ્ચે કોઈ ઈન્ટરવલ આપવામાં આવ્યો નથી. બંગાળી ફિલ્મ સ્ત્રીઓએ જ વધારે જોઈ. પણ એ ફિલ્મ પૂરી થતાંની સાથે જ પેન્ડોલ લગભગ ભરાઈ જાય છે. આટલાં લોકો હશે એવી તો અપેક્ષા જ રાખી નહોતી. ટેલીવીઝન સૅટ થોડા ઊંચા ટેબલ પર ગોઠવવામાં આવ્યો છે — ટિનની વાડ પરના સ્ક્રુને આંટા મારવા માટે એ ટેબલ બનાવવામાં આવ્યું હતું. પરંતુ સ્ટેજ પર ના રાખીને, પેન્ડોલની વચ્ચે ટેબલ પર રાખવામાં આવ્યો છે —પૂર્વ તરફથી વાડને અડીને પ્રેક્ષકો ટી.વી.ને ઘેરી વળીને બેઠા છે. સામેની તરફ છે એ લોકો વધારે પાસે જઈ શક્યા નહિ, પણ જે લોકો પાછળ હતા તેઓ તો ખૂબ જ નજીક પહોંચી ગયા છે.

આવડા સ્ક્રીનના પ્રકાશમાંથી પેન્ડોલની અંદર ક્ષણે ક્ષણે ભારતવર્ષના જુદા જુદા પ્રાન્તોનાં જુદાં જુદાં દશ્યો ફેલાઈ જાય છે; પહાડથી સમુદ્ર સુધી, મધ્યયુગથી આધુનિક યુગ સુધી વિસ્તરતાં જાય છે. એ લગભગ ત્રણ કલાક સુધી વ્યાપ્ત વાસ્તવ પર જ ઊતરી આવે છે મધ્યયુગનો એક પાશ્ચાત્ય પ્રસાદ — તેમાં મૃત્યુથી પર નિર્વિકલ્પ, એક મહોરાના જેવા મોંવાળો એક દીર્ઘદેહી માણસ છે; તેની ઉંમર સમજાતી નથી; તેની આંખો પલકારા મારતી નથી. મયનાગુડિના પેન્ડોલને માથે પાછલી રાતનું

ઝાકળ સતત ટપ્ ટપ્ પડે છે, અને પેન્ડોલની અંદર પ્રેક્ષકોની નિદ્રાભરી આંખો સમક્ષ એક પછી એક હત્યા થતી જાય છે. દરેક હત્યાકાંડ અતિ સૂક્ષ્મ ભાવે બતાવવામાં આવે છે. જેનું ખૂન કરવાનું છે તેના શરીરનું દરેક અંગ જુદા જુદા ક્લોઝ-અપમાં પ્રેક્ષકોની સામે હેરાફેરી કરે છે. હત્યા પર હત્યા પર હત્યા, લોહી પર લોહી પર લોહીમાં માનવશરીર જ્યારે અસત્ય બની જાય છે ત્યારે તે યાંત્રિક અસત્યમાં સ્ત્રીઓનું શરીર મીણના શરીરની માફક પડદાને જોડાઈને માત્ર ઘૂમે છે. જાણે કોઈ ઉચ્ચારણ નથી, કોઈ ભાષા નથી, બૉમ્બથી ધ્વંસ પામેલા કોઈ નગરની જેમ નારી શરીર છે; માત્ર શરીર. એ સંપૂર્ણ અપરિચિત વાર્તાને અંતે ગબ્બરસિંહના ચિરપરિચિત કંઠસ્વરમાં ડ્રાકુલાઓ ઉત્તરખંડ સંમેલનના આત્મીય થઈ જાય છે.

## 175

## શ્રીદેવીના નાચ માટે ટ્રાફિક કંટ્રોલ

ગુરુવારે સવારે બરાબર દસ વાગ્યે લાગ્યું કે મયનાગુડિ શહેરનો કબજો પોલીસે લઈ લીધો છે. તિસ્તાબ્રિજથી જે રસ્તો મયનાગુડિમાં પ્રવેશે છે, અને મયનાગુડિથી જે બે રસ્તા, એક માલબાજાર તરફ અને બીજો આસામ તરફ ચાલી જાય છે — એ ત્રણે રસ્તા પર પોલીસો ભરેલી ગાડીઓ ચાલી રહી છે; માલબાજારના રસ્તે એક, આસામના રસ્તે ત્રણ, અને બ્રિજના રસ્તે બે. તે ઉપરાંત, એક જીપગાડી લઈ ડી.એસ.પી. સાહેબ ચાર રસ્તે ઊભેલા છે. આસામના રસ્તે મયનાગુડિ થાણાના ઓ.સી. ચાલી ગયા છે, અને જલપાઈગુડિ તરફ જલપાઈગુડિના ઓ.સી. રહ્યા છે. દસથી બાર સુધીનો સમય તો આવી દોડાદોડીમાં જ વ્યતીત થયો. બાર વાગ્યા પછીથી સમજાઈ ગયું કે પોલીસે સમગ્ર ટ્રાફિકની જવાબદારી લઈ લીધી છે. આસામના રસ્તે ત્રણ માઈલ આગળથી, જલપાઈગુડિના રસ્તે તિસ્તાબ્રિજ સુધી, કોઈ પણ ગાડીને ઊભી રહેવા દેવામાં આવતી નથી, પણ કોઈ ગાડીને રોકવામાં પણ આવતી નથી. મીની બસ, કે લાઈનની બસોને સ્પિડ પણ ઓછી કરવાનું કહેતા નથી — 'ભારતી' સિનેમાની પાસેથી બહાર કાઢી દે છે. પરિણામે, મયનાગુડિના ચાર રસ્તે બીજા દિવસોની સરખામણીમાં ગાડીઓની ભીડ લગભગ છે જ નહિ એમ કહીએ તો ચાલે, તેમ છતાં માણસોની ભીડ ખૂબ વધી ગઈ છે. ઘણું બધું હડતાલના દિવસ જેવું લાગે

છે. હારબંધ ઊભેલી ટ્રકો-બસોને એક ટોકન પણ આપવામાં આવ્યું છે — ગાડીનો નંબર અને ડ્રાઈવરનું નામ લખી રાખ્યું છે. પહેલી બાજુએની કેટલીક બસો-ટ્રકોની પરમીટ છે કે નહિ તે જોવામાં આવતી હતી. એ બાબતે થોડી ગરબડ જોવામાં આવતાં જ ડી.એસ.પી. સાહેબ આવીને મયનાગુડિના ઓ.સી.ને બોલાવી મંગાવે છે, પરમીટ જોવી પડશે નહિ. ડી.એસ.પી.સાહેબના ગયા પછી બે હેડકોન્સ્ટેબલ મેદાનમાં હારબંધ ઊભેલી ગાડીઓની ગુપ્તપણે પરમીટ જોવા માગે છે. પરમીટની બદલીમાં તેઓ દસ રૂપિયા આપે છે. પાંચ રૂપિયા જ આપવા માગતા હતા, પણ કૉન્સ્ટેબલો તેમને સમજાવે છે કે થોડો ભાગ કરવો પડશે. ત્યારથી દસ રૂપિયા નક્કી કરી દેવામાં આવ્યા છે. કેટલીક નવી બસો-ટ્રકો આવતાં આવતાં જ આ બધી ધાંધલ બંધ થઈ જાય છે. નવી ગાડી મેદાનમાં પેસતાં જ જાણી જાય છે કે કૉન્સ્ટેબલને દસ રૂપિયા આપવા પડશે. પેલા બે કૉન્સ્ટેબલને બીજું કોઈ બોલાવતું નથી; તેઓ ત્યાં એક બસની છાયામાં પાથરેલી શેત્રંજી પર બેસી રહે છે.

તિસ્તાબ્રિજ પરથી પહેલી ગાડી આવવાની શરૂઆત થોડી મોડી, બરાબર ત્રણ વાગ્યે થાય છે. આ તરફ ખૂબ પાસે પાસે હોવાને લીધે ખાલી મેદાન રહેતું નથી, તેથી ગાડીઓને થોડું દૂર, લગભગ દોઢેક માઈલ દૂર એક મેદાનમાં જવાનું છે. તે મેદાન પણ નીચું છે. પરિણામે રસ્તેથી મેદાનમાં ઊતરવા ગાડીઓને જરા સંભાળવું પડે છે. મેદાન મોટું હોવા છતાં પણ થોડે દૂર જ જંગલી ઝાડી-ઝાંખર શરૂ થઈ જાય છે. એ તરફ કોઈ ટ્રક કે બસ લઈ જવા રાજી થતા નથી.

તિસ્તાબ્રિજ તરફથી પ્રાઈવેટ ગાડી અને ટેક્સી ઘણી બધી આવતી રહે છે. તે બધી પેલા મેદાનમાં ઊતરવાનો અસ્વીકાર કરે છે અને પેલા ખેતરમાં ઊતરી આટલું બધું ચાલવાની પણ તેમને મુશ્કેલી છે. ત્યાં પણ બરાબર ચાર વાગ્યે બહુ બધી ધાંધલધમાલ થઈ જાય છે. ડી.એસ.પી.સાહેબને જ આવવું પડે છે. જેઓએ ડી.એસ.પી.સાહેબની સાથે વાતો કરી તેઓ ઘણા દાર્જિલિંગ, શિલિગુડિ, જલપાઈગુડિના વેપારીઓ અથવા નોકરી કરનારાઓ છે. કૉલેજના શિક્ષકો પણ બે ટેક્સીમાં આવ્યા છે. ધાંધલ થવા પહેલાં જ ડી.એસ.પી.એ કહી દીધું છે, ‘જુઓ, ટ્રક, બસ કે મીની બસ—અહીં ઊતરવું જ પડશે; પ્રાઈવેટ ગાડી અને ટેક્સી માટે પેલી તરફ એક પોઈન્ટ અમે નક્કી કરી આપીએ છીએ, એ પોઈન્ટે જઈ પેસેન્જરોને ઉતારી ફરીથી અહીં પાછા આવવું પડશે. એથી તમે રાજી થયા હો તો ઠીક, નહિ તો બધાએ અહીં ઊતરવું પડશે.’

સમર્થન અને વિરોધના ગણગણાટ વચ્ચે એક જણ પૂછે છે, ‘તેનો અર્થ એ કે પાછા જતી વખતે ફરીથી અહીં આવી બસ વગેરેમાં બેસવાનું? આટલું બધું ચાલતાં આવીને?’

ડી.એસ.પી. ધમકાવીને કહે છે, ‘બસ-ટ્રકના પેસેન્જરોને અહીંથી જ ચાલવા

માંડવાનું છે એ તમે જોયું છે ને? તમે સમય બગાડો નહિ, જે કરવાનું છે તે હમણાં કરો.' એ દરમ્યાન વળી બીજો અવાજ સંભળાય છે, 'આટલી રાતે આટલો રસ્તો ચાલી આવવાના સમયે ચોરી - ઉપાડી જવાની બાબતની જવાબદારી કોણ લેશે?'

ડી.એસ.પી.સાહેબે કહ્યું, 'રસ્તા પર કાલ સવાર સુધી પોલીસ રહેશે.' કહી રસ્તા પર ઊભેલી એક 'મારુતિ'ને સીધા ચાલ્યા જવાનું કહ્યું. 'મારુતિ'નો ડ્રાઈવર કશું નહિ સમજાતાં સીધો ચાલી જાય છે. તેની પાછળ ઊભેલી ગાડીઓ પણ કોણ જાણે તેની પાછળ પાછળ જાય છે. જલપાઈગુડિના ઓ.સી.ને પેલા આગલા પોઈન્ટ પર મોકલી દઈ ડી.એસ.પી. તેમની ગાડી પર ચઢે છે.

જલપાઈગુડિના ઓ.સી. તેમની જીપગાડી રસ્તાની બાજુએ ઊભી રાખી ઊતરે છે. પછી ડી.એસ.પી.ની પહેલી આવેલી જીપ તરફ ચાલે છે. ડી.એસ.પી. ગાડી અટકાવતાં જ ઓ.સી. કહે છે, 'સર, પહેલાં જે વ્યવસ્થા હતી તે જ રાખો, સર; નહિ તો આ રસ્તે માણસો અને ગાડી વચ્ચે ધમાલ વધી જશે.'

ડી.એસ.પી. ગાડીમાંથી ઊતરે છે! પછી ઓ.સી.ને લઈને ફરીથી આગલી જગ્યાએ આવવા ચાલી નાખે છે. પ્રાયવેટ ગાડીની ધૂળથી રસ્તો અંધારા ભર્યો થઈ ગયો છે. ડી.એસ.પી. દબાયેલા અવાજે કહે છે, 'તમે બરાબર જ કહ્યું છે; ગાડીઓ બધી સેળભેળ થઈ જતાં ગરબડ થઈ જશે.'

એ પાર્કિંગના ખેતરેથી આવી ડી.એસ.પી. હાથ બતાવી બાકીની પ્રાઈવેટ ગાડીઓને અટકાવી દઈ મેદાનમાં પ્રવેશવા કહે છે. એ બધી નવી આવતી ગાડીના લોકોને તો ખબરે નથી કે એ દરમ્યાન અહીં શું થઈ ગયું છે. એટલે, તેઓ તો મેદાનમાં પ્રવેશે છે. અને જે બધી પ્રાઈવેટ ગાડીના લોકો ત્યાં ઊતરવામાં મુશ્કેલી પામ્યા હતા તેઓ પણ ઘણા મેદાનમાં ઊતરી જાય છે. કારણ કે ગાડીમાં કોઈ કોઈની ચાની ફ્લાસ્ક છે, કોઈ કોઈની દારૂની બાટલીઓ છે. ગાડી જરા આગળ જઈ પછી ફરી પાછી આવે તો આમાં લાભ શો? તેના કરતાં તો અહીં આ મેદાનમાં ગાડી રાખી ચાલતાં ચાલતાં જવું વધારે સારું — એ રીતે વિચારી તેઓ પણ મેદાનમાં જ પેસી જાય છે. એને લઈને કોઈ ગરબડ થતી નથી. જે ગાડીઓને પહેલાં છોડી દીધી હતી, તે બધી પાછી આવી, ડી.એસ.પી. ઓ.સી. ને કહે છે, 'તમે અહીં જ રહેજો.'

દરમ્યાન જે ત્રણ દિશાઓમાંથી ટ્રક-બસ ગાડી આવી હતી એ ત્રણે દિશાઓ જ એકઠી થઈ ગઈ છે. જો આકાશમાંથી જોવામાં આવત તો દેખાત કે તિસ્તાબ્રિજથી, આસામ રોડથી, ડુયાર્સના રસ્તેથી અને તે સિવાય મેદાન પરથી, કેડીઓ દ્વારા, જાણે આ સ્થળની બધી દિશાઓએથી પગે ચાલતાં માણસો એક કેન્દ્ર તરફ ચાલે છે. આ બધા માર્ગોએથી આટલા હજાર હજાર માણસો ધીમે ધીમે ચાલતાં ચાલતાં જ પેલા કેન્દ્ર તરફ જાય છે — ખૂબ મોટા મેળામાં જેમ તીર્થયાત્રીઓ ચાલે તેમ. આથી ધૂળ પણ બહુ ઊડે છે. આકાશ અને માટીની વચ્ચે ધૂળનો એક પડદો બની ગયો છે. એ

પડદાની આડશે માણસો જરા ઝાંખા ઝાંખા દેખાય છે. પણ, આટલા માણસોના એક સાથે એક ગતિએ એક કેન્દ્ર તરફ ચાલવાની સાથે પેલી ધૂળ ઊડવાનું પણ સ્વીકારાઈ ગયું છે. એટલું બધું ટ્રક અને બસની ધૂળનું તોફાન નથી, માણસોનાં પગલાંની ઊડેલી ધૂળ છે. એક જ કેન્દ્ર તરફ આટલા માણસો જાય એટલે જાણે ધૂળનોય પ્રવાહ-પથ બની જાય છે.

## 176

# શ્રીદેવીનો નાચ : અપેક્ષા અને પ્રતીક્ષા

મયનાગુડિની પાસે જ જલ્પેશમાં દર વર્ષે શિવરાત્રિનો મેળો ભરાય છે. જલ્પેશની પાસે મયનાગુડિ જ સૌથી મોટું શહેર છે, અને જલ્પેશનો મેળો પણ મહિનો ચાલે છે. એટલે જુદે જુદે સ્થળેથી તીર્થયાત્રીઓ મયનાગુડિ પર થઈને જાય છે; મયનાગુડિનાં ખેતરે, ઘાટે, વરંડાઓમાં, ઝાડને તળિયે અ-સ્થાયી નિવાસ તૈયાર કરી દે છે. શિવરાત્રિના દિવસે મયનાગુડિ થઈ પહેલાં તીર્થયાત્રીઓ પગે ચાલીને જતા; હવે તો બસ - મીની બસની ભીડ થઈ જાય છે. આ બધું જોવાનો મહાવરો મયનાગુડિનાં લોકોને છે.

પણ શ્રીદેવીના નાચના અનુષ્ઠાનના દિવસે ચાર વાગ્યાથી મયનાગુડિ અને તેની આસપાસનો જે ચહેરો - જે દૃશ્ય હતું તે પેલી વાર્ષિક ટેવ સાથે જરાયે મળતું નહોતું. લાગ્યું કે મયનાગુડિમાં અને તેની આજુબાજુ કેટલાક જલ્પેશ મેળા એક સાથે ભરાયા છે.

આસામ અને બિહાર તરફથી જેઓ ટ્રક બસમાં આવ્યા છે તેમની ટ્રક અને બસમાં જ ખાવાપીવાની, કપડાં-લતાં-પાથરણાંની વ્યવસ્થા છે. ડીલક્ષ બસમાં જે યાત્રીઓ કોઈ કંપનીની જવાબદારી પર આવ્યા છે તેમને તો બસમાં જ ઘરબાર છે. પરિણામે, મેદાનમાં ગાડીઓને દાખલ કરી દીધા પછી ગાડીના યાત્રીઓ પોતાના પરિવારના લોકો અથવા સ્નેહીજનો સાથે એકબે શેત્રંજી પર અલગ અલગ થઈ છૂટાછવાયા બેસે છે. ક્યાંક ડબ્બાનું ઢાંકણ ખોલી દાળ, આચાર, દાળમૂઠ, ચણાચોર, બહાર નીકળે છે. શાલનાં પાંદડાંનાં પડિયાં પણ સાથે છે, અને છે જગમાં પાણી. ક્યાંક ક્યાંક પંપ વડે કેરોસીન સ્ટવનો સાં-સાં અવાજ અને ઉપર કડાઈ ચડાવવામાં આવે છે — પૂરીઓ તળાય છે. એટલે સુધી કે આટલી નાની જગ્યામાં પણ ક્યાંક તો પત્તાંની બેઠક જામી છે. સ્ત્રીઓ છે, પણ સંખ્યામાં એટલી વધારે નથી. આવી જાતનાં બધાં અનુષ્ઠાનમાં સ્ત્રીઓની સંખ્યા જેટલી વધારે હોય છે, તેટલી નથી. છતાં પૂરી તળવા, ડબ્બામાંથી ખાવાનું બહાર કાઢવા — એ બધા માટે તો સ્ત્રીઓની જ જરૂર હોય છે. કોઈ કોઈ ડીલક્ષ બસમાં સ્ત્રીઓની સંખ્યા ઘણી વધારે છે. ત્યાં મોટી

મોટી કળશીની સાઈઝની ફ્લાસ્કમાં ચા પણ છે, ઠંડું પાણી પણ છે.

ટ્રક, બસ, ગાડી પાર્કિંગની જગ્યાએ ખાવાનાની ગંધ વહી આવે છે; તેની સાથે ભળી આવે છે થોડી થોડી દારૂની વાસ પણ. પણ ખાવાનાની ગંધ એટલી તીવ્ર છે કે દારૂની વાસ પણ તેની સાથે મળી ગઈ છે — અલગ કરી શકાતી નથી. છતાં અવાજો જુદા કરી શકાય છે. મેળાના જેવી બહુ હૈ-હો નથી — લોકો પોતાની અંદરોઅંદર જ વાત કરે છે. એ અવાજ થોડો દૂર જાય. દુકાનોનો અવાજ નથી, ગાડી-ઘોડાનો અવાજ નથી. માણસોના અવાજની સાથે સાથે વહી આવે છે કેસેટમાં શ્રીદેવીનાં બધાં પ્રખ્યાત ગીતો. કેસેટ પ્લેયરોને કાંધે અથવા હાથે ઝુલાવી લોકો હેરફેર કરે છે, એટલે એક ગીતની સાથે બીજું ગીત એકદમ ભળી ફરીથી જુદું પડી જાય છે. કોઈ કેસેટમાં બીજું ગીત પણ વાગે છે. કોઈ એ બધાં ગીતોના અવાજમાં પોતાનો કંઠ પણ ભેળવે છે. તેમ છતાં એવી ધાંધલ થતી નથી. એટલે સુધી કે કેસેટ પણ કોઈ બહુ જોરથી વગાડતું નથી. અથવા, કદાચ જોરથી વગાડવા છતાં પણ આટલી મોટી જગ્યા અને આટલાં બધાં લોકોને કારણે અવાજ દબાયેલો રહે છે. આટલાં લોકો, આટલાં ગાડી-ઘોડાની સાથે આજકાલ માઈકના અવાજથી એટલાં ટેવાઈ ગયાં છે કે માત્ર માઈક નહિ હોવાને કારણે એવું લાગે છે કે બધું જાણે ચૂપચાપ છે.

આ હજારો માણસો અપેક્ષા પ્રમાણે શાંત રહીને હેરફેર કરે છે; ધીર સ્વરે કેસેટ વાગતી જાય છે; ખાવાપીવાનાની - પત્તા રમવાની વચ્ચેય ચૂપચાપ થઈને રહે છે; ચા કે દારૂથી ગળું ભીંજાવવા છતાંય તેથી ક્યારેય નશો ચઢાવતા નથી; તેનું કારણ એ છે કે આ હજારો માણસો એક નક્કી અને અ-નાટકીય પ્રત્યાશાની આબોહવામાં હેરફેર કરે છે. જો સંપૂર્ણપણે અજ્ઞાત એવું કશું ઘટી જાય તો પેલી પ્રત્યાશાને આટલી ધીરજ અને નિશ્ચિત લયે ઉત્તેજિત કરી રાખત નહિ - એક અનિશ્ચિતતાના ઉદ્વેગથી પેલી પ્રત્યાશા ફાટી પડત. કારણ કે શ્રીદેવી આ ભીડમાં લગભગ કોઈનેય માટે અપરિચિત નથી. શ્રીદેવીની ફિલ્મ જોઈ, નાચ જોઈ આ ભીડનાં લોકો આજના અનુષ્ઠાનમાં શું જોવાનાં છે તે નિશ્ચિતભાવે જાણે છે. એટલે સુધી કે આ ભીડ તે જોયેલી અને ઓળખેલી શ્રીદેવીને જ રક્ત-માંસમાં પ્રત્યક્ષ જોવા માગે છે. એટલે સુધી કે જાણે શ્રીદેવી જો આ રસ્તેથી ખુલ્લી ગાડી પર ઊભી રહીને જાય તોપણ આ ભીડને ઘણી તૃપ્તિ થશે — એમ જાણીને કે શ્રીદેવીનું લોહીમાંસનું શરીર છે. શ્રીદેવી તેના લોહીમાંસના શરીરથી જ આ બધાં માણસોને પરિચિત છે. એ લોહીમાંસના શરીરમાંથી જે રૂપ અને આકર્ષણ સિનેમા હૉલના અંધારામાં ફેલાય છે તે રૂપનાં આકર્ષણથી જ આ લોકો આવ્યાં છે. આ લોકોને જાણે એવી પણ ખબર છે કે ચિત્રમાંથી નીખરતાં રૂપનો એક માનવીય સ્રોત છે, જેને જાણવો યોગ્ય છે. પણ એ સમજણની ય મર્યાદા ખૂબ શિથિલ છે. આ ભીડમાં એવી એક અસંભવિતતાની પ્રસ્તુતિ પણ છે, કે સિનેમાના પડદા સિવાય પણ મંચની વાસ્તવિકતામાં લોહીમાંસની

શ્રીદેવીને જોવી એ તો તેના પેલા સિનેમા હૉલની અભિજ્ઞતાના જ સંપ્રસારણમાં છે. તેમ હોઈ પણ શકે કે શ્રીદેવીનાં લોહીમાંસન શરીરને સ્પર્શી શકાશે, અથવા લગભગ સ્પર્શ જેવું થશે. સિનેમાના પડદા પર શ્રીદેવીના બાહુની ભંગિ અથવા પીઠના ત્રિકોણિયા હાડકાની ઉપરની પેશીનું કંપન સુધ્ધાં જેમને પરિચિત છે, તે પેલા શરીરને એટલું સ્પર્શથી પર ના પણ વિચારી શકે — જો સુયોગ સાંપડે તો. તેથી આ ભીડની શાંત અથવા અનુત્તેજિત પ્રત્યાશાની અંદર એક હિંસ્રતાની ઇચ્છા પણ ભળેલી નથી એવું નથી. આટલું શાંત અને અનુત્તેજિત ના હોય તો પેલી હિંસ્રતાનું પણ અનુમાન કરી શકાત નહિ.

અથવા એ હિંસ્રતાને બધો વખત સાચી માની લેવી પડે. તેથી, પોલીસના પરામર્શન અનુસાર જ શ્રીદેવી શિલિગુડિની હોટેલથી તેની ત્રણ ગાડીઓ લઈ જલપાઈગુડિ થઈ તિસ્તાબ્રિજ દ્વારા મયનાગુડિ આવવાની નથી. કારણ કે, આ રસ્તે થઈને જ દર્શકો આવ્યા છે. જો કોઈ સ્થળે ગાડી અટકી જાય તો માણસો શ્રીદેવીને ઓળખી જાય. શ્રીદેવી મયનાગુડિથી શિવકબ્રિજ થઈને આવી — ઓદલાવાડિ પસાર કરી, ચાલસાના વળાંકે થઈ લાટાગુડિ પર થઈને. કારણ આ રસ્તે જ દર્શકોની ગાડીઓ સૌથી ઓછી છે; જેઓ આવે છે તે પણ ચાના બગીચાના જ છે. રસ્તો પણ જરા પહોળો છે; ઘણાં પહાડ, ફૉરેસ્ટ અને ચાના બગીચા છે. એટલે એકાએક ઓળખી લે તોપણ લોકો જામી જવાનો એટલો ભય નથી.

શ્રીદેવીની ત્રણ ગાડીઓમાંની પહેલીમાં તેના દેહરક્ષકો હશે, બીજીમાં તે પોતે અને કદાચ બીજું કોઈ. તેની ગાડીનો કાળો કાચ ઊંચો કરી દીધેલો છે. ત્રીજીમાં તેના બીજા સહકાર્યકરો છે, જે વાજિંત્રો વગાડશે, જેઓ મેક-અપ કરશે. આ ત્રણ ગાડીથી જરા દૂર રહી પોલીસની જીપ પણ હતી.

મયનાગુડિની પાસે આવી પોલીસની ગાડી વધારે દૂર રહેતી નથી — પહેલી ગાડીની આગળ આગળ જ ચાલે છે. મયનાગુડિના રસ્તે ત્યારે હજારો લોકો ચાલે છે. પોલીસની ગાડી સાયરન વગાડે છે. એ ઊંચા સાયરનના અવાજની સાથે ભળી જઈ ચાર ગાડીઓની હેડલાઈટ આ રસ્તા ભરેલા લોકોનાં શરીર પર જોરથી પડે છે. અને, આટલાં માણસો આટલા વેગથી રસ્તાની બે બાજુ વેરાઈ જાય છે કે ગાડીઓને ક્યાંય એમની ગતિ ઓછી કરવી પડતી નથી. ચાર ચાર ગાડીઓ પેલી એક જ ગતિએ અનુષ્ઠાનને સ્થળે આવી નવા કરવામાં આવેલા કેલ્વર્ટ પરથી પેન્ડોલની ડાબી બાજુ એકદમ ગ્રીનરૂમના ગેટની આગળ જઈ પહોંચે છે. પોલીસની ગાડી ખસી જાય છે. બીજી કાચ ચઢાવેલી ગાડી આગળ આવે છે. ત્રીજી ગાડીનો દરવાજો ખોલી કેટલાંક લોકો ઊતરે છે; ઊતરીને ઊભાં જ રહે છે. કોઈને ખબરે ના પડી કે બીજી ગાડીનો દરવાજો ખોલી શ્રીદેવી ક્યારે કોલેપ્સિબલ ગેટ પસાર કરી અંદર ચાલી ગઈ છે. ગાડીઓમાંથી બીજા માણસો ત્યારે જાતજાતનાં વાજિંત્રો ઉતારી રહ્યા છે.

# 177

# શ્રીદેવીના આગમનની પ્રતિક્રિયા

શ્રીદેવી આવી છે એ સમજાય તે પહેલાં જ શ્રીદેવી ગ્રીનરૂમની અંદર કેટલાક કોલેપ્સિબલ ગેટની આડશે ચાલી જાય છે. ફક્ત સૌથી બહારના કોલેપ્સિબલ ગેટ આગળ શ્રીદેવીના વ્યક્તિગત દેહરક્ષકોની સાથે ઉત્તરખંડ સંમેલનના સાંસ્કૃતિક અનુષ્ઠાનના કાર્યકર્તાઓમાંના એક જણ ઊભા રહે છે — અંદર અને બહાર બધી જગ્યાએ શ્રીદેવીના જ માણસો છે. ગ્રીનરૂમનો કે સ્ટેજનો મુખ્ય દરવાજો જે પેન્ડોલની પૂર્વ તરફ છે તે તરફથી પેન્ડોલની અંદર જવાનો કોઈ માર્ગ નથી. બહારના મોટા રસ્તાની નીચેના નાળા પર જે કેલ્વર્ટ બે દિવસોમાં જ બનાવવામાં આવ્યો છે તેના વડે માત્ર આ પૂર્વ દિશાએ જ અવાય છે. હવે એ પૂર્વ દિશા દ્વારા જઈને સ્ટેજ - ગ્રીનરૂમની પાછળ ફરીને ફરીથી પેન્ડોલની પશ્ચિમે ભલે જવાતું હોય પણ એ તો બહુ જ ગોળ ગોળ માર્ગ છે. એક ગાડી રસ્તા તરફ મોં કરી ગ્રીનરૂમના મુખ્ય કોલેપ્સિબલ ગેટની સાથે જોડેલી છે. અને બીજો એક નાનો ગેટ ગ્રીનરૂમમાંથી બહાર નીકળવાનો છે — બરાબર તેની ઊલટી દિશાએ — ત્યાંય બાકીની બે ગાડીઓ પાર્ક કરેલી છે. કેટલીક પોલીસ અને એક જણ ઑફિસર ભદ્રમાણસ આ આખા વિસ્તારમાં ફર્યા કરે છે.

ત્રણ ગાડીઓ અને પોલીસની ગાડી આ કેલ્વર્ટ દ્વારા પ્રવેશી ગયા પછી અને લોકોનાં ઊતરી ગયા પછી આખા રસ્તે એક સાથે અવાજ ઊઠે છે — ‘આવી ગયાં છે, આવી ગયાં છે, શ્રીદેવી આવી ગયાં છે.’ શ્રીદેવી એ ભીડમાંથી જ આવી છે, પોલીસની ગાડીની સાયરન પણ વાગી છે, લોકો જલદી જલદી ખસી જઈને જગ્યા પણ આપે છે — પણ ત્યારે તેમને સમજાયું નથી કે શ્રીદેવી જ આવી છે. કારણ કે, આ સાંસ્કૃતિક અનુષ્ઠાનના દર્શક પ્રમાણે આવ્યાં પછીથી લોકોને આજે જે અભિજ્ઞતામાંથી જવાનું થયું છે તેવી અભિજ્ઞતા તેમને પહેલાં ક્યારેય થઈ નથી. એટલે, મયનાગુડિમાં પહોંચ્યા પછી શ્રીદેવીની બાબત તેમને માટે મુખ્ય નહોતી; તેમને માટે મુખ્ય બાબત બની જાય છે આ વ્યવસ્થા જ. ક્યાં બસ કે ટ્રક ઊભી કરશે, ક્યાં ઊતરશે, ક્યારે ચાલવું પડશે, ક્યાં થઈને જવું પડશે, ક્યાંથી દાખલ થવું પડશે વગેરે વગેરે. છેક સુધી વ્યવસ્થા એટલી બધી મુખ્ય બની જાય છે કે લોકો જાણે ભૂલી જ જાય છે કે તેઓ અહીં એક વિશેષ અનુષ્ઠાનમાં આવ્યાં છે — માત્ર ગાન સાંભળવા અને નાચ જોવા. એ જાણે કે આખા દેશના બહુ મોટા કોઈ નેતાની મીટિંગમાં સાંભળવા આવ્યા જેવી બાબત થઈને ઊભી રહી છે. ઘરમાંથી નીકળવું

અને ઘરમાં પાછા જવું ત્યાં સુધી બધું જ પેલી મીટિંગના કાર્યકર્તાઓની બાબત છે — તેની સાથે સરઘસના કે મીટિંગના લોકોનો કોઈ સંપર્ક નથી. જે રસ્તેથી આજે વાહનોની અવરજવરનો નિષેધ કરવામાં આવ્યો છે તે રસ્તે જ્યારે ત્રણ ત્રણ ગાડી અને પાછળ પાછળ એક પોલીસની ગાડી એક જ ગતિએ ચાલી આવે છે, અને લોકો ક્ષણવારમાં ખસી જઈ જગ્યા કરી આપતાં હોય છે, ત્યારે તે ગાડીમાં બીજું કોણ હોઈ શકે? — એક માત્ર એ વ્યક્તિ સિવાય, જેના માટે રસ્તે બીજાંઓની આજ આવનજાવન નિષિદ્ધ છે, જેના માટે આ રસ્તે ફક્ત માણસો જ માણસો છે? આ સીધી ગણતરી બીજાં માણસોનાં મગજમાં આવતી નથી.

પણ એક વાર વાત ફેલાઈ જાય કે શ્રીદેવી આવી ગઈ છે ત્યારે રસ્તા પર ધક્કામુક્કી થઈ જાય છે. રસ્તા પર આમેય કોઈ લાઈન નહોતી — બધાંય જેને જેમ ફાવે તેમ ચાલ્યે જાય છે. લગભગ બધા જ રસ્તા વસ્તુતઃ 'બાન' થઈ ગયા છે એટલે લોકોની કોઈ ધક્કાધક્કી પણ નથી. આસામના રસ્તાનાં લોકો પૂર્વથી પશ્ચિમ તરફ આવે છે. તિસ્તાબ્રિજનાં લોકો પશ્ચિમથી પૂર્વ તરફ આવે છે. અને ડુયાર્સના રસ્તે લોકો ઉત્તરથી દક્ષિણ તરફ આવે છે.

જોકે બધાંયને બ્લૉક ઑફિસના કેલ્વર્ટ પર થઈને સંમેલનના મેદાનમાં પ્રવેશવાનું છે. સંમેલનના ત્રણ ગેટથી લાઈન રસ્તા પર બહુ દૂર ગઈ છે. રસ્તા પરનાં લોકોને પણ લાઈનમાં ઊભાં રાખવામાં આવે છે. પરિણામે રસ્તા પર જેઓ ચાલીને એકલા આવે છે તેઓ પણ ખરેખર તો પાંચ-છ માણસોની લાઈનમાંની એક લાઈનમાં જ હોય છે. શ્રીદેવી આવી ગઈ છે એ વાત પ્રસરી ગયા પછી રસ્તા પરની આ લાઈનોમાં ઠેલાઠેલી થઈ જાય છે — જાણે કે અહીં ઠેલાઠેલી કરશે તો જલદીથી પેન્ડોલમાં દાખલ થવાશે.

અહીંતહીં એટલાં બધાં માણસો છે કે સાધારણ ઠેલંઠેલાથી પણ તોફાન વધી જાય. પણ પેન્ડોલની પાસે અને રસ્તા પર પોલીસ ઑફિસરોએ ખૂબ દોડાદોડી કરી હતી. એક સ્થળે જરા ધક્કામુક્કી શરૂ થતાં જ તેઓ બેટનો પકડી ઊભા થઈ જઈ લોકોને મારે છે; પછી હડસેલીને ખસેડી પણ દે છે. ડી.એસ.પી.સાહેબ પણ ત્યાં પહોંચી જાય છે. તે પૂછે છે — 'પોલીસનું માઈક ક્યાં છે?'

'તે તો પેટ્રોલ પંપ પર છે — પે-લી તરફ.'

ડી.એસ.પી. પોતે જ દોડીને ચાલી જાય છે. એ તરફના ધક્કામુક્કી જરૂર અટકી જાય છે — લોકો ફરીથી ચાલવાનું શરૂ કરે છે. થોડી વાર પછી માઈકમાં સંભળાય છે —'પોલીસ તરફથી હું બોલું છું. તમે લોકો ભાગંભાગ કરશો નહિ; લાઈન તોડશો નહિ; લાઈનમાં રહો. તમારામાંથી દરેક જણ પોતાને સ્થાને બેસશે નહિ તે પહેલાં અનુષ્ઠાન શરૂ થશે નહિ. તમે જો ધક્કામુક્કી કરશો તો તમારે જ દાખલ થવામાં મોડું થશે.' એ પછી અવાજ મોટો કરે છે, લગભગ ચીસ પાડીને કહે

છે, 'જે લોકો ગેટ પર ટિકિટ ચેક કરે છે તેઓ જલદીથી કામ કરો, વાર ના કરો; રસ્તા પર ભીડ જામી જાય છે; ગેટ પર જેઓ ટિકિટ ચેક કરે છે તેઓ જલદી જલદી કામ કરો; વાર કરો નહિ; રસ્તા પર ભીડ જામી જાય છે.'

પોલીસનું નામ સાંભળતાં લોકોએ ધક્કા મારવાનું બંધ કર્યું, ટિકિટ જલદી બતાવી દેવાના નિર્દેશથી લોકો જાણે આશ્વસ્ત થાય છે કે પોલીસ તેમને જલદીથી પેન્ડોલની અંદર દાખલ કરી દેવા આતુર છે.

ડી.એસ.પી.સાહેબ પોલીસની ગાડીમાંથી ઊતરી ફરીથી પેલા ઝમેલા પાસે આવે છે — બ્લૉક ઑફિસના કેલ્વર્ટ પર જ્યાં ત્રણ દિશાએથી આવતાં લોકો ભેગાં થાય છે. દરમ્યાન ત્યાં બીજા બે સેકન્ડ ઑફિસરો આવી ગયા છે. તેઓ ત્રણે તરફનાં લોકોને એક લાઈનમાં ગોઠવે છે અને વચ્ચે વચ્ચે એક એક દિશા તરફનાં લોકોને અટકાવે છે. ડી.એસ.પી.ને જોઈને એક માણસ બોલી ઊઠે છે, 'સર, સર; હજુ આટલાં બધાં લોકો બહાર છે. જો જલદી જલદી નહિ જવા દો તો અહીં અટકી જશે.'

ડી.એસ.પી. કહે છે, 'ઊભા રહો, હું જઈને જોઉં છું; ઊભા રહો, હું આવીને કહું છું. ડી.એસ.પી. પેલી લાઈન પાસેથી અંદર થઈ મેદાનની વચ્ચે પહોંચી જાય છે. તે સૌથી છેલ્લા ગેટથી અંદર જવા ગયા ત્યારે ગેટ પરના છોકરાએ તેમને જોયા નહિ ને અટકાવ્યા, અને ગેટના કૉન્સ્ટેબલે છોકરાનો હાથ ઊંચો લઈ લીધો. છોકરો જોતાં જ 'સૉરી, સર' કહી જીભ કાઢે છે. 'જલદી કરો, જલદી કરો,' કહી ડી.એસ.પી. પરિસ્થિતિ જોવા અંદર જાય છે. તેમને જોઈને નકુલ રાય, બટુક વર્મન એકદમ ચાલી આવે છે.

'સાંભળો, તમે અમને જે એકાઉન્ટ આપ્યો છે તેની બહાર તમે કોઈ ટિકિટ વહેંચી કે વેચી તો નથી ને?' ડી.એસ.પી. પૂછે છે.

'ના, સર; આ વાતની પૃચ્છા કેમ કરવી પડે છે, સર?' નકુલ કહે છે.

'ના, ના; બીજા કોઈ કારણે નહિ; બહાર લોકો તો જોયાં ને? એકોમોડેશન થશે ને?'

'હાં, સર; હજુ તો અર્ધું પેન્ડોલ ખાલી છે. અમે તો, સર, તમારા સ્કવેર ફીટનો હિસાબ આપ્યો છે, સર. પ્લાન બનાવી દીધો છે, સર.'

'અરે મશાય, એ બધું તમે કોણ પૂછનાર છો? બહાર લોકો એકદમ ઈમ્પેશન્ટ થઈ રહ્યાં છે; કેટલે દૂર દૂરથી આવે છે; તેથી કહેતો હતો કે તમે જગ્યાની સરખામણીમાં જો અમારાથી છૂપી રીતે વધારે ટિકિટો આપી હશે તો તો કલંક લાગશે. તમારા તો કોઈ સીટ નંબર નથી?!' ડી.એસ.પી. કહે છે.

'ના, સર, તમને હું સાચું કહું છું, સર; તમને કહી છે તેટલી જ ટિકિટ આપી છે, સર. આવું રિસ્ક કોણ લે.' નકુલ લગભગ ડી.એસ.પી.નો હાથ પકડી લે છે. ડી.એસ.પી. કહે છે, તો પછી ટિકિટ પંચ શા માટે કરે છે? દરેકની ટિકિટ હાથમાં

લઈ જોઈને અંદર જવાનું કહો — તો તમે જોશો કે બહારનું પ્રેશર ઓછું થઈ જશે.'

નકુલ બટુક તરફ જુએ છે. બટુક કહે છે, 'સર, અંદર જઈને જો ટિકિટ બહાર મોકલી દે તો કેવું થાય?'

'અરે, કોઈ અંદર તો પેસી શકતું નથી, મશાય, અને ટિકિટ બહાર મોકલશે? અમે એનાઉન્સ કરી દઈએ છીએ કે કોઈને બહાર રહેવા દેવામાં આવશે નહિ. તમે પણ એનાઉન્સ કરી દો.'

'જે કરવાનું હોય તે તમે જ કરો, સર અમને તો સ્ટેજ પર જવા દેશે ને?' નકુલ કહે છે.

'કોણ જવા દેશે નહિ?'

'સ્ટેજ તો સર, હવે શ્રીદેવીના કંટ્રોલમાં છે; કોઈને પેસવા નહિ દે, સર.' બટુક સમજાવે છે. ડી.એસ.પી. હસીને કહે છે, 'તમને અહીંથી શ્રીદેવીનું શું દેખાશે?'

'થર્ડ ક્લાસમાંથી, સર, આથી વધારે દેખાય નહિ.', નકુલ હે-હે કરતો હસે છે. ડી.એસ.પી. કહે છે, 'તો ગેટ પર કહી દો કે ફક્ત ટિકિટ જોઈ જવા દે; અમે બહાર માઈકમાં જણાવી દઈએ છીએ.'

નકુલ, બટુક અને ડી.એસ.પી. બહાર નીકળી જાય છે. ડી.એસ.પી. ફરીથી લોકોની વચ્ચેથી જઈ રસ્તો કરીને રસ્તા પર ચઢી જાય છે. તે પછી માઈકમાં સંભળાય છે, 'પોલીસના પક્ષ તરફથી બોલું છું. જેઓ ગેટ આગળ ટિકિટ પંચ કરે છે તેઓ ટિકિટ પંચ કરશે નહિ. દર્શકોના હાથમાં ટિકિટ જોઈ જવા દો.' આ ઘોષણાની સાથે જ મોટો અવાજ થાય છે. એ અટકી જતાં માઈકમાં ફરીથી સંભળાય છે, 'દર્શકોને વિનંતી. તમે તમારા હાથમાં ટિકિટ ઊંચી કરી નક્કી કરેલા ગેટમાંથી પ્રવેશ કરો, જેથી જેઓ ટિકિટ જુએ છે તેઓ જોઈ શકે.' આ ઘોષણાની સાથે જ ફરીથી એક સાથે અવાજ ઊઠે છે — સમર્થનનો. માઈકમાં સંભળાય છે, 'લાઈન તોડો નહિ, ધમાલ કરો નહિ; પોતાની ટિકિટ પોતાના હાથમાં ઊંચી કરી નક્કી કરેલા ગેટમાંથી પેન્ડોલમાં પ્રવેશો. પેન્ડોલમાં પ્રવેશ્યા પછી કોઈને બહાર નીકળવા દેવામાં આવશે નહિ. ધ્યાનથી સાંભળો — પેન્ડોલમાં દાખલ થયા પછી કોઈને બહાર જવા દેવામાં આવશે નહિ.'

આ ઘોષણા પછી થોડી વારમાં જ લાઈન ખૂબ જલદીથી આગળ વધે છે. ઘોષણા પછી લોકોમાં બે પ્રકારનો ગભરાટ દેખાય છે. મોટી મોટી ટુકડીમાં જેઓ આવ્યાં છે અથવા ફક્ત ઘરનાં લોકોને લઈને જેઓ આવ્યાં છે તેઓ બધાંએ એક જણ પાસે ટિકિટ રાખી હતી. આ ઘોષણા સાંભળી જેની જેની ટિકિટ છે તેના તેના હાથમાં તે આપવાનું શરૂ થઈ જાય છે. આટલાં હજારો લોકોના હાથમાં ટિકિટ પાસ કરવી એ પણ એક ઘટના તો ખરી જ! વળી, પેન્ડોલમાં દાખલ થાય તો પછી બહાર આવવા દેશે નહિ, એ સાંભળી એકાએક લાઈન તોડી પેશાબ કરવા રસ્તાની

ધારે ઊભા રહી જાય છે, અથવા બેસવાનું શરૂ થઈ જાય છે. આટલાં હજારો લોકોમાં ઘસારો થાય એ પણ એક ઘટના ખરી!

## 178

## શ્રીદેવી : પરિચિત અને અપરિચિત

શ્રીદેવીના નાચનો કાર્યક્રમ શરૂ થઈ જાય છે, પણ ખૂબ જ સહજ રીતે શરૂઆતની રીતિ જોતાં લાગે જ નહિ કે આ અનુષ્ઠાન માટે છેલ્લા બે માસથી આટલો પ્રચાર, બંગાળ-બિહાર-આસામથી પ્રેક્ષકોને લાવવાનાં આયોજન, લગભગ એકાદ મહિનાથી તો રાજનૈતિક સ્તર પર અને પ્રશાસનના સ્તર પર મીટિંગો, કલકત્તાથી મંત્રીઓનું આવવું અને હાલ લગભગ લાખ પ્રેક્ષકોની ઉપસ્થિતિ વગેરે હોય. અનુષ્ઠાનની શરૂઆત જોઈને હતાશ થવા માટે તો આટલા પ્રેક્ષકો આવ્યા નથી, તેથી પ્રેક્ષકો હતાશ તો ચોક્કસ નથી થયા. શરૂઆતથી જ આ સમગ્ર પ્રેક્ષકો શ્રીદેવીને તેમની વચ્ચે પામી જશે — એવી જાતની હવા કદાચ અલગ અલગ રીતે કોઈ કોઈ પ્રેક્ષકોની વાતોમાં હતી. પણ આ પેન્ડોલની અંદર બેઠા પછી દેખાય છે કે પ્રેક્ષકોમાંનો એક બહુ મોટો ભાગ રાજવંશી અને ચાના બગીચાના મદેશિયાઓનો છે. એ લોકોમાં શ્રીદેવી સંબંધે કોઈ ચોક્કસ પ્રત્યાશા હતી નહિ, એટલે શરૂઆત જોઈને એ લોકો હતાશ થયા નહિ. એ કારણે જ અનુષ્ઠાન શરૂ થવાની સાથે સાથે જ પેન્ડોલમાં ચુપકીદી છવાય છે. એ નીરવતામાં કંઈક સંભ્રમ પણ હતો.

લાગે છે કે આ પ્રકારનાં અનુષ્ઠાન જુદી જુદી જગ્યાઓએ જુદા જુદા પ્રકારના સમાવેશ કરતાં કરતાં અનુષ્ઠાનના મુખ્ય કલાકાર, જે પહેલા નંબરના ફિલ્મ સ્ટાર અને હિંદી ફિલ્મ જેમને યૌન વિષય સાથે ભેળવીને જુએ છે, તે એક પદ્ધતિ -પ્રક્રિયા તૈયાર કરીને મૂકી દે છે. તેથી તેમનો પહેલો પ્રયત્ન હોય છે કે તેમને ઘેરી વળી દર્શકોમાં જો કોઈ જ્વર જેવી ઉત્તેજના તૈયાર થઈ જાય તો તેને નષ્ટ કરવી.

સ્ટેજ પરનો પડદો ખૂલી ગયા પછી ધીરે ધીરે ખૂબ ઓછો પ્રકાશ દર્શકોની ડાબી તરફથી સ્ટેજની પાછળ દર્શકોની જમણી દિશાએ પડે છે. આખું સ્ટેજ થોડી ક્ષણો માટે ખાલી પડી રહે છે, ફક્ત આ ગવાક્ષના માર્ગથી આવતા પ્રકાશ સાથે. એ સમય દરમ્યાન પ્રેક્ષકો ધીમે ધીમે ચૂપ થતા રહે છે, અને પોતાનો જોવાનો રસ્તો બરાબર કરી લે છે. બરાબર જ્યારે એવું લાગવાનું શરૂ થાય છે કે સ્ટેજ પર જોવા જેવું કશું નથી ત્યારે જ ઝાંઝરનો અવાજ સંભળાય છે. પછી એક સ્ત્રીના પ્રવેશને અનુસરતાં સમજાય છે કે સ્ટેજ પરનો આટલી વારનો ઝાંખો પ્રકાશ પણ તેજમય બને છે અને એ પ્રકાશમાં સ્ત્રી દૃશ્યમાન બને છે. સ્ત્રીને જોતાં જ પેન્ડોલમાં શ્વાસ

નીકળવાનો અવાજ થાય છે. પણ આ પ્રેક્ષકોમાં એવાંય કેટલાંક લોકો છે, જેઓ શ્રીદેવીની ઊંચાઈને જાણે છે, શ્રીદેવીના ચાલવાના લયને ઓળખે છે. તેમના પ્રતિભાવથી બાકી બધાંય ક્ષણવારમાં સમજી જાય છે કે આ નારી શ્રીદેવી નથી. પણ એ જાણ સાથે જ બધાં જુએ છે કે એ સ્ત્રી જ્યાં પ્રકાશ ફેલાયેલો રાખેલો હતો ત્યાં ઢીંચણ વાળીને બેસે છે. તે દીવાસળીની સળી સળગાવે છે તેથી એક પ્રદીપ પ્રકટી ઊઠે છે; સ્ટેજ પરનો પ્રકાશ થોડો વધી જાય છે અને દેખાય છે કે એ સ્ત્રી નટરાજની નાની મૂર્તિની સમક્ષ પ્રદીપ પ્રકટાવે છે. પ્રણામ કરી એ સ્ત્રી લગભગ પૂર્ણ પ્રકાશિત મંચ છોડીને ચાલી જાય છે – ઝાંઝરનો અવાજ કરતી જાય છે. એ અવાજ સંવાદિત થતો ધીમો થતો જાય છે. પણ પૂરેપૂરો ભળી જાય તે પહેલાં જ બીજા એક ઝાંઝરનો અવાજ સ્પષ્ટ થતો રહે છે —કોઈ ચાલતું આવે છે. દર્શકોની ડાબી તરફથી સ્ટેજની એકદમ આગળ પ્રવેશી શ્રીદેવી દર્શકો તરફ એક વાર પણ નહિ જોતાં વાંકુચૂકું સ્ટેજ પાર કરે છે અને સ્ટેજની પાછળ દર્શકોના જમણા હાથના ખૂણે ચાલી જાય છે, જ્યાં પહેલાં ઘણી વાર સુધી પ્રકાશ પડ્યો હતો, પછી પ્રદીપ પ્રકટાવવામાં આવ્યો હતો. ત્યાં શ્રીદેવી ઢીંચણ વાળી બેસીને કમરથી માથું જમીન પર નમાવી નટરાજને પ્રણામ કરે છે. તેના પ્રણામની ભંગિ સાથે સ્ટેજનો પ્રકાશ ઓછો થાય છે કે કેમ તે સમજાતું નથી, પણ તેની લાંબી પીઠ પર ખૂબ ભારે પ્રકાશ, માથાથી ગળે-હાથે થઈ, જમીનમાં ભળી જાય છે. તેના ગળામાંથી જમણી તરફ પ્રેક્ષકોની દિશામાં તેનો લાંબો ચોટલો પડી રહે છે.

ઘણી ફિલ્મોમાં જેમણે શ્રીદેવીને જોઈ છે તેઓ તેની આ ચાલવાની ભંગિ, તેનો જમણો હાથ ચાલવા વખતે કોણી પાસે જરા વળી શરીરની બહાર રહે છે, તેના શરીરનું ઉર્ધ્વાંગ ચાલવાના તાલે તાલે જરા ડોલે છે, તે પ્રણામ કરે છે ત્યારે જે રીતે ચોટલાને પ્રસરાવી પ્રણામ કરે છે — એ બધું જ ઓળખે છે. એટલે શ્રીદેવીના પ્રવેશમાત્રથી તેઓ શ્વાસ બંધ કરી, ફિલ્મના પ્રાણહીન શરીરના હરવાફરવાનાને આ પ્રાણમય શરીરની સમસ્ત ઉપસ્થિતિ સાથે ભેળવી લે છે.

પ્રણામ કર્યા પછી શ્રીદેવી સ્ટેજની વચ્ચે આવી ઊભી રહે છે અને ઊભી રહેતાં રહેતાં ડોકની એક ભંગિથી લાંબા ચોટલાને પાછળ નાંખે છે — આ ભંગિ પણ કેટલીયે વાર પરિચિત છે. તે વખતે સ્ટેજનો બધો પ્રકાશ જ્વલી ઊઠે છે, જરા પણ છાયા રહેતી નથી. શ્રીદેવી બે હાથે નમસ્કાર કરી જરા હસે છે. એ હાસ્ય સાથે જ તે દર્શકો તરફ ડોક ફેરવી ફેરવીને જુએ છે — ડાબે, જમણે, ડાબે-જમણે નમસ્કાર કરે છે. શ્રીદેવીના લાંબા ચહેરા પર નાના મોં પરના નાના હોઠનું હાસ્ય બહુ ખુલ્લું નથી, પણ આ જે હાસ્યથી મોં ખૂલી જતું નથી તે હાસ્યથી પણ તે તેના દર્શકોને એટલી જ પરિચિત છે. એ પરિચયની વાત યાદ કરાવતાં જ શ્રીદેવી તેની ખૂબ જાણીતી બીજી એક ભંગિમાં માથાને જરાક હલાવે છે, કપાળ પર કેટલીક કરચલી

પડે છે — જાણે કે એ ભંગિથી પ્રેક્ષકોને જણાવવા માગે છે કે અરે, હું જ છું, હું જ છું. પ્રેક્ષકો તાળીઓ પાડી ઊઠે છે, તાળીઓ જાણે અટકવા ઇચ્છતી નથી. શ્રીદેવી બે હાથ ઉપર લઈ જઈ અટકાવવા કહે છે ત્યારે તો તાળીઓ ખૂબ વધી જાય છે. તે વખતે તે બે હાથ બે તરફ ફેલાવી દઈ જરાસરખી ખભેથી વળાંક આપે છે — 'મિસ્ટર ઇન્ડિયા'માં આ રીતનો જ વળાંક તેણે વાળ્યો છે. પ્રેક્ષકો હાથતાળી વધારતા તો જાય છે જ, પણ તે સાથે હાસ્ય ભેળવે છે, ખૂબ જોરદાર હાસ્ય. જાણે તેઓ આટલી વારે સમજી ગયા છે, ફિલ્મ પછી ફિલ્મમાં તેમને આટલી પરિચિત એ નાયિકાને તેઓ પામી ગયા છે અને એ જ જાણે શ્રીદેવીની પ્રાથમિક જરૂર હતી — પ્રેક્ષકોને પરિચિત ફિલ્મની શ્રીદેવીની સાથે પોતાને ભેળવી દેવાની. તે પછી તે સ્ટેજ પરથી ચાલી જાય છે. તાળીઓ પણ ધીમે ધીમે ઓછી થાય છે. પૂરેપૂરી બંધ થઈ જતાં પહેલાં માઈકમાં ગંભીર અવાજે ઘોષણા કરવામાં આવે છે કે શ્રીદેવી સૌ પહેલાં તમારી સમક્ષ ભરતનાટ્યમ્ પેશ કરશે. આ ઘોષણાની સાથે જ માઈક પર સંસ્કૃત શ્લોકનો પાઠ શરૂ થાય છે અને શ્રીદેવી માથે મુગુટ પહેરી, પોશાક થોડો બદલી મંચ પર પ્રવેશે છે.

શ્રીદેવીએ પ્રથમ પ્રવેશ, નટરાજ પ્રણામ અને નમસ્કારની ભિન્ન ભિન્ન ભંગિ દ્વારા પ્રેક્ષકોની સ્મૃતિને જગાડી દીધી હતી; આ વખતે ભરતનાટ્યમ્‌ની ભિન્ન ભિન્ન ભંગિ દ્વારા સ્મૃતિના એ પરિચયનો નાશ કરવા લાગી. કોઈ કોઈ ફિલ્મમાં શ્રીદેવીએ કદાચ ભરતનાટ્યમ્ નૃત્ય કર્યું છે, પણ પ્રેક્ષકોની સાથે તે તેના આ ભરતનાટ્યમ્‌થી જોડાયેલી નથી — જેમ એક વાર હતી વૈજયન્તિમાલા, અથવા તેની પછી હેમામાલિની પણ. એટલે ભરતનાટ્યમ્‌ના નાન્દીથી જેટલી તે અભિનયની તીવ્રતામાં પ્રવેશી હતી અને માઈકનાં તબલા, મૃદંગ, વાદ્ય અને બોલની સાથે જેટલી પોતાની ક્ષમતાની પ્રબળતા બતાવી હતી તેટલો આ પ્રેક્ષકોમાં તેને સંબંધે સંભ્રમ ઊઠ્યો હતો. પ્રથમ પરિચયે પોતાને દર્શકો પાસે તેમની પરિચિત નાયિકા તરીકે પ્રતિષ્ઠિત કરી, પહેલા કાર્યક્રમમાં તે પોતાને અલગ કરી દે છે, સિનેમામાં તેને એક જ નાચમાં વારે વારે જોઈ, તેના શરીરના ભિન્નભિન્ન ઘાટ, વળાંક વારેવારે જોઈ, પ્રેક્ષકે તેના કામ્યરૂપને પ્રધાનપણે અથવા એને જ માત્ર ઓળખ્યું છે, તે પ્રેક્ષક આ ભરતનાટ્યમ્ જોઈ હતાશ થશે. ભરતનાટ્યમ્ ઘણી થોડી વાર માટે થાય છે. પણ ક્યારેય એકસરખો નાચ નથી — શ્રીદેવી આટલા સામર્થ્યથી પ્રકાશભર્યા સ્ટેજનો કાબૂ મેળવી લે છે. એ સામર્થ્ય બતાવવાના સમયે તે જાણે બદલો લેતી હોય તેમ પ્રેક્ષકમાં તેના સંબંધે જે કોઈ સ્મૃતિ છે તે બધાને ભૂંસી નાંખે છે — જે શ્રીદેવીને તમે જુઓ છો તે શ્રીદેવી હું નથી.

પણ શ્રીદેવી નાચતી નાચતી સ્ટેજની બહાર ચાલી જતી નથી. નાચ તે સ્ટેજ પર જ બંધ કરે છે. બંધ કરે છે સ્ટેજના પાછલા ભાગમાં. પછી ત્યાંથી હાંફતી હાંફતી ચાલીને આવે છે સ્ટેજની એકદમ આગળ. જરા ઊભી રહી જાય છે. બધાં જુએ છે,

જેમ ઘણી બધી ફિલ્મોમાં તેમણે જોયું છે, ખૂબ પરિચિત શ્રીદેવીને — પસીનો થયો છે, છાતી શ્વાસથી ઊંચીનીચી થાય છે, હોઠ જરા ખુલ્લા છે, કપાળે વાંકડિયા વાળ છે. ભરતનાટ્યમ્‌ની મર્યાદા તોડી દર્શકોની શ્રીદેવી સંક્રાન્ત સ્મૃતિ પાછી લાવે છે, નમસ્કાર કરીને શ્રીદેવી સ્ટેજ પરથી ચાલી જાય છે.

## 179

## શ્રીદેવી કેટલી દૃશ્યમાન

આટઆટલા રૂપિયાની ટિકિટ ખરીદી આટલે પાસેથી અને દૂરથી જેઓ શ્રીદેવીનો નાચ અથવા શ્રીદેવીને જોવા આવ્યાં છે, અને આટલા રૂપિયા ખર્ચીને જેઓએ શ્રીદેવીને બતાવવાનો કાર્યક્રમ ગોઠવ્યો છે, તેઓ તો હવે ફક્ત થોડા વખત માટેની આ કાર્યસૂચિમાં અસલ શ્રીદેવી તેમને પરિચિત શ્રીદેવીથી કેટલી અલગ છે તે જોવા કે બતાવવા માગતા નથી — તેઓ તો ફિલ્મની શ્રીદેવીને લોહીમાંસની બનેલી હોય એ રીતે મેળવી દેવા ચાહે છે. એ ભેળવી દેવાનું કેટલું સંભવિત છે તેની તો ખબર નથી; ખબર નથી એટલે ઇચ્છા પણ તીવ્ર છે. શ્રીદેવીને પણ આ દૃષ્ટિ ખૂબ સારી રીતે ખબર છે. તે જો પોતાને ચિત્રની સાથે ભેળવી દઈ ના શકે તો ચિત્રની બહાર આ લાખો રૂપિયાના અનુષ્ઠાનનો ઑર્ડર તેને મળે કેવી રીતે? પણ ફિલ્મના પડદા પર જે બતાવવામાં આવે છે તે તો સ્ટેજ પર બધાંની નજર સમક્ષ બતાવી શકાય નહિ. તેને પણ ક્યારે કયો નાચ કરવો તેની ગણતરી છે. એ ગણતરી હતી પ્રેક્ષકને થોડું જણાવી દેવું, અને થોડું અજાણ્યું રાખવું. માત્ર આટલા સમયના આ અનુષ્ઠાનમાં પ્રેક્ષક પોતાની મેળે સમજી લેશે —કૅમેરાના લૅન્સ દ્વારા શ્રીદેવી જેટલી જોઈ શકાય, ફરી ફરી જોઈ શકાય, તેટલી પોતાની બે આંખો દ્વારા જોઈ લેવી સંભવિત નથી. પરંતુ પ્રેક્ષકોને તો એ લોભના સ્થાન સુધી લઈ જવો પડશે, જેથી તેઓ સમજે કે ફિલ્મની શ્રીદેવી કેટલી વધારે લોભનીય છે. તેથી શ્રીદેવીની ફિલ્મો હીટ થશે, સુપર હીટ થશે, સુપર સુપર હીટ થશે. ફિલ્મના પડદેથી મંચ પર જોવાનો લોભ જગાડવો, અને મંચથી ફિલ્મના પડદા પર જોવાનો લોભ જગાડવો — એમાં જ શ્રીદેવીનો પોતાને બતાવવાનો હિસાબ કાર્ય કરી રહે છે.

ભરતનાટ્યમ્ પછી થોડો વિશ્રામ જાય છે, અલબત્ત, પડદો પડતો નથી. તે પછી સ્ટેજના પોતાના માઈક્રોફોનમાં ગાન બજી ઊઠે છે, 'હાવા ખાવા ઈ,' બજી ઊઠવાની સાથે સાથે જ હાથતાળી, ચિત્કાર, બેચાર સીટીઓ — 'મિસ્ટર ઇન્ડિયા'નું ગીત. પ્રેક્ષકોની નજર સામે 'મિસ્ટર ઇન્ડિયા' શ્રીદેવીનું પેલું દૃશ્ય વહી આવતાં મનમાં થતું હતું કે શ્રીદેવી કાળી બ્રા પરથી ગુલાબી ઓઢણી ફેલાવી પડદાની

ઉડાડી રહી હતી. ફિલ્મના ગાનમાં શ્રીદેવીની વાત પછી છોકરાંઓ કોરસમાં 'ઉઈ ઉઈ ઉઈ ઉઈ' અવાજ કરી મૂકે છે. માઇક્રોફોનના ગીતમાં એ સ્થળ આવતાં જ — ત્યારે શ્રીદેવી મંચ પર પ્રવેશી નથી — પ્રેક્ષકો કોરસ ગાવા લાગી જાય છે, 'ઉઈ ઉઈ ઉઈ ઉઈ.' તેની સાથે સાથે સ્ટેજની બરાબર આગળથી શ્રીદેવી ગુલાબી ઓઢણી ઉડાડતી નાચતી જાય છે — 'હાવા ખાવા ઈ.' ફરીથી તાળીઓ, ચિત્કાર અને સીટી. એ પૂરું થતાં ના થતાંમાં શ્રીદેવી સ્ટેજ પર બે ચક્કર મારી લે છે. પ્રેક્ષકો થોડા શાંત થઈ જાણે જલદી જલદી જોઈ લેવા માગે છે કે ફિલ્મની જેમ મંચ પર પણ શ્રીદેવીની કાળી બ્રા દેખાય છે કે નહિ. પણ જુદી જુદી જગ્યાઓએ બેઠેલા જુદા જુદા દર્શકો એક જ બ્રા એક જ રીતે જોશે કેવી રીતે? છતાં, પોતપોતાની જગ્યાએ બેસી તેઓ પેલી બ્રાને જ શોધવા ઇચ્છે છે — તેની ઓઢણીની આડશમાંથી કાળા કાપડના છેડા આગળ તેનું ગળું તો દેખાય છે. પણ એ નાચ તો દોડાદોડીનો નાચ છે. શ્રીદેવી આખા સ્ટેજ પર થઈને દોડે છે. ફિલ્મમાં જેમ લાગતું હતું કે પેલા હળધર, બગીચા બધા પર થઈને શ્રીદેવી ઊડતી દોડે છે —'હાવા ખાવા ઈ', અને તેની સાથે છોકરાંઓ પણ એક અવાજે 'ઉઈ ઉઈ ઉઈ' કરી ઊઠે છે, અહીં પણ તેમ જ શ્રીદેવી આખો મંચ ભરીને દોડ્યા કરે છે. મંચની ઉપરના ભાગમાં તેની ગુલાબી ઓઢણી ઊડતી રહે છે, ઊડી ઊડીને ફરી તેની પાસે ચાલી આવે છે. ફિલ્મમાં શ્રીદેવીની દોડાદોડી આટલી સ્પર્શગ્રાહ્ય લાગતી નહોતી, છતાં તેની કાળી બ્રા ઘણી વધારે દેખાતી હતી. પ્રેક્ષકો એક અવાજે છોકરાંઓનું 'ઉઈ ઉઈ ઉઈ' કરી ઊઠે છે અને શ્રીદેવી પ્રેક્ષકો તરફ ડોક વાળી વાહ વાહ ઝીલતી પછીની લાઈન પર નાચ કરે છે.

પેલી દ્રુત ગતિએ જ નાચ પૂરો કરી દઈ શ્રીદેવી મંચ પરથી ચાલી જવા માત્રથી ફરીથી તાળીઓ, ચિત્કાર, સીટી. પ્રેક્ષકોમાં ગરમી આવી ગઈ છે. ચિત્કાર અટકતો નથી. અનેક જગ્યાઓએથી અવાજ ઊઠે છે —'સોલમા સૉવન', 'નગિના', 'મિસ્ટર ઇન્ડિયા', એ બધી બુમરાણ અટકતાં ના અટકતાંમાં સ્ટેજના માઈક્રોફોનમાં એક ગીતનું મુખડું યંત્રમાં બાજી ઊઠે છે. જરા ચકિત થઈ હાથતાળીમાં રુકાવટ આવતાં આવતાં જ ગીતના મુખડાની સાથે સાથે ઘાઘરો પહેરેલી શ્રીદેવી મંચ પર કૂદીને પ્રવેશે છે અને એક ચક્કર લગાવી દે છે — ઘાઘરો ફૂલી જાય છે, શ્રીદેવીના શરીર પર મણકા ભરેલી ચુસ્તપણે પહેરેલી ચોળી ચળકે છે અને ઘૂમટાને કારણે ચોટલા સાથે ઝૂલતી ઓઢણી પવનમાં ઊડે છે. 'ઔલાદ, ઔલાદ' — બૂમો પાડી પ્રેક્ષકો જણાવે છે કે તેઓ ઓળખી શક્યા છે. શ્રીદેવી એક નાના કૂદકે દર્શકો તરફ મોં કરી ઊભી રહે છે. ડાબો પગ આગળ મૂકે છે, ઘાઘરાનો ઘેર પહોળો થાય છે, અને શ્રીદેવી ડાબા હાથની હથેળી પર જમણા હાથની હથેળી રાખીને જ ફરીથી એક ઊલટી તરફ ચક્કર લે છે. 'ઔલાદ' ફિલ્મમાં આરંભમાં રસ્તા પર નાચતી નાચતી તેનું ખરીદ-વેચાણનું દૃશ્ય આવે છે. મંચ પર રસ્તો નથી. ખરીદી નથી, પણ શ્રીદેવીનો

પોશાક આ વખતે એકદમ ફિલ્મ જેવો જ છે. મણકા ભરેલી ચોળી પર પ્રકાશ સ્થિર પડે છે. શ્રીદેવી સ્ટેજની એક વિંગથી બીજી વિંગ પર જાય છે ત્યારે પ્રેક્ષકો તરફ પોતાના શરીરની પાર્શ્વરેખા ધરી રાખે છે અને મુખ ક્યારેક શરીરની રેખા સાથે મેળવે છે; ક્યારેક મુખને શરીરથી સમકોણે પ્રેક્ષકો તરફ ફેરવે છે ત્યારે છાતી ઉપરથી ટીકીઓ ચળકે છે; એ ચમકાટથી છાતીનું દોલન સમજાઈ જાય છે. પ્રેક્ષકો ખૂબ જોરથી તાળીઓ પાડે છે. દર્શકોનું તાળીઓ પાડવાનું પૂરું થાય છે કે જાણે શ્રીદેવી ફરીથી બીજી વિંગથી પાછા આવવાનું શરૂ કરે છે. પ્રેક્ષકો તેમની ઇચ્છા પ્રમાણે જોઈ લઈ શકે છે — જેટલી ઇચ્છા છે તેટલી. એ ચાલવાનું પૂરું થતાં જ શ્રીદેવી એક કૂદકે પાછળથી આગળ આવે છે, પછી બે ચક્કર લગાવી, સ્ટેજની એકદમ આગળ આવી દર્શકોની સન્મુખ ઊભી રહે છે. ત્યારે ફેરી વાળીના ગાનના દ્રુત લય સાથે તાલ રાખી શ્રીદેવીની છાતી પ્રેક્ષકો સામે ઊંચીનીચી થાય છે. પ્રેક્ષકોએ આટલી તો આશા જ કરી નહોતી. તેઓ ભૂલી જાય છે કે ફિલ્મમાં આટલુંય હતું કે નહિ; એ જાણે ફિલ્મથીય વધારે છે. શ્રીદેવી તેના નમનીય દીર્ઘ શરીરને નમાવી ગીતના તાલે તાલે તાળી પાડતી વિંગમાંથી બહાર જતી રહે છે. તે સાથે પ્રેક્ષકોમાંનો મોટો ભાગ ઉત્તેજનાથી ઊભો થઈ જઈ તાળીઓ આપતો લગભગ નાચી ઊઠે છે. કોઈ કોઈ ચિત્કાર કરી શ્રીદેવીનું ગીત જ તાળીઓ દઈ દઈ ગાવા લાગે છે; કોઈ કોઈ વળી એ તાળીઓની સાથે મેળ કરી નાચી ઊઠે છે. ત્યાં નાચની સાથે ફરી તાળીઓ પડતી રહે છે. એવું લાગે છે કે જાણે સંમેલન બરખાસ્ત થઈ ગયું. પણ આ બધું ચાલતું રહે છે પેન્ડોલની અંદર; પેન્ડોલમાંથી કોઈ બહાર જતું નથી. રાજવંશી સ્ત્રીઓમાંની કોઈ કોઈ થોડી વાર વિહ્વળ બની પ્રેક્ષકોની આ તાળીઓ, ગાન અને નાચ જોતી રહે છે. તેમની આંખો અને મોં પર, કદાચ ભય તો નથી, પણ થોડી અનિશ્ચિતતા તો દેખાય છે. મંચ પર પ્રકાશ, ગાન, નાચ છે, એટલું તેઓ સમજી શકે છે. પણ પ્રેક્ષકોનાં નાચ-ગાન સમજી શકતી નથી. ઊલટું, ચાના બગીચાની મદેશિયા સ્ત્રીઓ પ્રેક્ષકોના નાચ જોઈ ખિલખિલ હસી પડી એકબીજાના શરીર પર ઢળી પડે છે, તેઓમાંની કોઈ કોઈ તાળીઓ પણ પાડે છે.

આ સમયે પોલીસના માણસો અને આયોજનકારો ભેગા થઈ પેન્ડોલની એકદમ પાછળની ટિનની વાડ ખૂબ જ જલદીથી ખોલી નાંખવાનું શરૂ કરે છે. તેથી અવાજ પણ થતો જાય છે — ટિનમાંથી ખીલા કાઢવાનો અવાજ; પ્રેક્ષકોનાં નાચગાન તેથી અટકી જાય છે. આગળની બે બાજુ ખૂણાઓની ચેરમાં જિલ્લાના બધા ઑફિસરોને અને કાર્યકર્તાઓને બેઠેલા જોઈને પ્રેક્ષકો થોડા આશ્વસ્ત થાય છે. એ દરમ્યાન બધાં જાણી જાય છે — પાછળની વાડ પોલીસસાહેબના નિર્દેશથી ખોલી નાખવામાં આવી રહી છે. તે કારણે સ્ટેજ પણ ખાલી છે,

ટિકિટ ખરીદેલા દર્શકો સિવાય પણ નવા પ્રેક્ષકોની સંખ્યા ક્રમશઃ વધતાં વધતાં

ઉડાડી રહી હતી. ફિલ્મના ગાનમાં શ્રીદેવીની વાત પછી છોકરાંઓ કોરસમાં 'ઉઈ ઉઈ ઉઈ ઉઈ' અવાજ કરી મૂકે છે. માઇક્રોફોનના ગીતમાં એ સ્થળ આવતાં જ — ત્યારે શ્રીદેવી મંચ પર પ્રવેશી નથી — પ્રેક્ષકો કોરસ ગાવા લાગી જાય છે, 'ઉઈ ઉઈ ઉઈ ઉઈ.' તેની સાથે સાથે સ્ટેજની બરાબર આગળથી શ્રીદેવી ગુલાબી ઓઢણી ઉડાડતી નાચતી જાય છે — 'હાવા ખાવા ઈ.' ફરીથી તાળીઓ, ચિત્કાર અને સીટી. એ પૂરું થતાં ના થતાંમાં શ્રીદેવી સ્ટેજ પર બે ચક્કર મારી લે છે. પ્રેક્ષકો થોડા શાંત થઈ જાણે જલદી જલદી જોઈ લેવા માગે છે કે ફિલ્મની જેમ મંચ પર પણ શ્રીદેવીની કાળી બ્રા દેખાય છે કે નહિ. પણ જુદી જુદી જગ્યાઓએ બેઠેલા જુદા જુદા દર્શકો એક જ બ્રા એક જ રીતે જોશે કેવી રીતે? છતાં, પોતપોતાની જગ્યાએ બેસી તેઓ પેલી બ્રાને જ શોધવા ઇચ્છે છે — તેની ઓઢણીની આડશમાંથી કાળા કાપડના છેડા આગળ તેનું ગળું તો દેખાય છે. પણ એ નાચ તો દોડાદોડીનો નાચ છે. શ્રીદેવી આખા સ્ટેજ પર થઈને દોડે છે. ફિલ્મમાં જેમ લાગતું હતું કે પેલા હળધર, બગીચા બધા પર થઈને શ્રીદેવી ઊડતી દોડે છે —'હાવા ખાવા ઈ', અને તેની સાથે છોકરાંઓ પણ એક અવાજે 'ઉઈ ઉઈ ઉઈ' કરી ઊઠે છે, અહીં પણ તેમ જ શ્રીદેવી આખો મંચ ભરીને દોડ્યા કરે છે. મંચની ઉપરના ભાગમાં તેની ગુલાબી ઓઢણી ઊડતી રહે છે, ઊડી ઊડીને ફરી તેની પાસે ચાલી આવે છે. ફિલ્મમાં શ્રીદેવીની દોડાદોડી આટલી સ્પર્શગ્રાહ્ય લાગતી નહોતી, છતાં તેની કાળી બ્રા ઘણી વધારે દેખાતી હતી. પ્રેક્ષકો એક અવાજે છોકરાંઓનું 'ઉઈ ઉઈ ઉઈ' કરી ઊઠે છે અને શ્રીદેવી પ્રેક્ષકો તરફ ડોક વાળી વાહ વાહ ઝીલતી પછીની લાઈન પર નાચ કરે છે.

પેલી દ્રુત ગતિએ જ નાચ પૂરો કરી દઈ શ્રીદેવી મંચ પરથી ચાલી જવા માત્રથી ફરીથી તાળીઓ, ચિત્કાર, સીટી. પ્રેક્ષકોમાં ગરમી આવી ગઈ છે. ચિત્કાર અટકતો નથી. અનેક જગ્યાઓએથી અવાજ ઊઠે છે —'સોલમા સૉવન', 'નગિના', 'મિસ્ટર ઇન્ડિયા', એ બધી બુમરાણ અટકતાં ના અટકતાંમાં સ્ટેજના માઈક્રોફોનમાં એક ગીતનું મુખડું યંત્રમાં બાજી ઊઠે છે. જરા ચકિત થઈ હાથતાળીમાં રુકાવટ આવતાં આવતાં જ ગીતના મુખડાની સાથે સાથે ઘાઘરો પહેરેલી શ્રીદેવી મંચ પર કૂદીને પ્રવેશે છે અને એક ચક્કર લગાવી દે છે — ઘાઘરો ફૂલી જાય છે, શ્રીદેવીના શરીર પર મણકા ભરેલી ચુસ્તપણે પહેરેલી ચોળી ચળકે છે અને ઘૂમટાને કારણે ચોટલા સાથે ઝૂલતી ઓઢણી પવનમાં ઊડે છે. 'ઔલાદ, ઔલાદ' — બૂમો પાડી પ્રેક્ષકો જણાવે છે કે તેઓ ઓળખી શક્યા છે. શ્રીદેવી એક નાના કૂદકે દર્શકો તરફ મોં કરી ઊભી રહે છે. ડાબો પગ આગળ મૂકે છે, ઘાઘરાનો ઘેર પહોળો થાય છે, અને શ્રીદેવી ડાબા હાથની હથેળી પર જમણા હાથની હથેળી રાખીને જ ફરીથી એક ઊલટી તરફ ચક્કર લે છે. 'ઔલાદ' ફિલ્મમાં આરંભમાં રસ્તા પર નાચતી નાચતી તેનું ખરીદ-વેચાણનું દૃશ્ય આવે છે. મંચ પર રસ્તો નથી. ખરીદી નથી, પણ શ્રીદેવીનો

પોશાક આ વખતે એકદમ ફિલ્મ જેવો જ છે. મણકા ભરેલી ચોળી પર પ્રકાશ સ્થિર પડે છે. શ્રીદેવી સ્ટેજની એક વિંગથી બીજી વિંગ પર જાય છે ત્યારે પ્રેક્ષકો તરફ પોતાના શરીરની પાર્શ્વરિખા ધરી રાખે છે અને મુખ ક્યારેક શરીરની રેખા સાથે મેળવે છે; ક્યારેક મુખને શરીરથી સમકોણે પ્રેક્ષકો તરફ ફેરવે છે ત્યારે છાતી ઉપરથી ટીકીઓ ચળકે છે; એ ચમકાટથી છાતીનું દોલન સમજાઈ જાય છે. પ્રેક્ષકો ખૂબ જોરથી તાળીઓ પાડે છે. દર્શકોનું તાળીઓ પાડવાનું પૂરું થાય છે કે જાણે શ્રીદેવી ફરીથી બીજી વિંગથી પાછા આવવાનું શરૂ કરે છે. પ્રેક્ષકો તેમની ઇચ્છા પ્રમાણે જોઈ લઈ શકે છે — જેટલી ઇચ્છા છે તેટલી. એ ચાલવાનું પૂરું થતાં જ શ્રીદેવી એક કૂદકે પાછળથી આગળ આવે છે, પછી બે ચક્કર લગાવી, સ્ટેજની એકદમ આગળ આવી દર્શકોની સન્મુખ ઊભી રહે છે. ત્યારે ફેરી વાળીના ગાનના દ્રુત લય સાથે તાલ રાખી શ્રીદેવીની છાતી પ્રેક્ષકો સામે ઊંચીનીચી થાય છે. પ્રેક્ષકોએ આટલી તો આશા જ કરી નહોતી. તેઓ ભૂલી જાય છે કે ફિલ્મમાં આટલુંય હતું કે નહિ; એ જાણે ફિલ્મથીય વધારે છે. શ્રીદેવી તેના નમનીય દીર્ઘ શરીરને નમાવી ગીતના તાલે તાલે તાળી પાડતી વિંગમાંથી બહાર જતી રહે છે. તે સાથે પ્રેક્ષકોમાંનો મોટો ભાગ ઉત્તેજનાથી ઊભો થઈ જઈ તાળીઓ આપતો લગભગ નાચી ઊઠે છે. કોઈ કોઈ ચિત્કાર કરી શ્રીદેવીનું ગીત જ તાળીઓ દઈ દઈ ગાવા લાગે છે; કોઈ કોઈ વળી એ તાળીઓની સાથે મેળ કરી નાચી ઊઠે છે. ત્યાં નાચની સાથે ફરી તાળીઓ પડતી રહે છે. એવું લાગે છે કે જાણે સંમેલન બરખાસ્ત થઈ ગયું. પણ આ બધું ચાલતું રહે છે પેન્ડોલની અંદર; પેન્ડોલમાંથી કોઈ બહાર જતું નથી. રાજવંશી સ્ત્રીઓમાંની કોઈ કોઈ થોડી વાર વિહ્વળ બની પ્રેક્ષકોની આ તાળીઓ, ગાન અને નાચ જોતી રહે છે. તેમની આંખો અને મોં પર, કદાચ ભય તો નથી, પણ થોડી અનિશ્ચિતતા તો દેખાય છે. મંચ પર પ્રકાશ, ગાન, નાચ છે, એટલું તેઓ સમજી શકે છે. પણ પ્રેક્ષકોનાં નાચ-ગાન સમજી શકતી નથી. ઊલટું, ચાના બગીચાની મદેશિયા સ્ત્રીઓ પ્રેક્ષકોના નાચ જોઈ ખિલખિલ હસી પડી એકબીજાના શરીર પર ઢળી પડે છે, તેઓમાંની કોઈ કોઈ તાળીઓ પણ પાડે છે.

આ સમયે પોલીસના માણસો અને આયોજનકારો ભેગા થઈ પેન્ડોલની એકદમ પાછળની ટિનની વાડ ખૂબ જ જલદીથી ખોલી નાંખવાનું શરૂ કરે છે. તેથી અવાજ પણ થતો જાય છે — ટિનમાંથી ખીલા કાઢવાનો અવાજ; પ્રેક્ષકોનાં નાચગાન તેથી અટકી જાય છે. આગળની બે બાજુ ખૂણાઓની ચૅરમાં જિલ્લાના બધા ઑફિસરોને અને કાર્યકર્તાઓને બેઠેલા જોઈને પ્રેક્ષકો થોડા આશ્વસ્ત થાય છે. એ દરમ્યાન બધાં જાણી જાય છે — પાછળની વાડ પોલીસસાહેબના નિર્દેશથી ખોલી નાખવામાં આવી રહી છે. તે કારણે સ્ટેજ પણ ખાલી છે,

ટિકિટ ખરીદેલા દર્શકો સિવાય પણ નવા પ્રેક્ષકોની સંખ્યા ક્રમશઃ વધતાં વધતાં

એવી એક સ્થિતિએ પહોંચી છે કે તેઓને બતાવવાની વ્યવસ્થા કરવી અનિવાર્ય બની ગઈ છે. ડી.એસ.પી.સાહેબ આયોજનકારોને કહે છે કે ટિકિટ વેચવી તે ચાલશે નહિ, કારણ કે પેન્ડોલમાં જરાયે જગ્યા નથી. તો, અનુષ્ઠાન બરાબર થઈ જતાં પાછળની વાડ ખોલી દેવામાં આવશે. શ્રીદેવીના માણસોને પણ એ જણાવવું પડશે.

## 180

## સામૂહિક રમણનૃત્ય

જાહેર કર્યા વિનાના આટલા વિરામ પછી શ્રીદેવીનું અનુષ્ઠાન ફરીથી શરૂ થાય છે, અને ચાલતુંય રહે છે થોડી વાર ઠંડું થોડી વાર ગરમ-એવા લયમાં. બેએક નાચગાન પછી શ્રીદેવી તેની સુપર હીટ ફિલ્મ 'નગિના'ના એક ગીત સાથે સ્ટેજ પર થોડું ચાલે છે —'ભૂલ ગયે તુમ એક કહાની'. ફિલ્મમાં આ સ્થળે તૂટેલા શિવમંદિરના પ્રાસાદની સીડી પરથી, વરંડા પરથી, મેદાન પરથી શ્રીદેવી ક્યારેક વાદળી રંગના, ક્યારેક ગુલાબી રંગના પોશાકમાં આપાદમસ્તક પોતાને ઢાંકી, ફક્ત મોં બહાર રાખી થોડા વિલંબિત લયમાં ગાતી જાય છે. 'ભૂલ ગયે તુમ એક કહાની'. આ જાણે જન્માન્તરોની કથા યાદ આપવાની વાત છે. ફિલ્મમાં આ દૃશ્યમાં શ્રીદેવીની પાસે પાસે ઋષિકપૂર ચાલતો ચાલતો જાય છે. અને શ્રીદેવી ક્યારેક અર્ધો ઘૂમટો ખોલી ક્યારેક ના ખોલી, તેને જન્માન્તરોની કથા સંભળાવતી જાય છે. અહીં મંચ પર શ્રીદેવી એકલી છે — શિવમંદિરનો વરંડો નથી, પ્રાસાદ નથી, ઋષિકપૂર પણ નથી. પણ શ્રીદેવી એવી રીતે ચાલે છે, અને ચાલવાનુંય એવું નૃત્ય જેવું થઈ જાય છે કે અર્ધો ઘૂમટો ખોલે કે ના ખોલે, પણ દર્શકને એવું લાગે છે કે તેઓ જ ઋષિકપૂર છે. આ ગીતમાં એવો ઉલ્લાસ નથી, ઊલટું, જાણે વિષાદ છે.

આ રીતનાં બીજાં બેએક નાચગાન પછી સ્ટેજનો પ્રકાશ ઓછો થઈ જાય છે. એટલે પેન્ડોલમાં પણ પડછાયા જેવું થઈ જાય છે. પ્રેક્ષકોમાંથી ઘણાંને ખબર છે કે શ્રીદેવી કેટલા કલાક પ્રોગ્રામ આપશે, બધું મળીને રાતના નવથી સાડા અગિયાર સુધી — એનો અર્થ એ કે બહુ બહુ તો બેત્રણ નાચગાન થશે. દરમ્યાન પ્રેક્ષકોએ ગણતરી પણ કરી લીધી છે કે પ્રોગ્રામમાં તેમણે જે ઇચ્છ્યું હતું તે મળ્યું છે કે નહિ. હવે જાણે એ પ્રત્યાશા ચરમ સીમાએ પહોંચી છે — પ્રકાશ ઝાંખો થઈ ગયો છે, અને એ અર્ધપ્રકાશમાં સ્ટેજ ખાલી છે અને નિ:શબ્દ રહેલી પ્રત્યાશા એટલી હદે પહોંચે છે કે પ્રેક્ષકો કશી વાત સુધ્ધાં કરતા નથી. એકાએક ખૂબ દબાયેલા અવાજે, માઈકમાં ખૂબ જ દ્રુત ગતિએ એક વાજિંત્ર વાગી ઊઠે છે. એ પછી તેની સાથે હજી વધારે ધીમા અવાજે, જાણે આ-કારમાં કંઈક ગવાય છે —'થાકા થાકા દ્રિ-ઈ-મ,

થાકા થાકા દ્રિ-ઈ-મ. માઈકમાં કાનમાં વાત કરવા જેવું થઈ એ અવાજ ચાલી જાય છે. ધીમો અવાજ, આછો પ્રકાશ અને પેલા દ્રુત લયમાં પ્રેક્ષકોનો શ્વાસ જાણે બંધ થઈ જાય છે —'થાકા થાકા દ્રિ-ઈ-મ', 'થાકા થાકા દ્રિ-ઈ-મ'. કોઈ કોઈ બોલી ઊઠે છે — 'હિંમત ઔર મહેનત'. શ્રીદેવી પેલા ઝાંખા પ્રકાશ સાથે ભળી જઈ મંચ પર એક બિલાડીની માફક ઊંચો કૂદકો ભરી પ્રવેશે છે. તેના ગળાથી ઢીંચણની ઉપર સુધી ટાઈટ પોષાક છે — એ ધૂંધળા પ્રકાશમાં રંગ તો ઓળખાતો નથી. બિલાડીની જેમ બેએક કૂદકા મારી શ્રીદેવી ઢીંચણ અને કમર આગળ ભિન્ન એવા વળાંક આપી પોતાને ગીતના તાલે તાલે કંપાવતી, હલાવતી રહે છે.

પ્રકાશ વધતો નથી, ગીતનો અવાજ પણ વધતો નથી. શ્રીદેવી મંચના એક સ્થળેથી બીજે સ્થળે એક એક કૂદકે જાય છે. પછી ફરી પહેલે સ્થળે ઊભી રહી કમરે વળાંક દઈ પોતાના આખા શરીરને હલાવતી રહે છે. સ્ટેજના જરા પાછલા ભાગમાં અત્યારે તે દોડાદોડી કરે છે. પ્રેક્ષકોને બહુ સ્પષ્ટ દેખાતું પણ નથી, પણ તેથી કંઈ કશો અવાજ પણ થતો નથી. જાણે પ્રેક્ષકો જાણે છે કે એ એટલું સ્પષ્ટ દેખાશે પણ નહિ. જાણે છે એટલે પ્રેક્ષકોમાં જેટલું જોવું સંભવ છે તેટલું જોઈ લેવા માટે એક ખેંચભરી ઉત્તેજના સંચારિત થાય છે. પ્રકાશ થોડો વધે છે. તેથી પ્રેક્ષકો જરા વધારે જોઈ શકે છે — ત્યારે દેખાય છે કે શ્રીદેવી સ્ટેજની વચ્ચે ઊભી રહી, કમરે પેલો જ વળાંક છે, પણ શરીરના પેલા સ્પંદનને કારણે ક્યારેક તેના બે સ્તન શરીરથી અલગ થઈ હાલે છે — થોડા પડછાયામાં સ્તનોની રેખા એટલી કોતરાયા જેવી દેખાય છે કે જાણે એમ લાગે કે સ્તનો પર કોઈ આવરણ નથી. વળી ક્યારેક 'થાકા થાકા દ્રિ-ઈ-મ'ના તાલેતાલે શ્રીદેવીના નિતંબ પડછાયામાં કોતરાઈ જાય છે. એ નિતંબના હલનથી લાગે છે કે શરીર પર કોઈ આવરણ નથી. આટલા મોટા પેન્ડોલમાં લગભગ લાખ લોકોની વચ્ચે નિઃશબ્દપણે એક ધીમી ઉત્તેજના છવાઈ જાય છે —જાણે કે આની પ્રતીક્ષામાં જ તેઓ આટલી વાર હતા. પ્રકાશ થોડો વધે છે, કે પ્રેક્ષકો થોડું વધારે જોઈ શકે છે. શ્રીદેવી બે હાથ માથા પર સીધા ઊંચા કરે છે; તેના શરીરની સમગ્ર રેખા પ્રેક્ષકોની નજર સમક્ષ કોતરાઈ જાય છે, પછી પ્રેક્ષકોની સન્મુખ પેલું શરીર જાણે એક અનંત રમણની મુદ્રામાં ઊભી ઊભી જ પોતાના શરીરને વાળે છે. શ્રીદેવીની કમરથી પગના નખ સુધીનું શરીર પેલા રમણમાં આવર્તિત થતું રહે છે. એનો જાણે કોઈ અંત નથી! માઈકનો દબાયેલો અવાજ 'સિસકાર જેવો સંભળાય છે - 'થાકા થાકા દ્રિ-ઈ-મ', 'થાકા થાકા દ્રિ-ઈ-મ'.

પેન્ડોલના લાખો માણસો તે વખતે એકબીજાથી અલગ થઈ જઈ એક સાથે એક વિચ્છિન્ન - નિષિદ્ધ સંભોગમાં વ્યસ્ત થઈ જાય છે. બધામાં કંઈક અધીરાઈ આવી જાય છે — એ સંભોગ માટે વધારે સમય હાથમાં નથી જાણે! માઈકના ધીમા સિસકાર અને દ્રુત શ્વાસોચ્છ્વાસના અવાજમાં આ દૃશ્યનું નિષિદ્ધ વ્યક્તિગતપણું

જાણે ફરીથી સાર્વજનીન બની જાય છે. એક બાળક એકાએક ચિચિયારી કરતું રડી ઊઠે છે — તે આ ઝાંખો પ્રકાશ, ધીમો અવાજ, મંચના અસ્પષ્ટ દૃશ્ય અને તેની ચારે તરફથી ઉદ્વિગ્નતાથી ભયભીત થઈ ગયું છે. બાળક ફક્ત એક વાર જ ચીસ પાડી શકે છે. તેની મા તીણા ધીમા અવાજે દબાવી દે છે, 'ચૂપ થા, ચૂપ થા ને!' માના હાથથી દબાયેલા તેના રડવામાંથી નિઃશ્વાસની માત્ર વ્યાકુળતા નીકળી પડે છે. પણ તેથી પ્રેક્ષકોની એકાગ્રતા તૂટી જાય છે. કેટલાક પડછાયામાં ઊભેલા યુવકો દૂર શ્રીદેવીના નાચની સાથે મળીને પેન્ડોલમાં રમણનૃત્યમાં મત્ત બની જાય છે, 'થાકા થાકા દ્રિ-ઈમ', 'થાકા થાકા દ્રિ-ઈ-મ'. બીજી યુવકોની એક ટુકડી બીજે એક ખૂણે નૃત્ય શરૂ કરે છે. તેથી ક્યાંય કશી મુશ્કેલી પડતી નથી. 'હિંમત ઔર મેહનત' ફિલ્મના આ દૃશ્યમાં શ્રીદેવીએ જિતેન્દ્રની સાથે આ નૃત્ય કર્યું હતું. અત્યારે મંચ પર તે એકલી જ નાચે છે. પેન્ડોલના ઘણા ખૂણાઓમાં લોકો તેમનું સ્થાન છોડી દઈ પેલા ધીમા તાલે તાલે મંચ પર નાચતી શ્રીદેવી સાથે તાલ મેળવવા ઇચ્છે છે.

માઈકમાંથી રમણનો કાલ્પનિક ધ્વનિ દ્રુત લયે તે વખતે ખૂબ ધીમા સ્વરે વહેતો રહે છે — 'થાકા થાકા દ્રિ-ઈમ,' 'થાકા થાકા દ્રિ-ઈમ' — ધીમો નિઃશ્વાસ, દ્રુત નિઃશ્વાસ, પશુધ્વનિ. શ્રીદેવી મંચની વધારે આગળ ચાલી આવી છે. અત્યારે ઊભાં ઊભાય તેણે કમરથી તેના શરીરના ઉપરના ભાગને આર્ચની જેમ વાળી દીધો છે — તેથી તેના બે સ્તનનો વળાંક તીવ્ર થઈ જાય છે, અને કમરથી નીચેનો ભાગ આગળ આવ્યો છે — તેથી તેની બે સાથળ દૃઢ અને મજબૂત દેખાય છે! એ સ્થિતિમાં પણ તેના શરીરમાં પેલા સિસકારનું પ્રબળ આંદોલન થઈ રહ્યું છે. એ આંદોલનમાં કોઈ વૈવિધ્ય નથી, જાણે કે એ આંદોલન ક્યારેય અટકશે નહિ.

એક ટુકડી પેન્ડોલની એકદમ પાછળથી — વાડ ખોલી દેવાથી હવે તો રસ્તા સુધી પેન્ડોલ છે — વાઘારુને અંદર લઈને નાચતા નાચતા આગળ આવે છે. ગયાનાથ અને આસિન્દિર સપરિવાર અનુષ્ઠાન જોવા આવ્યા છે — કામકાજ માટે વાઘારુને સાથે લાવ્યા છે. વાઘારુ અનુષ્ઠાનની અંદર પેઠો નહિ — તે રસ્તા પર જ હતો, પણ જાણે તેને અનુષ્ઠાનની અંદર ખેંચી લાવવા માટે જ પાછલી વાડ ખોલી દઈરસ્તાને પણ પેન્ડોલની અંદર લઈ આવે છે. કેટલાક યુવાનો રસ્તા પર અને રસ્તાના ઢાળે બેઠા બેઠા ગુપ્તપણે ખૂબ દારૂ પીતાં પીતાં અનુષ્ઠાન જોતા હતા. આ વખતે તેઓ તેમના જૅકેટ અને જીન્સ સાથે રસ્તા પર રસ્તાને ઢાળે ઊભા થઈ જાય છે — 'થાકા થાકા દ્રિ-ઈ-મ'. તેઓ બીજો કશો અવાજ કરતા નથી, પણ પોતાનાં શરીરનાં ખૂબ વેગભર્યાં આવર્તનમાં નાચી ઊઠે છે — રસ્તા પર અને રસ્તાને ઢાળે. વાઘારુ એ ટુકડીમાં આવી જાય છે, અથવા તો એ ટુકડી જ વાઘારુને પોતાની અંદર ખેંચી લે છે. આટલો બધો દારૂ પીવાથી તેમના પગ ઢળી જતા હતા, અથવા તો રસ્તા પર કે રસ્તાને ઢાળે પેલો નાચ નાચતા હતા. એટલે તેઓ એકદમ ઝડપથી ગબડી પડી

નીચે ઊતરી પડે છે — વાઘારુને લઈને જ. નીચે જવું એટલે જ પેન્ડોલની અંદર દાખલ થવું. ત્યારે તો પેન્ડોલની અંદર પણ ઘણે સ્થળે ઘણી ટુકડીઓ નાચી રહી છે; માઈકના ધીમાથી અતિ ધીમા સિસકારની સાથે નાચી રહ્યા છે. એ મંડળી બહારથી નાચતી નાચતી આ બધા નાચની સાથે ભળી જાય છે. ભળી જાય છે અને મંચ તરફ આગળ વધે છે. તેઓની વચ્ચે લગભગ આપાદમસ્તક નગ્ન વાઘારુ છે.

# 181

# શ્રીદેવી અને વાઘારુ

વાઘારુને લઈને મંડળી લગભગ પેન્ડોલની વચ્ચોવચ ચાલી આવે છે. બીજાં ઘણાંય ઘણી જગ્યાઓએ નાચતાં હતાં એટલે આ મંડળીનું આગળ આવવું એ એવું વિઘ્નરૂપ થતું નથી — જાણે કે એમના આટલા ચાલી આવવા માટે જગ્યા હતી જ.

પણ વાઘારુ શું કરશે તે સમજી શકાતું નથી. આ ટુકડી તો તેને ખેંચી ઢસડીને પોતાની વચ્ચે લઈ આવી નથી. એમને તો જાણે ખબરે નથી કે વાઘારુ તેમની વચ્ચે છે — એટલાં તેમનાં નશાભર્યાં ડગલાં છે. તેઓ કોઈ ચિત્કાર કે ચિચિયારી પણ કરતા નથી. વાઘારુ એક થાંભલાની માફક તેના શરીરને લઈને ઊભો છે, અને એ થાંભલાને ઘેરી વળી આ છોકરાઓ ઘૂમતાં ઘૂમતાં નાચી રહ્યા છે.

વાઘારુ જુએ છે કે મંચ પર ત્યારે વીજળીના જેવો — 'ચિકૂરેર નાખાન' — પ્રકાશ ચમકી રહ્યો છે. એ વીજળીના પ્રકાશમાં સ્ત્રીઓ સૂઈ રહી છે. સૂઈ જતાં તેમનાં શરીર આમતેમ કરી રહ્યાં છે, આમતેમ કરે છે અને સ્ત્રીઓ ચક્કર પણ લગાવે છે. ચક્કર લગાવે છે અને તેમનાં પેટ જમીન પર ઊભાં થઈ જવા માંડે છે. 'થાકા થાકા દ્રિ-ઈ-મ', 'થાકા થાકા દ્રિ-ઈ-મ'. માઈકનો ધીમો અવાજ હવે ઝડપથી એવી ચરમ સીમાએ પહોંચે છે કે સમજાઈ જાય છે કે સૂર હવે કોઈ પણ ક્ષણે અટકી જઈ શકે. મંચ પર શ્રીદેવી તે વખતે ગોળગોળ ફરી રહી છે. કોઈ પણ ક્ષણે એ શરીર અટકી જઈ શકે છે. અટકી જઈ શકે, પણ અટકતું નથી. પેલો માઈકનો અવાજ પણ બંધ થઈ જઈ શકે. એટલે પેન્ડોલની અંદરના પેલા રાજવંશી - મદેશિયા - નેપાળી અને વર્ણહિંદુ બંગાળીઓની ભીડનો કેટલોક ભાગ ઉત્તેજનાના ચરમ બિંદુ વખતે બેસી બેસીને જકડાઈ ગયો છે, તો બીજો એક ભાગ નાચને વધારે ઉત્તેજનાભર્યો કરી દે છે.

વાઘારુ ત્યાં ઊભો ઊભો શ્રીદેવીને જોઈ રહ્યો છે; તે ભૂલી જાય છે કે તેને થાંભલાની જેમ ઊભો કરી દઈ છોકરાઓની એક ટુકડી નાચી રહે છે — જાણે ત્યાં ઊભા ઊભા તેણે શ્રીદેવીની નટખટતા જોવાની જ વાત છે. વાઘારુ એ રીતે ઊભો

રહી તેને ઘેરી વળેલા છોકરાઓનો નાચ ભેદી મંચ પર શ્રીદેવીને જ ફક્ત જોયા કરે છે. જુએ છે કે સ્ત્રીઓ કેવી રીતે પેટ વારેવારે ઊંચું કરે છે — નીચું કરે છે; મુદ્રાનો અર્થ વાઘારુના આપાદમસ્તક લગભગ નગ્ન રાજવંશી શરીરમાં પ્રવર્તમાન થવા ઇચ્છે છે, પણ મંચના શરીર પરની પ્રકાશની રમત, માઈકમાં ખૂબ ધીમો અને ખૂબ ગતિમાન સિસકાર અને ચારે બાજુ નીરવતામાં શરીરનું ડોલન-મંથન, પેલો અર્થ તેના શરીરમાં સંચારિત થવામાં અવરોધ ઊભો કરે છે. તેથી વાઘારુ સ્ત્રીઓનાં શરીરનો આર્તનાદ જોતાં એવી વિમૂઢતા અનુભવે છે! એ વિમૂઢતામાં તે તેના શરીરમાં જાણે પેલા મંચના આહ્વાનનો પણ અનુભવ કરવા ઇચ્છે છે. વાઘારુના પેલા શાલ જેવા રાજવંશી શરીરની નગ્નતા સાથે મંચ પરની બૉમ્બે ફિલ્મની યૌન-પ્રતીક નાયિકા શ્રીદેવીના જીવંત શરીરનો એક અર્થગત સંયોગ પ્રતિષ્ઠિત કરવાની ક્ષણે ગાન એકાએક અટકી જાય છે — ઘણી વાર પહેલાં પણ જે અટકી શકત. આ વખતે શ્રીદેવી મંચ પર સીધી થઈને ઊભી થઈ, મંચ પરથી ચાલી જાય છે; મંચ પર પ્રકાશ ચળકી ઊઠે છે; થોડો દીર્ઘશ્વાસ છોડી પ્રેક્ષકો ઉત્તેજનામુક્ત થાય છે, છતાં વાઘારુ જ્યાં ઊભેલો હતો ત્યાં જ ઊભો રહે છે. હવે મંચના પ્રકાશમાં અને પેન્ડોલની બહારથી આવતા પ્રકાશમાં દેખાય છે કે પેન્ડોલમાં પેલા લાખો લોકોની વચ્ચે વાઘારુ તેના ઉદ્દામ શરીર સાથે ઊભો છે — જાણે કે પહેરેલી લંગોટ પણ રહી નથી. વાઘારુ જ એક દૃશ્ય બની ગયો છે, ત્યારે ઘણાં તેને જોયો ન જોયો કરે છે. પણ જોયા - ન જોયાનો સમય પસાર થઈ જાય છે, જ્યાં બધાં બેઠેલાં છે ત્યાં પોતાની નગ્નતા લઈ વાઘારુ એમ જ ક્યાંય સુધી ઊભો રહે છે. કોઈ પણ ક્ષણે જ્યારે પછીનો કાર્યક્રમ જાહેર કરવામાં આવશે ત્યારે વાઘારુ ગૌણ બની જશે —એ સમય પણ પસાર થઈ જાય છે. તે વખતે શ્રીદેવી વિનાના મંચ પરની શૂન્યતા પણ જાણે વાઘારુની આ નિર્લજ્જ નગ્નતામાં અપમાનિત થવાનું શરૂ કરે છે. આ જે છેલ્લો નાચ પૂરો થયો તે નાચમાં તો આખો પેન્ડોલ જ મંચ બની ગયો હતો. વાઘારુની પેલી નગ્નતા તેથી જાણે પ્રેક્ષકોનું પણ અપમાન છે. વાઘારુ પોતાની નગ્નતા સાથે મંચ તરફ એમ જ અ-ચલ છે; જાણે એમ ઊભા રહેવું એ જ વિદ્રોહ છે. અંતે જ્યારે એમ લાગવા માંડે છે કે પેલી નિર્લજ્જ રાજવંશી નગ્નતા માટે મંચ આમ શૂન્ય પડી રહ્યો છે, શ્રીદેવી પ્રવેશ કરતી નથી, જાણે પેલી નગ્નતા સમક્ષ શ્રીદેવી માટે મંચ પર પ્રવેશ સંભવિત નથી, ત્યારે ડી.એસ.પી.સાહેબ પાછળથી આવીને વાઘારુની કાંધે દૂરથી જ તેનું બેટન અડકાડી કહે છે, 'બેસો, બોસો'. પણ વાઘારુ એ ઈંગિત પણ સમજતો નથી એટલે છેવટે ડી.એસ.પી.સાહેબને હાથ પકડી વાઘારુને ખેંચી લાવવો પડે છે — થોડો પાછળ, પાછળ. ટોપીથી બુટ સુધી પૂરેપૂરા યુનિફૉર્મમાં સજ્જ ડી.એસ.પી.સાહેબની પાસે પાસે ચાલતાં ચાલતાં વાઘારુ પેલી ભીડમાં થઈ પેન્ડોલની બહાર ચાલી જાય છે.

માઈકમાં સંભળાય છે, 'હવે આજની સાંજના છેલ્લા કાર્યક્રમને પ્રકટ કરશે

બોમ્બેની વિખ્યાત ચિત્ર-નટી શ્રીદેવી. તેની સાથે જ આપણા ઉત્તરખંડ સંમેલનનો સાંસ્કૃતિક કાર્યક્રમ પણ પૂરો થશે. આવતી કાલે સવારે જલ્પેશ્વરના શિવમંદિરે અભિયાન છે. તમને સૌને ખાસ વિનંતી છે કે તમે પેલી શોભાયાત્રામાં મંડળી બનીને જોડાજો અને ઉત્તર બંગાળના પવિત્રતમ તીર્થ જલ્પેશ્વર મંદિરમાં જજો અને જલ્પેશ્વર શિવની પૂજા કરજો. અમારી વિનંતીથી શ્રીદેવી એમનો આ છેલ્લો કાર્યક્રમ, નગિના સિનેમાના છેલ્લા દૃશ્યમાં તેમણે શિવલિંગ સમક્ષ જે નૃત્ય કર્યું હતું તે નૃત્ય પ્રકટ કરશે. પોલીસવાળાઓએ વિનંતી કરી છે કે તમે જે રીતે પેન્ડોલમાં પ્રવેશ્યા હતા એ રીતે જ લાઈન કરીને કાર્યક્રમ પૂરો થાય ત્યારે બહાર જજો.'

જાહેરાતની સાથે જ માઈકમાં ગાન બજી ઊઠે છે, 'મૈં તેરી દુશ્મન, દુશ્મન તૂ મેરા, મૈં હૂં નાગિન, તૂ સપેરા'. ગીતનું મુખડું બે વાર ગવાયા પછી શ્રીદેવી મંચ પર પ્રવેશે છે. અત્યારે મંચ પર ભરપૂર પ્રકાશ છે. શ્રીદેવીએ ફિલ્મની પેલી સાપની કાંચળી જેવો ટાઈટ પોશાક પહેર્યો નથી, પણ પહોળા ઝભ્ભા જેવું પહેરેલું છે; તેમાં નાનાં કાણાં પાડેલાં છે. શ્રીદેવી ફિલ્મનો નાચ પૂરેપૂરો નાચતી નથી; ઊલટું, એક ભજનના જેવો નાચ કરે છે. વચ્ચે વચ્ચે તાળી પાડી ઊઠે છે, વચ્ચે વચ્ચે ડોલી ડોલીને ગાય છે. આ ગીતના સૂરમાં પણ એ જ ભાવ હતો. મંચ પર આ રીતે આમતેમ હેરાફેરા કર્યા પછી શ્રીદેવી આગળ તરફ વચ્ચોવચ્ચ બેસી પડે છે — જોડાસનમાં; પછી ડોક હલાવી ગીતના તાલે તાલે ફક્ત તાળીઓ જ આપતી જાય છે. એ વખતે એક સ્ત્રી માથે થાળો લઈને પ્રવેશે છે. શ્રીદેવીની સામે ઢીંચણ વાળી બેસી પેલો થાળો ખૂબ ભક્તિપૂર્વક તેની સમક્ષ ઉતારે છે. તે વખતે દેખાય છે કે થાળા પર એક મોટું શિવલિંગ છે, અને સાપે શિવલિંગ પર ફણા પ્રસરાવી રાખી છે. કદાચ તે ટિન કે એવા કશામાંથી કાપીને બનાવેલું છે. 'નગિના' ફિલ્મમાં પણ શિવલિંગ હતું. પેલી સ્ત્રી ફરી પ્રણામ કરીને ઊઠી જતાં જ, ધીર ગંભીર એવો એક અવાજ ઊઠે છે, 'જય બાબા જલ્પેશ્વર'. પ્રેક્ષકો બે હાથ જોડી કપાળે લગાવે છે. એ દરમ્યાન પણ ગીત તો ચાલુ જ રહે છે, 'મૈં તેરી દુશ્મન, દુશ્મન તૂ મેરા; મેં હૂં નાગિન, તૂ સપેરા'. એ ગાનના તાલે તાલે શિવલિંગ સમક્ષ શ્રીદેવી તાળીઓ પાડતી રહે છે, આંખો મીંચેલી છે, માથું ડોલી રહ્યું છે; જાણે એ ગીત જલ્પેશ્વરનું ભજન ન હોય, એ ભાવથી પ્રેક્ષકો પણ આંખો મીંચીને તાળીઓ પાડતા જ રહે છે. જોકે ગીત સાથે એ કોઈ સૂર મેળવી શકતા નથી. ગીતના નિયમ પ્રમાણે ગીત પૂરું થાય છે. પરંતુ શ્રીદેવી મંચ છોડીને જતી નથી. તે શિવલિંગની આગળ નમીને પ્રણામ કરે છે, પછી ઊઠીને ઊભી થાય છે. એક કૃતજ્ઞતાપૂર્વકનું હાસ્ય હોઠ પર રાખી શ્રીદેવી ઊભી રહીને ડાબે, જમણે, સામે ફરીથી ડાબે અને જમણે નમસ્કાર કરે છે. પ્રેક્ષકો ખૂબ જોરથી તાળીઓ પાડી ઊઠે છે. શ્રીદેવી ફરીથી ફરી ફરીને નમસ્કાર કરે છે. પ્રેક્ષકો ફરીથી તાળીઓ પાડતાં પાડતાં ઊઠીને ઊભા થાય છે. શ્રીદેવી હવે નમીને શિવલિંગના સ્પર્શ માથે

ચઢાવી વિંગ તરફ જાય છે અને તે સાથે 'જય બાબા જલ્પેશ્વર' ધ્વનિથી પેન્ડોલ ભરાઈ જાય છે. ખાલી, પણ પ્રકાશિત મંચ પર પડદો પડી જાય છે.

## 182

# જલ્પેશ અભિયાનમાં થોડી મુશ્કેલી

બીજે દિવસે શુક્રવારે સવારે જલ્પેશ અભિયાન માટે લોકો ભેગાં થવાનું સવારના સાતથી શરૂ થઈ જાય છે. ગુરુવારે રાતે શ્રીદેવીનો પ્રોગ્રામ સાંભળવા-જોવા જે સ્થાનિક લોકો આવ્યાં હતાં, તેમનામાંનો એક ભાગ આ બે કાર્યક્રમો યાદ રાખીને આવ્યો હતો, અથવા, આ બે કાર્યક્રમો માટે જ તેમનાંમાંનાં ઘણાંને આવવાનું થયું હતું. તેઓ કાર્યક્રમને અંતે બહાર જઈ ખાવા-પીવાનું પતાવી ફરીથી પેલા પેન્ડોલમાં જઈ ઊંઘી ગયાં છે. સવારે ઊઠીને હવે જલ્પેશ અભિયાન માટે ભેગાં થાય છે.

જલ્પેશ અભિયાન માટે જેઓ રોકાયાં છે તેમનાંમાંનાં લગભગ બધાંજ ઉત્તરખંડના નેતાઓથી પ્રભાવિત જિલ્લાઓનાં લોકો છે. ઉત્તરખંડના નેતાઓમાંના લગભગ એકેએક કશીક કશીક જમીન-જાગીરના માલિક છે; કોઈ કોઈની તો એક એક જિલ્લામાં જોતદાર તરીકેની પ્રતિષ્ઠા પણ છે. ખાસ કરીને ગયાનાથ જોતદાર અને તેના જમાઈ આસિન્દિર ઉત્તરખંડમાં જોડાતાં સંમેલનની એકદમ નજીકમાં ડુયાર્સમાં ઉત્તરખંડવાળાઓનો પ્રભાવ ખૂબ વધી જાય છે. પણ ફલાકા, અલિપુર દુયાર, સાંતાલપુર, અથવા કોચબિહાર સુધીની ઘણી જગ્યાઓએથી ઉત્તરખંડના જેટલા મોટા મોટા નેતાઓ રહ્યા છે, ત્યાંથી તો જલ્પેશ અભિયાન માટે વધારે લોકોને લઈ આવવાનું સંભવિત નથી. નક્ષલવાડીના સંપત્ રાય તો મોટા નેતા છે, પણ જલ્પેશ અભિયાન માટે નક્ષલવાડીથી બધું મળીને પચ્ચીસ-ત્રીસથી વધારે માણસો આવ્યા નથી. તે પણ ના આવત, જો કાલે શ્રીદેવીનો કાર્યક્રમ ન હોત.

એની તો અલબત્ત ઉત્તરખંડના નેતાઓને થોડી ખબર હતી. તેથી તેઓએ આ અભિયાનમાં લોકો ભેગાં કરવા મયનાગુડિ, બાકાલિ, પદમતી, જોડ્યાકૂડિ, વાર્નશ એ બધી જગ્યાઓ પર વધારે ભાર મૂક્યો હતો. સંગઠનની દૃષ્ટિએ પણ મયનાગુડિ જ ઉત્તરખંડ આંદોલનનું કેન્દ્ર છે. મયનાગુડિને કેન્દ્ર કરી લોકો ભેગાં કરવાં તે તેથી સહજ પણ છે.

પ્રચાર વખતે પણ આ જ વાત વધારે કરવામાં આવી હતી, 'શ્રીદેવીનો નાચ જોઈ પેન્ડોલમાં રહી જજો; જલ્પેશ કરીને ઘેર પાછા ફરજો.' વાત સાંભળવામાં પણ સારી આવી હતી. આ આજુબાજુના જિલ્લાનાં લોકોને માટે આજે ઘેરથી નીકળી કાલ બપોરે પાછા આવવાનું ખૂબ લોભનીય છે; તેમાં વિશેષે મયનાગુડિમાં રહેવા

માટે પેન્ડોલની વ્યવસ્થા મળવાની જ છે ત્યારે તો ખરું જ.

ફક્ત આ સગવડ છે એટલું નથી. જો બીજે દિવસે જલ્પેશ અભિયાન ના પણ હોત, તોપણ એ બધાંય કંઈ રાત્રે પાછાં તો ફરી શકત નહિ; રાત તો તેમણે મયનાગુડિમાં ગાળવાની હતી. જલ્પેશ અભિયાનનો કાર્યક્રમ જાહેર થતો રહે છે; પેન્ડોલમાં રાત ગાળવાની અને પછી સમૂહમાં જલ્પેશમાં જવાનું આ વ્યવસ્થામાં જ આવી જાય છે. અહીં બીજા એવા કોણ છે જે જલ્પેશ જવાનો સુયોગ સાંપડે તોપણ ના જાય?

ઉત્તરખંડના નેતાઓએ પ્રયત્ન કર્યો હોત તો દૂર દૂરનાં સ્થળોએથી થોડા થોડા લોકો લાવી શકત નહિ એવું તો નથી. પહેલાં તો તેમણે એ રીતે વિચાર્યું પણ હશે. પણ ગયાનાથ જોતદાર તેમાં જોડાયા પછી તિસ્તા બૅરેજના ઉદ્‌ઘાટનના દિવસે વિક્ષોભ-સરઘસોનાં સંગઠનોની વાત ઘણી આગળ વધી જાય છે. જલ્પેશ અભિયાનનો મુખ્ય ઉદ્દેશ્ય હતો : ઉત્તર બંગાળના પ્રાચીનતમ અને પવિત્રતમ તીર્થનું નામ આંદોલનની સાથે જોડીને ઉત્તરખંડ તરફ બધાને ખેંચી લાવવાનો. એ પ્રચાર માટે શ્રીદેવીને પણ લાવવી. જોકે શ્રીદેવીને લાવવાનું તો વ્યવસાય તરીકે કરી લેવામાં આવ્યું હતું, તેમ છતાં ઉત્તરખંડ સંમેલન સાથે જોડીને જ તેને લાવ્યા. એકાદ મહિનામાં પશ્ચિમ બંગાળના મુખ્યમંત્રી જ્યારે તિસ્તા બૅરેજનું ઉદ્‌ઘાટન કરશે ત્યારે જુદી જુદી જગ્યાઓએથી ટ્રકો કરીને, બસો કરીને સરઘસો લાવવામાં આવશે — એ નક્કી થઈ ગયા પછી જલ્પેશ અભિયાન માટે પણ બહારથી લોકોને લઈ આવવાની વાત ફરી કોઈએ વિચારી નહિ. ફક્ત એકાદ મહિનામાં જ બબ્બે સરઘસો કાઢવાં એ સંભવિત નથી.

સરકારી મીટિંગમાં ઉત્તરખંડના પક્ષ તરફથી તર્ક તરીકે જે કહેવામાં આવ્યું હતું તેનું પોલીસ અક્ષરેઅક્ષર પાલન કરે છે. અર્થાત્ કાર્યક્રમ પૂરો થતાં જ બહારની બધી ટ્રકો અને બસોને મયનાગુડિ છોડી દેવાનું છે. તેમને રાખવામાં એવી રીતે આવ્યા હતા કે જેથી ઉત્તરખંડ સંમેલન સાથે તેમનો કોઈ સંબંધ જોડાઈ જાય નહિ. શ્રીદેવીનો નાચ જોવા આવ્યા છો, તો શ્રીદેવીનો નાચ જોઈને ચાલી જાવ. રાતના ત્રણ વાગ્યે મયનાગુડિ લગભગ ખાલી કરી દેવાનું છે. ઉત્તરખંડના નેતાઓએ ધાર્યું હતું કે આસામ અને બિહારથી જેઓ આવ્યા છે તેમનામાંના કેટલાક આ અનુકૂળતાથી જલ્પેશમાં પૂજા કરવા માટે જલ્પેશ અભિયાનમાં જોડાવા શ્રીદેવીના નાચ પછી રહી જશે. કદાચ રહેત પણ. પરંતુ જલ્પેશ અભિયાનના પ્રચારની એવી કોઈ અનુકૂળતા ગુરુવારે ઉત્તરખંડને સાંપડી નહિ.

બધો જ પોલીસનો દોષ છે એવું પણ નથી. શ્રીદેવીના કાર્યક્રમમાં હજારો લોકો આવશે એ તો જાણીતી વાત હતી. પણ વાત જાણવી એ એક બાબત અને એ હજારો લોકોને જોવાં એ બીજી વાત. ગુરુવારે આખો દિવસ અને આખી રાત

મયનાગુડિ જેવા નાના શહેરની જે સ્થિતિ હતી તેમાં ઉત્તરખંડના નેતાઓ પણ એકબીજા સાથે તેવી વાતો-ચર્ચા કરી શક્યા નહિ. ઊલટું, કાર્યક્રમ શરૂ થયા પછી પેન્ડોલની અંદર અને બહાર નેતાઓ પોતપોતાની અંદરોઅંદર થોડી વાત કરી શક્યા છે. તેઓ જો પેન્ડોલની અંદર અથવા રસ્તા પર જલ્પેશ્વર અભિયાનની વાત કહેવા માગત તો તો ચોક્કસ પોલીસ અવરોધ કરત નહિ. ખરેખર તો આ જન-સાગર દેખી નેતાઓ એવા અભિભૂત થઈ ગયા કે તેઓ બીજી કોઈ વાત વિચારી શક્યા નહિ.

જલ્પેશમાં જવા માટે જેઓ તૈયાર હતાં તેઓ સવાર થતાં ના થતાંમાં તો સરઘસને સ્થળે આવી એકઠાં થઈ ગયાં હતાં. બરાબર સાત વાગ્યે સરઘસાકાર શરૂ થાય છે. ત્યારે લાગે છે કે એમાં ઘણાં બસમાં જલ્પેશ જઈ ત્યાં સરઘસમાં જોડાવાનું વિચારી રહ્યાં છે.' મયનાગુડિથી જલ્પેશ બસમાં જવાની વાત પહેલાં વિચારાત પણ નહિ, બસ પણ હતી નહિ. આજકાલ પણ બસો વધારે નથી. પણ એક લાઈનની બસ સવારે જ છૂટે છે; અને મયનાગુડિમાં કાલના ફંકશનના કારણે થોડી મીની બસો આવીને ઊભી હતી; તે બધી એકબે શટલટ્રિપની આશામાં 'જલ્પેશ' 'જલ્પેશ' એમ બૂમો માર્યા કરતી હતી.

એક ગેરુઆ ફેસ્ટુન માટીમાં ખોસેલું છે; તેમાં લખેલું છે, 'નિખિલ બંગ ઉત્તરખંડ સમિતિ'. ઉત્તરખંડ પક્ષનું એક મોટું ત્રિકોણાકાર નિશાન ખોસેલું છે — એક મોટા વાંસને માથે પતાકા ઝૂલે છે. બીજીયે કેટલીક નાની નાની પતાકાઓ આજુબાજુ માટીમાં ખોસેલી છે.

એવું લાગતું હતું કે જાણે બધાય એકબીજાની રાહ જોતા હતા. એ અલગ અલગ ટોળાંઓમાં આગલી રાતના કાર્યક્રમની વાત જ વધારે થતી હતી. એક સ્થળે એક જણ ખૂબ ગુસ્સે થઈ જાય છે; 'અરે, તમે તો સિનેમા જોઈ છે; મેં તો નથી જોઈ; એટલે કેવી રીતે સમજું કે કઈ ફિલ્મનું કયું ગીત છે અને કયો નાચ છે?'

'તમારે ચિંતા શી કરવાની? તમે સિનેમા જોઈ નથી તો નથી જોઈ; હવે નાચ જુઓ.'

'શું જોઉં? ભોંય પર પડી ગબડ્યા કરે છે! તમે બોલી ઊઠો છો, 'આ હા,' હું તો સમજી જ શકતો નથી.'

જેને કહેવામાં આવ્યું હતું તે હો હો કરતો હસી પડે છે; 'અરે, ભોંય પર પડી એક જુવાન સ્ત્રી પેલું હલનચલન કરે છે. કેમ, એ ના સમજો તો ચૂપ મરો ને! સમજવાનું શું છે એમાં? જોવા જેવું છે તે જુઓ ને! શું? જોવાનું શું ખરાબ લાગ્યું છે? હેં! ઉત્તરખંડ પાર્ટીનો એ તો એકલીનો જ જય જય છે. કૉન્ગ્રેસ કરી શકી નહિ; કૉમ્યુનિસ્ટ કરી શક્યા નહિ; આ ઉત્તરખંડ કરી શક્યો છે — બૉમ્બેથી શ્રીદેવીને અહીં મયનાગુડિ લાવી શક્યા છે. ઉત્તરખંડ પાર્ટી શ્રીદેવીની પાર્ટી થઈ ગઈ છે.' એ

માણસ એકદમ ઊભો થઈ જઈ બૂમ પાડી ઊઠે છે, 'શ્રીદેવીની પાર્ટી ઝિન્દાબાદ!'

કોઈ જવાબ વાળતું નથી, કારણ કે જવાબ આપવા કોઈ તૈયાર નહોતું. પણ એ અપ્રસ્તુતતાને કારણે જ બધાં હસી ઊઠે છે, તાળીઓ પાડે છે : જાણે કે એ માણસ ફરી એક વાર બૂમ પાડે તો જવાબ આપત!

## 183

# વાઘારુના હાથમાં ઝંડો આપતાં સુસ્થિરની દ્વિધા

થોડી વારમાં જ દૂરથી એક અવાજ આવે છે; બધાં ઊભાં થઈ જઈ અવાજ ક્યાંથી આવે છે તે જોવા નજર કરે છે. કેટલીક મોટરસાઇકલ અને સાઇકલ લઈને સુસ્થિર આગળ આવી રહ્યો છે — 'ઉત્તરખંડ પાર્ટી ઝિન્દાબાદ'.

સુસ્થિરની ટુકડી આવી જતાં જ બધાં સજ્જ થઈ જાય છે. સુસ્થિરની ટુકડીમાં લગભગ પચાસેક સાઇકલ દસેક મોટરસાઇકલ, મોપેડ-સ્કૂટર સાથે વગેરે છે. એ ટુકડી રસ્તા પરથી ચાલી ગયા પછી પેલા ફેસ્ટુનની પાસે અટકી જાય છે, પણ સ્ટાર્ટ બંધ કરતા નથી, અટકતા પણ નથી. એક મોપેડની પાછળથી સુસ્થિર ઊતરીને બૂમો પાડતો આવે છે, 'સરઘસ બનાવો, સરઘસ કાઢો.'

સુસ્થિર મોટો ફ્લેગ જમીન પરથી ઊંચકી લઈ ઊભો રહે છે; 'આવો, આવો; કોઈ જુવાન માણસ આવીને ઝંડો પકડી લો.' પંચાનનબાબુ અને ગયાનાથ જોતદાર આવીને સુસ્થિર પાસે ઊભા રહે છે. સુસ્થિર રાડ નાખે છે, 'હે ઈ નવીન; ફેસ્ટુન પકડીને ઊભો કર ને; સરઘસ બનાવો, સરઘસ કાઢો.'

નવીન અને તિલક ફેસ્ટુન જમીનમાંથી ઊંચકી લાવી રસ્તા પર આડા ઊભા રહે છે. સુસ્થિર ફરીથી બૂમ પાડે છે, 'અરે તમે લોકો પકડી લો ને; બેએક સ્ત્રીઓને પકડવા આપો; એય, એકબે સ્ત્રીઓને બૂમ પાડો.' પંચાનનબાબુ આગળ જાય છે. સુસ્થિર આ વખતે ગયાનાથને કહે છે, 'અરે એક જુવાન માણસને આવવા કહો ને! ઝંડો પકડે!' ગયાનાથ જલદી જલદી સરઘસ માટે ઊભા રહેલા લોકો તરફ જઈને બૂમો પાડવા લાગે છે, 'એ...ય વાઘારુ, વાઘારુ....એ....' પણ વાઘારુ નજીકમાં ક્યાંય દેખાતો નથી, તેથી ગયાનાથને થોડું આગળ જવું પડે છે, 'હે....વાઘારુ...વાઘારુ....'

અહીં મોટા ભાગનાં લોકો આ તરફનાં છે. તેઓ પણ ગયાનાથને ઓળખતાં નથી; કદાચ નામ જાણે છે, અને ગયાનાથ પણ તેમને ચહેરા પરથી ઓળખતો નથી. એટલે ગયાનાથની બૂમ સાંભળીને પણ કોઈ વાઘારુને શોધવા આગળ આવી શકતું નથી. ગયાનાથને જ રસ્તે જઈ 'હે...વાઘારુ....હે વાઘારુ' બૂમ પાડતાં પાડતાં આગળ શોધવાનું છે કે જે રીતે બધી જગ્યાઓએ વાઘારુ એકલો ઊભો રહે છે તેમ અહીં

પણ 'બળદિયાની જેમ' ઊભો છે કે કેમ. ગયાનાથની બૂમ તેને સંભળાતી નથી, અથવા સાંભળવા છતાં સમજી શકતો નથી કે તેને જ બૂમ મારે છે. ગઈકાલે ગયાનાથના ઘરનાં લોકોને લઈને અહીં આવ્યા ત્યારથી જ વાઘારુ જરા આળસપૂર્વક આમતેમ ફર્યા કરે છે. અહીં તો તેને ક્યાંય કશું નક્કી કામ જ નથી. તેથી તે પ્રવાહમાં નાંખેલા લાકડાની માફક અહીંતહીં ફરે છે કે પડી રહે છે.

વાઘારુને જોઈને ગયાનાથ ટેવ મુજબ થોડો દૂર ઊભો રહે છે. વાઘારુ એના કરતાં એટલો બધો ઊંચો છે કે જો એની સામે જાય તો ગયાનાથને ડોક ઊંચી લંબાવીને વાત કરવી પડે.

'હે...એ... વાઘારુ, અહીં ઊભો ઊભો શું કરી રહ્યો છે?' વાઘારુ ચમકીને જુએ છે કે તરત જ ગયાનાથ બોલે છે, 'આ બાજુ આવી જા.' ગયાનાથ એકદમ ઝડપી પગલે હવે સરઘસની શરૂઆતની જગ્યાએ પહોંચી જાય છે, અને ગયાનાથની બૂમથી ચમકી ગયેલો વાઘારુ ગયાનાથની પાછળ પાછળ ચાલવાનું શરૂ કરે છે

આટલી વારમાં સરઘસની સૌથી આગળ સુસ્થિરની મોટરસાઈકલ-સેના રસ્તા પર ગાડીઓ ઊભી કરી થોડી વીખરાઈ ગઈ છે. આગળ બે ફૂમતાવાળી સ્ત્રીઓ ફેસ્ટુન પકડીને ઊભી છે; એ બેની પાછળ પાછળ બધાંને લાઈનબદ્ધ ઊભાં કરે છે નવીન અને તિલક. સ્ત્રીઓ પહેલી, છોકરાઓ તેની પછી.

સુસ્થિરે મોટો ઝંડો ઉપાડી, જમીન પર ઊભો કરી જમણા હાથમાં પકડી રાખ્યો હતો; તેની આગળ જઈ ગયાનાથ આંગળીથી વાઘારુને બતાવી કહે છે, 'એ પેલાને નિશાન ઝંડો આપો.' સુસ્થિર એ વખતે જમણી ડોક ફેરવીને વાત કરતો હતો. તે ગયાનાથની વાત સાંભળી શકતો નથી. ગયાનાથને સુસ્થિરની વાત પૂરી થવા સુધી ઊભા રહેવું પડે છે. સુસ્થિર ડોક સીધી કરતાં જ કહે છે, 'આ પેલાને નિશાન - ઝંડો દઈ દો.'

'હેં?!' કહી સુસ્થિર લંગોટ પહેરેલા વાઘારુના ચહેરા તરફ જુએ છે. જોવા માટે તેને વાઘારુના માથાથી પગ, અને પગથી માથા સુધી નજર ફેરવવી પડે છે. એ રીતે જોયા પછી પણ સુસ્થિર કોણ જાણે કેમ ઝંડો આપતો નથી. વાઘારુના આવા લાંબા સ્નાયુબદ્ધ ખુલ્લા ચહેરા રાજવંશી સમાજમાં એટલા દુર્લભ તો નથી કે સુસ્થિરને આમ જોયા કરવું પડે. આ રાજવંશી સરઘસ રાજવંશી સમાજમાં અત્યારે નવું છે. રાજવંશી છે એટલે જ આ સરઘસમાં તેઓ આવ્યા છે, અને અહીં આવીને આવાં બધાં સ્લોગન આપશે જે બીજાં સરઘસોમાં આપવામાં આવતાં નથી. તેથી રાજવંશી સમાજના આ પોતાના સરઘસને પણ સુસ્થિર બીજી પાર્ટીઓનાં મોટાં મોટાં સરઘસની જેમ ગોઠવવા માગે છે. બીજી પાર્ટીઓની જેમ સરઘસ ગોઠવવાથી જાણે કે ઉત્તરખંડ એક પાર્ટી બની જઈ શકશે. બીજી કોઈ પાર્ટી શું આ પ્રકારના સરઘસમાં વાઘારુની સાઈઝના લંગોટ પહેરેલા કોઈ એક માણસને સરઘસની શરૂઆતમાં મુખ્ય ઝંડો આપી

આગળ કરે ખરા? વાઘારુએ લંગોટ પહેરેલી છે એટલે સુસ્થિરને કંઈ બહુ લાગ્યું નથી. વાઘારુનું આવડું મોટું શરીર જોઈને પણ સુસ્થિરને કંઈ લાગ્યું નથી. છતાં સરઘસની શરૂઆતમાં વાઘારુ કેટલો સારો લાગે એ વિશે થોડો વિચાર કરવો પડે. જો ઉત્તરખંડ પાર્ટીને આ પ્રકારનું સરઘસ કાઢવાની ટેવ હોત તો તો સુસ્થિર બહુ વિચાર ના કરત. પણ આવી ટેવ આવાં સરઘસો દ્વારા જ તૈયાર થશે, એટલે સુસ્થિર વિચારમાં છે. સુસ્થિર જેટલી વાર વિચારે છે તેટલી વારમાં સરઘસ બહુ જલદી જલદી ગોઠવાઈ જાય છે. બધાંને જ્યારે સમજાય છે કે કેવી રીતે ઊભાં રહેવાનું છે ત્યારે બધાં પોતપોતાની રીતે ગોઠવાઈ જાય છે, ઊભાં રહી જાય છે.

ગયાનાથ કહે છે, 'નિશાન પેલાને આપી દો ને, એ પકડી લેશે.' સુસ્થિર વાંસડો વાઘારુ તરફ ધરે છે. વાઘારુ તે પકડતો નથી. સુસ્થિર કહે છે, 'પકડી લો ને!' વાઘારુ જ્યાં ઊભો હતો ત્યાં જ ઊભા રહી વાંસડો જમણા હાથમાં પકડે છે. તે ડોક ઊંચી કરી જોતો પણ નથી કે પેલા વાંસની ટોચ પર કેવી ધજા ઝૂલી રહી છે.

વાઘારુને વાંસ પકડાવી સુસ્થિર નેતાઓને બૂમ પાડવાનું શરૂ કરે છે, 'એય કાકા, આ બાજુ કાકા, અહીં આવો —' સુસ્થિરને જઈને હાથ પકડી ખેંચી લાવી પેલા ફેસ્ટુનની આગળ ઊભા કરવાના છે. નેતાઓ લાઈનબંધ ઊભા રહે છે. તે વખતે સરઘસનો એક ચહેરો ઊપસે છે. આગળ મોટરસાઇકલ-સેના છે, તે પછી નેતાઓ છે. પછી ફેસ્ટુન, પછી સ્ત્રીઓ, પછી પુરુષો. સુસ્થિર જાણે હાલ નક્કી કરી શકતો નથી કે પેલા આટલા ઊંચા વાંસને છેડે નિશાન ક્યાં રહેશે, નિશાન વાઘરુના હાથમાં જ રહેશે કે કેમ; જો રહેશે જ તોપણ વાઘારુ ક્યાં ઊભો રહેશે. સુસ્થિર બૂમ પાડી ઊઠે છે. 'મોટરસાઇકલવાળા બધા જ થોડી વાર ધીમે ધીમે જશે. તે પછી, સાઇકલ-સરઘસ આગળ નીકળી જશે - સ્લોગનો ઉચ્ચારતાં જવાનું છે; અને ચાલતું સરઘસ પાછળ પાછળ ચાલશે. જલ્પેશમાં આપણે શપથ લઈશું અને તિસ્તા ઘરડીનું પૂજન કરીશું.' અટકીને સુસ્થિર એક વાર સરઘસ જુએ છે, અને જરા અન્યમનસ્ક ભાવે વાઘારુને હાથ પકડી સરઘસની આગળ ખેંચી લાવે છે; નેતાઓ પણ આગળ ઊભા રહી જાય છે. નિશાન તો એ જગ્યાએ જ રાખવાની વાત છે — સરઘસની સૌથી મોખરે. મોટરસાઇકલો ચાલી ગયા પછી વાઘારુ આ આટલો મોટો ઝંડો સરઘસની શરૂમાં હાથમાં પકડી રાખશે, પછી નેતાઓ, પછી ફેસ્ટુન, પછી સ્ત્રીઓ, અને પુરુષો.

સુસ્થિર ઊંચે અવાજે કહે છે : 'ઉત્તરખંડ પાર્ટી ઝિન્દાબાદ'. ક્યા સ્લોગનનો શો ઉત્તર હોય તે જેઓ જાણે છે તેઓ સરઘસમાં છૂટાછવાયા થઈ ગયેલા છે, એટલે સરઘસમાંથી સ્લોગનો એટલા જોરથી ઊઠતાં નથી. પણ સાઇકલ અને મોટરસાઇકલના લોકો સ્લોગન બહુ સારી રીતે જાણે છે. તેઓ બૂમો પાડી પાડીને સ્લોગનોથી જમાવટ

કરી દે છે; 'કામતાપુર રાજ્ય, કાયમ કરો, કાયમ કરો.' 'ઉત્તરખંડ આપો, નહિ તો વોટ-બૉક્સ ખાલી રહો.' 'ખેડૂતોની જમીન ઝૂંટવી તિસ્તા બૅરેજ થશે નહિ.' 'તિસ્તા બૅરેજના સરઘસમાં જોડાઈ જાવ, જોડાઈ જાવ.'

## 184

## સરઘસને મોખરે વાઘારુ

મયનાગુડિ છોડતાં ના છોડતાંમાં તો સરઘસ ત્રણ ભાગમાં વહેંચાઈ જાય છે. સ્લોગનો બોલતાં બોલતાં મોટરસાઈકલવાળા આગળ આગળ ચાલી જાય છે. સાઈકલવાળાઓ ખૂબ ઝડપથી સાઈકલો ચલાવી મોટરસાઈકલવાળાઓની સાથે રહેવા ઇચ્છે છે. પણ તેમને એને માટે સાઈકલ આટલી જોરથી જલદીથી ચલાવવું સંભવિત નથી. એટલે તેઓ મોટરસાઈકલ અને પગે ચાલનાર સરઘસની વચ્ચે તૂટેલા પૂલની માફક છૂટાછવાયા રહે છે. તિસ્તા, તોર્સા, જલટાકાની ઘણી જગ્યાઓએ વર્ષાની શરૂઆતમાં આ રીતના તૂટેલા પૂલ જોવામાં આવે છે. કૉન્ટ્રેક્ટરોની ભાષામાં જેને કહે છે 'ફેર વેધર બ્રિજ'; વર્ષાઋતુની પહેલી જ ચોટથી જ તૂટી જઈ નદીના પટ પર વળગીને આ રીતે વીખરાયેલા રહે છે.

પણ મયનાગુડિની બહાર જલ્પેશ્વર તરફ અહીંના પાકા રસ્તા પર સરઘસ આટલું છૂટુંછવાયું દેખાતું નથી. રસ્તાની બન્ને બાજુ ખેતીવાડી છે, ખેતરો છે; ખેતીનું કામ થોડું ઘણું શરૂ થયું છે, પણ મોટા ભાગની જમીન ખાલી છે. રસ્તો વાંકોચૂકો જે રીતે જઈ રહ્યો છે તેથી બહુ દૂર સુધી ખાલી રસ્તો એક સાથે દેખાય છે. કદાચ ક્યાંક કોઈ તાડી, ઘર કે ઝાડઝાડીથી રસ્તો આડશમાં પડી જાય તોપણ તેટલો રસ્તો બાદ કરતાં તેની પછીનો ભાગ દેખાય છે. આ એટલો લાંબો છે કે લગભગ પૂરેપૂરો રસ્તો એક સાથે દેખાય છે આ આખા સરઘસની સાથે. આવડો મોટો રસ્તો એક સાથે દેખાય છે તેથી જ સરઘસના છુટ્ટા વિભાગે જોડાઈ જાય છે, કારણ કે રસ્તા પર બીજી કોઈ ગાડી નથી, બીજાં કોઈ લોકો નથી. આટલી બધી મોટરસાઈકલોના અવાજથી ક્યાંક થોડાં થોડાં લોકો બહાર આવે છે પણ તેઓ રસ્તે આવી જતાં નથી. જુદી જુદી શેઓના કૂતરાઓ મોટરસાઈકલના અવાજથી એ જ અવાજને દબાવી ભોં ભોં કરતા પોતાની નક્કી સીમા સુધી દોડી જાય છે. પણ પછી તો નવા વિસ્તારના કૂતરા ભસવાનું શરૂ કરે છે. જૂના વિસ્તારના કૂતરાઓ ત્યારે પાછા આવતાં આવતાં સાઈકલવાળાઓ તરફ ડોક ઊંચી કરીને ભસવા લાગે છે. પણ સાઈકલવાળાઓ એટલો બધો રસ્તો ભરી લઈને એટલા છૂટાછવાયા જઈ રહ્યા છે કે કૂતરાઓ ડોક

નીચી કરી ઊભા રહી જાય છે; મૂળ સરઘસ આવતાં પહેલાં તો તેઓ પોતાની શેરીઓમાં પાછા જતા રહે છે.

મૂળ સરઘસ તૂટતું નથી. બરાબર જે રીતે મયનાગુડિથી નીકળ્યું છે અને જલ્પેશ્વરના રસ્તે ચઢ્યું છે, તે રીતે જ જલ્પેશ્વરનો રસ્તો લઈ આગળ જતું જાય છે. સરઘસના ચાલવામાં જાણે એક પ્રકારનો લય તૈયાર થઈ જાય છે. એ લયને કોઈ પણ તોડતું નથી. આ પ્રકારનો લય દૂરના રસ્તે માણસોની અંદર રસ્તાના નિયમથી કે ચાલવાના નિયમથી તૈયાર થઈ જાય છે. હાટ કે મેળામાં જવાના સમયે અથવા હાટ કે મેળામાંથી પાછા ફરવાના સમયે મોટા પહોળા ઢાળિયાને માર્ગે માણસનો ચાલવાનો આ લય જોવામાં આવે છે — દરેક જણ પોતાની રીતે ચાલે છે, છતાં એમ લાગે છે કે બધાં મળીને સાથે ચાલે છે. મયનાગુડિથી જલ્પેશ્વરનો આ રસ્તો પણ લગભગ એક મોટા પહોળા ઢાળિયા જેવો છે. આ રસ્તો પાકો બાંધેલો છે, ઢાળિયાથી એટલો એમાં તફાવત છે. પણ ઢાળિયા પરથી જેમ ઘોડાગાડી જઈને માણસની ચાલવાની હારને તોડી શકતી નથી, તેમ આ રસ્તે પણ કોઈ ગાડી તો હવે સરઘસમાં થઈને જવાની નથી. કેટલાંયે લોકો કેટલો દૂરનો રસ્તો એક સાથે અવરોધ વિના જો પાર કરે તો આ રીતના સરઘસ જેવું જ લાગે.

આ રસ્તે સરઘસ કેવું તો વ્યવસ્થિત થઈ ગયું છે.

પૂરો રસ્તો ના હોય તોપણ તેનું જે બધું દેખાય છે તેથીય આટલા માણસોનું એક સાથે ચાલવાનું જાણે ગોઠવાઈ જાય છે. તેઓને કેટલું દૂર સુધી ચાલવાનું છે તે તે બધાં જોઈ શકે છે. જે બે સ્ત્રીઓએ ફેસ્ટુન પકડ્યું હતું તેઓ ફેસ્ટુન બરાબર ખેંચી રાખી શકતી નથી. થોડી વારમાં તેમના હાથ એકબીજા તરફ નમી જાય છે. કોઈ કશું ખસેડતું નથી તોય બે હાથ વધારે નમી પડે છે. ફેસ્ટુનનું કપડું પાછળની બે હારની વચ્ચે લગભગ ઢળીને ઘસડાય છે, પણ પવનને લીધે પૂરેપૂરું ઘસાતું નથી. ફેસ્ટુન એ રીતે જ ચાલે છે. તેથી પણ એક દૃશ્ય બને છે. ફેસ્ટુન જો ઝંડાની જેમ જ એક જણના હાથમાં જ હોત તો આટલા પવનમાં પેલા એક જણના હાથમાંથી આખા સરઘસને માથેથી એકાદ હાથ ઊંચા પ્રવાહની જેમ ઊડત.

વાઘારુના હાથમાં શરૂઆતથી જેમ ઝંડો છે તેમ અંતે પણ છે. એ લાંબા વાંસને છેડે ત્રિકોણીઓ ઝંડો છે, અને વાઘારુ વાંસના બીજા છેડાને બે હાથે પકડી રાખે છે — કાંધનો ટેકો લઈને. જેવો પવન છે તેવો આવા ખુલ્લા મેદાનમાં આમ જ લહેરાય છે; તેથી વાઘારુથી ઓછા જોરવાળો કોઈ ઝંડાને આ રીતે સીધો રાખી મયનાગુડિથી જલ્પેશ સુધી લઈ આવી શકત નહિ. આ સરઘસનું કામ તો ચાલીને જલ્પેશ સુધી પહોંચવાનું છે. એક વાઘારુનું જ કામ છે આ વાંસને આટલા પવનની સામે ઊભો રાખવાનું. એટલે, સરઘસને મોખરે તેનું લંગોટ પહેરેલું શરીર એવું તો નોંધપાત્ર બની જાય છે કે એ સૂત્રથી બાકીનું સરઘસ અર્થ પામે છે. વાઘારુના શરીરનો આ અર્થ

સમજાવો, કંઈ નહિ તો દેખાવો, તે સુસ્થિર માટે નથી થતું, કારણ કે સુસ્થિર મોટરસાઇકલ પર આગળ જલ્પેશ તરફ ચાલી ગયો છે — શપથગ્રહણ અને તિસ્તા ઘરડીની પૂજા-અનુષ્ઠાનની વ્યવસ્થા માટે ત્યાં પહોંચી ગયો છે. સરઘસ વાઘારુના શરીરથી જ નીકળ્યું. વાઘારુની પાછળ અને ફેસ્ટુનની આગળ પંચાનન મલ્લિક, વીરેન બસુનિયા, ગયાનાથ જોતદાર દેવમોહન બાબુ, નવીન, તિલક, ધૈર્યમોહનબાબુ, સંપત્‌રાય વગેરે હતા. તેમના સિવાય પણ બીજા છ-સાત જણ છે. એમની સાથેનો બાકીના ભાગના સરઘસનો તફાવત પોશાકને કારણે પડી જતો હતો. પહેરણ પહેરેલા કે જોડા પહેરેલા બીજા ઘણા હતા, પણ જે કેટલાકને પહેરણ છે તેમાંના કેટલાયને ધોતી નથી; જેમને ધોતી છે તેમાંના ઘણાયને પહેરણ નથી. મયનાગુડિ છોડીને આ રસ્તે પડતાં જ સરઘસના પોશાક પ્રમાણે આ બે ભાગ પડી જાય છે.

વાઘારુ સરઘસને મોખરે છે અને તેની પાછળ પાછળ જોતદાર-દેઉનિયા લોકો પણ જાય છે, એટલે સરઘસ જાણે એક પદ્ધતિ માની લઈને પૂજાની જેમ જ ચાલી રહ્યું છે. નહિ તો, વાઘારુ આટલો આગળ હોય જ કેવી રીતે? વાંસના વજનનો જો અંદાજ કરવામાં આવે, તો એનો સહજ જવાબ મળી જાય, છતાં પેલા આટલા માણસો — જોતદાર અને દેઉનિયા — જે રીતે પગલે પગલે વાઘારુના નેતૃત્વને માની લે છે, ત્યારે પેલો સાથે જવાનો જવાબ પણ મુશ્કેલ બની જાય છે. કોઈ કોઈ પૂજા જેમ ફક્ત સ્ત્રીઓને માટે જ હોય છે, કોઈ કોઈ પૂજા જેમ ફક્ત જુવાનિયાઓ માટે જ હોય છે — જેમકે હોળીને બીજે દિવસે કાદવ ઉછાળવો — તેમ આ સરઘસનો વ્યવહાર જ એવો છે કે વાઘારુ તેના બાહુ - કાંડાં, છાતી - પીઠના સ્નાયુઓને આ રીતે સ્પષ્ટ બતાવી ઝંડો લઈ જાય અને તેની પાછળ પાછળ આ મોટા માણસોની ટુકડી ચાલે —

વાઘારુ તો ક્યારેય સરઘસમાં ગયો નથી. પણ તેને બૂમ પાડી બોલાવી લાવી તેનો 'ગિરિ' જોતદાર આ વાંસ તેના હાથમાં પકડાવી દે છે અને તે સરઘસનો માણસ બની જાય છે. અત્યારે આ બે તરફનાં ખેતરોની વચ્ચેથી નીકળતા રસ્તા પર વાઘારુ સરઘસનો નેતા છે. નેતાગીરી માટે તેની કોઈ વિશેષ ભૂમિકા નથી, કે નથી આ ઝંડો પકડી રાખવાની વિશેષ ભૂમિકા. જોકે આ સરઘસના નેતા બનવા માટે તેની કોઈ વિશેષ ભૂમિકાનું એટલું પ્રયોજન પણ નહોતું; પ્રયોજન એમને વિશેષ ભૂમિકા રાખવાનું હતું, જેઓ તેની પાછળ પાછળ આવી રહ્યા છે. વાઘારુની બરાબર પાછળ પાછળ જેઓ આવે છે તેઓએ જ નક્કી કર્યું છે, એટલે જ વાઘારુ તેમની આગળ ચાલે છે, વાઘારુ આ સરઘસનો નેતા પણ બની બેઠો છે. પણ જો તેમનામાંનો કોઈ એક જણ પણ જો ઇચ્છા કરે તો કોઈ પણ ક્ષણે તે અથવા તેઓ વાઘારુની આગળ આવીને ઊભા રહી શકે. એ આગળ ઊભા રહેવા માટે તેમને એક પગ પણ ખસવું પડશે નહિ. વાઘારુને પાછળ ચાલી જવાનું કહેતાં જ તેઓ આગળ આવી

જશે.

પણ તે તો હવે કહેવાય નહિ. અત્યારે આ સરઘસ જે અર્થમાં પોતાને સાર્થક કરી લેવા માગે છે તેની સાથે વાઘારુનું આ બધાની આગળ રહેવું ભળી ગયું છે. આ મિશ્રણ આ સરઘસને માટે ખૂબ જરૂરી છે, એ મિશ્રણને હવે નષ્ટ કરી શકાય તેમ નથી. તેથી, વાઘારુના નહિ જાણવા છતાં એ પોતે આ સરઘસનું પ્રતીક બની ગયો છે, પ્રતિનિધિ થઈ ગયો છે. જલ્પેશ સુધીના અંતરે પેલા પ્રતીક અને પ્રતિનિધિની રક્ષા કરવાની છે.

વાઘારુના ચાલવામાં કોઈ નવીનતા નહોતી. તેને આ રીતે જીવનમાં ક્યારેય સરઘસમાં ચાલવાનું થયું નથી સરઘસને મોખરે ચાલવું એ તો દૂરની વાત રહી — એવું તેની ચાલવાની પદ્ધતિમાંથી સમજાઈ જતું નથી. તેને મુશ્કેલી પડતી નથી એવું નથી. ડામરના રસ્તેથી ચાલવાની તો તેને ટેવ નથી, એટલે પગનાં તળિયે દુઃખતું હતું. જે માઈલોનું અંતર એક દિવસમાં પગે ચાલીને કાપે તેના પગનાં તળિયાં પેલા કાંકરા, નાનાનાના પથ્થરોથી ફૂટી ગયાં હતાં. પણ વાઘારુને બચાવી લે છે પેલો નિશાનનો ઝંડો જ. જો તેને ફક્ત તેના શરીરનો જ ભાર અહીં આ ઢાળિયા જેવા ખાલી ડામરના રસ્તે વહેવાનો હોત તો તો ઘણા પથરા તેના પગનાં તળિયાંમાં ફૂટત. એક તો ટેવ વિનાનો બાંધેલો પાકો રસ્તો, તેમાં પાછી ટેવ વિનાની ભારહીનતા! વાંસનો ભાર હોય, અને આટલા લાંબા વાંસને સીધો રાખવા બળ વાપરવાનું હોય, એટલે વાઘારુ થોડી વારમાં જ આ રસ્તાને ટેવાયેલો હોય એ રીતે વટાવી જઈ શકે છે; આ નિશાનને પણ ટેવ હોય એવી ભંગિમાં ઉપાડી લઈ જઈ શકે છે. એનો અર્થ એ કે આવા સરઘસનું નેતૃત્વ લેવાના અભૂતપૂર્વ અવસરને પણ વાઘારુ તેની ટેવ હોય એ પ્રમાણે પાર પાડી શકે છે. તેની પાછળ તેના જ જોતદાર છે તે બીજા ઘણા જોતદારો સાથે તેનું અનુસરણ કરતા આવી રહ્યા છે એ વાત એના મગજમાં પેસતી નથી.

વાઘારુને નેતા બનાવીને જે નેતાઓ તેને અનુસરતા હોય એ રીતે ચાલતા હતા તેઓ પણ કોઈ ચાલવામાં પાછા પડતા નથી. તેમને પણ રોજે જ લગભગ માઈલોનું અંતર ચાલવાનું હોય છે. તેમને પણ મુશકેલી તો આ ડામરના પાકા રસ્તે ચાલવાની છે. તે બધાના પગમાં અત્યારે જોડા છે — કેનવાસના, રબરના, ચાઈનીઝ — થોડી ઓછી ઉંમરના માણસોએ પગમાં સેન્ડલ પણ પહેર્યાં છે. તેથી કાંકરા વાગતા નથી. પરંતુ તેઓ ખેતરમાં થઈને, ઢાળિયા પરથી જ્યારે માઈલ-માઈલ ચાલે છે ત્યારે માટી પર પગ પડતાં સમજાય છે કે માટી પર પગ પડે છે. માટી થોડી દબાઈ જાય અથવા રેતી થોડી ખસી જાય, અથવા ઘાસ વળી જાય. પણ આ ડામરના રસ્તે પગ પડતાં એવો કોઈ પ્રતિભાવ મળતો નથી. પોતાના પગના અંદાજથી સમજાતું નથી કે તેઓ ચાલે છે.

પણ ચાલે તો છે જ. ચાલે છે વાઘારુની પાછળ પાછળ, અથવા વાઘારુથી

ઊંચકાયેલા નિશાનના નિર્દેશને અનુસરીને. વાઘારુનું નિશાન આકાશમાં કેટલું ઊંચું જઈને ફરફર કરે છે તે આ નેતાઓ બહુ સારી રીતે જોઈ શકે છે અને જુએ છે. તેથી તેઓ એક ગર્વની લાગણી અનુભવે છે. રાજવંશી સમાજમાં છેલ્લાં સોએક વર્ષથી વર્ણહિંદુ સમાજ સાથેની તુલનામાંથી એક લઘુતાભાવ ભરાઈ ગયો છે. અત્યારે આ વાઘારુના હાથમાં પકડેલા નિશાનની પાછળ પેલા તરાઈના સંપત્ રાયથી પશુવાડિના કાલિપ્રસન્નના મોટા છોકરા સુધી જે લોકો આવા ખુલ્લા ખેતરમાં આમ એક સાથે ચાલી જાય છે તેથી જ જાણે તેમને ઇચ્છિત ઘણું બધું સિધ્ધ થઈ જાય છે. અહીં તો અત્યારે તેમના રાજવંશી પરિચય સિવાયનો બીજો કોઈ પરિચય નથી. આ પરિચય લઈને તેઓ છેલ્લા કેટલાક દિવસો સુધી સંમેલન કરી શક્યા; કાલે રાત્રે એ રીતે શ્રીદેવીને બોલાવી લાવી આ અનુષ્ઠાન કરી શક્યા અને હાલ આટલા રસ્તે સરઘસ કાઢીને જલ્પેશ્વર જઈ શકે છે.

## 185

## સરઘસથી છૂટો પડી, ઝંડો લઈ, તિસ્તા ઘરડીની પૂજા જોતાં જોતાં મૂંઝાયેલો વાઘારુ

આ બધું છતાં જલ્પેશમાં શપથગ્રહણનું અનુષ્ઠાન અને તિસ્તા ઘરડીની પૂજા એટલી જામી નહિ.

સરઘસમાં મોટા ભાગનાં લોકો આ તરફનાં હતાં. જેમનાં ગામો કે છાપરાં રસ્તે આવ્યાં છે તેઓ સરઘસમાંથી જતાં રહ્યાં છે. ગામ કે છાપરાં જો કદાચ પાછળ હોય તો બેચાર જણ રહી ગયાં છે. જલ્પેશ પાર કરીને પછી જે બધાં ગામડાં કે છાપરાં કે દુકાનોમાં જેમને જવાનું છે એ બધાં લોકો જરૂર જલ્પેશ મંદિરે બેસે છે, ચાલી જતાં નથી. સુસ્થિરની મોટરસાઈકલની ટુકડીમાંથી પણ ઘણા મોટરસાઈકલ ચલાવવાના આનંદમાં જલ્પેશ છોડીને ઘણા દૂર ચાલી ગયા છે. તેમાંના કેટલાક પાછા આવે છે ખરા, પણ તેમની સાથે આ સરઘસ કે અનુષ્ઠાનનો કોઈ સંબંધ બંધાતો નથી, ફક્ત સાઈકલવાળાઓ બધાય આટલે આવી હાંફી ગયા છે, તે બધા છૂટાછવાયા વિશ્રામ લઈ રહ્યા છે. જ્યારે મૂળ સરઘસ વાઘારુ અને નેતાવૃંદ સાથે જલ્પેશ પહોંચે છે ત્યારે લાગે છે કે અહીં આવી જવાનો જ તેમનો ઉદ્દેશ હતો, એ પછી જાણે કોઈ અનુષ્ઠાન નથી.

પણ સુસ્થિરે બધી વ્યવસ્થા કરી રાખી હતી. સરઘસ સીધું જલ્પેશના મંદિર તરફ જ ચાલે છે; તેને માટે સુસ્થિર વાઘારુનો હાથ પકડીને રસ્તો બતાવે છે. વાઘારુ આની પહેલાં પણ જલ્પેશ્વર મંદિરે કદાચ ગયાનાથને કારણે આવ્યો છે, પણ તે

શિવલિંગ સુધી જઈ શકે એવી તો તેની ધારણા જ નહોતી. તેથી તેના હાથ પકડીને ખેંચતો ખેંચતો સુસ્થિર તેને એકદમ મંદિરનાં પગથિયાં સુધી લઈ જાય છે. મંદિરનાં પગથિયાંની છેક નીચે જ્યારે વાઘારુ પહોંચે છે ત્યારે તેના મનમાં વિચાર આવવો શરૂ થાય છે કે શું સુસ્થિર તેને પગથિયાં પરથી છેક સુધી ઉપર લઈ જશે? જો ઉપર લઈ જાય તો ઝંડાનું શું કરશે એનો વિચાર કરે છે. તેમ જ તે વિચારે છે કે તે ઉપર ચઢશે નહિ. પણ પગથિયાંના નીચેના છેડે આવતાં જ સુસ્થિર તેને છોડી દે છે, અને તે સાથે જ 'જય બાબા જલ્પેશ્વર' અવાજ આવે છે. વાઘારુ બે હાથે વાંસ પકડી વાંસના નીચેના છેડા તરફ નમી ભક્તિભાવપૂર્વક કપાળ ટેકવે છે. વાઘારુ હમેશાં આ રીતે કપાળ ટેકવતો નથી. એટલે તેને ખબર પણ પડતી નથી કે કેટલી વાર કપાળ ટેકવી રાખવું. સમજત તોપણ ખૂબ અનુકૂળતા થઈ જાત તેમ પણ નથી, કારણ કે તેને સમયનું ભાન એટલું ચોક્કસ નથી. પણ આટલો માર્ગ આટલા મોટા સરઘસની આગળ આગળ ઝંડો લઈને આવ્યાની પ્રતિક્રિયા રૂપે જ કદાચ તેના મનમાં શરૂ થાય છે કે થોડી વધારે વાર પ્રણામ કરવાં જોઈએ. એક તરફ બાબા જલ્પેશ્વર, તેમાંય સરઘસ, અને તેમાંયે સરઘસનું નિશાન. તે સિવાય પણ, જલ્પેશ્વર મંદિરમાં આમ મસ્તક નમાવવાનો સુયોગ તો તેના આખા જીવનમાં પણ કદાચ તે મેળવી શકે નહિ. વાઘારુ માથું નીચું કરીને તેનાં ગત અને આગામી જીવન વિશે વિચાર કરી લે છે એવું નથી — તે તો ઘણી વાર સુધી ઝંડાનો વાંસ બે મજબૂત હાથમાં પકડી વાંસને તળિયે ને છેડે માથું ઢાળી જ રાખે છે. જ્યારે તે માથું ઊંચું કરે છે ત્યારે આજુબાજુમાં કોઈને જોઈ શકતો નથી, પાછળ પણ કોઈને જોઈ શકતો નથી આટલી વાર આંખ મીંચેલી રાખી છે એટલે ઝાંખપ જેવું લાગે છે. તે એક હાથ અળગો કરી આંખ જરા ચોળી લે છે. પણ એ પછીયે બાજુમાં કે પાછળ તે કોઈને જોતો નથી.

આ વખતે વાઘારુ તેના સરઘસના પેલા આટલા લાંબા વાંસની ટોચે નિશાન સાથે એકલો છે, જાણે તે સરઘસને શોધે છે. પાછળ માણસો નથી, તેથી નિશાન ફરફર કરતું ઊડે છે એ વાત વાઘારુને મન ખૂબ અપમાનજનક લાગે છે. આ વાંસ અને ઝંડો હોવાથી, તે પણ એકલો એકલો ચાલવા જેવું કરે છે પણ ચાલી શકતો નથી. 'સરઘસનો વાંસ અને ઝંડો મારી કાંધે રાખી ક્યાં ગયું ગયાનાથનું સરઘસ?' મંદિરના મુખ્ય ભાગમાંથી વાઘારુ બહાર નીકળી જાય છે.

બહાર નીકળતાં જ તે જુએ છે કે હવે સરઘસ એવું નામ આપી કશું ઓળખી શકાય એવું નથી; તળાવને કાંઠે આમ જ છૂટાંછવાયાં બધાં લોકો બેઠાં છે. વાઘારુએ તો આ સરઘસના કોઈનુંય મોં જોયું નથી. તેણે તો ફક્ત સરઘસ જ જોયું છે. સરઘસમાં જે ચહેરાઓ હતા તે બધાને તે સરઘસની બહાર ઓળખશે કેમ કરીને? તેમ છતાં વાઘારુ અંદાજ કરી શકે છે કે તળાવને કાંઠે છૂટાંછવાયાં બેસી રહેલાં આ

બધાં માણસો સરઘસનાં જ લોકો છે તેનું કારણ એ છે કે મંદિરના મેદાનમાં સરઘસ સિવાયનાં બીજાં કોઈ માણસો હતાં નહિ.

વાઘારુ પેલો વાંસ લઈ, કઈ તરફ જોવું તે સમજી ના શકતાં ઊભો જ રહે છે — વાંસ પકડીને જ. ત્યાં ઊભા ઊભા જ તે જુએ છે અને સાંભળે છે તો થોડે દૂર એક સ્થળે ગયાનાથ, આસિન્દિર અને બધા દેઉનિયા ટોળી વળીને ઊભા છે, અને બીજી ટોળી સ્ત્રીઓની છે, સ્ત્રીઓની ટોળી ગોળ ફરીને ગાન ગાઈ રહી છે. થોડું ઊભા રહી સાંભળતાં જ વાઘારુ સમજે છે કે તિસ્તા ઘરડીની પૂજા થાય છે. ત્યાં લાકડીઓ વડે જરૂર તિસ્તા ઘરડીની આકૃતિ બનાવવામાં આવી છે. ગાન વાઘારુ બહુ જ મન દઈને સાંભળે છે તેવું તો નથી, પણ જન્મથી સાંભળતાં સાંભળતાં આ ગાન એટલું પરિચિત છે કે સાંભળવા ના ઇચ્છે તોપણ સંભળાઈ જાય છે :

સગગ હતે નામિલ્ તિસ્તાબૂડિ
મનચે દિયા પાઓં
મંનચ હતે નામિલ્ તિસ્તાબૂડિ
ચ્યાતન કરિલ્ ગાઓ
કાચા દૂધ આલોયા કયાલો
ભઈક્ષણ કરો!

જોતજોતામાં તિસ્તા ઘરડીની પૂજા પૂરી થઈ જાય છે. આ બધી પૂજા ચાલતી જ રહે, ચાલતી જ રહે તેવું તો કશું નથી. પંચાનન મલ્લિક ઊભા થઈને કહે છે, 'તિસ્તા ઘરડી આપણી દેવી છે. તે તિસ્તા ઘરડીને બાંધી લે તે આપણે સહન કરીશું નહિ. અને એક મહિના પછી તિસ્તા બૅરેજના ઉદ્ઘાટનને દિવસે આપણે વિરોધમાં સરઘસ લઈને પેલા તિસ્તા બૅરેજ પાસે જઈશું. તમે બધાં બધી જગ્યાઓએથી તે દિવસે સરઘસ લઈને તિસ્તા બૅરેજ પર આવજો. તિસ્તા બૅરેજ આગળ વિરોધ દર્શાવવા માટે તમે આજથી એક મહિનો પોતપોતાનાં ઘરોમાં, હાટમાં, ગામડાંઓમાં ખૂબ જોરદાર પ્રચાર કરજો, અને એ દિવસે બધી જગ્યાઓએથી સરઘસ લઈને જજો. હવે શપથ-પત્રનું વાચન થશે. હું વાંચીશ, તમે પણ સાથે સાથે વાંચજો. જય બાબા જલ્પેશ્વર! જય, તિસ્તા ઘરડીનો જય!'

અહીં કંઈ મીટિંગની માફક બધાં એક સ્થળે એકઠાં થયાં નથી. સૌ પોતપોતાની મરજી પ્રમાણે છૂટાંછવાયાં છે. માઈક પણ નથી. એટલે શું બોલવામાં આવે છે, શું વાંચવામાં આવે છે તેનો કોઈને કંઈ બહુ ખ્યાલ પણ આવતો નથી. જ્યાં તિસ્તા ઘરડીની પૂજા થઈ હતી ત્યાં જે કેટલાક નેતાઓ હતા, જ્યાં ગયાનાથ પણ હતો, તે બધા એક સાથે કશુંક વાંચતા હતા, અથવા બોલતા હતા. જેવો એક ઊંચા જોરદાર અવાજે 'જય બાબા જલ્પેશ્વર' અને 'જય, તિસ્તા ઘરડીનો જય' ધ્વનિ જાગી ઊઠ્યો

ત્યારે જે જ્યાં હોય ત્યાંથી ઉત્તર આપતા હતા. એ ઉત્તર બહુ જ જોરથી ના ઊઠવા છતાં પણ, ઊઠ્યો હતો!

ઉત્તરખંડ સંમેલનના બધા લોકોએ જે નાટકીય પરંપરામાં આ કાર્યક્રમનો વિચાર કર્યો હતો, તે પ્રમાણે બન્યું નહિ. એક પછી એક કેટલાક દિવસ સંમેલન થયું, અને પછી તેમાંથી જાતજાતની ચર્ચાઓ - ટીકાઓ થઈ. એક પછી એક કેટલાક દિવસ અનુષ્ઠાનનું આયોજન થયું, તેથી જાતજાતના પ્રોગ્રામ થયા. છેલ્લે દિવસે શ્રીદેવીનો નાચ એ ચરમ સીમાએ પહોંચેલું નાટક હતું. અને તેની પછીના દિવસે જલ્પેશ્વર અભિયાનમાં ઉત્તરખંડનું એથી યે ચરમ સીમાએ પહોંચેલું નાટક!

પણ 'જલ્પેશ્વર અભિયાન', 'શપથગ્રહણ', 'તિસ્તા ઘરડીની પૂજા' — એ બધી વાતો છાપામાં છપાયેલા અક્ષરોમાં જે રીતે દેખાય છે, અથવા વક્તવ્યોમાં મોઢાની વાતોમાં જે રીતે સંભળાય છે, તેની સરખામણીમાં વાસ્તવિક રૂપે તે રીતે દેખાતુંય નથી કે સંભળાતુંય નથી. શ્રીદેવીનો નાચ હતો એટલે, તેથી આ તરફનાં આટલાં લોકો ગયાં હતાં એટલે, અને તેમને પેન્ડોલમાં રહેવાની જગ્યા આપવામાં આવી હતી એટલે, આ સરઘસ મયનાગુડિથી જલ્પેશ સુધી ચાલતું આવી શક્યું. નહિ તો તો તે પણ થાત નહિ. તો તો સુસ્થિરની સાઈકલ કે મોટરસાઈકલના સરઘસ જેટલું જ કદાચ સરઘસ હોત. પણ સાઈકલ કે મોટરસાઈકલનું સરઘસ કરીને આવ્યા હોત તો તો પછી તિસ્તા ઘરડીની પૂજા, જલ્પેશ્વરની પૂજા, શપથવાક્યનો પાઠ એ બધું કરી શકાત નહિ. કરી શકાય કેમ નહિ, કરી તો શકાય, પણ તે જે માણસોએ કરી હોત તેમની વચ્ચે જ સીમિત રહેત; બીજા દસ જણમાં પ્રસારિત થાત નહિ. પણ અહીં આ જલ્પેશ્વર અભિયાન, અને તિસ્તા ઘરડીની પૂજા અને શપથવાક્યનો પાઠ ગમે તેવો કેમ ના થયો, છાપાંઓના રિપોર્ટરોની સમક્ષ એ બધીં વાત કહેતાં એનો ચહેરો જ જુદો થઈ જશે.

ઉત્તરખંડના નેતામાં અહીં જલ્પેશ્વર મંદિરના એકાંતમાં છાપાંઓ માટે એક સમાચાર તૈયાર કરતા હતા.

જ્યારે બધું પૂરું થઈ જાય છે ત્યારે વાઘારુને સમજાતું નથી કે હવે આ વાંસ અને વાંસની ટોચ પરના ઝંડાને લઈને શું કરવું? પોતાના મનોમન તેને એક વિચાર આવે છે —'સરઘસ જ રહ્યું નથી તો ઝંડો શા માટે? સરઘસ નહિ તો ઝંડો નહિ.' તે જલ્પેશ મંદિરના એક ઝાડના થડિયે પેલો વાંસ ટેકવીને ગોઠવી દે છે.

# 186

# ઉત્તરખંડનું હાટ-સરઘસ

વાઘારુએ આમ તો જલ્પેશ મંદિરને અડીને ઉત્તરખંડનો લાંબો ઝંડો રાખી દીધો હતો, પણ પછીનો એક મહિનો પેલો ઝંડો તેને છોડતો નથી.

તિસ્તા બેરેજના ઉદ્ઘાટન સમયે વિરોધ દર્શાવવા માટે ઉત્તરખંડ દળનું સરઘસ કાઢવાની બધી જ જવાબદારી જાણે ગયાનાથ અને આસિન્દિર પર આવી પડે છે. અથવા કહો કે તેઓ પોતે જ તે જવાબદારી ગણી લે છે. બીજાઓ માટે તિસ્તા બૅરેજ તો એક સમાચાર છે; વિરોધ દર્શાવવા આવીનેય નદીમાં આટલી બધી ઊથલ-પાથલ થાય કાંડ-કારખાના ચાલે; તે તરફ હા કહી જોઈ ના રહે એવું તો કરી શકશે નહિ. પણ ગયાનાથ-આસિન્દિર માટે તો તિસ્તા બેરેજ એ રીતની બાબત નથી- છેલ્લા દસ-બાર વર્ષ પહેલાંની સેટલમૅન્ટથી શરૂ કરી આ દસ-બાર વર્ષ જાતજાતના મામલા-મુકદ્દમા સુધી આ બૅરેજ તો તેમની નજર સમક્ષની ઘટના બની ગઈ છે, અને જે ઘટી ગયું છે તેટલું જ જાણે તે તેમને વિરુદ્ધ દિશાએ ઠેલી રહ્યું છે. એ વિરુદ્ધ ઠેલાવામાં આટલા દિવસ સુધી મામલા-મુકદ્દમા જ ચાલ્યા હતા; હવે આ ઉત્તરખંડના સુયોગમાં અને તિસ્તા બૅરેજના ઉદ્બોધનના ઉપલક્ષ્યમાં તેમને જાણે એક નવો ઉપાય મળી ગયો છે તિસ્તા બૅરેજને અટકાવી દેવાનો. તિસ્તા બૅરેજને અટકાવી શકાશે નહિ તે તો ગયાનાથ - આસિન્દિર તેમની પોતાની વૈષયિક બુદ્ધિથી સમજી ગયા છે. તિસ્તા બૅરેજ અટકાવી શકાયો નહિ તે તો તેમણે પોતાની નજર સમક્ષ જ જોતા આવ્યા છે. તિસ્તા બૅરેજ રોકવામાં મામલા-મુકદ્દમા જીતી શકાય નહિ તે સમજવા માટે તો હવે વધારે બુદ્ધિની જરૂર છે નહિ. છતાં તિસ્તા બૅરેજના ઉદ્બોધનના વિષયમાં ગયાનાથ અને આસિન્દિર આટલા બધા ઉત્સાહિત થઈ ગયા છે તેનું એક કારણ કદાચ એ છે કે ઉત્તરખંડ સંમેલનમાં તેમણે, ખાસ તો ગયાનાથે, પહેલી વાર એક અનુભવ કર્યો કે ઘણાં બધાં માણસોને ભેગાં કરી શકીએ તો કોઈ કામ કરી લઈ શકાય.

આટલા દિવસ આ માણસોને એક સાથે ભેગાં કરવાની બાબતને ગયાનાથ સંદેહની નજરે જ જોતો આવ્યો છે. એટલે સુધી કે કૉન્ગ્રેસ સિવાય વોટ આપવામાં કોઈ ના હોય તોપણ ગયાનાથ આ માણસોને લઈ હો-હા કરવાની બાબતમાં કૉન્ગ્રેસનો પણ વિશ્વાસ કરતો નથી, બીજી પાર્ટીઓનો તો કરે જ નહિ. પણ હવે, આ માણસોએ ભેગા થઈ આંદોલન કર્યું છે તેમાંથી તે નવા પ્રકારની ‘પદ્મા’, ‘આઈ આર’ એ બધું બિછાવી દઈને ડાંગરની ખેતી કરવાનો નિયમ નવી રીતે સમજી લે છે. ગયાનાથ

તો હવે સરકારના હાથમાં તમાકુની ખેતી કરવા ગયો નથી. તે જ્યારે નજર સમક્ષ જુએ છે કે આ બધી 'હાઈ યિલ્ડ' ખેતીમાં સમય ઓછો લાગે છે, પાક વધારે થાય છે, ત્યારે તે તેની જમીનમાં બધું પાથરવાની ખેતી કરવા લાગ્યો છે. જ્યારે તે સમજી ગયો કે માણસો સિવાય કોઈ માર્ગ નથી ત્યારે જ તે ઉત્તરખંડમાં જોડાઈ ગયો છે, અને 'તિસ્તા બૅરેજ બંધ કરો', 'બંધ કરો' શરૂ કરી દે છે.

પણ શરૂ કરવા છતાં યે આ બધાં સરઘસ-મીટિંગના નિયમ-કાનૂન તો ગયાનાથને ખબર નથી. ઉત્તરખંડના નવજવાન નેતાઓ તેના આ ઘરમાં બેસી મીટિંગ કરી તેને કહી ગયા છે, કે કંઈ નહિ તોયે પાસપાસેના દરેક હાટમાં હાટના દિવસે સરઘસ કાઢવાનું છે. તેનું એક લિસ્ટ પણ કર્યું છે. આજકાલ તો જ્યાંત્યાં હાટ બેસી જાય છે. ક્યા હાટમાં સરઘસ ગોઠવવું અને ક્યા હાટમાં ગોઠવવું નહિ તે નક્કી કરવામાં ય સમય જાય છે. ગોચિમારિનો હાટ પુરાણો છે, અને કુમારપાડાનો હાટ નવો હોવા છતાં ય મોટો છે. છેલ્લે સુધી લાગે છે કે બધું મળીને લગભગ વીસ હાટમાં સરઘસ કાઢવાનું રહેશે.'

'સરઘસ તો કાઢીશું, પણ લેક્ચર કોણ આપશે?' ગયાનાથના આવા પ્રશ્નના જવાબમાં પેલા નવજવાન નેતાઓ વાતચીત કરી લઈને નક્કી કરે છે કે કંઈ નહિ તો યે સાત હાટમાં તેમનામાંનું કોઈ આવી 'વક્તવ્ય આપશે.' 'આપશે તે આપશે, અને તેર હાટમાં શું બળદ દ્વારા 'હા-મ્બા' કરાવીશ?' ગયાનાથના આવા મોટા પ્રશ્ન વિશે પણ ફરીથી એક વાર ચર્ચા-વિચારણા પછી નક્કી થાય છે કે આ ઈલાકાના બે જણને કામે લગાડવા પડશે. પણ તેમાં ય ગયાનાથનો પ્રશ્ન હતો — 'પેલી બધી વાત તિસ્તાના કિનારે પ્રસરાવવી છે! એક માસ્ટર માણસ લાવો, સાઈકલવાળો. એ તો તે દિવસે જઈને હાટમાં સરઘસ કાઢશે, લેક્ચર આપશે, એ તો પેલા મીટિંગના દિવસે સરઘસ કાઢશે. અમે તમને માણસો આપી શકીએ; એ માણસોનું સરઘસ કઢાવી ના શકીએ. મારા માણસો લઈ તમારે સરઘસ કાઢવું પડશે.'

ગયાનાથના ઘરની આ મીટિંગમાં સુસ્થિર હતો. છેલ્લે સુધી તેની વાતચીત પ્રમાણે નક્કી થાય છે કે પહેલાં કેટલાક દિવસો તિલક રાયવર્મન ગયાનાથને ઘેરથી કેટલાંક હાટમાં સરઘસ કાઢશે; પછી સુસ્થિર પોતે જ આવીને રહેશે, એની સાથે બીજા એકબે જણ પણ હોઈ શકે — છેક ઉદ્‌બોધનના દિવસે વિરોધ-સરઘસ કાઢ્યા પછી સુસ્થિર પાછો જશે, તે પહેલાં નહિ.

તિસ્તા બૅરેજના વિરોધ-સરઘસમાં મુખ્યત્વે ગયાનાથના ઈલાકામાંથી જ લોકો ભેગાં કરવાનાં રહેશે, એ સુસ્થિર અને તેનું દળ સમજી ગયું હતું.

ત્યાર પછીથી શરૂ થયું તિલક રાયવર્મનના નેતૃત્વ હેઠળ પાસપાસેનાં હાટમાં ગયાનાથનાં માણસોનું સરઘસ કાઢવાનું.

અને ગયાનાથનાં 'માણસો' એટલે સૌથી પહેલો વાઘારુ. નેવડાવસ્તીના હાટના

દિવસે તિલક તેની સાઇકલ લઈને અને વાઘારુ તેનો ઝંડો લઈને ગયાનાથના ઘરમાંથી નીકળે છે બરાબર એક વાગે. ગયાનાથે કહ્યા મુજબ વાઘારુ તિલકને એક એક શેરીની અંદર થઈ થઈને લઈ જાય છે. એ બધી શેરીઓમાં, 'ટાડિ'માં વાઘારુ પાતળા વાંસને છેડે, અથવા કહોને જાડી લાકડીને છેડે, ત્રણ ખૂણાવાળું એક લાંબું નિશાન પકડીને ઊભો રહે છે, અને તિલક સાઇકલ એક સ્થળે ટેકવીને મૂકી દઈ એકેએક ઘર આગળ ઊભો રહી બૂમો પાડે છે. નવા જ અવાજની આવી બૂમો સાંભળી બધાં જ બહાર આવી જાય છે. ત્યારે તિલક તેમણે લગભગ નક્કી કર્યા મુજબ જ બોલે છે કે હાટમાં જઈ બધાં જ વાઘારુના હાથમાં પકડેલા ઝંડાની પાસે ભેગાં થઈ જાય; ત્યાર પછી હાટ-સરઘસ થશે.

તિલકને લગભગ તો કોઈ ઓળખતું નથી, પણ વાઘારુને તો બધાં જ ઓળખે છે. તેથી ગયાનાથના નિર્દેશને સમજવામાં કોઈને કશી મુશ્કેલી પડતી નથી. છોકરાંઓ તો 'ચાલશે નહિ, ચાલશે નહિ' એમ શરૂ જ કરી દે છે. પણ હાટમાં વાઘારુના ઝંડા પાસે કોઈ ભેગું થઈ જતું નથી, તિલક પણ કોઈને ઓળખતો નથી કે હાટમાં ફરી બોલાવી બોલાવીને લાવે. તેથી થોડીવાર રાહ જોયા પછી તિલકને તેની સાઇકલ લઈ વાઘારુની સાથે ચાલતાં ચાલતાં જ હાટમાં ફરવું પડે છે.

વાઘારુની કાંધે ઝંડો છે. એટલે તેને આગળ જવાનું છે, અને તેની પાછળ પાછળ સાઈકલને ઠેલતો ઠેલતો તિલક. તિલક સ્લોગન ઉચ્ચારે છે — 'તિસ્તા બૅરેજ ચાલું કરવો,' — પણ વાઘારુ તેઆ જવાબમાં કશું બોલતો નથી. પહેલા હાટમાં બેએક વાર વાઘારુને કહેવા છતાં પણ વાઘારુ બોલી શકતો નથી તેથી તિલક એકલો જ પૂરો સ્લોગન બોલી જાય છે —'તિસ્તા બૅરેજ ચાલુ કરવો, ચાલશે નહિ, ચાલશે નહિ.' 'તિસ્તા બૅરેજ ઉદ્‌બોધનના વિરોધ-સરઘસમાં, જોડાજો જોડાજો.' આ રીતે ઝંડા સાથે એક જણનું સરઘસ નીકળે તોપણ હાટમાં લોકો ભેગાં થઈ જાય. એ રીતે લોકો તિલક-વાઘારુના યુગ્મ સરઘસમાં પણ જોડાય છે. સંધ્યા થવાને સમયે વાઘારુ અને તિલકનું આ આખું સરઘસ એકલું એકલું ગયાનાથને ઘેર પાછું ફરે છે. દોઢ વાગે વાઘારુના હાથમાં જે ઝંડો ફર ફર કરતો હતો તે સાંજ પછી કેળના પાંદડાની માફક નમી પડે છે. પણ ઢાળિયે ઢાળિયે બહુ દૂર સુધી દેખાય છે — એ ઝંડો વધારે દૂર સુધી ચાલી જાય છે. ગોલાવાડીનો ઢાળ વટાવી ઉપરના વરમતલામાં તેઓ ચઢ્યા ત્યારે તિલકની સાઇકલના સ્પોક પણ પડછાયા જેવા દેખાય છે; વાઘારુનું આખું શરીર આકાશમાં કંડારાઈ ગયું હોય એવું દેખાય છે.

આ રીતે પહેલાં બેચાર હાટમાંથી ફરતાં ફરતાં તિલક અને વાઘારુ વચ્ચે કંઈક વાતો થાય છે. કોઈ એક સાંજે આવી સામાન્ય વાતો થઈ હતી તેમ નથી. પેલી બે-ચાર સાંજ ભરીને ઘણો વખત વાતો થવાની. પણ એવી ખંડ ખંડમાં થયેલી વાતો કરી દેવાનો યોગ અત્યારે આ વૃત્તાંતમાં નથી. તેથી એક સાથે જ બધી આપી છે.

આ કથોપકથનમાંથી કોઈ નવો અર્થ તૈયાર થશે નહિ એવી આશા રાખવામાં આવે છે. આ કથોપકથન બાદ પણ કરી શકાત, પણ તો, આ બેચાર હાટની અભિજ્ઞતા પછી ગયાનાથે ક્રાન્તિહાટમાં શું કર્યું તે સમજાત નહિ.

## 187

## વાઘારુનો ત્રીજો વાર્તાલાપ

'તમારા માણસો આવતાં કેમ નથી?' તિલક પૂછે છે.

'મારાં તો કોઈ માણસો નથી.' - વાઘારુ જવાબ આપે છે.

આ પ્રશ્ન અને જવાબની પાછળ કોઈ નાટકીય સ્થિતિ નથી. ઢાળિયાના માર્ગે માર્ગે જ તેમને ફરવાનું છે. ઢાળિયા પર જે પહેલાં આગળ જાય તેને આગળ જ રહેવું પડે છે. વાઘારુના હાથમાં ઝંડો છે, એટલે કદાચ મોટે ભાગે વાઘારુને આગળ જ રહેવું પડે છે. તે ઉપરાંત તિલક તો આ સ્થળનો માણસ નથી, તેથી કોઈ કોઈ ઢાળિયા પર જતાં ઉતાવળ કરવી પડશે તે વાઘારુ જ બરાબર જાણે છે. વાતચીત જ્યારે થાય છે ત્યારે બધો વખત પ્રશ્નોત્તરીની રીતે જ થાય છે તેવું પણ નથી. એક જણની વાતના જવાબમાં બીજો એક જણ કદાચ મૌન જ સેવે છે. પરસ્પર વાતો કરતાં કરતાં તેઓ કોઈ ચર્ચા કરે છે એવું પણ નથી. ઘણી વાર વાતો પરસ્પર નિરપેક્ષ અને સ્વાધીન હોય છે.

'અહીંનાં માણસો ગયાનાથબાબુની વાત નથી સાંભળતાં?'

'મારાં તો કોઈ માણસો નથી.'

'ગયાનાથબાબુનાં તો માણસો છે? એ તો મોટા જોતદાર છે!'

'છે ને, ગયાનાથનાં માણસો છે.'

'તમે તો ગયાનાથના માણસ છો.'

'હા, હું ગયાનાથનો માણસ છું.'

'તમે એકલા એકલા ઝંડો ઊંચો કરી પેલા ગામડાની બહાર જાવ છો, અને પેલો હાટ પૂરો થતાં ગામડે એકલા એકલા પાછા ફરો છો? તમારા કોઈ બીજા માણસો નથી?'

'મારે બીજો કોઈ માણસ નથી. મારો એકલો હું જ છું.'

'તમે શું ઉત્તરખંડમાં-જોઈન-જોડાયા છો?'

'મારે કોઈ ખંડ નથી, કોઈ 'જોઈન' નથી.'

'ના ના, કહું છું, તમારા જોતદાર તો જોઈન થયા છે!'

'જાણતો નથી.'

'જાણતા નથી તો ઝંડો કાંધે ચઢાવી એકલા એકલા હાટે હાટે ફરો છો શા માટે?'

'મને ગયાનાથે કહ્યું છે, એટલે ફર્યા કરું છું. મને તો પહેલાંય ઝંડો આપ્યો છે ગયાનાથે.'

'પહેલાંય ઝંડો આપ્યો છે? ક્યાં?'

'પેલા જલ્પેશ—'

'તમે જલ્પેશમાં ગયા છો કે? અરે તો તો તમે પૂરેપૂરા ઉત્તરખંડની પાર્ટીના હોં!'

'ના રે, મારે ખંડ-બંડ નથી; મારે પાર્ટી-બાર્ટી નથી.'

'નથી તો શા માટે જલ્પેશમાં ઝંડો ઊંચો કર્યો હતો?'

'ગયાનાથે આપ્યો હતો.'

'અરે ગયાનાથે આપ્યો, પણ ઊંચક્યો તો તમે ને? એ ઝંડો તો તમારો!'

'ના, ના; મારો ઝંડો નથી.'

'તો છોડી દે ઝંડાની વાત; હવે કહે કે કેવી રીતે માણસો ભેગાં કરી શકાય? સરઘસ કાઢવાનું છે. તિસ્તા બૅરેજ ઉદ્‌ઘાટન દિવસે સરઘસ કાઢવાનું છે ને!'

'ગયાનાથને કહેજો. સરઘસ કાઢવાનું કહેશો તો ગયાનાથ કાઢશે.'

'તો ગયાનાથ તમને છોડી દઈ બીજા કોઈકને પણ કહેશે ને?'

'જાણતો નથી.'

'ગયાનાથ કહે તો બધાં માણસો સરઘસમાં જોડાશે — હાટમાંથી?'

'જોડાશે.'

'ગયાનાથ કહેશે તો બધાં માણસો સરઘસ કાઢશે — તિસ્તા બૅરેજના દિવસે.'

'કાઢશે.'

'એ પછી ક્યો હાટ સૌથી મોટો હાટ?'

'ક્રાન્તિહાટ.'

'હું કહું કે ગયાનાથ એ હાટમાં રહે?'

'કહેજો.'

'ગયાનાથ પેલા તિસ્તા બૅરેજના દિવસે સરઘસમાં આવશે તો માણસો આવશે?'

'આવી શકે.'

'તો હું કહીશ ગયાનાથને. પણ તમે જોઈન નથી થવાના ઉત્તરખંડ પાર્ટીમાં?'

'હું જોઈન થવાનો નથી.'

'અરે તમે તો કોઈ અવનવા માણસ છો — રાજવંશી માણસ!'

'હું રાજવંશી નથી.'

'ધત્ મૂર્ખા! અહીં આપણે જેટલાં માણસો છીએ, તે અહીંના આદિવાસી

છીએ.'

'હું અહીંનો નથી.'

'ધત્ મૂર્ખા! તું અહીંનો ના હોય, તો શું વિલાયતનો માણસ હોવાનું માને છે?'

'ના, નથી; હું વિલાયતનો નથી.'

'વિલાયતનો નથી, તો અહીંનો તો ખરો જ ને? અહીંનો રાજવંશી?'

'હું રાજવંશી નથી.'

'ધત્ મૂર્ખા! રાજવંશી ના હોય તો તું શું ભાટિયા છું?'

'ના, હું ભાટિયા નથી.'

'ધત્ મૂરખા! — એક જાતનો તું હોઈશ જ ને — કાં તો રાજવંશી, કાં તો ભાટિયા.'

'ના, નથી; હું રાજવંશી નથી; હું ભાટિયા નથી.'

'છે, છે; તું એકલો એક પાર્ટી? રાજવંશી ના હોય, ભાટિયા ના હોય! અને ખભા પર ઉત્તરખંડનો ઝંડો રાખી જલ્પેશ જવાની વાત કરે છે! ઝંડો પકડી પકડી હાટે હાટે ફરવાનું કરે છે! અહીં તો બધાં જાણે છે કે તુંય ઉત્તરખંડ પાર્ટીના છો.'

'જાણતાં નથી. મારે કોઈ પાર્ટી નથી. મારે કોઈ માણસ નથી.'

'છે- એ.... બરાબર જ કહ્યું છે; તારો જ માત્ર એક ઝંડો છે, હે!'

'નથી! મારો કોઈ ઝંડો નથી.'

'છે — બરાબર જ કહ્યું છે; તારો જ માત્ર એક ઝંડો છે!'

'નથી! મારો કોઈ ઝંડો નથી.'

'છે — ઝંડાનો તું છો!'

આ વાર્તાલાપ આ રીતે હજુ થોડો વધારે ચોક્કસપણે આગળ વધી શકે. પણ આટલાથી તો તિલક અને વાઘારુના જુદાં જુદાં હાટમાં હરવાફરવાની ઘટના સમજાઈ જાય છે. તે સમજવા કરતાં ય વધારે તો વાઘારુને છેલ્લાં દસ-બાર વર્ષોમાં માત્ર આ ત્રીજી વાર આત્મ સંક્રાન્ત કરનાર વાર્તાલાપમાં બાધ્ય થવું પડ્યું. દસ-બાર વર્ષ પહેલાં એક એમ.એલ.એ.ને નદી પાર કરાવતી વખતે વાઘારુએ સ્વેચ્છાએ એક દીર્ઘ આત્મપરિચય આપ્યો હતો. ત્યારે તેની એક નાની જવાબદારી પણ હતી, એમ.એલ.એ. જાણે તેનું નામ નાનું કરી દે. પણ એમ.એલ.એ. એ વિષયમાં કશું કરી શક્યા નહિ. અને વાઘારુનું નામ વધારે ને વધારે બદલાતું જાય છે. તિસ્તાના એક પૂરને સમયે ચાર ચાર ઝાડ લઈ વાઘારુ જ્યારે રંધામાલિના બંધ પર આવી પહોંચે છે ત્યારે તેને એક ઑફિસરની સાથે પ્રશ્નોત્તરીમાં જવાબ આપવાના હોય છે. ત્યાં ઑફિસર ફક્ત તેનું નામ - શિરનામું જાણવા ઇચ્છતા હતા. પણ વાઘારુ એ પણ આપી શક્તો નથી. ફરીથી અહીં ઉત્તરખંડ પાર્ટીના સમયે ઉત્તરખંડના નેતાઓની સાથે તેને આ રીતે

'જાણતા નથી તો ઝંડો કાંધે ચઢાવી એકલા એકલા હાટે હાટે ફરો છો શા માટે?'

'મને ગયાનાથે કહ્યું છે, એટલે ફર્યા કરું છું. મને તો પહેલાંય ઝંડો આપ્યો છે ગયાનાથે.'

'પહેલાંય ઝંડો આપ્યો છે? ક્યાં?'

'પેલા જલ્પેશ—'

'તમે જલ્પેશમાં ગયા છો કે? અરે તો તો તમે પૂરેપૂરા ઉત્તરખંડની પાર્ટીના હોં!'

'ના રે, મારે ખંડ-બંડ નથી; મારે પાર્ટી-બાર્ટી નથી.'

'નથી તો શા માટે જલ્પેશમાં ઝંડો ઊંચો કર્યો હતો?'

'ગયાનાથે આપ્યો હતો.'

'અરે ગયાનાથે આપ્યો, પણ ઊંચક્યો તો તમે ને? એ ઝંડો તો તમારો!'

'ના, ના; મારો ઝંડો નથી.'

'તો છોડી દે ઝંડાની વાત; હવે કહે કે કેવી રીતે માણસો ભેગાં કરી શકાય? સરઘસ કાઢવાનું છે. તિસ્તા બૅરેજ ઉદ્ઘાટન દિવસે સરઘસ કાઢવાનું છે ને!'

'ગયાનાથને કહેજો. સરઘસ કાઢવાનું કહેશો તો ગયાનાથ કાઢશે.'

'તો ગયાનાથ તમને છોડી દઈ બીજા કોઈકને પણ કહેશે ને?'

'જાણતો નથી.'

'ગયાનાથ કહે તો બધાં માણસો સરઘસમાં જોડાશે — હાટમાંથી?'

'જોડાશે.'

'ગયાનાથ કહેશે તો બધાં માણસો સરઘસ કાઢશે — તિસ્તા બૅરેજના દિવસે.'

'કાઢશે.'

'એ પછી ક્યો હાટ સૌથી મોટો હાટ?'

'ક્રાન્તિહાટ.'

'હું કહું કે ગયાનાથ એ હાટમાં રહે?'

'કહેજો.'

'ગયાનાથ પેલા તિસ્તા બૅરેજના દિવસે સરઘસમાં આવશે તો માણસો આવશે?'

'આવી શકે.'

'તો હું કહીશ ગયાનાથને. પણ તમે જોઈન નથી થવાના ઉત્તરખંડ પાર્ટીમાં?'

'હું જોઈન થવાનો નથી.'

'અરે તમે તો કોઈ અવનવા માણસ છો — રાજવંશી માણસ!'

'હું રાજવંશી નથી.'

'ધત્ મૂર્ખા! અહીં આપણે જેટલાં માણસો છીએ, તે અહીંના આદિવાસી

કાનકાટ્ટુ હાટ તરફ દોડે છે. ગયાનાથ કહેવા માગતો હતો કે તેના જે બધા માણસો હાટમાં છે તે બધાને બોલાવી લાવવા. પણ પાછળથી એક માણસ મોં છુપાવી બૂમ પાડે છે, 'હાટ તોડી બધા જ આવી ગયા છે; ફટફટિયા જોતદારનું સરઘસ નીકળશે.'

'સા-લો, તારા બાપનું 'બોલ હરિ'નું સરઘસ નીકળશે.' ગયાનાથ ટોળા તરફ રાડ નાખીને બોલે છે.

તિલક વાઘારુને હાથ પકડીને આગળ લાવી એક સ્થળે ઊભો કરી દે છે; પછી ભીડ તરફ જોઈને બોલે છે, 'લાઈન બનવો, લાઈન બનાવો; સરઘસ કાઢવાનું છે.'

તિલકે એક ભૂલ કરી હતી. તેણે માન્યું કે આ ભીડમાંથી બધા જ સરઘસમાં આવશે. પણ ભીડ તો થઈ હતી ગયાનાથને જોઈને, ગયાનાથની ચીસો - બૂમોથી. તે ઉપરાંત, ક્રાન્તિહાટમાં ઉત્તરખંડનું સરઘસ ફરશે એમાં એક ઉત્તેજના પણ હતી. એ ભીડના એકબે જણ ચાલીને વાઘારુની પાછળ ઊભા તો રહે છે, પણ બાકીના બીજા આઘાપાછા થઈ જાય છે. વળી, જેઓ હતા તેમને જ્યારે તિલક ફરીથી બૂમ પાડે છે 'આવો, આવો, સરઘસ કાઢવાનું છે.' ત્યારે તેમનામાંનો એક જણ ઠંડા અવાજે બોલે છે, 'અમે કંઈ ઉત્તરખંડ નથી; વામફ્રન્ટ!'

ગયાનાથ ભીડ તરફ જોઈને બૂમ પાડે છે, 'સા-લો, ફ્રન્ટ? કામ નથી કંઈ! કૂતરાના નહોર ભર! વામફ્રન્ટ અહીં ક્યાં? સા-લો, વામ? ગાંડમાં વાંસ જ ખોસી દઈશ — સા-લા, વામ?'

જેણે પોતાને વામફ્રન્ટ કહી પરિચય આપ્યો હતો તે એક જ પ્રકારના ઠંડા અવાજે બોલે છે, 'એલફેલ વાતો ના કહો, દેઉનિયા —' તેના આ પ્રતિવાદમાં દૃઢતા હતી, પણ જરા જાણે દ્વિધા પણ હતી — ગયાનાથ જોતદારની એકદમ મુખોમુખ તેને અપમાનજનક કંઈક બોલવાની દ્વિધા.

એ દરમ્યાન હાટની અંદરથી કેટલાક લોકોએ બહાર આવીને ગયાનાથ તરફ આવવાનું શરૂ કર્યું છે. તેમનામાંના લગભગ દરેકના હાથમાં બજારની થેલી અથવા ટોપલી છે. તેઓ આવે છે ખરા, પણ કોઈયે આવીને વાઘારુની પાછળ લાઈનમાં ઊભું રહેતું નથી, થોડા છૂટાછવાયા જ રહે છે; કોઈ કોઈ બેસી પડે છે. ગયાનાથ ડાબેથી જમણે માથું ફેરવી તે બધાયને કહે છે, 'સા-લા, બળદિયા; બધાય અહીં આવ્યા છે બાપનો વિવાહ જોવા માટે, કેમ? લગાવી દો ને, સરઘસ લગાવી દો.' ગયાનાથ એક તરફ તો મારવા જતો હોય એમ જાય છે પણ ખરો, પણ લોકો છૂટા છૂટા હતા એટલે દિશા નક્કી કરી શકતો નથી.

ગયાનાથના આ ચિત્કારથી જેઓ બેઠા હતા તેઓ ફક્ત ઊભા થાય છે, અને જેઓ ઊભા હતા તેઓ મોં ફેરવી વાઘારુ તરફ બે-એક ડગલાં જાય છે, કે નથી જતાં.

ગયાનાથ આ વખતે તિલકને કહે છે, 'અહીં ઊભા ઊભા કરો છો શું? બધાને

વાતચીતમાં ઊતરવાનું આવે છે. આ વખતે વાઘારુ જાણે તેના પોતાના સંબંધે કશું વધારે બોલી શકતો નથી. અત્યારે તે ફક્ત બોલી શકે છે કે તે શું શું નથી, તેનું શું શું નથી. દસ-બાર વર્ષામાં ફક્ત ત્રણ વાર્તાલાપ — તે પણ ક્રમશઃ સંક્ષિપ્ત થતા! દસ-બાર વર્ષામાં માત્ર ત્રણ જ વાર્તાલાપ — તે પણ ક્રમશઃ નેતિવાચક! વાઘારુ શું તેના જીવનમાં ક્રમશઃ પોતાની પાસે પોતે અવાન્તર થઈ ગયો છે — ધારાવાહિક રૂપે?

## 188

## ફરીથી ક્રાન્તિહાટ, ફરીથી ગયાનાથ

ક્રાન્તિહાટમાં ગયાનાથ પોતે હાજર હતો. તેના આવવા પહેલાં જ ઝંડો ખભે રાખી વાઘારુને હાટના લીમડાના ઝાડ તળિયે ઊભો રાખી દીધો હતો. પછી, તિલક પણ આવીને ત્યાં ઊભો રહે છે. હાટ શરૂ થઈ જાય છે ઘણી વાર પહેલાં — વાઘારુ ઊભો જ રહે છે, તિલક પણ. લીમડાનું ઝાડ હાટની એક બાજુએ છે — પેલી હાટ કમિટિના ઘરને અડીને આવેલા મેદાન અને હાટના સીમાડે — જ્યાં હાંડીઓ વેચાય છે. વાઘારુ તરફ જોઈને હાટના લોકો હાટમાં ચાલી જાય છે. એટલે સુધી કે, તિલક પણ મોદીની દુકાનની સામે ઊભો રહે છે. વાઘારુ સાથે જાણે આ હાટનો, આ હાટના માણસોનો કોઈ સંબંધ નથી. લીમડાના ઝાડની નીચે બીજા એક ઝાડની માફક જ તે ઊભો રહ્યો છે. તેનો ઝંડો નારિયેળના ઝાડની ડાળની જેમ પવનમાં ડોલી રહ્યો છે.

ગયાનાથ પેલી મીઠાઈની દુકાનની સામેના રસ્તેથી છન્ છન્ કરતો આગળ આવે છે અને વાઘારુને કહે છે, 'સરઘસ કાઢનારા માણસો ક્યાં છે

વાઘારુ તેની ભંગિ એમની એમ જ રાખી કહે છે, 'કોઈએ આવ્યું નથી.'

'કોઈ આવ્યું નથી? સાલા બળદિયા! તારો પેલો ઉત્તરખંડનો નવજવાન ક્યાં?'

ગયાનાથાને જોઈને તિલક એ વખતે આગળ આવી ગયો છે. તેને જોઈ ગયાનાથ બૂમ પાડે છે, 'અહીં આવ્યા છો તે ઊભા રહેવા માટે? સરઘસ કાઢશે કોણ? હું? અને તમે લિડર થવાના છો?'

તિલક કહે છે, 'હું તો કોઈને ઓળખતો નથી. કોઈ આવતું નથી!'

'આવતા નથી? સા-લા, બળદિયા!' ગયાનાથના આવી પડવાથી અને બૂમાબૂમ શરૂ કરવાથી નાનું ટોળું જામી જાય છે. એ તરફ જોઈને ગયાનાથ રાડ પાડી એક જણને બૂમ મારે છે, 'એ ય કાનકાટુ, જા કને, હાટમાં જે આવ્યા છે તે બધાને બૂમ પાડી લઈ આવ —સા-લા, બળદિયા!'

બૅરેજ બંધ કરો', 'બૅરેજ વિરોધી સરઘસમાં જોડાઈ જાવ' — એ બધા નક્કી કરેલાં અને વિચારેલાં સ્લોગનો સરઘસમાંથી સાવ અર્થહીન થઈ ઝરી જાય છે.

## 189

# એ જ ક્રાન્તિહાટ, એ જ રાધાવલ્લભ

આ તરફ આખા હાટમાં એક ક્ષણમાં વાત ફેલાઈ જાય છે કે ઉત્તરખંડ સરઘસ નીકળ્યું છે; આ વખતે વામફ્રન્ટ સરઘસ કાઢશે. વાત ફેલાતાં હાટની પેલી ધાંધલ ધમાલની અંદર પણ બધી બાજુએ દોડાદોડી શરૂ થઈ જાય છે. પણ કોઈનેય બરાબર ખબર પડતી નથી કે ઉત્તરખંડનું સરઘસ ક્યાં છે. એ અનિશ્ચિતતાની અંદર પણ હાટના એક ખૂણામાંથી ઋષિકેશ બૂમ પાડે છે, 'તિસ્તા બૅરેજ ઝિન્દાબાદ —ઝિન્દાબાદ' અને જોત જોતામાં પાસપાસેની જગ્યાઓએથી અનેક લોકો દોડી આવી ઋષિકેશની પાછળ ઊભા રહી ચાલવાનું શરૂ કરી દે છે. એક લાકડીને વીંટેલો એક લાલ ઝંડો પણ ક્યાંકથી આવી જાય છે. રાધાવલ્લભ અને આલવિશ ભગત રસ્તાની એક પાન-સિગારેટની દુકાનની બેંચે બેઠેલા હતા. એક જણ દોડતો આવી તેમને કહે છે, 'સરઘસ, સરઘસ; ઉત્તરખંડે સરઘસ કાઢ્યું છે.' રાધાવલ્લભ અને આલવિશ ચમકી જઈ ઊભા થઈ જાય છે અને ચારે તરફ જોવા લાગે છે. વામફ્રન્ટનું બીજું એક નાનું સરઘસ સુધન સહા વગેરેએ કાઢ્યું છે. રાધાવલ્લભ અને આલવિશ લગભગ દોડીને પેલા સરઘસની સામે ચાલે છે. સરઘસની સામે જઈને રાધાવલ્લભ તેની છત્રી ડાબી બગલમાં રાખી જમણા હાથની કોણી વાળી આંગળીઓ માથા પરથી પાછળ લઈ જઈ બૂમ પાડે છે, 'ભાઈઓ'. સુધન સાહા તેને ખેંચીને સરઘસની અંદર લાવી કહે છે, 'ભાઈઓ પછી, અત્યારે સરઘસમાં જોડાઈ જાવ, સરઘસ કાઢો.' રાધાવલ્લભ મૂઠી આકાશમાં ઊંચી કરી હાક પાડે છે, 'ક્રાન્તિહાટમાં ઉત્તરખંડ ચાલશે નહિ, ચાલશે નહિ.' સ્લોગન એક ક્ષણમાં જ ઝીલાઈ જાય છે, જાણે સરઘસ આ ક્ષણે આ રીતે એક વાત કહેવા ઇચ્છતું હતું. રાધાવલ્લભ બીજું સ્લોગન ઉચ્ચારે છે, 'ગયાનાથ જોતદારનું વામફ્રન્ટ વિરોધી કાવતરું ખતમ કરો, ખતમ કરો.'

એ દરમ્યાન હાટની બીજી કેટલીક જગ્યાઓએથી ચાના બગીચાના મજૂરો, ફૂલવાડિ વસ્તીના લોકો વગેરે, બીજા બધા જ, જે જ્યાં હતાં ત્યાંથી વામફ્રન્ટનું સરઘસ બહાર કાઢીને નીકળી પડે છે. એ બધાં સરઘસોની ઝડપ, હોશિયારી અને દૃઢતા એટલી બધી હતી, એ બધાં સરઘસોનાં સ્લોગનો રાજનૈતિક દૃષ્ટિએ એટલા બધા નિશ્ચિત હતાં, કે આટલો મોટો ક્રાન્તિહાટ ભરીને જાણે માત્ર વામફ્રન્ટનું સરઘસ જ બની ગયું છે એવું લાગે.

ઊભા કરી દો સરઘસ માટે.'

તિલક પહેલાં એક વાર ભોંઠો પડ્યો છે. થોડા સંકોચ સાથે એક અલગ ઊભેલા માણસની પાસે જઈને કહે છે, 'ઊભા થાવ, લાઈન લગાડો.' તે માણસ તિલકની સૂચના અનુસાર જઈને લાઈનમાં ઊભો રહે છે, અને બીજા કેટલાક લોકો તેની પાસે અને પાછળ જઈ ઊભા રહે છે.

'હે ઈ ભાદઈ, એય કાતુરા; અહીં શું કરવા આવ્યા છો? તમારા બાપની સંપત્તિ વેચવા?' ભાદઈ અને કાતુરા જરા અન્યમનસ્ક પગલે આવીને લાઈનમાં ઊભા રહે છે. તેમના હાથમાં વાંક છે. કદાચ કશુંક વેચવા માટે વાંકમાં લઈને આવ્યા હતા — નહિ તો કશુંક ખરીદી વાંકમાં ભરાવીને લઈ જશે. અત્યારે તેઓ વાંક હાથમાં ઝુલાવી રાખે છે.

ગયાનાથ હુકમ આપે છે, 'ધ્યાન આપો, સરઘસ શરૂ કરી દો, અને પેલાઓ છે તે બધા હાટની અંદર જોડાઈ જશે.'

તિલક ખૂબ જોરથી સ્લોગન ઉચ્ચારે છે, 'ઉત્તરખંડ પાર્ટી' — તેના જવાબમાં કોઈ કશો જવાબ દેતું નથી. ગયાનાથ બૂમો પાડી આ લાઈનમાં ઊભા રહેલા કેટલાક માણસોની વચ્ચે પ્રવેશે છે, 'સા લો, વામના નામે તો ઝિન્દાબાદ કરવા બેસી જાય છે; અહીં તો એ બધા બોબડાની માફક ચૂપ જ રહે છે!' ગયાનાથનું આ આખું વાક્ય જ જાણે સ્લોગનનો પ્રથમ અંશ હોય એ રીતે લોકો ધીમા અવાજે એક સાથે બોલે છે — 'ઝિન્દાબાદ.'

તિલક ફરીથી ચિત્કાર કરે છે, 'ઉત્તરખંડ પાર્ટી', પણ જાણે તેના ય જવાબમાં જે લોકો આટલી વાર આ સરઘસની પ્રસ્તુતિની પાસે ભેગા થઈ ગયા છે તેમાંથી એક જણ ઊંચા અવાજે હાંક પાડી ઊઠે છે, 'વામફ્રન્ટ ઝિન્દાબાદ'. એ 'ઝિન્દાબાદ'ની સાથે બીજા પણ બેએક અવાજ ભળી જાય છે.

ગયાનાથ તિલકને કહે છે, 'સરઘસ હાટની અંદરથી જ કાઢો. એ-ય વાઘારુ હટ્ટ, હટ્ટ, —'

'વામફ્રન્ટ ઝિન્દાબાદ' ચિત્કારથી સરઘસે ઉતાવળે ચાલવાનું શરૂ કરતાં જ પાછળની પેલી ભીડમાંથી નેતૃત્વના આત્મવિશ્વાસથી કોઈ આહ્વાન આપે છે, 'હે-બધા જ વામફ્રન્ટનું સરઘસ કાઢો, સરઘસ કાઢો. ઉત્તરખંડ પાર્ટીનું સરઘસ ચાલશે નહિ, ચાલશે નહિ.' એ જ આહ્વાનની સાથે સાથે પેલી ભીડના કેટલાય દોડીને મીઠાઈની દુકાન અને મોદીની દુકાનની વચ્ચે, હાટના પાકા રસ્તા તરફ દોડે છે.

ગયાનાથ સરઘસમાંથી થોડે દૂર સરઘસની પાછળ હાટમાં પ્રવેશે છે. સરઘસમાં બીજા કેટલાક લોકો પ્રવેશી કોઈ પણ દુકાનમાં બેસશે. પણ હાટની અંદર પેઠા પછી સરઘસનો અવાજ જાણે સંભળાતો નથી — એક વાઘારુના લાંબા ઝંડા માટે આ સરઘસ છે તે જોઈને અનુમાન કરવાનું છે. 'ઉત્તરખંડ પાર્ટી ઝિન્દાબાદ', 'તિસ્તા

# 190

# વાઘારુની સરઘસમુક્તિ અને સરઘસ પર્વનો અંતિમ અધ્યાય

તિસ્તા બૅરેજના ઉદ્‌ઘાટન દિને ઉત્તરખંડવાળાઓ ચાંગામારિ બૅરેજનો રસ્તો જ પસંદ કરી લે છે, કારણ કે ક્રાન્તિહાટનો પાકો રસ્તો તે દિવસે વામફ્રન્ટ અને સરકારના કબજામાં છે. ગયાનાથના જે લોકો છે તે તો મુખ્યત્વે આ રસ્તાની જ આસપાસમાં છે. એની બહાર, દૂર દૂરની ગયાનાથની ખેતીની જમીનના લોકો સાથે તો હવે તેને રોજ મળવાનું થતું નથી, તેથી એ બધા લોકો હવે ગયાનાથના માણસો નથી.

સુસ્થિર વગેરે જુદા જુદી જગ્યાએથી છોકરાઓની વ્યવસ્થા કરી એક સાઇકલ સરઘસ લઈ આવે છે. લગભગ પચાસેક સાઇકલો જોતાં ઘણી લંબાઈ થાય છે. એ સરઘસ ચાંગામારિ હાટનો પાકો રસ્તો લઈ, ચાંગામારિ ફૉરેસ્ટની પાસે થઈ ગોલાવાડિ અને પશ્ચિમ દોલાઈગાંવ વગેરેમાં થઈ, નેવડા વસ્તી ઉપર થઈને સીધું બૅરેજ તરફ જાય છે.

બીજા સોએક જેટલા લોકોનું એક સરઘસ પગે ચાલતું આ તરફ જ આવે છે, પણ તેઓ પગે ચાલતા જાય છે એટલે પાકો રસ્તો જ અનુસરવાનું કોઈ બંધન તેમને આવતું નથી. તેઓ પાકો રસ્તો છોડી દઈ ખેતરો અને મેદાનોની વચ્ચે થઈ પશ્ચિમ દોલાઈગોવમાંથી ડાબી તરફ ફરી નેવડા વસ્તીમાં જઈ ચઢે છે. નેવડા વસ્તીમાં સાઇકલ સરઘસ અને પગે ચાલતું સરઘસ થોડી વાર ભેગાં થઈ જાય છે. પણ તે પછી સાઇકલ, સરઘસને સીધા જ જવાનું છે, અને પગે ચાલતું સરઘસ તો ડાબી તરફ સીધું તિસ્તા તરફ જૂના સિદાવાડિની દિશામાં ચાલી જાય છે. ત્યાંથી તિસ્તાને કાંઠે કાંઠે થઈ ચાલીને આપલચાંદના પ્રવેશ આગળ પહોંચે છે. ત્યાં ફરીથી સાઇકલ-સરઘસ અને પગે ચાલતું સરઘસ ભેગાં થાય છે. ત્યાર પછી આપલચાંદની અંદર થઈ એક સાથે ગાજોલડોબા - તિસ્તા બૅરેજની તરફ ચાલવા લાગે છે.

સરઘસની વાર્તા તો એક વાર્તામાં જ પૂરી કરી દેવામાં આવે, કારણ કે છેક સુધી તો કોઈએ જાણ્યુંય નહિ કે ઉત્તરખંડનું સરઘસ આ રીતનું બન્યું છે. અને વળી, આ સરઘસ ગયું પણ હતું લગભગ ચોરી કરીને. આખો જિલ્લો આજે ગાંડો બની ઊઠ્યો છે. નેશનલ હાઈવે લેટરલ રોડ, ક્રાન્તિ વળાંક — ઓદલાવાડિનો રસ્તો લઈ ટ્રક ભરીભરીને માણસો જાય છે. અને આ લોકો ત્યાં જાણે બધાથી છૂપા રસ્તે છુપાઈ છુપાઈને કોઈ રીતે વિરોધ દેખાડવા જાય છે. પણ સરઘસ પર્વના અંતિમ અધ્યાયમાં આપણને એ જાણવાની જરૂર છે કે વાઘારુ ક્યાં હતો? આ સરઘસમાં પણ ઉત્તરખંડનો

ઉત્તરખંડનું સરઘસ શોધતાં ય જડતું નથી. એટલે સુધી કે ગયાનાથની બૂમાબૂમથી જે કેટલાક લોકો જોડાયા હતાં તે વામફ્રન્ટનાં આટલાં બધાં સરઘસોની આવી હો હામાં ભય પામીને ખસી જાય છે. ભય પામવા છતાં પણ તેઓ કદાચ સરી જાત નહિ, જો ગયાનાથ તેમની પાસે રહેત તો. પણ ગયાનાથ તેમની જરા પાછળ હતો — તેને માટે તો હવે સરઘસમાં ચાલવાનું સંભવિત નહોતું. પણ તે આને - પેલાને બૂમ મારી સરઘસમાં મોકલતો હતો; તેમના ગયા પછી સરઘસમાં ઊભો પણ રહ્યો હતો. એ દરમ્યાન વામફ્રન્ટનાં આટલાં બધાં સરઘસો હાટમાં ઊતરી પડ્યાં છે તેની તો ગયાનાથ, તિલક કે તેમના લોકોને ખબરે પડી નહોતી. કારણ, તેઓ આ સરઘસ લઈને જ વ્યગ્ર હતા — સ્લોગન શું ઉચ્ચારવાનું તેની કોઈને ખબર નહોતી, વ્યવસ્થિત રીતે ચાલી પણ શકતા નહોતા, ફક્ત વાઘારુની ડોક પરના ઝંડાને કારણે સરઘસને સરઘસ કહી તેઓ પોતાને ઓળખી શકતા હતા. પણ પેલા પાતળા લાંબા વાંસને છેડે લાંબો ત્રણ ખૂણાવાળો ઝંડો પણ ઓછો તમાશો કરતો નથી. હાટની દુકાનોની માથેનું પ્લાસ્ટિક જે ઘાસની વાળેલી દોરીથી આમતેમ કરીને બાંધેલું હતું. તેની નીચેથી નમાવેલા માથા વડે કદાચ માણસ જઈ શકે, પણ આટલો મોટો ઝંડો કાંધે રાખી કોઈને ય માટે જવું અસંભવિત હતું. હાટ-સરઘસ માટે તો જરૂર હતી નાના ઝંડાની. અને, વાઘારુની કાંધ પરનો પેલો લાંબો ઝંડો વચ્ચે વચ્ચે જ ઉતારી દઈ જમીનની સમાંતરે ઝુલાવી દરેક અવરોધને પાર કરવો પડે છે. અને બે ડગલાં ગયાં ના ગયાં ત્યાં તો આ રીતની બીજી બધી અડચણો આવે છે. આ બધાને પરિણામે ઉત્તરખંડનું સરઘસ અથવા ગયાનાથનું સરઘસ ક્યાં શરૂ થાય છે અને ક્યાં પડી ભાંગે છે તે સમજાતું જ નથી. વામફ્રન્ટનાં જુદાં જુદાં સરઘસો જ્યારે પેલા ગો-હાટમાંથી આ હાંડી-હાટ સુધી લંબાઈ ગયાં છે, અને આત્મવિશ્વાસથી દમામભેર આગળ વધે છે ત્યારે તમાકુ હાટ અને ગમછા-હાટની વચ્ચેના વળાંક પર વાઘારુ એકલો ઝંડો લઈ ઊભો રહ્યો છે — જે રીતે તે લીમડાના ઝાડ નીચે હતો તે રીતે. ત્યાં ઝંડો તો અલબત્ત ઊભો જ કરેલો હતો. તેની જરા દૂર તિલક ઊભો છે. જરા વધારે દૂર ગયાનાથ ઊભો છે. આ ત્રણ જણના ઊભા રહેવાનાની વચ્ચે કોઈ જોડનાર તંતુ પણ નથી — ત્રણ જણના ઊભા રહેવાની જગ્યા એવી છૂટી છૂટી છે કે તે જરા અદ્‌ભુત લાગે. વામફ્રન્ટનું કોઈ કોઈ સરઘસ ઉત્તરખંડના ઝંડા તરફ દોડી આવતાં જુએ છે — કમર પર દોઢ હાથીનું બળ ધરાવતો એક માણસ ઝંડો લઈને સીધો ઊભો રહે છે. જાણે કોઈ વડના ઝાડની ઊંચી ડાળ પર કોઈ માનતાનો ઝંડો બાંધી ગયું છે. બે-એક જણ તો વાઘારુને એક-બે ધક્કા દેતા નથી એવું નથી, પણ વાઘારુ દૃશ્યમાં જ એટલો અવાન્તર છે કે એ ધક્કામાં ય કોઈ જોર નહોતું. તેના કરતાંય વધારે તો ગયાનાથ જોતદારને જોઈ એ તરફ સરઘસ લઈ જવા ઘણાયને લોભ થાય છે. જોકે ગયાનાથ તો ઊભો જ રહે છે.

## 190

# વાઘારુની સરઘસમુક્તિ અને સરઘસ પર્વનો અંતિમ અધ્યાય

તિસ્તા બૅરેજના ઉદ્દ્ઘાટન દિને ઉત્તરખંડવાળાઓ ચાંગામારિ બૅરેજનો રસ્તો જ પસંદ કરી લે છે, કારણ કે ક્રાન્તિહાટનો પાકો રસ્તો તે દિવસે વામફ્રન્ટ અને સરકારના કબજામાં છે. ગયાનાથના જે લોકો છે તે તો મુખ્યત્વે આ રસ્તાની જ આસપાસમાં છે. એની બહાર, દૂર દૂરની ગયાનાથની ખેતીની જમીનના લોકો સાથે તો હવે તેને રોજ મળવાનું થતું નથી, તેથી એ બધા લોકો હવે ગયાનાથના માણસો નથી.

સુસ્થિર વગેરે જુદા જુદી જગ્યાએથી છોકરાઓની વ્યવસ્થા કરી એક સાઇકલ સરઘસ લઈ આવે છે. લગભગ પચાસેક સાઇકલો જોતાં ઘણી લંબાઈ થાય છે. એ સરઘસ ચાંગામારિ હાટનો પાકો રસ્તો લઈ, ચાંગામારિ ફૉરેસ્ટની પાસે થઈ ગોલાવાડિ અને પશ્ચિમ દોલાઈગાંવ વગેરેમાં થઈ, નેવડા વસ્તી ઉપર થઈને સીધું બૅરેજ તરફ જાય છે.

બીજા સોએક જેટલા લોકોનું એક સરઘસ પગે ચાલતું આ તરફ જ આવે છે, પણ તેઓ પગે ચાલતા જાય છે એટલે પાકો રસ્તો જ અનુસરવાનું કોઈ બંધન તેમને આવતું નથી. તેઓ પાકો રસ્તો છોડી દઈ ખેતરો અને મેદાનોની વચ્ચે થઈ પશ્ચિમ દોલાઈગોવમાંથી ડાબી તરફ ફરી નેવડા વસ્તીમાં જઈ ચઢે છે. નેવડા વસ્તીમાં સાઇકલ સરઘસ અને પગે ચાલતું સરઘસ થોડી વાર ભેગાં થઈ જાય છે. પણ તે પછી સાઇકલ, સરઘસને સીધા જ જવાનું છે, અને પગે ચાલતું સરઘસ તો ડાબી તરફ સીધું તિસ્તા તરફ જૂના સિદાવાડિની દિશામાં ચાલી જાય છે. ત્યાંથી તિસ્તાને કાંઠે કાંઠે થઈ ચાલીને આપલચાંદના પ્રવેશ આગળ પહોંચે છે. ત્યાં ફરીથી સાઇકલ-સરઘસ અને પગે ચાલતું સરઘસ ભેગાં થાય છે. ત્યાર પછી આપલચાંદની અંદર થઈ એક સાથે ગાજોલડોબા - તિસ્તા બૅરેજની તરફ ચાલવા લાગે છે.

સરઘસની વાર્તા તો એક વાર્તામાં જ પૂરી કરી દેવામાં આવે, કારણ કે છેક સુધી તો કોઈએ જાણ્યુંય નહિ કે ઉત્તરખંડનું સરઘસ આ રીતનું બન્યું છે. અને વળી, આ સરઘસ ગયું પણ હતું લગભગ ચોરી કરીને. આખો જિલ્લો આજે ગાંડો બની ઊઠ્યો છે. નેશનલ હાઈવે લેટરલ રોડ, ક્રાન્તિ વળાંક — ઓદલાવાડિનો રસ્તો લઈ ટ્રક ભરીભરીને માણસો જાય છે. અને આ લોકો ત્યાં જાણે બધાથી છૂપા રસ્તે છુપાઈ છુપાઈને કોઈ રીતે વિરોધ દેખાડવા જાય છે. પણ સરઘસ પર્વના અંતિમ અધ્યાયમાં આપણને એ જાણવાની જરૂર છે કે વાઘારુ ક્યાં હતો? આ સરઘસમાં પણ ઉત્તરખંડનો

પેલો વિરાટ ત્રિકોણિયો ઝંડો લાંબા વાંસને છેડે વાઘારુની કાંધે જ હતો.

માત્ર સો જેટલાં લોકો પેલા નેવડા વસ્તીના વરમતલામાં અથવા સિદાવાડિના તિસ્તાકાંઠે કેટલા તુચ્છ લાગે છે? વળી તે પણ તેઓ કોઈ લાઈન કરીને જતા નહોતા. એકમાત્ર વાઘારુ અને તેનો પેલો લાંબો ઝંડો જ પેલી વિશાળ પથરાયેલી પ્રકૃતિમાં આ લોકોને એકસૂત્રે બાંધી દેતો હતો.

આપલચાંદની અંદર પ્રવેશી બે સરઘસો એક થઈ જાય છે. તેઓ જ પોતાને એક સરઘસની જેમ ગોઠવી લે છે. બધાની પહેલાં છે વાઘારુ — ઝંડા સાથે. પછી પતો ચાલતું સરઘસ. અંતે સાઈકલ-સરઘસ. સાઈકલવાળા ઘણા ઊતરી જઈ સાઈકલ ચલાવીનેય જાય છે.

આપલચાંદ વાઘારુનું, વાઘારુ આપલચાંદનો. તેના પગના દબાણથી એનાં સૂકાં પાંદડાં ભાંગી જાય છે. તેનો હાથ ફેરવતાં જ આ ફૉરેસ્ટના દુર્ભેદ્ય અવરોધ પણ દૂર થઈ જાય છે. આ ફૉરેસ્ટની અંદર જ ક્યાંક તેનો જન્મ થયો હતો. આ ફૉરેસ્ટની અંદર જ ક્યાંક વાઘ તેની પીઠ પર અને સાથળ પર જે સીલ મારી ગયો છે તે આપલચાંદનું. આટલા બધા લોકો તેની પાછળ હોવા છતાં પણ વાઘારુ આપલચાંદમાં જાણે એકલો એકલો જ ચાલી રહ્યો છે, ફક્ત કાંધ પરના આટલા મોટા ઝંડાને કારણે તેના ચાલવાની રીત જરા જુદી થઈ જાય છે.

તિસ્તાના કાંઠે કાંઠે થઈને જ તો વાઘારુ ઘણું બધું આવ્યો છે — અત્યારે તિસ્તાના બે કાંઠેથી જ ઘણો બધો ખસી ગયો છે. રેતી ચમકે છે, પાણી ચમકે છે, અને પવન તિસ્તાની જેમ જ ધીરે ધીરે વહી આવે છે. આપલચાંદની અંદરથી કોઈ કોઈ પોલાણમાંથી ક્યારેક ક્યારેક પેલી તિસ્તા દેખાઈ જતી હતી. ફરીથી તિસ્તા ઢંકાઈ ગઈ હતી. પણ તિસ્તા પર થઈને પવન નિર્બંધ વહી રહ્યો હતો.

આ રીતે જતાં જતાં — વાઘારુનું જન્મસ્થાન, અથવા દેશ, અથવા વાઘારુની પૃથ્વી જ કહેવાય આ આપલચાંદને, તેની અંદર થઈ જતાં જતાં — વાઘારુની નજરે પડી જાય છે તિસ્તા બૅરેજ. વાઘારુ આપલચાંદનું સમગ્ર દૃશ્ય ઓળખે છે; પણ આ દૃશ્ય તેને પરિચિત નથી. એક વાર જોઈ લીધા પછીથી તે દૃશ્ય પણ વચ્ચે વચ્ચે ઢંકાઈ જતું હતું, પણ ક્રમશઃ બહુ સ્પષ્ટ થતું હતું. પછી તો તે નજરની સામે જ આવે છે — તિસ્તાની અંદર આડી વિરાટ દીવાલ, તિસ્તાનો જાણે નવો એક કાંઠો, તેમાં જાત જાતના રંગના ગેટ, જાત જાતના રંગની નિશાની જેવું કશુંક ઊડી રહ્યું છે.

આવા દૃશ્યથી વાઘારુ આશ્ચર્યચકિત થઈ જતો નથી. આપલચાંદની અંદરનું કોઈ નવું દૃશ્ય વાઘારુને આશ્ચર્યમાં નાખી શકતું નથી. તેને માત્ર એક ક્ષણની જરૂર છે — દૃશ્યને આપલચાંદનો જ અંશ ગણી વણી લેવાની. શરીર સિવાય તો કશું નથી વાઘારુને. એ શરીર દ્વારા જ તે આપલચાંદ અને પેલા તિસ્તા બૅરેજને ભેળવી

દેવા ઇચ્છે છે. વાઘારુ પાસે કોઈ દૃશ્ય આપલચાંદથી અલિપ્ત રહી શકતું નથી. તે બૅરેજને આપલચાંદને અને પોતાને સંલગ્ન કરી દેવા માગે છે.

આ પ્રક્રિયા થોડી વાર સુધી ચાલે છે, અને વાઘારુ સરઘસ લઈને પેલી નવી દીવાલ, જુદાજુદા રંગના ઝંડા, જુદા જુદા રંગના મંચ તરફ આગળ વધે છે. આગળ વધતાં વધતાં, રસ્તો લગભગ પૂરો થઈ જાય છે; જોકે સામે ફૉરેસ્ટનાં ઝાડ-ઝાંખર વધુ પથરાયેલાં છે, છતાં ત્યાંથી સ્પષ્ટ દેખાય છે તિસ્તા બૅરેજ; જરા જમણી તરફઃ પહાડ જેવી દીવાલ છે; તેની ઉપર લગભગ આકાશને અડતો મંચ; લાલ, ભૂરો — કેટલા રંગ! કેટલા ગેટ! અહીંથી એટલા બધા માણસો દેખાતા નથી, કારણ એ બધા તો પાછળની બાજુએ છે. ચોક્કસપણે આગળ માણસો હો હા કરી રહ્યા છે. આટલો મોટો ગેટ અને મંચ જોતાં જ સમજાય છે કે તેની સમક્ષ કેટલા લોકો હોઈ શકે.

સુસ્થિર પાછળથી રાડ નાખે છે, 'અહીં ઊભા રહી જાવ.' પછી સાઇકલનું બે વાર પેડલ ચલાવી સરઘસની સામે આવતાં આવતાં કહે છે, 'બરાબર ઊભા રહો, અને સ્લોગનોની બરાબર પ્રેક્ટિસ કરી લો.' સાઇકલ ડાબા હાથે પકડી સુસ્થિર જમણો હાથ આકાશમાં ઊંચો કરી સ્લોગન ઉચ્ચારે છે, 'ઉત્તરખંડ પાર્ટી', 'ઝિન્દાબાદ.'

સુસ્થિર બોલી ઊઠે છે, 'તમે જોયું ને કે કેવડી મોટી મીટિંગ થવાની છે તે? વધારે જોરથી બોલો — 'ઉત્તરખંડ' — પેલો મંચ, નિશાન એ બધું એમને પ્રોત્સાહિત કરે છે. વધારે જોર કાઢી તેઓ જવાબ આપે છે, 'ઝિન્દાબાદ!'

'તિસ્તા બૅરેજ', 'બંધ કરો, બંધ કરો.'

'વામફ્રન્ટનો પૌષ માસ', 'રાજવંશીઓનો સર્વનાશ.'

'તિસ્તા બૅરેજના પાણીમાં કોણ તણાશે', 'રાજવંશી રાજવંશી',

'તમારો અમારો સર્વનાશ', 'તિસ્તા બૅરેજ મુર્દાબાદ.'

બધાં સ્લોગનો જ્યારે તેઓ સારી રીતે શીખી લે છે, ત્યારે પેલા મંચ તરફથી એક જીપ દોડતી આવે છે. તેઓ પોતાનાં સ્લોગનોનો અવાજ સાંભળતા હતા, એટલે કદાચ ગાડીનો અવાજ સાંભળી શક્યા નહિ. તિસ્તાના આવા આરણ્યક કાંઠે ગાડીનો અવાજ એવો સમજાય પણ નહિ.

ગાડી એકદમ જ વાઘારુની સામે આવીને ઊભી રહે છે. સુસ્થિરે વાઘારુની જરા પાછળ ઊભા રહી સરઘસને સ્લોગનો આપ્યાં હતાં - બોલાવ્યાં હતાં. ગાડી અટકતાં જ ગાડીની પાછળથી લાઠી અને બંદૂક હાથમાં રાખી કેટલાક પોલીસો ઊતરી આગળ આવે છે, અને ડ્રાઇવરની પાસેથી એક ઑફિસર ઊતરી ડ્રાઇવરને પાછળ ખુલ્લી જગ્યામાં જઈ ઊભા રહેવા કહે છે — બૅરેજ તરફ આંગળી ઊંચી કરીને. જીપગાડી પાછળ જઈ તિસ્તાના કાંઠે જમણી તરફ વળે છે, વળી જરા પાછળ જઈ તિસ્તા બૅરેજ તરફ મોં રાખી ઊભી રહે છે, સ્ટાર્ટર બંધ કરે છે કે નહિ તે સમજાતું

નથી. અને એ જ ઑફિસર આવીને વાઘારુની સામે, પણ જરા ડાબી તરફ ઊભો રહી સુસ્થિરને કહે છે, 'સરઘસ હમણાં જ વિખેરી દો, સ્લોગન ઉચ્ચારશો નહિ.'

આમ અચાનક જ પોલીસ, લાઠી, બંદૂક જોઈ સરઘસમાં હલચલ થઈ ઊઠે છે. સુસ્થિર પોલીસ ઑફિસર તરફથી મોં ફેરવી મુઠ્ઠી વાળેલો જમણો હાથ ઊંચો કરી રાડ પાડી ઊઠે છે, 'ઉત્તરખંડ પાર્ટી'; સરઘસના માત્ર થોડા માણસો જાણે ટેવાયેલા હોય એમ 'ઝિન્દાબાદ' બોલતાં જ પોલીસ ઑફિસર બે ડગલાં પાછળ હઠી ડાબા હાથની આંગળી ફેરવી પોલીસોને આદેશ આપે છે.

બંદૂક હાથમાં રાખેલા પોલીસો ઊભા રહે છે, પણ બે ડગલાં આગળ વધે છે. અને લાઠી હાથમાં લીધેલા પોલીસો દોડતા આવે છે — લાઠી ઊંચી ઉઠાવતા નથી, ઊલટું લાઠી નીચે લાવે છે. સરઘસના બેએક જણ દોડીને નાસી જવાનું એમ સમજે-ના સમજે ત્યાં પોલીસો સરઘસની બે બાજુ ઊભા રહી જાય છે, અને લાઠી માથે ઊંચે લઈ જઈ સરઘસના ઊભા રહેલા લોકોને પીટવા લાગે છે. ક્ષણવારમાં તો સરઘસ વીખરાઈ જાય છે — જે જ્યાં જઈ શકે ત્યાં દોડી જાય છે, સાઈકલવાળાઓ સાઈકલ પર દોડવા માંડે છે. પોલીસો બહુ દોડાદોડી નથી કરતા, છતાં લગભગ બધાયને લાઠીની પહોંચમાં ખેંચી લાવે છે અને એક ગોંદો મારી જમીન પર સુવાડી દે છે. પેલો ઑફિસર એક પોલીસને બૂમ મારી સુસ્થિરને દેખાડે છે. તે બરાબર લક્ષ્ય કરી સુસ્થિરની પીઠે લાઠી ઠોકે છે. સુસ્થિર બેવડ વળી પડી જતાં પોલીસ લાઠી વડે જ તેને ચત્તો કરી લાઠી માથા પર ઉપાડી સુસ્થિરના ઢીંચણ પર ખૂબ જોરથી મારે છે. માત્ર થોડી જ ક્ષણોમાં ફૉરેસ્ટની પેલી જગ્યાએ, તિસ્તા બૅરેજની આટલી નજીક, ઉદ્‌ઘાટન મંચની આટલે પાછળ કેટલાક માણસો છૂટાછવાયા કેવા પડી રહે છે! કોઈ ધાંધલ, બૂમબરાડા સુધ્ધાં કશું જ થતું નથી. એક જીપમાં કેટલી પોલીસ સમાઈ હોય? તે કેટલાક હતા તેનો પણ સંદેહ છે! તેઓ માત્ર થોડી જ વારમાં ઉત્તરખંડના સ્વતંત્ર રાજ્યની માંગણી આપલચાંદની એક ટુકડા જમીન પર મારી, તોડી, કચડી નાખી ચાલી જાય છે.

વાઘારુ જ્યાં ઊભો હતો ત્યાં જ ઊભો રહે છે. ઝંડો તેને ખભે જ છે. તે નાસી જઈ શકતો નથી, અથવા નાસી જઈ શક્યો નથી, અથવા નાસી જતો નથી, અથવા પોલીસની સામે તેના શરીરની નાસવાની પ્રતિક્રિયા બની નથી. જીપ તેની એકદમ સામે આવીને ઊભી હતી. ઑફિસર પણ તેની સામે તેની જરા ડાબી તરફ ઊભા હતા. પોલીસ તેને બાજુએ રાખી પાછળના સરઘસને પકડે છે — એટલે સુધી કે પાછળના સરઘસને પકડવા એક કે બે ઝાડ પણ પાર કરવાં પડે છે. પસાર થતાં થતાં ય તેઓ વાઘારુને લાકડી વડે મારતા ગયા છે, પણ ક્યારેય વાઘારુને મુખ્ય લક્ષ્ય કર્યો નથી. કદાચ, વાઘારુ એટલો બધો લાંબો છે એટલે પોલીસો તેના શરીરના એવા કોઈ લોભનીય અંશને લાઠીની પહોંચમાં લાવી શક્યા નથી. કદાચ, વાઘારુએ

તેના પેલા આટલા લાંબા લગભગ નગ્ન શરીરને, એટલે સુધી કે પોલીસને પક્ષે પણ, અયોગ્ય ગણ્યું છે. સરઘસના ઉપલક્ષ્યમાં ગયાનાથે તેને કંઈ નહિ તો એક પહેરણ અને ટૂંકી ધોતી આપી દીધી હોત તો પોલીસ કદાચ તેને ઓળખી લઈ શકત.

પોલીસ વાઘારુને મારતી નથી, અથવા મારવાનું મુખ્ય લક્ષ્ય કર્યું નથી, વાઘારુ પણ પોલીસની લાઠી-બંદૂક-ગાડી જોઈ નાસી ગયો નથી. કદાચ આ આપલચાંદ છે એટલે નાસી ગયો નથી. આ આપલચાંદની, આ જંગલ-જમીનની, આ ઝાડ-ઝાંખરની બધી જ બાબત તેને એટલી બધી પરિચિત છે કે તે સમજી જ શક્યો નથી કે અહીં તે કોનું આત્મગોપન કરી શકે? એક માનવી તેના ઘરમાં તો છુપાવાની કોઈ જગ્યા મેળવે નહિ — બધું જ તેની પાસે એટલું પ્રકટ, પ્રકાશ્ય છે! તેથી તેને પોલીસ અને સરઘસ બધું ભેળવી દઈને ઊભા જ રહેવાનું છે. ગયાનાથે તેને ઝંડો આપી ઊભો રાખ્યો છે. ઝંડાની પાછળ સરઘસ છે. એ સરઘસ છિન્નભિન્ન થઈ જવા છતાં ય વાઘારુ તો ઊભો જ રહે છે.

સરઘસપર્વ અહીં જ પૂરું થાવ. એની પછીના પર્વમાં પોલીસોની પાછળ પાછળ જવાનું થશે —પોલીસ કેમ આવે છે, ક્યાંથી આવે છે.

સરઘસના લોકો જેનો જેવો વિચાર છે તે પ્રમાણે પાછા ફરી ગયા છે. સાઇકલવાળા તો સાઇકલ લઈને પાછા ગયા છે. કોઈએ વાઘારુને કશું પૂછ્યું નથી. પણ આ બધું પ્રસ્થાન થઈ ગયા પછી આ આપલચાંદ, ઝાડ-ઝાંખર, જંગલ-જમીન, સામેની તિસ્તા ફરીથી વાઘારુની નજરે પૂરેપૂરાં પાછાં આવે છે. ફક્ત તિસ્તામાં પેલી વિરાટ દીવાલ, દીવાલની ઉપર આટલા ગેટ અને મંચ, ગેટ પર અને મંચ પર આટલા ઝંડા — એ બધું પેલા તેના સ્વદેશ સાથે બરાબર મેળ ખાતું નથી.

પણ મેળવવું તો પડશે. વાઘારુને જ મેળવવું પડશે. અહીં આ આપલચાંદમાં વાઘારુના નહિ જોતાં એક મોટા નાસપતિના ઝાડનો વિકાસ અટકી જાય છે. શો લાભ એ વિકાસનો, જો વાઘારુ જ તે ના જુએ તો? અહીં આ આપલચાંદમાં એક લતામંડપનાં ફૂલ ઊગવાં અટકી જાય છે, વાઘારુએ નહિ જોતાં. શો લાભ એ ઊગવાનો, જો વાઘારુ જ તે ના જુએ તો? અહીં આ તિસ્તાના પ્રવાહનું ઉદાસીનભાવે વહી જવાનું અટકી જાય છે, વાઘારુએ નહિ જોતાં. શો લાભ વહી જવામાં, જો વાઘારુ જ તે ના જુએ તો? અને, આપલચાંદની પાસે તિસ્તા નદીમાં આવો એક આડો પહાડ ચણી દેવાથી ઉત્તર અને દક્ષિણની નદીને અલગ કરી દેવામાં આવે, વાઘારુએ નહિ જોતાં જ? એ પહાડ પર એટલા બધા ગેટ અને એટલા મંચ અને એટલા સ્ટેજ થવાના, વાઘારુએ નહિ જોતાં? આ આપલચાંદ ફૉરેસ્ટ અને તિસ્તા દ્વારા બનેલા તેના સ્વદેશમાં પેલા તિસ્તા બૅરેજને અંદર કરી લેવા વાઘારુ પેલા ઉદ્દ્ઘાટન મંચ તરફ આગળ વધે છે. બે ડગલાં જતાં જ સમજાય છે કે કાંધ પર તેનો ઝંડો ત્યારે ય છે. તે ડાબો હાથ વાંસ પરથી ખસેડી લે છે અને ડાબા ખભાને

એક ઝાટકો મારે છે. ઝંડો જમીન પર પડી જાય છે. વાંસનો છેડો પડે છે વાઘારુના પછીના પગલાની નીચે તેને કચડી વાઘારુ આગળ જાય છે.

હવે વાઘારુના બે હાથ ખાલી છે, કાંધ ખાલી છે, આખું શરીર હલકું છે. એક નાની લંગોટ સિવાય કોઈ બીજું આવરણ નથી. અહીં, આપલચાંદમાં, તિસ્તાના કાંઠે, જેમ જેમ તે પગલાં માંડતો જાય છે તેમ તેમ જન્મથી જ અભ્યસ્ત એવા છંદમાં, એવા લયમાં, તેનું શરીર ડોલવા લાગી જાય છે. ડોલે છે. પવનમાં ડોલતો ડોલતો વાઘારુ તિસ્તા બૅરેજના ઉદ્ઘાટનના પેલા રંગભર્યા સ્ટેજ અને પેન્ડોલ તરફ આગળ વધતો જાય છે — 'જોઉં તો ખરો, ખરેખર ત્યાં શું એક નવી નદી બનવાની છે? કે પછી મયનાગુડિનાં પેલાં છોકરા-છોકરીઓનો નાચ થઈ રહ્યો છે!'

# 190

# મદારીની માનું સ્વતંત્ર રાષ્ટ્ર

હાટમાંથી પાછો ફરી મદારી કહે છે, 'મા કાલે જુલુસ નીકળશે, હાટમાં ટ્રક આવશે.'

જુલુસ અથવા સરઘસ હોઈ શકે છે; અને સરઘસ હશે તો તો ટ્રક આવશે જ. નહિ તો લોકો આવશે કેમ કરીને? મદારીની માને તેથી બીજું કંઈ પૂછવાનું રહેતું નથી. મદારીને બીજું કંઈ બોલવાનું ય રહેતું નથી.

હાટને દિવસે એ લોકોને ઊંઘી જતાં થોડું મોડું થાય છે. હાટમાંથી ફરતી ગાયની ગાડીઓ કિચૂડ કિચૂડ કરતી રસ્તે થઈને જાય છે. તેમનું જવાનું પણ જાણે પૂરું થતું નથી, અને કિચૂડ કિચૂડ પણ પૂરું થતું નથી. સાંજથી કિચૂડાટ શરૂ થાય છે; કેટલી વાર ચાલે છે તેનું માપ તો કોણ કાઢે?

મદારીની માનું ઘર ફૉરેસ્ટને સીમાડે છે — રસ્તેથી જોતાં તો એને ફૉરેસ્ટની સીમા માની લેવામાં આવે. નેશનલ હાઈવે પછી થોડી જમીન, પછી ફૉરેસ્ટ. ફૉરેસ્ટને તો કંઈ આ રીતે નદીની જેમ કાંઠો માની લેવો ચાલે નહિ. પણ તે તો જે હોય તે; અહીં પેલી ખેતીની જમીન હોવાથી ફૉરેસ્ટ એકદમ જ હાઈવે પર આવ્યું નથી. બરાબર આ જગ્યાએ લાગે છે કે ફૉરેસ્ટની સાથે નેશનલ હાઈવેની એક ભદ્ર વ્યવસ્થાનું અંતર છે. પણ એની બન્ને બાજુ ફૉરેસ્ટનાં જંગલ રસ્તાની ઉપર એવાં થઈ આવ્યાં છે કે ભય લાગે કે પેલાં જંગલમાંથી એક વાઘ કૂદીને આવી શકે, અથવા હાથીનું ટોળું આગળ આવી શકે, અથવા ગેંડા બરાબર એ ક્ષણે જ કૂદકો મારી શકે. આવી ભયભરી સ્થિતિમાંથી થોડી શાંતિ મળે મદારીની માના ઘરની સામે, આ જગ્યાએ. મનમાં થાય કે કદાચ ભૂલ હોય. ફૉરેસ્ટના હાથમાંથી બચી ગયા. પણ આ ઢાળ વટાવી થોડે ઊંચે ચઢી થોડું આગળ જતાં ફૉરેસ્ટ ફરીથી રસ્તા પર આવી જાય છે.

આ ઢાળને કારણે જ આ ખાલી મેદાન બન્યું લાગે છે. જમીનનો ઢાળ તો સમજાતો નથી, રસ્તાનો ઢાળ સમજાય છે. બરાબર પેલી જગ્યાએ જ રસ્તો બહુ ઢાળવાળો થઈ ઘણો નીચે ઊતરે છે અને ફરીથી ઘણો ચઢે છે — રસ્તાના જેટલી જ સહજ ઊંચાઈએ પહોંચે છે. આ જગ્યાની બધી જ જમીનનો ઢાળ રસ્તા પર જ પડે છે. જમીન-જંગલ, શાલઝાડ - ખેરઝાડ સહ પૂરી જમીન જ અહીં ઢાળમાં નીચે ઊતરી ગઈ છે. તેનું એક કારણ પણ છે. ફૉરેસ્ટની અંદરથી એક નાનો ઝરો વહી આવી અહીં

રસ્તાને ઓળંગે છે. આખું વર્ષ ઝરાના વહેણનો રસ્તો રહે છે, પણ ફક્ત વર્ષાઋતુમાં પાણી રહે છે, અથવા પાણી આવે છે. તેથી રસ્તો એવો થયો છે કે જેથી વરસાદનું પાણી ફૉરેસ્ટમાંથી વહેતું વહેતું આવી રસ્તા પર થઈ ચાલી જઈ શકે છે. રસ્તાની બીજી બાજુ ફરીથી ઝરાના વહેણનો રસ્તો છે, તેથી રસ્તા પર ક્યારે ય પાણી એકઠું થતું નથી, પણ રસ્તો આખો વખત ભીનો રહે છે; ફક્ત ભીનો જ નહિ, પણ આખું ચોમાસું રસ્તા પર થઈ છલ છલ કરતો પ્રવાહ વહે જાય છે. ફૉરેસ્ટની અંદર થઈ થોડો તડકો જો જમીન પર પડે તો, અથવા રાત્રે, ટ્રકની હેડલાઈટમાં, પેલા પ્રવાહની નાની નાની રેખાઓ બહુ દૂરથી દેખાય છે. ખૂબ લોભનીય હોય છે દૃશ્ય. રસ્તો પણ આ જગ્યાએ પહોળો છે, બહુ પહોળો છે. કોઈ ટ્રકને સાઈડમાં રાખવામાં આવે તોપણ બાકીના રસ્તે બે ટ્રક એકબીજીને 'સાઈડ' આપી શકે. ઘણીય વાર ઘણાય ડ્રાઈવરો આવું કરે પણ છે. ગાડી રોકી દે છે. ગાડીમાં થોડું પાણી ભરે છે. પોતે પણ ઊતરી ઝરાનું પાણી થોડું આંખ-મોં પર છાંટે છે, પછી ચાલી જાય છે. સ્ટાર્ટર બંધ કરવા જેવો વધારે સમય નથી હોતો; પેલું થોડું ઊભા રહેવાનું એટલું જ, તેય ક્યારેક.

તેમ છતાં વર્ષાકાળ એટલે છ માસથી આઠ માસ. ખરેખર તો પાણી રહેતું નથી, કે રસ્તો ભીનો રહેતો નથી — માત્ર ખૂબ ઠંડીના પેલા ચાર-પાંચ મહિનાઓમાં જ. મદારીની માએ રસ્તાની બરાબર પાસે, ઝરાની અંદરથી જ ઊગેલા એક શીમળાના ઝાડને તળિયે કેટલાક પથ્થરો ગોઠવી એક વેદી જેવું બનાવ્યું છે. ઝરો જ્યાં ફૉરેસ્ટની જમીન છોડી રસ્તા પર આવ્યો છે તે જગ્યાએ ઝાડ ઊગી નીકળ્યું છે. સામાન્ય રીતે તો ઝાડ ત્યાં હોવાની વાત હોય નહિ કે જમીન ઘસાતાં આવા સીમાડે ઝાડના ઢળી પડવાનીય વાત નથી. એવું હોઈ શકે કે ત્યાં થયું છે એટલે ઝાડ ત્યાં છે, એથી વધારે બીજું કોઈ કારણ નથી. બીજું એક હોઈ શકે કે રસ્તો બનતી વખતે જ ઝાડ ત્યાં હતું; જેમણે રસ્તો બનાવ્યો છે તેઓ એને અડ્યા પણ નથી. શીમળાના ઝાડને કાપતાં નથી. વળી, અહીં રસ્તાને આટલા ઢાળવાળો કરતાં, આટલો પહોળો કરતાં, ઝરાનું મુખ અને પેલી તરફ ઝરો, જ્યાં નવા ઢાળમાં ગયા છે તે રસ્તાના પેલા મુખને સિમેન્ટથી બાંધતાં — રસ્તો બનાવનાર લોકોને ઘણા બધા દિવસો અહીં રહેવું પડ્યું છે. કદાચ એ કારણે જ સામેની જમીન આટલી ખાલી છે — કદાચ ત્યાં રસ્તો બનાવનાર લોકોના તંબૂ ઠોકવામાં આવ્યા હોય. આટલાં બળેલાં ઝાડનાં ઠૂંઠાં પણ કદાચ એ કારણે જ — જલાવીને રાત્રે રાખવામાં આવ્યાં હોય, હાથીનું ટોળું જેથી ના આવે. રસ્તાની ઊલટી બાજુએ ડામર ઓગાળવા માટે બે બાજુ લાકડાના માળખાની જેમ ખોસેલી બે ઝાડની બળેલી ડાળ અત્યારે પણ ખોસેલી છે; તેમની વચ્ચેના ખાડામાં એક સમયે બળેલા અગ્નિની ભસ્માવશેષ, અથવા અંગારાવશેષ, ચિરકાલીન છે.

મદારીની મા ત્યારે ક્યાં હતી તે તો મદારીની મા ય જાણતી નથી. પણ તે જ્યારે અહીં આવી ડાળાં-પાંદડાં-ડાળખી વડે ઘર બનાવી રહેવાનું શરૂ કરે છે, ત્યારે

તેને માટે, અને કોઈ પણને માટે, આ જગ્યા શીમળા-ઝરો એ નામથી પરિચિત થઈ ગઈ હશે. ઝરાના મુખ આગળ શીમળાના ઝાડનું એકલવાયાપણું પેલી નિર્જનતામાં પણ આટલું જ એકાકી!

શીમળાના ઝાડની વય સમજાતી નથી — જે ઝાડને જોતાં તે નવું જ ઊગેલું લાગે છે તે ખરેખર તો કેટલાક દસકા પુરાણું છે. એ ઝાડ આમ કંઈ એટલું તરુણ હતું નહિ. ઊલટું, ફૉરેસ્ટથી આટલું અલગ, રસ્તાથી પણ થોડું વિચ્છિન્ન એવું એ ઝાડ નજરે પડી જાય છે તેના અવસ્થાનને માટે તો ખરું જ, પણ ઘણું બધું તો તેના અવયવોને કારણે. નહિ તો, એ અવસ્થાનમાં ઝાડ ગુમાઈ જ જાય. ઝાડ કેવળ ઊગી જ નીકળ્યું છે તેમ નથી, તેની એક શાખા રસ્તા તરફ આગળ વધી ગઈ છે. આગળ આવ્યા પછી ત્યાંથી એક શાખા ઉપર તરફ ફૂટી નીકળી છે — એકમાત્ર સીધી રેખામાં. બીજી એક શાખા નીચે તરફ ફૂટી નીકળી છે, બીજી એક વળી ગઈ છે પાણી તરફ. તેનો છેડો પાણી ઉપર ડોલે છે, કદાચ કોઈ કોઈ વાર પાણીને અડે પણ છે. અને ઉપરની ડાળનો છેડો પવનમાં ડોલે છે. આ ફૉરેસ્ટમાં, આ રસ્તા પર, આવા એક ખૂણે આકાશમાં ઊગી નીકળેલા કોઈ ડોલનને જોતાં જ હાથીની વાત ના યાદ આવે એવું બને નહિ. પડછાયામાં, પાછળ ફૉરેસ્ટના ગાઢ અંધકાર અને માથા પર પાંદડાંઓથી વિભાજિત આકાશનો ભૂરો રંગ — પેલા એકાકી ઝાડની શાખાના આવા નિઃસંગ આંદોલનને જોતાં 'હાથી' એમ કદી અચાનક ભય પણ લાગી જાય. પાણી, પાણીમાં છાયા, વિચ્છિન્નતા અને આકૃતિને કારણે શીમળાનું ઝાડ જાણે વૃક્ષદેવતા અથવા પથદેવતા બનવા માટે તૈયાર થઈ જ ગયેલું હતું — કોણ ઓળખી શકે? તેની અપેક્ષાને?

મદારીની મા ઓળખી શકી હતી — કેટલાંયે ઝાડને જોયું છે, અને કેટલાયે ત્યાં વચ્ચે ટ્રક ઊભી રહેતાં કહ્યું છે, તેનો નિર્ણય કરી શકાશે નહિ. પણ બે હાથે ઊંચકી શકાય એવા બધા પથ્થરો લાવીને પાણીમાં ઝાડના મૂળ પાસે મૂકી દીધા છે. એ પથ્થરોનો સ્તર પાણીની ઉપર પણ આવી પહોંચ્યો છે — એક ઉપર એક ગોઠવવો, ગોળ કરીને સજાવવો, જે રીતે પ્રાચીન મિસરના લોકો 'ઓબેલિસ્ક' બનાવતા, અથવા હજુય જે રીતે આ તરફના પહાડના લોકો મહાયાની બૌદ્ધ સ્તૂપ બનાવે છે તે રીતે. પાણીમાં જ એ પથ્થરના સ્તૂપનું તળિયું પૂરેપૂરું શીમળાથી છવાઈ ગયું છે. શિયાળામાં પણ તે શીમળો સુકાઈ જતો નથી.

## 192

## શીમળા ઝરો — રાષ્ટ્રનું ઉદ્દેશ્ય

મદારીની મા વિચારતી હતી કે આ રીતે દેવતા જેવા દેખાતા શીમળાના ઝાડને

જો પથ્થર વડે ઘેરી લઈ સાચેસાચ દેવતા બનાવવામાં આવે, તો ચાલતી બસ - ટ્રકમાંથી ડ્રાઇવરો બે-ચાર પૈસા નાંખતા જશે. તેણે જોયું છે કે ડ્રાઇવરો આ રીતે નાખે તો બસના લોકો પણ નાંખે. આ રસ્તેથી બસ તો જાય છે, પણ તેઓ કદાચ નવી થયેલી પૈસા નાંખવાની જગ્યા વધે એવું ઇચ્છશે નહિ, તેથી જે બધી ટ્રક આ તરફથી પેલી તરફ, પેલી તરફથી આ તરફ જાય છે — મદારીની મા એ પણ જાણે છે કે આસામથી કલકત્તા અને કલકત્તાથી આસામ — તે લોકો તો અહીંનું બધું જાણતા નથી, તો આ રીતનું દેવતા જેવું જોતાં ઝાડને બે-ચાર પૈસા તેઓ શા માટે નાંખશે નહિ?

આવા એક ફૉરેસ્ટને કિનારે, શીમળાના ઝાડની જેમ જ, મદારીની મા કેમ રહે છે તેનો કોઈ ઇતિહાસ નથી. બીજે ક્યાંય રહેવાની જગ્યા નથી, તેથી રહે છે. પણ અહીં આવી રહેવાનું શરૂ કર્યા પછી તે આ શીમળાના ઝાડને દેવતા બનાવવા માટે બધો વખત વ્યસ્ત થઈ જતી હતી. ત્યારે મદારી હતો નહિ. મદારીની પહેલાંનો ભાઈ કે તેની પહેલાંનો ભાઈ — કોણ ત્યારે મદારીની મા સાથે હતું તેનો વિચાર કરવો બહુ મુશ્કેલ છે, પણ એ છોકરાને મદારીની માએ ખૂબ શિખવાડ્યું હતું : થોડા માઈલ દૂરના ગણેશવળાંકમાંથી ગણેશની મૂર્તિ ચોરી કરી લઈ આવવા. મદારીની મા ત્યારે તેના જે છોકરાના નામે ઓળખાતી હતી તેણે લગભગ તૈયારી કરી પણ દીધી હતી. પણ પછી તેના મનમાં બુદ્ધિ આવી કે માત્ર થોડા માઈલ દૂરના ગણેશવળાંકથી મૂર્તિ લાવે તો બધાયને ખબર પડી જશે.

તો પછી? બીજો કોઈ ઉપાય મદારીની માના હાથમાં કે મગજમાં હતો નહિ. વરસ પછી વરસ, એમ કેટલાંક વર્ષો ગણેશના વળાંકે હાથીનાં ટોળાં રસ્તો રોકી દેતાં હોવાથી ત્યાં માટીની ગણેશમૂરતિ બેસાડી પૂજા કરી; હવે ટ્રક-બસ બધા ક્યાંકથી પણ ત્યાં પૈસા નાંખે છે. મદારીની મા તો કંઈ ફૉરેસ્ટના હાથીનાં ટોળાંને સમજાવી કહી શકે નહિ કે તમે અહીં આવીને ય રસ્તો રોકો. છેવટે, આ ઢાળ પર જો એકબે ટ્રક ઊંધી પડે તો જ લોકોને ભય-ભક્તિ જાગે, તો તેઓ કદાચ દેવતા જેવા દેખાતા શીમળાના ઝાડ તરફ પૈસા નાંખે. પણ મદારીની મા આટલી મોટી મોટી ટ્રકને ઉલટાવે કેવી રીતે તે તે કેવી રીતે જાણે? તે બધી તો રસ્તેથી જતાં તેના ઘરની જમીન થથરી ઊઠે છે.

પણ બહુ જ બાફભરી ઉનાળાની સાંજે મદારીની મા જ્યારે માર્ગે આવીને બેસે છે, જુએ છે — નજીક જ રહેલી ગોધૂલિમાં શીમળા ઝાડની ઉપરની ડાળ હાથીની સૂંઢની જેમ જ હાલે છે, ચોક્કસ હાલે છે. 'કોઈ એ જોઈ શકશે નહિ; કોઈ એ જોઈ શકશે નહિ.'

મદારીની માએ શું વિચાર્યું હતું તે તો મદારીની મા જ જાણે. પણ તેના વિચારનેય એક સીમા છે. આખી દુનિયાની આટલી જગ્યા છોડી દઈ જેને આ ફૉરેસ્ટ

પાસે આવીને રહેવું પડે છે, અથવા તેથી અંદર આવા એક અસ્પષ્ટ ઝરાની પાસે, નેશનલ હાઈવે બનાવવાના સમયે સાફ - ખાલી કરેલી થોડી જમીન પર રહેવું પડે છે, તેના વિચારનું સામર્થ્ય જરૂર બહુ વધારે તો નથી.

પણ પેલો ઝરો, પેલું શીમળાનું ઝાડ અને આ મદારીની મા — આ ત્રણના કોઈ સંયોગથી આ ફૉરેસ્ટની વચ્ચે માઈલો સુધી જતા નેશનલ હાઈવેનું અહીંનું નામ પડી જાય છે શીમળાઝરા?

શીમળાનું ઝાડ તો છે જ, ઝરો પણ છે, પણ અહીં આ એક ખાલી જગ્યામાં જુદાં જુદાં પાંદડાંથી છાયેલું મદારીની માનું ઘર ના હોત, તેના ઘરની સામે થોડી જમીન પર ઝાડનાં ડાળાં-પાંદડાંથી વાડ જેવું કરેલું ના હોત, તો શું આ ઝરાનું અથવા આ શીમળાના ઝાડનાં નામકરણનું પ્રયોજન હોત? પેલા ઘરને જેઓ એકદમ જ ઘર કહી ઓળખી શકે છે તેઓ જ કદાચ અહીં ટ્રક-ગાડી રોકે છે, ગાડીમાં પાણી ભરે છે, પોતે પણ હાથ-મોં પર પાણી છાંટે છે. તેમને જ કદાચ આ જગ્યાના એક નામકરણની જરૂર પડી હતી.

પણ આ બધું હોવા છતાંયે મદારીની મા જે ઇચ્છતી હતી તે કોઈ પણ રીતે થઈ શકતું નથી. વેદી સાથે શીમળાના ઝાડને દેવતાનું સ્થાનક કહી શકાતું નથી. જેઓ હજાર-હજાર મણ માલ લઈ દેશના એક છેડેથી બીજા એક છેડે આમ નદીની માફક દોડી જાય છે તેઓની એક દૃષ્ટિએ પણ પડત તો દસ-વીસ પૈસા નાંખી દેતાં તેમને કોઈને કશી મુશ્કેલી થવાની વાત નથી. પણ મદારીની મા કોઈ રીતે ય આ સ્થળને દેવતાનું સ્થાનક કહી ઓળખાવી શકી નહિ.

અનિવાર્યપણે ગાડી અટકતાં મદારીને જ દોડતાં જવું પડે છે. પહાડના જેવી ગાડીનાં પૈડાંની વચ્ચેથી તે આકાશ તરફ ડોક હલાવી હાથ લંબાવે છે, યાચકનો હાથ. આવડો એક શિશુ એ વનમાં કેવો તો અ-કુદરતી લાગે છે! જાણે આકાશમાં પાંખો પ્રસરાવી નીચે આવ્યો, અથવા તો માટી ફોડીને ઊઠી આવ્યો! તેનું એ દોડી આવવું — મદારીની માના ઘરથી પેલો નાનો ઢાળ વટાવી આ રસ્તે ઊતરી ફરીથી રસ્તાના ઢાળે થઈ આ ટ્રકની પાસે દોડી આવવું — કેવું અ-કુદરતી લાગે છે! પણ પછી, ટ્રકનો પહાડ જેટલા માલનો બોજો વહેતા ટ્રકનાં પૈડા તળિયેથી તેના લંબાવેલા નિર્બંધ એક જોડ કાઠીના જેવા હાથ જોતાં જ તે બહુ બધો ઓળખીતો થાય છે, બહુ બધો ઓળખીતો થાય છે — વિશેષે તેમની પાસે, જેઓ આખા દેશનાં આવાં વન, નદી પહાડ, સમુદ્રપાર વીંધીને દોડે છે. હાથ-મોં ધોયા પછી, ટ્રકને પાણી પિવડાયા પછી, ડ્રાઇવર તેના મોટા છાતી પરના પૉકેટમાંથી કેટલુંક પરચૂરણ મદારીના હાથમાં આપે છે. પછી, ફરીથી ગાડી પર ચઢી સ્ટાર્ટ કરતાં પહેલાં જુએ છે કે પાછા ફરતી વખતે મદારી રસ્તાની ચઢાઈ કે મેદાનની ઊંચાઈ દોડીને ચઢી શકતો નથી, ચાલીને જ ચઢે છે, ધીમે ધીમે. મદારીની માના ઘરની સામે મદારીની માને પણ એક-બે વાર મળી જાય છે. આખા દેશનાં જુદાં

જો પથ્થર વડે ઘેરી લઈ સાચેસાચ દેવતા બનાવવામાં આવે, તો ચાલતી બસ - ટ્રકમાંથી ડ્રાઈવરો બે-ચાર પૈસા નાંખતા જશે. તેણે જોયું છે કે ડ્રાઇવરો આ રીતે નાખે તો બસના લોકો પણ નાંખે. આ રસ્તેથી બસ તો જાય છે, પણ તેઓ કદાચ નવી થયેલી પૈસા નાંખવાની જગ્યા વધે એવું ઇચ્છશે નહિ, તેથી જે બધી ટ્રક આ તરફથી પેલી તરફ, પેલી તરફથી આ તરફ જાય છે — મદારીની મા એ પણ જાણે છે કે આસામથી કલકત્તા અને કલકત્તાથી આસામ — તે લોકો તો અહીંનું બધું જાણતા નથી, તો આ રીતનું દેવતા જેવું જોતાં ઝાડને બે-ચાર પૈસા તેઓ શા માટે નાંખશે નહિ?

આવા એક ફૉરેસ્ટને કિનારે, શીમળાના ઝાડની જેમ જ, મદારીની મા કેમ રહે છે તેનો કોઈ ઇતિહાસ નથી. બીજે ક્યાંય રહેવાની જગ્યા નથી, તેથી રહે છે. પણ અહીં આવી રહેવાનું શરૂ કર્યા પછી તે આ શીમળાના ઝાડને દેવતા બનાવવા માટે બધો વખત વ્યસ્ત થઈ જતી હતી. ત્યારે મદારી હતો નહિ. મદારીની પહેલાંનો ભાઈ કે તેની પહેલાંનો ભાઈ — કોણ ત્યારે મદારીની મા સાથે હતું તેનો વિચાર કરવો બહુ મુશ્કેલ છે, પણ એ છોકરાને મદારીની માએ ખૂબ શિખવાડ્યું હતું : થોડા માઈલ દૂરના ગણેશવળાંકમાંથી ગણેશની મૂર્તિ ચોરી કરી લઈ આવવા. મદારીની મા ત્યારે તેના જે છોકરાના નામે ઓળખાતી હતી તેણે લગભગ તૈયારી કરી પણ દીધી હતી. પણ પછી તેના મનમાં બુદ્ધિ આવી કે માત્ર થોડા માઈલ દૂરના ગણેશવળાંકથી મૂર્તિ લાવે તો બધાયને ખબર પડી જશે.

તો પછી? બીજો કોઈ ઉપાય મદારીની માના હાથમાં કે મગજમાં હતો નહિ. વરસ પછી વરસ, એમ કેટલાંક વર્ષો ગણેશના વળાંકે હાથીનાં ટોળાં રસ્તો રોકી દેતાં હોવાથી ત્યાં માટીની ગણેશમૂરતિ બેસાડી પૂજા કરી; હવે ટ્રક-બસ બધા ક્યાંકથી પણ ત્યાં પૈસા નાંખે છે. મદારીની મા તો કંઈ ફૉરેસ્ટના હાથીનાં ટોળાંને સમજાવી કહી શકે નહિ કે તમે અહીં આવીને ય રસ્તો રોકો. છેવટે, આ ઢાળ પર જો એકબે ટ્રક ઊંધી પડે તો જ લોકોને ભય-ભક્તિ જાગે, તો તેઓ કદાચ દેવતા જેવા દેખાતા શીમળાના ઝાડ તરફ પૈસા નાંખે. પણ મદારીની મા આટલી મોટી મોટી ટ્રકને ઉલટાવે કેવી રીતે તે તે કેવી રીતે જાણે? તે બધી તો રસ્તેથી જતાં તેના ઘરની જમીન થથરી ઊઠે છે.

પણ બહુ જ બાફભરી ઉનાળાની સાંજે મદારીની મા જ્યારે માર્ગે આવીને બેસે છે, જુએ છે —નજીક જ રહેલી ગોધૂલિમાં શીમળા ઝાડની ઉપરની ડાળ હાથીની સૂંઢની જેમ જ હાલે છે, ચોક્કસ હાલે છે. 'કોઈ એ જોઈ શકશે નહિ; કોઈ એ જોઈ શકશે નહિ.'

મદારીની માએ શું વિચાર્યું હતું તે તો મદારીની મા જ જાણે. પણ તેના વિચારનેય એક સીમા છે. આખી દુનિયાની આટલી જગ્યા છોડી દઈ જેને આ ફૉરેસ્ટ

પણ 'જુલુસ', શબ્દ સાંભળી મદારી શુકરાની પાછળ જવાનું છોડી શકતો નથી. તે જાણે છે કે 'જુલુસ' અનેક પ્રકારના હોય છે. માત્ર એક હાટમાં ય નાનું 'જુલુસ' નીકળે છે. ચાના બગીચાનું 'જુલુસ' નીકળે છે — ત્યાં મદારીને કશું જ કરવાનું હોતું નથી. અને વચ્ચે વચ્ચે મોટાં મોટાં 'જુલુસ' નીકળે છે, ત્યારે ટ્રક કરીને શહેરમાં લઈ જાય છે, ક્યારેક અલિપુર દુયાર, ક્યારેક જલપાઈગુડિ. ગયે વર્ષે મદારી એક વાર અલિપુર દુયાર શહેરમાં આ રીતના 'જુલુસ'ની સાથે જઈ, 'જુલુસ'ની સાથે જ પાછો આવ્યો હતો. તેણે જલપાઈગુડિ શહેર જોયું નથી.

લાલ શુકરા બહુ જ દૂબળો છે; એમ જ થાય કે જાણે ચાલવા જતાં તે પડી જશે. સવારે જ દારૂ પીધો છે. નશો અથવા શરીરને કારણે જ તેના પગ બરાબર પડતા નથી. પણ એ લથડિયા ખાતા પગે ઘર્ ઘર્ અવાજે તે બોલ્યે જતો હતો, 'જુલુસ થવાનું છે, જુલુસ નીકળવાનું છે.' જોઈને તો એમ લાગે કે જુલુસની વાત તેના નશાની વાત છે.

લાલ શુકરાની પાછળ પાછળ જતાં અને ફરતાં મદારી તેની સામે જઈને પૂછે છે, 'મોટું જુલુસ કે નાનું જુલુસ?' ફરી એક વાર સામે જઈને કહે છે, 'ટ્રક આવશે, ટ્રક?'

આ બધા પ્રશ્નો પૂછતી વખતે તે જરા અંતર રાખે છે — ટેવથી જ. કારણ કે, જવાબને બદલે શુકરાના હાથની લાકડી તેની પીઠે પડી જાય. શુકરા આમેય અર્ધો પાગલ જેવો છે, અર્ધો મત્ત છે — એ શું કરશે, તે કોઈ કહી શકતું નથી.

પણ બીજી વારના પ્રશ્ન પછી ય શુકરાએ અદ્‌ભુત કામ કર્યું હતુંતે ટિન અને કાઠી મદારી તરફ લંબાવી દે છે. મદારી થોડો વધારે પાછો જાય છે. 'લે, લે' કહેતો કહેતો લથડિયા ખાતો શુકરા તેની પાછળ બેએક ડગલાં આવતાં જ તેને ઉધરસ ચઢે છે. પછી ટિન અને કાઠી પકડેલા લંબાવેલા હાથે જ ઊભો ઊભો એકદમ ઉધરસ ખાતો જાય છે. તેના હોઠ પરથી લાળ પડવા લાગે છે; બે આંખ જાણે બહાર આવી જશે એટલી પહોળી થઈ જાય છે.

શુકરાના હાથમાંથી ટિન અને કાઠી લઈ લેતાં તેને થોડું સારું લાગે એ આશામાં મદારી આગળ જઈ ટિન અને કાઠી લઈ લે છે, તેમ છતાં પણ શુકરા તેના બે લંબાવેલા હાથ શરીર તરફ વાળી લઈ શકતો નથી — એટલી છે તેની દુર્દમ્ય ખાંસી.

એ બંધ થતાં, થૂંક ગળી જઈ, બે હાથ નમાવી, ડાબા હાથના પંજાથી મોં પરનો પરસેવો એક વાર લૂછી નાંખે છે; જમણો હાથ ઊંચો કરી આખા હાટ પર ફેરવી શુકરા કહે છે, 'જા, એ મદારી, ઢોલ પીટી જાહેર કર કે કાલે તિસ્તા બેરેજમાં જુલુસ કાઢવાનું છે, મિનિસ્ટરો આવવાના છે, ટ્રક આવશે —'

'ટ્રક આવશે?' મદારી પૂછે છે.

'જરૂર આવશે. ટ્રક જરૂર આવશે. બધાયને જવાનું છે. જાવ, ઢોલ પીટી જાહેરાત કરો, મદારી.' કહી શુકરા જમણી તરફ વળી માટીની હાંડીઓની દુકાનો

જુદાં દૃશ્યો જોતાં જોતાં ડ્રાઈવરો વન-નદી-સમુદ્રપાર વીંધી વીંધીને દોડે છે તેમને માટે પણ આ દૃશ્ય પૂરેપૂરું જોયા વિના ગાડી છોડી મૂકવી સંભવિત નથી — મદારી ગાડીનું તળિયું છોડી આ નેશનલ હાઈવેની લંબાઈમાં, આ ગાઢ ફૉરેસ્ટની વનરાજીની નીચે કેવો બાળકની જેમ ડગલાં ભરતો, ધીરે ધીરે ચઢાઈ કાપે છે, મેદાનનો છેડો વટાવી ઊંચે જાય છે, ઊંચે જાય છે!

— = પણ આમ ટ્રકનું અટકવું, અહીં, આ શીમળાઝરામાં એટલું તો અનિશ્ચિત છે! જો જરા વધારે નિયમિત હોત, તો મદારી પૈસા પણ જરા વધારે નિયમિતપણે મેળવી શકત!

પણ તો તો પછી મદારીને પૈડાના તળિયે ઊભા રહી હાથ લંબાવી પૈસા માગવાનું થાત નહિ. મદારી હવે તો હાટના દિવસે મીઠાઈની દુકાનમાંથી એક ગાભો માંગી લાવી ઊભેલી ટ્રકોના આટલા મોટા શરીરને લૂછે છે. ટ્રકનું મોટું બોનેટ બે હાથવાળી વાળીને લૂછે છે; બોનેટ પર ચઢી ટ્રકના માથા પરનો નકશો લૂછે છે, કાચ લૂછે છે, ડ્રાઈવરનો દરવાજો લૂછે છે, પૈંડા પર ઊભો ઊભો ટ્રક આખીને લૂછે છે. પહેલાં તો ટ્રકનો ક્લીનર તેને ભગાડી દેતો, પણ ધીરે ધીરે મદારી આ કામ લગભગ માગીને લઈ લે છે. બે હાટમાં જ ચાના બગીચાની ટ્રકો આવે છે. ચાના બગીચામાં ટ્રકમાં માલ આવતો નથી, માણસો આવે છે. તે બધા લૂછવા છતાંય કોઈ પૈસા આપતા નથી. એ લોકોને બાદ કરવા છતાં પણ મદારીની ટ્રકની સંખ્યા કંઈ ઓછી નથી. એક હાટમાં તે ચાર-પાંચ રૂપિયા સુધી મેળવી લે છે. તેમાં કેટલીક ટ્રક તો જાણે તેની પોતાની —'એમ. પી. સિંહની ટ્રક', 'હરિયાણાની ટ્રક', 'જ્હોનની ટ્રક' — જ્હોન ક્લીનર. શીમળાઝરા પર જો નિયમિત રીતે ટ્રક ઊભી રહે તો તે બધીને પણ લૂછી આપે.

## 193

## મદારી હાટમાં જુલુસની જાહેરાત

જુલુસની વાત મદારીએ હાટમાં જ સાંભળી હતી. ટિન પીટી પીટીને હાટમાં લાલ શુકરાએ ઢોલ વગાડી જાહેર કર્યું હતું. હાટ ત્યારે બેઠું નહોતું. મદારી તેની પાછળ પાછળ થોડી વાર ફરે છે. લાલ શુકરાએ ટિન પીટ્યું હતું અને કહ્યું હતું —'કાલે તિસ્તા બૅરેજ જવાનું છે, જુલુસ કાઢવાનું છે.'

શુકરાનો અવાજ કફમાં ઘર્ર્ર ઘર્ર્ર બોલે છે અને આ વાત લોકોને જણાવવા માટે તેણે અવાજ મોટો પણ કર્યો નથી. એટલે, એ શું બોલ્યો છે તે થોડું સંભળાવા છતાં પણ, સમજાતું નથી. હાટના લોકોને અલબત્ત તેને કારણે કોઈ ચિંતા હતી નહિ; હોય તો તેઓ બધું જ જાણે છે; ના હોય તો તેઓ કશું ય જાણવા ઇચ્છતા નથી.

પણ 'જુલુસ', શબ્દ સાંભળી મદારી શુકરાની પાછળ જવાનું છોડી શકતો નથી. તે જાણે છે કે 'જુલુસ' અનેક પ્રકારના હોય છે. માત્ર એક હાટમાં ય નાનું 'જુલુસ' નીકળે છે. ચાના બગીચાનું 'જુલુસ' નીકળે છે — ત્યાં મદારીને કશું જ કરવાનું હોતું નથી. અને વચ્ચે વચ્ચે મોટાં મોટાં 'જુલુસ' નીકળે છે, ત્યારે ટ્રક કરીને શહેરમાં લઈ જાય છે, ક્યારેક અલિપુર દુયાર, ક્યારેક જલપાઈગુડિ. ગયે વર્ષે મદારી એક વાર અલિપુર દુયાર શહેરમાં આ રીતના 'જુલુસ'ની સાથે જઈ, 'જુલુસ'ની સાથે જ પાછો આવ્યો હતો. તેણે જલપાઈગુડિ શહેર જોયું નથી.

લાલ શુકરા બહુ જ દૂબળો છે; એમ જ થાય કે જાણે ચાલવા જતાં તે પડી જશે. સવારે જ દારૂ પીધો છે. નશો અથવા શરીરને કારણે જ તેના પગ બરાબર પડતા નથી. પણ એ લથડિયા ખાતા પગે ઘર્ ઘર્ અવાજે તે બોલ્યે જતો હતો, 'જુલુસ થવાનું છે, જુલુસ નીકળવાનું છે.' જોઈને તો એમ લાગે કે જુલુસની વાત તેના નશાની વાત છે.

લાલ શુકરાની પાછળ પાછળ જતાં અને ફરતાં મદારી તેની સામે જઈને પૂછે છે, 'મોટું જુલુસ કે નાનું જુલુસ?' ફરી એક વાર સામે જઈને કહે છે, 'ટ્રક આવશે, ટ્રક?'

આ બધા પ્રશ્નો પૂછતી વખતે તે જરા અંતર રાખે છે — ટેવથી જ. કારણ કે, જવાબને બદલે શુકરાના હાથની લાકડી તેની પીઠે પડી જાય. શુકરા આમેય અર્ધો પાગલ જેવો છે, અર્ધો મત્ત છે — એ શું કરશે, તે કોઈ કહી શકતું નથી.

પણ બીજી વારના પ્રશ્ન પછી ય શુકરાએ અદ્‌ભુત કામ કર્યું હતુંતે ટિન અને કાઠી મદારી તરફ લંબાવી દે છે. મદારી થોડો વધારે પાછો જાય છે. 'લે, લે' કહેતો કહેતો લથડિયા ખાતો શુકરા તેની પાછળ બેએક ડગલાં આવતાં જ તેને ઉધરસ ચઢે છે. પછી ટિન અને કાઠી પકડેલા લંબાવેલા હાથે જ ઊભો ઊભો એકદમ ઉધરસ ખાતો જાય છે. તેના હોઠ પરથી લાળ પડવા લાગે છે; બે આંખ જાણે બહાર આવી જશે એટલી પહોળી થઈ જાય છે.

શુકરાના હાથમાંથી ટિન અને કાઠી લઈ લેતાં તેને થોડું સારું લાગે એ આશામાં મદારી આગળ જઈ ટિન અને કાઠી લઈ લે છે, તેમ છતાં પણ શુકરા તેના બે લંબાવેલા હાથ શરીર તરફ વાળી લઈ શકતો નથી — એટલી છે તેની દુર્દમ્ય ખાંસી.

એ બંધ થતાં, થૂંક ગળી જઈ, બે હાથ નમાવી, ડાબા હાથના પંજાથી મોં પરનો પરસેવો એક વાર લૂછી નાંખે છે; જમણો હાથ ઊંચો કરી આખા હાટ પર ફેરવી શુકરા કહે છે, 'જા, એ મદારી, ઢોલ પીટી જાહેર કર કે કાલે તિસ્તા બૅરેજમાં જુલુસ કાઢવાનું છે, મિનિસ્ટરો આવવાના છે, ટ્રક આવશે —'

'ટ્રક આવશે?' મદારી પૂછે છે.

'જરૂર આવશે. ટ્રક જરૂર આવશે. બધાયને જવાનું છે. જાવ, ઢોલ પીટી જાહેરાત કરો, મદારી.' કહી શુકરા જમણી તરફ વળી માટીની હાંડીઓની દુકાનો

પાછળ ઝાડ નીચે પહેલા શરીર ટેકવે છે, પછી સૂઈ જાય છે.

અને મદારી દોડતો દોડતો ટિન બગલમાં લઈ કાઠી પીટે છે — 'જુલુસ, જુલુસ; કાલે જુલુસ; ટ્રક આવશે, બધાએ જવાનું છે, બધાયે જવાનું છે.'

મદારીની બગલમાં ટિન બરાબર પકડાયું નથી. તેને વારેવારે હાથ લંબાવી ટિન તેના શરીર સાથે દબાવી રાખવું પડતું હતું, અને એ વાંકા વળેલી સ્થિતિમાં કાઠી વડે પીટવું પડતું હતું. પણ એ એટલો ઉતાવળે દોડતો દોડતો આખા હાટમાં ફરતો હતો કે એમ લાગતું કે તે કોઈની પાસેથી ટિન લઈ આવી શોખ કરવા પીટવા નીકળ્યો છે. તેના ધીમા તીણા ગળાની બૂમમાં 'જુલુસ જુલુસ' અવાજ તે વખતે નહિ બેઠેલા હાટમાં પ્રસરી જતો હતો — પંખીના અવાજ માફક.

હાટ ત્યારેય બેઠું નથી, એટલે દુકાનોની હારમાં થઈને દોડાદોડી કરવાનું શક્ય હતું. દુકાનદારોની આગળ ગોઠવેલી દુકાનમાં ત્યારે હાથ અડ્યો નથી. તેઓ પણ મદારીની આ જાહેરાતમાંથી થોડું સમજી શકે છે. એટલે, મદારીને મજા પડી હતી.

પણ મજા કરતાં કરતાં ઘોષમશાઈની મીઠાઈની દુકાનની સામે આવતાં જ ઘોષમશાઈ રાડ પાડી ઊઠે છે, 'એ—ય, મદારી'. પોતાના ટિનના અવાજમાં મદારી એ બૂમ સાંભળી પણ શકતો નથી. એટલે ઘોષમશાઈને વધારે જોરથી હાક મારવી પડે છે, 'એ-ય, મદારી'.

એ બૂમ સાંભળી મદારી ચમકી જાય છે, અટકી જઈ, પાછો ફરી મીઠાઈની દુકાનની તરફ જુએ છે. એને જોઈ, ઘોષમશાઈ આંખ ગરમ કરી તેના તરફ તાકી રહે છે. તે બગલમાંથી ટિન ઉતારી, બે હાથે ટિન આગળ પકડી, ડગલાં ભરતો ઘોષમશાઈની સામે જાય છે.

ઘોષમશાઈ તેને ધમકાવી દે છે, 'કોણે તને આપ્યું છે આ — જાહેરાત કરવા?'

'શુકરાએ.'

'કોણ શુકરા?'

'લાલ શુકરા'

'જા, હમણાં જ તેનું ટિન આપી આવ. ઢોલ પીટે છે! જુલુસ નીકળશે કે નહિ નીકળે, એમાં તારે શું? જા, ટિન આપી આવી કપ ધોયા કર —'

મદારીને માર પડશે — બી ગયો હતો. માર નહિ પડતાં દોડતો લાલ શુકરાની શોધમાં નીકળી પડ્યો. જઈને તેને બહુ શોધવો પડતો નથી. લાલ શુકરા પેલા ઝાડની તળે જ સૂઈ રહ્યો છે અને ભઠ્ઠીની માફક શ્વાસ લે છે.

મદારી ધીમેથી ડગલાં ભરી શુકરાની પાસે જાય છે. જરા ઊભો રહે છે. પછી લાલ શુકરા અને ઝાડની વચ્ચે એક પોલાણ જોઈ ત્યાં ટિન મૂકી દે છે, સાવધાનીથી, જેથી કોઈ અવાજ ના થાય, લાલ શુકરાના શરીરને ધક્કો ના લાગે, લાલ શુકરા ઊઠી જાય નહિ. ટિન તો તે બરાબર રાખી શક્યો હતો. પછી કાઠી ટિન પર મૂકી

હતી. પણ કાઠી ટિનની બરાબર વચ્ચે રાખી શકતો નથી. થોડી બહાર રહે છે. કાઠીને બરાબર રાખવા જતાં ફરીથી હાથ લંબાવતાં કાઠી ગગડીને લાલ શુકરાના પેટ પર પડે છે અને તેના શ્વાસની સાથે ઊંચીનીચી થાય છે. એ વખતે જ મદારી દોડતો ફરીથી ઘોષમશાઈની દુકાને પહોંચી જાય છે.

ઘોષમશાઈની દુકાનમાં મદારી બે હાટવારે જરૂરના સમયે કપ-ડિશ ધોઈ આપે છે. બેએક વાર ચા પણ આપે છે —ખરીદવા આવનારાઓને. ચા બનાવે છે બહાદુર — તેણે કહ્યું છે કે મદારીને ચા બનાવતાં શિખવાડી દેશે. ઘોષમશાઈ તેને દરેક વખતે બેચાર પૈસા આપી દે. જો બહાદુર મદારીને ખરેખર ચા બનાવતાં શિખવાડી દે તો તો તેને ઘોષમશાઈની દુકાનમાં નોકરી પણ મળી જાય. પણ ચા બનાવવાનું ટેબલ હજુ તેની દાઢી સુધી આવે છે. ચા બનાવતાં શીખતાં પહેલાં તેને વધારે ઊંચા થવું પડશે.

હાટ પૂરું થતાં પહેલાં જોવામાં આવ્યું કે ‘જુલુસ’ એક નહિ, પણ બે-ત્રણ છે. હાતુડિપાટિ બગીચાના લોકોએ આવીને સરઘસ કાઢ્યું, અને પહાડીઓએ ફૉરેસ્ટમાંથી લોકો ભેગા કરીને સરઘસ ગોઠવ્યું. દેશી માણસોનું પણ એક સરઘસ નીકળ્યું. બધા જ બોલે છે — ‘કાલે તિસ્તા બૅરેજનું જુલુસ.’

## 194

## તિસ્તા બૅરેજ કેવી રીતે થયો

આ વાર્તા જુલુસની સાથે તિસ્તા બૅરેજમાં જ જશે. તેથી તિસ્તા બૅરેજની કથા અહીં કરી લેવી જ સારી છે.

તિસ્તા બૅરેજની પરિકલ્પના શું છે, ક્યારથી કામ શરૂ થયું છે, કામ શરૂ કરતાં પહેલા શી ગોલમાલ થઈ છે, રાજ્યની કઈ સરકારે અને કેન્દ્રની કઈ સરકારે શું શું કર્યું છે — એ બધી તો સાત કાંડની કથા છે. તિસ્તાનું પાણી ક્યાં રોકી લઈ ત્યાંથી વીજળી ઉત્પન્ન કરી શકાય, કે નહિ, એને વિશે અનેક પ્રકારની વાતો ઘણીયે વાર થઈ ચૂકી છે. સરકારી ખાતામાં કાગળપત્ર પણ કંઈ ઓછા જમા થયા નથી એ બધાને માટે. પણ જલઢાકા જળવિદ્યુત પ્રકલ્પની શરૂઆત પછી કયો એવો બુદ્ધિશાળી મરદ હતો જે ઉત્તરબંગાળની આ બધી પહાડી નદીઓ બાબતે કોઈ વાત ભારપૂર્વક કહે.

અથવા, કદાચ તે પણ નથી. કારણ કે જળઢાકા જળવિદ્યુત પ્રકલ્પના ઊંધા થયા પછી કોઈની ગરદન કપાઈ ગઈ નથી. કોઈ સરકારી પ્રકલ્પમાં કોઈ એક માણસને જવાબદાર ગણી શકાય નહિ. આટલા બધા જુદા સ્તરોમાં થઈ, આટલા બધા જુદા લોકો, એટલા ભિન્ન ભિન્ન પર્યાયોમાં એક પ્રકલ્પનું રૂપ આપે છે, જે કોઈ એક સ્તરના કોઈ એક જણને કોઈ એક કામને માટે જવાબદાર ગણાય નહિ.

પાછળ ઝાડ નીચે પહેલા શરીર ટેકવે છે, પછી સૂઈ જાય છે.

અને મદારી દોડતો દોડતો ટિન બગલમાં લઈ કાઠી પીટે છે — ‘જુલુસ, જુલુસ; કાલે જુલુસ; ટ્રક આવશે, બધાએ જવાનું છે, બધાયે જવાનું છે.’

મદારીની બગલમાં ટિન બરાબર પકડાયું નથી. તેને વારેવારે હાથ લંબાવી ટિન તેના શરીર સાથે દબાવી રાખવું પડતું હતું, અને એ વાંકા વળેલી સ્થિતિમાં કાઠી વડે પીટવું પડતું હતું. પણ એ એટલો ઉતાવળે દોડતો દોડતો આખા હાટમાં ફરતો હતો કે એમ લાગતું કે તે કોઈની પાસેથી ટિન લઈ આવી શોખ કરવા પીટવા નીકળ્યો છે. તેના ધીમા તીણા ગળાની બૂમમાં ‘જુલુસ જુલુસ’ અવાજ તે વખતે નહિ બેઠેલા હાટમાં પ્રસરી જતો હતો — પંખીના અવાજ માફક.

હાટ ત્યારેય બેઠું નથી, એટલે દુકાનોની હારમાં થઈને દોડાદોડી કરવાનું શક્ય હતું. દુકાનદારોની આગળ ગોઠવેલી દુકાનમાં ત્યારે હાથ અડ્યો નથી. તેઓ પણ મદારીની આ જાહેરાતમાંથી થોડું સમજી શકે છે. એટલે, મદારીને મજા પડી હતી.

પણ મજા કરતાં કરતાં ઘોષમશાઈની મીઠાઈની દુકાનની સામે આવતાં જ ઘોષમશાઈ રાડ પાડી ઊઠે છે, ‘એ—ય, મદારી’. પોતાના ટિનના અવાજમાં મદારી એ બૂમ સાંભળી પણ શકતો નથી. એટલે ઘોષમશાઈને વધારે જોરથી હાક મારવી પડે છે, ‘એ-ય, મદારી’.

એ બૂમ સાંભળી મદારી ચમકી જાય છે, અટકી જઈ, પાછો ફરી મીઠાઈની દુકાનની તરફ જુએ છે. એને જોઈ, ઘોષમશાઈ આંખ ગરમ કરી તેના તરફ તાકી રહે છે. તે બગલમાંથી ટિન ઉતારી, બે હાથે ટિન આગળ પકડી, ડગલાં ભરતો ઘોષમશાઈની સામે જાય છે.

ઘોષમશાઈ તેને ધમકાવી દે છે, ‘કોણે તને આપ્યું છે આ — જાહેરાત કરવા?’

‘શુકરાએ.’

‘કોણ શુકરા?’

‘લાલ શુકરા’

‘જા, હમણાં જ તેનું ટિન આપી આવ. ઢોલ પીટે છે! જુલુસ નીકળશે કે નહિ નીકળે, એમાં તારે શું? જા, ટિન આપી આવી કપ ધોયા કર —’

મદારીને માર પડશે — બી ગયો હતો. માર નહિ પડતાં દોડતો લાલ શુકરાની શોધમાં નીકળી પડ્યો. જઈને તેને બહુ શોધવો પડતો નથી. લાલ શુકરા પેલા ઝાડની તળે જ સૂઈ રહ્યો છે અને ભઠ્ઠીની માફક શ્વાસ લે છે.

મદારી ધીમેથી ડગલાં ભરી શુકરાની પાસે જાય છે. જરા ઊભો રહે છે. પછી લાલ શુકરા અને ઝાડની વચ્ચે એક પોલાણ જોઈ ત્યાં ટિન મૂકી દે છે, સાવધાનીથી, જેથી કોઈ અવાજ ના થાય, લાલ શુકરાના શરીરને ધક્કો ના લાગે, લાલ શુકરા ઊઠી જાય નહિ. ટિન તો તે બરાબર રાખી શક્યો હતો. પછી કાઠી ટિન પર મૂકી

હતી. પણ કાઠી ટિનની બરાબર વચ્ચે રાખી શકતો નથી. થોડી બહાર રહે છે. કાઠીને બરાબર રાખવા જતાં ફરીથી હાથ લંબાવતાં કાઠી ગગડીને લાલ શુકરાના પેટ પર પડે છે અને તેના શ્વાસની સાથે ઊંચીનીચી થાય છે. એ વખતે જ મદારી દોડતો ફરીથી ઘોષમશાઈની દુકાને પહોંચી જાય છે.

ઘોષમશાઈની દુકાનમાં મદારી બે હાટવારે જરૂરના સમયે કપ-ડિશ ધોઈ આપે છે. બેએક વાર ચા પણ આપે છે —ખરીદવા આવનારાઓને. ચા બનાવે છે બહાદુર — તેણે કહ્યું છે કે મદારીને ચા બનાવતાં શિખવાડી દેશે. ઘોષમશાઈ તેને દરેક વખતે બેચાર પૈસા આપી દે. જો બહાદુર મદારીને ખરેખર ચા બનાવતાં શિખવાડી દે તો તો તેને ઘોષમશાઈની દુકાનમાં નોકરી પણ મળી જાય. પણ ચા બનાવવાનું ટેબલ હજુ તેની દાઢી સુધી આવે છે. ચા બનાવતાં શીખતાં પહેલાં તેને વધારે ઊંચા થવું પડશે.

હાટ પૂરું થતાં પહેલાં જોવામાં આવ્યું કે ‘જુલુસ’ એક નહિ, પણ બે-ત્રણ છે. હાતુડિપાટિ બગીચાના લોકોએ આવીને સરઘસ કાઢ્યું, અને પહાડીઓએ ફૉરેસ્ટમાંથી લોકો ભેગા કરીને સરઘસ ગોઠવ્યું. દેશી માણસોનું પણ એક સરઘસ નીકળ્યું. બધા જ બોલે છે — ‘કાલે તિસ્તા બૅરેજનું જુલુસ.’

## 194

# તિસ્તા બૅરેજ કેવી રીતે થયો

આ વાર્તા જુલુસની સાથે તિસ્તા બૅરેજમાં જ જશે. તેથી તિસ્તા બૅરેજની કથા અહીં કરી લેવી જ સારી છે.

તિસ્તા બૅરેજની પરિકલ્પના શું છે, ક્યારથી કામ શરૂ થયું છે, કામ શરૂ કરતાં પહેલા શી ગોલમાલ થઈ છે, રાજ્યની કઈ સરકારે અને કેન્દ્રની કઈ સરકારે શું શું કર્યું છે — એ બધી તો સાત કાંડની કથા છે. તિસ્તાનું પાણી ક્યાં રોકી લઈ ત્યાંથી વીજળી ઉત્પન્ન કરી શકાય, કે નહિ, એને વિશે અનેક પ્રકારની વાતો ઘણીયે વાર થઈ ચૂકી છે. સરકારી ખાતામાં કાગળપત્ર પણ કંઈ ઓછા જમા થયા નથી એ બધાને માટે. પણ જલઢાકા જળવિદ્યુત પ્રકલ્પની શરૂઆત પછી કયો એવો બુદ્ધિશાળી મરદ હતો જે ઉત્તરબંગાળની આ બધી પહાડી નદીઓ બાબતે કોઈ વાત ભારપૂર્વક કહે.

અથવા, કદાચ તે પણ નથી. કારણ કે જળઢાકા જળવિદ્યુત પ્રકલ્પના ઊંધા થયા પછી કોઈની ગરદન કપાઈ ગઈ નથી. કોઈ સરકારી પ્રકલ્પમાં કોઈ એક માણસને જવાબદાર ગણી શકાય નહિ. આટલા બધા જુદા સ્તરોમાં થઈ, આટલા બધા જુદા લોકો, એટલા ભિન્ન ભિન્ન પર્યાયોમાં એક પ્રકલ્પનું રૂપ આપે છે, જે કોઈ એક સ્તરના કોઈ એક જણને કોઈ એક કામને માટે જવાબદાર ગણાય નહિ.

જલઢાકામાં બધા હિસાબ પણ બરાબર હતા પાણી વરસમાં કયા કયા સમયે કેટલા પરિમાણમાં આવે છે, પાણીનો વેગ કેટલો હોય છે, એ વેગના આઘાતથી ટર્બાઈન કેટલા જોરથી ફરી શકે છે, તેમાં કેટલી શક્તિ તૈયાર થઈ શકે — એ બધા હિસાબમાં કોઈ સ્થળે કોઈ ભૂલ હતી નહિ. પૃથ્વી પરની બધી જગ્યાઓએ જે આંકડાઓ મેળવીને પ્રખ્યાત એવા બધા જળવિદ્યુત પ્રકલ્પ તૈયાર થયા છે તે જ આંકડા જલઢાકામાં પણ નિર્ભૂલ હતા. પણ પૃથ્વીના પ્રખ્યાત જળવિદ્યુત પ્રકલ્પની આંકડાઓ આપતી ચોપડીઓમાં ફક્ત હતું નહિ અહીંના પહાડની વિશિષ્ટતાનું 'લોકલ ફેક્ટર', તેથી પેલું સ્થાનિક ઉપાદાન આંકડાઓના હિસાબમાં ગણવામાં આવ્યું નથી. અહીંના પહાડમાં પથ્થરો કરતાં માટી ઘણી વધારે છે. પાણી જ્યારે પહાડ વટાવતું સ્વાભાવિક પ્રવાહ-માર્ગ કે વહેણ કે ઢાળે થઈને નીચે ઊતરે છે, ત્યારે પાણીની સાથે સાથે નીચે ઊતરે છે પહાડની જમીન પણ. પહાડ પરથી જમીન આટલી ખસી જાય છે એટલે આ તરફના પહાડમાં જમીન આખી ખસી નીચે આવે છે. અને એ માટી, પાણીમાં ભળેલી માટી, ટર્બાઈનની ચકરીને અટકાવી દે; આની ખબર તો ત્યારે પડી જ્યારે ટર્બાઈન અટકી ગયું.

જલઢાકાની આ બાબતની ખબર પડતાં ઉત્તર બંગાળની પહાડી નદીઓ સંબંધે બધા થોડા અનિશ્ચિત બની જાય છે. એ બધી બરાબર ઓળખી લેવાય તેવી નદીઓ નથી. એમનો સ્વભાવ પણ બધો વખત ચોપડી વાંચીને મેળવેલા નદી વિશેના જ્ઞાન સાથે મેળ ખાતો નથી. અથવા આ પ્રકારના ભૌગોલિક અવસ્થાનની નદીની વિશિષ્ટતા વિશે એવાં કોઈ પુસ્તક - લેખ હજુ સુધી લખાયાં નથી. એટલે જ્યાં સુધી તે ના હોય - એટલે કે, આ બધી નદીઓના સ્વભાવ - ધર્મ પૂરેપૂરા, પાકા જાણવામાં ના આવે — ત્યાં સુધી નદીઓ નદીઓની જેમ જ રહે. મેથી ઑક્ટોબરના મૌસમી પવનોના પહેલાં વહેવા પછી એ પવનનાં પ્રત્યાવર્તન સુધી છ છ મહિના નદીઓ જુદાં જુદાં વહેણોમાં વહ્યે જાય, જુદા જુદા પ્રકારનાં પૂરમાં જુદી જુદી જગ્યાઓ તણાય, એક જ નદીમાં નાનાં-મોટાં પૂર આવે. એટલે પૂરમાંથી લોકોને બચાવવાના પ્રયત્નો કરવા સારા; પૂરમાં માનવીઓને જે નુકસાન થાય તે ભરપાઈ કરી દેવું મુશ્કેલી વિનાનું બને; પણ નદીની સાથે હાડછેડ કરવાની જરૂર નથી એમ થાય.

આવા દૃઢ વિચારો ક્યારે દૂર થયા તેની સાલ-તારીખ ખોળવાની જરૂર નથી. લગભગ કહી શકાય કે ૧૯૬૮ની સાલમાં તિસ્તામાં સૌથી ભારે પૂર આવ્યા પછી, '૬૯ની સાલની દ્વિતીય યુક્તફ્રન્ટ સરકારના સમયે તિસ્તાપ્રકલ્પની વાત પહેલવહેલી છાપાંઓનાં પાનાંઓમાં આવવા લાગે છે. તિસ્તા-મહાનંદા માસ્ટર પ્લાનની વાત પણ એ જ સમયની. પણ ત્યારે એ બધી વાત છાપાંઓમાં આવતાં આવતાં જ યુક્તફ્રન્ટની સરકાર ઊડી જાય છે. પછી એ વિશે વિશેષ કંઈ પ્રશ્નોત્તર થયા નહિ.

ત્યાર પછી ફરીથી વાત ઉપાડી છેક વરસ પછી; તિસ્તા બૅરેજ પ્રકલ્પનું કામ સૌ

પ્રથમ હાથમાં લેવામાં આવશે; તિસ્તા-મહાનંદા માસ્ટર પ્લાન એક એક ફ્રેમમાં લઈ રૂપાંતરિત થશે; તિસ્તા બૅરેજ ડિવિઝન તૈયાર થઈ ગયું — આ બધા સમાચાર વારેવારે તે વખતે છાપાંઓમાં છાપવા શરૂ કર્યા એક વાર્તાના સૂત્રે. આ બધાંની જવાબદારી લેનાર હતા માલદાના એક મંત્રી; તેમણે ન્યુ જલપાઈગુડિમાં તિસ્તા બૅરેજની એક ઑફિસ અને ક્વાર્ટર્સ ખોલ્યાં, અને તિસ્તા બૅરેજની મુખ્ય ઑફિસ ખોલી માલદામાં.

આ વિષયમાં તે વખતે વાતો ખૂબ જામી ઊઠી હતી, કારણ કે ન્યુ જલપાઈગુડિ કે માલદા—ક્યાંય પણ તિસ્તા નથી! જ્યાં તિસ્તા નદીની નામગંધ નથી, ત્યાં પ્રકલ્પની મુખ્ય ઑફિસ ખોલવાનો એક જ ઉદ્દેશ્ય છે — તે છે મંત્રીના સ્થળનાં લોકો આ પ્રકલ્પમાં વધારે નોકરી મેળવે. એટલે, જલપાઈગુડિ-કોચબિહારમાંથી પ્રતિવાદ શરૂ થયો કે બૅરેજની ઑફિસ નદીઓના જિલ્લામાં કરવી પડે.

પણ મંત્રીની જો ઇચ્છા હશે કે તેમના જિલ્લાના કે શહેરનાં લોકોને કામ મળે, તો તો તે મહાનંદા બૅરેજનું કામ પણ પહેલાં હાથમાં લઈ શકત. તે તો તેમણે આપ્યું નહિ. ખરેખર તો માલદામાં મુખ્ય ઑફિસ હોય તો તે નિયમિત રીતે સારસંભાળ ખરખબર રાખી શકે. તેમના પ્રત્યક્ષ નિરીક્ષણ હેઠળ, ઉત્તર બંગાળની, તથા પશ્ચિમ બંગાળની બીજી મોટી નદી તિસ્તાનો પ્રકલ્પ સૌથી વધારે વેગપૂર્વક અને સૌથી ઓછા સમયમાં સંપૂર્ણ થાય — તેથી તેમણે મુખ્ય ઑફિસ માલદા શહેરમાં રાખી છે. તે ઉપરાંત વળી ઑફિસમાં તો કેટલાં લોકો કામ કરવાનાં? નવાં માણસો તો લેવાં પડશે જ્યાં બૅરેજ થશે ત્યાંથી. અને લોકો તો લેશે કૉન્ટ્રેક્ટરો! તેમાં મંત્રીને શું કરવાનું છે?

આ બે મતની વચ્ચે એક ત્રીજો મત પણ હતો. લાગે છે કે તેઓને વિશ્વાસ નથી કે કોઈ કશું પોતાના અધિકારથી મેળવી લે. તેથી તેઓ કહે છે કે જ્યાં ખુશી પડે ત્યાં ઑફિસ કરો, બૅરેજ તો તિસ્તામાં જ થાય છે. તિસ્તામાં બૅરેજ કરીને મંત્રીને શો લાભ? તે તેથી ઑફિસ માલદામાં લઈ ગયા છે. મંત્રીનો આટલો લાભ સ્વીકારી લેવામાં આવે તો બૅરેજ કદાચ થાય. અને તે ના થાય તો મંત્રી કદાચ બૅરેજ જ પડતો મૂકે, અને ગુસ્સે થઈ બીજા કામમાં હાથ જ ના લગાડે.

પણ આ બધી ઝઘડા-ઝઘડી, વાદવિવાદ પૂરો થતાં પહેલાં જ 'કટોકટી', '૭૭ની ચૂંટણી અને ઈંદિરા ગાંધીની હાર. કૉન્ગ્રેસ જ જો કેન્દ્રમાં હારી જાય, પ્રધાનમંત્રી જ જો ચૂંટણીમાં પરાજિત થાય, તો પછી તિસ્તાબૅરેજનું વળી શું? મહાનંદા બૅરેજનુંય શું? ૧૯૭૭ની સાલની ચૂંટણીમાં રાજ્યમાં વામફ્રન્ટની સરકાર આવી. '૬૭ અને '૬૯ની રાજનીતિનું સાતત્ય જાણે ફરી પાછું આવ્યું — વચ્ચેની બે-એક ચૂંટણી અને બે-એક સરકાર જાણે એલફેલ થઈ ગઈ, જોકે એમ થતાં દસેક વર્ષ લાગ્યાં છે.

સ્પેશ્યલ સેટલમૅન્ટની મોજણીનું કામ શરૂ થયું બરાબર '૭૭ની સાલમાં. માલદામાં બૅરેજ-ઑફિસ હોવાનો કોઈ પ્રશ્ન જ હવે ઊઠતો નથી, પણ એક ઑફિસ ન્યુ જલપાઈગુડિ સ્ટેશનની પાસે હતી, ક્વાર્ટર્સ પણ હતાં. સંપર્ક રાખવા, ચીજ-વસ્તુ લાવવા, કલકત્તા

દોડાદોડી કરવા, એ બધાને માટે આ રીતે એક સ્થળે એક કેમ્પસ હોવાની બધાને જરૂર હતી. વિશેષે, બૅરેજ પૂરો થતાં તેના રક્ષણ-નિરીક્ષણની જવાબદારી પણ છે.

એ બધાની વચ્ચે થઈ તિસ્તા-મહાનંદા માસ્ટર પ્લાનના એક પર્યાય હિસાબે તિસ્તા બૅરેજનું કામ તો ખૂબ ઉતાવળે થવા લાગ્યું. ગાજોલડોબા ગ્રામ થઈ ઊઠ્યું મુખ્ય કર્મકેન્દ્ર. જોતજોતામાં આ કાંઠે ગાજોલડોબા અને પેલે કાંઠે વૈકુંઠપુર ફૉરેસ્ટની વચ્ચેની પહોળાઈમાં તિસ્તાની વચ્ચે થઈ બૅરેજ બનાવવાનું શરૂ થઈ જાય છે. સ્લ્યુઈસ ગેટ, રિઝર્વૉયર સહિત, તિસ્તા બૅરેજ. એ કામ હજુ પૂરું થયું નથી. પણ તેનું ઉદ્‌ઘાટન હમણાં જ કરવાનું છે, કંઈ નહિ તો આંશિક ઉદ્‌ઘાટન. એ ઉદ્‌ઘાટનમાં આટલા 'જુલુસ' જાય છે.

## 195

# પૂરો ના થવા છતાં ઉદ્‌ઘાટન

પણ અપૂર્ણ બૅરેજના ઉદ્‌ઘાટનની જરૂર જ શા માટે ઊભી થઈ?

એ પણ સાંપ્રત ઇતિહાસની બાબત છે, અને આ કથાને માટે આવશ્યક છે.

આટલા મોટા એક કર્મયજ્ઞમાં સ્થાનિક લોકો થોડો સુયોગ, સંપર્ક પામી શકે. પણ એ સુયોગ - સુવિધાની બાબતમાં પણ પહેલેથી જ ગોટાળો છે. કામ થાય છે નદીની અંદર પહોળાઈમાં — આ બૅરેજના પરિણામે તિસ્તાના પાણીને તેના મૂળ વહેણમાં નિયંત્રિત રાખવામાં આવશે. આ વર્ષામાં એક વહેણ, પછીની વર્ષામાં બીજું વહેણ, અથવા એક જ વર્ષામાં પહેલી તરફ ડાબા કાંઠાને અડે, છેલ્લી તરફ જમણા - કાંઠાને અડે — એ બધું હવે ચાલશે નહિ — રહેશે નહિ.

પણ એટલે, તિસ્તાના આ સ્વભાવને કારણે, તિસ્તાનું જે વહેણ વિશાળ થઈ ગયું છે, તેની વચ્ચે વચ્ચે ઘણાં ભાઠાં બની ગયાં છે. એ બધાં ભાઠાં લગભગ કાંઠાની માફક ઊંચા પણ થઈ ગયાં છે. તિસ્તા બૅરેજ થવાથી નદીનાં વહેણનાં આ બધાં ભાઠાં પર હવે વસતી કે ખેતી થશે નહિ, કારણ કે તિસ્તાને તેના મૂળ વહેણમાં જ રાખવાની થશે. સંગ્રહીત પાણી જ્યારે છોડવામાં આવશે, ત્યારે એ પાણીના પ્રવાહના ધક્કામાં આ વચ્ચેનાં ભાઠાં તણાઈ જશે.

આ બધાં ભાઠાંમાં મુખ્યત્વે પૂર્વ બંગાળના નમશૂદ્ર જાતિના ખેડૂતો વાસ કરે છે, અને તેમની જ વસ્તી હોય છે. કોઈ કોઈ જગ્યાએ, જેમકે મઉયામારિના ભાઠામાં, તેમની કો. ઑપરેટીવ સુધ્ધાં છે. તિસ્તા બૅરેજનું પાણી ક્યારે છોડવામાં આવશે તેની ગણતરી હજુ કોઈ કરતું નથી છતાં જ્યારે ય છોડવામાં આવશે ત્યારે તેની પહેલાં આ બધી ભાઠાની વસ્તી ઊઠી જશે. એ દરમ્યાન જ તેઓ કદાચ બીજી કોઈ જગ્યાની શોધખોળ કરે છે. સરકારની સાથે પણ વાતચીત ચાલે છે — એમને હવે ક્યાંક

પુનર્વસવાટ માટે વ્યવસ્થા આપવામાં આવશે કે કેમ.

ભવિષ્યની વ્યવસ્થા શી હશે, એ બધાને માટે જુદા જુદા પ્રયત્નો થવા વચ્ચે પણ તેઓ વર્તમાનને છોડી દઈ શકતા નથી. તેથી તિસ્તા બૅરેજની શરૂઆતથી જ તેમનો હક્ક હતો કે બૅરેજને કારણે તેમને વિસ્થાપિત થવાનું આવશે, ઉચ્છેદ થશે, અને એ જ બૅરેજના કામમાં તેમને જ લેવામાં આવશે. વિશેષે કરીને તો માટી તોડવાના પ્રાથમિક કામમાં.

બૅરેજ-કર્તાઓને તો આ વિશે કશું બોલવાનું નથી, કારણ કે કામ તો કરાવશે કૉન્ટ્રાક્ટર. તે ક્યાંકથી લોકો લાવી કામ કરાવશે; એ એની જ પૂરેપૂરી બાબત હતી. તેમ છતાં કામની શરૂઆતથી જ કોઈ ગોટાળો ના થાય તે માટે સરકારી એન્જીનિયરોએ એક સમાધાનકારી વલણ અપનાવવા વિચાર્યું છે.

સમાધાનના માર્ગમાં અવરોધ હતો, કારણ કે આ કૉન્ટ્રેક્શન કંપનીનું સમગ્ર ભારતવ્યાપી કામ હતું. તેમના સબ-કૉન્ટ્રેક્ટર, લેબર એ બધા નક્કી કરેલાં હોય. એટલે સુધી કે તેઓએ આવીને ગાજોલડોબાના જંગલને સાફ કર્યું છે અને તંબુ તાણી દીધા છે, ઈલેક્ટ્રિક લાઈન ખેંચવા માટે શાલવૃક્ષનાં ડાળાં-પાંદડાં તોડી નાંખ્યાં છે. આ સ્થિતિમાં તેમને અભ્યસ્ત વ્યવસ્થા બદલવા કંપની કેવી રીતે રાજી થાય? આ વાત પહેલાં આવી નહોતી. તેથી કંપનીના સબ-કૉન્ટ્રેક્ટરો તેમનાં લોકોને લાવવા રૂપિયા લઈને જુદે જુદે સ્થળે નીકળી પડ્યા છે. દરરોજ સારા એવા મજૂરો આવી પહોંચે છે. આપલચાંદ ફૉરેસ્ટમાં તેમના અ-સ્થાયી નિવાસની સીમ દરરોજે વધતી જાય છે. એટલે સુધી કે, ટ્રક આવવા માટે જે રસ્તો હજુ થોડો જ તૈયાર થયો છે તેની પાસે નાનીસરખી જગ્યામાં નાનું સરખું બજાર પણ કેટલાક દિવસથી બેસવું શરૂ થયું છે. આ સ્થિતિમાં આ બધાં લોકોને બેસાડી રાખી કંપની શું ભાઠાંના લોકો પાસે કામ લેશે?

ખરેખર તો કંપની એક છૂપી ગણતરી કરીને આવી હતી; બૅરેજના કામમાં પાસેનાં ભાઠાંનાં વધારાનાં લોકો કામ કરવા આવી શકે, જેઓ ખેતીમાં જોડાયેલાં નથી. દૂરનાં ભાઠાંમાંથી કોઈ આ કામમાં આવશે નહિ. આ નજીકનાં ભાઠાંઓમાંથી જેટલી સંખ્યામાં લોકો બૅરેજના કામમાં આવી શકે તેનાથી ઘણાં વધારે લોકો બીજા જિલ્લામાંથી સબ-કૉન્ટ્રેક્ટરોનાં સૂત્ર દ્વારા કંપનીને પોતાને હાથે જ ચાલી આવશે. આ બધાં ભાઠાંનાં લોકો જો મુશ્કેલી કરવા જશે તો માત્ર સંખ્યાથી જ તેઓ હારી જશે. આ પરિસ્થિતિ માટે કંપનીને હજુ વધારે થોડા દિવસની જરૂર હતી. એન્જીનિયરો સાથે વાત કરી ભાઠાંનાં લોકો સાથે વાત કરી, પછી વાત કરવાનો દિવસ નક્કી કરવાનો — કંપનીએ આ સમય લઈ લીધો.

આ કંપની ભારતવર્ષના જુદા જુદા વિભાગોમાં આ રીતે મોટાં મોટાં કામ વરસ પછી વરસ કરતી રહી છે. આ રીતની સમસ્યા નિવારવાની બાબતમાં તેમની સમજણ અને હોશિયારી બન્ને યથાયોગ્ય છે.

એ જ સમજણ અને હોશિયારી તેઓ કામે લગાડે છે સબ-કૉન્ટ્રેક્ટરોના ય નીચેના સ્તરે.

સબ-કૉન્ટ્રેક્ટરોના કામ માટે ફરી કેટલાક સબ-કૉન્ટ્રેક્ટરોની જરૂર છે, અથવા એમ કહેવું બરાબર છે કે એક એક કામ માટે એક એક સપ્લાયરની જરૂર છે. આ બધા સપ્લાયર લોકલ હોય તે વધારે સારું અને કોઈ મુશ્કેલી વિનાનું. કારણ કે સ્થાનિક સ્તરે ક્યાંક કોઈ વસ્તુ જોઈતી હોય તો તેઓ વધારે જાણે, વ્યવસ્થા કરી દેવામાં પણ આવી શકે; એક જણ ના કરી શકે તો બીજો એક જણ સહાય કરે.

સ્થાનિક કૉન્ટ્રેક્ટરોની માહિતી મેળવી તેમની સાથે વાતચીત કરવા કંપની સબ કૉન્ટ્રેક્ટરોને કામે લગાડી દે છે. માટી ખોદવાના કામમાં પહેલેથી જ ગાડી ભરી ભરીને વાંસ જોઈશે; શાલના તરાપા જોઈશે — કેટલા તેનો કોઈ અંત નથી. પથરા પાથરવા પડશે પહાડ પહાડ પાણીના પ્રવાહનાં વહેણ રોકવા! આ રીતે એક બૅરેજના કામમાં એક ભાગનાય ભાગમાં માત્ર વાંસ અથવા શાલ-તરાપા અથવા પથરા વહેવડાવવાનું કામ જો કોઈ સ્થાનીય કૉન્ટ્રેક્ટરને મળે તો તે તો તેના હાથમાં ચાંદ આવવા જેવું થાય.

આ બધી વાતચીતના સંદર્ભે જિલ્લાના આ કૉન્ટ્રેક્ટરો પણ કંપનીના સમર્થનમાં આવીને ઊભા રહે. તેમનામાં જેમની પાસે રાજનૈતિક ક્ષમતા પણ થોડીસરખી છે, તેઓ ભાઠાંનાં લોકો પર રાજનૈતિક પ્રભાવ પણ પાડી શકે કે આટલા મોટા એક કામમાં એ રીતના અવરોધ મૂકવા બરાબર નથી.

પણ કંપની સૌથી વધારે હોશિયારી બતાવે છે સ્થાનિક ગ્રામાંચલમાં રાજવંશીઓનું એક સંગઠન બનાવી દેવામાં. ભાઠાંનાં નમશૂદ્રોની સાથે રાજવંશીઓનો સંબંધ ક્યારેય બહુ સારો નથી. કેમ કરીને આ વાત પાસે પાસેનાં બધાં ગામોમાં પ્રસરી જાય છે — પેલા ક્રાન્તિહાટને છોડીને, પેલા ઓદલાવાડિને છોડી દઈને ભાઠાંનાં લોકોએ કંપનીને કહ્યું છે કે તેમને કામે લગાડવાં પડશે, રાજવંશીઓને કામે લેવાં તે ચાલશે નહિ.

વાત કાયદા-શૃંખલામાં જઈને પડે છે.

કંપની સ્પષ્ટ જણાવે છે કે ભાઠાંનાં લોકોને કામ આપીએ તો રાજવંશીઓ ધમાલ વધારશે; રાજવંશીઓને કામ આપીએ તો ભાઠાંનાં લોકો ધમાલ વધારશે. બન્ને દળને કામ આપે તો કામને સ્થળે જ ધમાલ કરશે. એટલે, કંપની સરકારની અનુમતિ પ્રમાણે પોતાનાં લોકો દ્વારા કામ શરૂ કરી દે છે.

## 196

## બૅરેજનો આગળનો ઇતિહાસ પણ છે.....

તે તો પણ કામની શરૂઆતની વાત; તેની સાથે આ અહીંના ઉદ્ઘાટનને શો

સંબંધ? ઉદ્‌ઘાટન એટલે તો કામ પૂરું થયું તે. આંશિક ઉદ્‌ઘાટન એટલે કંઈ નહિ તો આંશિક કામ પૂરું હોય; પણ આ બૅરેજ સિવાયનો પણ ઇતિહાસ છે. તે ઇતિહાસ તો પ્રતિદિનની, પ્રતિ વર્ષની જુદી જુદી ઘટનાઓ દ્વારા નિયંત્રિત છે. હવે જેમ તિસ્તા બૅરેજ બાંધી તિસ્તાના પ્રવાહને, વહેણને, નક્કી જ કરવામાં આવ્યો છે, તે રીતે ઇતિહાસમાં બૅરેજ બાંધી ઇતિહાસનો પ્રવાહ નક્કી કરાય નહિ. ઇતિહાસનો પ્રવાહ તો બધે સમયે, તિસ્તાની જેમ, મુક્ત છે. ક્યારેક તે જમણો કાંઠો તોડે છે, ક્યારેક ડાબો, એક જ વર્ષાના આરંભમાં તે તેનું પુરાણું ભાઠું ઉખેડી તેના પરથી વહી જાય છે. એ જ વર્ષાને અંતે નવું ભાઠું ઉપસાવી સરી જાય છે. એ ઇતિહાસ સમગ્ર ભારતનો હો, કે આ તેના એક રાજ્ય પશ્ચિમ બંગાળનો હો, કે પશ્ચિમ બંગાળના પણ એક ભાગ આ ઉત્તરખંડનો જ હો. છાપાં કે રેડિયો કે ટીવી વાંચતાં, સાંભળતાં કે જોતાં એવી ધારણા લગભગ દૃઢ થઈ જાય છે કે ઇતિહાસ જેવી મોટી બાબત તો દિલ્હી-મુંબઈ જેવાં મોટાં શહેરોમાં ઘટે, અથવા કલકત્તા જેવી રાજધાનીમાં ઘટી જઈ શકે; ત્યાર પછી ત્યાંથી બીજે બધે ફેલાઈ જાય. પણ કોઈ કોઈ વાર એવું જોવામાં આવે છે કે ઉત્તર બંગાળની માફક એક નિશ્ચિત ભૂ-ખંડને પણ ઇતિહાસ એક ચોક્કસ આકાર આપવા ઇચ્છે છે. અથવા કદાચ આખાખંડના અંશની ય પોતાના ઇતિહાસની ગતિ હોય છે. મુખ્ય ઇતિહાસની ગતિને તે અનુકૂળ પણ હોઈ શકે, પ્રતિકૂળ પણ હોઈ શકે. મુખ્ય ઇતિહાસ પોતાની પ્રધાનતાના દબાણથી ક્યારેક પેલી પ્રતિકૂળતાને ફેરવી, દબાવી દઈ શકે; ક્યારેક વળી પેલી પ્રતિકૂળતાને જુદા જુદા વળાંકોમાં ફેરવી ફેરવી અનુકૂળતાના પ્રવાહમાં ભેળવી દઈ શકે. પણ ક્યારેક જોવામાં આવે છે કે પેલા આંચલિક ખંડના ઇતિહાસનો વાંકો માર્ગ કેમેય કર્યો સીધો થતો નથી; છેક સુધી તે મૂળ ઇતિહાસની અ-સમ પણ પ્રબળ પ્રતિદ્વન્દ્વી બનીને ઊભો રહે છે. ત્રીશીના દસકા દરમ્યાન કોઈએ ક્યારેય વિચાર્યું નહોતું કે ભારતના ઇતિહાસની મૂળ ધારાની વિરુદ્ધ મુસલમાનોની એક વિચ્છિન્ન ધારા ક્યારેય કોઈ સ્વીકૃતિ પામશે. ૧૯૩૫ના ભારત-શાસનના કાયદામાં પેલી વિચ્છિન્નતાની ધારાને વધારે મોટો માર્ગ ખોલી આપવામાં આવ્યો. અને તેને પરિણામે ફક્ત દસ વર્ષની અંદર પાકિસ્તાનનો દાવો થઈ ઊઠ્યો સ્વીધીનતાના દાવાની સમતુલ્ય. ૧૯૪૭માં સ્થાપિત થવા પહેલાં પાકિસ્તાનના પેલા દાવાની ઉંમર માત્ર સાત વર્ષની —૧૯૪૦ના માર્ચમાં લાહૌરનાં સંમેલનમાં પાકિસ્તાનનો દાવો સૌ પ્રથમવાર ઉપાડવામાં આવે છે, છતાં તે માત્ર આ સાત વર્ષમાં જ અખંડ ભારતના અખંડ સ્વાધીનતાના લગભગ એકસો વર્ષોનાં સ્વપ્ન, કલ્પના અને પ્રયાસનું પ્રતિદ્વન્દ્વી થઈ ઊઠી શક્યું.

તિસ્તા બૅરેજ એ રીતે એક આંચલિક ખંડ ઇતિહાસની સાથે જોડાઈ ગયો છે. એ આંચલિક ઇતિહાસનો ચહેરો એક જ પ્રકારનો નથી, પણ બધા ચહેરાઓમાં તેની આંચલિકતાનું ચરિત્ર અત્યંત સ્પષ્ટ છે.

જેમ કે, માલદહ - દિનાજપુરના પોલીયા - રાજવંશીઓથી શરૂ કરી કોચબિહાર - જલપાઈગુડિના રાજવંશીઓ સુધી ભળી જઈને પોતાનાં આદિવાસીપણાનું પ્રાધાન્ય અંદરોઅંદર જ ઇચ્છે છે.

તે 'ઉત્તરખંડ' પાર્ટી, અથવા પાર્ટી નહિ કહેતાં ઉત્તરખંડ આંદોલનનું થોડું વિવરણ તો આપણે આની પહેલાંનાં પ્રકરણમાં જ જોયું છે. એ ઉત્તરખંડ આંદોલન અથવા પાર્ટી ક્યારેક ખૂબ મોટી થઈ જઈ શકશે કે કેમ તે એક અલગ પ્રશ્ન છે. ઊલટું, એ આંદોલનમાં એટલા બધા જુદી જુદી પ્રકારના સ્વાર્થ અને હેતુઓ આવી ભળ્યા છે કે તેમના બધા નેતાઓનું એક સાથે કામ કરવાનું જ મુશ્કેલ બની ગયું છે. ભલે મુશ્કેલ હોય, પણ એની ચિંતામાં તો બૉમ્બેની ફિલ્મ આર્ટિસ્ટ શ્રીદેવી અને જલ્પેશ મંદિરનું શિવલિંગ —એક કરી દઈ તેઓ એવી એક સ્થિતિ ઊભી કરી શકે, જેથી એમ લાગે કે ખરેખર જ એમની પાછળ અનેક લોકોનો ટેકો છે. જનબળ, અથવા ટોળું જ જો શક્તિ પ્રદર્શિત કરવાનો મુખ્ય ઉપાય હોય, તો તે ઉપાય અનેક રીતે વ્યવહારમાં મૂકી શકાય.

પ્રાચીન ઇતિહાસ, જન-વૈશિષ્ટ્ય એ બધું લઈને એક અંચલની વિશિષ્ટતા, જ્યારે તેની વિચ્છિન્નતાનું ઉપાદાન બની શકે, ત્યારે ઇતિહાસનું કોઈ ઉપાદાન અ-વ્યવહૃત રહે નહિ. ઉત્તરખંડ કેવળ સમ-તલ નથી - તેનો વિસ્તૃત પર્વતીય અંચલ પશ્ચિમ બંગાળનો જ ભાગ છે; એ પર્વતીય અંચલ મુખ્યત્વે દાર્જિલિંગ જિલ્લામાં જ આવેલો છે, અને બીજો એક ભાગ જલપાઈગુડિ જિલ્લાના ઉત્તર ભાગમાં થઈ ઘણો બધો નીચે ઊતરી આવે છે. પ્રાકૃતિક રીતે જોતાં, જલપાઈગુડિ જિલ્લો જેટલો ઉત્તરમાં ગયો છે તેટલો જ તેના જન-સમુદાયનો ચહેરો બદલાતો જાય છે. લગભગ વચ્ચેથી જો પૂર્વ-પશ્ચિમમાં એક રેખા આંકી જલપાઈગુડિ જિલ્લાના બે ભાગ કરવામાં આવે તો તો ઉપરના ભાગના ત્રણ વિભાગોમાંના બે ભાગ રાજવંશી ઇલાકાની બહાર રહે. આ ભાગમાં જ મુખ્યત્વે ચાના બગીચાઓ છે -- આ હિસાબે કોલ-મુંડા-સાંથાલો જ મુખ્ય આદિવાસીઓ છે. જરા ઉત્તરમાં જઈએ તો નેપાળી આદિવાસીઓ જ મુખ્યત્વે મળે. આ ઉત્તરના જલપાઈગુડિની સાથે જલપાઈગુડિની જન-વસતીગત પાર્થક્ય ચૂંટણી-કમિશને પણ પરોક્ષપણે માની લીધું છે. દાર્જિલિંગની લોકસભાની સીટ એટલે જે પરિચિત છે, તેની અંદર જલપાઈગુડિ જિલ્લાના ઉત્તરાંચલનું ઘણું બધું આવી જાય છે. અર્થાત્ જલપાઈગુડિ જિલ્લાના ઉત્તરના નેપાળીઓ, કોલ-મુંડા-સાંથાલો, દાર્જિલિંગની લોકસભાની સીટના વોટર્સ છે. આ વ્યવસ્થા બે કે ત્રણ ચૂંટણીથી ચાલુ થઈ છે. પરિણામે પર્વતીય ઇલાકા સાથે જલપાઈગુડિનો સંપર્ક લગભગ સ્થાયી થઈ ગયો છે.

# 197

# પહાડ પરથી મેદાન

જલપાઈગુડિમાં પહાડ અને મેદાન આ સંયોગનું બીજું પણ એક ભૌગોલિક કારણ છે.

દાર્જિલિંગ સાથે શિલિગુડિના મેદાનનો સંબંધ ઘણો નજરે પડી જાય છે, અને એ સંબંધથી જ ઘણા બધા ટેવાયેલા છીએ. શિલિગુડિથી હિલકાર્ટ રોડ દ્વારા જ દાર્જિલિંગ સાથેનું મુખ્ય જોડાણ છે. પણ એ જ કંઈ પહાડ સાથેનું સમતલનું એકમાત્ર જોડાણ નથી. જલપાઈગુડિ જિલ્લાના ઓદલાવાડિથી ઢોરવાડાના રસ્તે સીધા જવાથી લાભા-આલગાડા થઈ કાલિંપોંગ આવે છે. દાર્જિલિંગ પહાડથી કાલિંપોંગ પહાડ અલગ છે. અને આ કાલિંપોંગ પહાડ સાથે જલપાઈગુડિનું જોડાણ ઘણું જ પુરાણું છે. આ ઢોરવાડાને રસ્તે, અથવા લાભા-આલગાડાના રસ્તે, અથવા સરકારી ભાષામાં ઓલ્ડ મિલિટરી રોડ પર જલપાઈગુડિના ઘણા બધા ચાના બગીચાઓ ધીમે ધીમે પહાડ પર પગથિયે પગથિયે ઊપસી આવ્યા છે — પાથરઝોરા, શુડિવાડિ, નાનો ફાગુ, મોટો ફાગુ — પહાડની આગળપાછળ, ખૂંણેખાંચરે પ્રવેશી ગયા છે, પહાડની આડશમાંથી નીચે ઊતરી આવ્યા છે. વળી આ બધા પહાડોને જોડતી ઊઠી આવી છે જલપાઈગુડિ ડિવિઝનને આધીન ફૉરેસ્ટની અનેક રેંજ. કોઈ એક સ્થળે જલપાઈગુડિ જિલ્લો પૂરો થઈ દાર્જિલિંગ જિલ્લો ભલે શરૂ થતો હોય, પણ બહારથી તો એ સમજાતું જ નથી. બધે જ નેપાળી મજૂરો, નેપાળી આદિવાસીઓ. માણસનાં મોં અને મોંની ભાષામાં કોઈ ભેદ-છેદ પકડાતો નથી.

એ એકસરખા મોં અને ભાષાના સૂત્રથી જ વર્તમાનમાં પહાડી મનુષ્યોના સ્વાતંત્ર્યનો દાવો પહાડ પરથી જલપાઈગુડિના આ મેદાનમાં ઊતરી આવ્યો છે. એ માગણી દરેક પત્રમાં ભલે ગોરખાલૅન્ડ જ કહેવાઈ હોય — જેમ પાકિસ્તાન, ખાલિસ્તાન, ઝારખંડ વગેરે પર સ્વતંત્રતાની જ કોઈ માગણી છે — 'સ્તાન' અથવા 'લૅન્ડ' દ્વારા સમજાવવું સહજ છે — પણ મૂળમાં પેલા સ્વાતંત્ર્યના અધિકારની અંદર સમાયેલી છે — પશ્ચિમ બંગાળના પર્વતીય ઇલાકા પ્રત્યેની લાંબા સમયની ઉપેક્ષા, પશ્ચિમ બંગાળાના બૃહત્તર સમાજમાં પહાડના માણસોને યોગ્ય ભૂમિકાનો અભાવ, પોતાની માતૃભાષાની અસ્વીકૃતિ અને બધાથી વધારે મોટી વાત તો આત્મસન્માનની ભાવના પરનો આઘાત છે.

જેમ એક વાર આત્મસન્માન પર આઘાત થાય તો તેની જુદી જુદી વિકૃતિઓ દેખાવા લાગી શકે, તેમ વળી એ જ આહત આત્મસન્માન બોધમાંથી જ આત્મપરિચયના

લાભનો સુયોગ પણ ખૂલી જઈ શકે.

જ્યારે પહાડના માણસો ગણતરી કરે છે કે પર્વતના ઇલાકામાંથી કેટલી ચા, કેટલું લાકડું નીચે જાય છે અને એના બદલામાં સરકાર કેટલા રૂપિયાની આવક કરે છે, અને છતાં પહાડી માણસ દીઠ કેટલો ઓછો ખર્ચ કરે છે — ત્યારે તેનાં મનમાં રાજ્યસરકારની જ ભાષા અને વચન છુપાયેલાં હોય છે

રાજ્યસરકારે પણ લગભગ એક જ ભાષામાં હિસાબ આપ્યો છે કે પશ્ચિમ બંગાળમાંથી કેટલા રૂપિયા સરકાર, કેન્દ્રીય સરકાર, મેળવે છે, છતાં પશ્ચિમ બંગાળને કેટલા ઓછા પાછા આપે છે. રાજ્યસરકાર જ્યારે માતૃભાષાના ગૌરવનો પ્રચાર કરે છે, માતૃભાષાને આ રાજ્યનાં સઘળાં કાર્યોની ભાષા તરીકે ઊંચે લાવવાના વચનનું સ્મરણ કરે છે, માતૃભાષાને ઉચ્ચતમ શિક્ષણનું માધ્યમ બનાવવા માગે છે, ત્યારે, આ જ રાજ્યના એક પ્રદેશના મોટા ભાગના આદિવાસીઓની ભાષા બંગાળી નથી, તેઓ તો પોતાની ઉપેક્ષિત ભાષા માટે દુઃખ જ કરે છે.

અને આ રીતના વિચિત્ર સમયે પહાડી પ્રદેશમાંથી વાત ઊઠે છે — તિસ્તા બૅરેજનું મૂળ કારણ પહાડની નદીનું પાણી મેદાન માટે ખેંચી જવાનું છે.

આ વાતમાં કોઈ તર્ક નથી, કારણ કે આખો પહાડી ઇલાકો પાર કરીને બૅરેજના સ્થળે પાણી આવે છે. આ વાત ઇતિહાસની દૃષ્ટિએ પણ બરાબર નથી; કારણ કે ઉત્તર બંગાળમાં સૌથી વધારે નદી લઈને દાર્જિલિંગ જિલ્લામાં જ યોજના તૈયાર થઈ છે. આ વાત પહાડના હેતુ માટે પણ બરાબર નથી, કારણ કે તિસ્તા યોજનામાં તો પહાડી પ્રદેશને પણ લાભ થવાનો.

પણ, વાત રાજનીતિની દૃષ્ટિએ બહુ બધી યોગ્ય છે.

નજર સામે જ દેખાય છે કે નીચે તિસ્તાનાં પાણીને એક સ્થળે રોકી તિસ્તાને એક મૂળ વહેણમાં વહાવી દેવાનું કામ ચાલે છે, કામ આગળ વધે છે. જોતજોતામાં તો ફૉરેસ્ટમાં એક નિર્જન સ્થળનો ચહેરો જ બદલાઈ ગયો છે આ કાર્યની ઝડપી ગતિથી. જોતજોતામાં તિસ્તાના પટ પર અંધારી રાત્રેય પ્રકાશ વ્યાપી ગયો — રાત્રે પણ કામ ચાલે છે. એ તરફ આંગળી લંબાવીને બતાવી શકાય — એ જુઓ, તિસ્તા બૅરેજનું કામ ચાલે છે; તિસ્તા તો પહાડની નદી, કાલિંપોંગની નદી, અમારી નદી; પણ આ અમારી નદી જ્યાં સુધી પહાડમાંથી વહી જાય છે ત્યાં સુધી તેની તરફ રાજ્ય સરકારની નજર પડતી નથી; એટલે સુધી કે પેલા અંગ્રેજોએ તિસ્તા પર કેટલાક પૂલ પહાડમાં બનાવ્યા હતા તે પછી દેશી સરકારે એક પૂલ પણ બનાવ્યો નથી. છતાં જુઓ, નીચે, સપાટ ભૂમિપર કેટલો મોટો તિસ્તાબ્રિજ બનાવ્યો; તેઓ અમારી નદીને પણ લૂંટી લે છે. અમે એ થવા દઈશું નહિ; તિસ્તા બૅરેજને તોડવો પડશે.

આ બધી વાતો - વિચાર ખૂબ જલ્દીથી લોકોનાં મનમાં બેસી જાય છે. વંચિત

થયેલો માણસ બહુ જલ્દી દ્વેષીલો થઈ જવા જાય છે, તેથી તેના મનમાં એક સાન્ત્વના પામે છે. વળી, નજર સમક્ષ ઊભેલી વસ્તુને તોડી પાડવાનું આહ્વાન કરવામાં આવે તો લડાઈને એક પ્રત્યક્ષતા મળે છે. તેથી પહાડમાંથી પહાડી માણસનો અવાજ ઊઠે છે : તિસ્તા બૅરેજ તોડવાનો છે. એ અવાજ હજારો વર્ષોના જૂના રસ્તાઓ વટાવી જલપાઈગુડિનાં મેદાનોમાં પહાડી માણસો છે તેમને મીટે પણ આવી ગયો છે : તિસ્તા બૅરેજ તોડવાનો છે.

ઉત્તરખંડ, કામતાપુર, ગોરખાલૅન્ડ અને પુરાણાં ભાઠાંના નમશૂદ્ર લોકોનું સંગઠન — આ આટલાં બધાં આંદોલનના વિરોધ સામે તિસ્તા બૅરેજનું કામ સરકાર ઝડપથી કરવા લાગી. પહેલું તો, આ વિરોધમાં કોઈ ઐક્ય નથી; દરેકનું કારણ જુદું જુદું છે, અને એ કારણો એકબીજાના વિરોધી છે. ઉત્તરખંડ ઇચ્છે છે, 'ભાટિયાઓ'ને ભગાડવા; નમશૂદ્રો ઈચ્છે છે યોગ્ય પુનર્વસવાટ; ઉત્તરખંડ માગે છે સ્વતંત્ર રાજ્ય; કામતાપુરને જોઈએ છે આસામના એક ભાગ સાથે ભળી જવાનું; ગોરખલૅન્ડ માગે છે સ્વતંત્રતા — અલગ રાજ્ય થાય તો જ સારું થાય.

વિરોધીઓમાં ઐક્ય લાવવું અસંભવિત છે; તેથી રાજ્યસરકાર તેની પોતાની રાજનૈતિક શક્તિને સંહત કરી શકે છે. વામફ્રન્ટની અંદરની પાર્ટીઓ તો છે જ; બહારની પાર્ટીઓમાં કોન્ગ્રેસના પક્ષે રાજનીતિની રીતે આ બધાં દળોમાંના કોઈનેય પ્રકટપણે સમર્થન આપવું અસંભવ છે. તેથી આ અભૂતપૂર્વ રાજનૈતિક ઐક્યની સાથે તિસ્તા બૅરેજનું આંશિક કામ સંપૂર્ણ કરી જો ઉદ્દ્ઘાટન કરવામાં આવે તો ઉત્તર બંગાળનાં લોકો પ્રત્યક્ષ પ્રમાણ પામે કે આ સરકાર તેમની વાતનો કેટલો વિચાર કરે છે.

એની જ સાથે સાથે સરકાર, દાર્જિલિંગ અને જલપાઈગુડિ જિલ્લાના ચાના બગીચાઓમાં, જ્યાં જ્યાં તેમનું યુનિયન છે ત્યાં ત્યાંથી, મુખ્યત્વે પહાડી માણસોને એકઠાં કરે છે. જલપાઈગુડિ - કોચબિહારમાં તેમનાં કૃષક સંગઠનોને પ્રચાર માટે ઊતાર્યાં છે. તેઓ રાજનીતિની દૃષ્ટિએ ખૂબ વ્યવસ્થિત છે. તેઓ પહાડના લોકો અને રાજવંશીઓની વચ્ચે લગભગ એક વર્ષથી 'વિચ્છિન્નતાવાદ'ની વિરુદ્ધમાં પ્રચાર કરી રહ્યા છે; અને સંખ્યાની દૃષ્ટિએ તેઓ જ વધારે છે.

તેથી તિસ્તા બૅરેજના ઉદ્દ્ઘાટન સંદર્ભે — ઉત્તરખંડ, કામતાપુર, ગોરખાલૅન્ડનાં દળો આજે ભલે વિક્ષોભ કરે છે, પણ એ વિક્ષોભ તિસ્તા બૅરેજ સુધી પહોંચશે નહિ, પહોંચવા દેવામાં આવશે નહિ. સરકારનાં દળો પણ આખા જિલ્લામાંથી સરઘસો લઈને બૅરેજનું સમર્થન પ્રકટ કરતાં નીકળવાનાં છે. કેન્દ્રીય સરકારના જળ બાબતના રાષ્ટ્રમંત્રી, રાજ્યસરકારના સિંચાઈ મંત્રી, મુખ્યમંત્રી પોતે ઉદ્દ્ઘાટન કરવા આવી રહ્યા છે. અને તેને પરિણામે બૅરેજને ઘેરી વળીને પોલીસ, સી.આર.પી., બી.એસ.એફ.નાં ચક્કર પર ચક્કર, ચક્કર પર ચક્કર લાગી રહ્યાં છે.

# 198

# ચૂંટણી અને ઉદ્ઘાટન

તિસ્તા બૅરેજનું ઉદ્ઘાટન, તેથી, એક સરકારી યોજનાનું ઉદ્ઘાટન માત્ર નથી; તે બની ગઈ છે એક રાજનૈતિક ઘટના.

સરકાર અને સરકારની અંતર્ગત રહેલાં દળો સ્પષ્ટપણે શક્તિની પરીક્ષામાં ઊતર્યાં છે. તેઓ એટલું પ્રમાણિત કરી દેવા માગે છે કે આ બધાં કામતાપુર, ઉત્તરખંડ, નમશૂદ્ર સમિતિ, ગોરખાલૅન્ડ વગેરે દળોને કોઈ રાજનૈતિક ભૂમિકા નથી. જરૂર સરકારપક્ષે એમનું દમન કરવું તે એક ચતુરાઈભર્યો પ્રશ્ન છે; તેથી બેપાંચ માણસો એક થઈ એક 'સ્તાન' કે 'લૅન્ડ'નું સ્લોગન દઈ શકે. તેઓ તો સ્લોગન આપીને ખલાસ થશે. સરકાર માટે તો બધો વખત તેમને જેલમાં ભરી દેવા સંભવિત નથી. જેલમાં ભરશે તો તેમના નેતા બનાવી દેશે. બીજું પણ એક છે : હાટમાં - મેદાનમાં, ગમે ત્યાં, તેઓ મીટિંગ-સરઘસ કરી દેશે — ત્યાં જ પોલીસ વડે મરાવી કચડી દેવાય. પોલીસના મારનાં ઘણાં સારાં પરિણામ આવે છે. પણ મારવાનું કહેવામાં આવે તો પોલીસ હવે જેવો તેવો માર મારશે નહિ. તેથી જો બેએક જણ મરી જાય, તો તેને કારણે આખા દેશમાં ધમાલ વધશે. મરી નહિ જાય તોપણ પોલીસના મારના ખબર સમાચારપત્રમાં એવા વિસ્તારીને આવશે કે જેથી આંદોલન અટકવાને બદલે વધારે ચગી જશે.

એના કરતાં તો ઊલટું આ રીતની કાર્યસૂચિ જ સારી. આખા દિવસ દરમ્યાન સરકારનાં દળો પ્રચાર કરી રહ્યાં છે; પોતાની વાત લોકોને સમજાવીને કરે છે; સરકારનાં દળોના નેતાઓ અનેક જગ્યાએ જુદા જુદા સમયે મીટિંગ ભરે છે. એક સાથે તિસ્તા બૅરેજના કામમાં અદલાબદલી કરવાનું થયું છે; ચિફ એન્જિનિયર અને મંત્રીની સાથે મુખ્યમંત્રીની બેઠક મળી છે — એક જ વર્ષમાં ઉદ્ઘાટન કરવું પડશે એવું નક્કી થયું છે. રાજ્યસરકારે આ માટે કેન્દ્રીય સરકાર સાથે વાત કરી છે. સરકારનાં દળોની પહેલાં ઈચ્છા હતી કે પ્રધાનમંત્રી દ્વારા ઉદ્ઘાટન કરાવવું. તેમ થાય તો, કામતાપુર, ઉત્તરખંડ, નમશૂદ્ર સમિતિ, ગોરખાલૅન્ડની પાછળ જે સામાન્ય લોકોનું સમર્થન છે તેઓ દ્વિધામાં પડશે. કારણ એ મંચ પરથી પ્રધાનમંત્રીને વિચ્છિન્નતાવાદની વિરુદ્ધ બોલવું જ પડશે. જો પ્રધાનમંત્રી અને મુખ્યમંત્રી રાજનીતિની દૃષ્ટિએ એક જ વાત કરે તો તેનો એક જુદી જ પ્રકારનો પ્રભાવ પડે. પણ આ પ્રસ્તાવનો રાજ્યના બેચાર મોટા મોટા ઑફિસરો વિરોધ કરે છે. તેઓએ પહેલાં કહ્યું હતુંઃ આવા સમયે પ્રધાનમંત્રીના રક્ષણની જવાબદારી, એ પ્રકારની ભૌગોલિક

પરિસ્થિતિમાં, રાજ્યસરકાર માટે ઉપાડવી સંભવિત બનશે નહિ. અથવા એવી જવાબદારી લેવી ઉચિત થશે નહિ. વળી જો પ્રધાનમંત્રી દ્વારા ઉદ્ઘાટન કરાવે તો આ ઘટના એક રાષ્ટ્રીય સ્તરનું મહત્ત્વ પામશે. એવી મહત્તાને કારણે જ આંદોલનકારો નવી રીતે પ્રોત્સાહિત થઈ શકે. તેઓ કદાચ ખરેખર એક સક્રિય વિક્ષોભ બનાવી દઈ શકે. ખાસ કરીને, ગોરખા. હાસિમારામાં સેનાવાહિનીની ઍર-સ્ટ્રીપમાં જ ઊતરે અને બાગડોગરા ઍર-પોર્ટમાં જ ઊતરે — પણ પ્રધાનમંત્રીને ગાડીમાં આટલો માર્ગ જંગલ અને પહાડમાં થઈને કાપવો પડશે; એ બધા પહાડ અને જંગલનાં ઝાડમાં કોઈ છૂપા આતંકવાદીનું સંતાઈને રહેવું અસંભવ નથી. પણ પ્રધાનમંત્રી તો હેલિકૉપ્ટરમાં બેસી એકદમ જ તિસ્તા બૅરેજની ઉપર જ ઊતરી શકે છે!

આટલી ચર્ચા-વિચારણા પછી બેચાર ઑફિસરો તેમનાં મૂળ વક્તવ્ય એકબીજાની આડશે મુખ્યમંત્રીને જણાવે છે — તિસ્તા બૅરેજ જેવી આટલી મહત્ત્વપૂર્ણ યોજનાના કર્તૃત્વનો ભાગ કેન્દ્રને આપવો રાજનીતિ દૃષ્ટિએ બરાબર ના પણ હોઈ શકે. કારણ કે, જો પ્રધાનમંત્રી ઉદ્ઘાટન કરે તો તો તેમની ઉપર જ 'મિડિયા' વધારે ધ્યાન આપશે. હવે જ્યારે ખાસ કરીને ચૂંટણીના ફક્ત થોડા જ મહિના બાકી છે ત્યારે આવું કંઈ કરવું અયોગ્ય ગણાશે.

ચૂંટણી આવી રહી છે એટલે તિસ્તા બૅરેજનું ઉદ્ઘાટન છે; એ ઉદ્ઘાટન માટે લોકોનો મેળાવડો છે; 'વિચ્છિન્નતાવાદીઆના' અલગ અલગ મેળવડાઓની એકઠી કરેલી સંખ્યા કરતાં પણ મોટો મેળાવડો સરકારની અને સરકારી દળોની મુખ્ય પ્રતિષ્ઠા છે — એ બધાં એટલાં જરૂરી છે. સરકારી દળોએ નક્કી કર્યું છે કે તિસ્તા બૅરેજનું ઉદ્ઘાટન ખરેખર તો ચૂંટણી અભિયાનની શરૂઆત હશે. આ મેળાવડાની શક્તિને, તિસ્તા બૅરેજની સફળતાને એ રીતે તે દિવસે ઊંચે લાવવી પડશે કે એ ધક્કાથી આવતા ફેબ્રુઆરી સુધી ચાલશે. ઉત્તર બંગાળની કુલ બેઠક સંખ્યા જો સરકારી દળો રાખી શકે — એકબે સીટની અદલાબદલી થવા છતાં પણ — તો તો યોગ્ય. અને જો એ સીટની સંખ્યા બેએક પણ વધારી શકે, તો તો કોઈ વાત જ નથી. એ ત્યારે જ સંભવિત બને જ્યારે સરકાર અને સરકારી દળો રાજનૈતિક અભિયાન જોરશોરથી ચાલુ કરે અને કૉન્ગ્રેસની સાથે આ બધા 'વિચ્છિન્નતાવાદીઓ'ની પ્રકટ અથવા અપ્રકટ કોઈ અંદરોઅંદરની સમજૂતીને અસંભવિત બનાવી દેવાય. ચૂંટણીચતુરાઈની દૃષ્ટિએ આ બધી જાતજાતની મંડળીઓ - દળો ફૂલેફાલે છે, તેથી વામફ્રન્ટ અને તેની અંતર્ગત મંડળીઓને લાભ થશે. કૉન્ગ્રેસના સમર્થકોના' વોટ, જો સરકારી કૉન્ગ્રેસપ્રાર્થી અને પેલાં પ્રસંગોપાત્ત પક્ષો-દળોનાં પ્રાર્થીઓની વચ્ચે વહેંચાઈ જાય, તો વામફ્રન્ટ ગઈ વખત કરતાં પણ વધારે સીટ મેળવે — ઉત્તર બંગાળમાં. તેથી તિસ્તા બૅરેજ ઉદ્ઘાટન પ્રસંગે વામફ્રન્ટ તેનાં દળોની અને તેની સરકારની સઘળી શક્તિનો વિનિયોગ કરી રહી છે.

ક્યાંક ભૂતાન — સીમાડાના ચા-બગીચાના કોલ - મૂંડા - સાંથાલ મજૂરો - પેલા સાંથાલપુર, કાલચિનિ, રાંગાલિબાજાના, રાજભાતખાવામાંથી તેઓ રાજવંશીઓની સાથે ટ્રકો ભરી ભરીને સરઘસો કાઢીને આવશે. એક બહુ જ સારી સગવડ થઈ છે; ચાના બગીચાવાળાઓએ તેમની પોતાની જ ટ્રકો આપી છે. બીજી તરફ, જયંતીનો રસ્તો અને બિન્નાગુડિથી શરૂ કરી પેલા પ્રદેશની ઉજ્જડતા પાર કરીને આવવું પડશે. મયનાગુડિથી શરૂ કરી એક તરફ લાટાગુડિ સુધી લોકો તો સરઘસાકારે જ આવશે — તેમને તો ઘર જેવું જ લાગે. મદારીહાટ - વીરપાડા - હાસિમારાથી ટ્રક લૅટરલ રોડ પર થઈને આવશે. મેટેલિથી શરૂ કરી મેટેલિની પાછળ થઈ પેલા માઈલોં દૂરના ઢોરવાડાના રોડના ચાના બગીચાની અંદરથી નેપાળી મજૂરો ખૂબ જ સંગઠિત થઈને આવશે.

રાજવંશી કે મદેશિયા વગેરે સામાન્ય જનતા જોડાઈ જશે, પણ નેપાળીઓના જેવું સંગઠન નહિ હોવાથી, પોતાની જાતે જ જોડાઈ ના પણ શકે. એ તરફના પહાડી ચા-બગીચાઓની વસ્તી ઓછી છે, પરિણામે નેપાળી મજૂરો હોય તોપણ સંખ્યા બહુ મોટી નથી. એ માટે સરકારે અને સરકારી દળોએ બીજી વ્યવસ્થા પણ કરી છે. કેટલાંક વર્ષો પહેલાં ફૉરેસ્ટની 'પડતર જમીન'ની માલિકી કરવા માટે નેપાળીઓ બધા લગભગ એક એક સરઘસ કાઢી એક એક ફૉરેસ્ટમાં પેઠા હતા. ત્યારે એ બાબતે ખૂબ ધાંધલ થઈ હતી. પછી, સરકાર ચૂપ રહી છે — જાણે એમની જબરદખલ માની જ લીધી. ખરેખર તો ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટને સૂચના આપવામાં આવી છે :ત્રણ ચાર મહિના પછીથી નવાં વૃક્ષો રોપવાના કાર્યક્રમની ગણતરીએ જબરદખલ કરનારાઓ તે ઉખેડી નાંખશે. બધે સ્થળે એકસરખું નથી. મોટી જબરદખલ કોલોનીથી આગળ નથી. એટલે સુધી કે એક પછી એક પણ નથી. જાણે જબરદખલ કરનારાઓ ધારે છે કે ગોલમાલ કરવામાં ચિંતા કરવાની જરૂર નથી, ઊલટું એક જ ફૉરેસ્ટની નવી જગ્યાએ વાસ કરવો તે આપત્તિ વિનાનું છે. ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટને ચિંતા હશે તો પોલીસની સક્રિય સહાય લેશે. આ પદ્ધતિએ નવી નવી જબરદખલ થઈ ગઈ છે, પણ જૂના જબરદખલ કરનારાઓને બધી જગ્યાએથી ઉઠાડી દેવાનું હજુ પૂરું થયુ નથી. ચૂંટણી પહેલાં આ કામ હવે કરાશે પણ નહિ. આમેય જબરદખલ કરનારાઓની સંખ્યા અત્યારે હાલ કેટલાક હજાર છે. ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટ અને ફૉરેસ્ટના કૉન્ટ્રેક્ટરો ઘણી બધી ટ્રકોમાં આ જબરદખલ કરનારાઓને બૅરેજ પર લઈ આવવાના છે. તેમને એવી આશા છે કે જો સરકારનું સમર્થન કરશે તો સ્થાયી વસવાટનો પટ્ટો મળી પણ શકે.

સરકાર અને સરકારી દળો આ અભિયાનમાં 'વિચ્છિન્નવાદીઓ' જાણે કે કોઈ વિરોધ દર્શાવવા જેવું સાહસ પણ ના કરી શકે એવું આયોજન કરે છે.

# 199

# મદારીની મા જુલુસમાં જાય કેવી રીતે ?

જેનું જુલુસ હોય તે, જ્યાં જવું હોય ત્યાં જાય, પણ મદારીની મા જુલુસમાં જાય કેવી રીતે? મદારી હાટમાંથી જુલુસના સમાચાર લઈને આવ્યો છે એટલે શું મદારીની મા જુલુસમાં જઈ શકે? જે જુલુસમાં લોકોની જરૂર છે, લોકો વધારે ભેગા કરવાની જરૂર છે, તે જુલુસના નેતાને પણ મદારીની યાદ આવશે નહિ. આ આટઆટલાં ઘર-ગામડાંમાં માથું નાખવા મૂકવા જેટલું સ્થળ મેળવવા જેની ક્ષમતા નથી, અને આ આટલા ગાઢા મોટા ફૉરેસ્ટમાં કોઈ એક સ્થળે કોઈ ઝરાની પાસે જેને શીમળા-ઝરો બનાવવો પડ્યો છે, તેને માટે કોઈ જુલુસ નથી. એક દિવસ જુલુસમાં જવું એનો અર્થ તેને માટે એક દિવસ ના ખાવું તે. એક દિવસ ન ખાવા મળે, અથવા ખાધા વિના રહેવું એ મદારીની મા માટે કોઈ અસામાન્ય બાબત નથી. આમેય એવું નથી કે તેનો આખો દિવસ નકામો જવાનાને હાજરી કેટલી નકામી ગઈ તેની ગણતરી વડે માપી શકે. પેટની ભૂખ કે શ્રમનો પૈસો — એ બેમાંથી એકેય મદારીની માના દિવસ વ્યતીત થવાનું માપ નથી. તેથી તેનો દિવસ નકામો થયો કે ના થયો તે માપી શકાય કેવી રીતે?

આ ફૉરેસ્ટમાં, આ શીમળાઝરામાં તેને રોજ, રોજે જ, પોતાના ખાવાનાની સગવડ કરવા માટે બહાર જવું પડે છે — જે રીતે ફૉરેસ્ટની મરઘી બહાર નીકળે છે, પંખીઓ નીકળે છે, મોટાં મોટાં પ્રાણીઓ નીકળે છે. જેમ કે હાથી, ગેંડા વગેરે પણ નીકળે છે. અને તેનું પોતાનું ખાવાનાનું પ્રમાણ તો નક્કી કર્યું નથી કે તેટલું સંગૃહીત થઈ જતાં જ તેનું કામ પૂરું થઈ જાય છે. આખો દિવસ ફૉરેસ્ટની અંદર તેને ફરવું - ઘૂમવું પડે છે — ઘૂમતાં - ફરતાં નજર જમીન પર રાખીને. ફૉરેસ્ટની અંદર હવે તો જમીન દેખાતી નથી, માત્ર છે વીંટળાયેલું - વળેલું ઘાસ, લતા, પાંદડાં. ક્યારેક લતા, પાંદડાં અને ઘાસમાં માણસ ખૂંપી જાય, ધક્કેલીએ તોય આગળ જાય નહિ. ક્યારેક વળી નાનો નાનો ખુલ્લો રસ્તો મળી જાય. આ બધા ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટના બનાવેલા રસ્તા છે — પ્રાણીઓને જવા આવવાની સગવડતા માટે. એ જ પ્રમાણે ઘણા મેદાનોના જેવા મોટા રસ્તાઓ પણ ફૉરેસ્ટની અંદર અંદર છે. એ બધા રસ્તેથી ટ્રકો આવે છે; હાથીનાં ટોળાં પણ ટેવ પડી જવાથી આવા રસ્તેથી જાય છે. વચ્ચે વચ્ચે વળી માટીની નાની નાની ઢગલીઓ મીઠાથી ઢાંકી દેવામાં આવી છે. પ્રાણીઓ આવીને તે ચાટે છે.

મદારીની માને તેથી બે વસ્તુઓનો ક્યારેય અભાવ હોતો નથી — સઘડો

ક્યાંક ભૂતાન — સીમાડાના ચા-બગીચાના કોલ - મૂંડા - સાંથાલ મજૂરો - પેલા સાંથાલપુર, કાલચિનિ, રાંગાલિબાજાના, રાજભાતખાવામાંથી તેઓ રાજવંશીઓની સાથે ટ્રકો ભરી ભરીને સરઘસો કાઢીને આવશે. એક બહુ જ સારી સગવડ થઈ છે; ચાના બગીચાવાળાઓએ તેમની પોતાની જ ટ્રકો આપી છે. બીજી તરફ, જયંતીનો રસ્તો અને બિન્નાગુડિથી શરૂ કરી પેલા પ્રદેશની ઉજ્જડતા પાર કરીને આવવું પડશે. મયનાગુડિથી શરૂ કરી એક તરફ લાટાગુડિ સુધી લોકો તો સરઘસાકારે જ આવશે — તેમને તો ઘર જેવું જ લાગે. મદારીહાટ - વીરપાડા - હાસિમારાથી ટ્રક લૅટરલ રોડ પર થઈને આવશે. મેટેલિથી શરૂ કરી મેટેલિની પાછળ થઈ પેલા માઈલો દૂરના ઢોરવાડાના રોડના ચાના બગીચાની અંદરથી નેપાળી મજૂરો ખૂબ જ સંગઠિત થઈને આવશે.

રાજવંશી કે મદેશિયા વગેરે સામાન્ય જનતા જોડાઈ જશે, પણ નેપાળીઓના જેવું સંગઠન નહિ હોવાથી, પોતાની જાતે જ જોડાઈ ના પણ શકે. એ તરફના પહાડી ચા-બગીચાઓની વસ્તી ઓછી છે, પરિણામે નેપાળી મજૂરો હોય તોપણ સંખ્યા બહુ મોટી નથી. એ માટે સરકારે અને સરકારી દળોએ બીજી વ્યવસ્થા પણ કરી છે. કેટલાંક વર્ષો પહેલાં ફૉરેસ્ટની 'પડતર જમીન'ની માલિકી કરવા માટે નેપાળીઓ બધા લગભગ એક એક સરઘસ કાઢી એક એક ફૉરેસ્ટમાં પેઠા હતા. ત્યારે એ બાબતે ખૂબ ધાંધલ થઈ હતી. પછી, સરકાર ચૂપ રહી છે — જાણે એમની જબરદખલ માની જ લીધી. ખરેખર તો ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટને સૂચના આપવામાં આવી છે :ત્રણ ચાર મહિના પછીથી નવાં વૃક્ષો રોપવાના કાર્યક્રમની ગણતરીએ જબરદખલ કરનારાઓ તે ઉખેડી નાંખશે. બધે સ્થળે એકસરખું નથી. મોટી જબરદખલ કોલોનીથી આગળ નથી. એટલે સુધી કે એક પછી એક પણ નથી. જાણે જબરદખલ કરનારાઓ ધારે છે કે ગોલમાલ કરવામાં ચિંતા કરવાની જરૂર નથી, ઊલટું એક જ ફૉરેસ્ટની નવી જગ્યાએ વાસ કરવો તે આપત્તિ વિનાનું છે. ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટને ચિંતા હશે તો પોલીસની સક્રિય સહાય લેશે. આ પદ્ધતિએ નવી નવી જબરદખલ થઈ ગઈ છે, પણ જૂના જબરદખલ કરનારાઓને બધી જગ્યાએથી ઉઠાડી દેવાનું હજુ પૂરું થયુ નથી. ચૂંટણી પહેલાં આ કામ હવે કરાશે પણ નહિ. આમેય જબરદખલ કરનારાઓની સંખ્યા અત્યારે હાલ કેટલાક હજાર છે. ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટ અને ફૉરેસ્ટના કૉન્ટ્રેક્ટરો ઘણી બધી ટ્રકોમાં આ જબરદખલ કરનારાઓને બૅરેજ પર લઈ આવવાના છે. તેમને એવી આશા છે કે જો સરકારનું સમર્થન કરશે તો સ્થાયી વસવાટનો પટ્ટો મળી પણ શકે.

સરકાર અને સરકારી દળો આ અભિયાનમાં 'વિચ્છિન્નવાદીઓ' જાણે કે કોઈ વિરોધ દર્શાવવા જેવું સાહસ પણ ના કરી શકે એવું આયોજન કરે છે.

# 199

# મદારીની મા જુલુસમાં જાય કેવી રીતે ?

જેનું જુલુસ હોય તે, જ્યાં જવું હોય ત્યાં જાય, પણ મદારીની મા જુલુસમાં જાય કેવી રીતે? મદારી હાટમાંથી જુલુસના સમાચાર લઈને આવ્યો છે એટલે શું મદારીની મા જુલુસમાં જઈ શકે? જે જુલુસમાં લોકોની જરૂર છે, લોકો વધારે ભેગા કરવાની જરૂર છે, તે જુલુસના નેતાને પણ મદારીની યાદ આવશે નહિ. આ આટઆટલાં ઘર-ગામડાંમાં માથું નાખવા મૂકવા જેટલું સ્થળ મેળવવા જેની ક્ષમતા નથી, અને આ આટલા ગાઢા મોટા ફૉરેસ્ટમાં કોઈ એક સ્થળે કોઈ ઝરાની પાસે જેને શીમળા-ઝરો બનાવવો પડ્યો છે, તેને માટે કોઈ જુલુસ નથી. એક દિવસ જુલુસમાં જવું એનો અર્થ તેને માટે એક દિવસ ના ખાવું તે. એક દિવસ ન ખાવા મળે, અથવા ખાધા વિના રહેવું એ મદારીની મા માટે કોઈ અસામાન્ય બાબત નથી. આમેય એવું નથી કે તેનો આખો દિવસ નકામો જવાનાને હાજરી કેટલી નકામી ગઈ તેની ગણતરી વડે માપી શકે. પેટની ભૂખ કે શ્રમનો પૈસો — એ બેમાંથી એકેય મદારીની માના દિવસ વ્યતીત થવાનું માપ નથી. તેથી તેનો દિવસ નકામો થયો કે ના થયો તે માપી શકાય કેવી રીતે?

આ ફૉરેસ્ટમાં, આ શીમળાઝરામાં તેને રોજ, રોજે જ, પોતાના ખાવાનાની સગવડ કરવા માટે બહાર જવું પડે છે — જે રીતે ફૉરેસ્ટની મરઘી બહાર નીકળે છે, પંખીઓ નીકળે છે, મોટાં મોટાં પ્રાણીઓ નીકળે છે. જેમ કે હાથી, ગેંડા વગેરે પણ નીકળે છે. અને તેનું પોતાનું ખાવાનાનું પ્રમાણ તો નક્કી કર્યું નથી કે તેટલું સંગૃહીત થઈ જતાં જ તેનું કામ પૂરું થઈ જાય છે. આખો દિવસ ફૉરેસ્ટની અંદર તેને ફરવું - ઘૂમવું પડે છે — ઘૂમતાં - ફરતાં નજર જમીન પર રાખીને. ફૉરેસ્ટની અંદર હવે તો જમીન દેખાતી નથી, માત્ર છે વીંટળાયેલું - વળેલું ઘાસ, લતા, પાંદડાં. ક્યારેક લતા, પાંદડાં અને ઘાસમાં માણસ ખૂંપી જાય, ધક્કેલીએ તોય આગળ જાય નહિ. ક્યારેક વળી નાનો નાનો ખુલ્લો રસ્તો મળી જાય. આ બધા ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટના બનાવેલા રસ્તા છે — પ્રાણીઓને જવા આવવાની સગવડતા માટે. એ જ પ્રમાણે ઘણા મેદાનોના જેવા મોટા રસ્તાઓ પણ ફૉરેસ્ટની અંદર અંદર છે. એ બધા રસ્તેથી ટ્રકો આવે છે; હાથીનાં ટોળાં પણ ટેવ પડી જવાથી આવા રસ્તેથી જાય છે. વચ્ચે વચ્ચે વળી માટીની નાની નાની ઢગલીઓ મીઠાથી ઢાંકી દેવામાં આવી છે. પ્રાણીઓ આવીને તે ચાટે છે.

મદારીની માને તેથી બે વસ્તુઓનો ક્યારેય અભાવ હોતો નથી — સઘડો

સળગાવવા સુક્કી, પાતળી નાની નાની લાકડીઓનો, અને મીઠાનો. પણ એ સુક્કી લાકડીઓને આગ લગાડવા માટે તેની પાસે કોઈ દીવાસળી હોતી નથી; એ આગ પર મૂકવા માટે એક તૂટેલું વાસણ તેની પાસે છે ખરું, પણ એ પાત્રની અંદર રાખવા માટે તેની પાસે કશું જ નથી. મદારીની માને એટલું બધું મીઠું મળે છે, પણ મીઠા વડે કશું કરમોવી શકે એવું તે રોજ મેળવે ક્યાંથી?

સવારથી ફૉરેસ્ટમાં જમીન તરફ જોઈ ઘૂમવું - ચાલવું તેનોય એક નકશો છે. વધારે ગાઢાં જંગલોમાં પેઠા પછી તો શોધી શકાતું નથી; જંગલ ચારે તરફથી એટલું દબાવી દે છે કે જેમ પાણીમાં શ્વાસ લેવા માટે જેમ નાક ઊંચું કરી રાખવું પડે તેમ નાક ઊંચું કરીને ચાલવું પડે. તો પછી જમીન તરફ જોશે કેવી રીતે? એ બધાં જંગલોની અંદર કશું પટ્ કરતું મળી જવાની આશા રહે — વનમરઘીનાં ઈંડાં, અથવા વન મરઘીનાં ઈંડાંમાંથી નીકળેલાં પણ હજુ દોડવા નહિ શીખેલાં નાનાં થોડાં બચ્ચાં, જંગલના ઉંદરોનાં દરની અંદર હાથ નાંખી નાનાં નાનાં બચ્ચાં પણ મળી જઈ શકે. એટલે જંગલોમાં ના જવું તે મદારીની માને કોઈ રીતે પાલવે તેમ નથી. તેના શરીરની ટેવ પણ કંઈ આ જંગલો સાથે જોડાઈ ગઈ છે. મોં જરા ઊંચું રાખીને ય તે જંગલની જમીન બરાબર જોઈ શકે છે, જોતાં જોતાં શોધી લઈ પણ શકે છે. મદારીની માની બે આંખો દાઢીની નીચે હોત તો સારું થાત.

આ જ તો છે તેના આખા દિવસનું કામ; હાથમાં એક મજબૂત લાકડી રાખે છે — ખૂબ ભારે, શાલવૃક્ષની ડાળ ભાંગીને લીધેલી. જ્યારે ખૂબ ભૂખ લાગી હોય ત્યારે તેને લાઠીનો ભાર લાગે છે. બાકી આ લાઠી જ તેનું અસ્ત્ર. લાઠીને છેડે એક ખૂણિયો છે. એ ખૂણો રાખીને જ લાઠી ભાંગી છે. એટલે લાઠીની પહોંચમાં જો કોઈ નાનું પ્રાણી આવી જાય તો મદારીની માને ખાવાનું મળી રહે, અને પછી પેલી લાઠી ચોક્કસ જ તેની ડોક પર જઈને પડે. કોઈ કોઈ વાર તો ચાલતાં ચાલતાં જ લાઠીને ભાલાની માફક ફેંકી વીંધે છે — જે રીતે માછલાં મારે તે રીતે. બીજી કેટલીક વાર લાઠીને માથે ઊંચકી લઈ શરીરનું સઘળું જોર તેને નીચે ઉતારી લાવે છે — કુહાડીની જેમ. એ બધો વખત મદારીની માનું આખું શરીર પ્રવૃત્ત થઈ જાય છે. ફૉરેસ્ટની પેલી છાયામાં, શાલ-સાગ-ખેર-અર્જુન વૃક્ષોનાં પરિપ્રેક્ષ્યમાં મદારીની મા પણ જાણે એક ઝાડ બની જઈ એ જ પ્રમાણે તેના બે હાથ માથા પર હળવેથી ઊંચે જાય છે અને પછી ઝડપથી નીચે આવે છે — જાણે તોફાનમાં કોઈ ઝાડ એકાએક જીવંત થઈ ઊઠ્યું ન હોય! એ રીતનું ઊંચે ઊઠવું અને નીચે આવવું મદારીની માના આ શરીરને કોતરી દે છે — જે શરીર માત્ર શરીરના જોરે જ જીવી રહ્યું છે, જે શરીર માત્ર શરીરના જોરે જ આઠ કે દસ સંતાનોને જન્મ આપી ચૂક્યું છે.

ખરેખર તો આ ફૉરેસ્ટમાં બહુ સારા સાપ મળી જાય છે. સાપના માંસમાં બહુ જ તેલ હોય છે, શેકી નાખે એવી આગનો તાપ પણ ઓછો લાગે છે. મોં ઊંચું

રાખેલો સાપ મળવાની તો વાત જ નથી — એ તો અમૃત. પણ નાનાસરખા સાપ તો ઓછા નથી જ. મદારીની મા વિષધર સાપને ઓળખે છે. તેથી નજર સામે કીડીઓ નહિ ચઢેલા કોઈ તરતના મરી ગયેલા ખરગોશ કે ઉંદરો મળવા છતાં પણ તે અડતી નથી; એટલે સુધી કે લાઠી વડે ઉલટાવતી પણ નથી. ફૉરેસ્ટમાં જે મરી જાય છે તેને માટી સાથે ભેળવી દેવામાં આવે છે. મરેલાં જીવ-જન્તુ ખાઈને જીવતાં રહે એવાં પક્ષી-જીવડાં પણ ફૉરેસ્ટમાં હોય છે

ટ્રકો લૂછવી અને ઘોષમશાઈની દુકાનમાં કપ-ડિશ ધોવા માટે આજકાલ વાળેલી રૂપિયાની નોટ પણ લાવે છે વચ્ચે વચ્ચે — લગભગ એક હાટ પૂરો થતાં તો ખરી જ. મદારીની મા તેથી કોઈ કોઈ હાટમાંથી ઘઉં ખરીદી શકે છે — ચાના બગીચાના જે મજૂરો રેશનના ઘઉં લાવી હાટમાં વેચી દારૂ પી ગાન ગાતાં ગાતાં બગીચે પાછા જાય છે તેમની પાસેથી.

પણ ઘઉં ખરીદવા જેટલા સહજ છે તેટલી આગ ખરીદવી સહજ નથી. એક આખી દીવાસળીનું બાક્સ ખરીદવું અને એક આખું અગ્નિપાત્ર ખરીદવું તે મદારીની માને માટે એક જ વાત છે. ઘઉં તો તેને મળી જઈ શકે, પણ આગ લાવે ક્યાંથી?

મદારીની માને તેને માટે કેટલી યુક્તિ કુશળતાપૂર્વક અજમાવવી પડે છે.

હાટમાં કોઈ એક જગ્યાએ તે ચૂપચાપ ઢળીને બેસે છે. સામાન્ય રીતે એક મોટા ઝાડને તળિયે નાનીસરખી બેત્રણ દુકાનો બેસે છે. એમ હોવા છતાં પણ ત્યાં, એ ઝાડનાં મૂળ આગળ, મદારીની માને ઢળીને બેસવા જેવી જગ્યા બાકી રહે છે. મદારીની મા ત્યાં ઢળીને બેસે છે. બેસી જ રહે છે. બરાબર બેસવાનું નહિ, અર્ધું સૂઈ રહેવા જેવું. ફૉરેસ્ટમાં રોજ આખો દિવસ જે મરઘીના જેવું ધ્યાન રાખે છે, સાપની માફક એકાંતમાં ફરે છે, ચિત્તાની માફક નાશ કરતી ફરે છે તે જાણે અહીં આ હાટમાં ત્રણ કાળ વ્યતીત કરતી એક વૃદ્ધાની જેમ શરીરને શિથિલ કરી દે છે.

માનવીની માનવી સાથેની આત્મીયતા થાય છે કોઈ રહસ્યમય કારણે. માનવ સમાજથી ખસતી ખસતી જે અત્યારે ફૉરેસ્ટની અંદર ભરાઈ ગઈ છે તે આટલી વાર એક જ ઝાડના મૂળિયે ઢળીને પડી રહે છે એ સંપર્કથી દુકાનદારો તેના આત્મીય થઈ જાય છે, અને દુકાનદાર તેના તરફ જોયા વિના જ એક બીડી લંબાવી દે છે — હાથ પાછળ કરીને. દીવાસળીની સળી સળગાવી પોતે સળગાવે છે અને જરા કમ્મર નમાવી મદારીની માને પણ ધરે છે. સળી બુઝાઈ જતાં પોતાની સળગાવેલી બીડી આગળ ધરે છે. આ રીતે બેએક વાર બીડી પીતાં મદારીની મા તેની પાસેથી દીવાસળીના બાક્સ પર લાગેલા સ્ફોટક પદાર્થવાળો તૂટી ગયેલો એક ટુકડો અને બે દીવાસળી માગી લઈ શકે છે. આ રીતે માગ્યા પછી પાંચ-સાત દીવાસળી સાથેનું આખું બાક્સ જો કોઈ આપે તો તેને ખરાબ વિચાર આવે છે કે આ દીવાસળીઓ સળગાવતાં રહેવાનો સુયોગ સાંપડશે ખરો? જો કોઈ તેની પહેલી બીડી લાઈટરથી

સળગાવી આપે તો મદારીની મા તેની આડા પડવાની જગ્યા - ઝાડ બદલી નાંખે છે.

અને ધારો કે જો દીવાસળી ના મળે તો તે દિવસે મદારી ઘોષમશાઈની દુકાનમાંથી થોડો વધારે અગ્નિ લઈ જાય છે.

## 200

## મદારી કેવી રીતે અગ્નિ લઈ જાય છે

આ અગ્નિ લઈ જવાની એક વિશિષ્ટ પ્રકારની પદ્ધતિ છે મદારીની. કેળનાં પાન અથવા નકામાં કાચાં પાનમાં તે નાનાં નાની કોલસાની ભૂકી પહેલાં પાથરી દે છે. પછી કોલસાની ભૂકી ગોઠવી ખાડા જેવું કરે છે. તેની ઉપર સળગતા બે કોલસા ગોઠવે છે; પછી કોલસાની રાખથી ઢાંકી, કોલસાની ભૂકી પાથરી દે છે. બે હાથમાં પેલા કેળના પાનના ટુકડા અથવા નકામાં કાચાં પાન પર અગ્નિ મૂકી તે મા-દીકરો હાટમાંથી શીમળાઝરા તરફ નીકળી પડે છે.

આ તેને કરવાનું હોય છે ઘોષમશાઈની દુકાન છોડી ચાલી ગયા પછી, એટલે માત્ર હાટ ઊઠી ગયા પછી એમ નહિ, પણ હાટ ખાલી થઈ ગયા પછી. બહાદુર સઘડાના સળગતા કોલસા કાઢી નાંખે છે, ઓલવી દે છે. પછી બહાદુર જ એમાંથી સળગતા કોલસા લેવામાં તેમને મદદ કરે છે.

પણ અગ્નિને આમ બે હાથના પંજામાં આટલા માઈલ લઈ જવું બહુ કષ્ટકર છે. હાથ સખત થઈ જાય એ મોટી વાત નથી. ખરેખરી મુશ્કેલી તો અગ્નિને સળગતો રાખવો તે છે. વરસાદ-વાદળ હોય તો તો ગયો જ સમજવો. છતાં પાંદડાના ઢાંકણ નીચે અગ્નિ સળગતો રાખવાનો પ્રયત્ન ચાલુ રહે છે. જો થોડો પવન હોય, અથવા તો બાજુમાંથી એક ટ્રક ચાલી જાય તોપણ પવન આવે, ત્યારે કોલસાની ભૂકી ઊડી જાય, શરીરે પડે, આંખમાં લાગે, અગ્નિ બહાર પડી જાય. ટ્રક ચાલી ગયા પછી ફરીથી સતેજ કરી શકાય, પણ પવનની દિશા તરફ પીઠ ફેરવે તો આખે રસ્તે અગ્નિ સળગતો રાખવા પાછા ફરીને જ ચાલવું પડે. તેમ કરતાં ઘણો બધો સમય લાગે. પણ ઊંઘવા સિવાય તેથી મદારીને બીજી મુશ્કેલી શી? તેને માટે ઘેર જઈને અગ્નિ સળગતો રાખવાનું કામ જેમ મુશ્કેલ છે તેમ રસ્તે પણ અગ્નિ સળગતો રાખવાનું કામ એટલું જ મુશ્કેલ છે. આમ કરીને લઈ જવામાં અગ્નિની પરિણતિ જુદી જુદી હોઈ શકે —બુઝાઈને રાખ થઈ જવા ઉપરાંત પણ. પવનના કે ટ્રકના આવન-જાવનથી ઉપરના કોલસા એકદમ સળગી જઈ શકે. જલદી જલદી સળગી જાય એટલે જલદી જલદી રાખ થઈ જાય. વળી, અગ્નિ જો એક વાર અંદરથી આ રીતે ઉપર ઊડી

આવે તો તો સળગતી કોલસાની ભૂકી અને રાખ થયેલા કોલસા આમતેમ ઊડવાનું શરૂ કરે, ત્યારે તે ફેંકી દેવા સિવાયનો બીજો કોઈ ઉપાય રહે નહિ. બીજી પણ એક મુશ્કેલી થઈ શકે — બરાબર આનાથી વિરુદ્ધ રીતે. અગ્નિ એકદમ જલદીથી નીચે તરફ ઊતરી જતાં અને નીચેના રાખ થયેલા કોલસા અને ભૂકીને લાગેલી આગ તો પાંદડાંને લાગી જાય. ત્યારે મદારી અવશ્ય તેની માને કહે છે — રસ્તાની ધારેથી થોડાં પાંદડાં તોડી લાવવા માટે. નીચે પાંદડાંનું પ્લાસ્ટર વધારે વધતાં હાથમાં અગ્નિની ઝાળ લાગતી નથી.

જે નેશનલ હાઈવે પર થઈને આ દેશ ભારતવર્ષના કોઈ એક રાજ્યમાંથી બીજા એક રાજ્યમાં માલ લઈ દિવસ-રાત ટ્રક ચાલે છે — કેટલાય નવા નવા પૂલો પાર કરીને, કેટલાય નવા નવા રસ્તાઓ દ્વારા માર્ગ ટૂંકો કરતાં કરતાં, કેટલીયે નવી નવી પદ્ધતિએ ગતિ વધારતાં વધારતાં ચાલે છે — એ જ નેશનલ હાઈવેના આદિવાસી વિસ્તારના અત્યંત ક્ષુદ્ર અથવા ક્ષુલ્લક એવા ભૂખંડમાં પૂર્વ ગોળાર્ધની આ રાત્રિના માત્ર થોડા કલાકો સુધી એક મા તેના સંતાનની સાથે આગ લઈને રસ્તો કાપે છે, અથવા એક અગ્નિ લઈ જતો બાળક માની સાથે તેના અરણ્યનિવાસમાં પાછો ફરે છે. કાળો નેશનલ હાઈવે તો કાળો જ રહે છે, પણ ચારે બાજુના અંધકારમાં પેલો રસ્તો પણ દેખાતો નથી, માત્ર પગ નીચે તેનો અનુભવ કરાય છે. જમીન પર આવો અંધકાર હોય તો સામાન્ય રીતે આકાશના નક્ષત્રોની દીપ્તિ વધી જાય છે, એ દીપ્તિ એટલી બધી વધી જાય છે કે આપણને એમ લાગે કે નક્ષત્રોનો પ્રકાશ પૃથ્વીની માટી સુધી પહોંચી જઈ શકે. આ પ્રદેશમાં એ પણ થતું નથી. કારણ કે ભારતવર્ષના અતિ ઊંડાણના ભાગમાં એક અરણ્યમાં થઈને ભારતવર્ષનો રાષ્ટ્રીય આ માર્ગ જઈ રહ્યો છે. બરાબર એ જ માર્ગેથી આ રાતે મા અને છોકરો ચાલી રહ્યાં છે. બન્ને બાજુનાં આકાશને છાઈ દેતાં વૃક્ષો વચ્ચેથી અંધકાર આવે છે. એ વૃક્ષોનાં પાંદડાંઓના ગાઢ વણાટમાંથી આકાશ ક્યાંક ક્યાંક પ્રકાશના બુટ્ટાઓ જેવું દેખાય છે ખરું પણ તે જાણે નદીના બીજા કાંઠાના જેવું, જેની વાસ્તવિકતાની સાથે આ વાસ્તવિકતાનો કોઈ સંબંધ નથી, એકદમ જ કોઈ સંબંધ નથી. ઊલટું આ વખતે આકાશ તરફ બેએક વાર આંખ ઊંચી કરી જોવું એ આપત્તિજનક છે. પછીથી, નજર નીચે લાવતાં પછી આ અંધકારમાં બીજું કશું જ દેખાતું નથી. રસ્તાની બન્ને બાજુથી, ફૉરેસ્ટનાં ઝાડ-ઝાંખરમાંથી જે અંધકાર ત્રાંસમાંથી આડો ઊપસી આવે છે તે ઊલટો તેમને થોડો પરિચિત છે. આ નિશ્છિદ્ર કાળા રંગની વચ્ચે આ મદારીના હાથનો જ ફક્ત નારંગી રંગનો ઢાંકેલો અગ્નિ છે. આ અગ્નિ જો શીમળાઝરા સુધી પહોંચે તો તો મદારીની માએ લાવેલાં સુક્કાં લાકડાં જ્વાળા સાથે સળગી જશે અને ઘરનું પેલું એકમાત્ર પાત્ર લઈ મદારી ઝરામાંથી પાણી લઈ આવશે. પેલા અગ્નિ પર ધુમાડામાં ઘઉં રાંધવાની એક આદિમ ગંધ પેલી આરણ્યક રાત્રિને એકાએક કોમળ બનાવી દેશે; અંધકાર પછી એટલો

અંધકાર રહેશે નહિ. એ અગ્નિની જ્વાળાઓ પાસે છોકરા સાથે માનો બીજો એક વાર્તાલાપ પણ શરૂ થાય. પણ પેલા બીજા એક વાર્તાલાપ માટે પહોંચવા, આ રસ્તાના કેટલાક માઈલો તે બે જણની સહયાત્રિક નીરવતા આ રીતે જુદી જુદી વાતો દ્વારા જ ભરવાની હોય છે, નહીં તો, તેમની નીરવતા પણ પ્રાકૃતિક બની જાય !

'મા રે'

'હો...'

........

'એ-ય મદારી'

'હો...'

........

'મા રે....'

'હો —'

'હું તો ભૂલી ગયો છું રે —'

'શું ભૂલી ગયો છું?'

'લાડવો અને ચવાણું'

'કોણે તને આપ્યાં છે?'

'ઘોષમશાયે કહ્યું હતું કે દુકાન બંધ કરતાં પહેલાં એક લાડવો અને એક નિમકીન લેવાનું, કહ્યું હતું, પણ હું લેવાનું ભૂલી ગયો છું.'

'કેમ? ભૂલી ગયો છું કેમ?'

'તારા આ અગ્નિને માટે —'

'અગ્નિને માટે લાડવો ખાવાની વાત તું ભૂલી ગયો છું? લાડવો તો ગળ્યો લાગે.'

'હા, બહુ જ ગળ્યો. આગલા હાટવારે તને હું ખવડાવીશ.'

'બધા હાટવારે તને લાડવો આપે છે? ખાવા માટે?'

'નથી આપતા; ફક્ત એક હાટ વખતે આપે છે. તને ખવડાવીશ આવતા હાટવારે.' મદારીની મા તેની જીભના સ્વાદની સ્મૃતિમાં 'ગળ્યું' શેને કહે તેનો એક સંબંધ ચલાવે છે.

'મા હે'

'હો — ય'

'બહાદુરખાને કહ્યું છે કે મને ચા બનાવતાં શિખવાડશે.'

'તેમ શીખ્યા પછી શું થશે?'

'મને નોકરી આપશે, ચાની દુકાનમાં —'

'તો શિખવાડતા કેમ નથી?'

'ટેબલ હજુય મારા માથાની ઉપર છે.'

મદારીની મા પેલા અંધકારમાં છોકરાની ઊંચાઈનું માપ જાણે પામી લે છે. ટેબલની ઊંચાઈ જેટલો થાય તો મદારી અહીં રહેશે નહિ. મદારીના ભાઈઓ — મદારીની માનાં બીજાં આઠ કે દસ સંતાનો કોઈ રહ્યાં નથી. રહે પણ નહિ. તો પછી મદારીની મા જુલુસમાં જશે કેવી રીતે?'

# 201

# મદારીની મા કેટલી વાર મા

મદારીની મા અત્યારે મદારીની મા છે બહુ બહુ તો આઠ-દસ વરસથી; તેની પહેલાં તે બીજી ઘણી વાર બીજાં ઘણાંની મા બની છે. કેટલી વાર કેટલા મદારીની મા તે તો તે અત્યારે હિસાબ કરીને કહી શકશે નહિ. અહીં શીમળાઝરા પાસે મદારીની મા કેટલાં વર્ષોથી છે તેની ગણતરી પણ તેને ખબર નથી. પણ મદારીના જન્મની પહેલાંથી મદારીની માને ઓળખે એવાં લોકો મદારીહાટમાં હજુ ય ઘણાં છે. ઓળખે, એટલે કે મોં પરિચિત એટલું જ. તેનાથી વધારે ગંભીર રીતે મદારીની માને કોઈ પણ ઓળખાશે નહિ. જેમને તેનું મોં યાદ છે તેઓ પણ એ હિસાબ તો કરી આપી શકશે નહિ કે કેટલા દિવસથી ઓળખે છે. મદારીની માનું મોં એવું નથી જેની સાથે ઓળખાણ-પરિચયનો ઇતિહાસ મનમાં યાદ રહી જાય; જરૂર પડે તો યાદ રાખવા માટે યાદ રહી જાય. જોતાં ઓળખીતી લાગે — બહુ બહુ તો એટલું જ. તેઓ પણ હવે તો યાદ કરી શકશે નહિ કે મદારીની મા મદારી જન્મ્યાની પહેલાં બીજા કોની કોની મા હતી. અથવા તેમને માટે યાદ રાખવું સંભવિત પણ નથી. કારણ કે તેઓ જાણશે કેવી રીતે કે મદારીની મા સાથે જે મદારી અત્યારે હરફર કરે છે, અથવા એકલો એકલો હાટમાં આવે છે તે, તે જ છોકરો નથી જે મદારીની મા સાથે મદારીના જન્મ પહેલાં તેની માની સાથે હરફર કરતો? તો તો માત્ર મદારીની માને જ ઓળખવી પડે એટલું જ નહિ, પણ તેનાં છોકરાંછૈયાં વગેરેને પણ બધાંયને ઓળખવાં પડે. તે જાણવું શું શક્ય છે?

પણ મદારીની માને તો બધો વખત કોઈ ને કોઈ છોકરાની જરૂર છે. એક પ્રમાણ સાઈઝના પુરુષની બધો વખત તેને જરૂર છે કે કેમ તે ક્યારેય તેના મનમાં આવ્યું નથી. પણ એક છોકરાની તો તેને ચોક્કસ જ જરૂર છે. વળી માના પર સંપૂર્ણપણે નિર્ભર એવા છોકરા સિવાય કોણ તેની સાથે રહેશે?

મદારીની મા પાસે એક માપ છે. તે જાણે છે કે લગભગ જ્યારે ચાની દુકાનના ટેબલ જેટલું માથું આવે, અથવા પોતે થઈને જ ટ્રકના પૈડા પર ટેકો દઈ ટ્રકની

પાછળ ચઢી શકે, અથવા જે પૈસા મળે તે બધા માને આપે નહિ તેના થોડા દિવસોમાં જ એ છોકરો આ શીમળાઝરો છોડીને ચાલી જાય છે. ક્યાં જાય છે તે બહુ બરાબર રીતે મદારીની મા જાણતી નથી. પણ અંદાજથી જાણે છે કે તેઓ મદારીહાટથી વીરપાડા અથવા હાસિમારામાં જાય છે. ત્યાં બસ-ટ્રકનો ડેપો અથવા બીજું કોઈ કામ ઓછુંવત્તું શીખી પણ શકે. એ બધી જગ્યાએ મિલિટરીની વિશાળ છાવણી છે. ત્યાં ચોરીના માલની આડતમાં આવા ઘણાય છોકરાઓને જ કોઈ ને કોઈ કામ મળી જાય છે. ત્યાંથી એ છોકરાઓ એક જ પદ્ધતિએ શિલિગુડિ પહોંચી જાય છે, ત્યાં એથીયે વધારે મોટી ચોરીના માલની આડત છે. વધારે મોટી ટ્રકોમાં વધારે વધારે માલ કદાચ આવે છે. તે ઉપરાંત પણ છે. રેલનું યાર્ડ, વેગન — એ બધુંય. ત્યાં છોકરાઓ છૂટાછવાયા થઈ જાય છે. કોઈ કોઈ તો વળી એટલે સુધી કે નેપાળ તરફ ચાલી જાય છે; ત્યાંથી નવો નવો માલ લાવી ઘણા બધા રૂપિયામાં વેચે છે. એ બધો માલ ભદ્રલોકો જ ખરીદે છે. તેમની કેટલીક વસ્તુઓ હોય છે, જેવી કે શરીરે પહેરવાનાં શર્ટ-પહેરણ, છત્રી એ બધું, તો મદારીહાટમાં પણ આવે છે.

મદારીની પહેલાં તેના કેટલા છોકરાઓ આ રીતે માથું ઊંચું થતાં જ, અથવા ટ્રક પર એકલા એકલા ચડી શકતાં જ ચાલી ગયા છે તે તેને યાદ નથી. છતાં એ પ્રમાણે ચાલી જતાં પહેલાં છોકરાઓ રોજનું પાછા ફરવાનું છોડી દે છે. પહેલાં છોડી દે છે ખાવા માટે શોધવા નીકળવાનું; પછી હાટમાં જ આખો વખત રાત-દિવસ રહેવાનું શરૂ કરી દે છે. ઘણા દિવસો પાછા નહિ ફરતાં મદારીની મા સમજી લે છે કે તે ચાલી ગયો છે.

પણ તેને તો છોકરા વિના ચાલશે નહિ. તેથી એક છોકરો ઊંચો થવો શરૂ થતાં જ તે બીજો એક છોકરો લાવે છે, જેથી પહેલાંનો છોકરો ખાવાનું ખોળવા નીકળવાનું અથવા ઝરા પાસે અચાનક ઊભી રહેતી ટ્રકની પાસે હાથ લંબાવી ઊભા રહેવાનું બંધ કરવાની સાથે સાથે જ પછીનો છોકરો અમુક ઉંમરે પહોંચી જઈ શકે.

આ બધી ગણતરી કરી, છોકરો પેટમાં ધારણ કરવા માટે, છોકરાનો એક બાપ તો મદારીની માના હાથ પાસે બધો વખત તૈયાર હોવાની આવશ્યકતા હોય છે.

પહેલાં તો તેને કોઈ મુશ્કેલી પડી નથી. અને ત્યારે તો તે આ શીમળાઝરા સુધી પહોંચી પણ નહોતી. પહેલાં છોકરાની વાત સૌથી વધારે વ્યાપ્તપણે તેના મનમાં છે, કારણ કે ત્યારે તો તેણે જાણ્યું નથી કે છોકરો પણ ચાલી જાય, છોકરાનો બાપ પણ ચાલી જાય. એક પ્રૌઢ જેવા નેપાળીની મોદીની દુકાન હતી હાટની બરાબર ઊલટી દિશામાં. તેને કોઈ વહુ-છોકરાં નહોતાં. એ દુકાનના લાંબા વરંડામાં તે વખતે મદારીની મા પહોંચી જાય છે. પોતે જ પોતાના મનથી વરંડો વગેરે સાફ કરતી. દુકાનદારે તેને દુકાનની અંદર પણ એક દિવસ ઝાડું મારવા બોલાવી. બીજે એક દિવસે એક સાબુ આપી તે બોલ્યો કે અંદરના કૂવાકાંઠે જઈ સારી રીતે સ્નાન કરી

લે. તે પછી પણ તેને સાબુ ઘસવાનું થયું છે ખરું, પણ એ બધું તે દિવસના સાબુ ઘસવાના જેટલું રોમાંચક બન્યું નહિ. સ્નાન પછી તેને સાડી-બ્લાઉઝ પણ મળ્યાં હતાં. એ રાતથી જ દુકાનદારે તેને લઈને પહેલી રાત પથારીમાં સૂતો. પછી, તેને દુકાનદારનું બિછાનું છોડીને પોતાના બિછાનામાં પાછા જવું પડતું. ખૂબ નાના બિછાનામાં દુકાનદારને ઉંઘ આવતી નહિ — બીજા એક જણની સાથે સૂતાં. પણ તેનું પહેલું બચ્ચું થયા પછી દુકાનદાર પોતે જ એક મોટો પલંગ લાવી બાજુમાં ગોઠવી દે છે. બાળકને લઈને દુકાનદાર સાથે તે તે વખતે ઘણા દિવસો અને કેટલાંક વર્ષો ગાળ્યાં. દુકાનદાર પણ છોકરાને એટલું ચાહતો કે દુકાનમાં ગાદી પર બેસાડી રાખતો. મદારીની માની સમયની સમજણ સાથે તો દિવસ-માસ-વર્ષનો હિસાબ મળતો નથી. કેટલાક દિવસો પછી કોણ જાણે કેમ દુકાનદાર દુકાન વગેરે વેચી દે છે. અને એક પેટી લઈને બોલ્યો કે આ હું તો ચાલ્યો. છોકરાને થોડો પ્યાર કરી લઈ બસમાં ચઢ્યો. બીજા બધા લોકો ત્યાં જઈને તેને હસતાં હસતાં વિદાય આપી મદારીની મા સમજી હતી કે બસ સુધી તેનું જવું ચાલે નહિ.

પણ તે એ સમજી નહિ કે દુકાનની સાથે તેની વ્યવસ્થા પણ નવા માલિકના હાથમાં ગઈ કે નહિ. સમજતાં જોકે બહુ વાર લાગી નહિ. નવા માલિકના લોકો આવીને તે રાત્રે જ દુકાનને તાળું મારી તેને કહી ગયા કે આજે રાત્રે રહેજે, કાલે સવારે ચીજવસ્તુ છોકરો લઈને ચાલી જજે.

આટલા દિવસ ઘરમાં ખાવાથી, ઘરમાં રહેવાથી તેનો ચહેરો સરસ થઈ ઊઠ્યો હતો. નવા માલિકના જે લોકો તેને આગલી રાત્રે કહી ગયા હતા તે સવારે ચાલી જતાં, તેમનામાંનો જ એક જણ સહરાઈ ઑરાઓ, પછીના દિવસે કાગડો બોલે તે પહેલાં આવીને તેને કહે છે, ચલ, મારી સાથે છોકરો લઈને રહેજે.

એ માણસના ઘેર ગયા પછી બે દિવસે તે સમજી શકે છે કે એ માણસ સૉમિલમાં કામ કરે છે; સૉમિલનો માલિક જ દુકાનનો નવો માલિક થયો છે. પેલો માણસ પહેલાં ચાના બગીચામાં કામ કરતો. ત્યાંથી ચાલતો જ સૉમિલમાં આવ્યો છે. એનું ઘર શાલની છાલ વડે તૈયાર કરેલું હતું. શિયાળામાં ઠંડી લાગતી. બીજો છોકરો થયા પછી એ માણસે લાકડાના નાના નાના ટુકડા વડે પોલી જગ્યા અને બાકોરાં પૂરી દીધાં.

સહારાઈ પહેલાં ચાલી ગયો કે તેનો પ્રથમ છોકરો, તે તેને હવે યાદ આવતું નથી.

એ ઘરમાં જોકે તે ઘણા દિવસો સુધી રહી હતી, સૉમિલના માલિકે તેને ચાલી જવા કહ્યું નથી. ખૂબ વરસાદમાં, તડકામાં, ઠંડીમાં પેલાં લાકડાં ખવાઈ જવા લાગ્યાં; જે પાતળું લાકડું ઘરના છાપરા તરીકે હતું તેમાંથી થોડું ખવાઈને ખસી ગયું, થોડું ઊડી ગયું; ઘરનું ભોંયતળિયું એની મેળે જ થોડું થોડું કરતું ઊખડી ગયું. આ બધું

થતાં થતાં તો કેટલાંક વર્ષો જાય છે. આ ઘરમાં છેલ્લે સુધી તે જેટલા દિવસ રહી શકી છે તેમાં એક રાજવંશી વૃદ્ધ જોતદાર અઠવાડિયે એક વાર સંધ્યાસમયે આવતો; એક ચાના બગીચાનો બંગાળી બાબુ પણ કેટલાક દિવસો આવતો હતો; એક મિલિટરી આવ્યો હતો એક દિવસ; અને તેનાં બચ્ચાં ત્યારે નિયમિતપણે થતાં જાય છે, અને ચાલી જાય છે. તે દિવસોમાં પેલું ઘર કોઈ એક વાર તૂટી ગયું છે.

## 202

## મદારીની માની તેમ જ મદારીની ઊંઘ ભાંગે છે

મદારીની માના ઘરમાં મદારીની અને તેની માની ઊંઘ ઊડે છે વહેલી સવારે મરઘીના કૂકડે કૂકથી અને મોરના ટહુકાથી. શીમળાના ઝાડની સમાંતર ઝરાની ઉપર તરફ એક સુક્કું ઝાડ છે ત્યાં મોર રાત ગાળે છે અને સવારની વેળાએ એમની ઊંઘ ઉડાડી ચાલી જાય છે. ગરમીના દિવસોમાં કોઈ કોઈ સાંજે જોવામાં આવે છે કે મોર સંધ્યા થતાં પહેલાં પેલા મરેલા ઝાડ પર આવીને બેઠો છે. મરેલા ઝાડની પણ ઘણા દિવસે પહેલાં મરી ગયાની વાત હોત, પણ મોરને ખાતર જ જાણે મરતું નથી; વર્ષ પછી વર્ષ જીવતું જ રહે છે.

વળી, વનમરઘો અને વનમરઘી તો લગભગ તેમના ઘરમાં જ આવીને કૂક કરી જાય છે.

શિયાળામાં ખૂબ મુશ્કેલી પડે છે. એ પાંદડાંના ઘરની અંદર લાકડાં-કચરો કરી આગ સળગાવવાનું જો સંભવિત હોય, સંભવિત કરવું જ પડે, તો તો આગ પાછલી રાતે બુઝાઈ જાય છે, સૂર્યનો પ્રકાશ આ ફૉરેસ્ટમાં સીધો તો ક્યાંય પથરાઈને પડતો નથી. પણ કોઈ પોલાણ કે ખાલી જગ્યામાંથી રસ્તાની ઊલટી દિશાના ઢોળ પર તડકો પડે છે. એ તડકો ના આવે ત્યાં સુધી તેઓ પેલું પાંદડાંનું ઘર છોડીને પણ બહાર નીકળી શકતાં નથી — પથ્થરની માફક જ્યાં પડી રહેવાનું છે ત્યાં જ પડી રહે છે.

અત્યારે વર્ષાઋતુ લગભગ પૂરી થઈ ગઈ છે, શિયાળો આવ્યો નથી. આકાશ સ્વચ્છ-સફેદ થઈ ગયું છે પણ અચાનક વરસાદ પડી જાય છે. ક્યારેક ક્યારેક એ વખતે શરીર ખૂબ ગરમ થઈ જાય છે. અને સવારે સઘળાં ઝાડ-પાન જાણે વરસાદભીનાં થઈ જાય છે હિમમાં. એવી હિમભરી સવારે મદારી જાગી ઊઠે છે, ‘હે મા, ચલ, જુલુસમાં જઈશું ને?’

મદારી હજુ એમ સમજે છે કે મા આવશે તો જ તેને જવાનું થશે. મદારીની મા એક વાર વિચારે છે કે કહી દઉં, તું તારે જા ને, હું નહિ આવું. પણ તો તો

મદારી તેની મા પાસેથી પહેલું જાણી જશે કે હવે મા વિના, તે જુલુસે, આવડા મોટા જુલુસમાં જઈ શકે. જેટલા દિવસ મદારી તે પોતાની મેળે ના સમજે તેટલા દિવસ મદારીની મા તેને સમજાવવા ઇચ્છતી નથી, અત્યારે. આ વખતે લાગે છે કે તેની ગણતરીમાં કંઈ ગોલમાલ થઈ. બીજો એક છોકરો પેટમાં ના આવ્યા પહેલાં આ છોકરો ચાલી જવા જેટલો ઊંચો થઈ ગયો. પણ પેટ તો તેનું છે; તે હવે આ શીમળાઝરા પર છોકરો પેટમાં લાવવા માટે છોકરાનો બાપ મેળવે ક્યાંથી? ઝાડમાંથી, વનમરઘામાંથી, મોરમાંથી તો કંઈ માણસના પેટમાં બચ્ચું થાય નહિ. પણ એવું યે થઈ શકે કે તેને હવે બચ્ચાની જરૂર નહોતી. મદારીને બહાદુર ચા બનાવવાનું શિખવાડી દે તો ઘોષમશાયની દુકાનમાં તેને નોકરી મળી ગઈ — ચા બનાવવાની નોકરી. અથવા ટ્રક લૂછવાનું પણ તેનું હવે થોડું વધ્યું છે, આ હાટમાં જ.

આટલી બધી વાત આટલી ગોઠવી ગોઠવીને તે વિચારી લઈ શકે એવું તો નથી, પણ આવા વિચાર તેનાં મગજ અને મનની ચારે તરફ જમા થઈ ગયા છે.

તેથી મદારીએ બૂમ પાડતાં જ તે જવાબ આપે છે, 'તું ખરેખર જઈશ શું?'

મદારીએ સૂતાં સૂતાં જ તેની માને બૂમ પાડી હતી. માના આ પ્રશ્નથી તે ધડ્ફડ્ ઊઠી બેસી જાય છે, 'શું કહે છે તું મા રે? કાલે હાટમાં કેટલી વાર મારામારી અને કેટલી જાહેરાત - ઢોલ પીટવાનું? ત્રણચાર ટ્રક જવાની છે. એવું છે ને કે બધા જ જવાના છે, મારામારી થશે —'

મદારીની મા પણ ઊઠીને બેસે છે; તે જરા હસીને કહે છે, 'તું શું મારામારી કરવાનો? કે માર ખાવાનો?'

'કોણ મારે? મને? ઘોષમશાયને છોડી દો, પછી કોઈ પણ મારી શકશે નહિ; ચલ, ચલ, ટ્રક જતી રહેશે.' મદારી ઘરની અંદર ઊભો છે અને મદારીની મા પેલી છાયામાં જોઈ સારો ભાવ પામે છે : મદારી ઊભો રહે તો આ ઘરમાં રહી જાય. મદારીની મા સૂઈ જ રહે છે અને મદારી બહાર જઈને પેશાબ કરે છે. કરતાં કરતાં જ બૂમ પાડે છે —'મા — રે'.

'ઓ'

'ધુમ્મસ જામ્યું છે, ખૂબ ધુમ્મસ.'

'તો આવતો રહે અંદર.'

'આવા ધુમ્મસમાં ટ્રક આવી શકશે?' મદારી બે હાથ છાતી પર આડા રાખી ડાબા હાથે જમણો ખભો પકડે છે, જમણા હાથે ડાબો ખભો પકડી થોડો ધ્રૂજી જાય છે. મદારીની મા મનોમન એટલી વારે જુલુસમાં જવા માટે તૈયાર થઈ ગઈ છે. પણ તે એ સમજી શકે છે કે તેઓ વહેલા વહેલા રવાના થશે તોપણ આટલા માઈલ ચાલીને તેમને હાટખોલામાં પહોંચવાનું છે — એથી આગળ તો નહિ. તે પણ જુલુસમાં જશે, એથી તેના મનમાં પણ સ્ફૂર્તિ આવે છે, ક્યાંક જવાની સ્ફૂર્તિ. પણ

એ જવાના પ્રસ્તાવને માટે તે હજુય વ્યસ્ત થવા તૈયાર નથી. પોતાને વ્યસ્ત કરવામાં હજુ થોડો સમય છે તેની પાસે.

'મદારી, અહીં સૂઈ જા ને; હજુ તો વાર છે.'

'હું ચાલી જાઉં; તું આવજે ને પાછળથી.' પાછો ફરી, ઘરના પ્રવેશમાર્ગ તરફ જોઈ, ફરી એક વાર કંપી ઊઠી મદારી બોલે છે.

'તો હું નહિ આવું.' મદારીની મા કહે છે.

મદારી તેની માની પાસે ચાલી આવી કહે છે, 'અચ્છા, અચ્છા, હું ત્યાં આવું છું; જઈશું તો ખરાં ને મા?'

મદારીની મા કશો જવાબ આપતી નથી.

'માઈ રે - એ'

'ઓય'

'ક્યારે જઈશું —?'

'ઊભો રહે ને. હજી તો રાત પૂરી થઈ નથી. તારું જુલુસ શું અંધારામાં થશે?'

'ના, રાત પૂરી થઈ છે; ધુમ્મસ છે, ચારે બાજુ ધુમ્મસ છે.'

'થોડું અજવાળું થવા દે. કદાચ ત્યાં હાટ બેસવાનો હશે.'

'કાલે હું સાંભળીને આવ્યો છું કે ત્યાં ટ્રકો પહેલાં છોડી મૂકશે; ઘણું બધું દૂર જવાનું છે તો! અહીં વાર કરીશું તો પહોંચીશું ક્યારે?'

'ક્યાં જવાનું છે? તું જાણે છે?'

'મને કેવી રીતે ખબર હોય? પેલી તિસ્તા નદીના મુખ આગળ; બંધ બાંધ્યો છે એટલે બધા મંત્રીઓ માણસો આવશે. તો અહીંથી ઉતાવળે નીકળીશું નહિ તો પહોંચીએ કેવી રીતે?'

'પહોંચીશું, પહોંચીશું; ટ્રકગાડી કેટલી ઝડપે જાય છે તે તું જુએ છે ને?'

'હો-ય. ટ્રકગાડી ઝડપથી જાય છે, મેં જોયું છે.'

મદારી ચૂપ થઈ જાય છે. ટ્રકગાડીની સાથે મા કરતાં વધારે સંપર્ક તો તેને જ છે. તે અત્યારે ચૂપ થઈ પેલી ટ્રકગાડીની ગતિની કલ્પના કરે છે. તેના આ ઘરમાંથી, તેના ઘરની સામેના રસ્તેથી, હાટની સામે ઊભા ઊભા, તે આ ટ્રકગાડી કેટલી ઝડપે દોડે છે તે જુએ છે. પાસેથી એ ગાડી ચાલી જતાં, શરીરે પવનની એક ઝાપટ લાગે છે. ઘણી વાર ડોક ફેરવી ઝાપટ સંભાળી લેવી પડે છે. મદારી તેની માની પાસે, ઢગલો સુક્કાં પાંદડાંની ઉપર પાથરેલી ચટાઈ પર, જાણે ટ્રકના પવનની ઝાપટને સંભાળતો ડોક ફેરવે છે. આમ ડોક ફેરવતાં જ તે પાંદડાંની પોચી પથારીમાં ડૂબી જાય છે. આટલી આ ઘરની ગોપિત વિલાસિતા! સુક્કાં પાંદડાં લાવી ગાદી બનાવવી, પાંદડાં જ્યારે તૂટી જાય ત્યારે થોડાં ફેંકી દઈ ફરીથી નવાં સુક્કાં પાંદડાં પાથરી દેવાનાં હોય છે. તેથી જમીનમાંથી શિયાળાની ઠંડી લાગતી નથી. વરસાદનું

પાણી પણ જમીનમાંથી ભીંજવતું નથી.

પાસું ફેરવી મદારી તેની ટ્રકનો વિચાર કરતાં કરતાં જ ઝોકું ખાઈ લે છે. પણ તેની માને જાણે હજુ વધારે કંઈ કહેવાનું હતું. તે એક વાર ધીમેથી બૂમ પાડે છે, 'હે મદારી'. પણ મદારીએ જવાબ ના આપતાં તે ચૂપ થઈ જાય છે. ચૂપ થઈ બહારનો અવાજ સાંભળે છે. ભારે વરસાદ અટકી ગયા પછી, જંગલની અંદરથી ટપ્ટપ્ અવાજ ઘણી વાર સુધી સંભળાયા કરે છે. જેને એ અવાજની ખબર નથી તેને એમ જ લાગે કે વરસાદનો જ બીજો એક લય. એ અવાજની જુદી જુદી માત્રાઓ હોય છે — કેટલે ઉપરથી કયા ઝાડ કે પાંદડાં પર પડે છે તેના પર પેલી માત્રા નિર્ભર છે. મદારીની મા સાંભળે છે — જંગલની અંદરથી પેલો ટપ્ટપ્ અવાજ ઊઠે છે, ફેલાઈ જાય છે, આગળ આવે છે. હિમ પડ્યું છે. તે બીજા એકબે અવાજની રાહ જુએ છે — નીકળી જવા માટે.

## 203

# મદારી પહેલી વાર ચા બનાવે છે

આમ મદારી અને મદારીની મા આટલા બધા માઈલ ચાલી જ્યારે હાટખોલાએ પહોંચે છે ત્યારે હાટખોલામાં એક મોટી ટ્રક ઝાકળથી ભીની થઈને ઊભી છે, પણ બીજું કોઈ માણસ નથી. આટલું ખાલી ખાલી જોઈને મદારી દૂરથી જ બોલી ઊઠે છે, 'એ ય, મા રે, જુલુસ ચાલી ગયું છે —'

મદારીની મા કહે છે, 'એક માણસ તો છે નહિ, અને તારું જુલુસ ચાલી ગયું; એવું કેવું તારું જુલુસ? એ પેલી ત્યાં એક ટ્રક ધુમ્મસમાં ઝાકળથી ભીની, ઊભી રહી છે.'

મદારી તેની માને ધમકાવી નાંખે છે, 'તું ચૂપ રહે; એ તો ત્યાં જ પડી રહે છે — સિંગિબાબુની ટ્રક છે, લાકડાં લાવવાં.'

મદારીની મા કહે છે, 'ચલ, ત્યાં થોડી વાર બેસીએ, જોઈએ, માણસો આવે છે કે કેમ. તને વારેવારે કહું છું કે એ લોકોને ટાઈમ ના હોય, ટાઈમ ના હોય.'

આવી વાત કરતાં કરતાં તેઓ હાટખોલા પહોંચે છે. પહોંચતાં જ જુએ છે કે ઘોષમશાયની દુકાનનો ઝાંપો અર્ધો ખુલ્લો છે. મદારી દોડતો ઊલટી બાજુએ જઈ જુએ છે તો બહાદુર ટ્યુબવેલની સામે ઊભા પગે બેસી આંગળીથી દાંત ઘસે છે.

'એય રે બહાદુરદાદા, જુલુસ ક્યારે નીકળવાનું છે?'

મોંમાંથી આંગળી બહાર કાઢી બહાદુર મદારીને આંખના ઈશારાથી ટ્યુબવેલને હલાવવા કહે છે. આ ટ્યુબવેલનું હેન્ડલ મજબૂત છે; એક વાર નીચે લાવે તો ધક્કો

મારી ઊંચે લઈ જવું પડે છે. બહાદુરનો ઇશારો મળતાં જ મદારી દોડતો આવી હેન્ડલ પકડે છે. હેન્ડલ થોડું લાંબું અને થોડું ઊંચું છે. લોકોનો હાથ જે જગ્યા પર પડે છે તે બાદ કરતાં બાકીનો રંગ કાળો છે — સામાન્ય ઉજ્જ્વળતા સહ કાળો. લોકોના હાથે જેટલી જગ્યાને સ્ટીલના જેવી રૂપાળી કરી રાખી છે તેના ખૂબ થોડા ભાગ પર જ મદારીનો હાથ પડે છે.

મદારી હેન્ડલને તેના માથા પરથી નીચે લાવવા જોરથી ખેંચે છે. પણ પહેલી ખેંચમાં હેન્ડલ નીચે નમતું નથી. તે વખતે મદારી બીજી એક ખેંચ આપતાં જ હેન્ડલ થોડું નીચે આવે છે અને મદારી તેના પેટથી હેન્ડલ પર લટકી પડે છે; તેના ડાબા પગની આંગળીઓ જમીનને અડેલી છે; જમણો પગ હવામાં ઊંચો લટકે છે; તેનું પેન્ટ પણ કમ્મરથી નીચે નમી જાય છે; હેન્ડલ નીચે નમે છે અને ટ્યુબવેલના મોટા મોંમાંથી ખળખળ કરતું પાણી પડે છે. આ ટ્યુબવેલની એ જ મજા છે. હેન્ડલ એક વાર ચાલુ થતાં જ એક ડોલ પાણી ભરાઈ જાય. બહાદુર જળ પાસે પહોંચી જાય છે; પછી બે આંગળીઓ ભેગી કરી પાણીથી આખા મોં પર છાંટે છે; મોઢામાં ભરી જોર જોરથી કોગળા કરે છે; હ્યાક થૂ કરી જોર જોરથી ગળું સાફ કરે છે અને મદારીના હાથનું હેન્ડલ ખટાક્ કરતું ઉપર જતું રહે છે.

મદારી ફરીથી બે હાથથી જોર ભરી ખેંચતાં હેન્ડલને નીચે લાવે છે; આ વખતે એક ખેંચે જ હેન્ડલ નીચે આવે છે; ફરીથી પેટનો ભાર દઈ હેન્ડલ પર ઝૂલે છે અને શરીરના ભારથી હેન્ડલને નમાવી લાવી, નમાવેલું નીચે જ રાખે છે. ખળખળ કરતું પાણી પડવું શરૂ થતાં જ બહાદુર મોં ધોવાનું પૂરું કરી, હાથને ય જરા ધોઈ લઈ ઊભો થાય છે અને મશીન આગળથી ખસી જાય એ. મદારીએ હેન્ડલ છોડી દેતાં જ એક અવાજ સાથે હેન્ડલ ઉપર તરફ જતું રહે છે. અનાડી માણસો હોય તો તેમને આ મશીન ચલાવતાં દાઢી પર, કે કપાળ પર હેન્ડલનો ધક્કો વાગી જાય છે.

મદારીની મા આટલી વારે ધીમે ધીમે ચાલી, રસ્તાની ઉપર આ તરફ ચાલી આવીને ઊભી રહી છે — જ્યાંથી આ મશીનનો નીચેનો ભાગ બરાબર સીધો જ દેખાય છે. મદારીની મા આ તરફ જોતી નહોતી — તે તેની ડાબી તરફ ડોક ફેરવી જોતી હતી. એ દિશા તરફથી જ તેઓ આવ્યા છે. એ રસ્તો જ તેને વધારે પરિચિત છે.

બહાદુર દુકાનના ઘરમાં પેસી જાય છે, તેની પાછળ પાછળ મદારી, અને મદારીની મા એ રસ્તે ફરીથી થોડું આમતેમ ચાલી આડશે ખસી જાય છે. મદારી બહાદુરને પૂછે છે, 'હે —ય, બહાદુરદા, જુલુસ ક્યારે જશે?'

બહાદુર એક નાના ટુવાલ વડે હાથ લૂછતો લૂછતો કહે છે, 'જશે, જશે; તારું જુલુસ કંઈ પાંખો ફેલાવી ઊડી જશે? માણસો ઊઠશે, ચા-પાણી પીશે, ખાવાનું ખાશે, સ્નાન કરશે, વાળ બાંધશે — એમ એમ બધું કરી પછી જુલુસમાં જવા માટે હાટમાં

આવશે. કે પછી તારી માફક ઊંઘમાંથી ઊઠી દોડવા માંડશે, હેં?' આ બધું બોલતાં બોલતાં ખીંટી પર લટકાવેલા એક આયનાની સામે બહાદુર ઘણી વાર સુધી વાળ ઓળ્યા કરે છે, કાંસકામાં મોટી આંગળી ફેરવી એક અવાજ કાઢે છે; પછી કાંસકો તેના નાના હાફ પૅન્ટની પાછળના પૉકેટમાં ખોસે છે.

'એ ય મદારી, ત્યાં જો, ચૂલા તરફ; ગરમ પાણી ઊકળવા મૂક્યું છે; ચા બનાવવા મૂક, ત્રણ કપ. —તારી મા માટે એક કપ —' કહી દુકાનની બીજી એક જગ્યાએ ખોસેલું એક પોટલું ઉતારી બહાદુર એક રંગરંગીન કપડું બહાર કાઢે છે. તે પહોળું કરી ગળામાં નાંખે છે, એવી રીતે કે તેના વાળને અડે નહિ. તે પછી હાથ બાંયોમાં નાંખે છે. કમ્મર સુધી નમ્યા પછી સમજાય છે કે આ એક બહુ રંગરંગીન છબિ છાપેલું ગોળ ગળાનું શર્ટ છે.

ફરીથી આયનાની સામે આવી, માથું નીચું કરી, બહાદુર પોતાને જરા જુએ છે.

'પાણી તો ઊકળી ગયું છે, એ - ય બહાદુરદા.' — મદારી બુઝાતી આગના જે ચૂલા પર રાતભર પાણી ઊકળ્યું છે તેની પાસેથી પૂછે છે.

'ટેબલ પર જો ને, મગ છે; એમાં અડધે સુધી પાણી રેડ.' કહી બહાદુર દુકાનના બીજા એક ખૂણામાં જઈ ઉપરના વાંસડા પર લટકાવેલા એક ફુલ પૅન્ટને ઉતારે છે; પછી ત્યાં ઊભા રહીને જ ફુલ પૅન્ટ પહેરે છે. પહેલાં ખેંચીને કમ્મર સુધી ઉપર લાવે છે, પછી ફુલ પૅન્ટને શરીર સાથે મેળવી લેવા માટે કમ્મર એક વાર જમણી તરફ વાળે છે, એક વાર ડાબી તરફ વાળે છે, એક વાર આગળ તરફ આગળ લાવે છે. કાંસકો હાફ પૅન્ટના પૉકેટમાંથી બહાર કાઢી હાથમાં રાખે છે. પછી તે કમર પર બરાબર ગોઠવી દઈ ચેન ખેંચી શકે છે અને કાંસકો પાછળના પૉકેટમાં ખોસી દઈ શકે છે. એ વખતે મદારી તેના પગની આંગળીઓ પર ભાર દઈ ટેબલ પરથી મગ લાવે છે. પેલી હાંડીમાંથી તે અર્ધો મગ પાણી એક એલ્યુમિનિયમના ગ્લાસની મદદથી ભરી દઈ શકે છે. બે ગ્લાસ રેડતાં જ તેને થયું કે અર્ધાઅર્ધા થઈ ગયા છે. એ મગ આગળથી જ ડોક ફેરવી દુકાનની અંદર તરફ જોઈ તે બોલે છે, 'એ ય, બહાદુરદા, હવે હું શું કરું?'

બહાદુર તે વખતે તેની કમ્મરે એક ચકચકતો પહોળો બૅલ્ટ બાંધતો હતો. એ બૅલ્ટ ટાઈટ કરતાં કરતાં તે કહે છે, 'ઊભો રહે, હું આવું છું.' પછી બૅલ્ટ બાંધતાં બાંધતાં જ ચૂલા તરફ આગળ જાય છે. તેને જોઈને મદારી બૂમ પાડી ઊઠે છે, 'અરે, એ ય બહાદુરદાદા, તમે તો મિલિટરી જેવા જ લાગો છો.!'

બહાદુર એક ડબ્બો ઊંચકી લાવી, નીચો નમી મગમાં ત્રણચાર ચમચી ખાંડ નાંખે છે, પછી એક કડાઈમાંથી એક નાનો ચમચો દૂધ મદારીની પાસેથી જ મગમાં નાંખે છે. ચમચો કડાઈની અંદર રાખીને બહાદુર ચાથી ભીના એક લાલ રંગના

કકડામાં એક ડબ્બામાંથી થોડી ડસ્ટ ચા નાંખી પોટલી કરી મદારીના હાથમાં આપે છે — 'આના વડે હલાવં ને; ચાનો રંગ જ્યારે આવે ત્યારે તે ફેંકી દઈ ચમચાથી હલાવજે.'

'ચમચી ક્યાં છે?'

'ટેબલ ઉપર', કહી બહાદુર ફરીથી દુકાનની અંદર તરફ ચાલી જાય છે. મદારી ચાની પોટલી હાથમાં લઈ ફરીથી ટેબલ પાસે જાય છે; આંગળીનો ટેકો દઈ એલ્યુમિનિયમનો એક ચમચા લઈ આવે છે. તેને માટે ચમચા ખૂબ જ જરૂરી છે. મગમાં એ ચમચાનો અવાજ ઊઠતાં જ બહાદુર તેને માટે એટલો બધો મોટો બની જાય છે! આજે જુલુસના અવસરે આ પહેલી વાર તેને ચમચા હલાવવાનો અધિકાર મળ્યો!

ચાની પોટલી પેલા દૂધ-ખાંડ ભીંજવેલા ગરમ પાણીમાં ભળી હતી કે નહોતી ભળી, પણ મદારી ચમચાનો અવાજ ઉઠાવવાનું શરૂ રાખે છે — બહાદુર જે રીતે જલદી અને મોટો અવાજ કાઢે છે તે રીતે જ. તેથી મગ હાલી જતાં થોડી ચા જમીન પર પડી જાય છે. ત્યારે તે મગને ડાબા હાથે વધારે જોરથી પકડી રાખે છે.

## 204

## બહાદુરની સાજ-સજ્જા અને તે સાથે ચા-પાન

'હે - બહાદુરદા, ગલાસમાં નાંખું? ચા?' તેની ચમચો હલાવવાની તૃપ્તિ થયા પછી મદારી પૂછે છે.

'ઊભો રહે ને! ના નાંખીશ, હું આવું છું.' બહાદુર મોટેથી કહે છે.

મદારી થોડી વાર ચૂપ રહે છે; મગમાં તેણે બનાવેલી ચા તરફ જુએ છે; ખરેખર બહાદુરદાની બનાવેલી ચાના જેવો જ રંગ થયો છે. તે બહાદુર, તરફ જોઈ રહે છે; પછી ફરીથી બૂમ પાડે છે : 'ટેબલ પર મૂકી દઉં? મગ?'

'હા, મૂકી દે,' બહાદુર ધીમેથી કહે છે.

ઘોષમશાયની દુકાન થોડી મોટી છે : ખડનાં બે છાપરાં, માટીની ભીંતો, ફક્ત ચૂલો અને આ અલમારીની જગ્યા બાંધેલી છે. બાંધેલી છે, છતાં માટી ખરતાં અત્યારે તો એટલી મેલી છે કે સિમેન્ટ તો હવે દેખાતો નથી. દુકાનમાં હારની હાર બેંચો ગોઠવેલીછે—— એક ઊંચી બેંચ, બીજી નીચી - સ્કૂલના ક્લાસની માફક. પેલા છાપરાની વળીઓમાં એક એક જગ્યાએ એક એક વસ્તુ ટીંગાડેલી છે. નમી નમીને બહાદુરે સાજ-સજાવટ કરી હતી. ઘરની આ દિશા તરફ પણ ઝાંપો છે. તે બધા ખોલી દે તો એમ જ લાગે કે જાણે માથા પર કોઈ છાપરું નથી. ફક્ત પાછળનો

ઝાંપો હાટના દિવસે ખુલ્લો રહેતો નથી — કદાચ કોઈ પૈસા આપ્યા વિના પાછળથી જ નીકળી પડે. અત્યારે ઝાંપા બધા પાડી દીધેલા છે. ફક્ત આ ચૂલા પાસેનો નાનો ઝાંપો ખુલ્લો છે. એટલે આટલી મોટી દુકાનની અંદર અંધારું જ લાગે છે. એ કારણે જ બહાદુર અને મદારી આવી બૂમો પાડીને વાતો કરે છે.

અથવા, હાટના દિવસે દુકાનમાં આ રીતે બૂમો પાડી વાતો કરવાની ટેવ હોવાથી અત્યારેય એ રીતે બોલ્યે જાય છે.

મદારી મગ બે હાથમાં ઉપાડે છે. પછી ફરી નીચે મૂકે છે — મગ લઈને ચાલવા જતાં કદાચ છલકી પડે તો. મદારી ઊભો રહી મગ પર નીચો થઈ તેના કાના બે હાથ વડે ઊંચકે છે, પણ સીધા થતાં પહેલાં ફરી નીચો થઈ તેણે મગ મૂકી દીધો. કાના પકડી આ રીતે ઉપાડે તો તો તે ટેબલ પર મૂકી શકશે નહિ. ત્યાં તો તેને ફરીથી આંગળી ઊંચી કરવી પડશે. આ વખતે નીચો થઈ તે મગની બે બાજુ બહારથી દબાવીને પકડે છે, પછી ઉપાડે છે. ગરમ છે, છતાં ચા તો અર્ધી જ છે; હાથમાં બળતું નથી. જમણો હાથ જરા પાછળ ઊતરી જાય છે છતાં પણ એ રીતે જ મદારી કેટલાંક ડગલાં ચાલી ટેબલની નજીક જઈ શકે છે. ત્યાં જઈને તે જરા ઊભો રહે છે, મગ સાથે બન્ને હાથ પોતાના માથા પર લઈ ઠપ્ કરતો મગ ટેબલ પર ઉતારે છે.

પોતાના બે હાથ પોતાના શરીરની બે બાજુ ઝુલાવી મદારી ઉંમરલાયક માણસની જેમ એક શ્વાસ કાઢે છે. પછી નાક ખેંચી ફરીથી બૂમ મારે છે, 'હે — એ, બહાદુરદા —'

બહાદુર આ વખતે જાણે ખૂબ જ પાસેથી બોલતો હોય એવા આવજે કહે છે, 'કહે ને?'

'મૂક્યો છે. મગ ટેબલ પર મૂક્યો છે.'

'ઊભો રહે, આવું છું.'

મદારી, જ્યાં બેસીને ચા બનાવી હતી, તે જગ્યા તરફ જુએ છે. જુએ છે કે ચમચો પડ્યો છે. ચમચો લાવી ટેબલ પર મૂકતાં જ ખટ્‌ખટ્ અવાજે બહાદુર આવીને હાજર થાય છે. મદારી જાણે તેની આટલી સાધના દ્વારા બનાવેલી ચા ભૂલી જાય છે — મુગ્ધ થઈને જુએ છે બહાદુરનું ગોળ છબિ છાપેલું ટેરિલિનનું શર્ટ, લોઢાનું બકલ લગાડેલો પહોળો બેલ્ટ, ભૂરા રંગનું સાંકડું પેન્ટ અને પગમાં મોટા જોડા; મોટા, એટલે, જોડા કાંડાથી ઘણા ઊંચે સુધી પગને ઢાંકી દે છે. આ બધામાં બહાદુરનું ટેરિલિન જ એક માત્ર મદારીને પરિચિત છે. બહાદુર એટલો જુદો લાગે છે કે મદારી એક-બે ડગલાં પાછળ ખસી જઈ બહાદુરને જુએ છે.

બહાદુર આવીને ત્રણ કાચના ગ્લાસ ગોઠવી મગમાંથી ચા રેડી ભરીને તૈયાર કરે છે. ફક્ત એક ગ્લાસ હાથ લંબાવીને, શરીર હલાવ્યા વિના, મદારી તરફ આગળ

કકડામાં એક ડબ્બામાંથી થોડી ડસ્ટ ચા નાંખી પોટલી કરી મદારીના હાથમાં આપે છે — 'આના વડે હલાવં ને; ચાનો રંગ જ્યારે આવે ત્યારે તે ફેંકી દઈ ચમચાથી હલાવજે.'

'ચમચી ક્યાં છે?'

'ટેબલ ઉપર', કહી બહાદુર ફરીથી દુકાનની અંદર તરફ ચાલી જાય છે. મદારી ચાની પોટલી હાથમાં લઈ ફરીથી ટેબલ પાસે જાય છે; આંગળીનો ટેકો દઈ એલ્યુમિનિયમનો એક ચમચા લઈ આવે છે. તેને માટે ચમચા ખૂબ જ જરૂરી છે. મગમાં એ ચમચાનો અવાજ ઊઠતાં જ બહાદુર તેને માટે એટલો બધો મોટો બની જાય છે! આજે જુલુસના અવસરે આ પહેલી વાર તેને ચમચા હલાવવાનો અધિકાર મળ્યો!

ચાની પોટલી પેલા દૂધ-ખાંડ ભીંજવેલા ગરમ પાણીમાં ભળી હતી કે નહોતી ભળી, પણ મદારી ચમચાનો અવાજ ઉઠાવવાનું શરૂ રાખે છે — બહાદુર જે રીતે જલદી અને મોટો અવાજ કાઢે છે તે રીતે જ. તેથી મગ હાલી જતાં થોડી ચા જમીન પર પડી જાય છે. ત્યારે તે મગને ડાબા હાથે વધારે જોરથી પકડી રાખે છે.

## 204

## બહાદુરની સાજ-સજ્જા અને તે સાથે ચા-પાન

'હે - બહાદુરદા, ગલાસમાં નાંખું? ચા?' તેની ચમચો હલાવવાની તૃપ્તિ થયા પછી મદારી પૂછે છે.

'ઊભો રહે ને! ના નાંખીશ, હું આવું છું.' બહાદુર મોટેથી કહે છે.

મદારી થોડી વાર ચૂપ રહે છે; મગમાં તેણે બનાવેલી ચા તરફ જુએ છે; ખરેખર બહાદુરદાની બનાવેલી ચાના જેવો જ રંગ થયો છે. તે બહાદુર, તરફ જોઈ રહે છે; પછી ફરીથી બૂમ પાડે છે : 'ટેબલ પર મૂકી દઉં? મગ?'

'હા, મૂકી દે,' બહાદુર ધીમેથી કહે છે.

ઘોષમશાયની દુકાન થોડી મોટી છે : ખડનાં બે છાપરાં, માટીની ભીંતો, ફક્ત ચૂલો અને આ અલમારીની જગ્યા બાંધેલી છે. બાંધેલી છે, છતાં માટી ખરતાં અત્યારે તો એટલી મેલી છે કે સિમેન્ટ તો હવે દેખાતો નથી. દુકાનમાં હારની હાર બેંચો ગોઠવેલીછે—— એક ઊંચી બેંચ, બીજી નીચી - સ્કૂલના ક્લાસની માફક. પેલા છાપરાની વળીઓમાં એક એક જગ્યાએ એક એક વસ્તુ ટીંગાડેલી છે. નમી નમીને બહાદુરે સાજ-સજાવટ કરી હતી. ઘરની આ દિશા તરફ પણ ઝાંપો છે. તે બધા ખોલી દે તો એમ જ લાગે કે જાણે માથા પર કોઈ છાપરું નથી. ફક્ત પાછળનો

ઝાંપો હાટના દિવસે ખુલ્લો રહેતો નથી — કદાચ કોઈ પૈસા આપ્યા વિના પાછળથી જ નીકળી પડે. અત્યારે ઝાંપા બધા પાડી દીધેલા છે. ફક્ત આ ચૂલા પાસેનો નાનો ઝાંપો ખુલ્લો છે. એટલે આટલી મોટી દુકાનની અંદર અંધારું જ લાગે છે. એ કારણે જ બહાદુર અને મદારી આવી બૂમો પાડીને વાતો કરે છે.

અથવા, હાટના દિવસે દુકાનમાં આ રીતે બૂમો પાડી વાતો કરવાની ટેવ હોવાથી અત્યારેય એ રીતે બોલ્યે જાય છે.

મદારી મગ બે હાથમાં ઉપાડે છે. પછી ફરી નીચે મૂકે છે — મગ લઈને ચાલવા જતાં કદાચ છલકી પડે તો. મદારી ઊભો રહી મગ પર નીચો થઈ તેના કાના બે હાથ વડે ઊંચકે છે, પણ સીધા થતાં પહેલાં ફરી નીચો થઈ તેણે મગ મૂકી દીધો. કાના પકડી આ રીતે ઉપાડે તો તો તે ટેબલ પર મૂકી શકશે નહિ. ત્યાં તો તેને ફરીથી આંગળી ઊંચી કરવી પડશે. આ વખતે નીચો થઈ તે મગની બે બાજુ બહારથી દબાવીને પકડે છે, પછી ઉપાડે છે. ગરમ છે, છતાં ચા તો અર્ધી જ છે; હાથમાં બળતું નથી. જમણો હાથ જરા પાછળ ઊતરી જાય છે છતાં પણ એ રીતે જ મદારી કેટલાંક ડગલાં ચાલી ટેબલની નજીક જઈ શકે છે. ત્યાં જઈને તે જરા ઊભો રહે છે, મગ સાથે બન્ને હાથ પોતાના માથા પર લઈ ઠપ્ કરતો મગ ટેબલ પર ઉતારે છે.

પોતાના બે હાથ પોતાના શરીરની બે બાજુ ઝુલાવી મદારી ઉંમરલાયક માણસની જેમ એક શ્વાસ કાઢે છે. પછી નાક ખેંચી ફરીથી બૂમ મારે છે, 'હે — એ, બહાદુરદા —'

બહાદુર આ વખતે જાણે ખૂબ જ પાસેથી બોલતો હોય એવા આવજે કહે છે, 'કહે ને?'

'મૂક્યો છે. મગ ટેબલ પર મૂક્યો છે.'

'ઊભો રહે, આવું છું.'

મદારી, જ્યાં બેસીને ચા બનાવી હતી, તે જગ્યા તરફ જુએ છે. જુએ છે કે ચમચો પડ્યો છે. ચમચો લાવી ટેબલ પર મૂકતાં જ ખટ્ખટ્ અવાજે બહાદુર આવીને હાજર થાય છે. મદારી જાણે તેની આટલી સાધના દ્વારા બનાવેલી ચા ભૂલી જાય છે — મુગ્ધ થઈને જુએ છે બહાદુરનું ગોળ છબિ છાપેલું ટેરિલિનનું શર્ટ, લોઢાનું બકલ લગાડેલો પહોળો બેલ્ટ, ભૂરા રંગનું સાંકડું પેન્ટ અને પગમાં મોટા જોડા; મોટા, એટલે, જોડા કાંડાથી ઘણા ઊંચે સુધી પગને ઢાંકી દે છે. આ બધામાં બહાદુરનું ટેરિલિન જ એક માત્ર મદારીને પરિચિત છે. બહાદુર એટલો જુદો લાગે છે કે મદારી એક-બે ડગલાં પાછળ ખસી જઈ બહાદુરને જુએ છે.

બહાદુર આવીને ત્રણ કાચના ગ્લાસ ગોઠવી મગમાંથી ચા રેડી ભરીને તૈયાર કરે છે. ફક્ત એક ગ્લાસ હાથ લંબાવીને, શરીર હલાવ્યા વિના, મદારી તરફ આગળ

ધરીને કહે છે, 'તારી માને આપી આવ —'

મદારી બાજુએથી આપવા જતો હતો ત્યારે બહાદુર કહે છે, 'ઊભો રહે, ઊભો રહે'.

પછી મીઠાઈના કબાટનું તાળું કાઢી ઘોષમશાયના પલંગ પર મૂકે છે; તાળાની ચાવી તો હતી નહિ; અંદરથી એક પ્લાસ્ટિકનો ડબ્બો બહાર કાઢી ખોલે છે અને એક લાંબું 'કૂકિઝ' બિસ્કિટ મદારીના હાથમાં આપી કહે છે, 'જા, તારી માને આપજે.'

ગ્લાસ અને બિસ્કિટ લઈને બે ડગલાં જતાં મદારીને જાણે શક પડે છે, તે ઊભો રહી જાય છે, ફરતો નથી, માથું જરા હલાવીને બોલે છે, 'ચા અને બિસ્કિટ બન્ને માને આપું?'

'હા, હા - અને તારાં અહીં જ રાખ્યાં છે.' કહી બહાદુર તેની ચાનો ગ્લાસ અને બિસ્કિટ લઈ પેલા નાના ઝાંપામાં થઈ બહાર નીકળી જાય છે.

ઘોષમશાયની દુકાન હાટખોલાની એકદમ દક્ષિણ છેડે છે, મોટા રસ્તાને લગભગ અડીને. એમ કહેવું જોઈએ કે દક્ષિણ-પશ્ચિમ ખૂણે. પણ ટ્યુબવૅલ દુકાનનીય દક્ષિણે. આ દક્ષિણ દિશા દુકાનની પાછળ તરફ જતી હોત તો ટ્યુબવૅલ ના હોત. અત્યારે તે તરફના ઝાંપેથી બહાર જતાં દુકાન ફરીને એમનો હાટખોલાનો રસ્તો એ બધાંની સાથે જોડાય છે.

બહાર આવતાં સમજાય છે કે એકાએક જાણે સવાર આગળ વધી ગઈ છે. ક્યાંય ધુમ્મસ નથી. તડકો આવી પડ્યો છે હાટખોલાના અનેક તૂટેલાં છાપરાં પર, અનેક ખુલ્લી દીવાલો પર, રસ્તા પર. હાટની ધૂળ, માણસોના પગે પગે આમતેમ પથરાયેલી ધૂળ, હિમ-ઝાકળથી ભીની થઈ છે. મદારીની મા રસ્તા પર જરા તડકામાં બેસે છે. રસ્તા પર પણ બીજા બેચાર માણસો હરફર કરી રહ્યા છે. હાટખોલાના એક છાપરા પર દસ-બાર માણસો ટોળે વળીને તડકામાં ઊભા છે.

આવી અજવાળા વાળી જગ્યાએ થઈને, આટલા લોકો વટાવીને, આટલું ચાલીને મદારી તેની માને ચા-બિસ્કિટ આપે છે — એ જાણે માની શકાય તેવું નથી. મનાય કે ના મનાય તે જાણ્યા વિના મદારી ઘોષમશાયની દુકાન આખી ફરી આ તરફ આવી તેની માને શોધતો આમતેમ જુએ છે; તેને એટલું તો જુદું જુદું લાગે છે. કેમ આવું લાગે છે તેની તો તેને ય ખબર પડતી નથી. તેથી માને શોધી લઈ ચાનો ગ્લાસ અને બિસ્કિટ લઈ તેની તરફ જવા માંડે છે.

માને ચા આપી મદારી કહે છે, 'મેં બનાવી છે; બહાદુરદાએ મને શિખવાડ્યું છે.'

ચા લઈને મદારીની મા કહે છે, 'ટેબલ પર?' જાણે એ જાણવું તેને માટે સૌથી વધારે જરૂરી છે કે એકાએક આજે જુલુસની સવારે મદારીનું માથું ચા બનાવવાના

ટેબલની બરોબર ઊંચું થઈ ગયું કે કેમ?

મદારી હસીને કહે છે, 'ના, જમીન પર. અહીં તો ચૂલો છે, તેની સામે, ભોંય પર.' — તે જાણે તેની માને ઓરડાની સ્થિતિ બરાબર કરીને સમજાવવા માગે છે.

મદારીની મા બિસ્કિટ તેને પાછું આપે છે. મદારી કમ્મરે બે હાથ દઈ બોલે છે, 'આ તો તારું છે, બહાદુરદાએ આપ્યું છે, તું ખા ને, મા, ખા; બહાદુરદાએ આપ્યાં છે બિસ્કિટ, અને મેં બનાવી છે ચા, પી.' મા ચા પીએ એ જોવું જાણે તેનું મુખ્ય કામ આવું નિશ્ચિત બની જાય છે તેને માટે.

મદારીની મા ચામાં બિસ્કિટ બોળી એક બટકું ભરે છે અને તેનું મોં ચાના જરા ઉષ્ણ તરલ સ્વાદથી ભરાઈ જાય છે, સહજ જ ખાલી થઈ જતું નથી. મોંનું પોલાણ ભરેલું રહે છે બિસ્કિટની પોચાશથી, છતાં ત્યારેય અખંડ ટુકડા સાથે. તે ચાવતી નથી. મોંનાં બધાં અંગો સાથે — તાળુ, જડબાં, દાંત, જીભનો સ્પર્શ, માથા વડે એ નરમ અખંડ ટુકડાનો સ્વાદ કરતી રહે છે. બહાદુર હાક પાડે છે, 'એ ય મદારી, તારી ચા લે ને!'

એ ભીડમાંથી એક જણ પૂછે છે, 'ચા મળશે કે નહિ?'

બહાદુર તેનો હાથ ઊંચો કરી જાહેર કરી દે છે, 'આજે જુલુસ છે, આજે દુકાન બંધ.'

## 205

## હાટખોલામાં નાચ-ગાન

સવારે આઠ-સાડા આઠે હાટખોલાનો 'કમાન્ડ' પૂરેપૂરો જાણે બહાદુરના હાથમાં ચાલી જાય છે.

ત્યારથી જ લોકો ભેગાં થવાનું શરૂ થયું છે. રસ્તા પરથી તો હારની હાર લોકો આવી રહ્યાં છે, પણ રસ્તાની બહારથી યે અનેક બાજુએથી લોકો ચાલી આવે છે. હાટખોલાની ઉત્તરને રસ્તેથી ગાન ગાતાં ગાતાં દેવપાડા બગીચાના સ્ત્રી-મજૂરો ફૉરેસ્ટમાંથી ઊતરી આવે છે. તેમની પાછળઢોલ વગાડતાં વગાડતાં મરદો આવે છે. લગભગ દરેક જણે સ્નાન કર્યું છે; તેલ ચોળ્યું છે ખૂબ પ્રમાણમાં. સ્ત્રીઓએ માથાના વાળમાં ફૂલ ખોસ્યાં છે — હાથમાં જે ફૂલ આવ્યું છે તે. પણ બધાને તો હાથમાં ફૂલ આવ્યાં નથી, તેથી પાંદડાં ખોસ્યાં છે — હાથમાં જે પાંદડાં આવ્યાં છે તે. બે એક જણનાં માથાંમાં ચાની પત્તીઓનો ઝૂમખો છે. તેઓ નદી, ટેકરા અને ફૉરેસ્ટ વટાવીને આવ્યા છે તે તેમના પગ તરફ જોતાં સમજાય છે. હાટખોલામાં આવીનેય તેમનો નાચ અટકતો નથી, ઊલટું આટલી વાર જાણે ફૉરેસ્ટની અંદરથી આવતાં

આવતાં તેમને નાચવા માટે પૂરતી જગ્યા મળી નહોતી. તે ઉપરાંત, સમયસર હાટખોલામાં પહોંચી જવાની તેમને ઉતાવળ પણ હતી. હવે અહીં આવીને જ્યારે જુએ છે કે સમય તો હાથમાં છે, હાટખોલામાં જગ્યા પણ ઘણી બધી છે, અને તેમના પગમાં નાચ પણ જમા થયેલો છે — તેઓ ગાતાં ગાતાં નાચવાનું શરૂ કરી દે છે. અને, તેમની પાછળ પાછળ મરદો ઢોલ વગાડે છે અને ડોલતા જાય છે, ડોલતા જાય છે અને ઢોલ વગાડતા જાય છે. એક જણ તો એક વાંસળી પણ લાવ્યો છે, પણ એટલો બધો દારૂ પીધો છે કે કેમ કરતાંયે વાંસળી હોઠ પર લગાડી શકતો નથી. તે હોઠે લગાડવા જતાં એક વાર દાઢી પર, એક વાર ગાલ પર અને છેક ગળા પર એક વાર લગાડી દે છે. લગાડીને ફૂંક મારે છે. જ્યારે વાગતી નથી. ત્યારે વાંસળી ઊંચે લાવી જોતો જોતો તપાસ કરે છે. ફરીથી વાંસળી હોઠ પર લગાડવા જાય છે.

દેવપાડાના દળની સાથે ક્યારે હમીરપાડા, ખેરવાડિ, મુનામવાડિના મજૂરો ભળી જાય છે તેની કોઈને ખબરે પડતી નથી. એક ટુકડી બહુ મોટી થઈ જતાં બીજી એક ટુકડી તૈયાર થઈ જાય છે. તેમનાં ઢોલ વાગતાં જ રહે છે, વાગતાં જ રહે છે. બુડિતોરસાનાં ભાઠાંમાંથી એક સાંથાલોની ટુકડી આવી છે; તેઓ ચાના બગીચાના કોઈનેય ઓળખતા નથી, પણ એમનાં નાચ અને ઢોલને સમજી જઈ, તેઓ પણ એમની સાથે નાચવાનું શરૂ કરે છે. એમ લાગે છે કે આજે હાટખોલામાં નાચ થવાનો છે એ જ વાત હતી. આજુબાજુનાં ગામડાંઓમાંથી રાજવંશીઓ પણ ચાલી આવ્યાં છે. તેઓ પણ તેમનાં સૌથી સ્વચ્છ સુંદર કપડાં પહેરી તૈયાર થઈને આવ્યાં છે. સ્ત્રીઓ અને ઉંમરલાયક પુરુષો સ્નાન કરીને જ આવ્યાં છે; નહિ તો, માથે મોંએ તેલ ઘસેલું છે. તેમનો નાચ નથી — તે બધાં તો ગોળ બની ઊભાં ઊભાં આ નાચ જોઈ રહ્યાં છે.

બહાદુરે એક બૅટનનીય સગવડ કરી છે.

તે એ બૅટન લઈને જેઓ નાચ જુએ છે તેમને લાઈનમાં રાખવામાં વ્યસ્ત છે. લાંબાં લાંબાં ડગલાં ભરી મિલિટરીની જેમ ચાલે છે. છોકરાંઓને બેસાડી દે છે; સ્ત્રીઓને એક બાજુ ખસેડી દે છે; કારણ વિના જ 'એય પાછળ જાવ, પાછળ જાવ' બોલી બૂમો પાડે છે. બહાદુરને એ બધાં જ લગભગ ઓળખે છે. તેથી તેનું આ પરિવર્તન સૌથી વધારે નાટકીય લાગે છે — નાચ અને ઢોલ તો તેઓ જોતાં જ રહે છે.

ભીડમાંથી કોઈ જોરથી બૂમ પાડે છે, 'એ - બહાદુર, ઘોષમશાય બોલાવે છે.'

બહાદુર તેના તરફ બૅટન ઊંચું કરી કહે છે, 'આજ દુકાન બંધ, આજ જુલુસ.'

એકાએક એક હૈ હૈ અવાજથી બધાંય પાછળ ફરીને જુએ છે કે ત્રણ ટ્રક ઊભેલી છે રસ્તા પર; સ્ત્રી-પુરુષો ભરેલાં છે; એક ઝંડા જેવું પણ કંઈક છે; તેઓ

નાચ અને ઢોલનો અવાજ સાંભળતાં ટ્રકની અંદર જ જાણે નાચ કરવા લાગે છે. બહાદુર દોડીને તેમની પાસે જાય છે. ડ્રાઈવરની બાજુની બેઠક પરથી એક જણ ડોક લંબાવીને કશોક પ્રશ્ન કરે છે; બહાદુર તેને જવાબ આપે છે, 'ટ્રક તો હજુ ય આવી નથી; આવવાનો ટાઈમ થઈ ગયો છે.' એ ટ્રક જરા અવાજ કરી ચાલી જાય છે. બહાદુર પાછળની ટ્રકની પાસે જઈને ઊભો રહે છે, અને ડ્રાઈવરને ઉદ્દેશીને કહેતો હોય તેમ કહે છે, 'ચાલ્યા જાવ, હું આવું છું.' બીજી ટ્રકને તે હાથ ઊંચો કરી ચલાવવાનો નિષેધ કરે છે; પછી રસ્તો પાર કરી બૅટન ઊંચું કરી ચલાવવાનો નિર્દેશ આપે છે. એ ટ્રક ચાલી ગયા પછી બહાદુર જોરથી બૂમ પાડે છે, 'હાન્ટુપાડા ટી ઍસ્ટેટ ચાલી ગઈ છે; હવે લંકાપાડાથી આવવામાં છે —'

'તો તમારી ક્યારે આવશે, એ બહાદુર?' કોઈ વડીલની માફક એક જણ આવીને બહાદુરને પૂછે છે.

'પેલાં તો બધાં બગીચાનાં માણસો છે; પોતાની ટ્રક છે, ઊઠીને બેસી જાય, અને સ્ટાર્ટ થાય; અને તમને બધાંને કોઈ કૉન્ટ્રેક્ટર આવીને ટ્રકગાડી આપશે અને તે પછી તમે જુલુસમાં જશો; આખું જુલુસ જશે; હા, દબદબાપૂર્વક મુખ્યમંત્રી આવશે, આપણા વનમંત્રી પણ હશે. અને આપણે ત્યાં જઈશું અને જોઈશું કે વાંસડા ઊભેલા છે — મંત્રીએ નથી, તિસ્તા પણ નથી. તમારા માણસો તિસ્તા નથી રે, તિસ્તા નથી.' — બહાદુર ફરી પેલા નાચની ટુકડી તરફ ચાલી જાય છે. જેઓ ઊભાં ઊભાં જોતાં હતાં તેમની ભીડ પણ જરા ઓછી થઈ ગઈ છે. પાછળથી બહાદુર રાડ નાખે છે, 'એ - ય લાઈન બરાબર રાખો ને, લાઈન બરાબર બનાવો. એ ય છોકરાંઓ, મારીશ એક ને! બસ, ટ્રક આવી જશે તો બધાં લાઈનમાં ચઢશે — વન-ટુ-થ્રી!'

અત્યારે આ ભીડ જોઈને થાય કે જુલુસ એક જ થઈ રહ્યું છે અને એમાં કામતાપુર, ઉત્તરખંડ, ગુરખાલૅન્ડ, નમશૂદ્ર સમિતિ — એ બધા વિભાગો પણ જાણે કશું ય નથી. સરકાર અને સરકારનાં દળો જે રીતે તિસ્તા બૅરેજના ઉદ્‌ઘાટન અનુષ્ઠાનને આગામી ચૂંટણીની પહેલી મીટિંગમાં પરિણત કરવા માગે છે તેમાં પેલી બધી પરચૂરણ ટુકડીઓનો પત્તો મેળવવોય મુશ્કેલ છે. તે ઉપરાંત, ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટની, ઍગ્રો ઈન્ડસ્ટ્રીઝની અને ચાના બગીચાની ટ્રકો આખા જિલ્લામાંથી લોકોને લઈ જઈ પેલા બૅરેજ પર ઉતારી દેશે. સવાર થતાં ના થતાંમાં તો એ કામ શરૂ થઈ ગયું છે. લોકોને ભેગાં કરવાં એ જ જો સરકારનું અને સરકારી ટુકડીઓનું એકમાત્ર લક્ષ્ય હોત તો તો તિસ્તા બૅરેજની આસપાસની જગ્યાઓએથી તો ઈચ્છા પ્રમાણે લોકો લાવી શકત. પણ સરકાર અને સરકારી દળો ઈચ્છે છે કે આ સમાવેશથી બધા જ જાણે નિશ્ચિત થઈ જાય કે આ જિલ્લામાં પેલાં બધાં પરચૂરણ દળોનું કોઈ અસ્તિત્વ તો નથી જ, પણ એટલે સુધી કે કૉન્ગ્રેસ પણ નથી. એ કારણે જ આટલે દૂર દૂરથી પણ લોકોને લઈ જવાનાં છે.

પણ આ બધી ટ્રકો કરીને જેઓ જાય છે તેમની અંદર કામતાપુર, ઉત્તરખંડ, નમશૂદ્ર સમિતિ કે ગુરખાલૅન્ડનાં લોકો પણ બે-ચાર છૂટાછૂટક હોઈ શકે છે. એ રીતે તો તેમની ઉપેક્ષા પણ થશે નહિ. એટલે સુધી કે ઉત્તરખંડ અથવા ગુરખાલૅન્ડનાં લોકોનું સરકારી વ્યવસ્થામાં જવાનું ઘણું બધું નિરાપદ હોઈ શકે. અહીં, આ હાટખોલામાં પેલા વિભાગોને કારણે કોઈ ઉત્તેજના નથી, અથવા એકબીજા માટે કોઈ સંદેહ પણ નથી — જે ઉત્તેજના અને સંદેહ ચૂંટણીના દિવસે હોય છે તે, પછી તે પંચાયતની ચૂંટણી હોય કે લોકસભાની ચૂંટણી હોય. ગાછતલામાં બે જુદી ઑફિસો તૈયાર થઈ ગઈ છે, તેટલું જ નથી. દરેક વોટકેન્દ્રમાં ફક્ત સાતસો-આઠસો વોટરોમાંથી બહુ બહુ તો સાડા ત્રણસો - ચારસો માણસો વોટ નાંખે છે. પણ એ કેટલાક વોટરોની પસંદગી-ના પસંદગીનું નિયંત્રણ કરવા માટે આખા ઇલાકામાં એક ઉદ્વેગ - ઉત્તેજના, અને કોઈ કોઈ વાર તો હિંસા પણ ફાટી નીકળે છે. તે બધી વાર દબાવી પણ શકાતું નથી, ખાસ કરીને ચા-બગીચાના ઇલાકામાં પ્રકટ થઈ જ જાય છે.

તે ઉપરાંત, કામતાપુર-ગુરખાલૅન્ડ-ઉત્તરખંડ-નમશૂદ્ર સમિતિ એ બધાની સાથે તિસ્તા બૅરેજના ઉદ્‌ઘાટનની ઘટનાનો ભીતરી સંયોગ ક્યાં છે, તે તો તેમને જાણવાની વાત પણ નથી, અને તેઓ જાણતા પણ નથી. પણ ના જાણવા છતાંયે ચાના બગીચાનું આંદોલન કે જમીન-મોજણીની અનેક ગોલમાલમાં સરકાર અને સરકારી ટુકડીઓ સંબંધે જે મનોભાવ તૈયાર થયો છે, તેમાંથીય તેઓ પોતાની ભૂમિકા યથાસ્થાને નક્કી કરી લઈ શકશે.

આઠ વાગી ગયા પછી ધૂપગુડિના ભટ્ટાચાર્યની બે હાટબસો અને સિંગજીની એક ખૂબ મોટી ટ્રક આવીને ઊભી રહે છે.

## 206

## બસમાં - ટ્રકમાં સરઘસ નીકળે છે

ટ્રક અને બે બસ આવીને પહેલાં રસ્તા પર ઊભી રહે છે. ડ્રાઈવર મોં લંબાવી લોકોને કંઈક પૂછે છે.

બહાદુર એ વખતે નાચ થતો હતો ત્યાં હતો — ભીડની પાછળ. એમ લાગે છે કે તે પણ થોડો થાકી ગયો હતો. બસ અને ટ્રકને ઊભી રહેતી જોઈ તે રસ્તા તરફ જાય છે અને જમણા હાથમાં બૅટન ઊંચું કરે છે. તેની પાછળ પાછળ છોકરાંઓનું એક ટોળું પણ દોડે છે. એ વખતે બે બસના બે છોકરા રસ્તે ઊતરી પડી પાછળની ટ્રકને થોડું પાછળ જવા ઇશારા કરે છે, અને બસને પટાક્ કરતા એક લગાવે છે. પાછળની ટ્રકનો છોકરો ટ્રકની ઉપરથી જ ડ્રાઇવરને માથે આવેલા ટિન પર એક

ટપલું મારે છે, પછી ધીમે ધીમે ટપલાં મારતો જ રહે છે. ટ્રક થોડી પાછળ જાય છે, પછી રસ્તાની ઊલટી દિશામાં પાછળનાં પૈડાં ચલાવે છે, એ દરમ્યાન બીજી બસ પણ જરા પાછળ જાય છે.

બહાદુર આવીને રસ્તા અને હાટખોલાની વચ્ચે ઊભો ઊભો બૅટન ઊંચું કરી બૂમ પાડે છે, 'અહીં - લાવો, બસ, બરાબર છે, સીધા, સીધા, સીધા —'

ટ્રક અને બસ બન્ને તે વખતે રસ્તા પર પાછળ ફરીને એ રીતે ઊભેલાં છે કે એક એક એમ હાટખોલાની સામેની જગ્યાએથી આવીને પ્રવેશી શકશે. બહાદુર બૅટન ઊંચું કરીને છોકરાંઓનાં ટોળાંને ધમકાવી કાઢે છે — 'એય, હટ્ હટ્, બસને આવવા માટે રસ્તો આપો ને! ખસી જાવ, ખસી જાવ!'

ટ્રક અને બસો ખરેખર જ જાણે બહાદુરના આદેશને માની લઈને પોતાનાં મુખ નક્કી કરે છે. પછી રસ્તાને ઢાળે આવી ઊભાં રહે છે અને પહેલી બસ ધીરે ધીરે હાટખોલામાં ઊતરે છે, ધીરે ધીરે આવીને ઊભી રહે છે; ડ્રાઈવર બારીમાંથી માથું કાઢી પાછળ કંઈક જુએ છે અને ફરી જરા આગળ લઈ જાય છે.

પાછળની બસ ત્યારે, પહેલી બસનાં પૈડાંની નિશાની પકડીને જ જાણે ઢાળ પરથી હાટખોલામાં ઊતરે છે. પ્રથમ બસની પાછળ ઊભો રહી બહાદુર બે હાથ ઊંચા કરી તેને નિર્દેશ આપતો રહે છે — તેના જમણા હાથમાં બૅટન છે.

ટ્રક થોડે દૂર હતી. તે એક બહુ મોટો અવાજ કરીને ડાબી તરફ ઊતરી જાય છે — આ બસો સાથે ખાલી જગ્યા રાખીને ડાબી તરફ. પછી બીજો અવાજ કાઢી અટકી જાય છે.

બસ અને ટ્રક જે વખતે રસ્તા પરથી મેદાનમાં ઊતર્યાં હતાં તેટલી વાર આ ચાલી રહેલા નાચ તરફ પાછળ ફરીને જોતાં હતાં. એક નાચની ટુકડીઓ જાણે નશામાં નાચતી ચાલે છે, જાણે આ બસ - ટ્રક વગેરેની સાથે તેમનો કોઈ સંબંધ નથી, જાણે આ ભીડ ચાલી જતાં જે નિર્જનતા થઈ જશે તેથી તેઓ નાચને વધારે ગભીરપણે ચલાવી જઈ શકશે.

પણ બસ અને ટ્રક જેવાં ઊભાં રહી ગયાં કે બધા જ નાચની ટુકડી એકબીજાને બાંધેલા હાથ ક્ષણમાં છોડી દઈ આ બસ અને ટ્રક તરફ દોડવા લાગ્યા. ગામનાં રાજવંશીઓ તો નાચની બહાર હતાં, આ બસ — ટ્રકની ચારે બાજુ છૂટાંછવાયાં હતાં. તેઓ કંઈ સમજે તે પહેલાં જ નાચની સ્ત્રીઓ તેમની વચ્ચેની જગ્યાઓમાંથી દોડતાં જઈ ટ્રક કે બસમાં ચઢી જાય છે. પછી તેઓ પોતે એક એક જગ્યા પર બેસી જવાના આનંદથી હસી પડે છે. જેને જ્યારે જગ્યા મળે છે ત્યારે તે હસી પડે છે. એકલા નહિ, કેટલાંય જણ. એક સાથે તો તેઓને જગ્યા મળતી નથી. તેથી થોડી વાર ફક્ત હાસ્ય ફરી વળે છે અને અટકી જાય છે. આટલા માઈલો ચાલી આવીને આટલા કલાકો નાચીનાચીને, આટલું આમ દોડી બસ-ટ્રકમાં ચઢવાથી તેમનાં હાસ્યની

પણ આ બધી ટ્રકો કરીને જેઓ જાય છે તેમની અંદર કામતાપુર, ઉત્તરખંડ, નમશૂદ્ર સમિતિ કે ગુરખાલૅન્ડનાં લોકો પણ બે-ચાર છૂટાછૂટક હોઈ શકે છે. એ રીતે તો તેમની ઉપેક્ષા પણ થશે નહિ. એટલે સુધી કે ઉત્તરખંડ અથવા ગુરખાલૅન્ડનાં લોકોનું સરકારી વ્યવસ્થામાં જવાનું ઘણું બધું નિરાપદ હોઈ શકે. અહીં, આ હાટખોલામાં પેલા વિભાગોને કારણે કોઈ ઉત્તેજના નથી, અથવા એકબીજા માટે કોઈ સંદેહ પણ નથી — જે ઉત્તેજના અને સંદેહ ચૂંટણીના દિવસે હોય છે તે, પછી તે પંચાયતની ચૂંટણી હોય કે લોકસભાની ચૂંટણી હોય. ગાછતલામાં બે જુદી ઑફિસો તૈયાર થઈ ગઈ છે, તેટલું જ નથી. દરેક વોટકેન્દ્રમાં ફક્ત સાતસો-આઠસો વોટરોમાંથી બહુ બહુ તો સાડા ત્રણસો - ચારસો માણસો વોટ નાંખે છે. પણ એ કેટલાક વોટરોની પસંદગી-ના પસંદગીનું નિયંત્રણ કરવા માટે આખા ઈલાકામાં એક ઉદ્વેગ - ઉત્તેજના, અને કોઈ કોઈ વાર તો હિંસા પણ ફાટી નીકળે છે. તે બધી વાર દબાવી પણ શકાતું નથી, ખાસ કરીને ચા-બગીચાના ઈલાકામાં પ્રકટ થઈ જ જાય છે.

તે ઉપરાંત, કામતાપુર-ગુરખાલૅન્ડ-ઉત્તરખંડ-નમશૂદ્ર સમિતિ એ બધાની સાથે તિસ્તા બૅરેજના ઉદ્‌ઘાટનની ઘટનાનો ભીતરી સંયોગ ક્યાં છે, તે તો તેમને જાણવાની વાત પણ નથી, અને તેઓ જાણતા પણ નથી. પણ ના જાણવા છતાંયે ચાના બગીચાનું આંદોલન કે જમીન-મોજણીની અનેક ગોલમાલમાં સરકાર અને સરકારી ટુકડીઓ સંબંધે જે મનોભાવ તૈયાર થયો છે, તેમાંથીય તેઓ પોતાની ભૂમિકા યથાસ્થાને નક્કી કરી લઈ શકશે.

આઠ વાગી ગયા પછી ધૂપગુડિના ભટ્ટાચાર્યની બે હાટબસો અને સિંગજીની એક ખૂબ મોટી ટ્રક આવીને ઊભી રહે છે.

## 206

## બસમાં - ટ્રકમાં સરઘસ નીકળે છે

ટ્રક અને બે બસ આવીને પહેલાં રસ્તા પર ઊભી રહે છે. ડ્રાઈવર મોં લંબાવી લોકોને કંઈક પૂછે છે.

બહાદુર એ વખતે નાચ થતો હતો ત્યાં હતો — ભીડની પાછળ. એમ લાગે છે કે તે પણ થોડો થાકી ગયો હતો. બસ અને ટ્રકને ઊભી રહેતી જોઈ તે રસ્તા તરફ જાય છે અને જમણા હાથમાં બૅટન ઊંચું કરે છે. તેની પાછળ પાછળ છોકરાંઓનું એક ટોળું પણ દોડે છે. એ વખતે બે બસના બે છોકરા રસ્તે ઊતરી પડી પાછળની ટ્રકને થોડું પાછળ જવા ઈશારા કરે છે, અને બસને પટાક્ કરતા એક લગાવે છે. પાછળની ટ્રકનો છોકરો ટ્રકની ઉપરથી જ ડ્રાઈવરને માથે આવેલા ટિન પર એક

ટપલું મારે છે, પછી ધીમે ધીમે ટપલાં મારતો જ રહે છે. ટ્રક થોડી પાછળ જાય છે, પછી રસ્તાની ઊલટી દિશામાં પાછળનાં પૈડાં ચલાવે છે, એ દરમ્યાન બીજી બસ પણ જરા પાછળ જાય છે.

બહાદુર આવીને રસ્તા અને હાટખોલાની વચ્ચે ઊભો ઊભો બૅટન ઊંચું કરી બૂમ પાડે છે, 'અહીં - લાવો, બસ, બરાબર છે, સીધા, સીધા, સીધા —'

ટ્રક અને બસ બન્ને તે વખતે રસ્તા પર પાછળ ફરીને એ રીતે ઊભેલાં છે કે એક એક એમ હાટખોલાની સામેની જગ્યાએથી આવીને પ્રવેશી શકશે. બહાદુર બૅટન ઊંચું કરીને છોકરાંઓનાં ટોળાંને ધમકાવી કાઢે છે — 'એય, હટ્ હટ્, બસને આવવા માટે રસ્તો આપો ને! ખસી જાવ, ખસી જાવ!'

ટ્રક અને બસો ખરેખર જ જાણે બહાદુરના આદેશને માની લઈને પોતાનાં મુખ નક્કી કરે છે. પછી રસ્તાને ઢાળે આવી ઊભાં રહે છે અને પહેલી બસ ધીરે ધીરે હાટખોલામાં ઊતરે છે, ધીરે ધીરે આવીને ઊભી રહે છે; ડ્રાઈવર બારીમાંથી માથું કાઢી પાછળ કંઈક જુએ છે અને ફરી જરા આગળ લઈ જાય છે.

પાછળની બસ ત્યારે, પહેલી બસનાં પૈડાંની નિશાની પકડીને જ જાણે ઢાળ પરથી હાટખોલામાં ઊતરે છે. પ્રથમ બસની પાછળ ઊભો રહી બહાદુર બે હાથ ઊંચા કરી તેને નિર્દેશ આપતો રહે છે — તેના જમણા હાથમાં બૅટન છે.

ટ્રક થોડે દૂર હતી. તે એક બહુ મોટો અવાજ કરીને ડાબી તરફ ઊતરી જાય છે — આ બસો સાથે ખાલી જગ્યા રાખીને ડાબી તરફ. પછી બીજો અવાજ કાઢી અટકી જાય છે.

બસ અને ટ્રક જે વખતે રસ્તા પરથી મેદાનમાં ઊતર્યાં હતાં તેટલી વાર આ ચાલી રહેલા નાચ તરફ પાછળ ફરીને જોતાં હતાં. એક નાચની ટુકડીઓ જાણે નશામાં નાચતી ચાલે છે, જાણે આ બસ - ટ્રક વગેરેની સાથે તેમનો કોઈ સંબંધ નથી, જાણે આ ભીડ ચાલી જતાં જે નિર્જનતા થઈ જશે તેથી તેઓ નાચને વધારે ગભીરપણે ચલાવી જઈ શકશે.

પણ બસ અને ટ્રક જેવાં ઊભાં રહી ગયાં કે બધા જ નાચની ટુકડી એકબીજાને બાંધેલા હાથ ક્ષણમાં છોડી દઈ આ બસ અને ટ્રક તરફ દોડવા લાગ્યા. ગામનાં રાજવંશીઓ તો નાચની બહાર હતાં, આ બસ — ટ્રકની ચારે બાજુ છૂટાંછવાયાં હતાં. તેઓ કંઈ સમજે તે પહેલાં જ નાચની સ્ત્રીઓ તેમની વચ્ચેની જગ્યાઓમાંથી દોડતાં જઈ ટ્રક કે બસમાં ચઢી જાય છે. પછી તેઓ પોતે એક એક જગ્યા પર બેસી જવાના આનંદથી હસી પડે છે. જેને જ્યારે જગ્યા મળે છે ત્યારે તે હસી પડે છે. એકલા નહિ, કેટલાંય જણ. એક સાથે તો તેઓને જગ્યા મળતી નથી. તેથી થોડી વાર ફક્ત હાસ્ય ફરી વળે છે અને અટકી જાય છે. આટલા માઈલો ચાલી આવીને આટલા કલાકો નાચીનાચીને, આટલું આમ દોડી બસ-ટ્રકમાં ચઢવાથી તેમનાં હાસ્યની

વચ્ચે થોડી હાંફ-શ્વાસ પણ ચઢતાં હતાં.

આ સ્ત્રીઓ બસ-ટ્રકમાં ચઢી ગયા પછી બાકીનાઓ સમજી શકે છે કે તેઓએ જલદી જલદી સારી જગ્યા લઈ લીધી. ત્યારે ગામનાં લોકો, છોકરાં-છૈયાં, વહુઓ-ઘરડી સ્ત્રીઓ પણ દોડી બસ અને ટ્રકની અંદર ચઢવાનું શરૂ કરે છે. ચઢતી વખતે એક જણ સાથે બીજું એક જણ અથડાઈ પણ પડે છે; એક જણની છત્રી બીજા જણને પેટે વાગે છે, કોઈના હાથમાંથી છોકરું સરકી પડે છે — છોકરું ચીસ પાડીને રડે છે.

તો બહાદુર તેનું બૅટન ઊંચું કરી એક વાર પહેલી બસની આગળ ઊભો રહે છે — 'એ ઈ ખબરદાર! સાવધાન! લાઈન લગાઓ' — આ એકની એક વાત બોલતો બોલતો એક વાર બીજી બસની આગળ, અને એક વાર ટ્રકની આગળ જઈ કૂદે છે.

એ દરમ્યાન પુરુષો બસના છાપરે અને ટ્રકની અંદર ચઢવાનું શરૂ કરે છે — ટ્રકની અંદર ત્યારે ય થોડી જગ્યા હતી.

ત્યાં વળી ફરીથી બસ અને ટ્રકની અંદર બૂમાબૂમ શરૂ થાય છે. જેમણે જેમણે પોતાનાં લોકો માટે જગ્યા રાખી હતી તે લોકો બૂમો પાડે છે. એક ઘરનાં લોકો એક જગ્યાએ અડી અડીને બેસવાં ઇચ્છે છે; એક શેરીનાં લોકો પણ એક જગ્યાએ બેસવા ઇચ્છે છે.

પણ ગાડીમાં ચઢતી વખતે તો કોઈએ પાછળ ફરીને જોયું નહોતું — તે વખતે પોતપોતાની રીતે આગળપાછળ જગ્યા લઈ લેવા ઇચ્છતા હતા. હવે તે કારણે બસની અંદર અને બહાર આ રીતે બધા અવાજ ઊઠે છે :

'હે...એ, માઈ રે, અહીં આવ ને!'

'કા-કા, અરે, એ...ઓ કા-કા, કાકા રે....'

'એ ય બહાદુર, બહાદુર, મારી બેટી ક્યાં ચઢી એ કહે ને!'

'દબાઈને બેસો, દબાઈને બેસો; બીજાં ઘણાં લોકોને સમાવવાં પડશે.'

'અહીં ચઢ્યા અને અહીં ઊતરી જવું છે?'

'અરે, ચઢવા દો ને, ચઢવા દો ને, મારી બહેન નહિ! ચઢવા દો ને!'

'જ્યાં જે બેઠું છે, ત્યાંથી ખસે નહિ. બધાં બૅરેજ પહોંચીને પોતપોતાનાં થઈ જજો.'

'છાપરાવાળા સાવધાન રહેજો; ડાળીઓનો ધક્કો ના આવે.'

પણ આમ છતાંય બે બસમાં અને એક ટ્રકમાં જગ્યા જ રહેતી નથી. તે વખતેય કેટલાં બધાં માણસો બહાર ઊભાં છે — તેમાં છોકરાં છે, ઘરડાં છે. કેટલાક ધોતી - શર્ટ પહેરેલાં છે, હાથમાં છત્રી છે; દેઉનિયા છે, જેમને માટે બસને છાપરે ચઢવાનું અશક્ય છે.

રસ્તા પર શહેરમાંથી આવેલા બે છોકરાઓ આટલી વાર ઊભા જ હતા, પણ કોઈને તેમનો ખ્યાલ આવ્યો નથી. હવે તેઓ આગળ આવતાં સમજાય છે કે તેઓ

તો બસ-ટ્રકની સાથે જ આવ્યા છે. તેઓ આવીને ટ્રકની પાસે ઊભા છે. એક છોકરો પૈડા પર ચઢી ઉપર ચઢી જાય છે. ચઢતાં જ ધમકાવવાનું શરૂ કરે છે : 'શું? પોતાને જ બેસી જવાનું? બીજા કોઈને ચઢવા જ નહિ દેવાના? લો હવે, ખસીને બેસો; આગળ જાવ, આગળ જાવ. ઓ ઘરડાં મા, તમે આ ખૂણામાં, હાં, આ ખૂણામાં બેસો, એટલે બીજાં લોકોનો ધક્કો વાગશે નહિ —'

છોકરો ઘરડાં માને પાછળથી પકડી જરા ઊંચાં કરી ખૂણામાં બેસાડી દે છે. તેથી હાસ્યનું મોજું ફરી વળે છે. છોકરો બોલે છે, 'હાં, હસતાં હસતાં આગળ જાવ, આગળ જાવ.'

સ્ત્રીઓના સંદર્ભે તેને સ્વાભાવિક સંકોચ હોવાથી તે તેમના હાથ પકડી ઠેલો મારી શકતો નથી, પણ 'આગળ સરકો, આગળ સરકો' કહેતો તે એ રીતે આગળ જાય છે કે જેથી તેના ઢીંચણના લાગવાથી ઘણાં સાચોસાચ આગળ સરકી જાય છે.

છોકરો એકાએક મોં લંબાવી નીચેના છોકરાને કહે છે, 'બસમાં છોકરાં ખોળામાં લઈને બેસવાનું, જોઈએ, જગ્યા થઈ જશે.'

આ છોકરો ટ્રક પર એક એક છોકરું ઊંચકી બતાવે છે, 'આ કોનું છોકરું?'

છોકરાની મા 'એ, જે, મારું' કરતાં જ બધાં હસી પડે છે, વિશેષે કરીને બગીચાની સ્ત્રીઓ. તેઓ ભદ્રલોકોના છોકરાઓની વાતનો અર્થ થોડોઘણો સમજી લે છે.

આ તરફ બીજો છોકરો બસની બારીમાંથી બૂમો પાડે છે —'છોકરાંઓને ખોળામાં બેસાડો, છોકરાંઓને ખોળામાં બેસાડો.' પછી બહાદુરને બૂમ પાડી કહે છે, 'છોકરાંઓને ખોળામાં બેસાડી દેવાનું કહો, અને આ છોકરાંઓને બસમાં ચઢાવી દો' — કેટલાંક છોકરાંને મેદાનમાંથી પકડી લાવી તે બહાદુરને આગળ આપે છે. પણ તે ખસી જતાં જ છોકરાં પોતપોતાનાં બાપા-કાકા, મા-માસીની પાસે દોડી જાય છે. તે દરમ્યાન બહાદુર તો બસની બારીમાંથી તેનું બૅટન ચલાવતો જ રહે છે — 'એ ય છોરા, સીટ છોડી દે, તારી માના ખોળામાં બેસ.'

ટ્રકની પાછળ એ વખતે થોડી જગ્યા થઈ છે. પેલા દેઉનિયા જેવા ચહેરાવાળાં કેટલાક માણસો અને સ્ત્રીઓ ટ્રકમાં ચઢી જઈ શકે.

## 207

## મદારીની માનું ટ્રકારોહણ

મદારીની મા ક્યાંય ચઢી શકતી નથી. મદારી તો કોઈ પણ જગ્યાએ ચઢી જઈ શકત, પણ માને મૂકીને ચઢે કેવી રીતે?

જુલુસ એટલે જ ટોળી બનીને જવાનું. ઘરનાં લોકો ટોળી કરે, ગામનાં લોકો ટોળી કરે, વસતીનાં લોકો ટોળી બનાવે, બગીચાનાં લોકો ટોળી કરે. કોઈ રહી જાય તો ટોળીનાં લોકો તેને બૂમાબૂમ કરી લઈ લે.

પણ મદારીની માની ટોળી તો બંધાય તેના આ આટલા છોકરા સાથે. તેને તો કોઈ ગામ નથી કે કોઈ 'મદારીની મા' કહી બૂમ પાડશે. તે બસ તરફ જવાને બદલે ટ્રક બાજુ ગઈ હોત તો તો કદાચ એક જગ્યા મળી જાત. પણ ખરેખર બસમાં તો તેને એક બેસવાની જગ્યા મળી ગઈ હતી. એક છોકરીછોકરો આવીને તેને ધમકાવતાં કહે છે, 'આ તો ધૂપગુડિની ભટ્ટ ચાટુજજેની બસ છે; અમારે માટે મોકલી છે; તમે કેમ એમાં ચઢયાં છો, ઊતરી જાવ, ઊતરી જાવ.'

મદારીની મા તેની વાતને સાચી તો માને છે પણ ઊતરતી નથી.

પેલી સ્ત્રી જરા પાછળ જઈ બુમરાણ શરૂ કરે છે, 'એ...ઈ વિશ્વાસ, જો તો ખરો, આ અહીં કોણ બેઠું છે?' પછી ફરી વાર મોં મદારીની મા તરફ ફેરવી બોલે છે,'ઊતરો, ઊતરી જાવ સીટ પરથી' — આ વખતે તો તે મદારીની માનો હાથ પકડી ખેંચે પણ છે.

'એ-ય, ઊઠતાં કેમ નથી? તમે જ્યાંથી આવ્યાં છો તે બસમાં જાવ ને! અમારી બસમાં કેમ ચઢ્યાં છો? એય ઊઠો, ઊભાં થાવ, ઊતરી જાવ.' — મદારીની માની બે બાજુએથી આ વાત શરૂ થવા છતાં પણ મદારીની મા હાલી નહિ. પણ આવો ટેકો મળતાં જ પેલી સ્ત્રી મદારીની માનો એક હાથ પકડી એવો આંચકો આપી ખેંચે છે કે મદારીની મા ઊભી જ થઈ જાય છે. પેલી સ્ત્રીને તો આવી ગણતરી જ નહોતી. એને તો એમ કે થોડા વધારે આંચકા આપીએ તો મદારીની મા ઊઠશે — એ વિચારથી જ એણે ખેંચાખેંચ શરૂ કરી હતી. પણ તેની પહેલી જ ખેંચમાં મદારીની મા ઊભી થઈ જાય છે. પેલી સ્ત્રી એકદમ ધડધડ કરતી પાછળ પડી જાય છે. પણ બસમાં એટલી બધી સખત ભીડ હતી કે કોઈ પડી જાય તોપણ છોકરાંછૈયાં ઉપર, અથવા ઊંધી દિશાની બેંચ પર જેઓ બેઠાં હોય તેમની ઉપર પડવાનું થાય. પેલી સ્ત્રી પડી જતાં જ 'હે-ઈ માઈ રે' કહી ચીસાચીસ જેવું થતાં ન થતાંમાં તો મદારીની મા બસમાંથી નીચે ઊતરી જઈ શકે છે; અને પેલી સ્ત્રીને પાછળની સ્ત્રીઓ ઠેલો દઈ સીધી કરે છે અને બસની અંદર ઊભી કરી દે છે. બસમાં તો હવે ઊભા રહેવાય એવું છે નહિ. પેલી સ્ત્રીનું માથું લાકડા જોડે અથડાતાં માથા પર હાથ દઈ પોતે સીધી ઊભી થઈ જાય છે, પાછી વળે છે, અને મદારીની માની ખ઼ાલી જગ્યા પર બેસી પડે છે.

મદારી બસની બહાર માને પૂછે છે, 'મા રે, ઊતરી કેમ ગઈ?'

મદારીની મા ખૂબ ધીમેથી કહે છે, 'મને રહેવા દેતાં નથી; ઉતારી દે છે.'

'કેમ ઉતારી દે છે?' મદારી તેની માની સામે આવી, તેના પેટ પર હાથ મૂકી

પ્રશ્ન કરે છે.

'બધાંય ઉતારી દે છે — કહે છે કે આ બસમાં આપણને લઈ જશે નહિ.' મદારીની મા અનાસક્ત ભાવે તેના છોકરા તરફ જોઈને કહે છે, જાણે કે તે તેને ઉતારી દેવાની રીત સમજે છે. જુલુસ એટલે તો બધાંયે મળીને એક સાથે જવું. મદારીની મા ત્યાં સાચેસાચ એકલી છે; તેની તો કોઈ ટોળી નથી. જેમની ટોળી છે તેઓ તો તેને ના પણ લઈ જાય. મદારીની મા તો કોઈ વસતીમાંય રહેતી નથી — તેને વસતીનાં લોકો જોતાં જ એમ વિચારે કે આ કોઈ બગીચાનાં લોકો છે. કોઈ જો તેની સાથે કોઈ જાતની વાત કરત તોપણ શું તેઓ, ગામનાં લોકો, સમજી શકત કે તે તેમનામાંનું જ માણસ છે? માત્ર વાત સાંભળીને જ શું હવે તેઓ માની લેત?

મદારી વ્યગ્ર બની જાય છે, 'તું જુલુસમાં નહિ જાય?'

મદારીની મા જરા હસીને કહે છે, 'કેવી રીતે જઉં? કોઈ બસ તો છે નહિ!'

મદારી એકદમ વ્યગ્ર બની જઈ તેનો હાથ ખેંચે છે, 'ચલ, હું પેલી બસમાં જઉં છું —'

મદારીની મા તેની સાથે સાથે જાય છે. પણ એ બસની પાછળના દરવાજે માણસો લટકી રહ્યા છે — બસ છૂટતાં પહેલાં જ. બારીમાંથી બગીચાની સ્ત્રીઓ થોડું મોં લંબાવે છે. મદારી તેમની તરફ જોઈને કહે છે, 'હે—એ, દીદી, મને અને મારી માને લઈ લો ને; હે દીદી, મને લઈ જાવને, મારી માને લઈ જાવ ને?'

આટલી બુમરાણમાં મદારીની વાત કોઈને કાને પડતી નથી. પણ એક સ્ત્રી હાથ લંબાવી કહે છે —'આ તો બગીચાની બસ હોય, પેલી ટ્રકમાં ચઢી જા.' તે આંગળી વડે ટ્રક બતાવે પણ છે.

મદારીની માને જોઇ બગીચાની સ્ત્રીઓ વિચારે છે કે ગામડેથી આવી છે

માનો હાથ પકડી ખેંચતો ખેંચતો મદારી ટ્રક તરફ દોડે છે. એ દોડે છે એટલે તેની માને પણ થોડું દોડતાં જ ચાલવું પડે છે. પહેલી બસ વટાવીને ટ્રકની પાસે જતાં જ મદારી જુએ છે કે બહાદુર બેંટન હાથમાં રાખી બસમાં લોકોને ચઢાવી રહ્યો છે.

'હે —એ, બહાદુરદા,' એક હાથે માનો હાથ પકડી બીજે હાથે બહાદુરનો બેલ્ટ પકડી મદારી ખેંચે છે, 'હે- એ, બહાદુરદા, હે—એ..'

બહાદુર માથું ફેરવ્યા વિના બૂમ પાડે છે, 'ચૂપ મર,' પછી બસની સીડીની વચ્ચોવચ્ચ જે માણસ ચઢ્યો છે, પણ બસને છાપરે પગ મૂકવાની જગ્યા મળતી નથી, તેની પીઠે બેંટનનો ગોદો મારી કહે છે, 'ચઢો, ચઢી જાવ ને, ચઢો.'

એ માણસ મુશ્કેલીમાં મુકાયો છે. એ ખરેખર બેંટનનો ગોદો ખાઈ બસને છાપરે જલદીથી એક પગ મૂકી દે છે. પગ એક માણસના શરીર પર પડે છે; તે 'કેમ રે' કહેતો પગ ખસેડી દે છે, પણ પગ તો પડે છે છાપરા પર જ. એ માણસ

જલદીથી ગબડી ચઢે છે અને પાછો ફરી બહાદુરને કહે છે, 'પાછળ લાકડું મારે છે શેનો?'

બહાદુર નીચેથી જ બૂમ પાડે છે. 'જા ને, અંદર જા.'

પેલો માણસ તે વખતે ગબડવાની સ્થિતિમાં છે; તે પગ પર બેસવા જતાં ગબડી જ પડશે, પણ સામે પણ બેસવાની જગ્યા નથી.

બહાદુર 'ચઢો, ચઢો' કરી બૅટન ઘુમાવી પાછળ ફરતાં જ જુએ છે તો મદારી! એને જોઈને તે બૂમ પાડી ઊઠે છે, 'અરે રે, હજુ તમે લોકો ચઢયાં નથી રે!'

મદારી બહાદુર તરફ મોં ઊંચું કરી કહે છે, 'મને નીચે ઉતારી દે છે, માને ઉતારી દે છે; અમારે જવા માટે બસ નથી — હે રે —'

'કોણ ઉતારી દે છે?' બહાદુર રાડ નાંખે છે. પણ તે દરમ્યાન એ તરફની બસ સ્ટાર્ટ થઈ રહી છે. એ બસનો ક્લીનર ગાડી પર જોર જોરથી થપાટો મારે છે. બહાદુર એકદમ આશ્ચર્યચિકિત થઈ કહે છે, 'જાય છે, જાય છે; બધી બસ-ટ્રક સ્ટાર્ટ લેવાની તૈયારીમાં છે, ચલ ને, ચ-લ.'

એમ કહેતાં બહાદુર બૅટન ડાબે હાથે લઈ જમણા હાથમાં મદારીનો હાથ પકડીને ખેંચે છે, અને મદારી તેની માનો હાથ પકડીને ખેંચે છે. બહાદુરના ખેંચવાથી તેમને — મદારી અને તેની માને — દોડતાં દોડતાં જ ટ્રક પાસે જઈને ઊભું રહેવું પડે છે.

ટ્રકની પાછળનું પતરું તે વખતે ચઢાવી દેવામાં આવ્યું છે. બહાદુર એ જ પતરાના ઢાંકણ પર તેનું બૅટન મારી બૂમ પાડે છે, 'હે — એ, ખોલી નાંખો ને, માણસો રહી ગયાં છે, ખોલી નાંખો, ખોલી નાંખો.'

તે વખતે ટ્રકમાં ઘણાં બધાં ઊભાં છે; બગીચાના ઘણા છોકરાઓ પતરા પર બેઠા છે. નીચેથી કોણ બરાડા પાડે છે એ સાંભળવા જેવી સ્થિતિ જ કોઈની નથી. બહાદુર ફરીથી મદારીનો હાથ પકડી આગળ ચાલી આવે છે; ડ્રાઈવરના દરવાજે ધક્કો મારી બોલે છે, 'અરે, માણસો રહી ગયાં છે; ઉપર ચઢાવી દો ને!'

પેલી તરફની પહેલી બસ એટલી વારે પાછળ ચાલતાં ચાલતાં રસ્તા પર આવીને ઊભી રહી છે. સ્ટાર્ટ ચાલુ જ છે — સમજાતું નથી કે બાકીની બસ અને ટ્રક માટે રાહ જુએ છે, કે પછી હમણાં જ છોડી મૂકશે. બાકીની બસ હવે વળતી નથી; મેદાનમાં વચ્ચે જરા જરા કરી ગાડી રસ્તા તરફ મોં કરી લે છે. ટ્રકના ડ્રાઈવરે સીટ પર બેસી સ્ટીઅરિંગ પર હાથ મૂકેલો છે — બસ રસ્તા પર ચઢતાં જ તે સ્ટાર્ટ આપશે.

ડ્રાઈવર બહાદુરને ઉપર તરફ હાથ બતાવે છે અને ત્યારે ઉપરથી પેલો છોકરો અવાજ મોટો કરી ધમકાવે છે, 'શું છે હવે? બૂમાબૂમ કેમ કરો છો?'

ડોક હલાવીને બહાદુર કહે છે, આ લોકો રહી ગયાં છે; કોઈ ચઢવા દેતું

નથી.'

'હવે અત્યારે વખત થયો? લઈ લો, છોકરાને લઈ લો.' — છોકરો હાથ લંબાવે છે. બહાદુર બૅટન જમીન પર ફેંકી દઈ મદારીને માથા પર ચઢાવતાં જ મદારી પગના એક ઠેલે ટ્રકના તળિયેનું ઢાંકણ પગ નીચે મેળવી લે છે. 'એમને અહીંથી ચઢાવો, પેલો છોકરો ડ્રાઈવરના દરવાજા પાસે લોખંડનું પગથિયું બતાવી દે છે.

## 208

## ટ્રકમાં - સ્લોગન અને નિર્જનતા

રસ્તા પર ચઢી રવાના થતાં જ છોકરો ટ્રકની ઉપર સ્લોગન બોલવા લાગે છે, —'ઇન્કિલાબ ઝિન્દાબાદ'. આ સ્લોગનના જવાબમાં બધાં જ 'ઝિન્દાબાદ' બોલી શકે, ખૂબ જોરથી. તે પછી જ જાણીતાં સ્લોગન બોલાય છે, 'વામફ્રન્ટ ઝિન્દાબાદ'. 'ગરીબોની સરકાર વામફ્રન્ટ સરકાર' 'પંચાયત કાયદો કર્યો કોણે, વામફ્રન્ટ સરકાર સિવાય બીજું કોણ?' 'ગામડાંનાં લોકોની બંધુ સરકાર, વામફ્રન્ટ સરકાર'.

ઘણી વાર સુધી ટ્રકની ઉપરથી ઉત્સાહ સાથે હાથ હલાવી, નચાવી સ્લોગન ચાલે છે. જેઓને સ્લોગનની ખબર તે પણ થોડી વારે સ્લોગન બોલી શકે છે. ટ્રક ગતિમાં ચાલી રહી છે; માથા પર થઈને પવન વહી જાય છે; બે બાજુના ફૉરેસ્ટનાં ઝાડ-ઝાંખર ક્યાંક ક્યાંક માથા પર લગભગ ઝૂકી જાય છે. ખાસ કરીને તો વાંસનાં ઝાડ હાથથી બચાવવા માટે બસને માથે બેઠેલા લોકોને એકબીજાની પીઠ પર માથું રાખવું પડે છે. સ્લોગન બોલવાનું બહુ સારું લાગે છે. વળી આટલાં બધાં માણસોના અવાજમાં સ્લોગન પણ આટલા પવનમાં જાણે ક્ષણવારમાં ઊડીને ચાલી જાય છે; ભારે થઈને અટકી જતાં નથી.

પેલો છોકરો સ્લોગનોને ધીમે ધીમે સાધારણમાંથી નિર્દિષ્ટ, ચોક્કસ સ્થળે લઈ આવે છે. આ સ્લોગનો નવાં છે; તિસ્તાના ઉદ્‌ઘાટન પ્રસંગે જ તૈયાર કરવામાં આવ્યાં છે. સરકારી ટુકડીઓએ ગામડે ગામડે, બગીચે બગીચે, વસતીએ વસતીએ ગયા એક મહિનાથી નાની નાની મીટિંગો કરી છે; સ્ક્વૉડ ઊભા કર્યા છે, યુનિયનની સભા, હાટ મીટિંગ, હાટ સ્ક્વૉડ કર્યા છે. એટલે આ નવાં સ્લોગનો પણ કેટલાંક લોકોને જાણીતા થઈ ગયાં છે. પણ સ્થાનિક સ્લોગનો જેમ ના જાણવાં છતાંયે બોલવામાં આવે છે તેમ આ સ્લોગનોનું નથી. આ બધાં મનમાં યાદ કરીને છે. વળી, મનમાં યાદ કરી લીધાં હોય તો બોલવા જતાં એક પાછળ બીજું એક ચાલી આવે છે.

છોકરો આ બધાં સ્લોગન પહેલાં પૂરેપૂરાં પોતે જ આપી દેતો. એક પછી એક.

પહેલી વાર આપતી વખતે હાથનો ઈશારો કરતો હતો, પછીની વાર બધાં જ જાણે એક સાથે આપે છે. ત્યાર પછી થોડી વાર એ જ સ્લોગન, વારે વારે ચલાવી મુખસ્થ કરાવવાનો. પછી ફરીથી પેલું 'વામફ્રન્ટ સરકાર ઝિન્દાબાદ' આ બધાં સ્થાનિક સ્લોગનો પછી નવાં સ્લોગનો.

છોકરો કહે છે, 'ઉત્તરખંડ - ગોરખાલૅન્ડ નહિ ચલેગા, નહિ ચલેગા'. હિંદી સ્લોગન બોલતાં જ બગીચાનાં લોકો પહેલેથી અવાજ ઉઠાવે છે. ગામડાંનાં લોકો પહેલાં જરા આમતેમ કરી, આ તેમનું સ્લોગન છે કે નહિ તે સમજી લે છે. તે સિવાય, આ એક જ સ્લોગન ગામડાંમાં આપવામાં આવ્યું છે, 'ઉત્તરખંડ - ગોરખાલૅન્ડ ચાલશે નહિ, ચાલશે નહિ'. જેઓ એ જાણે છે તેઓ બંગાળીમાં જ જવાબ આપે છે. છોકરો થોડી વાર આ સ્લોગન ચલાવ્યા પછી આ એક જ વિષય લઈ નવાં સ્લોગનો ભણી જાય છે, 'ઉત્તરબંગ વિચ્છિન્નતાવાદ રોકો જ રોકો'. એક જ લયમાં આ સ્લોગનનું એક હિંદી રૂપ પણ છે, 'રુક્ને હોગા, ચુક્તે હોગા.'

પણ 'વિચ્છિન્નતાવાદ' આ એક અવાજ માટે સ્લોગનમાં જાણે જામતું નથી. પછીનું સ્લોગન હિંદીમાં - બંગાળીમાં એમ બન્ને ભાષામાં જામી જાય છે : 'બાંગ્લા કો પંજાબ બનાના રોકના હી રોક્ના', 'રોકીશું જ રોકીશું'.

એ લોકોને સ્લોગાન બોલવાની એમની પોતાની એક રીત છે — તે ગામડાંનાં લોકો હોય કે બગીચાનાં લોકો હોય. પહેલાં થોડી વાર ગરબડાટ કરી કદાચ ગરમાગરમ ભાવ છોકરાઓ લાવી દે છે, પણ જેવી જરૂર ઊભી થાય કે ઘણી વાર સુધી ખેંચેલાં સ્લોગનોને તેમનો અવાજ અદ્ભુત ઢાંચામાં ઢાળી દે છે, અને લગભગ ગણગણાટ હોય તેને સ્થાને સામાન્ય એક ઊંચા અવાજમાં સ્લોગન ચાલતાં જ રહે છે, ચાલતાં જ રહે છે, ક્યારેય અટકશે નહિ એવી રીતે ચાલતાં જ રહે છે. એક તરફ જેમ પેલી સ્વરપેટીને કેમે કરી ઊંચે લઈ જવાની નથી તેમ જાણે એમનાં સ્લોગન બોલવાનું પણ અટકાવી શકાતું નથી.

છોકરો આ વખતે તેનાં સ્લોગનોને બીજી ચોક્કસાઈમાં લાવવા ઇચ્છે છે. તે પેલાં સ્થાનિક સ્લોગનો ફરીથી બોલે છે, 'તિસ્તા બૅરેજ કોણે કર્યો, વામફ્રન્ટ સરકાર વિના બીજા કોણે?' 'તિસ્તા બૅરેજકા પાનિલેક નયા દિન આગેલાક', 'પહાડ અને મેદાનનું ઐક્ય ઝિંદાબાદ' 'ગોરખા-રાજવંશી ભાઈ ભાઈ, ઝિન્દાબાદ ઝિન્દાબાદ' 'ગોરખા-દેશિયા-મદેશિયા એક જ, ઝિંદાબાદ, ઝિંદાબાદ 'ચા-બગીચાકા મજદૂર વસતીલોકા દોસ્ત, ભૂલો મત, ભૂલો મત'.

પણ આ સ્લોગનોમાં એવી રાજનીતિ નિહિત છે કે જે કોઈ પણ રીતે સ્વચ્છંદ થવા માગતી નથી. થોડી વાર સુધી સ્લોગનોનાં ઉચ્ચારણ પછી છોકરો અટકી જાય છે; પૉકેટમાંથી રૂમાલ બહાર કાઢી મોં લૂછે છે. તેના અટકી ગયા પછી પણ ટ્રક્ની અંદરથી સ્લોગનોનું ગુંજન ઊઠતું જ રહે છે — તે અટકી ગયો છે એ પણ જાણ્યા

વિના કોઈ કોઈ તો 'ઝિન્દાબાદ ઝિન્દાબાદ' 'નહિ ચલેગા નહિ ચલેગા' બોલે જ જાય છે. આ રીતે બેચાર વાર બોલ્યા પછી તેઓ સમજે છે કે સ્લોગન અટકી ગયાં છે.

પેલી નાચવાળાઓની ટોળીનો વાંસળીવાળો આ ટ્રકમાં જ ચઢ્યો હતો. તે આ સ્લોગની પછીની નીરવતાની અનુકૂળતાથી એકાએક હાથ ઊંચો કરી બોલી ઊઠે છે, 'ઝિન્દાબાદ, ઝિન્દાબાદ'; પછી એકદમ ચૂપ થઈ જાય છે. પણ તેને કદાચ આશા હતી કે ફરીથી થોડી વાર સ્લોગન ચાલશે. પણ એ પ્રમાણે સ્લોગન ચાલતાં નથી એ જોઈ તેને જાણે કંઈક કરવાનો ઉત્સાહ જાગે છે. તે ઊભા થવાનો પ્રયાસ કરે છે, પણ બે પગ સરખા કરવા જતાં જ બેઠો બેઠો જ ઢળી પડે છે. તે બસમાં હતો સ્ત્રીઓની પાસે —— ઢળી પડતાં જ બગીચાની એક ઘરડી સ્ત્રી તેની પીઠ પકડી સીધો કરી દઈને કહે છ, 'વાંસળી વગાડ ને, ભાઈ વગાડ.' અને સ્રીઓની ટોળી ખિલખિલ કરતી હસી પડે છે. ઘરડી સ્રી પાછળથી એ માણસની વાંસળી પકડેલા હાથને તેના હોઠની પાસે ઊંચે લઈ જઈ કહે છે, 'હે...હે...આવારા વાંસળી વગાડે છે; વગાડ ને અમારામાંથી નાચ કરશે; વગાડ ને!'

પેલો માણસ વાંસળી પકડેલો હાથ ખસેડી લઈ કહે છે, 'હમ બાંસી નાહિ બજાયેગા, હમ લેક્ચાર દેગા, બડા લેકચાર.'

'તો, આપ ને વળી, લેક્ચાર આપ; બેસીને આપ ઝૂબરુ, બેસીને આપ.' ઘરડી સ્રી પાછળથી આસ્તે આસ્તે તેને સમર્થન આપે છે.

'હો, દેગા. હામરામન યુનિયન તોડ દેગા, કાહે? ના, હામરામન ઔર ઈ લાલ યુનિયન નાહિ કરેગા. હામરામન આદિવાસી હય. આદિવાસીરાજ કાયેમ કરને હોગા. હામરામન ઝાડખંડ પાર્ટીકા મદત કરેગા. સમજ્યા કે? દેવપાડા બાગાનમેં સબ કોઈ ઝાડખંડ હો ગેલાક. હોલેક કિ ના - હોલેક, કહો, કહો, હોલેક કિ નાહોલેક?'

પેલી ઘરડી સ્રી પાછળથી બોલે છે, 'હોલેક, હોલક બસ, લેકચાર ખતમ કર દે.'

એક સ્રી બોલી ઊઠે છે, 'હે ઝૂબરુ, ખાઢા હો કે લેકચર લગા દે.'

ઝૂબરુ તેની વાંસળીવાળો હાથ પવનમાં નચાવીને કહે છે, નાહિ, 'હામ ઔર લેક્ચાર નાહિ દેગા, આભિ હામ પ્રેસિડેન્ટ હોગેલાક, ઔર યુનિયન બાબુ લેક્ચાર દેગા, યુનિયન બાબુ, બોલી દો, લેક્ચાર આપો.' બોલતાં બોલતાં ઝૂબરુ ઢળી પડે છે. પાછળની ઘરડી સ્રી જરા સરકી જઈને તેને વધારે ઢળી પડવા માટે થોડી વધારે જગ્યા આપે છે. ઝૂબરુને પૂરેપૂરું સૂઈ રહેવાની જગ્યા ભલે ના મળે, પણ એના હાથને વાળી લઈને, એના પગને વાળી લઈને પોતાના શરીરને રીલેક્સ કરી દઈ શકે છે. સવારના દારૂનો નશો આ અર્ધી ઊંઘમાં કપાઈ જશે, ખાસ કરીને ટ્રકની ઉપરના

આ પવનમાં — જો, જ્યાં ઊતરશે ત્યાં પહોંચીને ફરીથી દારૂ ના પીએ તો.

સ્લોગન અટકી જતાં જ થોડી વાર જાણે લાંબા પ્રવાસનું એકધાર્યાપણું ટ્રકમાં આવી ગયું હતું. ઘણે દૂર જવાનું છે, તેથી કોઈને કશી ઉત્તેજના નથી. ઝૂબરુના વક્તવ્યને લીધે થોડી ફેરબદલી થતાં ના થતાંમાં તો તે પૂરું થઈ જાય છે; ઝૂબરુ આટલો જલદીથી તેનું વક્તવ્ય પૂરું કરી દેશે એવી તો કોઈને અપેક્ષા જ નહોતી. અત્યારે આ ટ્રકની અંદરના આંચકા, ટ્રક ઉપરનો તોફાની પવન, વચ્ચે વચ્ચે ડાળાં-પાંદડાંમાંથી બચવા માથું નમાવી લેવું — ખાસ તો તેઓને, જેઓ ડ્રાઈવરના છાપરે બેઠા છે; એટલે સુધી કે બગીચાની સ્ત્રીઓને જરા જરા હસવાનું પણ મળે છે — જાણે બધું એકધાર્યું થઈ ગયું છે આનીયે વચ્ચે.

આરંભમાં તો બે બસની પાછળ પાછળ ટ્રક જતી હતી, ધીમે ધીમે જ. થોડે દૂર ચાલી નીકળ્યા પછી સમજાઈ ગયું કે બે બસોને માટે હવે ગતિ વધારવાનું સંભવિત નથી, અને એ ગતિથી જો જાય તો તિસ્તા બૅરેજ પર જ્યારે પહોંચશે ત્યારે બધાં પાછાં ફરવાની ટ્રક અને બસમાં ચઢવાં લાગશે. આટલું સમજાઈ ગયા પછી, ટ્રક-ડ્રાઈવર કેટલીક વાર હૉર્ન વગાડીને બે બસોને ઓળંગીને આગળ જાય છે, ત્યારે બે બસમાંથી જ ફરીથી અવાજ આવે છે, હાથ દેખાડવામાં આવે છે — ખાસ કરીને જેઓ બસને છાપરે બેઠા છે તેઓ હાથ હલાવે છે. તે પછીથી આ ટ્રક એકલી જ જાય છે.

દલગામ પણ પસાર થઈ ગયું.

## 209

## ચાના બગીચાને ઘેરી વળતી મિલિટરી

ગેરકાટાની એકદમ નજીક આવી જમણી તરફ વળાંક લઈ નેશનલ હાઈવે છોડી દીધો. એ ચામુર્ચિનો રસ્તો - બિન્નાગુડિ - બાનારહાટ થઈ ચામુર્ચિ તરફ ગયો છે. આ રસ્તો પકડી ઘણું આગળ જઈ ટ્રક ડાબી તરફ વળશે. વળી પાછું થોડું જઈ લેટરલ રોડ પકડશે — બે નેશનલ હાઈવેને જોડતો છે આ લેટરલ રોડ.

આ રસ્તો સાંકડો છે, લાગે છે કે ખાડા-ખૈયાં પણ ઘણાં છે. તેથી ટ્રક પણ ધીમે ધીમે ચાલે છે, આંચકા અને હાલમડોલમ પણ વધારે લાગે છે, પણ એકદમ ખાલી છે. જેટલે દૂર સુધી નજર જાય ત્યાં સુધી ચકચકતો રસ્તો ચાલી જાય છે, સામે બીજું કશું જ નથી. વચમાં ઊલટી દિશામાંથી એક-બે ખાલી ટ્રક આવે છે — બગીચાઓની. એ ટ્રકના એક-બે મજૂર માથું ફેરવી ફેરવીને આ માણસોથી ભરેલી ટ્રકને જુએ છે. કોઈ વિસ્મય નથી, છતાં આવા પ્રાકૃતિક દૃશ્યના વિસ્તાર વચ્ચે

માણસોવાળું દૃશ્ય ખૂબ ઓછું હોય છે. તેથી, ક્યાંય એકાદ માણસ જોવામાં આવે તો પણ ટીકીને જોવા લાગે છે.

રસ્તાની પાસે થઈ ગેરકાટા નદી ઘણે દૂર સુધી ચાલી જાય છે. નદી કહીએ તો બરાબર સમજાતું નથી; તે ઉપરાંત ઘણો બધો ભાગ ઝાડ-ઝાંખરથી ઢંકાયેલો પણ રહે છે. કદાચ કોઈ કોઈ જગ્યાએ ઝાડઝાંખર વિનાનું, ખુલ્લું, નાના નાળા જેવું કશુંક નદી જેવું લાગે છે; જરા ઊંચેની જગ્યાએથી બહુ મોટી ધારામાં નીચે પડે છે, અને ત્યાંથી પાણી લઈને કોઈ કોઈ ક્યાંક ક્યાંક જાય છે. થોડી વાર આમ ખુલ્લી વહી જઈ નદી ફરીથી ઝાડ-ઝાંખરથી ઢંકાઈ જાય છે.

પણ નદીનું પેલું વહેણ વચ્ચે વચ્ચે દેખાતાં અચાનક જ સમજાઈ જાય છે કે ગાડી જરા ઉપર તરફ ચડી છે; બરાબર પહાડ પર ન હોવા છતાં પણ પહાડના તળિયા તરફ જાણે. નદીની ઊલટી દિશામાં ટ્રક ચાલી રહી છે, તેથી જાણે ખાસ સમજાય છે કે કેવી રીતે જમીનના થોડા પથ્થરવાળા ઢાળને વટાવી નદી આટલું ઓછું પાણી હોવા છતાંય, આટલું સાંકડું વહેણ હોવા છતાં ય કૂદતી કૂદતી આગળ વધે છે — પહોળાઈ કરતાં થોડા વધારે જોરદાર વેગથી.

મદારી ડ્રાઈવરના છાપરા પર બીજા કેટલાયની સાથે બેઠો હતો. તે નાનો છોકરો છે એટલે તેને જરા પાછળ, બીજા બધાઓની વચ્ચે બેસાડ્યો છે, જેથી અચાનક ધક્કો લાગે તો આગળ તરફ ગબડી ના પડે, અથવા ટ્રક ખાડા જેવામાં પડી હાલી જાય તો ખસી ના પડે. જો પાછળ તરફ જાય તો લોકોનાં માથે પડશે, પણ બાજુમાં અથડાશે તો રસ્તે પડશે.

ટ્રક-બસમાં જેમ થાય છે તેમ બસ-ટ્રક ઉપડવા પહેલાં લાગે છે કે એક વધારાનો માણસ પણ સમાશે નહિ, અને ચાલવા માંડે તો દેખાય છે કે દરેકને કોઈ ને કોઈ જગ્યા મળી જ ગઈ છે, અને થોડી જગ્યાઓ ખાલી પણ રહી જાય છે. પણ બધું જ એક સીમા સુધી બની શકે છે. જેમ, જેઓ ટ્રકમાં લાઈનબંધ ડાળા પર બેઠાં છે તેઓ ડાળાને બે હાથે પકડી રાખે છે; આગળ ઝૂકીને ટ્રકના આંચકાને સંભાળી લે છે. એ રીતે થોડું જઈ શકાય, પણ એ રીતે માઈલ પછી માઈલ શું જવાય? ગેરકાટા સુધી તો લગભગ વીસ માઈલ છે; તે પછી આ રસ્તો કેટલા માઈલ છે તે કોણ જાણે? ડાળા પર બેસી રહેતાં પીડા થાય. તે વખતે બે પગ પહોળા કરવાનું મન થાય. પહોળા કરવાની જગ્યા પણ છે. પણ પછી ટ્રક એવી હાલે કે પગ વાળી લઈ શરીરનો ભાર સંભાળી લેવો પડે. એ દરમ્યાન બેએક જણ ડાળા પરથી ખસી શણની પાટ પર બેસી જાય છે. જગ્યા પણ થઈ જાય છે. કેટલાય તો ઊભાં થઈ ગયાં છે — આગળના કોઈનો ખભો પકડી નમી પડવાનું સંભાળીને. પણ ટ્રકની ઉપર ઊભા રહી નમી જવાનું સંભાળી લેવું મુશ્કેલ છે — કશુંક લોખંડનું મજબૂત હોય તો સારું થાય. ડ્રાઈવરની કેબિનની પાછળની દીવાલને ટેકો દઈ જેઓ ટ્રકના આગળના ભાગે

બેઠા છે તેઓ પેલા લોખંડના રૉડ પકડી શકે છે અને સંભાળી લે છે. રસ્તા પર ટ્રક-બસ કરતાં ઘણી વધારે તો મિલિટરીની ગાડીઓ છે. ખાખી રંગની મિલિટરીની ટ્રકો દોડતી દોડતી ખાલી ચાલી જાય છે. એક સ્થળે મિલિટરીનો તંબૂ નાંખવામાં આવ્યો છે — ઘણી ટ્રકોને મેદાનની એક બાજુ લાઈનમાં રાખીને; એક જગ્યાએ મિલિટરીવાળા ગોળ કૂંડાળું કરીને બેસે છે, અને બીજો એક મિલિટરીનો માણસ કશુંક તેમને કહે છે.

બિન્નાગુડિની પાસે આવતાં જ રસ્તાનો ચહેરો બદલાઈ જાય છે — વધુ ઝગઝગ અને પહોળો. રસ્તાની ધારે ધારે ચાનાં મોટાં મોટાં પેટી જેવા લાકડાનાં બૉક્સ ઊભાં કરેલાં છે; તેની ઉપર વળી એક ત્રિકોણ લાકડાના ફલક પર કંઈ બધું લખેલું છે. આ બધાં બૉક્સ અને લખાણ એકદમ ગાઢ, પાસે પાસે દેખાય છે. મેદાન ચોખ્ખું ઝગઝગે છે; તેમાં રંગીન થાંભલા નાંખેલા છે — એકથી એક જુદી રીતે. જાણે કે રંગ હમણાં જ લગાવ્યો હોય એટલો ચકચકે છે. આવાં મેદાન ઘણુંખરું જોવામાં આવે છે.

બિન્નાગુડિના વળાંકે બીજો એક રસ્તો પૂર્વમાં બહાર નીકળ્યો છે — જે મદારી - હાટમાંથી આ ટ્રક આવી તે મદારીહાટની જ દિશામાં — પણ મદારીહાટથી થોડોક ઉત્તરમાં આ રસ્તો ઘણો જ જૂનો છે — ઝુલુસ વિનાનો, બસ વિનાનો, એટલે સુધી કે હાટવાર પણ વિનાનો — જેમને વન-નદી એ બધું વટાવીને આ બધાં સ્થળે ફરવાનું થયું છે ક્યારેક પગે ચાલીને, ક્યારેક સાઇકલ ઠેલીને, તેઓ જાણે છે કે આ રસ્તો જાય છે દેવબુડાપાડા, શોભારામ થઈને, તિનિ નદી, બાનગુડિ નદી વટાવીને ટોપાભાસા. અત્યારે અહીં ઊતરી પડે તો આ રસ્તે ચાલતાં ચાલતાં મદારીહાટ પહોંચી જઈ શકાય. આ માર્ગે મદારીહાટથી નિયમિત આવનજાવન કરનારા એવા બેત્રણ માણસો આ ટ્રકમાં છે. આજકાલ આવી આવનજાવન લોકોમાં ઓછી થતી જાય છે. હવે ઘણા બસ-રસ્તા વધ્યા છે. એક બસમાંથી બીજી એક બસ પકડી લોકો આવનજાવન કરવા માગે છે.

પણ ઘણા દિવસોથી કોણ જાણે આ રસ્તા પર ડામર પાથરીને મોટો - પહોળો કરવાની વાત ચાલે છે. તેથી બિન્નાગુડિની સાથેનો હાસિમારાનો એક સીધો અલગ રસ્તો ચાલુ થઈ શકે —વધારે ખાલી, નિર્જન; વધારે અંદરનો. બિન્નાગુડિમાં, હાસિમારામાં — બન્ને સ્થળે જરૂર પડે તો પ્લેન પણ ઊતરે છે. જો આ રસ્તો તૈયાર થઈ જાય તો પછી નેશનલ હાઈવે પર થઈને આ બધી જવા-આવવાની જરૂર પડે નહિ. ઊલટું, બધાની નજરની આડશમાં રહીને સહજ સ્વાભાવિકપણે આ રસ્તાનો ઉપયોગ કરી શકાય.

અને, તેથી તો માત્ર બિન્નાગુડિ-હાસિમારાનું જોડાણ જ થશે એમ નહિ, પણ મૂળે પેલા ચાલસાના વળાંકથી લેટરલ રોડ પકડી બિન્નાગુડિ સુધી આવીને બધા

કોન્વોયને જવું પડે છે. તે બધા સીધા હાસિમારા ચાલી જઈ શકે — કોઈની નજરે પડે નહિ. શિવક પહાડ પછી, તિસ્તાના પશ્ચિમ કાંઠે ફૉરેસ્ટની વચ્ચે વિશાળ કૅમ્પ ફૉરેસ્ટની અંદર થઈને, પેલી બાગડોગરાના પ્લેન ઘર પાસે બેંગડુબિ સુધી ગયો છે. પશ્ચિમે બેંગડુબિ અને પૂર્વે હાસિમારા - શિલિગુડિ પાસેથી જલપાઈગુડિની લગભગ પૂર્વ સીમા સુધી સેનાવાહિનીનો કાર્યક્ષેત્રનો પ્રદેશ તેથી તેમના પોતાનાં રસ્તા અને વાહનો લઈ સ્વાવલંબી થઈ શકે. અત્યારે બિન્નાગુડિ સુધી સ્વાવલંબી રહે છે, પણ તેની પછી વધારે આગળ જઈ શકતા નથી. અથવા, કદાચ જવા માગે તોપણ આગળ જતા નથી. સાંભળવામાં આવ્યું છે કે કેટલાંક ભાગ નદી પર બ્રિજને માટે કદાચ રસ્તો રોકી દીધો છે. આ તરફ કોઈ રસ્તો બ્રિજ વિના, કેલ્વર્ટ વિના તૈયાર કરી શકાય નહિ. મિલિટરી ઇચ્છે તોપણ ડાવડુબ અને શુખાતિતિની જેમ નદીના કેલ્વર્ટ બનાવે કેટલી વાર?

બિન્નાગુડિ જોતાં નજર જરા ચોંટે તો ખરી; પરંતુ આ તરફના દરેક ફૉરેસ્ટ કે બગીચે બગીચે જેઓ ફરે છે, કામ કરે છે, આ ફૉરેસ્ટ અને બગીચા જેમની આજીવિકા પૂરી કરે છે, તેમને માટે જે કંઈ નવીન તે મિલિટરીનો ખાખી રંગ. બાકીનું બધું ઘણું પરિચિત છે. ફૉરેસ્ટની રેન્જ ઑફિસ, રેન્જાર અને બીજાં ઘણાં ક્વાર્ટરો તો આ રીતે જોવામાં ચકચક છે. બધાં ઈંટનાં, સિમેન્ટનાં છે, પેલાં બધાં લાકડાનાં છે. પણ દરેકની આગળ તારની વાડ છે, લાકડાની દીવાલને દરેક વર્ષે રંગ કરવામાં આવે છે; ટિન પર લાલ રંગ કરવામાં આવે છે.

જોકે મિલિટરી કૅમ્પો જેટલા વધારે ચાના બગીચાઓ જેવા દેખાય છે તેટલા ફૉરેસ્ટના જેવા દેખાતા નથી. ચાના બગીચાઓની દીવાલ ઈંટની અને સિમેન્ટની છે, છાપરાંનાં ટિન લાલ રંગનાં છે. સ્કૂલ, ઇસ્પિતાલ, ફૅક્ટરી, ઑફિસ, એ લોકોની જગ્યા — એ બધાંની સામે ઘણાં લીલાં મેદાનો છે, તે બધાંથી ઘેરાયેલાં. બેએક સ્થળે ફૂલના બગીચા પણ છે. રસ્તાઓ પણ ડામરના છે, અથવા છેવટે કૉંકરેટ પાથરીને કરેલા છે.

એકસરખા દેખાતા આ ચાના બગીચાઓ મિલિટરી કૅમ્પોને ઘેરી વળે છે, કે પછી મિલિટરી કૅમ્પો ચાના બગીચાઓને ઘેરી વળે છે?

## 210

## ટ્રકની અંદર નિર્જનતાનું ગાન

ગેરકાટાથી જમણી તરફ વળી આ રસ્તો લેતાં થોડી વારમાં જાણે ટ્રક પર નિર્જનતા છવાઈ જાય છે — જેવી નિર્જનતા છવાય છે દૂરના પ્રવાસીઓના ટ્રેનના

ડબ્બામાં તેવી. નેશનલ હાઈવે દ્વારા ધીમે ધીમે જુદી જુદી ગાડીઓને ઓળંગીને જવાનું થાય છે, તેમને ઓળંગી ઘણી ગાડીઓ જાય છે; ઊલટી દિશામાંથી કેટલીક ગાડીઓ શરીરે પવન છોડીને ચાલી જાય છે. પણ, આ રસ્તે તેવું કશું જ નથી; લગભગ એકલા જ માઈલ પછી માઈલ જવાનું છે, માઈલ પછી માઈલ. ક્યારેક ક્યારેક મળતી બગીચાની ટ્રક અને મિલિટરી ટ્રકને કારણે પેલું એકાકીપણું દૂર થતું નથી. ઊલટું મનમાં થયા કરે છે કે તેઓ આ નિર્જનતામાંથી બીજી નિર્જનતામાં જશે. ફૉરેસ્ટની અંદર થઈ એકલા એકલા માઈલ પછી માઈલ ચાલતાં આ રીતે એકલું લાગે છે — અથવા જેમ પહાડ વટાવી નીચે આવતાં, અથવા, એટલે સુધી કે ચાના બગીચાની અંદર થઈ, તેનીયે અંદરથી ક્યાંક જતાં, અથવા, જેમ વર્ષાઋતુમાં પાણીમાં તણાઈ એવી એક સુક્કી નદીનાં વહેણની ધારે ધારે જમા થયેલા કોઈ પથ્થરોને પાર કરતાં. આ ટ્રકમાં ચઢી જેઓ અત્યારે ટોળી બનાવી તિસ્તા બૅરેજ પર જાય છે, તે બધાં જ આવી નિર્જનતાથી આ-જન્મ અભ્યસ્ત હોય છે. તેઓ પોતપોતાની રીતે જાણે છે કે આ નિર્જનતા કેવી રીતે વ્યતીત કરવાની છે. જે સ્ત્રીઓ હાટખોલામાં નાચતી હતી તેઓ અત્યારે એકબીજાની કાંધે માથું મૂકી ઢળેલી છે, કોઈકોઈ વળી એકબીજાને વળગીને, પકડીને ટ્રકનું છાપરું સંભાળે છે. આંખો ખુલ્લી રાખે છે, જ્યાં આંખો જાય ત્યાં. એ જ રીતે કોઈ એક જણ કંઈક ગુનગુન રડવા જેવા સૂરે ગાન ગાયા કરે છે. કોણ ગાય છે તે સમજાતું નથી, પણ સૂર સમજાઈ જાય છે. એ સૂર જાણે દીર્ઘ, એકલવાય પ્રવાસને સાથ આપે છે.

ટ્રકના આંચકાઓને કારણે ગાનનો સૂર કપાઈ જાય છે, એકાએક કોઈ જગ્યા ઊંચી થઈ જાય છે, બીજી કોઈ એક જગ્યા નીચે પડી જાય છે; તેમ હોવા છતાં પણ સૂર એટલે સૂર જ રહે છે. જે ગાન શરૂ કર્યું હતું તેના અવાજમાંથી ક્યારે બીજું એક જણ સૂરા ઉપાડી લે છે તે સમજાતું નથી — ગુનગુન રડવાના સૂરની અલગતા આટલી ઓછી છે. પણ તેનીયે પછી, ક્યારે દેવપાડા ચા-બગીચાની આ બધી સ્ત્રીઓ એકબીજીને ખભે કે પીઠ પર માથું ઢાળી ટ્રકમાં ડોલતી ડોલતી એક સાથે રડવાના સૂરે પેલું ગાન ગાયે જાય છે :

માસિ, તુઈ આર ભાલ કંબલ ખૂંજિસ ના,
સબ કંબલે એકઈ લોમ,
સબ લોમે એકઈ ઉકુન,
સારા રાત જેગે થાકિ આર ઉકુન કુટુસ કુટુસ કરે કામડાય,
નાકિ ઉકુન કામડાય બલઈ સારા રાત જેગે થાકિ.

માસિ, તુઈ આર હાટ થેકે
ઉકુન મારા તેલ આનિસ ના

નઈલે, સારા રાત આમાકે કામડાવે,
એમન ઉકુન આર આમિ કોથાય પાબ?
એમન ઉકુન આર આમિ કોથાય પાબ?

(માશી, તું હવે સારો કામળો શોધજે ને!; બધા કામળામાં એક જ પ્રકારના રેશા હોય છે, બધા રેશામાં એક જ પ્રકારની જૂ હોય છે; આખી રાત જાગતી રહું છું અને જૂ કટ કટ કરતી કરડ્યા કરે છે, કે પછી જૂ કરડે છે, એટલે આખી રાત જાગતી રહું છું. માશી, તું હવે હાટમાંથી જૂ મારવાનું તેલ લાવીશ ને ! નહિ તો આખી રાત મને કરડશે. આવી જૂ હવે મને ક્યાં મળશે? આવી જૂ હવે મને ક્યાં મળશે?)

આ ગાન ઘણી વાર સુધી આમતેમ ચાલ્યા કરે છે. ક્યારેક દસ જણા અવાજ જોડે છે, તો ક્યારેક વળી દસે જણા એક સાથે અટકી જાય છે, તો નવા જ બે જણ નવી લાઈન ગાઈને છોડી દે છે; પછી એકાએક બધા જ મળીને પહેલાંની લાઈન પર જ પાછા આવે છે — બધા જ જાણે રડી ઊઠે છે. જૂઓના શોકમાં; વળી બધા જ એક જણ પાસે ગાનનું સૂત્ર છોડી દે છે. આ જાણે તેમના ફાલતું સમયની રમત છે — લાંબો માર્ગ કાપતાં ચાલતાં જે ફુરસદનો અલસતાનો સમય હોય છે તે.

એકાએક એક સ્ત્રી સીધી થઈ બેસીને કહે છે, 'ચાના બગીચાનું ગેમેક્સિન હવે તો જૂને પણ ખાઈ જાય છે; રહેવા માટે જીવડાંઓને હવે ઝાડનાં પાંદડાં પણ મળતાં નથી; હાય રે, એ પછી જીવડાં રહેશે ક્યાં?'

સ્ત્રી વાર્તા કહેતી હોય એમ જ બોલે છે, એટલે તેની માતૃભાષામાં તે ગાન ગાય છે. પણ એ ભાષા માત્ર સાંભળી જ શકાય છે, તેનો અર્થ તો સમજવો પડશે આ વૃત્તાંત-પાઠકની પોતાની ભાષામાં. હાય, પેલી સ્ત્રી તો આ વૃત્તાંતની પાઠક નથી. સ્ત્રીના મોંની વાતનો લય ગાનના લયની સાથે એવો તો એક થઈ જાય છે કે જાણે એમ લાગે કે સ્ત્રીએ તેની દાદીનીય દાદીનીય દાદી પાસેથી મધ્યપ્રદેશથી બિહાર સુધી અરણ્ય - પહાડમાં વેરાયેલાં આ જે ગીતો મેળવ્યાં હતાં તેમાં નવી લાઈનને જોડી દે છે. અથવા કદાચ આ ટ્રકમાં એ પ્રાચીન ગીતો પણ એક જ સરખાં લાગે છે, એ ગીતો ગાવાં છતાં પણ એકધાર્યાપણું જતું નથી. તે ખરેખર તો પેલા જૂના ગાનને જ આ વાતો કહીને રદબાતલ કરે છે. ગાનનું સંપ્રસારણ, કે વર્જન, તે સમજાયા વિના અથવા પોતે પણ સમજ્યા વિના, સ્ત્રીઓનું ટોળું એક સાથે હસી પડે છે; હસી પડતાં સીધા થઈને બેસે છે, ફરીથી હસે છે — તેમનાં શરીરને શરીર અડેલાં એવાં એકાકીપણામાંય.

થોડી વાર ટોળામાં હસી લઈને સ્ત્રીઓ ગાન છોડી દે છે. હવે તેઓ ગાન કરતાં હસવાનો આનંદ વધારે મેળવે છે. પછી એક વખતે એ હાસ્ય પણ થંભી જાય

છે. ટ્રકમાં થોડી વાર માટે જે પરિવર્તન આવ્યું હતું તે પવનમાં, આંચકાઓમાં પૂરું થઈ જાય છે. ફરીથી, પેલું ડોલવાનું, પગ લંબાવવાના, પગ વાળવાના, કંઈક પકડી શરીર સંભાળવાનું. ફરીથી પેલી નિર્જનતામાં ટ્રક પ્રવેશી જાય છે.

રાજવંશી સ્ત્રીઓ બસમાં ટ્રકના પાછળના ભાગમાં હતી. ત્યાંથી પેલો ગણગણાટભર્યા ગાનનો અવાજ આવે છે. ગાનના સૂરથી બધાં વિચારી લે છે કે દેવપાડાની સ્ત્રીઓએ જ ફરીથી ગાન શરૂ કર્યું. પણ સૂર જરા આગળપાછળ જતાં સમજાઈ જાય છે કે ના, ના, હવે તો ગાઈ રહી છે રાજવંશી સ્ત્રીઓ. અવાજના કોઈ એક વળાંકથી તેઓ પકડાઈ જાય છે. જોતજોતાંમાં તો એ ગાનમાં પણ અવાજ પછી અવાજ ભળતા જાય છે. માથાં નીચાં રાખેલાં, માથે ઘૂમટા તાણેલાં, આવી ભીડ — એમાંથી ગાન જાણે ઉપર આવી પહોંચે છે. એક છોકરી માના ખોળામાં સૂઈ ગઈ હતી, તે પણ ઊઠીને ગાન શરૂ કરે છે.

આકાશ તો પરિષ્કાર હયે ગેલ
કાલો મુરગિટા શાદા હયે ગેલ
નાકિ કાલો મુરગિટાકે ઢાકા દિયે
શાદા મોરગટા તાર પાખના મેલે દિલ
આર ઝૂંટિટા ફોલાલ
આર સારા રાતેર પર તોર સમય હલ રે વિદેશિયા બંધુ
પાન-સુપૂરી નિયે આમાર ગોસા ભાંગાનોર?

(આકાશ તો સ્વચ્છ થઈ ગયું; કાળી મરઘી સફેદ થઈ ગઈ; કે પછી કાળી મરઘીને સફેદ મરઘાએ તેની પાંખો ફેલાવીને ઢાંકી દીધી, અને કલગી ફુલાવી. અને આખી રાત પછી શું તારો સમય થયો, હે વિદેશિયા મિત્ર, પાન-સોપારી લઈને મારો રોષ તોડવાનો?)

દબાયેલા રડવાના અવાજે આ રોષ તોડવાનું ટ્રકમાં આંચકા-ડોલનની સાથે સાથે ચાલતું જ રહે છે. પણ વાનરહાટ આવતાં જ રોષ જતો રહે છે. જમણી તરફ સીધો ચામુર્ચિનો રસ્તો ચાલી જાય છે, સામે વાનરહાટ બજાર છે, રેલ-સ્ટેશનનાં ચિહ્નો મળી જાય છે, પોં પોં કરતી કેટલીક રિક્ષાઓ જાય છે; પછી ખુલ્લા મેદાનમાં ત્રણ ટ્રક અને ઘણાં લોકો, ઝંડા, ફેસ્ટુન વગેરે છે. આ ટ્રકને જોતાં જ મેદાનનાં લોકો દોડીને રસ્તા પાસે આવે છે, બૂમો પાડી પાડી હાથ હલાવતાં રહે છે — આ ટ્રકની ગતિ જરા ધીમી પડી જાય છે. એટલી ઓછી થઈ જાય કે ટ્રકનાં અને મેદાનનાં લોકોને લાગે છે કે ટ્રક અટકી જ જશે. ટ્રકનાં લોકો પણ ઊભાં થઈ જાય છે અને મેદાનનાં લોકો તરફ હાથ હલાવે છે.

મેદાનમાં દાખલ થવાના કૅલ્વર્ટને ઓળંગીને જતાં સમજાઈ ગયું કે ટ્રક ઊભી

રહેશે નહિ. તે વખતે મેદાનનાં લોકો ફરીથી દોડી આગળ આવી હાથ હલાવે છે. મેદાનમાંથી એકાએક સ્લોગન ઉચ્ચારાય છે, 'વામફ્રન્ટ સરકાર ઝિન્દાબાદ', 'ચલો, ચલો, બૅરેજ ચલો' 'બૅરેજ આજ કિયા હોગા, લહર લહર લહર દેગા'.

ટ્રકનાં લોકો પણ ઊભાં થઈ જઈ સ્લોગન દેતાં જ રહે છે. કોણ કયું સ્લોગન આપે છે તે સમજાતું નથી. પણ આટલાં બધાં માણસોના ભેગા અવાજના અવાજથી તેટલી વાર સુધીની નિર્જનતા તૂટી જાય છે. એક તરફ વાનરહાટના અર્ધા શહેરના ચહેરાઓ, તે ઉપરાંત હારબંધ ઊભી રહેલી એક જ સરઘસની ટ્રક, મેદાનને ભરી દેતાં લોકો — બધું મળીને હાટખોલાની સવારની સ્થિતિ જાણે પાછી આવે છે — બધાંએ મળીને જાણે ક્યાંક જવાનું છે, કશુંક કરવાનું છે. આ ટ્રકનાં આટલાં માણસો આટલી વાર જાણણે બહુ એકલાં પડી ગયાં હતાં; હવે તેમનો પેલો એકલાપણાનો ભાવ ચાલી જાય છે.

વાનરહાટ વટાવી દીધા પછી ફરીથી ચાના બગીચા શરૂ થાય છે. એ ચાના બગીચાની પાસે થઈને એક ટ્રક રંગોથી ચકચક કરતી કરતી આગળ નીકળી જાય છે. જેમ નદીમાં થાય કે પાછળની નૌકા આગળની નૌકા સાથે થઈ જવા ઇચ્છે, તેમ આ ટ્રક પણ ગતિ વધારે છે. અને ટ્રકની ઉપરના લોકો સ્લોગન શરૂ કરે છે — '.....ઝિન્દાબાદ, ઝિન્દાબાદ'. પણ પવન તો ટ્રકનાં સ્લોગનો પાછળ ઉડાવી દેતો જાય છે.

## 211

# મદારીની મા માણસોની ગંધ સૂંઘે છે, અવાજ સાંભળે છે

હવે બાકીના માર્ગે તેમને ક્યારેય સંગીનો અભાવ થતો નથી. વાનરહાટથી સીધા જતાં લેટરલ રોડ પર ચઢવાનું થશે. વાનરહાટ પછીથી જ તેઓ જુએ છે કે આગળ દૂર કોઈ ટ્રક જાય છે, અથવા તેમની પાછળ કોઈ ટ્રક આવે છે. ગેરકાટાથી લૅટરલ રોડના પંદર-સોળ માઈલનું અંતરમાં, વાનરહાટ પાર કરી દૂર દૂર છૂટી છવાયી ટ્રકના સંગની સંખ્યાથી કદાચ એટલી બધી નથી, પણ હવે બીજી એક ટ્રક જોતાં જ કોણ જાણે કેટલો ઉત્સાહ આવી જાય છે. બધી જ ટ્રકો એક જ દિશા તરફ જાય છે, બધાં એક જ સ્લોગન બોલે છે, કોઈ ટ્રકની સાથે બીજી કોઈ ટ્રક બલ્લી કરી લે તોપણ કંઈ ફેર પડતો નથી.— આથી હવે અંતર અંતર લાગતું નથી.

મદારીની માને બહુ સારું લાગે છે.

તેને ટ્રકમાં ચઢાવીને જ્યાં બેસાડી દીધી ત્યાં જ તે બેઠેલી છે. એ દેવપાડાની સ્ત્રીઓની અંદરનો જ એક ખૂણો છે. ખૂણો હોવાને કારણે મદારીની માને ખૂબ

અનુકૂળ પડી ગયું છે. તે ડ્રાઈવરની કેબિનની પાછળની દીવાલ પર ટેકો દઈ શકે છે; નહિ તો, તેને ટેકો દેવા બીજું કોનું શરીર ક્યાંથી મળત? અને મદારી તો છે તેના માથાની ઉપર — ઇચ્છા થાય તો બૂમ પાડીને મોં જોઈ લઈ શકે, અથવા ઊભી થઈને અડકી લઈ પણ શકે.

આ આટલું લોક, આ ટ્રક, આ સરઘસ, આટલો અવાજ, આટલી વાતો- એ બધાંનો તો એને માટે કોઈ અર્થ જ નથી. જો કોઈ તેને આજના સરઘસમાં જવા બોલાવત નહિ, તો તે જ રીતે તે પણ આજના સરઘસમાં આવત નહિ, કોઈ રીતે આવત નહિ. સરઘસની સાથે તેનો કોઈ સંબંધ જ નથી. ફૉરેસ્ટનાં અજસ્ર લતાઓ, પાંદડાં, વૃક્ષો, ઝરણાં — એ બધાંની સાથે તેનો સંબંધ એવો તો સર્વાંગી છે અને રોજબરોજનો છે કે એ સંબંધની બહાર આવવું તેને માટે સંભવિત જ નથી. આગ્રહ કરીને મદારીએ જીદ પકડી. અને મદારીની મા હજુ મદારીને એકલો એકલો સરઘસમાં જવા દેવા ઇચ્છતી નથી. અત્યારે જ જો મદારી સરઘસમાં ચાલી જાય તો તો તે બીજો એક છોકરો મેળવે ક્યાંથી? એ છોકરા વિના તો તેને હવે ચાલશે નહિ. આજે તો તે સાથે આવ્યો પણ બહુ બહુ તો બીજાં બેએક વર્ષ, પછી તો મદારી ચાલી જશે જ — હાસિમારા શિલિગુડિ અથવા નેપાળ — ત્યારે? ત્યારે, મદારીની માને છોકરો મળશે ક્યાંથી? એક છોકરો થવામાં તો વરસે લાગતું નથી, પણ હવે એક છોકરો પેટે લેવો એ જાણે તેને માટે ક્રમશઃ કઠિન બનતું જાય છે.

બીજી એક વાત પણ મદારીની માના મનમાં આવી છે. તે કોઈ દિવસ આટલી દૂર આવી નથી, આટલા મોટા સરઘસમાં આવી નથી! આટલે દૂરદૂરથી જ્યારે આટઆટલાં લોકો આવ્યાં છે તેમાં તેના આઠ કે દસ છોકરાઓ હોઈ શકે, કંઈ નહિ તો થોડા તો હોઈ જ શકે. તેઓ પણ દૂર દૂર ચાલી ગયા છે.

મદારીની મા માટે આ બધાં સરઘસ, આટલાં માનવીઓ, આટલું હે-હૈ- એક તરફથી અર્થહીન હોવા છતાં પણ પેલા હાટખોલાથી જ તેને એવું તો સારું લાગતું હતું! પહેલાં તો નહિ — જ્યારે તે અને મદારી ચા પીતાં હતાં ત્યારે. પણ દેવપાડાની ટોળી આવી ગયા પછી પેલી ભીડમાં ઘૂમતાં ફરતાં તેને સારું લાગતું હતું. રોજ તો સવારથી તેને ચાલ ચાલ જ કરવાનું હોય છે, પણ તે તો ઝાડ-પાંદડાં, લતા-પાંદડાંને ઘસાઈ ઘસાઈને. અને જો, તે ફૉરેસ્ટની અંદર દાખલ થતાં કોઈ કોઈ દિવસ જરા મોડું પણ કરે છે તોય પેલી શીમળાઝરામાં તેના ઘરમાં પણ ફૉરેસ્ટની ગંધ તો તેને છોડતી નથી — એટલે સુધી કે ઊંઘમાં પણ છોડતી નથી. લીલી હરિયાળીની તીવ્ર એક પ્રકારની ગંધ સાથે ભળી જાય છે ફૉરેસ્ટની અંદરની કેટલીક કહોવાટની ગંધ— સુક્કાં પાંદડાં કહોવાય છે, મરી ગયેલાં જાનવરો કહોવાય છે, કાળી રાતે ઝાડથી કચડાયેલી લતાઓ કહોવાય છે. તેની સાથે રહે છે એમોનિયાની તીવ્રતા. અને મદારીની માને પેલી મિશ્ર ગંધની વચ્ચે બધો વખત શ્વાસ લેવો પડે છે..

તે આ ગંધથી સભાન છે તેવું નથી; એટલે સુધી કે ગંધ છે તેનો પણ તેને ખ્યાલ રહેતો નથી. આ પ્રકારનો વિના પ્રયોજનનો ખ્યાલ રાખવાનો અવકાશ પણ તેનાં જીવનજાપનની રીતિમાં નથી. પણ તે હાટખોલાથી જ આટલાં માણસોની ભીડમાં ઘૂમવા-ફરવામાં ક્યારે તેને જાણે હળવું હળવું લાગવાનું શરૂ થાય છે, જરા હળવાશથી જાણે શ્વાસ પણ લઈ શકે છે. તે પછી આ ટ્રકમાં આટલાં માણસોની વચ્ચે બેસી રસ્તેથી માઈલ પછી માઈલ ચાલી જતાં જતાં તેનો શ્વાસ વળી વધારે હળવો બને છે, વધારે હળવો. તેના જીવનજાપનનો નકશો એવો નથી કે જેમાં દુઃખ દુઃખ હોય, શીમળાઝરાની વાત તેના મનમાં પણ આવતી નથી, અથવા તેના વર્તમાનની આ મુક્તિ સાથે તે શીમળાઝરાની તુલના પણ કરતી નથી, પણ તેને આટલાં માણસો સાથે બહુ ગમે છે — આટલાં માણસોની ચામડીની ગંધ!

મદારીની માને તો આવો માણસોનો સંગ જ મળતો નથી. અત્યારે આ સરઘસમાં, આ ટ્રકમાં માણસો જ તેને માટે મુખ્ય છે. જે માણસો પાસેથી તેના રોજિંદા જીવનનો ખોરાક તેને મળતો નથી અને એટલે તે ફૉરેસ્ટમાં જઈને ઝાડ-પાંદડાં, પશુ-પંખી, કીડા-પતંગિયાં, અને નદી-ઝરણાંના સંગમાં રહે છે, તે માણસોનાં શરીરની ગંધ તેને એક મુક્તિનો સ્વાદ આપે છે; તેની અત્યાર સુધીની ગંધના દબાણમાંથી તેને દૂર લઈ આવે છે. એ દૂર ખસી જવાનો આસ્વાદ કરતાં કરતાં મદારીની મા વચ્ચે વચ્ચે ગભીર, ઊંડા શ્વાસ લે છે. એક જણ પણ નથી કે જેની સાથે તે અહીં વાત કરી શકે. હાટના બેચાર દુકાનદાર આવ્યા હોય તો કદાચ તેને મદારીની મા તરીકે ઓળખત; અત્યારે તો એક બહાદુર જ ઓળખે છે અથવા જરૂર પડે તો બૂમ પાડે. તેનું નામ લઈને બોલાવી શકે એવું એક જણ પણ નહિ રહેતાં, આ ભીડમાં તેને તો ચૂપચાપ જ બેસી રહેવાનું હોય છે, એક ખૂણામાં. અથવા, હાટખોલામાં જે રીતે ભીડની અંદર ઘૂમતી ફરતી હતી તે રીતે આ જુલુસ જ્યાં ઊતરશે ત્યાં ય કદાચ એકલી એકલી ઘૂમશે ફરશે, પણ માણસોનો સાથ તો મળશે.

જે રીતે માણસોનાં શરીરની ગંધમાંથી મદારીની માને સંગ મળે છે, તે રીતે સંગ મેળવે છે માણસોના અવાજમાંથી. ફૉરેસ્ટનો તો પ્રત્યેક અવાજ તેનો જાણીતો છે. માત્ર શીમળાઝરાના તેના પાંદડાંના ઘરની ચારે બાજુનો અવાજ જ નહિ, પણ તેના ઘરથી ઘણે દૂર ફૉરેસ્ટની અંદરના અવાજો પણ તેને પરિચિત છે — મદારીના શ્વાસની માફક પરિચિત છે. ફૉરેસ્ટમાં કોઈ અવાજ કશા કારણ વિના થતો નથી; પ્રત્યેક અવાજનું એક કારણ હોય છે, ઇતિહાસ હોય છે. ફૉરેસ્ટના પશુપંખી, જીવ-જંતુઓ, એ દરેક અવાજનું કારણ અને ઇતિહાસ જાણે છે, સમજે છે. તેમનાં શરીર દ્વારા જાણે છે, શરીર દ્વારા સમજે છે. અને શરીર વડે જ પેલા અવાજના અર્થની સંગતિમાં પોતાને બદલે છે. શરીર વડે જે ફૉરેસ્ટના અવાજ જાણતું નથી, અથવા શરીર વડે એ અવાજની પ્રતિક્રિયા તૈયાર કરી શકતા નથી, તે ફૉરેસ્ટમાં રહી

શકતા નથી. પણ મદારીની મા તો કંઈ પશુપંખી કીડાપતગિયાં એવું કંઈ નથી. તેના મનુષ્યના શરીરમાં ફૉરેસ્ટના પેલા અવાજના ગ્રહણ કે વર્જનની એક શારીરિક સીમા પણ છે. કેટલાં લાખો વર્ષો પહેલાં માનવજાતિના શરીરમાંથી જે અવાજ સાંભળવાની અભિજ્ઞતા લુપ્ત થઈ ગયા છે, તે કંઈ એક મદારીની માના શરીરમાં તો સંચિત કે રક્ષિત થઈને રહી શકે નહિ; ફક્ત ગામ કે શહેરમાં ક્યાંય કોઈ માનવ - વસતીમાં તેની જગ્યા થઈ નથી, એટલે એક ફૉરેસ્ટ તેને જગ્યા આપી શક્યું છે. બધાં વાંદરાં તો માણસ થઈ ગયાં નથી, તે રીતે બધાં માણસો ગામડાં કે શહેરમાં ચાલી ગયાં નથી — એ તર્કથી વિચારીએ તો મદારીની મા કંઈ પોતાના શરીરમાં લાખ વરસ પહેલાંની આરણ્યક સ્મૃતિ વહન કરી શકે નહિ. સરઘસનો આ માનવીય કલરવ તેને ગમે છે. આ બધાં મળીને એક વાત આલેખતાં ગાન જેવું બોલી ઊઠે છે તે એને ગમે છે. વર્ષાની નદી કરતાં પણ, અથવા આકાશનાં વાદળો કરતાં પણ, ગુનગુન કરતો અવાજ આકાશમાં પહોંચી જાય છે તે, વધારે ગમે છે. આટલાં માણસોની આટલી વાતો તેને બહુ સારી લાગે છે.

રાત-દિવસ, દિવસ-રાત, માસ-વર્ષ, વર્ષ-માસ તમરાંના અવાજથી આચ્છન્ન તેના કાનમાં માણસોનો એક સાથે થતો અવાજ એક પરિચિત વિભ્રમ લાવે છે —જાગતાં જાગતાં સ્વપ્ન જોવા જેવો વિભ્રમ. આટલાં માણસોનો આટલો અવાજ તેને પેલા વિભ્રમમાં જગાડે છે,

હવે જાણે એ અવાજ વધારે ને વધારે દૂર થતો જાય છે. કોઈ પહાડની નિશાની વચ્ચે વચ્ચે સામેના ફૉરેસ્ટનાં ઝાડ-પાંદડાં પર થઈને ય ક્યારેક ક્યારેક દેખાઈ જાય છે. ટ્રકનાં પૈડાંની તળિયેની જમીન એ દરમ્યાન ચઢાઈવાળી લાગે છે. એકાએક જમણે-ડાબે, જરા ઊંચાઈએથી જાણે એક ટ્રક ચાલી જાય છે. ચાના બગીચાનો લીલો રંગ અથવા મેદાનોના લીલા રંગની સાથે ટ્રકનો લીલો રંગ ભળી જાય છે; માત્ર ઉજ્જ્વળ થઈ ઊઠે છે કોઈ કોઈ ટ્રકની ઉપરના ઝંડા અને માણસોના રંગીન પોશાક. વચ્ચે લીલા રંગનું પાર્થક્ય રાખી આ ટ્રક અને દૂરની પેલી ટ્રક જાણે ઘણી વાર સુધી સમાંતરાલે ચાલ્યે જાય છે.

ત્યાર પછી આડશે ચાલી જાય છે.

## 212

## પહાડ, વહેણ, નદી, બ્રિજ

ટ્રક એક અવાજ કરીને થોડી ઊંચાઈએ ચઢે છે, પછી ડાબી તરફ ફરતાં જ સામે ચકચકતો એક કાળો રસ્તો, અને જમણી તરફ હાથ લંબાવતાં જ અડકી જવાય

એટલે દૂર પહાડ છે, નીલો ભૂરો પહાડ છે. મદારી તેની આગળ જે જણ બેઠાં હતાં તેમને બે હાથ વડે જરા ખસેડી વચ્ચેથી માથું કાઢી લે છે; પછી જમણી તરફ ડોક ફેરવી એક વાર પહાડ જુએ છે અને એક વાર રસ્તો જુએ છે. મદારીને જાણે સમજાતું નથી કે તેને માટે શું વધારે આકર્ષણીય છે. રસ્તો તો તેને માટે કંઈ નવો નથી, ફૉરેસ્ટના જેવો જ પરિચિત છે, છતાં આ રસ્તો નવો કેમ લાગે છે? ખુલ્લો રસ્તો છે, ઉપર આકાશ અને નીચે રસ્તો, એ તો તેણે બિન્નાગુડિથી ય જોઈ લીધું છે. પણ અહીં જાણે રસ્તો વધારે ખુલ્લો, પહોળો થઈ ગયો છે, કારણ કે ડાબી તરફ વહેણ છે, એ વહેણની અંદર થઈને વચ્ચે વચ્ચે નદી વહી જાય છે અને એ વહેણ વડે બહુ દૂર સુધી જોઈ શકાય છે — બહુ દૂર ભૂરાં ફૉરેસ્ટ છે. તે સાથે જમણી તરફ વાદળાં જેવો પહાડ છે. થોડો સમય અને રસ્તો જતાં જ મદારી સમજી જાય છે કે પહાડ બહુ નજીક નથી. પણ પહાડ પરથી નિબિડ જંગલ ઊતરી આવે છે તે સમજી શકાય છે, છતાં તેનો લીલો રંગ ઓળખી શકાતો નથી. ટ્રક આ નવા રસ્તે એટલા જોરથી ચાલે છે કે એમ જ લાગે કે સાથે સાથે બાજુના પહાડોએ પણ દિશા બદલી નાંખી છે. મદારી આગળના બે જણ વચ્ચેના પોલાણમાંથી તેની ડોક એટલી તો આગળ લંબાવે છે કે બે હાથ વડે તેને આગળનો ટેકો સંભાળી લેવો પડે છે. ડાબી તરફનો જુવાન કહે છે, 'અલ્યા, શું જુએ છે રે?'

'પહાડ, પહાડ!'

'પહેલાં જોયો નથી ક્યાંય?'

'નથી જોયો. આ આટલો ઊંચો પહાડ, ત્યાં કોણ રહે?'

'માણસો રહે —'

'નીચે ઊતરી જ શકે નહિ? ત્યાં ચઢી શક્યા કેવી રીતે? આટલું ફૉરેસ્ટ છે જે નદી પણ પાર કરે નહિ.' નદી પણ દાખલ થઈ શકે નહિ એવું જંગલ છે એમ મદારી કહે છે. પેલો હસી પડે છે, 'અહીં એવું દેખાય છે. ત્યાં તું પણ જઈ શકીશ.'

મદારી પોતે આ રીતના એક ફૉરેસ્ટની એકદમ અંદર જ રહે છે, પણ તેણે તો કોઈ દિવસ આટલે દૂરથી એ ફૉરેસ્ટ જોયું નથી.

'જઈ શકીશ?' મદારી જાણે કે સંભાવનાને ચકાસી જોવા માગે છે. પછી એ પહાડ તરફ જોઈને જ ગંભીર પ્રશ્ન કરે છે, 'નીચે ઊતરીશ કેમ કરીને? કેટલો ઊંચો છે!?'

'ત્યાં તો રસ્તો છે, રસ્તે રસ્તે ઊતરવાનું; ત્યાંય માણસો તો રહે છે —'

'રહે છે? માણસો? ત્યાં?' મદારી પ્રશ્ન કરે છે; પછી થોડી વાર ચૂપ થઈ જઈ, પોતે ફર્યા વિના જ બૂમ પાડે છે, 'એ મા, મા-ઈ-રે...'

મદારીની મા સીધી થઈને કહે છે, 'કહે શું કહે છે? —' પણ મદારી સાંભળી શકતો નથી. તે ઉપરથી બૂમો પાડે છે, 'હે મા, મા-ઈ-રે-એ પહાડ જોઉં છું, તું જુએ

છે ઊંચા પહાડ!?'

મદારીની વાતથી ટ્રકનાં બધાં જ લોકો હસી પડે છે. મદારીની મા ધીમેથી જવાબ દે છે, 'જોઉં છું!' મદારીના પ્રશ્નથી બધા જ મદારીની મા તરફ એક વાર જાણે જોઈ લે છે. મદારીની માને જરા અડવું અડવું લાગે છે — આટલાં બધાં લોકો તેની તરફ જોઈ રહ્યાં છે. તે નજર ઢાળી દે છે, ફરી ઊંચી કરે છે.

મદારીની મા જ્યાં બેઠી હતી ત્યાંથી તો જાણે પહાડો પાછળથી દોડતા આવતા હોય એવું દેખાય છે. તેથી ઘણા વખત સુધી તો પહાડની ટોચ દેખાતી નથી, એમ લાગે કે આકાશ સુધી ઢંકાયેલો છે પહાડ. વળી એકાદ વાર તો જાણે પહાડની દીવાલ તૂટી જાય છે. ઊલટું, ડાબી તરફ જોતાં તો તે જુએ છે કે વહેણ ચાલી રહ્યું છે, અને એ વહેણની અંદર નદી, ઝરણાં, ચાનો બગીચો, ખેડેલાં ખેતરો, દૂર દૂર ફૉરેસ્ટ. નાગરાકાટાની પાસે આવ્યા પછી દેખાય છે કે બીજી એકબે ટ્રક એક જ પદ્ધતિએ ચાલી જાય છે. તેમાંની કોઈકને આ ટ્રક ઓળંગી જઈ શકે, તો વળી કોઈ વાર પાછળની એક ટ્રક આ ટ્રકને ઓળંગી જાય છે. ઓળંગી જતી વખતે પેલું પહેલાંની માફક જ હાથ ઊંચા કરી હૈ હૈ થાય છે, ક્યારેક સ્લોગનવિનિમય પણ થાય છે, પણ આ ટ્રકનાં લોકો તો ત્યારે ચાલીસેક માઈલ પાર કરીને આવ્યાં છે, લગભગ દોઢેક કલાક થયા છે, એટલે તેઓ ઘણો વખત હાથ ઊંચા જ રાખતા રહ્યાં છે.

વાનારહાટ પછી દૂર દૂર ટ્રક જોવામાં આવી હતી, પણ આ રસ્તે ચઢ્યા પછી થોડી વાર એવું લાગ્યું કે બધી ટ્રક આ રસ્તે જ જાય છે. ઘણી જગ્યાએ ઊભેલી ટ્રકની પાસે પણ લોકો ઊભાં છે. તેઓ ટ્રકમાં બૅરેજ જ જવાનાં છે કે પછી કોઈ હાટમાં જવાનાં છે કે ત્યાંની ટ્રક કરી એમની જગ્યાએ જશે તે સમજાતું નથી. પણ હાથ હલાવવાનું, થોડી બૂમાબૂમ કરવાનું તો થઈ જ જાય છે.

પેલા મદારીહાટમાંથી નીકળી આ રસ્તે પડ્યા પછી એમ લાગે છે કે તેઓ તિસ્તા નદીના બૅરેજની નજીકમાં જાણે ચાલી આવ્યાં છે. તિસ્તા બૅરેજના ઉદ્‌ઘાટનના દિવસે આ જુલુસની વાત તેઓએ જ્યારથી સાંભળી છે ગામડાને ચોરે, લાઈન મીટિંગ, હાટ મીટિંગ, ત્યારથી તો આ નદી, બંધ, પાણીની કલ્પનાને તેઓ પોષી રહ્યાં છે, આ ટ્રક તો આવે છે તોર્સાને કાંઠેથી. તોર્સાથી તિસ્તા. તિસ્તા સાથે તો તેમની રોજરોજની ઓળખાણ નથી. એ નદી તોર્સાથી મોટી અને ભયાનક છે — પહાડો તોડી, વનજંગલ ઉખેડી, ગામડાં-શહેર તાણતી ચાલી જાય છે. દરેક વર્ષે તેમને તિસ્તાનાં પૂરની વાત સાંભળવામાં આવે છે. એ બધું સાંભળવામાંથી તેમની પાસે તિસ્તા બૅરેજની જે કલ્પના ઊભી થઈ છે, આ પહાડ અને આ વહેણ, આ અપરિચિત પ્રકૃતિ જાણે પેલી કલ્પનાને સાચી ઠરાવી દે છે. મનમાં એમ થવાનું શરૂ થાય છે કે આ બધા પહાડોના જ વળાંકમાંથી તિસ્તા એકદમ આકાશમાંથી ઊતરી આવે છે, તેમની ટ્રક એકાએક એ તરફ મોં ફેરવી ઊભી રહી જશે અને તેમને ઊભાં ઊભાં

જોવું પડશે—એ તિસ્તા, આ પહાડોની માફક જ, તિસ્તા બૅરેજ.

તેઓ તિસ્તા બૅરેજની પાસે ચાલી આવ્યાં છે એવું થવાનું બીજું એક કારણ એ છે કે આ રસ્તે નદી પછી નદી, બ્રિજ પછી બ્રિજ. જમણી દિશામાં પહાડ અને ચઢાઈ, ડાબી તરફ વહેણ. એટલે, થોડીથોડી વારે દેખાય છે કે જમણી તરફથી સફેદ ફીણવાળું પાણી મોટા મોટા પથ્થરો સાથે અથડાઈ, ઊછળી ઊછળી દરેકે દરેક રંગીન બ્રિજને તળિયેથી ડાબી તરફ વહેણમાં જઈને પડે છે. આટલી બધી નદીનાં ઝરણાંનો સ્રોત થાય, અને નદી બનીને વહેતી જોતાં જોતાં એક પછી એક બ્રિજ સાં સાં કરી પસાર થઈ જાય છે — લંગતિ, ચૂયા પાથાગ, ડાયના, જલઢાકા, મૂર્તિ, નેવરા, જૂર્તિ. એમ લાગે છે કે આ રસ્તો ત્યાં, જઈને પૂરો થશે જ્યાં તિસ્તા પહાડમાંથી પહાડ તોડતી ઊતરે છે.

ચાલસાના વળાંકે પોલીસે ટ્રક અટકાવી. મદારીહાટ છોડ્યા પછી આ પહેલી વાર ઊભી રહી. સામે પણ ઘણી બધી ટ્રકો છે. અટકી એટલે ઘણાં તો ઊભાં થઈ હાથ-પગ લંબાવે છે. એકબે જણ તો નીચે ઊતરવા પણ ગયા હતા, પણ પોલીસ જોઈને ઊતરતા નથી.

પોલિસ આવીને પૂછે છે, 'ક્યાંથી આવી છે ટ્રક? ક્યાંથી?' તેના અવાજની વ્યગ્રતા સમજાઈ જાય છે.

જેઓ ઢાંકણ પર બેઠા હતા તેઓ ઊભા થઈ લગભગ એક સાથે જ બોલી ઊઠે છે, 'મદારીહાટ'.

'ડ્રાઇવર ક્યાં? પરમીટ જોઉં' — પોલીસ ડ્રાઇવરની કૅબિનની પાસે જઈને ઊભો રહે છે. ડ્રાઇવર એક કાગળ હાથોહાથ આગળ આપે છે. એ જોઈ લઈ, પાછો આપતાં જ મોટેથી પૂછે છે, 'લિડર કોણ છે? ટ્રકમાં લિડર કોણ?' એનો જવાબ શું હશે એ સમજવા માટે પોલીસ જે બાજુએથી વાત કરે છે તે બાજુએ બેઠેલાં લોકો પેલા છોકરા તરફ જુએ છે. છોકરો ઊભો હતો ઊલટી દિશામાં; તે સ્ત્રીઓની ભીડમાં સાવધાનીપૂર્વક એક પગ મૂકે છે, પછી બીજો એક પગ મૂકવાની જગ્યા શોધતાં શોધતાં આગળના એક જણની ડોક પકડી મોં લંબાવે છે — 'શી વાત છે?'

'તમે લઈ જાવ છો? નામ બોલો —'

'સુખેન્દુ રાય'

'બધાં બગીચાનાં લોકો છે કે વસતીનાં લોકો —'

'બન્ને છે —'

'એક નામ આપી શકશો?'

'શું? આ દરેકે દરેકનું નામ?'

'ના, ના, ગામ અને બગીચાનું. સારું સારું, પછીથી આપજો. ઇચ્છો તો ઓદલાવાડિમાં આપજો. લો, આ સ્લીપ રાખો.' — પોલીસે લંબાવેલા હાથમાંથી એક માણસ કાગળ લઈ લે છે.

# 213

# શતાબ્દી - સહસ્ત્રાબ્દીનો સ્વાદ

ચાલસાના વળાંક આગળ પોલીસ બધી ગાડીઓ અટકાવીને ચૅક કરે છે, એટલે ગાડીઓની એક ભીડ થઈ જાય છે. આ લૅટરલ રોડ પર અને પેલી તરફના નેશનલ હાઈવે પર ગાડીઓની લાઈન થઈ જાય છે — માટિયાલી તરફનો રસ્તો ખાલી છે. અને બધી ગાડીઓ તો માલ થઈને ઓદલાવાડિ જશે — તેથી એ તરફથી બધી ગાડીઓ આ તરફ આવે છે; તે બધીને પોલીસ અટકાવતી નથી.

અલબત્ત, પોલીસ ગાડીઓને બહુ વાર રોકતી નથી. સરઘસ સિવાયની કોઈ ગાડી હોય તો તેને રસ્તાની પાસે સાઈડમાં જવા કહી સરઘસની ગાડીને છોડી દે છે. પણ ત્યાં ઊભા રહેવાને કારણે અને પોલીસની સ્લીપ લઈ છૂટ્યા હોવાથી, ચાલસાથી માલબાજાર સુધી રસ્તો સરઘસની ટ્રકોથી જ ભરાઈ જાય છે. એમ થાય કે આજે આ રસ્તે બીજું કશું ય બનશે નહિ. વળી આટલી બધી ટ્રકો એક સાથે જાય છે, વળી અત્યારે તો કોઈ કોઈને વળોટીનેય જતું નથી, તેથી એમ જ લાગે કે જાણે ટ્રકો વડે જ સરઘસ બનાવવામાં આવ્યું છે. માલબાજારની અંદર તો હવે આ ટ્રકોનું સરઘસ પ્રવેશતું નથી — નેશનલ હાઈવે પરથી સીધું બહાર નીકળી જાય છે. માલબાજારના વળાંકે વિશાળ ગેટ બનાવવામાં આવ્યો છે; તેની ઉપર વામફ્રન્ટનો લાલ ઝંડો પણ ઊડે છે. અને વળાંકને માથે પણ લોકો લાઈન કરીને ઊભાં છે. ત્યાં પણ કોઈ કોઈ ટ્રક છે, કોઈ કોઈ સરઘસ બન્યું તો હતું, પણ તે વખતે રસ્તાનું સરઘસ જ મુખ્ય સરઘસ થઈ જાય છે. માલબાજારથી જ ફરીથી સ્લોગન શરૂ થયાં.

પણ આ વખતનાં સ્લોગનોનું જોર અલગ જ છે. એકેએક ટ્રકમાં કોઈ બેસતું નથી — બધાં જ ઊભાં છે, શરીરને શરીર અડાડીને, એક હાથે એકબીજાની કાંધ પકડી ટ્રકના આંચકા સંભાળી લે છે, અને બીજો હાથ આકાશમાં ઊંચો કરી સ્લોગન ઉચ્ચારે છે. એ રીતે ગોળમાં ઊભાં રહ્યાં છે કે તેમનું મોં બહાર તરફ રહે. સ્લોગનની સાથે સાથે નાચની ભંગિમાં કમ્મર પરનો ભાગ અને ઢીંચણ ડોલાવે છે.

કોઈ કોઈ ટ્રકમાં વળી ફક્ત સ્રીઓ જ છે, તેઓ ઊંચે સૂરે ગાન ગાયે જ જાય છે, સ્લોગનનાં જ ગાન છે કે કેમ તે તો કોણ જાણે પણ આ હારની હાર ટ્રકોનાં જુદાં જુદાં સ્લોગનોની ખાલી જગ્યાઓમાં પેલા સામુદાયિક અવાજની તીવ્રતા પવનને પણ ચીરી દે છે.

બેત્રણ ટ્રકમાં એન.સી.સી. વાળાઓ ગણવેશમાં જાય છે. બે-ત્રણ ટ્રકમાં સ્કૂલનાં છોકરા-છોકરીઓ તેમના ગણવેશમાં છે.

હવે થાય છે કે તેઓ પેલા બૅરેજની પાસે આવી પહોંચ્યાં છે — બધાંએ ભેગાં મળીને ત્યાં પહોંચવાનું છે. વળી આ પહોંચવાનો પણ એક નિયમ છે, એક પદ્ધતિ છે — ઇચ્છા કરે તોપણ પેલા નિયમ કે પદ્ધતિ કોઈ ઉપેક્ષિત કરી શકશે નહિ. મદારીહાટની ટ્રકની અંદર તેઓ માલબાજાર પછીથી એક મોટી ઘટનામાં પોતાને થોડું થોડું કરી છોડતાં જવાનું શરૂ કરે છે.

ઓદલાવાડિમાં આવી ટ્રક અટકી જાય છે, કારણ કે આગળની ટ્રકો અટકી જાય છે. અટક્યા પછી આ ટ્રક પરથી ડોકિયાં કરી જોઈ શકાય છે કે બીજી આગળની પણ અટકી ગઈ છે. ચાલસાની ખબર છે એટલે કદાચ અહીં એક જણ ટ્રક પરથી, પૈડાં પર થઈને નીચે ઊતરવાનું સાહસ કરે છે. પણ આગળ જતો નથી. ટ્રકની પાસે જ રસ્તાની બાજુએ પેશાબ કરવાનું શરૂ થાય છે. કરે છે, અને વચ્ચે વચ્ચે ઉદ્વિગ્ન ભાવે ડાબી તરફ જુએ છે કે આગળની ટ્રકોએ ચાલવાનું શરૂ તો કર્યું નથી ને! ટ્રકની અંદરથી એક જણ બૂમ પાડે છે — 'હે વેંગુ, યંત્ર ખુલ્લું રાખી ચાલ્યો આય.' બીજો એક જણ લગભગ નિદ્રિત સ્વરે એમાં જોડાય છે, 'વેંગુનું યંત્ર પબ્લિક હેલ્થનું યંત્ર નથી હોતું, ઘોષમશાયની ટ્યુબવેલ, હૅન્ડલ ઊભું જ રહે, નીચે નમે નહિ.' જે સૂરમાં આ મંતવ્ય આવે છે તે શ્લેષયુક્ત છે. પણ વેંગુનો પેશાબ પૂરો થતાં ના થતાંમાં બીજાં કેટલાંક ટ્રકમાંથી ઊતરે છે — કોઈ ઢાંકણ પરથી કૂદકો મારે છે, કોઈ પૈડાં પરથી ઊતરે છે. કોઈ પાછળનું ઢાંકણ પકડી લટકે છે. એક ઘરડા જેવો દેઉનિયા ઊતરી શકતો નથી. તે પૈડાં પર પગ રાખી શકતો નથી, ઊભો થઈ જાય છે, ફરીથી ઢાંકણ પકડી લટકી પણ શકતો નથી. નીચેથી એક જણ કહે છે, 'હે — એ તાલઈ, તમે ઊતરી શકશો નહિ; અહીં છોડી દો, માના ખોળામાં છોકરા, પછી શરમ કેવી?'

પેલો છોકરો બૂમ પાડે છે, 'આ તરફથી ઊતરો' એમ કહી મદારીની માના ખૂણા પાસેથી, ડ્રાઈવરના દરવાજાની પાસે થઈને ઊતરવાનો રસ્તો બતાવે છે. દેઉનિયા જરા શરમભર્યા મોંએ જ સ્ત્રીઓની ભીડમાંથી પગ મૂકી મૂકી પેલા ખૂણામાં આવે છે, પછી નમીને જોઈ લે છે કે કેવી રીતે ઊતરવાનું હશે. તેના જરા હાસ્યથી સમજાય છે કે આ રસ્તો તેને માટે મુશ્કેલ નથી. જમણા હાથે ડ્રાઈવરના છાપરાનો પાછલો ભાગ અને ડાબા હાથે ડ્રાઈવરના દરવાજાનો ઉપરનો ભાગ પકડી દેઉનિયા જેવો બે પગથિયાં ઊતરે છે કે આગળની ટ્રક ચાલવાનું શરૂ કરે છે. આ ટ્રકના લોકો બૂમો પાડવાનું શરૂ કરે છે —'હે તાલઈ, પાછા આવો, પાછા ચઢી જાવ.' દેઉનિયા જલદી જલદી ફરી ડ્રાઈવરના દરવાજાને પકડી પગથિયા પર ડાબો પગ મૂકે છે, ત્યાં તો પગની ધોતી પાછળ ભરાઈ જાય છે. તે વખતે પેલો છોકરો મોં બહાર કાઢી કહે છે, 'તમે જાવ, ગાડી નહિ ઉપડે, જાવ.' દેઉનિયાને ખાસ તો ધોતીના કારણે જ ઊતરવાનું થાય છે. છોકરો આશ્વાસન આપવા રસ્તે ઊતરી જરા ખસીને બેસી પડે છે.

# 213

## શતાબ્દી - સહસ્ત્રાબ્દીનો સ્વાદ

ચાલસાના વળાંક આગળ પોલીસ બધી ગાડીઓ અટકાવીને ચેક કરે છે, એટલે ગાડીઓની એક ભીડ થઈ જાય છે. આ લેટરલ રોડ પર અને પેલી તરફના નેશનલ હાઈવે પર ગાડીઓની લાઈન થઈ જાય છે — માટિયાલી તરફનો રસ્તો ખાલી છે. અને બધી ગાડીઓ તો માલ થઈને ઓદલાવાડિ જશે — તેથી એ તરફથી બધી ગાડીઓ આ તરફ આવે છે; તે બધીને પોલીસ અટકાવતી નથી.

અલબત્ત, પોલીસ ગાડીઓને બહુ વાર રોકતી નથી. સરઘસ સિવાયની કોઈ ગાડી હોય તો તેને રસ્તાની પાસે સાઈડમાં જવા કહી સરઘસની ગાડીને છોડી દે છે. પણ ત્યાં ઊભા રહેવાને કારણે અને પોલીસની સ્લીપ લઈ છૂટ્યા હોવાથી, ચાલસાથી માલબાજાર સુધી રસ્તો સરઘસની ટ્રકોથી જ ભરાઈ જાય છે. એમ થાય કે આજે આ રસ્તે બીજું કશું ય બનશે નહિ. વળી આટલી બધી ટ્રકો એક સાથે જાય છે, વળી અત્યારે તો કોઈ કોઈને વળોટીનેય જતું નથી, તેથી એમ જ લાગે કે જાણે ટ્રકો વડે જ સરઘસ બનાવવામાં આવ્યું છે. માલબાજારની અંદર તો હવે આ ટ્રકોનું સરઘસ પ્રવેશતું નથી — નેશનલ હાઈવે પરથી સીધું બહાર નીકળી જાય છે. માલબાજારના વળાંકે વિશાળ ગેટ બનાવવામાં આવ્યો છે; તેની ઉપર વામફ્રન્ટનો લાલ ઝંડો પણ ઊડે છે. અને વળાંકને માથે પણ લોકો લાઈન કરીને ઊભાં છે. ત્યાં પણ કોઈ કોઈ ટ્રક છે, કોઈ કોઈ સરઘસ બન્યું તો હતું, પણ તે વખતે રસ્તાનું સરઘસ જ મુખ્ય સરઘસ થઈ જાય છે. માલબાજારથી જ ફરીથી સ્લોગન શરૂ થયાં.

પણ આ વખતનાં સ્લોગનોનું જોર અલગ જ છે. એકેએક ટ્રકમાં કોઈ બેસતું નથી — બધાં જ ઊભાં છે, શરીરને શરીર અડાડીને, એક હાથે એકબીજાની કાંધ પકડી ટ્રકના આંચકા સંભાળી લે છે, અને બીજો હાથ આકાશમાં ઊંચો કરી સ્લોગન ઉચ્ચારે છે. એ રીતે ગોળમાં ઊભાં રહ્યાં છે કે તેમનું મોં બહાર તરફ રહે. સ્લોગનની સાથે સાથે નાચની ભંગિમાં કમ્મર પરનો ભાગ અને ઢીંચણ ડોલાવે છે.

કોઈ કોઈ ટ્રકમાં વળી ફક્ત સ્ત્રીઓ જ છે, તેઓ ઊંચે સૂરે ગાન ગાયે જ જાય છે, સ્લોગનનાં જ ગાન છે કે કેમ તે તો કોણ જાણે પણ આ હારની હાર ટ્રકોનાં જુદાં જુદાં સ્લોગનોની ખાલી જગ્યાઓમાં પેલા સામુદાયિક અવાજની તીવ્રતા પવનને પણ ચીરી દે છે.

બેત્રણ ટ્રકમાં એન.સી.સી. વાળાઓ ગણવેશમાં જાય છે. બે-ત્રણ ટ્રકમાં સ્કૂલનાં છોકરા-છોકરીઓ તેમના ગણવેશમાં છે.

હવે થાય છે કે તેઓ પેલા બૅરેજની પાસે આવી પહોંચ્યાં છે — બધાંએ ભેગાં મળીને ત્યાં પહોંચવાનું છે. વળી આ પહોંચવાનો પણ એક નિયમ છે, એક પદ્ધતિ છે — ઇચ્છા કરે તોપણ પેલા નિયમ કે પદ્ધતિ કોઈ ઉપેક્ષિત કરી શકશે નહિ. મદારીહાટની ટ્રકની અંદર તેઓ માલબાજાર પછીથી એક મોટી ઘટનામાં પોતાને થોડું થોડું કરી છોડતાં જવાનું શરૂ કરે છે.

ઓદલાવાડિમાં આવી ટ્રક અટકી જાય છે, કારણ કે આગળની ટ્રકો અટકી જાય છે. અટક્યા પછી આ ટ્રક પરથી ડોકિયાં કરી જોઈ શકાય છે કે બીજી આગળની પણ અટકી ગઈ છે. ચાલસાની ખબર છે એટલે કદાચ અહીં એક જણ ટ્રક પરથી, પૈડાં પર થઈને નીચે ઊતરવાનું સાહસ કરે છે. પણ આગળ જતો નથી. ટ્રકની પાસે જ રસ્તાની બાજુએ પેશાબ કરવાનું શરૂ થાય છે. કરે છે, અને વચ્ચે વચ્ચે ઉદ્વિગ્ન ભાવે ડાબી તરફ જુએ છે કે આગળની ટ્રકોએ ચાલવાનું શરૂ તો કર્યું નથી ને! ટ્રકની અંદરથી એક જણ બૂમ પાડે છે — 'હે વેંગુ, યંત્ર ખુલ્લું રાખી ચાલ્યો આય.' બીજો એક જણ લગભગ નિદ્રિત સ્વરે એમાં જોડાય છે, 'વેંગુનું યંત્ર પબ્લિક હેલ્થનું યંત્ર નથી હોતું, ઘોષમશાયની ટ્યુબવૅલ, હેન્ડલ ઊભું જ રહે, નીચે નમે નહિ.' જે સૂરમાં આ મંતવ્ય આવે છે તે શ્લેષયુક્ત છે. પણ વેંગુનો પેશાબ પૂરો થતાં ના થતાંમાં બીજાં કેટલાંક ટ્રકમાંથી ઊતરે છે — કોઈ ઢાંકણ પરથી કૂદકો મારે છે, કોઈ પૈડાં પરથી ઊતરે છે. કોઈ પાછળનું ઢાંકણ પકડી લટકે છે. એક ઘરડા જેવો દેઉનિયા ઊતરી શકતો નથી. તે પૈડાં પર પગ રાખી શકતો નથી, ઊભો થઈ જાય છે, ફરીથી ઢાંકણ પકડી લટકી પણ શકતો નથી. નીચેથી એક જણ કહે છે, 'હે — એ તાલઈ, તમે ઊતરી શકશો નહિ; અહીં છોડી દો, માના ખોળામાં છોકરા, પછી શરમ કેવી?'

પેલો છોકરો બૂમ પાડે છે, 'આ તરફથી ઊતરો' એમ કહી મદારીની માના ખૂણા પાસેથી, ડ્રાઇવરના દરવાજાની પાસે થઈને ઊતરવાનો રસ્તો બતાવે છે. દેઉનિયા જરા શરમભર્યા મોંએ જ સ્ત્રીઓની ભીડમાંથી પગ મૂકી મૂકી પેલા ખૂણામાં આવે છે, પછી નમીને જોઈ લે છે કે કેવી રીતે ઊતરવાનું હશે. તેના જરા હાસ્યથી સમજાય છે કે આ રસ્તો તેને માટે મુશ્કેલ નથી. જમણા હાથે ડ્રાઇવરના છાપરાનો પાછલો ભાગ અને ડાબા હાથે ડ્રાઇવરના દરવાજાનો ઉપરનો ભાગ પકડી દેઉનિયા જેવો બે પગથિયાં ઊતરે છે કે આગળની ટ્રક ચાલવાનું શરૂ કરે છે. આ ટ્રકના લોકો બૂમો પાડવાનું શરૂ કરે છે —'હે તાલઈ, પાછા આવો, પાછા ચઢી જાવ.' દેઉનિયા જલદી જલદી ફરી ડ્રાઇવરના દરવાજાને પકડી પગથિયા પર ડાબો પગ મૂકે છે, ત્યાં તો પગની ધોતી પાછળ ભરાઈ જાય છે. તે વખતે પેલો છોકરો મોં બહાર કાઢી કહે છે, 'તમે જાવ, ગાડી નહિ ઉપડે, જાવ.' દેઉનિયાને ખાસ તો ધોતીના કારણે જ ઊતરવાનું થાય છે. છોકરો આશ્વાસન આપવા રસ્તે ઊતરી જરા ખસીને બેસી પડે છે.

તે દરમ્યાન આગળની ટ્રક ઘણી બધી ચાલી જઈ ડાબી તરફ વળી ગઈ. પાછળની ટ્રક હૉર્ન વગાડે છે. આગળની પોલીસ હાથ બતાવી બૂમ પાડે છે. છોકરો ઢાંકણ પર ચઢી ઊભો રહીને પોલીસને હાથ બતાવી ઈશારો કરે છે.

ટ્રક્ની અંદરથી ફરીથી બૂમો ઊઠે છે, 'હે-એ, તાલઈ, બાકીનું અહીં કરજો, પાછા આવો.' રમૂજ કરી છે એ સમજી ડ્રાઈવર પણ હૉર્ન વગાડી દે છે. અને, દેઉનિયા ઊઠીને ઊભો થાય છે, જલદી જલદી પાછો ફરી ટ્રક તરફ મોં કરીને કપડાં સરખાં કરે છે. પછી દોડતો આવી ડ્રાઈવરનો દરવાજો પકડી પગથિયા પર ચઢે છે.

દેઉનિયા ટ્રક્ની અંદર આવી ગયો, તેથી પેલો છોકરો હાથ લંબાવી ડ્રાઈવરના દરવાજા પરના ટિન પર અવાજ કરી કહે છે, 'ચલાવો'.

થોડું ગયા પછી કેમ્પની પાસે જઈ ઊભો રહે છે. પોલીસ આવીને કહે છે, 'પરમીટ?'

છોકરો આગળ જઈ હાથ લંબાવી ચાલસાની સ્લીપ બતાવે છે, 'કેટલાં લોકો છો, એક્ઝેક્ટ નંબર કહો —' પોલીસનો માણસ જોયા વિના જ કહે છે. છોકરો ત્યાં ઊભો ઊભો જ ગણવાનું શરૂ કરે છે. ગણતરી થાય છે એ સમજ્યા પછી બધાં થોડાં ટટાર થઈને બેસે છે. એક વાર ગણતરી પૂરી થતાં છોકરો પ્રશ્ન પૂછે છે, 'કોઈ નીચે નથી ને? ડ્રાઈવરની તરફ કેટલાં જણ છે?' કહી ફરી એક વાર ગણવાનું શરૂ કરે છે — સત્યાશી. પછી મોં લંબાવી કહે છે, 'એઈટી સૅવન!'

પોલીસ બાજુના છોકરાને કહે છે, 'એઈટી સૅવન!' પછી એક મોટો કાગળ ધરે છે, 'આ કાચ પર લગાડી દેજો, નહિ તો ટ્રકને પેસવા નહિ દે.' છોકરાએ હાથ લંબાવ્યો કે પોલીસની બાજુનાં છોકરો એક બેજનું બંડલ આગળ ધરી કહે છે, 'દરેક્ને પહેરી લેવાનું કહેજો, નહિ તો એન્કલોઝરની અંદર પેસવા દેશે નહિ. હાં, જરા ઊભા રહો.'

તે સમયગાળા દરમ્યાન પોલીસ મોટો કાગળ છોકરાના હાથમાં પકડાવી દે છે. પોલીસની બાજુનો છોકરો એક કોથળો ઊંચકી કહે છે, 'ટિફિન! સત્યાશી છે, નીચે નાખી દઈ ટોપલો પાછો આપો, ટોપલો આપી દો.'

છોકરાના હાથમાંથી ટ્રક્નાં કેટલાંક લોકો ટોપલો ઊંચકી લે છે. પછી આમતેમ જુએ છે, ક્યાં રાખશે. પેલો લિડર છોકરો કહે છે, 'ત્યાં જ નાંખી દઈ ટોપલો પાછો આપી દો.'

ટ્રકમાં બધાં જ થોડી જગ્યા કરી આપે છે. તેઓ ટોપલો ઊંધો પાડી પછી બહાર આપી દે છે. ટ્રક્ની અંદરનો ભાગ આલુ અને આટાની ગંધથી ભરાઈ જાય છે. ટ્રક ચાલવાનું શરૂ કરે છે, માનાવાડિનો વળાંક લે છે.

ટ્રક જ્યારે આપલચાંદ ફૉરેસ્ટમાં પ્રવેશે છે, ત્યારે મદારી અને મદારીની માને થાય છે કે જાણે તેઓ ફરીથી શીમળાઝરામાં પાછાં ફર્યાં છે.

એ વખતે મદારીની માને બેજ મળે છે; સાથેની સેફ્ટીપીન વડે તે કપડા પર છાતી આગળ ખોસી દે છે. ટિફિનનું પડીકું મળે છે. કેટલી શતાબ્દી પછી જાણે મદારીની મા તેની જીભ પર માણસોએ ઉગાડેલા ઘઉં અને એ ઘઉંમાંથી બનાવેલા આટાનો સ્વાદ કરે છે. કેટલી સહસ્રાબ્દી પછી મદારીની મા જીભથી અનુભવે છે કે પૃથ્વી પર સ્વાદની કેટકેટલી વિવિધતા હોય છે. મદારીની માના મોઢામાં આલુ અને રોટલીના ટુકડા, મોંના વિવરની સહસ્ર રસગ્રંથિઓમાંથી ઝરેલી લાળમાં જ્યારે ભીંજે છે, ભીંજાય છે, અને મોંમાં ચવાય છે, બરાબર તે વખતે તે જુએ છે કે આકાશ સુધી વિસ્તૃત એક નદીને આડાઆડી વિભાજિત કરી એક દીવાલ જાણે આકાશ તરફ દોડતી જાય છે: રે તિસ્તા બૅરેજ.

## 214

# નેતા અને સરઘસ

બૅરેજના ફક્ત ચાર સ્લ્યુઈસ જ સંપૂર્ણ થયા છે. તેનાથી જ અત્યારે આ ઉદ્‌ઘાટન કરવામાં આવે છે! બૅરેજના બધા જ સ્લ્યુઈસ ના હોય તો તેનો કોઈ અર્થ જ નથી, પણ અહીં ઉદ્‌ઘાટન માટે તિસ્તા બૅરેજને શણગારવામાં આવ્યો છે ખૂબ કુશળતાપૂર્વક.

તેમ છતાં પણ લોકોને સ્લ્યુઈસ ખુલ્લા મૂકવાની ઘટના બતાવવાની જરૂર છે; એથી બધાં સમજી શકે કે તિસ્તાને રોકી લઈ તેના મૂળ વહેણમાં પાછી લાવવાની પરિકલ્પનાની વાત કરવી એટલે શું. પણ સમગ્ર વર્ષાઋતુમાં તો તિસ્તા નિર્દિષ્ટ વહેણમાં જ વહ્યે ગઈ છે. અત્યારે તો હવે ઉદ્‌ઘાટનની અનુકૂળતા માટે તેનાં પાણીને, નીચેની દિશામાંથી પાછું લાવી, જેને રેઝર્વોયર કહે છે ત્યાં પ્રવેશવા દેવામાં આવે નહિ.

એ કારણે ઉદ્‌ઘાટન અનુષ્ઠાનને માટે જ, ખાસ કરીને, બૅરેજની ઉત્તર દિશામાં તિસ્તાનાં પાણીને કૃત્રિમ બંધ વડે બાંધી પૂર્વ કાંઠા તરફ, આપલચાંદ ફૉરેસ્ટ તરફ વાળી લેવામાં આવી છે. ઉદ્‌ઘાટન થઈ ગયા પછી, આ બંધ તોડી નાંખી ફરીથી પાણી છોડવામાં આવશે, નહિ તો તો બૅરેજનું કામ આગળ ચાલશે નહિ. બંધ એટલે પૂર રોકવાનો બંધ નહિ, પાણી વહેવડાવવાનો બંધ. એ કારણે છેલ્લો લગભગ એક મહિનો, ખાસ કરીને વીસ દિવસો, બૅરેજના બધા કૂલીને આ બંધના કામે લગાડી દીધા છે. જરા ઉપરથી ખાંચાખૂંચી કરી બંધના મુખને બૅરેજના પહેલા બે સ્લ્યુઈસ તરફ ફેરવી દેવામાં આવ્યો છે. ચાર સ્લ્યુઈસ પૂરેપૂરા થયા હોય તોપણ સ્લ્યુઈસ દ્વારા જળનો પ્રવાહ જો દેખાડવો હોય તો તો બે સ્લ્યુઈસમાંથી જ પાણી છોડવું પડશે.

ચાર સ્લ્યુઈસ દ્વારા એકસરખા ફોર્સથી પાણી છૂટે તો તરત જ બંધ થઈ જાય — તિસ્તામાં અત્યારે એટલું પાણી નથી.

બૅરેજ જેટલો ઊંચો છે તેટલો ઊંચો દેખાતો નથી — તેનું એ કારણ છે તિસ્તાનો માઈલ-માઈલ વિસ્તાર, અને કાંઠે આવાં આકાશસમાન ફૉરેસ્ટ. આકાશની કેટલી નજીક ગયા છે તેના વડે જ ઊંચાઈનું માપ લઈ શકાય ! અહીં બધાંને આકાશ સમાન ઊંચાં શાલવૃક્ષોને તળિયે ઊભાં રહી બૅરેજને જોવાનો છે. રંગરંગનાં કપડાંઓથી સ્ટેજ ઝાકઝમાળ છે. સ્ટેજની બે બાજુ બે મોટા રાષ્ટ્રીય ધ્વજ અને વચ્ચે સરકારી દળોનો પોતાનો ધ્વજ છે. સ્ટેજની ડાબી તરફ વળી મોટો ઊંચો મંચ છે. ત્યાંથી વક્તવ્યો આપવામાં આવશે. તિસ્તા પરથી બધો વખત જોરદાર પવન વાતો હોય છે. એ પવનમાં સ્ટેજનાં કાપડાં વગેરે ફૂલી ફૂલી જાય છે; ઝૂલો ડાબેથી જમણે ઊડે છે; બે રાષ્ટ્રધ્વજ સહિત બીજી બધી પતાકાઓ ડાબેથી જમણે ઊડે છે, જાણે એમ લાગે કે જે તરફ મોં કરીને મંચ બનાવ્યો છે તે સીધી દિશા નથી, સીધી દિશા તિસ્તાનાં નીચે જતાં વહેણ તરફ છે.

તિસ્તા બૅરેજ આવવાનો એક જ રસ્તો છે — પેલા માનાવાડિના વળાંકે થઈને. બીજો એક આવે છે લાટાગુડિથી ક્રાન્તિહાટ થઈ આપલચાંદ ફૉરેસ્ટમાંથી. પણ બૅરેજ-ઉદ્ઘાટન એટલે કંઈ રીબન કાપવી અથવા બોટમ ટીપવું એ નથી. પેલા ક્રાન્તિહાટના રસ્તે જ લોકો જોશે કે મંત્રીઓ બૅરેજ ઉદ્ઘાટનમાં કેવી રીતે આવે છે.

પણ વી.આઈ.પી. લોકો માટે કંઈ બીજી સ્વતંત્ર રસ્તાની વ્યવસ્થા કરી નથી. પોલીસ જિલ્લા-કાર્યકરોને વારે વારે એક જ વાત કહે છે કે કોઈ પણ સ્થિતિમાં વી.આઈ.પી. લોકોના આવવાનો સમય બદલવામાં આવશે નહિ. છેલ્લી ઘડીએ સમયનો ફેરફાર જાળવવાની વ્યવસ્થા કરવી એ તિસ્તાનાં ભાઠાંમાં, પહાડની તળેટીએ, ફૉરેસ્ટની અંદર સંભવિત નથી.

એ નિર્દિષ્ટ સમયે વી.આઈ.પી. લોકોનો કૉન્વૉય રાષ્ટ્રીય સડકે થઈને ખૂબ વેગથી આવે છે — આગળની છ મોટરસાઇકલનો ઍસ્કૉર્ટ છૂટી જતાં જ રસ્તામાં જેટલા વેગથી ગાડી ચલાવવી હોય તેટલા વેગથી ચલાવાય છે.

નિર્દિષ્ટ સમયથી અર્ધો કલાક પહેલાં ચાલસાના વળાંક પરની બધી તરફનાં સરઘસોની ટ્રકો સાઈડમાં ઊભી કરી દેવામાં' આવે છે. રસ્તાની બાજુએ રાયફલ કાંધ પર રાખી પોલીસ ઊભો જ હતો — ટ્રકો ઊભી રહેતાં જ એકેએક ટ્રકમાં એકેએક જણ ઊઠી રસ્તા પર રાયફલને તાકીને ઊભા રહે છે.

ચાલસાના વળાંકે ટેકરા પર ઝાડ-પાંદડાંની સાથે ભળી જતો કોઈ કમાન્ડો ફોર્સ છૂટક છૂટક ઊભેલો છે — ખાસ કરીને ચાલસાથી માટિયાલી જવાના રસ્તે બે બાજુએ. પોલીસની બાજુએથી આ બે પોઈન્ટ પર જ સીક્યુરિટી રિસ્ક' છે — ઊભેલી ટ્રકોની પાસે થઈને જ વી.આઈ.પી. લોકોની ગાડીઓ આવશે.

વી.આઈ.પી.ઓનો કૉન્વૉય ચાલસાના વળાંકે પહોંચે તે પહેલાં જ ઍસ્કૉર્ટની મોટરસાઇકલો જાણે ગતિ વધારી દે છે. અને એ વધારેલી ગતિની સંગતિ રાખી કૉન્વૉયની બધી ગાડીઓની ગતિ વધી જાય છે. આ પૂરપાટ ગતિએ ચાલસાના વળાંકે છ મોટરસાઇકલોની પાછળ કંઈ નહિ તોયે ચાલીસ ગાડીઓ વળાંક લે છે — રસ્તા સાથેના ટાયરના સંઘર્ષથી એક અવાજ થોડી થોડી વારે ઊઠતો જ રહે છે. સમકોણે ઊભી રાખેલી હારબંધ ટ્રકોમાંથી સ્તંભિત સરઘસ જોઈ રહ્યું છે. વી.આઈ.પી.ઓના કૉન્વૉયની પાછળની પોલીસની ગાડી ચાલી ગયા પછી બેચાર મિનિટમાં જ્યારે માર્ગ ખૂલી જાય છે ત્યારે નેતાઓની પાછળ પાછળ સરઘસ જાય છે — આ ખ્યાલ પાછો આવે છે અને બધી ટ્રકોમાંથી સ્લોગન બોલવાનું શરૂ થાય છે.

માનાવાડિના વળાંકે એક જ ઘટના ઘટે છે. જ્યાં એક જ પદ્ધતિએ નિર્દિષ્ટ સમયની પંદર મિનિટ પહેલાં બધી ટ્રકોને રસ્તાની બાજુએ ઊભી કરી દેવામાં આવી છે. માનાવાડિથી તિસ્તા બૅરેજ સુધીના ખુલ્લા ખાલી રસ્તામાં પેલી ચાલીસ ગાડીઓ અને છ મોટરસાઇકલોને જરા ધીરી ગતિએ વળાંક લેવાનો છે — રસ્તો નાનો છે. પણ તેમ છતાંયે ઊભાં રહેલાં સરઘસોમાં કોઈ સ્લોગન ઊઠતાં નથી. એક ગાડીની બારીમાંથી કોઈ એક નેતા હાથ લંબાવી જરા હલાવે છે. ત્યારે ય પણ રસ્તાની બાજુએ ઊભાં કરી દીધેલાં સરઘસો સમજી શકતાં નથી કે અત્યારે તેમની પાસેથી એક પ્રકારના વ્યવહારની અપેક્ષા છે. એક અદ્ભુત અચંબામાં પડી ગયાં છે આ સરઘસો, અને પડી ગઈ છે નેતાઓને લઇને આવેલી ચાલીસ ગાડીઓ. સરઘસનો જ ભાગ હશે એટલે તો નેતાઓ સરઘસની પાસે થઈને, અથવા અંદર થઈને, અથવા સરઘસની સાથે જ જાણે બૅરેજ પાર આવવા ઇચ્છ્યું છે, અને એટલે જ તો આ માર્ગ પસંદ કર્યો છે. વળી ઉત્તર બંગાળને માટે બૃહત્તમ એવા આ કર્મયજ્ઞના અનુસંધાનમાં, બૃહત્તમ એવા આ સમારોહને આનંદિત થઈ ઊઠવાની વાત છે — તેમના નેતાઓને મળતાં - જોતાં. પણ કાર્યકારી સરઘસ અટકે છે, રાયફલધારી પોલીસ અને ગુપ્ત કમાન્ડોવાહિનીના પહેરામાં તેમને ઊભા કરી દઈ, નેતાઓની સહીસલામતી નિશ્ચિત કરવામાં આવી છે. એનું તો સમર્થન કરવા જેવું છે — ઉત્તરખંડ અને ગોરખાલૅન્ડના લોકોના હાથમાંથી નેતાઓને રક્ષિત રાખવાની જવાબદારી તો લેવી જ પડે. અને વળી આમેય માનવસ્વભાવ એવો છે કે જ્યારે કોઈની શંકા કરવામાં આવે, અથવા શંકામાં કોઈને લાવી દેવામાં આવે, ત્યારે તે પોતા પાસે જ સંદેહશીલ બની જાય છે. હકીકત તો એ છે કે આટલા મોટા સરઘસની કોઈ પણ ટ્રકમાં અથવા બસમાં એક ટુકડી કે કોઈ એક આતંકવાદી પોતાને સંતાડી રાખી શકે. પણ પેલી સાચી આશંકાનો બીજો અર્થ એ પણ છે કે અમારા આ સરઘસની અંદર આતંકવાદી છુપાઈ રહી શકે. એક વાર આ સત્ય સ્પષ્ટ થઈ જતાં, સરઘસનાં મૂળમાં

જ ખેંચ ઉદ્ભવે, અને ત્યારે નેતાઓની ચાલીસ ગાડીઓ અને સરઘસની સો સો ટ્રકોમાં દૂરત્વનું એક પાર્થક્ય ઉદ્ભવે. નેતાઓ સરઘસ માટે જ આવ્યા છે, નેતાઓને માટે જ સરઘસ આવ્યું છે, એક જ કર્મકાંડના સહ-ભાગીદારો થશે નેતાઓ અને સરઘસનાં માણસો; તે પછી આ કર્મકાંડની 'વાણી' આ સરઘસ જ ઉત્તર બંગાળના ખૂણે ખૂણે પહોંચાડશે, જેનાથી 'વિચ્છિન્નતાવાદીઓ'નું સત્ય કરીને જ 'કરીશું' કહેવામાં આવે, તેમના 'કાળા હાથ' ભાંગીને દાટી દેવામાં આવે. પણ કાર્યશીલ નેતાઓ માટે સરઘસ રોકી દેવામાં આવ્યું છે, નેતાઓ માટે જ સરઘસને ઉદ્યત અને ગોપિત રાયફલની સમક્ષ, કંઈ નહિ તો થોડી વાર પણ, સ્તબ્ધ થઈ રહેવાનું થયું છે, સરઘસથી નેતાઓને નિશ્ચિતપણે, મુશ્કેલી ના થાય એટલે અંતરે લઈ જવાનું જ્યાં સુધી પૂરું ના થાય, ત્યાં સુધી પોલીસ આ સરઘસને તેના સંદેહનું એકમાત્ર લક્ષ્ય કરીને રાખે છે. સરઘસ તેના નેતાઓની સહીસલામતી નિશ્ચિત ના કરી શકે, અને નેતાઓ તેમના સરઘસના આશ્રયે નિશ્ચિત રહી ના શકે — પેલી ચાલીસ ગાડીઓ ઘણી બધી સહીસલામત રહે છે સરઘસ અને નેતાઓની વચ્ચે ઊભેલા પોલીસ પહેરામાં. સરઘસ અને નેતા અલગ પડી ગયા છે.

## 215

# નદીની છાતી પરથી ચાલવાનું

માનાવાડીથી આપલચાંદ સુધીનો રસ્તો ખાલી જ રાખવામાં આવ્યો છે.

વી.આઈ.પી.ઓની ચાલીસ ગાડીઓ, છ મોટરસાઇકલોના પહેરામાં પેલા સીધા રસ્તે દાખલ થઈ જાય છે. ત્યાં પહાડ પણ નથી, અને જંગલ પણ નથી. પરિણામે સહીસલામતીનો પ્રશ્ન થોડો સરળ છે. મોટરસાઇકલના પોલીસો તેમની ગતિ થોડી ઓછી કરી દે છે. અહીં વી.આઈ.પી.ઓ આરામથી પ્રકૃતિ અને પરિવેશ જોઈ શકે છે. પાછળની ગાડીઓની ગતિ પણ સહજપણે જ ઓછી થઈ જાય છે. કંઈ નહિ તોયે થોડી વાર માટે એક શિથિલતા સમગ્ર કૉન્વૉય પર છવાઈ જાય છે — અવકાશની શિથિલતા.

આપલચાંદ પાસે પહોંચતાં રસ્તો બે ભાગમાં વહેંચાઈ જાય છે. એક રસ્તો સીધો ચાલી જાય છે, બીજો એક જમણી તરફ જાય છે. આ જમણી તરફનો રસ્તો નવો જ બનાવ્યો છે — બૅરેજને માટે જ. સીધો રસ્તો પણ બૅરેજ જ ગયો છે, પણ ફૉરેસ્ટમાં થઈ. થોડો વળીને વી.આઈ.પી.ઓની ગાડીઓ બૅરેજના નવા રસ્તે અલગ થઈ જાય છે; તેમ થતાં જ માનાવાડિથી ટ્રકોને છોડવામાં આવે છે. સરઘસની ટ્રકો પુરાણા રસ્તેથી બૅરેજ પાસે એક ચોક્કસ જગ્યાએ જશે.

વી.આઈ.પી.ઓનો કૉન્વૉય સીધો બૅરેજના મુખ તરફ ચાલી જાય છે. ગાડીમાંથી ઊતરી તેઓ મંચ પર જવાના રસ્તે ચાલવા માંડે છે. બીજી ગાડીઓ સીધી જઈને ગાડીઓ મૂકવાને સ્થળે ઊભી રહે છે. નાનાં નાનાં પ્લેકાર્ડમાં જગ્યા નક્કી કરી દેવામાં આવી છે —'સી.એમ્સ કાર', 'યુનિયન મિનિસ્ટર ઑફ સ્ટેટ્સ કાર', 'ઇરિગેશન મિનિસ્ટરર્સ કાર', 'પી.ડબલ્યુ.ડી. મિનિસ્ટર્સ કાર' વગેરે વગેરે.

આ ઉદ્‌ઘાટન પ્રસંગે ગાડીમાંથી મંચ પર જવાનો રસ્તો નવો જ બનાવવામાં આવ્યો છે. તિસ્તાનાં સુક્કાં વહેણમાંથી નાના કાંકરા, પથરા ઉપાડી લાવી પાથરી દેવામાં આવ્યા છે. પાણીની નીચે રહે તો એમનો જુદો જુદો રંગ દેખાય છે, પણ તડકામાં એ રંગ નાશ પામે છે. કંઈ નહિ તોયે થોડો થોડો રહે એટલા માટે કાલે રાતે આ બધા પથ્થરો ઉપાડીને પાથરી દીધા છે. ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટે પણ કાલે રાતે જ બે ટ્રક ભરીને ઝાડ આપ્યાં છે; એ બધાં રસ્તાની બે બાજુએ રોપી દેવામાં આવ્યાં છે. એ બધાંય આખાં ને આખાં ઝાડ છે, બે દિવસમાં તો સુકાઈ જશે, પણ અત્યારે તો લાગે છે કે જાણે કેટલી જાળવણીથી આ બધાં ઝાડને ઉછેરવામાં આવ્યાં છે. ઝાડ તો કંઈ રાતોરાત ઊછરી જાય નહિ — તેથી એક ઝાડ બહુ વર્ષોના પ્રયત્નનું પ્રમાણ આપે છે.

તેઓ ઊતરીને જરા ઊભા રહે છે. ઘણા તો બે હાથ ઊંચા કરી આળસ ખાઈ લઈ અવાજ સાથે બગાસાં ખાય છે. એકબે જણ જરા ચારે બાજુ જુએ છે — પ્રાકૃતિક દૃશ્ય જોવાનો સંતોષ લે છે. મુખ્યમંત્રી જરા અન્યમનસ્ક ભાવે તૈયાર રહેલા છે — ચોક્કસ જ કોઈ આવીને કહેશે શું કરવાનું છે તે. એ જ ક્ષણે એન્જિનિયરો આવીને દરેકની છાતી પર મોટા મોટા બેજ લગાડી દે છે. મુખ્યમંત્રીનો બેજ સૌથી વધારે મોટો અને સૌથી વધારે રંગીન છે.

એમાં થોડો સમય જાય છે. કેન્દ્રના જળપથમંત્રી મુખ્યમંત્રીની પાસે આવીને જાણવા માગે છે કે પહાડ અહીંથી કેટલો દૂર હશે, એટલે કે, કયે સ્થળે નદી સમતલ પર ઊતરી છે. મુખ્યમંત્રી નદીના પેલા કાંઠા તરફ જુએ છે. એ કાંઠો જોવા માટે તેમને વાંકુંચૂકું જોવું પડે છે, કારણ કે સીધો માર્ગ તો મંચે રોકી દીધો છે. પછી જરા અન્યમનસ્ક રીતે જમણા હાથ વડે એક દિશા બતાવે છે. ઉત્તર પૂરો નથી થયો એમ વિચારી હાથ જરા ફેરવી લઈને ઓળખાવે છે — પશ્ચિમબંગનો પહાડી પ્રદેશ, સિક્કિમ અને ભૂતાન આ સ્થળને ઘેરી રહ્યાં છે.

કેન્દ્રીય મંત્રી તેમની નજર વડે મુખ્યમંત્રીના હાથનું અનુસરણ કરી અંગ્રેજીમાં કહે છે, 'આ સ્થળ દેખાવમાં એકદમ ગઢવાલ જેવું છે. તમે ગઢવાલ ગયા છો?'

મુખ્યમંત્રી હસીને કહે છે, 'એટલી ઉંમર થઈ છે કે ભારતના કોઈ પણ સ્થળે જવાનું હવે બાકી નથી. ગઢવાલ તો ગયો જ છું. તે વખતે બહુગુણાના ઈલેક્શનમાં ઘણી બધી મીટિંગો કરી, ઈલેક્શન એટલે સ્થગિત ઈલેક્શનમાં, મિસિસ ગાંધીના

પ્રેસ્ટિજ ઈલેક્શનમાં, તમે શું ગઢવાલના છો? નહિ કે?'

'ના ના, હું તો મેદાનનો માણસ છું. પણ ગઢવાલમાં ગયો છું, રહ્યો પણ છું.'

'શા માટે?'

'મારા કાકાની ફળોની બહુ મોટી ખેતી છે.'

એન્જીનિયરોમાંનો એક જણ, જેને મુખ્યમંત્રી ઓળખી લે છે — એ જ ચોક્કસ બૅરેજનો પ્રધાન એન્જિનિયર — આવીને કહે છે, 'સર, ડાયસ પર ચઢતાં પહેલાં એક વાર બૅરેજ જોઈ લો.'

'હા, ગઢવાલમાં ફળનો ઉદ્યોગ ખૂબ વધ્યો છે; હિમાચલ પ્રદેશમાં પણ ખૂબ વધ્યો છે. આ ઉદ્યોગે ત્યાંના પહાડી લોકોને એક આર્થિક ટેકો આપ્યો છે. તે કારણે જોશો કે ઉત્તરપ્રદેશના પહાડી પ્રદેશમાં કોઈ વિચ્છિન્નતાવાદી આંદોલન નથી — તેઓ મુખ્ય ભૂમિ સાથે રહેવા માગે છે, તેથી જ તેમને લાભ છે.' એમ બોલતાં બોલતાં મુખ્યમંત્રી કેન્દ્રીય મંત્રીને લઈને આગળ જાય છે.

'તો તમે કહી શકશો ને — આર્થિક દૃષ્ટિએ સૌથી વધારે ઉન્નત રાજ્યમાં જ ખાલિસ્તાન સ્લોગન ઊઠ્યાં.' કેન્દ્રીય મંત્રી કહે છે.

કાંકરા-પથરા એટલા બધા પાથર્યા છે કે ચાલવાનું મુશ્કેલ બને છે, જોડા ભરાઈ જાય છે. પાછળથી એક જણ ટીકા કરે છે, 'આટલા પથ્થરો કેમ ઢાળ્યા છે, મંત્રીઓને ગબડાવી દેવા માટે?'

'જરા ધીરે ધીરે ચાલો, સર; અમે તો રસ્તો બાંધી જ દેવા માગતા હતા; સીક્યોરિટીએ કહ્યું કે પથરા - કાંકરા પાથરો.' એક એન્જિનિયર વ્યાખ્યા કરે છે.

મુખ્યમંત્રી અને કેન્દ્રીય મંત્રી બધાની આગળ ધીરે ધીરે જતા હતા, પણ નિશ્ચિતપણે જતા હતા, જાણે એમને વિશેષપણે ખબર છે કે પથરા પર કેવી રીતે ચાલવું જોઈએ. મુખ્યમંત્રી કહે છે, 'પંજાબ તો ખરેખર તમારી પાર્ટીની મોટી કીર્તિ; તમે અકાલી રાજનીતિમાં પ્રવેશ્યા અને તેની સાથે પાકિસ્તાન જોડાઈ ગયું!'

કેન્દ્રીય મંત્રીએ કોઈ જવાબ આપ્યો નહિ. કાંકરા-પથરાના સ્તૂપ તેઓએ લગભગ પાર કરી દીધા છે.

મંચને તળિયેથી તેમને મંચ પર જવાનું છે. મંચનું તળિયું પણ તેથી કાપડ વડે મઢી દીધેલું છે, પાછળ જ્યાંથી તેઓ બૅરેજમાં પ્રવેશશે, તે જગ્યા પર પણ પડદો લટકાવેલો છે. બે એન્જિનિયરો બે તરફથી પડદો ખસેડી પકડી રાખે છે અને મુખ્યમંત્રી તથા કેન્દ્રીય મંત્રી બૅરેજ પર પગ મૂકીને ઊભા રહે છે.

મંચની પાછળ ટી.વી કૅમેરામૅન, પ્રેસ ફોટોગ્રાફર અને રિપોર્ટર તૈયાર જ હતા. જે પડદો ખસેડી તેઓ પ્રવેશ્યા તેની જ બે બાજુ રિપોર્ટરો, જમીન પર ઊભા પગે બેઠેલા ફોટોગ્રાફરો, જરા દૂર ટી.વી. કૅમેરા, તેમની ડાબી તરફ સરકારના પ્રચાર વિભાગનો કૅમેરા, એ બેની વચ્ચે જરા પાછળ ફિલ્મ ડિવિઝનની ટુકડી છે. એક કૅસેટ

રેકોર્ડર ખભે લટકાવી, એક ઊંચું માઈક્રોફોન લઈને ઑલ ઇન્ડિયા રેડિયો છે.

મુખ્યમંત્રી પણ કેન્દ્રીય મંત્રી આવીને ઊભા રહેતાં જ એક સાથે ફ્લેશ ચાલુ કરી દે છે, ટિક્ ટિક્ કરતાં ત્રણ મૂવી કૅમેરા ચાલતાં રહે છે. મુખ્યમંત્રી જરા જમણી તરફ જુએ છે, જ્યાં તિસ્તાનાં પાણી ઊછળી ઊછળી રહ્યાં છે. પછી થોડાં ડગલાં આગળ જાય છે, કારણ કે તે વખતે પાછળનો પડદો ખસેડી બાકીના વી.આઈ.પી.ઓ પણ આવી ગયા છે, તેમાં કેટલાક મંત્રીઓ છે. મુખ્યમંત્રી વચ્ચે જ્યાં ઊભા હતા ત્યાં ઊભા જ રહે છે. કેન્દ્રીય મંત્રી તેમની પાસે છે. બીજા કેટલાક મંત્રીઓ એમની બે બાજુ પોતાની જગ્યા કરી લે છે; પાછળ ઑફિસરો ઊભા રહી જાય છે. કોઈ કશું બોલે તે પહેલાં જ ગ્રુપ ફોટાની માફક બની જઈ બધા જ ઊભા રહી જાય છે, અને માત્ર થોડી સેકન્ડો પછી જ એ આખું ટોળું ચાલવાનું શરૂ કરે છે.

જેઓ ફોટા પાડે છે અને જેમના ફોટા લેવાય છે એ બે ટુકડીની વચ્ચે એક અદ્ભુત સમજણ કામ કરે છે. દરેક જાણે છે કે ક્યારે શું કરવાનું છે. એટલે સુધી કે પ્રેસ ફોટોગ્રાફરો આગળ જઈ ફોટા પાડવા વખતે પણ સભાન રહે છે કે જેથી જેઓ મૂવી ઉતારે છે તેમના કૅમેરાના માર્ગમાં અવરોધરૂપ ના બને. લગભગ રોજની જ ટેવને કારણે તેઓ આ અનભ્યસ્ત માર્ગે ચાલ્યા હતા, તિસ્તાની છાતી પર થઈ તિસ્તા પાર કરી હતી, છતાં પણ જાણે એ બાબતનો કોઈનેય ખ્યાલ રહેતો નથી.

## 216

## અભિનયમાં સ્લ્યુઈસ ગેટ ખોલવાનું

ઉદ્‌ઘાટન કાર્યક્રમ શરૂ થઈ જાય છે, ઉત્તર બંગાળના એમ.એલ.એ.ઓમાંથી કોઈ કોઈ બોલશે — દાર્જિલિંગથી માલદહ સુધી. ઉત્તર બંગાળના એમ.પી.ઓ બોલશે. કૉંગ્રેસના કોઈ એમ.પી. આવ્યા નથી; રાજ્યના સરકારી દળના એમ.પી.ઓ જ મુખ્યત્વે બોલશે. પછી જેમનું જેમનું દફતર હોય એ કામની સાથે જોડાયેલા હોય, તેઓ બોલશે — રાજ્યના સિંચાઈમંત્રી, પી.ડબલ્યુ.ડી. મંત્રી. છેલ્લે બોલશે વિશેષ અતિથિ કેન્દ્રના મંત્રી. તે પછી મુખ્યમંત્રી બોલશે અને તેમના વક્તવ્ય પછી, બીજા એક મંચ પરથી બટન દબાવી સ્લ્યુઈસ ગેટ ખોલશે. બપોરના બે સુધીમાં બધો પ્રોગ્રામ પૂરો કરવાનો છે. તે પછી વી.આઈ.પી.ઓ ચાલી જશે, અને પછી સરઘસો પાછાં વળવાનું શરૂ કરશે.

સરઘસ સ્થિર થયાં છે બૅરેજની દક્ષિણે — વી.આઈ.પી.ઓની ગાડીઓ રાખવાની જગ્યાની પાછળથી તિસ્તાના કાંઠે કાંઠે, જ્યાં સુધી નજર જાય ત્યાં સુધી. જગ્યા તો પહેલેથી જ સાફ કરી દીધી હતી, પણ એટલી જગ્યા નથી. બૅરેજનાં પાણી માટે એ

ખુલ્લી રાખવાની વાત છે. પછી, આ ખુલ્લી જગ્યા સાથે જ આ ભાગને કાંટાની તાર વડે ઘેરી લેવામાં આવશે, અથવા કોઈ બીજી રીતે પહેરામાં રાખવો પડશે, કારણ કે લોકો માટે આ જગ્યા જ સૌથી વધારે વિપત્તિકારક છે. સ્લ્યુઈસ ખૂલતાં જ અહીંથી જ સૌથી વધારે વેગમાં પાણી વહેવા લાગશે — લગભગ જલપ્રપાતના જેવો વેગ. તે ઉપરાંત, બૅરેજની સલામતી ખાતર પણ આટલી પાસે કોઈને આવવા દેવામાં આવશે નહિ.

બે દિવસ સુધી ફૉરેસ્ટના નીચેના જંગલ કાપી પેલા મેદાનને વધારે મોટું કરી દેવામાં આવ્યું છે. એનીયે પાછળ એક જગ્યાએ હારબંધ ટ્રકોને ઊભી કરી દેવાની છે. મંચ પરથી દેખાય છે કે જાણે માણસોનાં માથાં અને ફૉરેસ્ટનાં વૃક્ષો ભળી ગયાં છે. મંચ પર એક એન્જિનિયરના હાથમાં મેડ-ઈન હોંગકોંગનું એક બાઈનોક્યુલર હતું — એ જ બધાના હાથમાં વારાફરતી ફર્યા કરે છે. મુખ્યમંત્રી પોતે પણ ફેરવી ફેરવીને જોતા હતા. તેમણે કેન્દ્રીય મંત્રીને આપ્યું. કેન્દ્રીય મંત્રી યુવાન છે. તે આવા મોટા સમારોહથી બહુ પરિચિત નથી. આ સમારોહનું આયોજન કરવામાં જે શ્રમ, નિષ્ઠા અને ધૈર્યની જરૂર હોય છે તે તેમના દળનાં કામકાજની સમજણ સાથે મેળ ખાતું નથી. બરાબર સમજી પણ શકતા નથી કે બાબત શું છે. તે ફેરવી ફેરવીને જોતાં, ફેરવવા માટે હાથ લંબાવતાં, પાછળથી એક જણ બાઈનોક્યુલર લઈ લે છે. મુખ્યમંત્રી તરફ જોઈને તે મત પ્રકટ કરે છે, 'તમારી લોકપ્રિયતા આટલી બધી છે તેવી તો મને ધારણા પણ નહોતી.'

મુખ્યમંત્રી હસતા ચહેરે તેમની તરફ જોઈ ડોક ફેરવી ફરીથી સમારોહ તરફ જોવા લાગે છે. સમારોહનાં સ્લોગન, હો-હા એ બધું સંભળાય છે, પણ માણસોનાં મોં દેખાતાં નથી — મંચ એટલો બધો ઊંચો છે, અને સમારોહ એટલો બધો દૂર છે. ક્યાંક જરા વિષણ્ણતા આવી જાય છે. ડોક ફેરવી તે જરા જોરથી બોલે છે, 'તમારા માટે જ અમારે આ સમારોહ સંગઠિત કરવો પડ્યો.' 'અમારે' અને 'સમારોહ' એ બે વાત પર મુખ્યમંત્રીએ જરા વધારે ભાર મૂક્યો. તે પછી આગળ કહે છે, 'પશ્ચિમ બંગાળને તો અમે પંજાબ થવા દઈ શકીએ નહિ.' આ વાતમાં પણ ભાર હતો, જાણે મુખ્યમંત્રી તેમના વક્તવ્યની લાઈન બોલે છે. તેમના વક્તવ્યની વિશેષતા આ ભાર જ છે; સાંભળતાં જેમ આત્મવિશ્વાસ આવે, તેમ એમની ઉપર નિર્ભરતા પણ આવે. કેન્દ્રીય મંત્રી મુખ્યમંત્રીની વાતને સમજી લે છે. લાગે છે કે મુખ્યમંત્રીની વાતમાં તેમના દળની અથવા સરકારની વિરુદ્ધ જે ટીકા સમાવિષ્ટ હતી તેને હવે તે ફરીથી ઉપાડવા ઇચ્છતા નથી. એ વિષય તે જાણતા પણ નથી; વળી મુખ્યમંત્રીની વાતો તેમણે સાંભળીયે ઘણી છે — બધા જ ખૂબ શ્રદ્ધા ધરાવે છે. આ પહેલી વાર તેમની સાથે વાર્તાલાપ થાય છે. ખોટા ખોટા એક ઉદ્‌ઘાટન કાર્યક્રમમાં આવી તે વાદ-પ્રતિવાદ કરવા ઇચ્છતા નથી. અંગ્રેજીનો કુશળતાથી ઉપયોગ કરી તે વાત બદલી

નાખવા ઈચ્છતા હતા, 'મંત્રી થયા પછી મારો સૌથી વધારે સમય શેમાં જાય છે તે કહેવાનું મને બહુ મન થાય છે.'

મુખ્યમંત્રી ડોક ફેરવી કહે છે, 'બોલો ને. તમે શું નવા નવા મંત્રી બન્યા છો?'

'હાં, મારો હમણાં સૌથી વધારે સમય જાય છે બીજો પુરુષ બહુવચનનો અર્થ સમજવામાં. એટલે, ક્યારેક મને કહેવામાં આવે છે, તમારી વાત છોડો; તમે તો ભારતના નવા શાસક છો. ત્યારે સમજવાનું કે હું યુ.પી.નો માણસ છું. ક્યારેક કહેવામાં આવે છે — પ્રધાનમંત્રીના નવા છોકરાઓ; ત્યારે સમજવાનું કે હું પ્રધાનમંત્રીનો માણસ છું. ક્યારેક કહેવામાં આવે છે કે — 'તમે બ્રાહ્મણ. આટલે સુધી બોલ્યા પછી મંત્રી અટકી જાય છે.

મુખ્યમંત્રી જરાક હસીને બોલ્યા, 'તમારા દળની તો એક રાજનૈતિક સમસ્યા છે જ — આ રાજ્યમાં. પણ ઉત્તર બંગાળના જેવી પછાત જગ્યાએ સમસ્યા બીજી જ રીતની થઈ જાય છે. તમારા લોકોનાં જુદાં જુદાં દળ — ગોરખાલૅન્ડ, ઉત્તરખંડ — આ બધાં ભાગલાવાદી આંદોલન તરફ ચાલી જાય છે. અને તમારા સ્થાનિક નેતાઓ તેમની સાથે સાથે જાય છે. તેથી એક આપત્તિ દેખાય છે.'

મંચ પરથી માઈકમાં સ્લોગન ઉચ્ચારવાનું શરૂ થાય છે, અને જોતજોતામાં સામેનાં લોકો સભામાં ફેરવાઈ જાય છે. મંચનાં સ્લોગનોના જવાબમાં સભાના હજારો માણસો એક સાથે હાથ ઊંચા કરી સ્લોગન ઉચ્ચારે છે. આટલાં માણસોનાં ગળામાંથી આવતો અવાજ એક સાથે ક્ષણમાં એવો તો પ્રબળ શક્તિ બની જાય છે કે તે સ્લોગન ઉચ્ચારતાં પહેલાંની ક્ષણે પણ વિચાર્યું નથી. એ સ્લોગન જ જાણે આ મંચ, આ ફૉરેસ્ટ, આ નદીની સાથે આ માણસોને જોડી દે છે. આટલાં માણસો જ્યારે આમ જોરભર્યા અવાજે આટલું સમર્થન દર્શાવવા ઈચ્છે છે ત્યારે રાજનીતિનું તત્ત્વ હાથમાં પકડાય છે, સ્પર્શી જાય છે, એવી એક ઈન્દ્રિયગ્રાહ્યતા પ્રાપ્ત કરી લે છે.

મંચના આ નેતાઓ તો બધો વખત મીટિંગ કરે છે. અને વર્ષે-બે વર્ષે કંઈ નહિ તો એક વાર બ્રિગેડની જનતાને તેઓ મંચ પરથી જોઈ રહે છે — પણ ત્યાં, આ સભામાં, એ બધું સમજની બહારની બાબત બની જાય છે. તિસ્તાનો એક ગંભીર ધ્વનિ આખો વખત સંભળાતો હતો. પેલી ગાડીમાંથી ઊતર્યા પછીથી બધો વખત આ અવાજ સમગ્ર પરિવેશની સાથે જોડાયેલો છે — જાણે અનેક દિગંતની મેઘગર્જનાની માફક. તેની સાથે પ્રબળ પવન — તિસ્તાની પાણીસભર છાતી પરથી પ્રબળપણે ઊઠીને વહેતો જાય છે. નદીના સ્રોતની સમાંતરે, આટલા મોટા આકાશની નીચે એ જાણે પવનની બીજી એક તિસ્તા બની જાય છે. અને, એની જ સાથે વહે છે ફૉરેસ્ટની અંદર થઈ પવન વહ્યે જવાનો અવિરલ દીર્ઘશ્વાસ, વિરતિહીન, પતનહીન. એ તિસ્તાના, ફૉરેસ્ટના, પવનના અવાજની સાથે ભળી જતાં સ્લોગનનાં નામ બદલાઈ ગયાં છે. આદિવાસી ઉચ્ચારણમાં સ્લોગનમાં જાણે વચ્ચે વચ્ચે ટંકાર પણ ઊઠે છે.

આ સ્લોગનોની અંદર જાણે એક વિષાદ પણ ભળેલો હોય છે — પહાડના અથવા જંગલના અથવા ગોઠવવામાં આવતા પથ્થરોનાં ગાનમાં જે વિષાદ હોય છે.

જેઓ ફિલ્મ લેતા હતા તેમાંના કેટલાક મુખ્યમંત્રીની ચૅરની પાછળ આવી ઊભા રહે છે — કંઈક કહેવાની ઇચ્છાથી. એ સમજી જતાં મુખ્યમંત્રી ડોક ફેરવી જુએ છે. થોડી ઉંમરવાળા એક માણસ, કે જેને મુખ્યમંત્રી જુદા જુદા સમારોહોમાં મળ્યા હોવાથી ઓળખે છે, તે કહે છે, 'સર, અમે એક મુશ્કેલીમાં પડ્યા છીએ.'

'કેમ? શું થયું?'

'ખરેખર, અમે તો એક એક કૅમેરા લાવ્યા છીએ, અને આ લોકોએ ડાયસ એવી રીતે બનાવ્યું છે કે તમારો બટન દબાવવાનો શૉટ લઈ લીધા પછી દોડીને નીચે જઈને સ્લ્યુઈસ ખૂલી જાય તે શૉટ લઈ શકાશે નહિ.'

'તો પછી શું? શું કરવું પડશે?'

'સ્લ્યુઈસ શૉટ લેવા માટે તો અત્યારથી જ ત્યાં કૅમેરા ફીટ કરીને રાખવા પડશે. એ શૉટ તો સર પેલા સરઘસની અંદરથી જ લેવા પડશે. ધક્કા પણ ખાવા પડે.'

'જઈને ફીટ કરી દો.'

ભદ્રલોક આ વખતે જરા હસીને બોલે છે, 'તમે, સર, જો અહીંથી એક વાર ચાલીને પેલા બટન દબાવવાના ડાયસ સુધી જાવ, ત્યાં જઈને એક વાર ઊભા રહો, તો તો તમારો બટન દબાવવાનો શૉટ હમણાં જ લઈ અમે નીચે જઈ શકીએ.'

'ઓ! ઍક્ટિંગ કરવી પડશે!? જાવ, તમે તમારું યંત્ર લગાવતા થાવ.'

'અમે ગોઠવીને જ આવ્યા છીએ, સર.' એ સાંભળીને મુખ્યમંત્રી ઊભા થાય છે, પછી ઝડપી પગલે જમણી તરફના પેલા મંચ તરફ ચાલી જાય છે; બટન દબાવે છે એ જાતની એક શારીરિક મુદ્રા કરે છે. ઘણી ઘડિયાળો એક સાથે ચાલતી હોય ત્યારે જેવો અવાજ થાય એવા એક સાથે ટિક્ ટિક્ અવાજે ફિલ્મ ચાલતી રહે છે. 'સર, હાથ જરા હલાવો ને, સર!' મુખ્યમંત્રી હાથ હલાવે છે.

## 217

## મદારીની માની સંતાન-અનુસંધાન

દરેક વક્તવ્ય વખતે મીટિંગ જામી પડે છે.

મંચ પર એક પછી એક વક્તા આવ્યા છે, કોઈ બહુ વાર બોલ્યા નથી, પણ એક પછી એક બોલી જવાથી જાણે એમ લાગે કે એક વક્તવ્ય જ લાંબા સમય સુધી ચાલે છે.

નદીનો કલ્લોલ, હવાનું ગર્જન અને ફૉરિસ્ટના
સ્લોગનના ધ્વનિને બદલી નાંખ્યો હતો તે રીતે વર્ણન
છે. પવન વહે છે નદીના પ્રવાહને અનુકૂળ
મોટાં વિશાળકાય સ્પીકરોનાં મોં પણ પશ્ચિમ તરફ.
જ પવન પેલા અવાજને ઉડાવી લઈ જાય છે
ઉપરાંત નદી પરનો પવન તો જળ - પ્રવાહની
વહીને જતો નથી. પૂર્વનો પવન નદી પરના આટલા
જાય છે. જે બધાં ભૂંગળાં લગાવ્યાં છે તેનો અવાજ
ભેળસેળ થઈ વહ્યે જાય છે. એટલે, વક્તાની
જુદી જુદી રીતે આવી પેલી સભા પર પડે છે
તિસ્તાનાં પાણીમાં નકામું ઘાસ પડતાં જેમ તણાઈ

મદારીની મા મીટિંગમાં ફરી ફરી ઘૂમી રહી
છે એટલે જાણે લાગે છે કે દસ મદારીહાટ આ મીટિં
તો વળી દુકાનો માટેની જગ્યા રાખવી પડે છે, વચ્ચે
પડે છે. પણ અહીં તો માણસ માણસના ખભેખભા
ફૉરેસ્ટનાં ઝાડની માફક, જ્યાં એક ઝાડ સાથે બીજા
રહેલો જ હોય છે.

મદારીની મા તો ચાહતી હતી માણસોને,
ચામડીની ગંધને, માણસનું જે કંઈ હોય તેને! જ્યારે
છે, જ્યારે તે આટલાં માણસોની વચ્ચે આટલી વાર
ચાહનાને પૂરેપૂરી વસૂલ કરી લેશે.

પણ માણસોને ચાહતાં ચાહતાં, માણસોના
માણસોની ગંધ સૂંઘતાં સૂંઘતાં મદારીની મા તેના
તો આખી દુનિયાનાં માણસો આવ્યાં છે. મદારી
સાથે ક્યારેય જોયાં નથી. તેનાં બાકી જીવનમાં
મીટિંગમાં ક્યારેય આવી શકવાની નથી. આજનો જ
પેલા મદારીહાટથી આટલે દૂર આવવાનું થશે તો
છતાં આ જગ્યા તેને એટલી અપરિચિત લાગતી
જોયા છતાં પણ તેણે તોર્સાનાં પાણી અને બાકી
પાસેનાં ફૉરેસ્ટ. પણ આવતાં આવતાં ઝરી જોઈ
તેઓ એટલે દૂર જાય છે કે ક્યાંથી શોભાયાત્રા
મા દેશ સમજતી નથી, પણ વિદેશ સમજે છે. આ
કોઈ દિવસ આવશે? તો તો તે તેના બાકીનાઓને

તેના આઠ કે દસ છોકરાઓમાંથી એકબે તો આ મીટિંગમાં આવ્યા જ હશે.

મદારીની મા કોઈ ખાસ નિયમ લઈને, માનીને શોધે છે એવું નથી. આ મીટિંગમાં કઈ કઈ જગ્યાઓએથી લોકો આવ્યાં છે તે તો તે જાણી શકવાની નથી. તેના છોકરાઓ કઈ કઈ જગ્યાએ ચાલી ગયા છે તે પણ તે જાણતી નથી. તો પછી બીજી જગ્યાઓએ ફરી ફરીને તે શોધશે ય કેવી રીતે? તેને આ હજારો માણસોની વચ્ચે ધીરે ધીરે ફરી ઘૂમવાનું છે, ચાલવાનું છે — જે રીતે તે દરરોજ ઘૂમે છે, ફરે છે ફૉરેસ્ટની જમીન તરફ નજર રાખી તેના ખોરાકના અનુસંધાનમાં. આમ એકલા એકલા ચાલવું અને શોધવું, શોધવા માટે ચાલવું તે તો તેનું રોજનું જીવન જ છે.

પરંતુ અહીં ફૉરેસ્ટનો અંધકાર નથી, અહીં સુક્કાં, સડેલાં પાંદડાં નથી, અહીં ડાળાં-લતા-પાંદડાંની જંગલની આડશ નથી, અહીં ભીની માટી નથી. અહીં તો આકાશમાંથી તડકો ભોંય પર સંપૂર્ણપણે પડે છે — એક વાદળના પડછાયાનો પણ અવરોધ નથી. આટલા મોટા આકાશમાંથી આટલો તડકો આટલે દૂર સુધી ઝરી પડ્યો છે તેથી થોડી વાર તો જોઈ રહેવાતું નથી. અહીં, સામે આકાશ પર્યંત પહોળી વિશાળ નદીને બે ભાગમાં વિભાજિત કરી સુક્કી, ખટ્ખટ્ અવાજ કરતી સિમેન્ટની દીવાલ પેલા આકાશ પર્યંત પહોંચી ગઈ છે. અહીં પગ નીચે મજબૂત જમીન છે, લીલાં ઘાસની માટી છે. અહીં આ તડકામાં અને આ હવામાં, આ નદી અને આ પાણીની સામે હજાર હજાર મોં છે. બધાં ય મોં એક જ તરફ ઊંચાં કરેલાં છે — સામે મંચ તરફ જોતાં ડોક જરા હલાવવી પણ પડે છે. મંચના માનવીઓની દૃષ્ટિ અહીં સુધી દેખાતી નથી, પણ તેમના હાથનું હરવુંફરવું, હલનચલન સમજાય છે. પેલાં હજાર હજાર જરા ઊંચાં કરેલાં મોંના લગભગ દરેકને જોવાનો આવો સુયોગ મદારીની માને બીજે ક્યાં મળશે?

તેથી મદારીની મા ચાલે છે — તેનું રોજનું ચાલવાનું ચાલે છે. રોજની માફકની ગતિથી ચાલે છે; ધીરે ધીરે ચાલે છે; કોઈ ઉતાવળ ઘડાધડ નથી. જે શોધી રહી છે તે શોધવા જાય છે; ઉતાવળ કરવાથી મળી જશે એવું નથી. ફક્ત જીવનનિર્વાહ માટે જરૂરી ખાદ્ય પદાર્થ ફૉરેસ્ટમાંથી મેળવવા જે પ્રયાસ વિનાનું, થાક વિનાનું ચાલવાનું હોય છે તે રીતે જ તે ચાલે છે. ફક્ત તેના હાથમાં શસ્ત્ર જેવી પેલી લાઠી નથી, જે માથા પર ઉપાડી તે-ખડગની જેમ નીચે લાવી શકે — નિર્ઘાતપણે. અત્યારે તેના હાથમાં કોઈ શસ્ત્ર નથી, ફક્ત બે આંખો છે, આંખોની એ જ દૃષ્ટિ છે. આવી તડકામાં વહેતી, પવનથી પ્રહાર પામતી મુક્ત વિશાળ જગ્યામાં આટલાં માણસોની ભીડમાં તે નજરને એટલી તીક્ષ્ણ ના કરી શકત.

મદારીની મા ચાલે છે, અને પેલા વ્યગ્ર ચહેરાઓ તરફ ઝીણી દૃષ્ટિએ જુએ છે. તેણે કેટલા ગર્ભ ધારણ કર્યા છે તેની તેને માટે બરાબર ગણતરી કરવી સંભવિત

નથી. કોઈ દિવસ એ રીતે સંતાનોની ગણતરી કરી નથી. પણ એક છોકરા વિના તેને ક્યારેય ચાલ્યું નથી. અને છોકરાઓ તો થોડા ઊંચા થવા માંડતા જ ચાલી ગયા છે. તે દરમ્યાન બીજો એક છોકરો આવી ગયો હોય છે.

મદારીની મા અત્યારે તેના તે બધા છોકરાઓને જ શોધી રહી છે.

તે એક પછી એક મોં જોતી જાય છે, આ ચહેરાઓ તેને પરિચિત રાજવંશી ચહેરા છે. એક અંદાજ તો તેની પાસે છે કે તેના છોકરાઓની ઉંમર અત્યારે કેટલી હોઈ શકે — ઉપર તરફની. તેથી તે અંદાજી ઉંમરથી વધારે ઉંમરલાયક ચહેરાઓને એક પળમાં જોઈ લઈ નજર ફેરવી લે છે; અને તેના છોકરાઓની અંદાજી ઉંમરની સીમામાં આવી શકે એવા કોઈ પણ ચહેરા તરફ તે નિબિડ ભાવે ક્ષણવાર જોઈ લે છે.

આ રીતે જોતાં જોતાં તે મનોમન તેના છોકરાઓની વાત એક વાર ચકાસી લેવા માગે છે. નેપાળી જ્યેષ્ઠપુત્રની વાત અને તે પછીના મદેશિયા છોકરાની વાત એક પછી એક યાદ આવે છે. તે પછી બધી વાત ગોળ ગોળ થઈ જાય છે. કયો છોકરો પહેલાં — પેલો મિલિટરી કે પેલો રાજવંશી દેઉનિયા — એ તે નિશ્ચિતપણે યાદ કરી શકતી નથી. તે પછીના બધા છોકરાઓ કોઈ પણ ઉંમરના હોઈ શકે.

મદારીની મા એક પછી એક ગોરખા ચહેરા જોતી જાય છે.

બહુ જ પરિચિત છે એ બધા નાના નાના ચહેરાઓ, પાતળી દાઢી, અને તીવ્ર એવી દાઢીની અણી. ઉંમર એકદમ સમજાતી નથી એટલે તે લગભગ એકે ચહેરાને બાકી મૂકી શકતી નથી અને એકદમ એક પછી એક ચહેરો જોઈ ઊભી રહી જાય છે. ક્યાં, કેટલે દૂર તેના છોકરાઓ ગયા છે કે દુનિયાનાં માનવીઓનાં આ સરઘસમાં ય તેઓ કોઈ આવે નહિ! તેના એકબે છોકરા તો આ સભામાં હોય જ; ફક્ત શોધી કાઢવાના છે — દરરોજનાં ખાવાનાની શોધની માફક ધીરે, ખૂબ ધીરેથી, નજરને તીક્ષ્ણ, નિર્ભ્રાન્ત રાખીને, આ તડકામાં વહેતા પ્રદેશને પણ નિર્ભ્રાન્ત રાખીને.

તે વખતે પ્રબળ જયધ્વનિની વચ્ચે, સ્લુઈસ ગેટના અવકાશમાંથી કૃત્રિમ રીતે બાંધી દીધેલી પ્રવાહિત તિસ્તાનું પાણી તેની સહજ ગતિથી ઘણી જ વધારે ગતિએ પોતાના જ વહેણમાં ઊછળી પડે છે, આકાશમાં ફીણ-ફોરાં ઊડે છે, અને દોડી જાય છે આ મીટિંગનાં હજારો માણસોની સમક્ષ ભાવિનું પ્રતીક બનીને. મદારીની મા- પેલાં મુક્ત સ-ફેણ જળરાશિ તરફ જોતી નથી. એને માટે આ બૅરેજ, આ સ્લુઈસ ગેટ, આ નદી-નિયંત્રણ, આ મંચ, આ જયધ્વનિ અવાંતર છે. તિસ્તાનાં પાણી આમે ય તેના શીમળાઝરામાં જતાં નથી; બૅરેજ થઈ જશે તોપણ જવાનાં નથી. પણ આ જળરાશિને આ નૂતન તિસ્તાને અભિનંદન પાઠવતા જયધ્વનિમુખર ચહેરાઓ તેને માટે ઘણા પ્રાસંગિક છે. આ ચહેરાઓના અરણ્યમાં તેના છોકરાઓના ચહેરાઓ છે; શોધી લેવાના છે; મદારીની માએ ધીરે પગલે

શોધી લેવાના છે. ફૉરેસ્ટની અંદર તે રોજ જે પગલાંઓથી તેનું ખાવાનું શોધે છે તે જ રીતનાં પગલાંઓથી શોધી કાઢવાના છે.

મદારીની મા એક પછી એક મદેશિયા ચહેરા જોઈ લે છે — તેના છોકરાઓનાં સમવયસ્ક છોકરાઓના ચહેરા — ખૂબ પરિચિત છે આ ચહેરાઓનો ઘાટ, પહોળાં કપાળ, પહોળાં જડબાનાં હાડ.

## 218

## મદારીની માનું સ્વરાષ્ટ્રમાં પ્રત્યાવર્તન — અંત્યપર્વનો છેલ્લો અધ્યાય

રાત લગભગ પૂરી થવાની વેળાએ એક ટ્રક નેશનલ હાઈવે થઈ દોડતી દોડતી આવીને મદારીહાટના હાટખોલામાં ઊભી રહી જાય છે, પણ સ્ટાર્ટ બંધ કરતી નથી. ટ્રક ભરેલાં સ્ત્રીપુરુષો પેલા અચાનક આવેલા આંચકાથી ઝોકાંમાંથી જાગી ઊઠે છે. ટ્રકની અંદર એક ખૂણેથી ક્લીનર ઊંઘભર્યા અવાજે બોલે છે, 'કોણ ઊતરવાનું છે, મદારીહાટે? ઊતરી જાવ.'

મદારીની મા ટ્રકની પાછળના ભાગમાં બેઠી હતી. તે ત્યાં ઊભી ઊભી જુએ છે કે જમીનનું અંતર કેટલું છે. થોડા ઓછા ઊંઘભર્યા અવાજે કહે છે, 'આ તરફથી ઊતરો, આ તરફથી,' એમ કહી ક્લીનર ઊઠીને ઊભો થઈ જાય છે!' આખી ટ્રક પાર કરી મદારીની માને આગળથી ઊતરવાનું છે.

તે ડાબી બાજુએથી આગળ વધતાં પૈડાં પાસે આવીને ઊભી રહે છે. પછી ઢાંકણ પકડી ડાબો પગ ઉતારી પૈડાં પર મૂકે છે, 'અરે અરે, પડી જશો, પડી જશો.' ક્લીનરની આ વાત સાંભળતાં સાંભળતાંમાં જમણો પગ પણ તે પૈડાં પર ઊતારે છે; પછી પૈડાં પરથી ડાબો પગ જમીન પર મૂકવા જાય છે — ટ્રકના ઢાંકણ પર રાખેલા હાથ ખેંચી ખેંચી શક્ય તેટલી તે લટકે છે — હાથ છોડી દે છે અને રસ્તા પર ધપ્ કરતી બેસી પડે છે. ક્લીનર એ તરફથી આ તરફ આવી ડોકિયું કરી જુએ છે ત્યારે તો મદારીની મા ઊભી થઈ ગઈ છે. ક્લીનર તેને બરાબર જોઈ લઈને ડ્રાઈવરની કેબિન પાછળ થપાટ મારે છે. રાતમાં એક અવાજ છોડી ટ્રક સીધી બહાર નીકળી જાય છે — અવાજના પડઘાઓને દીર્ઘ કરતી કરતી. વળાંક લેતાં જ ટ્રકનો લાલ પ્રકાશ હવે મદારીની મા જોઈ શકતી નથી, પણ અવાજ તો ક્યાંય સુધી સાંભળી શકે છે.

મદારીની માએ તેની ગાડી ગુમાવી દીધી હતી. છેવટે, એક ભદ્ર માણસનો છોકરો તેને લઈને શોધતો શોધતો આ ટ્રકમાં ચઢાવી ગયો છે — ટ્રક મદારીહાટ

થઈ ફલાકાટા તરફ જશે.

ટ્રક ચાલી ગયા પછી મદારીની મા પેલી મોડી રાતે મદારીહાટના એક સ્થળે ઊભી ઊભી આમતેમ જુએ છે. મદારી પહેલો આવીને ક્યાંક બેસી રહ્યો હોય, તે તેને જોઈને 'મા રે' બોલી ઊઠી શકે તે માટે મદારીની મા પોતાને દૃશ્યમાન સ્થિતિમાં રાખે છે — એ રાતે એ અંધકારમાં જેટલું દૃશ્યમાન રાખવું સંભવિત છે તેટલું રાખીને.

જો મદારી તેની રાહ જોતો ક્યાંક બેઠેલો હોય તો તો હાટખોલામાં ટ્રક અટકતાં જ ચાલી આવત. જરૂર ઊંઘી ગયો હશે.

મદારીની મા રસ્તો છોડી દઈ રસ્તાની બાજુ પરની એકબે દુકાનોના વરંડામાં જુએ છે. ઘોષમશાયની દુકાનનો ઝાંપો બંધ છે. બહારથી જ મદારીની મા બૂમ પાડે છે —'હે-એ મદારી, મદા-રી, હે-એ મદારી!' એક કૂતરો અંધારામાંથી અવાજ કર્યા વિના આવે છે અને મદારીની માની કમ્મર તરફ તેની કાળી ડોક ઊંચી કરી દે છે. તેના ઊંડા નિઃશ્વાસોનો પવન મદારીની માની કમ્મરે અને સાથળ પર અડે છે. તેને કંઈ ખાવાની ઇચ્છા છે કે માત્ર સંગ ઈચ્છે છે કે પછી આક્રમણ કરવા માગે છે એ કંઈ સમજાતું નથી.

મદારીની મા બૂમ પાડે છે, 'હે-એ મદારી, મદારી રે, મદારી!'

એ વખતે અંદરથી બહાદુરનો ઊંઘભર્યો અવાજ આવે છે, 'મદારી ગાડીમાં આવ્યો નથી.'

મદારી આવ્યો નથી. આવ્યો હોત તો બહાદુરની ગાડીમાં જ મદારી આવત. કે પછી મદારી અને બહાદુર પણ છૂટા પડી ગયા હતા? કૂતરાનો વધારે ભારે અવાજ વાળો નિઃશ્વાસ મદારીની માના શરીરે લાગે છે. મદારીની મા ગણગણવાના અવાજે પૂછે છે, 'મદારી ક્યાં ગયો?' એક વાર જ પૂછે છે. એને ખબર છે કે પ્રશ્નનો કોઈ જવાબ મળવાનો નથી, તેથી જરા વાર ઊભી રહી તે ફરીથી રસ્તે ચઢી જાય છે.

હવે તે શીમળાઝરા તરફ ચાલે છે. અત્યારે એના રોજના ચાલવા જેવું નથી, કારણ કે અત્યારે તેને કશું શોધવાનું નથી — આ ઘેરી રાતમાં, અંધકારમાં. હવે તો તેને માઈલો ચાલી શીમળાઝરા પાછા જવાનું છે, ત્યારે રાત કેટલાક કલાકો નીકળી ગઈ હશે. તેને કેટલા માઈલ ચાલવાનું છે તે તે જાણતી નથી; જ્યાં સુધી પહોંચે નહિ ત્યાં સુધી ચાલતી જશે.

તે જાણે છે કે કૂતરો તેની સાથે સાથે ચાલી રહ્યો છે — શેની ગંધથી કોણ જાણે? એક વાર પણ ભસ્યો નહિ. વચ્ચે વચ્ચે બેએક ડગલાં પાછો પડે છે, માટી સૂંઘતો લાગે છે એમ મદારીની મા રસ્તા પર કૂતરાના શ્વાસના પ્રતિધ્વનિથી અનુમાન કરે છે, વચ્ચે વચ્ચે તેનું ગળું લંબાવી મદારીની માના શરીરની ગંધ સૂંઘે છે.

મદારી પાછો ફર્યો નહિ. બસ કે ટ્રક ચૂકી ગયો લાગે છે, જેમ મદારીની મા પોતે ચૂકી ગઈ છે. તો પછી, મદારીની માની માફક શું તે બીજી કોઈ ગાડીમાં ચડી નહિ શક્યો હોય! બહાદુરનો સાથ મદારીએ શા માટે છોડ્યો? આવું છૂટા પડવાનું તો થયા કરે; અથવા મદારીને જોઈ પાછો લાવવો એ જવાબદારી તો બહાદુરને કોઈએ આપી નથી.

એક બાબત હોઈ શકે — મદારી ચાલી ગયો, કોઈ દિવસ પાછો ફરશે નહિ. આટલી જગ્યાઓએથી આટલી ગાડીઓ આવી છે, આટલાં માણસો આવ્યાં છે, આટલાં કામો છે. પહાડ બાંધી નદીના પૂરને અટકાવવાનું જોયું છે, હવે તો ઇચ્છા પ્રમાણે પૂરનાં પાણી છોડવામાં આવ્યાં છે, પૂરનાં પાણી પણ નદીનું વહેણ છોડી દઈ શકશે નહિ — આ બધું એક વાર જોઈ લીધા પછી મદારી હવે પાછો ફરશે નહિ. તેના છોકરાઓ હાસિમારા, શિલિગુડિ, નેપાલ એ બધી દૂર દૂરની જગ્યાઓએ ચાલી ગયા છે. મદારીને હવે એ રીતે જવાનું થયું નહિ. તે તો તેની માની સાથે જ પેલા 'દૂર પ્રદેશ'ની એકદમ અંદર જઈ ત્યાં જ રહી ગયો છે.

રસ્તો જ્યાં ફૉરેસ્ટમાં પ્રવેશ્યો હતો ત્યાં ફૉરેસ્ટનાં વૃક્ષો પણ જાણે રસ્તા પર ઊગી નીકળ્યાં છે. પાંદડાંઓથી છવાયેલો એ રસ્તો એક ગુફા જેવો લાગે છે, વધારે ગાઢી ગુફા જેવો લાગે છે. ત્યાં, લગભગ છેડે, કૂતરો ઊભો રહી ગયો. મદારીની માના નાકમાં ફૉરેસ્ટની તીવ્ર ગંધ, હરિયાળીની તીવ્ર ગંધ, એમોનિયાની તીવ્ર ગંધ, આવવા લાગે છે. કૂતરો પણ એટલે જ ઊભો રહી જાય છે; આ ગંધની અંદર, માણસની સાથે રહેલો કૂતરો, પ્રવેશતાં ભય પામે છે. ગંધમાં ઘણી બધી છાયાઓ છે, ઘણા બધા અવાજ છે, ઘણી બધી ગંધ છે. મદારીની માના શરીરમાંથી કૂતરાને શું પેલા કોઈ આરણ્યક, જન્માંતરની ગંધ આવી હશે, એટલે તેણે સાથ કર્યો હશે?

એ અંધારી ગુફા જેવા રસ્તેથી મદારીની મા પ્રવાહની તરલતાથી ચાલી જાય છે. એ ગંધની અંદર, વધારે અંદર, દાખલ થઈ જાય છે. તેના પોતાના પગ સાથે રસ્તાના ઘર્ષણનો અવાજ એવો તો તીવ્ર થઈ તેના કાનમાં આવે છે કે જંગલના અવાજો તેને સંભળાતા નથી. તે બહુ ધ્યાન પણ આપતી નથી.

રાત્રિમાં પશુનાં જેવાં મજબૂત, દૃઢ, છતાં સાવધાનીપૂર્વક ડગલાં પાડતી મદારીની માને પેલો ઢાળ અને વળાંક પાર કરીને તેણે જ બનાવેલા શીમળાઝરાના પાણીભીના નેશનલ હાઈવે પરથી ચાલવાનું થાય છે. તેની આગળનો અંધકાર કોઈ પથ્થર જેવો સઘન છે. થોડી વાર જોઈ રહેતાં તે પથ્થર બીજો આકાર લઈ લે છે. તેના શીમળાના ઝાડની જે ડાળ ઉપર તરફ ઊગીને ચઢી ગઈ છે તે અંધકારમાં ઊભેલા હાથીની સૂંઢની જેમ ડોલે છે, અને જે ડાળ નીચે તરફ નમી ગઈ છે તે અંધકારના હાથીની જેમ ઝરણામાંથી પાણી પીએ છે.

આ રાષ્ટ્રીય માર્ગ પરથી આખું ભારતવર્ષ રોજે આવનજાવન કરે છે. આજે

મદારીની માએ જોયું છે કે માણસોએ પથ્થર બાંધી બાંધી નદી બનાવી, નદીનાં પૂર સર્જ્યાં, સર્જેલાં પૂરનાં પાણી પણ વહેણ રૂપે વહેવા લાગ્યાં, તે હવે ઊભરાવાનાં નથી.

મદારીની મા માટે આ બધું અવાંતર છે — આ રાષ્ટ્રીય સડક, આ સડક દ્વારા રોજે આવનજાવન કરતું ભારતવર્ષ, પેલી નદી, પેલો બૅરેજ, પેલાં પૂર. એ રાષ્ટ્રીય સડકની પાસે જ તેની પોતાની નદી છે, પોતાનું વૃક્ષ છે, પોતાના પથ્થરો વડે પોતાના શીમળાઝરાને બનાવી દીધો છે. તેણે પોતે સર્જેલા માણસો પણ હતા; આજથી હવે બીજા થશે નહિ એમ લાગે છે.

મદારીની મા કમ્મર વાંકી વાળી ચઢાઈ પાર કરી તેના પાંદડાંના ઘર તરફ ચાલવાનું શરૂ કરે છે.

બહુ માઈલો દૂરથી પેલા કૂતરાનું રુદન અંધારી ગુફા જેવી પેલી રાષ્ટ્રીય સડક પરથી એ સમયે વહી આવે છે — આ ફૉરેસ્ટમાં હવે માણસે પાળેલા કોઈ પશુનો પણ પ્રવેશ નિષિદ્ધ છે!

પાછલી બાકીની રાત પસાર કરવા મદારીની મા તેના પાંદડાંના ઘરમાં પ્રવેશ કરે છે.

આ વૃત્તાંત અહીં જ પૂર્ણ કરવું જોઈએ; બધાં જ વૃત્તાંતોને કોઈ એક યોગ્ય સ્થળે તો પૂર્ણ કરવાં જ પડે છે. આ વૃત્તાંત માટે આ સૌથી યોગ્ય સ્થળ છે! મદારીની માને માટે દૂર દૂરનાં ભ્રમણને અંતે ઘરે પાછા આવવું — એકલા! મદારી પાછો આવતો નથી.

પૂર્ણ ના કરીએ તો આ વૃત્તાંત તો ચાલતું જ રહેશે — પછીનો દિવસ, તેના પછીનો દિવસ, તેના પછીનો દિવસ.

કારણ કે મદારીની મા ભારતવર્ષના લગભગ ૮૦ કરોડ માનવીઓમાંના છ-સાત કરોડમાંની એક છે, જે વનનાં પશુના નિયમ પ્રમાણે જીવે છે. 'ગરીબીની રેખા' 'પછાત અંશ' વગેરે શબ્દો તેમને સ્પર્શતા નથી.

પરિણામે મદારીની માનું રોજનું જીવવું એ એક સ્વાધીન, સાર્વભૌમ, સ્વ-રાષ્ટ્ર છે, સ્વાવલંબી જીવન છે. એ જીવન, દિવસ પછી દિવસના જીવતા રહેવા માત્રનું નથી; પ્રત્યેક દિવસ જ એક પૂરું જીવન જીવવા બરાબર છે. એક સંપૂર્ણ માનવજીવન જીવવું તે છે. એ જીવવાના નિયમ પ્રમાણે તે તિસ્તા બૅરેજ, હીરાકુડ ડૅમ, ભાકરા-નંગલ

એ બધાના વિરોધમાં તેનો પોતાનો એક શીમળાઝરો બનાવી શકે છે. એ જીવવાનો નિયમ પ્રમાણે જ દિવસરાત ભારતવર્ષ આવનજાવન કરી આવી એક સડકની પાસે પોતાનું એક રાષ્ટ્ર સ્થિર કરી શકે છે.

પરંતુ એમાં કોઈ ગૌરવ કરવા જેવું નથી : મદારીની માના દારિદ્ર્યમાં તો કોઈ ગૌરવ નથી, બહુ મોટું અપમાન છે.

એ અપમાનની વિચ્છિન્નતાના વિદ્રોહની વિચ્છિન્નતા એવું વિચારવામાં, તેની સાત કથાઓનું વૃત્તાંત રચવામાં કંઈક મિથ્યા તત્ત્વ રહી પણ જાય. ભારતવર્ષમાં જેઓ કલમનો વ્યવહાર કરી જાણે છે. તેઓ અમારી જેમ, જાણતા નથી કે ભારતવર્ષનાં દરિદ્રતમ છ-સાત કરોડ લોકોની વાત કયા અક્ષરોમાં લખાય. તેથી અક્ષરજ્ઞાનહીન આ વૃત્તાંત જેટલું લખવામાં આવશે તેટલું મિથ્યા બનશે — ‘તે કરે છે વિસ્તાર મિથ્યા, જે કહે છે બહુ.’

આ વૃત્તાંત તેથી અહીં જ, આવી જ એક યોગ્ય જગ્યાએ પૂરું થાઓ.

મદારીની મા તેના પાંદડાંના ઘરમાં રાતના બાકી કેટલાક કલાક છેલ્લા પુત્ર વગર ભલે પસાર કરે.

# પરિશિષ્ટ

## 219

## આ વૃત્તાંત-રચનાની રીતિ અને વૃત્તાંત-સમાપ્તિનું કારણ

તિસ્તાકાંઠાનું વૃત્તાંત પૂરું થઈ ગયું છે.

પહાડ પરથી મેદાન પર નીચે ઊતર્યા પછી તિસ્તાની લંબાઈ તો ફક્ત થોડા જ માઈલની છે. તે પણ વળી ભારતીય યુનિયન અને બાંગ્લાદેશની વચ્ચે વહેંચાઈ ગઈ છે. પણ એ કેટલાક માઈલો દરમ્યાન જ જોતપર્વ, વનપર્વ, ચરપર્વ, ફૉરેસ્ટનું વૃક્ષપર્વ, મીટિંગ-સરઘસ પર્વ, તિસ્તા બૅરેજ પર્વ — એ બધા જુદા જુદા વિભાગો છે. એ બધાં ખરેખર તો સીમાચિહ્નો પણ છે. એ બધાં ચિહ્નો રાખી રાખીને એક નદી નવલકથાની અંદર થઈ થઈને વહી જાય છે. આ બધાં ચિહ્નો જોતાં જોતાં જ આપણે નવલકથાની અંદર વહેતી એક નદીને ઓળખી લઈએ છીએ.

પેલા આદિપર્વનાં જ ઘણાં બધાં લોકો અંત્યપર્વમાં તિસ્તા બૅરેજના ઉદ્‌ઘાટન કાર્યક્રમમાં ઉપસ્થિત હતાં. આદિપર્વમાં આપલચાંદ ફૉરેસ્ટમાં ગાજોલડોલા ગામે તિસ્તાનો જે જળપ્રવાહ સૌપ્રથમ આ વૃત્તાંતમાં જોવામાં આવ્યો હતો, એ જ ગાજોલડોલામાં પેલા આપલચાંદની અંદર જ ઘટનાક્રમે તિસ્તામાં મૈનાકનું માથું, માનવીએ તૈયાર કરેલા મૈનાકનું માથું, ઊંચે આવી ચઢ્યું છે — અને તે તિસ્તા બૅરેજ. તેમાં ખરેખર જાણે એક વૃત્ત સંપૂર્ણ થયું; એક વૃત્તાંતની સમાપ્તિ થઈ.

વાસ્તવમાં જોકે તેવું થયું નથી. આ વૃત્તાંત લખતી વખતે તિસ્તા બૅરેજનું કામ શરૂ થયું છે. એ કામ હજુ પૂરું થયું નથી. આ વૃત્તાંતમાં જ્યારે સૌ પ્રથમ ગાજોલડોલા ગામમાં તિસ્તાના કાંઠા પરના સર્વેની વાત લખવામાં આવી હતી, ત્યારે તો ખબરે નહોતી કે પેલા ગાજોલડોલામાં જ તિસ્તા બૅરેજનો મુખ્ય ડેપો થશે. આ વૃત્તાંતમાં જ્યારે તિસ્તા બૅરેજના ઉદ્‌ઘાટનની કથા લખવામાં આવી હતી ત્યારે ઉદ્‌ઘાટન થશે એવી વાત પણ ઊઠી નહોતી. પણ કેટલાક દિવસો પછી આ વૃત્તાંતના વર્ણનને અનુસરીને જ એક ઉદ્‌ઘાટનનો કાર્યક્રમ થયો હતો. એ વૃત્તાંતમાં કોઈ કોઈ વ્યક્તિનો કે [illegible] કે

ઇતિહાસનો રેકોર્ડ રાખવામાં આવ્યો નથી. ઊલટું, વારંવાર આ વૃત્તાંતમાંથી લઈને કોઈ ઘટના બહાર ક્યાંક બની છે, કદાચ ઇતિહાસ પણ બની ગયો છે. નવલકથાની જેમ જ આ બધા બૅરેજ પણ એક સર્જનકાર્ય છે. તેથી સર્જનની રીતિએ આ બન્ને ઘટના, આ બૅરેજ અને આ વૃત્તાંત, એક જ સ્થળે ફરી ફરીને પાછાં આવ્યાં છે. જ્યારે આવ્યાં જ છે ત્યારે ત્યાં પાછા પહોંચ્યા પહેલાં આ વૃત્તાંત પૂરો કરાય નહિ.

આ વૃત્તાંત પૂરો થયા પછી એના બીજા કોઈ નવા પર્વાંતર સંભવિત નથી. બૅરેજ ઉદ્દઘાટનની સાથે સાથે આ વૃત્તાંતની તિસ્તા ઇતિહાસ બની ગઈ. હવે તિસ્તા પેલી પુરાણી તિસ્તા રહી નથી. હવે પ્રકૃતિની પેલી નદીનો પુનર્જન્મ થશે માનવીના હાથે. હિમાલયના બરફનું ઓગળેલું પાણી અને મોસમી વાદળોની વર્ષાધારાથી તિસ્તાનું પાણી ગમે તેટલું ભલે ને વધે, પણ તે વહી જશે માનવીએ નિર્દેશિત કરેલાં વહેણમાં, માનવીએ નિર્દેશિત કરેલી ગતિએ. ત્યારે ભાઠું ઊપસી આવશે માનવીની ઇચ્છાથી. એ ભાઠાને હરિયાળું બનાવી દઈ નદી તેની પાસે થઈને જશે — માનવીએ તૈયાર કરેલા નિસર્ગમાં. તિસ્તાને કારણે કોઈ ઉપકથા પેઢી દર પેઢી વહી આવશે નહિ. તિસ્તા બૅરેજ પછી તિસ્તાનું પ્રાકૃતિક જીવન પૂરું થશે; હવે પછી તે એક માનવીય નદી બનશે. તિસ્તા તેના માનવીય ઇતિહાસના પર્વમાં પ્રવેશશે. તિસ્તા-બુઢી કુમારી થઈ ઊઠશે.

આ 'તિસ્તાકાંઠાનું વૃત્તાંત' પેલી પ્રાકૃતિક તિસ્તાની સાથે માનવીઓના સહવાસની રીતિનીતિનું વૃત્તાંત છે. ગયાનાથની સાથે તિસ્તાના સહવાસની એક પ્રકારની રીતિનીતિ, નિતાઈ લોકોની સાથે બીજા એક પ્રકારની અને સરહદી સૈન્યની સાથે વળી તેથીયે બીજા પ્રકારની. વાઘારુની રીતિનીતિ એટલે કશું નહિ. તિસ્તા તેના નદી સ્વભાવે પ્રાકૃતિક; તે પાણી સિવાય બીજું કશું નથી. વાઘારુ તેના માનવસ્વભાવે પ્રાકૃતિક — તે કેવળ મનુષ્ય છે, એક મનુષ્ય સિવાય તે કશું નથી.

આ વૃત્તાંત લખવાનું અહીં જ પૂરું થયું. તિસ્તા બૅરેજ બીજાં કેટલાંક વર્ષો પછી પૂરો થશે. ત્યારે પેલી નવી, માનવીએ તૈયાર કરેલી નદી સાથે માનવીઓના સહવાસની રીતિનીતિ એકદમ મૂળમાંથી બદલાઈ જશે. કેટલી જલદી, અને કેટલી મૂળમાંથી બદલાશે તેની બદલાવા પહેલાં આપણે ધારણા પણ કરી શકીએ નહિ, બદલાયા પછી પણ માપી શકીએ નહિ.

બૅરેજમાં પાણી અટકાવી દીધાં પછી કેટલી નવી જમીન તો ખેતી માટે ઉપયોગી બનશે. બૅરેજમાંથી પાણી છોડી કેટલી નવી જમીન ખેતીમાં લેવાશે. બે નંબર ક્યૂયાની સાથે મંડળઘાટનો બીજો તફાવત રહેશે નહિ — તે મંડળઘાટની અંદર જ ચાલી જશે.

લાગે છે કે નિતાઈ લોકોનું ભાઠું રહેશે નહિ — બૅરેજની આટલી પાસે આટલું મોટું ભાઠું રાખવામાં આવશે નહિ. પણ તેને બદલે તિસ્તાની ડાબી અથવા જમણી તરફ તિસ્તાને ખસેડી લાવી નવી જમીન નીકળશે અને કદાચ ત્યાં નિતાઈ લોકોનું નવું ગામ વસાવવામાં આવશે. દહગ્રામની જમીનના નાના ટુકડાઓ વિશે બાંગ્લાદેશ સાથે

ચર્ચા-વિચારણા કરી સરહદ ફક્ત સ્થળના ભાગ વડે જ કદાચ અંકિત કરવામાં આવશે.

તિસ્તા બૅરેજને પરિણામે તિસ્તા સાથેની ગયાનાથના સહવાસની રીતિનીતિ સૌથી વધારે બદલાઈ જશે. તે જૂના મામલાઓમાંથી કેટલાક જીતશે, કેટલાક હારશે. નવા મામલા પણ કોઈ કોઈ કરી શકે. પણ એ જ સૌથી વધારે જલદીથી નિર્ભ્રાન્ત બની સમજી જશે કે બૅરેજનો અર્થ શું? ફૉરેસ્ટ ડિપાર્ટમેન્ટની સાથેના ભાગના મામલામાં તે જીતે તોપણ એને મળશે તો એક ટુકડો જમીન અને કેટલાંક શાલવૃક્ષો; અને તિસ્તા બૅરેજને પરિણામે તેને મળશે એક જમીન પર ત્રણ ત્રણ ફસલ. બૅરેજમાંથી નિશ્ચિતપણે પાણી, બૅરેજને પરિણામે પૂરની અનિશ્ચિતતામાંથી મુક્તિ, કેમિકલ ખાતર અને ટ્રૅક્ટર — ત્રણ ફસલ લેવાનું થયું એટલે. ગયાનાથ પાવરસ્ટેશન ખરીદી ભાડે આપી ભાડું મેળવશે. ગયાનાથનાં ગાય-બળદ ઓછાં થશે, જમીન પણ કદાચ થોડી ઓછી થશે, વાધારુ પણ ઓછા મળશે; પણ ફસલ વધશે, વેચાણ વધશે, લાભ વધશે.

વળી, આ બૅરેજને પરિણામે ગયાનાથની નજીક આવશે રાધાવલ્લભ-લોકોની કૃષક સમિતિ! ગયાનાથ લોકોની સાથે રાધાવલ્લભ લોકોને ઝઘડો હતો ખાસ જમીનની માલિકીને વિશે. પુરાણી તિસ્તામાં, આ વૃત્તાંતની તિસ્તામાં, હતી સંપત્તિની જોતદારી. નવી તિસ્તામાં, આ વૃત્તાંત પછીની તિસ્તામાં, શરૂ થશે ફસલની જોતદારી. સંપત્તિની જોતદારી માટે રાધાવલ્લભ વગેરેનો ગયાનાથ લોકો સાથે સંઘર્ષ થયો હતો. ફસલની જોતદારીમાં રાધાવલ્લભના લોકો અને ગયાનાથના લોકો તો સહકાર્યકરો બનવાના. ગયાનાથના પાવર સ્ટેશન સિવાય રાધાવલ્લભ વગેરેને ચાલશે નહિ. ઉપરાંત ગયાનાથની પોતાની જમીન પર ત્રણ-ચાર ફસલ પાકશે; કૃષક સમિતિની વેસ્ટ જમીન પર પણ ત્રણચાર ફસલ થશે. ગયાનાથ અને કૃષક સમિતિ એક સાથે નેશનલ હાઈવે પર બેસી — 'રસ્તા રોકો' અને 'જેલ ભરો' આંદોલન કરશે. આંદોલનના જે બધા કાયદા છે તે રાધાવલ્લભની કૃષક સમિતિને જાણીતા છે; એ બધા કાયદા વડે સરકાર પાસેથી ખેતરની ઊપજના 'ન્યાય્ય' દર મેળવવા માટે ગયાનાથ અને કૃષક સમિતિ ભેગાં મળીને આંદોલન કરશે — જેમ ઉત્તરપ્રદેશમાં થયું છે, જેમ મહારાષ્ટ્રના ખેડૂતોનું થયું છે.

બૅરેજને કારણે તિસ્તાકાંઠાનું ફૉરેસ્ટ બદલાઈ જશે, આપલચાંદ બદલાઈ જશે. એ બધું ફૉરેસ્ટ તો માણસની પરિકલ્પનાને પરિણામે તૈયાર થયું નથી. પ્રચંડ વર્ષાથી અને તિસ્તાથી પોષાઈને આ જે તરાઈ-ડૂયાર્સ છે તે ક્યારનુંય ગાઢ વન બની ગયું છે. જેટલું ગાઢ થતું જાય છે, તેટલાં જ લાંબાં, ઊંચાં વૃક્ષો થયાં છે. પ્રત્યેક શાલ, સાગ, અર્જુન, ખેર, નાસપતિનું વૃક્ષ દસકા પછી દસકા જતાં વધતું જ જાય છે. અને એ જ રીતે મોટું થતાં થતાં, સ્થાયી થતાં થતાં આ પર્ણોભર્યું અરણ્ય બની ઊઠ્યું છે પ્રાકૃતિક. તેમાંથી ઝાડ કાપી કાપીને વેચી દેવામાં આવ્યાં છે. દેશ-દેશાંતરમાં અહીંનાં શાલવૃક્ષોની સારી ખ્યાતિ પ્રસરી ગયેલી છે. થોડાં નવાં વૃક્ષો રોપવાનું પણ ચોક્કસ

થયું છે. પણ આપણી સ્વાધીનતાને જ હજુ થયાં છે માત્ર ચાલીસ વર્ષ. શાલવૃક્ષોનું એક વન કરવામાં ચાલીસ વર્ષ તો શું હિસાબમાં?

બૅરેજ પાણી આપશે, બૅરેજ પૂર અટકાવશે, તો આ બધાં હજાર વર્ષોનાં દીર્ઘ આયુષ્યવાળાં વૃક્ષોનું શું થશે? આ બધાં વૃક્ષો ઉખાડી નાંખવામાં આવશે; તેને સ્થળે નવાં વૃક્ષો રોપવામાં આવશે. એ બધાં વૃક્ષો ખૂબ જ ઝડપથી વધી જાય છે, ઝડપથી પક્વ થાય છે, અને ઝડપથી વેચાઈ જાય છે. કદાચ યુકેલિપ્ટસ આ બધાં વરસાદ-વાદળવાળાં સ્થળે એટલાં સરસ થશે નહિ. પણ બીજાં કેટલાંક વૃક્ષો ઊગશે — પોચાં વૃક્ષો. એ વૃક્ષોમાંથી તો કોઈ સ્થાનિક કલાકૃતિ પણ બનાવી શકાય.

વન બદલાતાં જીવ-જંતુ બદલાઈ જશે. હરણને જો તેને ખાવાયોગ્ય ઘાસ ના મળે, જો તેના નાકમાં ટેવાયેલી ગંધ ના આવે, જો તે આ વનભૂમિમાં પોતાને ભેળવી દેવાનું, છુપાવી દેવાનું કોઈ આવરણ ના મેળવે તો તો એ અહીં રહેશે કેવી રીતે? ગેંડાને જો છાયા ના મળે, ભીનાં કચડાયેલાં પાંદડાં ના મળે, જો આળોટવા માટેનો કાદવ ના મળે તો તો તે તેનાં ઉદાસીન ડગલે કોઈ બીજી દિશામાં ચાલી જશે. હાથીઓ ટોળું બનાવીને આમતેમ ફરે છે. બાલ્યાવસ્થામાં ટોળાની સાથે સાથે શીખીને પહાડના કોઈ માર્ગેથી ઊતરવાનું થાય છે, કોઈ નદીને કાંઠે કાંઠે આગળ વધવાનું હોય છે, ક્યાંક નદી પાર કરવાની હોય છે, કોઈ જગ્યાએ સ્વાદિષ્ટ ચાલતાનું વન મળી જાય છે, ક્યાંક મોટાં મોટાં કેળનાં વૃક્ષો હોય છે. પછી જ્યારે પોતે જુવાન થાય છે ત્યારે તેના દળને એ જ વારસાગત માર્ગે લઈ જાય છે. પણ જો આ વન જ ના રહે તો હાથીનું ટોળું કેવી રીતે પોતાના માર્ગનો નિર્ણય કરશે? તે ઉપરાંત પેલા નવા વનનાં નવાં વૃક્ષો ઝડપથી ઊગી જાય છે, ઝડપથી વેચાઈ જાય છે. હાથીનાં ટોળાંને તો હવે એ વનમાં પેસવા જ દેવામાં નહિ આવે. કોઈ શાલવૃક્ષની ડાળને તોડી નાંખે તો બીજી કોઈ ડાળ ઉગાડે. પણ એ બધી ઝાડની ડાળીઓ તોડી નાંખે તો આર્થિક નુકસાન થાય! નગદ નુકસાન! એ નવા વનમાં હાથીનું ટોળું માર્ગ બદલી નાંખશે.

તિસ્તાકાંઠાના આ બધાં જંગલોમાં વાંદરાં બહુ બધાં છે. આટલા ગાઢ જંગલમાં, આટલાં ઊંચાં ઊંચાં વૃક્ષો પર અને આછા જંગલમાં વાંદરાંઓને બધી રીતે ખૂબ અનુકૂળતા છે. તેઓ એક વિભાગનાં વૃક્ષો પરથી બીજાં વૃક્ષો પર વિના પ્રયત્ને ચાલી જઈ શકે છે. વૃક્ષો પરથી પાર થઈ શકે, તળિયેથી પણ ખસીને જઈ શકે. પંખીઓ તેમ જ પ્રાણીઓ, જાનવરો સાથે તેમની જાતજાતની રમતો પણ ચાલે. પણ પેલા નવા ફૉરેસ્ટમાં વન આટલું ગાઢ તો હશે નહિ — ફૉરેસ્ટના જ પ્રયોજનને કારણે. એ વનમાં કદાચ આ જંગલ પણ રહેશે નહિ — ફૉરેસ્ટના જ પ્રયોજનને કારણે. પેલા નવા વનમાં વૃક્ષો એટલી ઝડપી ગતિએ ઊગશે અને ઝડપી ગતિએ વેચાઈ જશે કે એમનાં ડાળાં-પાંદડાં પણ એટલાં કિંમતી હશે કે વાંદરાંઓને ત્યાં છૂટાં ફરવા દેવાંમાં જ નહિ આવે!

આ બધાં ફૉરેસ્ટમાં અસંખ્ય પંખીઓ છે. નવાં પંખીઓ તો આવે કે ના આવે તેની ખબર નથી, પણ પુરાણાં પંખીઓનું જ એક વિશાળ વિશ્વ બની ગયું છે આ મોટાં મોટાં વૃક્ષોની સગવડથી. અને ગાઢ જંગલના સુયોગને લીધે જાતજાતના સાપ, મુખ્યત્વે અજગર રહે છે. એમને આ વન છોડી દેવું પડશે.

પણ તિસ્તાકાંઠાનું વૃત્તાંત શું આટલું બધું બદલાઈ જશે? તો પછી વાઘારુ, મદારીની મા અને મદારીનું શું થશે?

તેઓ શું ગયાનાથ-રાધાવલ્લભ-નિતાઈ વગેરેની માફક નવી તિસ્તાની સાથે, નવાં ફૉરેસ્ટની સાથે, નવા ખેડૂતો સાથે હળીભળી જશે? કે પછી પેલા ગેંડા, હરણ, હાથીનાં ટોળાં, વાંદળાંઓની ટોળી, પંખીઓ, સાપ વગેરેની જેમ આ વન બદલી નાંખશે? આ નદી છોડીને બીજી કોઈ અપરિવર્તિત એવી નદીનો કાંઠો શોધશે?

નૃવંશશાસ્ત્ર પ્રમાણે એનો એક ચોક્કસ જવાબ છે. વાંદરામાંથી માનવી થયા પછી પાંચ લાખ વર્ષો સુધી જે બધી માનવજાતિઓ પોતાની નિયતિ બદલતી બદલતી આવતી રહી છે તેમાં ઘણી જાતિઓ પેલા આદિમ માનવસમાજમાંથી આધુનિક માનવસમાજના રૂપાંતરના ફક્ત પાંચ હજાર વર્ષો સાથે મેળ કે સંવાદિતા રાખી શકી નથી. તે બધી પેલા પાંચ હજાર વર્ષોમાં કોઈ એક સ્તરે અટકી ગઈ છે. જેમકે આંદામાન-નિકોબારના જારોયા, ઉંગિ, સેનટિનેલ અથવા તો કેરાળાના ગુફા-માનવો. એ પ્રમાણે નદી-અરણ્ય આ બધો પ્રાકૃતિક વિષય બદલાઈને જે નવી ઉત્પાદન વ્યવસ્થા તૈયાર થઈ છે, તેની સાથે વાઘારુ, મદારીની મા અને મદારી તાલ કે મેળ રાખી શક્યાં નથી; તેઓ પેલા એક આદિમ સ્તરે અટકી ગયાં છે, એમને માટે અર્થનીતિમાં એક નવું નામ પણ તૈયાર કરી દેવામાં આવે: 'ઉત્પાદન વ્યવસ્થાની આદિવાસી-ઉપજાતિ'. પણ એ રીતની નૃવંશશાસ્ત્રની વાત કે તુલના દ્વારા વાઘારુ-સમસ્યા ઉકેલી શકાશે નહિ. અલબત્ત, સમસ્યા કહી માની લેવાથી તો સમાધાનની વાત આવે. આ વૃત્તાંતનો કોઈ પણ પાઠક અનુમાન કરી શકશે કે હવે નદી ગમે તેટલી બદલાય, ફૉરેસ્ટ ગમે તેટલું બદલાય, પણ વાઘારુ, મદારીની મા અને મદારી બદલાશે નહિ. બદલાવા પહેલાં જ આપણે જાણીએ છીએ કે કોણ બદલાશે અને કોણ બદલાશે નહિ. પણ નૃવંશશાસ્ત્રમાં શું એવી કોઈ પદ્ધતિ છે જેનાથી આ રીતે આગળથી કહી શકાય કે કઈ કઈ જાતિ તાલ-મેળ મેળવી શકશે નહિ, અને અટકી જશે? મદારીની મા અને વાઘારુ તો પુરાણી ઉત્પાદન વ્યવસ્થામાં ય કશું હતાં નહિ. તેમને તો તેથી અટકી જવાનું પણ કોઈ સ્થળ નથી. વળી, પુરાણી ઉત્પાદન વ્યવસ્થામાં તેઓ ક્યાંય હતાં નહિ એટલે નવી વ્યવસ્થામાં પણ તેઓ ક્યાંય રહેશે નહિ. મદારીની મા જ્યાં છે ત્યાં જ રહેતી રહેતી ઘાસ-પાંદડાં સાથે ભળી જશે. પણ વાઘારુ અને મદારીનું શું થશે? એ બન્ને જણ જ છેક સુધી આ વૃત્તાંતમાં અ-ચર્ચિત રહી જાય છે.

તે દિવસે વાઘારુ સ્વતંત્રપણે ડગલાં માંડતો ઉદ્‌ઘાટન મંચ તરફ ચાલી આવ્યો હતો. સ્વતંત્ર — કારણ કે ગયાનાથે તેને કહ્યું નથી પેલા ઉત્સાવમાં જવા માટે. સ્વતંત્ર — કારણ કે તેના શરીરમાં તેણે એક ઇચ્છા અનુભવી હતી કે આ નદીમાં ઊઠી આવેલા પહાડ સાથે તેનો શો સંબંધ છે તે સમજવા માટે. તે એક ઝાટકે ગયાનાથનો ઝંડો ફેંકી દઈ નદીના બૅરેજ અને બૅરેજના પેન્ડોલ તરફ આગળ વધે છે. આપલચાંદ ફૉરેસ્ટ અને તિસ્તા નદીમાં તો એવું કશું બની શકે નહિ જે વાઘારુના શરીરથી નિરપેક્ષ હોય. પંખીઓનો પણ એ જ સ્વભાવ. કોઈ એક મોટા ઝાડની ડાળે ડાળે, ખૂણેખાંચરે, કેટલાં જાતજાતનાં સ્થળોએ, કેટલી જુદી જુદી રીતે તેઓ માળા બાંધે છે; જન્મ-જન્માંતરો સુધી તેઓ એ માળાઓમાં રહે છે. એક પંખીનું જીવન એક મોટા વૃક્ષની તુલનામાં કેટલા દિવસનું ! એ જ મોટા વૃક્ષને પંખીઓ વંશપરંપરાગત ઓળખે છે. તે પછી એ વૃક્ષ ઉખાડી દેવામાં આવે તોપણ પંખીઓ તેમની ટેવ છોડી શકતાં નથી. તેઓ આકાશની પેલી શૂન્યતાને પણ ડાળાં-પાંદડાં સમજી લે છે; ઊડીઊડીને આવી બેસવા ઇચ્છે છે. ત્યાં ખરેખર હવે ઝાડ નથી એ સમજતાં પેલાં પંખીઓને એક-બે વર્ષા સુધી ભીંજાવાનું થઈ જાય છે. શરીરથી તેઓ સમજી લે છે — પુરાણો આશ્રય હવે નથી. ત્યારે નવું વૃક્ષ શોધે છે.

વાઘારુ એ વિચારથી જ આવ્યો હતો દક્ષિણથી ઉત્તર તરફ : જાણે કે તે છે, અને બૅરેજનું પેન્ડોલ છે.

અહીંથી મંચ સુધી પહોંચવાનો કોઈ રસ્તો નહોતો. વી.આઈ.પી. લોકોની ગાડી રાખવા માટેની જગ્યાની પાછળ સરઘસવાળાઓને બેસવાની વ્યવસ્થા હતી — એકદમ ફૉરેસ્ટની અંદર. જંગલને બહુ દૂર સુધી સ્વચ્છ કરી દેવામાં આવ્યું છે. વાઘારુ તો સીધો જ આવ્યો હતો. કદાચ તેનાં પગલાંમાં મુક્તિનો છંદ પણ હતો. તેની કાંધે ઝંડો નથી, હાથ-પગ છુટ્ટા છે; આપાદમસ્તક ઉઘાડો છે, છતાં, આટલી નગ્નતામાંય દરિદ્રતામાંથી તે સંપૂર્ણપણે મુક્ત છે. વાઘારુને અત્યારે શાલવૃક્ષ જેવો ઊંચો કહી શકાય. સીધો ચાલતો ચાલતો આવીને વાઘારુ વાંસની વાડ પાસે અટકી જાય છે. અટકી જઈને વાડને ઓળંગી લે છે.

તે વખતે એક પોલીસ આવીને તેને સમજાવે છે કે આ વાડને ઓળંગવા દેવામાં આવશે નહિ. પોલીસ જોકે બહુ જ વિનયથી વાઘારુને સમજાવે છે અને આગળ પણ જવા દે છે. વાઘારુને હવે ડાબી તરફ વળી, આ વાંસની વાડની સાથે સાથે આગળ જતાં જતાં ફરીથી ફૉરેસ્ટમાં પેસવું પડશે. ત્યાંથી જ વક્તવ્ય સાંભળવું પડશે. વાડની એક બાજુ પોલીસ છે, એક બાજુ વાઘારુ છે — એક જ સાથે પગલાં પાડતાં આગળ જાય છે. તે પછી એક જગ્યાએ ઊભા રહી પોલીસ આંગળી ઊંચી કરી બતાડી દે છે. ફૉરેસ્ટની અંદર માણસોનાં અગણિત માથાં છે. બાકીનો રસ્તો વાઘારુ એકલો જ જાય છે. એક સ્થળે વાડ ડાબી તરફ વળે છે. ત્યાંથી માણસોએ બેસવાનું શરૂ કર્યું છે.

વાઘારુ પહેલી જ હરોળમાં પ્રવેશી જાય છે.

વાઘારુ જે દિશાએથી જનસભામાં પેઠો હતો એ દિશાએથી બીજું કોઈ પ્રવેશ્યું નહોતું. મંચ પરથી જો કોઈ નીચે ઊતરી આ સભાનાં લોકો પાસે આવે છે તેને પણ પહેલી હરોળમાં જ આવવાનું થશે.

પણ પહેલી હરોળ તો દૂરની વાત છે; ત્યાં તો સભાની પેલી જગ્યા બધાં સરઘસોથી ભરાઈ ગઈ છે. બધાં સરઘસો આ તિસ્તા બૅરેજનાં ઉદ્‌ઘાટનમાં સરકારને 'ઝિન્દાબાદ' કહેવા જ આવ્યાં છે, પણ દરેક જગ્યાના સરઘસને અલગ-અલગ જ રાખવાં પડશે, રહેવું પડશે. એક જગ્યાના સરઘસની સાથે જો બીજી કોઈ જગ્યાનું સરઘસ ભળી જાય તો તો બધાં જ છૂટાં પડી ખોવાઈ જાય — એક પ્રકારની અસ્તવ્યસ્ત અવસ્થા થઈ જાય. પરિણામે, દરેક જગ્યાનું સરઘસ પોતપોતાની જગ્યામાં એકબીજાને અડીઅડીને ઢીંચણથી ઢીંચણ અડાડીને બેઠું છે — લગભગ એક દીવાલની માફક. વાઘારુ પેલી વાડથી આવીને પેલી દીવાલની અંદર દાખલ થવા જાય છે. તેને તેમ જ દાખલ થવું પડશે, કારણ કે વાંસની પેલી વાડ ત્યાં જ ડાબી તરફ વળી છે, અને વાઘારુ તો વાડની ધારે ધારે આગળ વધ્યો છે. પણ વાઘારુ પેસશે જ કેવી રીતે? પેસવા દેશે જ કોણ? તેને તે સમજવું પડે છે ધક્કા ખાતાં ખાતાં. જુદી જુદી ભાષાઓમાં તેને એક જ વાત સાંભળવામાં આવે છે — પાછળ જાવ, પાછળ જાવ, પોતપોતાની જગ્યાએ જાવ, પોતપોતાની જગ્યાએ જાવ. તે બધાં લોકોની છાતી પર બેજ છે. તેઓ વાઘારુની બેજ વિનાની છાતી તરફ જોઈ રહે છે. વાઘારુની છાતી પર બેજ લગાડવા જેવું કોઈ વસ્ત્ર નથી. તેના પર ગુસ્સો કરીને કોઈ કશું તેને કહેતું નથી. કોઈ કોઈ તો સહાનુભૂતિપૂર્વક તેને રસ્તો બતાવે છે. પણ બધાં જ એ બાબતમાં લગભગ પહેરેદારની જેમ સભાન અને સાવધાન છે કે તેમના સરઘસમાં જાણે બીજું કોઈ પેસી જાય નહિ. એ કારણે વાઘારુને ક્રમશઃ પાછળ જતાં જવું પડે છે, સરકતા જવું પડે છે, અને દૂર જતાં જવું પડે છે.

આ પ્રસંગને અહીં જ રહેવા દો. એ વૃત્તાંતના મુખ્ય ભાગની અંતર્ગત હોત તો તો કદાચને 'વાઘારુનો સરઘસ-પ્રવેશનો પ્રયાસ' અથવા 'સરઘસનો વાઘારુ - અવરોધ' એ નામે એક અધ્યાય લખવામાં આવી જાત. પણ હવે અમે એ રીતે કોઈ ઘટનાનું વર્ણન આપી શકીએ નહિ. અમે માત્ર કેટલાક સમાચાર જણાવી શકીએ.

વાઘારુને છેક સુધી એ જ ફૉરેસ્ટમાં, પેલા ફૉરેસ્ટ જેવી જ જનસભાની એકદમ છેડે પહોંચવાનું થાય છે. એ દરમ્યાન માઈકમાં જાતજાતની બૂમો, વક્તવ્યો શરૂ થઈ ગયાં છે. વળી, ફૉરેસ્ટમાં આ ફૉરેસ્ટ જેવાં લાખોલાખો માણસોએ પેલા મંચ સાથે ભળતો મોટો અવાજ કાઢીને સ્લોગન આપવાનું શરૂ કરી દીધું છે. આ વક્તવ્યો, આ સ્લોગન અને આ સરઘસમાં થઈ વાઘારુ પેલા સરઘસને છેડે આવી પહોંચે છે. ત્યાંથી એક વાર જોવાનો ય પ્રયત્ન કરે છે — નદીમાં ઊગેલા પેલા પહાડનો પેન્ડોલ

દેખાય છે કે નહિ. પેન્ડોલ દેખાવો એ તો રહી દૂરની વાત, પણ માણસોનાં માથાંનો જ કોઈ અંત નથી. વાઘારુ એક ઝાડ હલાવી નીચે જમીન પર બેસી પડે છે. સરઘસના આ છેડે પણ વાઘારુની આસપાસ થોડાં લોકો હેરાફેરા કરતાં હતાં. એટલે, આટલે છેડે જવા છતાં પણ વાઘારુ સરઘસની અંદર જ રહે છે, જોકે સરઘસો ત્યાં એટલાં પોતાની સલામતી માટે સભાન નથી. વાઘારુને ત્યાં ફક્ત ઊભા રહેવાની જ જગ્યા મળે છે એમ નહિ પણ ઇચ્છા પ્રમાણે બેસવાની ય જગ્યા મળે છે.

પણ વાઘારુ તો ગયાનાથના સરઘસનો ધ્વંસ થઈ ગયા પછી નીકળી આવ્યો હતો તિસ્તા નદીના બૅરેજ અને ફૉરેસ્ટ અને તેની અંદરની વસ્તુને સમજી લેવા; એક વાર સમજી લેવા. એક વાર સમજી લીધા પછી આખું જીવન ચાલશે. પણ, કંઈ નહિ તો, એક વાર શરીર દ્વારાય સમજી લેવું પડશે.

છતાં, પેલાં સરઘસ પછી સરઘસ તેને પેલાબૅરેજ અને બૅરેજના મંચથી આ એટલે દૂર સુધી ખસેડતાં આવ્યાં છે કે જ્યાં માઈકનો ફક્ત અવાજ જ પહોંચે છે; ત્યાંથી નદીનું કે બૅરેજનું કે મંચનું કશું જ જોઈ શકાતું નથી. માઈકના અવાજનો તો હવે કોઈ અર્થ નથી વાઘારુ માટે. એટલે વાઘારુ જે ઝાડને તળિયે બેસી પડ્યો હતો તે જ ઝાડને તળિયે ઊંઘી જાય છે. ઝાડને હીંચોળીને વાઘારુ બેસી પડ્યો હતો; ઝાડને હીંચોળીને વાઘારુ ઊંઘી જાય છે. ઊંઘી ગયો હોવા છતાં માથું સીધું રહેતું નથી; છાતી પર ઢળી પડે છે, નહિ તો બાજુમાં ઢળી પડે છે. વાઘારુનું માથું જમણી બાજુ ઢળી પડ્યું. તે ઝાડને તળિયે ગબડી પડી ઊંઘે છે. તેનું શરીર ઝાડને એવી રીતે ઘેરી વળે છે કે જાણે એવું લાગે કે ફૉરેસ્ટના પેલા ઝાડનાં મૂળિયાંને તે વળગીને રહેવા ઇચ્છે છે.

પણ આ પ્રસંગને અહીં જ રહેવા દો. આ જો વૃત્તાંતની મુખ્ય ભાગની અંતર્ગત હોત તો તો વળી 'આપલચાંદમાં વાઘારુનું છેલ્લી વારનું શયન' અથવા 'વાઘારુ અને તેનું છેલ્લું ઝાડ' એ શીર્ષકથી એક અધ્યાય લખવામાં આવત. અથવા તો, 'વાઘારુનો નિદ્રાભંગ' અથવા 'સરઘસનું વાઘારુ-વર્જન' નામે બીજો એક અધ્યાય લખાત. કારણ, વાઘારુ જ્યારે જાગે છે ત્યારે સંધ્યા ઊતરી આવી છે; ક્યાંય કોઈ માણસ નથી; આપલચાંદ આપલચાંદની માફક જ નિર્જન છે; વાઘારુની ચારે તરફ આગિયા ચમકી રહ્યા છે; એક પંખી વાઘારુના માથા પરથી ડાળ બદલે છે — ઘુવડ હોઈ શકે, મોર પણ હોઈ શકે. વાઘારુ ઊભો થતાં બહુ દૂર કંઈક પ્રકાશની હાર જેવું જોઈ શકે છે. વાઘારુ એ પ્રકાશ જોતાં જ સમજી શકે છે, બૅરેજ, પેલી નદીની અંદર ઊઠી આવેલો પહાડ, પહાડ પર બનાવેલો પેન્ડોલ. વાઘારુ સીધો એ પ્રકાશ તરફ ચાલવા લાગે છે.

આ ચાલવાનાએ વાઘારુને બદલી દીધો? પછીથી, એવું જ લાગે, કારણ કે તે ફરી પાછો આવ્યો જ નહિ. પણ આ ચાલવાનું શું સરઘસ-મીટિંગને અંતે ઊંઘ ઊડી ગયા પછી શરૂ થયું? આ હમણાં? કે, એ શરૂ થયું હતું પેલી સવારથી જ, જ્યારે ગયાનાથનો ઝંડો કાંધ પરથી ફેંકી દઈ તેણે ખટ્ખટ્ કરતું ચાલવાનું શરૂ કર્યું હતું

પેલા બૅરેજ અને મંચ તરફ? જો તે વખતે વાંસની વાડનો અને પોલીસનો અવરોધ ના થાત, જો તે વખતે સરઘસનો અવરોધ ના થાત, તો તો ફૉરેસ્ટની આ આટલી અંદર સુધી તે પહોંચત જ નહિ! હવે બધા અવરોધો ચાલી ગયા છે, અત્યારે રાત છે, અત્યારે રાતના પંખીઓ ડાળીઓ બદલે છે, અત્યારે વાઘારુને ઘેરી વળી આગિયા ચમકી રહ્યા છે અને તમરાં બોલી રહ્યાં છે, અત્યારે પેલી બૅરેજના પ્રકાશની હાર દેખાય છે, અત્યારે વાઘારુ સીધો આપલચાંદની અંદર થઈ ગયાનાથના ઘેર ચાલી જઈ શકત, પણ ત્યાં ન જતાં વાઘારુ પેલી સવારની દિશા તરફનું અવરોધ-મુક્ત ચાલવાનું ફરીથી શરૂ કરે છે. ત્યારે રસ્તો મળ્યો નહિ એટલે અત્યારે આટલું ઊંઘ્યો. અત્યારે રસ્તો મળી ગયો છે એટલે અત્યારે જઈ રહ્યો છે. વાઘારુને આ રીતે ગોળ ફરતા માર્ગે તો ઘણીયે વાર જવાનું થયું છે. નહિ તો તો, ગયાનાથ તિસ્તામાં ડૂબમાં ગયેલી જમીનને તેની દ્વારા મપાવત કેવી રીતે? તિસ્તામાં તણાવાં મૂકી દીધેલાં ફૉરેસ્ટનાં વૃક્ષો કાંઠે લાવી વેચત કેવી રીતે? વાઘારુનો માર્ગ તો આ રીતે જ અદ્ભુત છે — ગ્રહણ વખતે ધણની ગાયને પ્રસવ કરાવવો, રમણ-ઇચ્છુક પંખીઓના અવાજે પ્રતિસાદ પાડવો, પાણી પર થઈને ચાલવું, શ્રીદેવીની સમક્ષ નાચવું! અત્યારે વાઘારુને આગિયાઓની વચ્ચે થઈને પેલા બૅરેજ તરફ ચાલ્યે જવાનું છે!

પણ આ પ્રસંગ રહેવા દો. જો તે એક વૃત્તાંતના મૂળ ભાગની અંતર્ગત હોત તો તો કદાચ ‘આગિયા સાથે વાઘારુનું ચાલવું’ અથવા ‘વાઘારુ પ્રેરિત આગિયા - પ્રવાહ’ — એ શીર્ષકથી કોઈ અધ્યાય લખાત. વાઘારુને આગિયાઓની વચ્ચે થઈને જવાનું હતું. તેથી, જો કોઈ દૂરથી જુએ તો જોત કે ફૉરેસ્ટવ્યાપી પેલા આગિયાઓની વચ્ચે વાઘારુના શરીરના આકારનો અંધકાર આગળ આવી રહ્યો છે. એ અંધકારના શરીર પર એક-બે આગિયા ભલે લાગેલા હોય, પણ તેથી આગિયાની અંદર અંધકારથી બનેલા વાઘારુને ઓળખી લઈ શકાય છે — આકાશની અવાંતરે આટલા તારાઓ હોવા છતાં પણ જુદા જુદા તારાઓની અંતર્વતી અંધકાર દ્વારા તૈયાર થયેલા ‘મૃગશીર્ષ’ અથવા ‘સપ્તર્ષિ’ને ઓળખી લેવામાં ભૂલ થતી નથી.

આ વખતે વાઘારુ વાડ ઓળંગે છે. કેટલીક ફ્લડલાઈટ પેલા બૅરેજના પેન્ડોલ પર ફેલાયેલી છે. વાડ ઓળંગી પેલા પ્રકાશમાં બેચાર ડગલાં જતાં જ એકબે જગ્યાએથી બૂમ ઊઠે છે, ‘એ ઈ, એઈ, અરે અટકી જાવ; એ ય ક્યાં જાવ છો? એ-ય, એ-ય...’

વાઘારુ ઊભો રહી જાય છે. અત્યારે તો હવે ફ્લડલાઈટ તેના આપાદમસ્તક નગ્ન શરીરની પાછલી બાજુ પર પડે છે. એ રીતના પ્રકાશના વર્તુળમાં ઊભો છે વાઘારુ, પણ જુએ છે સામે પેલો મંચ. અત્યારે હવે મંચ પર ઝંડો નથી.

બે પોલીસો બંદૂક ખભે લટકાવી ધીરે ધીરે, દૃઢતાથી વાઘારુ તરફ આવે છે. તેમનાં શરીરના આગલા ભાગ પર પેલી ફ્લડલાઈટ પડે છે. તેઓ સામે આવી વાઘારુને એક વાર આપાદમસ્તક જોઈ લઈ, ડોક હલાવી તેના તરફ જોઈને પૂછે છે

— એકદમ શાંત, જોમ વિનાના અવાજે પૂછે છે — 'ક્યાં જાવ છો?'

વાઘારુ પણ હાથ લંબાવી દેખાડે છે, 'એ - ત્યાં જાઉં છું — પેન્ડોલ તરફ !'

એક પોલીસ ડોક ફેરવીને જોઈ લે છે કે વાઘારુ પેન્ડોલ કોને કહે છે. અને બીજો પોલીસ ત્યારે જ થોડો ફરી વાઘારુનો હાથ હલાવી કહી દે છે, 'અહીંથી ચાલી જાવ; અત્યારે ત્યાં જવાની મના છે. તમે સરઘસમાંથી વિખૂટા પડ્યા છો?'

બન્ને પોલીસ લગભગ પૂરેપૂરાં પાછળ ફરી જતાં, વાઘારુ એક સ્થળે ઊભો રહી કહે છે, 'ના, મારું કોઈ સરઘસ નથી.' જાણે એ વાત સાંભળીને કદાચ તેને જવા દે ! આ વખતે એક પોલિસ ખૂબ જોરથી બોલે છે, 'સરઘસ નથી તો બનાવો જઈને. જાવ, જાવ — અત્યારે ત્યાં જવાની મના છે.' વાઘારુ ફરી એક વાર પેલા ખાલી પણ રંગીન ઝંડા વિનાના પ્રકાશિત મંચને જુવે છે, પછી પાછો ફરી ચાલવાનું શરૂ કરે છે. જાણે આ તરફથી જ્યારે પ્રવેશી શકાયું નહિ ત્યારે તેને બીજી રીતે પ્રયાસ કરવો પડશે. જ્યારે તે પ્રકાશના વર્તુળને લગભગ ઓળંગીને આવ્યો છે, વાડ ઓળંગવામાં છે, ત્યારે પાછળથી સંભળાય છે, 'એય, એય, સાંભળ, અરે એ ગાંડા, સાંભળીને જાઓ, એય,' વાડ પાસેથી વાઘારુ જુવે છે કે પેલા બે પોલીસો કપાળ પર હાથ રાખી તેને શોધે છે. પ્રકાશની પાછળ તેને જોઈ શકતા નથી.

વાઘારુ કશોય જવાબ આપ્યા વિના પેલા પ્રકાશની સીમામાં પાછો ફરે છે — બરાબર સીમા પર, જેથી પેલાઓ તેને જોઈ શકે. અંદર આવી ઊભો રહી જાય છે.

બે પોલીસોને આ વખતે ઘણું બધું ચાલીને તેની સામે આવવું પડે છે. આ જગ્યા રેતીથી છવાયેલી છે. મંચ પર પ્રવેશનો રસ્તો સભાની સીમાની વચ્ચે નો-મેન્સ લૅન્ડ! તેથી અહીં પથરાઓ પણ પાથરેલા નથી, વૃક્ષો પણ વાવેલાં નથી. તિસ્તાની આદિમ રેતી ફલડ લાઈટમાં ચકચક કરતી હતી.

બે પોલીસો સામે આવીને ઊભા રહે છે. એક જણ કહે છે, 'સાંભળો, એક નાનો છોકરો ખોવાઈ ગયેલો છે. અહીંયાં છે. એને શું જોઈએ છે તેની અમને ખબર પડતી નથી. એને તમે લઈ જાવ, બરાબર સ્થળે પહોંચાડી દેજો, અને કશું જોવા ઈચ્છતા હો તો એક લટાર મારી જોઈ આવો.' પછી ડોક ફેરવી પેલા મંચ તરફ જોઈ બૂમ પાડે છે, 'એ ય, છોકરા; આ તરફ આવ.' ફરીથી વાઘારુ તરફ જોઈને કહે છે, 'એક ચક્કર જ, તેથી વધારે નહિ હોં.' પછી ફરીથી ડોક ફેરવી પેલા છોકરાના આવવાના સંભવિત માર્ગ તરફ જોઈ લઈ કહે છે, 'તો શું તમે પણ ખોવાઈ ગયા છો? તમારું સરઘસ ગયું ક્યાં?'

'મારું કોઈ સરઘસ નથી.' વાઘારુ જવાબ આપે છે.

'એકલા આવ્યા છો?' પોલીસ ફરીથી પ્રશ્ન પૂછે છે, પણ વાઘારુ કશો જવાબ આપતો નથી. તે વખતે વાઘારુ જુએ છે કે મંચના તળિયેથી જાણે, અથવા જાણે પેલા બૅરેજની અંદરથી એક નાનો છોકરો બહાર નીકળી ધીરે ધીરે આ તરફ આગળ

આવી રહ્યો છે. આટલે દૂરથી વાઘારુ અનુમાન પણ કરી શકતો નથી કે છોકરો કેટલો નાનો છે. પણ છોકરો ધીરે ધીરે આ વધારે પ્રકાશમાં સ્પષ્ટ થાય છે, લાગે છે કે છોકરો ઊંઘી ગયો હતો. આટલા બધા પ્રકાશમાં આવતાં તેની આંખો મચકાવ્યા કરે છે, પછી બંધ કરી દે છે. બે પોલીસો તો સમજી જ શકતા નથી — છોકરો તેમની પાસે આવીને ઊભો રહ્યો છે. તે આવ્યો છે કે નહિ તે જોવા માટે ડોક ફેરવતાં જ જુએ છે કે છોકરો તો બાજુમાં ઊભો છે. તેના માથે હાથ મૂકી કહે છે, 'એ, સાંભળ; આ પેલો આ મીટિંગનો જ માણસ છે; એની સાથે જા; તને પહોંચાડી દેશે.'

વાઘારુ છોકરા તરફ જોઈને કહે છે, 'હું મીટિંગનો માણસ નથી કઈ.' —પોલીસ મશ્કરી કરવા લાગે છે, 'આ હા હા, હીરા અમારા; આવ્યા તો પેલી મીટિંગના સ્થળેથી અને હવે કહો છો હું તો મીટિંગનો માણસ નથી.' પછી ધમકાવતો હોય તેમ કહે છે, 'જાવ હવે; છોકરાને લઈને બૅરેજ-ફૅરેજ બતાવી - જોઈ રવાના થાવ — જલદી, જલદી.' છોકરાના માથે હાથ વડે પોલીસ તેને વાઘારુ તરફ ઠેલે છે કે નહિ એ તો શી ખબર, પણ મદારી આવીને વાઘારુનો લાંબો હાથ આંગળીઓથી પકડી લે છે, 'તમે આ બૅરેજ જોવા જશો?' જાણે એ લોભે જ તે વાઘારુની સાથે જવા રાજી થઈ જાય છે.

આ ભાગ પણ જો મૂળ વૃત્તાંતના કોઈ પર્વની અંદરનો હોત તો તો 'મદારી-હસ્તાન્તર' અથવા 'વાઘારુ-મદારીમિલન' એ શીર્ષકથી એક અધ્યાય લખાયો હોત. ફ્લડ લાઈટનો પ્રકાશ આ નાની, ઘેરાયેલી, રેતાળ ભૂમિમાં જાણે ફટકી પડ્યો છે. એ પ્રકાશ તરફ મોં કરી ઊભા રહીએ તો ચારે બાજુનો અંધકાર ખૂબ ગાઢ લાગે છે. મંચ પર પ્રકાશ છે — નિર્જન, રંગીન મંચ પર. બે પોલીસ અને મદારીના માથાથી પગ સુધી મોં સમક્ષ પ્રકાશ છે. વાઘારુના માથાથી પગ સુધી પાછળના ભાગમાં પ્રકાશ છે. વાઘારુની પેલા ઊંચા શાલવૃક્ષ જેવી નગ્નતા છે. ક્ષણવારમાં મદારી પોલીસની દિશાએથી વાઘારુનો હાથ પકડી વાઘારુ તરફ ચાલી આવે છે. તેનો પણ આગળનો ભાગ પડછાયાવાળો થઈ જાય છે. મદારી વાઘારુનો હાથ પકડી ખેંચીને પેલા મંચની નીચેથી બૅરેજ તરફ ખેંચીને લઈ જાય છે.

જે માર્ગે સવારે રાજ્યના મુખ્યમંત્રી, કેન્દ્રના રાષ્ટ્રમંત્રી અને રાજ્યના બીજા મંત્રીઓ મુશ્કેલી ના પડે તેથી પાથરવામાં આવેલા પથ્થરો પર થઈને, મંચની નીચેનો પડદો ઊંચો કરીને બૅરેજમાં પ્રવેશ કર્યો હતો, તે જ માર્ગે થઈ એ રાત્રિની નિર્જનતામાં વાઘારુનો હાથ પકડીને મદારી બૅરેજમાં પ્રવેશે છે, અને સાથે સાથે એ બૅરેજની પ્રકાશ-હીન ઊંચાઈ અને નિર્જનતા જાણે તિસ્તાનો ગ્રાસ કરી દે છે. પોતાને પરિચિત માર્ગની બહાર આવીને હાથીનું ટોળું અથવા એકલો વાઘ જેવી રીતે અટકી જાય છે તે રીતે વાઘારુ અને મદારી અટકી જાય છે. વાઘારુ જેટલો છે તેટલો મદારી નથી. મંત્રીઓ જ્યાં ગ્રુપ ફોટો માટે ઊભા હતા ત્યાં જ વાઘારુને પણ ઊભા રહેવાનું થાય

છે. મદારી વાઘારુનું કાંડું જોરથી પકડી રાખે છે. હાથ છોડાવી દઈ વાઘારુ મદારીનું કાંડું જોરથી પકડે છે, જાણે અહીં અચાનક જ આત્મરક્ષાની જરૂર ઊભી થાય.

મંચની પાછળ જ ફક્ત અવાંતર પ્રકાશ છે. પણ એક પડછાયો પડી રહેલો છે — આકાશ-નદી જોડતો જેવી રીતે રહે છે તેવી રીતે. વાઘારુ જુએ છે કે તિસ્તા ક્યાંયથી જોઈ શકાતી નથી; તેઓ જ્યાં ઊભા છે ત્યાંથી સીધું જોતાં પેલે કાંઠેના બોદાગંજ ફૉરેસ્ટનાં વૃક્ષો તેમના પગની ઘણે નીચે લાગે છે. આ ઝાંખમાં બોદાગંજ ફૉરેસ્ટનાં વૃક્ષો ઓળખી શકાતાં નથી. એમ લાગે છે કે એની પાસે જઈને આ પ્રકાશ અંધકારની સાથે ભળી ગયો, છે. પણ વાઘારુ આ આકાશની છાયા-અપચ્છાયા, પ્રકાશ-અંધકાર બધું જ જોઈ શકે છે. તે જાણે છે કે એ જ બોદાગંજ ફૉરેસ્ટ છે. તો તો પછી તેઓ કેટલે ઊંચે ચઢી આવ્યા છે — જ્યાંથી ફૉરેસ્ટનાં વૃક્ષો તેમના પગની નીચે દેખાય? કેટલી ઊંચાઈએથી? તિસ્તા ક્યાં છે?

તિસ્તાને શોધી કાઢવા માટે વાઘારુને કેટલાંક ડગલાં ચાલીને આગળ જવું પડે છે. ખુલ્લા પગે પથ્થરો પર ચાલવામાં તેમને કોઈ મુશ્કેલી પડતી નથી. વાઘારુ લાંબાં પણ ધીર પગલાં ભરી રહ્યો છે — ડાબી-જમણી તરફ ડોક ફેરવીને. છતાં તેની જમણી તરફ અને ડાબી તરફ ખાવા ધાતું આકાશ છે — ત્યાં શું એવું થઈ શકે કે વાઘારુને આત્મરક્ષાની રીતે જલદીથી ચાલવાનું આવે?

મદારીનું કાંડું વાઘારુના હાથમાં પકડેલું છે. વાઘારુએ જોરથી પકડી રાખ્યું હતું — જાણે કોઈ કારણે મદારીને તેના હાથમાંથી છટકી અલગ થવાનું આવે, જાણે તેવા ખૂણામાં અચાનક ખેંચાણ આવી શકે. વાઘારુની મુઠ્ઠીના પેલા દાબને પરિણામે જ મદારીની અંદર પણ કદાચ વાઘારુની આશંકા સંચારિત થઈ જાય છે. તે વાઘારુના પગ સાથે લપટાઈ જાય છે.

થોડાં ડગલાં ભરીને વાઘારુ ઊભો રહે છે. પછી જમણી તરફ ધીરે ધીરે સરકી જાય છે. ધીરે ધીરે, લગભગ બૅરેજના કિનારા પર આવીને ઊભો રહે છે.

'અહીં ગેટ બનાવ્યા છે; પાણી રોકી રાખ્યું છે —' વાઘારુ કહે છે. અને એ પોતાની પાસે બોલાયેલી વાતો પણ જે રીતે ઊડી જાય છે તેથી તેઓ સમજે છે કે તેમની જમણેથી ડાબે, ઉત્તરેથી દક્ષિણે પવન જોરથી વહી જાય છે. એ પવનમાં ટેકો દઈને વાઘારુ ડોક હલાવીને જુવે છે — નીચે, કોઈ પાતાળમાં પાણી ચક્ચક્, કરે છે. વાઘારુ થોડી વાર જોઈ રહેવાથી જોઈ લઈ શકે છે કે ઘણે વધારે દૂર સુધી પાણીનો અસ્પષ્ટ ચકચકાટ છે. આ એક સ્લ્યુઈસ ગેટ દ્વારા પાણી બહાર કાઢી ઉદ્‌ઘાટન કરવાને માટે તિસ્તામાં જુદા જુદા સ્રોતને દૂર દૂરથી નાના નાના બંધ બાંધી બાંધીને આ ગેટની સામે લઈ આવવામાં આવ્યાં છે. વાઘારુ એ બધા બંધ જોઈ શકતો નથી. તે તો જુવે છે કે નીચે કેટલે દૂર સુધી એ પાણીની અસ્પષ્ટ છાયાભરી તરલતા છે. જોઈને તે સમજી જઈ શકતો નથી કે તિસ્તાનો પ્રવાહ કઈ દિશાએથી

કઈ દિશા તરફ વહી રહ્યો છે. સમજી શકતો નથી કે તિસ્તા કયા માર્ગે ક્યાં જઈ રહી છે. વાઘારુ તો તિસ્તાની ભીતરથી તિસ્તાને જોઈ આવ્યો છે — હવે તે કેમ કરીને, આટલી ઊંચાઈએથી તળિયે તાકી તાકીને, તિસ્તાને ઓળખી લઈ શકશે!

વાઘારુ કિનારેથી ખસી જાય છે. હાથની મુઠ્ઠીમાં પકડેલો મદારી અત્યારે તેના જમણા પગની સાથે વળગેલો છે. વાઘારુ આ વખતે ઊલટી દિશાના કિનારા તરફ ચાલે છે.

મદારી પૂછે છે, 'ત્યાં પાણી બાંધી રાખ્યું છે?'

'બાંધી રાખ્યું છે.'

'કેમ કરી પાણીને બાંધે છે?'

'જાણતો નથી —'

અત્યારે પવન તેમની પાછળ છે. વાઘારુ મદારીને ડાબા હાથે પકડી લે છે — પાછળથી જ હાથ લંબાવીને. મદારી તેના ડાબા પગે વળગી જાય છે. આ વખતે હવે વાઘારુ એટલો કાંઠા પર જતો નથી કે જેથી પવન પાછળથી તેને ધક્કો મારી પાડી દઈ શકે. તે ડાબો હાથ અને ડાબો પગ શરીરથી આગળ સરકાવીને રાખે છે. મદારીને તળિયેની નદી એ પગના અવરોધની પેલી બાજુએથી જોવાની છે. છેક નમીને ડોકિયું કરવા માટે મદારી વાઘારુની પાછળ શરીરનો ભાર મૂકવા હાથ રાખે છે. એ ભાર તેને બદલવો પણ પડે છે. વાઘારુ સમજે છે કે મદારી વચ્ચે વચ્ચે તેની પાછળ પેલા વાઘના પંજાના નિશાન પર હાથ રાખે છે. છેવટે તો ત્યાં જ રાખે છે — વાઘારુના ચીકણા શરીર પર પેલા વાઘના નહોરની અસમતલ જગ્યાએ જાણે હાથનો ટેકો કરવાની અનુકૂળતા થાય છે.

સ્લ્યુઈસ ગેટ ખોલીને પાણી આ તરફથી બહાર કાઢવામાં આવ્યું હતું. બહુ વાર માટે નહિ, પાણી હતું નહિ. એ પાણી અત્યારે આ તરફની જુદી જુદી જગ્યાઓએ છંટકાવ થઈને રહ્યું છે — વરસાદ પડી ગયા પછી જેવું દેખાય તેવું. વાઘારુ આટલે ઊંચેથી એવું કંઈ જોઈ શકતો નથી, પણ પાણી છંટાઈ ગયું છે એવું તે સમજી શકે છે.

'અહીં પાણી ફેલાયેલું છે, અહીં.' વાઘારુ પોતાની પાસે બોલીને સમજી લે છે. પણ બૅરેજના પેલા તલપ્રદેશમાંથી આંખ ઊંચે ઉપાડી, તેને તેના અનુમાનવાળી તિસ્તા પર થઈને અસ્પષ્ટતામાં નજર નાંખીને તિસ્તાને ઓળખી લેવાની છે. ઘણાં બધાં ઘર પર રાત્રિના આકાશના તારાઓની અંદર તે જાણે તેના શરીરની તિસ્તાને જોવા ઇચ્છે છે. પણ નક્કી થઈ શકતું નથી. ડાબો હાથ વધારે પાછળ લઈ જઈ મદારીને આગળ સરકાવી વાઘારુ એ કિનારા પાસેથી ખસી જાય છે.

મદારી તેના પગને વળગી રહીને જ પૂછે છે, 'પાણી છોડે છે કેવી રીતે?'

'ખબર નથી, ખબર નથી.' — વાઘારુ બૅરેજની વચ્ચે આવીને ઊભો રહે છે.

હવે વાઘારુ બૅરેજ પર થઈને સામે જોઈ રહે છે. બૅરેજની ધારે ધારે તે સામે

પાર જશે — તેની તૈયારી કરી લે છે, પછી ચાલવાનું શરૂ કરે છે. મદારી ડાબો હાથ જ પકડી, વાઘારુના ડાબા પગને વળગી રહે છે. આકાશમાંથી તો જાણે તારાઓ ચાલે છે — વાઘારુ નીચેની તિસ્તા અને ઉપરના આકાશની તરફ જેટલી વાર જુએ છે તેટલી વાર તેને લાગે છે કે તેઓ આકાશમાંથી ચાલી રહ્યા છે. અને, આકાશનો સમસ્ત પવન વાઘારુ અને મદારીના શરીર પર થઈને વહી જાય છે. આ પવન ઘણો ઉપરનો પવન છે. એનો કોઈ અવાજ નથી, પણ વાઘારુ શરીર દ્વારા સમજી લે છે કે એ નિઃશબ્દ પવનનું કેટલું જોર છે. બૅરેજ પર તેના બે પગ ગૂંથી લેવા માગે છે, પણ બૅરેજ પર પગ ચોંટતા નથી. વાઘારુ તેના ઢીંચણને વાળે છે, જાણે તૈયારી કરી લે છે — આ પવન તેને ઉથલાવી પાડવા જાય તોપણ તે મદારીને ખેંચી લઈ બેસી પડશે. ગભીર વનની અંદર તૈયાર થવાની જે રીતિ વાઘારુને શરીરગત છે, તે રીતિમાં જ આ બૅરેજ પર વાઘારુ તૈયાર રહેવા શોધે છે. પણ વનની ગભીરતા તેને પરિચિત છે; બૅરેજની આ ઊંચાઈની મુક્તિ તેને પરિચિત નથી.

વાઘારુ જાણતો નથી કે બૅરેજ કેટલો લાંબો છે. તેણે ભલે સાંભળ્યું હોય કે બૅરેજ પૂરો થયો નથી, પણ ક્યાં સુધી પૂરો થયો છે તે તો તે જાણતો નથી. આ પવનનો ધક્કો સંભાળતા સંભાળતા, આ ધૂંધળાશ પાર કરી આગળ જતાં જતાં તેને થાય છે કે તે ઘણો દૂર સુધી આવી ગયો છે. તેને હવે વધારે આગળ વધવાની હિંમત નથી. વાઘારુ સામે જોઈને ઊભો રહી જાય છે. ઊભા રહ્યા પછી તેના બે પગ પહોળા કરી દે છે — ફરીથી પેલી તૈયારી રૂપે. વાઘારુને માથું જરા પાછળ હલાવવું પડે છે — પવનનો વેગ સંભાળી લેવા, અથવા આગળના દૂરત્વનો અંદાજ કાઢવા.

મદારી તેના શરીરની અંદરથી જાણે ચિત્કાર કરી ઊઠે છે, 'અહીં પૂરો? આ બૅરેજ?'

'ખબર નથી.'

મદારી સાંભળી શકતો નથી. તે વાઘારુના ડાબા પગની નીચેથી માથું બહાર કાઢી ફરી બૂમ પાડે છે, 'અહીં પૂરો? આ બૅરેજ?'

આ વખતે વાઘારુ મદારીને પાછળથી આગળ ખેંચી લાવે છે — 'મને જોરથી પકડી રાખ — કેવો ભારે પવન છે!'

મદારી વાઘારુને પકડવા પ્રયત્ન કરે છે પણ પકડી રાખી શકતો નથી. નહિ પકડી શકતાં, તે નાના નાના બે હાથ વાઘારુના શરીરે વધારે વીંટાળી દે છે. તે પછી ડાબો હાથ અલગ કરી, વાઘારુની પાછળ પેલા વાઘના નિશાનના ખાડા શોધે છે, જ્યાં તે હાથ ભરાવી દઈ શકે. મદારીએ વાઘારુને ઓળખી લીધો છે — તિસ્તાને બદલી નાંખનાર આ અજ્ઞાતપૂર્વ બૅરેજની ઉપર, આ મધરાતે એક સાથે રહેતાં જેટલી ઝડપથી ઓળખી લઈ શકાય તેટલી ઝડપથી ઓળખી લીધો છે — વાઘારુ મદારીને બે હાથે તેના શરીરે દબાવી પકડી રાખે છે.

મદારી ડોક હલાવી વાઘારુને પૂછે છે, 'અહીં પૂરો? આ બૅરેજ?'

'ખબર નથી.'

'આ તિસ્તા? તિસ્તા નદી?'

વાતનો જવાબ આપવા માટે હોય અથવા પોતે જ એ તિસ્તાને શોધી રહ્યો છે એટલે હોય, ગમે તેમ, વાઘારુ ડાબે-જમણે ડોક ફેરવીને જુએ છે.

'ખબર નથી.'

'તમે તિસ્તા નદીને ઓળખતા નથી?'

'ઓળખતો નથી.'

'અહીં તિસ્તા નદીને ઊંચે લાવ્યા છે?'

'ખબર નથી.'

'નવી નદી તૈયાર થઈ છે? અહીં?'

'ખબર નથી.'

'તમે અહીંના માણસ નથી કે?'

વાઘારુ જવાબ આપતો નથી.

'જુલુસમાં આવ્યા છો?'

'મારું કોઈ સરઘસ નથી.' વાઘારુ બે હાથ મદારીના માથાના વાળ પર રાખે છે, અને મદારી આ સરઘસહીન અને નદીહીન, સર્વસ્વહારા માનવીને મમતાપૂર્વક વધારે જોરથી પકડી લે છે. પછી અર્ધ-કુતૂહલથી પૂછે છે, 'તમે શું મારી જેમ ખોવાઈ ગયા છો?'

વાઘારુ ખડ્ખડ્ કરતો હસી પડે છે.

પાછળથી પોલીસનો ચિત્કાર સંભળાય છે, 'એય, પાછા ચાલ્યા આવો, ટાઈમ થઈ ગયો છે, ચાલ્યા આવો —'

મદારી અને વાઘારુ પાછા ફરીને જુએ છે કે પોલીસ ટૉર્ચ ફેંકી તેમને પાછા ચાલી જવા કહી રહ્યા છે. તેઓ પાછા ચાલવા માંડે છે.

પોલીસ તેમને બૂમ પાડે છે અને તેમને પાછા આવતા જોઈ ચાલ્યો ગયો હતો. મંચની નીચેનો પડદો ખસેડી વાઘારુ અને મદારી જ્યારે પેલી અત્યંત પ્રકાશિત, નાનીસરખી વેળુ-ભૂમિમાં પ્રવેશે છે ત્યારે ત્યાં બીજું કોઈ નહોતું. મદારી વાઘારુને છોડી દે છે; વાઘારુ મદારીની મુટ્ઠી અલગ કરી દે છે. મદારી એક પગનો ટેકો લઈ નાચતો નાચતો પેલી વેળુ-ભૂમિ પાર કરી દે છે. પાછો ફરીને વાઘારુને બૂમ પાડે છે, 'આવો'. સફેદ રેતી પર તેમના બે પડછાયા ક્રમશઃ લંબાતા રહે છે; અંતે એ સફેદ મેદાનની સમગ્ર જમીન ભરીને તેમના બે પડછાયા રહે છે. તેઓ પ્રકાશનો થાંભલો પાર કરે છે કે આટલી દીર્ઘ બે છાયાઓ નિમિષમાત્રમાં ભૂંસાઈ જાય છે. ત્યાં વાંસની વાડ છે. વાઘારુ અને મદારી તે ઓળંગી આપલચાંદની અંદર પ્રવેશશે.

આપલચાંદમાં અત્યારે આખા જંગલમાં આગિયા છે. મંચની નીચેથી પેલી ફ્લડલાઈટ પાર કર્યા પછી વાઘારુ-મદારીને અથવા બીજું બધું કશુંય પણ દેખાતું નથી.

આપણે હવે વાઘારુ-મદારીને અનુસરીશું નહિ.

વાઘારુ તિસ્તાકાંઠો અને આપલચાંદ છોડીને ચાલી જાય છે. મદારી પણ તેની સાથે જાય છે. જે કારણે તિસ્તાકાંઠો અને આપલચાંદનું શાલવન ઉખેડવામાં આવશે, તે કારણે જ વાઘારુ ઊખડી ગયો. જે કારણે તિસ્તાકાંઠો અને આપલચાંદનાં હરણાંઓનું ટોળું, હાથીનું ટોળું, પંખીઓની હાર, સાપ વગેરે ચાલી જશે તે જ કારણે વાઘારુ ચાલી જાય છે. તેની પાસે તો માત્ર એક શરીર છે. એ શરીર આ નવા તિસ્તાકાંઠે, નવા ફૉરેસ્ટમાં જીવશે નહિ. આ નદી-બંધન, આં બૅરેજ દેશની અર્થનીતિ બદલી નાંખશે, અને ઉત્પાદન વધારશે. વાઘારુને તો કોઈ અર્થનીતિ નથી. વાઘારુનું કોઈ ઉત્પાદન પણ નથી. વાઘારુએ આ બૅરેજનું, આ અર્થનીતિને અને આ ઉન્નતિને જાકારો આપ્યો. વાઘારુ થોડી થોડી વાતો કરી શકે છે ખરો, પણ જાકારાની ભાષા તે જાણતો નથી. તેને તો એક શરીર છે. એ શરીર દ્વારા તેણે જાકારો આપ્યો.

તે હવે આખી રાત દરમ્યાન આ ફૉરેસ્ટને પાર કરશે — જ્યાં તે જન્મ્યો હતો. એ બે રસ્તા પણ ઓળંગશે. કાલે સવારે ફરીથી ફૉરેસ્ટ પાર કરશે. એકબે હાટગંજ પાસેથી પણ પસાર થશે. ક્યારેક મદારીને ઊંઘ આવશે. વાઘારુ મદારીને છાતી પર ઊંચકી લેશે. ક્યારેક મદારી વાઘારુની આગળ આગળ જંગલની અંદર થઈ રસ્તો કાઢશે. મદારી પણ બીજું એક ફૉરેસ્ટનું સંતાન છે. આ રીતે ચાલતાં ચાલતાં જ્યારે વાઘારુને લાગશે કે નવું એક ફૉરેસ્ટ, નવી એક નદી મળી ગઈ, ત્યારે વાઘારુ અટકાશે. એ નવી નદી, નવા ફૉરેસ્ટને વાઘારુ આ શરીર દ્વારા જ ઓળખશે. વાઘારુને ખબર નથી કે મદારી કોણ છે, તે ક્યાં રહે છે, તે કેવી રીતે પાછો ફરશે. પણ વાચક તો જાણે છે કે મદારી કોણ છે અને ક્યાં રહેતો હતો. હવે આખી રાત અને આખો દિવસ ફૉરેસ્ટ પછી ફૉરેસ્ટ, નદી પછી નદી, હાટ પછી હાટ પાર કરતાં કરતાં તેઓ વચ્ચે કેટલી વાતો થશે, તેઓ બે જણ એકબીજાને કેટલા ઓળખશે, તેમને કેટલી વાર ઊંઘ આવશે અને કેટલી વાર જાગરણ કરવું પડશે, તેઓ બે જણ એકબીજાને માટે કેટલા તો અપરિહાર્ય બની ઊઠશે! તે તો બીજું એક સ્વતંત્ર વૃત્તાંત!

આ વૃત્તાંત તો અહીં જ પૂરું થાવ. 

આ જાકારાની આખી રાત દરમ્યાન વાઘારુ મદારીને લઈને ચાલ્યા જ કરો, ચાલ્યા જ કરો, ચાલ્યા જ કરો.....